

ગાંધી આશ્રમના સાથી વિનોબા ભાવે સાથે કાકાસાહેબ [બ્રહ્મમંદિર — પવનારમાં]

# કાલેલકર ગ્રંથાવલિ

## બીજો ભાગ

**પ્રવાસ**

ઉગમણો દેશ, જીવનલીલા, ભારતદર્શન, અને
પ્રવાસ અને પ્રકૃતિલક્ષી અગ્રંથસ્થ નિબંધો





પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ-૩૮૦ ૦૦૯
૧૯૮૬

સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
જેઠાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ








ગુજરાત સાહિત્ય અકાદમી(ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત

પ્રથમ આવૃત્તિ, ૧૯૮૬

પ્રત ૧૫૦૦

મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)

આવરણ ડિઝાઇન : જનક પટેલ

પ્રકાશક :
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected works of Dattatreya Balkrishna Kalelkar In Gujarati,—Centenary Edition) Volume 2 ; Travelogues. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti. Ahmedabad-380 009. 1986.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,





પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તરકાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એકરસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તરકાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ – ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન, – કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઇતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્યમાં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'–[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂકયો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાકયા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઈતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાકયો, મંત્રોદ્ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી—નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

**અમદાવાદ**
**૧૨-૧૦-૧૯૮૪**

**ઉમાશંકર જોશી**
**પ્રમુખ**
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ મંડાયો. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડે છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય), – એ ગ્રંથો તૈયાર થશે.

## કાલેલકર ગ્રંથાવલિ : ભાગ બીજો : પ્રવાસ

આ ગ્રંથમાં 'ઉગમણો દેશ' (ઈ. ૧૯૫૮), 'જીવનલીલા' ('લોકમાતા'નું સંવર્ધિત રૂપ, ૧૯૫૬, સુધારેલીવધારેલી બીજી આવૃત્તિ ૧૯૫૯), 'ભારતદર્શન' ભાગ ૧થી ૪ (ઈ. ૧૯૬૭થી ૧૯૬૮) એ પુસ્તકો તેમ જ પ્રવાસ અને પ્રકૃતિ-લક્ષી કેટલાક અગ્રંથસ્થ લેખો સંગૃહીત કરવામાં આવ્યા છે.

'જીવનલીલા'માં કુલ ૭૦ લેખો હતા એમાંથી 'ગોકર્ણની યાત્રા' અને 'તેરદાળનું મૃગજળ' 'સ્મરણયાત્રા'માં, 'ભરતની આંખે' 'રખડવાનો આનંદ'માં, 'સાર્વભૌમ ભરતી-ઓટ' અને 'કરાંચી જતાં' 'જીવનનો આનંદ'માં, 'સમુદ્રની પીઠ પર', 'સરોવિહાર' તેમ જ 'સુવર્ણદેશની માતા ઐરાવતી' 'બ્રહ્મદેશનો પ્રવાસ'માં તથા 'સમુદ્રના સહવાસમાં' અને 'નીલોત્રી' 'પૂર્વ આફ્રિકામાં' પ્રગટ થયેલા હોવાથી અહીં પુનર્મુદ્રિત કર્યા નથી. એટલે આ પુસ્તકની લેખસંખ્યા ૭૦ને બદલે ૬૦ છે.

'ભારતદર્શન'ના પહેલા ત્રણ ભાગના ઘણાખરા લેખો લેખકના અન્ય ગ્રંથો-માં ('હિમાલયનો પ્રવાસ', 'જીવનનો આનંદ', 'રખડવાનો આનંદ' અને 'જીવનલીલા'-માં) પ્રકાશિત થયેલા છે. એટલે પહેલા ભાગના ત્રણ, ('સહ્યાદ્રિના ઘાટ', 'પંઢેરી' અને 'સહ્યાદ્રિને શ્રદ્ધાંજલિ), બીજા ભાગનો એક ('દક્ષિણ ભારતનું ઉત્તુંગ કાવ્ય નીલગિરિ') તથા ત્રીજા ભાગનો એક ('અવન્તિની શિપ્રા'; – 'કામાખ્યાના રાજ્ય'માં એ ત્રીજા ભાગનો લેખ 'રખડવાનો આનંદ'માં 'આસામની એક ઝાંખી' નામે પ્રગટ થયો છે) એમ પાંચ લેખો ઉપરાંત ચોથા ભાગના બાવીસમાંથી ૧૯ (ત્રણ લેખો 'સહસ્રધારા', 'ગુચ્છુપાની' એ 'જીવનલીલા'માં અને 'ધૌલી પછી કાલસી' એ 'રખડવાનો આનંદ'માં પ્રગટ થયેલા છે) એમ કુલ ૨૪ લેખો 'ભારતદર્શન' શીર્ષકથી અહીં પ્રગટ કર્યા છે. જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થયેલા પરંતુ અગ્રંથસ્થ રહેલા કાકાસાહેબના અન્ય પ્રવાસ અને પ્રકૃતિલક્ષી ૪૦ લેખો અહીં પ્રથમ વાર ગ્રંથસ્થ થાય છે.

કાકાસાહેબનાં લખાણોમાં વિવિધ રસો અને જીવનશ્રદ્ધાઓ વારંવાર ઓતપ્રોત થઈને આવતાં હોય છે. એટલે ચોક્કસ વિષય અનુસાર એમના લેખોનું વર્ગીકરણ કરવું તે મૂંઝવતો સવાલ છે. તેમ છતાં શક્ય તેટલું વર્ગીકરણ કરવા પ્રયાસ કર્યો છે. જોકે આમાં અભિપ્રાયભેદને ખાસ્સો અવકાશ રહે.

## અનુક્રમણિકા

પ્રવાસ અને પ્રકૃતિલક્ષી અગ્રંથસ્થ નિબંધો ૪૪૧–૬૧૪

# પંચામૃત

જાપાન – જેનું સાચું નામ નિપ્પોન અથવા નીહોન છે, તે દેશમાં હું બે વાર જઈ આવ્યો. ત્રણ વરસ પહેલાં પ્રથમ ગયો તે સન ૧૯૫૪ના એપ્રિલમાં, બે અઠવાડિયાં માટે. અને ગયે વરસે ગયો તે જુલાઈ-ઑગસ્ટમાં, લગભગ ચાર અઠવાડિયાં માટે. પહેલી વાર ગયો હતો તે ત્યાંની વિશ્વશાંતિ પરિષદ માટે; એની સહેજસાજ વિગતો એક નાનકડી વાસરીમાં નોંધી રાખી હતી તે પરથી એનું વિસ્તૃત વર્ણન લખવાની ઇચ્છા હતી. ગાંધી-સ્મારક-નિધિને એ પરિષદનો રિપોર્ટ પણ આપવો હતો. પણ બીજાં કર્તવ્યો આડે તે બધું રહી ગયું. આ વખતે ઍટમ બૉમ્બ અને હાઇડ્રોજન બૉમ્બના પ્રયોગો સામે દુનિયાનો પુણ્યપ્રકોપ જાહેર કરવા અને પૃથ્વી પરનો ફોજનો ભાર ઓછો કરવાને અંગે પ્રબળ કે પ્રમત્ત રાષ્ટ્રોને આજીજી કરવા ભેગી થયેલી પરિષદમાં ભાગ લેવાને નિમિત્તે ગયો હતો. આ વખતનું પ્રવાસવર્ણન લખી કાઢી ગુજરાતની પ્રજા આગળ રજૂ કરવાનું પણ રહી જ જાત પણ ચિ. સરોજ આ વખતે મારી સાથે જાપાન ન આવી શકી એ કારણે હું એને ત્યાંથી નિયમિત કાગળો લખતો હતો, તેમાં એ વર્ણન વિસ્તારથી, અને જૂના અનુભવો જાગ્રત કરતી અંગત લાગણીઓ સાથે સચવાયું. છેલ્લા પ્રકરણની વિગતો ચિ. સતીશને લખેલા એક કાગળમાંથી લીધેલી છે.

આ બધા કાગળો ભેગા કરી, તેમ જ મારી સાથે આવેલી ચિ. મંજુલાની વાસરીમાંથી થોડીક વિગતો વીણી લઈ સુધારાવધારા સાથે આ ચોપડી તૈયાર કરી છે.

પહેલી વાર અમે તોકયોથી દક્ષિણનો જાપાન દેશ છેક કુમામોતો સુધી જોયેલો હતો. ઉત્તરનો ભાગ અણદીઠો જ રહેલો.

આ વખતની મુસાફરીમાં છેક ઉત્તરના છેડાથી માંડીને છેક દક્ષિણના છેડા સુધીનો આખો જાપાન દેશ લીધો હતો. પણ જૂની યાત્રામાં જે મહત્ત્વનાં સ્થાનો જોયેલાં તે આ વખતે લઈ શકાયાં નહીં. એટલે આ વખતનું વર્ણન એટલે દરજ્જે અધૂરું નીવડત.

એ વાત પણ ખટકવા લાગી કે જાપાનના આ વર્ણનમાં ક્યોતો અને નારા જેવાં સંસ્કારધામો રહી જાય, હિરોશીમાના બલિદાનનું વર્ણન ન આવે, આસો જેવા જ્વાલામુખીનાં રોમાંચકારી દર્શનથી આ ચોપડી વંચિત રહે અને કુમામોતો શહેરનો અને ત્યાંના શાંતિસ્તૂપનો ઉલ્લેખ પણ ન મળે તો તે ભારે ઊણપ જ ગણાય. આખરે ચિ. સરોજે હિંમત કરી અને નાનકડી વાસરીનાં ચૌદ દિવસનાં પાનાં પરથી અમારી બંનેની સ્મરણશક્તિ તાજી કરી એ જૂના પ્રવાસનું વર્ણન અમે લખી કાઢ્યું. જેમ લખતાં ગયાં તેમ ઘણી જૂની વસ્તુઓ, જાણે ગઈ કાલની જ હોય તેમ છતી થવા લાગી; અને મેં ફરી વાર અનુભવ કર્યો કે માણસ પોતાની

વિસ્મરણશક્તિ પર પણ કોઈ કાળે વિશ્વાસ રાખી ન શકે. જોતજોતામાં એ પ્રવાસ-વર્ણન તૈયાર થયું એટલું જ નહીં પણ તાજા પ્રવાસની આ ચોપડીને મોખરે બેસવાને હકદાર પણ બન્યું.

છેલ્લાં પંદર-વીસ વરસની લગભગ બધી જ નાનીમોટી મુસાફરીમાં ચિ. સરોજ સાથે રહી છે અને એણે દેશદર્શનના એ આનંદમાં ઉત્સાહભેર ભાગ લીધો છે. તેથી ત્રણ વરસ પહેલાંની મુસાફરીનાં સંસ્મરણો તાજાં કરતાં એની ઘણી મદદ મળી.

* * *

આપણા દેશમાં પ્રવાસવર્ણનોનાં પુસ્તકો બહુ ઓછાં લખાય છે. પરદેશની મુસાફરીનાં વર્ણનો તો આપણી પાસે લગભગ નથી જ. આવી સ્થિતિમાં કેવળ પ્રવાસવર્ણનોમાં રસ પેદા કરવો હોય તો તે જાતજાતની ઐતિહાસિક અને વૈજ્ઞાનિક માહિતીથી ભરેલાં ન હોવાં જોઈએ. સામાન્ય માણસ સ્વાભાવિક કુતૂહલથી જેટલું જુએ છે અને જે જાતનો આનંદ માણી શકે છે તેટલું જ જો આપી દીધું હોય, તો વાંચનારને પોતે મુસાફરી કર્યાનો કાંઈક, અને હળવો આનંદ મળી શકે છે. ત્યાર પછી તક મળે તો એ પોતે મુસાફરીએ ઊપડવાનો. અને તેમ ન બની શકે તો, તે તે દેશ વિશેની જરૂરી અને મહત્ત્વની હકીકત આપતી ચોપડીઓ મેળવીને વાંચવાનો.

આછી માહિતી આપતા અને હળવા વર્ણનવાળા જે આદર્શની વાત મેં ઉપર કરી છે, તે આદર્શ હવે પશ્ચિમમાં પણ સ્વીકારાતો જાય છે. પણ ત્યાં એનું કારણ સાવ ઊલટું છે. પશ્ચિમના લોકો છેલ્લાં સો-બસો વરસમાં આખી દુનિયામાં ફરી વળ્યા છે. દરેક દેશની રગેરગની ઐતિહાસિક, ભૌગોલિક અને જાનપદીય એટલી બધી માહિતી તેમણે ભેગી કરી છે કે દરેક દેશના લોકોને પોતાના દેશ વિશે જાણવા માટે પણ પશ્ચિમના લોકોએ લખેલી ચોપડીઓ જોવી પડે છે. આમ દરેક દેશ વિશેની શુદ્ધ કે સબળ માહિતીથી છલોછલ ભરેલી ભારેખમ ચોપડીઓ ત્યાં એટલી બધી તૈયાર થઈ છે કે વાચકોને એનો અપચો થાય છે અને તેઓ હળવી ચોપડી માટે ઝંખે છે.

આ નવી દૃષ્ટિ કે વૃત્તિ માટે બીજું પણ એક કારણ છે. અત્યાર સુધીની દુનિયાનું ઘડતર દરેક દેશના શિષ્ટ લોકોને હાથે થયેલું છે. જેમ આખા મહા-ભારતમાં કેવળ બ્રાહ્મણ-ક્ષત્રિયોનું જ વર્ણન આવે છે, તેમ દુનિયાના સાહિત્યમાં અને ઇતિહાસમાં મોટે ભાગે ઉપલા દસ ટકા લોકોનો જ પુરુષાર્થ વર્ણવેલો હોય છે. હવે છેલ્લાં સો-પચાસ વરસથી સામાન્ય જનતાના લોકયુગનો પ્રારંભ થયો છે. તેથી જેમનો રાજનીતિ, અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર સાથે ઝાઝો સંબંધ જાગ્યો નથી, પણ જેઓ કેવળ જીવે છે, સ્નેહે છે અને આનંદે છે, એવી જનતાના જીવનમાં જ આજના નવા વાચકો રસ ધરાવતા થયા છે. તેઓ કહે છે 'કે રશિયાના સામ્યવાદના પક્ષમાં કે વિરોધમાં લખેલાં મોટાં મોટાં પ્રવચનો સાંભળી અમે અકળાયા છીએ.

રશિયાની સામાન્ય પ્રજા કેમ જીવે છે, કેમ શ્રમે છે, કેમ નાચે છે અને ગાય છે; એ અને એટલું જ જાણવા અમે ઉત્સુક છીએ.' એ જાતની જિજ્ઞાસા સંતોષતી ચોપડીઓ બધે ઢગલાબંધ વેચાય છે અને વંચાય છે.

અને હું તો માનું છું કે શિષ્ટ સમાજ તેમ જ સામાન્ય જનસમાજ જેના પર આધાર રાખે છે અને જેની પાસેથી પોતાનો શ્વાસ અને પોતાનું પોષણ મેળવે છે તે જમીન, પાણી અને આકાશ એ પણ માણસની જિજ્ઞાસાનો પ્રધાન વિષય થવો જોઈએ. અને સૃષ્ટિના એ પોષણ પર જીવતાં પશુપક્ષીઓને, કૃમિ-કીટોને, માછલાંઓને તેમ જ શંખલાઓને અને એ બધાંને આધારરૂપ રહેલાં વૃક્ષ-વનસ્પતિઓને આપણી જિજ્ઞાસામાંથી બાતલ રખાય જ કેમ? જીવન એટલે અખંડ જીવન. એમાં કશું જ બાતલ ન રહેવું જોઈએ.

માણસે પોતાની મતિ અને વૃત્તિ પ્રમાણે નાનાંમોટાં અનેક-પાપો સર્જ્યાં છે અને સેવ્યાં છે. પણ સૌથી મોટું પાપ છે એકાંગિતા. આ એકાંગિતાને કારણે માણસના અનુભવમાં અને વિચારણામાં પ્રમાણબદ્ધતા રહેતી નથી. કોઈ માણસ એકાદ સભા કે સમારંભની વાત કરતાં બારણે જોયેલા જોડાનું જ વર્ણન કરે તો આપણે અનુમાન કરી શકીએ કે એ વર્ણનકાર ધંધે નર્યો ચમાર હશે અથવા જોડા સુધારી આપનાર મોચી હશે. અને જો કોઈ બીજો માણસ એ જ સમારંભ પાછળ-નું કેવળ અધ્યાત્મ વર્ણવે તો આપણે ઓળખી શકીએ કે 'એ કોરો તાર્કિક પંડિત છે. આપણને જોઈએ છે જીવનપરાયણ, જીવનાનંદી, જીવનોપાસક લેખકો. જીવનનાં બધાં પાસાં સપ્રમાણ વ્યક્ત કરવાં એ જ નવા સાહિત્યનો આદર્શ હોવો જોઈએ. આપણા હવે પછીના સાહિત્યને એ જાતનો ઝોક આપી શકીએ તોપણ એ શુભ મંગલાચરણ ગણાય.

જાપાન વિશે લખવા જેવું ઘણું છે. એશિયાના પુનર્જાગૃતિના આ જમાનામાં આપણે એશિયાવાસીઓએ એકબીજાનો ઊંડો પરિચય કેળવવો જોઈએ. અને એ પરિચય દ્વારા મળતો જીવનાનંદ અને માનવાનંદ ખીલવવો જોઈએ. મારી આ ચોપડી બહુ તો ભોજનના પ્રારંભમાં સ્વાદ જગાડવા માટે અપાતા પીણા જેવી, એટલે કે પંચામૃત – appetizer જેવી જ છે.

ગુજરાતની પ્રજા પુરુષાર્થી છે. એની મહત્ત્વાકાંક્ષા હવે અનેક દિશાએ ઊઘડી છે. વેપારઉદ્યોગને અર્થે સાહસ ખેડવાની વૃત્તિ એના હાડમાં પહેલેથી છે જ. ભારતના યુવકોએ હવે જાપાન, ચીન, કંબોડિયા જેવા પૂર્વના દેશોની વારંવાર મુસાફરી કરવી જોઈએ અને નવા સાહિત્યકારોએ દેશદેશાંતરની 'જમીન અને જનતા'નાં, ભારતની પોતાની દૃષ્ટિએ લખેલાં વર્ણનો હવે ઉદીયમાન પેઢીને પૂરાં પાડવાં જોઈએ.

કાકા કાલેલકર

# યાત્રા પહેલી – ૧૯૫૪

## ૧. જાપાન બોલાવે છે

ઘણાં વરસોથી કહેતો હતો કે દુનિયાના બધા દેશો જોવાની ઇચ્છા છે પણ જાપાન અને અમેરિકા જોવાની ખાસ ઇચ્છા થતી નથી. કોઈ દેશ જેટલો પછાત, અણખેડેલો અથવા ઉપેક્ષિત, તેટલું એના તરફ મારું વધારે આકર્ષણ. એને વિશે ઘણું જાણવાની ઇચ્છા કરું. એથી ઊલટું જાપાન અને અમેરિકા વિશે એવો જ ખ્યાલ બંધાયેલો કે આ બન્ને દેશો ઉછીનું લઈને આગળ વધ્યા છે. એમની પાસે પોતાનું મૌલિક કે ઊંડું કશું નથી. જે છે તે મેળવેલું છે, કેળવેલું નથી. માટે આ દેશના લોકો છીછરા અને અહંમન્ય હોવા જોઈએ. એમની સંસ્કૃતિ કે જાહોજલાલી ટકી ટકીને કેટલી ટકે? ઘાસની જવાળા ભડકામણી હોવા છતાં અલ્પ-જીવી જ હોય છે. લાકડાં બળે છે ધીમે ધીમે પણ તે આખી રાત સુધી પહોંચે છે. . . . ઇત્યાદિ.

હવે જોઉં છું કે આ વિચાર પાછળ કેવળ વિચારનું ઉતાવળાપણું હતું, દીર્ઘ-દૃષ્ટિ ન હતી. ઉછીની મૂડી લેનારા પણ યથાકાળે મૌલિકતા અને પોતાનું વૈશિષ્ટ્ય કેળવી જ શકે છે. ખાનદાની તો અનુભવનો અને સમયનો સવાલ છે. મુરબ્બો જે દિવસે બને તે દિવસે કાચો જ હોય. શ્રદ્ધા અને ધીરજ રાખીએ ત્યારે જ મુરબ્બો પાકે છે. માખીઓના મધનું પણ એમ જ છે.

મારી મેળે જાપાન જવાનું મને ન સૂઝત. કહે છે કે જાપાનના ગુરુજી નિચિદાત્સુ ફૂજીઈ ગાંધીજીને મળવા સેવાગ્રામ આવતા હતા ત્યારે ટ્રેનમાં મને મળેલા. સ્વાભાવિક જિજ્ઞાસાથી એમના સાથીઓને મેં અનેક સવાલો પૂછ્યા હશે. પણ હું તો એ બધું ભૂલી ગયો હતો.

પછી એમના શિષ્યો સેવાગ્રામ આશ્રમમાં એક પછી એક આવીને રહેવા લાગ્યા અને ચામડાના પંખા વગાડી, 'नम्यो हो रेंगे क्यो'ની પ્રાર્થના કરવા લાગ્યા. આશ્રમનું ચીંધેલું કામ ખંતથી કરે, બાકીનો વખત પોતાની ચિત્રવિચિત્ર લિપિમાં લખ્યા કરે, જે કોઈ મળે એને પ્રસન્નપણે હસીને નમસ્કાર કરે. આશ્રમ-જીવન દરમિયાન આ લોકોએ કોઈ કાળે કશી માગણી ન કરી, તકરાર કે ટીકા ન કરી. કામ કરે, લખે ને હસીને બધાંને નમસ્કાર કરે. પ્રાર્થના પહેલાં પંખો વગાડી મંત્ર બોલે અને માથું ટેકવીને પ્રણામ કરે.

આ લોકોની કાર્ય-તત્પરતા, એમનું મહેનતુપણું અને એમનો પ્રસન્ન સંયમ – ત્રણેની ગાંધીજીના મન ઉપર ભારે અસર થઈ. યુદ્ધ ફાટતાં અને જાપાન રાષ્ટ્ર બ્રિટન વિરોધી દળમાં સામેલ થતાં, ભારતની અંગ્રેજ સરકારે જાપાની સાધુને

ગિરફતાર કર્યા. આશ્રમમાંથી એ સાધુ આમ ગયા, એટલે ગાંધીજીએ એમની યાદગીરી અને કદર તરીકે એમનો મંત્ર આશ્રમની પ્રાર્થનામાં દાખલ કર્યો.

મેં જાપાન વિશે છેક નાનપણમાં સન ૧૮૯૪માં સાંભળ્યું હતું. જાપાને તે વખતે ચીન સામે યુદ્ધ કરી વિજય મેળવ્યો હતો અને પશ્ચિમનાં રાષ્ટ્રો જાપાન-ની કદર કરવા લાગ્યાં હતાં. ત્યાર પછી જાપાનની ઘણી સસ્તી વસ્તુઓ ભારતમાં આવવા લાગી. સન ૧૯૦૪માં રશિયા-જાપાનનું યુદ્ધ ફાટયું. એ અમારા 'સ્વદેશી હિલચાલ'ના દિવસો હતા. જાપાનના વિજયથી અમે હરખાયા. જાપાન એશિયાના ગુરુસ્થાને પહોંચ્યું અને અંગ્રેજી માલને ઠેકાણે અમે સ્વદેશીની ભક્તિ જેટલી જ ભક્તિથી જાપાની માલ લેવા લાગ્યા. આપણા કેટલાક વિદ્યાર્થીઓ જાપાન જઈ આવ્યા. બે જાપાની કુશળ મજૂરોની મદદથી, તળેગાંવમાં એક કાચનું કારખાનું, સાર્વજનિક પાઈ-પૈસાની મૂડીથી ખોલવામાં આવ્યું. "આપણા દેશમાં કાચનું કારખાનું એ તો એક નવો અવતાર છે" એમ જ લોકો કહેવા લાગ્યા.

શિન્ટો, મિકાડો બુશીડો, સામુરાઈ, હરિકેરી, જિનતાન વગેરે જાપાની શબ્દો લોકોના કાન પર અથડાવા લાગ્યા! જાપાનની લશ્કરી બહાદુરી વિશે અમે અભિમાન ધરાવવા લાગ્યા. અને માર્કિવસ ઈટો, એડમીરલ ટોગો, જનરલ કુરોકી, માર્શલ ઓયામા વગેરે લશ્કરી અને રાજદ્વારી નેતાઓનાં નામો જાણે ઘરનાં જ હોય એમ અમને લાગવા માંડયું. પોર્ટ આર્થરનો કિલ્લો, મુકડેનની રણભૂમિ અને સુશીમાની સામુદ્રધુની, ત્રણે એશિયાનાં ભાગ્યોદયનાં પુણ્યક્ષેત્રો થઈ ચૂકયાં.

છેલ્લા મહાયુદ્ધમાં જાપાનીઓ સિંગાપુર અને મણિપુર સુધી પહોંચ્યા હતા. નેતાજી સુભાષચંદ્ર બોસુએ એમની સાથે સહકાર સાધ્યો હતો. આગળ જતાં હિરોશીમા અને નાગાસાકીમાં પશ્ચિમની ગોરાઓની સંસ્કૃતિ અને આપણી એશિયાઈ સંસ્કૃતિ વચ્ચેનો સંબંધ સ્પષ્ટ થયો અને જાપાન વિશે જે કુતૂહલ અને આદરની લાગણી હતી તે સહાનુભૂતિમાં ફેરવાઈ. પર્લ હારબર પર ઘાતકી હુમલો કરવાનું જાપાનનું પગલું બધાને જ વિચિત્ર લાગતું હતું. પણ પશ્ચિમના લોકોએ આપણે ત્યાં આવાં દગાનાં કૃત્યો કર્યાં ન હતાં એમ નથી. એટલે એ ઘાતકી કૃત્ય સામેનો પશ્ચિમના લોકોનો રોષ સમજવો જરા મુશ્કેલ હતો. મન તો એમ જ કહેતું કે જાપાનના પક્ષમાં કાંઈ બચાવ હશે ખરો, જે આપણે જાણતા નથી. ખેર, હિરોશીમા-નાગાસાકી પછી તો જાપાન સામે કશું જ કહેવાનું મન થતું ન હતું.

યુદ્ધ પૂરું થયા પછી આશ્રમમાં રહેલા બૌદ્ધ સાધુ આનંદા મારુયામાનો જાપાનથી એક કાગળ આવ્યો કે, એમના ગુરુજી ગાંધીજીના વિચારોનો પ્રચાર કરવા અંગે એક પ્રદર્શન ગોઠવે છે, જેને માટે મારે ગાંધીજીનું કંઈક સાહિત્ય અને છબીઓ વગેરે મસાલો મોકલવો. મેં તે પ્રમાણે આનંદથી કર્યું. પાછળથી સાંભળ્યું કે ગુરુજી વિશ્વશાંતિને અર્થે જાપાનમાં, ઠેકઠેકાણે સ્તૂપો-પેગોડા સ્થાપવા ઇચ્છે છે. મેં એમને લખ્યું કે જાપાનની પરિસ્થિતિમાં એવી પ્રવૃત્તિની આવશ્યકતા અને ઉપયોગિતા હશે; પણ મને એમાં વિશ્વાસ કે ઉત્સાહ નથી.

ગુરુજીના શિષ્યોએ એમના શાંતિ-સ્તૂપોનાં કેટલાંયે ચિત્રો મને બતાવ્યાં. સ્તૂપોની આકૃતિ અને આસપાસનો પ્રદેશ જોતાં એ સરસ કલાકૃતિઓ છે એની ખાતરી થઈ. છતાં વિશ્વશાંતિનો આદર્શ જનતા સુધી પહોંચાડવાની એની શક્તિ કે ઉપયોગિતા વિશે મન સાશંક જ રહ્યું.

જાપાનમાં જે બૌદ્ધ ધર્મ પ્રવર્તે છે તે મહાયાન છે, એ જાણતો હોવાથી પેગોડા પ્રત્યેનો એ લોકોનો પક્ષપાત મને આશ્ચર્યકારક નહીં લાગ્યો. બ્રહ્મદેશના હીનયાની – એટલે કે થેરવાદી બૌદ્ધો પણ જ્યારે નવા નવા પેગોડા ઊભા કરે છે ત્યારે સનાતન વૃત્તિવાળા મહાયાની તો કરે જ.

એટલામાં જાપાનમાં શાંતતાવાદીઓની જાગતિક પરિષદ ભરવાનું નક્કી થયું. અને ગુરુજીનું આમંત્રણ આવ્યું કે મારે એ પરિષદ માટે જાપાનમાં જરૂર પધારવું; એટલું જ નહીં પણ ત્યાર પછી જાપાનમાં મહિનો બે મહિના ગામડે ગામડે ફરી, એમની શાંતિ-પ્રવૃત્તિને ટેકો આપવો અને ખાસ કુમામોટોમાં સ્થપાતા સૌથી મોટા શાન્તિસ્તૂપના ઉદ્‌ઘાટન પ્રસંગે હાજર રહેવું.

જવાબમાં મેં કહેવડાવ્યું કે પછાત વર્ગની તપાસ અંગેના કમિશનનો ભાર માથે છે, એટલા માટે ના આવી શકું. મહિના બે મહિનાનો વખત તો ન જ કાઢી શકાય.

એમનો ફરી કાગળ આવ્યો કે આઠ-દસ દિવસ મેળવી શકો તોપણ તમે આવો. જાપાનમાં તમારો રહેવાનો ખરચ તો અમે આપીશું જ, પણ જાપાન આવવા-જવામાંનો એક વખતનો ખરચ પણ આપીશું – જે બીજા કોઈને અમે આપતા નથી. એ લોકોએ ગાંધી સ્મારક-નિધિને પણ લખ્યું કે અમારી શાંતિ-પરિષદમાં તમારા કોઈ પ્રતિનિધિનું હોવું આવશ્યક છે. નિધિએ મારું અને શ્રી ભારતન કુમારપ્પાનું નામ પસંદ કર્યું. પરિષદવાળાઓએ મને ખાસ આગ્રહભર્યું આમંત્રણ તારથી મોકલતાં એક વાક્ય ઉમેર્યું : "We consider you to be the backbone of the Conference." આ વાક્ય વ્યક્તિશઃ મારે માટે છે એમ માનવા જેટલો ફૂલણજી હું કોઈ કાળે હતો નહીં. ગાંધીજીનો ઉપદેશ અને ભારતની અહિંસક લડતની પ્રતિષ્ઠાને કારણે જાપાનમાં જે આશા બંધાઈ હતી તે જ આમાં વ્યક્ત થતી હતી.

આટલા આગ્રહ પછી જાપાન ગયા વગર છૂટકો જ ન હતો. છેલ્લા યુદ્ધને અંતે અમેરિકાએ શાંતિની જે શરતો જાપાન પર લાદી હતી, તેમાં મુખ્ય એ હતી કે જાપાને હવે પછી લડાઈ માટે ફોજ વસાવવી નહીં. પરાજિત રાષ્ટ્રે એ અપમાન ગળી ગયું અને એણે અંદરની શાંતિ માટે જરૂર જેટલી જ ફોજ રાખીને સંતોષ માન્યો.

પણ કાલચક્ર પલટયું. અમેરિકાને હવે રશિયા અને ચીનની બીક પેદા થઈ અને એની સામે જાપાનને સશસ્ત્ર કરવાની જરૂર જણાઈ. જે રાજ્યબંધારણ અમેરિકાએ જાપાન પર લાદ્યું હતું એમાં જરૂરી ફેરફાર કર્યા વગર જાપાન સશસ્ત્ર

થઈ શકે એમ ન હતું. પોતે લાદેલું બંધારણ હવે ફેરવવાની સૂચના અમેરિકાએ જાપાનને કરી. જાપાનના શાંતતાવાદીઓએ આનો વિરોધ શરૂ કર્યો. ગુરુજી નિચિદાત્સુ ફૂજીઈ મૂળે સામ્રાજ્યવાદી ખરા; જાપાન મારફતે આખી દુનિયા પર બૌદ્ધ ધર્મ ફેલાવવાની મહત્ત્વાકાંક્ષા સેવનારા, પણ મહાયુદ્ધમાં હાર્યા પછી અને હિરોશીમા-નાગાસાકીના અનુભવ પછી, ગાંધીજી પાસેથી સાંભળેલી અહિંસાની નીતિ એમને ગળે ઊતરી અને એમણે પ્રચાર શરૂ કર્યો કે, "અમેરિકાએ લાદેલી નિઃશસ્ત્રીકરણની નીતિ ખરેખર ઈશ્વરના આશીર્વાદ સમી છે. હવે એ છોડીએ નહીં." એમણે ચારે કોર એ જ પ્રચાર ચલાવ્યો. આ કામમાં ભારતની સહાનુભૂતિ તેઓ ઇચ્છે એ સ્વાભાવિક હતું. અને તેથી જ વિશ્વશાંતિ પરિષદમાં હું હાજર રહું એ એમનો આગ્રહ હતો.

બધો વિચાર અને હિસાબ કરી મેં જાપાન માટે ચૌદ દિવસ કાઢવાનું નક્કી કર્યું અને આવતાં કે જતાં રસ્તામાં કોઈ પણ દેશ જોવા માટે થોભવું નહીં એવો સંયમ પણ પોતાને માટે બાંધી લીધો. મારું આવવા-જવાનું હવાઈ ખર્ચ ગાંધી-સ્મારક નિધિએ આપ્યું જ્યારે જાપાન-નિવાસ દરમ્યાનનું ખર્ચ ત્યાંના લોકોએ આપ્યું.

આ રીતે મારી પહેલી જાપાન-યાત્રા ગોઠવાઈ અને સન ૧૯૫૪ના માર્ચની ૨૯મી તારીખે બપોરે ચિ. સરોજને સાથે લઈ મેં ભારત છોડયું. ભારતન પાછળથી આવવાના હતા.

છેલ્લાં પંદર-સોળ વરસથી મારી સાથે રહી, બધે મુસાફરી કરી મારું લેખન આદિ બધું કામ કરનાર દીકરી સમી ચિ. સરોજ મારી સાથે જાપાન આવે એ સ્વાભાવિક હતું. પોતાને ખર્ચે આવવાનું એણે નક્કી કર્યું અને કલકત્તાથી અમે ઊપડયાં.

## ૨. વિશ્વશાંતિની શોધમાં

કલકત્તાથી ૨૯મી માર્ચે બપોરે ઊપડયાં તે સાંજે રંગૂન પહોંચ્યાં. અમારું હવાઈ જહાજ રાત્રે મુસાફરી કરવામાં માનતું નહોતું. એટલે એક રાત બ્રહ્મદેશમાં ગાળવી જ પડી. રાત્રે રહેવાનું સ્ટ્રૅન્ડ હોટેલમાં હતું. મિત્રોએ જે લોકોને અમને મળવા માટે કાગળો કે તારો મોકલ્યા હતા તે તેમને મળ્યા નહીં એટલે જરા વિરસ થયો. પણ એટલામાં શામજી પ્રેમજી કંપનીના શ્રી હરખચંદભાઈ અમને હોટેલમાં મળ્યા. તેઓ અમને પહેલાં ફરવા લઈ ગયા. એમણે જ ત્યાંના વિખ્યાત ભાઈ સીતારામજી(ઍકાઉન્ટન્ટ)ને ફોન કરી એમને બોલાવ્યા. ઓરિએન્ટલ ક્લબમાં બેસી અમે સરોવરની શોભા જોઈ. પછી ભાઈ રશીદને ત્યાં ગયાં. ભાઈ રશીદ મૂળે ભારતના. બ્રહ્મદેશ જઈ, ત્યાં પરણી, ત્યાંની નાગરિકતા એમણે સ્વીકારેલી. આજે તેઓ બર્મી સરકારમાં મંત્રીપદે છે. એમણે બર્મી લોકોનો પૂરો વિશ્વાસ મેળવ્યો છે અને બ્રહ્મદેશની સ્વરાજ સરકારની ઉત્તમ સેવા કરે છે. એમને ત્યાં જ અમને

શ્રી અને શ્રીમતી સલાહુદ્દીન તૈયબજી મળ્યાં. ચિ. રૈહાનાને અને સરોજને કારણે અમારે માટે એ બન્ને ઘરનાં જેવાં જ હતાં. અણધારી રીતે એમને મળીને એમને અને અમને ઘણો આનંદ થયો. ભારત વિશે અને બ્રહ્મદેશ વિશે ઘણી વાતો થઈ. મુખ્ય પ્રધાન ઊનૂએ બૌદ્ધ ધર્મગ્રંથના નવસંસ્કરણ માટે બે વરસની સંગીતિ બોલાવી છે એ બીના ચર્ચાનો મુખ્ય વિષય હતો. આખી બૌદ્ધ દુનિયામાં આ સંગીતિનું ઘણું મહત્ત્વ હતું.

રંગૂનથી બહુ વહેલા ઊઠી હવાઈમથકે પહોંચવું હતું. સવારથી સાંજ સુધી હવાઈ-મુસાફરી કરી સાંજે સાડા સાત વાગ્યે અમે તોકયો પહોંચવાનાં હતાં. ત્યાં નાહવાનું બની ન શકે એટલા માટે મધરાત પછી એક વાગ્યે ઊઠીને હરખચંદભાઈ-ને ત્યાં અમે નાહી લીધું. પરોઢ પહેલાં જ સાડા ત્રણે રંગૂન છોડયું, અને સાંજે મોડા મોડા તોકયો પહોંચ્યાં. રસ્તામાં બૅંગકૉક અને હૉંગકૉંગ આવ્યું કે નહીં તે અત્યારે યાદ નથી આવતું.

શિરસ્તા મુજબ અમારા હવાઈ જહાજે તોકયોને માથે એક આકાશી પ્રદક્ષિણા કરી અને પછી જ એ નીચે ઊતર્યું એટલામાં અમે તોકયોનો વિસ્તાર એના સુંદર રંગબેરંગી દીવાઓથી અજમાવી શકયા. ખરેખર, એ દિવાળી અદ્‌ભુત હતી.

હાનેડા હવાઈમથકે ઊતર્યાં અને ત્યાં કલ્પનાતીત સ્વાગત થયું. ભિખ્ખુ મારુયામા તો એમાં હોય જ. ભારતમાં ૧૯૪૯માં ભેગી થયેલી શાંતતા પરિષદમાં મળેલાં શ્રીમતી ડૉ. ટૉમી કોરા વગેરે ઘણાં જાપાનીઓ આવ્યાં હતાં. ભારતના દૂતાવાસથી શ્રી રણબીરસિંહ (મહારાજસિંહજીના દીકરા), શ્રી મૌલિક, શ્રી મુકરજી વગેરે આવ્યા હતા. જે ભાઈ ભારતના રાજદૂત તરીકે અહીં નિમાયા હતા તે હજી તોકયો પહોંચ્યા ન હતા એટલે એમને ઠેકાણે શ્રી રણબીરસિંહે અમારું સ્વાગત કર્યું અને અમે વાજતેગાજતે અમારે ઉતારે પહોંચ્યાં.

નિહોન સૈનેન કાન (જાપાન-યુવા-પ્રાસાદ) નામનું પાંચ માળનું એ ભવ્ય મકાન હતું. આખું મકાન છોકરાઓ અને છોકરીઓથી ઊભરાતું હતું. આપણે મન બધાં જાપાનીઓના ચહેરા સરખા અને એમાં વળી આ છોકરાછોકરીઓએ ગણવેશ તરીકે એક જ જાતનો પોશાક પહેરેલો! શો એમનો ઉત્સાહ અને શી ખુશાલ ધમાલ! સરકાર તરફથી, રજાના દિવસોમાં આખા દેશનાં બાળકોને વારાફરતી રાજ-ધાનીમાં આણી બધું બતાવે છે. છોકરાંઓનાં ધણનાં ધણ કોક દિવસે પાર્લમેન્ટ જોઈ આવે, કોક દિવસે બાદશાહનો રાજમહેલ, કોક દિવસે સંગ્રહાલય જુએ તો કોક દિવસે કારખાનાંઓ. જરા નવરાં પડે એટલે ટેલિવિઝન આગળ બેસી નાટક અથવા ક્રિકેટ-ટેનિસ જેવા ખેલ જુએ. તે વખતે ટેલિવિઝન એ નવું જ નૂત હતું. એટલે છોકરાછોકરીઓ મધમાખોની પેઠે ત્યાં ભેગાં થતાં. અમારે માટે તો એ બધાં ટોળેટોળાં જ હતાં. પણ અંદર અંદર એ બધાં એકબીજાને ઓળખે, પોત-પોતાની સંસ્થા માટે અભિમાન ધરાવે, સગાંવહાલાંઓને મળી આવે, અધ્યાપકોને મળી આગળની કારકિર્દી માટે જાતજાતની યોજનાઓ ઘડી કાઢે. એ બધાં એક

તેજસ્વી અને ઉદ્યોગી રાષ્ટ્રનાં પ્રતિનિધિ હતાં. અમે કોણ છીએ એ જાણવાની એમને પડી ન હતી. અને પડી જ હોય તો એમણે પોતાના લોકોને પૂછીને જિજ્ઞાસા ક્યારની તૃપ્ત કરી હશે. હું એમને નિહાળી ભવિષ્યના જાપાની રાષ્ટ્રનું દર્શન કરતો હતો અને એશિયાના ઉત્કર્ષનાં દિવાસ્વપ્નો સેવતો હતો. ભારતના આજના યુવાનો અને જાપાનના આ યુવાનો સાથે મળીને કોઈ ભારે પુરુષાર્થ કરવાના નથી એમ પણ કોણ કહી શકે? હજારો વરસ પછી સૂરજ પાછો પૂર્વ તરફ ઊગવા માગે છે. હજી આપણી પૂર્ણ તૈયારી નથી પણ સ્પેન્ગલર કહે છે તેમ – પશ્ચિમનો અસ્ત શરૂ થયો હશે? અને અત્યારે જે ત્યાં ભડકામણો વિકાસ દેખાય છે તે ખરેખર સંધ્યાની જ લાલી હશે? રવિબાબુએ એ સંધ્યાની રક્તિમાનું ભયાનક ગીત ગાયું જ છે.

નવા દેશની અદ્ભુત નગરીમાં પહોંચ્યા પછી ઊંઘ સહેજે નહીં આવે. પણ આખા દિવસના થાકે જોર કર્યું અને વગર ખરચે અને વગર કોઈ હવાઈ જહાજ જેવા વાહને અમે જોતજોતામાં સ્વપ્નસૃષ્ટિમાં પહોંચી ગયાં!

સવારે ઊઠીને અમે બારીના પડદા ખસેડયા અને નાનાં બાળકો વગર કારણે હસે તેમ, સાકુરાના ઝાડ પર પહેલવહેલાં ખીલેલાં શુભ્ર રેશમી ફૂલો છતાં થયાં!

જાપાન દેશને પશ્ચિમના લોકો Land of the cherry blossoms કહે છે તે કેટલું બધું સાચું છે એની પ્રતીતિ અમને અમારા ચૌદ દિવસના પ્રવાસી વસવાટમાં થઈ. જ્યાં જુઓ ત્યાં સાકુરાનાં ફૂલો! ડાળો ધીરે ધીરે ઢંકાઈ ગઈ, પાંદડાં અલોપ થયાં. જાપાનના એક છેડેથી બીજે છેડે સુધી સાકુરા, સાકુરા અને સાકુરા. એમ તો એ ફૂલો છે સાવ સફેદ અને નિર્ગંધ. એક એક ફૂલમાં ઉન્માદક એવું કશું નથી. પણ એમનો ઊભરો એટલો ઉન્માદક છે કે આખી જાપાની પ્રજા સાકુરા જ ગાવા માંડે છે. એનું એક કારણ એ હોઈ શકે કે કુદરતે આખા દેશમાં જાણે સંતલસ કરી હોય તેમ એક જ દિવસે સાકુરાનાં ઝાડો ફૂલવા માંડે છે અને ત્રણચાર અઠવાડિયાં પૂરાં થાય તે પહેલાં બધે જ ખેલ ખલાસ! ચિત્રાંગદાનું યૌવન કાંઈ નહીં તો એક વર્ષ માટે ઊલટયું હતું. સાકુરાની પુષ્પ-સૃષ્ટિ એક આખી ઋતુ પણ ટકતી નથી. પણ જ્યારે ખીલે છે ત્યારે આખો દેશ એને માથે ચડાવે છે. આપણે ત્યાં જાતજાતનાં ફૂલો છે. એકની બહાર ઓસરે ત્યાં બીજાં ફાલ હાજર. અને બારમાસી જેવાં ફૂલો તો પોતાનાં નામ પ્રમાણે છયે ઋતુમાં એક જ નિષ્ઠાથી ખીલતાં જાય! બે અઠવાડિયાંને અંતે જે દિવસે અમે આ જ તોકયોથી જાપાન છોડયું, તે દિવસે સાકુરાનાં ઝાડોમાં ફૂલોનાં પુખ્ત બહારમાં થોડાં થોડાં લીલાં પાંદડાં દેખાવા લાગ્યાં હતાં અને ઇશારો કરતાં હતાં કે, યૌવન ઓસરવા માંડયું છે એટલે હવે જે નયનોત્સવ માણવો હોય તે એકાગ્રતાથી માણી લો.

પહેલે જ દિવસે આકાસાકા ડાયેટ(પાર્લમેન્ટ)ના મોટા દીવાનખાનામાં અમારી શાંતિપરિષદ શરૂ થવાની હતી. આ જાગતિક પરિષદ માટે અનેક દેશના

પ્રતિનિધિઓ આવેલા, એટલે વ્યવસ્થા એવી હતી કે કુલ બાર અધ્યક્ષો વારાફરતી એ કામ ચલાવે. એમાં છ જાપાની અને છ બહારના. બહારના અનેક દેશોમાંથી કયા દેશને ભાગે એ માન જાય અને કેટલા પ્રમાણમાં, એની ખૂબ ચર્ચા ચાલી. તક મળતાંવેંત મેં ઊઠીને કહ્યું કે, આપણે મન બધા દેશ સરખા. નાના અને મોટા, એવો ભેદ શા માટે કરીએ? કાંઈ નહીં તો આ પરિષદમાં વિશ્વકુટુંબનું વાતાવરણ પેદા કરીએ. ભારત વતી અમારો કશો આગ્રહ નથી. અમને અધ્યક્ષ-મંડળમાં સ્થાન ન મળે તો અમને માઠું નહીં લાગે. એની અસર સારી થઈ, પણ મારા ધાર્યા કરતાં ઊલટી! ભારત વતી હું અને અધ્યાપક કાલિદાસ નાગ અધ્યક્ષ-મંડળમાં ચૂંટાઈ આવ્યા. પણ ખરેખર વધારે ઉપયોગી નીવડયા, અમારા બન્ને કરતાં, શ્રી ભારતન કુમારપ્પા. એમનો નમ્ર, મીઠો સ્વભાવ, વિષય અને ભાષા પર કાબૂ અને મહેનતુ વૃત્તિ! જ્યાંત્યાં લોકો એમને જ બોલાવે. ઠરાવો ઘડવા હોય, અહેવાલો તૈયાર કરવા હોય, ભારતન વગર કોઈનું ચાલે નહીં. ખરેખર એ આખી પરિષદના એ એક રતન હતા.

અમારી એ પ્રાથમિક પરિષદ બપોરે એક વાગ્યે શરૂ થઈ. તે પહેલાં અમે બધા હિંદીઓ શિરસ્તા મુજબ ભારતના દૂતાવાસમાં જઈ આવ્યા. ત્યાં ડૉ. કાલિદાસ નાગના આગ્રહથી અમે એક ઠરાવ પાસ કરી પંડિત જવાહરલાલને કેબલથી મોકલ્યો. પછી બૅન્ક ઑફ ઇન્ડિયામાં જઈ અમારી પાસેના પાઉંડના જરૂર જેટલા જાપાની યેન બનાવ્યા. ડૉ. કોરા સાથે જાપાનની પરિસ્થિતિ વિશે કેટલીયે વાતો કરી. મેં રણબીરસિંહને કહ્યું કે જાપાનના પ્રાચીન આદિવાસી આયનુ લોકો વિશે મારે જાણવું છે. એમણે થોડીક માહિતી આપી ઉમેર્યું કે, હવે એ લોકોમાં ઘણું જાપાની મિશ્રણ થયું છે. અનેક જાપાનીઓ સાથે વાતો કરતાં મેં તારવી કાઢયું કે પોતાના દેશની પછાત જાતિઓ જોડે ભળતા અને તેમને અપનાવતા રૂસી લોકો ફાવે છે. ચીનાઓ પણ એવો પ્રયત્ન કરે છે. જાપાનીઓએ એ આવડત હજી કેળવી નથી.

પરિષદ તરફથી અમારી બંનેની મદદમાં બે જાપાની વિદ્યાર્થીઓ આપવામાં આવ્યા. તેઓ સ્થાનિક વિશ્વવિદ્યાલયમાં હિંદી શીખતા હતા. એકનું નામ હતું કીમુરા અને બીજાનું હતું કોબાયાશી. બંને સ્વભાવે નમ્ર અને મિલનસાર. દરેક રીતે ઉપયોગી થવા ઇન્તેજાર. એમાંથી ભાઈ કીમુરા તો ચૌદેચૌદ દિવસ, એક કોબે બાદ કરતાં, આખો વખત અમારી સાથે જ ફરતો હતો.

મહેમાનોની વ્યવસ્થાનો ભાર ભિખ્ખુ સાતો સાન પર હતો. એ બાલીશ ભાઈ થોડું અંગ્રેજી જાણતા હતા. ગમે તેટલી મૂંઝવણમાં મિજાજ ખુએ નહીં કે કશાથી અકળાય નહીં. પાછળથી ખબર પડી કે તેઓ ભિક્ષુ થયા તે પહેલાં જાપાનના લશ્કરમાં જોડાયા હતા અને હવાઈ જહાજમાંથી શત્રુ ઉપર બૉમ્બ ફેંકવાનાં પરાક્રમ પણ એમણે કર્યાં હતાં. આજે એ કારકિર્દી માટે એ પસ્તાય છે અને એની વાતો કરતાં હમેશાં સંકોચ અનુભવે છે.

ઇંગ્લંડથી આવેલાં પ્રતિનિધિઓમાં મિસ્ટર ટકર અને મિસિસ વિલિયમસન હતાં. ક્વેકર દળનાં પ્રતિનિધિ શ્રીમતી ગ્લેડિસ ઓવેનને તો અમે ભારતનાં જ પ્રતિનિધિ ગણતાં હતાં. એમની ઓળખાણ ભારતમાં જ, મિસ મ્યૂરિયલ લેસ્ટર મારફતે થયેલી. (ગાંધીજી જ્યારે રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ માટે વિલાયત ગયેલા ત્યારે લંડનના ગરીબોના લત્તામાં, મિસ મ્યૂરિયલ લેસ્ટરના મહેમાન તરીકે રહ્યા હતા. અમે જ્યારે લંડન ગયેલાં ત્યારે ખાસ એમને ત્યાં જઈ એમને મળેલાં. એમણે અમને બધે ફેરવી લંડનના ગરીબોનાં ઘરો અને એમનું જીવન બતાવ્યું હતું અને એ લોકો કેવું સ્વાભિમાની જીવન ગાળે છે એ સમજાવ્યું હતું.) મિસ મ્યૂરિયલ લેસ્ટર જ્યારે દિલ્હીમાં અમારાં મહેમાન તરીકે આવીને રહ્યાં હતાં ત્યારે ગ્લેડિસ ઓવેન પણ એમની સાથે આવ્યાં હતાં. બંને બહેનો સેવાપરાયણ અને ઉદાર હૃદયનાં છે.

તોકયોમાં ક્વેકર તરીકે કામ કરનારા ડૉ. હાવર્ડ અને ઍના બ્રિન્ટન એ દંપતીની ગ્લેડિસ ઓવેન મારફતે ઓળખાણ થઈ. એમ. આર. એ. વાળાં શ્રી અને શ્રીમતી બૅસિલ એન્ટવિસલ પણ મળ્યાં. એ લોકો પાસેથી જાપાનના જીવન વિશે કેટલીક માહિતી મળી. પણ અમે બધા દુનિયાની શાંતિની વાતો કરવા જ ભેગા થયેલા એટલે બીજી વાતો અમને ઝાઝી સૂઝે કે રોકે એમ હતું જ નહીં.

પહેલી એપ્રિલે પાર્લમેન્ટની લાઈબ્રેરીમાં સવારે જાગતિક પરિષદનું રીતસરનું પહેલું અધિવેશન શરૂ થયું. પ્રારંભમાં જ અધ્યક્ષ તરીકે બેસવાનું મારે ભાગે આવ્યું. ભારતની કદર કરવાની દૃષ્ટિ આમાં હતી જ. એ ઉપરાંત ગુરુજીનો પણ કંઈક આગ્રહ હશે. હું થોડુંક અંગ્રેજીમાં બોલ્યો એનું જાપાની તરત કરવામાં આવ્યું. સવારનું અધિવેશન પૂરું થતાંવેંત, અમરેલીવાળા ભાઈ પ્રતાપરાય મહેતા, જે તે જ વખતે તોક્યો આવ્યા હતા, તોક્યો હોટેલમાં મને અને ચિ. સરોજને જમવા લઈ ગયા. અમને શું ગમે ન ગમે એનો ખ્યાલ રાખી શ્રી પ્રતાપભાઈએ ભોજનની ઉત્તમ વ્યવસ્થા રાખી હતી. શ્રી રણબીરસિંહ ત્યાં આવીને અમને તોકયો યુનિવર્સિટી લઈ ગયા. કંઈક ગોટાળો થવાથી અમે જેમને મળવા ગયા હતા તે ભાઈ ન મળી શકયા. પણ એમને બદલે ઍન્થ્રોપૉલૉજી — નૃવંશશાસ્ત્રના પ્રોફેસર ઈશીડા મળ્યા. તેઓ અંગ્રેજી જાણે છે સરસ, પણ બોલવાની એટલી ટેવ નહીં. મેં એમ પણ જોયું કે એ યુનિવર્સિટીમાં નૃવંશવિદ્યા ઉપર અંગ્રેજી ચોપડી નહીં જેવી જ હતી. ઘણીખરી અને સારામાં સારી ચોપડીઓ જર્મનમાં હતી. પ્રોફેસર ઈશીડાએ [illegible] જાપાન વિશે અંગ્રેજી સાહિત્ય હું ખરીદવા માગું છું એટલે પોતાનું [illegible] મૂકી, પોતાની શિષ્યા આકેમી જોડે તેઓ બજારમાં આવ્યા. એક સારી [illegible] તે દિવસે રજા હતી છતાં, શ્રી ઈશીડાની ભલામણને કારણે દુકાનદારે [illegible] and lore અને બીજી જોઈતી ચોપડીઓ મને કાઢી આપી. મેં ચૌદસો યેન આપ્યા.

આવડું મોટું રાષ્ટ્ર પોતાનો હિસાબ યેન જેવા નાનકડા નાણામાં કેમ કરતું હશે એ હજી મારા ધ્યાનમાં આવ્યું નથી. પંચોતેર કે છોતેર યેનનો આપણો એક રૂપિયો થાય છે. એટલે એક યેન આપણા જૂના અને નવા પૈસા વચ્ચે બેસી શકે છે. એક હજાર કરતાં વધારે યેન આપો ત્યારે અંગ્રેજી એક પાઉન્ડ મળે! જે આપણા સાડા તેર રૂપિયાનો થાય છે.

આપણે ત્યાં જૂના વખતમાં આથી ઊલટું હતું. એક રૂપિયાના ચોસઠ પૈસા; અને ચોસઠ કોડીનો એક પૈસો. લોકો બજારમાં શાક ખરીદવા જાય ત્યારે કોડીઓ વાપરે! એક આખો પૈસો ખરચવા જેટલા ઉડાઉ તે વખતે કોઈ ન હતા! ઉત્તર ભારતમાં એક દમડીની દ્રાક્ષ આખું ઘર ખાય! લૂણ પૈસે શેર અને ચણા પૈસે શેર એ તો એક વખતે સામાન્ય દર હતો. હવે પૈસા સસ્તા થઈ ગયા છે. ભિખારી પણ એક આના કરતાં ઓછું દાન લે નહીં.

પેલાં બહેન આકેમી પોતાના ગુરુ સાથે અમને ટેલિવિઝન ખાતું જોવા લઈ ગયાં કેમ કે એ ત્યાં કામ કરતાં હતાં. અમે ત્યાં ટેલિવિઝન ટાવર (મિનારા) પર ચડીને તોકયો જોયું. આખું શહેર જોયું એમ તો ન જ કહેવાય પણ ઘણો ઘણો વિસ્તાર જોયો. પ્રો. ઈશીડા અને આકેમીબહેન વચ્ચેના ગુરુ-શિષ્ય-સંબંધનું વાત્સલ્ય ખાસ આપણને ગમે એવું હતું. આખા એશિયાની સંસ્કૃતિ એક જ છે એ જ ખરું.

સાંજે પાછા જાગતિક પરિષદમાં પહોંચ્યાં. ત્યાં હું વિશ્વશાંતિને અર્થે સર્વ-ધર્મ-સમન્વયની આવશ્યકતા વિશે થોડુંક બોલ્યો.

બીજી એપ્રિલે ફરી પરિષદમાં નવ વાગ્યે પહોંચ્યાં. સાડા દસ વાગ્યે ત્યાંની જ એક ઓરડીમાં બધા પ્રતિનિધિઓ જમ્યા. અમારે ભાગે ઇજિપ્શિયન ખંડ આવ્યો હતો. એમાંનું આખું રાચરચીલું, ચિત્રો, રમકડાં બધું જ ઇજિપ્ત શૈલીનું હતું. બપોરના આવા આંતરરાષ્ટ્રીય જમણ પછી જાપાનના સૌથી મોટા જાહેર હૉલમાં — એને હીબિયા કહે છે — તોકયોના શહેરીઓ માટે મોટી સભા રાખી હતી. પરદેશથી આવેલા અમ બધા પ્રતિનિધિઓને સ્વાગત માટે વિશાળ રંગમંચ પર બેસાડ્યા હતા. પછી જેટલા મહેમાનો એટલી જ જાપાની બાળાઓ, જૂની ઢબના રાષ્ટ્રીય પોશાક સજીને હાથમાં ફૂલના મોટા મોટા ગુચ્છ લઈને આવી અને એમણે અમને એ ફૂલો આપ્યાં. સભાનું આખું દૃશ્ય ભવ્ય હતું. આ સભામાં ભારત વતી મારા આગ્રહથી શ્રી કુમારપ્પા બોલ્યા.

છાપાંવાળાઓએ મને સભામાંથી અનેક વાર બહાર બોલાવી સવાલો પૂછ્યા અને બીજે દિવસે છાપાંઓમાં મુલાકાતો છાપી. ફોટાઓ પાડવાનું તો હોય જ.

એક મુલાકાતમાં મેં કહ્યું કે, જાપાને પશ્ચિમની વિદ્યા પોતાની કરી અને એમાં કોઈ પણ એશિયન રાષ્ટ્ર કરતાં વધુ સફળતા મેળવી બતાવી અને દુનિયાની ખાતરી કરી કે જાપાન ધારે તો પશ્ચિમી વિદ્યામાં પૂરી સરસાઈ ભોગવી શકે છે. એ એક વાર સિદ્ધ કર્યા પછી જાપાન હવે પોતાની મૌલિક સંસ્કૃતિની સરસાઈ કેવળ

કળામાં જ નહીં પણ પોતાના સમસ્ત જીવનમાં સિદ્ધ કેમ ન કરે? જેમ ભારતે અહિંસા અને સત્યાગ્રહનો નવો રસ્તો ખેડી પોતાની ભાત પાડી છે, તે જ પ્રમાણે જાપાન પણ બૌદ્ધ અને શિન્ટોના સંસ્કારોમાંથી ઉત્પન્ન થયેલી નોખી જીવનપરંપરા ખીલવી કેમ ન બતાવે? અને એ વાટે શાંતિનો નવો માર્ગ કેમ ન બતાવે?

સ્ત્રીઓની સંસ્થાઓના પ્રતિનિધિઓને મુલાકાત આપતાં મેં કહ્યું કે પુરુષોએ ઝઘડાળુ સંસ્કૃતિ ખીલવી છે; જીવલેણ હરીફાઈમાં ઊતરી માણસજીવનની ધૂળધાણી કરી છે. હવે સ્ત્રીઓએ દુનિયાના વહેવારનો કબજો પોતાના હાથમાં લઈ, પ્રેમભરી સંસ્કૃતિનો વિકાસ કરવો જોઈએ.

યુવકોને મેં ખાસ કહ્યું : Do profit by the heritage of the past, but pray, don't belong to the past. You have to be loyal to the future of mankind. જૂના વારસાનો લાભ જરૂર ઉઠાવો, પણ ભૂતકાળનું બંધન નહીં સ્વીકારતા. સમસ્ત માનવજાતનો ભવિષ્યકાળ ઘડવાનું તમારે માથે છે. જૂની પરંપરાથી મુક્ત થાઓ તો જ ભવિષ્યના ઘડવૈયા બનશો.

આવી આવી મુલાકાતો છાપામાં વાંચે એટલે નવા નવા લોકો સભામાં આવીને મારી સાથે ઉત્સાહભેર વાતો કરે.

શાન્તતા પરિષદને અંતે બહાર નીકળતાં, ભીડમાં, એક જાપાની ભાઈએ અંગ્રેજીમાં લખેલો — અથવા કોકની પાસેથી લખાવેલો — એક કાગળ મારા હાથમાં આપ્યો અને આંખનાં ઝળઝળિયાં સાથે મારી સાથે હસ્તાંદોલન કર્યું. ભીડમાં એ કાગળ વંચાય એમ હતું નહીં. મેં એ ગજવામાં મૂક્યો. અને એ ભાઈની વિદાય લીધી. એક ભોળા, રસિક અને કુટુંબવત્સલ જાપાની મજૂરના હૃદયના ઉદ્ગારો જ્યારે મેં વાંચ્યા ત્યારે હૃદય ગદ્ગદ થયું. નિપ્પોની જનતા ભારત તરફ કેવી આશાથી જુએ છે એ બતાવવા માટે મેં એ કાગળ સાચવીને પંડિત જવાહરલાલજીને બતાવ્યો.

આ રહ્યો એ કાગળ જેવો ને તેવો જ :

Dear Dr. Kalelkar,

I take the liberty of writing to you. I am a labour in the Japanese. In Japan, as you see, it is spring now. There are cherry-blosam in field and mountain and sky-lark's song over our heads.

It is best season for picnic and cherry-blosam viewing to go out with family.

But I don't feel such delightful. Because it is A-BOMB that damaged some fishmen and fishes, we live on, by radiation ash and contaminated water. A certain Dietman said, if three A-BOMB exploded in Japan, she would

were destroyed at once. A scientist declared that in future Japanese will never increase on account of effective for radiation. So I hav'nt any hope in future, when hear that.

I suppose, it is not only my trouble but also other people's.

To settle such tension of world. I believe that it is India to do that. Because your country don't belong Two Power. She has been neutral.

I heard that you had said "A-BOMB's experiment should be prohibited at once."

I support your opinion.

On April 8 is feted Budda's birthday, at every temple of note throughout Japan it is held ceremony as annual tradition.

We say it HINAMATSURI.

The 25th century ago Budda had been born in India, then Budda saved many people and gave them delightful hope.

The present time your country will give us that one.
Peace for Asia, for Asian and all mankind of world,
It is on your shoulder
Take care of yourself

Yours very truly
Sd- S. Nagamine
A labour

એ કાગળનું ભાષાંતર પણ આપણા લોકો માટે આપવું જોઈએ.

પ્રિય આચાર્ય કાલેલકર,

તમને કાગળ લખવાની છૂટ લઉં છું. હું એક જાપાની મજૂર છું. તમે જુઓ છો કે હમણાં જાપાનમાં વસંત બેઠી છે. વગડામાં અને પર્વતો ઉપર, જ્યાંત્યાં સાકુરા ફૂલ્યાં છે અને માથા પર, આકાશમાં ચંડોળ પક્ષીનાં ગાન સંભળાય છે.

કુટુંબીજનોને સાથે લઈને ઉજાણી માટે અને સાકુરાની શોભા નિહાળવા માટે આ ઉત્તમ ઋતુ છે.

પણ મારું હૃદય એવો આનંદ નથી માણતું કેમ કે જે માછલાં ઉપર અમે જીવીએ છીએ, તે માછલાં અને અમારા માછીમાર લોકો — બંનેનો ઍટમ બૉમ્બથી નીકળતી રાખને કારણે, અને દરિયાનું પાણી ઝેરી થવાને કારણે નાશ થયો છે.

અમારી પાર્લમેન્ટના એક સદસ્યે કહ્યું કે આવા ત્રણ આણુબૉમ્બ જાપાનમાં ફૂટે તો આખા દેશનો તરત નાશ થાય. એક વિજ્ઞાનશાસ્ત્રીએ જાહેર કર્યું છે કે બૉમ્બમાંથી ફેલાતી રેડિયેશન અસરને કારણે હવે પછી જાપાનીઓનો વંશવિસ્તાર વધે નહીં. આવું સાંભળું છું ત્યારે ભવિષ્ય માટે મારા મનમાં કશી આશા રહેતી નથી.

હું માનું છું કે આ વિપત્તિ કેવળ મારી જ નથી, બીજા લોકોની પણ છે.

દુનિયામાં આ જે તાણ ચાલે છે તેનો નિવેડો આણવાનું કામ ભારતનું છે. ભારત જ એ કરી શકશે. કેમ કે તમારો દેશ બંને મહાશક્તિઓના પક્ષમાં ગયો નથી. તમારી ભૂમિ તટસ્થ રહી છે.

મેં સાંભળ્યું છે કે (જાગતિક પરિષદમાં) તમે કહ્યું કે, "આણુબૉમ્બના પ્રયોગો એકદમ બંધ કરવા જોઈએ." હું તમારા આ અભિપ્રાયને ટેકો આપું છું.

આઠમી એપ્રિલે બુદ્ધનો ઉત્સવ ઊજવાય છે. જાપાનમાં બધે, દરેક જાણીતા મંદિરમાં વાર્ષિક તહેવાર તરીકે આ ઉત્સવ ઊજવાય છે. અમે એને હિનામાત્સુરી કહીએ છીએ.

૨,૫૦૦ વરસ પહેલાં ભારતમાં બુદ્ધનો જન્મ થયો. તે કાળે બુદ્ધે અનેક લોકોને તાર્યા. અને એમને મંગળ આશા આપી.

આજના કાળમાં તમારો દેશ અમને એવી જ આશા આપશે — એશિયા, એશિયાવાસીઓ અને દુનિયાની સમસ્ત માનવજાતને શાંતિ.

આ ભાર તમારે શિરે છે. તમારી તબિયત સાચવશો.

તમારો
નાગામિને
(મજૂર)

આજે પણ નવરાશ મળતાંવેંત અમે શહેરમાં ફર્યા. એમાં ખાસ જોવાલાયક હતું – ડિપાર્ટમેન્ટલ સ્ટોર્સ (સર્વ-વસ્તુ-ભંડાર). આપણે ત્યાં અનેક વસ્તુઓ વેચનારી મોટી મોટી દુકાનો ઘણી છે પણ તે પરથી આ વિરાટ સર્વ-વસ્તુ-ભંડારનો ખ્યાલ નહીં આવે. આમાં સોયથી માંડીને હાથી સુધી ગમે તે વસ્તુ ખરીદી શકાય. અનેક માળવાળાં આનાં વિશાળ મકાનોમાં સેંકડો દુકાનો જાણે એકત્ર આવી છે. આને તોલે આવે એવી એક દુકાન લંડનમાં જોયાનું સ્મરણ છે. આ એક ભંડારની વિશાળતા અને અંદરની કીમતી વસ્તુઓની વિપુલતા જોયા પછી માનવું મુશ્કેલ થાય છે કે છેલ્લા મહાયુદ્ધને કારણે જાપાન તારાજ થયું હતું. એક બાજુ ફૂલો અને શાકભાજી મળે, તો બીજી બાજુ દૂરબીનો, કૅમેરા અને રમતગમતનાં સાધનો પણ મળે. તૈયાર કપડાં તો આખી દુનિયા ખરીદી શકે એટલી જાતનાં હતાં. અને આખી વ્યવસ્થા જાણે ઘડિયાળનાં ચક્રો ફરતાં હોય એવી રીતે, સરસ ચાલતી હતી. આશ્ચર્ય થયું ફક્ત એક માળથી બીજા માળ પર જવાઆવવા માટે ચાલતાં લિફ્ટનું. 'આરોહ-અવરોહ કરતા એ ઓરડાઓ' મોટા, પહોળા અને મજબૂત હતા.

પણ એમાં એક વખતે કેટલા લોકો માય એનો કશો નિયમ ન મળે. દીવાસળીના ડબ્બામાં જેમ સળીઓ ખીચોખીચ ભરેલી હોય છે, તેમ પુરુષો, સ્ત્રીઓ, બાળકો જેટલાં ખીચોખીચ માઈ શકે તેટલાં અંદર ઘૂસવાનાં અને ઉપર-નીચે જવાનાં. અહીં કોઈને એ ભીડનું કશું લાગતું જ નથી.

એક વખતે ડૉ. મૅડમ કોરા અમારી સાથે આવેલાં. વસ્તુઓ પસંદ કરી ખરીદવામાં એમણે અમને મદદ કરી. તોકયોના જીવન વિશે કેટલીયે વસ્તુઓ એમની પાસેથી જાણવા મળી.

આ બેત્રણ દિવસોમાં તોકયો શહેર ખૂબ ફર્યાં, ઘણું જોયું, અમારા જેવા શાકાહારી ખાઈ શકે એવી જાપાની વાનીઓ ઠેકઠેકાણે ખાધી. લોકોનું જીવન નિહાળ્યું અને માણસજાતે જીવનકળા કેટલી વિવિધ રીતે ખીલવી છે એ જોઈને આશ્ચર્યચકિત થયાં. અને આટલી વિવિધતા પાછળ પણ એક જ હૃદય કામ કરે છે એનું આશ્વાસન પણ મેળવી શકયાં.

રખડી રખડીને તો થાકી ગયાં. વળી અધૂરામાં પૂરું અમારા યુવાપ્રાસાદનું લિફ્ટ બગડી ગયું. મુકામે જવાનું એટલે પાંચ માળ ચડવાના અને પાંચ માળ ઊતરવાના! ચિ. સરોજે ઠીક હિંમત બતાવી એટલે કોઈ ખાસ મૂંઝવણ ઊભી ન થઈ.

ત્રીજી એપ્રિલે સૈનાન-કાનમાં નાસ્તો કરી અમે પરિષદમાં ગયાં. ત્યાં કોરિયા વિશે હું બોલ્યો. પરિષદમાંથી ભારતીય દૂતાવાસમાં જઈ શ્રી રણબીરસિંહ સાથે જરૂરી વાતો કરી અને અમે જાપાની ટ્રેન મારફતે પ્રવાસ કરવા ઊપડયાં. પરિષદથી અલગ એવો આ અમારો ખાનગી પ્રવાસ હતો. બરાબર સાડા બારે હાટો એકસ્પ્રેસમાં અમે તોકયો છોડયું. સ્ટેશને રણબીરસિંહજી મૂકવા આવ્યા હતા. અમારી સાથે ભિખ્ખુ મારુયામા અને ઈમાઈ બંને હતા. અમારે તોકયોથી ઓસાકા અને કોબે જવાનું હતું. યોકોહામા તો તોકયોનું વેપારી વિરાટ પરું જ કહેવાય. જેમ પચીસ માઈલને અંતરે આવેલાં ઓસાકા અને કોબે એકબીજાની પૂરણીરૂપ છે.

બપોરથી સાંજ સુધી મુસાફરી કરી આખા દેશની શોભાની વાતો કરતાં અમે ઓસાકા સ્ટેશને પહોંચ્યાં. ત્યાં અનેક જાપાની અને હિંદી ભાઈઓને મળ્યા પછી, મોટરમાં પચીસ માઈલની મુસાફરી કરી કોબે પહોંચ્યાં. ત્યાં ભાઈ ધર્મદાસ થાણાવાળાને ત્યાં રહેવાની ગોઠવણ હતી. પથારી ભેગા થતાં રાતના લગભગ પોણા બાર થઈ ગયા!

## ૩. સંસ્કારધામો

સ્વકીય તે સ્વકીય. કશા પૂર્વપરિચય વગર ભાઈ ધર્મદાસ થાણાવાળાને ત્યાં અમારી રહેવાની વ્યવસ્થા કરી હતી. તેમનું ઘર હતું ઘણું વ્યવસ્થિત પણ અમારા

જેવા બે મહેમાનોને સમાવી શકે એવું તો ન કહેવાય. પણ ભાઈ ધર્મદાસ અને એમનાં પત્ની રસીલાબહેને ઘણી મહેનત લઈ અમારે માટે સુંદર સગવડ કરી આપી અને એમના બાળક શિશિર 'ચાન'એ કાલી કાલી વાતો કરી અમારું રંજન કર્યું. નાનો અંબરીષ તો આશ્ચર્ય જ કરતો હશે કે આ નવા લોકો ઘરમાં કોણ આવ્યા છે: ચિ. સરોજની અને રસીલાબહેનની સરસ દોસ્તી જામી.

કોબેને અમારું મથક બનાવી ઓસાકા, ક્યોતો અને નારા, એમ બીજાં ત્રણ સ્થળોની અમે યાત્રા કરી શક્યાં. અહીં મેં જોયું કે, આદરાર્થે 'સાન' શબ્દ કેવળ મધ્યમ વર્ગના લોકોને જ નથી લગાડતા. રસોઈયાને પણ કુક – સાન કહે છે. બાળકો પણ સાન કે ચાન પ્રત્યય માગી લે છે.

ઓસાકામાં અમારે ઘણા લોકોને મળવું હતું. પહેલાં તો ઈમાઈ સાન મળ્યા. તેઓ અમને બીજા જાપાની લોકો પાસે લઈ ગયા. જાપાનમાં ધર્મમાં રસ ધરાવનાર લોકોને Religionist કહે છે! એવી બે બહેનોને અમે મળ્યાં. પછી અમે ક્યોતો જઈ ત્યાંનું એક મોટું શિન્ટો મંદિર જોયું. મંદિરના પૂજારીઓએ અમારું સ્વાગત કર્યું. મંદિરનો વૈભવ અને વૈભવમાં જળવાતી સાદાઈ ખૂબ આકર્ષક લાગ્યાં. દરેક ઓરડીમાં દીવાલ પર પાટિયાં બેસાડેલાં હતાં. જેનું કોતરકામ નાજુક કળાના ઉત્તમ નમૂના ગણાય.

અહીંના મંદિરના એક વિદ્વાન પૂજારી ટોપી પહેરીને અમારી સાથે આવ્યા અને એમણે એક થિયેટરમાં ચાલતા નૃત્ય માટેની ટિકિટો મહેનતપૂર્વક મેળવી આપી. નૃત્ય અને નાટક કરનાર સ્ત્રીઓ બધી ગેશા હતી. ગેશા માટે આપણો જૂનો શબ્દ છે ગુણિકા; જેનું પાછળથી રૂપ થયું ગણિકા. ગોવામાં એને કલાવંતીણ કહે છે. એમને કેવળ વેશ્યા કહેવું બરાબર નથી. આ લોકો સંગીત, વાદન, નૃત્ય, ચિત્રકળા, પુષ્પરચના, નાટય, અભિનય ઈ. અનેક કળાઓમાં પ્રવીણ હોય છે. સંભાષણ-ચતુર તો હોવાં જ જોઈએ. ઉચ્ચ સંસ્કારી અભિરુચિને પોષતી પોતાની કળાઓથી માલિકોને કે ઘરાકોને સંતુષ્ટ કરવા એ એમનું મુખ્ય કામ હોય છે. એ લોકોની કમાણી પણ આશ્ચર્ય પમાડે એવી હોય છે.

એક અજાણ્યા દેશની સંસ્કૃતિના નમૂના તરીકે જ એ નૃત્ય-નાટિકા જોવા અમે ગયાં હતાં. નાટયગૃહનું નામ હતું ડોરેમિકો. રંગમંચ પ્રેક્ષકોની ત્રણ બાજુએ ફેલાયેલો હતો. અને નર્તિકાઓ તો જ્યાંત્યાં સંખ્યાબંધ, મૂર્તિઓની પેઠે બેઠી યા ઊભી હતી. સામેનો રંગમંચ ગમે ત્યારે જમીનમાં અલોપ થતો અથવા જમીનમાંથી ઉપર ઊગી આવતો! પડદાઓનું તો કહેવું જ શું? પડદો ખસેડયા વગર પણ એનાં દૃશ્યો પરિવર્તિત થતાં હતાં. ઘડીકમાં શિયાળો, ઘડીકમાં વસંત તો ઘડીકમાં પાનખર ઋતુ. એક વાર તો એ પડદા ઉપર સમુદ્રનું તોફાન ઊભરાતું અને પછી શાંત થતું અમે જોયું. એ તોફાનમાં માછલાંઓની થતી અકળામણ સહેજે ભુલાય એવી ન હતી. સાકુરા (cherry) અને મોમો(પીચ)નાં ફૂલોની રંગીન રેલમછેલ તો માણસને ઉન્મત્ત કરે એવી હતી.

નૃત્યમાં ચહેરા ઉપર હાવભાવ જરાયે ન મળે. ભાવ પ્રગટ કરવાનું કામ અંગમરોડનું, હાથના પંખાઓનું અને શરીર પરના કપડાનું જ હતું. સંગીત હતું ઉચ્ચ કોટિનું. વચમાં વચમાં સારું લાગે અને કોક વખતે આપણને વિરસ થાય. પપેટ શૉ અને બૅલેનું એક જાતનું મિશ્રણ કહેવાય.

જાપાની પ્રેક્ષકો આ બધું શાંતપણે માણતા હતા. "વાહ વાહ", "ખાશી", "ક્યા ખૂબ" જેવા કોલાહલનું અહીં નામ ન મળે.

નૃત્ય પછી અમે ટેકરી પરનું એક પ્રખ્યાત મંદિર જોવા ગયાં. મને સ્મરણ છે તે પ્રમાણે આ મંદિર પાસે જ એક નાનકડા ઉપવનમાં ઘણાં પાલતુ હરણો નાચતાં હતાં અને પોતાના સ્વચ્છંદવિહારથી પ્રેક્ષકોનું રંજન કરતાં હતાં. ક્યોતોમાં અનેક ઠેકાણે ફરી અમે કોબે પાછાં આવ્યાં. તો-ક્યો અને ક્યો-તો શહેરો અલગ છે પણ નામનો અર્થ એક જ છે — પાટનગર. આ ક્યોતો જૂનું પાટનગર હતું. આજના તોક્યોનું જૂનું નામ હતું એડો.

ભાઈ ધર્મદાસ થાણાવાળાએ પોતાને ત્યાં ઓસાકા કોબેના ચાળીસપિસ્તાળીસ હિંદીઓને ભેગા કર્યા હતા. એમાં સિંધી, પંજાબી, શીખ, ગુજરાતી — અનેક પ્રકારના લોકો હતા. એક વહોરા ભાઈ હતા, એક મહારાષ્ટ્રી.

એ લોકોએ ભારતની સ્થિતિ વિશે અનેક સવાલો પૂછ્યા : કાશ્મીર, પાકિસ્તાનને મળતી અમેરિકાની લશ્કરી મદદ, સ્વરાજ્યમાં પણ ચાલતી લાંચરુશવત; વગેરે અનેક પ્રશ્નો ચર્ચાયા. અને પછી હમેશ ચર્ચાતો સવાલ પણ ઊઠ્યો કે જવાહરલાલ નેહરુ પછી ભારતની ધુરાનું વહન કોણ કરશે?

મેં કહ્યું નાનપણથી એવા સવાલો સાંભળતો આવ્યો છું. સર ફિરોજશાહ મહેતા જેવો બીજો નેતા ભારતને ક્યાંથી મળવાનો? એમ લોકો પૂછતા. પછી કહે, ગોખલે જેવા ત્યાગી, વાગ્મી (વક્તા) અને કુશળ નેતા ફરી મળવાના નથી. પણ એમના કરતાં વધારે તેજસ્વી મળ્યા લોકમાન્ય. એમના પછી દેશમાં અંધારું થશે એમ મનાતું. પણ એમને ઠેકાણે મહાત્મા ગાંધી આવ્યા, અને દુનિયા ચકિત થઈ. એવા નેતા તો હજાર વરસમાં એકાદ જ મળે!! સ્વરાજ થયું અને દેશની ધુરા જવાહરલાલ નેહરુએ ઊંચકી. તેઓ તંદુરસ્ત અને મનદુરસ્ત છે. હજી ઘણા ઘણા દિવસ સુધી ભારતને દોરશે અને દુનિયાના રાજકારણ પર પ્રભાવ પાડશે. તેઓ થાકે ત્યાં સુધી બીજું કોઈ જાગશે જ એ વિશે શંકા નથી.

એક પંજાબી ભાઈએ કહ્યું કે એવો માણસ આસમાનમાંથી થોડો જ ઊતરવાનો? આજે ક્યાંક તો કામ કરતો જ હશે. અને લોકો એને જવાહરલાલના ઉત્તરાધિકારી તરીકે ઓળખતા પણ હશે.

મેં કહ્યું, એવા એક કરતાં વધારે છે, કોણ ખીલશે તે કેમ કહેવાય? પણ હું માનું છું કે જવાહરલાલજી થાકશે અને નિવૃત્ત થશે, તે પહેલાં ભારતની જ નહીં પણ આખી દુનિયાની રાજદ્વારી સ્થિતિ બદલાઈ હશે. જીવનમૂલ્યો જ બદલાયાં હશે.

એક જણે પૂછ્યું, શું તમે એમ સૂચવવા માગો છો કે વિનોબા ભાવે જવાહરલાલનું સ્થાન લેશે? મેં કહ્યું, એ બંનેનાં ટાઈપ (નમૂના અને ઘડતર) જુદાં છે. વિનોબા જવાહરલાલનું સ્થાન ન લઈ શકે. એમનું પોતાનું સ્વતંત્ર અને સ્વયંભૂ સ્થાન છે. તેઓ એકલા જ પ્રયાસ કરવાના અને પ્રજાને ઊંચે ચડાવવાના.

આજની આ મજલિસમાં એક જાપાની પ્રોફેસર પણ ભળ્યા હતા જે અહીં હિંદી શીખવવાનું કામ કરે છે. સાવા સાન એક વાર હિંદ જઈ આવ્યા છે અને ફરી પણ જવાના છે, એમ એમની પાસેથી સાંભળ્યું. (એ પ્રમાણે ફરી આવ્યા હતા, મને મળ્યા હતા અને મેં એમના પ્રવાસની થોડીક વ્યવસ્થા કરી પણ હતી.)

ભારતથી મેં બે 'ગાંધી આલબમ' આણ્યાં હતાં. એક ગુરુજીને ભેટ આપ્યું, બીજું કોબેના ભારતીઓને.

બીજે દિવસે અમે કોબેથી ઓસાકા થઈને નારા પહોંચ્યાં. નારા એ જાપાનનું સૌથી જૂનું અને સૌથી મહત્ત્વનું સંસ્કારધામ છે. ઇતિહાસ, સાહિત્ય, સંગીત, સ્થાપત્ય, ધર્મ – દરેક દૃષ્ટિએ એનું મહત્ત્વ અનેરું છે. ક્યોતો તેમ જ નારા બંને ઠેકાણે શ્રીમતી રસીલાબહેન પોતાના શિશિરને લઈ અમારી સાથે ફર્યાં. એ ભારે સગવડ હતી. ઓસાકામાં આજે કેટલાક પ્રેસવાળા મળ્યા. એમની સાથે વાર્તાલાપ કરી એમને એક સંદેશો લખી આપ્યો.

નારા જતાંવેંત પ્રખ્યાત હોડિયુજી મંદિર જોવા અમે ગયાં. અહીંના મુખ્ય સાધુ શાંત, પ્રસન્ન અને પ્રભાવશાળી દેખાતા હતા. ઈમાઈ સાન કહે કે એ અમારા ગુરુજીના ખાસ મિત્ર છે. એમનું નામ રિયોકેર્ન સાયકી હતું. એમણે અમને મંદિરનાં જૂનાં સુંદર ભીંત-ચિત્રોની નકલો ભેટ આપી. ભારતીય ચહેરાને અને વેશ-ભૂષાને સહેજસાજ જાપાની રૂપ આપનારાં આ ચિત્રો ઘણાં આકર્ષક છે. કળાના સમન્વયથી કેટલે ઊંચે સુધી પહોંચાય છે એનો ખ્યાલ આ ચિત્રો આપે છે. પ્રતિકૃતિઓ નિહાળ્યા પછી મૂળ ભીંત-ચિત્રો જોવાની માગણી કર્યા વગર રહેવાય જ કેમ? પણ ખબર પડી કે મંદિર લાકડાનું હોવાથી અકસ્માતમાં બળી ગયું. મૂળ ચિત્રો નાશ પામ્યાં તે પહેલાં તૈયાર કરેલી આ પ્રતિકૃતિઓ જ હવે ઉપલબ્ધ છે. આ વૃત્તાન્ત સાંભળ્યા પછી દુ:ખી થયેલા મન આગળ આ પ્રતિકૃતિઓનું મહત્ત્વ વધ્યું. અને તેથી એ ચિત્રો મેં સાચવી રાખ્યાં છે.

એક ઠેકાણે અમે એક ઉપર એક એવાં પાંચ છાપરાંવાળું મંદિર જોયું. ઉપરનો કળશ જાણે નીચલી શોભા ઉપરનું શિક્કા મોરતબ હતું.

આ બાજુ અવલોકિતેશ્વર ભગવાનની ભક્તિ ખાસ હોય એમ લાગે છે. અવલોકિતેશ્વર ભગવાનના મોઢા ઉપર શાંતિ, કારુણ્ય અને સહેજસાજ વિષાદ દેખાય છે.

બીજા એક શિન્ટો મંદિરનું નામ તેનૂરી ક્યો – એટલે કે સ્વર્ગીય વિદ્યા અથવા વાણી. એ આખું મંદિર ગરીબ લોકોની સેવાથી બન્યું છે તેથી વધારે પવિત્ર મનાય

છે. અહીંના પૂજારીઓએ અમને કાળા કોટ જેવા બે ઝભ્ભા આપ્યા જેના ઉપર એમના મંદિર વિશે કંઈક લખેલું હતું. એ સંસ્થામાં કામ કરનારા કર્મચારી અને મજૂરો પણ, કામ કરતી વખતે આવાં જ કપડાં પહેરે છે. ભક્તિની આવી જાહેરાત મને ગમી નહીં. સારું હતું કે કપડાં પર લખેલી વાતો અમે વાંચી શકતાં ન હતાં. અમારે માટે એ બધું જ ચિતરામણ!

જાપાનના એક બાદશાહે, પોતાના સરદારો અને લોકોની અંદર તડ પડવાથી ઝઘડા ચાલતા તેથી અકળાઈને એક સાધુની સલાહ માગી. સાધુએ કહ્યું કે ઉપદેશથી એકતા સ્થપાય નહીં. એ લોકોને કોઈ મોટું, સર્વસામાન્ય કામ સોંપી દઈએ એટલે લોકો ઝઘડા ભૂલી, સરસ સહકાર કરવા માંડશે. સાધુની સલાહ પ્રમાણે સમ્રાટે વૈરોચન બુદ્ધ ભગવાનની ધ્યાનમાં બેઠેલી, ત્રેપન ફૂટ ઊંચી, ભવ્ય મૂર્તિ કરાવી અને એને માટે મંદિર બંધાવ્યું. આ રાષ્ટ્રીય ધર્મકાર્ય માટે લોકોમાં એટલો ઉત્સાહ જાગ્યો કે ખરેખર તેઓ ઝઘડા ભૂલી ગયા અને રાષ્ટ્રમાં હાર્દિક ઐક્ય જામેલું જોઈ સમ્રાટ સંતુષ્ટ થયો.

નારાથી કોબે પાછા જઈ સોળંકી સાનને ત્યાં જમી અમે લાંબી યાત્રા માટે આગગાડીમાં બેઠાં. ઈમાઈ સાન ઓસાકાથી આવ્યા. જાપાની ટ્રેનોમાં સૂવાની સગવડ સરસ હોય છે.

## ૪. ભીષણ જ્વાલામુખી અને સૌમ્ય દીવાઓ

છઠ્ઠી એપ્રિલ : આજે અમે દ્વીપાંતર કરી કિયુશુ બેટમાં જવાનાં હતાં. સવાર થતાં પહેલાં શિમોનોસેકી સ્ટેશનથી મોજી સ્ટેશન સુધી સમુદ્રને તળિયેથી જતા એક વિવર દ્વારા અમારી રેલગાડીએ એ દ્વીપાંતર કર્યું. રેલની મુસાફરી માટે આ ભારે સગવડ હતી. આગગાડીમાંથી જહાજમાં અને જહાજમાંથી ફરી પેલી પારની આગગાડીમાં એવું કશું જ કરવું પડયું નહીં. એટલું જ નહીં પણ ઊંઘમાં ખલેલ પણ ન પડી! શિમોનોસેકીમાં જાપાનનું સૌથી મોટું લોઢાનું કારખાનું છે. આખા એશિયામાં આટલું મોટું કારખાનું વખતે બીજું નહીં હોય.

અમારે હાકાટા અથવા ફુકુઓકા સ્ટેશને ગાડી બદલીને કુમામોતો જવાનું હતું. વચમાં થોડોક વખત મળતો હતો. એનો લાભ લઈને અમે શહેરના એક ઉદ્યાનમાં બોધિસત્ત્વ નિચિરેનની એક મોટી મૂર્તિ હતી તે જોઈ આવ્યાં. એ સાધુ વિશે ઘણા ચમત્કારો બતાવાય છે. કહે છે કે, એમના કહેવાથી પ્રચંડ વા વાયા અને જાપાન ઉપર હુમલો કરવા આવનાર ચીની જહાજો સમુદ્રમાં ડૂબી ગયાં!! આ સાતસો વરસની જૂની વાત છે.

હાકાટાથી અમે કુમામોતો આવ્યાં. કિયુશુ બેટનું આ એક મહત્ત્વનું મધ્યસ્થ શહેર છે. અહીં જ ગુરુજીએ એક ટેકરી ઉપર શાંતિસ્તૂપ બંધાવ્યો છે, જેની

અંદર ભારત સરકાર પાસેથી મળેલા બુદ્ધ ભગવાનના શરીરના થોડાક અવશેષો આજે જ સ્થાપવામાં આવશે. હાકાટા સ્ટેશનેથી જ ઘણા ઘણા યાત્રીઓ આ ઉત્સવ માટે આવતા હતા. એટલે જાણે વિજયપ્રવેશ કરતી હોય એવી રીતે અમારી આગગાડી ધામધૂમ સાથે સ્ટેશનમાં પહોંચી. અમારો ઉતારો માત્સૂનોઈ નામની સુંદર જાપાની હોટેલમાં હતો. અમારે માટે સ્વતંત્ર બે ઓરડીઓ, એક દીવાનખાનું અને એની સામે જાપાની ઢબનો બગીચો હતો. જાપાની બગીચો એટલે એમાં નાનકડું તળાવ, એક નાનકડો પુલ, થોડાંક ઝાડો, બની શકે તો એક નાનકડો પ્રપાત (ધોધ) અને આમતેમ જવા માટે ગોઠવેલા ગોળમટોળ ચપટા પથરાઓ હોવાના જ. બગીચાની પેલી પાર કેટલાક જાપાની મજૂરો કામ કરતા હતા. તેમનાં મજબૂત ઘાટીલાં શરીર અને કામ કરવાનો ઉમંગ જોવાલાયક હતાં.

જતાંવેંત છાપાંવાળાઓએ આવીને આમારા ફોટા લીધા અને ત્યાંનાં દૈનિકોમાં છાપવા માટે મુલાકાતો પણ લીધી. અહીં અમારે ત્રણ દિવસ રહેવાનું હતું અને ત્રણે દિવસનો કાર્યક્રમ ભરચક હતો.

સાતમી એપ્રિલનો દિવસ કેમ ભુલાય? આ દિવસે અમે દુનિયાનો સૌથી મોટા દ્રોણ (crater)વાળો જીવતો ધગધગતો જ્વાળામુખી જોઈ આવ્યાં. એનું નામ આસો છે અને એ ધુમાડો અને જ્વાળા અખંડ ફેંકતો જાય છે.

સવારે ઠીક ઠીક નાસ્તો કરીને એક મોટી રૂપાળી બસમાં સાડા નવ વાગ્યે ઊપડયાં અને ખાસ્સા બે કલાકની લાંબી મુસાફરી કરી આસપાસના પ્રદેશની શોભા જોતાં જોતાં અમે જ્વાળામુખીને પગથિયે જઈ પહોંચ્યાં. એ બે કલાકમાં દૂર દૂર સુધીના નાનામોટા અનેક પહાડો જોયા. એમાં એક ટેકરીએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું કેમ કે એનો આકાર ઘાટીલા કાચબા જેવો હતો. એ ટેકરી પર લોકોએ વાડ જેવી એક દીવાલ બાંધી હતી. એનો શો ઉપયોગ હશે તે સમજમાં ન આવ્યું. મુખ્ય ખૂબી એ કે એ ટેકરી ફરતી કોઈ રસ્તો બનાવવા માગતા હોય એવી રીતે પથરાની નાનકડી કરાડ હતી. તેથી જ એ કાચબા જેવી લાગતી હતી. અને અમારા રસ્તાના વળાંક પણ એવા કે એ ટેકરી અમે અનેક બાજુએથી જોઈ શક્યાં. રસ્તો લગભગ પૂરો થવા આવ્યો એટલે એક નાનકડા છેલ્લા ગામડામાં અમે થોભ્યાં, ફરી વાર ખાધું, નાનાં નાનાં બાળકોને રમતાં જોયાં અને પછી જ જ્વાળામુખીના ઉજ્જડ પ્રદેશમાં અમારી બસે પ્રવેશ કર્યો.

એક વાત લખવાની રહી જ જતી હતી. અમારી બસમાં લોકોને ટિકિટ આપવા માટે એક કન્ડંકટર બહેન હતાં. જ્યારે જ્યારે બસનો 'થોભો' આવે ત્યારે ત્યારે કોઈ ઊતરનાર કે ચડનાર હોય કે ન હોય, એ બહેન બસનું બારણું ખોલી નીચે ઊતરે, એક ક્ષણ થોભીને પાછી ઉપર ચડે અને દરવાજો બંધ કરે. એની એ નિયમનિષ્ઠાની અમને ઘણી રમૂજ પડી. હાથમાં નાનકડો લાઉડસ્પીકર લઈને યાત્રીઓને સૂચના આપવાનું કામ એનું જ. અને વચમાં વચમાં, યાત્રીઓના વિનોદને અર્થે એ સારાં સારાં ગીતો ગાઈ પણ સંભાળવતી. એનો કંઠ

સારો હતો. કેટલાક રાગો તો કોઈને કોઈ ભારતીય રાગનું સ્મરણ કરાવતા. અમારી સાથેના કેટલાક દુભાષિયા જાપાનીઓએ એ બહેનનાં લોકગીતોનો અર્થ કરી બતાવ્યો. લોકગીતો મોટે ભાગે કરુણ જ હોય છે અને સામાન્ય પ્રજાનાં સામાન્ય સુખદુ:ખને અમર કરે છે. એ બહેનનું એક ગીત સાકુરાના બહાર વિશે હતું. ચારે કોર એ ફૂલો ખીલેલાં હોય અને બસમાં એમનું જ ગીત ચાલતું હોય ત્યારે મુસાફરી પૂરેપૂરી કાવ્યમય થઈ જાય છે. એક ઠેકાણે લોકોએ બસમાંથી ઊતરી સાકુરા ફૂલની ઘણી ડાળો મેળવી અને બસમાં ઠેકઠેકાણે ખોસી દઈ એને પણ પુષ્પિતાગ્રા બનાવી.

લોકો લહેરમાં આવ્યા અને પછી એક જણે સૂચના કરી કે બસમાં જ્યારે આંતરરાષ્ટ્રીય સંમેલન જેવું છે ત્યારે દરેક જણે પોતપોતાના દેશનું ગીત ગાવું. સૂચનાનો અનાદર ન થયો અને આસોના રસ્તા ઉપરની હવામાં અનેક દેશના રાગો ગુંજી ઊઠયા.

બસ જ્યાં જ્યાં થોભે ત્યાં ત્યાં બાળકો ભેગાં થાય જ. જાપાની બાળકો એટલે ઝીણી આંખો, ઊપસેલા ગાલ, એમની અંદર સંતાતું ચીબું નાક, પ્રસન્ન હાસ્યથી પ્રગટ થતા દાંત અને બાળસેદાર – chubby હાથપગ, એવાં બાળકોને જોતાંવેંત વહાલ છૂટે. કોઈ પણ બાળક રોતું કે અકળાયેલું, મૂંઝાયેલું જોવામાં ન આવે.

હવે અમે જ્વાળામુખીને પગથિયે પહોંચ્યાં. અહીંથી અમારે બસમાંથી ઊતરી અર્ધા કલાકનું આકરું ચઢાણ ચડવું હતું. ક્યાંય ઝાડઝાંખરાં ન મળે. જેમતેમ રસ્તો કાઢતા અનેક લોકો ઉપર ચડવા લાગ્યા. બધા મળીને સો-સવાસો લોકો હશે. મારી સાથે ભિખ્ખુ વાતાનાબે અને જાપાની વિદ્યાર્થી કિમુરા હતા. ચડતાં ચડતાં અનેક લોકો મળે. પાછા ફરીને આખું દૃશ્ય જુએ, હજી કેટલું ચડવાનું છે એનો અંદાજ કાઢે અને છાતીમાં નવો શ્વાસ લઈને ફરી ઉપર ચડવા માંડે.

છાશ કે દહીંના માટલાના મોઢા ઉપર જેમ ધોળા ધોળા રેલા ચારે કોર દેખાય, અથવા નવેસર જમતાં શીખનારાં બાળકોનાં મોઢાંની આસપાસ દાળ, ભાત વગેરે ચોંટેલું હોય, તેવી રીતે આ મોટા જ્વાળામુખીના મોઢાની આસપાસ, દૂર દૂર સુધી ધોળા અને કાળા રંગની રાખ ફેલાયેલી હતી. એમાંથી રસ્તો કાઢતા કાઢતા અમે છેક ઉપર સુધી પહોંચ્યાં અને અનેક બાજુએથી અંદર ડોકિયું કર્યું. જ્વાળામુખીના ભયાનક મોઢામાં ડોકિયું કરવું એ કાંઈ જેવોતેવો અનુભવ ન હતો. એ વિશાળ અને વાંકાચૂકા દ્રોણમાં અનેક ઠેકાણેથી સફેદ, નીળા અને કાળા ધુમાડાના ગોટેગોટા ઊડતા હતા. વચમાં વચમાં ધાણી ફૂટે તેમ પથરાઓ પણ ક્યાંક ઊડતા હતા. કોક કોક ઠેકાણે એ ધુમાડામાંથી જ્વાળા ફાટી નીકળે ત્યારે એનો સૌમ્ય તામ્ર રંગ એવો તો બિહામણો દેખાય કે એના કરતાં રાતની ધગધગતી જ્વાળા સારી.

મારી સાથે ચાલનારા ભિખ્ખુ વાતાનાબેના હાથમાં ભારતનો ત્રિરંગી ઝંડો હતો. મને પ્રસન્ન કરવા ખાતર એણે એ ઝંડો મારા હાથમાં આપવા આગળ કર્યો.

એના બદલામાં મેં બીજા એક ભાઈના હાથમાંથી લાલ સૂર્યબિંબવાળો જાપાનનો ઝંડો હાથમાં લીધો અને વાતાનાબેની આસપાસ ભેગા થયેલા જાપાની લોકોને સમજાવ્યું કે આ ઠેકાણે મારા હાથમાં મારા દેશનો ઝંડો શોભે નહીં. હું કાંઈ જાપાનનો વિજય કરવા આવેલો આક્રમણકારી યોદ્ધો નથી કે અભિમાનેથી તિરંગી ઝંડો લઈને આ ભૂમિ પર ફરું, એ તિરંગી ઝંડો મારે માટે છે તો પ્રાણ સમાન. એની ઇજ્જત ખાતર ભારતમાં અમે કેટલીયે વાર લડયા છીએ. પણ અહીં તો એ ઝંડો અમારી આગતા-સ્વાગતા કરનાર અને ભારત સાથે પ્રેમસંબંધ બાંધનાર જાપાનીઓના હાથમાં જ શોભે. અને એ જ રીતે, જાપાનનો ઉત્કર્ષ ઇચ્છનાર અને જાપાની લોકોની દોસ્તી ચાહનાર મારા હાથમાં તમારો ચંડપ્રતાપી સૂર્યનો ઝંડો જ શોભે. મારી આ વિવેક-મીમાંસાથી આસપાસના બધા રાજી થયા અને એક જણે ધીમેથી કહ્યું : "તમે તો અમારાં હૃદયો જીતી લીધાં."

આના પછી કેટલાયે કૅમેરાઓ બતકની પેઠે કિલક કિલક કરવા લાગ્યા.

મેં જોયું કે અમે ઊભાં હતાં એ સ્થાન કરતાંયે સહેજ ઊંચી ટૂક ડાબી બાજુએ છે. હવે ત્યાં પહોંચ્યા વગર કેમ ચાલે? એ સૌથી ઊંચી જગા હતી. જવાનું કંઈક અઘરું હતું. પણ એ જ એનું બેવડું આકર્ષણ હતું. પગ સાચવતાં સાચવતાં એ શિખર ઉપર પહોંચ્યાં. ત્યાંથી પર્વતના દ્રોણની લંબાઈ વધારે સારી રીતે દેખાતી હતી અને ધુમાડાના ગોટા પણ વધારે ઊંચા જતા દેખાતા હતા.

આવે ઠેકાણે મન પોતાના વ્યાપારથી જ મૂંઝાય છે. 'જિંદગીનો આ એક અસાધારણ લહાવો છે એટલે દરેક ક્ષણનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરી લે' એમ મન આંખોને અને હૃદયને સમજાવતું હતું. આગળ અને પાછળ, જમણે અને ડાબે, ઉપર અને નીચે – આંખો દશેદિશ ધરાઈને જુએ છે. એક પણ વિગત રહી ન જાય એવી ચીવટ રાખી જુએ છે અને સ્મૃતિપટ પર એની છબીઓ પાડી લે છે. બીજી બાજુ હૃદય એ આખા પ્રસંગની ગંભીરતા ઓળખી ભક્તિનમ્ર થાય છે અને ઊંડાણમાં ઊતરે છે.

બેત્રણ વરસ પહેલાં કેટલાક લોકો આ ઠેકાણે આવ્યા હતા અને એકાએક જ્વાળામુખીનો મોટો સ્ફોટ થવાથી બધા જ ત્યાં બળી ગયા હતા. પણ એવા જ્ઞાનથી કોઈ પણ માનવી આવે ઠેકાણે આવતાં અટક્યો છે? જોખમ ક્યાં નથી? કોક વખતે જોખમ ફાટશે અને ઘેરી લેશે, એ બીકને લીધે આવા વિશ્વરૂપદર્શન-થી માનવી કોઈ કાળે વંચિત રહ્યો છે ખરો? જીવિતાશા, ધનાશા, વિજિગીષા અને સુખલાલસા, એ બધા કરતાં સાર્વભૌમ જિજ્ઞાસા અને અદમ્ય કુતૂહલ એ જ બલવત્તર નીવડયાં છે. ઈશ્વર જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞાનમાં ઉમેરો કરતાં કરતાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર થવાનો. આવાં ભવ્ય દૃશ્યો જોવાથી જ દૃષ્ટિ દિવ્ય થાય છે.

આવો 'ઐશ્વર યોગ' નિહાળવા માટે દરેક ભક્તને ઈશ્વર 'દિવ્યચક્ષુ' આપે જ છે. અને જે ભગવાન દિવ્યચક્ષુ આપે છે તે હૃદયની સમૃદ્ધિ પણ આપે છે.

ક્યાં ભારતવર્ષ અને ક્યાં નિપ્પોનના આ પ્રાચી-દ્વીપનો પ્રચંડ જ્વાળામુખી! અહીં આવ્યો અને કૃતાર્થ થયો. જરાયે ન લાગ્યું કે પરાયા મુલકમાં છું. જ્યાં ભાષાભેદ છે ત્યાં પરાયાપણું ભલે અનુભવાતું હોય. પણ કુદરત તો બધે એક જ છે. હિમાલયના ઉત્તુંગ હિમરાશિમાં જે વિશ્વાત્મૈક્ય અનુભવી શક્યો હતો, તે જ વિશ્વાત્મૈક્ય આ રક્ષા-પર્વતના શિખર ઉપર ધૂમ્ર અને જ્યોતિના ગોટા વચ્ચે અનુભવતાં જરાયે મુશ્કેલી આવતી ન હતી. એ અનુભૂતિ હૃદયમાં પરિપૂર્ણ 'તુડુંબ' ભરાઈ અને તરત જ જ્ઞાનેશ્વરની બે લીટીઓ મોઢામાંથી નીકળી –

हे विश्वचि माझें घर, ऐसी जयाची मति स्थिर,
किंबहुना चराचर, आपणचि झाला।

મારે મન મુસાફરી એ કાંઈ કુતૂહલ-તૃપ્તિનો વિષય નથી. એ તો વિધાતાના આદ્ય અવતારનું પ્રત્યક્ષ દર્શન છે. જેના ઉદ્ધારને અર્થે ભગવાને દસ, ચોવીસ કે અનંત અવતાર લીધા, તે આ વિશ્વ પોતે જ ભગવાનનો આદ્ય અને વિરાટ અવતાર છે. એની સાથેના તાદાત્મ્યનો અનુભવ કરવો, એ જ તો સૌથી મોટી સાધના છે.

જેમ મૂર્તિપૂજા અને માનસપૂજા એવી દ્વિવિધ પૂજા ભક્તોને સૂઝી છે, તેવી જ રીતે પૃથ્વીપર્યટન અને તારાનિરીક્ષણ એ પણ દર્શનભક્તિના બે વિરાટ પ્રકારો છે. બંનેની યથા-તક ઉપાસના કરીને માણસ અનુભવ-સમૃદ્ધ થાય છે.

આસોના સર્વોચ્ચ શિખર પર આનાથી ઊતરતા વિચારો આવી જ ન શકે. જ્વાળામુખીનો અગ્નિ 'कालोऽस्मि लोक-क्षय-कृत् प्रवृद्धः' એમ કહી શકત પણ મને તો એની વિશ્વ-કલ્યાણ-કામના અને એને લીધે ધારણ કરેલો સંયમ જ પ્રતીત થયો.

સમાધિ પછી જેમ કાલક્રમે વ્યુત્થાન થાય છે તે જ રીતે અમે જ્વાળામુખીના દ્રોણ-દર્શનથી કૃતાર્થ થઈ નીચે ઊતરવા લાગ્યાં. ઉપર ચડતાં જે અનેક જાતની વાતો ચાલતી હતી, તે હવે બંધ થઈ. હાસ્યરસના ફુવારા આથમી ગયા અને દરેકના મોઢા ઉપર પ્રસન્ન-ગંભીરતા છવાઈ ગઈ. मन मस्त हुआ फिर क्यों डोले? પણ એ સ્થિતિ લાંબા વખત સુધી ન ટકી. જેમ જેમ ઊતરવા લાગ્યાં, તેમ તેમ જગા પહોળી થઈ. યાત્રીઓ અનેક ધારામાં વેરાયા અને પછી બધાને અનુભવની આપ-લે કરવાનું સૂઝ્યું. જૂના અનુભવો તાજા થવા લાગ્યા અને લોકો વિનિમયાનંદમાં ગિરફ્તાર થયા.

નીચે આવતાંવેંત કેટલાંક લોકોએ ચા પીધી. ચિ. સરોજે આપેલા ચૉક્લેટના કકડા મેં આરોગ્યા, અને આજની કૃતાર્થતા શી રીતે સંઘરી શકાય એની ચિંતામાં બાકીનો દિવસ પસાર કર્યો.

જે રસ્તે ગયાં તે જ રસ્તે પાછાં આવ્યાં. ફરી એ ને એ જ બાળકો દેખાયાં. એ જ કાચબા ટેકરીએ અમારું સ્વાગત કર્યું, એ જ સાકુરાનાં ઝાડોએ પોતાના હાથમાં ફૂલો લઈ અમને પુષ્પાંજલિના આશીર્વાદ આપ્યા, અને છેવટે અમે કુમામોતોમાં ફરી પ્રવેશ કર્યો. સવારે ઊઠીને જનારાં અમે પાછાં આવતાં એ ને એ જ રહ્યાં ન હતાં. દરેક જણ એક કીમતીમાં કીમતી અનુભવના ભાર તળે દબાયેલો અને તેથી પ્રસન્ન હતો. ત્યારે સન ૧૯૫૪ની આ સાતમી એપ્રિલ શી રીતે ભુલાય?

૨

બીજી સવારે સ્તૂપોત્સવ થવાનો હતો. તેના માનમાં કુમામોતો શહેરના લોકોએ રાત્રે જાપાની દીવાઓનું એક સરઘસ કાઢવાનું નક્કી કર્યું હતું. દેશદેશાન્તરથી આવેલા અમે પ્રતિનિધિ મહેમાનો એમાં ભાગ લેવાના હતા. આવા ઉત્સવની શ્રીવૃદ્ધિ કરવા માટેનું આમંત્રણ કોણ છોડે?

સરઘસમાં હજારો બાળકો એક એક લાકડીને છેડે બાંધેલાં કાગળનાં ફાનસ લઈને ચાલવા લાગ્યાં. એમની પાછળ રૂપાળી બસમાં બેસીને અમે મહેમાનો ચાલ્યાં. અમને પણ એવાં ફાનસો આપવામાં આવ્યાં હતાં. પોલા ફણસના આકારનાં આ કાગદી ફાનસો ભારમાં બિલકુલ હલકાં હોય છે. એમને તળિયે ગોઠવેલી મીણબત્તીનો પ્રકાશ ફાનસના કાગળને કારણે સૌમ્ય રીતે ફેલાય છે. સૌમ્ય પ્રકાશના અસંખ્ય ગોળાઓ હવામાં ડોલતા ડોલતા જ્યારે ચાલે છે ત્યારે મન પર એની ભારે ખુશનુમા અને જાદુઈ અસર થાય છે.

સરઘસ જ્યાંથી શરૂ થવાનું હતું ત્યાં અમે વખતસર પહોંચ્યાં. અંધારું શરૂ થયું હતું પણ શહેરના રસ્તાઓ હમેશની પેઠે રંગબેરંગી દીવાઓથી પ્રકાશિત હતા. રસ્તા ઉપર જો જૂના જમાનાનું અંધારું હોત તો અમારા કાગદી દીવાઓનું માહાત્મ્ય વધત. પણ અમારે તો કુમામોતો શહેરની આખી શોભા પણ નિહાળવી હતી. શહેર ખરેખર રૂપાળું હતું. મુખ્ય રસ્તાઓ અને બજારો તો ગંધર્વ નગરીની શોભા આણતાં હતાં. અમે બધાં બસમાં ગોઠવાઈ ગયાં અને અમને મળેલાં ફાનસો અમે લાકડી વતી ખિડકી બહાર લટકતાં રાખ્યાં. અંદરની મીણબત્તી ઓલવાઈ જાય અથવા ખતમ થાય એટલે તરત કોઈ ને કોઈ આવીને એમાં નવી મીણબત્તી મૂકીને સળગાવી આપે.

હમેશાં શરમાળ અને અલિપ્ત રહેનાર અમારા ભારતન કુમારપ્પા પણ આ આખા વાતાવરણથી પ્રભાવિત થયા અને ખુશીમાં આવી બાળકો સાથે ગેલ કરવા લાગ્યા.

કલાકો સુધી અમે આખા શહેરમાં ધીરે ધીરે ફર્યાં. જ્યાં-ત્યાં લોકો ઘરોમાંથી અને દુકાનોમાંથી બહાર આવી સરઘસનું અભિનંદન કરે. ચિ. સરોજ મને કહે: "આ બાળકોનો ઉત્સાહ વધારે કે કલાકો સુધી રસ્તા ઉપર પગપાળા ચાલવાની એમની ધીરજ વધારે, એ કહેવું મુશ્કેલ છે. સારાં સારાં કપડાં પહેરીને આટલાં બધાં

બાળકો શાંત ઉત્સાહભેર દીવાઓનું સરઘસ કાઢે એ કાંઈ નાનીસૂની સિદ્ધિ નથી.''

જાપાનના બજારની દુકાનો કોઈ પણ દેશની દુકાનો કરતાં વધારે સરસ ગોઠવાયેલી અને આકર્ષક હોય છે. આપણા લોકોએ એટલા માટે પણ ખાસ જાપાન જઈ એ કળા શીખી લેવા જેવી છે. દરેક વસ્તુ તો આકર્ષક રીતે ગોઠવાયેલી હોય જ છે. પણ એ ઉપરાંત દુકાનની સર્વ-સામાન્ય રચના એવી હોય છે કે આખી દુકાનનું વ્યક્તિત્વ દીપી ઊઠે છે. અને જાપાની ઘરાકોનાં ટોળેટોળાં જ્યારે દુકાનમાં ઘૂસે છે ત્યારે તેઓ પણ જાણે દુકાનની શોભા વધારવા માટે નોતર્યા ન હોય એવી રીતે દુકાનની સુંદરતામાં ભળી જાય છે. આ પ્રજાની આ ખાસિયત કોણે ક્યારે કેળવી હશે? આટલું લાંબું સરઘસ શહેર આખામાં ફરી વળ્યું પણ કોઈ પણ ઠેકાણે રાહદારી બગડી નહીં કે ગૂંગળાઈ નહીં. આ સરઘસ પણ અમારે માટે એક કીમતી અનુભવ હતો. આખા ગામની ઊલટમાં અમે ભળી ગયાં અને મોડાં મોડાં ઘેર આવી, પોતાની ઓરડીમાં જ પેટની પૂજા કરી નિદ્રાને અધીન થયાં. માણસને તક મળે તો કેટલો કીમતી અનુભવ ફક્ત એક દિવસમાં મવડાવી શકે એનો તે દિવસે અમને તાગ મળ્યો.

## ૫. બુદ્ધ ધાતુની સ્થાપના

આજનો અને આવતી કાલનો દિવસ બન્ને મહત્ત્વના હતા. તારીખ આઠમી એપ્રિલે કુમામોતો પાસેની ટેકરી પર બાંધેલા સ્તૂપમાં ભગવાન બુદ્ધના અવશેષોની સ્થાપના કરવી હતી. દેશદેશાન્તરના શાન્તતાવાદીઓ આ પ્રસંગને વધાવવા ભેગા થયા હતા. આ સ્થાનેથી બુદ્ધ ભગવાનની સનાતન વાણી – नहि वेरेण वेराणि सम्मन्तीघ कदाचन સાંભળીને બીજે દિવસે અમારે હિરોશીમા જઈ ત્યાંના લાખો અમર શહીદોને શ્રદ્ધાંજલિ અર્પણ કરવી હતી અને બુદ્ધવચનનો અનુભવ કરવો હતો કે दुःखं शेते पराजितो ।

સવારે વહેલા ઊઠી, નાહીધોઈ, અમે નવ વાગ્યે બસમાં આરૂઢ થઈ નીકળ્યાં અને સ્તૂપની ટેકરી પર જઈ, એકસો ચાળીસ પગથિયાં ચડી, ઉત્સવ માટે તૈયાર કરેલા વિશાળ શમિયાણામાં સ્થાનાપન્ન થયાં. ઉત્સવનો પ્રારંભ થવાનો હતો એટલામાં એક કૅનેડિયન કે અમેરિકન પ્રવાસી ત્યાં હાંફળોફાંફળો આવી પહોંચ્યો. કહે કે, “હું તોકયોમાં જ હાજર રહેવા માગતો હતો. પણ પાસપોર્ટ વીસાની કાંઈ ગરબડ થઈ અને મોડો નીકળી શકયો. આજના ઉત્સવમાં પણ મોડો પડીશ એ બીકે સ્ટેશનથી સીધો અહીં દોડતો આવ્યો છું.'' મેં એને પૂછયું, “તમારો સામાન કયાં છે?'' તો કહે : “આ ટેકરીની પગથીએ કોઈ ડોસી કંઈક વેચવા બેઠી હતી, એની સાથે કઈ ભાષામાં બોલું? મારી પ્રવાસી-પેટી – જેમાં મારું બધું છે – એની આગળ મૂકી, ઉપર નાસી આવ્યો. મારા ઇશારાથી એ જે સમજી હોય તે ખરું.''

મેં પૂછ્યું, "તમે એ બાઈને ઓળખી શકશો? અને એ પણ ઓળખી શકશે કે તમે જ એ પેટી રાખી હતી?" એણે કહ્યું કે "ભગવાનને ભરોસે મૂકી આવ્યો છું. મારી ખાતરી છે કે મારી શ્રદ્ધા અસ્થાને નથી." (ઉત્સવને અંતે વ્યવસ્થાપકોમાંથી કોકને મેં એની વાત કરી, અને એ ભાઈની પેટી એને વગર મુશ્કેલીએ સહીસલામત મળી ગઈ.)

આંતરરાષ્ટ્રીય સ્વરૂપનો એ ઉત્સવ શરૂ થયો. ભવ્ય પેગોડો સામે એક ઉચ્ચ આસન પર ગુરુજી સમેત અનેક સાધુઓ વિરાજમાન થયા. પાસે એક મોટો ઢોલ લાકડાની બેઠક પર રાખ્યો હતો. એક ડોસી સાધ્વી એને તાલબદ્ધ વગાડતી જાય. જેથી આખા વાતાવરણને ખબર પડે કે ઉત્સવ શરૂ થયો છે.

અનેક મંત્ર બોલાયા. પ્રારંભિક ધર્મપ્રવચનો ગવાયાં. ત્યાર પછી ભારતના પ્રતિનિધિઓએ બુદ્ધ ભગવાનના અવશેષોની કરંડિકા જાપાનના બૌદ્ધ સાધુઓને અર્પણ કરી. આપવામાં પ્રમુખ હતા કોઈ બૌદ્ધ સાધુ. જેમને પડખે ડૉ. કાલિદાસ નાગ અને બીજા પણ હાજર હતા. અને લેવામાં ગુરુજી નિચિદાત્સુ ફૂજીઈ અને બીજા અનેકાનેક જાપાની બૌદ્ધ સાધુઓ.

બે રાષ્ટ્ર વચ્ચે હજારો વરસને અંતે થતી આ પવિત્ર આપ-લેનું મહત્ત્વ અમે બધાં પોતપોતાના મન પર ઠસાવતાં હતાં એટલામાં ભમરડાની પેઠે અવાજ કરતું એક વિમાન આકાશમાં આવ્યું અને ઘણે નીચે સુધી ડૂબકી મારી એણે એ સ્તૂપ ઉપર અને આગળની મેદની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. આ અકલ્પિત પુષ્પવૃષ્ટિથી ભેગાં થયેલાં હજારો લોકોનાં હૈયાં પુલકિત થયાં. પુષ્પવૃષ્ટિ પછી રેશમની લાંબી લાંબી નાડીઓની વર્ષા થઈ. આકાશમાર્ગે સર્પ ઊતરતા હોય એવાં એ ગૂંચળાં દેખાતાં હતાં. એ નાડીઓ ઉપર જાપાની મંત્રોના અક્ષરો શોભતા હતા.

બુદ્ધના અવશેષો એક ગોખલા વાટે સ્તૂપની અંદર મૂકવામાં આવ્યા અને અમે બધાંએ એને ધૂપદીપ અર્પણ કર્યાં. ઠેકઠેકાણે ફળોના ઢગલા આખા પ્રસંગની શોભા વધારતા હતા. ભેટમાં ચડાવેલી જાતજાતની વસ્તુઓ પણ ભક્તિ વધારવા માટે ત્યાં ગોઠવેલી હતી.

હવે વારો આવ્યો ભાષણોનો. ભારત વતી બોલવાનું મારે ભાગે હતું. આવે મંગલ પ્રસંગે મેં ભારતની રાષ્ટ્રભાષામાં જ બોલવાનું પસંદ કર્યું. ભિખ્ખુ મારુયામા સાન મારી પડખે ઊભા રહી, મારા હિંદી વાકયેવાકયનો જાપાની અનુવાદ કરતા હતા. આખી જાપાની મેદની ભારતનો સંદેશો હર્ષભેર સાંભળતી હતી. પ્રસંગને છાજે એવા ઉત્સાહથી મારુયામાજી મારા ભાષણનો અનુવાદ કરતા હતા. મારું ભાષણ પૂરું થયું અને હર્ષઘેલા મારુયામા મને ભેટી પડ્યા! ત્યાંથી પોતાના સ્થાન પર હું જઈ પહોંચ્યો. ત્યાં યુરોપ-અમેરિકાથી આવેલા પ્રતિનિધિઓને મેં મારું કથન ટૂંકાણમાં અંગ્રેજીમાં સમજાવ્યું. બિચારા ન જાણે હિંદી કે ન જાણે જાપાની! હવે પછી પ્રબુદ્ધ એશિયામાં એમનું સ્થાન કયાં છે એ તેઓ સમજી ગયા.

સૌથી પ્રભાવશાળી વ્યાખ્યાન હતું ગુરુજીનું. એનો સાર મારુયામા મને પાછળથી કહેવાના હતા. પણ બિચારાને વખત જ ન મળ્યો.

જાપાની ઉત્સવો પણ આપણા ઉત્સવોની પેઠે જ લાંબા લાંબા ચાલે છે. એના વગર ધર્મવૃત્તિને સંતોષ થતો નથી. એ ઉત્સવ જોવા માટે ભેગી થયેલી બહેનોમાં-થી જે વૃદ્ધા હતી એમની આંખોમાંથી આનંદાશ્રુ ટપકતાં હતાં અને તેઓ મોઢેથી કાંઈ ને કાંઈ મંત્ર પણ બોલતી હતી. ઉત્સવને અંતે, પાસેની એક મોટી ઓરડીમાં અમને લઈ ગયા. ત્યાં સ્થાનિક વ્યક્તિઓ સાથે અને સાધુઓ સાથે અમારી ઓળખાણ થઈ. ત્યાં થોડુંક ખાધું અને ધીરે ધીરે નીચે ઊતર્યા. આખું ગામ આ ઉત્સવ માણતું હતું.

બે વાગ્યે હોટેલમાં પહોંચ્યાં અને ત્રણ વાગ્યે કૉન્ફરન્સમાં. ત્યાં ઘણાં ભાષણો થયાં. જ્યાંત્યાં ભારતને કુમારપ્પાની માગણી થતી હતી.

એક મજાનો પ્રસંગ અહીં નોંધવા જેવો છે. મારા જેવાને હિંદીમાં બોલતો જોઈ, પેલા અમેરિકન ભાઈને સૂઝયું કે આપણે સ્પૅનિશમાં બોલીએ! એને ખાતરી હતી કે આ ભાષા કોઈ અહીં સમજી કે અનુવાદી નહીં જ શકે. એણે ગમ્મત ખાતર જ સ્પૅનિશમાં શરૂ કર્યું. એને શી ખબર કે ભારત તો સનાતન કાળથી ભાષાભક્ત છે? એ ભાઈનાં વાકયો પૂરાં થયાં. બિચારો જાપાની દુભાષિયો મૂંઝ-વણથી આમતેમ જોવા લાગ્યો, એટલામાં આપણા કાલિદાસ નાગ ઊભા થયા અને અસ્ખલિત વાણીમાં એમણે સ્પૅનિશનો સુંદર અંગ્રેજી અનુવાદ કરી આપ્યો. પેલો આશ્ચર્યચકિત અમેરિકન રાજી રાજી થયો. એની આંખની ચમક જોવાલાયક હતી. અને ચારે કોરથી તાળીઓનાં અભિનંદન સંભળાયાં!

બે વાગ્યે પરિષદ પૂરી થઈ. એમાં પણ મારે ભાષણ કરવું જ પડયું. એ ઉપરાંત ત્યાંની આકાશવાણી માટે બે પ્રશ્નોત્તરી પણ મારે ભાગે રાખેલી હતી.

એક પ્રશ્નમાં ત્યાંના સ્તૂપ વિશેનો મારો અભિપ્રાય એ લોકોએ પૂછયો હતો. જવાબમાં મેં કહ્યું કે, “સ્તૂપોનો પ્રારંભ ભારતથી જ થયો છે. નાનામોટા અનેક સ્તૂપો ભારતમાં અને નેપાળમાં મળે છે. લંકામાં તેમ જ બ્રહ્મદેશમાં કેટલાયે મોટા મોટા સ્તૂપો છે. સ્તૂપ બનાવવો હોય તો એ ટેકરીની ઊંચાઈ, ટેકરીનો ઘેરાવો અને આસપાસના આખા પ્રદેશના સ્વરૂપ સાથે ભળી શકે એવો હોવો જોઈએ. આ કસોટીએ કુમામોતોનો આ સ્તૂપ ઘણો જ સુંદર છે. એમાં બધી જાતનું પ્રમાણ સચવાયું છે. એ તો થઈ કળાની દૃષ્ટિ. આ બાબતમાં જાપાની લોકોને કશું કહેવાપણું હોય જ નહીં. આકૃતિ અને પ્રમાણ સાચવવાની બાબતમાં તમે લોકો દુનિયાનું ગુરુસ્થાન લઈ શકો એમ છો. બુદ્ધ ભગવાનના શારીર ધાતુ આમાં પહેલી જ વાર રાખ્યા છે એટલે આપણે મન આ ભૂમિ આજે સનાથ થઈ. મને આનંદ છે કે આજના ઉત્સવ માટે હું અહીં હાજર રહી શકયો. આ સ્તૂપને કારણે નિપ્પોન અને ભારતનું હૃદય એક થઈ શકશે.”

અમારી હોટલમાં એટલા બધા લોકો રહેતા હતા અને એ બધાને મળવા માટે એટલા બધા સ્થાનિક લોકો આવતા હતા કે એ જાણે એક અખંડ ચાલતું ખાનગી સંમેલન જ હતું. એમાં ઘણી મહત્ત્વની વાતો થઈ શકી.

કેટલાક જવાબદાર જાપાનીઓએ અમને કહ્યું કે "ભારતથી જો તમે, અહીંની ખેતી શીખવા માટે યુવાનોને મોકલશો, તો એમને એ જાતની તાલીમ આપવાનું અમે માથે લેવા તૈયાર છીએ. એ જ પ્રમાણે જો ભારતમાં તમે જાપાની ઢબની ખેતી અજમાવવા કે ચલાવવા માગો તો અમારા તરફથી કેટલાક અનુભવી છતાં જુવાન ખેડૂતોને મોકલી આપવા અમે તૈયાર છીએ."

બીજા ઉદ્યોગ-હુન્નર વિશે પણ એ જ રીતે બનતું કરવાની તત્પરતા એ લોકોએ બતાવી.

રાત્રે મુખ્ય સંમેલનની સ્ટીયરીંગ કમિટી (કાર્ય-તંત્ર-સમિતિ) બેઠી હતી. એમાં મોટે ભાગે ભારતન કુમારપ્પાએ ભાગ લીધો.

બીજે દિવસે એટલે દસમી એપ્રિલે અમારે હિરોશીમા પહોંચવાનું હતું. વહેલી સવારે ચાર વાગ્યે ઊઠી અમે પાંચ વાગ્યે કુમામોતો છોડયું. હાકાટા થઈને મોજી પાસે સામુદ્ર-ધુની ઓળંગી, બપોરે બે વાગ્યે હિરોશીમા પહોંચ્યાં. એ પ્રસંગ એટલો ભવ્ય હતો કે એનું વર્ણન અલગ પ્રકરણમાં જ કરવું જોઈએ.

# ૬. હિરોશીમાને અંજલિ

વિશ્વશાંતિ પરિષદને કારણે દરેક ઠેકાણે અમારું ઊલટભેર સ્વાગત થતું જ હતું. પણ હિરોશીમાએ તો અવધિ કરી. એટલી ભીડ, એટલી ભીડ કે અમે એમાં જાણે ખોવાઈ જ ગયાં! સ્ટેશન બહાર ભીડમાંથી રસ્તો કાઢી અમે પ્રતિનિધિઓ માંડ ભેગા થયા. પણ ત્યાં ફૂલોના હારથી અને ગુચ્છાથી જાણે દટાઈ ગયા! પછી આખી વ્યવસ્થા કાબૂમાં આવતાં સ્વાગત-સમિતિએ દરેક આગળ વારાફરતી માઈક્રોફોન (ધ્વનિવિસ્તારક) ધર્યું, અને અમે અમારો સંદેશો એ વિશાળ મેદનીને આપી શકયા. ત્યાં અનુવાદ શી રીતે થાય? છાપાંવાળાઓએ દરેકનાં 'મુક્તાફળો' વીણી લીધાં અને એનું જાપાની કરી બીજે દિવસે આખા જાપાનને એનો હાર પહેરાવ્યો.

સ્વાગતનો ઊભરો ઓસર્યો એટલે અમે ભેગા થઈ એક મંદિરમાં પહોંચ્યા. ત્યાં મૃતકોની શાંતિ માટે હોય છે એવો કંઈક વિધિ થયો. આ મંદિર હતું તો નવું પણ એની ભવ્યતામાં જરાયે ઊણપ ન હતી. ત્યાંથી અમે એ ખાસ સ્થાને ગયા જ્યાં હિરોશીમાના શહીદો માટે સ્મારક બનાવ્યું હતું. એ સ્મારકનો આકાર ગાડા ઉપર સાદડી બેસાડવામાં આવે છે એ જાતનો, અથવા રેલના બોગદા જેવો હતો. અનેક ધર્મના લોકોએ ત્યાં પોતપોતાની ઢબે શ્રાદ્ધ કર્યું. અંગ્રેજીમાં આવા

વિધિને 'સર્વિસ' કહે છે. પ્રારંભ ખ્રિસ્તી પાદરીઓથી થયો એ બધી રીતે યોગ્ય જ હતું. એ લોકોની ગંભીર મુખમુદ્રા, ભરાવદાર દાઢી, ઊંચી ટોપી, લાંબો ઝભ્ભો અને ગળામાં લટકતો ચાંદીનો ક્રોસ – બધું જ રુઆબદાર અને ગંભીર હતું. પણ મુખ્ય વાત એ કે બૌદ્ધ જાપાનના લાખો લોકોનો એક ક્ષણમાં કચ્ચરઘાણ કાઢનારું રાષ્ટ્ર પોતાને ખ્રિસ્તી કહેવડાવે છે એટલે એમની દ્વારા જ, પ્રાયશ્ચિત્તરૂપે પ્રારંભ થાય એ બધી રીતે ઉચિત હતું. શહીદોના સ્મારક ઉપર ભારત વતી પુષ્પગુચ્છ અર્પણ કરતી વખતે મેં ઈશોપનિશદનો પાઠ કર્યો. ॐ क्रतो स्मर; कृतं स्मर (હે પુરુષાર્થ કરનાર! તારાં કરેલાં કરતૂતો યાદ કર!) એ આર્ષ ચેતવણી બોલતાં મનમાં થયું કે પશ્ચિમની આખી દુનિયા એક કાન થઈને આ સાંભળે અને સમજે તો દુનિયાનો ઉદ્ધાર થાય.

સામે દેખાતા હિરોશીમાના લોકો પ્રત્યે, એમનાં દારુણ દુઃખ અને બલિદાન પ્રત્યે સહાનુભૂતિ તો વ્યક્ત કરી, પણ પાછળથી ધ્યાનમાં આવ્યું કે એ હત્યા-કાંડના ભોગ થયેલા કોઈ પણ રહીશો હવે આ શહેરમાં રહ્યા નથી. એક આખી પેઢી – વૃદ્ધો, જુવાનો અને બાળકો, સ્ત્રીઓ તેમ જ પુરુષો – બધાની આખી પેઢી એક ક્ષણમાં સાફ થઈ ગઈ. જેઓ થોડાક બચ્યા તેઓ આજે, આટલાં વરસને અંતે પણ ઇસ્પિતાલોમાં પડયા પડયા બચ્યાનો અફસોસ કરે છે. અને જે સાજા થયા તેમની આજીવિકાનો વિચાર બીજાઓને કરવો પડે છે. આજે હિરોશીમામાં જે હજારો અને લાખો લોકો વસે છે, તે બધા આસપાસથી આવીને વસેલા છે. નવાં ઘરો બાંધી, નવેસર બધી જ પ્રવૃત્તિ ચલાવનારા આ નવા લોકો ઉપર હિરોશીમાના શહીદ તરીકે સહાનુભૂતિ કઈ રીતે ઢોળીએ? એટલે આખા જાપાન રાષ્ટ્ર પ્રત્યે હૃદયની ભાવના વ્યક્ત કરીએ એ જ બરાબર હતું. હિરોશીમાએ તો નવી સંસ્કૃતિનો પ્રારંભ જ કરવો રહ્યો. મેં કહ્યું પણ ખરું કે હિરોશીમા સિદ્ધ કરે છે કે સંહારશક્તિ કરતાં સજીવન થવાની શક્તિ પ્રતાપી છે અને શ્રેષ્ઠ છે.

જ્યાં આ સ્મારક બન્યું છે ત્યાં પાસે જ એક બૌદ્ધ મંદિર ઊભું કરવામાં આવ્યું છે. ત્યાં અમને દરેક જણને, લાકડાની નાનકડી પેટીમાં હિરોશીમાના ભગ્ન અવશેષોના કકડા આપવામાં આવ્યા. ઈંટનો કકડો, માટીનાં વાસણો બળીને એનાં થયેલાં ઠીંકરાંઓ, – કાંઈ ને કાંઈ વસ્તુ આવી પેટીઓમાં રાખીને દેશદેશાન્તરના લોકોને વેચાય છે. મહાસંહારના અવશેષોમાંથી પણ આવકનું સાધન બનાવનાર આ સેવાભાવી વેપારવૃત્તિની જરૂર કદર કરવી જોઈએ. હમેશાં આવતા સંસ્કાર-યાત્રીઓ (ટૂરિસ્ટો) આવી સગવડ વગર હિરોશીમાની યાદગીરી સહેજે ક્યાંથી મેળવી શકે?

જાપાની લોકોએ આખું હિરોશીમા વધારે સારી રીતે ફરી વાર બાંધી કાઢયું છે. ફક્ત જે સ્થાને બૉમ્બ પડયો તે સ્થાનની એક ઈમારતનું હાડપિંજર સ્મારક તરીકે એમ ને એમ સાચવી રાખ્યું છે.

બીજે એક ઠેકાણે અમે જોયું કે આખું મકાન આબાદ બચી ગયું છે. પણ

અંદરનું બધું જ બળી ગયેલું. તે એટલે સુધી કે લોઢાના પદાર્થો તપીને ઓગળી ગયેલા!! કોઈ ઓરડીમાં રહેતા લોકોમાંથી એક જ માણસ બચી ગયું અને બાકીના બધા મરી ગયા! આવા ચમત્કારની વાતો સાંભળતાં સાંભળતાં અમે વિશ્વશાંતિ પરિષદમાં જઈ પહોંચ્યાં. અધ્યક્ષસ્થાને એક બહેન હતાં. અહીં લોકોમાં – તેમાંયે સ્ત્રીઓમાં ખાસ જાગૃતિ દેખાઈ. વિશ્વશાંતિ પરિષદનું એક અધિવેશન હિરોશીમામાં થાય એ બધી રીતે ઉચિત જ હતું.

સાંજે સાતથી નવ અમારા પ્રતિનિધિઓના સ્વાગતનો કાર્યક્રમ હતો. એમાં નૃત્યનો કાર્યક્રમ ઘણો જ સારો હતો. એને અંતે લોકોએ મને મારો અભિપ્રાય જાહેર કરવા સૂચવ્યું. મેં કહ્યું કે "અમારા દેશમાં નૃત્યકળા એટલી બધી ખીલેલી છે કે અમે સામાન્યપણે માનીએ છીએ કે અમારે બીજા લોકો પાસેથી શીખવા જેવું ઝાઝું નહીં હોય. પણ તમારો આજનો કાર્યક્રમ જોતાં મને લાગે છે કે આપણી બન્ને પ્રજાએ પરસ્પર વિનિમય કરવા જેવું ઘણું છે. ખાસ કરીને નૃત્યની બાબતમાં તો ઘણું છે."

આવે પ્રસંગે સારું લગાડવા ખાતર મરજીમાં આવે તેમ બોલવાનો રિવાજ હોય છે. પણ એ કળામાં હું પ્રવીણ નથી. અને નૃત્યશાસ્ત્ર તો હું જરાયે જાણું નહીં. ઘણાં નૃત્યો જોયાં છે એટલે જેવું લાગ્યું તેવું જ હું બોલ્યો. રાત્રે દસ વાગ્યે હોટેલ કૈનાનસોમાં પહોંચ્યાં. ત્યાં જાપાની ઢંગની બધી સગવડ ઉત્તમ હતી, પણ શૌચકૂપની સગવડ અનુકૂળ ન હતી. એટલે બીજે દિવસે અમે બાન-શો-એન હોટેલમાં રહેવા ગયાં. અમારે માટે ત્યાં એક સરસ ઝૂંપડી જેવી ઓરડી રાખી હતી, જે બધી રીતે અમને ગમી ગઈ.

બીજે દિવસે સવારે પરિષદ ફરી શરૂ થઈ. ખાવા માટે પરિષદનું કામ મુલતવી રાખવા કરતાં, અમે જ્યાં બેઠાં હતાં ત્યાં જ, કોઈ સારી ચોપડી જેટલા આકારની લાકડાની પેટીમાં સૅન્ડવિચિસ – પાંઉરોટીના સરખા કટકા – ટમાટા કે કાકડી સાથે – અને એક એક ફળ આપવામાં આવ્યું. લોકો ખાતા જાય, ભાષણો સાંભળતાં જાય, કાગળની નળીમાંથી નારંગીનો રસ ચૂસતા જાય અને અંદર અંદર વાતો કરતા જાય. ખોરાકની પેટીઓ લેતી વખતે અમારે વગર ભૂલે કહેવું પડતું કે અમે માંસાહારી નથી માટે શુદ્ધ શાકાહારવાળી પેટી જ અમને આપજો.

બપોરે હિરોશીમા વિશ્વવિદ્યાલયમાં જવાનો કાર્યક્રમ હતો. ત્યાં મારું એક ભાષણ ગાંધીજી અને ટાગોર વિશે રાખવામાં આવ્યું હતું. ડૉ. કાલિદાસ નાગ એક વખતે રવીન્દ્રનાથ ઠાકુર સાથે આ દેશમાં આવેલા એટલે એમનું ભાષણ કવિના સંદેશ વિશે હતું. કુમામોતોમાં જડી આવેલા એક નવા દુભાષિયાએ અમને સારી મદદ કરી. એ નોંધવાનું કારણ એ કે છેલ્લા દસ દિવસ સુધી પરિષદમાં જે જાપાની ભાઈ અમારું અંગ્રેજી જાપાનીમાં ઉતારતા હતા અને જાપાની ભાષણોનો સાર અમને અંગ્રેજીમાં સંભળાવતા હતા તેનાથી અમે ઠીક ઠીક અકળાયા હતા. બાપડાને કશું આવડે નહીં, શબ્દ તરત સૂઝે નહીં, એટલે વાક્ય દીઠ વચમાં

વચમાં 'અ . . .અ . . . અ . . .' વેરતા જાય. અંદર અંદર વાતો કરતી વખતે મેં એ ભાઈનું નામ જ 'અ . . . અ . . . અ' પાડયું હતું! જોકે હું જાણતો હતો કે આવું ટીખળ અતિથિધર્મમાં બેસે નહીં.

શ્રી કાલિદાસ નાગે પોતાના ભાષણમાં જૂની વસ્તુઓ જે ઢબે સંભારી તે અમને કેટલાકને ગમી નહીં. જાપાની લોકો તો માઠું લાગે તોય મોઢા ઉપર બતાવે નહીં. એમની સંસ્કૃતિની એ વિશેષતા છે.

હિરોશીમા વિશ્વવિદ્યાલયના અધ્યક્ષે ભાષણ માટે આભાર માનતાં, અમને લાકડાનો એક એક સુંદર પેગોડા ભેટ આપ્યો, જે હજી પણ મારી ઓરડીમાં વિરાજે છે અને હિરોશીમાનું સ્મરણ કરાવે છે.

Nehru on Gandhiji એ ચોપડીનું જાપાની ભાષાંતર પણ એમણે અમને ભેટ આપ્યું.

એ અધ્યક્ષની ઓરડીમાં પથ્થરમાં કોતરેલી, એક બાલક અને બાલિકા સામસામાં ઊભાં રહી ભેટવાની તૈયારીમાં છે એવી મૂર્તિ અમે જોઈ. મૂર્તિકારે પૂરા આત્મવિશ્વાસ-થી એ કોતરેલી હતી. આવી આબાદ કલાકૃતિઓ જ્યાંત્યાં જોવા નથી મળતી.

રિવાજ પ્રમાણે સાંજે અમારી પરિષદના વિષયવાર ત્રણ વિભાગ પાડવામાં આવ્યા. ધર્મપરાયણ લોકો વિશ્વશાંતિની સ્થાપના માટે શું કરી શકે એ સવાલ ચર્ચ-નાર વિભાગમાં અમે પહોંચ્યા. મેં મારા ભાષણમાં કહ્યું કે, "એક જમાનો હતો જ્યારે ધર્મો જ અંદર અંદર યુદ્ધો ચલાવતા હતા અને એને ધર્મયુદ્ધ કહેતા હતા. હવે ધર્મોને નામે કોઈ લડાઈ છેડતું નથી એ ખરું, પણ બધા જ ધર્મો અને એમના પંથો અંદર અંદર લડી અપ્રતિષ્ઠિત અને નિર્વીર્ય થયા છે. એટલે ધર્મોએ હવે સૌથી પ્રથમ અંદર અંદર સર્વ-ધર્મ-સમભાવ કેળવવો રહ્યો." લોકોને મારી વૃત્તિ ગમી પણ ભારતના એક બૌદ્ધ ભિક્ષુએ સવાલ ઉઠાવ્યો કે 'અમે આત્મામાં માનતા નથી, તમે માનો છો; આપણી વચ્ચે સમન્વય કેમ થાય?' વગેરે, વગેરે. મેં એનો જવાબ આપવાનું જરૂરી નહીં માન્યું અને બધાને 'હાશ' જેવું થયું. પાંચ વાગ્યે હિરોશીમાના ગવર્નર તરફથી એક સ્વાગત હતું ત્યાં અમે ગયાં.

સ્વાગતની વ્યવસ્થા ઘણી સારી અને કળાપૂર્ણ હતી. સ્વાદના રસિયાઓએ તે દિવસે અસાધારણ તૃપ્તિ મેળવી હશે. કોકે લખ્યું છે કે દૈવ જેમના પર રૂઠે છે, તેમને શાકાહારી અને મદ્યપાનનિષેધી અને વિરોધી બનાવે છે. અને એથીયે વધુ નારાજ થાય તો માણસને સંન્યાસી બનાવી દે છે! જીવનના શ્રેષ્ઠ આદર્શની આથી વિશેષ ઠેકડી શી થઈ શકે!

છેલ્લે દિવસે સવારે હિરોશીમાથી જ ઘણા લોકોની વિદાય લેવાની હતી. ભિક્ષુ મારુયામાએ આવા ઘણા લોકોને બાન-શો-એનમાં ભેગા કર્યા. અમે કેટલાક લોકોએ, સુંદર બાગમાં નાના નાના પુલો પર ચાલીને ધોધપ્રપાતની શોભા જોઈ. પછી લોકોએ અમારા ફોટો લીધા. એટલામાં સમાચાર મળ્યા કે જે હવાઈજહાજમાં અમે તોક્યો જવાનાં હતાં તે બગડી ગયું છે એટલે અમારે રેલગાડીમાં જવું પડશે.

ઈમાઈ સાન સ્ટેશને ટિકિટો લેવા ગયાં અને અમે અમારા હિંદી દુભાષિયા ભાઈ કિમુરા સાથે હિરોશીમાના પહોળા, રૂપાળા બજારમાં ચીજો ખરીદવા માટે ઊપડયાં. મુખ્ય ઉદ્દેશ તો જોવાનો જ હતો. બજારની ખૂબી એ હતી કે રસ્તા ઉપર એક દુકાનથી સામેની દુકાન સુધી કપડાં તાણીને છાયા કરી હતી. આપણે ત્યાં સક્કર કે શિકારપુર જેવાં શહેરોમાં રસ્તા ઉપર છાયા કરેલી હોય છે ખરી, પણ એ રસ્તા બહુ જ સાંકડા અને દુકાનો જાણે એકબીજા સાથે હસ્તાંદોલન કરવા માગતી હોય એટલી નજીક હોય છે; જ્યારે હિરોશીમાના રસ્તા ઉપર એક કરતાં વધુ મોટરો એક સાથે દોડી શકે એટલા એ પહોળા હતા. બજારમાં બાળકોનું ચિત્રમય સાહિત્ય ખૂબ જ આકર્ષક હતું. પણ જેમને હવાઈજહાજની મુસાફરી કરવાની હોય છે તેમને અપરિગ્રહવ્રત કેળવવું જ પડે છે. 'વસ્તુઓ જુઓ, એમની કદર કરો, પણ સાથે ઊંચકીને આણો નહીં,' એ આજની મુસાફરીનું ખાસ વ્યાકરણ છે. અને નાણાંભીડના દિવસોમાં તો એ વ્યાકરણ આકરી રીતે પાળવું પડે છે. ખરેખર, બાળકોની ચોપડીઓમાં જાપાની ચિત્રકળા સોળે કળાએ પ્રગટ થાય છે. આપણે ત્યાં હજી અંગ્રેજી કળાનું જ અનુકરણ થાય છે એનો વિષાદ, જાપાની ચોપડીઓ જોયા પછી વધે જ છે.

અમે સ્ટેશને પહોંચ્યાં અને અમારા ઈમાઈ સાન નદારદ! કયાં ખોવાઈ ગયા કોણ જાણે! હવે શું કરવું? અજાણ્યા મુલકમાં ભાષા પણ ન જાણીએ. પણ હિંમત-પૂર્વક, ટિકિટ વગર, ટ્રેનમાં જઈને બેઠાં. અમારી પાસેના પૈસાનો હિસાબ કરતાં જણાયું કે પાસે જાપાની નાણાં પૂરતાં નથી. ખાવા પાછળ ખરચીએ તો સૂવાની સગવડ જતી કરવી પડે! અને સૂવાની સગવડ ખરીદવાનો આગ્રહ રાખીએ તો ભૂખે પેટે સૂવું પડે!! ચિ. સરોજે અને મેં એ આખી મૂંઝવણ હસી કાઢી. સરોજે કહ્યું કે આવો અનુભવ ન થાત તો મુસાફરીમાં એટલી ઊણપ રહી જાત.

બેચાર સ્ટેશન ગયાં પછી કન્ડકટરે આવીને કહ્યું કે તમારે માટે હિરોશીમાથી તાર આવ્યો છે, તમારે મૂંઝાવું નહીં. ત્યાર પછી જ અમે પાસેના પૈસા ખાવા પાછળ છૂટથી વાપર્યા. અમે ત્રણસો યેન જમ્યાં અને નિરાંતે સૂઈ ગયાં. એક વાત કહેવી જોઈએ. કોબે સ્ટેશન પર રસીલાબહેન પૂરી અને શાક આપી ગયાં તે સરસ કામ આવ્યું.

અમારો એ આખો દિવસ નિરીક્ષણમાં ગયો. નાનાંમોટાં બોગદાંઓ આવે અને જાય. દરેક બોગદું કહે : "पश्याश्चर्याणि भारत!" (અહીં ભારત શબ્દ કાંઈ અર્જુન માટે ન હતો. ભરતખંડના તમામ રહીશોને એ લાગુ પડતો હતો.) દરિયો, ગામડાંઓ, ત્યાંનાં ઘરોનાં છાપરાં, આસપાસના બગીચાઓ, આદર્શ ખેતી, રંગ-રંગનાં ફૂલો અને ફૂલોથીયે પ્રસન્ન એવાં બાળકો – આખો રસ્તો અખંડ ચાલતી ઉજાણી હતો. લોકો અમને જુએ, અમે લોકોને જોઈએ અને એકબીજાને રમૂજ પૂરી પાડીએ! ફૂજિયામા પહાડ જોઈ ન શકયા એ એક વસવસો બાદ કરીએ તો કહી શકીએ કે અમે પેટ ભરીને ખાધું, આંખ ભરીને જોયું અને સ્વપ્નાં ભરીને

ઊંઘી લીધું! હાલરડાં ગાવાનું કામ આગગાડી કરતી હતી. આખરે તેરમીને પરોઢિયે અમે તોક્યો સ્ટેશને પહોંચ્યાં. આ વખતે આપણા દૂતાવાસના રણબીરસિંહના મહેમાન તરીકે રહેવાનું અમે પહેલેથી સ્વીકાર્યું હતું.

## ૭. पुनरागमनाय च

હવે તો તોક્યો શહેર અમારે માટે પૂર્વ-પરિચિત હતું. અમે ઊતર્યાં અને ડ્રાઈવર ઈવાઓકા સાને અમને તરત ઓળખી કાઢ્યાં. એટલામાં રણબીરસિંહ આવ્યા. ટિકિટની કથા સ્ટેશનવાળાઓને કહી અને અમે રણબીરસિંહજીને ઘેર પહોંચ્યાં. ત્યાં એમનાં પત્ની ખાનમ્ મળ્યાં. એમણે અમારી રહેવાની બધી વ્યવસ્થા સરસ કરી રાખી હતી. એમનો બે વરસનો દીકરો પોપો એટલી બધી મીઠી વાતો કરે કે એ જ મહેમાનગીરીનો સૌથી સારો ભાગ હતો. એક હોશિયાર જાપાની છોકરી એ બાળકને સાચવતી હતી અને મહેમાનોની સગવડ-અગવડનો પણ ખ્યાલ રાખતી હતી. એ આખો દિવસ અમે વાતો કરવામાં, વસ્તુઓ ખરીદવામાં અને રણબીરસિંહે અમને મળવા માટે ખાસ બોલાવેલા લોકોની પાર્ટીમાં વિચાર-વિનિમય કરવામાં ગાળ્યો. આ લોકો જ્યારે પહેલાં મળ્યા હતા ત્યારે અમે નવાં હોઈ તેઓ અમને જાપાન વિશે માહિતી આપતા હતા. આ વખતે બાર-તેર દિવસના અમારા અનુભવનો સાર જાણવાને તેઓ ઈંતેજાર દેખાયા. રણબીરસિંહને તત્ત્વજ્ઞાનમાં ઘણો રસ હતો એટલે મહેમાનો ગયા પછી અમે ખૂબ વાતે ચડ્યાં. ભારતના રાજકારણ વિશેની વાતો વચમાં વચમાં આવતી જ હતી. પણ મોટે ભાગે અમે શુદ્ધ તત્ત્વજ્ઞાનમાં જ રમમાણ થયાં.

ચૌદમી તારીખ અમારે માટે અનેક કાર્યક્રમોથી ભરચક નીવડી. સોશિયાલિસ્ટ પાર્ટીનાં સદસ્ય માદામ કોરાએ World Govt. Association આગળ મારું એક વ્યાખ્યાન ગોઠવ્યું હતું. ઈમાઈ સાન પણ અમારી સાથે હતા. એ જ ઠેકાણે એમનું એક શાકાહારી મંડળ પણ ચાલતું હતું. મારા વ્યાખ્યાન પછી એ લોકો સાથે જ જમવાનું ગોઠવ્યું હતું. એ લોકોએ દૂધિયા કાચની રકાબી પર ગાંધીજીનો ફોટો છપાવી, એ રકાબી મને ભેટ આપી. કેમ કે ગાંધીજીના શાકાહાર વિશેના અને નિસર્ગોપચાર વિશેના વિચારોથી તેઓ પ્રભાવિત થયા હતા. આ લોકો આપણી પેઠે દૂધ લેતા ન હતા એટલે દરજ્જે પશ્ચિમી શાકાહારની અસર; અને તેઓ ગોળ કે ખાંડ પણ લેતા ન હતા એ એમની પોતાની ખાસિયત. અમે ભારતના શાકાહારીઓ દૂધ, ઘી વગેરે લઈએ છીએ એની પાછળની અમારી દૃષ્ટિ મેં એમને સમજાવી, પણ હું નથી માનતો કે એ પૂરેપૂરી એમને ગળે ઊતરી હોય. આપણી દૃષ્ટિ જીવદયાની એટલે કે અહિંસાની છે, જ્યારે પશ્ચિમના શાકાહારીઓની દૃષ્ટિ માંસ જેવો પદાર્થ માણસજાતનો નૈસર્ગિક ખોરાક છે જ નહીં, એ સિદ્ધાંત પર આધારિત

છે. માણસને દાંત ઊગે નહીં ત્યાં સુધી એ માતાનું દૂધ પીએ એ બરાબર છે. પણ દાંત ઊગ્યા પછી પ્રાણીના શરીરમાંથી ઉત્પન્ન થયેલું દૂધ માણસે ન જ પીવું જોઈએ એ એમનો આગ્રહ હોય છે. જાપાનના શાકાહારીઓ ખોરાકમાં ખાંડ કેમ ટાળે છે એ તેઓ મને બરાબર સમજાવી નહીં શક્યા. પણ એ ચર્ચા ચાલતી હતી તેમાંથી એક નવી જ વાત નીકળી. એમણે કહ્યું કે અમારા લોકોનું સ્વાસ્થ્ય મત્સ્યાહાર વગર ટકતું નથી એવો અનુભવ થવાથી અમે ખોરાકમાં વીસ ટકા જેટલા મત્સ્યાહાર માટે છૂટ રાખી છે. હું તો ચકિત જ થયો. દુગ્ધાહારની આપણી છૂટ સામે વાંધો ઉઠાવનાર આ લોકો માછલાં ખાવા કેમ તૈયાર થાય છે એ હું કેમે કરી સમજી જ ન શક્યો. બહુ-રત્ના વસુંધરા, બીજું શું!

ચર્ચા અને ભોજનને અંતે અમે બધાં આંગણામાં ભીડ કરીને બેઠાં અને ત્યાં બધાંનો ફોટો પડાવ્યો. આ આખા મંડળની વાતચીતમાં અને સહભોજનમાં જાણે અમે બધાં એક કુટુંબનાં હોઈએ એટલી આત્મીયતા અનુભવાતી હતી. આ મંડળના સંસ્થાપક શ્રી ઓસાવા એ દિવસોમાં કલકત્તામાં હતા અને ત્યાંના જૈન લોકો સાથે મળીને પ્રચારકાર્ય કરતા હતા.

આ મંડળના સદસ્યોની વિદાય લઈ અમે મેજી (Meiji) મંદિરમાં ગયાં. આ રાષ્ટ્રીય મંદિર એક વિશાળ ઉપવનમાં બાદશાહી ઢબે યોજેલું છે. અંદર મોટર જેવાં વાહન જવા દેતા નથી એટલે અમે ત્યાં ખૂબ ફર્યાં. બીજા પણ પ્રેક્ષકો ટોળેટોળાં ફરતા હતા. એક ઠેકાણે મોટાં મકાનમાં ચિત્ર-સંગ્રહાલય હતું. જાપાનના બાદશાહોનાં અને રાષ્ટ્રીય મહત્ત્વના ઐતિહાસિક પ્રસંગોનાં ચિત્રો સારામાં સારા ચિત્રકારોને હાથે ચિતરાવી ત્યાં ગોઠવેલાં છે. આ ચિત્રોનું ઐતિહાસિક તેમ જ કલાત્મક મહત્ત્વ એટલું બધું છે કે જાપાન જનારો દરેક સંસ્કાર-યાત્રી આનું આલબમ તો ખરીદવાનો જ. મોટાં મોટાં રાક્ષસી વૃક્ષોનાં થડોને ઘાટ આપી એના તોરણ જેવા દરવાજા ઠેકઠેકાણે ગોઠવવા એ જાપાની સ્થાપત્યની ખાસિયત છે. અમે મેજી મંદિર ધરાઈને જોયું. જતાંઆવતાં, અંદરબહાર, દરેક ઠેકાણે સાકુરાનાં ફૂલો તો ઊભરાતાં જ હતાં.

પાણી ભરેલા ખંદકથી ઘેરાયેલા એક કિલ્લાની અંદર બાદશાહનો મહેલ હતો. બહારથી એ મહેલ દેખાતો પણ ન હતો. જાપાની લોકો પોતાના રાજાને ઈશ્વરનો અંશ અથવા વિભૂતિ માને છે. રાજા પ્રત્યે વફાદારી એ જાપાની માણસનો સર્વો-પરી ધર્મ છે. રાજા માટે મરી ફીટવું એમાં જ જીવનની સર્વોચ્ચ કૃતાર્થતા છે, એ જાપાની માણસના હાડમાં ઊતરી ગયેલો આદર્શ છે.

છેલ્લા મહાયુદ્ધમાં જાપાન જ્યારે હાર્યું ત્યારે અમેરિકન લોકોએ જાપાનના બાદશાહ પાસેથી, પોતે ઈશ્વરી અંશ નથી, એ જાતનો એકરાર લખાવી લીધો અને રાજ્યની તમામ સત્તા પ્રજાને અપાવી!!

અહીંથી અમે જાપાની પાર્લમેન્ટ—જેને અહીં ડાયેટ કહે છે—તેનું વિશાળ મકાન જોવા ગયાં. હું નથી માનતો ઇંગ્લંડની પાર્લમેન્ટનું મકાન આની તોલે

આવી શકે. પાર્લમેન્ટમાં માદામ કોરાએ સમાજવાદી પક્ષના અમુક સદસ્યોને વાર્તાલાપ માટે ભેગા કર્યા હતા. શ્રીમતી કોરાની ઇચ્છા હતી કે ભારત તરફથી અમુક જાપાની કુટુંબોને આમંત્રણ આપી એમની ભારતમાં વસાહત કરાવવી. "ભૂદાનમાં આટલી જમીન મળે છે તો એમાંથી થોડી જાપાની વસાહત માટે નહીં આપી શકો?" એ જાતની વાત એમણે છેડી. મેં એમને વિવેકસર કહ્યું કે ભારતમાં લોકસંખ્યા ઘણી છે, અમારી પાસે વધારે પડતી જમીન છે જ નહીં કે જેના પર જાપાનીઓને વસાવી શકાય.

અને છેલ્લે મેં ઉમેર્યું કે સમાજવાદી પક્ષના લોકો ઉપર હું જરૂર વિશ્વાસ રાખી શકું. પણ અમે કેમ ભૂલીએ કે આખું જાપાની રાષ્ટ્ર એક વખતે સામ્રાજ્યવાદી હતું? અમારા દેશમાં જાપાનીઓની વસાહત સ્થાપવાની વાત અમારા લોકોને ગળે ઉતારતાં ભારે મુશ્કેલી પડે. તમે અમારે ત્યાં આવીને અમને ખેતીવાડીના નવા નવા પ્રકારો શીખવો તો અમે ધન્યવાદ આપીશું. અમારા છોકરાઓ તમારે ત્યાં ભણવા મોકલીએ, એમને જાતજાતના ગૃહઉદ્યોગો શીખવો તો અમે તમારો ઉપકાર માનીશું. મત્સ્યવિદ્યા (Fisheries) પણ તમારી પાસેથી શીખવા જેવી છે. મેં મારી વાત અત્યંત મીઠાશથી અને સ્નેહભાવે કરી હતી. જાપાનને ઑસ્ટ્રેલિયામાં તેમ જ સાઇબીરિયામાં વસાહત કરવા માટે જમીન મળવી જોઈએ એ વિચારનો મેં ઘણો પુરસ્કાર કર્યો છે એ તેઓ જાણતાં હતાં. એટલે અમારી મુશ્કેલી તેઓ બરાબર સમજી શક્યાં.

આમ આખો દિવસ મહત્ત્વની વસ્તુઓથી ભરી કાઢ્યા પછી ઇન્સ્યોરન્સ કંપનીવાળા શ્રી દેસાઈને ત્યાં અમને જમવાનું આમંત્રણ હતું ત્યાં વખતસર પહોંચ્યાં. જ્યાં સુધી હું પરદેશ ગયો ન હતો ત્યાં સુધી લોકો સ્વદેશી જમણ માટે આટલા કેમ ઝંખતા હશે તે સમજી શકતો ન હતો. લંકામાં અને બ્રહ્મદેશમાં કે પૂર્વ આફ્રિકામાં અમને મોટે ભાગે સ્વદેશી ઢબનો જ આહાર મળતો હતો. એટલે આ પહેલી જ વાર મેં સ્વદેશી અને પરદેશી ખોરાક વચ્ચેનો ફરક અનુભવ્યો. જોકે જાપાની લોકોને ત્યાં અમને ઉત્તમમાં ઉત્તમ ખાણું મળતું હતું છતાં શરીર પોતાની ટેવો છોડતું નથી. હું તો ભારતના બધા પ્રાંતોમાં રહ્યો છું અને દરેક ઠેકાણેના શાકાહારથી એટલો બધો ટેવાયો છું કે મને કોઈ ઠેકાણે મુશ્કેલી નડતી નથી.

દેસાઈને ત્યાં જ અમે ત્રણ હજાર યેન આપી મુસાફરી પૂરતો જિંદગીનો વીમો ઊતરાવ્યો અને બધી રીતે તૈયાર થઈ હાનેડા હવાઈમથકે પહોંચી ગયાં. ત્યાં એટલા બધા લોકો વિદાય આપવા ભેગા થયા હતા કે કોઈની સાથે વિગતે વાત કરવી અશક્ય હતી. પણ જ્યાં પ્રેમ અને કૃતજ્ઞતા ઠાલવવાનો જ સવાલ હોય ત્યાં ભાષા કે વિગતની જરૂર જ નથી હોતી. ઈશ્વરે માણસને આંખો આપી કૃતાર્થ કર્યો છે. બે ભીની આંખો ગમે તે ભાવ પૂરેપૂરો વ્યક્ત કરી શકે છે. મેં બધાને એટલું તો કહ્યું જ કે ફરી વાર તમારા દેશમાં આવ્યા વગર તૃપ્તિ થવાની

નથી. સવારના શાકાહાર મંડળના લોકો ફૂલો અને ભેટો લઈને પૂરી સંખ્યામાં અમને વળાવવા આવ્યા હતા. ગુરુજીના શિષ્યોએ પંખા વગાડતાં 'નમ્ મ્યો હો રેંગે ક્યો'થી અમને વિદાય આપી. મધરાત થવા આવી હતી. વિમાન આકાશમાં ઊડતાંવેંત તોકયોની રત્નનગરીનો વિસ્તાર અમારી નજર આગળ ફેલાયો. ઊંઘ આવતાં ઘણી વાર લાગી. અંતે આંખો બીડી ન બીડી એટલામાં અમને એક પ્રચંડ તોફાનનો અનુભવ થયો.

અમે ઓકિનાવા બેટ પરથી પસાર થયાં હઈશું અને આકાશમાં એકાએક ઝંઝાવાત ચાલુ થયો — झंझावात: सवृष्टिक:। વરસાદની ઝડી શરૂ થઈ, અમારું હવાઈજહાજ વાદળાં વચ્ચે સપડાયું હતું. પથરાળી જમીન ઉપર મોટર દોડે તેમ અમારું વિમાન હવામાં ખડખડ કરતું અને ડોલતું ચાલ્યું. આંચકા વધવા લાગ્યા. પાઇલટે દીવાલ પર 'પેટે પટ્ટા બાંધવાની' સૂચના સળગાવી. યાત્રીઓ બધા ચમકી ઊઠયા. પણ કોઈનાથી કશું થાય એમ હતું જ નહીં. શું થાય છે અને શું થવાનું છે એની અટકળ કરતા પોતાના સ્થાનને ચોંટી રહેવું એટલું જ અમારું કર્તવ્ય હતું.

એટલામાં અમારા વિમાન ઉપરનો વાયરલેસનો તાર ફટ દઈને તૂટી ગયો. એ તારના બંને કકડા ચાબુકની પેઠે વિમાનના બરડા ઉપર પ્રહાર કરવા લાગ્યા. એ અવાજ ખરેખર ભીષણ હતો. અમારા પાઇલટે એ તોફાનમાંથી છૂટી જવા માટે વિમાન હજાર ફૂટ ઊંચે ચડાવ્યું — તોયે ફેર ન પડયો. વીજળી ચમકતી હતી, વરસાદ વરસતો હતો અને વાયરલેસના તારના કકડાઓ સડક સડક ચાબખા ચલાવતા હતા. વિમાનના યાત્રીઓની સગવડ તરફ ધ્યાન આપનાર સેવિકા જે આખો વખત પ્રસન્નપણે કામ કરતી હતી, તે હવે હેબતાઈ ગઈ. એનો ચહેરો નીળો-ફીકો પડી ગયો. યાત્રાળુઓ સ્તંભિત થઈ એકબીજાના મોઢા તરફ જોવા લાગ્યા.

આમ ખાસા કલાક બે કલાક નીકળી ગયા છતાં તોફાન ઓછું થવાનાં લક્ષણો જણાયાં નહીં.

એટલામાં વિમાનના એક પાઇલટ પોતાની ઓરડીમાંથી બહાર આવ્યા. મેં એમને પૂછ્યું કે 'ચાબખાનો અવાજ થાય છે એ શું છે?' એણે કહ્યું કે, "એ તો વાયરલેસનો તાર તૂટી ગયો છે." ચિંતાતુર થઈને મેં પૂછ્યું, "ત્યારે તો આપણે આપણી હાલત બહારની દુનિયાને કોઈ પણ રીતે સમજાવી શકવાના નથી." એમણે કહ્યું, "એવું તો નથી. વિમાનના પેટ તળે બીજો તાર છે; વાત એ છે કે આ ક્ષણે અમે ઓકિનાવા તેમ જ હૉંગકૉંગ બંને ઠેકાણે સંદેશા મોકલીએ છીએ. આજનું તોફાન ખરેખર ખરાબ છે. જોખમ જેવું તો નથી, પણ આવું તોફાન આના પહેલાં અમે અનુભવ્યું નથી."

હવે તો વિમાનની ચારે બાજુ કરાનો વરસાદ શરૂ થયો. ફટ, ફટ, ફટનો તાલબદ્ધ અવાજ મૂંઝવણ પેદા કરતો ન હોત તો એને મેં મજાનો જ કહ્યો હોત.

મારો અનુભવ છે કે જોખમને વખતે ચિ. સરોજ જરાયે મૂંઝાતી નથી. અમે પાસે પાસે બેઠાં તોફાનનું દરેક વલણ નોંધતાં હતાં અને એની જ વાતો કરતાં

હતાં. ત્યાર પછી સ્વાભાવિક રીતે જોખમો કેટલા પ્રકારનાં હોઈ શકે છે, કઈ કઈ ઢબે મરણ નીપજી શકે છે, એની વાતો અમે ઠંડે પેટે – અથવા બાંધેલે પેટે – કરી! એના પરથી આત્માના અમરત્વની વાત ઉપર અમે પહોંચ્યાં. વાતો ખૂટે નહીં અને તોફાન થોભે નહીં! બસો-ત્રણસો માઈલનું આ તોફાન અમે આરપાર વીંધ્યું હશે. ત્યાર પછી જ આકાશની કાલિમા છેવટે બદલાઈ, ડાબી બાજુએ પો ફાટયાની શંકા ઉત્પન્ન થઈ. પછી તો ઉષાનો પ્રકાશ પણ વાદળાંની રજા મેળવી અમારા સુધી આવી પહોંચ્યો. તોફાન શાંત થયું, યાત્રીઓના જીવમાં જીવ આવ્યો અને અમે સહીસલામત હૉંગકૉંગ પાસેના કાઉલૂન હવાઈ મથક પર પહોંચી ગયાં

હૉંગકૉંગથી અમારું વિમાન અગિયાર વાગ્યે ફરી ઊપડવાનું હતું એટલે અમને મળવા આવેલા ભાઈ શશિકાન્ત નાણાવટીની મોટરમાં બેસી અમે થોડુંક ફરી આવ્યાં. હૉંગકૉંગ બંદર અસાધારણ રૂપાળું છે. આંતરરાષ્ટ્રીય મથક હોઈ અહીં બધી ચીજો સસ્તી મળે છે. ભોગવિલાસનું તો એ પિયર ગણાય છે. અમે આમતેમ ફરી આસપાસનું દૃશ્ય જોયું, નાસ્તો કર્યો, દૂર એક ‘ટાયગર’ નામનો પૅગોડા દેખાતો હતો એને વિશેની વાતો સાંભળી અને ફરી વિમાનમાં આરૂઢ થયાં.

બૅંગકૉકમાં અમારું વિમાન સહેજ માંદું પડયું. ઊપડતાં જરા વાર લાગી. સાંજે રંગૂન પહોંચ્યાં તે દિવસની રાત અમારે પહેલાંની પેઠે એ શહેરમાં ગાળવી પડી. રસ્તામાં બર્મી લોકો રંગપંચમીનો ઉત્સવ માણતા હતા. હવાઈ મથક ઉપર અમને લેવા કોઈ આવ્યું ન હતું એટલે સ્ટ્રૅન્ડ હોટેલમાં રાત ગાળી, સવારે સરસ નાહીધોઈને ઊપડયાં. અમારું વિમાન કલકત્તા પહોંચતાં પહેલાં પાકિસ્તાનની રાજધાની ઢાકામાં થોભ્યું. ત્યાર પછીની હવા બહુ ખરાબ હતી. કેટલાયે લોકોને એ બૂરી રીતે નડી. અંતે અમે બપોરના બાર વાગ્યા પછી કલકત્તા પહોંચ્યાં. કલકત્તાથી ચિ. સરોજ સીધી દિલ્હી ગઈ અને હું સર્વોદયના વાર્ષિક સંમેલન માટે બોધિગયા જવા ઊપડયો. ત્યાં મારે શ્રી વિનોબા સાથે જાપાનના અનુભવની, બૌદ્ધ જગતની અને ધર્મસમન્વયની વાતો કરવી હતી.

આમ ચૌદ-પંદર દિવસમાં એક મહાન સંસ્કૃતિના પ્રતિનિધિ જેવા જાપાન દેશની યાત્રા પૂરી કરી અમે પાછાં આવ્યાં. માણસજાતના અને ખાસ કરીને એશિયાનાં રાષ્ટ્રોના અનેક સવાલોનો પ્રત્યક્ષ પરિચય થયો, દૃષ્ટિ વ્યાપક થઈ અને ભારત આગળના યુગકાર્યનો મનમાં ખ્યાલ સ્પષ્ટ થતો ગયો.

આપણા લોકોએ સૂર્યોદયના એ દેશ સાથેનો પરિચય વધારવો જ જોઈએ. ભારત અને જાપાન વચ્ચે કેવળ વ્યાપારી આપ-લે નહીં, પણ સંસ્કૃતિની લેણદેણ ચાલવી જોઈએ અને એ વધવી જોઈએ. આપણું આ જગત એક અને અવિભાજ્ય છે, દરેક દેશના સવાલો આખી મનુષ્યજાતિના સવાલો છે, આપણે બધા એકબીજાના છીએ, બધા મળીને માણસજાત બનીએ છીએ, એ વસ્તુનો સાક્ષાત્કાર દૃઢ થવો જોઈએ.

# યાત્રા બીજી – ૧૯૫૭

## ૧. તૈયારી

મદ્રાસ જતાં
ચાલતી આગગાડીમાંથી
૮–૯–'૫૭

બીજી વાર જાપાન જવાનું નક્કી થાય છે. મારી ઇચ્છા તો હતી જ, અને ત્યાંથી આમંત્રણ પણ આવ્યું છે એટલે હા પાડી દીધી. આપણે એક વાર, સન ૧૯૫૪માં જાપાન જઈ આવ્યાં છીએ. તે વખતે રાજધાની તોકયોથી દક્ષિણ તરફનો આખો જાપાન દેશ આપણે જોઈ શકયાં હતાં. આ વખતે મેં માગણી કરી છે કે ઉત્તરથી દક્ષિણ સુધી આખો જાપાન જોવાની સગવડ કરી આપો. ખાસ કરીને ઉત્તર તરફના હોક્કાયડો બેટમાં વિશેષ ફરવું છે. એના કારણમાં મેં એ લોકોને કહ્યું કે એ પ્રદેશ જાપાનમાં પણ વિશેષ રળિયામણો છે, એ એક કારણ. પણ એથીય વિશેષ એ કે જાપાનની એક આદિમ જાતિ 'આયનુ' કરીને છે, તે એ બેટમાં વસે છે. એ જાતિ જાપાનીઓની પેઠે પીળા મૉંગોલિયન વંશની નથી. પણ લાંબા વાળવાળા કૉકેશિયન વંશની છે અને ધીરે ધીરે એ લોકો નામશેષ થતા જાય છે. માટે એ લોકોને જરૂર જોવા છે.

તને યાદ હશે કે એક વાર સિલોન-યાત્રા વિશે કહેતાં મેં તને લંકાની વેદ્દા જાતિની માહિતી આપી હતી. એ જાતિ પણ નામશેષ થતી જાય છે. એમને વિશે પહેલાં સાંભળ્યું ત્યારે એમની સંખ્યા વીસ-ત્રીસ હજારની ગણાતી. પાછળથી સાંભળ્યું કે ત્રણ-ચાર હજાર જ રહ્યા છે. હવે કહે છે કે સિલોનમાં વેદ્દા જાતિનાં સો-બસો કુટુંબો જ રહ્યાં હશે.

સુધરેલા જમાનામાં જ્યારે જીવવાની કળા વિકાસ પામી છે અને માણસ પોતાની સામાજિક જવાબદારી પણ ઓળખે છે, એવે વખતે એકાદ જાતિ આપણા દેખતાં નામશેષ થતી જાય અને એને માટે આપણે કશું કરી શકતા ન હોઈએ, ત્યારે ઘણું જ માઠું લાગે છે.

[મારી માએ પોતાની છેલ્લી માંદગીમાં ઘણું વેઠયા પછી એક દિવસે મને કહ્યું, 'દત્તુ, તું અને તેઓ આટલી મહેનત કરી રહ્યા છો એ જોઈને મને વિશ્વાસ હતો કે આ માંદગીમાંથી હું સાજી થઈશ. પણ હવે મને લાગે છે કે તમે મને બચાવી શકવાના નથી. ઉંમર થઈ એટલે આ દુનિયામાંથી ગયે જ છૂટકો. પણ તમને છોડીને જવાને જીવ નથી ચાલતો.' આટલું કહીને મા રડી પડી અને લોકગીતની એક લીટી એણે છેડી—

"सोडूनिया पिल्ले कशी जाऊं वनां."

જ્યારે વેદ્દા અથવા આયનુ જેવી જાતિ આપણી વચ્ચેથી ઊઠી જવાની છે એમ લોકો ઠંડે પેટે કહે છે, ત્યારે મને કાંઈનું કાંઈ થઈ જાય છે. માણસ જેવા માણસનો, આપણાં ભાઈભાંડુનો વિનાશ અટકાવવાનો શું કોઈ જ ઉપાય નથી?]

ખેર, કાંઈ નહીં તો એ જાતિના લોકોનું દર્શન તો કરીએ. એમનો જીવન-ક્રમ તપાસીએ, અને જાપાનના લોકો જોડે એમની બાબતમાં ચર્ચા કરીએ; એ સંકલ્પ આપણી પહેલી મુસાફરીમાં જાગ્યો હતો. હવે જ્યારે એ પ્રદેશ જોવાની તક મળે છે ત્યારે તું સાથે આવી શકતી નથી એનું મને દુઃખ છે.

નવા અનુભવો મેળવીએ છીએ ત્યારે જૂના યાદ કરવા અને નવાજૂનાની સરખામણી કરવી એ ઘણો આનંદદાયી વ્યવસાય હોય છે. અને એ રીતે જીવન સમૃદ્ધ પણ થાય છે. છેલ્લાં પંદર-વીસ વરસ થયાં આપણે કેટલી બધી મુસાફરી સાથે કરી છે! હિમાલયના ઊંડાણના પ્રદેશોથી માંડીને કન્યાકુમારીના સાગરસંગમ સુધી તેમ જ સિંધના વિસ્તીર્ણ મંચર સરોવરથી માંડીને આસામના એટલા જ મોટા લબતક સરોવર સુધી આપણે અનેક ઠેકાણે, અનેક વાર ફર્યાં અને આંખો ભરીને ભારતનું દર્શન કર્યું. એ જ પ્રમાણે આફ્રિકામાં અને યુરોપમાં પણ ફર્યાં. મને સ્વપ્નમાં પણ ખ્યાલ ન આવત કે ઇહલોકની કોઈ સુંદર મુસાફરી તારા વગર કરી શકું. પણ તારી તબિયતે દગો દીધો એનો ઇલાજ શો? ખેર. કોઈ ને કોઈ મારી સાથે મુસાફરીમાં હશે તો ખરું. પણ આપણે જે એકત્ર મુસાફરીઓ કરી ચૂક્યાં તેમનાં સંસ્મરણોની મૂડી બીજા કોઈની પાસે ક્યાંથી જ હોય!

મરાઠીમાં કહેવત છે કે 'दुधाची तहान ताकावर भागवावयाची' એ ન્યાયે આ મુસાફરીમાં જે કાંઈ જોઈશ, કહીશ અને વિચારીશ, તેનો અહેવાલ, તે તે વખતે કાગળો લખી તને જણાવીશ. હું વખતોવખત ત્યાંનાં સરનામાં તને જણાવીશ જ. પણ બે સરનામાં કાયમનાં આપી રાખું છું. ત્યાંથી કાગળો તરત વળાવાય એવી વ્યવસ્થા કરી રાખીશ. પહેલું સરનામું છે :—

Bhikhu Imai San,
Nipponzan Myohoji,
Ryogoku Nihonbashi,
Chuo-ku,
Tokyo Japan

અને બીજું સરનામું છે —

C/o Thc Indian Embassy,
Tokyo Japan

સ્વરાજ્ય થયું એટલે આ બીજી સગવડ આપણે માટે સહેલી થઈ છે.

મારા જૂના પાસપોર્ટનાં બધાં પાનાં ભરાયાં છે એટલે નવો પાસપોર્ટ મેળવી લીધો છે, અને એના ઉપર જ્યાં જ્યાં જવાનું છે, તે તે દેશના વીસા પણ મેળવી રાખ્યા છે.

ત્યાર પછી કૉલેરાનાં ઇન્જેક્ષનો લેવાનાં. સ્મૉલ પૉક્સનાં પણ. અને પરદેશમાં ખરચવા માટે સાથે નાણાં લઈ જવાની રજા સરકાર પાસેથી મેળવવાની અને તે પ્રમાણે ટ્રાવેલર્સ ચેક્સ લેવાના. એ બધી તૈયારી કરવાની રહેશે. સાંભળું છું કે ૨૭૦ રૂપિયા સુધી લઈ જવા માટે સરકારની પરવાનગી લેવી નથી પડતી. પણ એટલાથી નહીં ચાલે એટલે વધુની રજા તો લેવી પડશે જ. આશા રાખું છું કે એમાં મુશ્કેલી નહીં પડે.

ચિ. શરદને અને બાળકોને મારા સપ્રેમ શુભાશિષ. અને તને તો મારા હમેશના સપ્રેમ શુભાશિષ છે જ. તારાં માતાપિતાએ તને ફૂલનું નામ આપ્યું છે અને એ પણ ભારતના પ્રતીક સરોજનું, એટલે તને ફૂલ જેટલા કોમળ અને તાજા શુભાશિષ મોકલવા જોઈએ. આજકાલ કાગળો હવાઈજહાજથી ઊડીને પહોંચે છે એટલે ફૂલોના આશીર્વાદ વાસી તો નહીં જ થાય.

## ૨. સાથીઓ

'સન્નિધિ', રાજઘાટ,
નવી દિલ્હી ૧,
૧૪–૭–'૫૭

કાલે ચિ. અવનિનો ટ્રંકકૉલ હતો. ચિ. મંજુને મારી સાથે મોકલવાનું એમણે નક્કી કર્યું છે. આને વિશે કાલે તને ટ્રંકકૉલથી જણાવ્યું જ છે. પણ વિગતે લખું એ સારું છે.

ચિ. બાળની ખૂબ જ ઇચ્છા હતી કે ચિ. રેવતીને હું મારી સાથે લઈ જાઉં. રેવતીને એના પિતાએ કૉલેજની કેળવણી આપી પણ એને પરદેશ જવાની તક હજી સુધી મળી ન હતી. દેશાટન વગર કેળવણી પૂરી થતી નથી અને કૉલેજની કેળવણી કરતાં મુસાફરી મારફતે જે જ્ઞાન અને સંસ્કારો મળે છે તે હજારગણાં વધારે મહત્ત્વનાં છે; એમ કહેનાર હું બાળની ઇચ્છાને વધાવી લઉં એમાં આશ્ચર્ય શું? બાળે એમ પણ કહ્યું કે 'સરોજબહેન તમારી સાથે જાત તો સવાલ જ ન હતો. આ ઉંમરે તમારી સાથે ઘરનું કોઈ હોય તો સારું.' હું માનું છું કે મુસાફરીમાં હું મારી સંભાળ ઠીક રાખી શકું છું. પશ્ચિમ આફ્રિકાની આખી મુસાફરી અને ઇજિપ્તની પણ, મેં એકલાએ જ કરી હતી! છતાં સાથે કોઈ હોય તો સારું એમ વિચારી રેવતીને સાથે લેવાનું નક્કી કર્યું.

એટલામાં તોકયોથી ભિખ્ખુ મારુયામાનો કાગળ આવ્યો કે 'તમારી સાથે એકને બદલે બે બહેનો આવે તો વાંધો નથી.' એટલે મેં અવનિને જણાવ્યું કે 'જો બહુ મોડું ન થયું હોય, અને તમે એની બધી વ્યવસ્થા કરી શકો, તો તમારી ઇચ્છા પ્રમાણે, ચિ. મંજુને, મારી સાથે લઈ શકું છું.' તેઓ રાજી થયા છે. પણ

મને બીક છે કે વીસા, હેલ્થ સર્ટિફિકેટ અને ફૉરિન કરન્સી(પરદેશી નાણાં)ની જોગવાઈ હવે કરવી સહેલી નથી. એટલે મારી કલ્પના પ્રમાણે મંજુ આવી ન શકે. છતાં અવનિની કાર્યશક્તિ ભારે છે. દોડધામ કરીને બધું ગોઠવી શકે એમ છે.

મારા તરફથી મેં એમ વિચાર્યું કે અવનિએ ઇચ્છા દર્શાવી છે, અને સગવડ થઈ શકે એમ છે, તો એને પૂછવું તો જોઈએ જ. બીજો વિચાર મેં એ કર્યો કે બે બહેનો સાથે હોય તો એકબીજાની સોબતથી પ્રસન્ન રહેશે. કોઈ એકલી જ હોય તો મારે એના તરફ વધારે ધ્યાન આપવું પડે.

એટલે હવે હું માનું છું કે અવનિ છેલ્લી ઘડીએ પણ મંજુ માટેની બધી તૈયારીઓ કરશે અને અમારો ત્રણ જણનો સંઘ જાપાનની યાત્રાએ ઊપડશે.

મારે જેટલાં નાણાં સાથે લેવાનાં છે, તેની રજા મેળવવા માટે મુંબઈમાં રિઝર્વ બૅન્કના આયંગરને મળવાપણું રહેશે. કલકત્તામાં હું રવિવારે પહોંચવાનો એટલે ત્યાં કશું થાય નહીં. આ મુશ્કેલી તરફ ચિ. અમૃતલાલે મારું ધ્યાન ખેંચ્યું. એટલે એક દિવસ વહેલો મુંબઈ પહોંચી બધી વ્યવસ્થા ત્યાંથી જ કરીશું.

પરદેશ સાથેના વેપારની પરિસ્થિતિને કારણે આપણા દેશની ફૉરિન ઍક્સચેંજની હાલત હમણાં વિષમ છે. અત્યારે દેશના પૈસા પરદેશ લઈ જવા એ હિતકર નથી.

અહીંના એક મોટા અમલદારે મને કહ્યું કે 'તમે રાજ્યસભાના સદસ્ય છો. તમને ફૉરિન કરન્સી મેળવતાં મુશ્કેલી ન પડવી જોઈએ.' એમની વાત સાચી છે. પણ રાજ્યસભાના સદસ્યે સ્વરાજ સરકારની નીતિનું વિશેષ સારી રીતે પાલન કરવું એ જ એનો ધર્મ છે. એટલે અત્યંત જરૂરી એટલા જ રૂપિયાની રજા લેવાનો મારો વિચાર છે. એમ જોતાં અહીંથી પરદેશ જઈ, અનેક દેશો ફરીને, પાછા આવવા માટે જે હવાઈજહાજની ટિકિટો લેવાની, તેનાં નાણાં અહીં જ ઍર ઇન્ડિયા ઇન્ટરનૅશનલને આપવાનાં છે. અને જાપાનમાં મારું એકલાનું ખરચ તો ત્યાંના લોકો જ આપવાના છે. એટલે મારે નાણાંની વિશેષ ભીડ નથી રહેવાની. પણ પરદેશમાં જઈએ અને પાસે પૂરતાં નાણાં ન હોય અને એ કારણે મુશ્કેલીમાં આવી પડીએ, તો તે શોભે નહીં. એટલે બેત્રણ હજાર રૂપિયાની ફૉરિન ઍક્સચેંજ માગી લઈ, જો ત્યાં ન ખરચાય તો પાછી આણવી એવો મારો વિચાર છે.

## ૩. ખિડકી બહાર

વર્ધા સ્ટેશન હમણાં આવશે
બપોરે બાર વાગ્યે
૨૦–૭–'૫૭

ભૂસાવળ પહેલાં અમારું ઍન્જિન બગડ્યું. એટલે ઘાણી ખોટી થઈ. હવે બીજું ઍન્જિન આવીને અમને ખેંચે છે. સવારે ઊઠીને શ્રી કુંદરની ચોપડીનું હસ્તલિખિત

વાંચ્યું અને પાંચ પાનાંની પ્રસ્તાવના ચિ. રેવતીને લખાવી. બીજાં થોડાં ચડેલાં કામો પૂરાં કર્યાં. ટ્રેનમાં અમેરિકાનાં કોઈ (મૂળે સ્વિસ) ક્વેકર દંપતી મળ્યાં. રાતના સાડા નવ સુધી એમની સાથે વાતો થઈ. ભારતમાં મધ્યમ વર્ગનાં કુટુંબોમાં છૂટાછેડા લગભગ થતા જ નથી એ જાણીને પેલાં બહેનને ઘણું આશ્ચર્ય થયું.

સવારે ખિડકી બહાર જોતાં મેં રેવતીને કહ્યું કે 'જ્યારે આવું સરસ રળિયામણું દૃશ્ય હોય છે ત્યારે એનો આનંદ માણતાં સરોજને સરસ આવડે છે. પ્રકૃતિ-રસિક સાથીનું સાથે હોવું એ એક અહોભાગ્ય જ છે.' રેવતીએ પોતાનાં બાળપણની, અને ખંડાળા ઘાટમાં, ખોપોલી પાસે રહીને રખડવાનો આનંદ કેવો મેળવ્યો હતો, એની વાતો કરી.

હમણાં વર્ધાનું સ્ટેશન આવશે. ત્યાં આપણે કેટલાંયે વરસો રહ્યાં હતાં અને અનેક વાર પૂજ્ય બાપુજીને મળવા જતાં હતાં!

## ૪. ઊપડયાં

ડમડમ હવાઈ મથક
૨૧–૭–'૫૭

થોડા જ વખતમાં હવાઈ જહાજમાં આરૂઢ થઈ ભારતનું આકાશ છોડીશું! પહેલાં લખવા જતો હતો કે 'ભારતનો કિનારો છોડીશું' પણ કલકત્તા કાંઈ સમુદ્ર-કિનારે નથી અને મારી મુસાફરી પણ દરિયાઈ જહાજની નથી.

બપોરે લગભગ ત્રણ વાગ્યે અમે કલકત્તા પહોંચ્યાં. સામાન્યપણે આટલું મોડું થતું નથી. શ્રી સીતારામજીને ત્યાં નાહી, જમી, કેટલાક જાપાની લોકો મળવા આવ્યા હતા તેમને મળ્યો. આપણા લોકો તો ઘણા ભેગા થયા જ હતા.

વર્ધા-સેવાગ્રામમાં જાપાની પ્રોફેસર મૈદા કામ કરે છે એઓ પણ અહીં મળ્યા. એમની બહેન સેવાગ્રામમાં રહેવા માટે જાપાનથી આવી છે. એને તેડવા તેઓ અહીં સુધી આવ્યા. એ બહેને અમને ગુલછડીનાં સરસ ફૂલો આપ્યાં. સરસ, તાજાં, સુગંધી ફૂલો. એની ખુશબો કાગળ મારફતે મોકલી શકાત તો કેટલું સારું થાત!

અમારું વિમાન મુંબઈથી આવી પહોંચ્યું. એમાં ચિ. મંજુ આવી છે. એને મળવા એના પિતા ઠાકોરભાઈ અને ભાઈ જયંતીભાઈ વગેરે ઘણા આવ્યા છે. મંજુએ મારે માટેનો તારો કાગળ મને આપ્યો. ઘણો આનંદ થયો. એ કાગળ વાગોળવા બેસું તો આ કાગળ પૂરો થાય નહીં. હમણાં જ ઍર ઇન્ડિયા ઇન્ટરનેશનલના રેસ્ટરૉંમાંથી 'Delecious Chocolate Milk' લઈ આવ્યો. આ લોકો ઘણા સજ્જન છે. મુસાફરોને દરેક જાતની મદદ કરે છે. ઝટ આવી પિતાજીને મળવાની મંજુ માટે સગવડ કરી શક્યો તે એ લોકોની મદદથી જ.

હવે વધુ લખવાનો વખત નથી.

ભારતનું દર્શન હવે ફરી ક્યારે થશે?

# ૫. વાતાવરણ અને ઉદ્દાવરણની વચ્ચે

હૉંગકૉંગ છોડયા પછી
બપોરે એક વાગ્યે
૨૨-૭-'૫૭

હૉંગકૉંગ છોડયા પછી આ કાગળ લખું છું.

કાલે રાત્રે, લગભગ પોણા દસે, કલકત્તાથી અમારું વિમાન ઊપડયું. પછી તારો કાગળ નિરાંતે વાંચ્યો. પ્રાર્થના કરી અને સૂઈ ગયાં. એ લોકોએ અમને ત્રણેને બેસવાની જગા પાસે પાસે જ આપી છે. સવારે ચાર વાગ્યે બૅંગકૉક આવ્યું. ત્યાંનું હવાઈ મથક પરિચિત હતું. કૉફી પીને આંખમાંથી ઊંઘ ધોઈ કાઢી અને હૉંગકૉંગની અપેક્ષામાં, નીચેનો મુલક જોતાં જોતાં આગળ વધ્યાં.

આપણા કમિશનર શ્રી અડારકરને ચિ. સતીશનો કાગળ મળ્યો જ ન હતો. એટલે તેઓ મળવા કયાંથી જ આવે? મેં મથકેથી એમને ફોન કર્યો. એમને ઘણું આશ્ચર્ય થયું. છેલ્લી ઘડીએ દોડીને અવાય એમ હતું જ નહીં કેમ કે હૉંગકૉંગ શહેર વસ્યું છે એક બેટમાં. અને હવાઈ મથક ખંડસ્થ ભૂમિ પર કાઉલૂન નામે જગ્યાએ છે. મોટર લઈને આવતાં સમુદ્ર ઓળંગવો પડે. એમાં જ અડધો કલાક સહેજે જાય.

હૉંગકૉંગ પહોંચતાં જ રેવતીએ, તારી ગોઠવણ પ્રમાણે, તારો એક કાગળ મને આપ્યો.

હવે અમે એ જ આકાશ ખંડમાં આવ્યાં છીએ જયાં, ત્રણ વરસ પહેલાં, તોકયોથી હૉંગકૉંગ આવતાં, રાતના બે વાગ્યા પછી આપણે હવાઈ તોફાનમાં સપડાયાં હતાં.

તને યાદ હશે કે તે વખતે આપણું હવાઈ જહાજ, સમુદ્રના જહાજની પેઠે ડોલતું હતું. વાયરલેસનો એક તાર તૂટીને વિમાનના બરડામાં ફટાક્ ફટાક્ કરીને ચાબુક મારતો હતો. તોફાન ટાળવા માટે સારથિએ વિમાન હજાર-બેહજાર ફૂટ ઊંચે લઈ જઈ જોયું. પણ બસો માઈલ સુધી તોફાને આપણો પીછો છોડયો જ નહીં! તને એ પણ યાદ હશે કે જ્યારે મેં પાઇલટ—સારથિને પૂછયું ત્યારે એણે કહ્યું કે "વાયરલેસનો એક જ તાર તૂટયો છે. બીજા સલામત છે. અમે ઓકિનાવા તેમ જ હૉંગકૉંગ સાથે વાયરલેસ ઉપર (બેતાર પર) બોલી રહ્યા છીએ. જોખમ જેવું તો નથી. પણ આવું ખરાબ તોફાન અમે પહેલી જ વાર અનુભવીએ છીએ."

મુસાફરો બધાં અવાક થઈ ગયાં હતાં. બિચારી ઍર-હોસ્ટેસ પણ હેબતાઈ ગઈ હતી. શાંત હતા ફક્ત સારથિ અને એના સાથીઓ—અને, અને, આપણે. ગમે તેટલો કટોકટીનો પ્રસંગ હોય તોયે તું હેબતાઈ જતી નથી એ આપણી મુસાફરીનો, મારે માટે, મોટો વિશેષ છે. આપણે તે દિવસે આત્માની અમરતા,

લડાઈના સૈનિકોની મનોવૃત્તિ, વગેરે કેટલાયે વિષયોની વાતો કરતાં હતાં; અને ખિડકી વાટે અરુણોદયની રાહ જોતાં હતાં!

તે દિવસના અનુભવ પછી આજનું આકાશ અને નીચેનો સમુદ્ર સાવ જ શાંત અને—લવણ-સમુદ્ર માફ કરે તો—અલૂણાં લાગતાં હતાં. મેં ચિ. રેવતીને અને મંજુને એ આખા પ્રસંગની વાત કરી. હવા એટલી શાંત હતી કે સામાન્ય રીતે વિમાનની ગતિનો અનુભવ થાય છે તેટલો પણ આજે થતો ન હતો. નીચલા સમુદ્ર ઉપર પણ કોઈ ખાસ કરચલીઓની ભાત દેખાતી ન હતી.

અમારી વાતો ઓસરી; અને મારું મન અત્યાર સુધી જોયેલા સાગરોનાં ચિત્રો તાજાં કરવા લાગ્યું.

આગબોટમાંથી સમુદ્રનું જે દર્શન થાય છે તે પ્રત્યક્ષ, અને વિમાનમાંથી થાય છે તે પરોક્ષ, એવી કાંઈક ભાવના મારા મનમાં પેસી ગઈ છે. જોકે જહાજમાંથી તો પાણીનો બસો-ત્રણસો માઈલનો જ વિસ્તાર દેખાય છે! જ્યારે વિમાનમાંથી હજારો માઈલનો વિસ્તાર એકસામટો દેખાય છે. એ વિશ્વરૂપી ધન્યતા હોવા છતાં, સમુદ્રનાં મોજાંઓ આટલે ઊંચેથી સાવ નજીવાં લાગે છે એ જ મને રુચતું નથી. દસથી વીસ હજાર ફૂટની ઊંચાઈથી સમુદ્રકિનારાનાં પ્રચંડ મોજાંઓ પણ એટલાં ગરીબડાં લાગે છે કે સમુદ્ર પ્રત્યે દયા જ છૂટે.

એમ જોતાં જ્યારે હવાઈ જહાજમાંથી જમીન દેખાતી બંધ થાય છે અને વિમાનની નીચે અને આસપાસ—ક્ષિતિજના વલય સુધી ફક્ત પાણી અને પાણી જ દેખાય છે, ત્યારે આપણા જગત વિશે જાતજાતના વિચારો મનમાં આવે છે. ક્યાંય એટલે ક્યાંય—જમીન દેખાય નહીં. અને જેના પેટમાં આપણું આ વિમાન કે આપણે જીવી જ ન શકીએ એવો પાણીનો વિસ્તાર દેખાય ત્યારે જમીનવાસી તરીકે મારું મન વગર કારણે અસ્વસ્થ થાય છે.

જમીન પર હોઈએ છીએ ત્યારે ઉપરનું આકાશ મોકળાશનું તેમ જ સ્વતંત્રતાનું આશ્વાસન આપે છે. જ્યારે અહીં એ જ આકાશ સમુદ્ર ઉપર મૂકેલા એક ડાબડાના ઢાંકણા જેવું દેખાય છે અને કશું આશ્વાસન આપી શકતું નથી.

મુંબઈથી ભાવનગર જતાં-આવતાં જે સમુદ્ર દેખાય છે તે તો ઘરનો જ છે. એના પ્રત્યે આત્મીયતા બંધાઈ છે એટલા જ ખાતર એ ભવ્ય જેવો નથી લાગતો. આફ્રિકાના અમરસર (લિક વિક્ટોરિયા) ઉપર થઈને આપણે ગયાં હતાં ત્યારે તો એ સરોવર સાવ છીછરું લાગતું હતું. મોમ્બાસાથી લિંડી સુધી કટકે કટકે ગયાં ત્યારે મહાસાગર અને મહાખંડ વચ્ચે હસ્તાંદોલન ચાલતું હોય એવું જ લાગતું હતું. દારેસલામથી આપણે ઝાંઝીબાર ગયાં હતાં ત્યારે 'ઊડ્યાં ને ઊતર્યાં'—એવા અનુભવને કારણે, જાણે સમુદ્રનું અપમાન કરતાં હોઈએ, એવું લાગતું હતું. ગંગોત્રીમાં, ગંગાના સાંકડા પ્રવાહ ઉપર જમણે કાંઠે એક પગ અને ડાબે કાંઠે બીજો પગ રાખવાથી જેમ એ પ્રવાહ પ્રત્યે આદર વધતો નથી, તેમ જ દારેસલામથી ઝાંઝીબાર જતાં સમુદ્ર વિશે થાય છે.

એડિસઅબાબાથી એડન જતાં આપણે આકાશમાં એવે ઠેકાણે પહોંચ્યાં હતાં કે જ્યાં એક બાજુ આફ્રિકાનો કિનારો અને બીજી બાજુ એશિયાનો કિનારો દેખાતો હતો. ત્યાં પણ, ભૂમિના પ્રમાણમાં પાણીનું મહત્ત્વ વિશેષ છે એમ લાગતું ન હતું.

ભૂમિની અલ્પતા પહેલવહેલી ત્યારે જ ધ્યાનમાં આવી જ્યારે કાયરોથી મુંબઈ આવતાં ૧૮,૦૦૦ ફૂટની ઊંચાઈએથી આખું કાઠિયાવાડ એક નજરમાં હું સમાવી શક્યો.

સમુદ્રની ભવ્યતા તો ઈરાની અખાતમાં, ભૂમધ્ય સમુદ્રમાં અને લંડનથી લિસ્બન જતાં આટલાંટિક મહાસાગરમાં નજરે ચડી. ત્યાર પછી પશ્ચિમ આફ્રિકા જતાં દક્ષિણે જે આટલાંટિક મહાસાગર છે તેણે તો મારું 'મન હરી જ લીનો!'

પણ મારી ભક્તિ મેળવી શક્યો છે આ પ્રશાંત મહાસાગર જ. કોણ જાણે શાથી — એના વિશેષ ઊંડાણથી? મોટામાં મોટા વિસ્તારથી? કે એના પ્રસન્ન તાજા સૂર્યોદયથી? તે હું કહી શકતો નથી. પણ પ્રશાંત સાગર જોતાંવેંત લાગે છે કે માણસે એને જોઈને નમ્ર થવું જોઈએ.

આ પૃથ્વી પર જમીન કરતાં ત્રણગણું પાણી છે. એ પાણીની અંદર વિસ્તરેલી જીવસૃષ્ટિને આપણે ગૌણ શા માટે લેખીએ? એવો વિચાર મનમાં આવ્યો પણ તે ટક્યો નહીં. આપણે આકાશ સાથે જેટલી દોસ્તી કેળવી છે તેટલી સમુદ્ર સાથે કે એનાં ઊંડાણ સાથે કેળવી નથી; એટલું તો કબૂલ કર્યે જ છૂટકો. આપણે વાતોવરણની પ્રજા છીએ, ઉદાવરણની નહીં.

હમણાં ઓકિનાવા બેટ આવશે. જ્યારે જ્યારે આ ટાપુ જોઉં છું ત્યારે ત્યારે એની પ્રજા પ્રત્યે મનમાં સહાનુભૂતિ જાગે છે. અમેરિકન લોકોએ એ ટાપુને હવાઈ જહાજો માટેનું લશ્કરી મથક બનાવ્યો છે. પરિણામે ત્યાંના લોકો અને એમનું જીવન ગૌણ અને અપમાનિત બન્યું છે. જાપાનનો જ એક હિસ્સો હોવા છતાં એને અલગ કરવામાં આવ્યો છે અને ત્યાં જબરદસ્ત લશ્કરી તૈયારીઓ વધારતા જ જાય છે.

પ્રશાંત મહાસાગરમાં સેન્ડવિચ દ્વીપસમૂહમાં હવાઈ કરીને એક બેટ છે. એની અંદર હોનોલુલુનો જ્વાળામુખી અખંડ બળે છે અને ખદબદે છે. પણ એ જ્વાળામુખી એટલો સ્ફોટક નથી જેટલી ઓકિનાવાની આજની લશ્કરી તૈયારી છે. કોઈની છાતી સામે પિસ્તોલ ધરીને આપણે એને કહીએ કે 'તું સ્વસ્થ ચિત્તે તારું કામ કર્યા કર', તેવી જ રીતે અમેરિકન લોકો ઓકિનાવામાં લશ્કરી તૈયારી વધારતાં છતાં એશિયાના લોકોને કહે છે કે "તમને અભયદાન છે. અમે તમારા જીવનમાં દખલ કરવા માગતા જ નથી. તમે માગો તો તમને મદદ પણ કરીએ. . ."

એક વાર જાપાન જઈ આવ્યો છું. ત્યાંના લોકો સાથે પરિચય થયો એટલે આ વખતે ત્યાં જતાં પરિચય વધારવાની ઉત્સુકતા છે. આપણે ગયાં હતાં ત્યારે અજ્ઞાત પ્રદેશ જોવાનું કુતૂહલ હતું તેવું આ વખતે નથી. પણ આત્મીયતા વધતી જાય છે.

# ૬. તોક્યોમાં – ૧

તોક્યો
૨૩–૭–'૫૭

કાલે રાત્રે આઠ વાગ્યા પહેલાં જ તોક્યોને હવાઈ મથક- – હાનેદા – પહોંચી ગયાં. ભારતના વિદેશખાતાના સચિવાલયમાંથી મારા આવવાના સમાચાર અહીં પહોંચ્યા હતા એટલે અમને મળવા અહીંના દૂતાવાસમાંથી First Secretary શ્રી મલ્લિક આવ્યા હતા. આપણે જ્યારે ઇથિયોપિયાની રાજધાની એડિસઅબાબા ગયાં હતાં ત્યારે શ્રી મલ્લિક આપણને મળ્યા હતા તે તને યાદ હશે જ. ત્યાં આપણા રાજદૂત સરદાર સંતસિંગના હાથતળે તેઓ કામ કરતા હતા. મારી દાઢી જોઈને પ્રથમ મૂંઝાયા! પણ એમણે વિચાર કર્યો કે ભારતથી હવાઈ જહાજમાં આવ્યા છે; એટલે બીજા કોણ હોઈ શકે? હવાઈ મથકે દૂતાવાસના લોકોને સૌથી પહેલાં મળવા દે છે. એટલે જ તેઓ પ્રથમ મળ્યા. ત્યાર પછી મળ્યા ગુરુજીના પટ્ટશિષ્ય – આપણા આનંદ મારુયામા-સાન. એમની સાથે કેટલાયે ભક્તો, પંખા જેવાં ઢોલ વગાડતા ઊભા હતા. કસ્ટમ્સમાંથી સામાન છોડાવી લેતાં મુશ્કેલી ન પડી, પણ થોડી વાર લાગી. શ્રી તોકુઓ-સાન માસુઈ નામના એક ભક્ત છે, એ અમને પોતાની મોટરમાં ઘેર લઈ ગયા. કિનોકુનિયા કરીને એમનો એક મોટો ભંડાર (જનરલ સ્ટોર) છે. એટલો સારો કે અમેરિકન લોકો પણ એમને ત્યાં ખરીદવા આવે છે. એમના નાના ભાઈ સુસુમુ-સાનને ત્યાં અમારી રહેવાની વ્યવસ્થા કરી છે. ઘેર પહોંચી, નાહી, કરી જમીએ ત્યાં સુધી અગિયાર વાગી ગયા. હવાઈ મથકથી ઘેર આવતાં બાર માઈલની મુસાફરી તોક્યો શહેરમાં જ કરવી પડી હતી. વરસાદને કારણે રસ્તાઓ ચળકતા હતા; કેમે કરીને ખૂટે જ નહીં.

અહીં જ એટલું કહી દઉં કે, તોક્યો હવે દુનિયાનું સૌથી મોટું શહેર થઈ ગયું છે. લગભગ ૯૦ નેવું વર્ગ માઈલનો એનો વિસ્તાર છે. અને હું ભૂલતો ન હોઉં તો વસ્તી છે એંસી લાખની.

છેલ્લા મહાયુદ્ધમાં પાર વગરનો સંહાર વેઠયા પછી જેમ બર્લિન અને લંડન ફરી સજીવન થયાં, તેમ તોક્યો પણ ઝપાટાભેર સજીવન થયું અને અમેરિકાનાં શહેરોને પણ માત કરી તોક્યોએ દુનિયામાં પ્રથમ સ્થાન મેળવ્યું! ન્યૂયૉર્ક કે વૉશિંગ્ટનવાળાઓને કેવું લાગતું હશે?

અમારા મેજબાન માસુઈ બંધુઓની વૃદ્ધા મા – શ્રીમતી તોકુનોએ અમારું ભાવભીનું સ્વાગત કર્યું. એટલાં શાંત અને પ્રસન્ન દેખાય છે કે અમે એમને 'માતાજી' કહેવાનું જ પસંદ કર્યું. અહીંની ભાષામાં માતાજી માટે શબ્દ છે 'ઓકા-સાન.' એમાં 'કા' અક્ષરનો સાદ ઊંચે ચડાવવાનો હોય છે. ખાવા માટે એટલી

બધી વસ્તુઓ તૈયાર કરી રાખી હતી! અમે શાકાહારી છીએ એ તેઓ જાણતાં હતાં. દૂધ, દહીં ગમે તેટલું. ફળો ઢગલાબંધ! એમની ઘરની જ ઉત્તમ બેકરી છે એટલે પાઉંરોટી વિશે પૂછવું જ શું?

આ બૌદ્ધ ભક્તોના ઘરમાં એક ઓરડી દેવઘર અને પ્રાર્થનામંદિર હોય છે. અમે ત્રણે એ પ્રાર્થનામંદિરમાં જ સૂઈ ગયાં. એવી તો સરસ અને ગાઢ ઊંઘ આવી કે એમાં કોઈ નાનકડું સ્વપ્નું પણ ઘૂસી ન શક્યું.

સવારે અમે Anti Atom Bomb and Hydrogen Bomb અને For disarmament વાળી પરિષદના દફતરમાં ગયાં. આંતરરાષ્ટ્રીય પૂર્વ તૈયારીની સમિતિમાં (International Preparatory Committee)માં પહોંચતાંવેંત એના એક મંત્રી મિસ્ટર મૉરો — જે ઑસ્ટ્રેલિયાથી આવ્યા છે — ઊભા થયા અને એમણે મારું અભિનંદન કરતાં જણાવ્યું કે, "કાલે જ અમે તમને અમારી સમિતિના ઉપપ્રમુખ ચૂંટ્યા છે. તમને પૂછવા માટે પણ અમે ન થોભ્યા!" એ બહુમાન માટે મેં આભાર માન્યો અને કહ્યું કે, "હું જાણું છું કે ભારત સરકાર અને ભારતનું રાષ્ટ્ર વિશ્વશાંતિ માટે જે કાંઈ કરે છે તેની કદર કરવાનો તમારો હેતુ છે." મેં એમને એમ પણ કહ્યું કે "તોકયોમાં રહી એમના કામકાજમાં ભાગ લઈ શકું એમ નથી, કેમ કે મારો કાર્યક્રમ જાપાનનો આખો દેશ ફરવાનો છે. આન્તર-રાષ્ટ્રીય સમિતિમાં બેસીને કામ કરવાનું મહત્ત્વ હું સ્વીકારું છું. પણ મેં તો મારો સમય, દેશ આખામાં ફરી, જનસંપર્ક સાધવા માટે આપવાનું નક્કી કર્યું છે. પરિષદના દિવસોમાં તો હાજર રહીશ જ. તમારી પૂર્વતૈયારીમાં મદદગાર થવા માટે ભારતથી પંડિત સુંદરલાલ આવનાર છે. તેઓ આખો વખત તમારી સાથે રહેશે."

આટલી વાત થયા પછી એક નાજુક સવાલ સમિતિમાં ચર્ચાયો.

જાપાનનાં હવાઈ જહાજનાં મથકો અમેરિકાના તાબામાં છે. અણુબૉમ્બ માટે એ વાપરવાં હોય તો એ મથકોનો ઘણો વિસ્તાર કરવો પડે. અને આસપાસની ખેતીની જમીન લશ્કરી કામ માટે વાપરવી પડે. આ રીતે જમીન આપવા જાપાની સરકાર તૈયાર થઈ જાય એ પ્રજાને અસહ્ય લાગે છે.

એક તો જાપાન દેશ નાનો. તેમાં જ્યાંત્યાં ડુંગરા. લોકસંખ્યા અનહદ વધેલી, ખેતી લાયક જમીનનું ક્ષેત્રફળ માંડ ચાળીસ ટકાનું છે. એટલે ખેતીની જમીન બીજે વપરાય એ જાપાની પ્રજા શી રીતે સહન કરે? હમણાં એને અંગે ક્યાંક સત્યાગ્રહ ચાલે છે. સમિતિમાં કોકે સવાલ ઉઠાવ્યો કે આપણે એ જ કામ-સર ભેગા થયા છીએ, આપણાથી એ સત્યાગ્રહમાં ભાગ લેવાય કે નહીં? બીજા કહેવા લાગ્યા કે આપણે આ દેશના રહીશ નથી. આ સરકારની પરવાનગી લઈને, મહેમાન તરીકે આવ્યા છીએ. આપણાથી અહીંના સત્યાગ્રહમાં ભાગ ન લેવાય. આ બાબતમાં જ્યારે મારો અભિપ્રાય પૂછવામાં આવ્યો, ત્યારે મેં કહ્યું કે, "સત્યા-ગ્રહમાં આપણાથી ભાગ ન જ લેવાય. પણ જ્યાં સત્યાગ્રહ ચાલતો હોય, ત્યાં

નિરીક્ષક observer તરીકે વ્યક્તિગત રીતે, કોઈને જવું હોય, તો આપણે તેને રોકી ન શકીએ. આ રીતે જનાર વ્યક્તિએ પ્રથમથી જાહેર કર્યું હોય તો સારું કે, પોતે તટસ્થપણે નિરીક્ષણ કરવા માટે જ જાય છે.'' મારા આ અભિપ્રાય સાથે બધા સહમત થયા અને પ્રારંભમાં જ ઊઠેલો એક મતભેદ ટળ્યો.

રિવાજ પ્રમાણે આપણા દૂતાવાસમાં તરત જવાનું મેં પસંદ કર્યું. ત્યાં જોયું કે આપણા રાજદૂત શ્રી ઝા ક્યાંક મુસાફરીએ ગયા હતા. શ્રી મલ્લિકે બધી સગવડ કરી આપવાની તત્પરતા બતાવી. મારે તો એટલી જ સગવડ જોઈતી હતી કે દૂતાવાસને સરનામે મારે નામે જે કાગળો આવે તે મારા પ્રવાસક્રમ પ્રમાણે, યોગ્ય ઠેકાણે મને તરત મળે, એવી વ્યવસ્થા થાય. શ્રી મલ્લિકે એ કામ દફ્તરના એક જાપાની કર્મચારીને સોંપ્યું.

આજનો દિવસ તોક્યોમાં સહેજ આરામ કરી કાલે વિમાનને રસ્તે, સીધા ઉત્તર તરફના બેટ હોક્કાયડોના મુખ્ય શહેર સપ્પોરો જવાનાં છીએ. અમારી બધી વ્યવસ્થા કરવા માટે શ્રી ઈમાઈ-સાન ક્યારના ત્યાં પહોંચી ગયા છે. મારુયામા આજે રાત્રે, ટ્રેનને રસ્તે ઊપડશે. ગુરુજીની તબિયત સારી હશે તો તેઓ પોતે વિમાનમાં અમારી સાથે થશે.

જમી કરીને સરસ સૂઈ ઊઠયો છું. બપોરના ત્રણ થયા છે. હવે ભોંયરાની રેલવે વાટે બજાર જઈશું. ત્યાં મારી કર્ણિકા (hearing aid) માટે બૅટરીઓ લેવી છે.

## ૭. તોક્યોમાં – ૨

તોક્યો

૨૭–૭–'૫૭

મારો વિચાર હતો કે એક વાર પ્રવાસની ધમાલ શરૂ થાય એટલે અહીંનાં નાટક કે નૃત્ય જોવાને વખત નહીં મળે. હોક્કાયડો જતાં પહેલાં એક દિવસ મળે છે તો કંઈક જોઈ લેવું. અહીં 'કાબૂકી' કરીને જૂની ઢબનાં નાટકો થાય છે. જૂની ઢબ હોવા છતાં આ નાટકો એટલાં બધાં લોકપ્રિય હોય છે કે ટિકિટ માટે હમેશાં પડાપડી રહે છે. એને માટેની ટિકિટો ન મળી શકી. એટલે દિવસ એળે ન જાય એટલા માટે જાપાની સિનેમા કેવો હોય છે એ જોવાનું નક્કી કર્યું. ચિ. મંજુને આશ્ચર્ય થયું કે 'કાકાસાહેબ, અને સિનેમા જોવા જાય!' મેં એને કહ્યું કે "ભારતમાં હું ભાગ્યે જ સિનેમા જોવા જાઉં છું. પણ પરદેશમાં થોડા જ દિવસોમાં આખો દેશ જોવાનો. એટલે સામાજિક જીવનનો કાંઈક ખ્યાલ તો નાટક અને સિનેમા દ્વારા જ મળી શકે. અને આ દેશની ચાલુ જમાનાની રસિકતા અને કળાની અભિરુચિ તો રંગમંચ પર સહેજે પારખી શકાય.'' અમે સિનેમા જોવા ગયાં.

અમારી સાથે એક બૌદ્ધ સાધુને આવવું પડયું. સાધુઓ સામાન્ય રીતે સિનેમા જોવા જાય નહીં. પણ મહેમાનો માટે જવું પડે તો ઇલાજ શો? અને અમારી સાથે બેઠા પછી એમાં રસ ન લે એ જરૂરી ન હતું. અમને વચમાં વચમાં સમજાવતા હતા. ભલાં ઓકા-સાન પણ અમારી સાથે આવ્યાં હતાં. સિનેમાની વાર્તા મજાની હતી. અભિનય સરસ હતો. પણ મને લાગ્યું કે અભિનયની બાબતમાં, આખી દુનિયામાં, એક સર્વસામાન્ય ઢબ (mannerism) ઘડાતી જાય છે. સિનેમામાં અમને ઝાઝો રસ ન પડયો.

માતાજી ઓકા-સાને અમારે માટે પોતાને ઘેર જ એક નૃત્યનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. છોકરીઓને નૃત્ય શીખવનાર એક પ્રવીણ બહેનને બોલાવ્યાં હતાં. ઓકા-સાને પોતે વાજિંત્ર વગાડવાનું માથે લીધું. એમણે કહ્યું કે, 'છેલ્લાં ત્રીસ વરસમાં આ વાજિંત્ર મેં વગાડયું નથી. આ શિક્ષિકા બહેન સાદા પોશાકમાં જ તમને નૃત્ય બતાવશે. એમને સાથ હું ન આપું તો ન ચાલે.' નૃત્ય સરસ હતું. એમાં જાત-જાતના ભાવ વ્યક્ત થતા હતા. એ શિક્ષિકાનો ચહેરો હતો સાદો જ. પણ જ્યારે નૃત્ય ચલાવે ત્યારે એકદમ દીપી ઊઠતો. કેટલાય કળાકારોમાં આ ખૂબી દેખાઈ આવે છે. નૃત્ય વખતે તેઓ જુદા જ થઈ જાય છે.

નૃત્યને જેમ વાદ્યનો સાથ હોય છે, તેમ અહીં જાપાની પંખાનો પણ સાથ હોય છે. ઘડીકમાં બંધ કરવા, ઘડીકમાં ફેલાવવા અને અનેક પ્રકારે વીંઝવા; એનું આખું શાસ્ત્ર રચાયું છે.

બીજે દિવસે મારી કર્ણિકા (hearing aid) માટે બૅટરી ખરીદવા માટે અમે સમસ્ત વસ્તુભંડાર (departmental stores)માં ગયાં. ત્રણ વરસ પહેલાં આપણે એ ભંડાર જોયો જ હતો એટલે મારે માટે એમાં નવું કશું ન હતું. પણ રેવતી અને મંજુ એ જોઈને છક જ થઈ ગયાં. એક એક માળ જોતાં અમે છેક ઉપર સુધી ગયાં. અખંડ ચડતા અને ઊતરતા દાદરોની ઘટમાળની અમને બધાંને મઝા પડી. જ્યાં બહેનોનાં તૈયાર કપડાં વેચાય છે, એ વિભાગમાં એક ઠેકાણે જાપાની સ્ત્રીઓનાં, અને બીજે ઠેકાણે અમેરિકન સ્ત્રીઓનાં પૂતળાં ઊભાં કરી, કપડાં કેમ ફિટ થાય છે તેનું પ્રદર્શન હતું. સેંકડો પૂતળાંઓ દ્વારા આ લોકોએ માણસના અને કપડાંના સૌંદર્યની કલ્પના વ્યક્ત કરી હતી. વિકારોને કેમ પોષી શકાય એની કળા આજના જમાનાએ ખૂબ ખીલવી છે. બાળકોનાં પૂતળાં ખૂબ જ મઝાનાં હતાં. છેક ઉપર ગયા પછી તોકયો શહેરનો વિસ્તાર દેખાય છે. છેક ઉપર સુધી હું ન ગયો કેમ કે ત્યાંને માટે લિફ્ટ ન હતો. પણ અગાસી ઉપર લાકડાના ઘોડા, ચકડોળ અને ફજેત ફાળકા ઉપર બાળકો રમતાં હતાં એ મઝા જોતો બેઠો. બાળકો અજાણ્યા લોકો વિશે, મોટે ભાગે, બેદર-કાર હોય છે. છતાં કેટલાંક બાળકો મારા કાળા કોટ પર ધોળી દાઢી કેવી દેખાય છે એ જરાક જોઈ લેતાં હતાં.

સમસ્ત વસ્તુભંડારમાં કર્ણિકાની બૅટરી ન મળી પણ આશ્ચર્ય એ કે ભંડારની એક બહેને મારી જૂની બૅટરી ઉપરની, નંબર વગેરે વિગત જોઈ, એવી બૅટરી તોકયોમાં કયાં મળી શકે એ એક નિર્દેશિકા (directory)માંથી મહેનત લઈ, અચૂક કાઢી આપ્યું! અમને કશી જ મુશ્કેલી ન પડી. આવડા વિશાળ નગરમાં, એક ખૂણે, નાનકડી દુકાનમાં સીધાં પહોંચી અમે એ બૅટરી ખરીદી લીધી. સાથે ભિખ્ખુ તાસ્સે-સાન હતા એટલે જ અમે એ બધું કરી શકયાં.

તોકયોમાં અને આખા જાપાનમાં ફક્ત જાપાની ભાષા જ વપરાય છે. અંગ્રેજીમાં કશું ન મળે. રેલવે, તારખાતું, ડાકખાતું, સરકારી દફતરો – ક્યાંય અંગ્રેજી ન મળે. ફક્ત સ્ટેશનનાં નામો અને રસ્તાના નંબર જાપાની સાથે અંગ્રેજીમાં પણ આપેલા હોય છે. એટલું પણ અમેરિકન લોકોના રાજકીય અને નાણાકીય પ્રભાવને લીધે, ન છૂટકે, ચલાવી લે છે.

આજે પણ અમે Preparatory Committeeમાં ગયાં. ત્યાં પ્રેસના લોકો મને મળવા આવવાના હતા. તેઓ વખતસર ન આવ્યા. એટલે P.E.N. કલબનાં મુખ્ય મંત્રિણી યોકો માત્સુઓકા – Yoko-Motsuokaને મળી લીધું. એમની સાથે બીજા કોઈ એક ભાઈ હતા જેમણે અનેક સવાલો પૂછી એક મુલાકાત ઉપજાવી કાઢી.

પછી ખબર પડી કે જે પ્રેસવાળા મને મળવા આવવાના હતા, તેઓ આવીને રાહ જોઈને ચાલ્યા ગયા. મને કોઈએ કહ્યું જ નહીં! બંને પક્ષે ભારે નિરાશા થઈ અને Preparatory Committeeવાળા ખૂબ નારાજ થયા. એ બધી ગફલત ધોઈ કાઢવા પ્રેસવાળાઓને અમારે ઉતારે કિનોકુનિયામાં બોલાવ્યા. મુલાકાત આપી. ફોટા પાડવાના તો હોય જ. એમાંથી પરવારી અમે સપ્પોરો જવા હવાઈ મથકે પહોંચી ગયાં.

## ૮. સપ્પોરો જતાં

સપ્પોરો જતાં
૨૪–૭–'૫૭

J.A.L.ના એટલે કે 'જાપાન ઍર લાઇન્સ'ના એક વિમાનમાં બેસી સપ્પોરો જવા ઊપડયાં છીએ. સપ્પોરો એ હોક્કાયડોની રાજધાની છે. [રાજધાની શબ્દ બરાબર નથી. મુખ્ય શહેર અથવા કારભારધાની કહેવું જોઈએ. સંસ્કારધાની તો ખરી જ.] આ બેટનું ક્ષેત્રફળ ત્રીસ હજાર વર્ગ માઈલ કરતાં વધારે છે; આ આંકડા સાથે આપણો કશો સંબંધ નથી. પણ જો વહાણમાં બેસી આ બેટની પ્રદક્ષિણા કરીએ તો દોઢ હજાર માઈલની સમુદ્ર-યાત્રા થશે એ કલ્પના આકર્ષક છે ખરી! હોક્કાયડો એટલે 'ઉત્તર સાગર તરફનો પ્રદેશ'. ચીની ભાષામાં તેમ જ

જાપાની ભાષામાં 'હાય' એટલે સમુદ્ર. એ શબ્દ હોક્કાયડોમાં સંતાયેલો છે. 'હોકુ' એટલે ઉત્તર.

આ બેટની ઉત્તરે સાઘાલિન બેટ છે. જેને વિશે નાનપણથી વાંચતો આવ્યો છું. આ બેટનું દુર્દૈવ કે એ રશિયન સાઇબીરિયાને કિનારે અને જાપાનની ઉત્તરે આવેલો છે. જાપાની લોકોએ સૌથી પ્રથમ સાઘાલિન બેટ પર વસવાટ કર્યો. પણ તે પ્રાચીન કાળમાં, જાપાની રાજ્યસત્તા ત્યાં રીતસર જામી નહીં એટલે રશિયન માછીમારો ત્યાં પહોંચી ગયા. જે આયનુ લોકો વિશે આપણે ઘણી વાર વાત કરી છે, અને જેમને જોયા પછી વધારે લખવાનો છું, તે આયનુ લોકો પણ ઉત્તર તરફ ખસતાં ખસતાં સાઘાલિન બેટમાં પહોંચી ગયા છે. મારા નાનપણમાં રશિયા-જાપાન વચ્ચે યુદ્ધ થયું (૧૯૦૫) ત્યારે સાઘાલિન બેટ ઉપર રશિયાનું રાજ્ય હતું. જાપાનનો વિજય થયો એટલે જાપાને રશિયા પાસેથી અર્ધો બેટ લઈ લીધો. પરિણામે જાપાનનો ખોરાક મેળવવાનો પ્રશ્ન કંઈક હળવો થયો. છેલ્લા મહા-યુદ્ધમાં જાપાનનો પરાભવ થયો. એટલે પાછો સાઘાલિન બેટ આખો રશિયા પાસે ગયો. હવે ઉત્તર સરહદનું રક્ષણ કરવા માટે હોક્કાયડો બેટ મજબૂત કર્યે જ છૂટકો. આ બેટને આપણે અષ્ટાવક્ર કહી શકીએ. કિનારો વાંકોચૂકો, જ્યાંત્યાં પહાડો. અને ટેકરીઓ, સરોવર પણ અનેક રીતે વાંકાંચૂકાં.

આ બેટ વિશે આયનુ લોકોની એક દંતકથા વાંચેલી તે, જેવી યાદ આવે છે તેવી, અહીં લખી મોકલું છું. સ્ત્રીજાતિ વિશે આવી અનુદાર વાતો દુનિયાના બધા જ દેશોમાં અને બધા જ લોકોમાં શા માટે પ્રચલિત હશે? ભિન્ન ભિન્ન વંશના અને જુદી જુદી જાતિના લોકો એકબીજા વિશે ઊતરતો ખ્યાલ રાખે એ સમજાય એવું છે. અજાણ્યા અને પરાયા લોકો વિશે ગેરસમજ હોય જ. પણ સ્ત્રીપુરુષ મળીને મનુષ્યસમાજ થાય છે. દરેક પુરુષ કોઈ સ્ત્રીને પેટે જન્મ લે છે; એનું દૂધ પીને મોટો થાય છે. અને મોટો થયા પછી કોઈ સ્ત્રીને 'વળગીને' જ ગૃહસંસાર ચલાવે છે. એને જોઈતાં બાળકો, સ્ત્રી દ્વારા જ એને મળી શકે છે. આટલું પર-સ્પરાવલંબન હોવા છતાં સ્ત્રીજાતિ વિશે પુરુષ ઊતરતો ખ્યાલ કેમ રાખતો હશે?

આયનુ લોકોની માન્યતા પ્રમાણે ભગવાને પોતાનાં દેવદેવીઓને અનેક દેશો બનાવવાનું કામ સોંપ્યું. તેમાં હોક્કાયડો બેટ ઘડવાનું કામ એક દેવીને સોંપવામાં આવ્યું. એણે કાદવ, પથરા વગેરે લઈને પોતાનું કામ ઉત્સાહથી શરૂ કર્યું. પણ એની સાથે વાતો કરવા એક બીજી દેવી ત્યાં આવી ચડી. બે બહેનો ભેગી થાય એટલે વાતોનો પ્રવાહ ચાલવાનો જ. કેમે કરીને ખૂટે નહીં.

વખત પૂરો થવા આવ્યો અને ભગવાને પૂછ્યું : "સોંપેલું કામ બરાબર થયું ને?" હવે શો જવાબ અપાય? બેટ જેવો બન્યો તેવો બન્યો. જેમ તેમ ઠીકઠાક કરીને દેવીએ જવાબ આપ્યો, "હા જી. આ રહ્યો એ બેટ." સ્ત્રીઓનો વાતોડિયો સ્વભાવ આ આખા પ્રદેશને નડયો!

આયનુ પૂર્વજોનો અભિપ્રાય ગમે તે હોય, આ પ્રદેશ છે ઘણો રળિયામણો. અને અહીંની ખેતીની ઊપજ કાંઈ ઓછી નથી. અમારે સપ્પોરો શહેર, ખુશીરો બંદર, આકાન નામનું કાનન અને હાકોદાતેનું બીજું બંદર, એટલું જોવાનું હતું. આકાન-કાનનમાં સુંદર સુંદર સરોવરો છે. અને એ જ પ્રદેશમાં આયનુ લોકો રહે છે એમ મેં વાંચ્યું હતું. એટલે જ એ આખો પ્રદેશ જોવાની ઉત્કંઠા હતી.

મને લાગે છે કે નજીકના ભવિષ્યમાં આ બેટનું મહત્ત્વ ઘણું વધવાનું છે. લશ્કરી દૃષ્ટિએ જ નહીં, પણ જાપાનની જાહોજલાલીની દૃષ્ટિએ પણ. સરોવરોને કાંઠે ગરમ પાણીનાં ઝરણાં છે, જેમાં નાહવાથી ચામડીના અમુક રોગો મટે છે. ઠંડીના દિવસોમાં લોકો અહીં બરફની ખીણોમાં લપસણા (ski-ing)ની રમત રમે છે. ત્યાર પછી શિયાળાને અંતે રાજી થઈને ઉનાળો માણે છે.

આપણા ગુરુજી ફૂજીઈ આ બેટમાં ત્રણ કે ચાર સ્તૂપો બાંધી ધર્મપ્રચાર અને ધર્મસંગઠન વધારવા માગે છે. એમને માટે આ ભૂમિ અનુકૂલ છે, એમ હું માનું છું.

જુઓ, જોતજોતામાં સપ્પોરો આવી પણ ગયું. ત્રણ વાગ્યે તોક્યો છોડયું હતું. હમણાં છ વાગવા આવ્યા છે.

ચિ. રેવતી અને મંજુ વચ્ચે કોણ જાણે શી હસાહસ ચાલે છે. મને એટલો વખત મળ્યો એટલે જ આ કાગળ પૂરો કરી શક્યો.

## ૯. સપ્પોરો

સપ્પોરો,
૨૬-૧૦-'૫૭ રાત્રે

આખરે અમે સપ્પોરો જોયું.

ત્રણ કલાકમાં પાંચસો આડત્રીસ માઈલની મુસાફરી કરી સપ્પોરોના હવાઈ મથક ચિતોસે ચોવીસમીની જ સાંજે પહોંચ્યાં. દરેક શહેરના નામ સાથે એના હવાઈ મથકનું નોખું નામ પણ ધ્યાનમાં રાખવું પડે છે. (અપવાદ ફક્ત બર્લિન-નો કેમ કે ત્યાંનું વિરાટ હવાઈ મથક, શહેરની વચ્ચોવચ્ચ છે.) હવાઈ મથકો મુખ્ય શહેરથી પાંચ પાંચ દસ દસ માઈલ દૂર હોય છે. પણ અહીં ચિતોસેથી સપ્પોરો ખાસું પચ્ચીસ માઈલ દૂર છે! પણ જે ઢબે, જે આનંદથી અમે આ મુસાફરી કરી, એનો વિચાર કરતાં પચીસને બદલે ત્રીસ માઈલ હોત તોયે અમને વસમું ન લાગત. અમે પહોંચ્યાં અને સ્વાગત માટે આવેલા એક નાના ટોળાએ અમને સપ્પોરોની નગરપાલિકાએ મોકલેલી એક બાદશાહી ઠાઠની અમેરિકન મોટરમાં બેસાડ્યા અને તરત મોટરના રેડિયોએ સુંદર જાપાની સંગીત શરૂ કર્યું. આખો રસ્તો વજ્રલેપ હતો. અનેક ટેકરીઓ ઉપરથી ચડતાં ઊતરતાં, વળાંકો લેતાં, જતાંયે

આંચકા ન આવ્યા. જાણે પાણીમાં તરતાં હોઈએ અને વચમાં વચમાં, મોજાંઓને કારણે ઉપર નીચે હિલોળા લેતાં હોઈએ એવું લાગતું હતું. અમેરિકન લોકોએ જાપાનનો લશ્કરી કબજો લીધો ત્યારે અહીં સારા રસ્તાઓ બનાવ્યા હતા અને કામચલાઉ મકાનો પણ બનાવ્યાં હતાં. સાંજનો વખત અને રળિયામણો પ્રદેશ! લીલીછમ ધરતીમાં જાતજાતનાં ફૂલો અમારું મનોરંજન કરતાં હતાં. અને સંસ્કારી મધુર સંગીતને કારણે એ આખો આનંદ મુખરિત થયો હતો. હૈયું જ જાણે ઉત્ફુલ્લ અને રાગમય થઈ ગયું.

ઈમાઈ-સાન અમને સપ્પોરોની ભાગોળે મળ્યા અને અમને એક મોટી દુકાનના મોટા હૉલમાં લઈ ગયા. ત્યાં અમારું સાર્વજનિક સ્વાગત થયું. નાનીમોટી છોકરીઓએ અમને ફૂલોના ગુચ્છ આપ્યા. નગરપાલિકાના પ્રમુખ લોકોએ સ્વાગતનાં ભાષણો કર્યાં. આભાર માનતાં હું હિંદીમાં થોડુંક બોલ્યો, અને ઈમાઈ-સાને એનું જાપાની કર્યું. ભારત અને નિપ્પોનને સ્નેહમાં અને મૈત્રીમાં જોડી દેનારો બૌદ્ધ ધર્મ છે. અને એ ધર્મનો પ્રચાર કરનારા અનેક લોકોમાં ગુરુજી નિચિદાત્સુ ફૂજીઈએ વિશ્વશાંતિ અને વિશ્વમૈત્રીનું કામ માથે લીધું છે. એમના આમંત્રણથી આવ્યો છું. . . , વગેરે વાતો ટૂંકામાં કરી. અને અમે એક સુંદર જાપાની હોટેલમાં રહેવા ગયાં.

એ હોટેલનો નીચલો ભાગ જાણે એક સંગ્રહાલય હોય એવી રીતે ગોઠવેલો હતો. એમાં આયનુ લોકોનાં કપડાં, હથિયારો, વાદ્યો, મૂર્તિઓ, ચિત્રો – ઘણું ઘણું હતું. એ ઉપરાંત ત્યાંના પ્રાચીનકાળના અવશેષો, બાદશાહોની મૂર્તિઓ વગેરેનું વર્ણન કરવા નહીં બેસું.

જાપાની મકાનો અંદરથી દેખાય છે સાદાં પણ એટલાં સુઘડ, કળાપૂર્ણ અને પ્રમાણબદ્ધ હોય છે કે જોતાંવેંત ચિત્ત પ્રસન્ન થાય છે. સાંભળું છું કે આ સાદાં મકાનોની બનાવટ ઓછી ખર્ચાળ નથી હોતી. પશ્ચિમની હોટેલોમાં સગવડ, સુખાકારી, એશઆરામ બધું હોય છે. પણ એશિયાવાસી આપણને આ જાપાની રહેણી જ વધારે સંતોષ આપે છે. ચટાઈવાળી જમીન પર જાડાં જાડાં ગાદલાં પાથરીને એના પર સૂતાં સ્વદેશી વાતાવરણમાં રહીએ છીએ એવું જ લાગે છે. ઉશીકા જેવાં સુંવાળાં આસનો પાથરી એના ઉપર બેસવાનું અને બાજઠ જેટલા ઊંચા મેજની આસપાસ ગોઠવાઈ જઈને ચા પીવાનું એટલું તો સરસ લાગે છે કે જાણે કોઈ ધાર્મિક અથવા સાંસ્કૃતિક વિધિમાંથી પસાર થતાં હોઈએ!

અને ખરેખર, જાપાની લોકોએ ચા પીવાના વિધિને એટલું બધું સાંસ્કૃતિક મહત્ત્વ આપ્યું છે કે ફૂલોની રચના, બેસવાની ઢબ, ચા રેડવાના પ્રકાર, ચા પીતી વખતે મીઠાશથી બોલવાની ભાષા, ઢીલા ઢીલા કીમોનોની આસપાસ લપેટવાની 'ઓબી'ની ખૂબીઓ – બધું મળીને જાણે આપણને જાપાની બનાવવાની-બનવાની દીક્ષા મળતી હોય, એવું જ લાગે છે. જ્યારે આપણે જાપાની ઢબે રહીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે, અહીંના લોકોમાં આત્મીયતા જાગે છે. એમાં જો આપણને

અહીંના લોકોની થોડીઘણી ભાષા આવડે તો સોનામાં સુગંધ. મારે આ જાપાની રહેણીની ઢબ પ્રત્યે આકર્ષણ કેળવવું ન પડયું.

જાપાની ઘરોમાં જ્યાંત્યાં અમુક નક્કી કરેલા કદની ચટાઈઓ પાથરેલી હોય છે. તે એટલે સુધી કે "અમુક ઓરડી ચાર ચટાઈ જેટલી મોટી છે, સાડા પાંચ ચટાઈ જેટલી છે" વગેરે કહીને સમજાવે છે.

પશ્ચિમના લોકો બૂટ પહેરીને બધે ફરે છે. આપણા લોકો ઘરને બારણે જોડા ઉતારી, ઉઘાડે પગે ઘર આખામાં હરેફરે છે. જાપાની લોકોએ વચલો સુંદર રસ્તો કાઢયો છે. કોઈ પણ ઘરમાં જાઓ તો પહેલે ઘરના બધા લોકો અથવા નોકરો આવીને તમારું સ્વાગત કરવાના. અને ઘરમાં વાપરવાનો સપાટ આગળ કરવાના. તમારા જોડા કાઢીને, આ સપાટ પહેર્યા પછી જ ઘરમાં પ્રવેશ કરાય. ઘરની અંદર પણ જાજરૂની ઓરડીના સપાટ નોખા. એ બીજે ન આણાય.

નાહવાની ઓરડીમાં કપડાં રાખવા માટે ખીંટીઓ નથી હોતી પણ નેતરની અથવા એવી જ બીજી જાતની ટોપલીઓ હોય છે. એક ટોપલીમાં કપડાં ઉતારી મૂકવાનાં. બીજી ટોપલીમાં નવાં, પહેરવાનાં કપડાં રાખવાનાં. નાહવા માટે લોટો કે પવાલું નહીં પણ લાકડાનો વેંત-બે વેંત પહોળો વાટકો વપરાય છે. એ ભરીને પાણી માથે રેડતાં ઠીક ઠીક કસરત થાય છે. આખરે મેં તો એ પવાલેશ્વર બે હાથે ઊંચકવાનું જ પસંદ કર્યું. એમાંથી ગરમ ગરમ પાણી માથે રેડતાં સુખ થતું હતું.

આમાંથી ઘણી વસ્તુઓ તો તું જાણે છે પણ વર્ણન કરવાનો રસ જાગે એટલે એક ચિત્ર પૂરું કરવાનું મન થવાનું જ. અને આપણે ત્યાં કેટલાયે લોકો તારી પાસેથી આ કાગળો માગીને વાંચવાના. એમની સગવડ ખાતર વિગતવાર લખું તો તને કંટાળો આવવાનો નથી એની ખાતરી છે.

બીજે દિવસે પચીસમીએ સવારે, એક ઊંચી ટેકરી ઉપર એક મોટો સ્તૂપ બાંધવાનું કામ શરૂ થવાનું હતું. ઘણાં ઘણાં સ્ત્રીપુરુષો ત્યાં ભેગાં થયાં હતાં. આપણા મારુયામા-સાન એ ઉત્સવના પુરોહિત હતા. જ્યાં સ્તૂપ તૈયાર થવાનો હતો ત્યાં જૂનો એક ઘણો જ નાનકડો કામચલાઉ સ્તૂપ ઊભો કરેલો હતો, એની આસ-પાસ લોકો ગોઠવાઈ ગયા હતા. આગળની બાજુ નાનાં નાનાં બાળકો સાજ સજાવી બેસાડેલાં હતાં. આપણે બાળકોને કપાળે અથવા બે ભમ્મર વચ્ચે ચાંદલો કરીએ છીએ. કોક વાર કાજળની ટીલી કરીએ છીએ. અહીં એને બદલે બે ભમ્મરને માથે પણ એકબીજાથી બહુ દૂર નહીં, એવી બે કાળી ટીલી કરવાનો રિવાજ છે. આ લોકોને બેશક એ ટીલી રૂપાળી લાગતી હશે. બાળકોને માથે જૂની ઢબનો, સોનેરી રંગનો મુકુટ બેસાડી દે છે. માથાના આકાર કરતાં એ ઘણો નાનો હોય છે એટલે કાન આગળથી ગળા તળે એ બાંધવો પડે છે.

આખો વિધિ બે કલાક ચાલ્યો. ત્યાં સુધી આ બાળકો ચૂપચાપ બેઠાં હતાં. કોઈ રોયું નહીં કે ઊઠીને આમતેમ દોડયું નહીં. કોઈએ વાતો પણ ન કરી! ફક્ત એમને ભૂખ લાગી ત્યારે એમની માઓએ આવીને એમને ખવડાવ્યું. ખરેખર

જાપાની બાળકોની ધીરજ વખાણવા જેવી છે. એ લોકોને ગળથૂથીમાં જ પોતાની લાગણીઓ ઉપર કાબૂ રાખવાના સંસ્કારો મળેલા હોય છે. જે એમની આખી સંસ્કૃતિની ખાસિયત ગણાય.

ટેકરી ઉપર ચડવું મારે માટે સહેલું ન હતું. મોટર જ્યાં સુધી જઈ શકી, ત્યાં સુધી એને લઈ ગયા. એમની મૂંઝવણ જોઈ મેં કહ્યું કે તમે ચિંતા નહીં કરતા, બાકીની ઊંચાઈ ચડી જઈશ. ઈમાઈ-સાનના મજબૂત ખભા ઉપર હાથ રાખી ચડયો ખરો. વિધિને અંતે થોડાં ભાષણો થયાં. એમાં મારે પણ બોલવું પડયું. જાપાનની આ મુસાફરીમાં મારું આ પહેલવહેલું ભાષણ. મનમાં વિચાર આવ્યો : આટલે દૂર પૂર્વમાં અને ઉત્તારમાં આવ્યો છું અને આ લોકો પોતાના ઉત્સવમાં બોલવાનું મને પ્રેમાદરથી કહે છે એ, ખરેખર, ભગવાન બુદ્ધનો અને મહાત્મા ગાંધીનો પ્રતાપ છે. હિંદુસ્તાનમાં ઉત્તારે ચોત્રીસ પાંત્રીસ અક્ષાંશ સુધી જ ગયો છું અને સપ્પોરો તો તેતાળીસ અક્ષાંશ ઉપર આવેલું છે. પૂર્વ દિશામાં પણ આટલે દૂર આના પહેલાં આવ્યો ન હતો. અહીંની ભાષા, અહીંના રિવાજ કશું જાણું નહીં. અને છતાં આ લોકો સાથે, એમની લાગણી અને મહત્ત્વાકાંક્ષા સાથે પૂરેપૂરી સહાનુભૂતિ ધરાવું છું અને પ્રેમને કારણે તેમ જ સ્વાતંત્ર્ય, શાંતિ અને બંધુતાના આદર્શને કારણે, આ લોકો સાથે મારું હાર્દિક ઐક્ય અનુભવું છું. ઈશ્વરને ત્યાં કોઈ સ્થાન દૂરનું નથી, અને કોઈ હૃદય પરાયું નથી. અમે એક-બીજાની બોલવાની ભાષાથી અજાણ હતા. પણ આંખો મારફતે સામસામી લાગણી અને આત્મીયતા સહેજે વરતી શકતા હતા.

મારી ભાષા સમજનાર અહીં બે જ જણા હતા. એમાં ઈમાઈ-સાન કશાક કામને અંગે ગયા હતા. શ્રી મારુયામાએ મારા ભાષણનો જાપાની અનુવાદ કર્યો. આખો વિધિ પૂરો થયા પછી મારું જોડિયા દૂરબીન લઈ મેં સપ્પોરોનો વિસ્તાર જોયો. પાસેની ટેકરી પર શિયાળામાં જ્યારે બરફ જામે છે ત્યારે દૂર દૂરના લોકો લપસિયા (Ski-ing) રમત રમવા આવે છે. આ રમત ખરેખર રોમહર્ષણ હોય છે. સો-બસો ફૂટની કે વધારે ઊંચાઈથી, નિર્ભય થઈને, લપસી પડવું અને તે પણ બેસીને નહીં – પણ પાંચ પાંચ ફૂટનાં તળિયાંવાળા જોડા પહેરીને ! એનો આનંદ અને રોમાંચ અનેરો જ હોય છે.

સપ્પોરોની વસ્તી પાંચ લાખની છે. તેમાં સિત્તેર સ્કૂલો, અને એક કરતાં વધારે વિશ્વવિદ્યાલયો છે.

સ્તૂપના ઉત્સવમાં ભાગ લઈ અમે નીચે ઊતર્યાં. બપોરે જમ્યા પછી ઊંઘી લીધું.

તે દિવસે પછી અમે આરામ જ કર્યો. સાંજે સહેજસાજ શહેરમાં ફર્યા. શહેરની સુંદર રચના અમેરિકન ઢબની છે. એટલે જાપાનની નગરરચનાથી જુદી પડે છે. અમે જે હોટેલમાં રહેતાં હતાં એની પાછળ એક મોટી ઇમારત હતી. રાત્રે ત્યાં દીવાઓ મોડે સુધી બળતા હતા. તપાસ કરતાં જણાયું છે કે એ

કેશ-કૃંતન મહાવિદ્યાલય છે. આમાં હજામોને વાળ કાતરવાની કળા શીખવવામાં આવે છે. અભ્યાસક્રમ એક વરસમાં પૂરો નથી થતો.

બીજે દિવસે સવારે – એટલે છવ્વીસમીએ અમે સપ્પોરોનું રીતસરનું નિરીક્ષણ કર્યું. પહેલવહેલું જોયું એક શિન્ટો મંદિર. એમાં મૂર્તિ નથી હોતી પણ વચલી મોટી ઓરડી પવિત્ર ગણાય છે. એમાં પૂજારીઓ જ જઈ શકે છે. ભક્ત લોકો દરવાજામાંથી અથવા બારીએથી અંદર જોઈ, તાળી વગાડી નમસ્કાર કરે છે.

શિન્ટો એ જાપાનીઓનો રાષ્ટ્રીય ધર્મ છે. ચીન અને કોરિયાથી આવેલા બૌદ્ધ ધર્મની, આ શિન્ટો ધર્મ ઉપર કલમ ચડાવવામાં આવી. આગળ જતાં રાષ્ટ્રીય સરકારને એ વાત ન રુચિ એટલે બંને ધર્મ, બાદશાહના હુકમથી જુદા પાડવામાં આવ્યા.

શિન્ટો ધર્મમાં પ્રકૃતિની પૂજા તો છે જ. પણ મોટે ભાગે પૂર્વજોની પૂજા હોય છે. આવી લાગણીને કારણે જ જાપાની લોકો પોતાના સમ્રાટને દૈવી પુરુષ માનવા લાગ્યા અને રાજભક્તિ અને દેશભક્તિ વચ્ચે અભેદ સાધી શક્યા. આ મંદિરેથી નીકળી અમે અહીંનો ઝૂ — પશુસંગ્રહાલય, ગવર્નરનો પ્રાસાદ, વાનસ્પત્યમ્ (બૉટેનિકલ ગાર્ડન) અને સ્ટેડિયમ વગેરે જોયું.

ચારેક વર્ષ પહેલાં અહીંથી નજદીક એક જ્વાળામુખી કેમ ફાટી નીકળ્યો હતો, અને એણે ત્રણસો પચાસ ફૂટની એક ટેકરીની ભેટ કેમ આપી, એની વાતો સાંભળી. પછી અમે ખેતીવાડી અને પશુપાલનની સંસ્થા જોવા ગયાં. અહીંની ગાયો મજબૂત અને દુધાળી હોય છે.

આ બધું જોઈ પરવારી, અમે લગભગ બાર વાગ્યે અહીંની ગ્રૅન્ડ હોટેલમાં પહોંચ્યાં. નગરપાલિકા તરફથી અમને અહીં ભોજન આપવામાં આવ્યું હતું. નગરના મોટા મોટા આગેવાનો સાથે જમી અને વાતો કરી, અમે ઘેર આવ્યાં.

આ પ્રદેશમાં મોટાં મોટાં ઘરોમાં, પ્રયત્નપૂર્વક ઠીંગણાં બનાવેલાં ઝાડો રાખવામાં આવે છે. ગ્રૅન્ડ હોટેલમાં એક ગોખલામાં રાખેલું આવું એક ઝાડ – જેને મેં વાલખિલ્યનું નામ આપ્યું છે — ત્રણસો વરસનું જૂનું હતું.

રાત્રે અમે આઠ ચાળીસની ટ્રેનમાં ખુશીરો જવા ઊપડયાં. અહીંથી અમારી સાથે એક જાપાની બહેન જોડાયાં. એમનું નામ શ્રીમતી યાએકો ઈવામુરા હતું. ઈમાઈ-સાનને હોક્કાયડોમાં પ્રચારકામમાં એણે એટલી બધી મદદ કરી છે કે હવે ઈમાઈ-સાન પોતાને એમના ઘરના કુટુંબીજન જેવા જ માને છે. હોક્કાયડોની આખી મુસાફરીમાં એ અમારી સાથે ફરવાના છે. એમના ગામનું નામ ઓતારુ છે.

હવે તો હોક્કાયડોની શિરોમણિ શોભા આકન-કાનનમાં પહોંચ્યા પછી જ તને કાગળ લખીશ. ખુશીરોમાં ઝાઝું રહેવાનાં નથી.

# ૧૦. 'ખુશ રહો'

આકનૂકા
૨૭–૧૦–'૫૭

હવે રેલવેની મુસાફરી.

જાપાની રેલવેની એક ખાસિયત છે. તમારે જ્યાં જવું હોય ત્યાંની ટિકિટ પહેલાં ખરીદી લો. એ ગમે તે ટ્રેન માટે ચાલે. જો ઝડપથી જવું હોય તો થોડા વધારે પૈસા આપી એક્સપ્રેસ ટ્રેનમાં જવા માટેની વધારેની ટિકિટ ખરીદી લો. આનો નિયમ એવો છે કે આ ટ્રેન જો કબૂલ્યા કરતાં એક કલાકથી વધુ મોડી પહોંચે તો એક્સપ્રેસના વધારાના પૈસા તમને પાછા મળે.

તે જ પ્રમાણે જો રાત્રે સૂઈને જવું હોય તો એને માટે વધારાની ટિકિટ ખરીદી લો. આપણા કરતાં અહીંની રેલની મુસાફરી જરી મોંઘી છે ખરી. પણ સગવડ સારી હોય છે. તને યાદ હશે કે ટ્રેન સાથે ચાલનારા અહીંના રેલવે કર્મચારી જરાયે તુમાખી બતાવતા નથી. આપણે ત્યાં તો આપણે અંગ્રેજોના દિવસોની તુમાખી અને સ્વરાજ્ય પછીની આપણા કર્મચારીઓની સજ્જનતા બંનેનો અનુભવ કર્યો છે. રાજ્યકર્તાઓના માનસનું પ્રતિબિંબ કર્મચારીઓ ઉપર પડે જ છે.

સપ્પોરોથી ખુશીરો લગભગ બાર કલાકનો રાતનો પ્રવાસ હતો. આ પ્રદેશ પૃથ્વી ઉપર એટલો બધો ઉત્તર તરફ છે કે આ દિવસોમાં સવારે ચાર વાગ્યે જ પો ફાટે છે. દેશનું સૃષ્ટિસૌંદર્ય જોવાને નીકળેલાં આપણા જેવાં તો રેલની આવી મુસાફરી જ પસંદ કરે છે. વખત બચાવવાનો સવાલ ન હોત તો મુસાફર તરીકે હું રોજ ઊઠીને વિમાનમાં જવાનું પસંદ ન કરત. સવારના બેત્રણ કલાક ટ્રેનની બંને બાજુએ દોડી જતી કુદરતનું અને એમાંયે સુંદર પહાડોનું આંખ ભરીને ધ્યાન કરતાં કરતાં અમે પ્રાર્થના પૂરી કરી. પેટ ભરીને નહીં, પણ કામચલાઉ નાસ્તો કર્યો, અને સાત વાગ્યે ખુશીરો પહોંચ્યાં. આ સ્ટેશનનું નામ યાદ રહેતું ન હતું એટલે મેં એને 'ખુશ રહો'નું નામ આપ્યું. અને ખરેખર આ બંદરની વધતી જતી વસ્તી અને જાહોજલાલી જોતાં 'ખુશ રહો' એ નામ એને શોભે એમ છે.

એ જ નામની એક દક્ષિણવાહિની સરયુ કે સરોન્જા નદી આ શહેર પાસે સમુદ્રને મળે છે. તેથી જ તો એ સગવડ જોઈને, માણસે પોતાની વસ્તી અહીં વધારી છે.

જ્યારથી મેં કન્યાકુમારીની શોભા જોઈ છે, ત્યારથી મને દક્ષિણ તરફ ઘૂઘવતા સમુદ્રનું વિશેષ આકર્ષણ છે. લંકાની દક્ષિણે પણ લગભગ એવી શોભા અને

પશ્ચિમ આફ્રિકાને દક્ષિણે પણ એવી શોભા! ખુશીરોમાં પણ એવી જ શોભા જોઈ જૂનાં સ્મરણો તાજાં થયાં.

ગુરુજીના ભક્તોએ અહીં એક મોટો સ્તૂપ બાંધવાનું માથે લીધું છે. તે જોવા પ્રથમ અમે ત્યાં ગયાં. કામ કરનારા બધા જ ભક્તિભાવથી પ્રેરાયેલા, અને દેખરેખ કરનારા શહેરીઓ પણ ધર્મનું કામ સમજી મફત કરનારા, પછી કામ સરસ અને ધમધોકાર ચાલે એમાં આશ્ચર્ય શું? બૌદ્ધ સાધુઓ પણ મજૂરોમાં ભળી, કામ કરવા તૈયાર. એ દૃશ્ય મને ઘણું ગમ્યું. જૂની ઢબના સ્તૂપોની અંદર નવી ઢબની વૈજ્ઞાનિક સગવડો જોઈ આ પ્રજાની વહેવારકુશળતા પ્રત્યે માન ઊપજ્યું. આ સ્તૂપ જોઈ અમે એમના એક મંદિરમાં ગયાં. સ્ટેશને શું અને મંદિરે શું, અમારું સ્વાગત ચામડાના પંખાના અવાજ સાથે ‘नम् म्यो हो रेंगे क्यो’વાળા મંત્રથી જ થયું. એ મંત્ર જાપાની ભાષાનો છે. ચીની લોકો કહે છે કે એ ચીની પણ છે. એનો અર્થ છે : ‘સદ્ધર્મ-પુંડરીકનો, બુદ્ધ ભગવાનના કલ્યાણકારી ઉપદેશનો, સર્વત્ર વિકાસ થાઓ, વિજય થાઓ. એનું જ શરણ અમે લઈએ.’

જાપાનના નિચિરેન પંથના સાધુઓ માટે, અને ભક્તો માટે પણ – આ મંત્ર ધર્મ-સર્વસ્વ છે. એ મંત્ર ગજાવતા તેઓ બધે ફરવાના. આ મંદિરમાં ભક્તો ઠીક ઠીક સંખ્યામાં ભેગા થયા હતા. મને અહીં થોડું બોલવાનું કહેવામાં આવ્યું. વખત થોડો, ભાષાની અગવડ, દુભાષિયા મારફતે વાતો કરવાની; એટલે મતલબની મુખ્ય મુખ્ય વાતો ટૂંકાં ટૂંકાં વાક્યોમાં, ભારપૂર્વક કહેવાની. આની અસર વક્તૃત્વપૂર્ણ વ્યાખ્યાનો કરતાં વધારે સારી થાય છે. આટલે દૂરથી બુદ્ધ ભગવાનની પુણ્યભૂમિથી આવેલો માણસ, અને તેમાંયે મહાત્મા ગાંધી સાથે રહેલો — એના શબ્દો ધ્યાનપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક સાંભળવા જ જોઈએ, એવું અનુકૂળ માનસ લઈને આવેલા લોકો આગળ, દાખલાદલીલના વિસ્તારની જરૂર નથી હોતી. બાળક જેમ માનું દૂધ ચૂસી લે છે અને અનાયાસે હજમ કરે છે, તેવી જ રીતે ભક્તહૃદયો, જેના પ્રત્યે શ્રદ્ધા હોય તેનાં વચનો સ્વીકારી લે છે.

મેં એ લોકોને કહ્યું કે અમારે ત્યાં મંદિરો, મસ્જિદો અને ગિરિજાઘરોના ઝઘડા જોઈને અમે નવા લોકો ઈંટ-ચૂના-પથ્થરની રચના પ્રત્યે ઉદાસીન થયા છીએ. એટલે પ્રથમ પ્રથમ તમારા ગુરુજીના સ્તૂપનિર્માણ પ્રત્યે હું ઉદાસીન હતો. પણ જાપાનની વાત જુદી છે. તમ લોકોને સ્તૂપ જેવી વસ્તુ જીવતી પ્રેરણા આપી શકે છે. ગુરુજી પોતાની શ્રદ્ધા તમારામાં રેડી શક્યા છે.

ગુરુજી મહાત્મા ગાંધીને મળ્યા હતા. એમની વચ્ચે ઘણો મહત્ત્વનો ધર્મસંવાદ થયો હતો. ગુરુજી પણ મહાત્મા ગાંધીની પેઠે, અહિંસા દ્વારા વિશ્વશાંતિ સ્થાપન કરવા મથે છે.

અમારાં શાસ્ત્રોમાં એક સુંદર વચન છે. ‘धर्मो रक्षति रक्षितः’ —આપણે જો ધર્મનું રક્ષણ-પાલન કરીએ, તો ધર્મ પણ આપણું રક્ષણ-પોષણ કરે જ છે. અમારે ત્યાં લશ્કરની દૃષ્ટિએ જે સ્થાનો મહત્ત્વનાં ગણાતાં, ત્યાં જૂના લોકો કાં તો

# ૧૦. 'ખુશ રહો'

૨૭–૧૦–'૫૭

હવે રેલવેની મુસાફરી.

જાપાની રેલવેની એક ખાસિયત છે. તમારે જ્યાં જવું હોય ત્યાંની ટિકિટ પહેલાં ખરીદી લો. એ ગમે તે ટ્રેન માટે ચાલે. જો ઝડપથી જવું હોય તો થોડા વધારે પૈસા આપી એક્સપ્રેસ ટ્રેનમાં જવા માટેની વધારેની ટિકિટ ખરીદી લો. આનો નિયમ એવો છે કે આ ટ્રેન જો કબૂલ્યા કરતાં એક કલાકથી વધુ મોડી પહોંચે તો એક્સપ્રેસના વધારાના પૈસા તમને પાછા મળે.

તે જ પ્રમાણે જો રાત્રે સૂઈને જવું હોય તો એને માટે વધારાની ટિકિટ ખરીદી લો. આપણા કરતાં અહીંની રેલની મુસાફરી જરી મોંઘી છે ખરી. પણ સગવડ સારી હોય છે. તને યાદ હશે કે ટ્રેન સાથે ચાલનારા અહીંના રેલવે કર્મચારી જરાયે તુમાખી બતાવતા નથી. આપણે ત્યાં તો આપણે અંગ્રેજોના દિવસોની તુમાખી અને સ્વરાજ્ય પછીની આપણા કર્મચારીઓની સજ્જનતા બંનેનો અનુભવ કર્યો છે. રાજ્યકર્તાઓના માનસનું પ્રતિબિંબ કર્મચારીઓ ઉપર પડે જ છે.

સપ્પોરોથી ખુશીરો લગભગ બાર કલાકનો રાતનો પ્રવાસ હતો. આ પ્રદેશ પૃથ્વી ઉપર એટલો બધો ઉત્તર તરફ છે કે આ દિવસોમાં સવારે ચાર વાગ્યે જ પો ફાટે છે. દેશનું સૃષ્ટિસૌંદર્ય જોવાને નીકળેલાં આપણા જેવાં તો રેલની આવી મુસાફરી જ પસંદ કરે છે. વખત બચાવવાનો સવાલ ન હોત તો મુસાફર તરીકે હું રોજ ઊઠીને વિમાનમાં જવાનું પસંદ ન કરત. સવારના બેત્રણ કલાક ટ્રેનની બંને બાજુએ દોડી જતી કુદરતનું અને એમાંયે સુંદર પહાડોનું આંખ ભરીને ધ્યાન કરતાં કરતાં અમે પ્રાર્થના પૂરી કરી. પેટ ભરીને નહીં, પણ કામચલાઉ નાસ્તો કર્યો, અને સાત વાગ્યે ખુશીરો પહોંચ્યાં. આ સ્ટેશનનું નામ યાદ રહેતું ન હતું એટલે મેં એને 'ખુશ રહો'નું નામ આપ્યું. અને ખરેખર આ બંદરની વધતી જતી વસ્તી અને જાહોજલાલી જોતાં 'ખુશ રહો' એ નામ એને શોભે એમ છે.

એ જ નામની એક દક્ષિણવાહિની સરયુ કે સરો-જા નદી આ શહેર પાસે સમુદ્રને મળે છે. તેથી જ નો એ સગવડ જોઈને, માણસે પોતાની વસ્તી અહીં વધારી છે.

જ્યારથી મેં કન્યાકુમારીની શોભા જોઈ છે, ત્યારથી મને દક્ષિણ તરફ ધ્રુવના સમુદ્રનું વિશેષ આકર્ષણ છે. લંકાની દક્ષિણે પણ લગભગ એવી શોભા અને

પશ્ચિમ આફ્રિકાને દક્ષિણે પણ એવી શોભા! ખુશીરોમાં પણ એવી જ શોભા જોઈ જૂનાં સ્મરણો તાજાં થયાં.

ગુરુજીના ભક્તોએ અહીં એક મોટો સ્તૂપ બાંધવાનું માથે લીધું છે. તે જોવા પ્રથમ અમે ત્યાં ગયાં. કામ કરનારા બધા જ ભક્તિભાવથી પ્રેરાયેલા, અને દેખરેખ કરનારા શહેરીઓ પણ ધર્મનું કામ સમજી મફત કરનારા, પછી કામ સરસ અને ધમધોકાર ચાલે એમાં આશ્ચર્ય શું? બૌદ્ધ સાધુઓ પણ મજૂરોમાં ભળી, કામ કરવા તૈયાર. એ દૃશ્ય મને ઘણું ગમ્યું. જૂની ઢબના સ્તૂપોની અંદર નવી ઢબની વૈજ્ઞાનિક સગવડો જોઈ આ પ્રજાની વહેવારકુશળતા પ્રત્યે માન ઊપજ્યું. આ સ્તૂપ જોઈ અમે એમના એક મંદિરમાં ગયાં. સ્ટેશને શું અને મંદિરે શું, અમારું સ્વાગત ચામડાના પંખાના અવાજ સાથે 'नम् म्यो हो रेंगे क्यो'વાળા મંત્રથી જ થયું. એ મંત્ર જાપાની ભાષાનો છે. ચીની લોકો કહે છે કે એ ચીની પણ છે. એનો અર્થ છે: 'સદ્ધર્મ-પુંડરીકનો, બુદ્ધ ભગવાનના કલ્યાણકારી ઉપદેશનો, સર્વત્ર વિકાસ થાઓ, વિજય થાઓ. એનું જ શરણ અમે લઈએ.'

જાપાનના નિચિરેન પંથના સાધુઓ માટે, અને ભક્તો માટે પણ – આ મંત્ર ધર્મ-સર્વસ્વ છે. એ મંત્ર ગજાવતા તેઓ બધે ફરવાના. આ મંદિરમાં ભક્તો ઠીક ઠીક સંખ્યામાં ભેગા થયા હતા. મને અહીં થોડું બોલવાનું કહેવામાં આવ્યું. વખત થોડો, ભાષાની અગવડ, દુભાષિયા મારફતે વાતો કરવાની; એટલે મતલબની મુખ્ય મુખ્ય વાતો ટૂંકાં ટૂંકાં વાક્યોમાં, ભારપૂર્વક કહેવાની. આની અસર વક્તૃત્વપૂર્ણ વ્યાખ્યાનો કરતાં વધારે સારી થાય છે. આટલે દૂરથી બુદ્ધ ભગવાનની પુણ્યભૂમિથી આવેલો માણસ, અને તેમાંયે મહાત્મા ગાંધી સાથે રહેલો – એના શબ્દો ધ્યાનપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક સાંભળવા જ જોઈએ, એવું અનુકૂળ માનસ લઈને આવેલા લોકો આગળ, દાખલાદલીલના વિસ્તારની જરૂર નથી હોતી. બાળક જેમ માનું દૂધ ચૂસી લે છે અને અનાયાસે હજમ કરે છે, તેવી જ રીતે ભક્તહૃદયો, જેના પ્રત્યે શ્રદ્ધા હોય તેનાં વચનો સ્વીકારી લે છે.

મેં એ લોકોને કહ્યું કે અમારે ત્યાં મંદિરો, મસ્જિદો અને ગિરિજાઘરોના ઝઘડા જોઈને અમે નવા લોકો ઈંટ-ચૂના-પથ્થરની રચના પ્રત્યે ઉદાસીન થયા છીએ. એટલે પ્રથમ પ્રથમ તમારા ગુરુજીના સ્તૂપનિર્માણ પ્રત્યે હું ઉદાસીન હતો. પણ જાપાનની વાત જુદી છે. તમ લોકોને સ્તૂપ જેવી વસ્તુ જીવતી પ્રેરણા આપી શકે છે. ગુરુજી પોતાની શ્રદ્ધા તમારામાં રેડી શક્યા છે.

ગુરુજી મહાત્મા ગાંધીને મળ્યા હતા. એમની વચ્ચે ઘણો મહત્ત્વનો ધર્મસંવાદ થયો હતો. ગુરુજી પણ મહાત્મા ગાંધીની પેઠે, અહિંસા દ્વારા વિશ્વશાંતિ સ્થાપન કરવા મથે છે.

અમારાં શાસ્ત્રોમાં એક સુંદર વચન છે. 'धर्मो रक्षति रक्षितः' –આપણે જો ધર્મનું રક્ષણ-પાલન કરીએ, તો ધર્મ પણ આપણું રક્ષણ-પોષણ કરે જ છે. અમારે ત્યાં લશ્કરની દૃષ્ટિએ જે સ્થાનો મહત્ત્વનાં ગણાતાં, ત્યાં જૂના લોકો કાં તો

કિલ્લાઓ બાંધી ફોજ રાખે, અથવા મંદિરો ઊભાં કરી, ભક્તોને ભેગા કરે. ઊંચી ટેકરી પરનાં મંદિરનું ધર્મનિષ્ઠાથી રક્ષણ કરો તો દેશ આખાનું રક્ષણ એની મેળે થવાનું જ. ધર્મરક્ષણ અને દેશરક્ષણ બંને એક જ કરનારા ધર્મનેતાઓ જે દેશમાં પાકે એ દેશનું કલ્યાણ જ છે. હોક્કાયડોમાં આવા ચાર સ્તૂપો અને એમના પ્રત્યે નિષ્ઠા સેવનારા ભક્તો હોય તો ધર્મરક્ષણ અને દેશરક્ષણ એક સાથે જ થવાનું.

પશ્ચિમના લોકોએ વિજ્ઞાનની ઉપાસના કરી આણુબૉંબનો આવિષ્કાર કર્યો છે અને એનો પ્રથમ પ્રયોગ તમારી ભૂમિ પર કર્યો. જો એશિયાનું હૃદય એક હોય તો તમારું દુ:ખ તે અમારું દુ:ખ એમ અમને લાગવું જ જોઈએ. એકનું સંકટ તે બધાંનું સંકટ એમ સમજી આપણે ચાલીશું તો જ બચી જઈશું. પશ્ચિમના લોકોએ જેમ વિજ્ઞાનની ઉપાસના કરી છે તેમ આપણે આત્મશક્તિની, ધર્મશક્તિની ઉપાસના કરવી ઘટે. ભગવાન બુદ્ધે નિર્ભયતાનો અને વિશ્વમૈત્રીનો સંદેશો આપણને આપ્યો છે. અઢી હજાર વરસ થયાં એ સંદેશો આપણે સાંભળતા આવ્યા છીએ. હવે એવો જમાનો આવ્યો છે કે એ જો અમલમાં ન મૂકીએ, તો માણસ-જાત ટકવાની નથી. માટે જે લોકોએ એ ઉપદેશ અપનાવ્યો છે તે આપણે એશિયાવાસીઓએ — વિશેષ પ્રયત્ન કરવો ઘટે છે, ઇ૦ વાતો કરી મેં એ લોકોની વિદાય લીધી.

નાસ્તો કરાવ્યા વગર એ લોકો છોડે એમ હતું જ નહીં. ખાસખાસ લોકો સાથે, એમાં આપણા મુંબઈવાળા જાપાની સાધુ વાતાનાબેના એક સગા નામેકિ-ચિમાત્સુએ હતા. એ અહીં કૉન્ટ્રૅક્ટરનો ધંધો કરે છે. આપણા વાતાનાબે વિશે ઘરના લોકોને ઘણો આદર છે. આડીઅવળી વાતો કરતાં કરતાં નાસ્તો પૂરો કર્યો અને અમે મોટરમાં બેસી આકન જવા ઊપડયાં. થોડુંક નદીકિનારે, થોડુંક નદી ઓળંગીને, એમ રસ્તો કાપતાં ખુશીરોની બહાર પહોંચ્યાં. પછી તો જ્યાં જુઓ ત્યાં લીલીછમ કુદરતની શોભા. માણસની વસ્તીની અસર ઓછી થવા લાગી અને કુદરતનું અનિર્બંધ સામ્રાજ્ય દેખાવા લાગ્યું. માણસોનાં ઘરો વટાવ્યા પછી, ખેતરો અને ઝાડ ઝાંખરાં વટાવ્યા પછી જંગલમાં પ્રવેશ કરતાં 'હાશ' જેવું લાગે છે. કેમ કે માણસની દુનિયા ગમે તેટલી રૂપાળી અને સંસ્કારી હોય તોયે તેમાં અનિર્બંધ આનંદ નથી હોતો. તે તો અરણ્યમાં જ મળે છે. અહીં વનશ્રી સોળે કળાએ પ્રગટ થયા છતાં પક્ષીઓનાં દર્શન ન થયાં, એમનો કલરવ ન સંભળાયો. તેથી બધું જ જાણે સૂમસામ લાગતું હતું. એક વાગ્યા સુધી અમે આકંકો સરોવરને કિનારે, એક બધી સગવડવાળી અને રળિયામણી યાદોયા (હોટેલ)માં સ્થાપિત થઈ ગયાં.

અહીંથી કાગળો મોકલવાની સગવડ હોત તો આ કાગળ અહીં જ પૂરો કરી તરત મોકલી દેત. કેમ કે હવે પછીના બે દિવસો તો પહાડ, જંગલ, સરોવરો અને નદીઓના કેફના દિવસો છે. તેમાં આજનો દિવસ સાગર, સરિતા અને સરોવર ત્રણેનાં એકસામટાં દર્શનનો હતો.

# ૧૧. આકન-કાનન

બિહોરોથી હાકોદાતે જતાં ટ્રેનમાં
૨૯-૭-'૫૭

આજનો કાગળ મારે સરોવરનાં વર્ણનથી જ ભરી કાઢવો છે. અંગ્રેજ લોકોએ આ પ્રદેશનું નામ Lake District પાડયું હોત. અહીંના લોકો આને આકન નેશનલ પાર્ક કહે છે. હું એને આકન અરણ્ય કહેવાનો હતો પણ આકન સાથે કાનન શબ્દ ઠીક ભળે છે એટલે આકન-કાનન એ જ નામ નક્કી કર્યું.

આપણે પૂનામાં પહેલી જ વાર નૌકામાં બેસીને જલવિહાર કર્યો હતો ત્યારથી પાણીના વિસ્તાર પ્રત્યેનું તારું આકર્ષણ હું જાણું છું. આપણે કેટલેય ઠેકાણે તળાવો, સરોવરો અને નદીઓ જોઈ રાચ્યાં છીએ. ભારતને બે છેડે વિસ્તરેલાં બે મોટામાં મોટાં સરોવરો.—મંચર (સિંધ) અને લબતક (અસમ)માં આપણે નૌકામાં બેસી કેટલું બધું ફર્યાં હતાં!

હવે અહીં જે ત્રણચાર સરોવરો જોયાં અને ફર્યાં તેમાં તું ન હતી એનું દુ:ખ તને વધારે હશે કે મને એની ચર્ચામાં ઊતર્યા વગર, એ સરોવરોનું વર્ણન જ તને મોકલી દઉં છું. એટલે જેમ અહીં તું મારી સાથે છે જ એમ માનીને આ પ્રદેશ જોયો, તેમ આ કાગળ મારફતે કલ્પનાની આંખે આ પ્રદેશ તું જોઈશ અને એના આનંદમાં તારું સ્વાભાવિક દુ:ખ હળવું થશે એમ માનું છું. આપણે એટલું બધું સાથે જોયું છે અને એ વિશેના આનંદની એટલી બધી પ્રસન્ન ચર્ચા કરી છે કે સાદા શબ્દોમાં લખ્યું હોય તોયે તને મારા હૃદયના ભાવો નજર આગળ ખડા કરતાં જરાયે મુશ્કેલી પડવાની નથી. અને બીજાની લાગણીઓ સાથે એકરૂપ થવાની તારી સમભાવ-શક્તિ મદદમાં રહીને કલ્પનાનો કીમિયો પૂરો કરશે.

અહીંની હોટેલોમાં અમારી હોટેલ સૌથી સરસ ગણાય છે. એક બાજુ આક-ન્કો સરોવરના વિસ્તારનું સૂચન થાય છે, જ્યારે પડખેના નાનકડા ઉપવનમાં વનભોજન માટે આવેલાં જાપાની યુવકો અને યુવતીઓની ધમાલ આકર્ષે છે. આ સ્થાનમાં જ્યાં જુઓ ત્યાં હોટેલો જ છે. અને ઉજાણીની આ ખાસ ઋતુ હોવાથી બધી જ હોટેલો સંસ્કાર-યાત્રીઓ – Tourist – થી ઊભરાયેલી છે. વચમાં વચમાં આયનુ લોકોની બનાવેલી વસ્તુઓ વેચવાની દુકાનો છે. અહીંના અરણ્યમાં રીંછ અને હરણની વસ્તી વધારે ગણાય છે. જોકે અમારા ભાગ્યમાં એમનાં દર્શન ન હતાં. અહીંના લોકો જંગલનાં ખાસ લાકડાં આણી એના નાનામોટા કકડા કરે છે. અને પછી બેઠાં બેઠાં એ કોતરી, એમાંથી જાતજાતના પેંતરાવાળાં રીંછો ઉપજાવી કાઢે છે.

અમે વહેલામાં વહેલી તકે સરોવરને કિનારે જઈ ટિકિટો લઈ લીધી અને એક વાફર આવતાંવેંત એમાં જઈ બેઠાં. એક નાનકડી હોડીમાં જ ફરવાનું હું પસંદ કરત. પણ થોડા વખતમાં વધુ ફરવું હતું, એ કારણ ઉપરાંત વાફરમાં જવાનું બીજું કારણ પણ હતું. આ સરોવરમાં 'મારીમો' કરીને એક વનસ્પતિ થાય છે. એનો આકાર દડા જેવો હોય છે. એ દડો ધીરે ધીરે મોટો થાય છે. કહે છે કે ટેનિસ બૉલ જેટલો આકાર ધારણ કરતાં એ બસો વરસ લે છે! આ વનસ્પતિની ખૂબી એવી કે હવા સારી હોય ત્યારે એ લીલા દડા પાણીમાં ઠીક ઠીક ઊંચે આવે છે. હવાનો મિજાસ જરા સરખો બગડયો, કે તરત આ મારીમો ડૂબકી મારી નીચે સુધી પહોંચી જાય છે. મારીમોના એ દડા જોવા માટે વાફરમાં બે બે બેઠક વચ્ચે, પાણી સુધી પહોંચતું, એક એક ભૂંગળું રાખેલું હોય છે.

અમારે મન હવા સારી હતી. તડકો મજાનો હતો. વાફરમાં કેટલીક છોકરીઓ સરસ ગાતી પણ હતી, પણ મારીમોનું મન ન લલચાયું. તેઓ ઉપર ન આવ્યાં તે ન જ આવ્યાં! આવી આ વનસ્પતિ દુનિયામાં બીજે ક્યાંય મળતી નથી. જાપાનમાં આટલાં બધાં સરોવરો છે. પણ તેમાં પણ મારીમો નથી. આ સરોવર કોઈ પણ ઠેકાણે સો ફૂટ કરતાં વધારે ઊંડું નથી. પણ એનો ઘેરાવો ખાસો પંદર માઈલનો છે. આકાર વાંકાચૂકા ત્રિકોણ જેવો છે. અને એક બાજુ પૂંછડું વધેલું છે. જાપાની ભાષામાં 'કો' એટલે સરોવર. આકાન અરણ્યમાં આવેલું સરોવર એટલે એને આકંકો કહે છે. એ નામ જ કેટલું કાવ્યમય છે! એક જાપાની ગીત કહે છે કે આકંકો એટલે ચિર યૌવન. એ વાસી કે ઘરડું થવાનું નથી. એનું રક્ષણ કરવા બે બાજુ બે ઊંચા ઊંચા ભવ્ય પહાડ છે. કવિઓ કહે છે કે એ બે પહાડો સ્ત્રી-પુરુષ છે. પુરુષ પહાડનું નામ છે 'ઓ આકાન' અને સ્ત્રી પહાડનું નામ છે 'મે આકાન.'

આમાંનો પુરુષ પહાડ લગભગ ત્રણ બાજુએ સરોવરથી ઘેરાયેલો છે. આ બે પહાડ વચ્ચેની પ્રેમગોષ્ઠિ કવિઓએ સાંભળી છે અને પોતાનાં કાવ્યોમાં અમર કરી રાખી છે. લયલા અને મજનૂન તો આખરે માણસો હતાં. આ તો વિશાળ-કાય પહાડ-યુગલ! એમનું જીવન લાખો વરસનું. એમનો પ્રેમ-સંવાદ એટલો જ ભવ્ય હોવો જોઈએ.

બધા જ મુસાફરો આંખો તાણી તાણીને મારીમો જોવા મથતા હતા. મેં મનમાં વિચાર કર્યો કે એ અધ્રુવની પાછળ વખત બગાડવો નકામો છે. આટલું બધું કાવ્ય, સરોવરના રૂપમાં અને એના વીરા પહાડોના રૂપમાં ધ્રુવપણે પથરાયેલું છે એની શા માટે ઉપેક્ષા કરીએ? અમે વાફરમાં બેસી ધીમે ધીમે સામે કાંઠે ગયાં. ત્યાં જરા થોભીને આસપાસની વનશ્રી નિહાળી, એક નાનકડા બેટની પ્રદક્ષિણા કરી, પાછાં ફર્યાં. એક બાજુ પર સરોવરના વધેલા પાણીને માર્ગ કરી આપવા એક પરીવાહ ગોઠવેલો છે. બીજી બાજુએ એક નદી આ સરોવરમાં જન્મ લઈ બીજા સરોવરમાં જઈ પડે છે, અને ત્યાં થોભ્યા વગર રસ્તો કાઢતી કાઢતી સમુદ્રને

અમે વહેલામાં વહેલી તકે સરોવરને કિનારે જઈ ટિકિટો લઈ લીધી અને એક વાફર આવતાંવેંત એમાં જઈ બેઠાં. એક નાનકડી હોડીમાં જ ફરવાનું હું પસંદ કરત. પણ થોડા વખતમાં વધુ ફરવું હતું, એ કારણ ઉપરાંત વાફરમાં જવાનું બીજું કારણ પણ હતું. આ સરોવરમાં 'મારીમો' કરીને એક વનસ્પતિ થાય છે. એનો આકાર દડા જેવો હોય છે. એ દડો ધીરે ધીરે મોટો થાય છે. કહે છે કે ટેનિસ બૉલ જેટલો આકાર ધારણ કરતાં એ બસો વરસ લે છે! આ વનસ્પતિની ખૂબી એવી કે હવા સારી હોય ત્યારે એ લીલા દડા પાણીમાં ઠીક ઠીક ઊંચે આવે છે. હવાનો મિજાસ જરા સરખો બગડયો, કે તરત આ મારીમો ડૂબકી મારી નીચે સુધી પહોંચી જાય છે. મારીમોના એ દડા જોવા માટે વાફરમાં બે બે બેઠક વચ્ચે, પાણી સુધી પહોંચતું, એક એક ભૂંગળું રાખેલું હોય છે.

અમારે મન હવા સારી હતી. તડકો મજાનો હતો. વાફરમાં કેટલીક છોકરીઓ સરસ ગાતી પણ હતી, પણ મારીમોનું મન ન લલચાયું. તેઓ ઉપર ન આવ્યાં તે ન જ આવ્યાં! આવી આ વનસ્પતિ દુનિયામાં બીજે કયાંય મળતી નથી. જાપાનમાં આટલાં બધાં સરોવરો છે. પણ તેમાં પણ મારીમો નથી. આ સરોવર કોઈ પણ ઠેકાણે સો ફૂટ કરતાં વધારે ઊંડું નથી. પણ એનો ઘેરાવો ખાસો પંદર માઈલનો છે. આકાર વાંકાચૂકા ત્રિકોણ જેવો છે. અને એક બાજુ પૂંછડું વધેલું છે. જાપાની ભાષામાં 'કો' એટલે સરોવર. આકાન અરણ્યમાં આવેલું સરોવર એટલે એને આકંકો કહે છે. એ નામ જ કેટલું કાવ્યમય છે! એક જાપાની ગીત કહે છે કે આકંકો એટલે ચિર યૌવન. એ વાસી કે ઘરડું થવાનું નથી. એનું રક્ષણ કરવા બે બાજુ બે ઊંચા ઊંચા ભવ્ય પહાડ છે. કવિઓ કહે છે કે એ બે પહાડો સ્ત્રી-પુરુષ છે. પુરુષ પહાડનું નામ છે 'ઓ આકાન' અને સ્ત્રી પહાડનું નામ છે 'મે આકાન.'

આમાંનો પુરુષ પહાડ લગભગ ત્રણ બાજુએ સરોવરથી ઘેરાયેલો છે. આ બે પહાડ વચ્ચેની પ્રેમગોષ્ઠિ કવિઓએ સાંભળી છે અને પોતાનાં કાવ્યોમાં અમર કરી રાખી છે. લયલા અને મજનૂન તો આખરે માણસો હતાં. આ તો વિશાળ-કાય પહાડ-યુગલ! એમનું જીવન લાખો વરસનું. એમનો પ્રેમ-સંવાદ એટલો જ ભવ્ય હોવો જોઈએ.

બધા જ મુસાફરો આંખો તાણી તાણીને મારીમો જોવા મથતા હતા. મેં મનમાં વિચાર કર્યો કે એ અધ્રુવની પાછળ વખત બગાડવો નકામો છે. આટલું બધું કાવ્ય, સરોવરના રૂપમાં અને એના વીરા પહાડોના રૂપમાં ધ્રુવપણે પથરાયેલું છે એની શા માટે ઉપેક્ષા કરીએ? અમે વાફરમાં બેસી ધીમે ધીમે સામે કાંઠે ગયાં. ત્યાં જરા થોભીને આસપાસની વનશ્રી નિહાળી, એક નાનકડા બેટની પ્રદક્ષિણા કરી, પાછાં ફર્યાં. એક બાજુ પર સરોવરના વધેલા પાણીને માર્ગ કરી આપવા એક પરીવાહ ગોઠવેલો છે. બીજી બાજુએ એક નદી આ સરોવરમાં જન્મ લઈ બીજા સરોવરમાં જઈ પડે છે, અને ત્યાં થોભ્યા વગર રસ્તો કાઢતી કાઢતી સમુદ્રને

મળી કૃતાર્થ થાય છે: અહીંના જંગલમાં જે રીંછ હોય છે તે તરવામાં કુશળ હોઈ, મનગમતાં માછલાં ખાવા માટે કોક કોક વાર પાણીમાં ઊતરે છે. અમારી વાફરે પાછા ફરતાં સીટી ફૂંકી અને આસપાસની ટેકરીઓએ 'સ્વાગતમ્ સ્વાગતમ્' પડઘો પાડયો. એ ટેકરીઓ જેમ સંસ્કૃત નથી જાણતી તેમ જાપાની ભાષા શીખવાની પણ દરકાર નથી કરતી. એમની ભાષા થોડાં કુદરત-ઘેલાં જ જાણે છે. પણ બીજાને શીખવવાની એમને સખત મના છે!

પોતાની અને સરોવરની પ્રતિષ્ઠાને છાજે એવી ધીરગંભીર ગતિથી અમારું વાફર ચાલતું હતું. એટલામાં યંત્રથી ચાલતી એક નાનકડી હોડી અમેરિકન નફ્ટાઈથી પાણી ઉડાડતી અમારી આગળ દોડી. આટલા વેગથી પાણી કાપવામાં એક જાતનો ઉન્માદ હોય છે ખરો, પણ જીવનનું કાવ્ય એમાં જરાયે ન મળે! "આ ઊપડયાં, અને એ પહોંચ્યાં." ત્યાંથી પાછાં વળ્યાં અને પલકારામાં મૂળ ઠેકાણે આવી થબકયાં. એમાં માણ્યું શું?

સંતોપકારક જવાબ કયાંથી જ હોય?

સરોવરમાં જે બેટો આવેલા છે તેમાં ઊભવા જેટલી પણ સપાટ જમીન ન મળે. જયાં જુઓ ત્યાં પથરાનો ઢગલો અને એની વચ્ચે ઊગેલાં ઝાડોનું ગીચ જંગલ. કેટલાંક ઝાડોના થડ ઉપર લાલ રંગનો એક તેલિયો પટ્ટો ચીતરેલો હોય છે. માણસે શા માટે એ તકલીફ લીધી છે એ કોઈ કહી ન શકયું.

પાણીનો વિસ્તાર એટલે શીતળ શાંતિ, પ્રસન્નતા અને પાવનતા. લહેરી અને વિલાસી માણસ પણ સરોવરની પવિત્રતાને ઝાઝી બગાડી ન શકે.

ખુશીરો નદી અહીં જ કયાંકથી ઊગમ પામે છે. અને સો માઈલનું દાક્ષિણ્ય સેવી, પોતાની જાતને સાગરના ખોળામાં અર્પણ કરે છે.

મનમાં વિચાર આવ્યો કે વહાણમાં બેઠેલાં અમે બધાં એક જ ઉદ્દેશથી ભેગાં થયાં છીએ. છતાં દરેકનો જીવનપ્રવાહ જુદો. સરોવરની શોભા જોઈ બધાંની આંખોમાં એકસરખી પ્રસન્નતા છલકાય છે, છતાં શું દરેકના ભેજામાં એક જ વિચાર ચાલતો હશે? હું જેમ મારા જૂના અનુભવો તાજા કરું છું તેમ દરેક વ્યક્તિ કરતી હશે. એમાં કેટલી બધી વિવિધતા! આટલા જીવોના જીવનમાં ફક્ત આ કલાક સવા કલાકની જીવનાનુભૂતિ સમાન છે. એ બાદ કરતાં એ બધાંમાં કે અમારામાં સમાનતા શી છે? અમારી જ વાત લઈએ. હું આ આકંકો જોતાં જ પૂર્વે જોયેલાં – દેશ પરદેશનાં અનેક સરોવરો સાથે એની તુલના કરું છું. મંજુ એણે જોયેલાં સરોવરો યાદ કરે છે. રેવતીને વળી ગોવાની ખાડીના વળાંકમાં કરેલો નૌકાવિહાર યાદ આવે છે. આકંકોના આનંદની દરેકની આવૃત્તિ આમ જુદી છે. અમે ત્રણે તો એક જ ભારતનાં રહીશો. અમારા જીવનાનંદમાં અમુક સામ્ય પણ હશે. આ જાપાનીઓને વળી કેવો આનંદ થતો હશે? એમના કવિઓએ રચેલાં આ સરોવરો વિશેનાં સ્તોત્રો ગાઈને તેઓ ભાવનાસમૃદ્ધ થતા હશે – જે

ભાવનાની દુનિયા મારે માટે અજાણી છે અને વખતે સદાને માટે અજાણી જ રહેવાની હશે.

આટલા જાતજાતના લોકો દર વરસે અહીં આવીને આનંદ ખેડે છે. આ સરોવરને એમને વિશે શું લાગતું હશે?

બનારસમાં અસંખ્ય યાત્રીઓ સૈકાઓ સુધી આવે છે અને જાય છે. બનારસની પવિત્ર ભૂમિને, ગંગામાતાના પ્રવાહને, અને પ્રવાહ સુધી સ્નાન-લોલુપ યાત્રીઓને આણી છોડનાર ગંગાના અનેકાનેક ઘાટોને એ બધાનું સ્મરણ રહેતું હશે? એક સાધુને પૂછતાં એણે કહ્યું: "અહીંના રસ્તાઓ પર ઘોડાગાડીઓ કે ટમટમ ચલાવી આજીવિકા મેળવનાર ગાડીવાળાઓને યાત્રીઓ વિશે જેટલું લાગેવળગે, તેટલુંયે ગંગામાતાને તમારે વિશે લાગતુંવળગતું નહીં હોય."

મેં કહ્યું, "સાધુ મહારાજ! જ્યારે તમે ગંગાને માતા કહી ત્યારે જ તમારી વાતનો રદિયો તમે આપ્યો. માતાને એક બાળક હોય કે અસંખ્ય, એની તુલના બજારુ ગાડીવાળા સાથે કરાય નહીં."

ત્યારે શું આ સરોવરને, અહીં આવનારા લહેરી અને ગંભીર, મોજીલા અને દુ:ખી, થાકેલા અને ઉત્સાહી તમામ યાત્રીઓનું સ્મરણ થતું કે રહેતું હશે? સરોવરને ભલે ન થાય, કોકને તો થવું જ જોઈએ. ઈશ્વરની એકાદ વિભૂતિ તો સર્વસાક્ષી હશે જ. તો અહીં પૂરતી એવી વિભૂતિ આ સરોવર જ કેમ ન હોય? સરોવરે જરા સ્મિત કરીને કહ્યું, 'એ કામ સર્વ-પિતા આકાશ બાપાનું છે'. આકાશભણી જોયું. ત્યાં તો ન વાદળાંની ખાસ રચના જોઈ ન ચોખ્ખો સૂર્યપ્રકાશ જોયો. રેવતીએ મારું ધ્યાન ખેંચ્યું કે પશ્ચિમ તરફ ફાટેલાં વાદળાંમાંથી સૂર્યપ્રકાશનો મોટો ધારા-સાર ચળકતા વરસાદનું દૃશ્ય રજૂ કરે છે. જાપાની સંગીત વચમાં વચમાં પોતાની ઝડી એમાં ઉમેરતું હતું અને અમને આનંદ-તરબોળ કરતું હતું. લોકો મારીમોના દડા ન જોયાની વાતો કરતા હતા. અને અમે આકંકો આકંકો યાદ કરતાં હતાં.

અમે આ આકંકોનું દર્શન ચોવીસ કલાકથી પણ ઓછું કર્યું હશે અને જહાજમાં બેસીને, નજરને જોરે, કલ્પનાની જાળમાં, જે આનંદ અમે—પકડયો તેની પાછળ માંડ સવા કલાક ગયો હશે. પણ આકંકોની યાદ તો જન્મારા સુધી રહેશે. અને જ્યારે જ્યારે એ જાગ્રત થશે ત્યારે ત્યારે એક મીઠી અસ્વસ્થતા ઉત્પન્ન કરશે. પણ અંતે પ્રકૃતિ સાથેના ઐક્યથી ઉત્પન્ન થતી આનંદદાયી શાંતિને જ સ્થાયી કરી દેશે.

મોડી સાંજે, આયનુ લોકોની વસ્તી જોવાની તક મેં સાધી. એને માટે ધોરી રસ્તો છોડી એક કેડી વાટે જંગલમાં જરા અંદર જવાનું હતું. આયનુ લોકોનાં જીવનની શોધખોળ કરવાનો ઉત્સાહ રેવતી-મંજુમાં ન હતો. અને અંધારામાં ખાડા-ટેકરામાં એમને લઈ જવાનું મને પસંદ ન હતું. એટલે હોટેલ પાસેની એક

દુકાનની ચીજો જોવા-ખરીદવા માટે એમને છોડી દઈ, ઈમાઈ-સાન અને હું આયનુ લોકોની શોધમાં ઊપડયા.

એમની વસ્તીની વચ્ચોવચ એક મોટી ખુલ્લી ઝૂંપડી હતી. એમાં ગામ આખાના આયનુ લોકો પૂજા આદિ માટે ભેગા થાય છે. અમે ત્યાં જઈને પુરોહિત જેવા લાગતા એ ભાઈને અમારો ઉદ્દેશ સંભળાવ્યો. તેઓ ઉત્તર તરફની જાપાની ભાષા જાણે છે. જોકે આપસમાં આયનુ ભાષા જ બોલે છે.

ઝૂંપડીની વચ્ચોવચ એક ચોરસ ખાડો હતો. એ ઓલવાઈ ગયેલી ધૂણી હતી. ઝૂંપડીની એક છેડે ઘાસના બનાવેલા ચોરી જેવા ચાબખા રાખેલા હતા. એ એ લોકોના દેવો. ઝૂંપડીની પાછળની બાજુ ખિડકી જેવું બાકોરું હતું. દેવો માટેનું નૈવેદ્ય મુખ્ય દરવાજેથી અંદર ન આણાય. આ ખિડકી વાટે જ એ અંદર લેવાય.

અમારો ઉદ્દેશ જાણ્યો એટલે પુરોહિતે આખી વસ્તીમાં ખબર કરી. પરિણામે અનેક લોકો ઝૂંપડીમાં અમને જોવા આવે અને કુતૂહલ પૂરું થયે પાછા જાય. ઘણી રાહ જોવડાવ્યા પછી થોડાંક સ્ત્રીપુરુષો ભેગાં થયાં. આમાંની કેટલીક બહેનોને બપોરે દુકાને બેસી લાકડાનાં રીંછ અને એવી જ બીજી વસ્તુઓ વેચતી જોઈ હતી. આયનુ લોકોને જોવાના કુતૂહલથી આવેલા યાત્રીઓને રસ પડે એટલા ખાતર આ લોકો, દુકાનમાં તેમ જ નાચતી વખતે, જૂની આયનુ ઢબના પોશાક પહેરે છે. એ કપડાં પરનું ભરતકામ એ કોમનું વૈશિષ્ટય છે. ઘાસની બનેલી એક દોરી કપાળ પરથી પાછળ સુધી બાંધીને એ લોકો ઠીક ઠીક શોભા આણે છે. નાચ બતાવવાની એમની ઝાઝી ઈચ્છા ન હતી. હું ભારતથી આવ્યો છું એવી દલીલ એમના પર શી અસર કરે? પણ ઈમાઈ-સાને એમને સમજાવ્યા ખરા. પછી તો એમણે બેત્રણ જાતના નાચ કરી બતાવ્યા. હું વંશશાસ્ત્રની દૃષ્ટિએ એમનાં નાક, કાન, આંખ, વાળ અને ગાલનાં હાડકાં ધ્યાનપૂર્વક જોતો હતો.

જૂની પેઢીના લોકો મોઢાની આસપાસ ઉપલા તેમ જ નીચલા હોઠ પર નીળા રંગનાં છૂંદણાં કરે છે. આપણી અભિરુચિ પ્રમાણે એ આખું બહુ ભૂંડું દેખાય છે. સારું થયું કે નૃત્યમાં ભાગ લેનાર કોઈ પણ સ્ત્રીપુરુષે આવાં છૂંદણાં કરાવેલાં ન હતાં.

એમની વચ્ચે દાયકાઓ સુધી રહેલા એક મિશનરી રેવરંડ બૅચલરે લખેલી 'Ainu Life and Lore' એ ચોપડી મેં '૫જની સાલમાં ખરીદી હતી. એમાં આવાં છૂંદણાંનાં ચિત્રો મેં જોયાં હતાં. એ રિવાજ હજી નામશેષ થયો નથી એમ સિદ્ધ કરવા જ જાણે, બીજે દિવસે એકબે આયનુ મેં જોયા જેમનું નાક તળેનું આખું મોઢું નીળું-કાળું દેખાતું હતું. નાચનારા લોકોમાં કેટલાકનાં મોઢાં બરાબર મધ્ય એશિયાના લોકો જેવાં દેખાતાં હતાં. કેટલાકના ચહેરાનો રંગ ગાજર જેવો દેખાતો, જ્યારે કેટલાક તો લગભગ જાપાની જેવા જ લાગતા હતા.

હું જાણતો હતો કે આ જાતિ ધીમે ધીમે નિર્વંશ થતી જાય છે. અને તેથી જાપાની બાળકોને દત્તક લઈ એમને આયનુ ભાષા અને રિવાજ શીખવે છે. જાપાની લોકો સાથે વિવાહ કરવાની બાબતમાં બંને પક્ષે વિશેષ વાંધો નથી. છતાં આ જાતિનું વૈશિષ્ટય ઠીક પ્રમાણમાં અબાધિત રહ્યું છે. જંગલમાં જઈ રીંછનાં બચ્ચાંને પકડીને કેળવવામાં આ લોકો હોશિયાર છે. એ લોકોના નાચ જોયા પછી અમે એમને એક હજાર યેન આપી સંતુષ્ટ કર્યા. એક હજાર યેન એટલે લગભગ તેર ચૌદ રૂપિયા. નૃત્ય પૂરું થયા પછી એ બધા લોકો ચાલ્યા ગયા. ફક્ત એમના આગેવાન પુરોહિત જોડે મેં થોડો વાર્તાલાપ ચલાવ્યો. એમની ધાર્મિક માન્યતાઓ, એમની પૂજાના પ્રકારો, લગ્ન વિશેના એમના નિયમો વગેરે મુખ્ય મુખ્ય સવાલો મેં પૂછ્યા. Life and Loreવાળી ચોપડી તાજેતરમાં ફરી વાંચેલી હોવાથી ઘણુંખરું તો હું જાણતો હતો, છતાં પૂછીને ખાતરી કરી લેવી સારી, એ હેતુથી મેં સવાલો પૂછેલા. પુરોહિતે કહ્યું તમે પૂછો છો એવા ખાસ કડક નિયમો કે બંધન અમારે ત્યાં નથી, પણ એ જાતના રિવાજો છે ખરા. એ રિવાજો કોઈ તોડે તો એને માટે સમાજ તરફથી સજા નથી થતી. અને અણગમો પણ વ્યક્ત કરાતો નથી. મેં જોયું કે આ જાતિ, મોટે ભાગે અલિપ્ત રહેતા છતાં, જાપાનની રીતભાતની અસર એના પર પડતી જાય છે.

આ જાતિ વિશે પહેલાં મને ચિંતા જેવું લાગતું હતું તે ઓછું થયું. મેં જોયું કે આ જાતિ એક બે પેઢીની અંદર જાપાની પ્રજામાં ભળી જવાની છે. જો મારા જેવા યાત્રીઓ કુતૂહલથી આયનુ જીવન અને એમના પ્રાચીન રીતરિવાજોની શોધમાં ન આવત, અને એ રિવાજોને કુતૂહલનું અને આવકનું મહત્ત્વ ઉત્પન્ન ન થાત તો આ ભળવાની કે નિમજ્જનની ક્રિયા ક્યારની પૂરી થઈ હોત. યાત્રીના કુતૂહલની અસર આ લોકો પર સારી નથી થતી એટલું તો સ્પષ્ટ છે. આપણે ત્યાં કેટલીક પછાત જાતિના લોકો 'સા'બ પૈસા દો, બક્ષિસ દો'; કરીને ગોરાઓની પાછળ પડતા હતા તેવી જ નહીં પણ તેના જેવી અસર અહીં સ્પષ્ટ દેખાતી હતી. ઘણાખરા આયનુ લોકો હવે શહેરમાં જાય છે, મહેનત મજૂરી કરે છે, અને ઉદ્યોગહુન્નર પણ શીખે છે.

આયનુ જાતિ વિશેનું ચિર-સંચિત કુતૂહલ તૃપ્ત થયું અને જાણે મગજ ઉપરનો એક ભાર હળવો થયો. એ ભારનો કાંઈ અર્થ તો હતો જ નહીં. હું પોતે મારી મશ્કરી કરી શકત:– "મિયાં દુબલે ક્યોં? તો કહે દુનિયાકી ફિકર"!

રાત્રે નિરાંતે ઊંઘી લીધું. બીજે દિવસે દસ વાગ્યા સુધીનો વખત આમતેમ આંટા મારવામાં, દુકાનોમાં ગોઠવેલી સરસ સરસ વસ્તુઓ નિહાળવામાં અને આગળની મુસાફરીની કલ્પના કરવામાં ગાળ્યો. હવે પછીની મુસાફરીમાં સ્વતંત્ર મોટર ભાડે નહીં લેતાં, બસમાં બેસીને જવાનું ઈમાઈ-સાને પસંદ કર્યું, કેમ કે મોટર માટે રસ્તો સારો ન હતો અને બસ ઘણી જ સગવડતાવાળી હતી. એ સરસ મુસાફરીનું વર્ણન હવે પછીના કાગળ માટે રાખવું પડશે.

# ૧૨. માત્સ્યુ અને ખુશારો

હાકોદાતે

૩૦–૭–'૫૭

આકંકો કરતાં સૌંદર્યમાં જરાયે ઊતરતાં નહીં એવાં બીજાં બે સરોવરો જોવાનો મનસૂબો કરી અમે અઠ્ઠાવીસમીએ સવારે દસ વાગ્યે આકંકો છોડયું. સાંજ સુધી અમારે કવાયુ પહોંચવું હતું. સીધે રસ્તે જાત તો માત્સ્યુ સરોવર જોવાને નહીં મળત. એટલા માટે લાંબો રસ્તો લીધો અને હોંશભેર ચાલ્યાં. અહીંનો પ્રદેશ ઠીક ઠીક ઊંચાઈએ છે. પહાડો તો જોઈએ તેટલા અને એકથી એક ઊંચા. વનશ્રીનો સૌથી વધારે વૈભવ આ જ ઠેકાણે જોવાને મળે છે. પણ આખા દિવસની મુસાફરીમાં ન જોવા મળ્યાં કોઈ પક્ષી અને ન મળ્યું કોઈ રીંછ કે હરણ! પણ એનો ખરખરો નથી જ કરવો એમ પહેલેથી નક્કી કર્યું હતું. છતાં આશ્ચર્ય કેમે કરીને ઓસરતું ન હતું કે બધાં પશુપક્ષી ગયાં ક્યાં? કોઈ અમને કહી ન શક્યું.

બસમાં બેઠા પછી પણ અમુક અંતર સુધી આકંકો સરોવર ઓછુંવત્તું દેખાતું હતું. કોક કોક ઠેકાણે ઊંચાં ઊંચાં ઝાડોને કારણે સરોવરના દર્શનના ભાતીગળ કકડા થતા હતા. એ સરોવર જ્યારે અલોપ થવાની અણી ઉપર આવ્યું, ત્યારે મેં કૃતજ્ઞ આંખે એને નમસ્કાર કર્યા. પુનરાગમનાય च વાળો મંત્ર પ્રામાણિકપણે બોલવાની હિંમત ન થઈ. જિંદગીના ઉત્તરાર્ધમાં પૂર્વમાં પૂર્વ અને ઉત્તરમાં ઉત્તર તરફ આટલે સુધી એક વાર આવી શક્યો એ જ અહોભાગ્ય! અને આજે અમે હજી ઉત્તરે જ જતાં હતાં.

સહેજ પૂર્વ તરફ જઈએ તો રસ્તા પરથી જ માત્સ્યુ સરોવર દેખાય એમ હતું એટલા માટે મોટા મોટા પહાડો ઓળંગીને, અને ગીચમાં ગીચ જંગલો વીંધીને, ટેશીકાંગા શહેરની પેલી પાર અમે એ સરોવરની શોધમાં ઊપડયાં. જે સ્થાનેથી સરોવરનું દૃશ્ય સૌથી સરસ દેખાય એમ હતું ત્યાં જઈને બધાં જ બસમાંથી નીચે ઊતર્યાં. પણ ઘણી નિરાશા થઈ. જ્યાં જુઓ ત્યાં ધુમ્મસનો ક્ષીરસાગર ફેલાયો હતો. ન દેખાય આકાશ અને ન દેખાય પૃથ્વી – પછી જંગલ અને સરોવર તો દેખાય જ ક્યાંથી? ગીતામાં કહ્યું છે ને કે બધે જળબંબાકાર થયા પછી કૂવા, ખાબોચિયાં અને તળાવોને નોખું અસ્તિત્વ રહેતું નથી. તેવી સ્થિતિ અહીં દેખાતી હતી. વચમાં વચમાં ધુમ્મસ સહેજ પાતળું થઈ, સરોવરનાં કરચલી જેવાં મોજાંઓનું દર્શન કરાવતું હતું. અને કેટલું મજાનું દૃશ્ય અમે ખોયું એનો વિષાદ મનમાં પેદા કરતું હતું. અધૂરામાં પૂરું એક જાપાની બહેને આ માત્સ્યુ સરોવરનાં દસવીસ રંગીન પોસ્ટકાર્ડો બતાવ્યાં! એક કરતાં એક દૃશ્ય ચડે! અને વિસ્તૃત દૃશ્ય એકસામટું રજૂ કરવા માટે તેમાં એક બે જોડિયાં પોસ્ટકાર્ડો પણ હતાં. ડાક-

ખાનાની ઢબનાં નહીં – પણ કંકોતરીની ઢબનાં – બાજુ પર જોડેલાં. એ બધાં ચિત્રો જોઈ એટલું તો માઠું લાગ્યું કે 'આના કરતાં એ સુંદર ફોટા જોવા ન મળ્યા હોત તો સારું' એમ ઘડીભર લાગ્યા વગર રહ્યું નહીં! अज्ञानं परं सुखम्! ચિત્રો બતાવનાર એ જાપાની બહેનને અમે ધન્યવાદ તો આપ્યા અને જે જોવા મળ્યું નહીં એનો ખરખરો કરવા કરતાં જે મળવાનું છે તેની કલ્પના કરવી, એમાં જ ડહાપણ અને સુખ છે, એવો વિચાર કરી પશ્ચિમ ભણી પ્રવૃત્ત થયાં. અને લગભગ સવા ત્રણ વાગ્યે કવાયુ પહોંચ્યાં.

વચમાં એક ઊંચા પહાડનો વાંકોચૂકો અને ફાટેલો દ્રોણ (Crater) જોયો. જંગલની આટલી લીલાલહેર વચ્ચે આટલો જ ભાગ વનસ્પતિવિહોણો જોઈને મનમાં બીક અને દર્દ પેદા થાય જ. આગળ સહેજ વધી અમે દિશા ફેરવી, ત્યાં તો સફેદ ધુમાડાના ગોટેગોટા ઊંચે જતા દેખાયા. અને ગંધકની ગંધ! ગંધક શબ્દ ગંધ ઉપરથી આવ્યો છે. એટલે એની ઉગ્રતા કેટલી હતી તે કહેવાની જરૂર નથી.

અમારી બસ થોભી. યાત્રીઓ કૅમેરા લઈને દોડયા. કેટલાક ગોટા ભણી ચડવા લાગ્યા અને અનેક બાજુએથી ફોટા પાડવા લાગ્યા. અમે પણ એમની પાછળ પાછળ જાત. પણ ચિ. મંજુની આંખની હાલત હું જાણતો હતો એટલે મેં એને જવાની મના કરી. આજ્ઞા આકરી ખરી પણ જરૂરની હતી. એની નાઉમેદી જરા સુસહ્ય કરવા માટે મેં પણ ન જવાનું જ દુરસ્ત ધાર્યું. ચિ. રેવતીને પણ રોકી શકત. પણ એનો ઉત્સાહ હતો અને 'એક અવનવો અનુભવ એ મેળવી આવે તો સારું' એમ વિચારી મેં એને જવા દીધી. મંજુને ના પાડેલી જોઈ એણે માન્યું હતું કે પોતાને પણ રજા મળવાની નથી. અણધારી રજા મળતાંવેંત એ લગભગ દોડી. ગંધકના ગોટાઓએ એનું ઉત્સાહભેર સ્વાગત કરી એને ગૂંગળાવતો સંતોષ આપ્યો!

આવે ઠેકાણે ક્યારે સ્ફોટ થાય એ કહેવાય નહીં. પણ જોખમ ખેડયા વગર જિંદગીનો લહાવો શી રીતે મળવાનો?

તને યાદ હશે કે આફ્રિકાના એક અભયારણ્યમાં હિપ્પોનું ધણ પાણીમાં આળોટતું જોવા માટે આપણે એ પ્રવાહના કોતરમાં ઊતર્યાં હતાં. હિપ્પો જો હુમલો કરે તો તારાથી દોડીને કોતર ચડાય નહીં એ બીકે મેં તને પ્રથમ ઊતરવાની ના પાડી હતી. પણ મને જ લાગ્યું કે આમ જોખમ ન ખેડીએ તો કેમ ચાલે? એટલામાં કમલનયને પણ કહ્યું કે 'કાકાસાહેબ, સરોજબહેનને સાથે લઈ જઈએ.' પછી આપણે પાણીના કાંઠા સુધી ગયાં અને એ એદી જનાવરોને જળ-લૂંટનાનંદ માણતાં, ધરાઈને જોયાં.

અહીં રેવતી સાથે હું જાત તો એટલી ચિંતા ન જાગત. મનમાં વિચાર આવ્યો કે 'સ્ફોટ થાય, એમાં રેવતીને કંઈક થઈ જાય, તો મને એના વગર સ્વદેશ પાછા આવતાં કેવું લાગે! મારી ખાતરી છે કે ગમે તેટલું માઠું લાગત તોયે એને

જવા દીધી એને માટે મને પસ્તાવો ન થાત. જાતિ તરીકે આપણા લોકોએ જોખમો ખેડવાની ટેવ પાડવી જ જોઈએ.

ત્રણ વરસ પહેલાં આપણે જ્યારે જાપાનની દક્ષિણે કુમામોતો ગયાં હતાં ત્યારે ત્યાંથી આસોનો જ્વાળામુખી જોવા ગયાં હતાં, તેનું સ્મરણ તને પણ થશે. તે વખતે દુનિયાનો સૌથી મોટો, બળતો દ્રોણ જોવાની તક હું ન ખોઉં એટલા માટે તેં મને દ્રોણના મોઢા સુધી જવા દીધો હતો એનું પણ મને અહીં સ્મરણ થયું.

અમે કવાયુ પહોંચ્યાં. એક સરસમાં સરસ, સુઘડ અને સ્વચ્છ હોટેલમાં સ્થિર-સ્થાવર થયાં અને કુચારો કે ખુશારો જોવાની ઉત્કંઠા વધી. પણ અમારા મેજબાન અને ભોમિયા – સ્વામી ઈમાઈ-સાન ઠંડા બરફ જેવા દેખાયા. "મોડું થયું છે. સરોવર દૂર છે," વગેરે અનેક દલીલો એમણે ચલાવી. સરોવર જોવાની મારી ઉત્કંઠા તીવ્ર હતી. પણ ઈમાઈ-સાનની મરજી ન હોય તો મહેમાનોએ મેજબાનની અગવડનો વિચાર કરવો જોઈએ, એ સિદ્ધાંતને વળગી હું મોળો પડયો. પણ ઈશ્વરે ચિ. મંજુને ઉત્સાહ ઉપરાંત હિંમત પણ આપી. એને આગળ કરી, હું પણ મજબૂત થયો. એટલે ઈમાઈ-સાનને એક ટૅક્સી મંગાવવી પડી. સરોવર સહેજસાજ દૂર હતું ખરું. એક કાટખૂણાનો રસ્તો પૂરો કરી સરોવરને કિનારે પહોંચ્યાં. જોતાંવેંત લાગ્યું કે આ પાણીનું સરોવર નથી, પણ કાવ્યમય નર્યું આકર્ષણ છલકાય છે! પછી વધુ વિચાર કરવા કોણ બેસે? અમે એક વહાણ મંગાવવાનો પ્રસ્તાવ મૂકયો. ત્યાં અમારી બીજી કસોટી થવાની હતી. આકાશ ઘેરાયું. લોથપોથ વાદળાં પાછળના પહાડ ઉપર સાંજના રાતવાસા માટે ઊતર્યાં. જમણી બાજુ દૂરના પહાડ ઉપર રીત-સરનો વરસાદ વરસતો દેખાયો. એક બે છાંટા અમારા માથા પર પણ પડયા! એટલે ઈમાઈ-સાન કહે, "એક વાર આગળ ચાલ્યા તો ચાળીસ મિનિટ વગર પાછા પહોંચાય નહીં. કાકાસાહેબ ભીંજાય અને માંદા પડે તો આખો કાર્યક્રમ ચૂંથાશે. આવાં મોટાં સરોવરોમાં તોફાનો પણ થાય છે. મારા જેવો મજબૂત માણસ તરતો તરતો કિનારે પહોંચી પણ શકે. પણ તમારું શું થશે?" એમનો ખ્યાલ કરી મેં મંજુને કહી જોયું કે 'માંડી વાળો ત્યારે.' પણ એના પર જ્યારે કશી જ અસર થતી ન જોઈ ત્યારે મેં છેલ્લો નિર્ણય મારા હાથમાં લીધો અને કહ્યું, "કાંઈ ચિંતા કરવાનું કારણ નથી. ભીંજાઈશું તો ઘેર જઈને કપડાં સૂકવીશું, પણ આ સરોવરને સામે કાંઠે જવું જ છે."

મેં એમ પણ ઉમેર્યું કે, 'એક વખત હું સરસ તારો (તરનારો) હતો' પણ એ દલીલનો કાંઈ અર્થ જ ન હતો. જુવાનીમાં હું સરસ તરી શકતો હતો એટલા ખાતર સરોવરનાં જળ મારી દયા ખાય એવું થોડું જ હતું! મોજાંઓ કહેત કે અમે દયા ખાવાને ટેવાયેલાં નથી – માણસોને જ ખાઈએ છીએ.'

ખેર. ઈમાઈ-સાન કાંઈ ઉત્સાહ-હંતા ન હતા. માની ગયા. પાંચ છ જણા બેસી શકે એટલી મોટી હોડીનું એન્જિન બોલવા લાગ્યું, અમે ઊપડયાં. અમે જો હાર્યાં હોત તો જિંદગીનો એક અપૂર્વ લહાવો ખોઈ બેઠાં હોત.

સરોવરનાં પાણી ઘેરાં નીળાં અને લીલાં હતાં. આવા રંગને જેડ(jade)ની ઉપમા અપાય છે. મેં જેડના કીમતી પથરા ઓછા જોયા નથી. એ સખત પથરામાંથી કારીગરોએ બનાવેલાં નાનકડાં વાસણો અને મૂર્તિઓ પણ મેં ઘણી ઘણી જોઈ છે. જેડની આછી અને ઘેરી છટાઓ હું જાણતો હતો. પણ સરોવરના આ પાણીના રંગને જેડની ઉપમા આપવા આજે હું તૈયાર ન થાત.

જોતજોતામાં અમારી હોડી ઉત્તર તરફ ચાલી. આગળ ગયા અને ડાબી બાજુ નાકાનોઝીમાનો મોટો બેટ, કોઈ પુરાણ પુરુષ તપશ્ચર્યા કરતો હોય એવો દેખાયો. નાકાનોઝીમાનો અર્થ જ થાય છે વચલો બેટ. પવન દક્ષિણનો હતો. એટલે જ્યાં સુધી અમારી નૌકાને વેગ મળ્યો ન હતો ત્યાં સુધી એની ધજા ફડફડ કરતી અમારી આગળ આગળ ધસતી હતી. જાણે એન્જિન કામ કરતું જ નથી અને પવન જ અમને ધકેલતો જાય છે. થોડા વખત પછી જ્યારે હોડીએ વેગ પકડયો ત્યારે પવનની ગતિ અને હોડીના એન્જિનની ગતિ બંને સરખાં થયાં. પછી ધજા ઢીલી થઈને નીચે લટકવા લાગી! જાણે પવન છે જ નહીં!

મુંબઈથી એક વાર રત્નાગિરિ જતાં જોશભેર પવનમાં અમારી આગબોટ પવનની જ દિશામાં અને એને વેગે ચાલતી હોવાથી પવન વગરની લાગતી હતી. તૂતક ઉપર ઊભેલા અમે જાણે શાંત વાતાવરણમાં જઈએ છીએ એમ જ લાગ્યું. પછી જ્યારે બંદર આવતાં આગબોટ થોભી, ત્યારે પવનના જોરથી હમણાં ઊડી જઈશું એવી બીક લાગવા માંડી.

ધજા કેમ ઢીલી પડી એ બિના હું સાથેની બહેનોને સમજાવતો હતો એટલામાં પવનને દક્ષિણ-પશ્ચિમ તરફથી ગતિ મળતી હોય એ રીતે અમારી ધજા પોતાની પૂંછડી પૂર્વ તરફ કરીને ફફડવા લાગી. જાણકાર લોકો જ આ બધી ખૂબીઓ જોઈને એનો આનંદ ઝીલી શકે છે.

હવે તો અમે અરધે રસ્તે આવી પહોંચ્યાં. પાણી ખુશીમાં આવ્યાં હતાં. એમનો રંગ વધુ ને વધુ ઘેરો થવા લાગ્યો. અને જેમ જેમ ચળકે તેમ તેમ એ રંગ વધુ ને વધુ જીવતો, ચૈતન્યમય જણાવા લાગ્યો.

કાશ્મીરમાં ઝેલમ નદીના ઊગમ પાસેનાં તળાવનાં પાણી ઘેરાં નીળાં છે. એની શોભા જુદી, અને આજનાં આ સરોવરનાં જેડ રંગનાં પાણીની શોભા જુદી. ત્યાં લાગતું કે કોકે નીળાં કપડાં તળાવમાં ધોયાં છે. અથવા કોઈ રંગરેજે નીળો રંગ અહીં તૈયાર કરી રાખ્યો છે. આ કુશારે સરોવરમાં કૃત્રિમતાની શંકા સરખી ન આવે. અમે જેમ જેમ આગળ ચાલ્યાં તેમ તેમ સામેના પહાડનાં જંગલમાંનાં ઊંચાં ઊંચાં ઝાડો વધારે ને વધારે સ્પષ્ટ દેખાવા લાગ્યાં. એમની વચ્ચે થોડા કરાડ જેવા પથરા ભિન્નપણે હૃદયાવિષ્કરણ કરતા હતા. પણ તેમની ભાષા કોણ સમજી શકે? પાષાણની ભાષા જપાનીઓ પણ જાણતા નથી અને બે હજાર વરસથી આ બાજુ વસેલા આયનુ લોકો પણ જાણતા નથી. અને અમે તો દૂર ભારતથી અહીં આવેલા!

પહાડી મહારાષ્ટ્રમાં જન્મેલો હું, પહાડી પથરાને સહેજસાજ ઓળખું છું. એમનો ભાવ કંઈક સમજું પણ ખરો. પણ એ વ્યક્ત કરવાની મને મના છે! જોડિયા દૂરબીન કોરે મૂકી હું એ પહાડી કરાડ સાથે એકદિલ થયો. અને મેં એને હૃદયથી નમસ્કાર કર્યા!

જ્યારે સાવ નજીક ગયા ત્યારે જોયું કે માણસજાતે આખા સરોવરને ફરતે એક રસ્તો કરવા ધાર્યું છે. એ જોઈને મને આનંદ પણ થયો અને દુ:ખ પણ થયું. આ સરોવરનું એકાંત હવે હણાશે, મોટરો એને ફરતી દોડશે, કેમેરાઓ અનેક બાજુએથી બતકની પેઠે કિલક્ કિલક્ કરશે, અને કુદરતની આ જળદેવીને માણસની સેવા કરનારી દાસી બનાવી મૂકશે; એનો વિષાદ હતો. અને આનંદ એટલા માટે કે આમ કરતાં પણ માણસજાતને કુદરતમાતાનાં વધુ ને વધુ દર્શન થશે, માનવીના જીવનની કૃત્રિમતા કંઈક ઓછી થશે, અને કોક દિવસે એને જીવનધર્મની દીક્ષા મળશે. આખરે જ્યાંત્યાં કુદરત પથરાયેલી છે તેનો કંઈક તો આવો જ ઉપયોગ થવો જોઈએ. કુદરત સાથેનું તાદાત્મ્ય અનુભવવા માટે વૈરાગ્ય કેળવવાની જરૂર નથી. તાટસ્થ્ય કેળવાયું હોય તો બસ છે અથવા એ જ સાધના સાચી છે.

અમે જોયેલાં ત્રણે સરોવરોમાંથી આ કુશારો સૌથી મોટું અને હું માનું છું કે સૌથી ઊંડું સરોવર છે. મનમાં વિચાર આવ્યો કે આની અંદરના નાકાઝીમા બેટ ઉપર કોઈ સાધુએ તપશ્ચર્યા નહીં કરી હોય? કુદરતનો ઈતિહાસ લાખેક વરસનો તો ખરો જ. કોણ કહી શકે કે આટલાં વરસોમાં એક પણ આત્મવીર આ બેટમાં પહોંચ્યો નહીં હોય? પાણીના આટલા સ્વચ્છ, શીતલ વિસ્તારમાં વિશ્વ-ચૈતન્ય સ્ફુરતું અને લટકાં કરતું જોઈને જરૂર કોઈ સાધકને અહીં અંતર્મુખ થવાની પ્રેરણા મળી હશે. અને એણે કૃતજ્ઞતાથી આ પાણીમાં ડૂબકી મારી અદ્વૈતાનંદ અનુભવ્યો હશે.

પાછાં ફરતાં પહેલાં અમે ડાબી બાજુ એટલે કે પશ્ચિમ ભણી આગળ વધ્યાં. હવે પવન અમારી હોડીની ડાબી બાજુ પર અથડાવા લાગ્યો. હોડી ડોલવા લાગી અને અમારાં હૈયાં પણ અંદર સંઘરેલા આનંદ સાથે ડોલવા લાગ્યાં! તોફાન હતું નહીં. પણ એનું સ્મરણ થતું હતું. જ્યારે ખરેખર પાછાં ફર્યાં ત્યારે સામે પવન કંઈક તોફાને ચડયો હોય એમ લાગવા માંડયું. હવે પવન અમારી ધજાને જે દિશા તરફ ફફડાવતો હતો તે જ દિશા અમારી હોડીના વેગને કારણે પણ ધજાને મળતી હતી. એટલે પરસ્પર વિરોધ મટી ગયો. પરિણામે ધજાનો ફફડાટ ઓછો થયો પણ એનું વળતર પવન સાથે ખેલ ચલાવનાર મોજાંઓના છાંટાઓએ આપ્યું. મોજાં હોડીના નાક ઉપર અથડાય અને એમાંથી નીકળતા પાણીના ઉદાર છાંટાઓ અમારો આશ્રય શોધે. અમારી વચ્ચે પ્રમાણમાં હું જ સુરક્ષિત હતો. મારી સામે ઈમાઈ-સાન બેઠા હતા અને પેલાં જાપાની બહેન પણ હતાં. જમણી બાજુએ રેવતી અને ડાબી બાજુએ નૌકાવિહારની આગ્રહી મંજુ હતી. પાણીનાં તુષાર એના પ્રત્યે ખાસ પક્ષપાત બતાવે તેમાં આશ્ચર્ય શું!

આ નાનકડું તોફાન (?) અમારા નૌકાગમનનો આનંદ વધારતું હતું. જોખમ જેવું કશું હતું જ નહીં છતાં મનમાં જાતજાતના વિચારો અને પાપશંકા તોફાન કરવા લાગ્યાં: "જોરથી આંધી આવે તો? મોજાંઓ બમણા જોરથી ઊછળે તો? અને જો ખરેખર અહીં જળસમાધિ લેવાનું અમારા બધાંના ભાગ્યમાં લખ્યું હોય તો ડૂબતાં ડૂબતાં કેવા વિચારો દરેકના મનમાં આવશે?"

મને પોતાને વિશે તો ખાતરી હતી કે હું એકલો હોત તો તોફાન સાથે અદ્વૈતાનંદ જ માણત. તું સાથે હોત તોયે એમાં ફેર ન પડત, પણ સાથે બીજા સાથીઓ હોય ત્યારે એમનો વિચાર પહેલો આવે. કલ્પના ચગી, અને બન્ને બહેનોનાં બે બે બાળકો નજર આગળ દેખાવા લાગ્યાં. ચારે જણાં જાણે મને પૂછે: "તમને કોણે કહ્યું હતું કે આવા ગાંડપણને ઉત્તેજન આપો? ઈમાઈ-સાનનું તમે કેમ ન માન્યું? અમારો વિચાર પણ ન કર્યો?"

પણ એ તો મારી કલ્પનાનું દૃશ્ય હતું. એ કેટલું ટકવાનું? સરોવરનાં નાનાં નાનાં મોજાં એ પણ પાણીનાં બાળકો હતાં. એમણે આનંદની અને મોજની કિકિયારી ચલાવી, અશુભની કલ્પના પાણીમાં ડૂબી ગઈ અને કેવળ જીવનનો તરલાનંદ જ તરવા લાગ્યો.

જ્યારે પાછાં કિનારે પહોંચ્યાં ત્યારે અમારું જીવન કેટલું બધું ભર્યુંભાદર્યું લાગતું હતું! કેવળ પોણા કલાકની આ સફરમાં આટલો અનુભવ, આટલો આનંદ અને આટલી આત્મીયતા કેળવીને અમે ખરેખર તવંગર થયાં હતાં. દુનિયા પ્રત્યે અમારો સદ્ભાવ વધ્યો હતો. જે કોઈ માનવી દેખાય તેને મનથી અમે ભેટવા લાગ્યાં. અને અમને લેવા ફરી આવેલી ટૅક્સીમાં એક સમૃદ્ધ સંતોષ સાથે મુકામે આવી પહોંચ્યાં.

જીવનને અંતે પણ આવી જ રીતે જો મુકામે પહોંચી શકાય તો ખરેખર જીત્યા.

જાપાનમાં આવીને આ ત્રણ સરોવરો એક પછી એક જોયાં એની ધન્યતા સાથે અમે નિદ્રાદેવીને અધીન થયાં પણ આજનો એ અનુભવ તો હમેશાં જાગ્રત જ રહેવાનો.

હવે પછીના પ્રવાસની વિગતો બીજા કાગળમાં શરૂ કરવી જ સારી. એટલે અહીં જ 'સુનિશમ્' કહું છું. અને સરોવરના આનંદથી તરબોળ એવા શુભાશિષ મોકલું છું.

## ૧૩. ઉત્તર જાપાનને ઘાટ માથે

હાકોદાતે
૩૦–૭–'૫૭

જાપાન આવતાં પહેલાં મેં શ્રી ઈમાઈ-સાનને લખ્યું હતું કે મારે આ વખતે હોટેલોમાં નથી રહેવું. જાપાની લોકોના ઘરમાં રહી એમનું જીવન નજીકથી નિહાળવું

છે. આમ કરતાં અમે જે સહેજસાજ અગવડ વેઠીશું તેના કરતાં અમારા મેજબાનોને જ વધારે અગવડ થશે. અમને તો આત્મીયતા કેળવવાનો જે આનંદ મળશે તે, નાનીમોટી બધી અગવડો કરતાં વધારે હશે.

મારી એ સૂચના પ્રમાણે અમને તોકયોમાં માસુઈ બંધુઓના ઘરમાં રાખ્યાં. પણ સુદૂર હોક્કાયડોમાં તેમ કરવું અશકય હતું. અને આ પ્રદેશ ઉનાઈ ઝરણાં માટે પ્રખ્યાત હોઈ, લોકો અહીં ઝરણાં પરની હોટેલોમાં રહેવા માટે જ આવે છે. કેટલીયે સારી સારી જાપાની હોટેલોમાં રહ્યા પછી મને થયું કે આ અનુભવ પણ લેવા જેવો હતો ખરો. હોટેલ ચલાવનાર ભાઈબહેનોનો જાપાની વિવેક આપણને જાપાની સંસ્કૃતિની ખુશબોનો અનુભવ કરાવનારો હોય છે. આખા ઘરની બાંધણી, ઓરડીઓની સુઘડ સજાવટ – બધું જ સૂક્ષ્મપણે સમજી લેવા જેવું હોય છે.

મને વિચાર આવ્યો કે પાંડવોના કાળમાં આપણા મયાસુરે ચીનમાં જઈ ત્યાંનો એક રાજપ્રસાદ આણ્યો. એટલે કે રાજમહેલ બાંધવાની ત્યાંની કળા આણીને ઇન્દ્રપ્રસ્થ તેમ જ હસ્તિનાપુરમાં દાખલ કરી – જ્યાં જમીન હોય ત્યાં પાણીનો ભાસ થાય અને પાણી હોય ત્યાં જમીન જેવું વર્તાય, એવી કરામત કરેલી હતી. પુરાણોમાં વર્ણવેલા અને ભુલાયેલા એ પ્રાચીન દિવસો ગયા. હવે હું માનું છું કે આસામના અથવા પશ્ચિમ હિંદુસ્તાનના કોઈ ઉત્સાહી સ્થપતિએ જાપાન જઈ એમનાં ઘરોનું અધ્યયન કરવું જોઈએ અને જરૂરી ફેરફાર સાથે, એ પદ્ધતિ આપણે ત્યાં દાખલ કરવી જોઈએ. આસામનાં કેટલાંય ઘરોમાં લાકડાના ચોકઠાની અંદર ઘાસ અથવા બરુના સાંઠા ગોઠવી એની દીવાલો બનાવવામાં આવે છે. બે બાજુ ગારાનું લીંપણ કરે અને ધોળાવે એટલે દીવાલ સરસ દેખાવા લાગે છે. એ લોકોને જાપાની ઢબ અપનાવતાં જરાય મુશ્કેલી ન પડે.

કેવાયુથી (૨૯-૭) સવારે નાહી ધોઈને નીકળતાં દસ થઈ ગયા. અહીંના લોકોને અમારા પહેરવેશનું એટલું બધું કુતૂહલ હતું કે અમારા ફોટો તો જ્યાં ત્યાં લીધા જ, પણ એ ઉપરાંત બે જાપાની બહેનોએ ચિ. મંજુ અને રેવતીનાં કપડાં કેમ પહેરવાં એ શીખી લઈ એ પોશાકમાં પોતાના ફોટો પણ પડાવ્યા! મારી દાઢી પણ એ લોકોને મઝાની લાગે છે. અમારી વચ્ચે એ તો એક કહેવત જેવું જ થઈ ગયું કે સાડીથી અને દાઢીથી આ ભારતીઓ એમને સહેજે વરતાય છે.

હવે પછીનો રસ્તો પણ ખૂબ સુંદર હતો. ચડવાનું તો હતું જ. ટૅક્સી કરીને ધીમે ધીમે પહાડ ચડતાં ગયાં. આખો વખત કુશારો સરોવરનો સાથ હતો. નાકાઝીમા બેટ દૂર દૂર જવા લાગ્યો. બીજા નાના બેટો પણ વચમાં વચમાં સંતાકૂકડી રમવા લાગ્યા. જેમ જેમ ઊંચાં જઈએ, તેમ તેમ સરોવરનો આખો વિસ્તાર, અને દૂર દૂરના ડુંગરાઓ મળીને એક અખંડ, વિશાળ અને વિશાળતર દૃશ્ય થવા લાગ્યું. નીચે જે ઝાડો સરોવર દર્શનમાં વિઘ્નરૂપ થતાં હતાં તે ઝાડો અમારી ઉન્નતિને કારણે પગ તળે જતાં હતાં, અને આખા પ્રદેશની શોભા વધારવામાં મદદ કરી સંતુષ્ટ દેખાતાં હતાં.

આખરે અમે આખા પ્રદેશને માથે પહોંચી ગયાં. આપણા દેશમાં કોઈ ઘાટ ચડીને ઉપર પહોંચીએ છીએ ત્યારે ત્યાં કોઈ મોટા પથરાને સિંદૂર લગાડેલું હોય છે. ઘાટ ચડવાનો પુરુષાર્થ સફળ થયો એની કૃતજ્ઞતા વ્યક્ત કરવા માટે ગાડીવાળાઓ એવે ઠેકાણે નારિયેળ વધેરે છે. નારિયેળની કાચલીના ઢગલા જોઈને લોકોની વધતી શ્રદ્ધાનું અનુમાન થઈ શકે છે.

અહીં અમે બિહોરો ઘાટ ચડયા ત્યારે સૌથી ઊંચી જગ્યાએ એક ચોરસ પથરાનો ઊંચો થાંભલો ઊભો કરેલો જોયો. એના પર જાપાનીમાં બિહોરો ઘાટ એમ લખેલું પણ હતું. એ લિપિ ચિતરામણ જેવી હોઈ, પથરાની શોભા વધારતી હતી. આ સ્થાનેથી કુશારો સરોવરનું છેલ્લું અને રમણીયતમ દર્શન થતું હતું. એ સરોવર તરફ પીઠ કરીને થાંભલાની આસપાસ અમે પાંચે જણાં ગોઠવાયાં અને ત્યાં જડી આવેલા એક ફોટોગ્રાફરની મદદથી અમારો એક ફોટો પડાવ્યો. વાદળાંઓએ પણ વિચાર કર્યો કે આટલી રૂપાળી ધરતી ઉપરનું આકાશ સાવ નીળું-મોળું રહે તો તે એબ ગણાય. ધોળાં ધોળાં વાદળાંઓ પણ આકાશમાં ગોઠવાઈ ગયાં અને એમણે અમારા ફોટાની શોભા વધારી, એમાં પૂર્ણતા આણી. મેં એમને કૃતજ્ઞતાપૂર્વક ઘણા ઘણા ધન્યવાદ આપ્યા. એના ભારથી જ જાણે, વાદળાં ધીરે ધીરે નીચે નમવા લાગ્યાં.

બિહોરોની આ ઊંચાઈ, ત્યાંથી જોયેલું સરોવરનું દૃશ્ય અને ત્યાં કરેલો વનભોજન જેવો નાસ્તો સહેજે ભુલાય નહીં.

હવે તો અમારી ટેક્સીને ભાગે ધીરે ધીરે ઊતરવાનું જ હતું. આસપાસનાં ગામડાંના રસ્તાઓ, સીધી રૂપાળી વાડો, એમાંથી ડોકિયું કરતાં રંગબેરંગી ફૂલો – બધું જ આનંદની પૂર્ણાહુતિ કરતું હતું.

દોઢ વાગ્યે અમે બિહોરો સ્ટેશને પહોંચ્યાં અને અમને હાકોદાતે લઈ જનાર ટ્રેનની ઇંતેજારી કરવા લાગ્યાં. અમારે બહુ રાહ જોવી ન પડી. તડકામાંથી બચવા માટે સ્ટેશનના પુલની છાયા શોધતાં હતાં, એટલામાં ટ્રેન આવીને ઊભી.

અમારે હવે હોક્કાયડોનો લગભગ આખો બેટ વીંધીને, વીંછીના ડંખ જેવા વાંકા દક્ષિણ હોક્કાયડોમાં પ્રવેશ કરવો હતો અને એને છેક દક્ષિણે હાકોદાતે બંદર સુધી પહોંચવું હતું. ટ્રેનની આ એક મુસાફરીમાં અમે હોક્કાયડો બેટનો આખો પૂર્વ ભાગ, નજર થાકે ત્યાં સુધી, અને અંધારું પડે ત્યાં સુધી, ધરાઈને જોયો, ટ્રેનમાં જ વાળુ કર્યું અને આઠ કે નવ વાગ્યે ત્રીજા વર્ગના સૂવાના ડબ્બામાં પહોંચી ગયાં. ત્રણ માળવાળી, કુલ છ પથારીવાળી એક ઓરડીમાં અમે ગોઠવાઈ ગયાં. સપ્પોરોથી અમારી સાથે જોડાયેલાં પેલાં પ્રેમાળ બહેન શ્રીમતી યાકોકો ઇચામુરા રસ્તામાં ઓતારુ સ્ટેશન ઊતરવાનાં હતાં. (આ સ્થાન સપ્પોરોની પૂર્વોત્તરે છે.) એટલે સૂતા પહેલાં એમણે અમારી વિદાય લીધી. એમણે અમને સારાં સારાં જાપાની રમકડાં આપ્યાં હતાં. અમે એમને કહ્યું કે આ રમકડાં અમારે ત્યાંના લોકોને ઘણાં ગમશે. પણ અમને તો એમનો સૌમ્ય અને સંસ્કારી સ્વભાવ જ હંમેશાં યાદ રહેશે. આ બહેન યાત્રામાં અમારી સગવડોનો થોડોઘણો ખ્યાલ રાખતાં જ

હતાં. પણ એમનું ભક્તહૃદય, સાધુ ઈમાઈ-સાનને દરેક જાતનો આરામ મળે એની ખૂબ ઈન્તેજારી રાખતું.

## ૧૪. હાકોદાતે

ત્રીસમીએ સવારે છ વાગ્યે અમે હાકોદાતે પહોંચ્યાં. સ્ટેશનેથી મુકામે પહોંચતાં ખૂબ લાંબો રસ્તો કાપવો પડયો અને એ રીતે આ બંદરનો મોટો ભાગ સહેજે જોવાયો. સમુદ્રકિનારે હોડીઓનાં અને આગબોટોનાં ધણો ભેગાં થયાં હતાં. હવામાં જયાં જાઓ ત્યાં માછલીની ગંધ ફેલાઈ હતી. ગંધકની ગંધ વધારે ઉગ્ર કે માછલીની, એ કહેવું મુશ્કેલ છે. સદ્ભાગ્યે અમે જયાં રહેવાનાં હતાં ત્યાં એ ગંધ પહોંચતી ન હતી. અમે જયાં રહ્યાં તે અરધું રહેવાનું ઘર અને અરધું હોટેલ – એવું હતું. અમને અહીં દરેક જાતની સગવડ પૂરી પાડવા માટે ગૃહપતિ વિશેષ ઈન્તેજાર હતા. આટલી લાંબી મુસાફરીને અંતે આરામ જરૂરનો હતો જ. ચિ. મંજુએ પોતાની ડાયરીમાં લખ્યું છે તેનાં બે વાકયો અહીં ઉતારી મોકલું છું: “આજ ખાસ પ્રોગ્રામ કાંઈ ન હતો. બપોર પછી જ બહાર જવાનું હતું. ઘેર અવનિભાઈને કે કોઈને પત્ર લખવાનું પણ મન નહોતું થતું. પણ શ્રી કાકાસાહેબે અમને પરાણે લખવા બેસાડયાં. મને અને રેવતીબહેનને સામસામાં લખવા બેસાડયા પછી છૂટકો જ ન હતો. મેં પૂ. માતુશ્રીને તથા પ્રદીપને પણ કાગળો લખ્યા.”

એ બન્નેને કાગળોમાં મરજીમાં આવે તેમ લખવાની છૂટ રહે એટલા માટે એમના કાગળો જોવાની હું ના પાડતો હતો. પણ મુસાફરીમાં ચોવીસે કલાક જાત-જાતના નવા અનુભવો લેતાં અને આનંદની આપ-લે કરતાં આત્મીયતા એટલી વધે છે કે પોતા પર આવેલા કાગળો અને પોતે લખેલા કાગળો મને બતાવ્યા વગર એ બન્નેથી રહેવાતું ન હતું. અને હું તો જાતે શિક્ષક! એમના કાગળો વાંચ્યા પછી એકાદ શબ્દ સુઝાડયા વગર મારાથી રહેવાય જ કેમ? મેં જોયું કે મંજુને એક અત્યંત પ્રેમાળ અને અનુભવી સાસુ મેળવવાનું ભાગ્ય સાંપડયું છે. સાસુએ મંજુનાં બન્ને બાળકોની સંભાળ રાખી એને નચિંત કરી છે. અને ઊલટી ઘેર બેઠાં મંજુની જ દરેક જાતની ચિંતા કરે છે. જાપાનથી મોકલેલા મંજુના કાગળો વાંચ્યા પછી નચિંત થયાના ઉદ્ગારો સાસુના કાગળોમાં વાંચી મંજુ રાચતી હતી. મને પણ સંતોષ થતો હતો.

રેવતીનાં બે બાળકોની જવાબદારી એની માએ લીધી છે. અને માની મદદમાં રેવતીની બહેન હેમાતાઈ પણ દિલ્હી આવીને રહી છે. પછી રેવતી શાની ચિંતા કરે? પણ બાળનો કાગળ ન મળે એટલે એ સાવ કરમાઈ જતી હતી. પછી મારે બાળના બચાવમાં જેટલી દલીલો સૂઝે તેટલી એની આગળ મૂકવી પડતી. હું

કહેતો કે બાળે ઘણા કાગળો લખ્યા હશે પણ ડાકખાતાની ગફલતથી એ આપણા સુધી પહોંચે નહીં તો બાળનો શો વાંક?

અને હવે મારી વાત કહું? કલકત્તા અને હૉંગકૉંગ પછી તારો એક પણ કાગળ મને મળ્યો ન હતો. જાપાનમાં પગ મૂકયા પછી આજે પહેલવહેલો તારો કાગળ તારીખ ઓગણીસનો મને મળ્યો છે. ઘણો ઘણો આનંદ થયો. તારા કાગળમાં ચિ. બાળ વિશે, દીપક અને સિદ્ધાર્થ વિશે, તેમ જ મંજુના ઘરના અને એનાં બાળકોના સમાચાર હોય છે જ. તેથી તારો કાગળ અમને ત્રણેને એકસાથે રાજી રાજી કરી દે છે. અને ત્રણેના અણબોલેલા આશીર્વાદ કે ધન્યવાદ, સુગંધની પેઠે, તારી તરફ વહે છે.

મેં એ બે જણીને ઘેર કાગળો લખવા બેસાડયા પછી આજે પહેલી વાર મારે હાથે તને કાગળ લખવાનું બન્યું છે. એ પણ મારે માટે આનંદનો વિષય છે એ તારા ધ્યાનમાં નહીં આવે. પોતાના હાથે લખવાનો મારો કંટાળો તું જાણે છે. પણ તે જ કારણે જ્યારે લખવાનું બને છે ત્યારે વિશેષ સંતોષ થાય છે. અને અહીં તો વખત પણ ઠીક ઠીક મળ્યો.

હાકોદાતેમાં અને આસપાસ જોવાલાયક ઘણું છે. પણ અમે પાંચ દિવસમાં એટલું બધું મેળવ્યું હતું કે હવે એમાં ઉમેરો કરવાની જગ્યા જ ન હતી. આ બેટમાં સપ્પોરો પછી આ જ મોટું શહેર છે. વસ્તી અઢી લાખની ગણાય. આ શહેરની ઉત્તરે સિત્તેર માઈલ દૂર ઓનુમા કરીને એક સરોવર છે, એનો ઘેરાવો ખાસ્સો એકવીસ માઈલનો છે. શોભાની દૃષ્ટિએ આ સરોવર પણ અપ્રતિમ ગણાય છે. અને ત્યાં બરફ ઓછો પડવાથી બારે માસ એની આસપાસ લહેર કરી શકાય.

મોરેથી આઓમોરી જતાં આગબોટમાં

આવડા મોટા શહેરમાં આવ્યા પછી છાપાવાળા મુલાકાત લીધા વગર રહે? અમે ત્રણ વાગ્યે નગરપાલિકાના દફતરમાં જઈ, ત્યાંના ડેપ્યુટી મેયરને મળ્યાં. (નગરપિતા પોતે પરદેશ ગયેલા છે.) અહીંના દીવાનખાનામાં જાપાનના અને હોક્કાયદોના મોટા મોટા વૈજ્ઞાનિક નકશાઓ હતા. એ જોઈને મારો પ્રવાસી અંતરાત્મા પ્રસન્ન થયો. સહેજસાજ વખત મળતાં મેં રેવતીને અને મંજુને એ નકશાની મદદથી ઘણી વસ્તુઓ સમજાવી.

અહીંથી અમે ટેકરી પરના એક સ્તૂપ પાસે ગયાં. ઉપર પહોંચવું સાવ સહેલું ન હતું. અહીં પણ ભક્તો સારી સંખ્યામાં ભેગા થયા હતા. કૅમેરાવાળા પણ, સ્વધર્મ સમજી હાજર થયા હતા. મેં મારા પ્રવચનમાં બુદ્ધ ભગવાન વિશે, તમામ વાસનાઓના ઉન્નયન વિશે અને વિશ્વશાંતિ માટે ત્યાગ બલિદાનની આવશ્યકતા વિશે થોડુંક કહ્યું. કેટલાયે ભક્તો પગે ચાલીને ઉપર સુધી આવ્યા હતા. એમને હાંફતા જોઈ મેં કહ્યું, 'आरोहणम् नु नायासम्' કોઈ પણ સમાજને કે રાષ્ટ્રને — અને વ્યક્તિને પણ — ચડવાનું હોય છે ત્યારે ભારે પુરુષાર્થ કરવો પડે છે. પડતીનો

બધા સ્તૂપો આમ ઊંચે, ટેકરીને માથે, બાંધેલા હોય છે. આ છેલ્લા વાક્યનો જ્યારે જાપાની અનુવાદ ઈમાઈ-સાને કહ્યો ત્યારે એ સ્તૂપ બંધાવનાર અને ત્યાં પૂજા માટે આવનાર બધા ભક્તોની મુખમુદ્રા પરની ધન્યતા જોવા જેવી હતી.

સાડા ચાર વાગ્યે નગરપિતાઓ તરફથી અમારું સ્વાગત હતું. સાથે સાથે સરસ ખાવાનું તો હોય જ. ત્યાં પણ સ્તૂપ વિશે, ગુરુજીનાં કાર્ય વિશે, ઈમાઈ-સાન ભારત અને નિપ્પોન વચ્ચે એક અંકોડા જેવા છે એ વિશે, થોડુંઘણું કહ્યું. મારાં ભાષણોનો જાપાની અનુવાદ ઈમાઈ-સાન સરસ કરતા હતા. પણ નગર-શ્રેષ્ઠીઓ જે બોલ્યા તેનો હિંદી અનુવાદ કરવો મારુયામાજી માટે સહેલું ન હતું. છતાં ભાવ તો બધો અમે સમજી ગયાં. धर्मो रक्षति रक्षितः વાળી મારી દલીલ નગરશ્રેષ્ઠીઓને ઘણી ગમી.

પોણા છ વાગ્યે અમે હાકોદાતે છોડયું. સરસ સગવડવાળી આ સુંદર આગ-બોટ અમને સાડા ચાર કલાકની દરિયાઈ મુસાફરીને અંતે આઓમોરી બંદરે લઈ જશે. ત્યાં ટ્રેન પકડી, સવાર સુધીમાં અમે સેન્ડાઈ પહોંચવાનાં.

હોક્કાયડોમાં ગાળેલા પાંચ દિવસનો અને ત્યાં લૂંટેલા આનંદનો વિચાર કરું છું ત્યારે પ્રભુ પ્રત્યે હૈયું ભક્તિનમ્ર થાય છે. ભગવાને આટલી જીવનસમૃદ્ધિ બક્ષી છે તેનું છૂટે હાથે વિતરણ કરું તો જ તે લેખે લાગશે. નહીં તો – ગીતાની ભાષામાં – હું ચોર ઠરીશ. મારી ખાતરી છે કે હોક્કાયડો બેટનું મહત્ત્વ નજીકના ભવિષ્યમાં ઘણું વધવાનું છે.

એક તરફ હું આવા ગંભીર વિચારો સેવું છું જ્યારે મંજુ અને રેવતીના મોઢા ઉપર આનંદ અને ઉલ્લાસ ફૂલે છે. બંનેની સરસ દોસ્તી જામી છે. આખો દિવસ હસતી હોય છે. હસવાનું એમને આટલું શું મળે છે તેની ખબર નથી. પણ મન પ્રસન્ન હોય ત્યારે કારણની જરૂર શી? આ આગબોટ પર લોકો ટોળે વળી એ બે જણની સાડીઓ અને એમની આંખો જુએ છે અને એકબીજાને બોલાવી બતાવે છે. જાપાની લોકોની નાનકડી આંખોનો તને ખ્યાલ છે. એમને આપણી આંખો કેવી લાગતી હશે?

આ ચાર કલાકની મુસાફરી માટે પણ ઈમાઈ-સાને અમારે માટે sleeping berths (પથારીઓની) ગોઠવણ કરી છે! ઈમાઈ-સાન ખરેખર પ્રેમાળ અને બાહોશ માણસ છે. બધી વસ્તુઓ પહેલેથી વિચારી ગોઠવે છે. એકે વિગત ભૂલતા નથી. દરેકના ખોરાકનો વિગતવાર વિચાર કરી રાખે છે. પોતે ત્યાગી, ખડતલ ભિક્ષુ છે. પણ બીજાની સગવડનો વિચાર કોઈ પ્રેમાળ માની કોમળતાથી કરે છે. સૂવાનો આનંદ લેવા બેસીએ તો વધતા અંધારાની બંદરની શોભા રહી જાય. આગબોટમાંથી સમુદ્રનું પાણી સરસ દેખાય છે જ. પણ હલેસાં સાથે પાણી જ્યારે ચળકે ત્યારે એમાં પીરોજી રંગની નીળાશ દેખાતી હતી, એ તરફ રેવતીએ મારું ધ્યાન ખેંચ્યું. ઘણા વખત સુધી સમુદ્રની શોભા જોઈ, અને કશું ખાધા વગર અમે સહેજસાજ સૂઈ ગયાં. આગબોટમાં ચાલતા સંગીતે અમને હાલરડાં ગાયાં.

# ૧૫. ભવ્યતાનું પિયર : નિક્કો

નાગાઓકા
૧-૮-'૫૭

આજે તો મારે ખૂબ ઉત્સાહમાં આવીને ખુશ ખુશ થઈને લખવું છે. કેમ કે મારે જાપાનનું પ્રાકૃતિક સૌન્દર્યધામ, જૂની અને નવી માનવી કળાનું સંગ્રહાલય, બૌદ્ધો માટેનું એક ધર્મક્ષેત્ર અને બધી રીતે ભવ્યતાનું પિયર એવા નિક્કો વિશે લખવું છે. નિક્કોનાં વખાણ મારા જેવો કરે એમાં આશ્ચર્ય શું? પશ્ચિમના લોકો વખાણ કરે તોયે સમજાય એવું છે. પણ જાપાનીઓ પોતે કહે છે – એમની એ કહેવત જ છે – નિક્કો ન જુઓ ત્યાં સુધી કેક્કો કહેશો નહીં – 'કેક્કો' એટલે ધરાયા. નિક્કોના અનુભવ અને આનંદ વિશે ધરાઈને લખું તે પહેલાં છેલ્લા કાગળ સાથેની સાંકળ પૂરી પાડવા થોડી મામૂલી વસ્તુઓ લખી કાઢું, જેથી પછી એ વચમાં ન આવે.

અત્યાર સુધીની બધી મુસાફરી ઉત્તરના બેટમાં કરી હતી. હવે અમે હોન્શુમાં પ્રવેશ કર્યો છે. જાપાનનો આ મુખ્ય બેટ છે. જે જમાનામાં હોક્કાયડોને યેઝો અથવા યેજજો કહેતા હતા, તે જમાનામાં આ હોન્શુ બેટને જ નિપ્પોન કહેતા હતા. હવે નિપ્પોન અથવા નિહોન એટલે ચાર મુખ્ય બેટો અને નાના નાના હજારો બેટો મળીને થતો જાપાનીઓનો આખો પ્રદેશ.

આપણે ત્રણ વરસ પહેલાં આવ્યાં હતાં ત્યારે હોન્શુનો દક્ષિણ ભાગ અને કિયુશુ બેટ જોયો હતો. ચોથા બેટ શિકોકુમાં આકર્ષક ઘણું હશે પણ ત્યાં ઝાઝા લોકો જતા નથી, એટલે એ બાપડો હમેશાં અણ-વખાણેલો રહી જાય છે. ગયે ફેરે આપણે જે સ્થાનો જોયાં હતાં તે આ વખતે ટાળી, નવાં સ્થળો જોવાનું નક્કી કર્યું છે. અમારી પાસે અખૂટ વખત હોત તો હાકોદાતેથી આઓમોરી આવતાં-વેંત તોવાડાનું સુંદર સરોવર અને એની આસપાસના અરણ્યની શોભા જોવાની તક લીધી હોત. એના બદલામાં રાતોરાત, ચોરની પેઠે સ્ટીમરમાંથી સીધા સ્ટેશને જઈ, બીજા વર્ગમાં સૂવાના ડબ્બામાં અમારી જગ્યા મુકરર હતી, ત્યાં જઈ આરામથી સૂઈ ગયાં. એકત્રીસમીની સવારે સાત વાગ્યે અમે સેન્ડાઈ સ્ટેશને પહોંચી ગયાં. ઇતિહાસની દૃષ્ટિએ કે સૌન્દર્યની દૃષ્ટિએ સેન્ડાઈનું મહત્ત્વ ઓછું નથી. અમે ધારત તો અહીં પણ આસપાસ ખૂબ ફરી શકત. પણ અમારે નિક્કો પહોંચવાની ઉતાવળ હતી. અને બીજો સંતોષ એ હતો કે જ્યાં જઈએ ત્યાં કુદરતની સુંદરતા એકસરખી વેરાયેલી હોય જ છે. અને આનંદની વાત એ કે આ દેશમાં કુદરતનો પ્રસાદ અને માણસનો પુરુષાર્થ જાણે એકબીજા ઉપર આફરીન હોય એ રીતે બન્ને પોતાની દરેક જાતની કળા વિસ્તારે છે. સેન્ડાઈમાં અમે ગાડી

બદલી અને ઉત્સુનોમિયા ગયાં. જ્યાં જુઓ ત્યાં પહાડની શોભા, નદીઓની રમતિયાળ ઉતાવળ, મહેનતુ ખેડૂતોએ પ્રસન્નપણે ખેડેલી ખેતી, અને દરેક દૃશ્ય ઉપર અંધારો પડદો પાડી નવું દૃશ્ય ઉઘાડી આપનાર રેલવેનાં બોગદાં – બધાં મળીને ચિત્તોદધિને વલોવેલો જ રાખતાં. કોક વખતે અકળાયેલો આનંદ કહેતો: 'જરા થોભો તો! વલોણાનું નવનીત ભેગું કરવા દો.' પણ એવી તક કે નવરાશ જાપાનમાં અમને મળે એમ ન હતું.

અમને ઉત્સુનોમિયાથી નિક્કો લઈ જવા માટે એક મોટર તૈયાર હતી. નિક્કોનું એક શબ્દમાં વર્ણન કરવું અશક્ય છે. જેમ દિવાળી એટલે અનેક તહેવારોનું સંમેલન તેમ નિક્કો એટલે અનેક જાતની ઉજાણીઓનું મહાપર્વ!

નિક્કો પહોંચતાં એનું મંગલાચરણ જ વીસ પચીસ માઈલના રાજવનપથથી થાય છે. ત્યાં પહોંચ્યા પછી મોટરનો સુંદર, ચાળીસ નાગમોડીવાળો રસ્તો ચડવાનો, ઉન્નતિનો ઉત્સવ માણવાનો અને વિશાળ અને વિશાળતર સૃષ્ટિ જોવાનો આનંદ. ઉપર પહોંચ્યા પછી ચાર હજાર ફૂટ ઊંચાઈએ ચુઝેન્જી સરોવરનો ચળકતો વિસ્તાર, ત્યાંથી જાણે સોનાની ખાણમાં ઊતરતા હોઈએ એવી રીતે ભોંયરામાં ઊતરી એક અદ્‌ભુત ધોધનું અને એના જ પરિવારનાં બાલબચ્ચાંઓનું દર્શન, સરોવરને કાંઠે ભિન્ન ભિન્ન કાળે બંધાયેલાં બૌદ્ધ મંદિરોનું સ્થાપત્ય અને આસપાસના બગીચાઓ, પછી બે ટેકરીઓનાં શિખરોને સાંધતાં રાંઢવાંને આધારે લટકતા વાહનનો ચમત્કાર, અને અંતે આવડી ઊંચાઈએથી થોડીક પળોમાં જ તળેટીમાં લઈ જતી રોમહર્ષણ ટ્રામ – આટલી વિવિધતા માથામાં ચક્કર આણવા માટે બસ છે. પણ નિક્કોનું કેન્દ્રીય આકર્ષણ તો હજી રહી જ ગયું! આ આખો પ્રદેશ અનેક ટેકરીઓ, અનેક સરોવરો, એમની વચ્ચે રમત રમતી અને ડગલે ને પગલે કૂદી પડતી નાનીમોટી નદીઓ અને એવા પ્રાકૃતિક ઉત્સવમાં માણસે ઉગાડેલાં વૃક્ષો, મંદિરો, તોરણો, સ્તંભો અને વિશાળકાય ફાનસો – એટલું જ નહીં પણ એ બધા ઉપર, અંદર અને આસપાસ ઠાલવેલી રંગરંગની ચિત્રકળા – આમ જાતજાતનાં આકર્ષણથી ઊભરાય છે. આ બધું જોતાં, અનુભવતાં અને માણતાં મારા જેવા રસિયાને પણ અપચો થાય: દોઢ દિવસમાં જે મેળવ્યું તે વાગોળતાં કોણ જાણે કેટલોય વખત જશે. પણ વખતસર જો ન લખું તો બધું રહી જશે. એટલે જેમતેમ એની થોડી વિગતો અહીં નોંધી મોકલવા માગું છું.

અને ખરેખર કહું? હૃદયમાં ભરેલો એ અનુભવાનંદ તારી આગળ ઠાલવું નહીં તો એની – અકળામણ શું? – ગૂંગળામણ ઓછી નહીં થાય. માણસને જેમ લાગે છે કે પૈસા પોતાના ગજવામાં છે ત્યાં સુધી સુરક્ષિત નથી; બૅન્કમાં જમે કરીએ એટલે નિરાંત. તેમ જ મને થાય છે કે એ આખો અનુભવાનંદ આ કાગળ મારફતે તારી પાસે મોકલી દઉં એટલે નવી યાત્રા કરવા માટે એટલે દરજ્જે મોકળાશ થશે.

ત્યારે હવે પેલા બાવીસ માઈલ લાંબા રાજવનપથની પહેલાં વાત કરી દઉં. રાવળપિંડીથી શ્રીનગર જતાં છેલ્લા બે દિવસ રસ્તાની બે બાજુ સફેતા(Poplar)નાં જે ઝાડો જોયાં હતાં ત્યારે લાગ્યું હતું કે આટલી શોભા દુનિયામાં બીજે હોઈ ન શકે. અહીં તો દોઢદોઢસો ફૂટ ઊંચાં, વીસ કે ત્રીસ હજાર સીડરનાં ઝાડો, મોટા મોટા રાજપુરુષોની પેઠે, રસ્તાની બંને બાજુએ ઊભેલાં છે. એમને થાય છે કે તેઓ આપણું બાદશાહી સ્વાગત કરવા ઊભાં છે અને આપણને થાય છે કે એમની આગળ આપણે કેટલાં તુચ્છ પ્રાણી છીએ!

સીડરનું ઝાડ મૂળે જ ઘણું ઊંચું, સીધું જનારું, છતાં ઘટાદાર અને ખાનદાન. તેમાં જો એની કેમે કરીને ન ખૂટતી હાર બંને બાજુએ ઊભી હોય તો માણસની ભાવનાનું શું થાય! એમની વચ્ચે માણસ આખો દિવસ ચાલે તોયે પાર ન આવે. અમે તો મોટર વેગે દોડતાં હતાં છતાં અમારી ધીરજ ખૂટી.

ઈ.સ. ૧૬૨૫ની આસપાસ આ બાજુના એક ગવર્નરે આ વનવીથિની કલ્પના કરી હશે. અને વીસ વરસની મહેનતે ચાળીસ હજાર ઝાડો વાવ્યાં! જે ઝાડો નબળાં દેખાય અથવા મરી જાય, એને ઠેકાણે બીજાં વાવવાનાં. વાવાઝોડું આવે, અનેક ઝાડનો નાશ કરે, તો ફરી પહેલેથી તૈયારી કરવાની. એમ કરતાં કરતાં મહાવૃક્ષોની આ ફોજ અહીં કાયમ કરેલી છે. મધ્યકાલીન જમાનામાં ગમે તેવા માણસને આ રસ્તે જવાની છૂટ ન હતી. આજકાલ આવડો પહોળો રસ્તો પણ મોટરવહેવાર માટે સાંકડો નીવડ્યો છે. એટલે વચમાં વચમાં, આ વીથિની બહાર સમાંતર નવા રસ્તા કરેલા છે. જેના પર જતાં છાતી પરનું માનસિક દબાણ પણ કંઈક હળવું થાય છે અને આકાશ અલોપ થયું નથી એ આશ્વાસનનો સંતોષ મળે છે.

આ રાજવનવીથિને અંતે અમે નિક્કો પહોંચ્યાં. જાપાનનાં બધાં જ શહેરો સુઘડ અને આકર્ષક હોય છે. દુકાનોની સજાવટ એ તો જાપાનીઓની ખાસ કળા. મેં માન્યું હતું કે નિક્કો જઈને તરત કોઈ હોટેલમાં આરામ કરીશું. પણ ઈમાઈ-સાનની યોજના જુદી જ હતી. એક દુકાનમાં અમારો સામાન ઉતારી અમને સીધા સરોવર સુધી લઈ જવાનો એમણે મનસૂબો કર્યો હતો.

પ્રારંભમાં જ લાલ રંગનો એક કમાનદાર પુલ અમે જોયો, એની તળેની નદી કલરવ કરતી દોડતી હતી અને ઠંડા પાણીમાં પગ ધોવાનું આમંત્રણ આપતી હતી. ખબર પડી કે આ પવિત્ર પુલ ઉપરથી કોઈને જવા નથી દેતા. આ પુલ તો મંદિરો માટે બાદશાહી ભેટો લઈ આવનાર ગવર્નર જેવા રાજદૂતો માટે જ છે. અહીંનાં પુરાણો કહે છે કે એક પૂજારીને આ બાજુના એક પહાડ ઉપર પચરંગી વાદળાં દેખાયાં. ત્યાં જતાં રસ્તામાં એક નદી આડે આવી. પુરોહિતે બૌદ્ધ સૂત્રોમાંથી મંત્ર ઉચ્ચારતાંવેંત ત્યાં બે સર્પો પ્રગટ થયા – એક લાલ અને બીજો લીલો. એમણે સામસામી બાજુથી આવીને પોતાનો જ એક પુલ બનાવી દીધો.

આવો વિચિત્ર જીવતો પુલ વાપરવાની પુરોહિતની હિંમત ન ચાલી. એણે એક ખેડૂતની મદદથી પુલ પર ઘાસ પાથરી દીધું અને સામે કાંઠે ગયો.

આવી પૌરાણિક કથા ન હોત તોપણ આ પુલની અને આસપાસની શોભા જોવા માટે અમે થોડો વખત થોભ્યા વગર રહેત નહીં.

હવે અમે ધીરે ધીરે પહાડ ચડવા લાગ્યાં. કુદરતે કોઈ પણ ઠેકાણે મોળાશ રહેવા દીધી જ નથી. કોઈ ઠેકાણે સુંદર પાંદડાંનું આકર્ષણ તો કોઈ ઠેકાણે પતંગિયાંનું; કોઈ ઠેકાણે ઝરણાં બોલે અને અમને થોભાવે, તો કોઈ ઠેકાણે માથા પરનાં વાદળાંઓ અમારું ધ્યાન ખેંચી ડોકમાં દર્દ પેદા કરે! આખો રસ્તો અનેક અંગ્રેજી ઝેડ(Z)ના આકારનો. દરેક વળાંક ઉપર એનો ક્રમાંક અને ઊંચાઈ નોંધેલી છે. આવા વળાંકનો મુખ્ય લાભ એ છે કે ફરી ફરી દિશા ફેરવવી પડવાથી આગળપાછળ બંને બાજુનું તમે જોઈ શકો છો. પરિણામે વનશ્રીનું એકે પાસું નજરથી અણખેડેલું રહેતું નથી. જેમ જેમ ઉપર જઈએ તેમ તેમ હવા વધારે પ્રાણવાળી હોવાથી ઉત્સાહ વધારતી જાય અને નજર માટે કુદરતનો વિસ્તાર જેમ જેમ વધતો જાય તેમ તેમ સૃષ્ટિ સાથેના તાદાત્મ્યનો વિસ્તાર વધવાથી કેફ ચડતો જાય. ઉન્નતિ અને વિસ્તાર બેનું પ્રમાણ આમ સરસ સચવાય છે તેથી જ વિશ્વરૂપદર્શનની યોગ્યતા માણસમાં આવે છે. ગીતામાં ભગવાને અર્જુનને કહ્યું કે, તારાં રોજનાં ચર્મચક્ષુથી મારા વિશ્વરૂપનું તું આકલન ન કરી શકે. તને દિવ્યચક્ષુ આપું છું; તેમ જ કુદરત પણ આપણને અહીં કહે છે કે, 'મારો વિસ્તાર જો બે આંખે આકંઠ પીવો હોય તો એને માટે ઉન્નત શિખરો પણ પૂરાં પાડું અને ત્યાં તમારાં ફેફસાં માટે વિરલ-તરલ પ્રાણની પણ જોગવાઈ કરી દઉં.' અમને ઉપર પહોંચવાની ઉતાવળ હતી જ નહીં. કેમ કે વળાંકે વળાંકે નવું નવું દર્શનસુખ મળતું હતું.

પણ જ્યારે ઉપર પહોંચ્યાં ત્યારે ઉન્નતિક્રમનો એ બધો અનુભવ એક ક્ષણમાં ચળકતા સરોવરના વિસ્તારમાં ડૂબી ગયો. અને જાણે જન્માન્તર થઈને અમે એક નવી દુનિયામાં પ્રવેશ કર્યો. અમે ચાર હજાર ફૂટની ઊંચાઈએ પહોંચ્યાં હતાં અને છતાં સરોવરની આસપાસ ટેકરીઓની અછત ન હતી. ઈમાઈ-સાન કહે, "જરાક આરામ કરીને આસપાસનાં બૌદ્ધ મંદિરો જોવા ઊપડીશું." અમે નજીકના એક આરામગૃહમાં પહોંચ્યાં. એ વીશી ચલાવનારું કુટુંબ ગુરુજીના ભક્તોમાંનું એક છે. આરામગૃહ સરોવરને કિનારે આવેલું હોવાથી, ત્યાંથી દૃશ્ય સરસ દેખાતું હતું. ચિ. મંજુ જોડિયા દૂરબીન લઈને આરામગૃહના નાનકડા બગીચામાં પહોંચી ગઈ. રેવતીએ હોડીઓની મજા જોવા માંડી. એ રીતે એમને બેવડો લાભ થયો: કુદરતની શોભા એમને ધરાઈને પીવા મળી અને આગતાસ્વાગતા માટે આણેલી જાપાની ચા પીવાના સંકટમાંથી એ લોકો બચી ગયાં! એમની ખાતરી હતી કે ત્રણે પવાલાની કડવી ચા હું એકલો ખુશીથી ખાલી કરી દઈશ! ભક્તો સાથે વાર્તાલાપ કરી હું પણ બગીચામાં પહોંચ્યો. મેં પણ ચળકતાં પાણીનાં મોજાંઓ – ના, એ શબ્દ આકરો છે – પાણીની કરચલીઓ અને એની બદલતી ભાત જોઈ,

એટલામાં ઈમાઈ-સાને એક સુંદર કીમતી, રૂપાળો કાર્ડબોર્ડ મારી આગળ મૂકી ઈન્ડિયન ઈંકનો એક કૂચો મારા હાથમાં સોંપ્યો. ગૃહપતિ માટે એના ઉપર મેં નાગરી અક્ષરોમાં ઉપર 'नम् म्यो हो रेंगे क्यो' લખી એની તળે સત્ય અને અહિંસાના વિજયની કામના વ્યક્ત કરી. મારી આ સ્વાક્ષરી મેળવીને ભક્તો રાજી થયા, અને સરોવરની પેઠે ઝળહળતી એમની ભક્તિભીની આંખો જોઈને હું રાજી થયો!

અહીંથી અમે બૌદ્ધ મંદિરો જોવા નીકળ્યાં. જાપાનની ઉત્તમમાં ઉત્તમ કારીગરી અહીં દેખાય છે. મંદિર-કળાનાં દર્શન પ્રવેશદ્વારથી જ શરૂ થાય છે. પછી અંદરના બગીચા, એનાં નાનાંમોટાં કેળવેલાં ઝાડો, વચમાં વચમાં ગોઠવેલાં પથરાનાં ફાનસો, પગથિયાંથી માંડીને છેક છાપરા સુધી ઔચિત્યથી ઊભરાતાં મંદિરો, મૂર્તિઓ, ચિત્રો, વાસણો – કેટલી બધી સમૃદ્ધિ! એક મોટો ચોરસ કે ગોળ પથરો લઈને એમાં સામસામાં બે આરપાર કાણાં કરી, અંદર રાખેલા દીવાનો પ્રકાશ ચારે દિશાએ જઈ શકે એવી ગોઠવણવાળાં જાપાની ફાનસો આપણે ત્રણ વરસ પહેલાં પણ જોયાં હતાં. પ્રવેશદ્વાર આગળ બે બાજુ જેમ બે થાંભલા હોય છે અને એમને માથે પથરાની ટોપી હોય છે, એવી જ રીતે આ પથરાના ફાનસ ઉપર પણ એક ટોપી હોય છે. જાપાનની આ ખાસિયત ઉત્તરથી દક્ષિણ સુધી બધે જ જોવા મળે છે. જેમ પથરામાં કોતરીને આવાં ફાનસ બનાવે છે, તેમ જ કાંસાનાં પણ ફાનસ બને છે. અને અહીં તો એક પ્રાંતના સૂબેદારે પોતાના પ્રાંતની ત્રણ વરસની આવક ખરચીને લોઢાનાં બે મોટાં મોટાં ઊંચાં ફાનસો બનાવડાવી નિક્કોના એક મંદિરને આપ્યાં છે. એ જમાનામાં જાપાનમાં લોઢું દુર્લભ હતું.

એક ઠેકાણે એક મોટો લીસો પથરો જોયો, જે આકાશમાંથી પડેલી ઉલ્કાનો હશે. તે અહીં જોયો હતો કે બીજે, એ મનમાં સ્પષ્ટ નથી.

મૂર્તિઓમાં બુદ્ધ ભગવાનની કે બોધિસત્ત્વોની મૂર્તિ જુદી. એ શાંત, પ્રસન્ન અને – વિરાટ-કાય હોવા છતાં – સૌમ્ય દેખાય છે. જ્યારે બુદ્ધ ભગવાનના શિષ્યોની મૂર્તિઓમાં અનેક પ્રકાર હોય છે અને ઈંદ્ર, વિરોચન વગેરે દેવદાનવોની તેમ જ દ્વારપાળોની મૂર્તિઓ ઉગ્ર અને કોક કોક વાર વિકરાળ હોય છે.

એક એક મંદિર એટલે ધાર્મિક કળાનું સંગ્રહાલય. મંદિરના પૂજારીઓ અને ત્યાં રહેતા સાધુઓ ધીરગંભીર અને સ્વમાનનું મહત્ત્વ જાણનારા દેખાયા. જ્યારે આપણે ત્યાં અનેક મંદિરોમાં પૂજારીઓ દક્ષિણા માગતાં આપણને હેરાન કરશે એની જ ધ્રુજારી છૂટે છે. અહીંનાં મંદિરો સમૃદ્ધિમાં આપણાં મંદિરો કરતાં ઊતરતાં નથી. આપણા પૂજારીઓ ક્યારે સમજશે કે 'વણમાગ્યે મોતી મળે, માગ્યે મળે ન ભીખ'?

અહીં એક મંદિરના બગીચામાં, કેટલાંક ઝાડોની ડાળે ડાળે કપડાં અને કાગળનાં ચીંથરાં બાંધેલાં દેખાયાં – જાણે કોઈ મધ્યકાલીન લડવૈયો શરીરને તસુએ તસુએ ઘાયલ થયો હોય! કુતૂહલથી એ ચીંથરાંનો અર્થ પૂછતાં એક રમૂજી રિવાજ

જાણવા મળ્યો : જે પ્રણયી યુગલો, પરણવાનો નિશ્ચય કર્યા છતાં, ઘરનાં કે બહારનાં વિઘ્નોને કારણે ઝટ પરણી શકતાં નથી, તેઓ આ ઝાડ તળે આવીને પ્રાર્થના કરે છે અને પરણ્યા પછી ભેટ તરીકે, આ ચીંથરાં ડાળે ડાળે બાંધે છે. અહીં આવાં ચડાવેલાં આટલાં બધાં ચીથરાં જોઈ શ્રદ્ધા કહેતી હતી કે અહીં કરેલી પ્રાર્થના સફળ થતી જ હશે.

(અહીં કોઈ એવી અભદ્ર કુશંકા ન ઉઠાવે કે પ્રાર્થના કર્યા છતાં જેઓ ઝટ પરણી ન શકયાં એવાં યુગલોની સંખ્યા માપવાનું સાધન તમારી પાસે કયાં છે?)

એ પરિણયોત્સુક અસંખ્ય યુગલો પ્રત્યે મનમાં સમભાવ આણી અમે એ ઝાડો તરફ આદરની નજર નાખી.

ખબર પડી કે પાસેના એક સરોવરનાં વધેલાં પાણી દોડીને બે ભૂસકે, આપણા ચુઝેન્જી સરોવરને મળે છે. જે પ્રતિગ્રહ સ્વીકારે છે એણે દાન કર્યે જ છૂટકો, એટલે આપણા ચુઝેન્જી સરોવરે, પચીસ ફૂટ પહોળા એક પરીવાહ દ્વારા, વધેલાં પાણી છોડી દેવાની ગોઠવણ કરી છે. સરોવર જોવા અમારે જેટલી ઊંચાઈ ચડવી પડી એટલી જ ઊંચાઈ ઊતરવાની જવાબદારી આ પરીવાહને માથે આવી પડી. જીવનને વળી બીક શાની? એને તક મળી કે એણે પહેલો જ ભૂસકો ત્રણસો ત્રીસ ફૂટનો માર્યો! ત્યાર પછી એવા જ નાનામોટા પ્રપાતોનાં પાણી ભેગાં કરી એણે ખેલતાંકૂદતાં આગળ જવાનું પસંદ કર્યું. આ ભૂસકો તે પ્રખ્યાત કેગોન પ્રપાત. આની શોભા જોવા દેશપરદેશના અસંખ્ય લોકો અહીં ભેગા થાય છે.

જાપાની લોકોની વિજ્ઞાનવિદ્યા અને કળારસિકતા બંનેના સંજોગથી આ તળાવ-ના બેવડા દર્શનની સરસમાં સરસ સગવડ થઈ છે. સરોવરની બાજુએથી એક રસ્તો આપણને એક ભોંયરાના મોઢા તરફ લઈ જાય છે. આપણે કોલરની સોનાની ખાણ જોવા ગયેલાં, ત્યાં જેમ એક લિફ્ટ જેવું પારણું અથવા ઓરડી, વીજળીની મદદથી પૃથ્વીના પેટમાં લઈ જાય છે, તેવી જ અહીંની વ્યવસ્થા છે. ટિકિટ ખરીદીને ઓરડીમાં પ્રવેશ મેળવ્યો કે તરત 'એ ઘર્ર્ર્ર' કરતાંની સાથે એણે અમને તળિયે પહોંચાડી દીધાં. હવે ટેકરીના પેટમાંથી બહારની બાજુ નીકળવા માટે એક બોગદું પસાર કરવાનું હતું. એટલું ચાલ્યાં અને અમે એક પ્લૅટફૉર્મ – માંચડા – પર પહોંચી ગયાં. ત્યાં પહેલી શોભા દેખાઈ નાહન પ્રપાતની. એકદમ નજીકથી એની શોભા અને ગર્જના અનુભવ્યા પછી અમે જમણી બાજુએ જોયું. ત્યાં હાથીની સૂંઢની પેઠે લટકતો કેગોન પ્રપાત અમે જોયો. એ સુંદરતાને બીજી ઉપમા આપવી મુશ્કેલ છે. હાથીની સૂંઢ ઉપરથી પહોળી અને નીચે સાંકડી હોય છે. આ શોભા એથી ઊંધી હતી એ ખરું. પણ હાથીના ગંડસ્થળેથી જે ઠાઠથી સૂંઢ લટકે છે, એ જ ખૂબીથી આ ધોધ ઉપરથી નીચે પડે છે.

આવડો વિક્રમ કર્યા પછી, અનેક આકાર ધારણ કરી, એનાં પાણી નીચે ભૂસકા મારતાં જાય છે અને આખી ખીણને નિનાદિત કરે છે. આસપાસની વનશ્રી પણ એ ભવ્યતામાં ઉમેરો જ કરે છે. કેગોન પ્રપાતનું એનાં બાલબચ્ચાં સાથે

નિરીક્ષણ કરવા માટે આ સ્થાન જેણે પસંદ કર્યું તે સ્વભાવે ભારે રસિક કવિ જ હોવો જોઈએ. એનું કૃતજ્ઞતાપૂર્વક તર્પણ કર્યા વગર આ સ્થાન છોડાય એમ ન હતું.

આ સ્થળમાં ઊણપ એક જ હતી અને તે એ કે પગથિયેથી ધોધનું નિરીક્ષણ કરતાં, જેમાંથી એ ધોધ નીકળે છે તે સરોવરનું દર્શન અહીંથી થતું નથી. એ ઊણપ દૂર કરવા માટે આપણા નિસર્ગ-પ્રેમી કવિએ બીજું એક સ્થાન પસંદ કર્યું, એટલું જ નહીં પણ ત્યાં જવા માટે ફરીથી વિજ્ઞાનની મદદ લઈ, એક કાવ્યમય ઉપાય પણ શોધી કાઢયો. એની વાત પણ કરવા જેવી છે.

અમે બોગદામાં ફરી પ્રવેશ કર્યો અને વીજળીના પારણામાં બેસી ઉપર પહોંચ્યાં. ત્યાંથી એક ટેકરીના માથાથી બીજી ટેકરીના માંથા સુધી લોઢાના તારોનાં બનાવેલાં મોટાં રાંઢવાં તાણેલાં હતાં. એને આધારે, આવતી અને જતી એવી બે ઓરડીઓ ટીંગાડેલી હતી. વીજળીની મદદથી એક ઓરડી આ છેડેથી સામે છેડે પહોંચે, એટલામાં સામે છેડેની ઓરડી આ છેડે આવી જાય. એવી એક ઓરડીમાં બેસીને અમે ચાલ્યાં. અર્ધે રસ્તે ગયાં એટલે નીચે ખીણમાં જોતાં, કશો ડર ન હોવા છતાં, સ્વાભાવિક રીતે મનમાં વિચાર આવ્યો કે 'રાંઢવું તૂટી જાય તો?' હવાઈજહાજમાં ઊડવાને ટેવાયેલા હોવાથી એ વિચારને કંઈ મહત્ત્વ ન હતું. નીચે ઊંચાં ઊંચાં વૃક્ષોની ગીચ ભીડ જોઈને મનને થોડું આશ્વાસન પણ મળ્યું કે ઓરડી તૂટી પડે તોયે એના અને અમારા ચૂરેચૂરા કદાચ ન પણ થાય. આ બધાં ઝાડો પોતાનાં ગાત્ર અને પ્રાણ અર્પણ કરીને અમને જિવાડી શકશે.

સામે સ્થાને પહોંચ્યા પછી ચુઝેન્જી સરોવર, એમાંથી પડતો કેગોન પ્રપાત અને આસપાસનો વિસ્તીર્ણ પ્રદેશ એકસામટાં દૃષ્ટિગોચર થવાથી કુદરતનું સમસ્ત સૌન્દર્ય પ્રમાણશુદ્ધ દેખાવા માંડયું.

હૈયું કહેતું હતું 'ધન્ય ધન્ય!' અને આંખો કહેતી હતી 'અમારું મોઢું ભાંગી ગયું.' સાંજનો વખત પણ થતો હતો. એટલે અમે ઝપાટાભેર નીચે ઊતરવાની તૈયારી કરી. એને માટેની જે વીજળીની ટ્રામની વાત આ કાગળના પ્રારંભમાં કરી છે તે ટ્રામ એક ખાનગી કંપનીની છે. મોડું થાય તો આજને માટે એ બંધ થાય એ બીકે પણ અમારે ઉતાવળ કરવી પડી. અમે ટ્રામને સ્ટેશને પહોંચ્યાં, ત્યારે નીચેથી ઉપર આવેલી એક ટ્રામ નીચે જવાની તૈયારીમાં જ હતી. અમારે બહુ થોભવું ન પડયું. આ ટ્રામનો ઉતાર એટલો આકરો હતો કે એના પ્રમાણમાં ઉટાકમાંડ, દાર્જિલિંગ કે સિમલાની પહાડી ટ્રેન કંઈ જ વિસાતમાં નથી. સ્વિટ્ઝર્લૅન્ડમાં આપણે કોહથી રોશેર દ નેય ગયાં હતાં એ પહાડી રેલવેને જોઈ આ ચડાણની સહેજસાજ કલ્પના આવી શકે. એના કરતાં પણ વધારે સારી કલ્પના બૅકવર્ડ ક્લાસિક કમિશનના દિવસોમાં આપણે પશ્ચિમ હિમાલયમાં જે અનુભવ કર્યો હતો તેનાથી આવશે. પણ એનું વર્ણન કરવા બેસું તો અહીં રાત પડી જાય અને વખતસર હોટેલ ભેગા થવાય નહીં. આ રસ્તો બારસો મીટરનો છે અને

એનું ચડાણ વધારેમાં વધારે સાડત્રીસ અંશ જેટલું આકરું છે. એમાં એક પુલ છે. જે બસો મીટરનો છે. આ આખી ખીણની 'મનભાવન' શોભા નિહાળી નીચે પહોંચ્યાં ત્યાં આગળથી મોકલેલી અમારી મોટર રાહ જોતી જ હતી.

હોટેલ પહોંચીને ખાધુંપીધું, પણ સ્વપ્નસૃષ્ટિ ઉપર રાજ કરવા જેટલી પણ ભેજામાં મોકળાશ ન હતી. અને બીજે દિવસે નિક્કોનાં મંદિરો અને એની આસ-પાસનાં ઊંચાં ઊંચાં વૃક્ષો જોવાનાં હતાં જ. એમાં પગે ચાલવાનું અને ચડવાનું ઘણું, એટલે એને માટે પણ મનની તૈયારી કરવાની હતી. માટે એવાં તો કસીને ઊંઘ્યાં કે સવાર સુધી દુનિયા જાણે અલોપ થઈ ગઈ હતી.

*

બીજે દિવસે પહેલી ઑગસ્ટ હતી. એટલે કેટલીયે વસ્તુઓ એ તારીખના સ્મરણ સાથે યાદ આવી. લોકમાન્ય ટિળકનું અવસાન અને રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહનો પ્રારંભ આ દિવસે જ થયો હતો. એટલે સવારની પ્રાર્થના પછી મેં મંજુને અને રેવતીને આ દિવસનું માહાત્મ્ય સમજાવ્યું. મંજુ કહે કે, એનો પોતાનો જન્મદિવસ પણ આ જ મહિનામાં છે. અહીંના હોટેલવાળા પણ ગુરુજીના ભક્ત હતા એટલે એમની સાથે થોડીક વાતો કરી, આઠ વાગ્યે અમે પેલા પવિત્ર લાલ પુલ પાસે પહોંચી ગયાં. આજે મોટરનો ઉપયોગ થઈ શકે એવું હતું નહીં અને ચડવા-ઊતરવાનું ઘણું, એટલે કોક વખતે ઈમાઈ-સાનનો અને કોક વખતે મંજુ કે રેવતીના ખભાનો ટેકો લેવો પડતો. અને કોક વખતે તો પગથિયાં ચડતાં કે ઊત-રતાં બંને બહેનોના ખભાનો એકસામટો ઉપયોગ કરતો. સારું થયું કે સવારે કોઈ ફોટોગ્રાફરો ન હતા કે એ દૃશ્યનો ફોટો પાડી મને શરમાવે!

નિક્કોનાં મંદિરોનું ધરાઈને વર્ણન લખું એવો વિચાર હતો. પણ હવે લાગે છે કે એને પહોંચી વળી ન શકું. જાપાનના રાજવીઓ, રાજપુરુષો, પુરોહિતો અને ભાવિક લોકોએ મળીને સૈકાઓ સુધી પોતાની ભક્તિ, અભિરુચિ, કળારસિકતા અને આખા જીવનની સંસ્કારિતા જેમાં ઠાલવી છે અને કુદરતની ભવ્યતાને જરા સરખી આંચ આણ્યા વગર જ્યાં એમાં ઉમેરો જ કર્યો છે, એનું વર્ણન ક્યાં સુધી કરવા જાઉં? અહીંનાં મંદિરોના રંગીન ફોટાની ચોપડી તારી આગળ મૂકી પ્રત્યક્ષ સમજાવવા બેસું ત્યારે જ મને સંતોષ થાય. એક એક મંદિરનાં જાતજાતનાં છાપરાંઓનું વર્ણન કરું તોપણ એક નોખો કાગળ એની પાછળ જ જાય. આપણાં મંદિરોમાં જેમ બધી કળા શિખરો પાછળ અને એની તળેની દીવાલો પાછળ ખરચાય છે, તેમ જાપાની લોકો બહારનાં, અંદરનાં અને આસપાસનાં પ્રવેશદ્વારો ઉપર બધી કળા ઠાલવી દે છે. એ દ્વાર ઉપરનાં છાપરાં એટલાં ઊંચાં, પહોળાં અને જાડાં હોય છે કે એમનો બોજો સહન કરવા માટે જાડા જાડા થાંભલાનો આશ્રય લેવો પડે છે. આવા એ થાંભલા પોતાની આસપાસ ગમે તેટલી કારીગરી સમાવી શકે છે. કહેવાય છે કે પ્રવેશદ્વારની આ કળા જાપાનીઓએ ચીન દેશથી આણી છે. એ ગમે તેમ હો, એમાં એમણે પોતાનું વ્યક્તિત્વ રેડી એને પૂરેપૂરી પોતાની

બનાવી છે. પ્રવેશદ્વાર સાથે દ્વારપાળો હોય જ. બે બાજુની દીવાલ ઉપર પશુ-પક્ષીઓ કોતરેલાં અને ચીતરેલાં હોવાનાં. 'અશુભ કશું ન સાંભળવાનું, ન જોવાનું, અને ન બોલવાનું વ્રત લેનારા વાંદરા મૂળે અહીંના સ્થાપત્યમાંથી જ લીધેલા છે. પૂજ્ય બાપુજીએ એ વાંદરાને પોતાના ગુરુ કર્યા એટલે ભારતના ચિત્રકારોએ પણ એમને આપણા દેશમાં લોકપ્રિય બનાવ્યા. આ મંદિરોનો ઈતિહાસ સાંભળવા બેસીએ ત્યારે જાપાનનો લગભગ હજાર વરસનો ઈતિહાસ નજર આગળ, ઓછે-વત્તો, પ્રત્યક્ષ થાય છે. એક ઠેકાણે એક કાંસાનો મોટો સ્તંભ ઊભો છે. એના ઉપરની નાની નાની કિંકિણીઓ ભક્તોને આમંત્રે છે અને ભૂતપિશાચને હાંકી મૂકે છે. એની પાસે કાંસાનાં બે મોટાં ફાનસો છે. ત્રણ શહેરનાં રેશમના વેપારીનાં મહાજનોએ એ અહીં અર્પણ કર્યાં છે. રેશમના વેપારીઓની જાત ઊંચી ગણાતી નહીં એટલે એ ફાનસો અંદરના આંગણામાં મૂકવામાં ન આવ્યાં!! આ મંદિરો વચ્ચે એક સુંદર મકાન છે જેમાં જૂનામાં જૂના ધર્મગ્રંથો સંઘરી રાખેલા છે.

કેટલાંક મંદિરોમાં અંદરનાં દીવાનખાનાં એટલાં બધાં પહોળાં છે કે એ ભરી કાઢવા કેટલેય દૂરથી સાધુઓને બોલાવવા પડતા હશે! મંદિરો વચ્ચે અથવા ઝાડીની અંદર કેટલાક રાજાઓનાં અને સરદારોનાં મજાનાં કબરસ્તાનો પણ છે. પણ એ જાણે આમતેમ સંતાડીને રાખ્યાં હોય એવાં જ લાગે છે.

હમણાં હમણાં — એટલે કે ત્રીસચાળીસ વરસ પહેલાં — અહીં એક મોટું સંગ્રહાલય બાંધવામાં આવ્યું છે. આને લીધે ભેટ ચડાવેલી નાનીમોટી મહત્ત્વની અને અદ્વિતીય વસ્તુઓ એક ઠેકાણે મૂકવાની અને અભ્યાસવાની સગવડ થઈ છે.

આટલી બધી ભવ્યતાની સંસૃષ્ટિ જોયા પછી કહેવું પડે છે કે આ ઊંચીનીચી ટેકરીઓ ઉપર ઊગેલાં, પુરાણપુરુષ જેવાં ભવ્યતર વૃક્ષો આગળ માનવી-ભવ્યતા કેવળ વામનાવતાર જ છે. એ બધાં વૃક્ષો મુરબ્બીને છાજે એવા આશીર્વાદ આપી વાત્સલ્યભાવે એને પોપતા હતા.

ગૌતમ બુદ્ધે તપસ્યા કરી માનવહિતનું ચિંતન કર્યું અને ઊંડી તપશ્ચર્યાને પરિણામે જે સત્ય એમને જડયું તેનો ચાળીસ વરસ સુધી ગયા અને બનારસ વચ્ચેના પ્રદેશના લોકોમાં પ્રચાર કરી, અનેક રીતે માનવી આગળ એમણે સ્પષ્ટ કર્યું. એમના એ સત્યનું અને સંકલ્પશક્તિનું કેવડું અમોઘ વીર્ય કે એમના સ્વપ્નમાં પણ ન હોય એવડા વિસ્તીર્ણ ભૂખંડમાં, જમાનાઓ સુધી, અનેક વંશના અસંખ્ય લોકોએ, અનેક ભાષામાં એનો પ્રચાર ચલાવ્યો, અને અનેકવિધ જીવનોનો ઉદ્ધાર કર્યો! આજે આપણે એક કાને સાંભળેલી વસ્તુ બીજે કાને કાઢી નાખીએ છીએ. અને કોઈ પણ વિચારનો — એ વાસી થયો એટલા જ ખાતર — અનાદર કરીએ છીએ, ત્યારે આખો જન્મારો કષ્ટ વેઠી, ભારતનું ધર્મજ્ઞાન ચીનમાં લઈ જનારા-ઓની, ત્યાંથી એ કોરિયામાં દાખલ કરનારાઓની અને એ બન્ને દેશમાં ખાસ જઈ એને પોતાના દેશમાં લઈ આવનાર જાપાની બૌદ્ધોની શ્રદ્ધા કેટલી અજરામર

ખરચી નાખ્યું! કવિઓ શું અને કળાકારો શું, ગાયકો શું અને ચિત્રકારો શું, વૈરાગ્યશીલ સાધુઓ શું અને ઉત્સવપ્રિય ગૃહસ્થાશ્રમીઓ શું, એક સાદા નક્કર ઉપદેશને શણગારવામાં, એને હૃદયંગમ કરવામાં અને પેઢીદરપેઢી એનો વિકાસ કરવામાં બધાએ કૃતાર્થતા માની!

નિક્કોનું સંસ્કારધન આવી રીતે નિહાળી અમે બપોરે અહીંથી ઊપડયાં. અને એક ઘણી જ સગવડવાળી અને રૂપાળી ટ્રામમાં બેસી સિત્તેર માઈલની મુસાફરી કરી તોકયો પહોંચ્યાં. અહીં ઝાઝું થોભવું ન હતું તેથી અમે અમારા જૂના મુકામે પણ ન ગયાં, પણ એક ભક્ત દુકાનદારને ત્યાં જમીને સ્ટેશને પહોંચી ગયાં; કેમ કે સાંજ સુધી અમારે નાગાઓકા એ શાન્ત સુંદર જગ્યાએ પહોંચીને દોઢ દિવસનો આરામ કરવો હતો. તોકયોમાં દુકાનદારની દીકરી સુમીકો-સાને અમને હેતપૂર્વક જમાડયાં.

તોકયોનો કલાક બે કલાકનો અમારો મુખ્ય આનંદ તો અમને મળેલા ઘરના કાગળોનો હતો. તા. ૨૨, ૨૩, ૨૪ના તારા કાગળોનો જવાબ તો લખી ચૂકયો છું. હવે જે તારા ત્રણ કાગળો મળ્યા એમાંથી એક ટાઈપ કરેલો હતો. ટાઈપિંગ છે સરસ, પણ હું માનું છું કે આ તબિયતમાં તારે મુદ્રાલેખનની મીઠી મહેનત પણ ન કરવી.

ચિ. અવનિના બે કાગળો છે. એક મંજુ પર અને એક મારા પર. મંજુ અને અવનિ એકબીજામાં એટલાં બધાં ઓતપ્રોત છે કે બન્ને પ્રત્યે મારા મનમાં એકસામટો વાત્સલ્યભાવ જાગે છે.

પંડિત સુંદરલાલજી તોકયો પહોંચી ગયા છે. હવે પરિષદની તૈયારીની સમિતિમાં મારું સ્થાન તેઓ લેશે. રામેશ્વરીજી પાંચમી કે છઠ્ઠીએ આવશે.

અનુભવ બતાવે છે કે ઈમાઈ-સાનને સરનામે મોકલેલા કાગળો અમને વહેલા મળે છે. એટલે અવનિ જો દિલ્હીથી પાછા આવ્યા હોય તો તેમને ફોન પર કહેજે કે ઈમાઈના સરનામે જ કાગળો મોકલે.

ચિ. બાળનો એક કાગળ હતો. એટલે રેવતી હવે પ્રસન્ન છે. એણે સિદ્ધાર્થનું વજન તો લખ્યું. પણ એ બરાબર છે કે ઓછું છે એની શી રીતે ખબર પડે? તારા કાગળમાં ડૉ. શરદબહેનનો અભિપ્રાય કે 'સાડા બાર રતલનું વજન બરાબર છે', વાંચીને રેવતી ખુશ થઈ ગઈ.

ચિ. વસંતને નિશાળમાં રેંટિયો ચલાવવાનો હોય છે અને એમાં એને ખૂબ રસ પડે છે એ જાણી આનંદ થયો. એના ઍટલાસમાં અમારી મુસાફરીનાં સ્થાનો એને બતાવજે અને કહેજે કે જેમ યુરોપની પશ્ચિમે બ્રિટનના ટાપુઓ છે; તેમ એશિયાની પૂર્વે જાપાનના બેટો છે. અને બંને દેશની પ્રજાઓ બાહોશ અને પુરુષાર્થી છે.

ઈમાઈ-સાન અમારી બધી કાળજી સરસ રાખે છે અને દરેક ઠેકાણે, ટૂંકામાં ટૂંકા શબ્દોમાં જરૂરી માહિતી પણ પૂરી પાડે છે. કાલે અમે એક બોગદામાંથી

પસાર થતાં હતાં. તરત એમણે આવીને કહ્યું કે 'અમારા દેશમાં આ સૌથી મોટું બોગદું છે.'

જાપાન દેશ જ એવો છે કે એક બોગદામાંથી પસાર થઈએ કે સમુદ્ર દેખા દે છે. એને કિનારે એકબે શહેરો અને ગામડાં, થોડીક મજાની ખેતી, કેટલાક બગીચાઓ – ફરી પહાડ અને ફરી બોગદાંઓ – આવી રીતે જાણે કુદરતનાં ચિત્રોની મંજુષા(આલબમ)નાં પાનાં જ ફેરવીએ છીએ.

આ રીતે અહીંના બધા દિવસો આનંદમાં પસાર થાય છે. ચિ. મંજુ અને રેવતી બંને ખુશીમાં છે. મુસાફરીમાં એકબીજાને બતાવવાનું અને ચર્ચવાનું તેમ જ વિનોદ કરવાનું એટલું બધું હોય છે કે હવે અમારી વચ્ચે છૂટથી વાતો કરતાં કશો સંકોચ રહ્યો નથી.

જેમ પાર્થિવપૂજાને અંતે માનસપૂજાનો વારો આવે છે અને તે પાર્થિવપૂજા જેટલી જ ઉત્કટ બને છે; તેવી જ રીતે અઢાર કે વીસ વરસ સુધી સાથે મુસાફરી કર્યા પછી હવે તું મારા પત્રો વાંચીને મુસાફરીનો માનસિક આનંદ ઉત્કટ રીતે મેળવી શકીશ એવો મારો વિશ્વાસ છે.

ત્રણ વાગ્યે અમે તોકયોના મુખ્ય રેલવે સ્ટેશન ઉએનો(Ueno)થી ઊપડયાં અને સાંજે સવા પાંચે નાગાઓકા પહોંચ્યાં છીએ. અહીં અમને જમવાનું બહુ સરસ મળ્યું. મચ્છરદાની વાપરવી પડી.

અહીં અમે ખૂબ આરામ કર્યો. આતશબાજીનો દિવસ હોવા છતાં અમે એ જોવા ગયાં નહીં અને એનો અમને ખરખરો પણ નહીં થયો.

## ૧૬. નાગાઓકાની જલચરી

નાગાઓકા,
૩–૮–'૫૭

નિક્કોના બે દિવસના મીઠા પણ સખત અને ઉત્તેજક પરિશ્રમ પછી દોઢ દિવસનો આરામ લેવાને અમે પૂરેપૂરાં હકદાર હતાં. એટલા ખાતર તો તોકયોમાં વખત ન ગાળતાં અહીં નાગાઓકા સુધી આવી ગયાં. અહીંની હોટેલ; ઘણી સારી જગ્યા પસંદ કરીને એના પર બાંધેલી છે. જાપાની લોકો ઘર બાંધતી વખતે આસપાસની ટેકરીઓની શોભા, પવનની દિશા, દૂરનાં તેમ જ નજીકનાં ઝાડો, પાણીના પ્રવાહો અને એ પરના પુલો – બધાંનો વિચાર કરી ઘર કેમ બાંધવું, એનું મોઢું કઈ તરફ રાખવું એ બધું નક્કી કરે છે. પછી કુદરતની શોભા આણવા માટે આંગણામાં ઠેકઠેકાણે ગોળમટોળ પથરાઓ ગોઠવી દે છે. કોક ઠેકાણે એમના ઉપર, તો કોક ઠેકાણે એમની વચ્ચે થઈને ચાલવાની કેડીઓ ગોઠવે છે. ઝાડોની ડાળો પણ આખી શોભાને પોસાય એવી રીતે જ ઊગવી જોઈએ. અમુક ઝાડોને નાગાં

રહેવા નથી દેતા. થડને અને ડાળોને ઘાસ વીંટી એના ઉપર તાર બાંધી દે છે. કેટલો બધો પુરુષાર્થ કેવળ શોભા પાછળ ખરચે છે! એ આખા પુરુષાર્થની એમનાં જીવન પર પણ અસર થાય છે અને એમાં અમુક ઠાવકાઈ સ્વાભાવિક થઈ જાય છે. બહેનોની રીતભાતમાં એ ખાસ દેખાઈ આવે છે.

નાગાઓકાની જે હોટેલમાં અમે રહ્યાં છીએ, એ એક ડોશીમાએ ત્રીસ વરસ પહેલાં ખોલી હતી. ડોશીમા – જેને બધાં ઓબાસાન કહે છે – હવે નેવું વરસનાં થયાં છે. એમનાં દીકરી હવે બેત્રણ હોટેલો ચલાવે છે. અમે રહીએ છીએ એ હોટેલ નાની છે. અહીં અમારા ખોરાકની સગવડ વધારે સારી રીતે સચવાય છે.

દોઢ દિવસ અમે નાહવું, ખાવું અને સૂવું એ ઉપરાંત કશું ન કરત તોપણ ચાલત. છતાં જાપાનનાં બે મહત્ત્વનાં છાપાંના પ્રતિનિધિઓ અહીં મળવા આવ્યા. મેં પણ નાનપણથી વખતોવખત વૃત્તવિવેચકનું – એટલે કે છાપાના તંત્રીનું કામ કર્યું હોવાથી પત્રપ્રતિનિધિ પ્રત્યે મારા મનમાં સહાનુભૂતિ હોય છે. અજાણ્યા દેશમાં ભાષાની મુશ્કેલીને કારણે જનસંપર્ક સાધવો મુશ્કેલ હોય છે. પત્ર-પ્રતિનિધિઓ દ્વારા એ મુશ્કેલી ઘણે ભાગે દૂર થાય છે, એટલે એવી તક મળ્યે હું છોડતો નથી. આ લોકો થોડાક મહત્ત્વના સવાલો પૂછે છે અને જતાં પહેલાં ફોટો પાડતાં ભૂલતા નથી. જાપાનમાં જાણે દરેક પાસે કૅમેરા હોય જ છે. કોઈ પણ માણસ – છોકરો કે છોકરી પણ – કૅમેરા વગર બહાર નીકળતાં જ નહીં હોય! અહીં કૅમેરા પણ ઘણા જ સસ્તા મળે છે. પત્ર-પ્રતિનિધિઓ સાથે બીજી ઑગસ્ટે આ જે વાતો થઈ તે ગમે તેટલી મહત્ત્વની હોય તોયે કાગળમાં એનો વિસ્તાર કરવાનું મન નથી થતું. કેમ કે આના પછી અમે જે જળચરી (ઍક્વેરિયમ) જોવા ગયાં હતાં, તેનું વર્ણન મારે વિસ્તારથી આપવું છે.

બપોરના આરામનો કંટાળો હાંકી કાઢવા માટે અમને સમુદ્રકિનારે લઈ જવાનું ઈમાઈ-સાને નક્કી કર્યું. એમણે અમને પહેલેથી કહ્યું નહીં કે ત્યાં જોવાનું શું છે. કિનારે પહોંચ્યા પછી એમણે ટિકિટો કઢાવી ત્યારે પણ મેં એમ જ માન્યું કે વાફર(સ્ટીમ લૉંચ)માં બેસીને થોડી સહેલ કરવાની હશે. પણ નીકળ્યું જુદું જ અને ઘણું મજાનું.

અહીં સમુદ્રકિનારે, એક ખાસ ઢંગની જળચરી (aquarium) છે. ધાર્યા કરતાં તે વધુ મોટી અને આકર્ષક નીવડી.

સૌથી પહેલાં એક ઊંડા હોજમાં બિરાજતા એક બતકે અમારું સ્વાગત કર્યું. સ્વાગત સમિતિના અધ્યક્ષને છાજે એવો એનો રોફ હતો. એ હોજની અંદર, પાણીમાં, મોટા મોટા છ કાચબા હતા. પોતાની પીઠની ઢાલના અભિમાન સાથે તેઓ કૂર્મગતિએ આમતેમ ફરતા હતા! આવડા મોટા કાચબાની પીઠ આપણે ત્યાં ઠીક ઠીક ઊંચી ગુંબજ જેવી હોય છે. એના પ્રમાણમાં અહીંના આ કાચબાની પીઠ કંઈક સપાટ જણાઈ. પ્રમાણમાં એમનો રોફ એટલો ઓછો.

આગળ જતાં, સમુદ્રની અંદર, એક જાળી ઉપરથી નીચે સુધી લટકતી રાખી અમુક ભાગ તળાવ જેવો બનાવેલો છે. એમાં કેટલાંક મોટાં મોટાં માછલાં તરતાં દોડતાં, માથું નીચું ઘાલીને પૂંછડીથી પાણી ઉછાળતાં હતાં. એમની એ ગતિ અને રમત ખાસ જોવાલાયક હતી. વહેલ નામના મત્સ્યેશ્વર પણ મોટા સમુદ્રમાં આવી જ રીતે પાણીની પિચકારી ઉડાડે છે.

કિનારા પાસે પણ પાણી ઠીક ઠીક ઊંડું હતું. એમાં લોઢાની જાળી વતી બનાવેલો એક હોજ લાકડાના કકડા વતી લટકતો હતો. આ જાળીદાર હોજમાં નાની નાની માછલીઓ સુરક્ષિતપણે નાચતી હતી. જાળીનું રક્ષણ ન હોત તો માત્સ્ય-ન્યાયને અનુસરીને મોટી માછલીઓએ એમને જોતજોતામાં હોઈયાં કરી નાખી હોત. આવા બેત્રણ હોજ અથવા જળ-કમરાની અંદર રહેતી માછલીઓની રમતો જોઈ અમે ડાબી બાજુની એક વિશાળ છાપરીમાં પહોંચ્યાં. મદ્રાસના બીચ પરની અને મુંબઈના મરીનડ્રાઈવ ઉપરની જળચરીઓની પેઠે આ ઠેકાણે, કાચના મોટા મોટા હોજમાં, હવા-પાણી અને પ્રકાશની સગવડ વહેતી મૂકી, એમાં જાત-જાતનાં માછલાંઓ રાખેલાં હતાં. મદ્રાસ કે મુંબઈમાં જળચરોની જેટલી વિવિધતા છે તેટલી અહીં નહીં હોય, પણ આપણે ત્યાં નથી એવાં કેટલાંયે નવનવા પ્રકારનાં જળચરો અમે જોયાં.

જૂના વખતમાં એ બધાંનાં નામો, એમનો સ્વભાવ, એમની ખાસિયતો, સમુદ્રમાં કેટલા ઊંડાણમાં તેઓ મળે છે, હાથમાં પકડવા જતાં વીજળીનો આંચકો આપનારાં કયાં કયાં છે, વગેરે બધું મેં વિગતવાર જાણી લીધું હોત. પણ હવે તો આ જાતના જ્ઞાનમાં ઉમેરો કરવાનું સૂઝતું નથી. માછલાંઓનો રંગ, આકાર અને એમની વિધવિધ મત્સ્યગતિ જોઈને મારો કલાત્મા સંતોષ માને છે; અને મારી સહાનુભૂતિ એમના જળ-જીવનમાં પ્રવેશ કરી એમનો જીવનાનંદ સમજવા તેમ જ મેળવવા મથે છે. બૌદ્ધિક જ્ઞાનાનંદે હવે અદ્વૈતાનંદનું હાર્દિક સુખ માણવાનું પસંદ કર્યું છે.

આમ બધે ફરીને અનેક પ્રકારનાં માછલાંઓ, કરચલાઓ, શંખલાઓ, સમુદ્ર-સર્પો, અર્ણવાશ્વો (Sea horses) અને ભયાનક લાગતાં 'ઑક્ટોપસો' જોઈ અંતે ધરાયાં. આ જળચરી જોવા ઢગલાબંધ જાપાની છોકરા-છોકરીઓ ઊભરાયાં હતાં. એમને પણ એટલા જ કુતૂહલથી અમે જોયાં અને આગળ ચાલીને કિનારાની દક્ષિણ બાજુએ પહોંચ્યાં. ત્યાં મોટાં માછલાંઓને નાનાં માછલાં ખવડાવવાની રમત જોવા માગનાર લોકોની સગવડ ખાતર એક ભાઈએ દુકાન ખોલી છે. અમારા મેજબાને ત્યાંથી થોડાંક મરેલાં માછલાં ખરીદ્યાં. એ લઈને એક પછી એક માછલી એ પાણીમાં ફેંકતા જાય. અને તે ખાવા માટે પડાપડી કરનાર મોટાં માછલાંઓ તરફ અમારું ધ્યાન ખેંચતા જાય. મોટાં માછલાં પોતાના કરાળ દાંતમાં નાનાં માછલાં પકડી ચટ્ટ કરી જાય એ રમત આકર્ષક ખરી, પણ અમને ઝાઝું રોકી ન શકી.

સાંજનો પાંચ વાગ્યાનો વખત હતો. કેટલાંયે બાળકો, યુવાનો અને યુવતીઓ તરવાનો તંગ પોશાક પહેરી, આમતેમ ફરતાં હતાં. કેટલાંક પાણીમાં ભૂસકા મારતાં હતાં, કેટલાંક હોડીઓ ચલાવતાં હતાં. થોડાંક ચળકતા પાણીમાં તરતાં હતાં અને કેટલાંક તો પાણીમાં તરતા એકબે તરાપા પર એક પગે ઊભાં રહી, પોતાનો તોલ સાચવતાં હતાં. સમુદ્રનાં મોજાં સાથે ડોલતા તરાપા પર આમ તોલ સાચવવો એ સહેલું ન હતું; પણ એમાં જ એનો આનંદ હતો.

એ લોકો બધાં પોતાના દેશમાં, પોતાનાં ગામમાં, પોતાના સમાજમાં, પોતાની ભાષા બોલતાં જીવનનો આનંદ વિકસાવતાં હતાં; અને અમે, દૂર દેશથી આવેલા અજાણ્યા લોકો, એમને વિશે જાતજાતની કલ્પના કરતાં એમને નિહાળતાં હતાં.

જપાની જાતિની શરીરશક્તિ, પ્રાણશક્તિ અને એમનું ખડતલપણું કેવું છે, એ જોવા તરફ મારું ધ્યાન ગયું. કદાવર રશિયન લોકો સાથે બાથ ભીડીને એક વખતે તેમને જેઓ હરાવી શક્યા હતા અને વિષમ પ્રસંગે પણ જેઓ હિંમત હાર્યા ન હતા, એવા એ લોકો કેવળ દેશનેતા નહીં પણ સ્વાભાવિક જીવન જીવતી આ સામાન્ય પ્રજા જ છે એ વિચાર મનમાં આવી આ લોકો પ્રત્યે મનમાં આદર ઉત્પન્ન થયો.

લાગલાગટ દોઢ દિવસ અહીં રહેવાનાં હોવાથી અમે અમારાં કપડાં ધોબીને ધોવા આપ્યાં હતાં. તે રીતસર ધોવાઈને આવ્યાં એટલે આગળની ચિંતા ઓછી થઈ. લાંબી મુસાફરી કરનારને આ વસ્તુનું મહત્ત્વ તરત સમજાય.

એક વાત સહેજ નોંધવા જેવી છે. જાપાનમાં આટલું ફર્યા પણ કોઈ ઠેકાણે ચોરીનો ડર દેખાયો નહીં. હોટેલોમાં વસ્તુઓ ગમે ત્યાં મૂકી દઈએ તોયે કોઈ ઊંચકી જશે એવી બીક નહીં.

અહીંની હોટેલમાં પહોંચતાંવેંત ઈમાઈ-સાન દ્વારા વ્યવસ્થાપક બહેને કહ્યું, "તમારા પૈસા કે કીમતી વસ્તુઓ હોય તો અમારી પાસે આપી રાખો. અમે સાચવીશું અને તમે જાઓ ત્યારે તમને પાછા આપી દઈશું." મને ભારે આશ્ચર્ય થયું. એ લોકોએ કહ્યું કે અમારે ત્યાં પણ કશો ભો તો નથી. છતાં થોડાં વરસ પર કોકની કાંઈ ચીજ અમારે ત્યાં એક વાર ખોવાઈ ગઈ હતી. અમને આશ્ચર્ય તો થયું પણ ત્યારથી અમે નિયમ જ કર્યો છે કે પરદેશના લોકો અમારે ત્યાં આવે તો આટલી સાવચેતી રાખવી." મેં કહ્યું, "મારી પાસે જાપાની નાણાં છે જ નહીં. અમારો બધો વહેવાર ઈમાઈ-સાનના હાથમાં છે. મારી પાસે જે પ્રવાસી હૂંડીઓ Traveller's cheques છે એનો અહીં કોઈને ઉપયોગ થવાનો નથી. છતાં પોર્ટ-ફોલિયો સાથે લઈને ફરું એના કરતાં કોઈ સાચવે તો સારું. એટલે તમને સોંપી દઉં છું."

# ૧૭. જાપાની સત્યાગ્રહ

નાગાઓકા,
૩–૮–'૫૭

જાપાનમાં જુદે જુદે વખતે ઈમાઈ-સાન કે બીજા લોકો સાથે વાતો કરતાં અહીંની રાજનૈતિક પરિસ્થિતિ વિશે જે કાંઈ સાંભળ્યું છે અને વિચાર્યું છે તે અહીં આપવું લાભદાયક થશે.

આજે સવારે નાહીધોઈને અમે નાગાઓકા છોડવાનાં. આજનો રાતવાસો ઓહારામાં એક ઝેન-પંથી બૌદ્ધ મંદિરમાં થવાનો છે.

અમેરિકાની રાજનીતિ સાવ અદ્યતન હોય છે. પણ એનું માનસ તો હજી જુનવાણી છે.

અમેરિકાએ નક્કી કર્યું કે પોતાના યુવાનોની ફોજ જાપાનમાં રાખી અહીંના લોકોને હંમેશને માટે દબાયેલા રાખવા એમાં ડહાપણ નથી અને એ નીતિ મોંઘી પણ નીવડશે. એના કરતાં ફોજ તો જાપાની લોકોની જ રાખવી. વખત આવ્યે એ લોકોને જ્યાંત્યાં વાપરવા અને જાપાન પરનો ખાસ કબજો લશ્કરી હવાઈ

જહાજો મારફતે જ મજબૂત કરવો અને એ જ એક વિભાગ કેવળ અમેરિકન લોકોના હાથમાં રાખવો.

હવે જો ઍટમ બૉમ્બ વાપરી શકે એવાં મોટાં હવાઈજહાજો ચલાવવાં હોય તો એને માટે હવાઈ અડ્ડાઓ (ઍરપોર્ટ્સ) પણ મોટાં જોઈએ છે. એવાં મોટાં ઍરપોર્ટ્સ બાંધવા માટે અથવા જૂનાં નાનાં મથકો મોટાં કરવા માટે લોકોની વધુ જમીન કબજે કરવી જોઈએ – પછી ભલેને એ કારણે ખેતીનો નાશ થતો હોય અને અમુક લોકવસ્તી ખેદાનમેદાન કરવી પડતી હોય.

આ નવી નીતિ ધ્યાનમાં આવતાંવેંત જાપાની પ્રજાનો આત્મા ઊકળી ઊઠયો. સરકારની અસહાયતા સમજી લઈ યુવાનો, વિદ્યાર્થીઓ, મજૂરો અને થોડાક સાધુઓ ભેગા થયા અને એમણે પોતાની સરકાર સામે સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું.

અમેરિકાની ઉશ્કેરણીથી તેમ જ કાયદો અને શાંતિ જાળવવા માટે સરકાર ગમે તેવી દમન-નીતિ ચલાવે અને હિંસાત્મક પગલાં ભરે તોયે એની સામે પ્રતિહિંસા કરવી નહીં, અત્યાચાર કરવા નહીં; બધું દમન નિર્ભયતાથી અને અહિંસકવૃત્તિથી સહન કરવું એમ એ લોકોએ નક્કી કર્યું. અને એ પ્રમાણે મર્યાદા એમણે પાળી પણ ખરી. ગયા ઑક્ટોબરમાં એ સત્યાગ્રહ શરૂ થયો. પહેલે જ દિવસે કેટલાક લોકો મરાયા અને હજાર કરતાં વધુ યુવક સત્યાગ્રહીઓ ઘાયલ થઈ ઈસ્પિતાલમાં પહોંચ્યા.

પાછળ રહેલા યુવકોમાં કેટલાક કૉમ્યુનિસ્ટ હતા. પહેલા દિવસના અનુભવને અંતે એ સત્યાગ્રહીઓની એક સમિતિ વિચાર કરવા બેઠી. એણે નક્કી કર્યું કે સરકાર પર અહિંસાની અસર થતી નથી એટલે હવે પછી એ નીતિ છોડી દઈ હિંસાનો આશ્રય લેવો.

એ વાત ઈસ્પિતાલમાં પડેલા શુદ્ધ સત્યાગ્રહીઓને કાને પડી ત્યારે તેમણે એ નવી નીતિ વખોડી સંદેશો મોકલ્યો કે "હિંસા તો અમને પણ કરતાં આવડત. આપણે વિચારપૂર્વક અહિંસક પ્રતિકારની નીતિ આદરી છે એમાં ફેરફાર થાય નહીં. એક દિવસમાં શ્રદ્ધા ખોઈ બેસીએ એનો કશો અર્થ નથી. પહેલા દિવસનું બલિદાન એળે ન જવું જોઈએ."

આની સરસ અસર થઈ અને લોકોએ અહિંસક પ્રતિકારનો સત્યાગ્રહ ચલાવ્યો.

સત્યાગ્રહ અને તે પણ અહિંસક ઢબે કરનાર સ્વદેશના બાંધવો ઉપર હથિયાર ચલાવવાં એ પોલીસોને વસમું લાગ્યું. હુકમનો અનાદર થાય નહીં અને હુકમનું પાલન કરતાં ઘાતકી મારાઓ જેવું વર્તન કરવું પડે એથી અકળાઈને એક પોલીસે આત્મહત્યા કરી! જેને આધારે રાજ્ય ચાલે છે તે પોલીસનું આવું વલણ જોઈ સરકાર પણ ચેતી ગઈ. નવા મુખ્ય પ્રધાન કીશીને થયું કે આ ઢબે રાજ્યના અધિકાર પોતાના હાથમાં ટકી નહીં શકે. લોકમતનું વહેણ સમજી લઈ

એણે પ્રજાની લાગણીને માન આપ્યું અને હવાઈમથકો માટે લોકોની જમીન કબજે કરવાની નીતિ રદ કરી.

આ રીતે સત્યાગ્રહનો – જાપાની ભૂમિ પર ગાંધી-માર્ગના પહેલા પ્રયોગનો – શાનદાર વિજય થયો. જેમના આમંત્રણથી જાપાનમાં આવ્યાં છીએ તે આપણા નિચિરેન-પંથી ગુરુજી નિચિદાત્સુ ફૂજીઈ આ સત્યાગ્રહમાં જોડાયા હતા. તેઓ એક આધ્યાત્મિક વીર છે. તપશ્ચર્યા અને સેવા દ્વારા એમનામાં વિશેષ તેજ આવ્યું છે. તેઓ રાજનીતિથી અલિપ્ત રહેવામાં માનતા નથી. હાલના કોઈ પણ પક્ષ સાથે ભળ્યા નથી. સ્વતંત્રપણે વિચાર કરે છે અને શ્રદ્ધાને જોરે નક્કી કરેલા વિચારોનો જોશભેર પ્રચાર કરે છે.

પ્રથમ તેઓ રાષ્ટ્રવાદી હતા. પોતાના ધર્મ ઉપર અને પોતાના રાષ્ટ્ર ઉપર અતૂટ શ્રદ્ધા હોવાથી તેઓ ઠીક ઠીક સામ્રાજ્યવાદી પણ હતા. હિંદુસ્તાનમાં આવી ગાંધીજીના આશ્રમમાં રહ્યા હતા. ગાંધીજી જોડે વિચારવિનિમય પણ કર્યો હતો. ગાંધીજીના સત્યાગ્રહ-માર્ગનું એમણે અધ્યયન ચિંતન કર્યું. છેલ્લા મહાયુદ્ધને અંતે એમની આંખો ખૂલી અને ગાંધીજીનો માર્ગ એમને ગળે ઊતર્યો. પછી આ વખતના સત્યાગ્રહમાં તેઓ જોડાયા એમાં આશ્ચર્ય શું?

એમની શિષ્યશાખાનો વિસ્તાર ઘણો છે. એમના પ્રમુખ શિષ્યો એક પછી એક ગાંધીજીના વર્ધા આશ્રમમાં રહેતા આવ્યા છે. એમના એક શિષ્ય સ્વામી ઈમાઈ-સાનને મેં શ્રી વિનોબા પાસે મોકલ્યા અને ભૂમિદાન, ગ્રામદાનનું પ્રત્યક્ષ કામ કેમ ચાલે છે તે જોવાની તક એમને મળી. ભારતની સ્થિતિ નોખી છે, જાપાનની સ્થિતિ નોખી છે. એ બરાબર જાણી જાપાનમાં સર્વોદયનો પ્રારંભ કેમ કરવો એનો તેઓ ઊંડાણમાં વિચાર કરે છે. એક જિલ્લો પસંદ કરી ત્યાં આશ્રમો કાઢવા, શ્રમદાન તરફ લોકોને વાળવા, સ્તૂપો બાંધી લોકોને ધર્મજીવન પ્રત્યે જાગ્રત કરવા અને લોકોમાં નવજીવનનો સંચાર થાય એ હેતુથી કાર્યક્રમો યોજવા એવો એમનો વિચાર છે.

આજે જાપાનમાં નેતાઓમાં એકવાક્યતા નથી. એક પક્ષ માને છે કે દુનિયામાં જે અનેક ગટ અથવા ગુટ કે blocks પડ્યા છે તેમાંથી કોઈ એક block સાથે જોડાયા વગર છૂટકો જ નથી. રશિયા પડોશમાં છે, ચીન પડોશમાં છે. એ લોકોનું જૂનું વેર કેમ ભુલાય! એ લોકો ઉપર વિશ્વાસ કેમ રખાય! એટલે સલામતી એમાં છે કે અમેરિકાની મદદ લેવી. અમેરિકાને જોઈતાં લશ્કરી મથકો આપવાં અને અમેરિકન નીતિ અપનાવવી એ જાપાન માટે જીવવાનો એકમાત્ર ઉપાય છે એમ માનનારો આ પક્ષ છે. બીજો પક્ષ કહે છે કે અમેરિકાની મદદ જેટલી મળે છે તેટલી લેવી ખરી, પણ અમેરિકાને હવાઈમથકો નહીં આપવાં. અમેરિકાની અસર બને તેટલી ઓછી કરવી. એમ કરીએ તો જ જાપાનની સ્વતંત્રતા સચવાશે.

આ બે વિચાર વચ્ચે જાપાનનું માનસ ઝોલાં ખાય છે. એમાં વળી ભારતની અસરથી કંઈક પ્રભાવિત થયેલો ત્રીજો પક્ષ સહેજસાજ માથું ઊંચું કરે છે. તે કહે છે કે, "રશિયા કે અમેરિકાના ગુટમાં ભળવાની કશી જરૂર નથી. તેમ કરવું એ આત્મહત્યા કરવા સમાન છે. આપણે સામ્રાજ્યવાદી નીતિ છોડી દીધી છે. આપણને મોટી ફોજની જરૂર શી? દેશમાં શાંતિ જળવાય, લોકોને પોલીસનું રક્ષણ મળે એટલા માટે જરૂર જેટલી ફોજ રાખવી એટલું બસ છે. પડોશીઓ પ્રત્યે સદ્ભાવ રાખીશું. બધા સાથે મદદની આપલે કરીશું. કોઈનાથી વહેમાઈને શત્રુતા નહીં બાંધીએ અને આત્મવિશ્વાસપૂર્વક રાષ્ટ્રનો વિકાસ કરતા જઈશું. આંતરિક શક્તિ અને આંતરિક શ્રદ્ધા વધારીએ એ જ મહત્ત્વનું કામ છે."

આ નવી નીતિ પાછળ જે શ્રદ્ધા છે, જે નિર્ભયતા છે અને જે દૂરંદેશી છે તે આધ્યાત્મિક તેજમાંથી જ પ્રગટ થઈ શકે છે. આ નીતિ લોકોને ગળે ઊતરતાં કંઈક વખત જશે પણ એક વાર એ જડ પકડે એટલે શુદ્ધ વિચાર ફેલાવાનો જ. દુનિયાની પરિસ્થિતિ જ એવી છે કે જાપાનને આ વિચાર ગળે ઊતરશે. અને જો એમ થાય તો ભારત અને જાપાન મળીને દુનિયાની અને ખાસ કરીને એશિયાઈ રાષ્ટ્રોની ઉત્તમ સેવા કરી શકશે. અને જો ચીન પણ આ નીતિ પસંદ કરશે તો દુનિયાની પરિસ્થિતિ પર આપણે એશિયાવાસી ઠીક ઠીક સાત્ત્વિક કાબૂ મેળવી શકીશું.

## ૧૮. સીમીઝુનું સાગરદર્શન

ઈહારા
૩–૮–'૫૭

નાગાઓકાના આરામ પછી અમારું કુતૂહલ અમને સુઝુઓકા જિલ્લા-(prefecture)માં ફરવા લઈ આવ્યું. એક ટૅક્સી કરીને અમે સાડા નવ વાગ્યે ઊપડયાં. યામાડાયા હોટેલની વ્યવસ્થાપિકા અને એ હોટેલની સંસ્થાપિકા નેવું વર્ષની એની મા બંનેની વિદાય લઈ અમે ચાલ્યાં. કેટલાંયે વિવર (Tunnel) અમે વટાવ્યાં. એક ઠેકાણે એકને પડખે બીજું અને એને પડખે ત્રીજું એવાં ત્રણ સમાંતર વિવરો અમે જોયાં. આવતાંજતાં અલગ અલગ વિવર હોય તો સારું એમ સમજી બે બનાવ્યાં હોય. અને ત્રીજું વિવર રેલવેનું હશે.

અમે હોક્કાયડો છોડયું ત્યારથી જાણે જાપાનને પૂર્વ કિનારે જ મુસાફરી કરીએ છીએ. પરિણામે બે વિવર વચ્ચે પ્રશાંત મહાસાગરનાં દર્શન થાય જ.

હું નથી માનતો કે આવડો મોટો પ્રશાંત મહાસાગર હમણાં જેવો જ હમેશ તદ્દન શાંત રહેતો હશે. સરોવર જેટલી પણ વિચિમાળા અહીં ન મળે! પવન અન્યમનસ્ક થઈને ક્યાંક ચરવા ગયો હશે.

ટૅક્સી ઠીક ઠીક દોડાવી અમે સીમીઝુ આવ્યાં. ઉદ્યોગનાં કારખાનાંવાળું આ દૃશ્ય ભમરાળું જ હતું પણ સ્વામી ઈમાઈ સાને અમને ઘણો રૂપાળો દરિયાકિનારો બતાવવાનું વચન આપ્યું હતું. અહીં એક દારૂનું કારખાનું ચલાવનાર એક ભાઈ તરફથી અમને બપોરનું ભોજન મળવાનું હતું. અમે એમની ફૅક્ટરીમાં ગયાં. સક્કરિયાં, ખજૂર, મકાઈ વગેરે ઘણી ચીજોમાંથી દારૂ બનાવે છે. ખજૂરના ઠળિયા-નો બટન તરીકે આ લોકો ઉપયોગ કેમ કરતા નથી એનું આશ્ચર્ય વ્યક્ત કરી મેં કારખાનાના માલિકને સુઝાડયું : "આ ઠળિયાનો તમે અનેક રીતે ઉપયોગ કરી શકો છો. અને કાંઈ નહીં તો આમલીના ઠળિયાની પેઠે જ ખજૂરના ઠળિયાનો પણ ભૂકો કરી સાઈઝિંગ માટે એ કપડાની મિલોમાં વાપરી શકો છો."

ઉનાળાનો એક મહિનો કારખાનું બંધ રાખી બધાં યંત્રોની સફાઈ કરાવે છે. હમણાં એવી રજા ચાલતી હોવાથી અમે કારખાનું ચાલતું જોઈ ન શકયાં. છતાં કારખાનામાં બધે ફરીને દારૂ ગાળવાની ક્રિયા સમજી લીધી.

અમે જમવા બેઠાં ત્યાં આ લોકોની મહેમાનગીરીનું ઊંડાણ અમે સમજી શકયાં. અમારે માટે શાકાહારનું ભોજન તો હતું જ પણ અમને સાથ આપવા માટે કારખાનાના માલિકે અને બીજા કાર્યકર્તાઓએ પણ તે દિવસે શાકાહારી ભોજન જ લીધું. અમને બરાબર ફાવે એટલા માટે માલિકે પોતાના રસોઈયાને ખાસ તોકયો મોકલી ત્યાંથી શાકાહારી વાનીઓ બનાવવાનું શીખી આવવા કહ્યું. એણે તે દિવસ માટે ખાસ સમોસાં બનાવ્યાં હતાં! મેં એમને કહ્યું કે, "આ સમોસાંનો આકાર અમે અમારા તરફનાં તળાવોમાં ઊગતાં શિંગોડાં પરથી લીધો છે." એ લોકોએ અમારી સાથે હેતપૂર્વક વાતો કરી વિદાય આપી અને અમે અમારી ટૅક્સીમાં બેસી ફરી ઊપડયાં.

અમે જયાં થોભ્યાં ત્યાં સુરત પાસેના હજીરાના જેવું દૃશ્ય હતું. દરિયાએ રેતી ફેંકી ફેંકીને દસ હજાર વરસની મહેનતથી એક ટેકરી બનાવી હશે. એના પર ચીડ(Pine)નાં ઝાડ ઊગ્યાં હતાં. એ જ આ કિનારાની મુખ્ય શોભા. એ ઝાડો તળે રેતીમાં સહેજ આરામ કરી અમે સમુદ્રનાં મોજાંઓની મુલાકાતે ગયાં અને ચિ. રેવતીનો સાગરી આત્મા ઉત્સુક બન્યો. એણે મોજાંઓની મોજ માણવાની રજા માગી. પાણીના ઊંડાણનો ખ્યાલ કરવો મુશ્કેલ હોવાથી મેં એને ઘૂંટણ જેટલો જ ઊંડાણમાં જવાની રજા આપી. એટલામાં પણ એ શું નાચી છે ને કૂદી છે! રેશમની સાડી સાવ પલળી ગઈ એ તરફ એનું ધ્યાન સરખું ન ગયું.

આ સમુદ્રને કિનારે ન મળે શંખલાં અને ન મળે કરચલાઓ; ફક્ત વાંકા-ચૂકા નાના પથરાઓ હજારો વર્ષના ઘર્ષણથી લીસા બનેલા અહીં આમતેમ પથ-રાયા હતા. એમાંનો એક અર્ધચંદ્રાકાર પથરો આ સ્થાનની યાદગીરી તરીકે મેં ઊંચકી લીધો.

સમુદ્રનાં પાણી ક્ષિતિજ સુધી પથરાયાં હતાં. આપણો મદ્રાસ તરફનો દરિયો એની ભવ્યતા માટે પંકાયેલો છે. અહીં ક્ષિતિજની રેખા અસ્તરાની ધાર જેવી

રેખીવ ન હતી, પણ જાણે પાતળા ધૂમસે ક્ષિતિજની રેખા ઈરાદાપૂર્વક જરા out of focus અસ્પષ્ટ કરી હોય એવી કાવ્યમય દેખાતી હતી. આખું દૃશ્ય જ સ્વપ્નિલ (dreamy) હતું. સમુદ્રમાં થોડાં પણ મોજાં હોત તો આ દૃશ્યને મેં ઊર્મિલ કહ્યું હોત! એટલું બધું કાવ્ય અહીં ઝઝૂમતું હતું! આસપાસના ડુંગરા, રેતીના વિસ્તારનાં ઝાડો, એની અંદર ઊભી કરેલી બેત્રણ દુકાનો, અને જેના પર જાપાની અક્ષરોનો લેખ કોતરેલો છે એવા ઊભા કરેલા ઊંચા પથરા, બધું જ દૃશ્ય રોમાંચક હતું.

અહીં આણવા માટે અમે ઈમાઈ સાનને ધન્યવાદ આપતાં હતાં ત્યાં એમણે આ સ્થાન પરત્વેની એક પૌરાણિક વાત કહી.

આ સ્થાનનું નામ મીહો છે. પ્રાચીન કાળમાં એક ધીવર અહીં માછલાં મારવા આવ્યો હશે. સવારથી સાંજ સુધી જાળ નાખી ફાંફાં માર્યાં પણ માછલીઓ હાથ ન આવી. એને થયું કે ખાલી હાથે ઘેર શા માટે જઈએ! પૂર્ણિમાની રાત છે, દરિયાકિનારે રાતવાસો કરીએ તો ચિત્તનો ખેદ દૂર થશે. ચાંદરણાંની શોભા જોતો એ રેતીમાં બેઠો. ત્યાં આકાશમાંથી અપ્સરાઓનું એક ટોળું અવતર્યું. ધીવર સ્તંભિત થઈને જોવા જ લાગ્યો. અપ્સરાઓએ ઝટ ઝટ કપડાં ઉતારી સમુદ્રસ્નાન માટે પાણીમાં પ્રવેશ કર્યો. માણસ તબડાક તબડાક ઘોડા દોડાવે તેમ પરીઓએ ઊછળતાં મોજાં ઉપર અશ્વારોહણ કર્યું અને પછી મનસોક્ત જળવિહાર કર્યો. એ દૃશ્ય જોતાં, આપણા ધીવરે એક અપ્સરાનાં વસ્ત્ર ઊંચકી લઈ સંતાડી દીધાં.

હવે પરીઓ કપડાં પહેર્યા વગર આકાશમાં ઊડી શકતી નથી. જળવિહાર પૂરો કરી એક એક અપ્સરાએ પોતપોતાની સાડી સુંદર રીતે વીંટી લઈ આકાશ-માર્ગે ગમન કર્યું. જેનું વસ્ત્ર ધીવરે સંતાડયું હતું તે મૂંઝાઈ. વસ્ત્ર વગર આકાશમાં કેમ ઉડાય! અને પૃથ્વી ઉપર પણ કેમ ફરાય! અકળાઈને એ બોલી ઊઠી: 'હવે હું કરું શું? મારાં વસ્ત્ર અહીંથી કયાં ગયાં?'

ધીવરે આગળ આવીને કહ્યું, 'દેવી, ગભરાશો નહીં. તમારાં વસ્ત્ર હું જરૂર તમને આણી આપીશ. પણ એક શરત છે. કહેવાય છે કે સ્વર્ગની પરીઓ અને અપ્સરાઓ અદ્‌ભુત નૃત્ય કરી જાણે છે. મને એ નૃત્ય જોવાના કોડ છે.'

પરીએ કૃતજ્ઞતાની આંખે ધીવરની તરફ જોયું અને કહ્યું, અમારાં એ વસ્ત્રમાં જ અમારું એ નૃત્ય શોભે છે. ધીવરે સંતાડેલાં વસ્ત્ર આણી આપ્યાં. પરીએ અત્યંત કળાયુક્ત ઢબે એ વસ્ત્ર પહેરી લીધાં અને પો ફાટે ત્યાં સુધી ધીવરને સ્વર્ગીય નૃત્યના અસંખ્ય પ્રકારો બતાવ્યા. સમુદ્રમાં ઉષાની લાલી ફેલાય તે પહેલાં જ પરીએ ધીવરની વિદાય લીધી અને સ્વર્ગનો માર્ગ લીધો.

આ સ્થાનને શોભે એવી આ પૌરાણિક લોકવાર્તા અમે સાંભળી એટલામાં અહીંના સ્થાનિક નેતા શ્રી મોચીઝુકી જે અમારી સાથે અહીં આવ્યા હતા તેઓ ત્રણ નાના તોલિયા લઈ આવ્યા. દરેક ઉપર અહીંનો સમુદ્રકિનારો, ફુજિયામા પર્વત, અને આકાશમાં ઊડતી એક પરી ચીતરેલાં હતાં. અમને ત્રણેને ત્રણ

તોલિયા એમણે અહીંની યાદગીરી તરીકે ભેટ આપ્યા અને સાથે સાથે અહીંનાં દૃશ્યોના રંગીન ફોટાઓ પણ આપ્યા.

પરીની નજરે આખો સમુદ્રકિનારો આંખ ભરીને જોયા પછી, ત્રીજે પહોરે અમે ત્યાંથી નીકળ્યાં અને સાંજ પહેલાં ઈહારા પહોંચ્યાં. નવ હજાર માણસોની વસ્તીવાળું આ એક ગામડું છે. અહીં નારંગી ઘણી થાય છે. નારંગીમાંથી શરબત બનાવવાનું એક કારખાનું જોઈ અમે અહીંના એકબે ખેડૂતોનાં ઘર જોઈ આવ્યાં. અંદર જઈને ઘરની આખી રચના જોઈ લીધી. અહીં ગામડે ગામડે વીજળી છે. દરેકને ઘેર રેડિયો તો હોય જ. ખેડૂત-કુટુંબદીઠ સરેરાશ પાંચેક એકર જમીન ગણાય. ઘેર ઘેર અમે ગાયો પણ જોઈ. લોકો દરેક રીતે સુખી જણાયા. ઉત્સવ માટે વપરાતા જાતજાતના મુખવટા (masks) દરેક ઘરમાં હોવા જ જોઈએ. એ એક ધાર્મિક રિવાજ જણાય છે.

કિસાનોનાં ઘરો જોઈ જાપાનના લોકજીવન વિશે સારી કલ્પના મળી. પ્રાથમિક શિક્ષણ આખા નિપ્પોનમાં ફરજિયાત છે, એટલું જ નહીં પણ એની પાછળ ઠીક ઠીક ધન ખરચી, તેને ઉત્તમમાં ઉત્તમ બનાવવાનો દેશનેતાઓનો નિર્ધાર છે. અમે જોયું કે જાપાનની પ્રાથમિક શાળાનાં મકાનો આપણી હાઈસ્કૂલનાં મકાનો કરતાં દરેક રીતે ચડી જાય એવાં છે.

રાતવાસા માટે અમે એક ધ્યાનપંથી ઝેન બૌદ્ધ મંદિરમાં આવી પહોંચ્યાં. આખા દિવસનો ગરમાવો અને થાક ધોઈ કાઢયો અને જમ્યા પછી આ પરીપુરાણ લખી કાઢીને અમે નિદ્રાધીન થયાં.

## ૧૯. ઇજનેરી પુરુષાર્થનું પ્રતીક

ચૂઈ
૫–૮–'૫૭

મેં કહ્યું જ છે ને કે અમારો પ્રવાસક્રમ ખૂબ વિચારપૂર્વક ઘડેલો છે. કોક કોક ઠેકાણે બૌદ્ધ સ્તૂપો બાંધવાની તૈયારી જોવાની, તો કોક કોક ઠેકાણે મંદિરના ભક્તોને મળવાનું અને એમની સાથે આજની જાગતિક પરિસ્થિતિ પરત્વે ધર્મચર્ચા કરવાની; હોક્કાયડોમાં સરોવરો અને જંગલોથી બનેલા નૅશનલ પાર્ક અને ત્યાંનો નૌકાવિહાર, અને એ આનંદ સાથે પ્રાચીન આયનુ લોકોના જીવનક્રમનું નિરીક્ષણ; ત્યાર પછી બે દિવસ પ્રાચીન વૈભવ અને પ્રાચીન કળાનું આકંઠ પાન અને એની સાથેની કુદરતી ભવ્યતામાં નિમજ્જન; પછી તરત બીજે દિવસે સમુદ્ર અને સમુદ્રની પ્રજાનું દર્શન તેમ જ સ્નાનાનંદ માણતા લોકો વચ્ચેનું કુતૂહલ; એકાદ દિવસ ગામડાના લોકોની ખેતી અને એમનું ગ્રામજીવન, તો કોક દિવસ ખેતી સાથેના

ગામડાંના નાનામોટા ઉદ્યોગો; અનેક દિવસ લાગલાગટ જાપાની હોટેલોનો વાસ તો વચમાં વચમાં ખાનગી ઘરોની અને મંદિરોની પરોણાગત.

આજે આ બધી વસ્તુથી ભિન્ન એવા આધુનિક જાપાનના વૈજ્ઞાનિક એન્જિનિયરિંગ પુરુષાર્થના પ્રતીકરૂપ સાકુમા બાંધ જોવા ગયાં હતાં એનું વર્ણન કરવું છે. પણ તે પહેલાં ઈહારાના મંદિર વિશે થોડુંક કહી દઉં.

જે કળાયુક્ત અને પ્રશસ્ત મંદિરમાં અમે ત્રીજી તારીખની રાત ગાળી, તે મંદિરનો પૂજારી સાધુ એ મંદિરમાં જ રહે છે અને ઈહારામાં આવનાર અતિથિ-અભ્યાગતોની આગતાસ્વાગતા પણ કરે છે. આ રીતે મંદિર જેમ ધ્યાન-પૂજનની જગ્યા છે, તેમ અતિથિશાળા પણ છે. ગામના લોકો મંદિરનું અને પૂજારીનું ખરચ ચલાવે છે. અતિથિઓ ખાવા-રહેવાનું ખર્ચ આપવાને બંધાયેલા નથી. તેઓ પોતે સમજીને જે આપે તે ખરું.

ચોથીએ સવારે ઊઠીને અમે તૈયાર થયાં એટલામાં, મંદિરના આંગણામાં, ગામનાં છોકરા-છોકરીઓ કવાયત-કસરત માટે, શિક્ષકો જોડે ભેગાં થયાં. છના ટકોરા થયા અને પૂજારીએ રેડિયો ચાલુ કર્યો. રેડિયોમાંથી સરસ મીઠા સંગીત સાથે કવાયતના હુકમો પણ મોટે સાદે નીકળતા હતા. અને એ હુકમ પ્રમાણે છોકરાંઓ, ઉત્સાહ અને સ્ફૂર્તિપૂર્વક કવાયત કરતાં હતાં. આવી આ વ્યવસ્થા બધે જ હોવાથી એકીક્ષણે આખા પ્રદેશમાં, અલગ અલગ કવાયત-શિક્ષક વિના બાળકો શારીરિક કેળવણીની સગવડ મેળવે છે!

ગામના મુખીઓ જોડે વાત કરતાં નીચેની વિગતો મળી. ગામમાં કુલ ઘર એક હજાર ત્રણસો સાઠ છે. એમાં ખેડૂતોનાં ઘરો હજાર. ખેતી અને ચા ઉપરાંતની બીજી આવક નારંગીના બગીચાની છે. માણસની સરેરાશ આવરદા ચોસઠ વરસની છે, જ્યારે વધારેમાં વધારે ઉંમર છન્નુની છે. હું નથી માનતો કે આપણા દેશમાં આટલા સરસ આંકડા ક્યાંય મળી શકે. આપણે ત્યાંની સરેરાશ ઉંમર પાંત્રીસની આસપાસની હશે. પ્રાથમિક શાળામાં એક હજાર ત્રણસો વિદ્યાર્થીઓ ભણે છે એટલે ઘર દીઠ એક બાળક તો નિશાળે જાય જ છે. પણ મને વધારે આનંદ એનો થયો કે મિડલ સ્કૂલમાં સાતસો છોકરાઓ ભણે છે. ગામના નેતાઓને આવી રીતે આંકડાઓ સાથે વાતો કરતા જોઈ મેં એમને પૂછ્યું કે તમારે ત્યાં પુરુષોનું અને સ્ત્રીઓનું પ્રમાણ કેટલું? સામાન્યપણે સમસમાન હોવું જોઈએ. પણ અહીં પિસ્તાળીસ ટકા પુરુષો અને પંચાવન ટકા સ્ત્રીઓનું પ્રમાણ મળ્યું. આના કારણમાં ઊતરવા જેટલો વખત ન હતો. છતાં હું માનું છું કે ભાયડાઓ ઠીક સંખ્યામાં શહેરમાં રહેવા જતા હશે.

જેમ આપણે ત્યાં ભાટગર, હીરાકુડ અથવા ભાખરા-નાંગલના બાંધ છે તે આ બાજુ, નાના પાયા ઉપર, પણ જાપાન માટે મોટામાં મોટો એવો સાકુ (sakuma) બાંધ તેન્ર્યુ નદી પર બાંધેલો છે. એ જોવા માટે અમે સવારે સવા સા

તોલિયા એમણે અહીંની યાદગીરી તરીકે ભેટ આપ્યા અને સાથે સાથે અહીંનાં દૃશ્યોના રંગીન ફોટાઓ પણ આપ્યા.

પરીની નજરે આખો સમુદ્રકિનારો આંખ ભરીને જોયા પછી, ત્રીજે પહોરે અમે ત્યાંથી નીકળ્યાં અને સાંજ પહેલાં ઈહારા પહોંચ્યાં. નવ હજાર માણસોની વસ્તીવાળું આ એક ગામડું છે. અહીં નારંગી ઘણી થાય છે. નારંગીમાંથી શરબત બનાવવાનું એક કારખાનું જોઈ અમે અહીંના એકબે ખેડૂતોનાં ઘર જોઈ આવ્યાં. અંદર જઈને ઘરની આખી રચના જોઈ લીધી. અહીં ગામડે ગામડે વીજળી છે. દરેકને ઘેર રેડિયો તો હોય જ. ખેડૂત-કુટુંબદીઠ સરેરાશ પાંચેક એકર જમીન ગણાય. ઘેર ઘેર અમે ગાયો પણ જોઈ. લોકો દરેક રીતે સુખી જણાયા. ઉત્સવ માટે વપરાતા જાતજાતના મુખવટા (masks) દરેક ઘરમાં હોવા જ જોઈએ. એ એક ધાર્મિક રિવાજ જણાય છે.

કિસાનોનાં ઘરો જોઈ જાપાનના લોકજીવન વિશે સારી કલ્પના મળી. પ્રાથમિક શિક્ષણ આખા નિપ્પોનમાં ફરજિયાત છે, એટલું જ નહીં પણ એની પાછળ ઠીક ઠીક ધન ખરચી, તેને ઉત્તમમાં ઉત્તમ બનાવવાનો દેશનેતાઓનો નિર્ધાર છે. અમે જોયું કે જાપાનની પ્રાથમિક શાળાનાં મકાનો આપણી હાઈસ્કૂલનાં મકાનો કરતાં દરેક રીતે ચડી જાય એવાં છે.

રાતવાસા માટે અમે એક ધ્યાનપંથી ઝેન બૌદ્ધ મંદિરમાં આવી પહોંચ્યાં. આખા દિવસનો ગરમાવો અને થાક ધોઈ કાઢયો અને જમ્યા પછી આ પરીપુરાણ લખી કાઢીને અમે નિદ્રાધીન થયાં.

## ૧૯. ઇજનેરી પુરુષાર્થનું પ્રતીક

ચૂઈ
૫–૮–’૫૭

મેં કહ્યું જ છે ને કે અમારો પ્રવાસક્રમ ખૂબ વિચારપૂર્વક ઘડેલો છે. કોક કોક ઠેકાણે બૌદ્ધ સ્તૂપો બાંધવાની તૈયારી જોવાની, તો કોક કોક ઠેકાણે મંદિરના ભક્તોને મળવાનું અને એમની સાથે આજની જાગતિક પરિસ્થિતિ પરત્વે ધર્મચર્ચા કરવાની; હોક્કાયડોમાં સરોવરો અને જંગલોથી બનેલા નૅશનલ પાર્ક અને ત્યાંનો નૌકાવિહાર, અને એ આનંદ સાથે પ્રાચીન આયનુ લોકોના જીવનક્રમનું નિરીક્ષણ; ત્યાર પછી બે દિવસ પ્રાચીન વૈભવ અને પ્રાચીન કળાનું આકંઠ પાન અને એની સાથેની કુદરતી ભવ્યતામાં નિમજ્જન; પછી તરત બીજે દિવસે સમુદ્ર અને સમુદ્રની પ્રજાનું દર્શન તેમ જ સ્નાનાનંદ માણતા લોકો વચ્ચેનું કુતૂહલ; એકાદ દિવસ ગામડાના લોકોની ખેતી અને એમનું ગ્રામજીવન, તો કોક દિવસ ખેતી સાથેના

ગામડાના નાનામોટા ઉદ્યોગો; અનેક દિવસ લાગલાગટ જાપાની હોટેલોનો વાસ તો વચમાં વચમાં ખાનગી ઘરોની અને મંદિરોની પરોણાગત.

આજે આ બધી વસ્તુથી ભિન્ન એવા આધુનિક જાપાનના વૈજ્ઞાનિક એન્જિનિયરિંગ પુરુષાર્થના પ્રતીકરૂપ સાકુમા બાંધ જોવા ગયાં હતાં એનું વર્ણન કરવું છે. પણ તે પહેલાં ઈહારાના મંદિર વિશે થોડુંક કહી દઉં.

જે કળાયુક્ત અને પ્રશસ્ત મંદિરમાં અમે ત્રીજી તારીખની રાત ગાળી, તે મંદિરનો પૂજારી સાધુ એ મંદિરમાં જ રહે છે અને ઈહારામાં આવનાર અતિથિ-અભ્યાગતોની આગતાસ્વાગતા પણ કરે છે. આ રીતે મંદિર જેમ ધ્યાન-પૂજનની જગ્યા છે, તેમ અતિથિશાળા પણ છે. ગામના લોકો મંદિરનું અને પૂજારીનું ખરચ ચલાવે છે. અતિથિઓ ખાવા-રહેવાનું ખર્ચ આપવાને બંધાયેલા નથી. તેઓ પોતે સમજીને જે આપે તે ખરું.

ચોથીએ સવારે ઊઠીને અમે તૈયાર થયાં એટલામાં, મંદિરના આંગણામાં, ગામનાં છોકરા-છોકરીઓ કવાયત-કસરત માટે, શિક્ષકો જોડે ભેગાં થયાં. છના ટકોરા થયા અને પૂજારીએ રેડિયો ચાલુ કર્યો. રેડિયોમાંથી સરસ મીઠા સંગીત સાથે કવાયતના હુકમો પણ મોટે સાદે નીકળતા હતા. અને એ હુકમ પ્રમાણે છોકરાંઓ, ઉત્સાહ અને સ્ફૂર્તિપૂર્વક કવાયત કરતાં હતાં. આવી આ વ્યવસ્થા બધે જ હોવાથી એકી-ક્ષણે આખા પ્રદેશમાં, અલગ અલગ કવાયત-શિક્ષક વિના બાળકો શારીરિક કેળવણીની સગવડ મેળવે છે!

ગામના મુખીઓ જોડે વાત કરતાં નીચેની વિગતો મળી. ગામમાં કુલ ઘર એક હજાર ત્રણસો સાઠ છે. એમાં ખેડૂતોનાં ઘરો હજાર. ખેતી અને ચા ઉપરાંતની બીજી આવક નારંગીના બગીચાની છે. માણસની સરેરાશ આવરદા ચોસઠ વરસની છે, જ્યારે વધારેમાં વધારે ઉંમર છન્નુની છે. હું નથી માનતો કે આપણા દેશમાં આટલા સરસ આંકડા ક્યાંય મળી શકે. આપણે ત્યાંની સરેરાશ ઉંમર પાંત્રીસની આસપાસની હશે. પ્રાથમિક શાળામાં એક હજાર ત્રણસો વિદ્યાર્થીઓ ભણે છે એટલે ઘર દીઠ એક બાળક તો નિશાળે જાય જ છે. પણ મને વધારે આનંદ એનો થયો કે મિડલ સ્કૂલમાં સાતસો છોકરાઓ ભણે છે. ગામના નેતાઓને આવી રીતે આંકડાઓ સાથે વાતો કરતા જોઈ મેં એમને પૂછ્યું કે તમારે ત્યાં પુરુષોનું અને સ્ત્રીઓનું પ્રમાણ કેટલું? સામાન્યપણે સમસમાન હોવું જોઈએ. પણ અહીં પિસ્તાળીસ ટકા પુરુષો અને પંચાવન ટકા સ્ત્રીઓનું પ્રમાણ મળ્યું. આના કારણમાં ઊતરવા જેટલો વખત ન હતો. છતાં હું માનું છું કે ભાયડાઓ ઠીક સંખ્યામાં શહેરમાં રહેવા જતા હશે.

*

જેમ આપણે ત્યાં ભાટગર, હીરાકુડ અથવા ભાખરા-નાંગલના બાંધ છે તેમ આ બાજુ, નાના પાયા ઉપર, પણ જાપાન માટે મોટામાં મોટો એવો સાકુમા (sakuma) બાંધ તેન્ર્યુ નદી પર બાંધેલો છે. એ જોવા માટે અમે સવારે સવા સાતે

ઈહારા છોડયું. લગભગ બે કલાક ટ્રેનમાં ગાળી હમામાત્સુ સ્ટેશને પહોંચ્યાં. ત્યાં અમારા પૂર્વપરિચિત ભાઈ સોચીઝુકી મળ્યા. અમારી પરિચિત ટૅકસી લઈને તેઓ તૈયાર હતા. એ ટૅકસીમાં બેસી પૂરા બે કલાક પહાડો વચ્ચેની ખીણો વટાવતાં વટાવતાં, તેન્‌ર્યુ નદીના સાથ સાથે, મોટરકારની મુસાફરી કરી. ભારતમાં આવી ઉત્તમમાં ઉત્તમ મુસાફરી આપણે સાથે કરી હોય, તેની તોલે આવે એવું અહીંનું દૃશ્ય હતું. મારી આંખે અને તારી આંખે એ દૃશ્ય જોયા છતાં આંખો ધરાઈ નહીં. કેમ કે આસપાસ બધે લીલાલહેર હતી. મોટે ભાગે ચીડનાં ઊંચાં ઊંચાં ઝાડ હારબંધ પહાડ ચડવાની હોડમાં ઊતર્યાં હતાં! (આપણી ભાષા પણ કેવી કે ઝાડો ચડવાની હોડમાં ઊતરી શકે છે!!) નદી તો જાણે નાગિની તિસ્તાનો જ અવતાર! હિમાલયની કોઈ પણ નદીની બહેનપણી તરીકે શોભે. એના વળાંક જોતાં એને નાગિની, સર્પિણી – ગમે તે નામ અપાય. પહાડો વચ્ચે થઈને માર્ગ કાઢતી છતાં આ નદી શૈલજા નથી પણ સરોજા છે. સુવા કે સુવાતો નામના એક સરોવરમાંથી નીકળી દક્ષિણ-પૂર્વ તરફ વહેતી અને પાંચ-સાત નદીઓનાં પાણી ખેંચી લેતી, એ અંતે પૂર્વ તરફના પ્રશાંત મહાસાગરને જઈને મળે છે. આ નદી જાપાનની ભાગ્યલક્ષ્મી નીવડવાની છે. આ નદી પર એક ઠેકાણે એકસો પચાસ મીટર ઊંચો, માથે બસો-ચોરાણું મીટર પહોળો અને પાંચ બારીવાળો એક વિશાળ બાંધ બાંધવામાં આવ્યો છે. જાપાનમાં જે મોટા મોટા બાંધો બાંધેલા છે એમાં આનું સ્થાન છે. વખતે આ જ સૌથી મોટો હોય.

એક એક બારીનું, ઉપરનીચે થતું બારણું બાર મીટર પહોળું, ચૌદ મીટર ઊંચું અને વજનમાં એક ટનનું છે. બાંધથી રોકી રાખેલાં પાણી જ્યારે અનાવર થાય છે ત્યારે આ પાંચ અથવા એમાંનાં અમુક બારણાં સહેજસાજ ઊંચાં ખેંચવામાં આવે છે. આ રીતે નદીની રેલને ગમે ત્યારે કાબૂમાં આણી શકાય છે.

બાંધ બાંધીને રોકી રાખેલાં પાણી જ્યારે ચારે કોર વાપરવામાં આવશે ત્યારે આજના કરતાં વીસ હજાર એકર વધારે જમીન સીંચાશે અને ફળદ્રુપ થશે. આજે આ બાંધનો ઉપયોગ વીજળી પેદા કરવા માટે જ મુખ્યત્વે થાય છે.

આ આખી કલ્પના નીચે પ્રમાણે છે: તેન્‌ર્યુ નદી એક ઠેકાણે એક મોટા પહાડને અરધી પ્રદક્ષિણા કરીને આગળ દોડે છે. એટલે ઉપરની બાજુ બાંધ બાંધીને પાણીની સપાટી ખૂબ ઊંચે લઈ જઈ શકાઈ છે. હવે ત્યાંથી એ પહાડમાંથી બે મોટાં એકસો સુડતાળીસ મીટર લાંબાં વિવર ખોદી, એની દ્વારા પાણી એકદમ નીચે લઈ ગયા છે. અને નીચાણમાં નદીના પ્રવાહમાં, એને છોડી દેતાં પહેલાં એ પાણી પાસેથી મોટાં મોટાં ટરબાઈન મૂકીને ચક્રાકાર ગતિ પેદા કરાવી છે. એ ગતિમાંથી વીજળી પેદા કરી, એક તરફ ઉત્તરે તોકયો સુધી અને બીજી તરફ દક્ષિણે નાગોયા સુધી પહોંચાડી દીધી છે અને પછી એ મથકો દ્વારા, અનેક ઠેકાણે, અનેક યંત્રો ચલાવવા માટે, જ્યાંત્યાં, એ વીજળી પૂરી પાડવામાં આવે છે. સાકુમા વીજળી-ઘરમાં તૈયાર થતી વીજળીનો કુલ જથ્થો સાડા ત્રણ લાખ કિલોવૉટનો છે. એટલે

કે દર વરસે એકસો ચોત્રીસ કોટિ કિલોવૉટ વીજળી એ પેદા કરી શકે છે. આ પાવર હાઉસ સુધી જતાં રસ્તામાં યંત્રો દ્વારા પહાડોમાં જે રાક્ષસી કામ કરવામાં આવે છે, તે જોઈને માણસે કુદરત ઉપર કેટલું પ્રભુત્વ મેળવ્યું છે એનો ખ્યાલ આવે છે.

મોટરથી જતાં એક ઠેકાણે અમને ખરો રસ્તો જડયો નહીં એટલે નદીની એક બાજુનું વિવર ઓળંગીને સામી બાજુ પહોંચ્યા પછી અમારે, ભૂલ સુધારવા માટે, એક ઠેકાણેથી નદીનાં પાત્ર તરફ ઊતરી સામી બાજુ ચડવી પડી. આમાં મોટર ચલાવનારની અથવા મારી ભાષામાં કહું તો તૈલવાહનના સારથિની ઠીક ઠીક કસોટી થઈ. વચમાં એકબે ઠેકાણે અમારે ઊતરીને ચાલવું પડયું.

આ મુશ્કેલીને કારણે અમને એ ખીણમાં જે વધારે વખત ગાળવો પડયો તે ઘણો લાભનો નીવડયો. ખીણની અને પ્રવાહની શોભા તો ધરાઈને જોઈ શકયાં જ, પણ મોટાં મોટાં યંત્રો માણસના ઈશારાથી કેમ માટી ખોદે છે, મોટા મોટા રાક્ષસી હાથ વડે માટીનો જથ્થો ઊંચકી વૅગનમાં ભરી દે છે અને ધારેલે ઠેકાણે લઈ જઈ ત્યાં એને પાથરી દે છે; એ બધી લીલા અમે રસપૂર્વક જોઈ શકયાં.

આખરે અમે આ આખા પ્રોજેકટના દફતર સુધી પહોંચ્યાં. ત્યાં થોડો આરામ કરી, જિલ્લા સમિતિએ યોજેલા સરકારી ભોજનનો અમે સ્વીકાર કર્યો.

અહીં અમારી સાથે જમવા માટે નિમંત્રેલા અનેક અમલદારો અને પત્ર-પ્રતિનિધિઓ સાથે વાતો થઈ. 'આસાહી' છાપાના પ્રતિનિધિ ભાઈ યામામુરાએ સવાલ પૂછયો કે "છેલ્લા મહાયુદ્ધ વિશે તમારો અભિપ્રાય શો છે?" (છેલ્લા યુદ્ધમાં ભારત પરતંત્ર હોવાથી ઈંગ્લંડના પક્ષમાં હતું, જાપાનનો પરાભવ થવાથી યુદ્ધને અંતે એને જે દંડ આપવો પડયો હતો, તે દંડનો અમુક હિસ્સો ભારતને ભાગે આવતો હતો. એ ઠીક ઠીક રકમ ભારતે જતી કરી અને એ રીતે જાપાન સાથે દોસ્તી મેળવી અને દૃઢ કરી.) મેં એમને કહ્યું: "મારી દૃષ્ટિએ છેલ્લા મહાયુદ્ધમાં કોઈની જ જીત થઈ નથી. બંને પક્ષોએ સજ્જડ હાર ખાધી છે. એમ ન હોત તો વિજયી ગણાતાં રાષ્ટ્રો આજે આટલી ભયભીત દશામાં શાને હોત?" આટલું કહીને મેં મુંબઈના મારા એક વ્યાખ્યાનમાં વાપરેલી એક ઉપમા ટૂંકાણમાં એમની આગળ મૂકી – બે જબરદસ્ત સાપો સામસામા જોશભેર લડયા. બંનેએ જોર જોરથી માથાં પછાડયાં. અને આવા જીવલેણ યુદ્ધને અંતે બંને મરી ગયા. ફેર એટલો જ કે એક સાપ કરતાં બીજો સાપ અરધો કલાક મોડો મર્યો અને તેથી લડતમાં એ વિજયી ગણાયો! વિજયનો લાભ તો એને કશો મળ્યો જ નહીં!

આમંત્રેલી વ્યક્તિઓમાં એક પ્રખ્યાત સોશિયાલિસ્ટ લેખિકા આ સંવાદમાં હાજર હતાં. એમને આ કિસ્સાથી ઘણી રમૂજ પડી.

જમ્યા પછી આખા પ્રોજેકટના ચીફ ઈલેકિટ્રકલ ઍન્જિનિયર કેઈઝો ઓકુનો – Keizo Okuno – ત્યાંનો આખો પુરુષાર્થ જોવા અમને લઈ ગયા. માણસ જેટલા બાહોશ તેટલા જ સજ્જન. બધી વસ્તુઓ વિગતવાર સમજાવવાને ઇંતેજાર.

પણ અંગ્રેજી ભાષા ઉપર કાબૂ જરાયે નહીં. એટલું ખરું કે અમારી વાતો એ ઠીક ઠીક સમજી લેતા. જાપાની લોકો આપણા લોકોની પેઠે પરદેશી ભાષા ઉપર કાબૂ મેળવવા પાછળ જિંદગી વેડફી નથી નાખતા. એમને કયાં પરદેશી સરકારની સેવા કરવાની હતી કે પરદેશની પ્રજા પાસેથી શાબાશી મેળવવી હતી?

અમારો રસ્તો એક વિવરમાંથી પસાર થતો હતો. એ વિવરની એક શાખા ટેકરીની બાજુએ લઈ જતી હતી, જ્યાંથી આખા બાંધનું દૂરથી દર્શન થતું હતું. પછી તેઓ અમને એ પ્રખ્યાત બાંધ ઉપર લઈ ગયા અને ત્રેપનની સાલથી કામની પ્રગતિ કેમ થતી ગઈ, એ એમણે અમને સમજાવ્યું. બાંધની વચ્ચોવચ જઈને અમારા ફોટા લેવરાવ્યા. બાંધને કારણે તૈયાર થયેલા ઊંડા સરોવરમાંનાં પાણી, પહાડને વીંધીને બે વિવર દ્વારા સામી બાજુ કેમ જાય છે, એ સમજાવ્યું; અને પછી અમને આવેલે રસ્તે પાછાં લઈ જઈ, પાવર હાઉસનાં યંત્રોનું રહસ્ય સમજાવ્યું. પાવર હાઉસના ભોંયરામાં પણ અમને લઈ ગયા. અહીંની લિફ્ટ પાંચ માળ ઉપર અને પાંચ માળ જમીનના પેટમાં લઈ જઈ શકે છે. એક કલાક સુધી અમે બધું ધ્યાનપૂર્વક જોઈ લીધું. એ બધું પૂરું કરી, તેઓ અમને કારખાનાના સુંદર બગીચામાં લઈ ગયા. ત્યાં આખી યોજનાનો એક ઠીક ઠીક મોટો નમૂનો – મૉડેલ – ગોઠવવામાં આવ્યો છે, તે બતાવ્યો. મૉડેલની સગવડ મળી એટલે મેં આખી વસ્તુ રેવતીને અને મંજુને વિગતવાર સમજાવી દીધી. વચમાં અમારા ઈમાઈ સાન યંત્રો વચ્ચે કયાંય ખોવાઈ ગયા હતા, એમને શોધી કાઢ્યા અને ભાઈ ઓકુનોને અનેકાનેક હાર્દિક ધન્યવાદ આપી, તથા ભારતમાં આવવાનું આમંત્રણ આપી, અમે એમની વિદાય લીધી. ભાઈ ઓકુનો પોતાના લોકો જોડે જે પ્રેમથી વાતો કરતા હતા તે પરથી, અને એમના લોકોની આંખોમાં જે પ્રેમાદર દેખાતો હતો તે પરથી અમારી ખાતરી થઈ કે આ આખી સંસ્થા સરસ ચાલે છે. બધા મળીને કેટલા લોકો એમના હાથ તળે કામ કરે છે તે મેં એમને પૂછ્યું. પહેલાં તો મારો સવાલ જ તેઓ સમજી ન શકયા. પછી જ્યારે એમની પાસેથી એ સંખ્યા જાણી ત્યારે એમણે ખાતાવાર એટલી વિગતો આપી કે સરવાળો હું ભૂલી જ ગયો!

આમ એક પ્રચંડ પરાક્રમ વિગતવાર જોયાનું સમાધાન સાથે હોવાથી પાછા વળતાં કુદરતની શોભા વધારે નિરાંતે જોઈ શકયાં.

અહીંના પહાડોમાં એક જ પ્રદેશમાં અનેક પ્રકારનાં ઝાડોની વિવિધતા હોતી નથી. એક પ્રકારનાં ઝાડ ઊગે એટલે જ્યાંત્યાં એ જ ઝાડ દેખાય. એક ઠેકાણે બધે ચીડ, ચીડ અને ચીડનાં જ ઝાડ હતાં. કોક કોક ઠેકાણે આ ચીડનાં ઝાડના પગ ઉઘાડા દેખાય છે. ચિ. રેવતીને સૂઝયું કે એકસરખાં ફ્રૉક પહેરીને હારબંધ ઊભી રહેલી બાળાઓના ઉઘાડા પગ જેમ શોભે છે, તેવાં જ આ બાલવૃક્ષનાં પાતળાં થડ પણ શોભે છે.

વચમાં વચમાં માણસે ઝાડો તોડીને પહાડી ખેતી કરી છે. એ ખેતી પોતે

રળિયામણી તો હોય જ છે, પણ એને કારણે આસપાસની ભવ્યતાને ઝાંખપ આવતી નથી.

તેન્‌ર્યુ નદી આપણી તિસ્તાની પેઠે પહાડોમાં સપડાયેલી હોવાથી એમાંથી નહેરો કાઢવી કે એને કાંઠે ખેતી કરવી લગભગ અશકય છે. આસપાસના પહાડમાંથી દોડી આવતી નાની નાની અનેક નદીઓનાં પાણી ખેંચી લેતાં એને આવડે છે, પણ આપી દેવાનું નામ નહીં! તેથી જ તો એને સાકુમા બાંધથી બંધાઈ જવું પડયું!!

માણસનો આટલો જબરદસ્ત પુરુષાર્થ જોયા છતાં, અને તેને વિશે કદરપૂર્વક ઊંડું ચિંતન કર્યા છતાં, આખા દિવસના અનુભવોનો જયારે સરવાળો કાઢવા બેઠો ત્યારે લાગ્યું કે જે કુદરત વચ્ચે માણસે આટલો પુરુષાર્થ આદર્યો છે એ કુદરતી સમૃદ્ધ શોભાને અને ભવ્યતાને જ મુખ્ય સ્થાન આપવું જોઈએ.

સવારથી સાંજ સુધી ઘણો વખત પહાડો વચ્ચે પસાર થવાથી મારા પગ ગિર્યારોહણ માટે તલસવા લાગ્યા. જો જુવાનીનાં દિવસો હોત તો મોટરને લાત મારી કૂદી પડયો હોત અને એક પછી એક પહાડ ચડી શિખરો જીત્યાનો આનંદ મેળવ્યો હોત. પણ વૃદ્ધ માણસની આવી અભિલાષા દરિદ્રીના મનોરથ જેવી વિફળ થાય છે. ફરક એટલો જ કે મારા દિવસોમાં જે જે પહાડનાં શિખર સુધી હું પહોંચ્યો હતો અને पादस्पर्शम् क्षमस्व मे। એવી એમની પ્રાર્થના કરી હતી, તે બધાને યાદ કરી એનો સ્મરણાનંદ હું મેળવી શકતો હતો.

અમને બપોરે જમાડનાર લોકોને મેં કહ્યું પણ ખરું કે, "હું સહ્યાદ્રિનો બાળક છું. નાનપણથી પહાડો વચ્ચે ઊછરેલો. હિમાલય જેમ મારી તપોભૂમિ છે તેમ ક્રીડાભૂમિ પણ ગણાય. અહીં આસપાસ તમારા આ બધા પહાડો જોઈને મારો પહાડી આત્મા પોતે સ્વદેશમાં હોય એવો આનંદ અનુભવે છે."

જાપાનના પહાડોનું આપણા લોકોએ ખાસ અધ્યયન કરવું જોઈએ. અહીં કેટલાયે જીવતા જવાળામુખી છે. ધૂમ્રપાનના રસિયાની પેઠે અખંડ ધુમાડો કાઢયા જ કરે છે. તે ઉપરાંત અહીંના ભૂકંપ અને, જયાંત્યાં જડી આવતાં ગરમ પાણીનાં ઝરણાં અને એમનો થતો સારામાં સારો ઉપયોગ એ બધું ઊંડા અધ્યયનનો વિષય છે. આપણા યુવાનોએ અહીં આવીને ભૂસ્તરશાસ્ત્ર, ભૂકંપવિજ્ઞાન અને ખનિજવિદ્યા રીતસર શીખી લેવાં જોઈએ. અહીંની નદીઓનો આ લોકોએ પૂરેપૂરો ઉપયોગ કર્યો છે એમ ન કહેવાય. પણ દેશ છે પાતળો અને સાંકડો. બંને બાજુ મહાસાગર અને જયાંત્યાં પહાડો ઊપસેલા – એટલે અહીંની નદીઓનું માહાત્મ્ય ઓછું. સરોવરોનો ઉપયોગ આ લોકો કરે જ છે. તેમાંયે વિશેષ એ કે એમને કાંઠે વસીને જીવનનો આનંદ પણ માણે છે.

અહીંની પ્રજા ઠીંગણી છે. વખતે એ જ કારણે, એમણે સો-દોઢસો ફૂટ ઊંચાં વધતાં મહાવૃક્ષોને પણ ઠીંગણાં બનાવવાની કળા ખીલવી છે. અનેક ઘરોમાં આવાં વાલખિલ્ય વૃક્ષો સાચવેલાં હોય છે. એ ઠીંગણાં વૃક્ષોની ઉંમર પૂછીએ તો કેટલાંક

પચાસ વરસનાં અને કેટલાંક તો બસો કે ત્રણસો વરસ જૂનાં – છતાં ઊંચાઈ બે કે ત્રણ ફૂટની જ. એક નાનકડા વાસણમાં પોતાની જિંદગી ગુજારતાં હોય. વૃક્ષોને આવી રીતે ટૂંકાવવામાં આ લોકોને શી મજા પડે છે તે તેઓ જ જાણે. આપણે તો એમની ચીવટ અને જાણકારી જોઈ આશ્ચર્ય કરી શકીએ. એમની એ કળા આપણા દેશમાં દાખલ કરવાનું મને તો મન ન થાય.

આ ઝાડોને આવા વામનાવતારથી સંતોષ થાય છે કે અકળામણ, એ પૂછવા માટે કયા ખબરપત્રીને એમની પાસે મોકલીશું? પુરાણોમાં અંગૂઠા જેટલી ઊંચાઈના સાઠ હજાર વાલખિલ્ય ઋષિઓનું વર્ણન આવે છે. તેઓ તેજસ્વી સૂર્યોપાસક હતા. આ ઠીંગણાં ઝાડોનું જીવન વખતે તેઓ સમજી શકે.

પાછા ફરતાં સહેજ મોડું થયું. હામામાત્સુ સ્ટેશન જઈ સાંજે ૫-૧૦ની ટ્રેન અમારે પકડવાની હતી. અમને બીક લાગી કે એ ટ્રેન ત્યાં પકડી નહીં શકીએ. એટલે હામામાત્સુનો રસ્તો છોડી દઈ, ત્યાંથી બે સ્ટેશન દૂર ઈવાતો જવાનું જ અમે નક્કી કર્યું. ત્યાં ટ્રેન ૫-૨૦ વાગ્યે આવતી હતી. આ યુક્તિથી અમે ગાડી પહેલાં પંદર મિનિટ વહેલાં પહોંચ્યાં. એટલે એ વખત સ્ટેશન પાસેની ચાપાણીની દુકાનમાં ગાળ્યો. થોડુંક ખાધું અને લોકોની રીતભાતનું નિરીક્ષણ કર્યું.

## ૨૦. ભાઈ મોચીઝુકીનું યૂઈ

સાંજે ૭-૧૦ વાગ્યે અમે યૂઈ પહોંચ્યાં. ગુરુજીના ભક્ત શ્રી મોચીઝુકીને ત્યાં અમે રહ્યાં. સવારે ન નાહ્યો હોવાથી મેં અહીં નાહવાની ઈચ્છા વ્યક્ત કરી. પણ અહીં મારે નાહવા માટે એક રસ્તો ઓળંગી ભાઈ મોચીઝુકીના જ બીજા ઘરમાં જવું પડયું. અંધારામાં કરદીપ (ટૉર્ચ) લઈને આવતાંજતાં એક જ વિચાર મનમાં આવ્યો કે પૂરતો વિચાર ન કરવાથી મેં ગૃહપતિને નાહક હેરાન કર્યા છે. શ્રી મોચીઝુકીને ત્યાં જાપાની રહેણી, જાપાની ચિત્રકળા અને મૂર્તિકળા અને જાપાની રિવાજો વગેરે સરસ જોવાનું મળ્યું. અકળામણ એટલી જ કે ખવડાવવા માટે એમણે એટલી બધી વાનીઓ તૈયાર કરી હતી કે મનમાં થતું કે વખતે આ લોકો આપણને બકાસુર માનતા હશે!

એક મીઠી મશ્કરી લખવા જેવી છે. જમતી વખતે એ લોકોએ જાણીજોઈને પતકાળાનો એક કકડો માછલી જેવો કાપી એના પર આંખ, પૂંછડી વગેરે રીતસર ચીતરી, અમારી આગળ રાખ્યો હતો. ઘરની બહેનોની સૂચનાથી ઈમાઈ સાન કહે, "કાકાસાહેબ, આજે તો તમારે આ માછલી ખાધે જ છૂટકો.'' મેં કટકો હાથમાં લીધો અને કહ્યું, "કબૂલ, ખાઈશ''. ચિ. રેવતીએ એ માછલીની પૂંછડીનો એક કકડો તોડી ચાખી જોયો અને કહ્યું: "પતકાળું છે તો ગળ્યું, પણ બરોબર બફાયું નથી.'' પરિણામે આવા નિરામિષ નિર્દોષ મત્સ્યાહારથી પણ હું બચી ગયો!!

બીજે દિવસે સવારે અમે યૂઈની સ્થાનિક નિશાળ જોવા ગયાં. થોડો થોડો વરસાદ પડતો હતો. રજા ચાલતી હોવાથી ઘણાંખરાં છોકરાંઓ બહારગામ ગયાં હતાં. પણ ભાઈ મોચીઝુકી સ્થાનિક નગરપાલિકાના કેળવણી વિભાગના અધ્યક્ષ હોવાથી એમણે છોકરાછોકરીઓની સારી સંખ્યા ભેગી કરી હતી. શિક્ષકો તો બધા હતા જ. મારે ત્યાં નાનકડું ભાષણ કરવાનું હતું. ઈમાઈ સાનની ગોઠવણ એવી હતી કે પ્રારંભમાં ઈમાઈ સાન અમારે વિશે, ગાંધીજી વિશે, અને જરૂર જણાય તે પ્રમાણે બીજી વાતો જાપાનીમાં સવિસ્તર બોલે, પછી હું હિંદીમાં બોલું તેનો, વાક્યે વાક્યે, સટીક અનુવાદ કરે. અને છેલ્લે પોતે ઉપસંહાર કરે.

આજે મારે સર્વોદય વિશે બોલવાનું હતું કેમ કે વિદ્યાર્થીઓ, પ્રાથમિક શાળાના નહીં પણ મિડલ સ્કૂલના હતા.

મેં જોયું કે છોકરાઓ બધા આગળ બેઠા હતા અને છોકરીઓ પાછળ. 'પછાત લોકોને આગળ આવવા દેવા' એ સર્વોદયનો સિદ્ધાંત સમજાવવા માટે મને એક વસ્તુપાઠ સૂઝયો. મેં કહ્યું: "ભારતમાં પણ પુરુષો આગળ બેસે, સ્ત્રીઓ પાછળ બેસે, એવો જ રિવાજ પહેલાં હતો. પણ હવે અમે એ બદલતા જઈએ છીએ. સભાની વ્યવસ્થામાં ભંગાણ પાડયા વગર જો તમે વિદ્યાર્થીઓ પાછળ જઈ શકો અને છોકરીઓને આગળ બેસવા દઈ શકો તો હું રાજી થઈશ. શરત એટલી જ કે આ ફેરફાર ત્રણ મિનિટની અંદર થવો જોઈએ." મારી આ છેલ્લી શરતથી છોકરાઓને ચાનક ચડી. તેઓ તરત ઊઠયા અને જોતજોતામાં – બરાબર દોઢ મિનિટમાં – મેં સૂચવેલી ગોઠવણ એમણે કરી બતાવી. ગરબડ જરાયે ન થઈ. મેં એમને શાબાશી આપી અને પછી સર્વોદય, અંત્યોદયની વાત સમજાવી. ત્યાર પછી મેં ઉમેર્યું કે "એશિયા ખંડમાં નવો યુગ બેઠો છે. આપણે હવે એકબીજાને, યુરોપિયન લોકો મારફતે નહીં, પણ સીધેસીધા ઓળખવા માગીએ છીએ. જેમ તમારા દેશનું નામ જાપાન નહીં પણ નિપ્પોન અથવા નિહોન છે, તેમ અમારા દેશનું નામ ઇન્ડિયા નહીં પણ ભારત છે. એ નામો જ આપણે કેમ ન ચલાવીએ? આપણે એશિયાવાસીઓએ – ખાસ કરીને નિપ્પોન અને ભારતના લોકોએ, દુનિયામાંથી યુદ્ધને નેસ્તનાબૂદ કરવું છે." વગેરે. શિક્ષકોએ ઘણા ઉત્સાહથી મારી વાત સાંભળી અને બાળકોને નકશાની મદદથી સમજાવી દીધી.

ઘેર આવીને જમીને અમે કોફૂ જવા ઊપડયાં. વચમાં થોડા કલાક મેળવી અમારે મિનોબૂ પણ જવું હતું. ઘેરથી નીકળતાં અમારા મેજબાનોએ અમને સરસ રૂમાલો ભેટ આપ્યા અને સાથે ફોટા પડાવ્યા.

જાપાનનું લોકજીવન વિગતે જોતાં ખાતરી થાય છે કે ભાષા, પહેરવેશ અને રિવાજો ભલે ગમે તેટલાં ભિન્ન હોય, માણસનું હૃદય, એની અભિલાષાઓ અને એના આનંદનાં સ્થાનો બધે એકસરખાં જ હોય છે. ભેદનાં તત્ત્વો ઓછાં, છીછરાં અને અસ્થાયી હોય છે; જ્યારે એકતાનાં તત્ત્વો જીવનવ્યાપી, ઊંડાં અને સ્થાયી હોય છે.

આવતી કાલે કોફૂમાં મારે હાથે એક સ્તૂપની આધાર-શિલા મુકાવવાની છે અને આવતી કાલે જ ગુરુજીનો જન્મદિવસ પણ છે. એટલે અમારી જાપાનની યાત્રામાં એ દિવસ અમારે તેમ જ અહીંના લોકો માટે મહત્ત્વનો છે.

## ૨૧. જાપાની પ્રજાની ખાસિયત

આપણો દેશ જાપાન કરતાં અનેક ગણો મોટો છે. આપણી લોકસં આંકડાથી જ ઘણા દબાઈ જાય. આપણે ત્યાં વીજળી જે પ્રમાણમાં પેદા થ છે અને જેટલી આગળ જતાં વપરાશે, તેના હિસાબમાં નાના જાપાનની પ્રવૃત્તિ અને એના આંકડાઓ ભારે ન કહેવાય. પણ આ નાનકડા દેશે સ્વતંત્ર હોવાને કારણે છેલ્લાં ૧૦૦ વર્ષમાં જે પ્રગતિ સાધી છે ત્યાં સુધી પહોંચતાં આપણને થોડી વાર લાગશે.

આપણે સ્વતંત્ર થયાંને દસ વર્ષ થવા આવ્યાં. આપણા દેશની કુદરતી સમૃદ્ધિ ઓછી નથી. એકલા લોઢાનો જ વિચાર કરીએ તો આજની યાંત્રિક સંસ્કૃતિના આધારરૂપ એ ખનીજનો કુલ જથ્થો અને એની ગુણવત્તા (Quality) દુનિયાના કોઈ પણ દેશ કરતાં ઊતરતાં નથી. આપણે ત્યાં લોઢું ઉત્તમ કોટીનું અને અખૂટ છે. ઔદ્યોગિક પ્રગતિ સાધતાં જાપાનને જેટલાં વર્ષો ગયાં તેટલાં આપણે ખરચવાં નહીં પડે. ધારીએ તો આપણે જોતજોતામાં અદ્‌ભુત પ્રગતિ કરી દુનિયાને મોખરે આવી શકીએ. આપણી પ્રજા કેળવાયેલી છે, સંસ્કારી છે. આપણું સામાજિક સંગઠન – એના અસંખ્ય દોષોથી આપણે ગમે તેટલા અકળાઈએ તોપણ – દુનિયાના બીજા દેશો કરતાં ઊતરતું કે નિરાશ કરનારું નથી.

આપણને વાર લાગશે ફક્ત નવું માનસ કેળવતાં. "જેવું માનસ તેવો માણસ" એ આપણે ભૂલી ન શકીએ. બીજી એક મહત્ત્વની વાત છે. જાપાની લોકો જેટલું કામ કરી શકે છે તેટલું આપણા લોકો કરી શકતા નથી. એ લોકો કામે વળગે એટલે રાક્ષસની પેઠે કામ કરે છે. પોતાના શરીરની દયા ખાતા નથી. આપણે લોકો પ્રમાણમાં આરામતલબ. જો ટાળી શકાય તો મહેનત જરૂર ટાળીએ. એ સ્વભાવ હવે બદલવો જોઈએ. પછાતમાં પછાત ગણાતા આફ્રિકન લોકો પણ કામ કરનારા જબરા. આવી આજની મહેનતુ દુનિયા આસપાસ પથરાયેલી હોવાથી આપણે ક્ષીણવીર્ય થયે અથવા રહ્યે પોપાય નહીં. જાપાની લોકોની કાર્યશક્તિ અને એમની સહન કરવાની શક્તિ એ આ પ્રજાની મોટામાં મોટી મૂડી છે. સંકટ આવી પડે, કષ્ટ આવી પડે, દુ:ખના દિવસો પસાર કરવા પડે ત્યારે આ પ્રજા હારી જતી નથી. એટલું જ નહીં પણ મોઢા ઉપર દુ:ખના શેરડા પણ આવવા કે જણાવા ન દે. અને આ સ્વભાવ છેક બાળપણથી કેળવાયેલો દેખાય છે. જાપાની બાળકોની ધીરજ મા એને પીઠ પર બાંધી ફેરવે છે ત્યારથી જ કેળવાતી હશે. મા કામ

કરતી જાય અને પીઠ પરનું બાળક ભારે માથું હલાવતું આખી દુનિયાનું નિરીક્ષણ કરે. અને માને કે જિંદગી તો આવી જ હોય.

આ પ્રજા એક હસતી પ્રજા છે. હમેશાં પ્રસન્ન રહેનારી અને આસપાસના લોકોને પ્રસન્ન કરનારી છે. એમના દાંત જાણે હસવા માટે જ બનાવેલા છે. પણ એક દોષ એ પ્રજામાં આવી ગયો છે. એ લોકો પોતાના દાંત બરાબર રાખી શકતા નથી. પરિણામે દંતવૈદ્યોનું કામ અહીં દિન પર દિન વધતું જાય છે. દાંત ઘસાય કે કોવાય કે તરત સોનાનું પડ દાંત પર બેસાડી દે છે. એમના સુવર્ણ દાંતથી અહીંનાં સ્ત્રીપુરુષો જ્યારે હસે છે ત્યારે એમનો ચહેરો પ્રસન્ન દેખાતા છતાં આપણને પ્રસન્ન કરી શકતો નથી. એટલા બધા નબળા દાંતો સાથે આ પ્રજાનું કેમ ચાલશે એવી ચિંતા મનમાં પેદા થયા વિના રહેતી નથી. યુરોપની તેમ જ જાપાનની પ્રજાના પ્રમાણમાં આપણા દાંત ઘણા સારા. અને આપણને એ સાચવતાં પણ આવડે છે. આપણી એ ખાસિયત આપણે ચીવટપૂર્વક ટકાવવી જોઈએ. કોઈ પણ પ્રજાનાં લક્ષણ એમની ગામડાની પ્રજા પરથી વર્તી શકાય છે. આ નાનકડા દેશમાં જમીન ઓછી, ખેતીલાયક જમીન એથીયે ઓછી અને પ્રજાવૃદ્ધિ તો થતી જ જાય છે. એટલે આ દેશ ખેતીપ્રધાન કે ગામડાનો દેશ ન કહેવાય. શહેરો વધતાં જાય છે. સાથે સાથે કેળવણી અને વિજ્ઞાન પણ વધતું જાય છે. અહીં ખેતીની ગણાતી ઊપજ ખરેખર કેવળ ખેતીની નથી હોતી. ઉદ્યોગ-પ્રધાન આ પ્રજાની મહત્ત્વાકાંક્ષા છેલ્લા મહાયુદ્ધમાં ભલે ચગદાઈ ગઈ હોય, ફરી જાગ્રત થઈ છે. વધતી ઉદ્યોગિતાના પ્રમાણમાં પોતાનો માલ વેચવા માટે એમણે નવાં નવાં બજારો હાથ કર્યે જ છૂટકો. માલ સસ્તો કેમ બનાવવો અને આકર્ષક રીતે કેમ વેચવો એ કળામાં આ લોકો યુરોપ-અમેરિકા કરતાં ઘણા આગળ વધી ગયા છે.

આવી આ પ્રજા પાસેથી શીખવા જેવું ઘણું છે. આપણા યુવાનો અહીં આવીને રહેશે અને એમની વચ્ચે એમના જેટલું કામ કરશે ત્યારે જ કેળવાશે. કેટલાક બાહોશ મહેનતુ જાપાની યુવાનોને આપણી સંસ્થાઓમાં પણ રાખવા જોઈએ. આવી રીતે સ્વભાવો, આદતો, અને ટેવોનું વિવેકપૂર્વક આદાનપ્રદાન થાય – અને વિવેક તો ઘણો વાપરવો પડશે અને એમાં જ આપણા ચારિત્રની કસોટી છે – ત્યારે જ આપણે જાપાન જેટલા આગળ વધી શકીશું.

ઉદ્યોગિતા અને સર્વસહિષ્ણુ પ્રસન્નતા સાથે ત્રીજી વસ્તુ આ પ્રજામાં દેખાય છે તે છે એમની discipline અથવા તંત્રનિષ્ઠા. કોઈને કામ સોંપ્યું તો તે બરાબર કરશે જ એની ખાતરી રખાય અને તેથી આ લોકોને સામાન્યપણે કોઈ પણ કામમાં પોતાનું ભેજું વાપરવાની ટેવ ઓછી છે એ ઊણપ ઢંકાઈ જાય છે. સૂચના આપવામાં તમે ભૂલ કરી હોય તો તમારી વાત તમે જાણો. આપેલી સૂચના મુજબ આ લોકો કામ બરાબર કરી આપશે. તેથી વિશ્વાસપૂર્વક કામ સોંપી શકાય છે.

આ મઠમાં મોટા મોટા – દીવાનખાના કરતાં પણ મોટા – ઓરડાઓ છે. દીવાલો અને પરદાઓ પરની કારીગરી અપ્રતિમ છે. લાકડાં કોતરીને દીવાલનો ઉપરનો ભાગ શણગારેલો હોય છે. એટલું બધું ફર્યાં અને એટલું જોયું કે આંખો થાકી ગઈ. મુખ્ય મંદિરોનો વૈભવ બાદશાહના દરબારોને પણ ઝાંખો પાડી દે. મૂર્તિઓ, ચળકતાં ઝુમ્મરો, જરીના કપડાનાં ફૂમતાંઓ, ટૂંકામાં માણસની શ્રદ્ધાભક્તિ કે દાન-વૃત્તિ જે જે કાંઈ લઈ આવે અને ચડાવે તે બધું અહીં સુંદર રીતે ગોઠવેલું હતું. આપણે ત્યાં મંદિરોમાં ઘણી વસ્તુઓ જેમતેમ ખડકેલી હોય છે તેવું અહીં ક્યાંય ન હતું.

આવા વૈભવ વચ્ચે નાનામોટા સાધુઓ સરસ ટાપટીપ સાથે પ્રસન્ન ગંભીરપણે રહેતા અને વિચરતા હતા. એક ઠેકાણે, ઊંચાઈએ એક મંદિર હતું. નિચિરેન બોધિ-સત્ત્વનાં અસ્થિ ત્યાં રાખેલાં છે. આ લોકો અસ્થિને 'શરીર' કે 'શારીર' કહે છે. આસપાસનો પહાડ પણ સુઘડ દેખાય છે. બધે ફરવા માટે રસ્તાઓ કરેલા છે. કેવળ કાવ્યમય જીવન ગાળવું હોય, અને 'ધાર્મિક' વાતાવરણનો લાભ લેવો હોય, તો આના કરતાં વધુ સુંદર સ્થાન મળવું મુશ્કેલ. ધાર્મિક-કળા અને કળા-ધર્મ આવે ઠેકાણે જ પોષાય.

આ બધું જોઈને અને પંથના અનુયાયીઓની શ્રદ્ધાની કદર કરીને અમે કોફૂ જવા ઊપડયાં.

## ૨૩. કોફૂનો સ્તૂપોત્સવ

કોફૂ સ્ટેશન મોટું છે. અમે એક પ્લૅટફૉર્મ પર ઊતર્યાં અને તરત જ બીજા પ્લૅટફૉર્મ પર ગુરુજીની ગાડી આવી. તેઓ પોતે ત્રીજા વર્ગમાં બેઠા હતા. જે લોકો અમારા સ્વાગત માટે ચામડાના પંખા વગાડતા અને નમ્ મ્યો હો રેંગે ક્યો-નો ઘોષ કરતા ભેગા થયા હતા, તેઓ બધા ગુરુજીના સ્વાગત માટે બીજા પ્લૅટફૉર્મ તરફ દોડ્યા.

ત્યાર પછી અમારું મોટું સરઘસ નીકળ્યું. આખા શહેરમાં નાનામોટા રસ્તાઓ પર લોકોએ શણગાર કર્યો હતો. આપણે ત્યાં જેમ આંબાની કે આસોપાલવની ડાળો જ્યાંત્યાં ગોઠવે છે તેમ અહીં જંગલમાંથી બાંબુની કુમળી કુમળી ડાળો આણીને રસ્તે રસ્તે ગોઠવી હતી. એના વળાંક ખૂબ જ શોભતા હતા.

અમારો ઉતારો કોફૂની સૌથી મોટી નોકીવા હોટેલમાં હતો. આ હોટેલમાં દરેક ઓરડીનું પોતાનું અલગ અલગ નામ આપેલું છે અને ઓરડી દીઠ ટેલિફોન પણ છે. અમારી ઓરડીઓનું નામ હતું મિકુરે. કોઈકે અમને કહ્યું કે જાપાનના બાદશાહ જ્યારે એક વખતે કોફૂ આવ્યા હતા, ત્યારે તેઓ આ જ હોટેલમાં – અને આ જ મિકુરેમાં રહ્યા હતા. આ માહિતી મળ્યા પછી અમને અમારું મહત્ત્વ વધારે

સારી રીતે જણાયું! ગુરુજી આ હોટેલમાં જરાક થોભીને, બીજે રહેવા ગયા. તે રાત્રે, આ જ હોટેલમાં, ગુરુજીના અને મારા સ્વાગત તરીકે એક મોટું ખાણું ગોઠવેલું હતું. પણ લોકોએ એ રદ કરી બીજે દિવસે દ્રાક્ષના એક મોટા બગીચામાં, એક ક્લબ્‌ની ઈમારતમાં મોટા પાયા પર એ ગોઠવ્યું અને રાતને માટે શહેરના વીસ-ત્રીસ ચુનંદા લોકો સાથે જ ખાણાની વ્યવસ્થા હોટેલમાં રાખી. કોફૂ શહેર અને યામાનાચી જિલ્લા (Prefecture) તરફથી આ સંયુક્ત સ્વાગત હતું.

ખાધા પછી, સૂતા પહેલાં મેં શ્રીમતી રામેશ્વરીજી માટે તોક્યો ટ્રંક કૉલ કર્યો, પણ તેઓ તોક્યો હજી પહોંચ્યાં ન હતાં. કલકત્તાથી વખતસર નીકળ્યાં ખરાં. પણ હવા સારી નહીં હોવાથી એમનું વિમાન રસ્તામાં અટકી પડયું હશે. તેઓ બીજે દિવસે બે વાગ્યે પહોંચવાનાં હતાં.

લખવાનું ભૂલી જ ગયો કે કોફૂ આવતાંવેંત તારા ચાર કાગળો મળ્યા. એક-૨૬નો, ૨૯ના બે અને ૩૦મીનો એક – આટલા કાગળો વાંચતાં જાણે થોડા વખત માટે ઊડીને સ્વદેશ પહોંચ્યા હોઈએ એવું જ લાગતું હતું.

ટ્રંક કૉલ કર્યા છતાં ચીનની મુસાફરીનું નક્કી ન થતું જોઈ, ઈમાઈ સાને સૂચવ્યું કે જાપાનને જ વધુ વખત આપો અને હવે વધુ દોડમદોડા ન કરતાં, નિરાંતે એક ઠેકાણે બેસી, અનેક લોકોને મળો અને જે કંઈ અધ્યયન-ચિંતન કરવું હોય તે કરો.

અહીં જે ભાઈઓ કોબેથી આવ્યા હતા તેમનો આગ્રહ જોઈને અમે નક્કી કર્યું કે નાગાસાકીના બે દિવસોમાંથી એક કાપીને તે કોબેને આપવો. ફરી વાર વિચારતાં નક્કી થયું કે નાગાસાકીનો એક દિવસ કાપવાને બદલે કોબેથી તોક્યો હવાઈ જહાજમાં જઈ, એ રીતે વખત બચાવવો.

બીજે દિવસ – છઠ્ઠી ઑગસ્ટ – ગુરુજીનો જન્મદિવસ હતો. એનો લાભ લઈ કોફૂના ભક્તોએ તે જ દિવસે, એક ઊંચી ટેકરી પર, વિશ્વશાંતિ કાજે યોજેલા સ્તૂપની આધારશિલા મારે હાથે મુકાવવાનો ઉત્સવ ગોઠવ્યો હતો. ટેકરી પર જવા માટે અનેક રસ્તાઓ હતા. દરેક રસ્તે લોકોનાં ટોળેટોળાં ઉપર જતાં દેખાતાં હતાં. મોટર ટેકરી પર ચડી ન શકે અને હું પગપાળા ચડીને ઉપર સુધી જઈ ન શકું. એટલે એ લોકોએ મને ઉપર લઈ જવા માટે વાંસની બનાવેલી એક ડોળી આણી હતી. કેટલાક શિષ્યો અને ભક્તોએ વારાફરતી ડોળી ઊંચકી અને એ રીતે ભારતથી આવેલા કાકાસાહેબ પહાડને શિખરે પહોંચ્યા! આમાં અભિમાનને શિખરે પહોંચવા જેવું કશું હતું નહીં. ઊલટું અપંગતાની લાચારીની શરમથી હું લગભગ ઓગળી ગયો!

ટેકરી પરનો પ્રસંગ પવિત્ર ગંભીર હતો. સ્થાન પૂજા માટે શણગારેલું હતું. આવેલા મહેમાનો માટે શમિયાના તાણ્યા હતા. ટેકરીનું શિખર, એટલે જગા સાંકડી અને ખાડા-ટેકરાવાળી હતી. આવેલા મહેમાનોમાં એક બ્રહ્મી-જર્મન મિશ્ર વંશના કદાવર બૌદ્ધ સાધુ હતા. એમની ઊંચાઈ અને ભડક રંગનાં ચીવરથી એ બધાથી

જુદા પડતા હતા. ભક્તોમાં સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં ઓછી ન હતી. બાળકોના ઉત્સાહનો પાર ન હતો.

ગુરુજી બોલ્યા. બીજા અનેક લોકો બોલ્યા. અમે ભાષા ન સમજીએ છતાં ગુરુજીનું વક્તૃત્વ ઉઠાવદાર અને પ્રભાવી હતું એટલું જોઈ શકયાં. આધારશિલા મૂકતાં પહેલાં મારું મુખ્ય ભાષણ થયું. જેનો જાપાની અનુવાદ લોકોએ હર્ષભેર વધાવી લીધો. મેં કહ્યું: "ભારતમાં નાનામોટા સ્તૂપો ઘણા છે. પણ આજે તે ખંડિયેરો જેવા લાગે છે. સ્તૂપો પ્રત્યેની જીવતી શ્રદ્ધા મેં બ્રહ્મદેશમાં અને અહીં નિપ્પોનમાં જોઈ. ગુરુજીની તેમ જ જાપાનના અસંખ્ય ભક્તોની આવી ઉત્કટ શ્રદ્ધા જોઈને સ્તૂપોનું મહત્ત્વ હું સમજ્યો.

"હું એ પણ જોઈ શકું છું કે ભારતમાં અથવા બ્રહ્મદેશમાં જેમ બુદ્ધ ભગવાનનાં અસ્થિ (શારીર ધાતુ) સ્તૂપોમાં હોય છે તેવાં અહીંના સ્તૂપોમાં ન હોવાને કારણે એટલી ઊણપ મનાતી હતી. પણ ત્રણ વરસ પહેલાં, કુમામોતોમાં જે સ્તૂપ સ્થપાયો તેમાં રાખવા માટે ભારત સરકાર તરફથી બુદ્ધ ભગવાનના શરીરના અવશેષો મળવાથી એ ઊણપ દૂર થઈ. જાણે આ આખો દેશ હવે સનાથ થઈ ગયો. હવે તો ભારતના લોકો પણ યાત્રાને અર્થે અહીં આવવા માંડશે. જે ભૂમિમાં શાક્ય મુનિ બુદ્ધ ભગવાનના અવશેષો છે તે અમારે મન પુણ્યભૂમિ છે. હવે અમે આ ભૂમિને સ્વદેશ જેવી જ ગણીશું.

"અસંખ્ય લોકોની ભક્તિ કેન્દ્રિત કરવાની શક્તિ આવા સ્તૂપોમાં હોય છે. આ સ્તૂપો લોકોની દેશભક્તિ અને ધર્મનિષ્ઠા બંને એકત્ર કરવાનું કામ કરે છે. ધાર્મિક શ્રદ્ધાથી જો આવા સ્તૂપોનું રક્ષણ કરીએ તો દેશનું રક્ષણ એની મેળે થાય.

"જેમ પુણ્ય પુરુષોનાં ફૂલો આપણે આદરપૂર્વક આવે ઠેકાણે સંઘરી રાખીએ છીએ, તેવી જ રીતે બુદ્ધ ભગવાનની પવિત્ર વાણીનો સંગ્રહ પણ આવે ઠેકાણે થઈ શકે છે. ધર્મગ્રંથો આપણી આધ્યાત્મિક મૂડી છે. એનું રક્ષણ પણ આવે ઠેકાણે થવું જ જોઈએ.

"આ સ્થાન નિપ્પોન દેશના લગભગ મધ્યમાં છે. અહીંથી ધર્મના સંસ્કારો દીર્ઘકાલ સુધી ચારે કોર ફેલાઓ અને વિશ્વશાંતિ તેમ જ વિશ્વબંધુત્વના ગુરુજીના ઉદ્દેશો સફળ થાઓ.

"ગુરુજી ગાંધીજીને મળ્યા હતા. બંનેની શ્રદ્ધા એક જ જાતની છે. આજના પુણ્યપ્રસંગે, મહેમાન તરીકે, બુદ્ધ ભગવાનની જન્મભૂમિનો કોઈ માણસ મળે તો સારું, એમ સમજીને તમે મને અહીં આમંત્ર્યો. તેમાંયે હું ગાંધીજીનો એક તુચ્છ સેવક, એટલે પણ મને બોલાવવાનું તમને મન થયું, એ હું સમજું છું. ગુરુજીના કેટલાયે શિષ્યો ગાંધીજીના આશ્રમમાં રહી ચૂક્યા છે. અને તેથી એમનો ને મારો આત્મીય સંબંધ બંધાયો છે. તેઓ ભારતમાં જે કામ કરે છે તે મારું જ છે એમ મને લાગે છે. ભારતના યાત્રીઓ જ્યારે આ દેશમાં આવશે અને આ સ્તૂપની આધારશિલા ઉપર નાગરી લિપિમાં અને હિંદી ભાષામાં લખેલું વાંચશે ત્યારે નિપ્પોન અને ભારત વચ્ચે હૃદયનું કેટલું ઐક્ય સધાતું જાય છે એ જોઈ શકશે.

"એશિયા હવે ફરી જાગ્રત થયો છે. એ જાગૃતિમાં નિપ્પોનનો ફાળો ઓછો નથી. હવે આપણે એકબીજાની મદદથી, અને બુદ્ધ ભગવાનના આશીર્વાદથી, આખા વિશ્વમાં શાંતિની સ્થાપના કરવી છે અને જીવમાત્રનું દુઃખ દૂર કરી, સર્વેનાં સુખથી સુખી થવું છે. એક મોટા યુગકાર્યનો આપણે પ્રારંભ કરીએ છીએ. તથાગત બુદ્ધ ભગવાનના આશીર્વાદ સૌને પ્રેરે એ જ આપણી બધાની આજે પ્રાર્થના છે."

ભાષણને અંતે અમે બધાએ અનેક વાર પ્રદક્ષિણા કરી, પ્રદક્ષિણા કરતાં કરતાં ગુરુજી કાગળનાં રંગબેરંગી પાંદડાંઓ વચમાં વચમાં ઉડાડતા હતા, તે મેળવવા માટે બાળકોમાં પડાપડી થતી હતી. કેટલીક વૃદ્ધ બહેનો, પગમાં તાકાત હોય કે ન હોય, આગ્રહપૂર્વક પ્રદક્ષિણા કરતી હતી. એમની એ શ્રદ્ધા જોઈ, એમના પ્રત્યે મનમાં માન ઊપજતું હતું.

ટેકરીને માથેથી જોડિયા દૂરબીન દ્વારા આસપાસનો પ્રદેશ જોયા વગર રહેવાય જ કેમ?

હવે નીચે ઊતરી ઘર ભેગાં થવાનો સવાલ હતો. ભક્ત સ્વયંસેવકો સવારની ડોળી મારી પાસે લઈ આવ્યા. મેં બેસવાની ધરાર ના પાડી. જે સુંદર સુંદર દ્રાક્ષના બગીચામાં થઈને અમે ઉપર આવ્યાં હતાં તેમની મુલાકાત લેતો લેતો હું નીચે ઊતર્યો. દ્રાક્ષની વેલીઓ, એમનાં કરકરિયાળાં પાંદડાં અને જ્યાંત્યાં લટકતાં દ્રાક્ષનાં ઝૂમખાં – બધું એટલું તો કાવ્યમય લાગતું હતું કે રેવતી સીધી ઊતરે જ નહીં. બગીચામાં ઘૂસીને બાળક ઝૂમખાની શોભા નજીકથી નિહાળે. હું તો ઈમાઈ સાનના ખભાને આધારે ઊતરતો હતો. કેડી મૂળે સાંકડી, તેમાં વરસાદને કારણે લપસણી થયેલી! ઘણી વાર બે જણ એક હારમાં ચાલે એવી ગુંજાઈશ ન મળે. વચમાં વચમાં ઉતાવળે નીચે પહોંચવા માગનારા કેટલાક લોકોને મારગ કરી આપવાનો. એક રીતે આ બધી અગવડો હતી. બીજી રીતે એની જ મજા હતી. ટેકરીની તળેટીએ, રેલવે લાઇન સુધી પહોંચ્યાં ત્યાં ઈમાઈ સાનનો એક જુવાન ભત્રીજો સામેથી આવ્યો. પોતાના કાકાને જોઈને એણે પ્રસન્ન સ્મિત કર્યું. કાકા જેવા કાકા; પણ સાધુ થયેલા! આત્મીય છતાં પરાયા! નજીક છતાં દૂર! પ્રેમનું જ રૂપાંતર

આદરમાં થયેલું. એની આંખમાં એ બધી ભાવના સ્પષ્ટ દેખાતી હતી. એના તરફ મારું ધ્યાન ગયેલું જોઈ ઈમાઈ સાને મને કહ્યું, "એ મારો ભત્રીજો છે. ઘડીક માટે ઘેર આવશો? એમ મને પૂછે છે."

અમે રેલવે લાઇન ઓળંગી, રાહ જોતી મોટરમાં બેઠાં અને બધાં પ્રલોભનો છોડી હોટેલ ભેગાં થઈ ગયાં. એનું મુખ્ય કારણ એ કે ટેકરી આખી ઊતરતાં મારા ઘૂંટણની ઠીક ઠીક કસોટી થઈ હતી. લોકો કહે છે કે ચડવું મુશ્કેલ હોય છે, મારો અનુભવ કહે છે કે ચડવું પોસાય. આકરો ઉતાર તો હાડકાંને ઢીલાં જ કરી નાખે છે!

હોટેલ પહોંચતાં તારો તા. ૨૭મી રાત્રે લખેલો કાગળ મળ્યો. અહીંનાં છાપાંમાં એમ પણ સમાચાર વાંચ્યા કે જવાહરલાલજી પાર્લમેન્ટ દ્વારા બિલ પાસ કરાવી, ડાકખાતાની હડતાળ બેકાયદેસર ઠરાવવાના છે. એ પગલા વિશે એની અને આપણા કર્મચારીઓ પર થતી અસર વિશે વિચાર કરવાનું મારું કામ ન હતું. તારા કાગળો હવે મને રીતસર મળવાના એટલું આશ્વાસન મારે માટે મતલબનું અને સંતોષ-કારક હતું.

ખાધું પીધું અને ઘૂંટણ સાથે આખા શરીરને બપોરના જરૂરી આરામ આપ્યો. શરીર તો ઝટ માની ગયું પણ ચિ. રેવતી અને મંજુ – બંને પાસેથી ઠીક ઠીક ખુશામત મેળવ્યા પછી જ ઘૂંટણ રાજી થયાં. આ ઘૂંટણ જો હડતાળ પાડત અને શરીરને ઊભું થવા જ ન દેત તો હું શું કરી શકત?

સાંજે શહેર બહાર એક વિશાળ દ્રાક્ષમંડપ તળે થઈને અમે પસાર થયાં. ત્યાં એક મોટી જબરદસ્ત કલબ હશે. ત્યાં શહેર અને જિલ્લા તરફથી મોટો સ્વાગત્ત સમારંભ હતો. બપોરે પહાડ પર સ્તૂપ વિશે બોલ્યો હતો. સાંજે નિહોનના આતિથ્ય વિશે અને ગુરુજી ફૂજીઈ વિશે બોલ્યો એમાં જ ઔચિત્ય હતું. મારુયામા સાન રાજી રાજી થયા. ભાષણને અંતે મેં ગુરુજીને ભારત સરકારે બહાર પાડેલી 'Way of Buddha' એ કીમતી ચોપડી ભેટ આપી. અને ગુરુજી ઉપર લખેલો તારો કાગળ પણ આપ્યો. તને સ્વપ્નમાંયે ખ્યાલ નહીં હોય કે તારા કાગળની અહીંના ભક્તોએ કેટલી કદર કરી! ઈમાઈ સાને તારો કાગળ આખી મેદની આગળ પ્રથમ મૂળ હિંદીમાં વાંચી સંભળાવ્યો અને પછી એનો જાપાનીમાં અનુવાદ પણ કર્યો! હવે બધા લોકો મારી પાછળ બેઠેલી રેવતી-મંજુ તરફ જોવા લાગ્યા. એટલે એમનો પરિચય આપતાં મેં કહ્યું કે ચિ. સરોજની ગેરહાજરીમાં આ બે બહેનો એનું કામ કરે છે. હિંદીમાંથી જાપાની કરવાનો ઈમાઈ સાનને સારો મહાવરો થયો છે. મારુયામાજીનું હિંદી કટાઈ ગયું છે. એમના કરતાં ગઈ કાલનો યુવાન તાસ્સે-સાન વધારે સારું હિંદી બોલે છે.

ગુરુજી વિશે અહીં હું જે બોલ્યો તેનો ઉલ્લેખ મારા કાગળોમાં વચમાં વચમાં આવે જ છે. મેં અહીં ખાસ એ કહ્યું કે ગુરુજી રાજદ્વારી મહત્ત્વાકાંક્ષા રાખનારા માણસ નથી. તેઓ ધર્મપુરુષ છે. જે માણસ ધર્મનું રહસ્ય જાણે છે તેનામાં જો ધર્મતેજ હોય તો તે રાજદ્વારી પરિસ્થિતિથી અળગો ન રહી શકે. ગુરુજી નિપ્પોનના

કોઈ પણ રાજદ્વારી પક્ષ સાથે ભળેલા નથી. એમને જે વાત લોક-હિતની અને માનવ-હિતની જણાય છે તેનો જ તેઓ પ્રચાર કરે છે. અત્યાર સુધી એમણે દેશની અને ધર્મની ઘણી સેવા કરી છે પણ એમને હાથે હવે પછી એથીયે વધારે સેવા થવાની છે. એમને રસ્તે જવાથી જ આ દેશનું ભલું થવાનું છે, એ વિશે મને શંકા નથી.

સ્વાગત સમારંભ પૂરો કરી અમે પાછાં આવ્યાં. ફરી એક વાર તોકયો ટ્રંક કૉલ કર્યો અને ત્યાંની બધી વિગતો જાણી લીધી.

સવારે વહેલા ઊઠીને તને આ કાગળ લખાવું છું. જ્યાં બેઠો છું ત્યાંથી જમણી બાજુ દૂર દૂર ટેકરીઓ દેખાય છે. ડાબી બાજુ એક મોટું મકાન પોતાના થાંભલા તરફ ધ્યાન ખેંચે છે. અમારી બારી તળેના તળાવમાં લાલ માછલીઓની લીલા નિહાળતો લખાવું છું. અને એ જ તળાવને કાંઠે પથરાનો આબેહૂબ બનાવેલો એક મોટો દેડકેશ્વર મારી તરફ તાકે છે અને મારી વાતો જાણે ધ્યાનપૂર્વક સાંભળે છે!

તારા કાગળો ફરીથી ધ્યાનપૂર્વક વાંચ્યા. તારું લોહી સુધરે છે એ જાણી સંતોષ થયો. વજન વધતું નથી એટલું બસ છે. ઘટાડવાની જરૂર નથી. ડૉ. જસાવાળાની ચિકિત્સા પૂરી કર્યા પછી, જરૂર જણાય તો, બીજી દવા કરાશે.

તારે કારેલાનો રસ પીવો પડે છે એ વાંચી પ્રથમ તો મને મજા જ પડી. કેવું મોઢું કરીને પીતી હઈશ એ જોવાને હું ત્યાં નથી એનું માઠું લાગ્યું. પણ હવે તારા પ્રત્યે સહાનુભૂતિ જાગી છે.

તારા તા. ૩૦ના કાગળ પરથી લાગે છે કે કાચાં કારેલાંનો રસ તને ધીરે ધીરે ભાવવા માંડશે. જો તને એ મારી પેઠે ભાવવા માંડે તો મારે કારેલાં છોડવાં પડશે. દુનિયાનું બૅલન્સ ટકવું જોઈએને?!

ચિ. અવનિના કાગળો આવે છે. પણ તે ટૂંકા હોય છે. અવનિનો કાગળ ન આવે તો મંજુ એને રીતસર ધધડાવે છે! બાળનો કાગળ ન હોય તો રેવતી તરત વીલું મોઢું કરે છે. પછી મારે એને કહેવું પડે છે કે "બાળે કાગળ લખ્યો હશે જ. વખતે બાળ કલકત્તા ગયો હશે. એને તારા કાગળો નહીં મળ્યા હોય. પ્રવાસમાં લખવાનો વખત એ ક્યાંથી કાઢી શકે," વગેરે.

ગરીબ મુસલમાનોમાં પરણતી વખતે વરે પત્નીને વચન આપવું પડે છે, "પાણીની મટકી કબૂલ. લાકડાનો ભારો કબૂલ." પડદાનશીન પત્ની ઘરનું બધું કામ તો કરી શકે, પણ બહાર જઈને ન લાકડાં વીણી શકે, ન પાણી આણી શકે. પોતાની પત્નીને પ્રવાસે મોકલતી વખતે આજના પતિઓએ 'રોજનો એક કાગળ કબૂલ,' એવું વચન આપવું જોઈએ!

એક વાત લખવાની રહી જ જતી હતી. કોફૂ શહેર બહાર અમે સ્વાગત સમારંભ માટે ગયાં હતાં, ત્યાં અમે ઠીક ઠીક વહેલાં પહોંચેલાં હોવાથી બાગમાં જરા ફર્યાં, જાતજાતનાં પૂતળાંઓ અને ચિત્રો જોયાં અને એક ઠેકાણે ગ્રામોફોનનું

સંગીત સાંભળવા થોભ્યાં. ત્યાં જોયું તો પડખે એક મોટું સાર્વજનિક સ્નાનાગાર છે; તેને બે છેડે બે દરવાજા છે. એક રસ્તે સ્ત્રીઓ અંદર જાય છે, બીજે રસ્તે પુરુષો. એક મોટા, પહોળા પણ છીછરા હોજમાં ગરમ પાણી વહેતું હતું. એ હોજને એક કિનારે પુરુષો નહાય; બીજે કિનારે સ્ત્રીઓ. અંદર જઈને એ લોકો બધાં કપડાં ઉતારી દઈને નાહવા ઊતરે છે. ફક્ત પુરુષો કે ફક્ત સ્ત્રીઓ અંદર અંદર એકબીજાને નગ્ન જુએ તો એટલુંયે આપણી દૃષ્ટિએ વિચિત્ર જ. પણ પુરુષો અને સ્ત્રીઓ હોજની સામસામી બાજુએ એકબીજાને નાગાં જુએ એ તો આપણી કલ્પનામાં પણ નહીં આવી શકે! અહીંના લોકોને એનો જરાયે ક્ષોભ નથી.

સાર્વજનિક સ્નાનાગાર બહાર દીવાલ ઉપર અંદરના હોજનું ચિત્ર ચીતરેલું હતું, જેથી અંદરની સગવડનો પૂરેપૂરો ખ્યાલ આવી શકે.

આજે બપોરે અમે કોફૂથી નાગાસાકી જવા ઊપડીશું. પ્રવાસ લાંબો છે. કાલે પહોંચીશું. ત્યાંનું રેલસંકટ હવે ઓસરી ગયું છે. ગયે ફેરે આપણે શહીદ શહેર હિરોશીમા જોયું હતું. આ વખતે નાગાસાકી જોવું છે.

# ૨૪. નાગાસાકીનું શ્રાદ્ધ

નાગાસાકી
૯–૮–’૫૭

કોફૂથી નાગાસાકી ખાસો અઠ્ઠાવીસ કલાકનો રસ્તો છે. કોફૂમાં જેમ છઠ્ઠી તારીખ સાચવવાની હતી તેમ અહીં આઠમી સપ્ટેમ્બરે આ શહેર પર પડેલા બૉમ્બના દ્વાદશ વાર્ષિક શ્રાદ્ધ માટે ગોઠવેલી એક કૉન્ફરન્સમાં હાજર રહેવું હતું. એટલે જ અમે વચમાં ક્યાંય થોભ્યા વગર લાગલાગટ મુસાફરી કરી. શરૂઆતમાં ફૂજી સ્ટેશન સુધી અમારે ત્રીજા વર્ગમાં જવું પડયું. ખરો પ્રવાસ તો એ જ હોય છે. કેમ કે ત્રીજા વર્ગમાં સામાન્ય જનતાનું દર્શન થાય છે; લોકોની રીતભાતનો અને બોલવાચાલવાનો કંઈક ખ્યાલ આવે છે, બાળકોની લીલા જોવા મળે છે અને માનવતાની સાર્વભૌમ એકતા અનુભવાય છે. પણ થાકથી કળતું શરીર લાંબું થઈને ઊંઘ મેળવવા તલસતું હોય અને ઊંઘ મેળવવાની સગવડ કે આશા ન હોય ત્યારે માનવતાનું આકર્ષણ મુલતવી રહે છે. ફૂજીનું સ્ટેશન હમણાં આવશે, હમણાં આવશે, એવી આશાએ વખત કાઢ્યો. ત્યાં અમારે ગાડી બદલવાની હતી. ફૂજી સ્ટેશને ખબર મળ્યા કે આગળની ગાડી મળતાં એક કલાકની વાર છે.

આ પ્રદેશમાં સ્ટેશન માસ્તરની ઓરડી એ જ ઉપલા દરજ્જાના મુસાફરોનું પ્રતીક્ષાલય હોય છે. એક રીતે એ સારું છે. સ્ટેશન માસ્તર જાતે મહેમાનો તરફ ધ્યાન આપી શકે છે અને મન થાય તો ચા લેવા પણ નિમંત્રી શકે છે. આટલી તપસ્યા કર્યા પછી જ્યારે પહેલા વર્ગના અનુકૂલિત ડબ્બા મળ્યા ત્યારે શરીર અને

મન બંને રાજી થયાં અને મેં તો સૌંદર્યસૃષ્ટિમાં વિહાર કરવાને બદલે, સ્વપ્નસૃષ્ટિમાં ડૂબી જવાનું જ પસંદ કર્યું!

હોન્શુથી દ્વીપાન્તર કરી ક્યુિશુ બેટમાં પ્રવેશ કરવા માટે પણ ગાડી બદલવી પડતી નથી. સ્ટીમરમાં બેસવાનો કે પુલ ઓળંગવાનો પણ સવાલ નહીં. ત્રણ વરસ પહેલાં કુમામોતો અને અને આસો પહોંચવા માટે આપણે આ જ રસ્તે ગયેલાં. મેં મંજુ-રેવતીને આ બધું સમજાવ્યું કે આ બેટથી પેલા બેટ સુધીનો રેલવે-રસ્તો સમુદ્રને તળિયે એક વિવર ખોદીને જોડી દીધેલો છે. અધૂરામાં પૂરું આ દ્વીપાન્તર રાત્રે થતું હોવાથી કશું જ કુતૂહલ અનુભવાતું નથી.

આ ક્યુિશુ બેટમાં થોડા જ દિવસ પહેલાં પ્રચંડ વાવાઝોડું આવેલું જેથી આ પ્રદેશને રેલસંકટ ભોગવવું પડયું હતું. તેનાં દૃશ્યો હવે દેખાવા લાગ્યાં. કોક કોક ઠેકાણે વરસાદને કારણે ટેકરીઓ ફસકી જઈ એમાંના પથરા દૂર દૂર સુધી ફેંકાઈ ગયા હતા. પાણીના રેલા સાથે જે ઘાસ તણાયું હતું તે વચમાં વચમાં તારના થાંભલાને લીધે અટકી પડયું હતું. તારના થાંભલા આમ કે આમ ઢળી ન પડે એટલા માટે એમના માથાથી જમીન સુધી જે ત્રાંસા તારો ખેંચેલા હોય છે, તેમની આસપાસ પણ ઘાસ, ઝાંખરાં, પાંદડાં ભેગાં થયાં હતાં. જાણે એક નાનકડી ઝૂંપડી અથવા પિરામિડ. રેલનું પાણી કેટલે ઊંચે સુધી ચડયું હતું એનું માપ કાઢવા માટે આ ઝાંખરાં ઉપયોગી હતાં. એક નદીનું પાત્ર કાંઈક પોચું હશે. એમાંની માટી વગેરે ધોવાઈ જતાં પ્રવાહમાં એક નવો ધોધ પેદા થયો હતો! માટી ધોવાઈ જવાથી કેટલેક ઠેકાણે તારને થાંભલાનો આધાર રહ્યો ન હતો. વીજળીના તારને ટેકો આપવાને બદલે, ફાંસી ગયેલા માણસની પેઠે, તારનો જ આધાર લઈને એ થાંભલાને લટકતા જોઈ, અને કોક કોક ઠેકાણે, તારને નીચે ખેંચી, થાંભલાઓને જમીન પર સૂતા જોઈ દયા જ છૂટતી હતી. માઈલો સુધી આવાં દૃશ્યો જોઈ ઘણું દુ:ખ થયું. છતાં એમાંયે આનંદ એ વાતનો થતો હતો કે લોકો હેબતાઈ જવાને બદલે ઝપાટાભેર કામે વળગી આખી પરિસ્થિતિ સુધારતા હતા. ડાંગરનાં ખેતરોમાં પાણી સાથે રેતી અને માટી પથરાઈ ગઈ. એ જે નુકસાન થયું તે તો થઈ જ ગયું હતું.

અમે ચાર વાગ્યે નાગાસાકી પહોંચ્યાં. જાપાનનાં બીજાં શહેરો સમતલ સપાટ ભૂમિ પર વસેલાં છે, જ્યારે નાગાસાકી અનેક ટેકરીઓ ઉપર, ઊંચુંનીચું વસેલું છે. મોટા મોટા રસ્તાઓ પણ ચડઊતર કરતા જોઈને મને પોર્તુગાલની રાજધાની લિસબન શહેર યાદ આવ્યું.

સ્ટેશને અમને તેડવા જે ભિખ્ખુ આવ્યા હતા તે અમને શ્રી હાસેગાવા-(ડાયરેક્ટર, સિવિલ ઍંજિનિયરિંગ)ને ત્યાં લઈ ગયા. ગૃહપતિ ઘેર ન હતા. રેલ-સંકટને પહોંચી વળવા સરકાર તરફથી જે કામ ચાલતું હતું, તેની દેખરેખ માટે તેઓ ગયા હતા. એમનાં પ્રેમાળ પત્નીએ અમારું સ્વાગત કર્યું. નાહીધોઈને એમને ત્યાં અમે જમ્યાં. શ્રીમતી હાસેગાવાએ રેવતી-મંજુને પોતાના ઘરની ગોઠવણ

બતાવી, કુટુંબીઓના ફોટા બતાવ્યા, કપડાં અને કાચનાં વાસણો બતાવ્યાં. કેટલીક ભેટો આપી. બે કલાકમાં આ બહેને આપણી બંને બહેનોનું ચિત્ત હરી જ લીધું. અને એ બધું ભાષાની દરમ્યાનગીરી વગર જ!! આંખોની ભાષા સાર્વભૌમ હોય છે.

અમારે એ ઘરમાં રહેવાનું ન હતું. બીજે ઠેકાણે, ગુરુજીના એક ભક્તને ત્યાં અમારી રહેવાની વ્યવસ્થા હતી.

શ્રીમતી હાસેગાવાની વિદાય લઈ અમે ઍન્ટી-ઍટમ-બૉમ્બ કૉન્ફરન્સમાં ગયાં. સંમેલન ઇન્ટરનૅશનલ કલ્ચરલ હૉલમાં ગોઠવાયું હતું. ત્યાં હજાર દોઢ હજાર લોકો આગળ જિલ્લાના ગવર્નર, નાગાસાકી શહેરના નગરશેઠ વગેરે મોટા મોટા લોકોનાં ભાષણ થયાં. ભારતથી આટલે દૂર આવેલો હું મહેમાન, ખાસ આ સંમેલન માટે અને બીજા દિવસના શ્રાદ્ધ માટે નાગાસાકી આવેલો હતો તેથી લોકોને મારા ભાષણ પ્રત્યે ખાસ આકર્ષણ હોય એ સ્વાભાવિક હતું. મેં ભારતની પ્રજાની સહાનુભૂતિ વ્યક્ત કરી અને ભારત સરકારની આંતર-રાષ્ટ્રીય નીતિ સ્પષ્ટ કરી. લોકોને મારું ભાષણ ઘણું જ ગમ્યું. તે દિવસે, અને બીજે દિવસે પણ, ઘણા લોકોએ એ ભાષણ માટે મારું અભિનંદન કર્યું. મારા ભાષણમાં મુખ્ય વાત એ હતી કે, "હિરોશીમા ને નાગાસાકી ઉપર જે જીવલેણ બૉમ્બ પડ્યા તે ખરેખર એશિયાના હૃદય ઉપર પડ્યા. તે દિવસે આપણે બધાએ અનુભવ કર્યો કે પશ્ચિમની ઘાતકી નીતિ આગળ આપણે કોઈ સુરક્ષિત નથી. એ બે બૉમ્બના ધડાકા એ સાચે જ, એશિયાઈ સંગઠન માટેનાં ઉત્તમમાં ઉત્તમ વ્યાખ્યાનો હતાં. હું જોઉં છું કે નાશ પામેલાં એ શહેરો જાપાને જોતજોતામાં ફરી ઊભાં કર્યાં. પણ અમેરિકાની સાખ જે તૂટી તે હજી સંધાઈ નથી. અમેરિકાના એ બે પ્રયોગો એ રાષ્ટ્રને ઘણા મોંઘા પડ્યા છે. ઈસા મસીહ જેમ ક્રૂસ ઉપર ચડ્યો અને દુનિયાનો તારણહાર બન્યો, તેમ હિરોશીમા અને નાગાસાકી, બૉમ્બનાં ભોગ થઈ એશિયાના જગાવન-હાર બન્યાં છે. એટલે સ્વતંત્ર થતાંવેંત ભારતે એશિયાનાં તમામ રાષ્ટ્રોના પ્રતિનિધિઓને ભેગા કરી, એમની આગળ નવી નીતિ રજૂ કરી છે કે, લડાઈખોર રાષ્ટ્રોના એક કે બીજા ગુટમાં આપણે સામેલ થવાના નથી. આપણે બધા જ સાથે દોસ્તી રાખીશું અને કોઈ પણ યુદ્ધમાં સંડોવાવાની ના પાડીશું. ઍટમ બૉમ્બના કેવળ પ્રયોગોથી પણ નુકસાન કેમ થાય છે તે બિકિનીમાં આપણે જોયું. એટલે એ જોખમ સામે આખી દુનિયાને ચેતવવા અને એવા સર્વવિનાશકારી પ્રયોગોને બંધ કરાવવા આપણે મથીએ છીએ. ભારત સરકાર, ભારતની સમસ્ત પ્રજા અને અમારા બધા રાજનૈતિક પક્ષો આ નીતિને અંગે એક જ મતના છે. જાપાને જે વેઠ્યું તે હવે પછી કોઈને પણ વેઠવું ન પડે એવી સુરક્ષિત હાલત આખી દુનિયા માટે પેદા કરવી છે.''

ઇન્ટરનૅશનલ કલ્ચરલ હૉલમાં અમે દાખલ થયાં ત્યારે સંમેલનના પ્રતિનિધિ – ડેલિગેટ – તરીકે અમને રેશમનાં બનાવેલાં સુંદર પીળાં ફૂલ પહેરવા આપ્યાં હતાં. જ્યારે અમે સંમેલનમાંથી બહાર નીકળ્યાં ત્યારે એ ફૂલ અમારી પાસેથી પાછાં લઈ

લેવામાં આવ્યાં! તને ખબર છે કે આવી વસ્તુઓ બાળકોને ખૂબ ગમે છે એટલે એમને માટે હું સાચવી રાખું છું. ફૂલ પાછાં માગ્યાં ત્યારે મને જરા વિચિત્ર લાગ્યું. પણ અંતે એ જ રિવાજ મને યથાયોગ્ય લાગ્યો. જાહેરના પૈસા શા માટે નાહક વેડફી નાખવા? એ ફૂલો બીજી સભામાં કામ આવશે; અથવા ભાડે આણ્યાં હોય તો પાછાં આપી દઈ, થોડે ખરચે એક સભા સંપન્ન કર્યાનો સંતોષ મળશે.

નાગાસાકી શહેર આ બાર વરસમાં ઘણું ખીલ્યું છે એટલે એમાં જોવા જેવું ઘણું વધતું જાય છે. એમાં પાંચ-સાત માળવાળા એક મોટા મકાનમાં ગોઠવેલું સંગ્રામ-સંગ્રહાલય અને એની આસપાસનો બગીચો બંને ખાસ જોવા લાયક હતાં. વખતના પ્રમાણમાં જેટલું જોવાય તેટલું જોઈ અમે ગુરુજીના ભક્તને ત્યાં ચાલ્યાં. ભક્તનું નામ છે સોઝાબુરો ત્સૂજી (Sozaburo Tsuji). એ ઘર એક ટેકરી ઉપર, ધાર્યા કરતાં વધારે ઊંચાઈએ નીકળ્યું; અને લાગલાગટ બેત્રણ દિવસનો થાક ચડેલો હોવાથી મને એ ચડાણ જરા આકરું લાગ્યું. છતાં ત્યાં પહોંચ્યા પછી ઘરના બધા લોકોનો હેતાળ સ્વભાવ જોઈ મારો થાક હું ભૂલી ગયો. એ લોકોએ અમારો ઉતારો ઘરની ઉપલી મેડીએ રાખ્યો હતો. મારા થાકની વાત સાંભળી એમણે તરત કહ્યું કે તમે કહો તો તમારી રહેવાની સગવડ નીચે કરી દઈએ અને અમે ઉપર જઈએ. મેં તરત ના પાડી, (જોકે નાહવાનું, શૌચ જવાનું વગેરે બધું નીચે જ હતું અને તે કારણે નીચે રહેવામાં જ સગવડ હતી) કેમ કે છેલ્લી ઘડીએ ગોઠવણ ફેરવવાથી બધાને જ અકળામણ થાય છે એનો મને સારી પેઠે અનુભવ છે.

આટલી ઊંચી જગ્યાએ રાત ગાળી એનો લાભ અમને જરૂર મળ્યો. કેમ કે રાત્રે એ ઘરમાંથી શહેરના દીવાની સુંદરતા ખૂબ વિસ્તારમાં જોઈ શકાતી હતી. આ જાતનું દૃશ્ય મારે માટે નવું ન હતું. હવાઈ જહાજમાંથી મુંબઈ, કાયરો, બર્લિન, તોક્યો જેવાં શહેરો જેમણે રાત્રે જોયાં છે તેમને શહેરી નિશા-પ્રદીપોનો નશો કેટલો હોય છે તે કહેવાની જરૂર નથી. છતાં એ તો ઊડતું દૃશ્ય. વિશાળ પણ અસ્થાયી. એક પટલ જુઓ એટલામાં એ બીજું જ રૂપ ધારણ કરવાનું! અને એ પોતાની કળા પ્રગટ કરી શકે તે પહેલાં એને ઠેકાણે ત્રીજું જ દૃશ્ય છતું થવાનું. સ્થાયીપણે ધ્યાન કરવાની સગવડ એમાં ન મળે! પણ સિંહગઢ પરથી, બાર-પંદર માઈલ દૂરના પૂનાનાં રાત-રત્નો જેણે જોયાં છે, પછી એ નરી આંખે હો, કે દૂરબીનથી હો, તેને આકાશના તારાઓ ઝબૂક ઝબૂક પલકારા કેમ મારે છે એનું નોખું કારણ આપવું ન પડે.

આજકાલની ખગોળશાસ્ત્રની એટલે કે જ્યોતિષની ચોપડીઓમાં star cities—તારા-નગરોનું વર્ણન આવે છે. આવાં તારા-નગરો આપણા વિશ્વમાં એકબીજાથી દૂર દૂર—અતિશય દૂર વસે છે, વિરાટ દૂરબીનની આંખે અત્યાર સુધી બસો તારા-નગરો જોઈ શકાયાં છે, એ આપણી આજની મર્યાદા છે. આવાં તારાનગરો સાથે આપણાં મોટાં મોટાં શહેરના વિદ્યુદ્દીપોની સરખામણી કરીએ તો આખી પૃથ્વી પર હજારેક મોટાં તારાનગરો ગણાવી શકાય.

વિશ્વપતિનાં તારાનગરો ગમે તેટલાં કલ્પનાતીત મોટાં હોય તોયે તે બધાં એક જ ધોળે રંગે ચળકે છે. લાલ કે નીળા રંગની શંકા કોક કોક ઠેકાણે ઊપજે છે ખરી, પણ એને તે તે રંગની 'છટા' જેવું નામ આપતાં પણ સંકોચ જ થાય. માણસજાતે પોતાનાં તારાનગરોમાં આજકાલ જાતજાતના, અનેક રીતે ચમકતા રંગો ઉપજાવ્યા છે. એમની અનેક આકૃતિઓ બનાવી છે અને એમના ફુવારા પણ ઉડાવ્યા છે! આટલા વિશાળ વિશ્વમાં ઈશ્વરને રંગની વિવિધતા ઉપજાવવાનું કેમ ન સૂઝયું એ એક આશ્ચર્ય જ છે.

નાગાસાકી આમ તો મોટું શહેર ન ગણાય. અહીંના દીવાઓ રંગબેરંગી અને ઉજ્જવળ હોવા છતાંયે ભડકામણા ન જણાયા.

ચામુંડા ટેકરીથી મૈસૂરની શોભા અનેરી છે. હું તો એને અપ્રતિમ કહું. પણ આખરે એ સપાટ મેદાન પર ફેલાયેલી શોભા. નાગાસાકીની ખાસિયત એ છે કે શહેર ઊંચીનીચી અનેક ટેકરીઓ પર વસેલું હોવાથી એના રાતના દીવાઓ નજર આગળ ત્રાંસા પડદાની પેઠે ફેલાય છે, કેટલાક નજીક તો કેટલાક દૂર — અને એમાં રંગોની મોહક ફૂલગૂંથણી તો ખરી જ.

એ આખા દૃશ્યથી કંઈક ઊંચે, કંઈક અળગાપણું સેવતો એવો દીવાઓનો એક ગુચ્છ ખીલેલો હતો. પૂછતાં ખબર પડી કે ત્યાં મિજાસખોરોનો એક રેસ્ટરૉં છે, પોતાની પ્રતિષ્ઠા અને વૈભવ ભોગવવાની એમને કોણ ના પાડે છે? પણ બધાથી અળગા થઈ આવું સુગાળવાપણું બતાવે એ કોને ગમે?

મોડી રાત સુધી જાગવાની અને પોતાના દીવાઓ બળતા રાખવાની હોડમાં શહેરી લોકો આગળ અમે હારી જ જવાના. અમે એ બધા નગર-તારાઓ ધરાઈને જોયા અને વખતસર આરામથી સૂઈ ગયાં. સવારના ઓસરતા અંધારામાં એ જ દૃશ્ય મેં ફરી વાર જોયું. રાતના વૈભવના રાજિયા ગાતા થોડાક દીવાઓ ત્યાં દેખાયા. એમની સાથે સહાનુભૂતિ કોણ કેળવે? —

સવાર પડી. આકાશમાં એક સુંદર ભાતમાં ફાટી ગયેલાં વાદળાં બોલી ઊઠયાં: "અરે, ઉપર તો જુઓ!" અને ખરેખર એ દૃશ્ય જોવા લાયક જ હતું. પૂર્વગિરિને માથે ફેલાયેલો એ વાદળાંનો ચંદરવો એવી ગડમથલમાં પડયો હતો કે ચળકતા લાલ રંગનો નારંગી રંગ કેમ બનાવવો? લાલનો નારંગી રંગ બનતાં બહુ વાર ન લાગી. છતાં વચમાં જ એણે, ક્ષણ માટે, સિંદૂરનો રંગ ધારણ કર્યો જ. પછી એ નારંગીનું ગિની ગોલ્ડ એટલે કે પાઉંડનું સોનું બન્યું. એનું જ જોતજોતામાં શુદ્ધ સોનું બન્યું. પણ તે ઝાઝું ટકયું નહીં. એ સોનું રંગે ફીકું પણ ચળકાટમાં વધુ ઊજળું બની વધારે ધ્યાન ખેંચવા લાગ્યું, રંગવિપર્યયની આવી ખૂબીઓ અમે જોતાં હતાં એટલામાં ઉષાએ લલકાર્યું: "રહેવા દો આ બધો ખેલ. દિનકર મહારાજ પોતે પધારે છે." આકાશનાં વાદળાંઓ આખરે દરબારના અનુભવી મુત્સદ્દીઓ! હાવકું મોઢું રાખી ગમે તે રંગ ધારણ કરતાં કે છોડતાં એમને કશી મુશ્કેલી નડતી નથી. જામના ધુમ્મસમાંથી સૂર્યનારાયણની કાન્તિ ખીલી નીકળે એટલા માટે ચળકતાં

વાદળાંઓ બેમાલૂમપણે તરત શ્યામળાં બન્યાં અને પહાડની લીલાશ સાથે હરીફાઈ કરવા લાગ્યાં!

દિવસ ઊગે એટલે કલ્પનાસૃષ્ટિ આથમી જાય અને વહેવારની સૃષ્ટિ સાચી થઈ બેસે. અમે ઊઠયાં અને નવો દિવસ શરૂ કર્યો.

આજનો મુખ્ય કાર્યક્રમ શહેરમાં અનેક ઠેકાણે જે શ્રાદ્ધ દિન ઊજવાતો હતો, તેમાંથી એકબે ઠેકાણે હાજર રહેવાનો હતો અને સવારથી બપોર સુધી નાગાસાકી છોડતાં પહેલાં જે કાંઈ વખત મળે તેમાં શહેરનાં પ્રેક્ષણીય સ્થળો જોવામાં ગાળવાનો હતો. તેમાંયે મારી એક મુશ્કેલી સાચવવાની હતી.

સવારે નાહીધોઈને, નાસ્તો કરીને એક વાર નીચે ઊતર્યા પછી બપોરે ફરી ઉપર સુધી ચડવું મારે માટે સગવડભરેલું ન હતું. માટે બધા કાર્યક્રમ જતા કરી, સહેજસાજ વહેલા જમીને જ નીચે ઊતરવા હું તૈયાર હતો. આની ગડમથલ ચાલતી હતી એટલામાં એનો ઉકેલ બીજી જ રીતે આવી ગયો. સરકારની જિલ્લા સમિતિએ અમને એક સરસ હોટેલમાં બપોરે જમવા માટે આમંત્રણ આપ્યું. પરિણામે અમે દસ વાગ્યાની આસપાસ બધો સામાન લઈને, અને અમારા યજમાનોની વિદાય લઈને જ નીચે ઊતર્યાં. અમારે માથે છત્રી ધરી, અમારા યજમાનો છેક નીચે મોટર સુધી અમને મૂકવા આવ્યા. જો અમારી વચ્ચે કોઈ સામાન્ય ભાષા હોત તો અમે એકબીજા સાથે ઘણી ઘણી વાતો કરી હોત. એને અભાવે હેતાળ આંખે જોવું, સહેજ હસવું અને અનેક વાર નમસ્કાર કરવા—એટલું જ બને એમ હતું! સવારે કે સાંજે ઘરના બધા લોકો જ્યારે પૂજા માટે ભેગા થતા હતા ત્યારે તેમની સાથે અમે આગ્રહપૂર્વક ભળતાં હતાં એ પણ અમારી વચ્ચે સ્નેહબંધનનું એક તત્ત્વ બનતું.

સરકારી અમલદારો અને નગરપિતાઓ જ્યાં ભેગા થવાના હતા અને શહીદોને પુષ્પગુચ્છ અર્પણ કરવાના હતા, તે સૌથી મહત્ત્વના શ્રાદ્ધવિધિમાં ભાગ લેવા અમને આમંત્રણ હતું. વ્યવસ્થા એવી હતી કે બપોરે બરાબર અગિયાર ઉપર બે મિનિટે—જે ક્ષણે બાર વરસ પહેલાં, નાગાસાકી ઉપર બૉમ્બ પડયો હતો, તે જ ક્ષણે—શહીદોને પુષ્પગુચ્છ અર્પણ કરી, શાંતિનાં કબૂતરો ઉડાડવામાં આવે. અનેક શામિયાના તણાયા હતા. લગભગ આખું ગામ ઊલટયું હતું. પહેલાં છોકરીઓએ વૃંદવાદન સાથે શાંતિસૂક્ત ગાયાં. નેતાઓનાં ભાષણો થયાં. પછી ગવર્નરે સૌથી પહેલો પુષ્પગુચ્છ અર્પણ કર્યો. અર્પણ કરેલા ગુચ્છો જેમતેમ મૂકવાના ન હતા. એક આડા લાંબા ટેબલમાં હારબંધ મોટાં મોટાં કાણાંઓ કરેલાં હતાં. જે જાય તે, પોતાનો ગુચ્છ ક્રમ પ્રમાણે ટેબલનાં કાણાંમાં ખોસી દે. ભારતના પ્રતિનિધિ તરીકે શહીદોને પુષ્પગુચ્છ અર્પણ કરવા માટે મને આમંત્રણ હતું. તે પ્રમાણે મેં પણ પુષ્પગુચ્છ અર્પણ કર્યો. પક્ષપાતી કેમેરાવાળાઓએ ઘણી સંખ્યામાં ભેગા થઈ તે વખતનો મારો ફોટો લીધો. એ આખો વિધિ પૂરો કરી જમવા માટે અમે એક સુંદર હોટેલમાં ગયાં. ત્યાં અનેક નગરશ્રેષ્ઠીઓ ભેગા થયા હતા.

લખતાં ભૂલી ગયો. નગરના જે ઉપવનમાં શ્રાદ્ધવિધિ થયો ત્યાં નાગાસાકીના એક પ્રતિભાશાળી મૂર્તિકારે માનવતાની એક પ્રચંડ મૂર્તિ ઊભી કરેલી છે. એક હાથ ઊંચો કરી ઘાતકીપણું બંધ કરવાનો આદેશ દેતો હોય એવા માનવીનું એ પાષાણનું પૂતળું હતું. એ પૂતળા વિશે અને એના મૂર્તિકાર વિશે માહિતી મેળવવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો પણ એમાં હું ફાવ્યો નહીં.

ફુકુઓકા હાકાટા

જમીને અમે સ્ટેશને ગયાં. ત્યાંથી એક વાગ્યાની ટ્રેન પકડી છ વાગ્યે ફુકુ-ઓકા ઊતર્યાં.

પહેલેથી જાપાની હોટેલમાં જગા મળી શકી ન હતી. એટલે યુરોપિયન ઢબે ચાલતી ઈમ્પીરિયલ હોટેલમાં સાતમે માળે અમે રહ્યાં. અહીં બધી સગવડો જોઈએ તેવી હતી. ફક્ત છોકરીઓની ઓરડી મારી ઓરડીથી ઠીક ઠીક દૂર હતી. ટબમાં ગરમ પાણી ભરીને સુંદર નાહ્યાં. કાર્યાલયમાં જઈ જાપાન વિશે કોઈ સારી ચોપડી-ઓ મળતી હોય તે જોવાનાં ફાંફાં માર્યાં. આજે ઈમાઈ સાનને માથેથી એક બોજો હળવો થયો. અહીંના હોટેલના બધા નોકરો અંગ્રેજી સમજતા હોવાથી અમે અમારી સગવડો માગી-સમજાવી શકતાં હતાં. એ સગવડ જોઈ તેઓ શહેરમાં જઈને પોતાનું ઘણું કામ પતાવી આવ્યા.

૧૦-૮-'૫૭

એક રાતનો સરસ આરામ મેળવી બીજે દિવસે સવારે અમે શહેર જોવા નીકળ્યાં. તને યાદ હશે, ત્રણ વરસ પહેલાં આ જ શહેર આપણે અરધા-પોણા કલાકમાં જોયું હતું. અને ખાસ કરીને નિચિરેન બોધિસત્ત્વની પ્રચંડ મૂર્તિ જોઈ પ્રભાવિત થયાં હતાં. એ જ મૂર્તિ મારે ફરી વાર ધ્યાનપૂર્વક જોવી હતી અને રેવતી તથા મંજુને બતાવવી હતી.

હાકાટા અને ફુકુઓકા એક જ શહેરનાં બે નામો છે. વિગતમાં ઊતરવું હોય તો, શહેરના એક વિભાગને હાકાટા કહે છે; બીજો ભાગ ફુકુઓકા છે. છેલ્લા મહાયુદ્ધમાં આ આખું શહેર લગભગ જમીનદોસ્ત થયું હતું. ત્યાર પછી અહીં શહેરના પ્રમુખ ભાગમાં અમેરિકન ઢંગનાં મકાનો ઊભાં કરવામાં આવ્યાં છે.

નિચિરેન બોધિસત્ત્વની મૂર્તિ ઘણી મોટી અને ભવ્ય છે. જે ઊંચા ચોતરા (pedestal) પર એ મૂર્તિ ગોઠવેલી છે, તેની દીવાલ પર નિચિરેનના જીવનમાંના મહત્ત્વના પ્રસંગોનાં ચિત્રો ઉપસાવેલી પથ્થરની તખતીઓ બેસાડેલી છે. એ બધી અમે વિગતે જોઈ. મૂર્તિની પ્રદક્ષિણા કરી, બગીચાનાં ઝાડ જોયાં, પ્રાર્થના કરતા ભક્તોને જોયા; અને પાછાં મુકામે પહોંચ્યાં. સાડા સાતસો વરસ પહેલાં ચીન અને જાપાનનો સંબંધ કેવો હતો, જાપાનની અંદર રાજદ્વારી નેતાઓ કેવા હતા અને બૌદ્ધ ધર્મની અસર કેમ ફેલાતી હતી, એ બધું જાણ્યા પછી જ ભગવાન નિચિરેનના કાર્યનો ખ્યાલ આવી શકે.

આને વિશે વિગતે જ લખવું જોઈએ. બધે ફરીને, યુનિવર્સિટીનાં મકાનો જોઈને અમે હોટેલ પર પાછાં આવી પહોંચ્યાં.

## ૨૫. ઘાતકતા સામે આસ્તિકતા

નાગાસાકી
૯–૮–'૫૭

નાગાસાકીનું નામ જૂના વખતના રૂસો-જાપાની યુદ્ધ વખતે પ્રથમ સાંભળ્યું હતું. જાપાનના એડમીરલ ટોગોએ આ જ બંદરમાં પોતાની નૌસેના ગુપ્ત રીતે સલામત રાખી રશિયન નૌસેનાને વિમાસણમાં નાખી હતી. અને આખરે પાસેની જ સુશીમાની ખાડીમાં એક જ દરિયાઈ લડાઈમાં રશિયાની આખી નૌસેના ડુબાડી દીધી હતી! એટલું જ નહીં એમના ઘાયલ દરિયાસારંગને (એડમીરલને) પકડી સાજો કરી રશિયાને પાછો સોંપી દીધો હતો!!

નાગાસાકી એટલે જાપાનનું નાક. આખા રાષ્ટ્રના અભિમાનનું સ્થાન. એ બંદર ઉપર બાર વર્ષ પહેલાં અમેરિકાએ નવમી ઑગસ્ટે ઍટમ બૉંબ ફોડયો અને લગભગ આખા શહેરનો નાશ કર્યો. એવી જ રીતે અમેરિકાએ હિરોશીમા ઉપર પણ ઍટમ બૉંબ નાખ્યો હતો. હિરોશીમામાં તો એક ધડાકે અઢી લાખ લોકો મરાયા. નાગાસાકી શહેર એક પહાડની બે બાજુ ઉપર વસતું હોવાથી એની એક બાજુ બચી ગઈ. એ પહાડની જે બાજુએ બૉંબ પડયો ત્યાં પચાસ કે પોણોસો હજાર લોકો મરાયા. જે વિજ્ઞાનની મદદથી જાપાન આટલું આગળ આવ્યું હતું એ જ વિજ્ઞાને એક ક્ષણમાં જાપાનનો પરાભવ કર્યો. તે વખતના એક જાપાની આગેવાને કહ્યું હતું કે બહાદુરીમાં કે યુદ્ધની કુશળતામાં અમે હાર્યા નહીં. વિજ્ઞાનની પ્રગતિમાં અમારી તૈયારી કાચી એટલે વિજ્ઞાનને હાથે અમારો પરાભવ થયો.

છેક મારા નાનપણમાં જ્યારે ચીન-જાપાનનું યુદ્ધ થયું હતું ત્યારે યુદ્ધ શરૂ થતાં પહેલાં જ જાપાની દરિયાસારંગ ટોગોએ ચીનનું એક મોટું જહાજ ડુબાડયું હતું. એ જ ઢબે આ યુદ્ધમાં જાપાને પર્લ હાર્બરમાં અમેરિકન નૌસેના ઉપર અચાનક ઘાતકી હુમલો કર્યો હતો અને અમેરિકાને જબરદસ્ત નુકસાન કર્યું હતું. અમેરિકા એ ઘાતકી હુમલો ભૂલી શકે એમ હતું નહીં એટલે યુદ્ધને લગભગ અંતે જ્યારે હાર કબૂલ કરી શરણે જવાની જાપાનની તૈયારી હતી ત્યારે અમેરિકાએ જાપાનને માથે આ બે બૉંબ ફોડયા હતા. દગાનો બદલો ઘાતકીપણાથી ચૂકવ્યો હતો.

હિરોશીમા અને નાગાસાકી એ બે શહેરની સામાન્ય પ્રજાનો આટલો ઘાતકી નાશ થયેલો જોઈ આખી દુનિયા સડક થઈ. જૂનાં વખતનો નિયમ હતો કે ફોજો લડે, સામસામી કતલ કરે પણ અયુધ્યમાન (non , combatantનો) એટલે કે

civil populationનો – મુલકી પ્રજાનો નાશ ન કરાય. પણ આજનાં યુદ્ધો ધર્મયુદ્ધો રહ્યાં નથી. શત્રુ એટલે શત્રુ. એમાં સામાન્ય નાગરિકો બૈરાંછોકરાં શિક્કે બધાં આવી જાય છે. પણ આવી રીતે બૉંબ ફોડી શહેરના તમામ લોકોને મૃત્યુને ઘેર પહોંચાડી દેવા એ અણધારેલો નવો જ ઘાતકી પ્રકાર હતો!

અમેરિકાના આ પગલાથી એશિયાના લોકો હચમચી ગયા. જાપાનની શક્તિ ખતમ થઈ છે, જાપાન પરાભવ સ્વીકાર કરી યુદ્ધમાંથી નીકળી જવા માગે છે; કઈ શરતે જાપાન યુદ્ધમાંથી નીકળી જાય એની વાટાઘાટ ચાલે છે એવે વખતે કેવળ પોતાની શક્તિ અજમાવવા અને જાપાની પ્રજાને ભયભીત કરવા અમેરિકાએ આ રાક્ષસી પગલું ભર્યું હતું!

એશિયાના લોકો મનમાં કહેવા લાગ્યા કે જે પ્રમાણે કોઈ નવી દવાની અસર તપાસવા માટે માણસ એ દવા કોઈ જાનવરને આપી જુએ છે, ગીની પિગ્જ્ ઉપર નવાં નવાં રસાયણો અજમાવવામાં આવે છે તેવી જ રીતે અમેરિકાએ પોતાના બૉંબ એશિયાઈ રાષ્ટ્રો ઉપર અજમાવ્યા છે. જર્મની ગોરાઓનું રાષ્ટ્ર હતું માટે જ તેના પર આ ઘાતકી બૉંબ અજમાવવામાં ન આવ્યા. આ બે શહેર પરના બૉંબોએ એશિયાના સંગઠનમાં જેટલી મદદ કરી છે તેટલી બીજી કોઈ પણ ઘટનાએ કરી નથી. ગોરા લોકો બીજા ગોરા દુશ્મનોને માણસ તરીકે સ્વીકારે છે. જ્યારે એમને મન આફ્રિકા કે એશિયા વગેરેના દેશોની પ્રજા જાણે કોઈ ઊતરતી કોટિના માણસ હોય છે. અને તેથી જ વિના સંકોચે એમને આટલી મોટી સંખ્યામાં મારી નાખવામાં આવ્યા!! – ડી.ડી.ટી. થી આજકાલ મચ્છરને મારી નાખવામાં આવે છે તેવી જ રીતે.

પૌરાણિક કથા યાદ કરવી હોય તો જનમેજય રાજાએ નાગ લોકોનું નિકંદન કરવા માટે સર્પસત્ર ચલાવ્યું. એ સત્રમાં શત્રુને હરાવવાનો ઉદ્દેશ નહોતો, એને તદ્દન નામશેષ કરવાની નીતિ હતી. પોતાના રાજાનો આવો યુદ્ધજ્વર જોઈ અને અમાનુષી સંકલ્પ સાંભળી માણસજાત ઉપર વિશ્વાસ રાખનારો એક આસ્તિક ઋષિ ત્યાં પહોંચ્યો અને એણે આ સર્વસંહારકારી યુદ્ધ એકદમ બંધ કરાવ્યું.

આજે આવા આસ્તિક ઋષિનું કામ કરવા માટે અનેક રાષ્ટ્રના અમે પણ આ દેશમાં ભેગા થયા છીએ. અને સર્વસંહારકારી શસ્ત્રોનો સદંતર બહિષ્કાર સૂચવીએ છીએ. પણ આવી સૂચના પાછળ આસ્તિક ઋષિનું તપસ્તેજ આપણી પાસે ક્યાં છે?

ત્રણ વર્ષ પહેલાં આ દેશમાં આવ્યો હતો ત્યારે હિરોશીમા જઈ ત્યાં વગર વાંકે મરાયેલા લોકોને શ્રદ્ધાંજલિ અર્પણ કરી હતી. આ વખતે આઠમી અને નવમી ઑગસ્ટે નાગાસાકીના બલિદાનનું દ્વાદશ વાર્ષિક શ્રાદ્ધ કરવા હાજર રહ્યો છું.

# ૨૬. ધર્મ-ધ્વાની કોખે

હાકાટા
૧૦-૮-'૫૭

ગુરુજી નિચિદાત્સુ ફૂજીઈના પ્રસંગમાં આવ્યે ઘણાં વર્ષો થયાં. એમના શિષ્યો સાથે અંગત સંબંધ વધતો જાય છે. જાણે હું એમનો એક મોટો ભાઈ હોઉં એવી રીતે બધા મારા પ્રત્યે આત્મીયતા બતાવે છે. અને છતાં આ લોકોના પરાત્પર ગુરુ નિચિરેન વિશે હજુ પૂરતું જાણી શકયો નથી. જે કાંઈ થોડુંક વાંચ્યું છે તે અંગ્રેજ લોકોએ જાપાનના બૌદ્ધ પંથોનું વર્ણન કરતાં આડુંઅવળું લખ્યું હશે તેટલું જ. ગુરુજી પોતે હિંદી કે અંગ્રેજી બોલી શકતા નથી અને એમના શિષ્યો હિંદીમાં ઠીક ઠીક વાચા-સંયમી!

આટલા લોકો ભક્તિથી સાડા સાતસો વર્ષથી જેનું નામ લે છે તેની વિભૂતિ વિશેષ હોવી તો જોઈએ જ. અને પરદેશીઓએ જેમનું વર્ણન અસહિષ્ણુ ઉત્પાતિયા તરીકે કર્યું છે તે માણસમાં દૈવત તો હશે જ. ભગવાન શ્રીકૃષ્ણ, શ્રી શંકરાચાર્ય, માર્ટિન લ્યૂથર, ઈગ્નેશિયસ લોયલા, મહંમદ પયગંબર — બધા જ ઉત્પાતિયા હતા. પોતાના વખતમાં ન પોતે જંપીને બેસે, ન કોઈને સુખેથી સૂવા દે. ગાંધીજીને પણ, એમની અહિંસક મીઠાશ હોવા છતાં, ઉત્પાતિયાની હરોળમાં જ બેસાડવા જોઈએ — બેસાડવા નહીં ઊભા કરવા જોઈએ, બેસે તે ઉત્પાતિયો શાનો?

સાડા સાતસો વર્ષ પહેલાં થઈ ગયેલા નિચિરેનને જાપાનના લોકો આજે બોધિસત્ત્વ તરીકે પૂજે છે. (બોધિસત્ત્વ એટલે બુદ્ધ થવાની યોગ્યતા અને આકાંક્ષા ધરાવનારા સાધનાવીર જીવ) નિચિરેનનું કહેવું હતું કે બૌદ્ધોમાં સ્થવિરવાદી અને મહાયાની એવા ભેદ પડયા છે તે યોગ્ય નથી. સદ્ધર્મપુંડરીક સ્તોત્રમાં આપેલો ધર્મ એ જ એકાયન એટલે એકમાર્ગ છે. લોકો બુદ્ધને છોડીને અમિતાભ જેવા બોધિસત્ત્વોની પૂજા કરે છે તે ખોટું છે. એક શાકયમુનિની જ પૂજા કરવી જોઈએ. અને એ શાકયમુનિ પણ અમુક હજાર વર્ષ પહેલાં ભારતમાં જન્મેલા ઐતિહાસિક સિદ્ધાર્થ ગૌતમ નહીં, પણ સનાતન કાળથી સદ્ધર્મનો ઉપદેશ કરનાર, સદાના શાકયમુનિ.

જિંદગીમાં સત્યને રસ્તે ચાલવું, ધર્મને રસ્તે ચાલવું એ જ કલ્યાણનો માર્ગ છે. એ ધર્મને શરણ જવું એ જ સાચો પંથ છે. એટલા જ માટે આ લોકો સર્વ-કાળના તમામ બૌદ્ધોને નમસ્કાર કરે છે અને પછી સદ્ધર્મપુંડરીક સૂત્રમાં આપેલા સાચા ધર્મને નમસ્કાર કરવા, શરણ જવા नम् म्यो हो रेंगे क्यो એવો મંત્ર બોલે છે.

નિચિરેન જેમ સાધુ હતો તેમ રાજદ્વારી પરિસ્થિતિ જાણનારો રાષ્ટ્રપુરુષ પણ હતો. એની ખૂબ ઇચ્છા હતી કે જાપાનની સરકારે અહીંના મતમતાંતર અને પંથો તોડી આખા દેશને ધર્મને આધારે એક કરવો. બૌદ્ધ ધર્મ જાપાનમાં ચીનથી આવેલો એટલે ત્યાંના સાધુઓ અહીં આવતા, અહીંના સાધુઓ સાચો ધર્મ એના સાચા સ્વરૂપમાં સમજવા માટે ચીનમાં જતા. બલાઢ્ય અને સંસ્કૃતિસંપન્ન ચીન દેશ આગળ સૂર્યોદયનો નિપ્પોન દેશ વિસાતમાં નહોતો. છતાં જાપાની લોકોએ ચીન અને કોરિયાથી બૌદ્ધ ધર્મ આણીને એને પોતાની ખાસિયતવાળું નવું રૂપ આપ્યું.

નિચિરેનની ઝુંબેશવાળી પ્રવૃત્તિથી તે વખતની અહીંની સરકાર અને ભિન્ન ભિન્ન પંથના લોકો અકળાયા. એક વાર તો નિચિરેનને શિરચ્છેદની સજા થયેલી પણ એમાંથી એ બચી ગયા. એમણે એક વાર આગાહી કરેલી કે પરદેશની ફોજ આવી જાપાન પર આક્રમણ કરશે કેમ કે જાપાનમાં ધર્મશ્રદ્ધા ઢીલી થઈ છે. અને લોકોમાં તડ પડયાં છે. એમની એ આગાહી વીસ વર્ષની અંદર સાચી નીવડી અને જાપાન માંડ બચી ગયું.

કાલે અમે ફુકુઓકા અથવા હાકાટામાં આવ્યાં છીએ. હમણાં જ અહીંના સાર્વજનિક ઉદ્યાનમાં, પબ્લિક પાર્કમાં નિચિરેન બોધિસત્ત્વની ભવ્ય ઊભી મૂર્તિ જોઈ આવ્યાં. જેટલો વખત મળ્યો એમાં નિચિરેન ભગવાન વિશે થોડું લખીને આ કાગળ તને મોકલું છું.

કોબે

૧૧–૮–'૫૭

કાલે આ કાગળ હાકાટાથી મોકલાયો નહીં. બપોરના બાર પછી અમે હાકાટા છોડયું અને વિમાન માર્ગે અઢી વાગ્યે ઇટામી આવ્યાં. વિમાનમાં સેંડવીચનો એક એક ડબ્બો એ લોકોએ આપ્યો. જાતજાતના સેંડવીચ એમાં હતા. સ્ટ્રૉબેરી જેમ, પીચ, કાકડી, ટામેટાં અને ગાજર. મોઢું લૂછવા માટે પૅકેટમાં બંધ કરેલો કાગળનો એક નાનકડો વેંતિયો ભીનો ટુવાલ પણ એમણે આપ્યો. મજાની વસ્તુ હતી. વાપરતાં છતાં કાગળ ફાટી ન ગયો. કોબે અને ઓસાકા એ બે શહેરો વચ્ચે ઇટામી આવેલું છે. ત્યાંથી અમે શ્રી ટાકુડો ફૂજી (Takudo Fuji) એ ભક્તને ત્યાં આવ્યાં છીએ. તને યાદ હશે કે ત્રણ વરસ પહેલાં આપણે કોબે આવ્યાં હતાં ત્યારે એક ગુજરાતી ભાઈ ધર્મદાસ થાણાવાળાને ત્યાં રહ્યાં હતાં. એમને ત્યાં કોબેમાં વસતા લગભગ ચાળીસપિસ્તાળીસ ભારતીઓ ભેગા થયા હતા. પરદેશમાં જવું, અને સ્વદેશના લોકોના ઘરમાં રહેવું એ મારી નીતિથી વિરુદ્ધ છે. જ્યાં જઈએ ત્યાં પોતાના સ્વદેશના લોકોને મળવું અને એમના અનુભવો જાણી લેવા, એ વસ્તુ જુદી છે. એ જરૂરી છે. પણ જે દેશમાં જઈએ ત્યાંના જ વતનીઓનાં ઘરમાં રહીએ તો જ ત્યાંની સંસ્કૃતિ સાથે પરિચય થાય છે, આત્મીયતા બંધાય છે અને આગળ જતાં એમાંથી મહત્ત્વનાં સુંદર પરિણામો નિપજાવી શકાય છે.

આ વખતે ગુરુજીના ભક્ત અને કોબેના ઠીક ઠીક પ્રતિષ્ઠિત નાગરિક શ્રી ટાકુડો ફૂજીના આમંત્રણથી જ કોબે આવ્યાં છીએ એટલે એમના જ ઘરમાં રહેવાની ગોઠવણ છે. ભાઈ ફૂજીનું ઘર વિશાળ, સુઘડ અને સુંદર છે. આસપાસનો નાનકડો બગીચો પણ જાપાની કળાનો ઉત્તમ નમૂનો છે. જાપાનની અમીરી સાદગી અહીં અમને જોવા મળી. ભાષાને અભાવે ઘરના લોકો સાથે વાતચીત કરવી મુશ્કેલ હતી. પણ એમને કે અમને કશો સંકોચ ન હતો.

કોબેમાં જાપાનનો સૌથી મોટો સ્તૂપ થવાનો છે. ભાઈ ફૂજી આ સ્તૂપ-સમિતિના અધ્યક્ષ છે. એ સમિતિ વતી એક મોટા વસ્તુ-ભંડાર(stores)માં અમારા માનમાં એક ખાસ્સું ખાણું ગોઠવ્યું હતું. સાઠ-સિત્તેર લોકોને બોલાવ્યા હતા! કોબેમાં વસતા ઘણાખરા હિંદી ભાઈઓને એમાં આમંત્ર્યા હતા. આપણા કૉન્સલ શ્રી સુબ્રહ્મણ્યમ્ અને બીજા ભાઈ થાપર તેમ જ હિંદી મંડળના અધ્યક્ષ ભાઈ વગેરે ઘણા લોકો હતા.

સાહિત્યિક ભાઈ બંસી તો હતા જ. શ્રી દુર્લભજી ખેતાણીએ મારે વિશે એમને કાગળ લખ્યો હતો. ખાણામાં જે જાપાની ભેગા થયા હતા એમાંના બેનાં જ નામો યાદ છે. કોબે વિશ્વવિદ્યાલયના પ્રેસિડન્ટ ડૉ. યોશીમોટો કોબાયાશી અને બીજા કોબે સિટી યુનિવર્સિટીના ફૉરિન સ્ટડિઝ(પરદેશવિદ્યા)ના માજી અધ્યક્ષ પ્રોફેસર કિન્જી કાનેડા. આ નામો એટલા માટે યાદ રહ્યાં કે બંને સરસ બોલેલા. શ્રી કોબાયાશીએ મારા ભાષણની અને મારા મિશનની કદર કરી હતી. પ્રો. કાનેડા સરસ અંગ્રેજી બોલે છે એટલે એમની સાથે સીધી ઘણી વાતો થઈ શકી. કોબાયાશીએ પોતાના ભાષણને અંતે જાપાની કવિતાની એક-બે લીટીઓ ગાઈ. એનું પરિણામ એ આવ્યું કે બીજા એક ભાઈને કવિતા ગાઈ બતાવવાનું શૂર ચડયું. એણે પોતાનાં લમણાંની નસો ફુલાવી ફુલાવીને ગીતો સંભળાવ્યાં.

ખાણા પહેલાં અને પછી પણ 'અનગિનત' ફોટા પડાવ્યા.

ભાઈ ફૂજીની એક દીકરી આ મંગલ પ્રસંગને કારણે જાપાનની રાષ્ટ્રીય ઢબનો પોશાક પહેરીને આવી હતી. ચિ. મંજુ કહે છે કે, 'ઘરના અનેક લોકોની કલાકોની મહેનતથી એ બહેનશ્રી સજાયાં હતાં.'

મારા ભાષણમાં, ધર્મજાગૃતિને અર્થે ગુરુજીએ સ્તૂપો બાંધવાની જે પ્રવૃત્તિ આદરી છે, એનો ઉલ્લેખ આવવો સ્વાભાવિક હતો.

ટેકરી પરના સ્તૂપની જગા સુધી હું જઈ શકીશ એવી એ લોકોને અપેક્ષા ન હતી. પણ મેં કહ્યું કે, 'મારે તો એ સ્થાન જોવું જ છે. ટેકરી પર ચડવું મુશ્કેલ હોય તો ધીરે ધીરે ચડીશ.' મારો આટલો ઉત્સાહ જોઈ ભાઈ ફૂજીએ બધી વ્યવસ્થા કરવાનું માથે લીધું. ભારતીય ભાઈઓએ પણ ઇચ્છા બતાવી કે અમે પણ અમારાં વાહનો લઈને આવીશું. મુશ્કેલી એ હતી કે કોઈ પણ મોટર આ આકરું ચડણ ચડી શકે એમ હતી નહીં. શ્રી ફૂજી પોતે ઊની ધાગાની એક મોટી પેઢીના ડાયરેક્ટર હોઈ, એમની પાસે સગવડો ઉપજાવવાની શક્તિ હતી. અંતે એમ નક્કી

થયું કે એક જીપ અમને પહેલાં ઉપર લઈ જાય, ત્યાર પછી એ જ જીપ બીજા ફેરા ફરી બીજા લોકોને ઉપર લઈ આવે.

ખાણા વિશે કહેવાનું રહી જ ગયું. જાપાનમાં ચીની રસોઈ સ્વાદ માટે બહુ વખણાય છે એટલે આવડા મહત્ત્વના ખાણામાં ખાસ ચીની રસોઇયા બોલાવીને એમની ઢબની વાનીઓ બનાવી હતી. અમે જે શાકાહારી હતાં એમને માટે તો વિશેષ મહેનત લીધી હતી. એક પછી એક સ્વાદિષ્ટ વાનીઓ આવતી જ જાય. થોડું થોડું કરતાં દરેક જણે એટલું તો ખાધું કે અકળામણ થવા લાગી! છતાં વાનીઓ ખૂટે નહીં. જાતજાતનાં મશરૂમ, ભાતના કેટલાયે પ્રકારો, સ્વાદિષ્ટ સી વીડ્સ – એટલે કે, સમુદ્રમાંથી મળતા શાકના પ્રકારો, શિંગોડાં અને સોયાબીન્સ. એક સોયાબીન્સમાંથીયે જાતજાતની વસ્તુઓ બનાવેલી. સમુદ્રસ્નાનમાં ઉપરાઉપરી આવનારાં મોજાંઓથી જેમ જીવ ગભરાય છે તેવી અમારી સ્થિતિ થઈ. જેમાંથી પેઠાની મીઠાઈ બનાવે છે તેવા ભૂરા કોળાના પેટમાં અનેક મસાલા ભરીને રાંધે છે. પછી અંદરનો આખો ભાગ કોતરી કોતરીને ખાવાનો હોય છે.

આઠ વાગ્યે જમવા પહોંચ્યાં હતાં તે સાડા દસ સુધી ચાલ્યું. ઘેર આવતાં અગિયાર થયા.

આજે સવારે નવ વાગ્યે મોટરમાં બેસી પહાડની તળેટીએ પહોંચ્યાં. ત્યાંથી જીપમાં બેસી અમે ઉપર ગયાં. ચડાણ ઠીક ઠીક આકરું હતું. વચમાં વચમાં રસ્તો આગલી રાત્રે જ અને સવારે ઠીક કર્યો હોય એવું સ્પષ્ટ દેખાતું. સાથે ભાઈ બંસી, તેમનાં પત્ની કાન્તાબહેન તથા દીકરી કુંજબાલા હતાં. ત્રણેને જાપાની બોલતાં સરસ આવડતું હતું એટલે એ ભારે સગવડ થઈ. ઉપર પહોંચ્યાં ત્યાં ટેકરી ખોદીને એક ઠેકાણે જોઈતું મેદાન કરાતું હતું. બીજે ઠેકાણે ટેકરીનું શિખર શિવલિંગ જેવું રાખી, એની આસપાસ રસ્તો કરેલો હતો. એક તરફ કોબે અને બીજી તરફ ઓસાકા – બંને શહેરોની અહીંથી ઝાંખી થતી હતી અને સામે, દૂર, વિશાળ દરિયો ફેલાયો હતો.

આ સ્થાનથી પ્રભાવિત થવાથી એના પ્રત્યે શ્રદ્ધા જામી અને ત્યાં બોલતાં મેં કહ્યું કે, "હું જોઉં છું કે, આ સ્થાન જાપાનની ભવિષ્યની ધર્મપ્રેરણાનું કેન્દ્ર થશે. સમુદ્રમાં ફરતાં વહાણો દૂરથી આ સ્તૂપ જોઈ શકશે અને આંગળી ચીંધીને એકબીજાનું ધ્યાન એ તરફ ખેંચશે. બની શકે તો આ ટેકરી ઉપર એક દીવાદાંડી રાખવી જોઈએ, જેથી દૂર દૂરનાં વહાણોને ખબર પડે કે આપણે કોબેના સ્તૂપની આસપાસ ક્યાંક છીએ. તોક્યો ભલે જાપાનની રાજધાની – રાજદ્વારી મુખ્ય સ્થાન – હોય, નારા ભલે જાપાનનું સાહિત્યિક અને સાંસ્કૃતિક કેન્દ્ર હોય, કોબે તો જાપાનની ધર્મધાની થવાની છે."

અહીં એકાંત ક્યાંથી જ મળે! છતાં જરાક એક બાજુ જઈ બેઠો. કુદરતનો એ આખો વિસ્તાર મેં જોઈ લીધો અને અંતર્મુખ થઈને મનમાં પ્રાર્થના કરી કે આટલા બધા સજ્જનોના શુભ સંકલ્પ યથાકાળે સિદ્ધ થાઓ.

સ્તૂપની જગા જોઈ અમે નીચે ઊતર્યાં અને ભાઈ બંસીને ત્યાં જમવા ગયાં. ત્યાં ભેગા થયેલા લોકો સાથે ઘણી વાતો કરી.

ત્યાંથી પાછા શ્રી ફૂજીને ત્યાં થઈ, વિમાનમથકે જવા ઊપડયાં. શ્રી ફૂજીએ અમને ત્રણેને એક એક કીમોનો આપ્યો. સાંજના ચાર વાગ્યા સુધીમાં અમે તોકયો પહોંચી ગયાં.

કોબેથી તોકયો આવતાં રસ્તામાં જોવાનું ઘણું ઘણું મળ્યું. ડાબી બાજુ જાપાનની પહાડી ભૂમિ અને એની વચ્ચેનાં નાનાંમોટાં શહેરો અને જમણી બાજુએ, દૂર દૂર પ્રશાંત મહાસાગર – બધું જ ભવ્ય અને કાવ્યમય હતું. પણ સ્મૃતિમાં કોતરી રાખેલું છે એક જ ચિત્ર. અને તે છે જાપાનના પિતામહ ફૂજીયામા પહાડના શિખરનું. શી એની ગૌરવોન્નત શોભા! મેં જોયું છે કે, કુદરતને જે શિખરની પ્રતિષ્ઠા વધારવાની હોય છે, એની આસપાસ, પૂરતા નીચાણમાં, વાદળાંઓ ગોઠવાઈ જાય છે. જેથી આપણને એમ જ લાગે કે આ શિખર પૃથ્વીને આધારે અહીં ઊભું નથી, એ તો એક સ્વર્ગીય વિમાન જ છે. પૃથ્વી પર અનુગ્રહ કરવા પૃથ્વીની નજીક આવી ગયું છે એટલું જ. આ શિખરનાં દર્શનનું વર્ણન, ફક્ત એની પ્રતિષ્ઠા જાળવવા ખાતર પણ (!) નોખા કાગળમાં જ મોકલવું જોઈએ. હવે પછીનો કાગળ એને જ અર્પણ હશે.

મારો પહાડનો પ્રેમ અને પક્ષપાત તું જાણે જ છે. અને ત્રણ વરસ પહેલાં આપણે ફૂજીયામાનાં દર્શન માટે કેટલાં ફાંફાં માર્યાં હતાં તે પણ તને યાદ હશે જ. એટલે ફૂજીયામાના શિખરનાં દર્શનથી થયેલો આનંદ તું સમજી શકશે.

## ૨૭. ફૂજીયામાનાં દર્શન

તોક્યો
૧૩–૮–'૫૭

બધા જ ડુંગરા ઉન્નતિના પ્રતીક હોય છે. પોતે ઉપર ઊપસેલા તો હોય જ છે. સાથે સાથે જોનારને ચડવાનું આમંત્રણ પણ આપે છે. ઋષિઓ કહેશે આમંત્રણ નહીં પણ દીક્ષા આપે છે. પુરાણકારો કહે છે કે પહાડોને પ્રાચીન કાળમાં પાંખો હતી. આકાશમાં ઊડી ઊડીને ગમે ત્યાં જઈ પડતા.

આકાશમાંથી એક કાંકરો પડે તોયે તે વધીને પર્વત થતો. કહેવાય છે કે શ્રીનગર(કાશ્મીર)નો હરિ પર્વત, અને શંકરાચાર્યની ટેકરી આવી જ રીતે કાંકરામાંથી મોટા પહાડો થયા. પગપાળા કે ગમે તે વાહનમાં બેસી આપણે મુસાફરી કરતા હોઈએ ત્યારે પર્વતો જાણે આપણી પડખે ઊભા રહીને ધીરે ધીરે આગળ ચાલે છે. નદી દોડે અને પહાડ સ્થિર રહે. બંનેનો સાથ માણસને છે જ.

આ પહાડો કોક કોક વાર બે પ્રદેશ વચ્ચે સીમા પેદા કરે છે અને કોક કોક વાર તંબૂના થાંભલાની પેઠે આખા પ્રદેશને એક ઉન્નત ઉત્તુંગ કેન્દ્ર આપે છે. સ્પેન-પોર્ટુગલ અને ફ્રાન્સ વચ્ચે પિરિનીઝ પર્વત ન હોત તો એ એક જ દેશ ગણાત. ઇંગ્લંડ, સ્કોટલૅન્ડ વચ્ચે પણ ભાગલા પાડનાર એક પહાડ છે જ. સ્વિડન-નોર્વે વચ્ચે પણ એમ જ. આપણો હિમાલય તો ભારત અને ચીન વચ્ચેની સનાતન અને ભવ્ય સીમા છે.

આબુ કે આડાવલી પર્વત સીમાડા પૂરા પાડતા નથી. કચ્છનો નનામો, સૌરાષ્ટ્રનો ગિરનાર તેમ જ ચોટીલો, વડોદરા પાસેનો પાવાગઢ, એવા અનેક પહાડો ગોપુરની પેઠે ઊંચાઈ ધારણ કરે છે અને પોતાના આશીર્વાદથી આસપાસના પ્રદેશનું રક્ષણ કરે છે.

બધા જ પહાડોનું એકસરખું આકર્ષણ હોવા છતાં કેટલાક પહાડો મને ચિરસ્વપ્નની પેઠે વળગે છે. હિમાલયની પેલી પારનો કૈલાસ આપણ ભારતીઓ માટે એક ચિરસ્વપ્ન છે. એને ચિરસ્વપ્ન ન કહેતાં સનાતન સ્થિર સ્વપ્ન કહેવું જોઈએ. કેમ કે એ પહાડ વિશેની ઝંખના આપણે માટે સંસ્કૃતિ-જૂની છે.

નંદાદેવી, નંદાકોટા, ત્રિશૂળ વગેરે હિમાલયનાં શિખરો આવી જ રીતે મનમાં ઘેલછા ઉપજાવે છે. પછી એમનાં દર્શન થાય નહીં ત્યાં સુધી શાંતિ મળે નહીં. કાંચનઝોંઘા એવો જ એક પહાડ છે. સીકીમની રાજધાની ગંગટોક જઈને ઘણા દિવસ સુધી રોજ સવારે એનું દર્શન કર્યું ત્યારે જ મનની એ ઘેલછા ઊતરી.

એવો જ એક પહાડ મને વળગ્યો હતો તે પૂર્વ આફ્રિકાનો કિલિમાંજારો. નાનપણમાં પહાડો મોઢે કરતાં એનું નામ મજાનું લાગેલું. પછી આફ્રિકા જઈ આવેલા લોકો પાસેથી એને વિશે સાંભળેલું. પછી તો કિલિમાંજારો સાથે મેરુ અને રુએનઝોરી મનમાં સાથે આવવા લાગ્યા. આખરે એક દિવસે નૈરોબીથી એનાં દૂર અસ્પષ્ટ ગુલાબી દર્શન થયાં. પછી તો એની વધારે ભૂખ જાગી. એની પડખે જઈને એનાં દર્શન કર્યાં તે વખતે તો પીધેલા માણસની પેઠે હું કાવ્યમસ્ત થયો હતો. આખરે એની પ્રદક્ષિણા પણ કરી. એને વિશે મળતું બધું વાંચ્યું અને મારી ચોપડીમાં એને વિશે લખ્યું ત્યારે એ વળગેલું ભૂત ઓસર્યું.

જાપાન તો પહાડનો મુલક. અહીં પહાડનો તોટો ક્યાંથી હોય! એક કરતાં એક વધારે સુંદર એવા પહાડને ઓથે સપાટ ભૂમિ આમતેમ વેરાયેલી છે. તેટલા પર અહીંની પ્રજા પોતાનું ગુજરાન ચલાવતી આવી છે.

આવા આ પાર્વત પ્રદેશમાં પણ એક પહાડ પોતાની ગર્વોન્નતિને કારણે જુદો પડે છે. એનું નામ ફૂજીયામા. ફૂજી એટલે એકાકી, અદ્વિતીય અને જો ફૂજી એ નામ અહીંના આદિવાસી આયનુ લોકોએ પાડયું હોય તો એનો અર્થ થાય છે અગ્નિદેવી. જેમ આપણો ધ્યાનમૂર્તિ પહાડ કૈલાસ, તેમ જાપાનીઓનો ફૂજીયામા. એ પહાડ બધી રીતે વ્યવસ્થિત છે. ચારે કોર સરખો ફેલાયેલો છે. એનું ઊંચું માથું રૂપાળું છે. અને કૈલાસ કે કિલિમાંજારોની માફક એને માથે પણ સફેદ બરફનો

મુગટ હોય છે. જાપાનમાં જયાં જુઓ ત્યાં એ પહાડનાં ચિત્રો અને પ્રતીકો જોવાને મળશે. પડદા પર અને વાસણો પર, પંખા ઉપર અને કાગળના ફાનસ-કંદીલો પર ફૂજીયામાનું ચિત્ર હોવાનું જ.

જાપાનની યાત્રા કરવી અને ફૂજીયામાનું દર્શન ન કરવું એ કોઈ કાળે બને જ નહીં. અને છતાં '૫૪ની સાલમાં જયારે જાપાન આવ્યો ત્યારે અનેક પ્રયત્નો કર્યા છતાં ફૂજીયામાનાં દર્શન ન થઈ શકયાં. હવા એટલી ધૂંધળી કે આંખ અને કલ્પના એને વીંધવાની પરાકાષ્ઠા કરે તોયે વિશ્વાકાશમાં કે હૃદયાકાશમાં ફૂજીયામાની આકૃતિ દેખાય જ નહીં. છેક દક્ષિણમાં કોમામોતોથી આસો જઈ ત્યાંનો અદ્‌ભુત જવાળામુખી પર્વત જોયો. નારા, કયોટોની સંસ્કૃતિ જોઈ, હિરોશીમાનું સર્વનાશી કુરુક્ષેત્ર જોયું, પણ જાપાન આવ્યો હતો એમ કહેવા જતાં 'તેં ફૂજીયામા કયાં જોયો છે?' એવો પ્રશ્ન મારું મન જ મને પૂછતું હતું.

આ વખતે જયારે નિપ્પોનયાત્રાનું નક્કી થયું ત્યારે મેં શ્રી ઈમાઈસાનને લખ્યું કે આ વખતે બે વસ્તુ ટાળી જ ન શકાય. ફૂજીયામાનાં દર્શન કરવાં અને નાગાસાકીનાં સર્વનાશ અને પુનરુજ્જીવન બંને નિહાળવાં. મેં એમ પણ ઉમેર્યું હતું કે ગયે વખતે તોકયોથી દક્ષિણે જઈ અર્ધું નિપ્પોન જોયું હતું. આ વખતે ઉત્તરનો હોક્કાઈડો બેટ જોવો જ છે.

એ સંકલ્પ પ્રમાણે તોકયો આવતાંવેંત પ્રથમ ઉત્તરે ગયાં. હોક્કાયડોના પહાડો, નદીઓ, અને સરોવરો જોયાં. નવા સ્તૂપોની સંકલ્પિત જગ્યા જોઈ અને ધીમે ધીમે અમે દક્ષિણે ઊતર્યાં. ફૂજીયામાનાં દર્શનની ઉત્કંઠા વધતી જ ગઈ. પણ આ વખતે પણ એનાં દર્શન ન મળે! ભાગ્ય સાથે હવા પણ પ્રતિકૂળ હોય ત્યારે બીજું શું થાય! એટલામાં, તા. ત્રીજી કે ચોથી ઑગસ્ટ હશે, શ્રી ઈમાઈ સાને ટ્રેનમાંથી ફૂજીયામાનાં દર્શન કરાવ્યાં. હવા સ્વચ્છ હતી. ફૂજીયામાની આકૃતિ આકાશમાંથી રીતસર કોતરી કાઢી હોય એવી દેખાતી હતી. રંગ ઘેરો લીલો પણ—એને માથે બરફ ન મળે! એક જ ક્ષણે ધન્યતા અને વિરસનો એકસામટો અનુભવ થયો. વર્ષો સુધી જેનાં દર્શન માટે ઝંખતો હતો તે ફૂજીયામા દેખાયો! પણ આવાં? છેક બરફવિહોણાં! મનમાં તરત જ કિલિમાંજારોની પડખેનો મેરુનો પહાડ છતો થયો. મનને ઘણું સમજાવવાનો પ્રયત્ન કર્યો કે બરફ ન હોય તેથી શું? ફૂજીયામા તે ફૂજીયામા છે. જુઓ, કેટલો ઊંચો, ઘાટીલો અને આશીર્વાદ સમો દેખાય છે! બંને આંખોએ એ શિખર પી લીધું. અને છતાં ઘેલું મન ફરી કહે, 'બધું ખરું, પણ બરફ કયાં છે? બરફ વગર ફૂજીયામા હોતો હશે?' હોય કે ન હોય પણ એ નજર આગળ સ્પષ્ટ હતો. ઈમાઈ સાને કહ્યું હજી આગળ જતાં બે કે ત્રણ વાર ફૂજીયામાનાં દર્શન થશે. મેં કહ્યું પણ બેત્રણ દિવસમાં એને માથે બરફ આવવાની વકી કેટલી છે? ઈમાઈ સાન કહે એ તો મુશ્કેલ છે. એના માથા પરના દ્રોણમાં બરફ હશે જ પણ એ નીચેથી જોવાય નહીં.

તરત જ કાલિદાસનું વચન યાદ આવ્યું જેમાં એણે પહાડના શિખર પર બરફનું હોવું એ ખોડખાંપણ કહી છે અને આશ્વાસન આપતાં કહ્યું છે કે દુનિયામાં નિતાંત સુંદર એવી વસ્તુ ક્યાંથી હોય! ક્યાંક તો ઊણપ રહેવાની જ! મનમાં આવ્યું કે કાલિદાસ આજે અહીં હોત તો કહેત કે ધન્ય આજનો દિવસ કે મેં બરફ વિનાનો ફૂજીયામા જોયો. પણ હું ક્યાં કાલિદાસ હતો? મારે તો કાકા ને કાકા જ રહેવું છે. બરફ વિનાનો ફૂજીયામા એ મારા ધ્યાનનો ફૂજીયામા નથી. એટલે હું તો અધન્ય જ છું.

આટલી ગડમથલ પછી મેં મનને સમજાવ્યું કે જે નથી તેનો ખરખરો કરવાને બદલે જે છે તે માણવાની તક કેમ ખૂએ છે? હવે મારા મનની વિમાસણ ઓગળી ગઈ અને એ ફૂજીયામાની વીત-હિમશોભા નિહાળવાને અને કદર કરવાને તૈયાર થયું.

દોડતી ટ્રેનમાંથી જેટલી વાર દર્શન થઈ શક્યાં તેટલી વાર તે કર્યાં અને સંતોષ માણ્યો. ત્યાર પછી ફૂજીયામાનાં ફરી વાર દર્શન થયાં જ નહીં. આવા નગુણાને દર્શન કોણ દે? એમ જ ફૂજીયામાને થયું હશે. એક વાર તો અમે ફૂજી નામના જંક્શન સ્ટેશને ઊતર્યાં. કોબેમાં ફૂજી નામના એક ભાઈના ઘરમાં રહ્યાં પણ ફૂજીદર્શનની આકંઠ તૃપ્તિ ન થઈ તે ન જ થઈ.

આખરે મારી ફૂજી-ભક્તિ પરિપક્વ થઈ. હિમવેષ્ટિત શિખર જોવાની ઝંખના દૂર થઈ અને કોબેથી તોક્યો આવતાં ફૂજીયામાની ઊંચાઈએ વિમાનમાંથી એ શિખરનાં અદ્‌ભુત દર્શન થયાં! વિમાનના યાત્રીઓ ઉત્કંઠાથી કંઈક જોવા લાગ્યા એટલે એ દિશાએ જોયું તો સમુદ્ર પરના પહાડો વીંધીને ખુલ્લા આકાશમાં ફૂજીયામાનું મસ્તક વિરાજમાન હતું. જમીન પરથી જોતાં ફૂજીયામાના દ્રોણની કિનાર દેખાતી નથી. વિમાનમાં આટલી ઊંચાઈએ આવ્યા પછી એ દ્રોણની ખરબચડી કિનાર સ્પષ્ટ થઈ. અને વગર કહે આંખોએ ઉદ્‌ગાર કાઢ્યો: 'આજે જોવાનું જોયું ખરું!'

હવાઈ જહાજમાં બારીમાંથી નીચે સમુદ્ર ચળકતો હતો. સહેજ આગળ જોઈએ એટલે ધૂમસ અને વાદળાંનો એક પડદો બન્યો હતો અને એ પડદાની ઉપર ખુલ્લા સ્વચ્છ આકાશમાં ફૂજીયામાનું શિખર એવું શોભતું હતું કે જાણે આકાશમાંથી ઊતરી આવેલા આ શિખરનો પૃથ્વી સાથે કશો સંબંધ જ નથી.

મારુયામાએ દોડી આવીને અમને કહ્યું: 'એ પણે ફૂજીયામા દેખાય છે.' મેં કહ્યું: "ક્યારનો એ જોઉં છું. આટલી ઊંચાઈએ પહોંચીને ફૂજીયામાનું શિખર જોવાને મળવું એ કાંઈ સામાન્ય લહાવો નથી."

ખરેખર, ફૂજીયામા નિપ્પોન દેશના ગૌરવનું પ્રતીક છે. નિપ્પોનના અભિમાનનું એ આશ્રયસ્થાન છે. એ કેવળ પથ્થરનું બનેલું અને બરફથી ઢંકાયેલું પાર્થિવ શિખર નથી. નિપ્પોનના સાંસ્કૃતિક હૃદયની એ અભિમાની દેવતા છે. આ શિખર છે ત્યાં સુધી આ જાતિને પોતાના ભાગ્ય વિશે નિરાશ થવાનું કારણ નથી. જાપાનની સંસ્કૃતિમાં જે કાંઈ ઉચ્ચ, ઉદાત્ત, ભવ્ય અને સ્થાયી છે તેની દીક્ષા આપવાને માટે આ શિખર બધી જાતનું સામર્થ્ય ધરાવે છે.

# ૨૮. વિરાટ સમેલન વિશે

તોક્યો
૧૨-૮-'૫૭

ગઈ કાલે સાંજે હાનેદા-તોક્યો પહોંચ્યાં. ત્યાંથી સીધા અમારા જૂના ગૃહપતિ કિનોકુનિયાવાળા માસુઈ બંધુઓને ત્યાં રહેવા ગયાં. અહીંથી તરત જ તોક્યો સ્ટેડિયમમાં જઈ જાગતિક પરિષદમાં ભાગ લેવાનો હતો. ત્યાં જતાંવેંત સમાચાર મળ્યા કે ભારતીય પ્રતિનિધિમંડળનાં અગ્રણી–રામેશ્વરીજી પરિષદમાં આવવાનાં નથી. આખો દિવસ અનેક ઠેકાણે જવું પડવાથી તેઓ થાકેલાં હતાં. એટલે ભારત વતી બોલવાનું મારે ભાગે આવ્યું. પણ એની વાતો કરું તે પહેલાં થોડીક પ્રાથમિક વસ્તુઓ સમજાવી દઉં.

તા. ૨૩ અને ૨૪ જુલાઈએ, જ્યારે ઈન્ટર નૅશનલ પ્રીપૅરેટરી કમિટીમાં હું ગયો હતો ત્યારે એ લોકોની અપેક્ષા હતી કે ત્યારથી જ ભારત વતી પરિષદના કામમાં હું રસ લઈશ. એ જ આશાએ એમણે મને એમની સમિતિનો ઉપાધ્યક્ષ ચૂંટયો હતો. અધ્યક્ષ હતા પ્રોફેસર કાઓરુ યાસુઈ. આ ભાઈ નિપ્પોન વિશ્વવિદ્યાલયમાં રાજનૈતિક વિભાગના અધ્યક્ષ છે. ઉત્સાહી અને ઠરેલ તથા પોતાના કામમાં બાહોશ. જનરલ સેક્રેટરી તરીકે ઑસ્ટ્રેલિયાના શ્રી વિલિયમ મૉરો હતા. એ પણ કસાયેલા કાર્યકર્તા છે. ચીન તરફથી, રશિયા તરફથી વગેરે પ્રતિનિધિઓ ઉત્સાહભેર કામ કરતા હતા. તે વખતે જ મેં એમને કહ્યું હતું કે જાગતિક પરિષદ શરૂ થશે ત્યારે જ હું એમાં ભાગ લઈ શકીશ. મારે નિપ્પોનમાં બધે ફરી જનસંપર્ક સાધવો છે. પરિષદના કામ કરતાં જનસંપર્કનું કામ, મારા પૂરતું, મને વધારે મહત્ત્વનું લાગે છે. અને જેમનો મહેમાન થઈને હું આવ્યો છું તેઓ પણ એમ જ ઈચ્છે છે કે નિપ્પોનમાં બધે ફરીને એમની પ્રવૃત્તિનું હું નિરીક્ષણ કરું અને ભારત વતી એમને પ્રોત્સાહન આપું. મેં એમ પણ કહ્યું કે, "ભારતના પ્રતિનિધિઓ મારી આ ભૂમિકા જાણે છે અને તેથી એમણે પંડિત સુંદરલાલને મોકલવાનો વિચાર કર્યો છે. તેઓ આવશે કે તરત આખો વખત તમારી સાથે જ હશે."

આટલી ચોખવટ સાંભળ્યા પછી સમિતિના સદસ્યોએ મારો વિચાર છોડી દીધો અને સુંદરલાલજી આવતાંવેંત એ પ્રાથમિક તૈયારીની સમિતિમાં અને વ્યવસ્થા સમિતિ(Steering committee)માં કામ કરવા લાગ્યા.

આઠમી ઑગસ્ટે નાગાસાકીની શાખા પરિષદમાં ભાગ લીધા પછી કોબે થઈને હું અગિયારમીની સાંજે તોક્યો પહોંચ્યો. ત્યાં સુધી ભારતના બધા પ્રતિનિધિઓ આવી પહોંચ્યા હતા અને બારમીએ મુખ્ય પરિષદ શરૂ થવાની હતી. હું જાણે અંતરંગનો સદસ્ય મટી બહારનો સદસ્ય બન્યો હતો. અંદર ઘૂસવાનો જરા સરખો

પણ પ્રયત્ન કરત તો મારે માટે એ સહેલું હતું. પણ મારા કાનની મુશ્કેલીનો મને ખ્યાલ હતો. જાપાની સદસ્યો સાથે ભાષાની મુશ્કેલી, ચીની અને રશિયન પ્રતિનિધિઓ સાથે ભળવાની પણ એ જ મુશ્કેલી અને કાને સાંભળું ઓછું – એ અગવડ સાથે મોટી મોટી સમિતિઓમાં કામ કરવું કડાકૂટનું જ થાત.

મુખ્ય નીતિ વિશે મતભેદ હતો જ નહીં. અનેક સદસ્યો જોડે વાતચીત કરતાં હું સમજી ગયો હતો કે પરિષદમાં જાગતિક લોકમત ઉગ્રપણે વ્યક્ત કરવો અને યુનો (યુનાઈટેડ નેશન્સ ઑર્ગનિઝેશન) ઉપર દબાણ આણી એની મારફતે કામ લેવું, એટલો જ આ પરિષદનો ઉદ્દેશ છે.

જૂન મહિનાના બીજા અઠવાડિયામાં કોલંબોમાં જે જાગતિક શાંતિ પરિષદ થઈ હતી તેમાં અનેક દેશના પ્રતિનિધિઓ સાથે ચર્ચા કરીને શાંતતાવાદીઓનું વલણ મેં જાણી લીધું હતું. મારું માનવું હતું કે જ્યારે યુનોની શક્તિ બીજી રીતે વપરાય છે અને એમાં અમેરિકા, રશિયા, બ્રિટન વગેરે સરકારોની શક્તિ અને નીતિ પ્રમુખ-પણે કામ કરે છે, ત્યારે એના સદસ્યો ઉપર છાપ પાડવાનો પ્રયત્ન વિશેષ મદદગાર નહીં થાય. દુનિયાની નાનીમોટી સરકારોની મર્યાદાઓ સમજી લઈ આપણે જો જાગતિક જનતાની શક્તિ જાગ્રત કરીએ અને એ અજમાવતાં સ્વેચ્છાએ, ત્યાગ-પૂર્વક કષ્ટ વહોરી લઈએ, તો જ એક નવી નૈતિક શક્તિ ઉત્પન્ન થશે; અને એને જોરે આપણે જુદી જુદી સરકારો ઉપર પ્રભાવ પાડી શકીશું; એ મારી ભૂમિકા હતી. દુનિયાના લોકો શાંતિ ચાહે છે, ઍટમ બૉમ્બથી અકળાય છે, વગેરે લોકમત તો આપણે અનેક વાર જાહેર કર્યો છે. એમાં કશું નવું કરવાપણું રહ્યું નથી. જુદા જુદા દેશોમાં ભેગા થઈ, એ ને એ જ ઠરાવો પાસ કરીએ તો સ્થાનિક લોક-જાગૃતિમાં મદદગાર થઈશું પણ પ્રગતિ થવાની નથી. ઊલટું, જગતની જનતાનો અભિપ્રાય નિર્વીર્ય છે; એની પાછળ કાર્યકારી બળ નથી, એવી છાપ પડશે. માટે આપણે પ્રજા વતી કંઈક કાર્યક્રમ રચવો જોઈએ અને એ દરેક દેશમાં, બારે માસ ચલાવવો જોઈએ. એ જાતની ભૂમિકા અને નીતિ કોલંબોમાં, પ્રતિનિધિઓ આગળ મેં મૂકી જોઈ હતી.

હું એમ પણ જોઈ શક્યો કે રશિયા અને ચીનના પ્રતિનિધિઓ ખરું જોતાં પોતપોતાની સરકારના જ પ્રતિનિધિઓ હતા. ભારતની નીતિ બધી રીતે અનુકૂળ અને સ્પષ્ટ હતી એટલે ભારત સરકાર પર દબાણ આણવાનો સવાલ જ ન હતો.

ભારત સરકાર સત્યાગ્રહનો રસ્તો સ્વીકારે અને અમેરિકા પાસેથી મદદ લેવાની ના પાડે, એ જાતની સૂચના રાજાજીએ કરી હતી. ભારત સરકારને એ માન્ય ન હતી. કોલંબોમાં મારી સૂચના વધારે વ્યાપક અને અમલમાં મૂકવા માટે કંઈક સગવડભરેલી હતી.

ભારત જેવો એક દેશ અમેરિકાની મદદ લેવાની ના પાડે તો જાગતિક પરિસ્થિતિ પર એની જે અસર થાય એના કરતાં શાંતતાવાદી ઘણાંખરાં રાષ્ટ્રો એકમત થઈ, અમેરિકા, રશિયા અને બ્રિટન, એ ત્રણે ઍટમ શસ્ત્રોના પ્રયોગો કરનાર રાષ્ટ્રો પાસેથી

મદદ લેવાની ના પાડે તો એક મોટી અસરકારક પરિસ્થિતિ નિર્માણ થશે. અને પછી જાગતિક જનતાના અભિપ્રાયની ઉપેક્ષા ન જ થઈ શકે—એ હતો મારી સૂચનાનો સાર.

પણ ભારતના પ્રતિનિધિઓ જ એ ભૂમિકા સ્વીકારવા તૈયાર ન હતા. ગાંધીજીનું નામ લેવું, એમના અહિંસક પ્રતિકારના સિદ્ધાંતોનાં વખાણ કરવાં, અને સાથે સાથે રશિયાની નીતિને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ ટેકો આપવો—એટલું જ ભારતના પ્રતિનિધિઓને સૂઝતું હતું.

કોલંબોના અનુભવને કારણે તોકયોમાં મારો ઉત્સાહ ઘણો મોળો પડયો હતો. જાપાનના પ્રતિનિધિઓ મારી ભૂમિકા સમજે કે સ્વીકારે એવું હતું જ નહીં. એટલે જાપાને છેલ્લાં બાર વરસમાં જે કષ્ટ વેઠયાં છે એના તરફ સહાનુભૂતિ બતાવવી અને ઍટમ બૉમ્બ વિરુદ્ધ તેમ જ જાગતિક યુદ્ધો વિરુદ્ધ લોકમત વ્યક્ત કરવો એટલું જ કામ બાકી રહેતું હતું. તેટલા પૂરતો એ પરિષદમાં ભાગ લઈને સંતોષ માનવો, એમ મેં મારા મન સાથે નક્કી કર્યું હતું અને એ જ ભૂમિકા સ્વીકારી પરિષદમાં હું બેત્રણ વાર બોલ્યો. અહીં દરેક ભાષણનું ભાષાંતર આખી મેદની માટે જાપાનીમાં થતું હતું. અને બાકીના લોકો માટે અંગ્રેજી, રશિયન, ફ્રેન્ચ, ચીની વગેરે ભાષાઓમાં તે તે પ્રતિનિધિઓ માટે અનુવાદો થતા હતા તે, તે તે ભાષાની કર્ણિકા (Hearing aid) પહેરવાથી લોકોને મળતા હતા. જે કોઈ પોતાનું ભાષણ પહેલેથી લખીને છપાવી આપે તેનો પ્રચાર વધારે થતો. અને સંચાલકો જે વસ્તુને મહત્ત્વ આપે તેટલો ભાગ રિપોર્ટમાં દાખલ થાય એવી આ પરિષદોની રચના હોય છે. અનેક દેશના અને ભિન્ન ભાષાવાળા પ્રતિનિધિઓ ભેગા થાય ત્યારે પ્રતિનિધિઓ વિશેષ કરી શકતા જ નથી. સમિતિઓમાં જે થોડીક ચર્ચા થાય એટલી ખરી. સામાન્યપણે જાગતિક વિચારના અમુક નેતાઓ જે દૃષ્ટિ આપે તેને લગતા જ ઠરાવો આવી પરિષદોમાં પાસ થાય છે. આગ્રહી સદસ્યો ઠરાવોની ભાષામાં અમુક ફેરફારો કરાવી શકે. કેટલાક ઠરાવો મહત્ત્વના પણ હોય છે. આખું વરસ જેમને પ્રચાર કરવાનો હોય છે તેમને માટે આ ઠરાવો અને તેમના શબ્દો સૌથી વધારે મહત્ત્વના હોય છે.

અગિયારમીએ સાંજે ભિન્ન ભિન્ન દેશના પ્રતિનિધિઓનું સ્વાગત અને એમના પરિચયનું જ કામ હતું. ત્યાર પછી નૃત્ય-નાટય આદિ રંજનાત્મક કાર્યક્રમ રાખ્યો હતો જે ઘણો જ આકર્ષક હતો.

સાંજની પરિષદમાં હું એકલો જ ગયો હતો. મંજુ-રેવતી ઘેર રહ્યાં હતાં. રંજનાત્મક કાર્યક્રમ માટે એમને બોલાવવાનો ટેલિફોન દ્વારા મેં પ્રયત્ન કરાવ્યો. એમાં હું ન ફાવ્યો. અને તોકયો એટલે અંતરો ઘણાં. એક ઠેકાણેથી બીજે પહોંચતાં ઘણો વખત જાય. એકલા એકલા બેસી, રંજનાત્મક કાર્યક્રમ માણવાની ઇચ્છા ન થઈ. એટલે એ બધું છોડીને હું મુકામે ગયો. પરદેશમાં રંજન પાછળ રાત્રે

ઉજાગરા કરવા અને છતાં બીજા દિવસના કાર્યક્રમ માટે હાજર રહેવું એ પણ મારા જેવાને પોસાય એમ ન હતું.

હવે પછી મુખ્ય પરિષદ શરૂ થવાની હતી.

જાગતિક પરિષદનું કામ એમ તો તારીખ છઠ્ઠીએ શરૂ થયું હતું. પણ પરિષદનો રીતસરનો પ્રારંભ આજે બારમીએ થાય છે. એને માટે જે સ્થાન પસંદ કર્યું છે તે તોકયો જેવા, દુનિયાના પ્રથમ પંક્તિના શહેર માટે પણ ભવ્ય ગણાય. તોકયો જિમનેશિયમ (Tokyo Gymnasium) તરીકે આ સ્થાન ઓળખાય છે. હજારો લોકો એમાં સહેજે માય છે. વ્યાસપીઠ લંબાઈમાં અને પહોળાઈમાં એટલું મોટું છે કે એ અગવડ દૂર કરવા પરિષદ માટે પાછળ એક ખાસ પડદો ગોઠવવામાં આવ્યો છે. યુદ્ધમાં માનનારા અને જાગતિક યુદ્ધોની નીતિ ઘડનારા લોકો આ પરિષદમાં આવ્યા હોત તો એમની ખાતરી થઈ હોત કે દુનિયાના લોકો ખરેખર, યુદ્ધથી કેટલા બધા અકળાયા છે અને કેટલા બધા જિગરથી શાંતિ ચાહે છે.

કેવળ પ્રતિનિધિની જ સંખ્યા ગણીએ તો નિપ્પોનના પ્રતિનિધિઓ લગભગ ચાર હજાર હતા. બહારથી આવેલા પ્રતિનિધિઓમાં છવ્વીસ દેશ અને દસ આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ જોડાઈ હતી. ભારત, ચીન અને નિપ્પોનની દક્ષિણે આવેલા ઑસ્ટ્રેલિયાના પ્રતિનિધિઓ સૌથી વધારે હતા. આ ત્રણ દેશમાંથી દરેક દેશના પ્રતિનિધિ એક એક ડઝન કરતાં વધારે હતા. જ્યારે રશિયા અને અમેરિકા મળીને એક ડઝન થતા હતા. કોરિયા અને મૉંગોલિયાથી પાંચ પાંચ આવે એમાં આશ્ચર્ય નહીં. પણ ઇજિપ્તથી છ પ્રતિનિધિઓ આવ્યા હતા એ ખાસ ધ્યાન ખેંચે એવી વાત હતી. ઇંગ્લંડ અને ફ્રાન્સથી ચાર ચાર આવે એ અપેક્ષાથી બહાર ન હતું. સિલોને ત્રણ મોકલ્યા હતા એ એ દેશ માટે શોભાની વાત ગણાય.

બીજી રીતે તપાસતાં આ ગેર-જાપાની લગભગ સો પ્રતિનિધિમાંથી સોળ હતા જુદા જુદા ધર્મના પ્રતિનિધિઓ. ચૌદ હતા લેખક અને પત્રકારો. દસ હતા સમાજસેવકો. શાંતિકાર્યને જ જેમણે જીવન અર્પણ કર્યું છે, એવા હતા આઠ. ધ્યાન ખેંચે એવી આઠની સંખ્યા હતી વિજ્ઞાનશાસ્ત્રીઓની. મજૂરદલના કુલ નવ હતા. જ્યારે વેપારીઓના પ્રતિનિધિ ત્રણ હતા. ડૉક્ટરોમાંથી સાત, તો વકીલોમાંથી બે. બીજા આંકડાઓ જૂજ હતા. પરદેશથી આવેલાંઓમાં સ્ત્રીઓની પંદરની સંખ્યા નગણ્ય ન કહેવાય.

સંમેલનની પહેલવહેલી વિરાટ બેઠક (Plenary session) આજે ઑગસ્ટની બારમીએ સાડા નવ વાગ્યે શરૂ થઈ. વખતોવખત અધ્યક્ષનું કામ કરવા માટે એકોતેર (૭૧) સદસ્યોની વરણી કરવામાં આવી હતી. એમાં જાપાનીઓ હતા છત્રીસ અને બહારના હતા પાંત્રીસ.

આજે તો સંદેશાવાચન અને પ્રાસ્તાવિક ભાષણો – એ જ મુખ્ય કામ હતું. ત્યાર પછી આખી પરિષદના પાંચ વિભાગ કરવામાં આવ્યા. આવેલા લોકોના નીચે પ્રમાણે ગટ પાડવામાં આવ્યા :

સ્ત્રીઓનું મંડળ, ધાર્મિકોનું મંડળ, વિદ્યાર્થીઓનું મંડળ, યુવકોનું મંડળ, એટમ બૉંબથી પીડિતોનું મંડળ, નગરપાલિકાઓનું મંડળ, વ્યાપારી તેમ જ કારખાનદારોનું મંડળ અને છેલ્લે, કામગારોનું મંડળ.

આજે સવારે દસ વાગ્યે કામ શરૂ થયું. અમે, પરદેશથી આવેલા પ્રતિનિધિઓ, દેશવાર વહેંચણી પ્રમાણે બેઠા. દરેક ભાષણનો અંગ્રેજી અનુવાદ, કાન પર ચડાવેલી વીજળીની કર્ણિકા દ્વારા બરાબર સંભળાતો હતો. પણ કોઈ પ્રતિનિધિ મૂળે જ અંગ્રેજીમાં બોલે તો તે ભાષણ અમારી કર્ણિકામાં નહીં આવવાથી બરોબર સંભળાતું ન હતું!

લોકોના ચહેરા મને યાદ નથી રહેતા એ મુશ્કેલી ભારતમાં નડતી એના કરતાં પરદેશમાં તો વધારે નડે છે. અમુક ચહેરો જાપાની નથી પણ યુરોપીય છે એટલું તો ઓળખાતું હતું. યુરોપીય અને અમેરિકી વચ્ચે તો ભેદ હોય જ નહીં અને જેમની સાથે દસ દિવસ પહેલાં વિસ્તારથી ખૂબ ચર્ચા કરી હોય અને એમની દૃષ્ટિની કદર પણ કરી હોય, તે જ માણસ ફરીથી મળે અને એને હું ઓળખી ન શકું ત્યારે તો ભારેમાં ભારે મૂંઝવણ થાય છે. અને પછી શરમને કારણે, કોઈને મળવાનો ઉત્સાહ પણ રહેતો નથી. સ્વદેશમાં તું પડખે હોય છે અને વખતસર સૂચના આપે છે કે ફલાણા ભાઈ ફલાણે વખતે મળ્યા હતા; ત્યારે તો બધું ઠીક ચાલે છે. એક વાર નામ જાણ્યા પછી તો જૂની ચર્ચા પણ બધી યાદ આવે છે. વાતો વિશેની કે પ્રસંગો વિશેની સ્મરણશક્તિ જરાયે ઝાંખી પડી નથી. ફક્ત ચહેરા યાદ નથી રહેતા. એટલે સામો માણસ પણ મૂંઝાય છે. મારી આ સ્થિતિ હવે લોકોને શરૂઆતમાં જ સમજાવી દઉં છું કે જેથી ગેરસમજ ન થાય. આ રીતે ગેરસમજ તો ટળે છે, પણ સમજ જામતી નથી! એટલે મેં હવે નક્કી કર્યું છે કે કોઈ સભા-સમિતિઓમાં જવાનો મોહ રાખવો નહીં. ચીનમાં જવાનું નક્કી થયું છે તેટલું જઈ આવીશું. પછી તો ઘેર બેઠાં જે કોઈ મળવા આવે, અથવા આપણે કોઈ વ્યક્તિને મળવા જઈએ, તેટલાથી સંતોષ માનવો.

આમ એકબે ઇન્દ્રિયો કાયમની રજા પર જવા માગે છે. જ્યારે આંતરરાષ્ટ્રીય વૃત્તિ પુરજોસથી ખીલે છે તે જ વખતે લોકસમુદાય સાથે ભળવાની શક્તિ ઓછી થાય છે એનું ભારે દુ:ખ થવું જોઈએ, પણ મને તેમ થતું નથી. ભગવાન જે પરિસ્થિતિમાં રાખે તે સ્થિતિ માત્ર લાચારીથી સ્વીકારવા જેટલો અરસિક હું નથી. ભગવાનની લીલા-નાટકનો આ પણ તેટલો જ રસિક અંક છે ને હું જાણું છું. તેથી નવી ગોઠવાતી અલિપ્તતા વધાવી લેવા મન તૈયાર થયું છે.

બીજું એક કારણ છે. ચિંતન દ્વારા હો કે ઉત્કટ સહાનુભૂતિ દ્વારા હો, અમુક વાતાવરણમાં પહોંચ્યા પછી ત્યાંનું મુખ્ય માનસ હું એમ ને એમ પકડી શકું છું. અને તેથી હવામાંથી જ મને જોઈતું બધું મળે છે. એ રીતે પણ મન ભર્યું ભર્યું અને સંતુષ્ટ રહે છે.

પરિષદના જે પાંચ વિભાગ અથવા કમિશન્સ પડયા તેમાંથી ધાર્મિક કમિશનમાં જવાનું મેં પસંદ કર્યું છે. મને કહેવામાં આવ્યું છે કે ત્યાં મારે અધ્યક્ષ તરીકે પાંચદસ મિનિટ બોલવાનું રહેશે. આપણે અંગ્રેજીમાં બોલીએ, એનો જાપાની અનુવાદ કરનાર ભાઈ અથવા બહેન પડખે હોય, તે બરાબર સમજી શકે એટલી ધીમી ગતિથી બોલવાનું. એક વાકયનો અનુવાદ પૂરો થાય એટલે બીજું વાકય બોલવાનું. એમાં લાભ એ છે કે વિચાર કરવાનો વખત આપણને મળે છે. ભાષા મનમાં ગોઠવાય છે અને સાંભળનારને પણ કહેલી વાત સમજી લઈ એના પર ચિંતન કરવાની તક મળે છે. એક એક વાકય એટલે એક એક મુદ્દો. નકામો વિસ્તાર કરવાનો અવકાશ નહીં. લાંબા લાંબા બરાડા પાડનાર લોકોને અનુભવ થાય છે કે એનો અહીં કશો જ ઉપયોગ નથી.

ડૉ. જેકસ (Jacks), સુન્દરલાલજી વગેરે એ જ વિભાગમાં આવ્યા હતા. આ વિભાગો તોકયોમાં જુદે જુદે સ્થળે, જુદાં જુદાં મકાનોમાં ભેગા થતા હતા. આમ ત્રણ દિવસ અલગ અલગ બેસી, છેલ્લા બે દિવસ ફરી તોકયો જિમનેશિયમમાં ભેગા થવાની ગોઠવણ છે.

વિરાટ સંમેલન(પ્લેનરી સેશન)ના પ્રારંભમાં એક ઇટાલિયન બહેન અધ્યક્ષસ્થાને હતાં. ત્યાર પછી રામેશ્વરીજીએ એ સ્થાન લીધું. એમને જયારે બીજે કયાંક જવું પડયું ત્યારે એક ભાઈ અધ્યક્ષ થયા.

બપોરે રામેશ્વરીજીએ બધા હિંદી પ્રતિનિધિઓને વિચારવિનિમય કરવા પોતાની હોટેલમાં બોલાવ્યા. જમતાં જમતાં બધી વાતો થઈ. શાકાહારી લોકોને જમાડવાની વ્યવસ્થા સારી ન હતી. અને છતાં મારે એ ભોજનના વ્યક્તિદીઠ ચારસો યેન આપવા પડયા!

બપોરના કાર્યક્રમમાં વિશેષ રસ ન પડયો. સાંજે સવાસાત વાગ્યે તોકયોના ગવર્નર શ્રી સેઈ ઈચીરો યાસૂઈ તરફથી ફુકાગાવા મહેલમાં પરદેશના બધા પ્રતિનિધિઓને ખાણા માટે આમંત્રણ હતું. અને ભોજન પછી જાપાની નૃત્ય અને સંગીતનો સરસ કાર્યક્રમ હતો.

બધા સદસ્યોને પરિષદના સ્થાનથી ફુકાગાવા સુધી, અનેક બસમાં બેસાડીને લઈ ગયા. અંતર એટલું બધું લાંબું હતું કે બસની મુસાફરીએ જ લગભગ એક કલાક લીધો. આ રીતે અમે તોકયોનો મોટો ભાગ અને એના રંગબેરંગી દીવાઓ ધરાઈને જોઈ શકયાં. બધું જ જોવાની મજા પડતી એટલે મનમાં કંટાળો આણવાની જરૂર જણાઈ નહીં.

ગવર્નરને ત્યાં ખાવાનું સરસ હતું. એમાં શાકાહારની વાનીઓ કઈ એ પૂછીને અથવા શોધી કાઢીને જમવાનું. ખાતાં ખાતાં લોકો સાથે વાતો કરવાની. બૂફે ભોજન-વ્યવસ્થાનો એક લાભ એ છે કે અન્નનો બગાડ થતો નથી. અને માણસ હરતોફરતો હોવાથી બે કરતાં વધારે લોકો સાથે વાતો કરી શકે છે.

ત્યાર પછી નૃત્યના અને અભિનયનાં જે કાર્યક્રમો થયા તે ખરેખર નિપ્પોનની કળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ હતા. ત્રણ વરસ પહેલાં, આપણે કોબેથી ક્યોટો જઈ, ડોરેમિકો થિયેટરમાં જે નૃત્યો જોયાં હતાં તે મોટા પ્રમાણમાં હતાં. ત્યાં ગેશા નર્તિકાઓએ મોઢા ઉપર એટલો બધો રંગ લગાડયો હતો કે ચળકતા ચહેરા ઉપર ભાવોનું પ્રદર્શન થવાનો સવાલ જ ન ઊઠે. નર્તિકાઓ હાથપગના હલનચલનથી, તેમ જ કપડાં અને પંખા દ્વારા જ ભાવ વ્યક્ત કરે. કેમ કે એનું વ્યાકરણ પપેટ શો જેવું.

અહીંના નૃત્યમાં હોઠ, આંખો અને આખો ચહેરો જાત જાતના ભાવોથી ઊભરાતો હતો. એક નર્તિકાએ બહુ જ સરસ ભાવભર્યું નૃત્ય કર્યું, એટલે પ્રેક્ષકોએ એને તાળીઓથી વધાવી. એ સત્કારનો સ્વીકાર એણે એવા સુંદર મધુર સ્મિતથી કર્યો કે એ જ એક ભાવવ્યક્તિનો ઉત્કૃષ્ટ નમૂનો નીવડયો. અહીંના આ કાર્યક્રમની પૃષ્ઠભૂમિ સાદી હતી. પણ નૃત્યના પ્રકાર ક્યોટો કરતાં હજારગણા ચડી જાય. ક્યોટોના થિયેટરમાં રંગભૂમિની ખૂબીમાં વિજ્ઞાનનો પૂરેપૂરો ઉપયોગ કરેલો. ત્યાં પડદા પાછળના પ્રકાશ દ્વારા અને મંચની સજાવટ દ્વારા શરદ, હેમંત અને વસંત વગેરે ઋતુઓની શોભા એક પછી એક અપ્રતિમ રીતે બતાવી હતી. સમુદ્રનો વિસ્તાર, એમાં એકાએક ઊઠેલું તોફાન, અકળાયેલાં માછલાં, અને બધું શમી જતાં સ્થપાયેલી અદ્ભુત શાંતિ—એ બધું જોઈને આપણે રાજી રાજી થયાં હતાં. એમાંનો સાકુરો (ચેરી) પુષ્પોનો અને મોમો (પીચ) પુષ્પોનો બહાર પણ કેટલો સુંદર હતો!

અહીં ગવર્નરને ત્યાં રંગભૂમિ જેવું કશું હતું જ નહીં. નર્તિકાઓ અને નર્તકો પોતાના હાવભાવ અને કપડાંની શોભા ઉપર બધો આધાર રાખે.

નર્તિકાઓને માથે જે લાલ રંગનો મુગટ હતો તેને મેં મશરૂમના માથાની ઉપમા આપી, તે રેવતીને જરાયે ગમી નહીં. કહે, "આટલા સુંદર શણગારને કેવી ઉપમા આપો છો!" મેં કહ્યું, "હીનોપમાનો દોષ હું સ્વીકારું છું, પણ ઉપમા ચોટડૂક છે કે નહીં? આકાર આબેહૂબ મશરૂમ જેવો છે કે નહીં?"

ત્યાર પછી આવા અનેક મુકુટો એક દોરી સાથે બાંધી તે આમનેમ ફેંકવાનો કાર્યક્રમ થયો. તેમ જ રંગીન કાગળની લાંબી લાંબી ટેપ જેવા કકડા સાપના ગૂંચળા જેવા આમતેમ ઉછાળવાનો કાર્યક્રમ થયો. એની સુંદરતા કયા શબ્દોમાં વર્ણવું? અમે અવાક થઈને જોતાં જ રહ્યાં: સંગીત પણ ઉત્કૃષ્ટ હતું.

આખો કાર્યક્રમ પૂરો થયા પછી સ્વાગતવાળા અમલદારોની વિદાય લઈ, ગયાં એ પ્રમાણે બસમાં બેસી, દસ વાગ્યે પાછાં ઘેર આવ્યાં.

ઘેર આવ્યાં અને તારા સાત કાગળો સામટા મળ્યા! ઉજાણી પર ઉજાણી! ચિ. રેવતી ઉપર બાળના ત્રણ કાગળો છે. એટલે એ પણ ખીલી છે! હવે કાગળો વાંચીએ. સુનિશમ્!

# ૨૯. વિશ્વ-સંમેલન અને પછી

તોકયો
૧૩–૮–'૫૭

કાલે રાત્રે તારા તથા ચિ. બાળના પત્રો વાંચતાં જરા મોડું થયું. તારા કાગળો-માં છેલ્લા કાગળ પર થાઈલૅન્ડની ટિકિટો અને બૅંગકોકની છાપ જોઈ ઘણું આશ્ચર્ય થયું. અમે ચીન જવાનાં નથી એવું મારા છેલ્લા કાગળથી અનુમાન કરી, તું અમને લેવા બૅંગકોક સુધી આવી છે કે શું! એવો વિચાર – ભલે વિનોદમાં – પણ મનમાં આવ્યા વગર રહ્યો નહીં. કાગળ ખોલતાં ખબર પડી કે મુંબઈથી, ટપાલની હડતાળને કારણે કાગળો ઊપડતાં અટકે એ બીકે બૅંગકોક જનાર એક ભાઈને હાથે કાગળ મોકલવાનું તને સૂઝયું!

સવારે વખતસર તૈયાર થઈ સાડા આઠે નાકાનો જાહેર હૉલમાં અમે પહોંચ્યાં. ત્યાં અમારી આ પરિષદના ધાર્મિકો (Religionists)ની વિભાગીય પરિષદ હતી! રિલિજનિસ્ટ એ કાંઈ બહુ સારો શબ્દ નથી. પણ નિપ્પોનમાં એ જ વપરાય છે. એટલા ખાતર મેં એનું ભાષાંતર 'ધાર્મિક' શબ્દથી કર્યું છે.

અધ્યક્ષ તરીકે હું પાંચ-સાત મિનિટ બોલ્યો. મેં કહ્યું:

"એક વખત હતો જ્યારે સમાજ ઉપર ધર્મોની આણ વર્તતી હતી. હવે એ સ્થાન વિજ્ઞાને (સાયન્સે) લીધું છે. વિજ્ઞાનનાં પરિણામ સ્પષ્ટ દેખાય છે. એ તત્ત્વ ઘણું જ સમર્થ છે. એના પ્રમાણમાં ધર્મો આજે મોળા સાંકડા મનના અને નિસ્તેજ દેખાય છે. વિજ્ઞાનની મદદથી દુનિયા ઍટમ બૉમ્બ સુધી આવી પહોંચી છે, અને માણસજાતનું અસ્તિત્વ જ જોખમમાં આવ્યું છે. હવે ધર્મોએ પોતાની નૈતિક શક્તિ વાપરી દુનિયાને બચાવવી રહી. દુનિયાની આવી સેવા ધર્મો કરી શકે તે પહેલાં એમણે પોતાની જ સેવા — આત્મશુદ્ધિ – કરવી જોઈએ.

"ધર્મના ઠેકેદારો ધર્મના પ્રાણની ઉપેક્ષા કરી, ધર્મના બાહ્ય આકારને વધારે મહત્ત્વ આપતા થયા છે. અને અંદર અંદર લડી, હાંસીપાત્ર બનતા જાય છે.

"પશ્ચિમની પ્રતિષ્ઠાને કારણે ઈસાઈ ધર્મની પ્રતિષ્ઠા ખૂબ વધી. એના મિશ-નરીઓ દુનિયામાં બધે ફરી વળ્યા. સામ્રાજ્યશાહીના હસ્તક તરીકે રહીને એમણે પોતાની કીમતી સેવાનું મહત્ત્વ ઘટાડયું. હવે આપણે કહેવા લાગ્યા છીએ કે, 'ઈસાઈ ધર્મની કસોટી થઈ ચૂકી. અને એ ધર્મ હીણકસ નીવડયો છે.' આવી ટીકા કરનારાઓએ વિચાર કરવો જોઈએ કે બીજા કયા ધર્મો સો ટચના નીવડયા છે? હવે તો બધા ધર્મોએ અંતર્મુખ થઈ આત્મશુદ્ધિ કરવાની છે અને ધર્મતેજ પ્રગટ કરી, વિજ્ઞાનનો સદુપયોગ જ કરવાનું દુનિયાને સમજાવવાનું છે. તે માટે ધર્મના ઠેકેદારોને બાજુ ખસેડી ધર્મોને સંકુચિતતામાંથી બચાવવા જોઈએ.

"આજે આપણે અણુબૉમ્બના પ્રયોગો અને વપરાશને જરૂર વખોડીએ. યુદ્ધો દ્વારા માણસનું કલ્યાણ થવાનું નથી. એની ઘોષણા કરીએ. એ બધું જરૂરનું છે. પણ આપણું મુખ્ય કામ, ધર્મોની વિધિઓ અને વિગતોમાં ગૂંગળાતા ધર્મના પ્રાણને બચાવવાનું છે. ત્યાર પછી જ ધર્મ ધર્મ વચ્ચે સહકાર થઈ શકશે. અને ધર્મો સમાજના જીવન ઉપર સારી અસર કરતા થઈ જશે."

મારા પછી જે એકબે જાપાનીઓ બોલ્યા એમને મારું ભાષણ બહુ ગમ્યું. હું નથી માનતો કે પરિષદના મુખ્ય સંચાલકોને મારું વલણ ગમ્યું હોય. અણુશસ્ત્રો વિરુદ્ધ બોલવા ઉપરાંત, અને બહુ બહુ તો યુદ્ધ વિરુદ્ધ બોલવા ઉપરાંત પ્રત્યક્ષ કાંઈ પણ કરવાની, કે આત્મશુદ્ધિની વાત આવે તો એ એમને ગમે નહીં.

બપોરે જરા થાક હતો એટલે પરિષદમાં જવાનું મેં માંડી વાળ્યું. એના બદલામાં કાગળો લખ્યા અને પ્રેસવાળાઓને મુલાકાત આપી.

એમાં એક વાત લખવા જેવી છે. છેલ્લું મહાયુદ્ધ શરૂ થયું ત્યારે મારુયામાજી આશ્રમજીવનનો અનુભવ લેવા માટે સેવાગ્રામમાં બાપુજી પાસે આવીને રહ્યા હતા. યુદ્ધ શરૂ થાય એટલે સરકારો શત્રુપક્ષના લોકોને દેશમાં છૂટા રહેવા દેતી નથી. એમને કાં તો લશ્કરી જેલ(Concentration Camp)માં પૂરી રાખે છે અથવા દેશનિકાલ કરે છે. એ નિયમ પ્રમાણે ભારતની અંગ્રેજી સરકારે મારુયામાજીને પ્રથમ જેલમાં પૂરી રાખ્યા અને પછી દેશ બહાર મોકલી દીધા.

આટલા ઈતિહાસ પરથી કેટલાક જાપાની છાપાવાળા મને પૂછવા આવ્યા કે, "ભારતના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં મારુયામા-સાનનો ફાળો કેટલો હતો?" મેં એમને ઉપર બતાવેલી વિગતો આપી અને કહ્યું કે, "હું તો આટલું જ જાણું છું. એથી કાંઈ વધુ હોય તો મારુયામાજીને જ પૂછો."

૧૪-૮-'૫૭

# ૨૯. વિશ્વ-સંમેલન અને પછી

તોકયો
૧૩-૮-'૫૭

કાલે રાત્રે તારા તથા ચિ. બાળના પત્રો વાંચતાં જરા મોડું થયું. તારા કાગળો-માં છેલ્લા કાગળ પર થાઈલૅન્ડની ટિકિટો અને બૅંગકોકની છાપ જોઈ ઘણું આશ્ચર્ય થયું. અમે ચીન જવાનાં નથી એવું મારા છેલ્લા કાગળથી અનુમાન કરી, તું અમને લેવા બૅંગકોક સુધી આવી છે કે શું! એવો વિચાર – ભલે વિનોદમાં – પણ મનમાં આવ્યા વગર રહ્યો નહીં. કાગળ ખોલતાં ખબર પડી કે મુંબઈથી, ટપાલની હડતાળને કારણે કાગળો ઊપડતાં અટકે એ બીકે બૅંગકોક જનાર એક ભાઈને હાથે કાગળ મોકલવાનું તને સૂઝયું!

સવારે વખતસર તૈયાર થઈ સાડા આઠે નાકાનો જાહેર હૉલમાં અમે પહોંચ્યાં. ત્યાં અમારી આ પરિષદના ધાર્મિકો (Religionists)ની વિભાગીય પરિષદ હતી! રિલિજનિસ્ટ એ કાંઈ બહુ સારો શબ્દ નથી. પણ નિપ્પોનમાં એ જ વપરાય છે. એટલા ખાતર મેં એનું ભાષાંતર 'ધાર્મિક' શબ્દથી કર્યું છે.

અધ્યક્ષ તરીકે હું પાંચ-સાત મિનિટ બોલ્યો. મેં કહ્યું:

"એક વખત હતો જ્યારે સમાજ ઉપર ધર્મોની આણ વર્તતી હતી. હવે એ સ્થાન વિજ્ઞાને (સાયન્સે) લીધું છે. વિજ્ઞાનનાં પરિણામ સ્પષ્ટ દેખાય છે. એ તત્ત્વ ઘણું જ સમર્થ છે. એના પ્રમાણમાં ધર્મો આજે મોળા સાંકડા મનના અને નિસ્તેજ દેખાય છે. વિજ્ઞાનની મદદથી દુનિયા ઍટમ બૉમ્બ સુધી આવી પહોંચી છે, અને માણસજાતનું અસ્તિત્વ જ જોખમમાં આવ્યું છે. હવે ધર્મોએ પોતાની નૈતિક શક્તિ વાપરી દુનિયાને બચાવવી રહી. દુનિયાની આવી સેવા ધર્મો કરી શકે તે પહેલાં એમણે પોતાની જ સેવા – આત્મશુદ્ધિ – કરવી જોઈએ.

"ધર્મના ઠેકેદારો ધર્મના પ્રાણની ઉપેક્ષા કરી, ધર્મના બાહ્ય આકારને વધારે મહત્ત્વ આપતા થયા છે. અને અંદર અંદર લડી, હાંસીપાત્ર બનતા જાય છે.

"પશ્ચિમની પ્રતિષ્ઠાને કારણે ઈસાઈ ધર્મની પ્રતિષ્ઠા ખૂબ વધી. એના મિશ-નરીઓ દુનિયામાં બધે ફરી વળ્યા. સામ્રાજ્યશાહીના હસ્તક તરીકે રહીને એમણે પોતાની કીમતી સેવાનું મહત્ત્વ ઘટાડયું. હવે આપણે કહેવા લાગ્યા છીએ કે, 'ઈસાઈ ધર્મની કસોટી થઈ ચૂકી. અને એ ધર્મ હીણકસ નીવડયો છે.' આવી ટીકા કરનારાઓએ વિચાર કરવો જોઈએ કે બીજા કયા ધર્મો સો ટચના નીવડયા છે? હવે તો બધા ધર્મોએ અંતર્મુખ થઈ આત્મશુદ્ધિ કરવાની છે અને ધર્મતેજ પ્રગટ કરી, વિજ્ઞાનનો સદુપયોગ જ કરવાનું દુનિયાને સમજાવવાનું છે. તે માટે ધર્મના ઠેકેદારોને બાજુ ખસેડી ધર્મોને સંકુચિતતામાંથી બચાવવા જોઈએ.

સેલ્વિન સાથે મારે ઘણી ઘણી મહત્ત્વની વાતો થઈ. વિચારની આપ-લે કરવામાં બંનેને ખૂબ રસ પડયો.

બર્માની પેલી પારની દુનિયા વિશે આપણે બહુ જ ઓછું જાણીએ છીએ. એ લોકોનું જીવન, એમનું માનસ, એમના સવાલો—એમાંનું આપણા લોકો કાંઈ પણ જાણતા નથી એ મોટી ઊણપ છે. ચિ. સતીશ એ લોકોના દેશમાં બે વરસ રહી આવ્યો છે એટલે ઘણું જાણે છે. યુરોપના લોકો પોતાના ખંડના લોકો વિશે પરસ્પર જેટલું જાણે છે તેટલા જ પ્રમાણમાં જો આપણે એશિયાવાસીઓ એક-બીજાના દેશો વિશે ન જાણીએ તો એશિયાનો આત્મા શી રીતે પ્રગટ થાય?

અમારી સાથે આવેલા મારુયામા અને તાસ્સેની હેજમાડીના અરવિંદ સાથે જોતજોતામાં દોસ્તી થઈ. તેઓ અંદર અંદર જાપાનીમાં બોલવા લાગ્યા. વાતો કરતા કરતા તેઓ પાસેની ઓરડીમાં જઈ ટેલિવિઝન જોવામાં મશગૂલ થઈ ગયા! તાસ્સેને ટેલિવિઝનનો શોખ ઘણો છે.

ગિંઝા જોવા જતાં અમે ભોંયરાની રેલવે વાપરી હતી એ તો લખતાં હું ભૂલી જ ગયો. લંડનમાં આપણે એવી રેલગાડીમાં બેઠાં હતાં. એના કરતાં મને જાપાનની ભોંયરાંરેલવે વધારે સારી લાગી અને અહીંનાં સ્ટેશનો પણ વધારે ભપકાદાર લાગ્યાં.

જાપાની ઢીંગલી વિશે મેં લખ્યું જ છે. ઢીંગલીઓ એ આ દેશની વિશેપતા છે. હોક્કાયડોથી નાગાસાકી સુધી જ્યાં જ્યાં ગયાં, શહેરોમાં કે ગામડાંઓમાં, ત્યાં ત્યાં દરેક ઘરમાં જાતજાતની નાનીમોટી સુંદર ઢીંગલીઓ હોવાની જ. એક દિવસે મેં અમારા ગૃહપતિને કહ્યું કે નિપ્પોનમાં જમીન થોડી અને લોકવસ્તી વધારે એ વાત સાચી, પણ જો નિપ્પોનની કુલ ઢીંગલીઓની વસ્તીગણતરી કરવામાં આવે તો માણસોની સંખ્યા કરતાં એની સંખ્યા દસવીસગણી થશે! કુદરત માણસને બનાવે છે, અને માણસો પોતાની કળા અજમાવી, જાતજાતની ઢીંગલીઓ બનાવે છે! આ સરસ હરીફાઈ છે!

૧૫–૮–'૫૭

આજે સવારે કૉન્ફરન્સમાં, આગલા બે દિવસે જુદા જુદા વિભાગોમાં થયેલાં કામોના અહેવાલો વંચાયા. એ બધું સાંભળવામાં બપોરના એક વાગ્યા સુધીનો વખત ગયો. જમીકરીને અમે ચોપડીઓ ખરીદવા નીકળ્યાં. નિપ્પોન અંગેનું અંગ્રેજીમાં મળતું સાહિત્ય જોયું, પરદેશી લોકોએ લખેલી ઘણી ઘણી ચોપડીઓ અહીંના બજારમાં મળતી નથી. દેશાટનના રસિયા સંસ્કાર-યાત્રીઓને રસ પડે એવાં જ પુસ્તકો અહીં રાખેલાં હતાં. રેવતી અને મંજુને પુષ્પરચનાની કળા ઉપર તેમ જ ઘરના ઓરડા શણગારવાની કળા ઉપરની ચોપડીઓ ખાસ જોઈતી હતી. ત્રણ વરસ પહેલાં ખરીદેલી ચોપડીઓમાંથી થોડીક જ હું વાંચી શક્યો હતો. એટલે આ ફેરે વધુ ખરીદવાનું મન ન હતું. છતાં પ્રવાસ અંગેની, સાહિત્ય અંગેની અને ભાષા અંગેની સાઠ-સિત્તેર રૂપિયાની ચોપડીઓ તો ખરીદી જ! આ ચોપડીઓ

ખરીદતાં એક અનુભવ થયો. અમે લીધેલી એક ચોપડી ઉપરથી સહેજસાજ બગડી હતી. એમની પાસે બીજી નકલ ન હતી. મેં કહ્યું કે 'ચાલશે. જેવી છે એવી જ આપી દો.' એ લોકોએ ધરાર ના પાડી. એમણે કહ્યું, 'કાલ સુધી સારી નકલ આણીને તમને પહોંચાડી દઈશું. બગડેલી ચોપડી તમારા દેશમાં અમે જવા જ કેમ દઈએ!'

મારા નાનપણમાં જાપાનીઓ વિશે કેટલુંક ખરાબ ખરાબ મેં સાંભળ્યું હતું: 'બતાવશે એક માલ, મોકલશે બીજો.' વગેરે વગેરે. એવી તે વખતની ટીકા કાં તો સાચી નહીં હોય, અથવા એ બદનામી ધોઈ કાઢવાનો આ દેશનો નિશ્ચય હોય. ગમે તે હો, બંને વખતની મુસાફરીમાં આ લોકો વિશે અમારો અનુભવ દરેક રીતે સારો હતો.

સાંજે અથવા રાત્રે અમે નિપ્પોનનું પ્રખ્યાત કાબૂકી શૈલીનું નાટક જોવા ગયાં. આ નાટ્યપ્રકાર મૂળે ચીનનો. જાપાનીઓએ ત્યાંથી આણી એમાં પોતાની ઢબે ફેરફાર કર્યા અને એને રાષ્ટ્રીય રૂપ આપ્યું. આવાં નાટકો જૂની ઢબનાં હોવા છતાં ઓછાં લોકપ્રિય નથી.

નાટક જોવા જવાનું નક્કી કર્યું અને એમાં એક મુશ્કેલી ઉત્પન્ન થઈ. આજે ભારતનો સ્વાતંત્ર્યદિન. એ દિવસ અમારા પ્રતિનિધિમંડળે, જાપાની પરોણાઓને આમંત્રી ઊજવવાનું નક્કી કર્યું. પરદેશમાં આવા ઉત્સવોમાં ભાગ લેવાનું મહત્ત્વ વધારે હોય છે અને એ ટાળી તો ન જ શકાય. બેમાંથી કોને વધારે મહત્ત્વ અપાય? અમે બંને સાધવાનો નિશ્ચય કર્યો. કાબૂકી નાટક ખાસ્સું ચાર સાડાચાર કલાક ચાલે છે. કેટલાયે લોકો નાટકમાંથી વચમાં જ પાસેની વીશીમાં જઈ જમી આવે છે અને પાછા આવી આગળનું નાટક જુએ છે. અમે થોડી વાર નાટક જોયું. પછી ઊઠી સ્વાતંત્ર્ય-ઉત્સવમાં ગયાં. ત્યાં મારે બોલવાનું હતું; સ્વાતંત્ર્યગીત ગાવામાં રેવતી-મંજુએ ભાગ લીધો. અને એ ઉત્સવ સારી રીતે ઊજવી, અમે પાછાં નાટકમાં પહોંચ્યાં. ખાવાનું પણ અમે નાટ્યગૃહની વીશીમાં જ સરસ પતાવ્યું.

સ્વાતંત્ર્ય-ઉત્સવના મારા ટૂંકા ભાષણમાં મેં સ્વાતંત્ર્યનો ઈતિહાસ આપ્યો. એમાં ૧૯૦૫ના રૂસો-જાપાની યુદ્ધની એશિયા પર કેવી સારી અસર થઈ અને તે વખતના અમ યુવાનોને એમાંથી કેવી પ્રેરણા મળી, એ વસ્તુનો પણ મેં ઉલ્લેખ કર્યો. ભારતની ધજાનો વિશ્વસંદેશો પણ મેં ટૂંકામાં સમજાવ્યો. અમારો ધોળો રંગ વિશ્વશાંતિનું પ્રતીક છે, એના પરનું અશોકચક્ર ન્યાય, સદાચાર અને બંધુતાનું ધર્મચક્ર છે, અને અભયદાનનું દ્યોતક છે વગેરે વાતો મેં સ્પષ્ટ કરી.

ચાર કલાકના નાટક વિશે ટૂંકાણમાં લખાય નહીં. પુરુષનું પાત્ર સ્ત્રીને આપવાથી અભિનયમાં વધારે પડતી કુમાશ આવે છે અને રસભંગ થાય છે. એ મુશ્કેલી ટાળવા માટે અને એ પરિસ્થિતિમાંથી પણ લાભ ઉઠાવવા માટે, આ તરફના નાટક-કારો કોક કોક વાર નાટકમાં પ્રસંગ જ એવો ગોઠવે છે, કે એક છોકરી પુરુષવેશે એક

મઠમાં દાખલ થઈ. એણે તપસ્યા આદરી. એક વાર એને જીવનું જોખમ વહોરવું પડયું તેમાં અમુક બહાદુરી પણ બતાવી. અંતે લોકો આગળ એનું સ્ત્રીપણું પ્રગટ થયું. . . . વગેરે. આવા કથાનકમાં કોઈ છોકરી છદ્મી પુરુષનો વેશ ભજવે એ બધી રીતે બંધબેસતું આવે છે અને રસભંગ થવાને બદલે રસનો ઉત્કર્ષ સધાય છે. અમે જોયેલા નાટકમાં ગમગીનીનું વાતાવરણ વધારે પડતું હતું.

નાટ્યગૃહનો રંગમંચ તો આપણા મંચો કરતાં ત્રણગણો મોટો હશે. એક વાર આખો રંગમંચ ગોળ ફેરવીને પાછળનો ભાગ આગળ આણવામાં આવ્યો હતો. અને દિવસ અથવા રાત, મંદિર, મઠ અથવા સ્મશાન, તેમ જ ભિન્ન ભિન્ન ઋતુમાં કુદરતની બદલાતી શોભા, બધું જ ઉચ્ચ અભિરુચિથી આબેહૂબ રીતે ખીલવવામાં આવ્યું હતું. અભિનયકળા સરસ હતી. સાથીઓએ કહ્યું કે 'તમે વચમાં ઊઠીને ગયાં એમાં એક સુંદર દૃશ્ય ખોયું.' અમે જે જોઈ શકયાં તેટલાથી અમને ઘણો સંતોષ થયો હતો. અમારે તો જાપાની કળાના ફક્ત નમૂનાઓ જોવા હતા.

હવે તો જાપાન છોડવાના દિવસો નજીક આવવા લાગ્યા. આટલા દિવસ જે લોકો સાથે ગાળ્યા તેમનાથી એક વાર જુદા પડીશું પછી કોણ જાણે ફરી ક્યારે મળાશે! મળાશે એવી અપેક્ષા પણ કેમ રખાય, – એવા એવા મિશ્ર ભાવો મનમાં ઊઠવા લાગ્યા છે.

## ૩૦. વિદાયના દિવસો

તોકયો
૧૯–૮–'૫૭

કેટલું વિચિત્ર અને દુ:ખદાયક! આ વખતની નિપ્પોનની મુસાફરીએ ઊપડયો ત્યારે ભારતન કુમારપ્પા ગયા અને આ પ્રવાસ પૂરો કરું છું ત્યાં દેવદાસ ગાંધીના મૃત્યુના સમાચાર મળે છે! પ્રથમ સમાચાર કાન પર અથડાયા તે ઊડતા ઊડતા, કેમે કરીને વિશ્વાસ બેસે જ નહીં. હમણાં હમણાં તેઓ મળ્યા હતા. એમની દીકરીનાં લગ્નમાં આપણે એમને જોયા હતા; તારાને અભિનંદન આપ્યાં હતાં. રાજાજી સાથે વાતો કરી હતી અને દેવદાસે આગ્રહપૂર્વક બનાવેલી મીઠાઈનું સેવન કર્યું હતું. અને આજે એમના ગયાના સમાચાર સાંભળવા પડે છે!

દેવદાસ માંદા પડીને મદ્રાસ ગયા હતા એ ખરું, પણ ત્યાર પછી સાજા થઈને ક્રમે ચડયા હતા .અને ઉત્સાહથી બધું કામ કરતા હતા.

માઠા સમાચાર સાંભળ્યા અને ૧૯૧૧માં શાંતિનિકેતનમાં બાળક દેવદાસને હું પહેલવહેલો મળ્યો હતો તે વખતનું આખું જીવન નજર આગળ નાચે છે. કવિવર રવીન્દ્રની કેળવણીની સંસ્થા કેવળ બહારથી નહીં પણ અંદર રહીને જોવાના હેતુથી હું ત્યાં ગયો હતો. ત્યાં ગાંધીજીના ફિનિક્સ સેટલમેન્ટવાળાં કુટુંબીઓ હતાં

અનાયાસે ભળી ગયો હતો. એ વ્યાપક કુટુંબમાં ગાંધીજીના ત્રણ દીકરા મણિલાલ, રામદાસ અને દેવદાસ હતા. શ્રી મગનલાલ ગાંધી એ પરિવારના મુખ્ય માણસ હતા. આટલી નાની ઉંમરે પણ દેવદાસની તેજસ્વિતા અને તત્ત્વનિષ્ઠા તરી આવતી. તે વખતે પણ પ્રભુદાસ ગાંધી દેવદાસને ચીલે ચાલવાનો પ્રયત્ન કરે. કેશુ અને કૃષ્ણદાસ પણ દેવદાસ પાસેથી પ્રેરણા લે. બધા મુરબ્બીઓની આમન્યા રાખતા છતાં દેવદાસ પોતાની સ્વતંત્રતા ઠીક ઠીક સાચવે. અને શ્રી ઍન્ડ્રૂઝ તેમ જ પિયર્સન પાસેથી જેટલું મેળવી શકાય તેટલું મેળવે. દેવદાસના ગુલાબી ચહેરા પરથી અને એની આંખોની ખુમારી પરથી હું કલ્પના કરી શકતો કે બાપુજી પોતે એમના તારુણ્યમાં કેવા દેખાતા હશે. પછી જ્યારે બાપુજીએ અમદાવાદમાં આશ્રમ ખોલ્યો અને હું ત્યાં રહેવા ગયો ત્યારે દેવદાસને હું સંસ્કૃત શીખવતો. પૂજ્ય બાપુજીના સિદ્ધાંતોનો અને એમના આગ્રહી સ્વભાવનો નાનપણથી પરિચય હોવાથી, દેવદાસને દરેક વાતની ચોખવટ કરવાની ટેવ પડી હતી. એક દિવસે આશ્રમની સભામાં કહે: "હું નથી માનતો કે અહીં હું આશ્રમવાસી તરીકે રહ્યો છું. આશ્રમજીવન સારું છે. પણ હું તો અહીં મારાં માતપિતા પાસે એમના દીકરા તરીકે રહું છું." આશ્રમની પ્રાર્થનામાં દેવદાસનાં ભજનો અત્યંત મધુર અને અસરકારક લાગતાં. પૂજ્ય બાપુજી તે દિવસોમાં આખો દિવસ દરજીકામ કરતા અને દેવદાસને પણ એ હુન્નર શીખવતા. પોતાની બધી કેળવણી દેવદાસે પોતાની કલ્પના પ્રમાણે, જાતપ્રયત્નથી મેળવી. જેલમાં જવાહરલાલજીએ દેવદાસને ભણાવવાનું થોડું કર્યું હશે. મદ્રાસમાં રાજાજીએ દેવદાસની કેળવણીમાં ઘણો રસ લીધો હતો.

એક વાર બાપુજીના સેક્રેટરીનું કામ કરવાનું દેવદાસે વિચાર્યું હતું ત્યારે મેં કહ્યું કે, 'મોટા માણસના દીકરાએ એમના મંત્રી થવાનો પ્રયત્ન નહીં કરવો. જ્યાં ત્યાં અકારા થઈ જવાય અને ગેરસમજનો પાર ન રહે.'

'હિન્દુસ્તાન ટાઇમ્સ' કેમ શરૂ થયું અને એ મારફતે, પત્રકાર તરીકે દેવદાસે પોતાને કેમ તૈયાર કર્યા એનું પણ આખું ચિત્ર નજર આગળ ખડું થયું. બાપુજીની તત્ત્વજિજ્ઞાસા અને આસપાસના બધા લોકોને સાચવીને જીતી લેવાની કળા દેવદાસે કેળવી હતી, અને વ્યવહારકુશળતા તો એકદમ ટોચે પહોંચાડી દીધી હતી.

ગાંધીસ્મારકનિધિની તો જાણે પનોતી બેઠી છે. એ નિધિની સ્થાપના થઈ અને વલ્લભભાઈ ગયા. પછી દાદાસાહેબ, ત્યાર પછી બાળાસાહેબ અને હવે દેવદાસ તો અકાળે ગયા.

દેવદાસનાં બાળકો તો પોતપોતાની કારકિર્દી ખીલવશે. ચિં. લક્ષ્મીના ઘણા વિચારો આવે છે. હમણાં જ મારુયામાએ અને મેં લક્ષ્મીને કેબલ મોકલ્યો છે.

આજે જાગતિક પરિષદનો છેલ્લો દિવસ. બધી સમિતિઓએ ઘડેલા ઠરાવો સુધારી-વધારી આજે પરિષદ તરફથી પાસ થયા. એક ઠરાવમાં ઓકિનાવાનો ઉલ્લેખ કાઢી નાખવાનો પ્રયત્ન કેટલાક અમેરિકન પ્રતિનિધિ તરફથી થયો તે મને જરાયે

ગમ્યું નહીં, એટલે છેલ્લા દિવસના મારા ભાષણમાં મેં ઓકિનાવાનો ખાસ ઉલ્લેખ કર્યો, મેં કહ્યું: "આપણે ભૂલવું ન જોઈએ કે આ જાગતિક પરિષદ તોક્યોમાં ભરાઈ એમાં ખાસ વિશેષતા છે, ઍટમ બૉમ્બથી વધારેમાં વધારે વેઠયું છે જાપાની-ઓએ. હિરોશીમા અને નાગાસાકી જેટલું નુકસાન બીજા કોઈને થયું નથી. જાપાની લોકોની લાગણી આપણા ઠરાવમાં વ્યક્ત ન થાય, તો એ ઠરાવોને હું તો નિર્જીવ ગણું. ઓકિનાવાનો ઉલ્લેખ શા માટે કાઢી નાખીએ? એ દુર્દૈવી બેટમાં જે એંશી હજાર જાપાનીઓ વસે છે તેમને પોતાના રાષ્ટ્રથી જબરદસ્તીથી નોખા પાડયા છે. ત્યાંનાં યુદ્ધનાં મથકોનો વિસ્તાર કરવા માટે પ્રજાની ખેતી નષ્ટ કરાય છે. એ હડહડતા અન્યાય વિશે આપણો પુણ્યપ્રકોપ વ્યક્ત થવો જ જોઈએ."

આવું આવું થોડુંક બોલી મેં મારું ભાષણ પૂરું કર્યું અને પોતાને ઠેકાણે જઈને બેઠો. ત્યાં ઓકિનાવાના એક-બે પ્રતિનિધિઓએ આવીને, મારા ભાષણ માટે મારું અભિનંદન કર્યું અને પોતાની કૃતજ્ઞતા, ભીની આંખે વ્યક્ત કરી. એમણે કહ્યું કે, 'ભારત જેવા દૂર દેશથી આવીને તમે અમારું દુ:ખ સમજી શક્યા." મેં એટલું જ કહ્યું, "વિમાનમાર્ગે આવતાંજતાં તમારો બેટ એકબે વાર જોયો છે. ત્યારથી એ બેટ પ્રત્યે સહાનુભૂતિ જાગી છે. અને જો વિશ્વશાંતિનો અર્થ વિશ્વબંધુત્વ થતો હોય તો એકબીજાનું દુ:ખ પોતાના જેવું લાગવું જ જોઈએ"

એમણે આગ્રહ કર્યો કે ઓકિનાવાના અમે વીસેક પ્રતિનિધિઓ પણ બેઠા છીએ ત્યાં અમારી વચ્ચે આવો તો એક ફોટો પાડવો છે. હું એમની વચ્ચે, એ પ્રમાણે બેસી આવ્યો. ખરેખરી સહાનુભૂતિ હોય તો દુનિયાની કોઈ પણ પ્રજા સાથે હૃદયનું ઐકય જામી શકે છે.

*

બપોરે સરકારી રેડિયો ખાતાના લોકો અમારે ઉતારે આવ્યા અને મને પ્રશ્નો પૂછીને એના જવાબો રેકોર્ડ કરી ગયા. એમના પ્રશ્નોમાંનો એક મને યાદ છે, "યુદ્ધોમાં આણવિક શસ્ત્રો વપરાય છે અને એ શસ્ત્રોના પ્રયોગો ચાલે છે એની સામેના જાપાની પ્રજાના ઉકળાટ વિશે તમને શું લાગે છે?" જવાબમાં મેં કહ્યું: "ચાર અઠવાડિયાં થયાં નિપ્પોનમાં ફરું છું. નિપ્પોનની પ્રજા શાંતિ ચાહે છે. 'આણ-વિક શસ્ત્રોનો વહેવાર બંધ થવો જ જોઈએ,' એવો એનો એકે અવાજે પોકાર છે, એ તો હું સ્પષ્ટ જોઈ શક્યો છું. દુ:ખ એટલું જ છે કે એ પોકારનો પડઘો જાપાનની પ્રજાકીય સરકાર ઉપર, જેટલો પડવો જોઈતો હતો તેટલો, પડેલો દેખાતો નથી."

"નિપ્પોનની રહેણીકરણી તમને કેવી ગમી?" એ સવાલના જવાબમાં મેં કહ્યું કે, "અહીંની, આ દેશની સુઘડતા અને કલાત્મકતા મને ઘણી જ ગમી છે. હું પણ એશિયાવાસી છું. જાપાની ઢબે રહેતાં મને લાગતું નથી કે હું પરદેશમાં આવ્યો છું."

નિપ્પોન આવ્યો છું ત્યારથી ગુરુજી સાથે મેળાપ બેત્રણ વાર જ થયો છે. પરિષદમાં રોજ મળતા હતા પણ તે હસ્તીદંતી પૂરતા જ. (હસ્તીદંતી એ સહેજ-સાજ મેળાપ માટેનો મરાઠી શબ્દ છે. એકબીજાને જોઈને સહેજ હસીએ અને હસતાં, દંત સહેજસાજ દેખાય, એને અમે હસ્તીદંતી મેળાપ કહીએ છીએ!)

નિપ્પોન છોડતાં પહેલાં મારે એમને ખાસ મળવું હતું અને કેટલીયે વસ્તુઓ ખાનગીમાં કહેવી હતી. આને માટે આજે સાંજે અમે એમને ઉતારે ગયાં. જમવાનું ત્યાં જ રાખ્યું હતું એટલે ખાતાં ખાતાં બધી વાતો નિરાંતે થઈ શકી.

મેં એમને કહ્યું કે, “છેલ્લાં પચાસ-પોણોસો વરસમાં ભારતમાં બુદ્ધ ભગવાન પ્રત્યે જે ભક્તિની લાગણી જાગ્રત થઈ છે, અને બૌદ્ધ ધર્મ પ્રત્યે ભણેલા લોકોમાં જે આદર જામ્યો છે, તેમાં વધારેમાં વધારે અસર થેરવાદની એટલે કે હીનયાનની છે. સિલોન અને બ્રહ્મદેશ સાથેના સંપર્કને કારણે, થેરવાદ અમને વધારે પરિચિત છે. એ લોકોમાં હિંદુ સમાજ પ્રત્યે સહાનુભૂતિ ઓછી છે. મારા બૌદ્ધ મિત્ર સાધુ-ચરિત પંડિત ધર્માનંદ કોસંબીએ સિલોનમાં જ દીક્ષા લીધેલી, પાલિ ત્રિપિટકોનો ઊંડો અભ્યાસ કરેલો. મહાયાની શાંતિદેવાચાર્યનો બોધિચર્યાવતાર એમનો પ્રિય ગ્રંથ હતો. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહાયાન પ્રત્યે પણ એમને આદર હતો. અમારા દેશમાં હવે તમે રાજગીર, કલકત્તા, મુંબઈ વગેરે ઠેકાણેથી, સદ્ધર્મ-પુંડરીક દ્વારા મહાયાનનો પ્રચાર ચલાવ્યો છે તેને હું વધાવી લઉં છું. વિનોબાની અને મારી ખાસ ઇચ્છા છે કે મહાયાન-હીનયાન એ ભેદ ભૂલી જઈ, બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ અને વેદાંતનો સમન્વય કરીએ અને એ વાટે ધર્મની પુનર્જાગૃતિ કરવા મથીએ.

“ઈમાઈસાન જેવા તમારા શિષ્યો હિંદી જાણે છે અને સરસ કામ કરે છે. પ્રત્યક્ષ પરિચયથી કહું છું કે ઈમાઈસાન એક પીઢ માણસ છે. કામનો વિસ્તાર કેવી રીતે કરવો એનો એમને ખ્યાલ છે. ઈમાઈસાનને થોડા દિવસ પોતાની સાથે ફેરવવા મેં શ્રી વિનોબાને ભલામણ કરી હતી. તે પ્રમાણે ફરીને ઈમાઈસાને ભૂદાન-ગ્રામદાનનું રહસ્ય સમજી લીધું છે. વિનોબા પર એમની સારી છાપ પડી છે. એમને હાથે નિપ્પોનની અને ભારતની ઘણી અને મહત્ત્વની સેવા થવાની છે.

“અત્યાર સુધી તમે રાજગીરમાં સ્તૂપ બાંધવાની અને અનેક ઠેકાણે મંદિરો ચલાવવાની પ્રવૃત્તિ આદરી છે. હવે એની સાથે સાહિત્યનો પ્રચાર પણ કરવો જોઈશે. એને માટે ભારત આવતા તમારા શિષ્યોમાં હિંદીનું ઉત્તમ જ્ઞાન હોવું જોઈએ. હિંદીમાં અસ્ખલિત બોલી ન શકે અથવા લખી ન શકે તો ધર્મકાર્યમાં એટલી ઊણપ રહેવાની.”

છેલ્લે મેં એ પણ કહ્યું કે, “ભારતમાં હવે રાજદ્વારી તેમ જ સામાજિક કારણોને લીધે કેટલાક લોકો ઠીક ઠીક સંખ્યામાં બૌદ્ધ ધર્મની દીક્ષા લેતા થયા છે. કોઈની સાથે વેર ન કરવાનો શાક્ય મુનિનો ઉપદેશ જો તેઓ સ્વીકારે તો તેમનું અને ભારતનું કલ્યાણ જ થશે. પણ હમણાં એકબે ઠેકાણે હિંદુઓ અને બૌદ્ધો વચ્ચે ઝઘડા થયાના સમાચાર મળ્યા છે. એવે વખતે ખૂબ સાચવીને ચાલવાની

જરૂર છે. આજે ભારત સરકાર અને ભારતની પ્રજા બૌદ્ધ ધર્મ પ્રત્યે આદર અને અનુકૂળતા ધરાવે છે. એ સદ્ભાવ આપણી મોટી મૂડી છે. એ મૂડી ખોઈ ન બેસતાં, વધારવા તરફ આપણું વલણ હોવું જોઈએ. ધર્મને જો રાજદ્વારી પક્ષાપક્ષીમાં સંડોવાવા દઈશું તો એ ગંધાવા લાગશે અને આપણું મહાન કાર્ય જોતજોતામાં વણસી જશે.''

ગુરુજીએ મારી વાત ધ્યાનપૂર્વક સાંભળી અને અંતે એટલું જ કહ્યું કે, "મહાત્માજીએ મને કેટલીક સૂચનાઓ અને ચેતવણીઓ આપી હતી એનું મહત્ત્વ હવે સમજાય છે. હવે પછી મારી બધી શક્તિ હું વિશ્વશાંતિ પાછળ જ ખરચવાનો છું. અમુક ધર્મ અને અમુક પંથનો આગ્રહ લઈને કશું નહીં કરું.''

અમે જેમને ત્યાં રહીએ છીએ એ લોકો ઘણાખરા આ દિવસોમાં બહારગામ ગયા છે. એટલે અમારે માટે રાંધવાનું કામ સુમીકો-સાન એ છોકરી કરે છે. નાગાસાકી જતાં પહેલાં તોકયોના જે ભક્તને ત્યાં અમે બે કલાક ગાળ્યા હતા, એમની એ દીકરી છે. ઠીક ઠીક ભણેલી છે અને ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધરાવે છે. સુમીકોસાનનું મેં સુમિત્રા નામ પાડયું અને રામાયણની સુમિત્રા વિશે થોડીક માહિતી પણ એને આપી. એ થોડા જ દિવસમાં પરણવાની છે. મેં એને વિનોદમાં કહ્યું કે પરણતાં પહેલાં પતિ સાથે કરાર કરજે કે, "મને ભારત લઈ જવાનું વચન આપો તો જ તમને પરણું!'' મેં જયારે એને પૂછયું કે, "સુમિત્રા નામ તને ગમે છે?'' ત્યારે એણે હસીને કહ્યું કે, "જો ભારત આવીશ તો એ નામ ધારણ કરીશ.'' તોકયોથી નીકળતાં પહેલાં એણે મારી પાસેથી હસ્તાક્ષરી સાગી. મેં એને એક ગુજરાતી કવિની બે લીટીનું હિંદી કરીને લખી આપ્યું.

હવે તો જાગતિક પરિષદ પૂરી થઈ. અમારું જાપાનભ્રમણ પણ પૂરું થયું. હવે તો ફક્ત પી. ઈ. એન.વાળાઓને મળવાનું અને ભારતના રાજદૂત શ્રી ઝાને ત્યાં જમવાનું બાકી છે.

૧૭–૮–'૫૭

આજે હવે છેલ્લો દિવસ છે. મધરાત પહેલાં તોકયો છોડીને ઊડી જઈશું. તે પહેલાં આજે શું શું કર્યું તે થોડુંઘણું લખી કાઢું. ત્યાર પછી સવાર સુધીની વાતો સવારે ઊઠીને હૉંગકૉંગ આવે તે પહેલાં લખીશ. આ કાગળ ત્યાંથી જ રવાના થશે.

સવારનો વખત સામાન ગોઠવીને તૈયાર કરવામાં ગયો. આ મુસાફરીમાં પણ મેં પહેલેથી નક્કી કર્યું હતું કે સામાન સાચવવા, બાંધવા કે છોડવા તરફ હું બિલકુલ ધ્યાન નહીં આપું. બહેનોને સૂઝે તે ખરું. હવાઈ જહાજની મુસાફરીમાં જેટલો સામાન સાથે લેવાય તેટલો લઈ, બાકીનો બે પેટીમાં ભરી, સમુદ્રવાટે મોકલવા માટે તે ઈમાઈસાનને સોંપી દીધી.

બપોરે અમારા ભારતીય મંડળના બધા સદસ્યોને ભારતના રાજદૂત શ્રી ઝાને ત્યાં જમવાનું હતું. શ્રી ઝાને હું આજે પહેલી જ વાર મળ્યો. ઘણા મળતાવડા

નિપ્પોન આવ્યો છું ત્યારથી ગુરુજી સાથે મેળાપ બેત્રણ વાર જ થયો છે. પરિષદમાં રોજ મળતા હતા પણ તે હસ્તીદંતી પૂરતા જ. (હસ્તીદંતી એ સહેજ-સાજ મેળાપ માટેનો મરાઠી શબ્દ છે. એકબીજાને જોઈને સહેજ હસીએ અને હસતાં, દંત સહેજસાજ દેખાય, એને અમે હસ્તીદંતી મેળાપ કહીએ છીએ!)

નિપ્પોન છોડતાં પહેલાં મારે એમને ખાસ મળવું હતું અને કેટલીયે વસ્તુઓ ખાનગીમાં કહેવી હતી. આને માટે આજે સાંજે અમે એમને ઉતારે ગયાં. જમવાનું ત્યાં જ રાખ્યું હતું એટલે ખાતાં ખાતાં બધી વાતો નિરાંતે થઈ શકી.

મેં એમને કહ્યું કે, "છેલ્લાં પચાસ-પોણોસો વરસમાં ભારતમાં બુદ્ધ ભગવાન પ્રત્યે જે ભક્તિની લાગણી જાગ્રત થઈ છે, અને બૌદ્ધ ધર્મ પ્રત્યે ભણેલા લોકોમાં જે આદર જામ્યો છે, તેમાં વધારેમાં વધારે અસર થેરવાદની એટલે કે હીનયાનની છે. સિલોન અને બ્રહ્મદેશ સાથેના સંપર્કને કારણે, થેરવાદ અમને વધારે પરિચિત છે. એ લોકોમાં હિંદુ સમાજ પ્રત્યે સહાનુભૂતિ ઓછી છે. મારા બૌદ્ધ મિત્ર સાધુ-ચરિત પંડિત ધર્માનંદ કોસંબીએ સિલોનમાં જ દીક્ષા લીધેલી, પાલિ ત્રિપિટકોનો ઊંડો અભ્યાસ કરેલો. મહાયાની શાંતિદેવાચાર્યનો બોધિચર્યાવતાર એમનો પ્રિય ગ્રંથ હતો. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહાયાન પ્રત્યે પણ એમને આદર હતો. અમારા દેશમાં હવે તમે રાજગીર, કલકત્તા, મુંબઈ વગેરે ઠેકાણેથી, સદ્ધર્મ-પુંડરીક દ્વારા મહાયાનનો પ્રચાર ચલાવ્યો છે તેને હું વધાવી લઉં છું. વિનોબાની અને મારી ખાસ ઇચ્છા છે કે મહાયાન-હીનયાન એ ભેદ ભૂલી જઈ, બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ અને વેદાંતનો સમન્વય કરીએ અને એ વાટે ધર્મની પુનર્જાગૃતિ કરવા મથીએ.

"ઈમાઈસાન જેવા તમારા શિષ્યો હિંદી જાણે છે અને સરસ કામ કરે છે. પ્રત્યક્ષ પરિચયથી કહું છું કે ઈમાઈસાન એક પીઢ માણસ છે. કામનો વિસ્તાર કેવી રીતે કરવો એનો એમને ખ્યાલ છે. ઈમાઈસાનને થોડા દિવસ પોતાની સાથે ફેરવવા મેં શ્રી વિનોબાને ભલામણ કરી હતી. તે પ્રમાણે ફરીને ઈમાઈસાને ભૂદાન-ગ્રામદાનનું રહસ્ય સમજી લીધું છે. વિનોબા પર એમની સારી છાપ પડી છે. એમને હાથે નિપ્પોનની અને ભારતની ઘણી અને મહત્ત્વની સેવા થવાની છે.

"અત્યાર સુધી તમે રાજગીરમાં સ્તૂપ બાંધવાની અને અનેક ઠેકાણે મંદિરો ચલાવવાની પ્રવૃત્તિ આદરી છે. હવે એની સાથે સાહિત્યનો પ્રચાર પણ કરવો જોઈશે. એને માટે ભારત આવતા તમારા શિષ્યોમાં હિંદીનું ઉત્તમ જ્ઞાન હોવું જોઈએ. હિંદીમાં અસ્ખલિત બોલી ન શકે અથવા લખી ન શકે તો ધર્મકાર્યમાં એટલી ઊણપ રહેવાની."

છેલ્લે મેં એ પણ કહ્યું કે, "ભારતમાં હવે રાજદ્વારી તેમ જ સામાજિક કારણોને લીધે કેટલાક લોકો ઠીક ઠીક સંખ્યામાં બૌદ્ધ ધર્મની દીક્ષા લેતા થયા છે. કોઈની સાથે વેર ન કરવાનો શાક્ય મુનિનો ઉપદેશ જો તેઓ સ્વીકારે તો તેમનું અને ભારતનું કલ્યાણ જ થશે. પણ હમણાં એકબે ઠેકાણે હિંદુઓ અને બૌદ્ધો વચ્ચે ઝઘડા થયાના સમાચાર મળ્યા છે. એવે વખતે ખૂબ સાચવીને ચાલવાની

જરૂર છે. આજે ભારત સરકાર અને ભારતની પ્રજા બૌદ્ધ ધર્મ પ્રત્યે આદર અને અનુકૂળતા ધરાવે છે. એ સદ્ભાવ આપણી મોટી મૂડી છે. એ મૂડી ખોઈ ન બેસતાં, વધારવા તરફ આપણું વલણ હોવું જોઈએ. ધર્મને જો રાજદ્વારી પક્ષાપક્ષીમાં સંડોવાવા દઈશું તો એ ગંધાવા લાગશે અને આપણું મહાન કાર્ય જોતજોતામાં વણસી જશે.''

ગુરુજીએ મારી વાત ધ્યાનપૂર્વક સાંભળી અને અંતે એટલું જ કહ્યું કે, "મહાત્માજીએ મને કેટલીક સૂચનાઓ અને ચેતવણીઓ આપી હતી એનું મહત્ત્વ હવે સમજાય છે. હવે પછી મારી બધી શક્તિ હું વિશ્વશાંતિ પાછળ જ ખરચવાનો છું. અમુક ધર્મ અને અમુક પંથનો આગ્રહ લઈને કશું નહીં કરું.''

અમે જેમને ત્યાં રહીએ છીએ એ લોકો ઘણાખરા આ દિવસોમાં બહારગામ ગયા છે. એટલે અમારે માટે રાંધવાનું કામ સુમીકો-સાન એ છોકરી કરે છે. નાગાસાકી જતાં પહેલાં તોકયોના જે ભક્તને ત્યાં અમે બે કલાક ગાળ્યા હતા, એમની એ દીકરી છે. ઠીક ઠીક ભણેલી છે અને ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધરાવે છે. સુમીકો-સાનનું મેં સુમિત્રા નામ પાડ્યું અને રામાયણની સુમિત્રા વિશે થોડીક માહિતી પણ એને આપી. એ થોડા જ દિવસમાં પરણવાની છે. મેં એને વિનોદમાં કહ્યું કે પરણતાં પહેલાં પતિ સાથે કરાર કરજે કે, "મને ભારત લઈ જવાનું વચન આપો તો જ તમને પરણું!'' મેં જ્યારે એને પૂછ્યું કે, "સુમિત્રા નામ તને ગમે છે?'' ત્યારે એણે હસીને કહ્યું કે, "જો ભારત આવીશ તો એ નામ ધારણ કરીશ.'' તોકયોથી નીકળતાં પહેલાં એણે મારી પાસેથી હસ્તાક્ષરી માગી. મેં એને એક ગુજરાતી કવિની બે લીટીનું હિંદી કરીને લખી આપ્યું.

હવે તો જાગતિક પરિષદ પૂરી થઈ. અમારું જાપાનભ્રમણ પણ પૂરું થયું. હવે તો ફક્ત પી. ઈ. એન.વાળાઓને મળવાનું અને ભારતના રાજદૂત શ્રી ઝાને ત્યાં જમવાનું બાકી છે.

૧૭-૮-'૫૭

આજે હવે છેલ્લો દિવસ છે. મધરાત પહેલાં તોકયો છોડીને ઊડી જઈશું. તે પહેલાં આજે શું શું કર્યું તે થોડુંઘણું લખી કાઢું. ત્યાર પછી સવાર સુધીની વાતો સવારે ઊઠીને હૉંગકૉંગ આવે તે પહેલાં લખીશ. આ કાગળ ત્યાંથી જ રવાના થશે.

સવારનો વખત સામાન ગોઠવીને તૈયાર કરવામાં ગયો. આ મુસાફરીમાં પણ મેં પહેલેથી નક્કી કર્યું હતું કે સામાન સાચવવા, બાંધવા કે છોડવા તરફ હું બિલકુલ ધ્યાન નહીં આપું. બહેનોને સૂઝે તે ખરું. હવાઈ જહાજની મુસાફરીમાં જેટલો સામાન સાથે લેવાય તેટલો લઈ, બાકીનો બે પેટીમાં ભરી, સમુદ્રવાટે મોકલવા માટે તે ઈમાઈસાનને સોંપી દીધી.

બપોરે અમારા ભારતીય મંડળના બધા સદસ્યોને ભારતના રાજદૂત શ્રી ઝાને ત્યાં જમવાનું હતું. શ્રી ઝાને હું આજે પહેલી જ વાર મળ્યો. ઘણા મળતાવડા

અને મીઠા માણસ છે. આવેલા બધા લોકો સાથે પરિચય થયા પછી શ્રી ઝા અને હું બગીચામાં જઈને બેઠા, અને વાતે ચડ્યા. પહેલાં મેં એમના બાગનાં વખાણ કર્યાં. આપણે ત્યાં મકાન પાછળ સરસ ઘાસ ઉગાડીને લૉન (તૃણસ્થલી) કરવાનો રિવાજ હોય છે, તેવી અહીં કરી, એની આસપાસ જાપાની ઢબનો બગીચો કર્યો હતો. બે અભિરુચિનું આવું મિલન ઘણું જ સગવડભરેલું અને આનંદદાયી હતું. આંટા મારવા હોય તો તૃણસ્થલી સરસ કામ આવે અને કુદરત સાથે 'ગુજગોષ્ટી' કરવી હોય તો જાપાની બગીચો સેવામાં હાજર!

બે સંસ્કૃતિનું આવું સુભગ મિશ્રણ ઘણા લોકોને અનુકરણીય લાગે. પણ વધુ વિચાર કરતાં મને થયું કે આમાં જાપાની બગીચાને જે ગૌણત્વ મળે છે તે ઠીક નથી. અને મારો એ જ ભાવ અણચિંતવ્યે મારા ઉપરના વાક્યમાં આવી ગયો છે કે 'બગીચો સેવા માટે હાજર'! હું માનું છું કે એક સંસ્કૃતિની વસ્તુ બીજી સંસ્કૃતિમાં દાખલ કરતી વખતે એટલો વિવેક તો રાખવો જોઈએ કે એકેની પ્રતિષ્ઠા હણાય નહીં.

શ્રી ઝા પાસેથી નિપ્પોનની કેળવણીની પદ્ધતિ વિશે ઘણું ઘણું જાણવાનું મળ્યું. એમણે એ વિશેનો ઊંડો અભ્યાસ કર્યો છે.

જાપાની સ્વભાવ વિશે ચર્ચા કરતાં એમણે કહ્યું કે આ પ્રજા ભારે વિવેકી છે. તેથી દરેક પ્રસંગે વધારેમાં વધારે અસર કરવામાં ફાવી જાય છે. શ્રી ઝાને ત્યાંનો મેળાવડો બહુ સારો થયો હતો. એ પ્રસંગ માટે બોલાવેલા જાપાની ભાઈઓના પરિચયથી ઘણો આનંદ થયો. એ લોકો અંગ્રેજી જાણતા હતા એટલે છૂટથી વાતો થઈ શકી. એમાં એક ભાઈ સાથે મારો વીસપચીસ દિવસનો જૂનો પરિચય હોવાથી એમણે મને પી. ઈ. એન. કલબના લોકોને મળવા માટે સૈયોકેન રેસ્ટરૉંમાં લઈ જવાનું માથે લીધું. એ ઉપાહારગૃહ મારુનોઉચી નામની એક પ્રચંડ ઈમારતને નવમે માળે હતું. ત્યાં પી. ઈ. એન.ના પ્રધાનમંત્રી શ્રીમતી યોકા માત્સુઓકાએ બે સાહિત્યકારોને મને મળવા માટે બોલાવ્યા હતા. એક હતા કવિ શિમ્પેઈ કુસાનો અને બીજા હતા નવલકાર જૂન ટાકામી. જાપાની લીલી ચા પીતાં પીતાં અમે ઘણી વાતો કરી. શ્રી ઝાને ત્યાંના જમણ પછી બીજું કશું ખાવાની શ્રદ્ધા હતી નહીં. અને પેલા બે ભાઈઓ પણ ત્રણ વાગ્યે કશું ખાવાને ઇંતેજાર દેખાયા નહીં. હું અંગ્રેજીમાં બોલતો હતો. શ્રીમતી યોકા માત્સુઓકા અનુવાદ કરીને સમજાવતી હતી. વાતો તો ઘણી થઈ; પણ એમાંથી ઝાઝું નિષ્પન્ન ન થયું.

ભાષાની મુશ્કેલીને કારણે કોક કોક વખતે આપણે પૂછીએ એક વાત અને જવાબ મળે બીજી જ ઢબનો એવું બને છે. એકબે ચોપડીઓ વિશે એમણે ભલામણ કરી, ને મેં નોંધી લીધી: Bunsho Rokiju Edited by Hoklichi Hanawa. આ એક વિશાળ લેખસંગ્રહ છે એટલું જ હું યાદ રાખી શક્યો છું. બીજો ગ્રંથ Koji-ki. મહારાષ્ટ્રની 'બખર' જેવો આ એક ઈતિહાસગ્રંથ છે.

આ લોકો એને ગદ્ય મહાકાવ્ય ગણે છે. શ્રીમતી માત્સુઓકાની આત્મકથા મેળવી મેં તે ખરીદી લીધી.

પી. ઈ. એન.વાળાઓને મળીને ઘેર આવ્યો ત્યાં ગઈ કાલના જાપાની રેડિયો-વાળા, આભાર માનતો એક કાગળ અને એક સુંદર ભેટ લઈ આવ્યા. પૂછતાં એમણે કહ્યું કે, આ પડીકામાં સિગારેટ રાખવાનો ચાંદીનો એક ડબ્બો છે. અને એના ઉપર સરસ કળાકામ છે. મેં કહ્યું કે, બીડી-તંબાકુનું વ્યસન મને નથી. મારો મોટો દીકરો એનો શોખીન છે. એને આ પેટી આપીશ તો એ રાજી થશે. પણ તંબાકુનો વિરોધ કરનાર હું આવી વસ્તુ લઉં અને મારા દીકરાને આપું એ છાજે નહીં. તેઓ સમજી ગયા. પહેલેથી પૂછ્યું નહીં એ 'અવિવેક' માટે એમણે ક્ષમા માગી અને પાછા જઈને એમણે લાકડાની એક સુંદર તબક (ટ્રે) આણી આપી અને મારા ધન્યવાદ મેળવ્યા.

મુસાફરીએ ઊપડનાર માણસની સગવડઅગવડનો જેમને ખ્યાલ છે તેઓ જ જનાર લોકોને પોતાને ત્યાં છેલ્લી ઘડીએ જમવા માટેનું આમંત્રણ આપી રાખે છે. શ્રી હેજમાડીએ અમને કહ્યું કે તમે તમારો બધો સામાન તૈયાર રાખી, દૂતાવાસના એક કર્મચારીને સોંપી દો અને તમે ત્રણે જણાં અમારે ત્યાં જમવા આવો. છેલ્લી ઘડી સુધી આપણે વાતો કરીશું અને હું જાતે તમને મારી મોટરમાં, હાનેદા સુધી પહોંચાડી આવીશ.

આટલું સગવડભરેલું આમંત્રણ, આટલા સજ્જન અને રસિક લોકો પાસેથી મળેલું કોણ છોડે?

અમે એમને ત્યાં જઈને મજામાં ખાધું, બહારના બીજા કોઈ હતા નહીં એટલે ખૂબ વાતો કરી; અને ધીરે ધીરે હાનેદા પહોંચી ગયાં. એ રસ્તો પણ એવો હતો કે તોક્યો શહેરના જૂના ભાગનો સારોસરખો હિસ્સો અમે બીજી વાર જોઈ શક્યાં. જૂની મોટી મોટી દીવાલો, જૂની ઢબના દરવાજા, જૂની બાંધણીનાં ઘરો, એવું બધું જોઈ મને આશ્ચર્ય થયું. છેલ્લા મહાયુદ્ધમાં શત્રુએ આ શહેરની પૂરેપૂરી ખાંડણી કરી હતી. એમાંથી પણ બચી ગયેલો આ જૂનો ભાગ એટલે એક જાતનું આશ્ચર્ય ખરું જ.

અમે હવાઈમથકે પહોંચી ગયાં. ત્યાં ઈમાઈ-સાન, તાસ્સે-સાન, સુમીકો-સાન અને બીજા કેટલાક ભાઈઓ અમને વિદાય આપવા ભેગા થયાં હતા. જ્યાં સુધી મળાય એમ હતું ત્યાં સુધી મળીને તેઓ નજીકના એક પુલ ઉપર ચડી ગયાં. ત્યાંથી હારબંધ ઊભા રહી, ચામડાના પંખા વગાડતા વગાડતા એમણે અમને છેલ્લી વિદાય આપી. મારી ખાતરી છે કે એમનાં હૈયાં પણ અમારાં જેટલાં જ ભારે થયાં હતાં. લગભગ એક મહિનાની મીઠી મહેમાનગીરી ચાખીને, એક સમર્થ, સંસ્કારી અને પ્રેમાળ પ્રજાની અમે વિદાય લીધી. પણ એમનો પ્રેમ અને એમની સાથેની આત્મીયતા—એ કીમતી અને ભારે ભેટ અમે સાથે લીધી, જેનું વજન વિમાની મથક ઉપર કરવાની જરૂર ન હતી. નહીં તો અમારી હવાઈમુસાફરી થઈ જ

ન શકત. સાડા અગિયાર થઈ ગયા. બારનો ટકોરો થાય અને દિવસ બદલાય, તે પહેલાં જ જાપાનની ભૂમિ અમે છોડી અને દક્ષિણ ભણી પ્રયાણ કર્યું. તોક્યોના દીવાઓ જ્યાં સુધી દેખાયા ત્યાં સુધી અમારી આંખો વિમાનની બારીને ચોંટેલી જ રહી. મધરાત થયા પછી પણ હૃદયની મીઠી અસ્વસ્થતાને કારણે ઊંઘ આવી નહીં. શરીર જ્યારે સાવ જ થાક્યું ત્યારે નિદ્રાદેવીએ કબજો લીધો અને અમને સ્વપ્ન-સૃષ્ટિમાં પહોંચાડી દીધાં.

ઈશ્વરની કૃપા કે બે વાર એશિયાના એક અદ્ભુત દેશનાં દર્શન કરી શક્યો. પહેલી વાર તું સાથે હતી. બીજી વાર જે જોયુંજાણ્યું, અનુભવ્યું અને વિચાર્યું તેની વિગતો આમ વખતોવખત મોકલી આ યાત્રાનો ખ્યાલ તને આપી શક્યો છું એટલે હું તો કહીશ જ કે જાપાનનાં આપણે બે વાર દર્શન કર્યાં. ફરક એટલો જ કે તારી પહેલી જાપાનયાત્રા તેં જાતે મારી સાથે કરી હતી. આ બીજી યાત્રા માનસયાત્રા હોઈ તે તેં મારી મારફતે કરી છે. આપણે આશા રાખીએ કે ભારતના લોકો દર વરસે વધુ ને વધુ સંખ્યામાં નિપ્પોન દેશમાં આવશે અને નિપ્પોનના લોકો પણ વધુ ને વધુ સંખ્યામાં, બુદ્ધ ભગવાનની જન્મભૂમિ અને પુણ્યભૂમિ એવા ભારતમાં આવશે અને આ બે પ્રજાનો સહયોગ દુનિયા માટે કલ્યાણકારી નીવડશે.

## ૩૧. નિપ્પોન : વર્તમાન અને ભાવિ*

કોબે (જાપાન)
૧૦–૮–'૫૭

મારા પેલા ભાષણની બે નકલો અને બીજા એક બે કાગળની નકલો તોક્યોના આપણા દૂતાવાસ મારફતે તેં મોકલી, તે મળી. પણ એમાં તારો અથવા ચિ. ચંદનનો કાગળ જ કેમ નથી? તું ઈકૉનૉમિસ્ટ છે એ ખરું – પણ શબ્દોની ઈકૉનૉમી કરવાનો આજ સુધી તારો રિવાજ ન હતો. ઘણું કરીને તારું સમયદારિદ્ર્ય જ નડ્યું હશે.

ચિ. સરોજ તો રોજ એકને હિસાબે કાગળો મોકલે છે. અને એ કાગળોમાં બધાંના સમાચાર ઠીક ઠીક વિગતવાર હોય છે. એની તબિયત હવે સુધરવા લાગી છે.

ચિ. મંજુ તે અવનિ મહેતાની પત્ની એ તું જાણે છે. પણ તને ખબર નહીં હોય કે આપણા કાન્તિ અને જયંતી મહેતાની એ બહેન થાય છે. નાનાં બાળકોને છોડી આટલા દિવસનો અને આટલો લાંબો પ્રવાસ કરવો ઠીક છે કે નહીં, એવી ગડમથલ એના મનમાં ચાલતી હતી અને એ નિર્ણય કરી શકતી ન હતી ત્યારે

* મૂળ મરાઠી પરથી

એની સાસુએ એને ધધડાવીને કહ્યું : "આવી છે મોટી બાળકોની ચિંતા કરનારી મા! ઘરમાં જાણે અમે કોઈ જ નથી! કહું છું કે નિરાંતે જા, દૂર દૂરના દેશો જોવાની તક મળી છે તે ખોઈશ નહીં."

મંજુને એનાં સાસુના સરસ, પ્રેમાળ પત્રો મળે છે. એનાં સાસુ તો જાણે સાક્ષાત્ મા જ છે.

ચિ. રાજા અને કુમાર મજામાં હશે. ચિ. શૈલાના સરસ સરસ પત્રો આવતા હશે.

આખા પ્રવાસમાં અમારી તબિયત સરસ રહી. અમારી ખાવાપીવાની, રહેવા-ફરવાની અને સૂવા-ઊઠવાની વ્યવસ્થા ઉત્કૃષ્ટ છે. સમુદ્રનાં માછલાં ખાવા અજી તૈયાર નથી, પણ સમુદ્રમાં પેદા થતી ચિત્રવિચિત્ર વનસ્પતિઓની શાકભાજી વગેરે મને ભાવવા લાગી છે!

આમ અમારો પ્રવાસ સરસ ચાલ્યો છે. નિપ્પોનના છેક ઉત્તરથી સાવ દક્ષિણ સુધીનો આખો મુલક આંખો ભરી ભરીને જોયો. આ વખતે બીજી ચાર આંખો મારી મદદમાં છે. રાજાઓને ચારચક્ષુ કહે છે. હું, આ નવા અર્થમાં ચારચક્ષુ અથવા ષટ્ચક્ષુ થયો છું. કોઈ પણ વાત ષટ્કર્ણી થાય તો તે છાની ન રહેતાં આખી દુનિયામાં ફેલાય છે. ત્યારે ષટ્ચક્ષુદર્શન ક્યાં સુધી પહોંચશે એ વિચારવાનું છે. અમારી ત્રણેની તબિયત ઉત્તમ છે. ચિ. રેવતીને શંકા થવા લાગી છે કે એનું વજન ઓછું બતાવનાર કાંટા વખતે ખોટા ન પણ હોય!

હું જોઉં છું કે નિપ્પોનમાં આટલી ઓછી જમીન ઉપર આટલી લોકસંખ્યા નભાવવા જતાં આ લોકોને નાનામોટા અનેક ઉદ્યોગો ખીલવવા પડ્યા છે. પરિણામે આ દેશનાં ગામડાંઓ ઝપાટાભેર શહેરનું રૂપ ધારણ કરવા લાગ્યાં છે. ગામડાં-ઓમાં વીજળી પહોંચી જાય, દરેક જાતની સુઘડતા આવે અને લોકોને પુસ્તકાલય, સંગ્રહાલય (મ્યૂઝિયમ), નાટ્યગૃહ વગેરે સગવડો મળે એમ તો હું ઇચ્છું જ છું, પણ ખેતી સાથેનો અને જાનવરો સાથેનો સંબંધ કાયમ ટકવો જોઈએ. વસ્તી ગીચ ન થવી જોઈએ એ પણ મારો આદર્શ છે. નિપ્પોનમાં હવે શહેરી સંસ્કૃતિના ગુણ-દોષ આવવા લાગ્યા છે. જાપાની ઇતિહાસ અને સાહિત્યનો વિચાર કરતાં મને તો લાગે છે કે આ જાતિના સ્વભાવમાં શહેરી જીવન અને ગ્રામીણ જીવન બંનેનું યથાપ્રમાણ મિશ્રણ હતું. એ રાષ્ટ્રીય મૂડી ઉપર જ છેલ્લાં સો વરસમાં આ દેશે આટલી પ્રગતિ કરી. આ લોકો જો સાવ શહેરી થઈ જાય તો અમુક શક્તિ હણાઈ જવાની. અને પછી જેને હું પ્રવાળ સંસ્કૃતિ કહું છું તે જ વધવાની.

પ્રવાળ સંસ્કૃતિ આ એક નવો શબ્દ મેં ઉપજાવી કાઢ્યો છે. અને કલ્પના પણ નવી છે. એટલે એ જરા સમજાવી દઉં.

સમુદ્રમાં પ્રવાળના કીડા બહુ જ નાના હોય છે. પણ એમની સંખ્યા કરોડોની. એટલે પરસ્પર સહકાર દ્વારા મોટાં મોટાં ઘરો બાંધે, ઝાડ અને એની શાખાપ્રશાખા જેવાં એમનાં ઘરો – સફેદ તેમ જ લાલ – આપણે સંગ્રહાલયોમાં (મ્યૂઝિયમોમાં) જોઈએ છીએ. વાદળી(સ્પન્જ)ના આકારનાં હોય છે: સમુદ્રને તળિયેથી ઘર

બાંધવાનું શરૂ કરે તે ઉપર વધતા વધતા સમુદ્રની સપાટી સુધી પહોંચી જાય. પછી એના માથાનો વીંટી જેવો ગોળ બેટ થાય છે. જેને અંગ્રેજીમાં ઍટોલ કહે છે. (આ બધું તું જાણે જ છે. પણ ચિ. ચંદન આ કાગળ રાજાને અને કુમારને વાંચી સંભળાવશે. એમની સગવડ ખાતર આ સહેજસાજ વિસ્તાર કરું છું.)

આ વીંટી જેવા બેટની અંદર જે સમુદ્રનો ભાગ રહે છે તે ધીમે ધીમે મીઠા પાણીનું સરોવર બની જાય છે. પછી પક્ષીઓ આવે છે અને એ બેટ ઉપર વનસ્પતિનાં બીજ પડવા દે છે. આ રીતે બેટ ઉપર જંગલ વધ્યા પછી માણસો અને જાનવરો પણ ત્યાં જઈને રહે છે.

આવા વીંટી જેવા બેટો બાંધી આપવાનો ધંધો પ્રવાળના કીડાઓ કરે છે. સમુદ્રમાંથી કૅલ્શિયમ મેળવવો, એ લઈને સમુદ્રને તળિયેથી મોટાં મોટાં પરવાળિયાં ઝાડો તૈયાર કરવાં અને એનો વિસ્તાર ફેલાવવો,' એટલું જ એ કીડાઓનું જીવન. વિસ્તાર વધારવા ઉપરાંત બીજી કશી વિવિધતા કે જીવનાનંદ એ જાણે નહીં. એમની મહેનતનો લાભ પછી બીજી સંસ્કૃતિ ભલે મેળવે. આવી આ પ્રવાળના કીડાઓની કેવળ વિસ્તારપરાયણ, વિવિધતાશૂન્ય અને આનંદવિહોણી છતાં સુઘડ સંસ્કૃતિને હું પ્રવાળ સંસ્કૃતિ કહું છું. તને પેલી સંસ્કૃત લીટી યાદ હશે જ – अति-विस्तार-विस्तीर्णम् तद् भवेत् नचिरायुषम्। પ્રમાણ કરતાં વિસ્તાર અનહદ.વધે એટલે એ વસ્તુની આવરદા ઓછી થવાની જ. પશ્ચિમમાં જેટલે દરજ્જે પ્રવાળ સંસ્કૃતિ ખીલી છે, તેટલે દરજ્જે એની જીવટ ઓછી થઈ છે. એ સંસ્કૃતિ વખતસર ચેતીને સુધરે તો સારું. નહીં તો એને ઉપર કહેલો નિયમ લાગુ પડવાનો જ. ચીન કે અમેરિકા જેવા વિશાળ દેશોની વાત જુદી, પણ બ્રિટન કે જાપાન જેવી દ્વીપી (insular) સંસ્કૃતિ માટે અતિવિસ્તાર જીવલેણ નીવડવાનો.

દ્વીપી પ્રજામાં આત્મવિશ્વાસ, ઉદ્યોગિતા અને મહત્ત્વાકાંક્ષા વધે એટલે એનો વિકાસ ઝપાટાભેર અને અદ્‌ભુત રીતે થાય છે. બ્રિટન અને નિપ્પોન એના ઉત્તમ નમૂના છે. પણ એને માટે પ્રજા એકજિન્સી હોવી જોઈએ. આપણે ત્યાં લંકાની પ્રજા ધારે તો એવી જ રીતે સામર્થ્ય કેળવી શકે. પણ એની વાત અત્યારે શા માટે કરીએ?

ત્રણ વરસ પહેલાં અમે જાપાન આવ્યાં હતાં ત્યારે પેલાં ક્વેકર બહેન શ્રીમતી ગ્લેડિસ ઓવેન અમારી સાથે જ રહ્યાં હતાં. અમારે ઘણી ચર્ચા થઈ હતી. એક દિવસે, કોકને મારો પરિચય કરાવતાં એ કહે, "Kakasaheb is World-minded" અને એમણે તરત ઉમેર્યું "Not worldly-minded, but world-minded". એમની વાત સંકોચ કે અભિમાન વિના, હું સ્વીકારવા તૈયાર છું. હું વિશ્વપ્રેમી છું. જ્યાં જાઉં છું ત્યાંના લોકોનાં સુખદુ:ખ સાથે સમરસ થતાં મને મુશ્કેલી નથી આવતી. તે તે પ્રજાની આકાંક્ષા હું સમજી શકું છું. અને મનમાં એને ઇષ્ટ રૂપ પણ આપી શકું છું. પછી આવું એ રૂપ સ્વીકારતાં અને પોતાનું ગણતાં એ પ્રજાને સહેજે ફાવે છે.

ભોગવિલાસની ઉપાસના કરનારા શહેરી લોકો વખતસર ન ચેતે તો તેઓ સંસ્કૃતિવિહોણા થવાના. અને તેમ થાય તો આ પ્રજાને ફરી સજીવન થતાં ઘણી મુશ્કેલી પડશે. મુશ્કેલી શું – એકડે એકથી જ પ્રારંભ કરવો પડશે.

હમણાં તોકચો શહેરમાં બસમાં જતાં એક ભાઈ સાથે વાતો થઈ. મેં કહ્યું: "તોકચો હવે દુનિયાનું સૌથી મોટું શહેર થઈ ગયું છે. ન્યૂયૉર્ક, વૉશિંગ્ટન, લંડન કે બર્લિન કરતાં પણ મોટું. એને માટે જાપાની લોકો જરૂર મગરૂર થઈ શકે છે. પણ મને એ સારું ચિહ્ન નથી લાગતું." મારા સહયાત્રીએ આશ્ચર્ય વ્યક્ત કરી કહ્યું, "શા માટે તમને નથી ગમતું?" મેં કહ્યું, "આવાં શહેરો આસપાસનાં ગામડાંનાં સેવક કે રક્ષક થવાને બદલે એમનાં ભક્ષક જ થઈ બેસે છે. એમને જીવનનો કાંઈ ખાસ ઉદ્દેશ નથી રહેતો. વધતાં જવું એટલું જ એ જાણે છે. સુખવિલાસમાં પડ્યા છતાં જીવનનો સાચો આનંદ તેઓ ખોઈ બેસે છે. એમનું માનસ પણ વિકૃત થાય છે. વિસ્તાર સાથે સત્તાનો લોભ જાગે છે અને વધે છે અને શાન્તિ કે સંતોષ સેવી શકતા જ નથી."

એક તરફ આવા વિસ્તારને હું વખોડું છું અને બીજી તરફ મનમાં કામના સેવું છું કે જાપાનની યાત્રા પૂરી થતાંવેંત, અનંત આકાશ તળે અનંત સાગરનો વિસ્તાર જોઈશ; અને હવાઈ જહાજ જેવા નાનકડા અવકાશમાં અનેક દેશના મોટા મોટા લોકોને એકત્ર મુસાફરી કરતા જોઈ, અનંત શક્તિ અને અનંત સંકલ્પવાળા વિરાટ માનવનું દર્શન કરીશ!

ખબર નથી પડતી કે બુદ્ધિ શું સમજે છે અને હૃદય શું ચાહે છે!

विश्वस्य मातरः सर्वाः
सर्वाश् चैव महा-फलाः ।
अित्येताः सरितो राजन् !
समाख्याता यथा-स्मृति ।।
—भीष्मपर्व ९-३७

ગોદાવરી નામ ધારણ કરીને જન્મ લેતી અને પોતાની જીવનધારાને
રાધા નામથી કૃષ્ણભક્તિમાં અર્પણ કરતી મારી માતાની
પવિત્ર સ્મૃતિને, આજના પવિત્ર માતૃદિને
**આ જીવનલીલા અર્પણ**
કરી કૃતાર્થ થાઉં છું.

નવી દિલ્હી
માતૃદિન
૧૩–૯–’૫૮

**દત્તાત્રેય**

# જીવનલીલા

મેં કોક ઠેકાણે લખ્યું જ છે કે મારા ભારતપ્રવાસનાં વર્ણનો સાહિત્યવિલાસ નથી પણ ભારત-ભક્તિનો અને પૂજાનો એક પ્રકાર છે. ભગવાનના ગુણ ગાવા એ જેમ નવવિધા ભક્તિમાંનો એક પ્રકાર છે તેમ જ ભારતની ભૂમિ, એનાં પહાડો અને પર્વતશ્રેણીઓ, નદીઓ અને સરોવરો, ગામડાંઓ અને શહેરો, એમાં વસતા લોકો અને એમનો પુરુષાર્થ, એમને આશ્રયે રહેતાં ગ્રામ્ય પશુપક્ષીઓ અને એમની સાથે અસહકાર કરી સ્વતંત્રતા ભોગવતાં વન્ય પશુપક્ષીઓ – એ બધાંનું વર્ણન કરી એમનો પરિચય કેળવવો એ ભારત-ભક્તિનો એક અત્યંત આનંદ-દાયક પ્રકાર છે. એ ભક્તિ એકાંતમાં પણ થઈ શકે અને લોકાંતમાં પણ ચલાવી શકાય. જ્યારે જ્યારે એકાદ નવયુવકનું રખડુ ટોળું મને મળવા આવે છે અને કહે છે કે તમારી પ્રવાસની ચોપડીઓ વાંચીને અમે ભારતની યાત્રાએ ઊપડ્યા છીએ ત્યારે મને ઘણો આનંદ થાય છે. અને જાણે તેઓ મારા ઉપર ઉપકાર કરવા જ નીકળ્યા હોય એવી કૃતજ્ઞ-બુદ્ધિથી હું એમના તરફ જોઉં છું.

મારાં એ પ્રવાસવર્ણનોમાંથી ભારતની નદીઓને જે ભક્તિકુસુમોની અંજલિઓ મેં આપી છે તે બધી એકત્ર કરી 'લોકમાતા'ને નામે પ્રજા આગળ ક્યારની ધરી છે. મહાભારતકારે આપણી નદીઓને विश्वस्य मातरः કહી છે. સ્તન્યદાયિની એ માતાઓનું વર્ણન કરતાં આપણા પૂર્વજો થાક્યા જ નથી. અને મારો અનુભવ છે કે એ જ નદીઓનાં નવી ઢબનાં સ્તોત્રો જો લોકો આગળ રજૂ કર્યાં હોય તો આજના લોકો પણ પ્રેમપૂર્વક એનું સ્વાગત કરે છે.

હવે સ્વરાજ-સરકારે હમણાં જ સ્થાપન કરેલી સાહિત્ય ઍકેડેમીએ (ભારત-ભારતી-પરિષદે) સૂચના કરી કે 'લોકમાતા'માં બીજાં કેટલાંક પ્રવાસવર્ણનો ઉમેરી એક ચોપડી તૈયાર કરી આપો. અમારે એ હિંદુસ્તાનની પ્રમુખ ભાષાઓમાં આણી પ્રકાશિત કરવી છે.

એ અનુગ્રહનો સ્વીકાર કરતાં મેં વિચાર્યું કે ગમે તેવાં પ્રવાસ-વર્ણનો ઉમેરવા કરતાં નદી, પ્રપાત અને સરોવર સાથે ભળી શકે એવાં સાગરનાં, સાગર-સંગમનાં અને સાગર-કિનારાની વિવિધ રમતનાં વર્ણનો જ આપી દઉં તો પંચ-મહાભૂતોમાંના એક અત્યંત આહ્લાદક તત્ત્વની લીલાનું વર્ણન એકત્ર આવશે અને આ નવી ચોપડીમાં એક જાતની એકરૂપતા સચવાશે. એ વિચાર મિત્રોને અને સાહિત્ય ઍકેડેમીના ગુજરાતી સલાહકારોને અને સંચાલકોને ગમ્યો એટલે 'લોકમાતા' હવે આ 'જીવનલીલા'ના રૂપમાં વાચકોની સેવા કરવા ઊપડે છે.*

*

* 'લોકમાતા'માં ફક્ત નદીઓનું જ વર્ણન હોઈ એના મુખપૃષ્ઠ ઉપર विश्वस्य मातरः' વાળો મહાભારતનો શ્લોક બંધબેસતો હતો. હવે એ ચોપડીએ વ્યાપક 'જીવન-લીલા'નું રૂપ ધારણ કર્યું છે એટલે એ શ્લોક વાપરવામાં અવ્યાપ્તિનો દોષ આવે છે. છતાં પરંપરા જાળવવા એ શ્લોક અહીં પણ ભક્તિભાવે રહેવા દીધો છે.

का. का.

ખરું જોતાં પંચમહાભૂતોના સંયોગથી જ જીવન સંભવે છે છતાં આપણા લોકોએ કેવળ પાણીને જ જે જીવનનામ આપ્યું એમાં ઘણું રહસ્ય રહેલું છે. આપણી પૃથ્વીની આસપાસ વાયુમંડળ ગમે તેટલું ઘેરાયું હોય અને એ 'વાતના આવરણ' વગર આપણે એક ક્ષણ પણ જીવી ન શકીએ એવી સ્થિતિ ભલે હોય, છતાં પૃથ્વીને મહત્ત્વ છે એને ઘેરાઈને રહેલા ઉદાવરણનું જ. ઉદકમાં જે તાજગી છે, જે જીવન-તત્ત્વ છે, તે નથી અગ્નિની જવાળામાં કે નથી પવનમાં કે વાવા-ઝોડામાં. પાણી જ્યાં વહે છે ત્યાં શીતળતા બક્ષે છે. રણને પણ ઉપવન બનાવે છે. અને બધાં પ્રાણીઓને અનેક જાતના જીવન-પ્રયોગ કરવાની સગવડો પૂરી પાડે છે. જળનો સ્વભાવ ચંચલ છે, તરલ છે, ઊર્મિલ છે, અને એથીયે વિશેષ, વત્સલ છે.

નિસર્ગના નિરીક્ષણનો આનંદ અનુભવતાં પહાડો, ખેતરો, વાદળાંઓ અને એમના ઉત્સવરૂપ સૂર્યોદય અને સૂર્યાસ્તના રંગ-ચમત્કારો મેં નિહાળ્યા છે. દરેકની ખૂબી જુદી, દરેકની ચમત્કૃતિ અનેરી, છતાં પાણીના પ્રવાહમાંથી કે વિસ્તારમાંથી જે જીવન-લીલા પ્રગટે છે તેની અસરની તોલે આવે એવો બીજો પ્રાકૃતિક અનુભવ નથી. પહાડ ગમે તેટલો ઉત્તુંગ ગગનભેદી હોય, પણ જ્યાં સુધી તેના વિશાલ વૃક્ષને વીંધીને કોઈ મોટું કે નાનું ઝરણું ભૂસકો મારે નહીં ત્યાં સુધી એ પહાડ-ની ભવ્યતા કોરી, સૂની અને અલૂણી જ લાગે.

સંસ્કૃતમાં ड ळ योः सावर्ण्यम् એ ન્યાયને આધારે જળને જડ પણ કહેતા હશે. પણ ખરેખર જળને જડ કહેનારની બુદ્ધિ જ જડ હોવી જોઈએ. જો કોઈ પણ વસ્તુમાં ખરેખર જાડયનો અભાવ હોય તો તે જળ જ છે.

જેમ કોઈ પહાડને જોયા પછી એના શિખર સુધી ચડવાનું મન થવાનું જ અને શકય હોય તો ટોચ સુધી પગ ચાલવાના જ, તેવી રીતે પાણીનું પણ છે. નદીનાં ઊગમ અને મુખ શોધ્યા વગર માણસને સખ વળે નહીં. પાણી જોયું કે પ્રથમ એની નજીક જવાનું મન થાય છે. જો એ પેય હોય તો તરસ ન હોવા છતાં એને ચાખવાનું મન થવાનું જ. સ્નાનથી બાહ્ય શરીર અને પાનથી શરીરના અંદરના ભાગ પાવન કર્યા વગર માણસને સંતોષ થાય જ નહીં. બીજી સગવડ ન હોય તો માણસ પાણીમાં આચમન કરવાનો અથવા કાંઈ નહીં તો પાણીનાં બે ટીપાં આંખની પાંપણને અડાડવાનો.

હિમાલયના ઠંડા પ્રદેશમાં જ્યાં કપડાં ઉતારવાનું પણ મુશ્કેલ હોય છે ત્યાં આપણા ધર્મનિષ્ઠ લોકો પંચસ્નાની કરે છે. પાણીમાં આંગળાં બોળીને એ આંગળાં કપાળને અડાડયાં એટલે એક સ્નાન પૂરું થયું. બે આંખને અડાડવાથી બીજાં બે સ્નાન થાય છે. પછી એ જ પાણીનાં ટીપાં બે કર્ણમૂળને અડાડવાથી પંચસ્નાની પૂરી થાય છે! પાણીના સ્પર્શ વગર માણસને લાગે નહીં કે આપણે પવિત્ર થયા છીએ.

માણસ મરી જાય ત્યારે એનું શરીર જે પૃથ્વીમાંથી આવ્યું તેના જ ઉદરમાં દાટી દેવું એ રિવાજ બધે છે. પણ આપણે એમાં સુધારો કર્યો. શરીરને સડવા દેવા કરતાં એને અગ્નિ-સંસ્કાર કરવો એ આપણે વધારે શ્રેયસ્કર માનીએ છીએ. અગ્નિને આપણે પાવક કહીએ છીએ. પાવક એટલે પવિત્ર કરનારો. વસ્તુ ગમે તેટલી ગંદી હોય, સડેલી હોય, અથવા અપવિત્ર હોય, અગ્નિસંસ્કાર થયો એટલે એ પાવન થઈ ગઈ. એટલા માટે આપણે છાણાં, લાકડાં, ચંદન, ધૂપ અને કપૂર જેવા જ્વાલાગ્રાહી પદાર્થો એકત્ર કરીને શરીરને અગ્નિ-સંસ્કાર આપીએ છીએ.

અહીં સુધી તો ઠીક, પણ જીવનનિષ્ઠ સંસ્કૃતિને આટલેથી સંતોષ ન થયો. અગ્નિસંસ્કારને અંતે જે અસ્થિ અને ભસ્મ બચી જાય છે તે અવશેષોને આપણે પવિત્ર એવાં જળાશયોમાં જ્યારે પધરાવીએ છીએ ત્યારે જ આપણને પરમ સંતોષ થાય છે.

મહાત્માજીનાં અસ્થિ અને ચિતાભસ્મ આપણે આખા દેશમાં જ્યાં જ્યાં પવિત્ર જળાશયો છે ત્યાં ત્યાં પહોંચાડી દીધાં, હિમાલયની પેલી પાર કૈલાસને રસ્તે ફેલાયેલા માનસ સરોવરમાં પણ કેટલાક અવશેષો છોડવામાં આવ્યા. પ્રયાગ જેવા યજ્ઞ-સ્થાનમાં પધરાવ્યા પછી કેટલાક અવશેષો આપણા લોકો સમુદ્રકિનારે પણ લઈ ગયા, અને નોંધવા જેવી વસ્તુ એ કે જે આફ્રિકા ખંડમાં ગાંધીજીએ સત્યાગ્રહની શોધ કરી અને પોતાનું જીવનકાર્ય આરંભ્યું તે આફ્રિકામાં લઈ જઈ નીલ નદીના ઊગમના પ્રવાહમાં પણ એ અસ્થિ પધરાવ્યાં અને એ રીતે પાણીનું સર્વોપરી પાવિત્ર્ય સ્વીકાર્યું.

એવા પાણીના દર્શનનો આનંદ જેમાં છલકાય છે તેવાં જ વર્ણનો આ સંગ્રહમાં ભેગાં કર્યાં છે.

એમ કરતાં એક નાનકડું વર્ણન 'સ્મરણયાત્રા'માંથી ડોકિયું કરીને પૂછવા લાગ્યું, "અને મને ન લો?" એની ઉપેક્ષા કરી તે માટે માફી માગીને મેં એને કહ્યું : "જરૂર, જરૂર, તને પણ જીવનલીલામાં સ્થાન હશે જ." માનસિક સૃષ્ટિ, કલ્પના-સૃષ્ટિ અને માયાવી સૃષ્ટિ એ પણ અંતે પાર્થિવ સૃષ્ટિ સાથે સૃષ્ટિ તો ખરી જ. એટલે માણસની આંખોને અને મૃગોની આંખોને જે જળ જેવું લાગે અને જેનો પ્રવાહ એ બંનેને ખેંચે છે, તે ભલે પ્રાણવાયુ અને ઉદ્‌જનવાયુમાંથી બનેલું ન હોય, એને જીવનલીલામાં સ્થાન હોવું જ જોઈએ, એમ કહી નાનપણમાં મુસાફરી કરતાં જોયેલું તેરદાળનું મૃગજળ પણ અહીં ઉમેર્યું છે.

જો સહારાના રણની આસપાસ બપોરે ગયો હોત તો એ વિરાટ રણેશ્વરનું અને ત્યાંના મૃગજળનું વર્ણન આમાં જરૂર લઈ આવત. પણ પશ્ચિમ આફ્રિકાથી ઉત્તરે જતાં વખત અને જાન બંને બચાવવા માટે સહારાનું આખું રણ મેં ઓળંગ્યું હતું રાતના અંધારામાં; અને તે પણ હવાઈ જહાજની મદદથી. પશ્ચિમ આફ્રિકાની મધ્યયુગીન નગરી કાનોથી ઊપડી મધરાત પછી ટ્રિપોલી પહોંચ્યો ત્યાર સુધી આખો વખત મીટ માંડીને સહારા જોયું; પણ તે રાત્રે અંધારામાં અંધારાથી

ખરું જોતાં પંચમહાભૂતોના સંયોગથી જ જીવન સંભવે છે છતાં આપણા લોકોએ કેવળ પાણીને જ જે જીવનનામ આપ્યું એમાં ઘણું રહસ્ય રહેલું છે. આપણી પૃથ્વીની આસપાસ વાયુમંડળ ગમે તેટલું ઘેરાયું હોય અને એ 'વાતના આવરણ' વગર આપણે એક ક્ષણ પણ જીવી ન શકીએ એવી સ્થિતિ ભલે હોય, છતાં પૃથ્વીને મહત્ત્વ છે એને ઘેરાઈને રહેલા ઉદાવરણનું જ. ઉદકમાં જે તાજગી છે, જે જીવન-તત્ત્વ છે, તે નથી અગ્નિની જવાળામાં કે નથી પવનમાં કે વાવાઝોડામાં. પાણી જ્યાં વહે છે ત્યાં શીતળતા બક્ષે છે. રણને પણ ઉપવન બનાવે છે. અને બધાં પ્રાણીઓને અનેક જાતના જીવન-પ્રયોગ કરવાની સગવડો પૂરી પાડે છે. જળનો સ્વભાવ ચંચલ છે, તરલ છે, ઊર્મિલ છે, અને એથીયે વિશેષ, વત્સલ છે.

નિસર્ગના નિરીક્ષણનો આનંદ અનુભવતાં પહાડો, ખેતરો, વાદળાંઓ અને એમના ઉત્સવરૂપ સૂર્યોદય અને સૂર્યાસ્તના રંગ-ચમત્કારો મેં નિહાળ્યા છે. દરેકની ખૂબી જુદી, દરેકની ચમત્કૃતિ અનેરી, છતાં પાણીના પ્રવાહમાંથી કે વિસ્તારમાંથી જે જીવન-લીલા પ્રગટે છે તેની અસરની તોલે આવે એવો બીજો પ્રાકૃતિક અનુભવ નથી. પહાડ ગમે તેટલો ઉત્તુંગ ગગનભેદી હોય, પણ જ્યાં સુધી તેના વિશાલ વૃક્ષને વીંધીને કોઈ મોટું કે નાનું ઝરણું ભૂસકો મારે નહીં ત્યાં સુધી એ પહાડની ભવ્યતા કોરી, સૂની અને અલૂણી જ લાગે.

સંસ્કૃતમાં ड ळ योः सावर्ण्यम् એ ન્યાયને આધારે જળને જડ પણ કહેતા હશે. પણ ખરેખર જળને જડ કહેનારની બુદ્ધિ જ જડ હોવી જોઈએ. જો કોઈ પણ વસ્તુમાં ખરેખર જાડયનો અભાવ હોય તો તે જળ જ છે.

જેમ કોઈ પહાડને જોયા પછી એના શિખર સુધી ચડવાનું મન થવાનું જ અને શકય હોય તો ટોચ સુધી પગ ચાલવાના જ, તેવી રીતે પાણીનું પણ છે. નદીનાં ઊગમ અને મુખ શોધ્યા વગર માણસને સખ વળે નહીં. પાણી જોયું કે પ્રથમ એની નજીક જવાનું મન થાય છે. જો એ પેય હોય તો તરસ ન હોવા છતાં એને ચાખવાનું મન થવાનું જ. સ્નાનથી બાહ્ય શરીર અને પાનથી શરીરના અંદરના ભાગ પાવન કર્યા વગર માણસને સંતોષ થાય જ નહીં. બીજી સગવડ ન હોય તો માણસ પાણીમાં આચમન કરવાનો અથવા કાંઈ નહીં તો પાણીનાં બે ટીપાં આંખની પાંપણને અડાડવાનો.

હિમાલયના ઠંડા પ્રદેશમાં જ્યાં કપડાં ઉતારવાનું પણ મુશ્કેલ હોય છે ત્યાં આપણા ધર્મનિષ્ઠ લોકો પંચસ્નાની કરે છે. પાણીમાં આંગળાં બોળીને એ આંગળાં કપાળને અડાડયાં એટલે એક સ્નાન પૂરું થયું. બે આંખને અડાડવાથી બીજાં બે સ્નાન થાય છે. પછી એ જ પાણીનાં ટીપાં બે કર્ણમૂળને અડાડવાથી પંચસ્નાની પૂરી થાય છે! પાણીના સ્પર્શ વગર માણસને લાગે નહીં કે આપણે પવિત્ર થયા છીએ.

માણસ મરી જાય ત્યારે એનું શરીર જે પૃથ્વીમાંથી આવ્યું તેના જ ઉદરમાં દાટી દેવું એ રિવાજ બધે છે. પણ આપણે એમાં સુધારો કર્યો. શરીરને સડવા દેવા કરતાં એને અગ્નિ-સંસ્કાર કરવો એ આપણે વધારે શ્રેયસ્કર માનીએ છીએ. અગ્નિને આપણે પાવક કહીએ છીએ. પાવક એટલે પવિત્ર કરનારો. વસ્તુ ગમે તેટલી ગંદી હોય, સડેલી હોય, અથવા અપવિત્ર હોય, અગ્નિસંસ્કાર થયો એટલે એ પાવન થઈ ગઈ. એટલા માટે આપણે છાણાં, લાકડાં, ચંદન, ધૂપ અને કપૂર જેવા જ્વાલાગ્રાહી પદાર્થો એકત્ર કરીને શરીરને અગ્નિ-સંસ્કાર આપીએ છીએ.

અહીં સુધી તો ઠીક, પણ જીવનનિષ્ઠ સંસ્કૃતિને આટલેથી સંતોષ ન થયો. અગ્નિસંસ્કારને અંતે જે અસ્થિ અને ભસ્મ બચી જાય છે તે અવશેષોને આપણે પવિત્ર એવાં જળાશયોમાં જ્યારે પધરાવીએ છીએ ત્યારે જ આપણને પરમ સંતોષ થાય છે.

મહાત્માજીનાં અસ્થિ અને ચિતાભસ્મ આપણે આખા દેશમાં જ્યાં જ્યાં પવિત્ર જળાશયો છે ત્યાં ત્યાં પહોંચાડી દીધાં, હિમાલયની પેલી પાર કૈલાસને રસ્તે ફેલાયેલા માનસ સરોવરમાં પણ કેટલાક અવશેષો છોડવામાં આવ્યા. પ્રયાગ જેવા યજ્ઞ-સ્થાનમાં પધરાવ્યા પછી કેટલાક અવશેષો આપણા લોકો સમુદ્રકિનારે પણ લઈ ગયા, અને નોંધવા જેવી વસ્તુ એ કે જે આફ્રિકા ખંડમાં ગાંધીજીએ સત્યાગ્રહની શોધ કરી અને પોતાનું જીવનકાર્ય આરંભ્યું તે આફ્રિકામાં લઈ જઈ નીલ નદીના ઊગમના પ્રવાહમાં પણ એ અસ્થિ પધરાવ્યાં અને એ રીતે પાણીનું સર્વોપરી પાવિત્ર્ય સ્વીકાર્યું.

એવા પાણીના દર્શનનો આનંદ જેમાં છલકાય છે તેવાં જ વર્ણનો આ સંગ્રહમાં ભેગાં કર્યાં છે.

એમ કરતાં એક નાનકડું વર્ણન 'સ્મરણયાત્રા'માંથી ડોકિયું કરીને પૂછવા લાગ્યું, "અને મને ન લો?" એની ઉપેક્ષા કરી તે માટે માફી માગીને મેં એને કહ્યું : "જરૂર, જરૂર, તને પણ જીવનલીલામાં સ્થાન હશે જ." માનસિક સૃષ્ટિ, કલ્પના-સૃષ્ટિ અને માયાવી સૃષ્ટિ એ પણ અંતે પાર્થિવ સૃષ્ટિ સાથે સૃષ્ટિ તો ખરી જ. એટલે માણસની આંખોને અને મૃગોની આંખોને જે જળ જેવું લાગે અને જેનો પ્રવાહ એ બંનેને ખેંચે છે, તે ભલે પ્રાણવાયુ અને ઉદ્‌જનવાયુમાંથી બનેલું ન હોય, એને જીવનલીલામાં સ્થાન હોવું જ જોઈએ, એમ કહી નાનપણમાં મુસાફરી કરતાં જોયેલું તેરદાળનું મૃગજળ પણ અહીં ઉમેર્યું છે.

જો સહારાના રણની આસપાસ બપોરે ગયો હોત તો એ વિરાટ રણેશ્વરનું અને ત્યાંના મૃગજળનું વર્ણન આમાં જરૂર લઈ આવત. પણ પશ્ચિમ આફ્રિકાથી ઉત્તરે જતાં વખત અને જાન બંને બચાવવા માટે સહારાનું આખું રણ મેં ઓળંગ્યું હતું રાતના અંધારામાં; અને તે પણ હવાઈ જહાજની મદદથી. પશ્ચિમ આફ્રિકાની મધ્યયુગીન નગરી કાનોથી ઊપડી મધરાત પછી ટ્રિપોલી પહોંચ્યો ત્યાર સુધી આખો વખત મીટ માંડીને સહારા જોયું; પણ તે રાત્રે અંધારામાં અંધારાથી

ભિન્ન-એવું કશું દેખાયું નહીં. સહારાનું રણ ઓળંગ્યા છતાં ત્યાંનું મૃગજળ જોવાયું નહીં! જ્યારે વિમાનમાંથી ઊતર્યો ત્યારે એટલું જ કહી શક્યો–

लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवांजनम् नभः।

આપણા સંસ્કૃત કવિઓનાં નદી-વર્ણનો અને સ્તોત્રો ઉપર હું મુગ્ધ છું. એ સ્તોત્રોમાં સૌથી વિશેષ તો ભક્તિ તરી આવે છે. એમનું શબ્દલાલિત્ય અસાધારણ હોય છે. જાણે ભાષાપ્રવાહ નદીના વહેણ સાથે હરીફાઈ કરે છે. કોક કોક ઠેકાણે એકાદ શબ્દમાં કે સમાસમાં આબાદ વર્ણન પણ આવી જાય છે. પણ સરવાળે એ સ્તોત્રો વર્ણનો નહીં પણ માહાત્મ્યો જ હોય છે.

આજે આપણી ભૂખ છે યથાર્થ વર્ણનોની અને શબ્દચિત્રોની. એની સાથે સહેજસાજ માહાત્મ્ય અને ગમે તેટલું કાવ્ય આવી જાય તો તે ઇષ્ટ જ છે. પણ વર્ણન વાંચતાં નદી કે સરોવર રીતસર જોયાનો ઓછોવત્તો સંતોષ મળવો જોઈએ. નહીં તો જૈન પુરાણોમાં જેમ નગરીઓનાં વર્ણન આવે છે તેમ જ થવાનું. એ વર્ણનો ગમે ત્યાંથી ઊંચકીને ગમે તે શહેરને લગાડી દઈએ તો વાંધો નથી. ઘણી વાર લેખકો વર્ણનની બેચાર લીટીઓ લખીને પછી પ્રામાણિકપણે કહે છે કે અમુક વાર્તામાં અમુક નગરીનું વર્ણન આવે છે તે જ ત્યાંથી ઊંચકીને અહીં મૂકી દેવું. આવાં વર્ણનો ન ગણાય યથાર્થ ચિત્રણ અને ન ગણાય માહાત્મ્ય.

એક જૂના હિંદી કવિએ એક પહાડી કિલ્લાનું વર્ણન કર્યું છે. એમાં ઘોડાર સાથે ગજશાળાનું પણ વર્ણન છે. કવિને શંકા ન આવી કે પહાડ-ઉપર હાથીઓ જાય શી રીતે! બીજે એક ઠેકાણે બગીચાના વર્ણનમાં ઠંડા મુલકમાં તેમ જ ગરમ મુલકમાં, સમુદ્રકિનારે અને પહાડ પર ઊગતાં તમામ ફળઝાડો અને ફૂલઝાડો એકત્ર આણ્યાં હતાં. અને ત્યાં તમામ ફૂલોને એકસાથે ખીલતાં અને ફળોને એકસાથે પાકતાં મહિના કે ઋતુની મુશ્કેલી નડી ન હતી!

આવા સાહિત્યપ્રકારો સદ્ભાગ્યે હવે બંધ થયા છે એ ખરું, છતાં આજના લેખકો પરિચયને અભાવે સામાન્ય વર્ણનો લખે છે : આકાશમાં તારાઓ ચળકતા હતા, બગીચામાં જાતજાતનાં ફૂલો ખીલ્યાં હતાં, જંગલમાં વૃક્ષવેલીની ગીચ વસ્તી હતી, એવાં એવાં સામાન્ય વર્ણનો કરીને તેઓ સંતોષ માને છે. લેખક આકાશને અને ત્યાંના તારાને ઓળખે નહીં, એમનાં નામ જાણે નહીં, ક્યાં ફૂલો કઈ ઋતુમાં ઊગે છે એ વિગતે જાણે નહીં, કયાં જંગલોમાં કેવાં ઝાડો ઊગે છે અને કેવાં નથી ઊગતાં એની માહિતી એની પાસે હોય નહીં, એટલે પછી એ કરે શું? શબ્દ-વૈભવ પાથરીને અનુભવ-દારિદ્ર છુપાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ દારિદ્ર ઉઘાડું પડ્યા વિના રહેતું નથી.

આપણા દેશમાં પ્રવાસનાં સાધનો હવે ઘણાં વધ્યાં છે અને વધનાં જાય છે. ફોટોગ્રાફીની કળા એટલી બધી વધી છે કે હવે તે લલિતકળાની કોટિએ પહોંચવા મથે છે. દેશપરદેશની ભાષામાંનાં પ્રવાસવર્ણનો વાંચીને આપણી કલ્પના ઉદ્દીપિત

થઈ શકે છે ત્યારે હવે આપણે ભારતીય ભાષાઓનું, પ્રવાસવર્ણન પૂરતું, દારિદ્ર દૂર કેમ ન કરીએ?

આપણા પ્રિય દેશને આપણે અનેક રીતે શણગારીશું અને ઊછરતી પેઢીને ભારત-ભક્તિની દીક્ષા આપીશું.

દેશ એટલે કેવળ જમીન, પાણી અને એના પરનું આકાશ જ નહીં પણ દેશમાં વસતા માણસો પણ છે; એ જેમ આપણે જાણવું જોઈએ, તેવી જ રીતે આપણી દેશ-ભક્તિમાં કેવળ માનવપ્રેમ જ નહીં પણ પશુપક્ષી જેવાં આપણાં ભાંડુ પ્રત્યેનો પ્રેમ પણ સંમિલિત હોવો જોઈએ.

આપણી દેશભક્તિમાં નદી, પહાડ, પર્વતશ્રેણી અને એનાં ઉત્તુંગ શિખરો અને એ બધાં ઉપર ચળકતા તારાઓના પરિચયમાં અને ભારત-ભક્તિમાં આપણે આપણા પૂર્વજો સાથે હરીફાઈ કરવી જોઈએ. આપણા પૂર્વજોને પ્રતાપે ગંગા જેવી નદીઓ, હિમાલય જેવા પહાડો, ઠેર ઠેર વેરાયેલાં આપણાં ધર્મક્ષેત્રો, પીંપળ કે વડ જેવાં મહાવૃક્ષો, તુળસી જેવા છોડો, ગાય જેવાં જાનવરો, ગરુડ કે મોર જેવાં પક્ષીઓ, ગોપીચંદન અથવા ગેરુ જેવા માટીના પ્રકારો, એ બધાં જ જે દેશમાં ભક્તિ અને આદરના વિષયો થયા છે, તે દેશમાં સંસ્કારોની અને લાગણીઓની સમૃદ્ધિ વધારવાની આપણા જમાનાની આપણી ફરજ આપણે ન ચૂકીએ.

**દાદાભાઈ નવરોજી પુણ્યતિથિ,** **કાકા કાલેલકર**
**૧-૧-'૫૯, મુંબઈ**

# સરિતા-સંસ્કૃતિ

જે જમીન કેવળ વરસાદના પાણીથી ભીંજાય છે અને જ્યાં મેઘરાજાને આધારે જ ખેતી થાય છે તેને દેવ-માતૃક કહે છે. જ્યારે જે જમીન આવી રીતે વરસાદ ઉપર આધાર ન રાખતાં નદીના પાણીથી ભીંજાય છે અને ખાતરીનો પાક આપે છે તેને નદી-માતૃક કહે છે.. ભારતવર્ષમાં જે લોકોએ જમીનના આવી રીતે બે ભાગ પાડ્યા તેમણે નદીને કેટલું મહત્ત્વ આપ્યું છે એ આપણે સહેજે સમજી શકીએ છીએ. પંજાબનું નામ જ એમણે સપ્તસિંધુ પાડ્યું. ગંગા-યમુનાની વચ્ચે આવેલા પ્રદેશનું અંતર્વેદી નામ રાખ્યું. આખા ભારતવર્ષના 'હિંદુસ્તાન' અને 'દખ્ખન' એવા બે ભાગલા પાડનાર વિંધ્ય કે સાતપુડાને આગળ કરવાને બદલે આપણા લોકો સંકલ્પ બોલતી વખતે गोदावर्याः दक्षिणे तीरे અથવા रेवायाः उत्तरे तीरे એમ નદી દ્વારા વિભાગ પાડે છે. કેટલાંક વિદ્વાન બ્રાહ્મણકુળોએ પોતાનું નામ જ એક નદી પરથી લીધું છે—સારસ્વત. ગંગાકાંઠે રહેનારા પુરોહિતો અને પંડાઓ પોતાને ગંગાપુત્ર કહેવામાં મગરૂબી અનુભવે છે. પ્રજા રાજાને રાજ્યપદ આપે ત્યારે ચાર સમુદ્ર અને સાત નદીઓનાં જળ આણીને એના પાણીથી

રાજાને અભિષેક કરે ત્યારે જ સમજે કે, હવે રાજા રાજ્ય કરવાનો અધિકારી થયો. ભગવાનની રોજની પૂજા કરવી હોય ત્યારે પણ હિંદુસ્તાનની બધી નદીઓને પોતાના નાનકડા કળશમાં આવી બેસવાની પ્રાર્થના ભારતવાસી કરવાનો જ —

गंगे ! च यमुने ! चैव गोदावरि ! सरस्वति ! ।
नर्मदे ! सिंधु ! कावेरि ! जलेऽस्मिन् सन्निधिं कुरु ॥

ભારતવાસી તીર્થયાત્રાએ જાય છે તે પણ મોટે ભાગે નદીની મુલાકાતે જ જાય છે. તીર્થ એટલે નદીનો આરો. નદીને જુએ કે એ એનું પણ ભાન ભૂલી જાય છે કે જે નદીમાં નાહીને આપણે પવિત્ર થઈએ છીએ એને વળી અભિષેક કરવાનું શું હોય? ગંગાનું જ પાણી લઈને ગંગાને જ અભિષેક કર્યા વગર એની ભક્તિને સંતોષ થતો નથી. સીતા જ્યારે રામચંદ્ર જોડે વનવાસે ચાલ્યાં ત્યારે દરેક નદીને ઓળંગતાંની સાથે માનતા રાખે કે, સહીસલામત પાછાં ફરીશું ત્યારે તારો અભિષેક કરીશું. માણસ મરી જાય ત્યારે પણ એને વૈતરણી નદી ઓળંગવાની હોય છે. ટૂંકામાં, જીવનમાં અને મરણમાં આર્યોનું જીવન નદી સાથે સંકળાયેલું છે.

એની મુખ્ય નદી ગંગા. તે કેવળ પૃથ્વી ઉપર નહીં પણ સ્વર્ગમાંયે વહે છે અને પાતાળમાંયે વહે છે, તેથી એ ગંગાને ત્રિપથગા કહે છે. પાપ ધોઈને જીવનમાં આમૂલાગ્ર પલટો ખાવાનો હોય ત્યારે પણ માણસ નદીમાં જઈ કેડ સુધીના પાણીમાં ઊભો રહી એ વિશેનો સંકલ્પ કરે ત્યારે જ એને થાય છે કે, હવે આપણો સંકલ્પ બર આવવાનો. વેદકાળના ઋષિઓથી માંડીને વ્યાસ, વાલ્મીકિ, શુક, કાલિદાસ, ભવભૂતિ, ક્ષેમેન્દ્ર, જગન્નાથ, – ગમે તે કવિ લો, નદીને જોતાં-વેંત એની પ્રતિભા પૂરજોશમાં વહેવા માંડે છે. આપણી કોઈ પણ ભાષાની કવિતા જુઓ, એમાં નદીનાં સ્તોત્રો મળવાનાં જ. અને હિંદુસ્તાનની ભોળી જનતાનાં લોકગીતો જુઓ તોપણ ત્યાં નદીનાં વર્ણનો ઓછાં નથી.

ગાય, બળદ અને ઘોડા જેવાં ઉપયોગી જાનવરોની જાતિઓ નક્કી કરતાં પણ આપણા લોકોને નદી જ યાદ આવે છે. સારા સારા ઘોડાઓ સિંધુ નદીને કિનારે ઉછેરવામાં આવતા, એટલે ઘોડાનું નામ જ પડ્યું સૈંધવ. મહારાષ્ટ્રના પ્રખ્યાત ટટ્ટુઓ ભીમા નદીને કિનારે ઉછેરાતા, એટલે એમને ભીમથડીના ટટ્ટુ કહેતા. મહારાષ્ટ્રની સારામાં સારી દૂધ આપનારી અને રૂપાળી ગાયોને અંગ્રેજો આજે પણ 'કૃષ્ણા વેલી બ્રીડ' કહે છે.

જેમ ગ્રામ્ય પશુઓની જાતિનાં નામ નદી પરથી પડ્યાં છે, તેમ ઘણી નદી-ઓનાં નામ પશુપક્ષીઓ પરથી પડ્યાં છે: ગો-દા, ગો-મતી, સાબર-મતી, હાથ-મતી, વાઘ-મતી, સારસ્વતી, ચર્મણ્વતી ઇત્યાદિ.

મહાદેવની પૂજા માટે પ્રતીકરૂપે જે ગોળ લીસા પથરા (બાણ) વપરાય છે તે નર્મદાના જ હોવા જોઈએ. નર્મદાનું માહાત્મ્ય જ એટલું બધું કે ત્યાંના જેટલા

તમસા નદી વિશ્વામિત્રની બહેન ગણાય છે, તો કાલિંદી યમુના પ્રત્યક્ષ કાળ ભગવાન યમરાજની બહેન છે.

એક એક નદી એટલે સંસ્કૃતિનો પ્રવાહ. દરેકની ખૂબી જુદી; પણ ભારતીય સંસ્કૃતિ અનેકતામાંથી એકતા ઉપજાવે છે, તેથી બધીય નદીઓને આપણે સાગર-પત્ની ઠેરવી છે. સમુદ્રનાં અનેક નામોમાં સરિત્પતિ એ એનું મહત્ત્વનું નામ છે. સમુદ્રનાં જળ એટલા જ માટે પવિત્ર ગણાય છે કે બધી નદીઓ પોતપોતાનાં પવિત્ર જળ સાગરને અર્પે છે. सागरे सर्व तीर्थानि।

જ્યાં બે નદીઓનો સંગમ થાય છે એ સ્થાનને પ્રયાગ કહી આપણે પૂજીએ છીએ; એટલા જ માટે કે સંસ્કૃતિઓનો જ્યારે સંગમ થાય છે ત્યારે તેને પણ શુભસંગમ ગણતાં શીખીએ. સ્ત્રીપુરુષ વચ્ચે વિવાહ થાય તે ભિન્નગોત્રી જ હોવાં જોઈએ, એવો આગ્રહ રાખીને પણ આપણે એમ જ સૂચવ્યું છે કે, એક જ સંસ્કૃતિમાં સબડતા રહેવું એમાં કલ્યાણ નથી. ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ વચ્ચે મેળ ખવડાવતાં આવડવો જ જોઈએ. લંકાની લાડી ઘોઘાના (સૌરાષ્ટ્ર) વર સાથે પરણે ત્યારે જ એ બંનેમાં જીવનના બધા સવાલો પ્રત્યે ઉદારતાની દૃષ્ટિએ જોવાની શક્તિ આવે. ભારતીય સંસ્કૃતિ પહેલેથી છે જ સંગમ-સંસ્કૃતિ. આપણા રાજ-પુત્રોએ દૂર દૂરથી કન્યાઓ આણી હતી. કેકય દેશની કૈકેયી, ગાંધારની ગાંધારી, કામરૂપની ચિત્રાંગદા, છેક દક્ષિણની મીનાક્ષી મીનળદેવી, સાવ પરદેશથી આવેલી ઉર્વશી અને મહાશ્વેતા, એમ કેટલાયે દાખલા આપી શકાય. આજે પણ રાજાઓ બનતાં સુધી દૂર દૂરની કન્યાઓને પરણે છે. નદીઓ પાસેથી જ આપણે આ સંગમ-સંસ્કૃતિ શીખ્યા છીએ. પોતપોતાની નદીને વફાદાર રહી ચાલો તો અંતે સમુદ્રમાં પહોંચી જવાના. ત્યાં કશો ભેદભાવ રહી શકતો નથી. બધું જ એકાકાર, સર્વાકાર અને નિરાકાર થઈ જાય છે. सा काष्ठा सा परा गतिः।

## नदी-मुखेनैव समुद्रम् आविशेत्

સવારે કે સાંજે નદીને કાંઠે જઈ નિરાંતે બેસીએ એટલે મનમાં અનેક જાતના વિચારો ઉદ્‌ભવે છે. રેતીનો ધોળો વિશાળ પટ રોજ જેવો ને તેવો જ દેખાય છે, છતાં ત્યાંનો દરેક કણ પવનથી અને પાણીથી સ્થાનભ્રષ્ટ થાય છે. આટલી બધી રેતી ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે? રેતીના પટ ઉપર ચાલીએ એટલે સ્પષ્ટ કે અસ્પષ્ટ પગલાં રેતીમાં ઊઠે છે. ઘડી બે ઘડી પવન વાયો એટલે તેનું 'નામોનિશાન' પણ રહેતું નથી. બે કાંઠાની મર્યાદામાં નદી વહે છે, કોઈ કાળે તે થોભતી નથી. પાણી આવે છે અને જાય છે, આવે છે અને જાય છે. નાનપણમાં મનમાં થતું કે, 'સાંભળ્યા પ્રમાણે મધરાતે આ પાણી સૂઈ જતું હશે અને સવારે સૌથી વહેલું ઊઠી ફરી વહેતું હશે. જેમ સૂરજ, ચંદ્ર, અને નવલખ તારા વિસામો લેવા પશ્ચિમ તરફ ઊતરે છે તેમ આ પાણી પણ રાત્રે

સૂઈ જતું હશે. વિસામો દરેકને જોઈએ છે.’ પછી જોઈ લીધું કે ના, નદીનાં પાણીને વિસામાની જરૂર નથી. તે વહ્યાં જ કરે છે.

નદી જોતાંવેંત વિચાર આવે છે,—આ આવે છે ક્યાંથી અને જાય છે ક્યાં સુધી? એ વિચાર અથવા એ સવાલ સનાતન છે. નદીને આદિ અને અંત તો હોવાં જ જોઈએ. નદીને જેટલી વાર જોઈએ તેટલી વાર એ સવાલ મનમાં ઊઠે જ છે; અને એ સવાલ જેમ જેમ જૂનો થતો જાય છે તેમ તેમ તે વધારે ગંભીર, કાવ્યમય અને ગૂઢ બનતો જાય છે. આખરે મન રહેતું નથી, પગ થોભી શકતા નથી, મન એકાગ્ર થઈ પ્રેરણા આપે છે અને પગ ચાલવા લાગે છે. આદિ અને અંત શોધવા એ સનાતન ખોજ નદી પાસેથી જ આપણને મળી હશે અને તેથી આપણે જીવનપ્રવાહને પણ નદીની જ ઉપમા આપતા આવ્યાં છીએ. ઉપનિષદકારો અને દેશી કવિઓ, મૅથ્યુ આર્નોલ્ડ જેવા યુરોપિયન કવિઓ અને રોમે રોલાં જેવા નવલકથાકારો જીવનને નદીની જ ઉપમા આપે છે. આ દુનિયાની પ્રથમ પ્રવાસી તે નદી, તેથી જ જૂના યાત્રાળુ લોકોએ નદીનો ઊગમ, નદીનો સંગમ અને નદીનું મુખ એ અત્યંત પવિત્ર સ્થાનો ગણેલાં છે.

જીવનના પ્રતીક સમી નદી ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે? શૂન્યમાંથી આવે છે અને અનંતમાં સમાઈ જાય છે. શૂન્ય એટલે અત્યલ્પ, સૂક્ષ્મ પણ પ્રબળ; અને અનંત એટલે વિશાળ અને શાંત. શૂન્ય અને અનંત બંને સરખાં જ ગૂઢ છે, બંને અમર છે. બંને એક જ છે. શૂન્યમાંથી અનંત—એ સનાતન લીલા છે. કૌશલ્યા કે દેવકીના પ્રેમમાં સમાવા માટે જેમ પરબ્રહ્મે બાલરૂપ ધારણ કર્યું, તેમ કારુણ્યથી પ્રેરાઈને અનંત પોતે જ શૂન્યરૂપ ધારણ કરી આપણી આગળ ઊભું થાય છે. જેમ જેમ આપણી આકલનશક્તિ વધે છે તેમ તેમ શૂન્ય વિકસતું જાય છે અને પોતાનો જ વિકાસવેગ સહન ન થવાથી મર્યાદા ઓળંગી કે તોડી અનંત બની જાય છે—બિંદુનો સિંધુ બની જાય છે.

માનવી જીવનની પણ આ જ દશા છે. વ્યક્તિમાંથી કુટુંબ, કુટુંબમાંથી જાતિ, જાતિમાંથી રાષ્ટ્ર, રાષ્ટ્રમાંથી માનવ્ય અને માનવ્યમાંથી ભૂમા વિશ્વ, આમ હૃદયની ભાવનાઓ વિકસતી જાય છે. સ્વ-ભાષા દ્વારા આપણે પ્રથમ સ્વજનોનું હૃદય સમજીએ છીએ અને આખરે આખા વિશ્વનું આકલન કરીએ છીએ. ગ્રામમાંથી પ્રાંત, પ્રાંતમાંથી દેશ અને દેશમાંથી વિશ્વ એમ આપણે સ્વનો વિકાસ કરી સર્વ સમાઈ જઈએ છીએ.

નદીનો અને જીવનનો ક્રમ સરખો જ છે. નદી સ્વધર્મને વફાદાર રહે છે અને પોતાની કૂલ-મર્યાદા સાચવે છે તેથી જ પ્રગતિ કરે છે. અને અંતે નામ-રૂપનો ત્યાગ કરી સમુદ્રમાં અસ્ત થઈ જાય છે. અસ્ત થયા છતાં તે નષ્ટ નથી થતી; ચાલ્યા જ કરે છે. એ છે નદીનો ક્રમ. જીવનનો અને જીવન્મુક્તિનો પણ તે જ ક્રમ છે.

જીવનદાયી કેળવણીના ક્રમ વિશે આ પરથી આપણે શો બોધ લઈશું?

# ઉપસ્થાન*

જુદે જુદે પ્રસંગે ભારતવર્ષની જે જે નદીઓનાં દર્શન થયાં હતાં તેમાંથી કેટલાંકનું અહીં સ્મરણ કર્યું છે. અહીં ભૂગોળમાં અપાતી માહિતી ભેગી કરવાનો ઉદ્દેશ નથી, નદીની આપણા વેપાર-વાણિજ્ય ઉપર થતી અસર નોંધવાનો પણ અહીં પ્રયત્ન નથી. આ તો ફક્ત આપણા દેશની લોકમાતાઓનું ભક્તિપૂર્વક કરેલું નવી પદ્ધતિનું ઉપસ્થાન છે.

આપણા પૂર્વજોની નદીભક્તિ લોકવિશ્રુત છે. આજેય તે ક્ષીણ થઈ નથી. યાત્રાળુઓની નાનીમોટી નદીઓ તીર્થસ્થાનો તરફ વહીને એ પ્રાચીન ભક્તિ હજીયે એવી ને એવી જાગ્રત હોવાનો પુરાવો આપે છે.

ભક્તહૃદયો ભક્તિના આ ઉદ્‌ગારો શ્રવણ કરીને સંતુષ્ટ થાઓ. યુવાનોમાં લોકમાતાઓનું દર્શન કરવાની અને વિવિધ રીતે એમનું સ્તન્યપાન કરી સંસ્કૃતિ-પુષ્ટ થવાની ઝંખના જાગો.

*

હિંદુસ્તાનનાં બધાં સુંદર સ્થળોનું વર્ણન કરવું માનવીની શક્તિની બહારની વસ્તુ છે. ભગવાન વ્યાસ પોતે જ્યારે ભારતની નદીઓનાં નામો આપવા બેઠા ત્યારે તેમને પણ કહેવું પડ્યું કે જેટલાં યાદ આવે છે તેટલાંનું જ નામ-સંકીર્તન અહીં કર્યું છે. બાકીની અસંખ્ય નદીઓ રહી જ ગઈ છે.

મારો સંકલ્પ જાતે જોયેલી નદીઓમાંથી બની શકે તેટલીનું સ્મરણ અને વર્ણન કરી પાવન થવાનો હતો. આજે આ ભક્તિ કુસુમાંજલિ જોતાં મનમાં વિષાદ પેદા થાય છે કે કૃતજ્ઞતા વ્યક્ત થાય એટલી નદીઓનું પણ ઉપસ્થાન હું કરી શક્યો નથી. વર્ણવાઈ થોડી અને અણવર્ણવાઈ છે ઘણી એવી સ્થિતિ છે. જે પ્રાંતમાં હું લગભગ પા સદી રહ્યો તે ગુજરાતની નદીઓ પણ મેં ક્યાં વર્ણવી છે? નર્મદા અને સાબરમતી વિશે હમણાં હમણાં જ થોડું લખી શક્યો. તાપી અથવા તપતી વિશે લખ્યું નથી. એનો પરિતાપ મનમાં છે જ. એ નદી મધ્ય પ્રાંતમાં બૈતુલ પાસે ઊગમ પામે છે. બરહાણપુર, ભુસાવળ થઈને આગળ જાય છે. એની મદદ વડે એક વાર સુરતથી હજીરા સુધી જઈ આવ્યો છું. તાપી પાસેથી ભગવાન સૂર્યનારાયણના પ્રેમ વિશે પૂછી લેવાય અને અંગ્રેજોએ વેપારને વિશે સુરતમાં કોઠી કેમ નાખી હતી અને બાજીરાવે મહારાષ્ટ્રનું સ્વાતંત્ર્ય અંગ્રેજોને એ જ ઠેકાણે ક્યારે સોંપી દીધું એ વિશે પણ પૂછી શકાય.

ગોધરા જતાં જે નાનકડી મહી નદી જોઈ હતી તે જ ખંભાતથી કાવી બંદર સુધી કાદવનો વિસ્તાર કેમ પાથરી શકે છે તે જોવાનું પણ સદ્‌ભાગ્ય મને

---

*** મૂળ ચોપડી 'લોકમાતા'ની પ્રસ્તાવનામાંથી થોડા ફેરફાર સાથે.**

સાંપડયું છે. પૂર્વમાં મહા નદી અને પશ્ચિમમાં મહી નદી બંનેનું કાર્ય વિશેષ પ્રકારનું છે. સૂર્યા, દમણગંગા, કોલક, અંબિકા, વિશ્વામિત્રી, કીમ વગેરે ગુજરાતી નદીઓની મીઠી મહેમાનગીરી મેં કોઈ ને કોઈ દિવસે ચાખી છે. એમને અંજલિ ન અર્પણ કરું તો નગુણો ગણાઉં. અને જે આજીને કિનારે મહાત્માજીએ નાનપણમાં તોફાનો કર્યાં હતાં, એ તો ખાસ અંજલિની અધિકારી છે. વઢવાણની ભોગાવો વિશે મેં કયાંક લખ્યું હશે. પણ તે ભોગાવો કરતાં રાણકદેવીના સ્મરણ તરીકે જ હશે.

આ બધું હું કયારે લખીશ તે જાણતો નથી. પણ લખવું છે એ વિશે શંકા કે સંકલ્પની મોળાશ નથી.

ગુજરાત બહાર નજર ફેરવીને બીજી નદીઓનું સ્મરણ કરું છું ત્યારે તરત યાદ આવે છે સૌથી મોટી બ્રહ્મપુત્રા. એ તો હિમાલયની પેલી પારથી માનસ સરોવરમાં ઊગમ પામે છે અને હિમાલયનાં ઉત્તર તરફ વહી જતા પાણીનું એકેએક ટીપું ભેગું કરી હિમાલયની આખી દીવાલ પાર કરી ડુંગરોના અને જંગલોના અજ્ઞાત પ્રદેશોમાંથી વહેતી આવીને આસામ તરફ છોડી દે છે; અને પછી સદિયા, દિબ્રુગઢ, તેજપુર, ગૌહાટી, ઢુબ્રી વગેરે સ્થાનોને પાવન કરતી કરતી બંગાળમાં ઊતરે છે, અને ગંગાને મળવું છે એટલા જ ખાતર થોડેક સુધી યમુના નામ ધારણ કરી આગળ જતાં પદ્મા બને છે. ઇતિહાસના ‘ઉષા-કાળ’થી માંડીને જાપાનીઓના તાજેતરના હુમલા સુધીનો બધો જ ઇતિહાસ બ્રહ્મપુત્રાને વિદિત છે. પણ એ તાજા ઇતિહાસની ઘણી વિગત તો મણિપુરની ઇમ્ફાલ નદી જ પૂરી પાડી શકે છે. છતાં એ નદીને પૂછવા જતાં એ કહેશે કે મને પૂછવા કરતાં એ બધું તમારી ઐરાવતીની બહેનપણી છિંદવીનને જ પૂછો. એ તમને બધું કહેશે. અને મણિપુર તરફથી નાસી આવેલા લોકોનો અમુક ઇતિહાસ તો સુર્માઘાટીની બરાક નદીને જ પૂછવો પડશે.

મેં નદીઓ તો ઘણી ઘણી જોઈ છે પણ જેની ગૂઢગામિતા અને નચિંત બેપરવાઈ ઉપર હું વધારેમાં વધારે આશક થયો તે કાલીમ્પોંગ તરફની તીસ્તા ઉપર જ. શો એ નદીનો ઉન્માદ! અને શું એનું આત્મગૌરવનું ભાન!

ઉત્કલમાં હું અનેક વાર ફર્યો છું. ત્યાંની મહાનદી, કાટજુડી અને કાકપેયા તો છે જ પણ બરી-કટકથી પાછા વળતાં ખરસ્રોતાને કિનારે જોયેલા સૂર્યોદય, તેમ જ બીજે પ્રસંગે ઋષિકુલ્યા નદી વિશે સાંભળેલો ઇતિહાસ અને તેના કિનારાનું સૌંદર્ય હું કેમ જ ભૂલી શકું? જૌગઢનો અશોકનો પ્રખ્યાત શિલાલેખ જોવા ગયો હતો ત્યારે ઋષિકુલ્યાનાં દર્શન થયાં અને હું ભૂલતો ન હોઉં તો ધવલીનો હાથીવાળો શિલાલેખ જોવા જતાં રસ્તામાં એક નદીની બે નદીઓ થતી મેં જોઈ છે. બે નદીનો સંગમ જોવો એ એક વાત છે. બે નદીઓ ભેગી થઈને પોતાનો જલરાશિ વધારે છે અને સંભૂય-સમુત્થાનના સિદ્ધાંત પ્રમાણે મોટો વેપાર ખેડે છે. એ તો શક્તિ વધારવાનો પ્રયાસ છે. પણ એક જ નદી દૂરથી આવીને

જ્યારે જુએ કે બે બાજુએ પોતાના જળની સરખી જ જરૂર છે ત્યારે કોનો પક્ષપાત કરે? પોતાનાં જે જળ છે તે જ વહેંચી દઈને બે પ્રવાહમાં જ્યારે એ વહે છે ત્યારે બે બાળકની માતા જેવી એ નદી દેખાય છે અને એને વિશેષ ભક્તિપૂર્વક પ્રણામ કર્યા વગર રહેવાતું નથી.

કાળી નદી ધોળી થયાનું કોઈએ સાંભળ્યું છે? કારવારમાં એક કાળી નદી મેં નાનપણમાં જોઈ હતી. તે તો સમુદ્રને મળતાં સુધી કાળી ને કાળી જ રહી. પણ ગોવા તરફ એક કાળી નદી છે જે સાગરને મળવાની આતુરતાને લીધે પહાડના માથા ઉપરથી નીચે એવું ઝુકાવી દે છે કે એનો કાવ્યમય ધોળો દૂધ જેવો ધોધ બને છે. એનું નામ પડ્યું છે દૂધસાગર. કોઈ બાળાએ નાહ્યા પછી પોતાના વાળ સૂકવવા માટે ફેલાવ્યા હોય એવું આ દૂધસાગરનું દૃશ્ય છે. શરાવતીના થતા જોગના ધોધનું વર્ણન મેં ત્રણ વાર કર્યું છે, તો દૂધસાગરના ગંભીર લલિત કાવ્યનું મનન મારે દસ વાર કરવું જોઈએ.

હિમાલય જતાં જોયેલી રામગંગાનું અને હિમાલયની પેલી પારથી આવતી સરયૂ ઘોઘરાનું વર્ણન તો રહ્યું જ છે. પણ લંકા(સિલોન)માં જોયેલી સીતાવાકા અને બેત્રણ ગંગાઓ વિશે પણ મેં ક્યાં લખ્યું છે? મધ્ય પ્રાંતમાં જોયેલી ધસાન વિશે મેં લખ્યું અને વેત્રવતી છોડી દીધી, એ કેમ ચાલે? ઉજ્જયની જતાં જોયેલી શિપ્રા નદીને સ્મરણાંજલિ ન આપું તો કાલિદાસ જ મને શાપ આપશે. મુરાદાબાદમાં જોયેલી ગોમતીનું સ્મરણ કરતાંવેંત દ્વારકાની ગોમતી યાદ આવે છે અને તે જ ન્યાયે સિંધની સિંધુ સાથે મધ્યભારતની નાનકડી સિંધુ પણ યાદ આવવાની.

કાઠિયાવાડમાં ચોરવાડ પાસેની સમુદ્ર સુધી જતાં અટકનારી મેગળ નદી મેં જોઈ નથી પણ એવી જ એક નદી અડયાર, મદ્રાસ પાસે જોઈ છે જેને અને સમુદ્રને બનતું નથી. અડયાર નદી સમુદ્ર તરફ હૃદયસમૃદ્ધિનો કાંપ લઈ આવે છે અને સમુદ્ર ચિડાઈને એની આગળ રેતીનો એક બાંધ ઊભો કરે છે. ખંડિતાનું એ દૃશ્ય એટલું બધું કરુણ છે કે એની અસર વર્ષો સુધી મન પર રહી છે.

એના કરતાં કેરળ દેશના 'બૅકવૉટર' સારા. ત્યાં સમુદ્ર સાથે સમાંતર, કિનારે કિનારે એક લાંબી નદી ફેલાયેલી છે, જાણે સમુદ્રને કહેતી હોય કે તમારાં ખારાં પાણીનાં તોફાન ભારતની ભૂમિ સુધી નહીં પહોંચવા દઉં.

એનો જ એક નાનકડો નમૂનો આપણને જૂહુ તરફ જોવાને મળે છે. જૂહુના નારિયેળના પ્રદેશની પશ્ચિમે સમુદ્ર છે. અને પૂર્વ તરફ કોક વાર પાણી ફેલાયેલું હોય છે. એ જ સ્થિતિ જો કાયમની થઈ જાય અને એ પાણી જો ઉત્તરદક્ષિણ પચાસ કે સો માઈલ સુધી ફેલાય તો મુંબઈના લોકોને કેરળના 'બૅકવૉટર'નો કંઈક ખ્યાલ આવી શકે, પણ કેરળના એ ભાગનું સૃષ્ટિસૌન્દર્ય તો પ્રત્યક્ષ જોયા વગર ધ્યાનમાં આવવાનું નથી.

સિંધના કમલ-સુંદર મંચર સરોવર વિશે થોડુંક આપ્યું છે પણ ઉત્કલ પ્રાંતમાં જોયેલા ચિલ્કા સરોવર વિશે લખવાનું હજુ બાકી છે. લૉર્ડ કર્ઝને એક વાર કહ્યું હતું કે "હિંદુસ્તાનમાં શ્રેષ્ઠ સૌન્દર્યધામ હોય તો તે ચિલ્કા સરોવર જ છે." સ્વિડન અને નૉર્વે તરફનાં સમુદ્રશાખાનાં ચિત્રો જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે મને એક વાર જોયેલા ચિલ્કાનું સ્મરણ થયા વગર રહેતું નથી. ઉત્કલના એક કવિએ એ સરોવર ઉપર એક સરસ સુદીર્ઘ કાવ્ય લખ્યું છે.

નદીઓ અને સરોવરો વિશે લખ્યા પછી જીવન-તર્પણ પૂરું કરવા માટે હિંદુસ્તાન, બ્રહ્મદેશ અને સિલોનને કિનારે કરેલાં ખાસ સમુદ્ર-દર્શનો પણ મારે લખી કાઢવાં જોઈએ. કરાંચી, કચ્છ અને કાઠિયાવાડથી માંડીને મુંબઈ, દાભોળ કારવાર કે ગોકર્ણ સુધીનો સમુદ્રકિનારો, ત્યાર પછી કાલિકટથી માંડીને રામેશ્વરમ્ અને કન્યા-કુમારી સુધીનો દક્ષિણનો કિનારો, ત્યાંથી ઉપર ચડતાં પોંડીચેરી, મદ્રાસ, મચ્છલી-પટ્ટણ, વૈઝાગાપટ્ટણ, આદિ સૂર્યોદયનો પૂર્વકિનારો, અને છેવટે ગોપાલપુર, ચાંદીપુર, કોણાર્ક અને પુરી-જગન્નાથથી માંડીને ઠેઠ હીરાબંદર સુધીનો દક્ષિણાભિ-મુખ સમુદ્રકિનારો જ્યારે યાદ કરું છું ત્યારે કાંઈ નહીં તો પચાસ-પોણોસો દૃશ્યો એકસામટાં નજર આગળ વિશ્વરૂપ-દર્શનની પેઠે એક અદ્ભુત ભરતી-ઓટ ચલાવે છે. સિલોન અને રંગૂનનાં દૃશ્યો તો વળી જુદાં જ. હૈયામાં એ બધો આનંદ એટલો તો ભરેલો છે કે એ બધો એકસામટો વાણી દ્વારા વહેવરાવું તો સમુદ્ર-માંથી નીકળીને અનેક દિશાએ વહેતી એક નવી અલૌકિક સરસ્વતી પેદા થઈ જાય. કાંઈ નહીં તો હૈયું હળવું કરવા માટે પણ એ બધાં સંસ્મરણોને ગતિ આપ્યે જ છૂટકો.

હિંદુસ્તાનનાં પહાડો અને જંગલો, રણો અને મેદાનો, શહેરો અને ગામડાં-ઓ બધાં રાહ જોઈને બેઠાં છે. ગામડાંઓની હિમાયત કરવા ખાતર શહેરોની ગમે તેટલી નિંદા કરતો હોઉં અને શહેરોમાંનું મારું કામ પૂરું થાય તે પહેલાં જ ત્યાંથી નાસી છૂટવાનું મન ભલે થતું હોય છતાં શહેરોનું વ્યક્તિત્વ હું ઓળખી શકું છું. એના પ્રત્યે પણ પ્રેમભક્તિનો ભાવ સંઘરી રહ્યો છું. શું શહેરો મારા સ્વદેશવાસી-ઓના પુરુષાર્થનાં પ્રતીક નથી? શું શહેરોમાં સંસ્કારિતાની પેઢીઓ આપણા લોકોએ સ્થાપેલી નથી? શું દરેક શહેરે પોતાનું વાતાવરણ, પોતાની ટેક અને પોતાનો પુરુષાર્થ અખંડપણે ચલાવેલાં નથી? શહેરો જો ગામડાંનાં ભક્ષક કે શોષક મટી પોષક બની જાય તો એમને પણ દરેક સમાજ-હિતચિંતકના આશીર્વાદ મળ્યા વગર રહે નહીં.

મારે મન તો હિંદુસ્તાનમાં જોયેલાં અનેકાનેક સ્મશાનો પણ મારી ભક્તિના વિષય છે. પછી હરિશ્ચંદ્રે સાચવેલું કાશીનું સ્મશાન હોય, દિલ્હીની આસપાસનાં અનેક રાજધાનીઓનાં સ્મશાનો હોય, કે મહાયુદ્ધ પછી હમણાં જ આસામમાં જોયેલ હવાઈ જહાજોનાં બેત્રણ રમૂજી સ્મશાનો હોય. સ્મશાન એટલે સ્મશાન.

એને જોઈને માણસના તેમ જ રાજવંશના, સામ્રાજ્યના તેમ જ સંસ્કૃતિના જન્મ-મરણ વિશે ઊંડામાં ઊંડા વિચારો મનમાં ઘોળાયા વિના રહેવાના નથી.

જેમાં મારે પોતે જ છેલ્લે પહોંચવાનું હશે તે એક સ્મશાન છોડીને બાકી બધાંનું વર્ણન કરવાનું મન થઈ આવે છે. એ જો ન થઈ શકે તો જેમ યુદ્ધમાં 'કામ આવેલા' અજ્ઞાતવીરોને અને શ્રાદ્ધ વખતે અજ્ઞાત સગાંસંબંધીઓને એક સામાન્ય પિંડ કે અંજલિ અર્પણ કરવામાં આવે છે તેમ હરિશ્ચંદ્ર, વિક્રમ, ભર્તૃહરિ, અને મહાદેવના ઉપાસક અસંખ્ય યોગીઓએ જે સ્મશાનને પોતાનો વાસો કર્યો તે પ્રાતિનિધિક 'સર્વસામાન્ય સ્મશાન'ને એક અંજલિ અર્પણ કરવાનું મન તો છે જ.

શું આ બધું હું કરી શકવાનો હતો? મને એની ચિંતા નથી. ઈશ્વર જ અવતાર ધારણ કરે છે એમ નહીં. જેને જેને સંકલ્પ ઉદ્ભવે છે તેને તેને અવતાર લેવા જ પડે છે. એ ને એ જ જીવાત્મા અનેક અવતાર ધારણ કરે છે એમ માનવા-નીયે જરૂર નથી. અવતાર ધારણ કરવો પડે છે, અદમ્ય સંકલ્પને. અદમ્ય સંકલ્પ જ સાચો વિધાતા છે. સંકલ્પ જન્મ્યો એટલે એમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થવાની. પછી તે સાહિત્યની શબ્દ-સૃષ્ટિ હોય, બ્રહ્મદેવની પાર્થિવ સૃષ્ટિ હોય કે કેવળ કલ્પનાની ચિત્ર-સૃષ્ટિ હોય.

એ સૃષ્ટિ મારફતે જીવનદેવતા પોતાનો અનંતવિધ ઉલ્લાસ માણ્યા જ કરે છે.

## ૧. સખી માર્કંડી

શું દરેક નદી માતા જ હોય છે? ના. માર્કંડી તો મારી નાનપણની સખી છે. એ એટલી નાની છે કે એને હું મોટી બહેન તરીકે પણ ન ઓળખાવી શકું.

બેળગુંદીના અમારા ખેતરમાં ઊમરાના ઝાડ તળે બપોરની છાયામાં બેઠો હોઉં ત્યારે માર્કંડીનો મંદ પવન જરૂર બોલાવવાનો. માર્કંડીને કાંઠે કેટલીયે વાર બેઠો છું, અને પવનનાં મોજાંથી ડોલતાં ઘાસનાં પાનાં કલાકો સુધી જોયા કર્યાં છે. માર્કંડીને કાંઠે અસાધારણ અદ્ભુત એવું કશું નથી. ખાસ ફૂલો નથી, જાતજાતનાં રંગવાળાં પતંગિયાં નથી, રૂપાળા પથરાયે નથી. પોતાના કલકૂજિતથી ચિત્તને અસ્વસ્થ કરે એવા નાનામોટા પ્રપાત ક્યાંથી જ હોય? ત્યાં છે ફક્ત પ્રેમળ શાંતિ

ભરવાડો કહે છે કે માર્કંડી વૈજનાથના ડુંગરમાંથી આવે છે. મને એનું મૂળ શોધવાની કદી ઇચ્છા થઈ નથી. અમારા તાલુકાનો નકશો હાથમાં આવે તોયે એમાં માર્કંડીની લીટી હું ન શોધું, કેમ કે તેમ કરતાં એ સખી મટી નદી થઈ જાય! મને તો એના પાણીમાં મારા પગ છોડીને બેસવાનું જ ગમે છે. પગ મૂક્યો કે તરત જ ખળખળ ખળખળ એવો અવાજ શરૂ થાય. નાનપણમાં અમે કેટલીયે વાતો કરતાં. એકબીજાનો સહવાસ જ અમારા આનંદને માટે બસ થતો.

માર્કંડી શું બોલે છે તે સમજવાની હું દરકાર ન કરું અને હું જે બોલું એનો અર્થ કરવા માર્કંડી ન થોભે. અમે એકબીજાને ઉદ્દેશીને બોલીએ છીએ એટલું જ બંનેને બસ હતું. ભાઈબહેન ઘણે વરસે મળે એટલે એકબીજાને હજાર સવાલ પૂછે. પણ એ સવાલો પાછળ જિજ્ઞાસા નથી હોતી; એ તો પ્રેમ વ્યક્ત કરવાનો એક પ્રકાર હોય છે. સવાલ શો પૂછ્યો અને જવાબ શો મળ્યો એ તરફ ધ્યાન રાખવા જેટલી સ્વસ્થ વૃત્તિ પ્રેમમિલન વખતે ક્યાંથી રહે?

માર્કંડીને કાંઠે કાંઠે હું ગાતો ફરું અને માર્કંડી સાંભળતી જાય. સોળમે વર્ષે પોતાને લઈ જવા આવેલા યમરાજને શિવભક્તિને જોરે પાછા ઠેલનાર માર્કંડેય ઋષિનું આખ્યાન ગાતાં મને કેટલો આનંદ થતો!

મૃકંડુ ઋષિને સંતાન ન હતું. એણે તપશ્ચર્યા કરી મહાદેવને પ્રસન્ન કર્યા. મહાદેવે વરદાનમાં વિકલ્પ મૂક્યો.

साधू सुंदर शाहणा सुत तया सोळाच वर्षे मिती
जो कां मूढ कुरूप तो शतवरी वर्षे, असे स्वस्थिती
या दोहींत जसा मनांत रुचला तो म्यां तुतें दीधला.

હવે બેમાંથી કયો વર પસંદ કરવો? ઋષિએ ધર્મપત્નીને પૂછ્યું. સદ્‌ગુણી બાળક ફક્ત સોળ જ વર્ષ ભલે જીવે, એ જ કુલોદ્ધારક થશે, એમ ગણી બંને જણાંએ એ જ માગી લીધો. માર્કંડેય જેમ જેમ ઉંમરમાં ખીલતો જાય તેમ તેમ માબાપનાં વદન મ્લાન થતાં જાય. આખરે સોળ વરસ પૂરાં થયાં.

યુવાન માર્કંડેય પૂજામાં બેઠો છે. યમરાજ પોતાના પાડા પર બેસીને આવ્યા. પણ શિવલિંગને ભેટી પડેલા યુવાન સાધુને અડકવાની એમની હિંમત કેમ ચાલે? હા, ના કરતાં આખરે પાશ ફેંક્યો; ત્યાં લિંગમાંથી ત્રિશૂળધારી શિવજી પ્રગટ થયા, અને ધૃષ્ટતા માટે યમરાજને સાંભળવું પડ્યું. મૃત્યુંજય મહાદેવનાં દર્શન થયા પછી માર્કંડેયને મૃત્યુની બીક ક્યાંથી રહે? એની આયુધારા હજી વહે છે.

કૉલેજમાં ભણતો ત્યારે પરીક્ષા પછી અમારી ભાઈબીજ થતી. લણણીના દિવસો હોય, બબ્બે દિવસ મારે ખેતરમાં જ ગાળવાના હોય, ત્યારે માર્કંડી મને શકરિયાં પણ આપતી અને અમૃત જેવું પાણી પણ પાતી. રાત્રે એ ટાઢથી ધ્રૂજે છે કે શું એ જોવા હું જાઉં ત્યારે પોતાના અરીસામાં મને એ મૃગનક્ષત્ર બતાવતી.

આજે પણ જ્યારે જ્યારે અમારે ગામડે જાઉં છું, ત્યારે ત્યારે માર્કંડીને મળ્યા વગર રહેતો નથી. પણ હવે પહેલાંની પેઠે એ મારી સાથે ગેલ કરતી નથી. જરાક સ્મિત કરી મૌન જ ધારણ કરે છે. એના સુકુમાર વદન પર પહેલાંનું રમતિયાળ લાવણ્ય નથી જોઈ શકતો. પણ એના સ્નેહની ગંભીરતા વધી છે.

ઑગસ્ટ, ૧૯૨૮

# ૨. કૃષ્ણાનાં સંભારણાં

૧

અગિયારસનો દિવસ હતો. ગાડીમાં બેસી અમે માહુલી ચાલ્યા. સાતારાથી માહુલી ઠીક ઠીક દૂર છે. રસ્તામાં જમણી બાજુ શ્રીશાહુ મહારાજના વફાદાર કૂતરાની સમાધિ આવે છે. રસ્તા પર અમારી પેઠે ઘણા માહુલી તરફ ગાડીઓ દોડાવતા હતા. આખરે અમે નદીકાંઠે પહોંચ્યા. ત્યાં આ કાંઠાથી પેલા કાંઠા સુધી લોઢાની સાંકળ ઊંચી તાણી હતી. મારી બાળઆંખોને ભવ્ય લાગતી એક નૌકા એ સાંકળમાં દોરડા વતી ભરાવેલી હતી.

કાંઠા પરના કાંકરા કેવા લીસા, કાળા અને ઠંડા ઠંડા! હાથમાં એક લઉં ત્યાં બીજા પર નજર પડે. એ વધારે સારો લાગે. એટલામાં ત્રીજા ભીંજાયેલા કાંકરા પર કાથિયા રંગની લીટીઓ દેખાય એટલે એ લેવાનું મન થાય. તે દિવસે કૃષ્ણાનું મને પ્રથમ દર્શન થયું. કૃષ્ણાબાઈએ પણ મને પ્રથમ જ ઓળખ્યો. હું તો કૃષ્ણાને ઓળખવા જેટલો મોટો થયો જ નહોતો. બાળક માને ઓળખે તે પહેલાં જ માએ એને પોતાનો કરેલો હોય છે. અમે બાળકો નાગા થઈને ખૂબ નાહ્યા, કૂદ્યા, પાણી ઉછાળ્યું, નૌકામાં ચડીને પાણીમાં ભૂસકા માર્યા, કકડીને ભૂખ લાગે તેટલો કૃષ્ણામાં જલવિહાર કર્યો.

જેમ નદીનું આ મારું પહેલવહેલું દર્શન હતું તેમ નાહીને ખારી મગફળીનો નાસ્તો કર્યો એ પણ મારે માટે એ જાતનો પહેલવહેલો સ્વાદ હતો. યાત્રાને પ્રસંગે મોરપીંછની ટોપી પહેરનાર 'વાસુદેવો' ભીખ માગવા આવ્યા હતા. મંજીરા સાથેનું તેમનું મધુર ભજન પણ તે જ દિવસે પહેલવહેલું સાંભળ્યું. કૃષ્ણાબાઈના મંદિરમાં થોડોક આરામ કરી અમે ઘેર પાછા ફર્યા.

સહ્યાદ્રિના કાન્તારમાં મહાબળેશ્વર પાસે ઊગમ પામી સાતારા સુધી દોડતાં કૃષ્ણાને બહુ વાર લાગતી નથી. પણ એટલામાં જ વેણ્ણા કૃષ્ણાને મળવા આવે છે. એ સંગમને લીધે જ માહુલીને માહાત્મ્ય મળ્યું છે. બે છોકરીઓ એકબીજીના ખભા પર હાથ મૂકી રમવા જતી હોય એવું એ દૃશ્ય કાંઈ નહીં તો પાંત્રીસ વરસ હૃદયમાં કોતરાયેલું રહ્યું છે.

કૃષ્ણાનું કુટુંબ બહુ મોટું છે. કેટલીયે નાનીમોટી નદીઓ એને આવી મળે છે. ગોદાવરી સાથે કૃષ્ણાને પણ મહારાષ્ટ્રમાતા કહી શકાય. જ્યારે આજની મરાઠી ભાષા બોલાતી નહોતી તે વખતનું આખું મહારાષ્ટ્ર કૃષ્ણાએ જ વ્યાપ્યું છે.

૨

'નરસોબાની વાડી' જતાં નાવ પર ગાડી ચડાવી અમે કૃષ્ણા ઓળંગી ને કૃષ્ણાનું બીજું દર્શન. અહીં એક બાજુએ ઊંચી ભેખડ અને બીજી બાજુએ દૂર

સુધી પથરાયેલો કૃષ્ણાનો કાંપ અને એમાં ઊગતાં રીંગણાં, ચીભડાં, કાકડી અને તડબૂચનાં અમૃતખેતરો. કૃષ્ણાકાંઠાનાં એ રીંગણાં જેણે ખાધાં છે તે સ્વર્ગમાંયે તેની ઈચ્છા કરે. બબ્બે મહિના સુધી લાગલાગટ રીંગણાં જ ખાઈએ તોયે ધરાઈએ નહીં; કંટાળો તો શાનો જ આવે?

૩

સાંગલી પાસે કૃષ્ણાકિનારે 'સંસ્થાની મહારાષ્ટ્ર'નો રાજવૈભવ પહેલવહેલો જોયો. એ સરસ સરસ બાંધેલા વિશાળ ઘાટ, ઘાટીલાં અને ચળકતાં વાસણો ભરી ભરીને ઘેર પાણી લઈ જતી મહારાષ્ટ્રની લલનાઓ, પાણીમાં ભૂસકો મારી કાંઠા પરના લોકોને પલાળવાની હોંશ રાખનાર અખાડાબાજો, ક્ષુદ્ર ઘંટિકાના તાલબદ્ધ અવાજથી પોતાનું આગમન સૂચવનાર પહાડ જેવા હાથીઓ; અને કર્‌ર્‌ર્‌ એવો એકશ્રુતિ અવાજ કાઢી રસપાન કરવા નોતરનાર શેરડીનાં કોલુઓ – એ કૃષ્ણાબાઈનું ત્રીજું દર્શન.

મને તરતાં ઠીક આવડતું નહોતું. છતાં મોટી ગાગર પાણીમાં ઊંધી તરતી રાખી તેને આધારે તણાઈ જવા એક વખત અહીં નદીમાં પડયો પણ એક ઠેકાણે કાદવમાં એવો તો સપડાયો કે એક પગ કાઢવા જતાં બીજો વધારે અંદર જાય. અને કાદવ પણ કેવો? જાણે કાળુંમેંશ માખણ જ! મને થયું કે જંગમ મટી ઊંધા ઝાડ જેવા આપણે અહીં સ્થાવર થવાના. તે દિવસની ગભરામણ પણ હજી ભૂલી શકયો નથી.

૪

ચિંચલી સ્ટેશન પર અમને હમેશાં કૃષ્ણા નદીનું પાણી પીવા મળતું. અમારા એક ઓળખીતા ત્યાં સ્ટેશન માસ્તર હતા. અમને તેઓ હેતપૂર્વક એકાદ લોટો પાણી મગાવી આપતા. તરસ હોય કે ન હોય, પિતાશ્રી અમને બધાંને ભક્તિ-પૂર્વક પાણી પીવાનું કહેતા. કૃષ્ણા એ મહારાષ્ટ્રની આરાધ્ય દેવતા. એનું એક ટીપું પણ પેટમાં જાય તો પાવન થઈ જઈએ. જેના પેટમાં કૃષ્ણાનું એક બિંદુ પણ પહોંચ્યું છે તે મહારાષ્ટ્રીપણું ભૂલવાનો નથી. શ્રીસમર્થ અને શિવાજી મહારાજ, શાહુ અને બાજીરાવ, ઘોરપડે અને પટવર્ધન, નાના ફડનવીસ અને રામશાસ્ત્રી પ્રભુણે – ટૂંકામાં કહીએ તો મહારાષ્ટ્રનું સાધુત્વ અને વીરત્વ, મહારાષ્ટ્રની ન્યાયનિષ્ઠા અને મુત્સદ્દીપણું, ધર્મ અને સદાચાર, દેશસેવા અને વિદ્યાસેવા, સ્વતંત્રતા અને ઉદારતા, બધું જ કૃષ્ણાના વત્સલ કુટુંબમાં ઊછરેલું છે. દેહુ અને આળંદીનાં જળ કૃષ્ણાને જ મળે છે. પંઢરપુરની ચંદ્રભાગા પણ ભીમા નામ ધારણ કરીને કૃષ્ણાને જ મળે. 'ગંગાનું સ્નાન અને તુંગાનું પાન' એ કહેવતમાં જેનું ગૌરવ સ્વીકારાયું છે તે તુંગભદ્રા કર્ણાટકના પ્રાચીન વૈભવના સ્મરણ સાથે કૃષ્ણામાં જ ભળી જાય છે. સાચું કહીએ તો મહારાષ્ટ્ર, કર્ણાટક અને તેલંગણ (આંધ્ર) એ ત્રણ દેશનું ઐકય સાધવા માટે જ કૃષ્ણા નદી વહે છે. આ ત્રણે પ્રાંતોએ કૃષ્ણાનું દૂધ પીધું છે. કૃષ્ણામાં પક્ષપાતી પ્રાંતીયતા નથી.

૫

કૉલેજના દિવસો. મોટી આશાએ પૂનેથી મોટાભાઈને મળવા ઘેર ગયો. પણ હું પહોંચું તે પહેલાં જ તેઓ ઇહલોક છોડીને ગયા હતા. મારે નસીબે એમનાં ફૂલ કૃષ્ણાનાં પવિત્ર જળમાં પધરાવવાનું આવ્યું. બેલગામથી હું કૂડચી ગયો. સાંજનો વખત હતો. રેલવેના પુલ તળે કૃષ્ણાની પૂજા કરી. મોટાભાઈનાં અસ્થિ કૃષ્ણાના ઉદરમાં અર્પણ કર્યાં. નાહ્યો, અને પલાંઠી વાળી જીવનમરણનો વિચાર કરવા લાગ્યો.

કૃષ્ણાનાં પાણીમાં કેટલાયે મહારાષ્ટ્રવીરોનું અને મહારાષ્ટ્રના શત્રુઓનું લોહી ભળ્યું હશે! ચોમાસાની મસ્તીમાં કૃષ્ણાએ કેટલાયે ખેડૂતો અને તેમનાં ઢોરોને જળસમાધિ આપી હશે! પણ કૃષ્ણાને એનું શું? મદમત્ત હાથીઓ એના જળમાં વિહાર કરે અને વીતરાગ સાધુઓ એને કાંઠે તપશ્ચર્યા કરે, કૃષ્ણાને બંને સરખાં છે. મારા ભાઈનાં અસ્થિ અને કાંકરા થઈ ગયેલાં પહાડનાં અસ્થિ વચ્ચે કૃષ્ણાને શો ભેદ? માહુલીમાં પોતાના ખભા પર મને ઊભો કરી પાણીમાં ભૂસકો મારવા મને ઉત્તેજન આપનાર મોટાભાઈનાં અસ્થિ મારે હાથે એ જ કૃષ્ણાનાં જળમાં મારે પધરાવવાં પડયાં! જીવનલીલા કેવી અકળ!

૬

કૃષ્ણાના ઉદરમાં મારો એક બીજો ભાઈ પણ સૂતેલો છે. બ્રહ્મચારી અનંતબુવા મરઢેકર હૃદયની લાગણીથી મારા સગા નાના ભાઈ હતા, અને દેશસેવાના વ્રતમાં મારા મુરબ્બી મોટાભાઈ હતા. સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ અને ગોસેવા એ ત્રિવિધ કાર્ય કરતાં કરતાં તેમણે દેહ છોડયો. મારી સાથે ગંગોત્રી અને અમરનાથની યાત્રા તેમણે કરેલી. પણ કૃષ્ણાને કાંઠે આવીને જ તેઓ અમર થયા. ભક્તિની ધૂનમાં ને ધૂનમાં તેઓ ભાન ભૂલી જતા અને અનેક ઠેકાણે અથડાતા એનો મને હિમાલયના પ્રવાસમાં અનેક વાર અનુભવ થયેલો. હું એમને અનેક વાર વઢતો, પણ તેઓ ગણકારતા નહીં. તેઓ તો શ્રીસમર્થની પ્રાસાદિક વાણીની સાત્ત્વિક મસ્તીમાં જ રહેતા. કૃષ્ણાને પણ એમને વઢવાનું સૂઝયું હશે. મંદિરની પ્રદક્ષિણા કરતાં ઉપરથી એક ધરામાં પડયા અને દેવલોક પામ્યા. જ્યારે વાઈના પથરાળ પટ પરથી વહેતી ગંગાનું સ્મરણ કરું છું, કૃષ્ણામાં દર ચોમાસે શિરસ્નાન કરતાં દેવમંદિરોનાં શિખરોનું દર્શન કરું છું, ત્યારે કૃષ્ણાને ત્યાં મારા પણ એક ભાઈ કાયમના પહોંચ્યા છે એનું સ્મરણ થયા વગર રહેતું નથી. અને સાથે સાથે અનંતબુવાની તપોનિષ્ઠ પણ પ્રેમસુકુમાર મૂર્તિનું દર્શન થયા વગર રહેતું નથી.

૭

સન ૧૯૨૧નું વર્ષ! ભારતવર્ષે એક વરસમાં સ્વરાજ્યસિદ્ધિ કરવાની હામ ભીડી છે. હિંદુ-મુસલમાન એક થયા છે. તેત્રીસ કરોડ દેવ સમાન ભારતવાસીઓ કરોડોની સંખ્યામાં જ વિચાર કરતા થયા છે. સ્વરાજ્યઋષિ લોકમાન્ય ટિળકનું સ્મરણ કાયમ કરવા ટિળક સ્વરાજ ફાળામાં એક કરોડ ભેગા કરવા છે. મહાસભાના

છત્ર તળે કામ કરનાર સદસ્યોની સંખ્યા પણ એક કરોડ કરવી છે. અને પટવર્ધન શ્રીકૃષ્ણના સુદર્શન જેવા તેટલા જ રેંટિયા પણ આ ધર્મભૂમિમાં ચાલતા કરવા છે. ભારતપુત્રો એ માટે બેઝવાડામાં ભેગા થયા છે. શ્રી અબ્બાસ સાહેબ, શ્રી પુણતાંબેકર, ગિદવાણીજી અને હું, અમે એકત્ર બેઝવાડા પહોંચી ગયા છીએ. એવે મંગલ પ્રસંગે શ્રી કૃષ્ણાંબિકાનું વિરાટ દર્શન કરવાનું સદ્ભાગ્ય મળ્યું. વાઈમાં જે કૃષ્ણાને કાંઠે બેસી સંધ્યાવંદન કરેલું અને ન્યાયનિષ્ઠ રામશાસ્ત્રી તથા રાજકાજપટુ નાનાની વાતો કરેલી તે જ નાનકડી કૃષ્ણાને અહીં આવડી મોટી થયેલી જોઈ પ્રથમ તો સાચું પણ ન લાગ્યું. ક્યાં માહુલીની પેલી નાનકડી સાંકળ અને ક્યાં યુરોપ-અમેરિકાને સાંધનાર કેબલ જેવાં અહીંનાં રાંઢવાં! હજારો અને લાખો લોકો અહીં નાહવા આવતા. સ્થૂલકાય આંધ્ર ભાઈઓમાં આજે ભારતવર્ષના તમામ ભાઈઓ ભળી ગયા છે. 'રાષ્ટ્રીય' હિંદીનો વાક્પ્રવાહ જ્યાંત્યાં સંભળાય છે. કૃષ્ણા નદીને વેણ્ણ્યા, વારણા, કોયના, ભીમા, તુંગભદ્રા આવીને મળે તેમ ગામડાના લોકો ટોળેટોળાં આવીને બેઝવાડામાં ઊભરાય છે. એવે વખતે રોજ કૃષ્ણામાં નાહવાનો લહાવો મળતો. જે કૃષ્ણાએ જન્મકાળનું દૂધ આપ્યું તે જ કૃષ્ણાએ સ્વરાજ્યકાંક્ષી ભારતરાષ્ટ્રનું ગૌરવશાળી દર્શન કરાવ્યું. જયકૃષ્ણે! તારો વિજય થાઓ: ભારતવર્ષ એક થાઓ, સ્વતંત્ર થાઓ!!

જુલાઈ, ૧૯૨૯

## ૩. મુળામુઠાનો સંગમ

નદીઓ તો આપણે ઘણી જોયેલી હોય છે. પણ બે નદીઓનો સંગમ કંઈ સહેજે જોવાનો મળતો નથી. સંગમનું કાવ્ય જ જુદું.

બે નદીઓ મળે એટલે એમાંની એક પોતાનું નામ છોડી બીજીમાં ભળી જાય છે. બધા દેશોમાં આ નિયમ સચવાયેલો દેખાય છે. પણ કલંક વગર જેમ ચંદ્ર શોભે નહીં તેમ અપવાદ વગર નિયમ પણ ચાલે નહીં. અને કેટલીક વાર નિયમ કરતાં અપવાદ જ વધારે ધ્યાન ખેંચે છે. ઉત્તર અમેરિકાની મિસિસિપી-મિસોરી પોતાનું સપ્તાક્ષરી લાંબું નામ દ્વંદ્વ સમાસથી ધારણ કરી દુનિયાની લાંબામાં લાંબી નદી તરીકે મશહૂર થઈ છે. સીતાહરણથી માંડીને વિજયનગરના સ્વાતંત્ર્યહરણ સુધીનો ઇતહાસ સંભારતી તુંગભદ્રા પણ તુંગા અને ભદ્રાના મિલનથી પોતાનું નામ અને મહત્તા મેળવી શકી છે. પૂનાને પોતાની કેડે રમાડતી મુળામુઠા પણ મુળા અને મુઠાના સંગમથી બનેલી છે.

સિંહગઢની પશ્ચિમ બાજુની ખીણમાંથી મુઠા આવે છે. ખડકવાસલા સુધીની મુગ્ટી ટેકરીઓ એનું રક્ષણ કરે છે. ખડકવાસલાના બાંધે તન્વંગી મુઠાનું સુદીર્ઘ સરોવર બનાવ્યું છે. આ સરોવરને કાંઠે ઝાડોયે નથી અને મંદિરોયે નથી. દહાડે

વાદળાં ને રાત્રે તારા પોતાનાં ચિંતાજનક પ્રતિબિંબ આ સરોવરમાં પાડે છે. અહીંની જ મુઠા પાસેથી નહેરના રૂપમાં બે જબરદસ્ત કરભાર લેવામાં આવે છે, જેમાંથી જ પૂના અને ખડકીની વસ્તી ધરાઈને પાણી પીએ છે. મુઠાને કાંઠે શેરડીનું વાવેતર વધતું જાય છે. વસંતઋતુમાં જ્યાં જુઓ ત્યાં શેરડીનાં કોલુ બાંગ પોકારી પોકારી લોકોને રસપાનનું સ્મરણ કરાવે છે, લકડીપુલને નામે ઓળખાતા પણ પથ્થરના બાંધેલા પુલ તળેથી નદી આગળ જાય છે અને દગડીપુલ નામથી ઓળખાતા પણ પથ્થરના નક્કર બાંધને વટાવે છે. ત્યાર પછી જ એને બહેન મુળાનો સંગમ થાય છે. લકડીપુલથી ઓંકારેશ્વર સુધી ગમે તેટલાં મડદાં બળતાં હોય તોયે સંગમ વખતે એનો વિષાદ મુઠાના મોઢા પર દેખાતો નથી.

આટલો શાંત સંગમ બીજે ભાગ્યે જ હોય. આ જ સંગમ પર કૅપ્ટન મૅલેટ પેશવાઈની અંતઘડીની રાહ જોતો ધામા નાખી પડયો હતો. આજે તો સંસ્કૃત ભાષાનું સંશોધન યુરોપિયન પંડિતોના હાથમાંથી પાછું છીનવી લેવા મથતા આર્ય પંડિત ભાંડારકરનો સંગમાશ્રમ જ અહીં શોભે છે. સંસ્કૃત વિદ્યાના પુનરુદ્ધારને અર્થે સ્થાપેલી પાઠશાળાનું રૂપાંતર કરી જૂનાનવાનો સંગમ કરનાર ડેક્કન કૉલેજની સ્થાપના પણ આ સંગમ પાસે જ શોભે છે. અહીં ગોરાઓએ નૌકાવિહારને અર્થે નદીને બાંધ બાંધી પાણી રોક્યું છે, અને મચ્છરોના વિશાળ કુળને પણ અહીં આશ્રય આપ્યો છે. પાસેની ટેકરી પર ગુજરાતના એક લક્ષ્મીપુત્રની ઉત્તુંગશિરસ્ક પણ નમ્રનામધેય 'પર્ણકુટી' આવેલી છે. માણસની સ્વતંત્રતા હરી લેનાર યરોડાનું કારાગાર અને પ્રાણહરણપટુ લશ્કરી દારૂખાનું પણ આ સંગમથી બહુ દૂર નથી. કોણ જાણે કેટકેટલી વિચિત્ર વસ્તુનો સંગમ મુળામુઠાને કાંઠે થતો હશે ને થવાનો હશે! બાંધ પાસે આવેલા બંડ ગાર્ડનમાં લક્ષાધીશ ને ભિક્ષાધીશ લોકોનો સંગમ થાય છે એ પણ એનો જ એક દાખલો છે.

છેલ્લા બાંધ પરથી હાશ કરીને છૂટી જતી મુળામુઠા અહીંથી આગળ ક્યાં જાય છે એની ખબર કોણ રાખે?

મહારાષ્ટ્રની નદીઓમાં ત્રણ નદીઓ સાથે મારી વિશેષ આત્મીયતા છે. માર્કણ્ડી મારી બાળપણની સખી, મારા ખેડૂત જીવનની સાક્ષી, અને મારી બહેન આક્કાની પ્રતિનિધિ. કૃષ્ણાને કાંઠે તો મારો જન્મ જ થયેલો. મહાબળેશ્વરથી માંડી બેઝવાડા અને મછલીપટમ સુધીનો એનો વિસ્તાર અનેક રીતે મારા જીવન સાથે વણાયેલો. અને ત્રીજી તે મુળામુઠા. બાળપણમાં અમે બધા ભાઈઓ કેળવણીને અર્થે પૂનામાં જઈ રહેલા, તે વખતથી મુળા અને મુઠાનો સંગમ મારી બાળકલ્પનાનો સાક્ષી છે. કૉલેજના દિવસોમાં અમે જે ક્રાંતિકારી વિચારો સેવેલા તે પણ મુળામુઠા જાણે છે. પણ એ બધાં સંસ્મરણો કરતાં ચડી જાય છે મહાત્મા ગાંધી સાથે ગાળેલા 'એના કાંઠાના દિવસો. લેડી ઠાકરસીની પર્ણકુટી, દિનશા મહેતાનું નિસર્ગોપચાર ભવન અને સિંહગઢનો નિવાસ, બધાં જ એકસામટાં યાદ આવે છે.

છત્ર તળે કામ કરનાર સદસ્યોની સંખ્યા પણ એક કરોડ કરવી છે. અને પટવર્ધન શ્રીકૃષ્ણના સુદર્શન જેવા તેટલા જ રેંટિયા પણ આ ધર્મભૂમિમાં ચાલતા કરવા છે. ભારતપુત્રો એ માટે બેઝવાડામાં ભેગા થયા છે. શ્રી અબ્બાસ સાહેબ, શ્રી પુણતાંબેકર, ગિદવાણીજી અને હું, અમે એકત્ર બેઝવાડા પહોંચી ગયા છીએ. એવે મંગલ પ્રસંગે શ્રી કૃષ્ણાંબિકાનું વિરાટ દર્શન કરવાનું સદ્‌ભાગ્ય મળ્યું. વાઈમાં જે કૃષ્ણાને કાંઠે બેસી સંધ્યાવંદન કરેલું અને ન્યાયનિષ્ઠ રામશાસ્ત્રી તથા રાજકાજપટુ નાનાની વાતો કરેલી તે જ નાનકડી કૃષ્ણાને અહીં આવડી મોટી થયેલી જોઈ પ્રથમ તો સાચું પણ ન લાગ્યું. ક્યાં માહુલીની પેલી નાનકડી સાંકળ અને ક્યાં યુરોપ-અમેરિકાને સાંધનાર કેબલ જેવાં અહીંનાં રાંઢવાં! હજારો અને લાખો લોકો અહીં નાહવા આવતા. સ્થૂલકાય આંધ્ર ભાઈઓમાં આજે ભારતવર્ષના તમામ ભાઈઓ ભળી ગયા છે. 'રાષ્ટ્રીય' હિંદીનો વાક્‌પ્રવાહ જ્યાંત્યાં સંભળાય છે. કૃષ્ણા નદીને વેણ્ણ્યા, વારણા, કોયના, ભીમા, તુંગભદ્રા આવીને મળે તેમ ગામડાના લોકો ટોળેટોળાં આવીને બેઝવાડામાં ઊભરાય છે. એવે વખતે રોજ કૃષ્ણામાં નાહવાનો લહાવો મળતો. જે કૃષ્ણાએ જન્મકાળનું દૂધ આપ્યું તે જ કૃષ્ણાએ સ્વરાજ્યકાંક્ષી ભારતરાષ્ટ્રનું ગૌરવશાળી દર્શન કરાવ્યું. જયકૃષ્ણે! તારો વિજય થાઓ: ભારતવર્ષ એક થાઓ, સ્વતંત્ર થાઓ!!

જુલાઈ, ૧૯૨૯

## ૩. મુળામુઠાનો સંગમ

નદીઓ તો આપણે ઘણી જોયેલી હોય છે. પણ બે નદીઓનો સંગમ કંઈ સહેજે જોવાનો મળતો નથી. સંગમનું કાવ્ય જ જુદું.

બે નદીઓ મળે એટલે એમાંની એક પોતાનું નામ છોડી બીજીમાં ભળી જાય છે. બધા દેશોમાં આ નિયમ સચવાયેલો દેખાય છે. પણ કલંક વગર જેમ ચંદ્ર શોભે નહીં તેમ અપવાદ વગર નિયમ પણ ચાલે નહીં. અને કેટલીક વાર નિયમ કરતાં અપવાદ જ વધારે ધ્યાન ખેંચે છે. ઉત્તર અમેરિકાની મિસિસિપી-મિસોરી પોતાનું સપ્તાક્ષરી લાંબું નામ દ્વંદ્વ સમાસથી ધારણ કરી દુનિયાની લાંબામાં લાંબી નદી તરીકે મશહૂર થઈ છે. સીતાહરણથી માંડીને વિજયનગરના સ્વાતંત્ર્યહરણ સુધીનો ઇતહાસ સંભારતી તુંગભદ્રા પણ તુંગા અને ભદ્રાના મિલનથી પોતાનું નામ અને મહત્તા મેળવી શકી છે. પૂનાને પોતાની કેડે રમાડતી મુળામુઠા પણ મુળા અને મુઠાના સંગમથી બનેલી છે.

સિંહગઢની પશ્ચિમ બાજુની ખીણમાંથી મુઠા આવે છે. ખડકવાસલા સુધીની મુણ્ડી ટેકરીઓ એનું રક્ષણ કરે છે. ખડકવાસલાના બાંધે તન્વંગી મુઠાનું સુદીર્ઘ સરોવર બનાવ્યું છે. આ સરોવરને કાંઠે ઝાડોયે નથી અને મંદિરોયે નથી. દહાડે

વાદળાં ને રાત્રે તારા પોતાનાં ચિંતાજનક પ્રતિબિંબ આ સરોવરમાં પાડે છે. અહીંની જ મુઠા પાસેથી નહેરના રૂપમાં બે જબરદસ્ત કરભાર લેવામાં આવે છે, જેમાંથી જ પૂના અને ખડકીની વસ્તી ધરાઈને પાણી પીએ છે. મુઠાને કાંઠે શેરડીનું વાવેતર વધતું જાય છે. વસંતઋતુમાં જ્યાં જુઓ ત્યાં શેરડીનાં કોલુ બાંગ પોકારી પોકારી લોકોને રસપાનનું સ્મરણ કરાવે છે, લકડીપુલને નામે ઓળખાતા પણ પથ્થરના બાંધેલા પુલ તળેથી નદી આગળ જાય છે અને દગડીપુલ નામથી ઓળખાતા પણ પથ્થરના નક્કર બાંધને વટાવે છે. ત્યાર પછી જ એને બહેન મુળાનો સંગમ થાય છે. લકડીપુલથી ઓંકારેશ્વર સુધી ગમે તેટલાં મડદાં બળતાં હોય તોયે સંગમ વખતે એનો વિષાદ મુઠાના મોઢા પર દેખાતો નથી.

આટલો શાંત સંગમ બીજે ભાગ્યે જ હોય. આ જ સંગમ પર કૅપ્ટન મૅલેટ પેશવાઈની અંતઘડીની રાહ જોતો ધામા નાખી પડ્યો હતો. આજે તો સંસ્કૃત ભાષાનું સંશોધન યુરોપિયન પંડિતોના હાથમાંથી પાછું છીનવી લેવા મથતા આર્ય પંડિત ભાંડારકરનો સંગમાશ્રમ જ અહીં શોભે છે. સંસ્કૃત વિદ્યાના પુનરુદ્ધારને અર્થે સ્થાપેલી પાઠશાળાનું રૂપાંતર કરી જૂનાનવાનો સંગમ કરનાર ડેક્કન કૉલેજની સ્થાપના પણ આ સંગમ પાસે જ શોભે છે. અહીં ગોરાઓએ નૌકાવિહારને અર્થે નદીને બાંધ બાંધી પાણી રોક્યું છે, અને મચ્છરોના વિશાળ કુળને પણ અહીં આશ્રય આપ્યો છે. પાસેની ટેકરી પર ગુજરાતના એક લક્ષ્મીપુત્રની ઉત્તુંગશિરસ્ક પણ નમ્રનામધેય 'પર્ણકુટી' આવેલી છે. માણસની સ્વતંત્રતા હરી લેનાર યરોડાનું કારાગાર અને પ્રાણહરણપટુ લશ્કરી દારૂખાનું પણ આ સંગમથી બહુ દૂર નથી. કોણ જાણે કેટકેટલી વિચિત્ર વસ્તુનો સંગમ મુળામુઠાને કાંઠે થતો હશે ને થવાનો હશે! બાંધ પાસે આવેલા બંડ ગાર્ડનમાં લક્ષાધીશ ને ભિક્ષાધીશ લોકોનો સંગમ થાય છે એ પણ એનો જ એક દાખલો છે.

છેલ્લા બાંધ પરથી હાશ કરીને છૂટી જતી મુળામુઠા અહીંથી આગળ ક્યાં જાય છે એની ખબર કોણ રાખે?

મહારાષ્ટ્રની નદીઓમાં ત્રણ નદીઓ સાથે મારી વિશેષ આત્મીયતા છે. માર્કણ્ડી મારી બાળપણની સખી, મારા ખેડૂત જીવનની સાક્ષી, અને મારી બહેન આક્કાની પ્રતિનિધિ. કૃષ્ણાને કાંઠે તો મારો જન્મ જ થયેલો. મહાબળેશ્વરથી માંડી બેઝવાડા અને મછલીપટમ સુધીનો એનો વિસ્તાર અનેક રીતે મારા જીવન સાથે વણાયેલો. અને ત્રીજી તે મુળામુઠા. બાળપણમાં અમે બધા ભાઈઓ કેળવણીને અર્થે પૂનામાં જઈ રહેલા, તે વખતથી મુળા અને મુઠાનો સંગમ મારી બાળકલ્પનાનો સાક્ષી છે. કૉલેજના દિવસોમાં અમે જે ક્રાંતિકારી વિચારો સેવેલા તે પણ મુળામુઠા જાણે છે. પણ એ બધાં સંસ્મરણો કરતાં ચડી જાય છે મહાત્મા ગાંધી સાથે ગાળેલા 'એના કાંઠાના દિવસો. લેડી ઠાકરસીની પર્ણકુટી, દિનશા મહેતાનું નિસર્ગોપચાર ભવન અને સિંહગઢનો નિવાસ, બધાં જ એકસામટાં યાદ આવે છે.

અને છેલ્લે છેલ્લે અંગ્રેજ સરકારે ગાંધીજીને જ્યાં પૂરી રાખેલા તે આગાખાન મહેલ પણ મુળામુઠાને કાંઠે જ છે. અને ત્યાં જ ગાંધીજીના બે જીવનસાથીઓએ સ્વરાજને કાજે, પોતાની અંતિમ આહુતિ આપેલી. કસ્તૂરબા અને મહાદેવ દેસાઈ બંનેએ જેને કિનારે દેહ છોડ્યો, તે મુળામુઠા ભારતવાસીઓ માટે અને ખાસ કરીને અમ આશ્રમવાસીઓ માટે તીર્થસ્થાન ગણાય.

અને જ્યારે આજની મુળાસુઠાનો વિચાર કરું છું, ત્યારે સિંહગઢની તળેટીમાં ખડકવાસલા સરોવરને કાંઠે જે રાષ્ટ્ર-રક્ષા-વિદ્યાલય સ્થપાયું છે તેનું સ્મરણ થયા વગર રહેતું નથી. એ સંસ્થાનું નામ યુદ્ધ મહાવિદ્યાલય ન રાખતાં રાષ્ટ્રીય રક્ષણ વિદ્યાલય રાખ્યું છે એ વાત પણ ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. જે સરોવરને કાંઠે આ વિદ્યાલય સ્થપાયું છે, તેનું નામ પણ મહારાષ્ટ્રના ઇતિહાસને અનુરૂપ જ હોવું જોઈએ. આવાં સરોવરને કોઈ અંગ્રેજનું નામ નહીં આપતાં નરવીર તાનાજી માલુસરેનું નામ આપવું જોઈએ. પોતાના પ્રાણને ભોગે જ્યારે તાનાજીએ છત્રપતિ શિવાજી માટે કોંડાણા ગઢ જીતી આપ્યો ત્યારે શિવાજીએ કહ્યું, 'गड आला पण सिंह गेला – ગઢ જિતાયો પણ મેં મારો સિંહ ખોયો.' અને તે દિવસથી એ ગઢનું નામ સિંહગઢ પડ્યું.

એ સરોવરને આપણે કાં તો તાનાજી સરોવર કહીએ અથવા સિંહ સરોવર.

૧૯૨૬–૨૭

# ૪. સાગરસરિતાનો સંગમ

નાનપણમાં ભોજ અને કાલિદાસની વાર્તાઓ વાંચવા મળતી. ભોજરાજા પૂછે, "આ નદી કેમ રુએ છે?" નદીનું પાણી પથરા ઉપરથી પસાર થઈ અવાજ કરતું હશે. રાજાને સૂઝયું કે કવિ સામે એક કલ્પના ફેંકી દઈએ. એટલે તેણે ઉપરનો સવાલ પૂછ્યો. લોકવાર્તાનો કાલિદાસ લોકમાનસને રુચે એવો જવાબ આપવાનો. એણે કહ્યું, "રોવાનું કારણ શું પૂછો છો મહારાજ? એ બાળા પિયરથી સાસરે જાય છે. પછી રુએ નહીં તો શું કરે?" તે વખતે મને થયું, "સાસરે જવાનું ગમતું નથી તો જાય શું કરવા?" કોઈકે જવાબ આપ્યો, "છોકરીનું જીવતર સાસરે જવા માટે જ છે."

નદી જ્યારે પોતાના પતિ સાગરને મળે ત્યારે એનું આખું સ્વરૂપ ફરી જાય છે. એ પ્રવાહને નદી તરીકે ઓળખવો મુશ્કેલ થઈ જાય છે. સાતારા પાસે માહુલી નજીક કૃષ્ણાનો અને વેણ્ણ્યાનો સંગમ જોયેલો. પૂનામાં મુળા અને મુઠાનો. પણ નદી-સાગરનો સંગમ તો પહેલવહેલો જોયો કારવારમાં – ઉત્તર તરફના સરુના વનને છેડે. અમે બે ભાઈઓ સમુદ્ર-વેળાની રેતીમાં રમતા રમતા, ફરતા ફરતા આગળ

ચાલ્યા હતા. રોજ કરતાં ખૂબ દૂર ગયા અને એકાએક એક સુંદર નદી સમુદ્રને આવી મળતી જોઈ. બે નદીના સંગમ કરતાં નદીસમુદ્રનો સંગમ વધારે કાવ્યમય હોય છે. બે નદીઓના સંગમનો આનંદ ગૂઢ-શાંત હોય છે, જ્યારે સાગરસરિતા એકબીજાને મળે છે ત્યારે બંનેમાં ચોખ્ખો ઉન્માદ દેખાઈ આવે છે. અને એ ઉન્માદનો કેફ આપણને અચૂક ચડે જ છે. નદીનાં પાણી શાંત આગ્રહથી સમુદ્ર ભણી ધસતાં જાય છે. જ્યારે કોઈ કાળે પોતાની મર્યાદા ન છોડવા માટે પંકાયેલાં સમુદ્રનાં પાણી ચંદ્રમાની ઉશ્કેરણી પ્રમાણે ઘડીકમાં નદીને મારગ કરી આપે છે અને ઘડીકમાં સામાં થાય છે. નદી અને સાગરનો સામસામો જ્યારે સત્યાગ્રહ ચાલે છે ત્યારે અનેક જાતનાં દૃશ્યો જોવાને મળે છે. સમુદ્રનાં મોજાંઓ ત્રાંસાં કતરાતાં આવે ત્યારે પાણીનો એક ફુવારો એક છેડાથી બીજા છેડા સુધી દોડતો જાય છે. કોક કોક ઠેકાણે પાણી ગોળ ગોળ ફરી વમળ બનાવે છે. સાગરનું જોર વધ્યું એટલે નદીનું પાણી પાછું હઠતું જાય છે. આવે વખતે બે બાજુના કાંઠા ઉપર એનો મારો સખત હોય છે. નદીની ગતિની વિપરીત દશા જોઈને એનો લાભ લેનારી મતલબી હોડીઓ પુરજોશમાં અંદર ઘૂસે છે. એમને ખબર છે કે આ ભાગ્યની ભરતી સાથે જેટલું અંદર જવાય તેટલું ખરું. અને પછી જ્યારે સમુદ્રની ઓટ શરૂ થાય છે અને સાગરનાં મોજાં પોતાનો વિરોધ છોડી બાહુ ખોલીને નદીનાં પાણીને આવકાર આપે છે, ત્યારે મતલબી હોડીઓને પોતાની ત્રિકોણી પાઘડી ફેરવતાં વાર નથી લાગતી. પવન ગમે તે દિશાએ વાય તોયે જ્યાં સુધી એ પ્રત્યક્ષ સામો નથી ત્યાં સુધી એમાંથી કાંઈ ને કાંઈ મતલબ સાધવાની કુનેહ આ વૈશ્યવૃત્તિ હોડીઓમાં હોય જ છે. એમની પાઘડીની એટલે કે સઢની બનાવટ અને ગોઠવણ જ એવી કરેલી હોય છે.

અમે ગયા ત્યારે હોડીઓ આવી જ રીતે નદીની અંદર જતી હતી. પણ એ સમુદ્રનાં પતંગિયાંઓને નિહાળવાનો અમને રસ ન હતો. અમે તો સંગમ સાથે સૂર્યાસ્ત કેમ શોભે છે એ જોવામાં મશગૂલ હતા. સોનેરી રંગ બધે જ શોભે છે. પણ લીલા રંગ સાથેની એની બાદશાહી શોભા કંઈ ઓર જ હોય છે. ઊંચાં ઊંચાં ઝાડ ઉપર જ્યારે સંધ્યાનાં સુવર્ણ કિરણો આરોહણ કરે છે ત્યારે આ માનવી-સૃષ્ટિ નથી, પરીઓની દુનિયા હોવી જોઈએ, એમ શંકા જાય છે. સમુદ્ર તો જાણે સોનાના રસનું સરોવર છલકાતું હોય તેવો શોભવા લાગ્યો. અમે એ શોભા જોઈને ધરાયા અથવા સાચું કહીએ તો જેમ જેમ એ શોભા જોતા ગયા તેમ તેમ હૈયું વધારે ને વધારે અસ્વસ્થ થતું ગયું. સૌંદર્યપાનથી અમે ગૂંગળાઈ જતા હતા.

સૂર્યાસ્ત પછી એ રંગ સૌમ્ય પડયા. અમે પણ ભાન ઉપર આવ્યા. અને પાછા ફરવાનો અમે વિચાર કર્યો. પણ હવે પાછા જવાય એમ હતું નહીં. પરિણામે અમે નદીને કાંઠે ઉપલાણે ચાલ્યા. ત્યાં પણ નદીનાં પાણી બંને બાજુએ ફૂલાતાં જતાં હતાં — જાણે પાડા પરની ભરાતી પખાલ. અમે જેમ જેમ ઉપલાણે ગયા તેમ તેમ પાણીમાં શાંતિ વધી. અંધારું પણ વધતું જતું હતું. આ કાંઠેથી

પેલે કાંઠે આવજા કરનારી એક નાવડી એક ખૂણે પડી હતી અને ગામડાના કેટલાક મજૂરો લંગોટીની દોરીમાં પાછળની બાજુ એક લાકડાનું ચક્ર ભેરવી એમાં પોતાના 'કોયતા' લટકાવી જતા હતા. (કોયતા એ ધારિયા જેવું હથિયાર, દાતરડાના જેવી મૂઠમાં બેસાડેલું હોય છે. નાળિયેર છોલવામાં અને સામાન્યપણે કુહાડી જેવો એનો ઉપયોગ થાય છે.) આ લોકોનો પોશાક એક લંગોટી અને એક જાકીટ હોય છે. નદી ઓળંગવી હોય ત્યારે જાકીટ કાઢી માથા ઉપર લઈ લીધું એટલે બસ. કુદરતનાં બાળકો! જમીન અને પાણી એમને માટે બંને સરખાં જ હોય છે.

ઘેર જવાની કેવળ અમને જ ઉતાવળ ન હતી. આ ગામડિયા લોકોને પણ ઉતાવળ થઈ હોય એમ લાગતું હતું. અને નદીને કાંઠે દોડતા નાના નાના કરચલાઓને પણ અમારી પેઠે જ ઉતાવળ હતી. રાત પડી અને અમે ઉતાવળે ઘેર આવ્યા. પણ મનમાં વિચાર તો સ્ફુર્યો કે કોઈક દિવસ આ નદીને કાંઠે કાંઠે ખૂબ ઉપર સુધી જવું જોઈએ. હાથમાં ડુંગળી કે કૅબેજ આવે કે તરત એનાં બધાં પડ ઉકેલી જોવાની જેમ ઇચ્છા થાય છે, તેમ જ નદી જોઈ ઊગમ તરફ ચાલવાનું માણસને મન થાય જ છે. ઊગમની શોધ એ સનાતન શોધ છે. ગંગોત્રી, જમનોત્રી, અને મહાબળેશ્વર કે ત્ર્યંબકની શોધ એ રીતે જ થઈ છે.

બાળપણની એ ઇચ્છા થોડાં જ વરસ થયાં બર આવી. શ્રી શંકરરાવ ગુલવાડી મને એક કેન્દ્ર જોવા ઉપલાણે દૂર સુધી લઈ ગયા. આ પ્રતીપયાત્રા વખતે જ કવિ બોરકરની કવિતા સાંભળ્યાનું આનંદદાયી સ્મરણ છે.

૧૯૩૪

## ૫. ગંગામૈયા

૧

ગંગા કશું ન કરત અને એકલા દેવવ્રત ભીષ્મને જન્મ આપત તોપણ આર્યજાતિની માતા તરીકે આજે તે પ્રખ્યાત હોત. પિતામહ ભીષ્મની ટેક, ભીષ્મની નિઃસ્પૃહતા, ભીષ્મનું બ્રહ્મચર્ય અને ભીષ્મનું તત્ત્વજ્ઞાન એ આર્યજાતિને માટે હમેશનું આદરપાત્ર ધ્યેય બની ચૂક્યું છે. એવા આર્ય સંસ્કૃતિના આધારસ્તંભ જેવા મહાપુરુષની માતા તરીકે આપણે ગંગાને ઓળખીએ છીએ.

૨

નદીને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ છે. નદીને કાંઠે રહીએ એટલે દુકાળની બીક તો રહે જ નહીં. મેઘરાજા દગો દે ત્યારે નદીમાતા આપણો પાક પકવે. નદીનો કાંઠો એટલે શુદ્ધ અને શીતળ હવા. નદીને કાંઠે કાંઠે ફરવા જઈએ એટલે કુદરતના માતૃવાત્સલ્યના અખંડ પ્રવાહનું દર્શન થાય છે. નદી મોટી હોય અને એનો પ્રવાહ ધીરગંભીર હોય ત્યારે તો કાંઠા ઉપર રહેનાર લોકોની

જાહોજલાલી એ નદીને જ આભારી હોય છે. સાચે જ નદી જનસમાજની માતા છે. નદીકાંઠાના શહેરમાં શેરીએ શેરીએ આપણે ફરતા હોઈએ અને એકાદ ખૂણા તરફથી નદીનું દર્શન થાય છે ત્યારે આપણને કેટલો આનંદ થાય છે? શહેરનું મેલું વાતાવરણ ક્યાં અને નદીનું પ્રસન્ન દર્શન ક્યાં? તરત જ ફેર જણાઈ આવે છે. નદી ઈશ્વર નથી પણ ઈશ્વરનું સ્મરણ કરાવનાર દેવતા છે. જો ગુરુને વંદન ઘટે છે તો નદીને પણ વંદન કરવું યોગ્ય છે.

આ તો થઈ સામાન્ય નદીની વાત. પણ ગંગામૈયા તો આર્યજાતિની માતા છે. આર્યોનાં મોટાં મોટાં સામ્રાજ્યો એ નદીને કિનારે જ સ્થપાયાં છે. કુરુપાંચાલ દેશનો અગવંગાદિ દેશો સાથે ગંગાએ જ સંયોગ કર્યો છે. આજે પણ હિંદુસ્તાનની આબાદી ગંગાને કિનારે જ વધારેમાં વધારે છે.

ગંગાનું જ્યારે આપણે દર્શન કરીએ છીએ ત્યારે પાકથી ઊભરાતાં ખેતરો જ ધ્યાનમાં નથી આવતાં, માલથી લદાયેલાં વહાણો જ ધ્યાનમાં નથી આવતાં; પણ વાલ્મીકિનાં કવનો, બુદ્ધ-મહાવીરના વિહારો, અશોક, સમુદ્રગુપ્ત કે હર્ષ જેવા સમ્રાટોનાં પરાક્રમો અને તુલસીદાસ કે કબીર જેવા સંતજનોનાં ભજનો — એ બધાં યાદ આવે છે. ગંગાનું દર્શન એટલે શૈત્યપાવનત્વનું હાર્દિક તેમ જ પ્રત્યક્ષ દર્શન.

પણ ગંગાનું દર્શન કંઈ એકવિધ નથી. ગંગોત્રી પાસેના હિમાચ્છાદિત પ્રદેશોમાંનું એનું રમતિયાળ કન્યારૂપ, ઉત્તર કાશી તરફનું ચીડદેવદારના કાવ્યમય પ્રદેશમાંનું મુગ્ધાસ્વરૂપ, દેવપ્રયાગના પહાડી અને સાંકડા પ્રદેશમાં ચમકીલી અલકનંદા સાથેની તેની રમત, લક્ષ્મણઝૂલાની કરાલ દંષ્ટ્રામાંથી છૂટ્યા પછી હરદ્વાર પાસેનું એનું અનેક ધારે સ્વચ્છંદ-વિહરણ, કાનપુરને ઘસીને જતો એનો ઈતિહાસ-પ્રસિદ્ધ પ્રવાહ, પ્રયાગના વિશાળ પટ ઉપરનો એનો કાલિન્દી સાથેનો ત્રિવેણી સંગમ — દરેકની શોભા કંઈક જુદી જુદી જ છે. એક દૃશ્ય જોવાથી બીજાની કલ્પના ન આવી શકે. દરેકનું સૌંદર્ય જુદું, દરેકનો ભાવ જુદો, દરેકનું વાતાવરણ જુદું, દરેકનું માહાત્મ્ય જુદું.

પ્રયાગથી ગંગા જુદું જ સ્વરૂપ પકડે છે. ગંગોત્રીથી પ્રયાગ સુધી ગંગા વર્ધમાન છતાં એકરૂપ ગણાય. પણ પ્રયાગ પાસે એને યમુના મળે છે. યમુનાનું તો પહેલેથી જ બેવડું કાઠું છે. તે ખેલે છે, કૂદે છે, પણ રમતિયાળ નથી દેખાતી. ગંગા શકુન્તલા જેવી તપસ્વી કન્યા દેખાય છે, જ્યારે કાળી યમુના દ્રૌપદી જેવી માનિની રાજકન્યા દેખાય છે. શર્મિષ્ઠા અને દેવયાનીની વાર્તા સાંભળીએ ત્યારે પણ પ્રયાગ પાસેના ગંગા અને યમુનાના મહામુશ્કેલીથી ભળતા શુક્લકૃષ્ણ પ્રવાહ યાદ આવે છે. હિંદુસ્તાનમાં અસંખ્ય નદીઓ છે અને તેથી સંગમો પણ પાર વિનાના છે. આપણા પૂર્વજોએ આ બધા સંગમોમાં ગંગાયમુનાનો આ સંયોગ સૌથી વધારે પસંદ કર્યો છે, અને તેથી જ એનું પ્રયાગ-રાજ એવું ગૌરવભર્યું નામ રાખ્યું છે. હિંદુસ્તાનમાં મુસલમાનો આવ્યા પછી જેમ હિંદુસ્તાનના ઈતિહાસનું

રૂપ બદલાયું, તેમ જ દિલ્હી-આગ્રા અને મથુરા-વૃંદાવન પાસેથી આવતા યમુનાના પ્રવાહને લીધે ગંગાનું સ્વરૂપ પણ પ્રયાગ પછી સાવ બદલાઈ ગયું છે.

પ્રયાગ પછી ગંગા કુલવધૂની પેઠે ગંભીર અને સૌભાગ્યવતી દેખાય છે. હવે પછી એને મોટી મોટી નદીઓ મળતી જાય છે. યમુનાનાં જળ મથુરા-વૃંદાવનથી શ્રીકૃષ્ણનાં સ્મરણો અર્પે છે, જ્યારે અયોધ્યાથી આવતી સરયૂ આદર્શ રાજા રામચંદ્રના પ્રતાપી પણ કરુણ જીવનનાં સંભારણાં લાવે છે. દક્ષિણ તરફથી આવતી ચંબલ નદી રંતિદેવના યજ્ઞયાગની વાતો કરે છે, જ્યારે મહાન કોલાહલ કરતો શોણભદ્ર ગજગ્રાહના દારુણ યુદ્ધની ઝાંખી કરાવે છે. આવી રીતે પુષ્ટ થયેલી ગંગા પાટલિપુત્ર પાસે મગધ સામ્રાજ્ય જેવી વિસ્તીર્ણ થઈ જાય છે. તોપણ ગંડકી પોતાનો અમૂલ્ય કરભાર લઈ આવતાં અચકાઈ તો નથી જ. જનક અને અશોકની, બુદ્ધ અને મહાવીરની પ્રાચીન ભૂમિમાંથી આગળ વધતાં ગંગા હવે ક્યાં જવું તેના જાણે વિચારમાં પડી જાય છે. આવડો પ્રચંડ વારિરાશિ પોતાના અમોઘ વેગથી પૂર્વ તરફ ધસતો હોય તેને દક્ષિણ તરફ વાળવો એ શું સહેલી વાત છે? છતાં તે તેમ વળ્યો છે. બે સમ્રાટો અથવા બે જગદ્‌ગુરુઓ જેમ એકાએક એકબીજાને મળતા નથી, તેમ ગંગા અને બ્રહ્મપુત્રાનું થયેલું દેખાય છે. બ્રહ્મપુત્રા હિમાલયની પેલી પારનું બધું પાણી લઈને આસામમાંથી પશ્ચિમ તરફ આવે છે અને ગંગા આ બાજુથી પૂર્વ તરફ ધસે છે. એમનો સામસામે મેળાપ કેમ થાય? કોણ કોને પ્રથમ નમે અથવા કોણ કોને મારગ આપે? આખરે બંનેએ નક્કી કર્યું કે બંનેએ દાક્ષિણ્ય કેળવી સરિત્પતિનાં દર્શને જવું, અને ભક્તિનમ્ર થઈ, જતાં જતાં જ્યાં બને ત્યાં રસ્તામાં એકબીજાને મળી લેવું.

આમ ગોઆલંદો પાસે જ્યારે ગંગા અને બ્રહ્મપુત્રાનાં વિશાળ જળ ભેગાં થાય છે ત્યારે સાગર આથી જુદો હોતો હશે કે કેમ, એવી શંકા ઊપજે છે. વિજય પ્રાપ્ત કર્યા પછી ધડાયેલી સેના પણ જેમ અવ્યવસ્થિત થઈ જાય છે અને વિજયી વીરો ફાવે તેમ ફરે છે તેમ હવે પછી આ મહાન નદીઓનું થાય છે. અનેક મુખે તે સાગરને જઈને મળે છે. દરેક પ્રવાહનું જુદું જુદું નામ છે. અને કોઈ કોઈ પ્રવાહને તો એક કરતાં વધારે નામો છે. ગંગા અને બ્રહ્મપુત્રા એક થઈ પદ્માનું નામ ધારણ કરે છે. એ જ આગળ જતાં મેઘનાને નામે ઓળખાય છે.

આ અનેકમુખી ગંગા ક્યાં જાય છે? સુંદરવનમાં નેતરનાં ઝુંડ ઉગાડવા કે સગરપુત્રોની વાસના તૃપ્ત કરી તેમનો ઉદ્ધાર કરવા? આજે જઈને જોશો તો જૂના કાવ્યમાંથી અહીં કશું રહ્યું નથી. જ્યાં જુઓ ત્યાં શણનાં ગુણિયાં બનાવનારી મિલો અને એવાં જ બીજાં ભમરાળાં કારખાનાં. જ્યાંથી હિંદી કારીગરીની અસંખ્ય વસ્તુઓ હિંદી વહાણમાં લંકા અથવા જાવાદ્વીપ સુધી જતી એ જ રસ્તે હવે વિલાયતી અને જાપાની આગબોટો પરદેશી કારખાનામાં બનેલો કચરો માલ હિંદુસ્તાનનાં બજારોમાં ભરી દેવા માટે આવતી દેખાય છે. ગંગામૈયા પહેલાંની

પેઠે આપણને અનેક જાતની સમૃદ્ધિઓ અર્પે જાય છે, પણ આપણા નબળા હાથ તે ઝીલી શકતા નથી.

ગંગામૈયા! આ દૃશ્ય જોવાનું તારા નસીબમાં હજી ક્યાં સુધી હશે?

ફેબ્રુઆરી, ૧૯૨૯

## ૯. યમુનારાણી

હિમાલય તો ભવ્યતાનો ભંડાર છે. જ્યાંત્યાં ભવ્યતા વેરી દઈ ભવ્યતાની ભવ્યતા ઓછી કરવી એ જ જાણે હિમાલયનો વ્યવસાય છે. છતાં એવા હિમાલયમાં એક સ્થાન એવું છે કે જેની ઊર્જસ્વિતા હિમાલયવાસીની પણ નજરે ચડે છે. યમરાજની બહેનનું એ ઊગમસ્થાન છે.

ઊંચેથી બરફ પીગળીને મોટો ધોધ પડે છે. આસપાસ ગગનચુંબી નહીં પણ ગગનભેદી ઘરડાં વૃક્ષો આડાં પડી કોહી જાય છે. ઉત્તુંગ પહાડો યમદૂતોની પેઠે રક્ષણ કરવા ઊભા છે. ઘડીકમાં પાણી થીજીને બરફ થાય છે, અને ઘડીકમાં બરફ ઓગળી એનું બરફ જેટલું ઠંડું પાણી થાય છે. એવે ઠેકાણે જમીનમાંથી અદ્ભુત રીતે ઊકળતું પાણી ઊછળે છે. બાષ્પયંત્રમાંથી ક્રોધાયમાન વરાળ છૂટતી હોય તેવો અવાજ જમીનમાંથી આવે છે, અને ઝરણમાંથી માથોડું ઊંચાં ઊડતાં ટીપાં એવી ઠંડીમાં પણ માણસને દઝાડે છે. એવા લોક-ચમત્કારી સ્થાનમાં અસિત ઋષિએ યમુનાનું મૂળ શોધ્યું. આ સ્થાને શુદ્ધ જળમાં સ્નાન અશક્ય જેવું છે. ટાઢે પાણીએ નાહીએ તો કાયમના ટાઢા પડી જઈએ. અને ગરમ પાણીમાં નાહીએ તો ત્યાં ને ત્યાં જ બટાટાની પેઠે બફાઈ જઈએ. એટલા માટે જ ત્યાં મિશ્ર જળના કુંડ તૈયાર કરેલા છે. એક ઝરણા ઉપર એક ગુફા છે. એમાં લાકડાનાં પાટિયાં મૂકી સૂઈ શકાય છે. માત્ર આખી રાત અવારનવાર પાસું ફેરવવું જોઈએ, કેમ કે ઉપરની ઠંડી અને નીચેની ગરમી બંને અસહ્ય હોય છે.

બે બહેનોમાં ગંગા કરતાં યમુના મોટી છે, પ્રૌઢ છે, ગંભીર છે, કૃષ્ણભગિની દ્રૌપદી જેવી કૃષ્ણવર્ણા તેમ જ માનિની છે. ગંગા જાણે બિચારી મુગ્ધ શકુન્તલા જ, પણ દેવાધિદેવે એનો સ્વીકાર કર્યો એટલે યમુનાએ પોતાનું મોટપણ છોડી ગંગાને જ મુરબ્બીપણું સોંપી દીધું. આ બંને બહેનો એકબીજાને મળવા અતિશય આતુર દેખાય છે. હિમાલયમાં એક ઠેકાણે તો લગભગ પાસે આવી જાય છે. પણ અદેખો દંડાલ પર્વત વચમાં વિઘ્નસંતોષીની પેઠે આડો પડવાથી એમનું મિલન ત્યાં થતું નથી. કાવ્યહૃદયી એક ઋષિ ત્યાં યમુનાને કાંઠે રહીને રોજ ગંગાસ્નાને જતો. પણ જમતો હતો પાછો આવી યમુનાને ઘેર. એ ઘરડો થયો (ઋષિઓ પણ અંતે ઘરડા થાય છે), ત્યારે એના થાકેલા પગ પર દયા ખાઈ ગંગાએ પોતાના

પ્રતિનિધિરૂપ એક નાનકડું ઝરણું યમુનાકાંઠે ઋષિના આશ્રમે મોકલી દીધું. આજે પણ એ નાનકડો ધોળો પ્રવાહ એ ઋષિને સ્મરતો વહે છે.

ડેહરાદૂન પાસે પણ આપણને આશા ઊપજે છે કે આ બે નદીઓ એકબીજીને મળશે. પણ ના, પોતાના શૈત્યપાવનત્વથી આખો અંતર્વેદીનો પ્રદેશ પુનિત કરવાનું કર્તવ્ય પાર પાડયા પહેલાં એમને એકબીજીને મળી ફુરસદની વાતો કરવાનું કેમ સૂઝે? ગંગા તો ઉત્તર કાશી, ટેહરી, શ્રીનગર, હરદ્વાર, કનોજ, બ્રહ્માવર્ત, કાનપુર વગેરે પુરાણ અને ઇતિહાસપ્રસિદ્ધ સ્થાનોને ધવડાવતી દોડે છે, જ્યારે યમુના કુરુક્ષેત્ર અને પાણીપતના હત્યારા ભૂમિભાગ નિહાળતી, ભારતવર્ષની રાજધાની પાસે આવી પહોંચે છે. યમુનાનાં પાણીમાં સામ્રાજ્યની શક્તિ હોવી જોઈએ. એના સ્મરણ-સંગ્રહાલયમાં પાંડવોથી માંડીને મોગલ સામ્રાજ્ય સુધીની અને બળવાના દિવસથી માંડીને સ્વામી શ્રદ્ધાનંદજીના ખૂન સુધીની બધી તવારીખ ભરેલી છે. દિલ્હીથી આગ્રા સુધી બાબરના વંશજો જ આપણી સાથે વાતો કરવા માગતા હોય એમ જણાય છે. બંને નગરોના કિલ્લાઓ સામ્રાજ્યના રક્ષણ માટે નહીં પણ યમુનાની શોભાના નિરીક્ષણને માટે બાંધેલા હોય એમ લાગે છે. મોગલ સામ્રાજ્યનાં નગારાં તો શાંત પડયાં, પણ મથુરાવૃંદાવનની બંસરી હજીયે વાગે છે.

મથુરાવૃંદાવનની શોભા કંઈ અનેરી જ છે. આ પ્રદેશ જેટલો રમણીય તેટલો જ સમૃદ્ધ છે. હરિયાણીની ગાયો એમના મીઠા સરસ, સકસ દૂધને માટે હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે. યશોદામાતાએ અથવા ગોપરાજા નંદે પોતે આ સ્થાન પસંદ કર્યું હતું એ જાણે અહીંની ભૂમિ ભૂલી શકતી જ નથી. મથુરાવૃંદાવન એટલે બાલકૃષ્ણની ક્રીડાભૂમિ, વીરકૃષ્ણની વિક્રમભૂમિ. દ્વારકાવાસ છોડી દઈએ તો શ્રીકૃષ્ણના જીવન સાથે કાલિંદીએ જ વધારેમાં વધારે સહકાર કર્યો છે. જે યમુનાએ કાલિયમર્દન જોયું એ જ યમુનાએ કંસનો શિરચ્છેદ ભાળ્યો. જે યમુનાએ હસ્તિનાપુરના દરબારમાં શ્રીકૃષ્ણની સચિવવાણી સાંભળી એ જ યમુનાએ રણકુશળ શ્રીકૃષ્ણની યોગમૂર્તિ કુરુક્ષેત્ર પર વિચરતી નિહાળી. જે યમુનાએ વૃંદાવનની પ્રાણયબંસરી સાથે પોતાનો કલરવ મેળવ્યો, એ જ યમુનાએ કુરુક્ષેત્ર પર રોમહર્ષણ ગીતાવાણીનો પડઘો પાડયો. યમરાજની બહેનનું વીરાપણું શ્રીકૃષ્ણને જ છાજે.

જેણે ભારતવર્ષના કુળનો અનેક વાર સંહાર જોયો છે એ યમુનાને પારિજાતના ફૂલસમી તાજબીબીનું અવસાન કેટલું મર્મભેદી થવાનું હતું? છતાં પ્રેમસમ્રાટ શાહજહાંનાં થીજેલાં આંસુઓનું પ્રતિબિંબ પાડતા રહેવાનું એણે સ્વીકાર્યું છે.

ભારતીય કાળમાં પ્રખ્યાત થયેલી વૈદિક નદી ચર્મણ્વતીનો કરભાર લઈ યમુના જ્યાં આગળ વધે છે ત્યાં મધ્યયુગીન ઇતિહાસની ઝાંખી કરાવની નાનીશી સિંધુ નદી આવીને ખડી થાય છે.

હવે યમુનાને ઉતાવળ થઈ છે. આટઆટલા દિવસ થયા બહેન ગંગાનું દર્શન નથી. કહેવાની વાતો પેટમાં માતી નથી. પૂછવાના સવાલ પાર વિનાના ભેગા થયા છે. કાનપુર અને કાલ્પી બહુ દૂર નથી. અહીં ગંગાની ભાળ કાને પડી એ આનંદથી

જ મોઢામાં સાકર નાખી યમુના જે દોડી તે પ્રયાગરાજમાં ગંગાના ગળામાં બાઝી પડી. શો બંનેનો ઉન્માદ! મળ્યાં તોયે જાણે એમને સાચું ન લાગે કે આપણે મળ્યાં છીએ. ભારતવર્ષના એકેએક સાધુસંત એ પ્રેમસંગમ જોવા ભેગા થયા છે, પણ બહેનોને એનું ભાન નથી. આંગણે અક્ષયવટ ઊભો છે એની એમને પરવા નથી. વૃદ્ધ અકબર છાવણી નાખીને પડયો છે એને પૂછે જ કોણ? અને અશોકનો શિલાસ્તંભ આણીને ત્યાં ઊભો કરો તોયે શું બહેનો એ તરફ નજર નાખવાની હતી?

પ્રેમનો પ્રવાહ અખંડ વહ્યા જ કરે છે, અને એની સાથે કવિસમ્રાટ કાલિદાસની સરસ્વતી પણ અખંડ વહે છે!

क्वचित् प्रभा-लेपिभिर् अिन्द्रनीलैर् मुक्तामयी यष्टिरिवानुविद्धा ।
अन्यत्र माला सितपंकजानाम् अिन्दीवरैर् अुत्खचितान्तरेव ।।
क्वचित् खगानां प्रिय-मानसानां कादंबसंसर्गवतीव पंक्तिः ।
अन्यत्रः कालागरुदत्तपत्रा भक्तिर् भुवश्चन्दनकल्पितेव ।।
क्वचित् प्रभा चांद्रमसी तमोभिश्छायाविलीनैः शबलीकृतेव ।
अन्यत्र शुभ्रा शरद् अभ्रलेखा-रन्ध्रेष्विवालक्ष्यनभःप्रदेशाः ।।
क्वचित् च कृष्णोरगभूषणेव भस्मांग-रागा तनु अीश्वरस्य ।
पश्यानवद्यांगि ! विभाति गंगा भिन्नप्रवाहा यमुनातरंगैः ।।

[હે નિર્દોષ અંગવાળી સીતે! જો આ ગંગાના પ્રવાહમાં યમુનાના તરંગો ધસી જઈને એ પ્રવાહને ખંડિત કરે છે એ કેવું લાગે છે! કયાંક એવું ભાસે છે, જાણે મોતીની માળામાં પરોવેલા ઇંદ્રનીલ મણિ મોતીની પ્રભાને ઝાંખી કરી નાખે છે. કયાંક એવું ભાસે છે, જાણે ધોળા કમળના હારમાં નીલ કમળ ગૂંથી દીધેલાં છે. કયાંક જાણે માનસરોવર જતા શ્વેત હંસોની સાથે કાળા કાદંબ ઊડી રહ્યા છે. કયાંક જાણે શ્વેત ચંદનથી લીંપેલી જમીન પર કૃષ્ણાગરુનાં ચિતરામણ કર્યાં છે. કયાંક જાણે ચંદ્રની પ્રભા સાથે છાયામાં સૂતેલા અંધકારની રમત ચાલી રહી છે. કયાંક જાણે શરદઋતુના શુભ્ર મેઘની પાછળથી આકાશ જરા જરા દેખા દે છે. અને કયાંક એવું દેખાય છે, જાણે મહાદેવના ભસ્મચર્ચિત દેહ ઉપર કૃષ્ણસર્પોનાં આભૂષણ ધરેલાં છે.]

કેવું સુંદર દૃશ્ય! ઉપર પુષ્પક વિમાનમાં મેઘશ્યામ રામચંદ્ર અને ધવલશીલા જાનકી ચૌદ વર્ષના વિયોગ પછી અયોધ્યા પહોંચવાને ઉતાવળાં થયાં છે, અને નીચે ઇંદીવરશ્યામ કાલિંદી અને સુધાજલા જાહ્નવી એકબીજાનો પરિરંભ છોડયા વગર સાગરમાં નામરૂપ તજીને વિલીન થવા દોડે છે. એ દૃશ્ય જોઈ સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ થઈ હશે અને ભૂતલ પર કવિઓની પ્રતિભાસૃષ્ટિના ફુવારા ઊડયા હશે!

સપ્ટેમ્બર, ૧૯૨૯

# ૭. મૂળ ત્રિવેણી

બ્રહ્મા વિષ્ણુ મહેશ ત્રણે મળીને જેમ દત્તાત્રેય થાય છે તેમ અલકનંદા, મંદાકિની અને ભાગીરથી મળીને ગંગામૈયા થાય છે. આ ત્રણે ગંગાની બહેનપણીઓ નથી, પણ ગંગાનાં અંગો છે. ભાગીરથી ભલે ગંગોત્રીથી આવે, પણ મંદાકિનીનો કેદારનાથ અને અલકનંદાનો બદરીનારાયણ એ પણ ગંગાના જ ઊગમ ગણાય.

બ્રહ્મકપાલ આગળ થઈને જે અલકનંદા વહે છે અને ત્યાં એક વાર શ્રાદ્ધ કરવાથી અશેષ પૂર્વજોને એકસામટી કાયમની મુક્તિ આપી દે છે, તે અલકનંદાનું ઊગમસ્થાન શું ગંગોત્રી કરતાં ઓછું પવિત્ર ગણાય? બ્રહ્મકપાલ પર એક વાર શ્રાદ્ધ કર્યા પછી માણસથી કદી ફરી શ્રાદ્ધ કરાય જ નહીં. મોહથી કરે તો પિતરોની અધોગતિ થાય. કેટલું જાગ્રત સ્થાન!

બદરીનારાયણના ગરમ કુંડોનાં પાણી અલકનંદા લઈ આવે છે, જ્યારે મંદાકિની ગૌરીકુંડનાં ઉષ્ણ જલથી થોડીક વાર કવોષ્ણ થાય છે. કેદારનાથનું મંદિર બાંધણીમાં બીજાં બધાં મંદિરો કરતાં જુદું પડે છે. અંદરનું શિવલિંગ પણ સ્વયંભૂ, આકૃતિ વિનાનું છે. એટલું ઊંચું કે માણસ એના પર પડી એને હૃદયસ્પર્શ કરી શકે છે. મંદિરોની જેટલી વિશેષતા છે તેટલી જ મંદાકિનીની પણ વિશેષતા છે. અહીંના પથરા જુદા, અહીંનું વહેણ જુદું, અને નાહવાનો આનંદ પણ જુદો.

ગંગોત્રી તે ગંગોત્રી જ. આ ત્રણે પ્રવાહમાં ભાગીરથીના પ્રવાહ વધારે વન્ય અને મુગ્ધ દેખાય છે. ગંગામાં આ ત્રણ જ પ્રવાહ છે એમ નથી. નીલગંગા છે, બ્રહ્મગંગા છે, કેટલીયે ગંગાઓ છે. હિમાલયમાંથી નીકળતા બધા જ પ્રવાહો ગંગા ગણાય ને! જેનાં જેનાં પાણી હરિદ્વાર પાસે હરિના ચરણનો સ્પર્શ કરે તે બધા પ્રવાહો ગંગા જ છે. વાલ્મીકિએ પણ જ્યારે ગંગાને આકાશમાંથી હિમાલયના શિખરરૂપી મહાદેવના જટાજૂટ પર પડતી અને ત્યાંથી અનેક ધારાએ નીકળતી જોઈ ત્યારે એની આર્ષ દૃષ્ટિએ સાત જુદા જુદા પ્રવાહો ગણાવ્યા હતા.

तस्यां विसृज्यमानायां सप्त श्रोतांसि जज्ञिरे ।
ह्लादिनी पावनी चैव नलिनी च तथैव च ।।
सुचक्षुश्चैव सीता च सिन्धूश्चैव महानदी ।
सप्तमी चान्वगात् तासां भगीरथरथं तदा ।।

૧૯૩૪

# ૮. જીવનતીર્થ હરદ્વાર

ત્રિપથગા ગંગાના ત્રણ અવતાર છે. ગંગોત્રી અથવા ગોમુખથી માંડી હરદ્વાર સુધીની ગંગા તે એનો પ્રથમ અવતાર. હરદ્વારથી પ્રયાગરાજ સુધીની ગંગા તે એનો બીજો અવતાર. પ્રથમ અવતારમાં એ પહાડના બંધનમાંથી — શિવજીની જટામાંથી — મુક્ત થવા મથે છે. બીજા અવતારમાં એ પોતાની બહેનપણી યમુનાને મળવા તલસે છે. પ્રયાગરાજથી ગંગા યમુનાને મળીને પોતાના મોટા પ્રવાહ સાથે સરિત્પતિ સાગરમાં વિલીન થવાને ઝંખે છે એ એનો ત્રીજો અવતાર. ગંગોત્રી, હરદ્વાર, પ્રયાગ અને ગંગાસાગર એ ગંગાપુત્ર આર્યોને માટે મોટામાં મોટાં તીર્થસ્થાનો છે. જેમ ઉપર ચડીએ તેમ તીર્થનું માહાત્મ્ય વધારે એમ મનાય છે. એક રીતે એ સાચું પણ છે. પણ મારે મન ભારતજાતિ માટે અત્યંત આકર્ષક સ્થાન હરદ્વાર જ છે. હરદ્વારમાં પણ પાંચ તીર્થો પ્રસિદ્ધ છે. દરેકનું માહાત્મ્ય પુરાણકારોએ શ્રદ્ધા અને રસથી વર્ણવ્યું છે, પણ એ કશું મહત્ત્વ જાણ્યા વગર પણ માણસ કહી શકે છે કે 'હરિકી પાયરી'માં જ ગંગાનું માહાત્મ્ય કહો તો માહાત્મ્ય અને કાવ્ય કહો તો કાવ્ય અધિક દેખાઈ આવે છે.

એમ તો દરેક નદીના લંબાણમાં કાવ્યમય ભૂમિભાગ હોય જ છે. ગંગાને કિનારે હરદ્વાર કરતાં અધિક રૂપાળાં સ્થાનો ન જ હોઈ શકે એમ કહેવાનો આશય નથી. હરિકી પાયરીની આસપાસ બનારસની શોભાનો સોમો ભાગ પણ ન જડે; છતાં અહીં કુદરત અને માણસ એકબીજાનાં વેરી ન થતાં એમણે ગંગાની શોભાને વધારવાનું કામ સહકારથી કર્યું છે. ગંગાનો એ સાદો, સ્વચ્છ પ્રવાહ, મંદિર પાસેનો એ દોડતો ઘાટ, ઘાટ તળેનો નાનો સરખો વાંકોચૂકો ધરો, આ બાજુ હજારો લોકો સુખેથી બેસી શકે એવો પટ જેવો ઘાટ અને પેલી બાજુ નાનકડા બેટની ગરજ સારે એવો કકડો અને બે બાજુને સાંધનાર જૂનો પુલ. એ બધું જ કાવ્યમય છે. કાંઠાનાં મંદિરો અને ધર્મશાળાનાં સાદાં શિખરો એમાંનું એકેય ગંગા તરફ ચોંટેલું આપણું ધ્યાન પોતા તરફ ખેંચતાં નથી અને છતાં એ બધાં ગંગાની શોભામાં ભળે એવાં જ છે. બનારસના બજારમાં બેસતા આળસુ પોઠિયા જુદા અને શાંતપણે વાગોળતા અહીંના પોઠિયા જુદા. અહીં ગંગામાં ક્યાંય કાદવનું નામ ન મળે. એકબીજા સાથે અનંતકાળથી અથડાઈને ગોળમટોળ થયેલા સફેદ પથરાઓ જ બધે જોઈ લેવા.

હરિકી પાયરીમાં સૌથી આકર્ષક વસ્તુ તરફ આપણું ધ્યાન જતું નથી. આપણે એની કેવળ અસર અનુભવીએ છીએ. અને એ છે અહીંની હવા. હિમાલયનાં દૂર દૂરનાં હિમાચ્છાદિત શિખરો પરથી જે પવનો દક્ષિણ તરફ વાય છે તે પહેલવહેલા અહીંની મનુષ્યવસ્તીને જ સ્પર્શે છે. આટલો પાવન પવન બીજે ક્યાંથી

મળે? હરિકી પાયરી પાસે પુલ ઉપર ઊભા થાઓ એટલે ફેફસાંમાં અને હૈયામાં કેવળ આહ્લાદ જ ભરાઈ જાય છે. ઉન્માદકારી નહીં પણ પ્રાણદાયી છતાં પ્રશમ-કારી.

જેટલી વાર અહીં આવ્યો છું એટલી વાર એ ને એ જ શાંતિ, એ ને એ જ આહ્લાદ અને એ ને એ જ સ્ફૂર્તિ અનુભવી છે. મુંબઈની ચોપાટી સાથે કેટલાક લોકો આ ઘાટને સરખાવે છે. આત્યંતિક વિરોધનું સાદૃશ્ય આ બેમાં જરૂર છે. અહીં યાત્રીઓ માછલાંઓને આહાર આપે છે તો ત્યાં માછીઓ આહાર માટે માછલાંઓને પકડે છે.

હરિકી પાયરી જોવી હોય તો સાંજે સૂર્યાસ્ત પછી જવું. ચાંદરણું છે કે નહીં એનો વિચાર કરવાની જરૂર નથી. ચાંદરણું હશે ત્યારે એક જાતની શોભા મળશે, નહીં હોય ત્યારે બીજી. એ બેમાં જે પસંદગી કરવા બેસે તે કલાપ્રેમી નથી. સંધ્યાકાશમાં એક પછી એક તારાઓ પ્રગટે છે; અને નીચેથી એક પછી એક સળગતા દીવાઓ એમને જવાબ દે છે. એ આખા દૃશ્યની ગૂઢ શાંતિ મન ઉપર કંઈક અદ્‌ભુત અસર કરે છે, એટલામાં મંદિરમાંથી ટીંગ ટાંઙ્ગ ટીંગ ટાંઙ્ગ વાગતી ઘંટડીઓ આરતી માટે નોતરે છે. આ ઘંટાનાદને જાણે અંત જ નથી. ટીંગ ટાંઙ્ગ ટીંગ ટાંઙ્ગ ચાલ્યાં જ કરે છે. અને ભક્તો જાતજાતની આરતી ગાયા જ કરે છે. પુરુષો ગાય છે, સ્ત્રીઓ ગાય છે, બ્રહ્મચારીઓ ગાય છે અને સંન્યાસીઓ પણ ગાય છે; સ્થાનિક લોકો ગાય છે અને પ્રાંત પ્રાંતના યાત્રીઓ પણ ગાય છે. કોઈ કોઈને ગણકારતું નથી; કોઈ કોઈનાથી અકળાતું નથી. દરેક જણ પોતાના ભક્તિભાવમાં તલ્લીન. સનાતનીઓ સ્તોત્રો ગાય છે, આર્યસમાજીઓ ઉપદેશ કરે છે. શીખો ગ્રંથસાહેબના એકાદ 'મહોલ્લા'માંથી આસા-દિ-વાર લલકારે છે. ગૌરક્ષા પ્રચારકો તમને અહીં સમજાવે છે કે દુનિયામાં સફેદ રંગ છે કેમ કે ગાયનું દૂધ સફેદ છે. ગાયના પેટમાં તેત્રીસ કરોડ દેવ છે; ફક્ત ત્યાં પેટ પૂરતું ઘાસ નથી. કેટલાક નાસ્તિકો આ મેદનીનો લાભ લઈ ઈશ્વર ન હોવાનું પ્રમાણસર સિદ્ધ કરી આપે છે અને ઉદાર હિંદુ ધર્મ એ બધું સદ્‌ભાવપૂર્વક ચલાવવા દે છે. ગંગામૈયાના વાતાવરણમાં કોઈનો જ તિરસ્કાર નથી; બધાંનો સત્કાર છે. ભગવાં કપડાં પહેરીને પોતે મુક્ત હોવાનો ડોળ કરનારા મુક્તિફોજના મિશનરીઓ પણ જો આવતી કાલે ઊઠીને અહીં હિંદુ ધર્મની વિરુદ્ધ પ્રચારે તો આપણા યાત્રાળુઓ એમને શાંતિથી સાંભળશે અને કહેશે કે ભગવાને જેવી બુદ્ધિ આપી છે તેવું બિચારો બોલે છે; એનો વાંક શો?

હિંદુ સમાજમાં દોષો અનેક છે અને એ દોષોને લીધે હિંદુ સમાજે ઘણું વેઠયું પણ છે, પરંતુ ઉદારતા, સહિષ્ણુતા અને સદ્‌ભાવ એ હિંદુ-સમાજની ખાસિયત દોષરૂપ નથી જ. ઉદારતાને લીધે હિંદુ ધર્મે ઘણું વેઠયું છે એમ કહેનારાઓ હિંદુ ધર્મની જડ જ કાપી નાખે છે.

હજી પેલો ઘંટ ચાલે છે અને આરતીની વેળા હજુ વહી ગઈ નથી એમ આળસુ લોકોને કહી એમને મનખાનું કલ્યાણ કરવા કરગરે છે.

અને પેલી બાળાઓ જાણે પોતાના ભાગ્યની પરીક્ષા કરતી હોય તેમ, ખાખરાનાં પાંદડાંના મોટા મોટા પડિયામાં ફૂલો વચ્ચે ઘીના દીવાઓ રાખી એમને પ્રવાહમાં છોડી દે છે, અને તરત એ પડિયા હોડીની પેઠે ડોલતા ડોલતા,—પોતાની અંદર રહેલી જ્યોતિનું મહત્ત્વ જાણે જાણતા હોય તેવી રીતે ડોલતા, જીવનની સફર આરંભે છે.

ચાલી! એ જીવનયાત્રા ચાલી! એક પછી એક, એક પછી એક, દીવાઓ પોતાના ભાગ્યને જીવન-પ્રવાહમાં છોડી દે છે. મનુષ્યજીવનમાં વ્યક્તિઓનું થાય છે તેમ અહીં આ દીવાઓનું પણ થાય છે. કોઈ કોઈ અભાગિયા યાત્રાની શરૂઆતમાં જ પવનને વશ થઈ જાય છે અને ચોમેર વિપાદ ફેલાવે છે; કેટલાક ભારે આશા દાખવી નિરાશ કરે છે; કેટલાક આજન્મ માંદલાની પેઠે ટગુમગુ કરતાં દૂર સુધી પહોંચે છે; કોઈ કોઈ વાર બે પડિયા પાસે પાસે આવીને એકબીજાને ચોંટી જાય છે અને પછી એ જોડાહોડી દંપતીની પેઠે લાંબી લાંબી મુસાફરી કરે છે. એમને ગોળ ગોળ ફરતા જોઈ મનમાં જે ભાવ પ્રકટ થાય છે તે વ્યક્ત કરવા કઠણ છે. કેટલાકની તો જીવનજ્યોતિ હોલવાઈ જાય તે પહેલાં જ તેઓ દૃષ્ટિ આડે થઈ જાય છે. મૃત્યુ અને અદૃષ્ટ બંને મનુષ્યજીવનના છેલ્લા અધ્યાય છે. આ બે આગળ કોઈનું કશું ચાલતું નથી, અને તેથી જ માણસને ઈશ્વરનું સ્મરણ થાય છે. મરણ ન હોત તો વખતે સ્મરણ પણ ન હોત.

હિંમત હોય તો કોક દિવસ સવારે ચાર વાગ્યે ઊઠી એકલા એકલા આ ઘાટ ઉપર આવીને બેસો; જુદી જ જાતના ભક્તો તમને અહીં દેખાશે. ત્રણ વાગ્યાથી માંડીને સૂર્યોદય સુધી વિશિષ્ટ લોકો જ અહીં આવવાના. વાજિનીવતી ઉષા સૂર્યનારાયણને જન્મ દે છે અને તરત વ્યવહારુ દુનિયા આ ઘાટનો કબજો લે છે. તેમ થાય તે પહેલાં જ આપણે અહીંથી ખસી જઈએ તે સારું. આકાશના તારાઓ પણ રાજી થશે.

માર્ચ, ૧૯૩૬

## ૯. દક્ષિણગંગા ગોદાવરી

૧

બાળપણમાં સવારે ઊઠીને અમે ભૂપાળીઓ ગાતા તેમાંની આ ચાર લીટીઓ હજી સ્મરણમાં ચોંટેલી છે.

अुठोनियां प्रात:काळीं । वदनीं वदा चंद्रमौळी ।
श्रीबिंदुमाधवाजवळी । स्नान करा गंगेचें । स्नान करा गोदेचें ।।

*

कृष्ण वेण्या तुंगभद्रा । शरयू कालिंदी नर्मदा ।
भीमा भामा गोदा । करा स्नान गंगेचें ।।

ગંગા અને ગોદા એક જ છે. બંનેનાં માહાત્મ્યમાં જરાયે ફેર નથી. ફેર હોય તો એટલો જ કે કળિકાળના પાપને લીધે ગંગાનું માહાત્મ્ય અમુક કાળે ઓછું થઈ શકે છે. ગોદાવરીનું કોઈ કાળે ઓછું થાય જ નહીં. શ્રીરામચંદ્રના અત્યંત સુખના દિવસો આ ગોદાવરીને કાંઠે જ ગયેલા, અને જીવનનો દારુણ આઘાત પણ તેમને અહીં જ પહોંચેલો. ગોદાવરી તો દક્ષિણની ગંગા.

કૃષ્ણા અને ગોદાવરી એ બે નદીઓએ બે વિક્રમશાળી મહાપ્રજાઓને પોષી છે. મહારાષ્ટ્રનું સ્વરાજ અને આંધ્રનું સામ્રાજ્ય આ બે નદીઓને જ આભારી છે એમ કહીએ તો તેમાં જરાયે અતિશયોક્તિ નથી. સામ્રાજ્યો બંધાયાં અને તૂટયાં, મહાપ્રજાઓ ચડી અને પડી, પણ એ ઐતિહાસિક ભૂમિમાં આ બે નદીઓ અખંડ વહ્યે જ જાય છે. એ નદીઓ ભૂતકાળના ગૌરવશાળી ઈતિહાસની જેટલી સાક્ષી છે તેટલી જ ભવિષ્યકાળની મહાન આશાઓની પ્રેરક છે. તેમાંયે ગોદાવરીનું માહાત્મ્ય કાંઈક અનેરું છે. એ જેટલી સલિલસમૃદ્ધ છે તેટલી જ ઈતિહાસસમૃદ્ધ પણ છે. ગોપાલકૃષ્ણના જીવનમાં જેમ જયાં જુઓ ત્યાં વિવિધતા જ ભરેલી છે અને એક સરખો ઉત્કર્ષ જ દેખા દે છે, તેમ ગોદાવરીના અતિ દીર્ઘ પ્રવાહને કાંઠે સૃષ્ટિસૌંદર્યની વિવિધતા અને વિપુલતા ભરેલાં છે. બ્રહ્મદેવની એક કલ્પનામાંથી જેમ સૃષ્ટિનો વિસ્તાર થાય છે, વાલ્મીકિની એક કારુણ્યની લાગણીમાં જેમ રામાયણી સૃષ્ટિ વિસ્તરેલી છે, તેમ જ ત્ર્યંબકના પહાડની ભેખડમાંથી ટપકતી ગોદાવરીમાંથી જ આગળ જઈ રાજમહેંદ્રીનો વિશાળ વારિરાશિ વિસ્તર્યો છે. સિંધુ અને બ્રહ્મપુત્રાને જેમ હિમાલયને આલિંગન દેવાનું સૂઝયું, નર્મદા અને તાપીને જેમ વિંધ્ય-સાતપૂડાને પિગળાવવાનું સૂઝયું, તેમ ગોદાવરી અને કૃષ્ણાને દક્ષિણનો ઉન્નત પ્રદેશ પલાળીને ધનધાન્યથી સમૃદ્ધ કરવાનું સૂઝયું છે. પક્ષપાતથી સહ્યાદ્રિ પશ્ચિમ તરફ ઢળ્યો એ જાણે ન ગમવાથી એને પૂર્વ તરફ ખેંચવાનો અખંડ પ્રયત્ન આ બે નદીઓ કરતી હોય એવું જ લાગે છે. આ બંને નદીના ઊગમ પશ્ચિમ સમુદ્રથી ૫૦-૭૫ માઈલથી દૂર નથી, છતાં બંને ૮૦૦-૯૦૦ માઈલની મુસાફરી કરી પોતાનો જલભાર અથવા કરભાર પૂર્વ સમુદ્રને જ અર્પણ કરે છે. અને એ કરભારનો વિસ્તાર કંઈ નાનોસૂનો નથી. તેમાં આખો મહારાષ્ટ્ર દેશ આવી જાય છે. હૈદરાબાદ અને મૈસૂરનાં રાજ્યોનો અંતર્ભાવ થાય છે. અને આંધ્રદેશ તો આખો ને આખો સમાઈ જાય છે. મિશ્ર સંસ્કૃતિની માતા નાઈલ નદી ગોદાવરી આગળ કશી વિસાતમાં નથી.

ત્ર્યંબક આગળ પહાડની એક મોટી દીવાલમાંથી ગોદાનો ઊગમ છે. ગિરનારની ઊંચી દીવાલ પરથી પણ ત્ર્યંબકની દીવાલનો પૂરતો ખ્યાલ નહીં આવે. ત્ર્યંબક ગામથી જે ચડણ શરૂ થાય છે તે ગોદામૈયાની મૂર્તિના ચરણ સુધી ચાલુ જ રહે છે. એથીયે ઉપર જવા માટે ડાબી બાજુએ વિકટ પગથિયાં કરેલાં છે, અને એ રીતે માણસ બ્રહ્મગિરિ પહોંચી શકે છે એ ખરું. પણ એ દુનિયા જુદી છે. ગોદાવરીના ઊગમથી જે દૃશ્ય દેખાય છે તે જ આપણા વાતાવરણને માટે

વિશેષ અનુકૂલ છે. મહારાષ્ટ્રના તપસ્વીઓ અને રાજવીઓએ સરખી રીતે આ સ્થાને પોતાની ભક્તિ રેડી છે. કૃષ્ણાકાંઠે વાઈ સાતારા અને ગોદાકાંઠે નાશક પૈઠણ એ મહારાષ્ટ્રની ખરી રાજધાનીઓ છે.

પણ ગોદાવરીનો ઇતિહાસ તો સહનવીર રામચંદ્ર અને દુ:ખમૂર્તિ સીતામાતાના વૃત્તાંતથી જ શરૂ થાય છે. રાજપાટ છોડતાં રામને દુ:ખ થયું નહીં, પણ ગોદાવરી-તીરે સીતા અને લક્ષ્મણ સાથે માણેલા આનંદનો અંત આવતાં રામનું હૃદય એકદમ શતધા વિદીર્ણ થયું. વાઘવરુને અભાવે નિર્ભય થયેલાં હરણાં આર્ય રામભદ્રની દુ:ખોન્મત્ત આંખો જોઈને દૂર ભાગી ગયાં હશે, સીતાની શોધમાં નીકળેલા દિયર લક્ષ્મણની ત્રાડો સાંભળીને મોટા મોટા હાથીઓ પણ ભયકંપિત થયા હશે, અને પશુપક્ષીનાં દુ:ખાશ્રુથી ગોદાવરીનાં વિમલ જલ પણ કષાય થઈ ગયાં હશે. હિમાલયમાં જેમ પાર્વતી તેમ જનસ્થાનમાં સીતા અશેષ વિશ્વની અધિષ્ઠાત્રી હતી. એના ગયા પછીનું કલ્પાંતિક દુ:ખ જો સાર્વભૌમ થયું હોય તો એમાં આશ્ચર્ય શું?

રામસીતાનો તો ફરી સંયોગ થઈ ગયો, પણ જનસ્થાનનો વિયોગ તો કાયમ જ રહ્યો. આજે પણ નાશક-પંચવટીમાં ફરીને જુઓ, ચોમાસામાં જાઓ કે ઉનાળામાં, આખી પંચવટી જાણે જટાયુની પેઠે 'સીતા સીતા'ની ઉદાસ વાણી બોલતી હોય એમ જ લાગે છે. મહારાષ્ટ્રના સાધુસંતોએ જો પોતાની મંગલ વાણી અહીં ફેલાવી ન હોત તો જનસ્થાન જાણે ભયાનક વેરાન મુલક થઈ ગયો હોત. ઉનાળાનો તાપ ઢાંકવા જેમ તૃણસૃષ્ટિ ચારે કોર ફેલાય છે, તેમ સાધુસંતો જીવનની વિષમતા ભુલાવવા સર્વત્ર વિચરે છે એ કેટલું ભાગ્ય છે! જ્યારે જ્યારે નાશક-ત્ર્યંબક તરફ જવાનું થાય છે ત્યારે ત્યારે વનવાસને માટે આ સ્થાન પસંદ કરનાર રામલક્ષ્મણની આંખે આખો પ્રદેશ નિહાળવાનું મન થાય છે; પણ દર વખતે ધ્રૂજતાં તરણાંમાંથી સીતામાતાની કાતર તનુયષ્ટિ જ નજરે પડે છે.

રામભક્ત સમર્થ રામદાસ જ્યારે અહીં રહેતા ત્યારે એમના હૃદયમાં કેવી ઊર્મિઓ આવતી હશે! શ્રીસમર્થે ગોદાવરીને કાંઠે છાણનો હનુમાન સ્થાપ્યો છે એ શા હેતુથી? પંચવટીમાં હનુમાન હોત તો તે સીતાનું હરણ બિલકુલ થવા ન દેત એમ કહેવા માટે? સીતામાતાએ કઠોર વચનથી લક્ષ્મણને ઘા કરી મહાસંકટ વહોરી લીધું. હનુમાનને તો એવું કશું કહી ન શકત! પણ જનસ્થાન અને કિષ્કિંધા વચ્ચે અંતર ઘણું છે, અને ગોદાવરી કંઈ તુંગભદ્રા નથી.

૨

રામકથાનો કરુણ રસ દ્વાપરયુગથી આજ સુધી વહેતો જ આવ્યો છે. એને કોણ ખુટાડી શકે? એટલે આપણે અંત્યજ જાતિના ગણાતા પાડા પાસે વેદ બોલાવનાર શ્રીજ્ઞાનેશ્વર મહારાજની મુલાકાતે પૈઠણ જઈશું. ગોદાવરી જેમ દક્ષિણગંગા, તેમ એને કાંઠે આવેલી પ્રતિષ્ઠાન નગરી દક્ષિણની કાશી ગણાતી. અહીંના દશગ્રંથી બ્રાહ્મણો જે વ્યવસ્થા આપે તે ચારે વર્ણને માન્ય કરવી પડતી. મોટા મોટા સમ્રાટોએ આપેલાં તામ્રપત્રો કરતાં પણ અહીંના બ્રાહ્મણોનાં આપેલાં વ્યવસ્થા-

પત્રો વધારે મહત્ત્વનાં ગણાતાં. અહીં શાસ્ત્રધર્મ સામે હૃદયધર્મનો વિજય બતાવવો એ તો જ્ઞાનરાજ જ કરી શકે. પૈઠણમાં જ્ઞાનેશ્વરને જનોઈ ન મળી. સંન્યાસી શંકરાચાર્યની થયેલી પજવણીનું સ્મારક ટકાવવા જેમ ત્યાંના રાજાએ નાંબુદ્રી બ્રાહ્મણો પર કેટલાક રિવાજો ઠોકી બેસાડ્યા, તેમ સંન્યાસીપુત્ર જ્ઞાનેશ્વરનો કોઈ શિષ્ય રાજપાટનો અધિકારી હોત તો એણે મહારાષ્ટ્રી બ્રાહ્મણોને સજા કરી હોત કે જ્ઞાનેશ્વરને ના પાડનારા તમે તમારાથી હવે જનોઈ પહેરાય જ નહીં.

હાથની આંગળીઓનો જેમ પંખો થાય છે તેમ મોટી મોટી નદીઓને આવી મળતી અને આત્મવિલોપનનો કઠણ યોગ બતાવતી નાની નદીઓનો પણ પંખો બને છે. સહ્યાદ્રિ અને અજંટાના ડુંગરોમાંથી બનતા ખૂણામાં જેટલું પાણી પડે તે બધું ખેંચી ખેંચીને વહી જવાનું કામ આ નદીઓ કરે છે. ધારણા અને કાદવા, પ્રવરા અને મુળાને છોડી દઈએ તોયે મધ્યભારતમાંથી દૂર દૂરનું પાણી આણતી વર્ધા અને વૈનગંગાને કેમ ભૂલી જવાય? બે મળીને એક થયેલી નદીને જેણે પ્રાણહિતા નામ આપ્યું તેના મનમાં કેટલી કૃતજ્ઞતા હશે, કેટલું કાવ્ય હશે, કેટલો આનંદ હશે! અને છેક ઈશાન ખૂણેથી પૂર્વઘાટનાં નીર આણી આપનાર અષ્ટવક્રા ઇંદ્રાવતી અને એની સખી શ્રમણી તપસ્વિની શબરીને પ્રણામ કર્યા વગર કેમ ચાલે?

ગોદાવરીની સંપૂર્ણ કળા તો ભદ્રાચલમ્‌થી જોઈ શકાય છે. જેનો પટ એકથી બે માઈલ જેટલો પહોળો તે ગોદાવરી ઊંચા ઊંચા પહાડ વચ્ચે થઈને પોતાનો રસ્તો કાઢતી કેવળ બસો વારની ખીણમાંથી જ્યારે નીકળતી હશે ત્યારે એને શું થતું હશે? પોતાની સંપૂર્ણ શક્તિ અને યુક્તિ વાપરીને બારીક સમયમાંથી પોતાની મહાજાતિને આગળ લઈ જનાર કોઈ રાષ્ટ્રપુરુષની પેઠે, અને જગતને વિસ્મિત કરે એવી ગર્જનાથી તે અહીંથી પસાર થાય છે. ઘોડાપૂર ને હાથીપૂરની વાતો આપણે સાંભળીએ છીએ, પણ એકાએક પચાસ ફૂટ જેટલું ઊંચું પૂર કલ્પનામાં પણ આવી શકે ખરું? પણ જે કલ્પનામાં શક્ય નથી તે ગોદાવરીના પ્રવાહમાં શક્ય છે. સાંકડી ખીણમાંથી પસાર થતાં પાણીને પોતાનો પૃષ્ઠ ભાગ પણ સપાટ રાખવો અશક્ય થઈ જાય છે. અર્ઘ્ય આપતાં અંજલિનું જેમ નાળચું બને છે તેમ ખીણમાંથી નીકળતાં પાણીના પૃષ્ઠ ભાગનું પણ ભયાનક નાળચું બને છે. પણ અદ્‌ભુત રસ તો એથીયે આગળ અને વધારે છે. એ નાળચામાંથી પોતાનું હોડકું લઈ જનાર હિંમતવાન નાવિકો પણ ત્યાં પડ્યા છે! હોડીની બે બાજુ પાણીની ઊંચી ઊંચી દીવાલો હોડીના વેગથી જ દોડતી જોતાં માણસના હૈયામાં શું થતું હશે?

ભદ્રાચલમ્‌થી રાજમહેન્દ્રી અથવા ધવલેશ્વર સુધી અખંડ ગોદાવરી વહે છે. ત્યાર પછી त्यागाय संभृतार्थानाम्‌નો સનાતન સિદ્ધાંત એને યાદ આવ્યો હશે. અહીંથી ગોદાવરીએ જીવનવિતરણ શરૂ કર્યું છે. એક છેડે ગૌતમી ગોદાવરી, બીજે છેડે વસિષ્ઠ ગોદાવરી. વચમાં કેટલાયે દ્વીપો અને અંતર્વેદી જેવા પ્રદેશો છે, અને એ પ્રદેશોમાં ગોદાના સરસ જલથી અને કાંપથી ઊગતા સોના જેવા શાલિધાન્ય

પર પરિપુષ્ટ થઈ વેદઘોષ કરનાર બ્રાહ્મણો રહેતા આવ્યા છે. આવા સમૃદ્ધ દેશને સ્વતંત્ર રાખવાની શક્તિ આપણા લોકો જ્યારે ખોઈ બેઠા ત્યારે ડચ, અંગ્રેજ અને ફ્રેંચ લોકો પણ ગોદાવરીને કિનારે ધામા નાખવા ભેગા થયા. આજે પણ* યાનાન આગળ ફ્રાન્સનો ત્રિરંગી ઝંડો ફરકે છે!

૩

મદ્રાસથી રાજમહેન્દ્રી જતાં બેઝવાડા આગળ સૂર્યોદય થયો. ચોમાસાના દિવસો, એટલે પૂછવું જ શું? જ્યાં જુઓ ત્યાં વિવિધ છટાવાળો લીલો રંગ પથરાયો હતો. અને જાણે લીલો રંગ આમ જમીન પર પડયો રહે એ અસહ્ય થવાથી એના મોટા મોટા ગુચ્છ હાથમાં લઈને ઉપર ઉછાળનાર તાડનાં ઝાડ જ્યાંત્યાં દેખાતાં હતાં. પૂર્વ તરફ એક નહેર રેલવેને કાંઠે કાંઠે વહેતી હતી. પણ ઊંચા કાંઠાને લીધે એનાં પાણી કોક વાર જ દેખાતાં. કેવળ પતંગિયાંની પેઠે પોતાના સઢ ફેલાવી હારમાં ઊભેલાં હોડકાં ઉપરથી જ એ નહેરની હસ્તી ધ્યાનમાં આવતી હતી. વચ્ચે વચ્ચે પાણીનાં નાનાંમોટાં તળાવો આવતાં હતાં. તળાવોમાં વિવિધ-રંગી વાદળાંવાળું આકાશ નાહવા ઊતરેલું હોવાથી પાણીનું ઊંડાણ અનંતગણું ઊંડું લાગતું હતું. કોક કોક ઠેકાણે ચંચળ કમળો વચ્ચે નિસ્તબ્ધ બગલાંઓ જોઈ પ્રભાતવાયુનું અભિનંદન કરવાનું મન થતું. આવા કાવ્યપ્રવાહમાંથી પસાર થતા કોવ્વૂર સ્ટેશન સુધી આવ્યા. અહીંથી જ હવે ગોદાવરીમાતાનાં દર્શન થશે એવી ઉત્સુકતા ઊઘડી હતી. પુલ પર થઈને પસાર થઈશું ત્યારે જમણી બાજુ જોઈશું કે ડાબી એની ગડમથલ ચાલતી હતી. એટલામાં પુલ આવ્યો જ, અને ભગવતી ગોદાવરીનો સુવિશાળ વિસ્તાર નજરે પડયો.

ગંગા, સિંધુ, શોણભદ્ર, ઐરાવતી જેવા વિશાળ પ્રવાહો મેં ધરાઈને જોયા છે. બેઝવાડામાં થયેલાં કૃષ્ણામાતાનાં દર્શન માટે હું હંમેશનો મગરૂર છું. પણ રાજમહેંદ્રી આગળની ગોદાવરીની શોભા કંઈક અનેરી જ હતી. એ સ્થાને મેં જેટલું ભવ્ય કાવ્ય અનુભવ્યું તેટલું ભાગ્યે જ બીજે કોઈ ઠેકાણે વહેતું જોયું હશે. પશ્ચિમ તરફ નજર ફેંકી તો દૂર દૂર ટેકરીઓનું એક સુંદર ધણ બેઠું હતું. આકાશમાં વાદળાં ઘેરાયેલાં હોવાને લીધે કોઈ પણ ઠેકાણે તડકો ન હતો. ઘેરાં વાદળાંને લીધે ગોદા-વરીનાં ધૂલિ-ધૂસર જળની ઘેરાશ વધી જ હતી. પછી ભવભૂતિનું સ્મરણ કેમ ન થાય? ઉપરની અને નીચલી આ કાળાશને લીધે આખા દૃશ્ય પર વૈદિક પ્રભાતની સૌમ્ય સુંદરતા પથરાઈ હતી, અને ટેકરી પર અવતરેલાં કેટલાંક ધોળાં ધોળાં વાદળાં તો સાવ ઋષિ જેવાં જ લાગતાં હતાં. આ આખા દૃશ્યનું વર્ણન કેમ થઈ શકે?

એટલાં બધાં પાણી ક્યાંથી આવતાં હશે? સંકટમાંથી વિજય સાથે પસાર થયેલું રાષ્ટ્ર જેમ વૈભવની નવી નવી છટાઓ બતાવતું જાય છે અને ચારે કોર સમૃદ્ધિ ફેલાવતું જાય છે, તેમ જ ગોદાવરીનો પ્રવાહ પહાડમાંથી નીકળી પોતાના

* સદ્‌ભાગ્યે આ પરિસ્થિતિ હવે નથી.

ગૌરવ સાથે આવતો દેખાતો હતો. નાનાંમોટાં જહાજ એ તો નદીનાં બાળકો. માતાનો સ્વભાવ ઓળખે એટલે એના ખોળામાં ગમે તેમ નાચે તો એને કોણ રોકનાર હતું? પણ બાળકની ઉપમા તો આ હોડીઓ કરતાં પ્રવાહમાં જ્યાંત્યાં જામતાં વમળોને આપવી જોઈએ. ઘડીકમાં દેખાય, મોટું તોફાન કરવાનો ડોળ કરે, અને બેક ક્ષણમાં હસી પડે. અને ફસકી જાય. ગમે ત્યાંથી આવે અને ગમે ત્યાં જાય અથવા અલોપ થાય.

આવા મોટા વિશાળ પટમાં જો બેટો ન હોય તો એટલી ઊણપ જ ગણાય. ગોદાવરીના બેટો પ્રખ્યાત છે. કેટલાક તો જૂના ધર્મની પેઠે સ્થિર રૂપ પકડીને બેઠા છે. પણ ઘણાખરા કવિની પ્રતિભાની પેઠે દર વખતે નવું નવું સ્થાન લે છે અને નવું નવું રૂપ ધારણ કરે છે. એના પર અનાસક્ત બગલાં સિવાય બીજું કોણ ઊભવા જાય? અને બગલાં ચાલે ત્યારે તો પોતાનાં પદચિહ્ન ઊંડાં ઉતાર્યા વગર કેમ છોડે? પોતાના ધવલ ચરિત્રનું અનુસરણ કરનારને દિશાસૂચન કરાવી ન આપે તો એ બગલો શાનો?

નદીનો કાંઠો એટલે માનવીકૃતજ્ઞતાનો અખંડ ઉત્સવ. ધોળા ધોળા પ્રાસાદો અને ઊંચાં ઊંચાં શિખરો એ તો એક અખંડ ઉપાસના છે જ. પણ એટલાથી કાવ્ય પૂરું થતું નથી. તેથી ભક્તો રોજ રોજ નદીની લહરી ઉપરથી મંદિરના ઘંટાનાદની લહરીઓ આ કાંઠાથી પેલા કાંઠા સુધી મોકલતા રહે છે.

સંસ્કૃતિના ઉપાસક ભારતવાસીઓ આ જ સ્થાને ગંગાજળના કળશ અર્ધા ગોદામાં રેડે છે, અને ફરી ગોદાના પાણીથી કળશ પૂર્ણ કરી લઈ જાય છે. કેટલો ભવ્ય વિધિ! કેટલું પવિત્ર ભાવભીનું કાવ્ય! એ ભક્તિરવ તો હૃદય હૃદયમાં રહેલો છે. એ ઘંટાનાદ અને એ ભક્તિરવ પૂર્વસ્મૃતિએ જ સંભળાવ્યો. પ્રત્યક્ષ તો કેવળ એંજિનનો અવાજ જ સંભળાતો હતો. આધુનિક સંસ્કૃતિના આ પ્રતિનિધિ પ્રત્યેની સૂગ જો આપણે છોડી દઈએ તો રેલનાં પૈડાંનો તાલ કંઈ ઓછો આકર્ષક નથી હોતો. અને પુલ ઉપર તો એનો વિજયનાદ ચેપી જ નીવડે છે.

પુલ ઉપર ગાડી ખૂબ ચાલ્યા પછી મને થયું કે પૂર્વ બાજુ તો રહી જ ગઈ. અમે એ બાજુ ઊલટચા. ત્યાં તો તદ્દન નવી જ શોભા. પશ્ચિમ તરફ ગોદાવરી જેટલી પહોળી હતી એના કરતાંયે પૂર્વમાં વિશેષ પહોળી. એને અનેક માર્ગે સાગરને મળવું હતું. સરિત્પતિને સરિતા મળવા જાય ત્યારે એને સંભ્રમ તો હોય જ. પણ ગોદાવરી તો ધીરોદાત્ત માતા; એનો સંભ્રમ પણ ઉદાત્ત રૂપે જ વ્યક્ત થઈ શકે. આ બાજુના બેટો જુદી જ જાતના. એમાં વનશ્રીની શોભા પૂરેપૂરી ખીલી હતી. બ્રાહ્મણોનાં કે ખેડૂતોનાં ઝૂંપડાં આ બાજુથી દેખાતાં ન હતાં. આવતા પાણીના ધસારા સામે ટક્કર ઝીલતા એ બેટોમાં કોઈ ઊંચા પ્રાસાદ બાંધ્યા હોત તો વખતે દૂરથી દેખાત. કુદરતે કેવળ ઊંચાં ઊંચાં ઝાડની વિજયપતાકાઓ ઊભી કરી હતી. અને ડાબી બાજુ રાજમહેન્દ્રી અને ધવલેશ્વરની સુખી વસ્તી આનંદ માણતી હતી. આવા વિરલ દૃશ્યથી ધરાઈએ તે પહેલાં જ જમણી બાજુના નદીના

કાંઠા ઉપર ઉન્મત્તપણે વહેતો કાશ ઘાસની ધોળી કલગીઓનો સ્થાવર પ્રવાહ દૂર દૂર સુધી ચાલતો દેખાયો. નદીના પાણીમાં ઉન્માદ હતો પણ એનાં મોજાં બન્યાં ન હતાં. આ કલગીપ્રવાહે પવન સાથે કાવતરું કરેલું હોવાથી એ ગમે તેટલાં મોજાં ઉછાળી શકતો હતો. નજર પહોંચે ત્યાં સુધી જોયું. અને નજરની પહોંચ અહીં ઓછી શા માટે હોય? પણ કલગીનો પ્રવાહ તો ચાલ્યો જ જતો હતો. ગોદાવરી જેવા પ્રવાહ સાથે હરીફાઈ કરતાં પણ એને સંકોચ ન હતો. અને એ શા માટે સંકોચ કરે? માતા ગોદાવરીના વિશાલ પુલિન પર એણે માતાનું સ્તન્યપાન ક્યાં ઓછું કર્યું છે?

માતા ગોદાવરી! રામ-લક્ષ્મણ-સીતાથી માંડી વૃદ્ધ જટાયુ સુધી બધાંને તેં સ્તન્યપાન કરાવ્યું છે. તારે કાંઠે શૂરવીરો પણ પાક્યા છે અને તત્ત્વ-ચિંતકો પણ પાક્યા છે. સંતો પણ પાક્યા છે અને મુત્સદ્દીઓ પણ પાક્યા છે. દેશભક્તો પાક્યા છે અને ઈશભક્તો પાક્યા છે. ચારે વર્ણની તું માતા છે. મારા પૂર્વજોની તું અધિષ્ઠાત્રી દેવતા છે. અવનવી આશા સાથે તારે દર્શને આવ્યો છું. દર્શનથી તો કૃતાર્થ થયો છું. પણ આશાઓ હજી તૃપ્ત થઈ નથી. જેમ તારે કિનારે શ્રી રામચંદ્ર દુષ્ટ રાવણના નાશનો સંકલ્પ કર્યો તેવો સંકલ્પ ક્યારનો સેવતો આવ્યો છું. તારી કૃપા હશે તો હૃદયમાંથી તેમ જ દેશમાંથી રાવણનું રાજ્ય મટી જશે, રામરાજ્યની સ્થાપના જોઈશું અને ફરી તારે દર્શને આવીશું. કંઈ નહીં તો કાશ-કલગીના પ્રવાહ-ની પેઠે મને ઉન્મત્ત બનાવ જેથી વગર-સંકોચે, એક ધ્યાને માતાની સેવામાં રત રહું અને બાકીનું બધું ભૂલી જાઉં. તારા નીરમાં અમોઘ શક્તિ છે. તારા નીરના એક બિંદુનું સેવન પણ વ્યર્થ નહીં જાય.

**ઑક્ટોબર, ૧૯૩૧**

## ૧૦. વેદોની ધાત્રી તુંગભદ્રા

નદીના પ્રવાહમાં આ હાથી જેવડા પથરા પાછળથી આવી પડ્યા છે કે હાથી જેવડા પથરામાંથી જ નદીએ પોતાનો માર્ગ શોધી કાઢ્યો છે એ કોણ કહી શકે? દક્ષિણમાં વૈદિક સંસ્કૃતિનો વિજય સૂચવતું વિજયનગરનું સામ્રાજ્ય આ નદીને કાંઠે જ ઘડાયું. અને આ નદીને કાંઠે જ કાચા ઘડાની માફક એ નંદાયું. વિજય-નગરના સામ્રાજ્યની કીર્તિ ત્રિખંડમાં બોલાતી. ચીનનો સમ્રાટ, બગદાદનો બાદશાહ અને વિજયનગરના મહારાજાધિરાજ આ ત્રણનો વૈભવ સૌથી મોટો ગણાતો. તે વખતે શું તુંગભદ્રા આવી જ દેખાતી હશે? અને આવી નહીં તો કેવી હશે? નદી શું માણસની કૃતિ છે કે એના વૈભવમાં ઉત્કર્ષ અને અપકર્ષ હોય?

જેમ મુળા અને મુઠા મળીને મુળામુઠા નદી થઈ છે તેમ જ તુંગા અને

ભદ્રાના સંગમથી તુંગભદ્રા થઈ છે. द्वंद्वः सामासिकस्य च એ ન્યાયે આ બે નદીઓમાં ઉચ્ચનીચ ભાવ જરાયે નહીં. બંને નામ સરખી રીતે સાથે વહે છે. આ નદીના પાણીની મીઠાશ અને ફળદ્રુપતા પ્રાચીન કાળથી વખણાયેલી છે. ગંગાનું સ્નાન અને તુંગાનું પાન માણસને મોક્ષને રસ્તે લઈ જાય છે એમ બધા નદીભક્તોએ સ્વીકાર્યું છે. મોટરની મુસાફરી ન હોત તો તુંગભદ્રાને અનેક સ્થળે અનેક રીતે જોઈ હોત. તીર્થહળ્ળી પાસે જે નદી જોઈ, તે તુંગા હતી કે ભદ્રા એ પણ આજે કહી શકાય એમ નથી. તુંગભદ્રા એ એક મોટી સંસ્કૃતિની પ્રતિનિધિ છે. આજે પણ વેદપાઠીઓમાં તુંગભદ્રાને કાંઠે વસતા બ્રાહ્મણોના ઉચ્ચાર આદર્શ અને પ્રમાણભૂત ગણાય છે. વેદોનું અસલી અધ્યયન ભલે સિંધુ અને ગંગાને કિનારે થયું હોય, એમનું યથાર્થ રક્ષણ તો સાયણાચાર્યના કાળથી તુંગભદ્રાને કાંઠે જ થયું છે.

૧૯૨૬–'૨૭

## ૧૧. નેલ્લૂરની પિનાકિની

નેલ્લૂર એટલે ડાંગરનું ગામ. દક્ષિણ હિંદુસ્તાનના ઇતિહાસમાં નેલ્લૂરે પોતાનું નામ કાયમનું કર્યું છે. બેઝવાડાથી મદ્રાસ જતાં નેલ્લૂર રસ્તામાં આવે છે.

ભારત સેવક સમાજવાળા સ્વ. હણમંતરાવે નેલ્લૂરથી થોડે દૂર પલ્લીપાડુ નામના ગામમાં એક આશ્રમ સ્થાપ્યો છે. તે જોવા જતાં સુભગસલિલા પિનાકિનીનું દર્શન થયેલું. શ્રીમતી કનકમ્માના પવિત્ર હસ્તે કાંતેલા સૂતરનું ધોતિયું સ્વીકારી અમે આશ્રમ જોવા ચાલ્યા. થોડે દૂર સુધી તો જ્યાં જુઓ ત્યાં બગીચા. જ્યાંત્યાં નહેરોમાં પાણી દોડે છે, અને લીલી લહેર હસે છે.

પછી આવી રેતી. આગળ, પાછળ, જમણી બાજુ ને ડાબી બાજુ રેતી જ રેતી. પવન પોતાની ઇચ્છા પ્રમાણે ઠેકઠેકાણે રેતીની ટેકરીઓ બાંધતો; અને મન બદલાય એટલે એટલી જ સહેલાઈથી વીંખી નાખતો. આવી રેતીમાં સુખેથી ગુજરાન ચલાવનાર તુંગકાય તાડવૃક્ષો આનંદમાં ડોલતાં હતાં. તાપથી અકળાઈને પોતે પોતાને જ ચમર નાખતાં હતાં કે અમારા જેવા પથિકોની દયા ખાઈને વીંજણો નાખતાં હતાં એ કોણ કહી શકે? બપોરનો તાપ કર્મકાંડી બ્રાહ્મણોની પેઠે કઠોર તપતો હતો. પગ બળતા હતા, માથું તપતું હતું અને શરીરના વચલા ભાગને સમવેદના આપવા માટે તરસ પોતાનું કામ કરતી હતી.

આવી રીતે ત્રિવિધ તાપથી તપ્ત થઈ અમે આશ્રમ પહોંચ્યા, ત્યાં હું એક મોટા ટેકરા પર જઈ ચડચો. અને એકદમ પિનાકિનીનો તરલ પ્રવાહ આંખે ચોંટચો. કેવું શીતળ એનું દર્શન! ઘઉંના રવા જેવી ધોળી રેતી પર સ્ફટિક જેવું પાણી

વહેતું હોય, અને ઉપરથી ભાસ્કરનાં પ્રતાપી કિરણો વરસતાં હોય, એ શોભાનું વર્ણન કોણ કરી શકે? જાણે ચાંદીના રસની કોઠી ભઠ્ઠીનો તાપ ખમી ન શકવાથી ફૂટી ગઈ છે, અને અંદરનો રસ જ્યાં વહેણ મળે ત્યાં દોડયો જાય છે! પવનની દિશા ફરી અને પિનાકિની પરનો ઠંડો પવન આખા શરીરને આનંદ દેવા આવ્યો. પાસેની અમરાઈના એક ઝાડ પર ચડી બે ડાળ વચ્ચે આરામખુરશી જેવું સ્થાન શોધી હું બેસી ગયો. દૂર તાડ ડોલતા હતા. વયોવૃદ્ધ આંબા છાયા ઢાળતા હતા. અને પિનાકિની શીતળ વાયુ ફૂંકતી હતી. નંદનવનમાં પણ આના કરતાં વધુ સુખ મળતું હશે?

નદીકિનારાનું એ કાવ્ય પીને આંખો ઘેરાઈ અને બિડાવા લાગી. સ્વર્ગીય આસનથી ભ્રષ્ટ થવાની બીક ન હોત તો જાગૃતિ આ કાવ્યની તોલે આવે એવું સ્વપ્નકાવ્ય જરૂર મેં ત્યાં જ અનુભવ્યું હોત.

પિનાકિનીનો પટ મોટો છે. સાંભળ્યું કે ચોમાસામાં એ રુદ્રાવતાર ધારણ કરે છે. એ લીલાનાં વર્ણનોની શૈલી પરથી લાગ્યું કે અહીંના લોકોની પિનાકિની પ્રત્યેની ભક્તિ કંઈક ઓર જ છે.

૧૯૨૬–૨૭

## ૧૨. જોગનો ધોધ

છેક નાનપણથી જ, કારવારમાં હતો ત્યારે, ગેરસપ્પા વિશે સાંભળ્યું હતું. તે વખતે સાંભળેલું કે, કાવેરી નદી પહાડ પરથી નીચે પડે છે અને તેનો એટલો બધો અવાજ થાય છે કે બે માઈલ ઉપર જો ગાગરોની ઉતરડ રાખી હોય તો તે હવાના ધબકારાથી પડી જાય. પછી એ ધોધનો અવાજ તો કેટલે સુધી પહોંચતો હશે? પાછળથી જ્યારે ભૂગોળ શીખ્યો ત્યારે મનમાં શંકા આવી કે, કાવેરી તો છેક કુર્ગમાંથી ઊગમ પામી પૂર્વસમુદ્રને મળે છે. એ પશ્ચિમઘાટના પહાડ પરથી નીચે પડી જ ન શકે. ત્યારે ગેરસપ્પામાં પડે છે તે નદી બીજી. એને તો પશ્ચિમ-સમુદ્રને બનતી ઉતાવળે હોન્નાવર પાસે જ મળવું હતું. એટલા માટે સવાસો-દોઢસો માથોડાં જેટલી ઊંચાઈથી એણે ભૂસકો માર્યો છે. એ નદીનું નામ શું?

નાયગરાના ધોધનાં કેટલાંયે વર્ણન વાંચવામાં આવ્યાં હતાં. પ્રકૃતિમાતાએ અમેરિકાને આપેલું એ અદ્ભુત ઘરેણું છે. દુનિયાભરના લોકો એની યાત્રાએ જાય છે. મોટા મજબૂત પીપમાં બેસી એ ધોધમાંથી પસાર થવાના કેટલાક લોકોએ પ્રયત્ન કર્યા, વગેરેનાં વર્ણનો જેમ જેમ વધારે વાંચીએ તેમ કુતૂહલ વધતું જાય. અનેક દિશાએથી લીધેલાં ચિત્રો અને અક્ષિપટો (Bioscopes) નાયગરાને નજર આગળ પ્રત્યક્ષ કરવા લાગ્યાં. જેમ જેમ નાયગરાનું દર્શન આમ વધવા લાગ્યું તેમ તેમ નાનપણમાં સાંભળેલા એ ગેરસપ્પાના ધોધની માનસપૂજા વધતી ગઈ. પછી જ્યારે

જાણ્યું કે નાયગરા તો ફક્ત ૧૬૪ ફૂટની ઊંચાઈથી પડે છે, જ્યારે ગેરસપ્પાની ઊંચાઈ ૯૬૦ ફૂટ છે, ત્યારે તો મારા અભિમાનનો પાર ન રહ્યો. સૌથી મુખ્ય અને દુનિયાનો સૌથી ઊંચો પહાડ હિંદુસ્તાનમાં છે; સિંધુ, ગંગા, અને બ્રહ્મપુત્રા જેવી નદીઓ માટે કોઈ પણ દેશ જરૂર મગરૂર થઈ શકે. સૌથી લાંબી નદી પોતાને જ ત્યાં છે, એમ સિદ્ધ કરવા માટે અમેરિકાને બે નદીઓની લંબાઈ ભેગી કરવી પડી છે. મિસોરી અને મિસિસિપી અલગ અલગ ગણીએ તો એમની લંબાઈ કેટલી? જેમ હિંદુસ્તાનનો ઇતિહાસ પૃથ્વીમાં જૂનામાં જૂનો છે તેમ હિંદુસ્તાનની ભૂરચના પણ આખા જગતમાં અદ્ભુત છે.

હિંદુસ્તાન શું એક ધોધની બાબતમાં હારી જાય? આખી દુનિયાએ કબૂલ કર્યું છે કે અશોક જેવો બીજો સમ્રાટ થયો નથી. ભૂગોળમાં પણ લોકોએ સ્વીકારવું જોઈએ કે ભવ્યતામાં ગેરસપ્પા(એનું સાચું નામ જોગ છે.)ની હારમાં બેસે એવો એકે ધોધ નથી.

કારકળ રાજકીય પરિષદ માટે દક્ષિણ કાનડામાં ગયો હતો ત્યારે આશા બંધાઈ હતી કે અગુંબા ઘાટ ચડી શિમોગા થઈને ગેરસપ્પા જોવા જઈશ. પણ તેમ ન બની શક્યું.

मनसा चिन्तितं कार्यं दैवेनान्यत्र नीयते ।

નિરાશામાં મેં માની લીધું કે, એ ચિરસંચિત આશા આખરે કાયમની વંચિત થઈ અને મારે ગેરસપ્પાનું દર્શન ધ્યાન દ્વારા જ કરવું રહ્યું.

પણ એટલું તો જાણી લીધું હતું કે જોગ મૈસૂર રાજ્યની સરહદ પર છે. ત્યાં જવાના બે રસ્તા છે. ઉપરનો રસ્તો શિમોગા, સાગર, થઈને અને બીજો મુખ તરફનો. એમાં બંદર હોન્નાવરથી હોડીમાં બેસી જંગલો વટાવી ગેરસપ્પાના ગામડા સુધી જવાનું; અને ત્યાંથી ઘાટ ચડવાનો. બંને રસ્તે જઈ આવેલા લોકો કહે છે કે એક બાજુની શોભા બીજે ન મળે; એક કરતાં બીજી ઊતરતી એમ તો ન જ કહેવાય. એક રસ્તે જાઉં અને બીજી બાજુનો સાક્ષાત્ અનુભવ લીધો ન હોય ત્યાં સુધી મારે કબૂલ કરવું જ પડે કે મેં જોગનાં અડધાં જ દર્શન કર્યાં છે.

ગુજરાતમાં રેલસંકટ ચાલતું હતું એ જ અરસામાં ગાંધીજી પોતાના મંદવાડના દિવસો બેંગલોરમાં ગાળતા હતા. હું એમને મળવા ગયો હતો. ત્યાંથી મૈસૂર રાજ્યમાં ફરતા ફરતા, ગાંધીજી સાગર સુધી પહોંચ્યા. શ્રી ગંગાધરરાવ અને રાજ-ગોપાલાચારી સાથે હતા. સાગર ગયા પછી ગેરસપ્પા જોવા ન જવું એ તો મારે માટે અશક્ય હતું. મોટરથી એક જ કલાકનો રસ્તો. શિમોગામાં તુંગાને કિનારે ફરવા ગયા હતા ત્યારે મેં ગાંધીજીને આગ્રહ કર્યો હતો કે, "આપ ગેરસપ્પા કેમ ન આવો? લૉર્ડ કર્ઝન કેવળ ગેરસપ્પા જોવા માટે આ બાજુ ખાસ આવેલા. આ બાજુ આવવાનું ફરી ક્યારે થવાનું હતું?" ગાંધીજી બોલ્યા, "મારાથી આટલોયે સ્વચ્છંદ ન કરી શકાય. તમે જરૂર જાઓ. તમે જોઈ આવશો તો વિદ્યાર્થીઓને ભૂગોળનો એકાદ પાઠ ભણાવશો." મેં ફરી દલીલ કરી, "પણ આ દુનિયાનું એ

એક અદ્ભુત દૃશ્ય છે. નાયગરા કરતાં જોગ છગણો ઊંચો; ૯૬૦ ફૂટ ઉપર થઈને પાણી પડે છે. આપે એક વાર એ જોવો જોઈએ."

"વરસાદનું પાણી આકાશમાંથી પડે છે. એ કેટલે ઊંચેથી પડે છે!" હું હાર્યો. મનમાં કહ્યું, "स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ।"

હું જાણતો હતો કે ગાંધીજીને સંગીતની પેઠે સૃષ્ટિસૌંદર્યનો પણ શોખ ભારે છે. ફરવા જતાં સૂર્યાસ્તની શોભા અથવા વાદળમાંથી ડોકિયું કરતી કોઈ અટૂલી તારાની શોભા તરફ એમણે મારું ધ્યાન કોઈ કાળે ખેંચ્યું નહોતું એમ નથી. પણ પ્રજાની સેવાર્થે ઊપડેલા ગાંધીજી જેવા સેવક મહાત્માઓ સ્વચ્છંદ શી રીતે કરે?

कुलशिखरिणः क्षुद्रा नैते न वा जलराशयः ।

આ એક વાત આમ પતી ગઈ એટલે મેં બીજી વાત ગુજારી. "આપ નથી આવતા એટલે મહાદેવભાઈ પણ નથી આવતા. આપ એમને કહો તો જ એ આવે."

"એની ઇચ્છા હોય તો મહાદેવ ભલે તમારી સાથે જાય. મારી ના નથી, પણ એ નહીં આવે, હું જ એનો ગેરસપ્પા છું."

બાકીના અમે દુન્યવી આદર્શવાળા રહ્યા. ચર્મચક્ષુથી પહાડો પરનો ધોધ જોયા વગર અમને તૃપ્તિ થાય એમ ન હતું. એટલે જમ્યા પહેલાં જ સાગરથી અમે ઊપડ્યા અને મોટરની મદદથી જંગલ પસાર કરવા લાગ્યા. પહાડ કોતરીને રેલવેવાળા જ્યારે ભોંયરું કે બોગદું બનાવે છે ત્યારે આપણને ખૂબ આશ્ચર્ય થાય છે. પણ મુંબઈની વસ્તી કરતાં પણ ગીચ એવાં સહ્યાદ્રિનાં જંગલોમાંથી રસ્તો તૈયાર કરવો એ એથીયે વધારે મુશ્કેલીનું કામ છે. અહીં તમારું ડાયનેમાઈટ (સુરંગ) નહીં ચાલે. થડ તોડ્યા પછી પણ એક એક ઝાડ ડાળોની જાળમાંથી મુક્ત કરવું એ તો હિંદુ-મુસલમાનના ઝઘડા પતાવવા જેટલું અઘરું કામ છે. ખંડાળા ઘાટના ઊંડા ભોંયરામાં અધવચ ગયા પછી જે ભયાનક રમણીયતા માણસ અનુભવે છે તેવી જ સ્થિતિ આ જંગલોમાં અનુભવાય છે. આવાં જંગલોમાં શોભે એવાં પ્રાણી તો હાથી, વાઘ, અને અજગર. આમાં માણસ એવો તો તુચ્છ પ્રાણી દેખાય છે કે, અહીં ક્યાંથી આવી રહ્યો છે એમ જ થાય.

ખેર, અમે જંગલ વટાવીને શરાવતીને કિનારે આવ્યાં. આ તરફ એને ભારંગી પણ કહે છે. ભારંગી એટલે બારગંગે. ગંગા નદી કરતાં બારગણું માહાત્મ્ય આ નદીનું છે એમ અહીંના લોકો માનતા હોય તો આપણે એમની જોડે કજિયો નહીં કરીએ. દરેક બાળકને પોતાની મા જ સર્વશ્રેષ્ઠ લાગે ને! વરસાદ ઝીણો ઝીણો પડતો હતો. અહીં ગગનભેદી મહાવૃક્ષો પણ હતાં, અને નાનાંમોટાં ઝાંખરાં પણ હતાં, અમર ઘાસ પણ હતું અને જમીન તેમ જ ઝાડોની ઘરડી છાલ પર ઊગતી લીલ પણ હતી. સામા કાંઠા ઉપર નાનાંમોટાં ઝાડો નદીનું પાણી કેટલું ઠંડું છે અથવા ઊંડું છે તે તપાસવા માટે પોતાના પાંદડાંવાળા હાથ પાણીમાં નાખતાં હતાં. અને ધુમ્મસનાં કેટલાંક વાદળાં આળસુ પોઠિયાની પેઠે આમતેમ રખડતાં હતાં.

નદી જોઈ કે સવાલ ઊઠે છે, કે આ નદી ક્યાંથી આવી અને ક્યાં જાય છે. મને તો હંમેશ નદી ક્યાંથી આવી છે એ જ સવાલ પ્રથમ ઊઠે છે. ઘણાને પણ એમ જ થતું હશે. એનું કારણ શું ? નદી ક્યાં જાય છે એ તપાસવું સહેલું છે. નદીમાં પડતું મૂક્યું એટલે એ આપણને અનાયાસે સાથે લઈ જાય. હિંમત ન ચાલે તો એકાદ ઝાડનું થડ કોતરીને એમાં બેસો એટલે બસ. પણ ક્યાંથી આવે છે એ તપાસવા માટે પ્રતીપ ગતિએ જવું જોઈએ. એ તો ઋષિઓ જ કરી શકે. ભારંગી કે શરાવતીનાં પાણી પહાડમાંથી આવે છે કે વાદળામાંથી એવી શંકા ઉપ-જાવે એવું તે દિવસનું દૃશ્ય હતું.

હોડીમાં બેસી અમે સામે કાંઠે ગયાં. કાંઠા પરની જમીનમાંથી કેટલાંયે બાળક-ઝરણાં કૂદી કૂદીને નદીમાં પડતાં હતાં. તે પરથી અમે સહેજે અનુમાન બાંધી શક્યાં કે આગલે દિવસે ભારે વરસાદ પડી નદીનું પાણી ખૂબ વધ્યું હતું. આજે તે લગભગ પાંચ ફૂટ ઊતર્યું હતું. હોડી અમને નીચે ઉતારી બાકીના લોકોને લેવા પાછી ગઈ. શાંત પાણીમાં હોડી હલેસાંનો ડબ ડબ અવાજ કરતી જાય અને આવે, એ દૃશ્ય કેટલું મજાનું! અને આપણા પ્રિયજનોને હોડી જ્યારે પોતાના પેટમાં સ્થાન આપી ઊંડા પાણીના પૃષ્ઠ ઉપરથી ખેંચીને લઈ આવે છે ત્યારે ચિંતાનું કશું કારણ ન હોવા છતાં મનને બીક લાગ્યા વગર રહેતી નથી. રાજગોપાલાચાર્ય પોતાના દીકરા અને દીકરીને સાથે લઈ હોડીમાં બેસવા જતા હતા ત્યારે મેં કહ્યું કે, એક કુટુંબના બધા લોકો એકસામટા એક હોડીમાં બેસે એ બરાબર નથી એમ પૂર્વજોએ કહ્યું છે. કાં તો પિતા અમારી સાથે આવે અથવા તો પુત્ર, બંને નહીં. સાથીઓ એ રિવાજની ચર્ચા કરવા લાગ્યા. કોઈને એમાં પ્રતિષ્ઠાની બૂ આવી, કોઈને બીજું કાંઈ સૂઝ્યું. સર્વનાશનો સંભવ ટાળવા માટે એ નિયમ છે એટલુંયે કોઈના ધ્યાનમાં ન આવ્યું. મારે એ અર્થ સ્પષ્ટ કરીને વાતાવરણ વિષણ્ણ કરવું નહોતું. એટલે પૂર્વજોની બુદ્ધિની નિંદા સાંભળતો સાંભળતો હું પેલી પાર પહોંચ્યો. હોડી 'મઝધાર' પહોંચી ત્યારે મંત્ર બોલી આચમન કરવાનું હું ભૂલ્યો નહીં. નદીના દર્શન સાથે સ્નાન, પાન અને દાનનો વિધિ થવો જ જોઈએ. તો જ નદીનો પૂરો સાક્ષાત્કાર કર્યો કહેવાય.

બીજી ટુકડી આવી પહોંચી અને અમે જમણી બાજુને રસ્તે ચાલ્યાં. નદીનો એ ડાબો કાંઠો હતો. રસ્તા પરનાં મોટાં ઝાડો મસીદના થાંભલા જેવાં સીધાં ઊંચાં જતાં જોઈને અમને આનંદ થયો. અમારી ટોળી એટલી મોટી હતી કે, એ નિર્જન અરણ્યમાં જોતજોતામાં અમારો વાર્તાવિનોદ અને અમારું અટ્ટહાસ્ય ચારે કોરે ફેલાયું. પણ કેટલી વાર? અમે કંઈક દૂર ગયાં અને નદીએ પોતાનો ગંભીર ધ્વનિ શરૂ કર્યો. એ અવાજને શાની ઉપમા અપાય! એટલો ગંભીર અવાજ બીજે સાંભળ્યો હોય તો ને? મેઘગર્જના ભીષણ હોય છે ખરી, અને તે આખું આકાશ વ્યાપે છે એ પણ ખરું, પણ તે સતત નથી હોતી. અહીં તો તમે સાંભળી સાંભળીને થાકો તોય અવાજ તો થોભે જ નહીં. અહીં શું વાદળાં તૂટે છે,

કાંઈ ન હતું તેમાંથી આવડી ઊંચી અને ઊંડી સૃષ્ટિ ક્યાંથી પેદા થઈ અને જોત-જોતામાં ફરી ક્યાં અલોપ થઈ, એ જ આશ્ચર્યે અમને ઘેરી લીધાં.

મનમાં થયું કે ભલે એક ક્ષણને માટે પણ જે જોવા આવ્યાં હતાં તે જોયું. અદ્‌ભુત રીતે જોયું. એક ક્ષણને માટે જે દર્શન થયું એના સ્મરણ અને ધ્યાનમાં ગમે ત્યારે ઘડી પછી ઘડીઓ પસાર કરી શકાય.

એટલામાં ધોળી જટાવાળો પેલો પથરો ફરીથી બોલ્યો:

व्यपेतभीः प्रीतमनाः पुनस् त्वं तदेव मे रूपम् अिदं प्रपश्य ।।

ધુમ્મસનું પડળ ફરી દૂર થયું અને હવે તો આ છેડેથી પેલા છેડા સુધી બધું જ સ્પષ્ટ દેખાવા લાગ્યું. સામી બાજુથી છેક ડાબા છેડા પર રાજા ધોધ અર્ધ-ચંદ્રાકાર પથરા પરથી નીચે ભૂસકો મારતો હતો. એનાં પાણી વરસાદના કાદવને લીધે કૉફીના રંગનાં થયાં હતાં. પણ વધારેમાં વધારે પાણી રાજાને જ મળે છે. છાતી ફુલાવતો ફુલાવતો જ્યારે એ સીધો સોંસરો નીચે પડે છે ત્યારે કુદરતની શક્તિ કેટલી અમાપ છે તેનો ખ્યાલ આવે છે. રાજા ધોધનો વિસ્તાર પણ કાંઈ નાનો નથી. અને એની બંને બાજુઓ ઉપર મોટાં મોટાં મોતીના કેટલાયે હારો લટકતા દોડે છે. સાચે જ એ ધોધ રાજા નામને લાયક છે.

એની પડખેના જે ધોધનું દર્શન મને સૌથી પહેલવહેલું થયું હતું તે ખરું જોતાં ત્રીજો હતો. એ વીરભદ્ર. વચલો એક ધોધ રુદ્ર આ બાજુથી સ્પષ્ટ દેખાતો જ નથી. એ પગથિયે પગથિયે બરાડતો આખરે રાજામાં ભળી જાય છે.

છેક જમણી બાજુ એક નાનકડો ધોધ છે. એની કેડ કાંઈક પાતળી છે. એટલે એનું નામ મેં પાર્વતી પાડયું. ધરાઈ ધરાઈને જોયા પછી અમારી વાતો ફરીથી ચાલી. પોતે જે કંઈ જોયું હોય તે બીજાને બતાવવાની હોંશ ન હોય તો તે માણસ, માણસ નથી. માણસ સંચારશીલ છે, સંવાદશીલ છે; પોતે જે અનુભવ્યું, તે જ બીજાઓ પણ અનુભવે છે – અનુભવી શકે છે – એવી ખાતરી કર્યા વગર એને પરમ સંતોષ નથી થતો. રાજાજીએ ધ્યાન ખેંચ્યું, ‘આ નીચે તો જુઓ! આ ઠંડી વરાળના ગોટેગોટા કેવા ઉપર કૂદી આવે છે?’ દેવદાસ કહે, ‘એ પેલાં પક્ષીઓ જુઓ! કેવાં નિર્ભય થઈને ઊડે છે?’ મણિબહેને એવું જ કાંઈક ઉમેર્યું અને લક્ષ્મીએ પોતાના આણ્ણાને તામિલ ભાષામાં ઘણું ઘણું સમજાવી પોતાનો આનંદ વ્યક્ત કર્યો. અમારી સાથે એક ભાઈ હતા તે રસ્તામાં વગર કારણે ચિડાયા હતા. અમે જ્યારે આ સ્વર્ગીય દૃશ્યના આનંદમાં ગાંડાંતૂર થયાં હતાં ત્યારે પેલા ભાઈને પોતાનું માની લીધેલું અપમાન જ વાગોળવું હતું. ચંદ્રશંકરે એની એ સ્થિતિ તરફ મારું ધ્યાન ખેંચ્યું. હું મનમાં બોલ્યો:

पत्रं नैव यदा करीर-विटपे दोषो वसंतस्य किम्?
नोलूकोप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम्?

આ જગતમાં નિરાશા, ગેરસમજ, અપ્રતિષ્ઠા, કે વિયોગ એ સાચાં દુ:ખો

નથી. પણ અહંકાર એ જ મોટામાં મોટું દુ:ખ છે. અહંકારની વિકૃતિ મોટા ધન્વંતરિ પણ દૂર ન કરી શકે.

પેલા ભાઈની અનેક જાતની મૂંઝવણો અને વિકૃતિઓ હું જાણતો હતો. તેથી ગેરસપ્પાના જોગ આગળ પણ એને ચાર ક્ષણ આપ્યા વગર મારાથી રહેવાયું નહીં. મેં એને ગેરસપ્પાની થોડીક માહિતી આપી અને એને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો.

રાજા ધોધની પાછળની બખોલમાં અસંખ્ય પક્ષીઓ રહે છે, અને દૂર દૂરનાં ખેતરોમાંથી વીણી લાવેલા 'ઉચ્છિષ્ટ' અને ઉત્કૃષ્ટ દાણા સંઘરે છે. એ સંગ્રહ એટલો મોટો હોય છે કે સરકાર તરફથી એની હરાજી થાય છે, એમ એક વાર કોઈની પાસેથી સાંભળેલું. મધમાખોનું મધ લૂંટનાર માનવપ્રાણી પક્ષીઓનો સંગ્રહ પણ લૂંટે એમાં નવાઈ શી? જે સંગ્રહ કરે તે લૂંટાયા એવી સૃષ્ટિની જ વ્યવસ્થા દેખાય છે: परिग्रहो भयायैव।

ફરી પડળ ફેલાયું અને મને અંતર્મુખ થઈ વિચારમાં ડૂબી જવાની તક મળી. આવા ભવ્ય દેખાવોનું રહસ્ય શું? ભૂગોળવેત્તાઓ અને ભૂસ્તરશાસ્ત્રીઓ ઝટ કહી દેશે કે અહીંનો પહાડ નિસ્ કોટિનો પથરાના પડનો બનેલો છે. ખીણમાંથી એ કરાડ તૂટી હશે તેથી આસપાસની મોટી માટી ધોવાઈ ગઈ. એક વાર ધોધ શરૂ થયો એટલે નીચલી જમીનને વધુ ને વધુ ઊંડી ખોદતો જાય અને જ્યાંથી ધોધ શરૂ થાય છે તે ખૂણાને ઘસતો જાય. ઉપરનું એ કપાળ જો સખત પથરાનું હોય તો ઊંચાઈ હજારો વર્ષ સુધી ટકે. ધોધથી સમુદ્ર બહુ દૂર નહીં હોવાથી નદીનો આગળનો ભાગ સાફ થઈ ગયો છે અને ધોધની ઊંચાઈ કાયમની રહી છે. આ તો ધોધનું જડ રહસ્ય થયું. કોઈ આધુનિક યાંત્રિકને પૂછો તો તે કહેશે: એકલા ગેરસપ્પાના ધોધમાં એટલું પ્રચંડ સામર્થ્ય છે કે મૈસૂર અને કાનડા બંને જિલ્લાને જોઈએ એટલી શક્તિ એ પૂરી પાડી શકે. પછી તમે એમાંથી વીજળી લો. દરેક શહેર અને ગામડાને પ્રકાશિત કરો, કારખાનાં ચલાવો, અને તમારા મુલકના કે બીજા મુલકના ગમે તેટલા માણસોને મજૂરી વગરના બનાવી દો.

જે કંઈ કુદરત પાસેથી લાભ મળે તે પૃથ્વીનાં બધાં જ બાળકો અંદર અંદર સમજીને વહેંચી લઈએ અને જીવનયાત્રાનો બોજો હળવો કરીએ, એવી બુદ્ધિ માણસોને સૂઝે ત્યારની વાત જુદી છે. પણ આજે તો માણસના હાથમાં કોઈ પણ જાતની શક્તિ આવી ગઈ કે તરત જ એ બીજા માણસો ઉપર સરસાઈ ભોગવવાને જ મથે છે. પછી એ સરસાઈ મારીને મળતી હોય, ગુલામ બનાવીને મળતી હોય, કે અર્ધપેટે રાખીને મળતી હોય.

મૈસૂર રાજ્ય સુધરેલું છે. મોટા મોટા ઍંજિનિયરોએ દીવાનપદ શોભાવીને અહીંની સમૃદ્ધિ વધારવાના પ્રયત્નો કર્યા છે. આખી દુનિયાને જોઈતું ચંદનનું તેલ તો એકલું મૈસૂર રાજ્ય જ પૂરું પાડે છે એમ કહીએ તો એમાં ઝાઝી

કાંઈ ન હતું તેમાંથી આવડી ઊંચી અને ઊંડી સૃષ્ટિ ક્યાંથી પેદા થઈ અને જોતજોતામાં ફરી ક્યાં અલોપ થઈ, એ જ આશ્ચર્યે અમને ઘેરી લીધાં.

મનમાં થયું કે ભલે એક ક્ષણને માટે પણ જે જોવા આવ્યાં હતાં તે જોયું. અદ્ભુત રીતે જોયું. એક ક્ષણને માટે જે દર્શન થયું એના સ્મરણ અને ધ્યાનમાં ગમે ત્યારે ઘડી પછી ઘડીઓ પસાર કરી શકાય.

એટલામાં ધોળી જટાવાળો પેલો પથરો ફરીથી બોલ્યો:

व्यपेतभीः प्रीतमनाः पुनस् त्वं तदेव मे रूपम् अिदं प्रपश्य ।।

ધુમ્મસનું પડળ ફરી દૂર થયું અને હવે તો આ છેડેથી પેલા છેડા સુધી બધું જ સ્પષ્ટ દેખાવા લાગ્યું. સામી બાજુથી છેક ડાબા છેડા પર રાજા ધોધ અર્ધચંદ્રાકાર પથરા પરથી નીચે ભૂસકો મારતો હતો. એનાં પાણી વરસાદના કાદવને લીધે કૉફીના રંગનાં થયાં હતાં. પણ વધારેમાં વધારે પાણી રાજાને જ મળે છે. છાતી ફુલાવતો ફુલાવતો જ્યારે એ સીધો સોંસરો નીચે પડે છે ત્યારે કુદરતની શક્તિ કેટલી અમાપ છે તેનો ખ્યાલ આવે છે. રાજા ધોધનો વિસ્તાર પણ કાંઈ નાનો નથી. અને એની બંને બાજુઓ ઉપર મોટાં મોટાં મોતીના કેટલાયે હારો લટકતા દોડે છે. સાચે જ એ ધોધ રાજા નામને લાયક છે.

એની પડખેના જે ધોધનું દર્શન મને સૌથી પહેલવહેલું થયું હતું તે ખરું જોતાં ત્રીજો હતો. એ વીરભદ્ર. વચલો એક ધોધ રુદ્ર આ બાજુથી સ્પષ્ટ દેખાતો જ નથી. એ પગથિયે પગથિયે બરાડતો આખરે રાજામાં ભળી જાય છે.

છેક જમણી બાજુ એક નાનકડો ધોધ છે. એની કેડ કાંઈક પાતળી છે. એટલે એનું નામ મેં પાર્વતી પાડયું. ધરાઈ ધરાઈને જોયા પછી અમારી વાતો ફરીથી ચાલી. પોતે જે કંઈ જોયું હોય તે બીજાને બતાવવાની હોંશ ન હોય તો તે માણસ, માણસ નથી. માણસ સંચારશીલ છે, સંવાદશીલ છે; પોતે જે અનુભવ્યું, તે જ બીજાઓ પણ અનુભવે છે – અનુભવી શકે છે – એવી ખાતરી કર્યા વગર એને પરમ સંતોષ નથી થતો. રાજાજીએ ધ્યાન ખેંચ્યું, ‘આ નીચે તો જુઓ! આ ઠંડી વરાળના ગોટેગોટા કેવા ઉપર કૂદી આવે છે?’ દેવદાસ કહે, ‘એ પેલાં પક્ષીઓ જુઓ! કેવાં નિર્ભય થઈને ઊડે છે?’ મણિબહેને એવું જ કાંઈક ઉમેર્યું અને લક્ષ્મીએ પોતાના આણ્ણાને તામિલ ભાષામાં ઘણું ઘણું સમજાવી પોતાનો આનંદ વ્યક્ત કર્યો. અમારી સાથે એક ભાઈ હતા તે રસ્તામાં વગર કારણે ચિડાયા હતા. અમે જ્યારે આ સ્વર્ગીય દૃશ્યના આનંદમાં ગાંડાંતૂર થયાં હતાં ત્યારે પેલા ભાઈને પોતાનું માની લીધેલું અપમાન જ વાગોળવું હતું. ચંદ્રશંકરે એની એ સ્થિતિ તરફ મારું ધ્યાન ખેંચ્યું. હું મનમાં બોલ્યો:

पत्रं नैव यदा करीर-विटपे दोषो वसंतस्य किम् ?
नोलूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् ?

નથી. પણ અહંકાર એ જ મોટામાં મોટું દુઃખ છે. અહંકારની વિકૃતિ મોટા ધન્વંતરિ પણ દૂર ન કરી શકે.

પેલા ભાઈની અનેક જાતની મૂંઝવણો અને વિકૃતિઓ હું જાણતો હતો. તેથી ગેરસપ્પાના જોગ આગળ પણ એને ચાર ક્ષણ આપ્યા વગર મારાથી રહેવાયું નહીં. મેં એને ગેરસપ્પાની થોડીક માહિતી આપી અને એને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો.

રાજા ધોધની પાછળની બખોલમાં અસંખ્ય પક્ષીઓ રહે છે, અને દૂર દૂરનાં ખેતરોમાંથી વીણી લાવેલા 'ઉચ્છિષ્ટ' અને ઉત્કૃષ્ટ દાણા સંઘરે છે. એ સંગ્રહ એટલો મોટો હોય છે કે સરકાર તરફથી એની હરાજી થાય છે, એમ એક વાર કોઈની પાસેથી સાંભળેલું. મધમાખોનું મધ લૂંટનાર માનવપ્રાણી પક્ષીઓનો સંગ્રહ પણ લૂંટે એમાં નવાઈ શી? જે સંગ્રહ કરે તે લૂંટાયા એવી સૃષ્ટિની જ વ્યવસ્થા દેખાય છે: परिग्रहो भयायैव।

ફરી પડળ ફેલાયું અને મને અંતર્મુખ થઈ વિચારમાં ડૂબી જવાની તક મળી. આવા ભવ્ય દેખાવોનું રહસ્ય શું? ભૂગોળવેત્તાઓ અને ભૂસ્તરશાસ્ત્રીઓ ઝટ કહી દેશે કે અહીંનો પહાડ નિસ્ કોટિનો પથરાના પડનો બનેલો છે. ખીણમાંથી એ કરાડ તૂટી હશે તેથી આસપાસની મોટી માટી ધોવાઈ ગઈ. એક વાર ધોધ શરૂ થયો એટલે નીચલી જમીનને વધુ ને વધુ ઊંડી ખોદતો જાય અને જયાંથી ધોધ શરૂ થાય છે તે ખૂણાને ઘસતો જાય. ઉપરનું એ કપાળ જો સખત પથરાનું હોય તો ઊંચાઈ હજારો વર્ષ સુધી ટકે. ધોધથી સમુદ્ર બહુ દૂર નહીં હોવાથી નદીનો આગળનો ભાગ સાફ થઈ ગયો છે અને ધોધની ઊંચાઈ કાયમની રહી છે. આ તો ધોધનું જડ રહસ્ય થયું. કોઈ આધુનિક યાંત્રિકને પૂછો તો તે કહેશે: એકલા ગેરસપ્પાના ધોધમાં એટલું પ્રચંડ સામર્થ્ય છે કે મૈસૂર અને કાનડા બંને જિલ્લાને જોઈએ એટલી શક્તિ એ પૂરી પાડી શકે. પછી તમે એમાંથી વીજળી લો. દરેક શહેર અને ગામડાને પ્રકાશિત કરો, કારખાનાં ચલાવો, અને તમારા મુલકના કે બીજા મુલકના ગમે તેટલા માણસોને મજૂરી વગરના બનાવી દો.

જે કંઈ કુદરત પાસેથી લાભ મળે તે પૃથ્વીનાં બધાં જ બાળકો અંદર અંદર સમજીને વહેંચી લઈએ અને જીવનયાત્રાનો બોજો હળવો કરીએ, એવી બુદ્ધિ માણસોને સૂઝે ત્યારની વાત જુદી છે. પણ આજે તો માણસના હાથમાં કોઈ પણ જાતની શક્તિ આવી ગઈ કે તરત જ એ બીજા માણસો ઉપર સરસાઈ ભોગવવાને જ મથે છે. પછી એ સરસાઈ મારીને મળતી હોય, ગુલામ બનાવીને મળતી હોય, કે અર્ધપેટે રાખીને મળતી હોય.

મૈસૂર રાજ્ય સુધરેલું છે. મોટા મોટા એંજિનિયરોએ દીવાનપદ શોભાવીને અહીંની સમૃદ્ધિ વધારવાના પ્રયત્નો કર્યા છે. આખી દુનિયાને જોઈતું ચંદનનું તેલ તો એકલું મૈસૂર રાજ્ય જ પૂરું પાડે છે એમ કહીએ તો એમાં ઝાઝી

અતિશયોક્તિ નથી. હિંદુસ્તાનની મોટામાં મોટી સોનાની ખાણો મૈસૂરમાં જ છે. ભદ્રાવતીના લોખંડના કારખાનાની કીર્તિ વધતી જ જાય છે. અને કૃષ્ણસાગર તળાવ માનવી પરાક્રમનો એક સુંદર નમૂનો છે. એ મૈસૂર રાજ્યને ગેરસપ્પાનો ધોધ વટાવી ખાવાની બુદ્ધિ નથી સૂઝી એમ તો ન જ બને. પણ હજી એ અમલમાં નથી આવી, એટલું જ. આટલી શક્તિનો ઉપયોગ શો કરવો એ સૂઝ્યું નથી, કે સરહદનો ઝઘડો આડે આવે છે, કે ત્રીજું જ કારણ છે તે હું ભૂલી ગયો છું. પણ એટલું ખરું કે ગેરસપ્પાની શોભા હજી એટલી ને એટલી જ પ્રાકૃતિક, ઉદાત્ત અને અક્ષુણ્ણ રહી છે.

ભગિની નિવેદિતાએ કરેલી પ્રખ્યાત તુલનાનું અહીં સ્મરણ થાય છે. કોઈ પણ સ્થાનની રમણીયતા હિંદવાસીને આકર્ષે કે તરત એણે એનું ધાર્મિક રૂપાંતર કર્યું જ છે. હિંદનું હૃદય કોઈ અદ્‌ભુત, રમણીય કે ભવ્ય દૃશ્ય જુએ કે તરત એને થાય છે કે, આ તો ગાય વાછરડાને બોલાવે તેમ પરમાત્મા જીવાત્માને બોલાવે છે. નાયગરાનો ધોધ જો હિંદુસ્તાનમાં ગંગામૈયાના પ્રવાહમાં હોત તો અહીંની જનતાએ એનું કેવું વાતાવરણ કરી મૂક્યું હોત! આમોદપ્રમોદ અને ઉજાણીની ટોળીઓને બદલે અને રેલવેના મુસાફરોને બદલે ધોધની પૂજા કરવા માટે વાર્ષિક અથવા માસિક યાત્રાળુઓનાં ટોળેટોળાં ભેગાં થાત. ભોગવિલાસનાં બધાં સાધન પૂરાં પાડનાર હોટેલોને બદલે ધોધને કાંઠે, અથવા ધોધની વચોવચ પણ, ઊભરાતા હૈયાની ભક્તિ ઠાલવવા માટે મોટમોટાં મંદિરો હોત. સૃષ્ટિનો વૈભવ જોઈ ભપકાદાર અમનચમન અને મોજમજાને બદલે લોકોએ અહીં તપ કર્યું હોત. અને આવડી પ્રચંડ શક્તિને માણસના ફાયદા માટે અને સુખસગવડ માટે બંદીવાન કરવાનું સૂઝવાને બદલે કુદરત સાથેનું ઐક્ય અનુભવતી મસ્તીમાં ભૈરવજાપ ખાઈ પાણીના પ્રવાહમાં પોતાનો જીવનપ્રવાહ ભેળવી દેવાનું જ સૂઝત. સ્વભાવભિન્નતામાં કંઈ બાકી રહે છે!

પણ શું કુદરતની ભવ્યતા જોઈ એમાં પોતાનો દેહ છોડી દેવો એમાં આધ્યાત્મિકતા છે? ના. દેહનાં બંધનો તૂટી જાય, 'ગમે તે ભોગે જીવીશ જ' એ જાતની પામર જીવનાશા માણસ છોડી દે, એમાં આધ્યાત્મિક પ્રગતિ છે એ વિશે શંકા નથી. પણ એ સ્થાયી વૃત્તિ હોવી જોઈએ. ક્ષણિક ઉન્માદનો કાંઈ જ અર્થ નથી. ફના થવાની ઇચ્છા એ દરેક માણસમાં કોક વખતે આવે જ છે. ઇશ્કની એ એક વિકૃતિ છે. એમાં અમુક આધ્યાત્મિક તત્ત્વોની ઝાંખી જોઈ એના પર ફિદા થવું એ મનુષ્યજીવનની મહત્તાને શોભતું નથી. બુદ્ધ ભગવાને પોતાની અચૂક નજરે એને વિભવતૃષ્ણાનું નામ આપી ધિક્કારી કાઢી છે. વિભવ એટલે નાશ. ભગવાન મનુએ પણ એ જ વસ્તુ સ્પષ્ટ શબ્દોમાં કહી છે:

નાભિનન્દેત મરણમ્; નાભિનન્દેત જીવિતમ્ ।।

જેરસપ્પાના જોગ જેવા રોમહર્ષણ દૃશ્ય આગળ યંત્રનો, શક્તિનાં હૉર્સપાવરનો, વીજળીના પ્રકાશનો અને કારખાનાંઓનો વિચાર કરવો એ આત્માને ભૂલી જઈ

બાહ્ય વૈભવનું ધ્યાન કરવા બરાબર છે, એ વિશે શંકા નથી. પણ આસપાસનો મુલક દુષ્કાળથી પીડાતો હોય, લોકો અનેક રોગના ભોગ થઈ પડતા હોય, અને પ્રજાનું એ દુ:ખ દૂર કરવાનો ઉપાય આ ધોધનાં પાણી બીજી રીતે વાપરવાથી જ થતો હોય, તો તે વખતે આપણો કેવો આગ્રહ હોય? સૃષ્ટિસૌંદર્યના રસિયા એવા આપણા ચિત્તના આહ્‌લાદક સાધનને – ધોધને – એમ ને એમ રાખીએ કે આપદ્‌ગ્રસ્ત એવા આપણા ભાઈઓને દુ:ખમુક્ત કરવા માટે એનો ભોગ આપીએ? અનાજ પૂરતું મળતું ન હોય એવે વખતે એને ઠેકાણે અનાજની ખેતી છોડીને ગુલાબની ખેતી કરીએ તો એથી આપણો હૃદયવિકાસ થશે ખરો? ગુલાબમાં કાવ્ય છે, અનાજમાં કારુણ્ય છે. બેમાંથી ક્યું પસંદ કરીએ? ઇંગ્લંડના પ્રાચીન રાજાએ અનેક ગામડાંઓ ઉજ્જડ કરી મૃગયા માટે એનું મહાન ઉપવન તૈયાર કર્યું. રાજા મરદાની રમતનો રસિયો હતો એ વિશે શંકા નથી, પણ સવાલ એ છે કે એને પ્રજાસેવક ગણાય કે નહીં. કળા સામે સેવાનો સવાલ આવીને ઊભો રહે, કાવ્યની કે કારુણ્યની કઈ વૃત્તિ પોષવી એ નક્કી કરવાનું હોય, ત્યારે નિર્ણય કઈ કસોટી પર કસીને આપવો? રોમ બળતું હોય અને નિરો ફિડલ વગાડવા બેસે અને મિથિલા બળતી હોય ને જનક રાજા આધ્યાત્મિક ચર્ચા કરતા હોય એમાં ફરક છે. પ્રજાસેવામાં જેટલું થઈ શકે એટલું બધું કર્યા પછી નાહકની ચિંતામાં હૈયું બાળવા કરતાં હૈયામાં અંતર્યામીનું સ્મરણ દૃઢ કરવાનો પ્રયત્ન આર્યવૃત્તિને સૂચવે છે. મુઠ્ઠીભર લોકોનાં વિલાસ કે ઐશ્વર્ય માટે કુદરતની શક્તિનો ઉપયોગ કરવો અને પ્રાકૃતિક સૌંદર્યનો નાશ કરવો એ અધર્મ છે. પણ પ્રાણીઓના આર્તિનાશથી થતો હૃદયવિકાસ છોડી પ્રકૃતિના વિભૂતિદર્શનમાંથી તે શોધવાની ઇચ્છા રાખવી એ ઇષ્ટ છે કે કેમ એ વિચારવા જેવું છે.

પેલા રિસાયેલા ભાઈ પોતાના કલ્પેલા અપમાનની બળતરામાં સામેના દૃશ્યને ભૂલી ગયા હતા, અને હું મારા તાત્ત્વિક કલ્પનાવિહારમાં શૂન્ય નજરે સામે જોતો હતો. બંને અભાગિયા હતા, કેમ કે કલ્પના કે બળતરા ચલાવવાને માટે પાછળથી ગમે તેટલો વખત મળત. ધુમ્મસનું પડળ ફરી ઘેરાયું. હવે કંઈ ધોધ ફરી દેખાવાનો હતો? રાજાજીએ કહ્યું, ‘ઉનાળામાં જ્યારે ધોધ પડે છે ત્યારે પાણીનાં તુષાર ઉપર જાતજાતનાં ઇંદ્રધનુષ દેખાય છે. તે વખતની શોભા સાવ જુદી જ હોય છે.’ અને ચાંદની રાત્રિમાં પણ કંઈ ધનુષ નથી નીકળતાં તેમ નથી. મૈસૂરનો સર્વ-સંગ્રહ (ગૅઝેટિયર) લખે છે કે, ઘાસના મોટા મોટા ભારા સળગાવી ધોધમાં છોડી દેવાથી અંધારી રાત્રિએ આખી ખીણ સળગી ઊઠી હોય એમ દેખાય છે. કેટલાક લોકોએ રાત્રે આતસબાજીનાં અનેક બાણ છોડીને પણ અહીં અદ્‌ભુત આનંદ મેળવ્યો છે. ઉત્પાતિયો માનવી શું શું ન કરે? મને તો એવું કશું ન ગમે. આવે ઠેકાણે કુદરત જે ખોરાક પીરસે તેની સ્વાભાવિક રુચિ અનુભવવામાં જ ખરી રસિકતા છે. માનવી મસાલા ઉમેરવાથી સ્વાદ અને પાચનશક્તિ બંને બગડી જાય.

હવે અમે બંગલાની અંદર પહોંચ્યાં. સાથે ખાવાનું આણ્યું હતું તે ઉદરસ્થ

કર્યું. અહીંનું પાણી તો પિવાય નહીં, તુરત મલેરિયા તાવ લાગુ પડે. ઘણાખરાઓએ તો ગરમ ગરમ કૉફી પીને જ તરસ છિપાવી. મેં તો તે દિવસે ચાતકની પેઠે વરસાદનાં થોડાંક ટીપાં મેળવીને જ સંતોષ માન્યો.

ધોધનું ફરી એક વાર દર્શન કરી અમે પાછાં ફર્યાં. હવે તો બધી રીતે સ્પષ્ટ થયું કે ધોધ ત્રણ નથી પણ ચાર છે. ડાબી બાજુનો પહેલો મોટો ધોધ તે રાજા. એની પડખેની ખીણમાં આક્રોશ કરતો અને એને આવીને મળનાર 'રોઅરર' (Roarer) તે મારો રુદ્ર. માથા પર ફુવારાની ધોળી જટા ફુલેલી બતાવનાર તે 'રૉકેટ.' તેને હવે વીરભદ્ર કહ્યા વગર છૂટકો નહોતો. અને છેલ્લે આવતા બાજુના ધોધનું તન્વંગી પાર્વતી એ જ નામ મેં કાયમ કર્યું. અંગ્રેજોએ રુદ્રને Roarer નામ આપ્યું છે, વીરભદ્રને Rocket, અને પાર્વતીનું નામ Lady પાડયું છે.

હવે અમે પાછાં ચાલ્યાં. પગે જળો બાઝવાની બીક હતી. અહીંના લોકોએ અમને બધાંને ચેતવણી તો આપી જ હતી કે ચેતીને ચાલજો. જળો ચોંટશે તો ખબરે ન પડે અને લોહી ચુસાશે. મેં કહ્યું, તેની ચિંતા નહીં કરતાં. અંગ્રેજોને ઓળખતા થયા છીએ તો જળોથી નહીં ચેતીએ? છતાં લગભગ એકેએકના પગે એકેક જળો તો ચોંટી જ ગઈ. મારા શરીરમાં લોહીનું ઝાઝું આકર્ષણ નહીં હોવાથી, કે મારું લોહી કડવું હોવાથી, કે કાકદૃષ્ટિથી હું જોઈ જોઈને ચાલતો હતો તેથી, કોણ જાણે હું તો બચી ગયો હતો. અમે થોડાંક આગળ ચાલ્યાં પણ મણિબહેનથી રહેવાયું નહીં. 'જરા રહો. ફરી એક વાર બની શકે તો આ બાજુથી ધોધનાં દર્શન કરી આવું.' 'પણ ધુમ્મસ ઊઘડે જ નહીં તો?' 'ન ઊઘડે તો કંઈ નહીં, પાછાં આવીશું. પણ એક વાર જોવા તો દો.'

પાછા આવતાં રસ્તાનો એક ફાંટો ફંટાયો હતો એ રસ્તે જઈને કેટલાકોએ પાર્વતીનું નજીકથી દર્શન કર્યું અને ત્યાં જમીન લપસણી હોવાથી પાર્વતીને 'વંદે માતરમ્' કહી સાષ્ટાંગ પ્રણિપાત પણ કર્યો!

જતાં જે રસ્તે અજ્ઞાત અને અનનુભૂત દશાનું કાવ્ય અનુભવ્યું હતું તે જ રસ્તે પાછાં વળતાં સંસ્મરણોનું સ્મૃતિકાવ્ય અમે અનુભવવા લાગ્યાં. જોકે એ ને એ જ દૃશ્યો ઊલટી દિશાથી જોવામાં નવીનતા ઓછી ન હતી. જે ઝાડો વિશે, જતાં અમે વાતો કરી હતી એ જ ઝાડો પાછાં આવતાં ધ્યાન ખેંચે જ; એટલે એ ઓળખીતા ભાઈઓને 'કેમ છો' કરીને કુશળ પૂછ્યા વગર તો આગળ શી રીતે જવાય? અને ઝાડ ઝાડ વચ્ચે પ્રેમનો પુલ બાંધનાર વેલાઓ? એમની નમ્રતાને નમન કર્યા વગર આગળ જાય તે અરસિક. અમે ધીમે ધીમે નદીના કાંઠા સુધી આવી પહોંચ્યાં. હવે એ ને એ જ શાંત પ્રવાહ ઉપર થઈને પાછા જવું હતું. ધૂમસનાં વાદળાં વિખેરાયાં હતાં. નદીનાં શાંત પાણી ધીમે ધીમે ધોધ તરફ જતાં જોઈ મારા મનમાં બલિદાન માટે જતાં ઘેટાંના ઝુંડનું ચિત્ર ખડું થયું. મેં એ પાણીને કહ્યું કે, 'આવડું મોટું અધઃપતન તમારા ભાગ્યમાં લખાયેલું છે એનો

ખ્યાલ સરખો તમને નથી, તેથી જ આટલા સ્વસ્થ ચિત્તે તમે આગળ વધો છો. અથવા નહીં—હું જ ભૂલું છું. તમે જીવનધર્મી છો. તમને વિનાશનો ભો શો!

प्रायः कन्दुक–पातेन पतत्यार्यः पतन्नपि ।

જેટલી ઊંચાઈથી પડશો તેટલાં જ ઊંચાં ઊછળશો. તમારી દયા ખાનાર હું કોણ?' શરાવતીનાં પવિત્ર પાણીનો સ્પર્શ કરવા મેં મારો હાથ લંબાવ્યો ત્યાં પાણી ખળખળ હસીને બોલ્યાં, 'न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात! गच्छति' હોડી આ કાંઠે આવી ગઈ અને અમને સૂઝ્યું કે મોટર આ બાજુ જરા નીચે દોડાવીએ તો એ જ ધોધની ફરી જમણી જાત્રા પણ થશે. અમે જઈ આવ્યાં હતાં એ બાજુને મૈસૂર-બાજુ કહે છે અને જમણી બાજુએ જવા ઊપડયાં એ મુંબઈ-બાજુ તરીકે ઓળખાય છે. કેમ કે જોગ બે રાજ્યની સરહદ ઉપર છે.

અહીં તો અમે સાવ નજીક આવી ગયાં. મોટા મોટા ખડક વચ્ચે થઈને હું દોડવા લાગ્યો. બે વરસના માંદા તરીકે મારી ખ્યાતિ ઠીક ઠીક ફેલાયેલી હતી. એટલે મને દોડતો જોઈ રાજાજીને આશ્ચર્ય થયું. કોકે કહ્યું, 'એ તો મહારાષ્ટ્રના માવળા છે અને હિમાલયના યાત્રી પણ ખરા જ. માછલાંને પાણી તેમ આ મરાઠાઓને ડુંગર.' મારે ક્યાં આ વચનો સાંભળવા થોભવું હતું? હું તો દોડતો દોડતો રાજા ધોધને પડખે પેલી પ્રખ્યાત કરાડ છે ત્યાં જઈ પહોંચ્યો. અહીં ઊભા ઊભા નીચે જોવાય જ નહીં. ચક્કર આવીને માણસ પડી જ જાય. કાનમાં ચારે ધોધના અવાજ એટલા ભરાઈ ગયા હતા કે બીજું કંઈ સાંભળવા જેટલી એમાં જગ્યા જ રહી નહોતી. જેમ ધોધનાં પાણી ઉપરથી નીચે ખીણમાં પડી ફરી ઊંચે ઊછળતાં હતાં તેમ કાનમાંથી અવાજ પણ પાછા ઊછળતા હોવા જોઈએ. મારું પ્રથમ ધ્યાન ખેંચ્યું રાજાના ગંડસ્થળ પરથી લટકતા મોતીના હારે, અને જળ-પ્રલયમાંથી લોકોને બચાવવા જેમ વીર તારાઓ ભૂસકો મારે તેમ આ બાજુના ધોધમાં થઈને યુક્તિથી પસાર થનાર પક્ષીઓએ. શું આ પક્ષીઓને આ ધોધની ભીષણ ભવ્યતાનો ખ્યાલ જ નથી આવતો, કે ઈશ્વરે એમનાં હૈયાંમાં એટલી હિંમત પ્રેરી છે? મને લાગે છે કે આગંતુક પક્ષીઓ તો આટલી હિંમત નહીં કરે. આ જોગવાસીઓ અહીં જ જન્મેલાં, ધોધના પડળની સુરક્ષિતતામાં ઊછરેલાં. સિંહનાં બચ્ચાં સિંહણથી ન ડરે. સાગરનાં માછલાં મોજાંઓમાં માણે, તેવી જ રીતે આ જોગનાં બાળકો જોગ સાથે રમતાં હશે.

રાજધોધ મૈસૂર-બાજુએ દૂરથી જોયો હતો ત્યારે એની અસર જુદી થતી હતી. અહીં તો જાણે હાથીના ગંડસ્થળ ઉપર જ સૂતાં હોઈએ એટલાં નજીક અમે હતાં. ઉપરનાં પાણી ધોધ તરફ એવાં તો ખેંચાતાં હતાં કે જાણે કોઈ મહા-પ્રજા જાણ્યેઅજાણ્યે, મને-કમને મહાન ક્રાંતિ તરફ ધસતી હોય! મહાપ્રજા જ્યારે સામાજિક અને રાજકીય સુધારાઓના વેગમાં તણાય છે ત્યારે આગળ શું આવવા-નું છે એનો એને ખ્યાલ નથી હોતો. અને ખ્યાલ હોય તોય, 'આપણી બાબતમાં એ સાચું નહીં ઠરે, આપણે હેમખેમ બચી જઈશું,' એવી આંધળી આશા રાખે છે. દરમ્યાન સુધારાના કેંદ્ર વધતાં જ જાય છે. એને જ્યારે લોકો સંયમ પૂર્વક

સ. સં. ૨–૩૪

છે, જ્યારે મૉડરેટ લોકો આંધળા થઈ બેજવાબદાર લોકો જોડે ભળી જાય છે અને પછી ઇચ્છે તોય પાછા ફરી શકતા નથી! અથવા પોતે પાછા ફરે તોય શું? ધનુષ્યમાંથી છૂટેલું બાણ કોઈ કાળે પાછું ખેંચાયું છે? જે અટળ ન હોય તે ક્રાંતિ શાની?

ધોધનાં પાણી નીચે ક્યાં પહોંચે છે એ જોવું કે જાણવું અશક્ય હતું. કેમ કે ઊછળતાં પાણીનાં મોટાં મોટાં વાદળાં ધોધના પગને વીંટળાઈ વળ્યાં હતાં. શું એ પાણીનો ગાંડો ઉત્સવ! જાણે મહાદેવ સંહારકારી તાંડવ નૃત્ય જ નાચી રહ્યા છે અને સામેનો રુદ્ર એને તાલ દે છે. પણ રોમાંચકારી શોભાનો પરમ ઉત્કર્ષ તો પેલો વીરભદ્ર જ બતાવે છે. તમને લાગે જ નહીં કે અહીં પાણી પડે છે, પાણી ઊડે છે. મોટી મોટી તોપોમાંથી ગોળાને જોરે કોરા લોટના ફુવારા ઊડતા હોય એવો એ દેખાવ હતો. એ દેખાવનું વર્ણન શબ્દમાં આવી જ ન શકે, કેમ કે શબ્દો 'શાંતિ અને વ્યવસ્થા' વચ્ચે ઊછરેલા હોય છે.

અમે પડ્યાં પડ્યાં અહીંથી આ દૃશ્ય ધરાઈને જોયું. અથવા સાચું કહીએ તો ગમે તેટલા પડ્યા હોઈએ તોયે ધરાવું અશક્ય છે એની ખાતરી થાય ત્યાં સુધી જોયું. અમે ઊઠીને પાછાં ફર્યાં. પાછા ફરવું સહેલું નહોતું. એકાદ જણ ઊઠે જ નહીં. એને ખેંચી લાવવા બીજો જાય એ પોતે જ એ નયનોત્સવમાં ચોંટી જાય. પહેલો પસ્તાય અને ઊઠે તોય બોલાવવા પાછો ગયેલો ઊઠે નહીં. અને જ્યાં બંને માંડ સંયમ કરી પાછા ફરે છે ત્યાં બંને ઉપર ચિડાઈને વઢવા આવેલા ત્રીજા ભાઈ એક ઘડીક માટે આંખને તૃપ્ત કરવા માટે ત્યાં ઊભા રહે અને પેલા બે જણના સંયમને જરાક મોળો કરે. બે જણના મનમાં થાય: આટલા ચિડાયેલા સમાજનિયંતા ભાઈ જેટલી છૂટ લે છે તેટલી આપણે લઈએ તો તેમાં કશું ખોટું નથી. આપણે ક્યાં એમના કરતાં વધારે સંયમી હોવાનો દાવો કરીએ છીએ? મને થયું કે એ પેલા ખડક ઉપર પહોંચું તો રાજાના પાણીમાં પગ બોળી શકું. પણ નદીનાં પાણી સહેજ વધતાં હતાં એમાં એ ખડક નાનો સરખો બેટ થયો હતો એટલે રાજાજીએ મને વાર્યો. મને પણ થયું કે એમનું નહીં માનું તો બેવડી ઉદ્ધતાઈ થાય. રાજાજીની આજ્ઞા કેમ ઉથાપાય? અને 'રાજા'ને માથે પગ કેમ મુકાય?

અમે પાછાં વળ્યાં. ભક્તિ, વિસ્મય, માનવી જીવનની ક્ષણભંગુરતા, દૃશ્યની ભવ્યતા, આ ક્ષણની ધન્યતા, એમ કેટલીયે વૃત્તિનાં વાદળાં હૈયામાં ભરાયાં હતાં અને ત્યાંથી પેલા વીરભદ્રની પેઠે માથામાં પોતાનાં બાણ છોડતાં હતાં. વિચારની આ આતશબાજી અદ્ભુત હોય છે. હૃદયમાંથી બાણ છૂટે અને સોંસરું માથા સુધી પહોંચી ત્યાં ફૂટે ત્યારે સ્વસ્થ શરીર કેવું અસ્વસ્થ થઈ જાય છે, એનો જેણે અનુભવ કર્યો હોય તે જ એનો ચમત્કાર જાણે.

જઈ બેઠા છે અને ભક્તોએ ત્યાં એક મંદિર બાંધ્યું જ છે. પછી એ પૂના પાસેની પર્વતી હોય, ચંપાનગરી પાસેનું પાવાગઢ હોય, જૂનાગઢ પાસેનું ગિરનાર હોય કે હિમાલય પાસેનું કૈલાસ શિખર હોય. દક્ષિણ તરફ દોડનારી નદી અમુક ઠેકાણે ઉત્તરવાહિની થઈ છે? ચાલો ત્યાં ગોઠવો એક તીર્થ. કરોડો લોકો આવે અને પાવન થઈ જાય. મોટી મોટી બે નદીઓ એકબીજીને મળે છે? તો એ પ્રયાગ ઉપર આપણા સંતોએ ત્રીજી પોતાની સરસ્વતી વહેવડાવી જ છે. બધી યાત્રાઓ પૂરી થઈ અને સમુદ્ર સુધી પહોંચ્યાં? ત્યાં ભક્તોએ જગન્નાથને અથવા સેતુબંધ મહાદેવને બેસાડ્યા જ છે. જ્યાં જમીનનો અંત દેખાયો ત્યાં કાં તો કન્યાકુમારી હોય અથવા દેવેન્દ્ર હોય. લાંબા લાંબા રણમાં એકાદ સરોવર દેખાય તો એ નારાયણનું જ સરોવર છે, એની પૂજા થવી જ જોઈએ. અને ક્ષીરભવાની!

આપણા સંત કવિઓએ તીર્થસ્થળો ક્યાં ક્યાં કલ્પ્યાં છે એ શોધવા જઈએ તો હિંદુસ્તાનની આખી ભૂગોળ પૂરી કરવી પડશે. મુસલમાન સંતોએ અને રોમન કૅથલિક પાદરીઓએ પણ આપણા દેશમાં એવી જ રીતે અદ્ભુત કાવ્યમય સ્થાનો પસંદ કર્યાં છે અને ત્યાં પૂજા-પ્રાર્થનાની સગવડ કરી છે. ત્યારે આ ધોધ પાસે મંદિર કેમ નથી? શું જીવનરાશિનો આવડો મોટો અધઃપાત જોઈ મુનિઓ ખિન્ન થયા હશે? ભૈરવઘાટીની માફક અહીં દેહ છોડી દેવાનો કેફ પેદા થશે એ ખ્યાલથી લોકસંગ્રહકાર મુનિઓએ લોકયાત્રા માટે આ સ્થાન નાપસંદ કર્યું હશે? અથવા મગજને ભરી દેનાર અખંડ અને ભીષણ ગર્જના ધ્યાનને માટે અનુકૂળ નથી એમ સમજીને ઉપાસકો અહીંથી વિમુખ થયા હશે? અથવા આ ધોધ પોતે જ અભયબ્રહ્મની મૂર્તિ છે, એની પડખે ધ્યાન ખેંચે એવી કઈ મૂર્તિ ઊભી કરવી, એ મૂંઝવણમાં તેઓ નિવૃત્ત થયા હશે? કોણ કહી શકે? આપણા પૂર્વજોએ અહીં મંદિર ન બાંધ્યું એનું મને જરાય દુઃખ નથી, પણ એમણે આ સ્થાન જોઈ સૂઝેલા ભાવોનું એકાદ તાંડવસ્તોત્ર તો જરૂર લખવું જોઈતું હતું. પાર્થિવ મૂર્તિ જ્યાં કામ ન આવે ત્યાં વાઙ્મયી મૂર્તિ જરૂર ઉદ્દીપક થઈ શકે છે.

આ બધી શોભા અમે ધોધને માથેથી જોતાં હતાં. હોન્નાવર તરફથી આવનાર લોકો ઉત્તર કાનડા જિલ્લાના મહાકાંતારમાં થઈને જ્યારે આવે છે ત્યારે એમને નીચેથી આ ધોધનું આ-પાદ-મસ્તક દર્શન થતું હશે. કયું સારું એ અનુભવ્યા વગર કોણ કહી શકે? અને અનુભવ્યા પછીયે શું? કુદરતની જુદી જુદી વિભૂતિ-ઓમાં કોઈ કાળે સરખામણી થઈ છે! હિમાલયની ભવ્યતા, સાગરની ગંભીરતા, રણની ભીષણતા અને આકાશની નમ્ર અનંતતા વચ્ચે કોણ સરખામણી કે પસંદગી કરી શકે? એટલે એક વાર હોન્નાવરને રસ્તે જોગને દર્શને આવવું જોઈએ.

દરિયાઈ કાફલાનો અનુભવ લઈને કુશળ થયેલા કેટલાક લશ્કરી અમલદારો ધોધનું માપ લેવા આવ્યા હતા અને પારણામાં લટકતા ધોધ પાછળ પહોંચી ગયા હતા, તેમને કેવો અનુભવ થયો હશે? જોગિયાં પક્ષીઓએ એમનું કેવું સ્વાગત

કર્યું હશે? ધોધના પડદામાંથી અંદર ફેલાતો બહારનો પ્રકાશ એમને કેવો દેખાયો હશે? અને અંધારી રાત્રીએ ધોધ પાછળ જો ઘાસ સળગાવીને મોટો પ્રકાશ કર્યો હોય તો આખી ખીણમાં કેવી ગંધર્વનગરી પેદા થાય એની કલ્પના કોઈને આવી છે! જ્યારે અહીં વીજળીનું કારખાનું થશે ત્યારે કેટલાક કલ્પનાશૂરો જરૂર આ ધોધ પાછળ વીજળીની બત્તીઓની હાર ગોઠવવાના અને દુનિયાએ ન જોયેલી એવી ઈન્દ્રજાળ પાથરવાના. તે વખતે આખી ખીણ એક મહાન રંગભૂમિ થશે અને ચારે ખંડના ભૂદેવો એ જોવા અવતરશે. પણ તે વખતે કોઈને ઈશ્વરનું સ્મરણ થશે ખરું? માણસે પોતાની બુદ્ધિશક્તિ ઈશ્વરને ઓળખવાને માટે વાપરવાને બદલે ઈશ્વરને ભૂલી જવાની યુક્તિઓ અને પદ્ધતિઓ શોધવામાં જ વાપરી લાગે છે!

વખતે એમ પણ હોય કે બુદ્ધિ બધી રીતે હાર્યા પછી જ ઈશ્વરને વધારે સારી રીતે સમજી શકશે.

દરેક વસ્તુને અંત આવે છે એટલે અમારી આ જોગ-યાત્રાનો પણ અંત આવ્યો. અત્યંત પવિત્ર અને મીઠાં સ્મરણો સાથે અમે પાછાં ફર્યાં. પણ ફરી એક વાર અહીં આવવાની વાસના તો રહી જ ગઈ. એટલે પુનરાગમનાય ચ એવા શાસ્ત્રોક્ત શબ્દોથી જ અમે ભારતવૈભવની આ અસાધારણ વિભૂતિની વિદાય લઈ શક્યાં.

સપ્ટેમ્બર, ૧૯૨૭

## ૧૩. જોગના ધોધનું પુનર્દર્શન

હિમાલય, વિંધ્ય અને સહ્યાદ્રિ જેવા ઉત્તુંગ પર્વતો; ગંગા, સિંધુ, નર્મદા, બ્રહ્મપુત્ર જેવી સુદીર્ઘ નદ-નદીઓ; ચિલકા, વુલર તથા મંચર જેવાં પ્રસન્ન સરોવરો જે દેશમાં વિરાજતાં હોય તે દેશમાં એકાદ મહાન, ભીષણ અને રોમાંચકારી જલ-પ્રપાત ન હોય તો પ્રકૃતિમાતા કેવી રીતે કૃતાર્થતા અનુભવે? દક્ષિણ હિંદમાં આવેલા કારવાર જિલ્લા તથા મૈસૂર સંસ્થાનની સરહદ ઉપર એવો એક ધોધ છે કે જે જગતમાં અદ્વિતીય અથવા સર્વશ્રેષ્ઠ પદનો એકમાત્ર ભોક્તા ન હોય તોય એવા સર્વશ્રેષ્ઠ ધોધમાંનો એક છે એમાં શંકા નથી. અંગ્રેજો તેને 'ગેરસપ્પા ફૉલ્સ'ને નામે ઓળખે છે તેનું દેશી નામ 'જોગ' છે.

લૉર્ડ કર્ઝન જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે જોગનો ધોધ જોવા તે એટલો ઉત્સુક થયો હતો કે આ દેશમાં આવ્યા પછી પહેલી તકનો લાભ લઈ તે જોગ-નો ધોધ જોવા ગયો, અને તેના અદ્ભુત સૌંદર્યથી તેણે પોતાની આંખો ઠારી. તે વખત પછી આપણા દેશમાં આ ધોધની પ્રતિષ્ઠા વધી. જે જગ્યાએથી લૉર્ડ

કર્ઝને ધોધ જોઈ પોતાની જાતને કૃતાર્થ કરી તે જગ્યાએ મૈસૂર સરકારે એક બાંકડો મુકાવ્યો છે. તેને 'કર્ઝન' સીટ કહે છે.

ધોધની નજીકમાં જ મૈસૂર સરકારે એક અતિથિશાળા બંધાવી છે. ત્યાં મહેમાનોની નામાવળીમાં કુદરતપ્રેમી દેશી-પરદેશી પ્રવાસીઓએ વખતોવખત પોતાના આનંદોદ્‌ગાર લખી મૂક્યા છે. આ ઉદ્‌ગારોનો જ એક સંગ્રહ છાપવામાં આવે તો તે પ્રકૃતિ-કાવ્યનો એક અસાધારણ ગુચ્છ થાય. એ આખું કાવ્ય ઊંચી કક્ષાનું હોત તોપણ જોગના પ્રત્યક્ષ દર્શનથી તો તેની અપૂર્ણતા જ સિદ્ધ થાય છે અને મોઢામાંથી એકદમ ઉદ્‌ગાર બહાર પડે છે:

एतावान् अस्य महिमा अतो ज्यायांश्च पूरुषः ।

શરાવતી એક નાનકડી નદી. છતાં તેનાં ત્રણ ત્રણ નામ શા માટે પડયાં હશે? પ્રથમ તે ભારંગી અથવા બારગંગા નામથી ઓળખાય છે; વચલા ભાગમાં તેને શરાવતી કહે છે; અને જ્યાં તે પ્રૌઢપણે સમુદ્રને જઈ મળે છે ત્યાં તેને બાલનદી કહે છે! શરાવતીના પ્રવાહે એ રોમાંચકારી પ્રપાતનું રૂપ ધારણ ન કર્યું હોત તોયે તેણે પોતાના કુદરતી સૌંદર્ય વડે માણસનું મન હરણ કર્યું જ હોત. પણ એવું થાત તો તે હિંદુસ્તાનની અનેક રૂપાળી નદીઓમાંની જ એક નદી ગણાત. આ પ્રપાતને કારણે નાનકડી શરાવતી નદી ભારતવર્ષની એક અદ્વિતીય સરિતા થઈ બેઠી છે.

જોગના અલૌકિક દૃશ્યનું દર્શન કરવા માટે રાજાજી તથા બીજા મિત્રો જોડે હું પ્રથમ ગયો હતો તે વખતના તે અદ્‌ભુત દૃશ્યના દર્શનથી એક કુતૂહલ તૃપ્ત થવા માંડયું, એટલામાં તો માનવી-સ્વભાવને અનુસરી એક નવો સંકલ્પ મનમાં ઊઠયો, કે આટલી ઊંચાઈએથી કૂદકો માર્યા પછી આ નદી આગળ ક્યાં જાય છે, ત્યાં કેવી દેખાય છે, અને સરિત્પતિ જોડે તેનો મેળાપ કેવી રીતે થાય છે એ બધું એક વખત જાતે જોવું જોઈએ. અને બની શકે તો બાળક બનીને શરાવતીના વક્ષ:સ્થળ ઉપર નૌકાવિહાર કરવો જોઈએ. અંતરાત્માની આ જિજ્ઞાસાને સત્યસંકલ્પ પરમેશ્વરે સાશીર્વાદ વધાવી લીધી અને એક તપનો અવધિ પૂરો થતાં પહેલાં જોગનું બીજી વાર દર્શન લેવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. પહેલી વાર અમે ઉપરની બાજુએથી ધોધ તરફ ગયા હતા; આ વખતે નદીના મુખ તરફથી પ્રવેશ કરી હોડીમાં બેસીને અમે પ્રતીપ-પ્રવાસ કર્યો અને હોડી અટકી પડી ત્યાંથી તૈલવાહન(મોટર)ની સહાયથી ઘાટ ચડીને ધોધને માથે જઈ પહોંચ્યા.

ત્યાં શરાવતીના અર્ધચંદ્રાકાર દરીમાં ચાર ધોધ છે. જમણી બાજુએ 'રાજા' નામનો ધોધ છે તે ઉપરથી એકદમ ૯૬૦ ફૂટ નીચે કૂદકો મારે છે. એનું રાજા નામ યથાર્થ જ છે. તેનો જલરાશિ, તેનો ઉન્માદ, અને તેની હિંમત કોઈ જગ-દેકસમ્રાટને શોભે તેવાં છે જ. તેની ડાબી બાજુએ મહારુદ્રની જેમ ગર્જના કરનારો 'રુદ્ર (Roarer) પ્રપાત' રાજાના ચરણ ઉપર જઈ પડે છે. રુદ્રની ઘોર ગર્જના આસપાસની ટેકરીઓ તથા ખીણને માઈલો સુધી નિનાદિત કરી મૂકે

કર્યું હશે? ધોધના પડદામાંથી અંદર ફેલાતો બહારનો પ્રકાશ એમને કેવો દેખાયો હશે? અને અંધારી રાત્રીએ ધોધ પાછળ જો ઘાસ સળગાવીને મોટો પ્રકાશ કર્યો હોય તો આખી ખીણમાં કેવી ગંધર્વનગરી પેદા થાય એની કલ્પના કોઈને આવી છે! જ્યારે અહીં વીજળીનું કારખાનું થશે ત્યારે કેટલાક કલ્પનાશૂરો જરૂર આ ધોધ પાછળ વીજળીની બત્તીઓની હાર ગોઠવવાના અને દુનિયાએ ન જોયેલી એવી ઈન્દ્રજાળ પાથરવાના. તે વખતે આખી ખીણ એક મહાન રંગભૂમિ થશે અને ચારે ખંડના ભૂદેવો એ જોવા અવતરશે. પણ તે વખતે કોઈને ઈશ્વરનું સ્મરણ થશે ખરું? માણસે પોતાની બુદ્ધિશક્તિ ઈશ્વરને ઓળખવાને માટે વાપરવાને બદલે ઈશ્વરને ભૂલી જવાની યુક્તિઓ અને પદ્ધતિઓ શોધવામાં જ વાપરી લાગે છે!

વખતે એમ પણ હોય કે બુદ્ધિ બધી રીતે હાર્યા પછી જ ઈશ્વરને વધારે સારી રીતે સમજી શકશે.

દરેક વસ્તુને અંત આવે છે એટલે અમારી આ જોગ-યાત્રાનો પણ અંત આવ્યો. અત્યંત પવિત્ર અને મીઠાં સ્મરણો સાથે અમે પાછાં ફર્યાં. પણ ફરી એક વાર અહીં આવવાની વાસના તો રહી જ ગઈ. એટલે पुनरागमनाय च એવા શાસ્ત્રોક્ત શબ્દોથી જ અમે ભારતવૈભવની આ અસાધારણ વિભૂતિની વિદાય લઈ શક્યાં.

સપ્ટેમ્બર, ૧૯૨૭

## ૧૩. જોગના ધોધનું પુનર્દર્શન

હિમાલય, વિંધ્ય અને સહ્યાદ્રિ જેવા ઉત્તુંગ પર્વતો; ગંગા, સિંધુ, નર્મદા, બ્રહ્મપુત્ર જેવી સુદીર્ઘ નદ-નદીઓ; ચિલકા, વુલર તથા મંચર જેવાં પ્રસન્ન સરોવરો જે દેશમાં વિરાજતાં હોય તે દેશમાં એકાદ મહાન, ભીષણ અને રોમાંચકારી જલ-પ્રપાત ન હોય તો પ્રકૃતિમાતા કેવી રીતે કૃતાર્થતા અનુભવે? દક્ષિણ હિંદમાં આવેલા કારવાર જિલ્લા તથા મૈસૂર સંસ્થાનની સરહદ ઉપર એવો એક ધોધ છે કે જે જગતમાં અદ્વિતીય અથવા સર્વશ્રેષ્ઠ પદનો એકમાત્ર ભોક્તા ન હોય તોય એવા સર્વશ્રેષ્ઠ ધોધમાંનો એક છે એમાં શંકા નથી. અંગ્રેજો તેને 'ગેરસપ્પા ફૉલ્સ'ને નામે ઓળખે છે તેનું દેશી નામ 'જોગ' છે.

લૉર્ડ કર્ઝન જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે જોગનો ધોધ જોવા તે એટલો ઉત્સુક થયો હતો કે આ દેશમાં આવ્યા પછી પહેલી તકનો લાભ લઈ તે જોગ-નો ધોધ જોવા ગયો, અને તેના અદ્‌ભુત સૌંદર્યથી તેણે પોતાની આંખો ઠારી. તે વખત પછી આપણા દેશમાં આ ધોધની પ્રતિષ્ઠા વધી. જે જગ્યાએથી લૉર્ડ

કર્ઝને ધોધ જોઈ પોતાની જાતને કૃતાર્થ કરી તે જગ્યાએ મૈસૂર સરકારે એક બાંકડો મુકાવ્યો છે. તેને 'કર્ઝન' સીટ કહે છે.

ધોધની નજીકમાં જ મૈસૂર સરકારે એક અતિથિશાળા બંધાવી છે. ત્યાં મહેમાનોની નામાવળીમાં કુદરતપ્રેમી દેશી-પરદેશી પ્રવાસીઓએ વખતોવખત પોતાના આનંદોદ્‌ગાર લખી મૂક્યા છે. આ ઉદ્‌ગારોનો જ એક સંગ્રહ છાપવામાં આવે તો તે પ્રકૃતિ-કાવ્યનો એક અસાધારણ ગુચ્છ થાય. એ આખું કાવ્ય ઊંચી કક્ષાનું હોત તોપણ જોગના પ્રત્યક્ષ દર્શનથી તો તેની અપૂર્ણતા જ સિદ્ધ થાય છે અને મોઢામાંથી એકદમ ઉદ્‌ગાર બહાર પડે છે:

एतावान् अस्य महिमा अतो ज्यायांश्च पूरुषः ।

શરાવતી એક નાનકડી નદી. છતાં તેનાં ત્રણ ત્રણ નામ શા માટે પડયાં હશે? પ્રથમ તે ભારંગી અથવા બારગંગા નામથી ઓળખાય છે; વચલા ભાગમાં તેને શરાવતી કહે છે; અને જ્યાં તે પ્રૌઢપણે સમુદ્રને જઈ મળે છે ત્યાં તેને બાલનદી કહે છે! શરાવતીના પ્રવાહે એ રોમાંચકારી પ્રપાતનું રૂપ ધારણ ન કર્યું હોત તોયે તેણે પોતાના કુદરતી સૌંદર્ય વડે માણસનું મન હરણ કર્યું જ હોત. પણ એવું થાત તો તે હિંદુસ્તાનની અનેક રૂપાળી નદીઓમાંની જ એક નદી ગણાત. આ પ્રપાતને કારણે નાનકડી શરાવતી નદી ભારતવર્ષની એક અદ્વિતીય સરિતા થઈ બેઠી છે.

જોગના અલૌકિક દૃશ્યનું દર્શન કરવા માટે રાજાજી તથા બીજા મિત્રો જોડે હું પ્રથમ ગયો હતો તે વખતના તે અદ્‌ભુત દૃશ્યના દર્શનથી એક કુતૂહલ તૃપ્ત થવા માંડયું, એટલામાં તો માનવી-સ્વભાવને અનુસરી એક નવો સંકલ્પ મનમાં ઊઠયો, કે આટલી ઊંચાઈએથી કૂદકો માર્યા પછી આ નદી આગળ ક્યાં જાય છે, ત્યાં કેવી દેખાય છે, અને સરિત્પતિ જોડે તેનો મેળાપ કેવી રીતે થાય છે એ બધું એક વખત જાતે જોવું જોઈએ. અને બની શકે તો બાળક બનીને શરાવતીના વક્ષ:સ્થળ ઉપર નૌકાવિહાર કરવો જોઈએ. અંતરાત્માની આ જિજ્ઞાસાને સત્યસંકલ્પ પરમેશ્વરે સાશીર્વાદ વધાવી લીધી અને એક તપનો અવધિ પૂરો થતાં પહેલાં જોગનું બીજી વાર દર્શન લેવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. પહેલી વાર અમે ઉપરની બાજુએથી ધોધ તરફ ગયા હતા; આ વખતે નદીના મુખ તરફથી પ્રવેશ કરી હોડીમાં બેસીને અમે પ્રતીપ-પ્રવાસ કર્યો અને હોડી અટકી પડી ત્યાંથી તૈલવાહન(મોટર)ની સહાયથી ઘાટ ચડીને ધોધને માથે જઈ પહોંચ્યા.

ત્યાં શરાવતીના અર્ધચંદ્રાકાર દરીમાં ચાર ધોધ છે. જમણી બાજુએ 'રાજા' નામનો ધોધ છે તે ઉપરથી એકદમ ૯૬૦ ફૂટ નીચે કૂદકો મારે છે. એનું રાજા નામ યથાર્થ જ છે. તેનો જલરાશિ, તેનો ઉન્માદ, અને તેની હિંમત કોઈ જગ-દેકસમ્રાટને શોભે તેવાં છે જ. તેની ડાબી બાજુએ મહારુદ્રની જેમ ગર્જના કરનારો 'રુદ્ર (Roarer) પ્રપાત' રાજાના ચરણ ઉપર જઈ પડે છે. રુદ્રની ઘોર ગર્જના આસપાસની ટેકરીઓ તથા ખીણને માઈલો સુધી નિનાદિત કરી મૂકે

કર્યું હશે? ધોધના પડદામાંથી અંદર ફેલાતો બહારનો પ્રકાશ એમને કેવો દેખાયો હશે? અને અંધારી રાત્રીએ ધોધ પાછળ જો ઘાસ સળગાવીને મોટો પ્રકાશ કર્યો હોય તો આખી ખીણમાં કેવી ગંધર્વનગરી પેદા થાય એની કલ્પના કોઈને આવી છે! જ્યારે અહીં વીજળીનું કારખાનું થશે ત્યારે કેટલાક કલ્પનાશૂરો જરૂર આ ધોધ પાછળ વીજળીની બત્તીઓની હાર ગોઠવવાના અને દુનિયાએ ન જોયેલી એવી ઇન્દ્રજાળ પાથરવાના. તે વખતે આખી ખીણ એક મહાન રંગભૂમિ થશે અને ચારે ખંડના ભૂદેવો એ જોવા અવતરશે. પણ તે વખતે કોઈને ઈશ્વરનું સ્મરણ થશે ખરું? માણસે પોતાની બુદ્ધિશક્તિ ઈશ્વરને ઓળખવાને માટે વાપરવાને બદલે ઈશ્વરને ભૂલી જવાની યુક્તિઓ અને પદ્ધતિઓ શોધવામાં જ વાપરી લાગે છે!

વખતે એમ પણ હોય કે બુદ્ધિ બધી રીતે હાર્યા પછી જ ઈશ્વરને વધારે સારી રીતે સમજી શકશે.

દરેક વસ્તુને અંત આવે છે એટલે અમારી આ જોગ-યાત્રાનો પણ અંત આવ્યો. અત્યંત પવિત્ર અને મીઠાં સ્મરણો સાથે અમે પાછાં ફર્યાં. પણ ફરી એક વાર અહીં આવવાની વાસના તો રહી જ ગઈ. એટલે पुनरागमनाय च એવા શાસ્ત્રોક્ત શબ્દોથી જ અમે ભારતવૈભવની આ અસાધારણ વિભૂતિની વિદાય લઈ શક્યાં.

**સપ્ટેમ્બર, ૧૯૨૭**

# ૧૩. જોગના ધોધનું પુનર્દર્શન

હિમાલય, વિંધ્ય અને સહ્યાદ્રિ જેવા ઉત્તુંગ પર્વતો; ગંગા, સિંધુ, નર્મદા, બ્રહ્મપુત્ર જેવી સુદીર્ઘ નદ-નદીઓ; ચિલકા, વુલર તથા મંચર જેવાં પ્રસન્ન સરોવરો જે દેશમાં વિરાજતાં હોય તે દેશમાં એકાદ મહાન, ભીષણ અને રોમાંચકારી જલ-પ્રપાત ન હોય તો પ્રકૃતિમાતા કેવી રીતે કૃતાર્થતા અનુભવે? દક્ષિણ હિંદમાં આવેલા કારવાર જિલ્લા તથા મૈસૂર સંસ્થાનની સરહદ ઉપર એવો એક ધોધ છે કે જે જગતમાં અદ્વિતીય અથવા સર્વશ્રેષ્ઠ પદનો એકમાત્ર ભોક્તા ન હોય તોય એવા સર્વશ્રેષ્ઠ ધોધમાંનો એક છે એમાં શંકા નથી. અંગ્રેજો તેને 'ગેરસપ્પા ફૉલ્સ'ને નામે ઓળખે છે તેનું દેશી નામ 'જોગ' છે.

લૉર્ડ કર્ઝન જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે જોગનો ધોધ જોવા તે એટલો ઉત્સુક થયો હતો કે આ દેશમાં આવ્યા પછી પહેલી તકનો લાભ લઈ તે જોગ-નો ધોધ જોવા ગયો, અને તેના અદ્ભુત સૌંદર્યથી તેણે પોતાની આંખો ઠારી. તે વખત પછી આપણા દેશમાં આ ધોધની પ્રતિષ્ઠા વધી. જે જગ્યાએથી લૉર્ડ

કર્ઝને ધોધ જોઈ પોતાની જાતને કૃતાર્થ કરી તે જગ્યાએ મૈસૂર સરકારે એક બાંકડો મુકાવ્યો છે. તેને 'કર્ઝન' સીટ કહે છે.

ધોધની નજીકમાં જ મૈસૂર સરકારે એક અતિથિશાળા બંધાવી છે. ત્યાં મહેમાનોની નામાવળીમાં કુદરતપ્રેમી દેશી-પરદેશી પ્રવાસીઓએ વખતોવખત પોતાના આનંદોદ્‌ગાર લખી મૂક્યા છે. આ ઉદ્‌ગારોનો જ એક સંગ્રહ છાપવામાં આવે તો તે પ્રકૃતિ-કાવ્યનો એક અસાધારણ ગુચ્છ થાય. એ આખું કાવ્ય ઊંચી કક્ષાનું હોત તોપણ જોગના પ્રત્યક્ષ દર્શનથી તો તેની અપૂર્ણતા જ સિદ્ધ થાય છે અને મોઢામાંથી એકદમ ઉદ્‌ગાર બહાર પડે છે:

एतावान् अस्य महिमा अतो ज्वायांश्च पूरुषः ।

શરાવતી એક નાનકડી નદી. છતાં તેનાં ત્રણ ત્રણ નામ શા માટે પડયાં હશે? પ્રથમ તે ભારંગી અથવા બારગંગા નામથી ઓળખાય છે; વચલા ભાગમાં તેને શરાવતી કહે છે; અને જ્યાં તે પ્રૌઢપણે સમુદ્રને જઈ મળે છે ત્યાં તેને બાલનદી કહે છે! શરાવતીના પ્રવાહે એ રોમાંચકારી પ્રપાતનું રૂપ ધારણ ન કર્યું હોત તોયે તેણે પોતાના કુદરતી સૌંદર્ય વડે માણસનું મન હરણ કર્યું જ હોત. પણ એવું થાત તો તે હિંદુસ્તાનની અનેક રૂપાળી નદીઓમાંની જ એક નદી ગણાત. આ પ્રપાતને કારણે નાનકડી શરાવતી નદી ભારતવર્ષની એક અદ્વિતીય સરિતા થઈ બેઠી છે.

જોગના અલૌકિક દૃશ્યનું દર્શન કરવા માટે રાજાજી તથા બીજા મિત્રો જોડે હું પ્રથમ ગયો હતો તે વખતના તે અદ્‌ભુત દૃશ્યના દર્શનથી એક કુતૂહલ તૃપ્ત થવા માંડયું, એટલામાં તો માનવી-સ્વભાવને અનુસરી એક નવો સંકલ્પ મનમાં ઊઠયો, કે આટલી ઊંચાઈએથી કૂદકો માર્યા પછી આ નદી આગળ ક્યાં જાય છે, ત્યાં કેવી દેખાય છે, અને સરિત્પતિ જોડે તેનો મેળાપ કેવી રીતે થાય છે એ બધું એક વખત જાતે જોવું જોઈએ. અને બની શકે તો બાળક બનીને શરાવતીના વક્ષ:સ્થળ ઉપર નૌકાવિહાર કરવો જોઈએ. અંતરાત્માની આ જિજ્ઞાસાને સત્યસંકલ્પ પરમેશ્વરે સાશીર્વાદ વધાવી લીધી અને એક તપનો અવધિ પૂરો થતાં પહેલાં જોગનું બીજી વાર દર્શન લેવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. પહેલી વાર અમે ઉપરની બાજુએથી ધોધ તરફ ગયા હતા; આ વખતે નદીના મુખ તરફથી પ્રવેશ કરી હોડીમાં બેસીને અમે પ્રતીપ-પ્રવાસ કર્યો અને હોડી અટકી પડી ત્યાંથી તૈલવાહન(મોટર)ની સહાયથી ઘાટ ચડીને ધોધને માથે જઈ પહોંચ્યા.

ત્યાં શરાવતીના અર્ધચંદ્રાકાર દરીમાં ચાર ધોધ છે. જમણી બાજુએ 'રાજા' નામનો ધોધ છે તે ઉપરથી એકદમ ૯૬૦ ફૂટ નીચે કૂદકો મારે છે. એનું રાજા નામ યથાર્થ જ છે. તેનો જલરાશિ, તેનો ઉન્માદ, અને તેની હિંમત કોઈ જગ-દેકસમ્રાટને શોભે તેવાં છે જ. તેની ડાબી બાજુએ મહારુદ્રની જેમ ગર્જના કરનારો 'રુદ્ર (Roarer) પ્રપાત' રાજાના ચરણ ઉપર જઈ પડે છે. રુદ્રની ઘોર ગર્જના આસપાસની ટેકરીઓ તથા ખીણને માઈલો સુધી નિનાદિત કરી મૂકે

છે. તેના ધ્વનિને નહીં કહી શકાય મેઘગંભીર કે નહીં કહી શકાય સાગરગંભીર. કારણ મેઘગર્જના આકાશ-વિદ્રાવી હોય તોપણ ક્ષણજીવી હોય છે અને સાગરની સનાતન ગર્જનાને ભરતીઓટનાં ઝોકાં ખાવાં પડે છે. રુદ્રનો ધ્વનિ અવિરત, અખંડ અને ધારાવાહી છે. તે ધ્વનિનો ઉન્માદ કંઈ વિલક્ષણ હોય છે.

રાજાને અને રુદ્રને દુનિયામાં કોઈ પણ ઠેકાણે સમ્રાટની પદવી મળી શકે. પણ જોગનો સાચો વૈભવ તો આકાશમાં વિવિધ રૂપે ઊડનારી વીરભદ્ર(Rocket)ની શુભ્ર જલજટાને લીધે છે. વીરભદ્રનો પ્રપાત હાથીના ગંડસ્થળ જેવા એક વિશાળ શિલાખંડ ઉપર પડતાંની સાથે જ તેમાંથી દારૂખાનાનાં બાણ જેવા ફુવારા ઊંચે ને ઊંચે ઊડતા જ જાય છે. આ શું શંકરનું તાંડવ નૃત્ય? કે મહાકવિ વ્યાસની પ્રતિભાનો નવનવોન્મેષશાલી કલ્પનાવિલાસ? કે સૂર્યબિંબના પૃષ્ઠભાગમાંથી બહાર પડતી સર્વસંહારકારી પણ કલ્પનારમ્ય જવાળાઓ? કે વળી ભૂમાતાના વાત્સલ્ય-પ્રેરિત સ્તન્યધારાના ફુવારા? એવી અનેક કલ્પનાઓ મનમાં ઊઠે છે. સાચે જ જોનારની આંખોને વીરભદ્ર પાગલ બનાવી દે છે.

વીરભદ્રની ડાબી બાજુએ કર્પૂરગૌરા, તન્વંગી અને અનૂદરી પર્વતકન્યા પાર્વતી (Lady) પોતાના લાવણ્યથી આપણને આનંદિત કરે છે.

ચાર પ્રપાતોનું જાણે રક્ષણ કરવા માટે જ તેમની બંને બાજુએ બે પ્રચંડ પર્વતો ઊભા છે. ઊભા ઊભા આ સંત્રી બીજું શું કરી શકે? પ્રપાતોની અખંડ ગર્જનાને પ્રતિક્ષણ પ્રતિધ્વનિત કરવી, તેમનાં ઈન્દ્રધનુષ્યો ધારણ કરવાં, અને વિવિધ પ્રકારની વનસ્પતિથી પોતાનો દેહ શણગારી પુલકિત રહેવું એ જ તેમની અવિરત પ્રવૃત્તિ થઈ બેઠી છે.

આ વખતે અમે ગયા ત્યારે ઉનાળાના દિવસો હતા. ભારંગીનાં પાણી સારી પેઠે ઓસરી ગયાં હતાં. વીરભદ્રની જટાઓ ક્યાંય દેખાતી ને હતી. રુદ્રની લાંબી લાંબી છલંગો પણ ટૂંકી થઈ ગઈ હતી. પાર્વતીએ હવે વિરહિણીનો વેષ ધારણ કર્યો હતો. કંઈ નહીં તો ‘રાજા’નો વૈભવ તો જોવા જેવો હશે જ એવી અમે આશા રાખી હતી, પણ વિશ્વજિત યજ્ઞને અંતે જેમ કોઈ ધન્ય સમ્રાટ અકિંચન બની જાય છે અને એ રીતે પણ પોતાનો વૈભવ વ્યક્ત કરે છે – બરાબર એવી જ દશા ‘રાજા’ની થયેલી હતી.

આ વખતે અમે શરાવતીની જમણી એટલે કે ઉત્તર તરફની બાજુએ આવી પહોંચ્યા હતા. અતિથિગૃહમાં ન રોકાતાં અમે દોડતા સીધા ‘રાજા’ પ્રપાતને પડખે જઈને ઊભા.

ત્યાં એક તરફથી સખત તડકો અને બીજી તરફથી નીચેથી ઊડતા તુષારોનું ઠંડું ધુમ્મસ એ બે વચ્ચે સપડાયાથી અમારી જે દશા થઈ તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. રાજાના મુગટ જેવા શોભતા ગરમ ગરમ પથ્થરો ઉપર વાંકા વળીને નીચે ખીણમાં અમે ડોકિયું કર્યું. ઉપરથી રાજાની જે ધારા નીચે પડતી હતી તે ઊંડે જમીન સુધી પહોંચતી જ ન હતી. કોઈ મદોન્મત્ત હાથીની સૂંઢ જેવો એક

પ્રચંડ સ્રોત ઉપરથી નીચે પડતો અમને દેખાતો હતો. નીચે પડતાં પડતાં તે શતધા વિદીર્ણ થઈ તેની સહસ્ર ધારાઓ બની જતી અને આગળ જતાં તે ધારાનાં મોટાં જલબિંદુ બનીને મોતીની માળાની જેમ તેઓ શોભવા લાગતી. આ મોતીઓનું પણ હજી આગળ જતાં ચૂર્ણ થઈ તેના મોટા મોટા કણ દેખાવા લાગ્યા. હવે નીચે આગળ વધવું છોડી દઈ તેઓએ થોડોક સ્વચ્છંદ-વિહાર શરૂ કર્યો. એ મોટા કણ પણ છિન્નભિન્ન થઈ ગયા અને તેઓએ સીકર-પુંજનું રૂપ ધારણ કર્યું અને વાદળાંની જેમ તેઓ વિહરવા લાગ્યા. પણ આટલેથી પ્રકૃતિમાતાને સમાધાન થયું નહીં. આ વાદળાંમાંથી આગળ જતાં નિહારિકાનું ધુમ્મસ બન્યું અને પવનની લહેરો સાથે ઊડીને તે બધી હવાને શીતળ બનાવવા લાગ્યું. નવાઈની વાત તો એ કે આટલી મોટી જલધારાનો એક છાંટો પણ ઠેઠ જમીન સુધી પહોંચતો ન હતો! નીચેની જમીન જોઈએ તો ગરમ અને ઉપરની ઠંડી! એવી સ્થિતિ જોઈને મને રાજાઓનું કશી વ્યવસ્થા વગરનું દાન યાદ આવ્યું. પ્રજાજનોને દુકાળથી પીડાતા જોઈને આપણા રાજાઓ જ્યારે ઉદાર હસ્તે પૈસા આપવા માંડે છે ત્યારે તેના જયનાદથી આખું વાતાવરણ ગાજી ઊઠે છે, પણ ગરીબ બિચારી જનતાના મુખ સુધી અન્નનો એક પણ કણ પહોંચતો નથી!

અહીંના ઇંદ્રધનુષ્યની શોભા એવી હતી કે અલકેશ્વરના મનમાં પણ ઈર્ષ્યા ઉત્પન્ન થાય. માત્ર આ ઇંદ્રધનુષ્યો સ્થાયી ન હતાં. પવનની લહેર જેમ દિશા બદલે તેમ એ સીકર-પુંજો પણ પોતાનું સ્થાન બદલતા. આથી પાર્વતીના ઈશારા પ્રમાણે જેમ શંકર નાચવા માંડે તેમ આ ઇંદ્રધનુષ્યો આમથી તેમ દોડતાં દેખાતાં હતાં. ક્ષણમાં તેઓ ક્ષીણ થઈ જતાં, તો બીજી જ ક્ષણે મયાસુરના મહેલની શોભા ધારણ કરતાં. કર્મની સાથે જેમ તેનું ફળ આવે જ છે, તે પ્રમાણે દરેક ધનુષ્ય સાથે તેનું પ્રતિ-ધનુષ્ય પણ પોતાનો વર્ણક્રમ બરોબર ઊલટો કરીને હાજર થતું. અમે જગ્યા બદલી એટલે પેલાં સુરધનુષ્યોએ પણ પોતાનું સ્થળ બદલ્યું. સુરધનુ અને સુરધુનીની આ આહ્‌લાદજનક રમત અમે લાંબા વખત સુધી વિસ્મય-વિમુગ્ધ ભાવે જોતા જ રહ્યા. જેટલું વધારે જોતા તેટલી દર્શનની પિપાસા વધ્યે જ જતી. કલાક બે કલાક જ અહીં થોભી શકાશે એમ અમે જાણતા હતા. પ્રતિક્ષણે અમારું સમયરૂપી પુણ્ય ક્ષીણ થતું જાય છે, અને થોડા વખતમાં જ અમારે મર્ત્યલોકમાં પાછા જવાનું છે એનું અમને ભાન હતું. સ્વર્ગલોભી દેવો જે વિષાદથી સ્વર્ગસુખનો ઉપભોગ લે છે, પરાક્રમી પુરુષો પોતાના યૌવનના ઉત્તરાર્ધમાં પોતાના સંકલ્પની પૂર્તિ માટે જેવા અધીરા બની જાય છે તેવા વિષાદથી અને તેટલા અધીરા થઈને અમે બધા પેલી ગંધર્વનગરીનું આંખ, કાન, ઘ્રાણ અને આખી ત્વચાથી સેવન કરવા લાગ્યા અને સાથે સાથે અમારી કલ્પનાઓ દ્વારા તે જ આનંદને શતગુણિત કરીને તેનો લહાવો લેવા લાગ્યા.

આગલે દિવસે અમે ત્રણ હોડીઓ લઈને નીકળ્યા હતા. વચલી હોડીમાં સ્ત્રીઓ અને બાળકો હતાં અને અમે પુરુષો બાજુએ ચાલતી બે હોડીઓમાં બેઠા

હતા. રાત્રિનો સમય હતો. ઉપર આકાશમાં ચંદ્રમા હસતો હતો. તેનું તે કાવ્ય બાળાઓએ હૃદયમાં ઝીલ્યું અને ત્યાંથી તે એમના આલાપોના રૂપમાં બહાર પડવા લાગ્યું. દરેક બાળાએ પોતાનું વહાલું ગાયન નદીની સપાટી ઉપર તરતું મૂક્યું. તે નાદ કાને પડતાંવેંત કિનારા પરનાં નાળિયેર અને સોપારીનાં વૃક્ષ રોમાંચિત થયાં અને પોતાનાં ઉન્નત મસ્તકો કિંચિત્ નમાવીને તે આલાપોનું પાન કરવા લાગ્યાં. થાકી જતાં સુધી બાળાઓએ ગાયનો ગાયાં. પછી તેઓ સૂઈ ગઈ. ચંદ્રમા આથમી ગયો. સર્વત્ર અંધારાનું સામ્રાજ્ય પ્રસ્થાપિત થયું અને અનંત તારકાઓ આસપાસની ટેકરીઓ તરફ મીટ માંડીને જોવા લાગી. આસપાસની નીરવ શાંતિ જાગતી હતી કે નિદ્રામાં પડી હતી તે કહેવું મુશ્કેલ છે.

જ્યારે જ્યારે ઊંઘમાંથી જાગીએ ત્યારે ત્યારે કોક વખત હલેસાંનો અવાજ, કોક વખત ખલાસીઓનાં વાંસ સાથે કુસ્તી ખેલતાં પાણીનો અવાજ અને વળી કોક વખત ખલાસીઓ એકબીજાને સાદ પાડતા તેનો તીણો અવાજ કાને પડતો. આખરે પરોઢ થયું. પક્ષીઓએ પોતાનો કિલકિલાટ શરૂ કર્યો. મને થયું : વચલી હોડીમાં સૂતેલી કોયલો પણ જાગે તો કેવું! મારા ગદ્ય આમંત્રણને તેઓએ આલાપોથી જ જવાબ આપ્યો. વૃક્ષોએ પણ રાત્રે સાંભળેલા આલાપ યાદ કરીને 'આ જ તે ગઈ રાત્રીનું સંગીત' એમ એકબીજાને જણાવવા માટે પોતાનાં મસ્તકો હલાવવાની શરૂઆત કરી. રત્રિનો જલવિહાર સાચે જ સાત્ત્વિક, શાંતિમય અને યૌવનમય હતો.

ઉષ:કાલનો જલવિહાર પણ એટલો જ સાત્ત્વિક, શાંતિમય અને યૌવન-પ્રસન્ન હતો, જ્યારે ધોધનું આ દર્શન તો અદ્‌ભુત-ભીષણ અને રોમ-હર્ષણ હતું. હવે તે બાળાઓના મોઢા ઉપર પ્રાત:કાળની મુગ્ધ પ્રસન્નતા રહી ન હતી. 'આવું અદ્‌ભુત દૃશ્ય કેવી રીતે સરજાયું હશે? સાચે જ આપણે પૃથ્વીતલ પર છીએ કે સ્વપ્ન-સૃષ્ટિમાં?' એ જાતનો વિસ્મય તેમના મોઢા ઉપર સ્પષ્ટ દેખાતો હતો; તેઓ એકબીજાની આંખ સામે જોઈને પોતાનો વિસ્મય વધારતી જતી હતી. અને એમનો તે વિસ્મય જોઈને અમે જ જાણે આ કાવ્યમય સૃષ્ટિના વિધાતા છીએ એવું અભિમાન અમને થતું હતું.

ખાવાનો સમય થઈ ગયો હતો. અમે એક ગામડા નજીક આવી પહોંચ્યાં હતાં. ત્યાં એક ડાંગર ભરડવાની ઘંટી હતી. ભક્ ભક્ ભક્ કરતી તે મિલ લોકોની શાંતિ, તેમનું સ્વાસ્થ્ય અને તેમની આજીવિકાને ભરડી નાખતી હતી. અમે ધરાઈને જમી લીધું અને અમારી વાટ જોતા ઊભેલા તૈલવાહનમાં આરૂઢ થયાં.

રસ્તામાં અમારો સારથિ, પેટ્રોલના ડબામાં થોડું તેલ હતું તેમાં જ પાણી ભરી લાવ્યો અને તે તેણે મોટરમાં રેડયું. પાણી ગરમ થયું અને તેલનો ધુમાડો પાણીમાં ભળ્યો એટલે પૂછવું જ શું? ડગલે ને પગલે મોટર અડવા લાગી, ચીસો પાડવા લાગી, તકરાર કરવા લાગી અને દુર્ગંધ છોડવા લાગી. અમે પણ કંટાળી ગયાં, ચિડાયાં, ક્રોધે ભરાયાં અને કશો ઉપાય નથી એ જોઈને અંતે ઠંડાં પડી

ગયાં. મને બંગાળી કહેવત યાદ આવી : જલે તેલે મિશ ખાય ના. જેમતેમ કરીને મહામુસીબતે પાણીવાળી જગ્યાએ જ્યારે આવી પહોંચ્યાં ત્યારે જૂનું બંડખોર પાણી અમે કાઢી નંખાવ્યું અને એક જીનસી સજ્જનને પાણી ભરી લીધું. ત્યાર પછીનો અમારો માર્ગ સાવ સહેલો થઈ ગયો.

ગેરસપ્પાના ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરવી કે નહીં તેની ચર્ચા કેટલાંયે વર્ષોથી ચાલુ છે. શરાવતીનું પાણી એક બાજુએ વાળી લઈને મોટા મોટા નળમાંથી નીચે ઉતારીને ત્યાં તેની સહાયથી વીજળી પેદા કરવામાં આવે તો આખા મૈસૂર સંસ્થાનને સસ્તામાં સસ્તે ભાવે તે પૂરી પાડી શકાય. એટલું જ નહીં પણ ઉત્તર અને દક્ષિણ કાનડા જિલ્લાને પણ તે પૂરી પાડી શકાય. તેથી લોકોને ભારે લાભ થશે. પણ આમ કરવાથી એ અદ્ભુતરમ્ય પ્રાકૃતિક દૃશ્ય કાયમનું નષ્ટ થશે. આ બે વસ્તુમાંથી કયું વધારે ઇષ્ટ છે તેનો હજી નિર્ણય થઈ શક્યો નથી. હજારો — નહીં લાખો લોકોને પેટ પૂરતું ખાવાનું મળશે, સેંકડો વિજ્ઞાનવેત્તા નવજુવાનોને પોતાની લાયકાત સિદ્ધ કરવાની તક મળશે, હજારો જનાવરોની પીડા દૂર થશે. એક ઠેકાણે આવી જાતનું કારખાનું યશસ્વી થાય તો હિંદુસ્તાનના બધા પ્રપાતોનો આવો જ ઉપયોગ કરી શકાશે અને દેશને એક મહાન શક્તિનો કાયમને માટે લાભ થશે. તો પછી શું કેવળ એક ભીષણરમ્ય દૃશ્યોના લોભથી આપણે આ અનેક હિતકર વસ્તુઓને જતી કરવી? કલાના શોખને પણ કંઈ મર્યાદા હોય કે નહીં? પોતાની રાણીના મનોવિનોદને ખાતર પોતાની રાજધાની રોમને બાળી નાખનાર નીરોની સુલતાની વૃત્તિમાં અને આવી કલાભક્તિમાં તત્ત્વત: શો ફરક છે?

આ પ્રશ્નના જવાબમાં જે ઉત્તર આપવામાં આવે છે તેનો ઉલ્લેખ કરતાં પહેલાં થોડુંક વિષયાંતર કરવાની જરૂર છે. યુરોપમાં જ્યારે મહાયુદ્ધ શરૂ થયું અને લાખો જુવાનો તોપો તથા બંદૂકોના ભોગ બન્યા ત્યારે સાહિત્યશિરોમણિ રોમેં રોલાંની ભૂતદયા દ્રવીભૂત થઈ અને બીજા લોકોની પેઠે તેમણે પોતે પણ ઘવાયેલા લોકોની સેવાનો થોડોક પ્રબંધ કર્યો. પણ ઉભય પક્ષના શત્રુઓએ જ્યારે એકબીજાની કલાપૂર્ણ ઈમારતો ઉપર બૉંબનો વરસાદ શરૂ કર્યો ત્યારે તેમનો કલાત્મા પુણ્યપ્રકોપથી સળગી ઊઠ્યો અને તેમણે બુલંદ અવાજે આખા યુરોપને ચેતવણી આપી કે "હે કમબખ્તો, તમારે એકબીજાને મારવા હોય તો ભલે મારી નાખો, તમારે જગતમાંથી સદંતર નષ્ટ થવું હોય તો નષ્ટ થાઓ; પણ આ કલાકૃતિઓ તો આત્માની અભિવ્યક્તિની અમર કૃતિઓ છે; એની દ્વારા જ સમસ્ત માનવજાતિનો આત્મા પોતાને વ્યક્ત કરે છે — કંઈ નહીં તો એમનો તો તમે નાશ ન કરો!"

રોમેં રોલાંની આર્ષવાણી યુરોપના આત્માએ સાંભળી અને યુદ્ધમાન પક્ષોએ કલાકૃતિઓનો સંહાર બંધ કર્યો. હવે સવાલ ઊઠે છે તો શું કલાકૃતિઓ સાચે જ માનવઆત્માની અભિવ્યક્તિની દ્યોતક કે પ્રેરક છે? કે પછી તે માત્ર ઉચ્ચ અભિરુચિના આવરણ પાછળ રહેલી વિલાસિતાની જ સાધનસામગ્રી છે?

કલાને જેણે સાચેસાચ ઓળખી છે તે તરત જ કહી દેશે કે કલા અને વિલાસિતા વચ્ચે આસમાન–જમીન જેટલો તફાવત છે અને સાચી કલાકૃતિ દ્વારા જે નિરતિશય આનંદ થાય છે તે સૂતેલા આત્માને ખરેખર જાગ્રત કરે જ છે. કરોડો વૉલ્ટની વીજળીક શક્તિ ઉત્પન્ન કરીને લાખો લોકોની આજીવિકાની વ્યવસ્થા કરવી એ કંઈ જેવીતેવી વસ્તુ નથી; પણ અસંખ્ય માણસોને કલા દ્વારા જે આનંદ અને સંસ્કારિતા મળે છે તે તો તેમના આત્માને પોષનારી વસ્તુ છે.

અને જોગ કંઈ માનવકૃત કલાકૃતિ નથી. ઊલટું એ તો કલાકારોને ભવ્યતા અને રમ્યતાનું એકીસાથે શિક્ષણ અને દીક્ષા આપનારી પ્રકૃતિમાતાની અલૌકિક વિભૂતિ છે. તેને બગાડવી એ નાસ્તિક વિદ્રોહ કરવા સમાન છે અને તેમ કરવા જતાં પહેલાં આપણે હજાર વખત વિચાર કરવો પડશે. જોગનો પ્રપાત કંઈ આ ચાલુ જમાનાની સંપત્તિ નથી. આપણા અનેક ઋષિ-પૂર્વજોએ એની પડખે બેસી પરમેશ્વરનું ધ્યાન ધર્યું હશે, અને આપણા વંશજોના વંશજો પણ તેનાં દર્શન કરી પોતાના જીવનની અજ્ઞાત વૃત્તિઓનો અને શક્તિઓનો સાક્ષાત્કાર કરશે.

ઉપયુક્તતાવાદનો આશ્રય લઈ अल्पस्य हेतोः बहु हातुम् अिच्छन् એવા આપણે જડ ન બનીએ. આ પ્રપાતને સુરક્ષિત રાખીને તેમાંથી જો કોઈ લાભ ઉઠાવી શકાતો હોય તો ભલે ઉઠાવો. એ વસ્તુ માનવબુદ્ધિ માટે અશક્ય ન હોવી જોઈએ. પણ આ તાંડવયોગના દર્શનથી મનુષ્યજાતિને વંચિત કરવાનો ધર્મતઃ કોઈને હક નથી. મંદિરમાં આપણે મૂર્તિની સ્થાપના કરીએ છીએ; કુદરતે પણ એવી જ રીતે અહીં વિરાટ સ્વરૂપની ભવ્ય પ્રતિમાઓ આપણી આગળ સ્થાપન કરેલી છે. અહીં કેવળ દર્શન, ધ્યાન અને ઉપાસના માટે આવવું અને હૃદયમાં કંઈ સામર્થ્ય હોય તો તદાકાર થઈ જવું. એ જ આપણો અધિકાર છે.

મે, ૧૯૩૮

## ૧૪. જોગનો કોરો ધોધ

ક્યા કવિએ કહ્યું છે તે યાદ નથી પણ એનો એ વિચાર મારી ભાષામાં મૂકી દઉં.

પહાડ જેવાં મોજાંઓ ઉછાળતો સમુદ્ર ભયાનક ખરો, પણ જો એનું બધું પાણી સુકાઈ જાય, અને પાત્ર ખાલી થઈ જાય, તો હજારો માઈલ સુધી ફેલાયેલા એના એ ઊંડા ખાડા કેટલા ભયાનક થશે એની કલ્પના પણ કરવી મુશ્કેલ છે. કોઈ દુર્જન પાસે સંપત્તિના ભંડાર હોય તો એનો એ દુરુપયોગ કરી પ્રજાને રંજાડશે એ ખરું, પણ જો એની પાસેથી એ સંપત્તિ નષ્ટ થઈ જાય અને એ ભૂખ્યો બંગાલી બને તો એ કઈ રાક્ષસી દુષ્ટતા ન કરે? સારું જ છે કે સમુદ્ર પાણીથી ભરપૂર છે અને દુર્જનો પાસે એની દુષ્ટતાની આગ હોલવવા પૂરતી સંપત્તિ રહે છે.

ગેરસપ્પાના જોગના ધોધમાંથી રાજાનો અને રુદ્રનો ધોધ સુકાયેલો જોઈ કવિ-ની ઉપરની ઉક્તિ યાદ આવવાનું કશું કારણ ન હતું. પણ એ ઉક્તિ યાદ આવી ખરી.

'૨૭ની સાલમાં જ્યારે પહેલવહેલો જોગનો ધોધ જોયો ત્યારે એ પોનાનો વૈભવ સોળે કળાએ ધોધાવતો હતો. પાણીનો મુખ્ય પ્રપાત પોતાના પ્રચંડ જથ્થા સાથે ૮૪૦ ફૂટ ભૂસકો મારતો હતો અને નીચલી ખીણમાં ધોધના પ્રવાહે જ તૈયાર કરેલી ૧૫૦ ફૂટ ઊંડા તળાવની ગાદી ઉપર પડતું મૂકતો હતો. એ મુખ્ય પ્રવાહની પ્રતિષ્ઠા વધારવા એની બે બાજુથી મોતીની માળા જેવી પાણીની અનેક ધારો બંને બાજુએ, અનેક ભાત સાથે પડતું મૂકતી હતી. એની દક્ષિણે ત્રાંસાં પગથિયાં ઉપર કૂદતો કૂદતો રુદ્ર પોતાનાં પાણી, અર્ધાઅધિક પાત પછી, રાજાના પાણીમાં ફેંકી દેતો હતો. રાજાની ગર્જના મોટે ભાગે નીચે પહોંચ્યા પછી જ પેદા થાય છે. રુદ્રનો ધોધ રાવણની પેઠે પોતાના જન્મ સાથે જ બરાડા પાડતો થાય છે.

એ બંને ધોધ અદ્‌ભુત તો ખરા જ. પણ તે વખતે મને જે દૃશ્ય અલૌકિક લાગ્યું તે વીરભદ્રની ઊછળતી જટાઓનું. એ દૃશ્ય મને ફરી કોઈ કાળે જોવાને મળ્યું જ નથી, અને કોઈ ફોટોમાં પણ એ વીરભદ્રી જટાનું ચિત્ર આવ્યું નથી.

છેલ્લો પ્રપાત પાર્વતીનો. એ જોતાંવેંત મનમાં સ્રીદાક્ષિણ્ય જ ઊપજે.

ત્યાર પછી દસ વરસે જ્યારે જોગનું ફરી દર્શન કર્યું, ત્યારે રાજાનો ધોધ ઘણો ક્ષીણ થયો હતો. વીરભદ્રની જટાઓનું મુંડન થયું હતું, રુદ્રના બરાડા ઓછા થયા ન હતા પણ એનો એ મોટો તાલ જોગના ક્ષીણ ધોધ સાથે ભળતો ન હતો. અને પાર્વતી તો સાવ જ કૃશાંગી તપસ્વિની થઈ હતી.

પણ આ બધા સંકોચને ભુલાવી નાખે એવી ખૂબી તો ધોધની ઠંડી વરાળ-માંથી ઉત્પન્ન થતા ઇન્દ્રધનુષ્યના ભ્રૂવિલાસની હતી. અમે એ શોભા જેટલી બાજુ-એથી જોવા જઈએ, તેટલી બાજુથી ઇન્દ્રધનુષ્યો પોતાનું મોં ફેરવીને નવું નવું સૌંદર્ય પ્રગટ કરતાં હતાં.

ફરી બરાબર દસ વર્ષ પછી જોગનો એ જ ધોધ જોવા માટે જ્યારે આ વખતે અમે ગયા ત્યારે ચારમાંથી ત્રણ ધોધ સાવ સુકાઈ ગયા હતા. રુદ્રને અભાવે બધે સ્મશાનશાંતિ ફેલાઈ હતી. રાજા સુકાઈ જવાથી એની પાછળની એકની નીચે એક એવી બે મોટી ખીણો ઔરંગઝેબે કોતરી કાઢેલી સંભાજીની આંખો જેવી ભયાનક દેખાતી હતી. પાર્વતી જાણે દક્ષના યજ્ઞમાં બળીને ભસ્મ થઈ હતી અને વીરભદ્ર દક્ષનો નાશ કર્યા પછી કંઈક શાંત થઈને પોતાના સ્વામીના સસરાના મૃત્યુ પર નીરવ આંસુ સારતો હોય એવો દેખાતો હતો. આટલી ગમગીની તો મહાભારતના યુદ્ધ પછી પણ કુરુક્ષેત્ર પર છવાઈ નહીં હોય!

પહેલી વાર અમે ગયેલા તે શિમોગા-સાગરને રસ્તે, ગુજરાતના રેલસંકટના દિવસોમાં. બીજી વાર ગયા ત્યારે ઇરાદાપૂર્વક સમુદ્રને છેડેથી અવળે ક્રમે શરાવતીની

અંદર ઉપલાણે પ્રવાસ કરીને. પૂર્વજોએ કહ્યું છે : नदीमुखेनैव समुद्रमाविशेत् । અમે એ શિખામણથી બરાબર ઊલટા શરાવતી-સાગર-સંગમથી નૌકામાં બેસીને પ્રતીપ-ક્રમે જોગના પ્રપાતના પગથિયા સુધી પહોંચ્યા હતા અને ત્યાંથી પહાડની કેડીએ ચડી ધોધને માથે પહોંચ્યા હતા. આ વખતની ત્રીજી મુસાફરી અમે ત્રીજે રસ્તે કરી. શિરસીથી સિદ્ધાપુર જઈ ત્યાંથી અમે એ ધોધની મુંબઈ-બાજુએ પહોંચ્યા. ત્યાં રાજાને માથે વિરાજતી એક મોટી શિલા ઉપર આડા સૂઈને નીચેનું રોમહર્ષણ દૃશ્ય અમે જોયું. ગોખલા જેવી ભયાનક ખીણને માથે પહોંચીને અંદર જોતાં આખા શરીરને કંપ છૂટે છે. આ શિલા પોતાના જ ભારથી છૂટી થાય તો! એવી શંકા મનમાં ઊઠયા વગર રહેતી નથી.

એ શિલાને પડખે એટલી જ મોટી અને એટલા જ ભયાનક સ્થાને આવેલી બીજી શિલા છે. એના ઉપર પ્રાચીન કાળમાં કોઈ રાજાનો લગ્નમંડપ ઊભો કર્યો હશે. અત્યારે એ મંડપના ચાર થાંભલા બેસાડવાનાં ચાર કાણાંનો મોટો ચોરસ એ શિલા ઉપર દેખાય છે. ભયાનક ધોધની કરાડને કાંઠે મંડપ ઊભો કરી પરણનાર રાજાની કાવ્યમય વૃત્તિની બલિહારી! એવા શોખવાળા રાજા સાથે પરણનાર રાજ-કન્યાને એ મંડપમાં બેસતાં શું શું થયું હશે! કોકે કહ્યું : "ભીષણ રસના રસિયા એ રાજાને નામે જ એ ધોધનું નામ પાડવામાં આવ્યું છે." મેં મનમાં વિચાર કર્યો કે ત્યારે એની પરણેતર રાજકન્યાનું નામ આપણે જાણતા નથી એનો લાભ લઈને, એને જ આપણે પાર્વતી કેમ ન કહીએ? પર્વતની કરાડને કિનારે એ પરણી એટલું કારણ બસ નથી?

પહાડમાં ગોખલા જેવી ખીણો મેં નથી જોઈ એમ નથી. મસ્જિદોમાં પણ દીવાલમાં ઊંડાણ સાધી એને કિનારે મહેરાબ ગોઠવે છે. પણ રાજા તળેનો ગોખલો તો કાળપુરુષના મોઢા કરતાં પણ મોટો અને બોખો તો ખરો જ. એની અંદર જ્યાં જગા મળે ત્યાં પક્ષીઓ પોતાના માળા બાંધે છે અને વીણી આણેલા પરિ-પકવ અનાજના દાણા સંઘરે છે.

મુંબઈ બાજુએ એટલે કે ઉત્તરની બાજુએ ધરાઈને જોયા પછી અમે મોટરમાં બેસી પૂર્વ તરફ ગયા. ત્યાં બે હોડીના બનાવેલા એક તરાપા ઉપર (આવા તરાપાને અહીં જંગલ કહે છે. એવા જંગલ ઉપર) અમારી મોટર ચડાવીને અમે શરાવતી નદી ઓળંગીને દક્ષિણ કિનારે આવી ગયા. ત્યાંથી મૈસૂર સરકારની અતિથિશાળા પાસેથી એ આખી ખીણનું દૃશ્ય ફરી વાર જોયું. વીસ વરસ પહેલાં આ જ ઠેકાણેથી રાજા, વીરભદ્ર અને પાર્વતીનું દેવદુર્લભ દૃશ્ય જોયું હતું. આ વખતના કોરા દૃશ્યમાં કાવ્ય ન હતું એમ નથી. એક નીચે એક એવા બે મોટા ગોખલા ૮૪૦ ફૂટનું પતન માપી કાઢે છે એવું દૃશ્ય વિધાતાની વિવિધ સૃષ્ટિમાં જ્યાંત્યાં થોડું જ જોવાને મળવાનું હતું?

મારા મનમાં છવાયેલો વિષાદ ખીણનાં ઝાડો ઉપર મેં ન જોયો. બંને ગોખલા-માં ગોળ ગોળ ચક્કર લેતાં પક્ષીઓ પણ વિપણ્ણ લાગતાં ન હતાં. આકાશમાં

તરતાં રહી ધોધની ખીણમાં ડોકિયું કરનાર વાદળાંઓ પણ ગંભીર દેખાતાં ન હતાં. પછી પોલાણનું એ દૃશ્ય જોઈ હું જ શા માટે આટલો અસ્વસ્થ થાઉં છું? વીસ વરસ પહેલાં અહીં જોયેલી જળની સમૃદ્ધિ યાદ કરીને? યા દસ વરસ પહેલાં એમાં જોયેલા ઇંદ્રધનુષ્યનો ચમત્કાર યાદ કરીને? પણ એ જળસમૃદ્ધિ અને એ વર્ણ-સંકરનો ચમત્કાર કાયમને માટે થોડાં જ અલોપ થયાં છે? હજારો વરસ થયાં દર ઉનાળે આવું કોરાપણું જોવાને મળતું હશે. અને દર ચોમાસે ભારંગી આખી ખીણને સર્વત્ર જળબંબોળ કરતી હશે. આ ઘટમાળ ચાલ્યા જ કરવાની. तत्र का परिदेवना?

જોગના ધોધના આ ત્રીજા દર્શન પછી અહીંના ઇતિહાસનો અમે નવો અધ્યાય ખોલ્યો.

વીસ વરસ પહેલાં મેં સાંભળ્યું હતું કે આ ધોધનાં પાણીમાંથી મૈસૂર સરકાર વીજળી પેદા કરવા માગે છે. મુંબઈ સરકાર અને મૈસૂર સરકાર વચ્ચે એ બાબતમાં પત્રવ્યવહાર ચાલે છે. એ બે સરકાર એકમત થઈ નથી, તેથી જ વીજળીની એ યોજના અમલમાં મુકાઈ નથી.

તે વખતે મેં મનમાં ઇચ્છયું હતું કે ભગવાન કરે ને એ બે એકમત ન થાય. વીજળી પેદા કર્યા કારખાનાંઓ ચાલશે અને દેશની સમૃદ્ધિ વધારવાને બહાને દેશના ગરીબો પીલાશે એવી બીક મારા મનમાં હતી. અને તેથીયે વધારે અકળા-મણ એ હતી કે યંત્રો આવશે એટલે ધોધ તૂટી જશે અને કુદરતનું આ ભવ્ય દર્શન કાયમને માટે મટી જશે. પણ મારી એ બીક સદ્ભાગ્યે સાચી ન નીવડી.

ઇંજિનિયર લોકોએ ધોધને ખૂબ ઉપલાણે એક બાંધ બાંધી પાણીનો જથ્થો રોક્યો છે. હજી એ કામ પૂરું થયું નથી. બાંધ બાંધીને જે પાણી રોક્યાં છે એની ચાર નહેરો એક બાજુએ લઈ જઈ મૈસૂરની બાજુએ ધોધથી ઠીક દૂર, ટેકરી પરથી નીચે છોડી દીધી છે — ધોધના રૂપમાં નહીં પણ ત્રાંસા ઊતરેલા મહાકાય એવા ચાર નળ દ્વારા. પાણી નળ દ્વારા જ્યાં પહોંચે છે, ત્યાં એ પાણીના વેગથી ચાલનારાં યંત્રો ગોઠવી એમાંથી વીજળી પેદા કરવામાં આવે છે. હવે એટલી બધી વીજળી પેદા થશે કે મૈસૂર રાજ્યની ભૂખ ભાંગીને થોડીક વીજળી હૈદરાબાદના રાજ્યને પણ અપાશે. અને મુંબઈ સરકારની હોન્નાવરની સરહદ ઉપરથી શરાવતી નદી જાય છે એટલા માટે અમુક હજાર કિલોવૉટ વીજળી મુંબઈ સરકારને પણ અપાશે. ન્યાયતઃ એ વીજળી પર પહેલો હક હોન્નાવર તાલુકાનો અને કારવાર જિલ્લાનો ગણાય. પણ એ જિલ્લો ઔદ્યોગિક દૃષ્ટિએ હજી ખીલેલો નથી, એ કારણસર વીજળી ધારવાડ જિલ્લાને અપાશે એમ નક્કી થયું છે. આથી કારવાર જિલ્લાના લોકો નારાજ થયા છે. કારવાર જિલ્લાની ખનિજસંપત્તિ અને ઉદ્ભિજ્જ-સંપત્તિ ધારવાડ જિલ્લા કરતાં અનેકગણી છે. એને સમુદ્રકિનારો હોવાથી એનો વેપાર પણ ખૂબ ખીલે એવો છે. કારવાર જિલ્લામાં કાળી, ગંગાવળી, અઘનાશિની અને શરાવતી એ ચાર નદીઓ નૌકાનયનને અનુકૂળ હોવાથી એ

જિલ્લાનું ઉદ્યોગીકરણ બહુ સહેલું છે. પણ આજે એ જિલ્લામાં મોટા ઉદ્યોગો નથી એમ કહીને એને વીજળી આપવાની ના પડાય છે અને એની પાસે વીજળી નથી માટે ત્યાં ઉદ્યોગોની ખિલવણી થઈ ન શકે એમ પણ તેને સંભળાવવામાં આવે છે. તામિલ ભાષાની એક કહેવત પ્રમાણે 'લગ્ન થતું નથી માટે છોકરીનું ગાંડપણ મટતું નથી, અને ગાંડપણ મટતું નથી એટલા માટે લગ્ન થતાં નથી'–એના જેવી આ સ્થિતિ છે.

હું આશા રાખું છું કે સ્વરાજ્ય-સરકાર દ્વારા આ અન્યાય દૂર થશે અને કારવાર જિલ્લાને શરાવતીની વીજળી મળશે. એ ઉપરાંત કારવાર પાસે ઉંચળ્ળી, માગોડ જેવા બીજા પણ નાનામોટા ત્રણચાર સરસ ધોધો છે. શરાવતીની વીજળી મળે એટલે એની મદદથી બીજા ધોધો પણ પલાણાશે અને કારવાર જિલ્લામાં વરસાદની પેઠે વીજળીની પણ સમૃદ્ધિ થશે. જ્યાં ચાર નદીઓ પહાડી ઊંચાઈએથી ધબ દઈને નીચે પડે છે ત્યાં આજે નહીં તો કાલે માણસ વેપારી વીજળી પેદા કરવાનો જ.

મને સંતોષ થયો એટલા જ માટે કે શરાવતીનાં પાણીમાંથી વીજળી તૈયાર કર્યા છતાં જોગના ધોધનું પ્રાકૃતિક સ્વરૂપ છાંટાભાર ખંડિત થવાનું નથી. બાંધને લીધે ગમે તેટલાં પાણી રૂંધી રાખ્યાં હોય તોયે નદીના સામાન્ય પ્રવાહનાં પાણી ઓછાં નથી થતાં. ચોમાસાનાં પાણી ભરી લીધા પછી હમેશનો પ્રવાહ હમેશની પેઠે જ ચાલવાનો. એમાં પ્રવાહની દિશા, ગતિ કે પાણીનો જથ્થો—કશામાં ઊણપ આવવાની નથી. ઊલટો લાભ એ થશે કે ઉનાળાના દિવસોમાં હજારો વરસ થયાં જે ધોધ સુકાઈ જતો હતો તે, એકાદ દિવસ ધારીએ તો બાંધના ખજાનામાંથી પાણી છોડીને ગમે તેટલા પ્રચંડ અને તોફાની રૂપમાં પ્રત્યક્ષ કરી શકાય, જેને જોઈને આકાશમાંના ઉનાળાના ઉષ્મપા દેવો પણ ચકિત થઈ જાય!

બલિહારી માનવી વિજ્ઞાનની!

**એપ્રિલ, ૧૯૪૭**

## ૧૫. ગુર્જરમાતા સાબરમતી

અંગ્રેજ સરકાર જોડે અસહકાર પુકારી મહાત્માજી સ્વરાજ્યની તૈયારી કરે છે. અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ છે. સ્વાતંત્ર્યવાદી નવયુવકો મહાવિદ્યાલયમાં દાખલ થયા છે. એમને પોતાની આકાંક્ષાઓ અને કલ્પનાવિલાસ વ્યક્ત કરવા એક માસિક જોઈએ છે. મારી પાસે આવીને તેઓ પૂછે છે કે "માસિકનું નામ શું રાખીશું?" એ જમાનામાં કાકાને જ ફઈબાનું કામ કરવું પડતું.

મેં કહ્યું, "માસિકો ઘણાં નીકળે છે. તમે બબ્બે મહિને, ઋતુએ ઋતુએ, નવીન રૂપે પ્રગટ થનારું નિયતકાલિક શરૂ કરો અને એનું નામ રાખો 'સાબરમતી'."

માસિકની કલ્પના તો ગમી. પણ 'સાબરમતી' નામ કોઈને રુચ્યું નહીં. 'સાબરમતી' તો એ પેલી આપણી હમેશની નદી. રોજ એમાં નાહીએ છીએ. એમાં તે વળી શું નાવીન્ય છે કે એ નામ અમારા નવચેતનવંતા સાહિત્યપ્રવાહને આપીએ? મેં કહ્યું, "સાબરમતીનો પ્રવાહ સનાતન છે – તેથી જ નિત્યનૂતન છે." દાખલો આપવાની દૃષ્ટિએ મેં દલીલ કરી કે "સિંધ હૈદરાબાદના આપણા મિત્રોએ, પોતાના કૉલેજ મૅગેઝીન માટે 'ફુલેલી' નામ રાખ્યું છે. 'ફુલેલી' સિંધુની એક નહેર છે. આપણી આ અનાવિલા (કાદવરહિત) સાબરમતી ગાંધીયુગની પ્રતીક બની શકે છે. મારી વાત માનો અને સાબરમતી નામ સ્વીકારો."

યુવાનોએ મારી આમન્યા રાખવા ખાતર સાબરમતી નામ સ્વીકાર્યું. જો કે એમને તો વધારે જોશીલું નામ જોઈતું હતું.

મેં નરહરિભાઈને કહ્યું – "સાબરમતી ગુજરાતની વિશેષ લોકમાતા છે. આબુના પરિસરમાં જે અનેક નદીઓ ઊગમ પામે છે એમાં એ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે. એનું એક ગદ્યસ્તોત્ર લખી આપો." એમણે ઉત્સાહપૂર્વક એક નાનકડો, સુંદર લેખ લખી આપ્યો. વિદ્યાર્થીઓની ભાવના જાગ્રત થઈ. એમનામાં એ લોક-માતા પ્રત્યે ભક્તિ જામી છે એ જોઈને મેં તક સાધી અને વિદ્યાર્થીઓને કહ્યું, "મેં સૂચવેલું નામ તમે કમને સ્વીકારો એ મને ગમે નહીં. કહો તો બીજું નામ સૂચવું." બધાએ એક અવાજે જવાબ આપ્યો, "ના, ના, બીજું નામ જોઈતું નથી. સાબરમતી જ સૌથી સરસ છે."

મેં કહ્યું, "એમાં તો શંકા છે જ નહીં."

*

નદીપૂજક મારા હૃદયે ભારતની અનેક નદીઓને વખતોવખત અંજલિઓ આપી છે. સિંધુથી માંડીને બ્રહ્મપુત્રા અને ઇરાવતી સુધી, અને દક્ષિણમાં પિના-કિની અને કાવેરી સુધી અનેક નદીઓને મેં સ્મરણાંજલિ આપી. પણ એમાં ગુજરાતની જ મુખ્ય નદીઓ રહી ગઈ છે એમ જોઈ મારા અનેક વાચકોએ મને એનું કારણ પૂછ્યું અને ગુજરાતની લોકમાતઓ વિશે લખવાનું આગ્રહપૂર્વક સૂચવ્યું.

મેં કહ્યું, "નદીના ઉપસ્થાનની પ્રેરણા મેં આપી છે. હવે ગુજરાતની નદીઓ વિશે, ગુજરાતીમાં કોઈ ગુર્જરી-પુત્ર લખે તેમાં જ ઔચિત્ય છે."

એની પણ ઠીક ઠીક રાહ જોવાઈ અને ફરી ફરી મને સૂચના કરવામાં આવી. પણ અંતે મારી શ્રદ્ધા સાચી નીવડી અને ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થી, વનસ્પતિઉપાસક શ્રી શિવશંકરે ગુજરાતની લોકમાતાઓ વિશે લખવાનું શરૂ કર્યું. એ કામ જરૂર કોક વખતે પૂરું થશે. સાબરમતીના પ્રવાહ-કુટુંબ વિશે એમણે પૂરતું લખ્યું છે, એનો મને સંતોષ છે અને તેથી મારે વિસ્તારપૂર્વક લખવાની આવશ્ય-કતા રહી નથી. પણ જે નદીને કાંઠે મહાત્માજીના અને સાથીઓના સહવાસમાં

૨૫-૩૦ વરસ ગાળ્યાં, તે નદીને શ્રદ્ધાંજલિ અર્પણ કરવાનું કર્તવ્ય રહી જતું હતું. તે આહ્‌લાદપૂર્વક પૂર્ણ કરવા માટે થોડુંક લખું છું.

સંસ્કૃત કવિઓ દરેક નામને સંસ્કૃત રૂપ આપવાનો પ્રયત્ન કરવાના. સાબરમતીનું સંસ્કૃત કરવા જતાં એમણે સાભ્રમતિ શબ્દ ઉપજાવી કાઢ્યો. અને તેમાંયે બે રીતે એનો પદચ્છેદ કર્યો. सा भ्रमति·– તે રખડે છે, વાંકાચૂકા વળાંક લે છે, એવો અર્થ કેટલાક કરે છે. જ્યારે બીજા કહે છે કે એ નદીના પ્રવાહ પરના આકાશમાં અભ્ર – કહેતાં વાદળો દેખા દે છે માટે એ અભ્રમતી અથવા साभ्रमति છે. મને લાગે છે કે આ આખો મિથ્યા પ્રયાસ છે.

જે નદીને કાંઠે ગાયોનાં ધણ ફરે છે, ચરે છે, અને પુષ્ટ થાય છે, તે જેમ કાં તો ગો-દા(ગોદાવરી) અથવા ગો-મતી, જે નદીને કાંઠે અને પ્રવાહમાં પણ ઘણા પથરા છે તે જેમ દૃષદ્-વતી, તેવી જ રીતે અનેક સરોવરોને જોડતી અથવા સારસ પક્ષીઓથી શોભતી તે સરસ્-વતી. એ જ ન્યાયે વાઘ-મતી, હાથ-મતી, ઐરાવતી, ઈત્યાદિ અનેક નામો આપણા પૂર્વજોએ અહીંની નદીઓને આપ્યાં છે. એમાંની હાથમતી તો સાબરમતીને મળનારી જ નદી છે. હરણાં અને સાબર જેના કિનારે વસે છે, લડે છે, અને મુક્તપણે વિહરે છે તે સાબર-મતી. એનો સંબંધ 'श्वभ्र' સાથે જોડી દેવાની કશી જરૂર નથી.

ગુજરાતની નદીઓમાં ત્રણચાર મોટી નદીઓ આંતરપ્રાંતીય છે. નર્મદા, તાપી, મહી – ત્રણે દૂર દૂરથી નીકળી પૂર્વ તરફથી આવી ગુજરાતમાં ધસે છે અને સમુદ્રમાં અલોપ થઈ જાય છે. સાબરમતી એથી જુદી છે. અરવલ્લીના પહાડમાં જન્મ લઈ અનેક નદીઓનો સાથ મેળવી દક્ષિણ તરફ વહેતી તે અંતે સાગરને મળે છે. સાબરમતી જેટલી કુટુંબ-વત્સલ નદીઓ આપણા દેશમાં પણ ઝાઝી નથી. સાબરમતીને વિશેષ રૂપે ગુર્જરી માતા કહી શકાય. એને કિનારે ગુજરાતના આદિવાસીઓ સનાતન કાળથી વસતા આવ્યા છે, એને કિનારે બ્રાહ્મણોએ તપ કર્યું છે, રાજપૂતોએ કોઈક વખતે ધર્મ માટે તો ઘણી વાર પોતાની બેવકૂફીભરી જીદ માટે વીર પુરુષાર્થ કરી બતાવ્યો છે, વૈશ્યોએ એને કાંઠે ગામડાં અને શહેરો વસાવી જાહોજલાલી ખીલવી છે અને હમણાં શૂદ્રોએ પણ આધુનિક યુગને અનુસરીને સાબરમતીને કાંઠે મિલો ચલાવી છે.

ખરું જોતાં આ નદીઓ સાથેનો ઘનિષ્ઠ સંપર્ક તો પશુપક્ષીની પેઠે આદિવાસીઓનો જ હોય છે. એટલે સાબરમતીના કુટુંબવિસ્તારનું કાવ્ય ભેગું કરવું હોય તો પુરાણો તરફ જવાને બદલે આદિવાસીઓની લોકકથાઓ અને લોકગીતો તરફ આપણું ધ્યાન જવું જોઈએ. બીક છે કે આજના સંશોધક યુવાનો આ કામ માટે ઉત્સાહ કેળવે અને આદિવાસી ગિરિજનો સાથે ભળવાનો વખત કાઢે તે પહેલાં આદિવાસીઓની નદી-કથાઓ લુપ્ત થઈ જવાની.

કેવળ નદી-ભક્તિથી પ્રેરાઈને આદિવાસીઓએ ગોઠવેલો વૌઠાનો મેળો જ્યાં સુધી ભરાય છે ત્યાં સુધી આ બાબતમાં સાવ નિરાશ થવાનું કારણ નથી. સાત

નદીઓનાં પાણી ક્રમે ક્રમે એકબીજામાં ભળી જે સ્થાને એકત્ર થાય છે તેનું કાવ્ય માણવા અથવા નાહવા માટે જ્યાં આદિવાસીઓ અને બીજા પણ ભેગા થાય છે એ સ્થાને સાબરમતી વિશેની આદિકથાઓ આપણને મળવી જ જોઈએ.

સાબરમતીનાં જૂનાં નામો શોધવા જતાં કશ્યપગંગા કે એવું કોઈ નામ જરૂર મળવાનું. નદીને કોઈ ને કોઈ રીતે ગંગાનો અવતાર બનાવ્યા વગર આર્યોને સંતોષ થવાનો નથી, પણ મને તો સાબરમતીનું જૂનું નામ ચંદના સૌથી વધારે આકર્ષે છે, કેમ કે સાંભળ્યા પ્રમાણે અમુક અમુક ઠેકાણે પીળી માટી વચ્ચે થઈને એ વહેતી હોવાથી એ ગોરોચનનો રંગ ધારણ કરે છે. પણ જે ઠેકાણે મેં સાબરમતીને કિનારે ત્રીસત્રીસ વર્ષ ગાળ્યાં ત્યાં સાબરમતીનાં જળ સજ્જનોનાં અને મહાત્માઓનાં મનની પેઠે તદ્દન નિર્મળ છે.

જ્યાં નદીનાં પાણી છીછરાં હોઈ સામા કાંઠા સુધી સહેજે તરી જવાય છે એવા સ્થાનને સંસ્કૃતમાં તીર્થ કહે છે. મુસાફરો અનેક ઠેકાણે પ્રયત્નો કરી જોયા પછી નક્કી કરે છે કે અમુક અમુક ઠેકાણે જ આરાઓ છે એટલે તેઓ ઓછું-વત્તું ચાલીને આરા પાસે જ આવવાના, ભેગા થવાના, ત્યાં બેસીને સહેજ વિસામો લેવાના, વાતચીત કરવાના, નદીનાં નીર એકાએક વધ્યાં હોય તો તે ઊતરી જાય નહીં ત્યાં સુધી અમુક કલાક કે અમુક દિવસ આરા પાસે બેસી પણ જવાના. આવી રીતે જ્યાં લોકો સ્વાભાવિક ભેગા થાય છે ત્યાં પરમ કારુણિક સંતો ધર્મ-સેવા અને લોકસેવા માટે આવી વસવાના અને તેથી જ તીર્થ શબ્દને નવો અર્થ મળ્યો. મૂળે તીર્થ શબ્દનો અર્થ 'આરો' એટલો જ થતો. એથી વધારે કાંઈ નહીં. પણ જ્યાં સાધુઓ ભવનદી ઓળંગવાની શિખામણ આપે છે, અને તેમ કરવાની કળા પણ શીખવે છે એ સ્થાનને તીર્થની વિશેષ પવિત્રતા એની મેળે મળતી જાય છે.

અમદાવાદ પાસે સાબરમતીમાં રેલવે પુલથી માંડીને સરદાર-પુલ સુધી અને એથીયે દક્ષિણે કેટલાંક તીર્થો છે. એમાં ચંદ્રભાગા નદી જ્યાં સાબરમતીને મળે છે ત્યાં દધીચિએ તપ કરેલું હોવાથી એ સ્થાન વધારે પવિત્ર ગણાય છે અને આસપાસના લોકોએ ઇહલોક છોડી પરલોક જનારા ઉતારુઓને અગ્નિદાહ મારફતે વિદાય આપવાની જગ્યા પણ ત્યાં જ પસંદ કરી છે અને તેથી એ સ્મશાન-આરો પણ થયો છે. સ્મશાનના અધિપતિ દૂધેશ્વર મહાદેવ ત્યાં વિરાજમાન થઈ એ મહાયાત્રાની દેખરેખ રાખે છે.

*

મને એ દિવસ યાદ છે કે જ્યારે પૂજ્ય ગાંધીજી પોતાના સ્નેહી રંગૂનવાળા ડૉ. પ્રાણજીવન મહેતાને અને રણોલીવાળા મારા સ્નેહી નાથાભાઈ પટેલને લઈ આશ્રમની ભૂમિ પસંદ કરવા ઊપડ્યા હતા. હું પણ સાથે હતો. તે દિવસથી એ ભૂમિ સાથે મારો સંબંધ બંધાયો. એ જગ્યાએ પહેલી કોદાળી ચલાવી તે મેં જ; પહેલી રાવટી પણ મેં જ ઊભી કરી અને ત્યાર પછી અનેક તંબૂઓ પણ

ઊભા કર્યા; ઝૂંપડીઓ બાંધી, મકાનો બંધાયાં, ખાદીની પ્રવૃત્તિ, ખેતી અને ગૌ-શાળાની પ્રવૃત્તિ, રાષ્ટ્રીય શાળા, રાષ્ટ્રીય ઉત્સવો, રાસ-નૃત્ય, લોક-સંગીત અને શાસ્ત્રીય સંગીત, 'નવજીવન' અને 'યંગ ઈન્ડિયા', સાહિત્ય-નિર્માણ, સત્યાગ્રહો, મિલમાલિકો સાથે મજૂરોનો ઝઘડો અને છેવટે બ્રિટિશ સામ્રાજ્યને જડમૂળથી ઉખેડી નાખવા માટે શરૂ થયેલી દાંડીકૂચ – આ બધું એ આશ્રમમાંથી જ ઉદ્‌ભવ્યું અને વિકસ્યું. રૉલેટ ઍક્ટ સામેની હિલચાલ, એમાંથી ઉત્પન્ન થયેલાં પંજાબનાં રમખાણો, જલિયાનવાલા બાગ, ખેડાનો સત્યાગ્રહ, બારડોલીની લડત, ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના, કૉંગ્રેસનાં અધિવેશનો, દેશની એકેએક રાજકીય, સાંસ્કૃતિક, સામાજિક અને આર્થિક હિલચાલનું કેન્દ્ર એ સાબરમતીનો કિનારો હતો. સાબર-મતીની રેતીમાં સભાઓ ભરાય ત્યારે લોકોની મેદની જામે. કેવળ ગુજરાતનું જ નહીં પણ આખા હિંદુસ્તાનનું જીવન ફેરવી દીધું એ સાબરમતીના વાતાવરણે અને એ જ વાતાવરણ આજે આખી દુનિયાના રાજકારણમાં નવી ભાત પાડે છે અને નવા યુગનું મંડાણ થાય છે.

એ સાબરમતીના નીરમાં અમે શું શું નથી માણ્યું? આશ્રમનાં કેટલાંયે છોકરા-છોકરીઓને અને શિક્ષકોને પણ, મેં ત્યાં તરવાની કળા શીખવી, એની રેતીમાં ગીતા અને ઉપનિષદનું ચિંતન-મનન કર્યું અને ગીતાપારાયણની અનેક સપ્તાહો ચાલુ કરી. એ ભૂમિ પરનું લગભગ એકેએક ઝાડ અમારે હાથે જ વવાયેલું છે.

એ રચનાકાળ હતો જ અદ્‌ભુત. દરેકના હૃદયમાં કોઈ નવો શક્તિશાળી આત્મા આવીને વસ્યો હતો અને એ બધા પાસેથી જાતજાતનાં કામ લઈ શક્યો. કેવળ ખાવાના પ્રયોગો પણ ત્યાં અમે ઓછા નથી કર્યા. કૌટુંબિક જીવનના અનેક પ્રકારો અજમાવ્યા. કેળવણીનું તંત્ર અનેક વાર ફેરવ્યું અને તેમાંયે અનેક વાર ક્રાંતિ કરી. અને જીવનના દરેક પાસા માટે નવી નવી સ્મૃતિઓ તૈયાર કરતા ગયા. એ આખા પુરુષાર્થની સાક્ષી સાબરમતી નદી છે.

જ્યાં સુધી ભારતનો ઈતિહાસ દુનિયાને બોધદાયક હશે અને ભારતના ઈતિ-હાસમાં મહાત્માજીનું સ્થાન કાયમ હશે ત્યાં સુધી સાબરમતીનું નામ દુનિયાને મોઢે ચડેલું રહેશે.

મે, ૧૯૫૫

## ૧૯. ઉભયાન્વયી નર્મદા

આપણો દેશ હિંદુસ્તાન મહાદેવની મૂર્તિ છે. હિંદુસ્તાનનો નકશો જો ઊંધો પકડીએ તો એનો આકાર શિવલિંગ જેવો દેખાય છે. ઉત્તરનો હિમાલય એ એનો પાયો અને દક્ષિણનો કન્યાકુમારીનો ભાગ એ એનું શિખર.

ગુજરાતનો નકશો જરા ફેરવીએ અને પૂર્વનો ભાગ નીચે લઈએ અને સૌરાષ્ટ્રનો છેડો – ઓખા મંડળ ઉપર તરફ આણીએ તો એ પણ શિવલિંગ જેવો જ દેખાશે. આપણે ત્યાં જેટલાં પહાડનાં શિખરો છે તે બધાં શિવલિંગો જ છે. કૈલાસના શિખરનો આકાર પણ શિવલિંગ જેવો જ છે.

અને આ પહાડોનાં જંગલોમાંથી જ્યારે કોઈ નદી નીકળે છે ત્યારે કવિઓ કહેવાના કે 'શિવજીની જટામાંથી ગંગા નીકળી.' કેટલાક લોકો તો પહાડમાંથી સરી આવતા પાણીના પ્રવાહને અપ્-સરા કહે છે. કેટલાક તો પર્વતની આવી તમામ દીકરીઓને પાર્વતી કહે છે.

આવી જ એક અપ્સરા જેવી નદીની વાત આજે કરવી છે. મહાદેવના ડુંગર પાસે માઈકાલ પર્વતની તળેટીમાં અમરકંટક કરીને એક તળાવ છે. એમાંથી નર્મદા નદી નીકળે છે. જે નદી સરસ ઘાસ ઉગાડીને ગાયોની સંખ્યા વધારે છે એને ગો-દા કહે છે. યશ આપનારી યશો-દા. અને જે નદી પોતાના પ્રવાહની અને કિનારાની કુદરતી શોભા દ્વારા 'નર્મ' એટલે આનંદ આપે છે તે છે નર્મ-દા. એ નદીને કિનારે કિનારે રખડતાં જેને ઘણો જ આનંદ મળ્યો એવા કોઈ ઋષિએ આ નદીને આ નામ આપ્યું.

જેમ હિમાલયનો પહાડ તિબેટ અને ચીનથી હિંદુસ્તાનને જુદો પાડે છે તેવી જ રીતે આપણી આ નર્મદા નદી ઉત્તર ભારત અથવા હિંદુસ્તાન અને દક્ષિણ ભારત અથવા દખ્ખણ વચ્ચે આઠસો માઈલની ચળકતી નાચતી જીવતી દોડતી લીટી ખેંચે છે. અને રખેને કોઈ આ કુદરતી લીટી ભૂંસી નાખે એટલા માટે ભગવાને એ નદીને ઉત્તરે વિંધ્ય અને દક્ષિણે સાતપુડાના લાંબા લાંબા પહાડ ગોઠવ્યા છે. આવા ઉમદા ભાઈઓના રક્ષણ વચ્ચે નર્મદા દોડતી અને કૂદતી અનેક પ્રાંતો વચ્ચે થઈને પસાર થતી ભૃગુકચ્છ અથવા ભરૂચ પાસે સમુદ્રને જઈને મળે છે.

અમરકંટક પાસેનો નર્મદાનો ઊગમ સમુદ્રની સપાટીથી પાંચ હજાર ફૂટની ઊંચાઈએ છે. હવે આઠસો માઈલની અંદર પાંચ હજાર ફૂટ ઊતરવું સહેલું તો નથી જ. એટલે આપણી નર્મદા ઠેકઠેકાણે નાનામોટા ભૂસકા મારે છે. એ ઉપરથી આપણા કવિપૂર્વજોએ નર્મદાને બીજું નામ આપ્યું 'રેવા.' ('રેવ્' એટલે કૂદવું.)

જે નદી ડગલે ને પગલે ભૂસકો મારે છે એ નૌકાનયન માટે એટલે કે હોડીઓ દ્વારા દૂર સુધીનો પ્રવાસ કરવા માટે બહુ કામની નથી. સમુદ્રમાંથી જે વહાણ આવે છે તે નર્મદા નદીમાં માંડ ત્રીસ-પાંત્રીસ માઈલ અંદર ઘૂસી શકે છે. ચોમાસાને અંતે બહુ તો પચાસ માઈલ પહોંચે.

જે નદીને ઉત્તરે અને દક્ષિણે બે પહાડ ઊભેલા છે એ નદીનું પાણી નહેર ખોદી દૂર સુધી ક્યાંથી લઈ જવાય? એટલે નર્મદા નદી જેમ વહાણવટાને માટે બહુ કામની નથી તેમ જ ખેતરોની સિંચાઈ માટે પણ વિશેષ કામની નથી. છતાં એ નદીની સેવા બીજી રીતે ઓછી નથી. એના પાણીમાં વિચરતા મગરો અને

માછલાંઓ, એને કિનારે ચરતાં ઢોરો અને ખેડૂતો, અને બીજાં જાત જાતનાં પશુઓ અને એના આકાશમાં કલરવ કરતાં પક્ષીઓ બધાંની એ માતા છે.

ભારતવાસીઓએ પોતાની બધી ભક્તિ ભલે ગંગા ઉપર ઠાલવી હોય, પણ આપણા લોકોએ નર્મદા નદીને કિનારે ડગલે ને પગલે જેટલાં મંદિરો બાંધ્યાં છે એટલાં બીજી કોઈ પણ નદીને કિનારે નહીં હોય.

ગંગા, યમુના, ગોદાવરી, કાવેરી, ગોમતી, સરસ્વતી વગેરે નદીઓના સ્નાન-પાનનું અને એમને કિનારે કરેલાં દાનનું માહાત્મ્ય પુરાણકારોએ ભલે ગમે તેટલું વર્ણવેલું હોય, પણ કોઈ ભક્તે એ નદીઓની પ્રદક્ષિણા કરવાનું વિચાર્યું નથી. જ્યારે નર્મદાના ભક્તોએ, કવિઓને સૂઝે એવા નિયમો કરી, આખી નર્મદાની પરિક્રમા અથવા 'પરિકમ્મા' કરવાનું ગોઠવ્યું છે.

નર્મદા નદીના ઊગમથી દક્ષિણ કિનારે ચાલતાં ચાલતાં સાગર-સંગમ સુધી જાઓ. ત્યાં હોડીમાં બેસી ઉત્તર કિનારે પહોંચો અને એ કિનારે ફરી પગપાળા ચાલતાં ચાલતાં અમરકંટક સુધી જાઓ ત્યારે એક પરિક્રમા પૂરી થઈ. આમાં નિયમ એવો છે કે પરિકમ્મા દરમ્યાન નદીનો પ્રવાહ ક્યાંયે ઓળંગાય નહીં અને છતાં પ્રવાહથી બહુ દૂર પણ ન જવાય. રોજ નદીનાં દર્શન થવાં જોઈએ. પાણી પિવાય તે નર્મદાનું જ. સાથે ધનદોલત રાખી, એશઆરામમાં પ્રવાસ ન કરાય. નર્મદાને કિનારે જંગલમાં વસતા આદિવાસીઓના મનમાં યાત્રાળુઓનાં ધનદોલત પ્રત્યે ખાસ આકર્ષણ હોય છે. વધારે પડતાં કપડાં, વાસણ-કૂસણ કે પૈસા હોય તો એ બોજમાંથી એ તમને મુક્ત કરવાના જ.

આપણા લોકોને એવા અકિંચન અને ભૂખ્યા ભાઈભાંડુઓનો પોલીસ મારફતે ઈલાજ કરવાનું કોઈ કાળે સૂઝયું નથી. અને આદિવાસી ભાઈઓ પણ માને છે કે યાત્રાળુઓ પર આપણો એ લાગો જ છે. જંગલમાં લૂંટાયેલા યાત્રીઓ જંગલ-માંથી બહાર આવે એટલે દાની લોકો એમને નવાં કપડાં અને સીધું આપે છે.

ભાવિક લોકો બધા નિયમોનું પાલન કરીને – ખાસ કરીને બ્રહ્મચર્યનો આગ્રહ રાખીને નર્મદાની પરિક્રમા, ધીરે ધીરે કરતાં, ત્રણ વરસમાં પૂરી કરે છે. ચોમાસાના બેત્રણ મહિના એક ઠેકાણે રહી જવાનો અને સાધુસંતોના સત્સંગથી જીવનનું રહસ્ય સમજવાનો તેઓ આગ્રહ રાખે છે.

આવી પરિક્રમાના બે પ્રકાર હોય છે. એમાંની જે આકરી હોય છે, તેમાં સાગર પાસે પણ નર્મદાને ઓળંગાતું નથી હોતું. ઊગમથી મુખ સુધી ગયા પછી એ જ રસ્તે પાછા ઊગમ સુધી આવી ઉત્તરને કિનારે સાગર સુધી પહોંચવાનું, અને ફરી એ જ ઉત્તરને કિનારે ઊગમ સુધી પાછા આવવાનું. આ પરિક્રમા આ રીતે બેવડી થાય છે. આનું નામ છે જલેરી.

મોજમજા અને એશઆરામ છોડીને તપસ્યાપૂર્વક એક જ નદીનું ધ્યાન કરવાનું, એને કિનારે આવેલાં મંદિરોનાં દર્શન કરવાં, આસપાસ રહેતા સંતમહાત્માઓનાં વચનો સાંભળવાં અને કુદરતની શોભા અને ભવ્યતાનું સેવન કરતાં જિંદગીનાં

ત્રણ વરસો પસાર કરવાં, એ કાંઈ જેવીતેવી પ્રવૃત્તિ નથી. એમાં ખડતલપણું છે, તપસ્યા છે, બહાદુરી છે; અંતર્મુખ થઈને કરવાનું આત્મચિંતન, ગરીબો સાથે એકરૂપ થવાની લાગણી છે. કુદરતમય થવાની દીક્ષા છે અને કુદરત મારફતે કુદરતમાં વિરાજતા ભગવાનનાં દર્શન કરવાની સાધના છે.

અને એ નદીકિનારાની સમૃદ્ધિ જેવીતેવી નથી. અસંખ્ય જમાનાના ઉચ્ચ કોટીના સંતમહંતો, વેદાંતી સંન્યાસીઓ, અને ભગવાનની લીલા જોઈ ગદ્‌ગદ થનારા ભક્તો, પોતપોતાનો ઇતિહાસ આ નદીને કિનારે વાવતા આવ્યા છે. પોતાના ખાનદાનની ટેક જાળવનારા અને પ્રજારક્ષણ પાછળ પ્રાણ પાથરનારા ક્ષત્રિય વીરોએ પોતાનાં પરાક્રમો આ નદીને કિનારે અજમાવ્યાં છે. અનેક રાજાઓએ પોતાની રાજધાનીના રક્ષણને અર્થે નર્મદાને કિનારે નાનામોટા કિલ્લાઓ બાંધ્યા છે અને ભગવાનના ઉપાસકોએ ધાર્મિક કળાની સમૃદ્ધિનું જાણે સંગ્રહાલય તૈયાર કરવા માટે મુકામે મુકામે મંદિરો તૈયાર કર્યાં છે. અને દરેક મંદિર પોતાની કળા દ્વારા તમારું મન હરી લઈ અંતે શિખરની આંગળી ઊંચી કરી અનંત આકાશમાં પ્રકટ થતા મેઘશ્યામનું ધ્યાન કરવા પ્રેરે છે.

જેમ 'અજાન'નો અવાજ ખુદાપરસ્તોને નિમાજનું સ્મરણ કરાવે છે, તેમ જ દૂર દૂરથી દેખાતી શિખરરૂપી ચળકતી આંગળીઓ સ્તોત્રો ગાવાને પ્રેરે છે.

અને નર્મદાને કિનારે શિવજીનું કે વિષ્ણુનું, રામચંદ્રનું કે કૃષ્ણચંદ્રનું, જગત્‌-પતિનું કે જગદંબાનું સ્તોત્ર શરૂ કરતાં પહેલાં નર્મદાષ્ટકથી પ્રારંભ કરવાનો હોય છે – सबिंदुसिंधु सुस्खलत् तरंगभंगरंजितम् । આવી રીતે પંચચામરના લઘુ ગુરુ અક્ષરો જ્યારે નર્મદાના પ્રવાહનું અનુકરણ કરે છે ત્યારે ભક્તો મસ્તીમાં આવીને કહે છે કે, 'માતા! તારા પવિત્ર જળનું દૂરથી દર્શન થયું કે તરત આ દુનિયાની સમસ્ત બાધા દૂર થઈ જ ગઈ – गतं तदैव मे भयं त्वदम्बु वीक्षितं यदा। અને અંતે ભક્તિમાં લીન થઈ એ નમસ્કાર કરે છે – त्वदीय पाद-पंकजं नमामि देवि नर्मदे ।

આપણે ભૂલવું ન જોઈએ કે, જેમ નર્મદા આપણી અને આપણી પ્રાચીન સંસ્કૃતિની માતા છે તેમ જ તે આપણાં ભાઈભાંડુ આદિમજાતિ લોકોની પણ માતા છે. એ લોકોએ નર્મદાને બંને કિનારે હજારો વર્ષ સુધી રાજ્ય કર્યું હતું, કેટલાક કિલ્લાઓ પણ બાંધ્યા હતા અને પોતાની એક વિશાળ આરણ્યક સંસ્કૃતિ ખીલવી હતી.

મને હંમેશાં લાગ્યું છે કે હિંદુસ્તાનનો ઇતિહાસ પ્રાંતવાર કે રાજ્યવાર લખવા-ને બદલે નદીવાર લખાયો હોય તો એમાં પ્રજાજીવન કુદરત સાથે વણાયું હોત, અને દરેક પ્રદેશની પુરુષાર્થી જાહોજલાલી નદીના ઊગમથી મુખ સુધી તણાયેલી જડી હોત. જેમ આપણે સિંધુના કિનારાના ઘોડાઓને સૈંધવ કહીએ છીએ, ભીમાના કિનારાનું પોષણ મેળવીને પુષ્ટ થયેલા ભીમથડીના ટટ્ટુને વખાણીએ છીએ, કૃષ્ણા

નદીની ખીણનાં ગાય-બળદોને વિશેષ રીતે ચાહીએ છીએ, તેવી જ રીતે જૂના કાળમાં દરેક નદીને કિનારે વિકસેલી સંસ્કૃતિ અલગ અલગ નામે ઓળખાતી હતી.

એમાંયે નર્મદા નદી એ ભારતીય સંસ્કૃતિના બે મુખ્ય વિભાગની સીમારેખા ગણાતી. રેવાની ઉત્તરે પંચગૌડોની વિચારપ્રધાન સંસ્કૃતિ અને રેવાની દક્ષિણે દ્રાવિડોની આચારપ્રધાન સંસ્કૃતિ મુખ્ય ગણાતી. વિક્રમ સંવતની કાળગણના અને શાલિવાહન શકની કાળગણના બંને નર્મદાને કિનારે સંભળાય છે અને બદલાય છે.

ઉત્તર ભારત અને દક્ષિણ ભારત વચ્ચે એક લીટી દોરવાનું કામ નર્મદા કરે છે એમ મેં કહ્યું ખરું. પણ એની સાથે હરીફાઈ કરનારી એક બીજી નદી પણ છે. નર્મદાએ મધ્યહિંદુસ્તાનથી પશ્ચિમ કિનારા સુધી લીટી દોરી એ જાણે બરાબર ન થયું એમ માનીને ગોદાવરીએ પશ્ચિમના પહાડ સહ્યાદ્રિથી પ્રારંભ કરી પૂર્વ-સાગર સુધી એક ત્રાંસી લીટી ખેંચી છે. એટલે ઉત્તરના બ્રાહ્મણો સંકલ્પ બોલતી વખતે કહેવાના – "રેવાયા: ઉત્તરે તીરે" જ્યારે પૈઠણના રાજ્યના અભિમાની અમે દક્ષિણી લોકો "ગોદાવર્યા: દક્ષિણે તીરે" એમ બોલવાના. જે નદીને કિનારે શાલિવાહન અથવા શાતવાહન રાજાઓએ માટીમાંથી માણસો બનાવી એ ફોજ દ્વારા યવનોને હરાવ્યા, તે ગોદાવરીને સંકલ્પમાં સ્થાન ન મળે એ કેમ ચાલે?

*

નર્મદા નદીની પરિક્રમ્મા તો મેં નથી કરી. અમરકંટક જઈને ઊગમનું દર્શન કરવાનો સંકલ્પ બહુ જૂનો છે. ગયે વરસે રીવા રાજધાની સુધી ગયા પણ હતા. પણ અમરકંટક જવાયું નહીં. નર્મદાનાં દર્શન તો ઠેકઠેકાણે કર્યાં છે. એમાંનું વિશેષ કાવ્ય અનુભવ્યું તે જબલપુર પાસે ભેડાઘાટમાં.

ભેડાઘાટમાં, હોડીમાં બેસીને આરસપહાણના પીળાનીળા પથરા વચ્ચે જ્યારે જલવિહાર કરીએ છીએ ત્યારે એમ જ લાગે છે કે જાણે યોગવિદ્યામાં પ્રવેશ કરી માનવચિત્તનાં ગૂઢ રહસ્યો ઉકેલીએ છીએ. અને એમાંયે જ્યારે બંદરકૂદની પાસે પહોંચીએ છીએ અને જૂના સરદારો ઘોડાને ઇશારો કરી પેલી પાર સુધી કૂદ્યાની વાતો સાંભળીએ છીએ ત્યારે જાણે મધ્યકાલનો ઇતિહાસ ફરી વાર જીવતો થાય છે.

આ ગૂઢ સ્થાનનું આ માહાત્મ્ય ઓળખીને જ કોઈ યોગવિદ્યાના ઉપાસકે પાસેની ટેકરી ઉપર ચોસઠ યોગિનીનું મંદિર બાંધ્યું હશે અને એ યોગિનીના ચક્ર વચ્ચે નંદી ઉપર બિરાજેલાં શિવ-પાર્વતીને સ્થાપ્યાં હશે. એ યોગિનીની મૂર્તિઓ જોઈને ભારતીય સ્થાપત્ય પ્રત્યે માથું નમે છે અને એવી મૂર્તિઓ જેમણે ખંડિત કરી એમની ધર્માંધતા પ્રત્યે ગ્લાનિ પેદા થાય છે. પણ આપણે તો ખંડિત મૂર્તિઓ જોવાને ક્યારના ટેવાયા છીએ.

*

ધુંવાધાર, પ્રકૃતિનું એક સ્વતંત્ર કાવ્ય છે, પાણીને જો જીવન કહીએ તો અધઃપાતને કારણે ખંડ ખંડ થયા પછી પણ જે સહેજે પૂર્વરૂપ ધારણ કરે છે, અને શાંતપણે આગળ વધે છે તે ખરેખર જીવનમય છે. ચોમાસામાં જ્યારે

આખો પ્રદેશ જળબંબોળ થાય છે ત્યારે ન મળે 'ધાર' અને ન નીકળે એમાંથી વરાળ જેવી 'ધુંવા'. ચોમાસું ઓસરી ગયા પછી જ ધુંવાધારની મસ્તી જોઈ લેવી. ધોધ ઉપર મીટ માંડીને ધ્યાન કરવાનું હું પસંદ નહીં કરું, કેમ કે ધોધ એ કેફી વસ્તુ છે. એ ધોધમાંથી જ્યારે ધોબીઘાટનાં સાબુનાં પાણીની ભાત દેખા દે છે અને આસપાસ ઠંડી વરાળના ગોટેગોટા રમત રમે છે ત્યારે જેમ જુઓ તેમ ચિત્તવૃત્તિ અસ્વસ્થ થઈ જાય છે. એ દૃશ્ય ધરાઈને જોયા પછી, પાછા ફરતાં એમ જ લાગે છે કે જીવનના કોઈ કટોકટીના પ્રસંગમાંથી આપણે બહાર નીકળ્યા છીએ, અને આટલા અનુભવ પછી આપણે પહેલાંના જેવા રહ્યા નથી.

*

ઈટારસી-હોશંગાબાદ પાસેની નર્મદા સાવ જુદી જ છે. ત્યાંના પથરા ત્રાંસા ત્રાંસા જમીનમાં ખૂંચેલા હોય છે. ક્યા ધરતીકંપથી પથરાનાં પડો આવાં વિષમ થયાં છે એ કોઈ કહી શકે નહીં. નર્મદાને કિનારે ભગવાનની આકૃતિ ધારણ કરીને બેઠેલા પાષાણો પણ કશું કહી ન શકે.

અને એ જ નર્મદા જ્યારે પાઘડી-પને આવેલા ભરૂચના કિનારાને ધોઈ કાઢે છે અને અંકલેશ્વરના ખલાસીઓને રમાડે છે, ત્યારે એ નદી સાવ જુદી જ દેખાય છે.

*

કબીરવડ પાસે પોતાને ખોળે એક બેટને ઉછેરવાનો લહાવો જેને એક વાર મળ્યો, તે સાગર-સંગમ વખતે પણ એવા જ બેટબાળકને ઉછેરે અને કેળવે તો તેમાં આશ્ચર્ય શું?

કબીરવડ એ હિંદુસ્તાનનાં અનેક આશ્ચર્યોમાંનું એક છે. લાખો લોકો જેની છાયામાં બેસી શકે અને મોટી મોટી ફોજો જેની છાયામાં પડાવ નાખી શકે, એવો એક વડ નર્મદાપ્રવાહની વચ્ચોવચ એક બેટમાં પુરાણપુરુષની પેઠે અનંતકાળની પ્રતીક્ષા કરે છે. મહારેલ આવે એટલે બેટનો એક ભાગ એમાં તણાઈ જાય. એની સાથે એ વડની અનેક શાખાઓ અને વડવાઈઓ પણ તણાઈ જાય. કબીરવડના આવા ભાગલા અત્યાર સુધી કેટલી વાર થયા એની નોંધ ઇતિહાસ પાસે નથી. નદી વહેતી જાય છે અને વડને નવી નવી કૂંપળો ફૂટતી જાય છે! સનાતનકાળ વૃદ્ધ પણ છે અને બાળક પણ છે. એ ત્રિકાળજ્ઞાની પણ છે અને વિસ્મરણશીલ પણ છે.

એ કાળ ભગવાનનું અને કાલાતીત પરમાત્માનું અખંડ ધ્યાન ધરનારા ઋષિ-મુનિઓ અને સંતમહાત્માઓ જેને કિનારે યુગેયુગે વસતા આવ્યા છે, તે આર્ય અનાર્ય સમસ્તની માતા નર્મદા ભૂત-ભવિષ્ય-વર્તમાનના માનવીઓનું કલ્યાણ કરે. જય નર્મદે હર!

**ઑગસ્ટ, ૧૯૫૫**

# ૧૭. સંધ્યારસ

ગૌરીશંકર* તળાવનું દર્શન ઓચિંતું થાય છે. આપણે બગીચામાં ગયા, ઝાડોની શોભા જોઈ, ચીની રકાબીના કકડાથી બનાવેલા નિર્જીવ હાથી, ઘોડા, સિંહનો રોફ જોઈ અને ઝાડો વચ્ચે લહેર કરતાં સજીવ પક્ષીઓનો કલરવ સાંભળી, તળાવને કાંઠે આવીએ, પગથિયાં ચડવા માંડીએ, ઠંડા પવનની શાંતિ અનુભવીએ, તોયે કલ્પના ન થાય કે તળાવ કેવું હશે. 'છેલ્લે (એટલે ઉપલે) પગથિયે જઈ પગ દીધો' અને એકદમ જાણે આકાશ ચીરીને અપ્સરા પ્રગટ થઈ હોય તેમ સરોવરનાં નીર આપણી સામે સસ્મિત વદને જોઈ રહે છે. ભલે તમે એકલા જ સરોવરને દર્શને જાઓ, ત્યાં તમે એકલા રહેવાના નથી. આકાશનાં વાદળાં અને બધાં કરતાં વિશેષ ઉતાવળે દોડી આવેલી સંધ્યાતારકાને તમારી સાથે જ સરોવરની શોભા નિહાળતી તમે જોશો.

સરોવરો હંમેશાં નીચાણમાં હોય. ડુંગરની નીચે ઊતરીએ ત્યારે સરોવરનાં જળમાં પગ પખાળવા પામીએ. પણ આ તો જાણે ગંધર્વ-કાસાર; જાણે વાદળાં પીગળીને ટેકરીને માથે છલકાતાં હોય!

સામો કાંઠો દેખાય એવું સરોવર કોને ગમે? આટલાં પાણી ક્યાંથી આવે છે એવી અતૃપ્ત જિજ્ઞાસા જેની સાથે ન હોય તેના સૌંદર્યમાં દૈવી ગૂઢ ભાવ ક્યાંથી જડવાનો? રેલવે લાઇન પણ જો સાવ સીધી હોય તો આપણને ગમે નહીં. ઊંચાણ હોય, નીચાણ હોય, જમણી કે ડાબી બાજુ વાંક-વળાંક હોય તો જ એ શોભે. સરોવર એ કંઈ ધોધ નથી કે ઊંચાનીચાની ક્રીડા બતાવે. ગૌરીશંકર ચારે બાજુની ટેકરીઓથી ઘેરાયેલું છે. પણ એ ટેકરીઓ મરણિયા થયેલા વીરોની પેઠે ભીડ કરીને ઊભી નથી રહેલી; તેથી પાણીને આમતેમ બધી બાજુ ફેલાઈ જવાનો અવકાશ મળ્યો છે.

સરોવરના બાંધ ઉપરથી પશ્ચિમ તરફ જોતાં એકાદ અદ્‌ભુત નવલકથામાં નવે રસ ગૂંથેલા હોય તેમ જાતજાતના રંગ પાણીમાં ફેલાયેલા દેખાય છે. પગ તળે આત્મહત્યાનો ઘેરો લીલો રંગ જાણે ક્ષણેક્ષણે આપણને અંદર બોલાવતો હોય એવો દેખાય છે. એમાં પણ બધે સરખાપણું નથી. કોક ઠેકાણે મેંદીના પાન જેટલો ઘેરો, તો કોક ઠેકાણે લિંબોઈના પાન જેટલો ઊંડો. ખૂબ નિહાળીએ ત્યારે લાગે છે કે એ પાણીનો રંગ નથી પણ પાણીમાં લપાયેલું સ્વતંત્ર ઝેર છે. સહેજ આગળ જુઓ એટલે નિરાશામાંથી આશા પ્રગટ થતી હોય તેવો બદામી રંગ દેખાય છે. રંગ તો બદામી, પણ એમાં ધાતુનો ચળકાટ છે. આગળ જઈ, એ જ રંગ થોડુંક રૂપાન્તર પામી નારંગી વર્ણે સંધ્યાનું ઉપસ્થાન કરતો દેખાય છે. વાદળાંની

---

* સૌરાષ્ટ્રમાં આવેલા ભાવનગરનું બોરતળાવ.

જાંબુડી છાયા જો વચમાં આડી ન આવી હોત, તો કોણ જાણે આ બાજુના નારંગી અને પેલી બાજુના સોનેરી વચ્ચે કેવી શોભા ખીલત!

આપણું ધ્યાન સોનેરી રંગ તરફ જાય એ પહેલાં જ મંદ મંદ વહેતો પવન જલપૃષ્ઠ ઉપર સૂક્ષ્મ વિચિમાલા ઉત્પન્ન કરી આપણને કહે છે, 'સાંભળો આ સમયોચિત સ્તોત્ર!' સામેની ટેકરીએ માથું ઊંચું ન કર્યું હોત તો આ રસવતી પૃથ્વી ક્યાં પૂરી થાય છે અને નિ:શબ્દ આકાશ ક્યાં શરૂ થાય છે એ જાણવું કોઈ પંડિતને પણ અઘરું થઈ પડત.

ડાબી બાજુએ કાટછાંટ કરેલી મેંદીની વાડ છે. સુઘડ વાડો જોવાનું કોને ન ગમે? પણ શૃંગાર-સાધિકા મેંદીનો શિરચ્છેદ મને જરૂર અસહ્ય લાગે છે. જમણી બાજુ જાણે સૂર્યનું તેજ ઠંડું પડેલું પણ થીંજેલું નહીં એવું સરોવર, અને ડાબી બાજુ નીચે ઘાડી પાતળી ઝાડી. આવા પરસ્પર ભિન્ન રસ વચ્ચે જનકની પેઠે યોગયુક્ત ચિત્તે અમે આગળ ચાલ્યા. ત્યાં આવ્યો નિરાધાર સેતુ. સંસ્કૃત કવિઓએ એને જોયો હોય તો એનું નામ શિક્ય-સેતુ જ પાડ્યું હોત. આવા સેતુની શોધ પહેલવહેલી હિમાલયના વનેચરોએ જ કરેલી હોવી જોઈએ. આ નિરાધાર પુલ આપણને હળવે પગે લઈ જાય છે પાણી વચ્ચે તપ કરતા ઋષિ જેવા એક બેટના જટાભારમાં. પુલની અધવચ પહોંચ્યા એટલે આતિથ્યશીલ જળ ચેતવે છે, 'સાચવીને ચાલો, સાચવીને ચાલો.' અને યોગ્ય તક જડતાં પાદપ્રક્ષાલન કરતાં પણ પાણી ચૂકે નહીં.

અને પેલો દ્વીપ? એ તો નીરવ શાંતિની મૂર્તિ. ચંદ્રમા પાણીમાં આટલો ખડખડાટ હસે છે છતાં એનો પડઘો ક્યાંય સંભળાતો નથી. જાણે કુદરતને બીક લાગે છે કે રખેને ધ્યાની મુનિની શાંતિમાં ભંગ થાય. આ બેટમાં નથી રહેતા કોઈ સરપ કે નથી રહેતો કોઈ કાકીડો. પક્ષીઓ હોય તોયે અત્યારે પોતાના માળામાં નિશ્ચિંત સૂઈ ગયેલાં છે. આતિથેય મંડપ તળે અમે વિરાજમાન થયા. હવે તો પાણી ઉપર અજ્ઞાત અથવા ગૂઢ અંધકારની છાયા ફેલાવા લાગી હતી. અષ્ટમીનું ચાંદરણું તો સીધું સોંસરું ઊતરીને પાણીમાં ઊતરી જતું હતું. ફક્ત જાતિવૈરી સુર-અસુરના ગુરુઓ દીર્ઘવિગ્રહથી કંટાળીને કંઈક વિષ્ટિ કરવા માટે ભેગા થયા હોય તેમ પશ્ચિમે ચળકતા હતા. પ્રકાશ અને અંધકારની સંધિ કરવાનો સંધ્યાએ અનેક વાર પ્રયત્ન કર્યો છે. તેમાં જો તે કોઈ કાળે ફાવે તો જ સુર-અસુરો વચ્ચે કાયમનું સમાધાન થાય. જુઓ, બંનેના ગુરુઓ પોતાની દિશા ફેરવી પોતાની સ્વભાવોચિત ગતિએ ચાલ્યા જાય છે, અને સંધ્યાકાળની રક્ત કાલિમા બંનેને કશા પક્ષપાત વગર ઘેરી લે છે. હમેશ વિગ્રહ જ ચલાવે તેનો અસ્ત થવાનો જ.

હવે પાણીએ પોતાનો રંગ બદલ્યો. અત્યાર સુધી જાણે ચાંદીના રસ્તાઓ બનાવ્યા ન હોય તેવા પટાઓ પાણીના પૃષ્ઠ ઉપર વગર કારણે દેખાતા હતા તે હવે બંધ થયા. ખેલ બહુ થયો. હવે ગંભીરપણે વિચાર કરવો જોઈએ, એમ કંઈક લાગવાથી પાણીની મુખમુદ્રા અંતર્મુખ થઈ છે. ટેકરીઓ પ્રેતલોકના વાસનાદેહ

વિચરતા હોય તેવી દેખાવા લાગી. વિસ્તીર્ણ શાંતિ પણ કેટલી અસ્વસ્થ કરી શકે છે એનો ખ્યાલ અહીં પૂરેપૂરો આવે છે. બધી ટેકરીઓ જાણે આપણો એક અવાજ સાંભળવાની જ રાહ જોતી ન હોય! જરાક સાદ પાડીએ તો 'હા! હા! એ આવીએ! એ આવીએ!' એમ કહેતી દોડતી આવશે એ વિશે જરાયે શંકા નથી રહેતી. પણ એમને બોલાવવાની હિંમત જ કેમ ચાલે? શું આ ટેકરીઓ મધરાતે કોઈ જોતું ન હોય ત્યારે કપડાં ઉતારીને સરોવરમાં નાહવા પડતી હશે? આજે તો નહીં જ ઊતરે, કેમ કે દુર્વિનીત ચંદ્રમા મધરાત સુધી એકીટસે સરોવરમાં જોતો હશે. અને મધરાત પહેલાં જ શિશિરની ટાઢનું સામ્રાજ્ય શરૂ થવાનું. પછી ઉષ:કાલ પહેલાં માઘસ્નાન કરવાની ઇચ્છા એમને થઈ જાય તો કોણ જાણે. આવા કાંઈક પુણ્ય-સંચય વગર ટેકરીઓને પણ આટલી સ્થિરતા શી રીતે મળે?

કોક પુલ પરથી ચાલ્યું. પાણીમાં ખળભળાટ સંભળાય છે, અને એમાંથી નીકળતાં મોજાંનાં કૂંડાળાં દૂર દૂર દોડે છે. લોકો પોતપોતાના ગામડામાં રહેતા છતાં, જેમ ખબરો એમની મારફતે દૂર દૂરની મુસાફરી કરે છે, તેમ પુલ પાસેનો ક્ષોભ આ રીતે કિનારા સુધી પહોંચવાનો. શરીરમાં એક ઠેકાણે વાગે તો આખા શરીરને જેમ એની ખબર પડે છે તેમ પાણીનું પણ છે. પાણીની શાંતિનો ભંગ થાય તો એને પરિણામે એના ઉદરમાં પ્રતિબિંબિત થયેલું આખું બ્રહ્માંડ ડોલવા લાગે છે.

હવે તારાઓનો રાસ શરૂ થયો. પાણીમાં એનું અનુકરણ ચાલતું દેખાય છે, પણ ભૂલોકનો તાલ જુદો.

ફેબ્રુઆરી, ૧૯૨૦

## ૧૮. લાવણ્યફળા લૂણી

ખારચી(મારવાડ જંકશન)થી સિંધ હૈદરાબાદ જતાં લૂણી નદીનું દર્શન અનેક વાર કરવાનું મળ્યું છે. ઊંટોના સ્વદેશ જેવા જોધપુર જવાનો રસ્તો લૂણી જંકશન-થી નીકળે છે; એથી પણ આ નદીનું નામ મને યાદ રહી ગયું છે. અહીંના સ્ટેશન પર હરણનાં સારાં સારાં મજાનાં ચામડાં સસ્તામાં મળતાં. આવાં મુલાયમ મૃગાજિન અહીંથી ખરીદી મારા કેટલાયે ગુરુજનો અને પ્રિયજનોને ધ્યાનાસનને માટે મેં ભેટ મોકલાવ્યાં હતાં. ચામડાના આવા વપરાશથી હરણોને એ લોકોના ધ્યાનનું કંઈ પુણ્ય મળ્યું કે નહીં તેની ખબર નથી!

લૂણીનું નામ સાંભળતાંવેંત હૃદય પર વિષાદની છાયા ફરી વળે છે. આમ જોઈએ તો નદીમાત્ર પોતાનું મીઠું પાણી લઈને ખારા દરિયાને મળે છે. એવી રીતે તે બધી પોતાના પાણીને બગડતું રોકે છે. પણ સાગરનો સંગમ થાય ત્યાં સુધી નદીનું પાણી મીઠું રહે એ જ સારું છે. બિચારી લૂણીનો જોકે નથી સાગર સાથે સંગમ થતો કે નથી એનું પાણી છેવટ સુધી મીઠું રહેતું!

આ નદી સાંભર સરોવરમાંથી નીકળી હોત તો એની ખારાશ આપણે સમજી-ને ચલાવી લેત. પણ એનો ઊગમ થાય છે અજમેરની પાસે આવેલા અરવલ્લી, આરાવલી કે આડાવલીના પહાડમાંથી. ત્યાં પણ એને સાગરમતી નામે ઓળખવામાં આવે છે! ગોવિંદગઢ સુધી પહોંચતામાં એને પુષ્કર સરોવરનું પવિત્ર જળ લઈને સરસ્વતી નદી આવી મળે છે.

લૂણીનું મૂળ નામ હતું લવણવારિ. તેનો અપભ્રંશ લોણવારી થઈ ગયો, અને આજે લોકો એને લૂણીને નામે ઓળખે છે. અજમેરથી છેક આબુ સુધી અરવલ્લી પર્વતની હાર લંબાયેલી છે તેની પશ્ચિમ બાજુનું બધું પાણી નાનાંમોટાં ઝરણાંઓમાં થઈને લૂણીને મળે છે. આ પાણીને લીધે જોધપુર રાજ્યનો અડધો ભાગ પોતાની કઠોળની ખેતી કરે છે. શિંગોડાંની પણ પેદાશ અહીં ઓછી નથી. જ્યાં જ્યાં લૂણીની રેલનાં પાણી પહોંચે છે ત્યાં ત્યાં ખેડૂતો તેને આશીર્વાદ આપે છે.

લૂણી બાલોતરા પહોંચે છે ત્યાં એનું ભાગ્ય, સૌભાગ્ય નહીં, દુર્ભાગ્ય, એના પર સવાર થાય છે. જ્યાં જમીન જ ખારી ત્યાં બિચારી નદી પણ ક્યાં જાય?

જોધપુરના રાજા જશવંતસિંહને સદ્બુદ્ધિ સૂઝી. એણે લૂણી નદીનું પાણી ખારું થાય તે પહેલાં બિલારાની પાસે એક મોટો બંધ બંધાવ્યો અને બાવીસ ચોરસ માઈલના વિસ્તારવાળું એક ઘણું વિશાળ માણસનું બનાવેલું સરોવર પેદા કર્યું. તેર હજાર ચોરસ માઈલ પ્રદેશમાંથી આ સરોવરમાં પાણી એકઠું થાય છે. એ વધારેમાં વધારે ચાળીસ ફૂટ સુધી ઊંડું છે. આ સરોવરનું નામ 'જસવંત-સાગર' રાખ્યું તેમાં કંઈ ખોટું નથી કેમ કે રાજાએ એ બનાવડાવ્યું. ખેડૂતોને પૂછ્યું હોત તો તેઓ એનું 'લૂણીપ્રસાદ' નામ પાડ્યા વગર ન રહેત.

પોતાની બસો માઈલની સફરને અંતે પોતાના ભાગ્યને રડતી રડતી આ નદી કચ્છના રણમાં સમાઈ જાય છે. એનાં ત્રણે મુખ મીઠાથી એટલાં ભરેલાં રહે છે કે જાતે ખારો એવો દરિયો સુધ્ધાં એના પાણીનું આચમન કરતાં ખંચકાય છે!

હવે જોવાનું રહે છે કે લૂણી, સરસ્વતી, બનાસ અને એવી બીજી નદીઓ જે શ્રદ્ધાથી પોતાનું પાણી કચ્છના રણમાં લાવીને રેડે છે તે શ્રદ્ધાનું ફળ એ રણને ક્યારે મળશે અને રણ પલટાઈને અનાજ પેદા કરનારી જમીન ક્યારે બનશે. આજે લૂણી નદી લગભગ પાકિસ્તાનની સરહદ સુધી પહોંચે છે અને કચ્છના રણને દિવસે દિવસે વધારે ખારું કરતી જાય છે! આવી લવણપ્રધાન, લવણસમૃદ્ધ નદીનું આપણે 'લાવણ્યવતી' નામ પાડીએ તો વ્યાકરણશાસ્ત્રીઓ તેનો જરૂર સ્વીકાર કરે.

પણ કાવ્યરસિકો શું કહેશે તે કહેવાય નહીં.

## ૧૯. અંબા-અંબિકા

ભીષ્મ-પિતામહે રાજા વિચિત્રવીર્ય પાસે અંબા-અંબિકા બે રાજકન્યાઓ જીતી આણી. કન્યાઓએ નિખાલસપણે કહ્યું, ‘અમારું મન બીજે બેઠું છે.’ વિચિત્રવીર્ય હવે એમને શી રીતે પરણે? અને જ્યાં એમનું મન બેઠું હતું તે રાજા પણ જિતાયેલી કન્યાઓને હવે શી રીતે સ્વીકારે? બિચારી કન્યાઓ કોઈ પતિને પામ્યા વગર જ ઝૂરી ઝૂરી મરી ગઈ.

આબુના પહાડ ઉપરથી ઉનાળાના દિવસોમાં સરસ્વતી અને બનાસ એબે નદીઓનાં દર્શન કર્યાં હતાં. એ બિચારી નદીઓ સમુદ્ર સુધી પહોંચવા પામી નથી; વચમાં કચ્છના રણમાં જ તે ઝૂરી ઝૂરીને અલોપ થઈ જાય છે. અંબા-અંબિકાની પેઠે કૌમાર્ય, સૌભાગ્ય અને વૈધવ્ય એકે સ્થિતિ એમને માટે રહી નથી. ગુજરાત અને રાજપૂતાનાના ઇતિહાસમાં એ નદીઓનું ગમે તેટલું મહત્ત્વ હોય તોયે રાજા કર્ણનાં બે આંસુ ઉપરાંત આપણે એમને શું આપી શકીએ?

૧૯૨૬–૨૭

## ૨૦. રેણુકાનો શાપ

રેણુકા એટલે રેતી. એના શાપથી કઈ નદી સુકાઈ ન જાય? ગયાની નદી પણ એમ જ અંતઃસ્રોતા થઈ છે ને! પછી વઢવાણ પાસેની ભોગાવો પણ એવી કેમ ન થાય? કાઠિયાવાડમાં ભોગાવો ઘણી છે. દરેકને શું કોઈ ને કોઈ રાણકદેવીનો શાપ નડ્યો હશે? શેત્રુંજી, ભાદર, મચ્છુ, આજી, રંગમતી, મેગળ — ચારે દિશામાં વહેનારી આ નદીઓમાંથી બારે માસ જેમાં પાણી વહે છે એવી કેટલી છે? ખંડસ્થ ભારતવર્ષથી સૌરાષ્ટ્ર કાઠિયાવાડ અનેક રીતે જુદું પડે છે. એનો આકાર તે કેવડો! ચોટીલા કે બરડા, શેત્રુંજો કે ગિરનાર પાણી આપી આપીને કેટલું આપે? અને એમની દીકરીઓ પણ ખેંચી ખેંચીને કેટલું પાણી આણે? નીલગિરિ અને સહ્યાદ્રિ, સાતપૂડા અને વિંધ્યાદ્રિ, હિંદુકુશ અને હિમાલય, નાગા, ખાસી અને બ્રહ્મી યોમાઓ એવા સમર્થ પર્વત રાજાઓને જ વાદળાંઓનો મુખ્ય કારભાર મળે છે. એમની દીકરીઓ ગૌરવથી અલસ-લુલિત થઈ ચાલે, તેની આગળ બિચારી કાઠિયાવાડ-ની નદીઓ શી વિસાતમાં? વરસાદ આવ્યો કે વહેવા લાગી. વરસાદ થોભ્યો કે વિમાસણમાં પડી અને વિરમી ગઈ.

દરેક નદીએ એકબે એકબે શહેરોને આશ્રય આપ્યો છે. ભોગાવોને લીધે વઢવાણની શોભા છે. રાણકદેવીનો શાપ ન હોત તો એ નદીનું મુખ કેટલું ઉજ્જવળ

દેખાત! અંત્યજોનો શાપ લઈ હવેના લોકો એની ભવિષ્યમાં શી દશા કરવાના છે! શેત્રુંજીના વાંક જોવા હોય તો એના વીરાના શિખર પરથી જોઈ લેવા. કુંદન જેવું ઘાસ ઊગ્યું છે, દૂર દૂર સુધી ગાલીચા જેવાં ખેતરો પથરાયાં છે, અને વચ્ચે થઈને શેત્રુંજી પોતાનો માર્ગ ધીમે ધીમે કાઢતી જાય છે. શેત્રુંજીની એ ચાલ સંસ્કારી અને ચિત્તાકર્ષક છે.

અને મેગળનું નામ શા પરથી પડ્યું હશે? દેવધરામાં મગરે કોઈ હાથીને પકડી રાખ્યો હશે તેથી? કે સમુદ્રની અને એની વચ્ચે આવનાર ઊંચા વાળુપટ પર માથું પછાડે છે તેથી? દરેક નદીને સમુદ્રને મળવાનો હક તો છે જ. પણ બિચારી મેગળને વરસના આઠ મહિના ખંડિતાની પેઠે પોતાના પતિનાં દૂરથી જ દર્શન કરવાં પડે છે. ચોમાસામાં જ્યારે સમુદ્રથી પણ નથી રહેવાતું ત્યારે જ એ બેનો સંગમ થાય છે. ચોરવાડના લોકોને એ સંગમ પર જ સ્મશાન ગોઠવવાનું શું સૂઝ્યું છે? અથવા એમાં પણ ઔચિત્ય નથી એમ કેમ કહેવાય? સ્મશાન એ પણ ઇહલોક અને પરલોકનો સંગમ જ છે ને!

જેને લીધે કાઠિયાવાડ મગરૂર છે તે તો એકલી ભાદર જ. ભાદરનું મૂળ નામ શું? ભાદ્રપદી કે ભદ્રાવતી? બહાદુર તો ન જ હોય. આ નદીની પ્રતિષ્ઠા ભારે છે. જેતપુર, નવાગઢ અને નવીબંદર જેવાં સ્થાનો એને કાંઠે ઊભેલાં છે. નવી-બંદર જ્યારે વસ્યું હશે ત્યારે એને 'નવી' નામ આપનાર પુરુષોના હૈયામાં કેટલાં આકાંક્ષા અને ઉત્સાહ હશે? પોરબંદર કરતાંયે શ્રેષ્ઠ થવાનું, મોટાં મોટાં વહાણો દૂર દેશનો માલ દેશની અંદર પહોંચાડવાનાં. દૈવ અનુકૂળ હોત તો ભાદરને ટેમ્સ નદીની પ્રતિષ્ઠા ન મળત? પણ નદીની પ્રતિષ્ઠા એના પુત્રોના પુરુષાર્થને લીધે હોય છે. અત્યારે તો ભાદરને હિંદુસ્તાનની પશ્ચિમવાહિની નદીઓનું અગ્રેસરત્વ છે એ જ બહુ છે.

રંગમતી, આજી અને મચ્છુ ગમે તેટલી પરોપકારી હોય, અને તેઓ નવા-નગર, રાજકોટ અને મોરબીના વૈભવો અખંડ નિહાળતી હોય તોયે એમને સાગર છોડી નાનકડા અખાતને જ વરવું પડે છે.

કાઠિયાવાડની આ બધી નદીઓએ દેશી રાજ્યોની ખટપટો અને પ્રપંચો જૂના કાળથી જોયાં હશે. પણ કાઠિયાવાડના ભિન્ન ભિન્ન વિભાગની વિશિષ્ટ રીતભાતનું દર્શન જો તેઓ આપણને કરાવે તો તે કથા રોચક થાય ખરી.

સૌરાષ્ટ્રની નદીનું પાણી પીનાર કોઈ પુત્રનું એ કામ છે કે એ નદીઓ પાસે-થી તેમનો પોતપોતાનો અનુભવ બોલાવે.

૧૯૨૬–૨૭

# ૨૧. ઉંચળીનો ધોધ

સાવ સુકાઈ ગયેલા જોગના ધોધના આ વખતના દર્શનની ગમગીની ધોઈ કાઢવા માટે બીજું એકાદ કંઈક ભવ્ય અને પ્રસન્ન દૃશ્ય જોવાની જરૂર હતી જ. કારવાર જિલ્લાના સર્વસંગ્રહ — ગેઝેટિયર — નાં પાનાં ફેરવતાં શોધ થઈ કે, જોગથી સહેજ ઊતરતો ઉંચળી કરીને એક સજાનો ધોધ શિરસીથી બહુ દૂર નથી. લશિંગ્ટન કરીને એક કલેક્ટરે સને ૧૮૪૫માં એ ધોધની શોધ કરી હતી! જાણે તે પહેલાં કોઈ માણસે એ ધોધ જોયો જ નહીં હોય! અંગ્રેજની આંખે એ ચડયો એટલે એને દુનિયામાં સ્થાન મળ્યું!

આ ઉંચળી ક્યાં છે, ત્યાં ક્યાંથી જવાય, કેમ જવાય? અમારા કાર્યક્રમમાં એ ધોધ બેસે એમ છે કે નહીં, એની તપાસ મેં ચલાવી. શ્રી શંકરરાવ ગુલવાડીએ જોયું કે, હવે ઉંચળીનો કાર્યક્રમ ગોઠવ્યા વગર શાંતિ કે સ્વાસ્થ્ય મળવાનાં નથી. અને તેઓ મારા કરતાં ઓછા ઉત્સાહી થોડા જ હતા? એમણે કહ્યું કે, જ્યારે વીજળી પેદા કરવાની દૃષ્ટિએ કારવાર જિલ્લાના ધોધોની તપાસ-'સરવે' થઈ ત્યારે ઍન્જિનિયર લોકોએ ઉંચળીના ધોધને પહેલે સ્થાને મૂક્યો હતો; ગેરસપ્પાના એટલે કે જોગના ધોધને બીજે નંબરે મૂક્યો હતો; માગોડનો ત્રીજો, અને સૂપા પાસે છે એ ચોથો.

સમુદ્ર સાથે કારવાર જિલ્લાની દોસ્તી બાંધી આપનાર ચાર મુખ્ય નદીઓ છે — કાળી નદી, ગંગાવળી, અઘનાશિની અને શરાવતી. આમાંની શરાવતી અથવા બાલનદી હોન્નાવર પાસે સમુદ્રને મળે છે. દસ વરસ પહેલાં જ્યારે જોગનો ધોધ બીજી વાર જોયો હતો ત્યારે આ જ શરાવતી નદી ઉપર હોડીમાં બેસી હોન્નાવરથી અમે ઉપલાણે ગયા હતા. શરાવતીનો કાંઠો એટલે વનશ્રીની ઉજાણી.

આ વખતે જ્યારે હુબળીથી અંકોલા ને કારવાર અમે ગયા ત્યારે આરબેલ ઘાટમાંથી નાગમોડી રસ્તો કાઢતી ગંગાવળીને અમે જોઈ હતી. અને અંકોલાથી ગોકર્ણ જતાં એના પૃષ્ઠ ભાગ ઉપર નૌકાક્રીડા પણ કરી હતી. કાળી નદીનાં દર્શન તો મેં નાનપણમાં જ કારવારમાં કર્યાં હતાં. પચાસ વરસ પહેલાંનાં એ સંસ્મરણો દસ વરસ પહેલાં તાજાં પણ કર્યાં હતાં અને આ ફેરે પણ કારવાર જતાંવેંત કાળી નદીનાં બે વાર દર્શન કર્યાં હતાં. પણ એટલેથી સંતોષ ન થયો, તેથી કારવારથી હળગા સુધીની ૧૦ માઈલની મુસાફરીની જા-આવ હોડીમાં કરી લીધી.

ચોથી નદી તે અઘનાશિની. એનું નામ જ કેટલું પાવન! એ નદી ગોકર્ણની દક્ષિણે તદડી બંદર પાસે આડીઅવળી ખૂબ ખૂબ ફેલાય છે, પણ સમુદ્રમાં પહોંચવા માટે માત્ર એને એક નાનકડો જ માર્ગ મળે છે. આ અઘનાશિની

સમુદ્રને મળવા માટે ઉતાવળ કરી સહ્યાદ્રિના પહાડ પરથી જ્યાં ભૂસકો મારે છે, તે જ ઉંચળ્ળીના ધોધ તરીકે ઓળખાય છે.

અમે સિદ્ધાપુરથી શિરસીનો રસ્તો લીધો. પણ શિરસી સુધી જવાને બદલે એક રસ્તો પશ્ચિમ તરફ ફંટાતો હતો, એ લઈને અમે નીલકુંદ સુધી પહોંચ્યા. ત્યાં ગોપાળ મડગાંવકરના કાકા રહેતા હતા. ઠીક પ્રતિષ્ઠિત જમીનદાર. એમની સ્વાગતાનો સ્વીકાર કરી અમે ઉંચળ્ળીની શોધમાં ઊપડ્યા. નીલકુંદથી હોસતોટ (=નવો બગીચો) જવાપણું હતું. લશ્કરી 'જીપ'ની સગવડ મળેલી હોવાથી જંગલી રસ્તો પાર કેમ કરાશે એ ચિંતા લગભગ ઓસરી ગઈ હતી. આ હોસતોટથી હોન્નેકોંબ (=સોનાનું શિંગડું) તરફ જવાનો રસ્તો અમારે લેવાનો હતો. પણ એ રસ્તે મોટર તો શું, બળદગાડી કે પાલખી પણ ન જઈ શકે. એ તો વાઘનો રસ્તો કહેવાય. માણસ પણ વાઘ જેવો થઈને જ એવે રસ્તે જાય. અમે અમારી જીપને એક ઝાડની છાયામાં આરામ કરવા મૂકી દીધી, અને अथातो धोध-जिज्ञासा કહી જંગલમાંથી રસ્તો કાઢવાની શરૂઆત કરી. હોસતોટથી એક સ્થાનિક જુવાન હાથમાં મોટો 'કોયતો' લઈ રસ્તો બતાવવા અમારી આગળ ચાલ્યો. એ બિચારાને ધીમે ચાલવાની ટેવ નહીં, અને સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાની લત નહીં! એ તો આગળ ને આગળ ચાલ્યો. અમને એનો બહુ જ ઓછો ઉપયોગ થયો. અમે થોડુંક આગળ ચાલ્યા. ચડ્યા અને ઊતર્યા – ચડ્યા અને ઊતર્યા – ત્યાં જંગલ ઘનદાટ થવા લાગ્યું. થોડા વખત પછી એ ઘનઘોર થયું.

So steep the path, the foot was fain,
Assistance from the hand to gain.

અમારી મુખ્ય મુશ્કેલી પગ તરફની કેડીની હતી. ત્યાં એટલાં બધાં સુકાયેલાં પાંદડાં ભેગાં થયાં હતાં કે પગ ન લપસે તો આશ્ચર્ય! મહેર માલિકની કે એ પાંદડાંમાંથી સરસર કરીને કોઈ સરપ ન નીકળ્યો. નહીં તો અમારી ઉંચળ્ળી ત્યાંની ત્યાં જ રહી જાત. જ્યાં આકરો ઉતાર હોય ત્યાં લાકડી વતી પાંદડાં ખસેડી કોઈ મજબૂત પથરો કે ઝાડનું ચવડ મૂળિયું મળે છે કે કેમ એ જોવું પડતું.

બપોરના બાર વાગ્યાનો વખત હતો. પણ ઝાડોની 'સ્નિગ્ધ-છાયા'ની અંદર તડકો આવે ત્યારે ને? અમે ચાલીને ગરમ ન થયા હોત તો ટાઢ જ વાત! થોડાક આગળ જઈએ અને એકબીજાને પૂછીએ, 'આપણે કેટલું આવ્યા હઈશું? હવે કેટલું બાકી છે?' બધા જ અજ્ઞાન. પણ સિદ્ધાપુરથી એક આયુર્વેદિક ડૉક્ટર કૅમેરા લઈને અમારી સાથે આવ્યા હતા. એ ભાઈ એક વરસ પહેલાં બીજે ક્યાંકથી ઉંચળ્ળી ગયા હતા. તેટલા જૂના અનુભવ પરથી એ અમને બાકીનો રસ્તો કેટલો છે એનો અડસટ્ટો કહેતા હતા! વચમાં વચમાં અમારો નામમાત્રનો રસ્તો પણ બંધ થતો. આગળ ક્યાંથી જવાનું એનો અંદાજ જ કરવો પડતો. પણ ખરી મુશ્કેલી રસ્તો બંધ થવાથી નથી ઊભી થતી; પણ જ્યારે એક કેડી ફંટાઈને સામે બે કેડી થઈ જાય, અને સાચી બાજુ કઈ એ બતાવનાર કોઈ ન હોય અને આંધળો

અંદાજ કરનાર એક સાથીના અભિપ્રાય સાથે આપણો એટલો જ આંધળો અંદાજ મળતો ન હોય, ત્યારે ખરી મૂંઝવણ પેદા થાય છે. અને છેવટે યદ્ ભાવિ તદ્ ભવતુ 'જે થવાનું હશે તે થાઓ' એમ કરીને નસીબને ભરોસે એકાદ કેડી પકડવી પડે છે.

એક જણે કહ્યું કે દૂરથી ધોધનો અવાજ સંભળાય છે. મારા કાન બહુ તીક્ષ્ણ નથી. એકે ક્યારનું રાજીનામું આપ્યું છે અને બીજો કાન કામ પૂરતું જ સાંભળે છે. પણ કલ્પનાશક્તિ વિશે એમ ન કહી શકું. મેં કાન અને કલ્પના બંનેને જોરે સાંભળવાનો પ્રયત્ન કર્યો પણ જેને ધોધનો અવાજ કહી શકાય એવું કશું જ સંભળાયું નહીં. ક્યાંક મધમાખો બણબણતી હોત તોપણ હું કહેત કે 'હા હા, ધોધ સંભળાય છે ખરો.' અગવડવાળી મુસાફરીમાં સાથ આપનાર સાથે ઝટ સહમત થવાના યાત્રાધર્મમાં હું પૂર્ણપણે માનું છું! પણ અહીં હું લાચાર હતો.

એક તરફ જંગલની ભીષણ સુંદરતા હું માણતો હતો અને બીજી તરફ ચિ. સરોજના કેટલા બેહાલ થતા હશે એ ચિંતાથી એની તરફ જોતો હતો. જ્યારે સરોજે કહ્યું કે, 'આવી જંગલની મુસાફરીને અંતે કોઈ ધોધ જોવાને ન મળે તોયે આવ્યાનું સાર્થક થયું ગણાય. કેટલું મજાનું જંગલ છે! આ મોટાં મોટાં ઝાડો અને એમને બાંધી દેનાર વેલાઓ — બધું જ મજાનું છે,' ત્યારે મને ઘણું સમાધાન થયું.

આગળ જતાં જ્યારે રસ્તો લગભગ અશક્ય થયો અને એક હાથે લાકડી અને બીજે હાથે કોઈનો ખભો પકડીને ઊતરવાનું પણ શંકાસ્પદ થયું, ત્યારે પણ સરોજ કહે, 'મારો ઉત્સાહ ઓછો નથી થયો, પણ બીજાને અગવડરૂપ થાઉં છું એ ખ્યાલથી જ નાસીપાસ થાઉં છું. આટલો ઉતાર પાછો ચડવાનો છે એનો પણ ખ્યાલ રાખવાનો છે.' મેં કહ્યું, 'એક વાર ઉંચળ્ળીનાં દર્શન થયા પછી પાછા જવાનું કોઈ ને કોઈ રીતે થશે જ. આપણે પૂરતો આરામ લેતાં લેતાં જઈશું. અહીં સુધી આવ્યાં છીએ, અને હવે ધોધનો અવાજ પણ સંભળાય છે એટલે આગળ વધ્યા વગર છૂટકો નથી.'

અમારા માર્ગદર્શકે નીચે જઈને કૂક કરી. ડૉક્ટરે કહ્યું, 'એણે પાણી જોયું લાગે છે.' અમારો ઉત્સાહ વધ્યો. અમે ફરી ઊતર્યા અને વધુ ઊતર્યા. આગળ ગયા, પછી જમણી બાજુએ ગયા અને આખરે — જેને માટે આંખો તલસતી હતી તે ધોધનું માથું નજરે પડ્યું!

એક સાંકડી ખીણની આ બાજુ અમે હતા અને સામી બાજુએથી અઘનાશિનીનાં પાણી, જે અમે સવારથી કરેલી જીપની મુસાફરીમાં ત્રણ-ચાર વાર ઓળંગ્યાં હતાં, તે અહીં એક મોટા પથરાના ત્રાંસા પડ પરથી નીચે પહોંચવાની તૈયારી કરતાં હતાં. ગીત જેમ તંબૂરાના તાલ સાથે જ સંભળાય, તેમ જ ધોધનાં દર્શન ધબધબના નગારાના સાથની સાથે જ કરાય.

ઉંચળ્ળીનો ધોધ જોગના રાજા ધોધની પેઠે એક ભૂસકે નીચે નથી પહોંચતો. સવારની પાતળી ઊંઘનો દરેક કકડો જેમ આપણે અર્ધ જાગ્રત સ્થિતિમાં માણીએ

છીએ, તેમ જ અઘનાશિનીનાં પાણી પગથિયે પગથિયે કૂદીને ધોળા રંગનો અનેક ભાતવાળો પડદો બનાવે છે. આટલાં ધોળાં પાણીમાં જગતનું કાળામાં કાળું પાપ પણ સહેજે ધોવાઈ જાય.

સૂપડામાં ધાન મૂકી સૂપડું ત્રાંસું ત્રાંસું હલાવાય છે ત્યારે જેમ દાણા નાચતા નાચતા જમણી બાજુના ખૂણા તરફ દોડે છે અને સાથે સાથે આગળ પણ જાય છે, તેમ જ અહીંનાં પાણી પહાડના પથરા પરથી ઊતરતાં ત્રાંસાં પણ દોડે છે અને ફીણનાં વલયો કરતાં ભૂસકો પણ મારે છે. એક ઠેકાણે પાણીએ અવતાર ર્ક્યો કે તરત ફરી ત્યાં અંગરખાના ઘેરાવાની પેઠે કે ધોતિયાની કલ્લીની પેઠે એ ફેલાવા લાગે છે અને અનુકૂળ દિશા મેળવી ફરી ભૂસકો મારે છે.

હવે તો આ પાણી આમ કેટલાં નખરાં કરવાનાં છે અને અંતે કયાં સુધી પહોંચવાનાં છે એ જાણ્યા વગર છૂટકો જ ન હતો. અમારામાંથી કેટલાક આગળ ચાલ્યા. ફરી ઊતરો, હજી ઊતરો; ઝાડની લચકવાળી ડાળો પકડીને ઊતરો. એમ કરતાં કરતાં આખા ધોધનો અખંડ સાક્ષાત્કાર કરાવતા એક મોટા પથરાને માથે પહોંચ્યા. એ કરાડને માથે ઊભા રહી સામી કરાડ પરથી અવતરતા પાણીના પદક્રમ નિહાળવા એ જીવનનો અનેરો લહાવો હતો. અમે મીટ માંડીને પાણીને નિહાળતા હતા, પણ પાણી કાંઈ અમને નિહાળવા જેટલાં નવરાં ન હતાં. એ હતાં પોતાની મસ્તીમાં ચૂર. કપૂરના ચૂરામાં જે ધોળા રંગનો ઉત્કર્ષ હોય છે તે જ આ જીવનાવતારમાં હતો.

ભગવાન સૂર્યનારાયણ માથા પરથી અમને પોતાના આશીર્વાદ આપતા હતા. પરસેવાનાં ટીપાંના રેલા અમારા લમણા પરથી ગમે તેટલા ઊતરે તોયે તે સામેના ધોધ આગળ કોઈનું ધ્યાન થોડું જ ખેંચી શકે? સૂર્યનારાયણના આશીર્વાદ ઝીલવાની શક્તિ જેમ ઉંચળ્ળીનાં ધોધમાં હતી તેમ મારામાં ન હતી. પાણી ચળકીને ધોળા રેશમની કે સાટીનની શોભા બતાવવા લાગ્યાં.

A moving tapestry of white satin and silver filigree.

કટકમાં ચાંદીમાંથી ઝીણા ઝીણા તારો ખેંચી કાઢી એનાં અત્યંત નાજુક અને અત્યંત મોહક ઘરેણાં બનાવે છે. તારનાં પીંપળપાન, કમળો, કરંડકો – અનેક પ્રકાર મેં ઓરિસામાં ધરાઈને જોયા છે અને કહ્યું છે, 'આ ઘરેણાંએ કટકનું નામ સાર્થક કર્યું ખરું.'

કુદરતને હાથે ઘડાતાં અને ક્ષણે ક્ષણે બદલાતાં રૂપાનાં રૂપાળાં અને જીવતાં ઘરેણાં અહીં ફરી વાર જોઈ કટકનું સ્મરણ થયું. સોનાના ઢાંકણાથી સત્યનું રૂપ ઢંકાતું હશે, પણ રૂપાના આ જીવંત તાર-કામથી કુદરતનું સત્ય અદ્ભુત રીતે પ્રગટ થતું હતું. 'હવે આ સત્યનું શું કરું? કઈ રીતે એને પી જાઉં? એને કયાં સંઘરું? શી રીતે ઊંચકીને લઈ જાઉં?' એવી મીઠી મૂંઝવણ હું અનુભવતો હતો. એટલામાં જૂની ટેવને કારણે, વગર ઇરાદે, કંઠમાંથી ઈશાવાસ્યનો મંત્ર જોરથી ગુંજવા લાગ્યો. હા, ખરેખર – આ જગત એના ઈશથી ઢાંકવું જ જોઈએ – જેમ સામેના ત્રાંસા

પડવાળો પથ્થર પાણીના પડદાથી ઢંકાય છે અને એ પડદો ચૈતન્યના ચળકાટથી ઢંકાય છે, તેમ જ. જે જે નજરે પડે છે – પછી તે ચર્મચક્ષુની નજર હોય કે કલ્પનાની દૃષ્ટિ હોય – તે બધું જ આત્મતત્ત્વથી ઢાંકી દેવું જોઈએ. તો જ અલિપ્ત ભાવે અખંડ જીવન આખર સુધી માણી શકાય. માણસને માટે બીજો રસ્તો નથી.

નજર નીચે ગઈ ત્યાં એક શીતળ કુંડ પોતાની લીલી નીલાશમાં ધોધનાં પાણી ઝીલતો અને પરિગ્રહ સારો નહીં એ જાણવાથી થોડી જ વારમાં એક રૂપાળા પ્રવાહમાં એ તમામ જથ્થાને વહેતો કરતો હતો. અઘનાશિની પોતાના વાંકા-ચૂકા વહેણ દ્વારા આસપાસની તમામ ભૂમિને પાવન કરવાનું અને માણસજાતનું વાંકુંચૂકું (जुहुराण) પાપ (अेनस्) ધોઈ કાઢવાનું પોતાનું વ્રત અવિરત ચલાવતી હતી. મેં એને જ અંતે પ્રાર્થના કરી :

युयोधि अस्मत् जुहुराणम् अेनः
भूयिष्ठां ते नम अुक्ति विधेम।

હે અઘનાશિની! અમારું વાંકુંચૂકું કુટિલ પાપ લડી કાઢ. અમે તારે માટે ઘણા ઘણા નમસ્કારનાં વચનો રચીશું!

જૂન, ૧૯૪૭

## ૨૨. પ્રથમ સમુદ્રદર્શન

પિતાજીની બદલી સાતારાથી કારવાર થઈ અને અમે સાતારાથી કાયમને માટે વિદાય લીધી. ઘરે નરશા નામનો એક બળદ હતો. તેને અમે મામાને ઘેર બેળ-ગુંદી મોકલી આપ્યો. મહાદુને પણ રજા આપવી પડી. બિચારાએ રડી રડીને આંખો લાલ કરી મૂકી. કામવાળી મથુરાને છોડતી વખતે માએ તેને પોતાની એક જૂની પણ સારી સાડી આપી અને તેણે અમને બધાને ખૂબ આશીર્વાદ આપ્યા. ઘરના ઘણાખરા સામાનને ઠેકાણે પાડી અમે પહેલાં શહાપુર ગયાં અને ત્યાં થોડા દિવસ રહીને વેસ્ટર્ન ઇન્ડિયા પેનિનશુલર રેલવેથી મુરગાંવ ગયાં. રસ્તામાં ગુંજીના સ્ટેશન પર પાણીના ફુવારા ઊડતા હતા તે જોવાની અમને ખૂબ મજા પડી. લોંઢાથી ગાડી બદલીને અમે ડબલ્યુ. આઈ. પી. રેલવેના ડબામાં બેસી ગયાં.

ગોવા અને ભારતની સરહદ પર કેસલ રૉક સ્ટેશન છે. ત્યાં કસ્ટમવાળાઓએ અમારી બધાંની તપાસ કરી. અમારી પાસે દાણને લાયક ભલા શું હોય? પણ મુસાફરીમાં છોકરાંઓને ખાવા માટે ડબ્બા ભરી ભરીને નાનામોટા લાડુ લીધા હતા. તે જોઈને કસ્ટમના સિપાઈના મોંમાં પાણી આવી ગયું. તેણે નિઃસંકોચ લાડુ અમારી પાસે માગ્યા. તે બોલ્યો, "તમારા આ લાડુ અમને ખાવા માટે આપી દો." મને થયું અમારા બધા લાડુ અહીં જ ખલાસ થઈ જવાના! માનું

દિલ પીગળી ગયું અને બોલી, "લે ભાઈ, એમાં શી મોટી વાત છે." પણ પિતાજીએ વચમાં પડી કહ્યું, "બીજા કોઈને પણ આપી દો, પણ આ સિપાઈને આપવું એ લાંચ આપ્યા બરાબર થાય."

સિપાઈ બોલ્યો, "અમે કોઈને કહેવા થોડા જ જવાના છીએ? તમારી પાસે દાણને લાયક વસ્તુઓ મળી હોત અને અમે તમારી પાસે દાણ વસૂલ ન કરી હોત, તો તમારું લાડુ આપેલું લાંચ ગણાત."

પિતાજીનું કહેવું ન માનતાં માએ એ ત્રણેને એક એક મોટો લાડુ આપ્યો. ઘીમાં તળેલા અને ખાંડની ચાસણીમાં આથેલા લાડુ એ બિચારાઓએ કદાચ એ પહેલાં કદી ખાધા નહીં હોય. એમણે લાડુના ટુકડા પોતાના મોંમાં ભરીને પોતાના ગાલોના લાડુ બનાવી દીધા!

પિતાજી તરફ જોઈને મા બોલી, "શું હું ઘરના ચપરાસીઓને ખાવા નહોતી આપતી? આ તો મારા છોકરાઓ જેવા છે. એમને ખાવા આપવામાં શરમ શી? આજ સુધી કદી એવું બન્યું છે કે કોઈએ મારી પાસે કાંઈ માગ્યું અને મેં આપવાની ના પાડી? આજે જ તમારી લાંચ ક્યાંથી ટપકી પડી?"

કેસલ રૉકથી તીનઈ ઘાટ સુધીની શોભા જોઈને આંખો ધરાઈ ગઈ. એમાં જોવાનો આનંદ વધારે હતો કે એકબીજાને બતાવવાનો તે કહેવું કઠણ છે. અમે જમણી તરફની બારીથી ડાબી તરફની બારી સુધી અને પછી ડાબી તરફની બારીથી જમણી તરફની બારીઓ તરફ નાચીકૂદીને ડબ્બામાં બેઠેલા મુસાફરોના નાકે દમ લાવી મૂક્યો.

પછી આવ્યો દૂધસાગરનો ધોધ. એ તો વળી અમારા કરતાં પણ જુસ્સાથી કૂદાકૂદ કરતો હતો. આની પહેલાં અમે એક પણ જળધોધ જોયો નહોતો. આટલું બધું દૂધ વહેતું જોઈને અમને ખૂબ મજા પડી. અમારી રેલગાડી પણ ખૂબ રસિક હતી. ધોધની બરાબર સામેના પુલ પર આવીને ઊભી રહી ગઈ અને પાણીનાં ઠંડાં ઠંડાં ફોરાં બારીમાંથી અમારા ડબ્બામાં આવીને અમને ગલીપચી કરવા લાગ્યાં. એ દિવસે અમે સૂવાના વખત સુધી જળધોધની જ વાતો કર્યા કરી.

અમે મુરગાંવ પહોંચી ગયા. આજકાલ મુરગાંવને લોકો માર્માગોવા કહે છે. અમે સ્ટેશન પર ઊતર્યા અને રેલવેના ઘણા પગરસ્તા ઓળંગીને એક હોટલમાં ગયા. ત્યાં ભોજન કર્યા પછી હું અહીં-તહીં પડેલી છીપલીઓ લઈને રમવા લાગ્યો. એટલામાં કેશુ દોડતો દોડતો મારી પાસે આવ્યો. તેની પહોળી પહોળી આંખો અને તેને ચડેલી હાંફ જોઈને મને લાગ્યું કે એકાદ આખલો એની પાછળ પડયો હોવો જોઈએ!

એણે બૂમ પાડીને કહ્યું, 'દત્તુ, દત્તુ જલદી આવ. જલદી આવ. જો, ત્યાં કેટલું બધું પાણી છે! અરે, ફેંકી દે એ છીપો. સમુદ્ર છે સમુદ્ર. ચાલ, હું તને બતાવું.' બાળપણમાં એકનો જુસ્સો બીજામાં આવે તે કારણ જાણવાની જરૂર હોતી નથી. મારામાં પણ કેશુ જેવો જુસ્સો આવી ગયો અને અમે બન્ને દોડવા લાગ્યા.

ગોંદુએ દૂરથી અમને દોડતા જોયા એટલે તે પણ દોડવા લાગ્યો. અને અમે ત્રણે ગાંડાઓએ દોટ મૂકી.

અમે શું જોયું! સામે એટલું પાણી ઊછળતું હતું જેટલું અમે આજ સુધી ક્યારેય જોયું નહોતું. હું આશ્ચર્યથી આંખો ફાડીને બોલ્યો, 'અધધધ . . .! કેટલું પાણી!' અને મારા બંને હાથોને મેં એટલા પહોળા કર્યા કે છાતીમાં દુખાવો થઈ આવ્યો. કેશુ અને ગોંદુએ પણ પોતપોતાના હાથ થાય એટલા પહોળા કર્યા. એ સ્થિતિમાં પિતાજીએ અમને જોયા હોત તો તરત તેમણે કૅમેરા લાવીને અમારા ફોટા પાડી લીધા હોત. 'કેટલું પાણી છે! આટલું બધું પાણી આવ્યું ક્યાંથી? જુઓ તો, તડકામાં કેવું ચમકે છે!' અમે એકબીજાને કહેવા લાગ્યા. ખૂબ વખત સુધી અમે સમુદ્ર તરફ જોઈ રહ્યા. પણ જીવ ધરાયો નહીં. હવે આ પાણીનું કરવું શું? બિલકુલ ક્ષિતિજ સુધી પાણી જ પાણી ફેલાયેલું હતું અને તે ચૂપ પણ રહેતું નહોતું. એની સાથે અમે પણ નાચવા લાગ્યા અને જોર જોરથી બૂમ પાડવા લાગ્યા, "સમુદ્ દ્ર! સમુદ્ દ્ર! સમુદ્ દ્ર!!!" દરેક વખતે 'સમુદ્ર' શબ્દના 'મુદ્'ને વધારે ને વધારે કલાવીને અમે બોલતા હતા. સમુદ્રની વિશાળતા, મોજાંની રમત અને દિગન્તની રેખાનું દૃશ્ય પહેલી જ વાર જોવા મળ્યું. એથી અમને જે અત્યંત આનંદ થયો તેને પ્રગટ કરવાને માટે અમારી પાસે બીજું કોઈ જ સાધન નહોતું. જેવી રીતે સમુદ્રનું મોજું ઊભરાઈને, ફૂલીને ફાટી જાય છે, તેવી જ રીતે અમે સમુદ્રનું રક્ષણ કરતાં તેના તાલની સાથે નાચવા લાગ્યા; પણ અમે મોજાંઓ તો હતાં નહીં! એટલે અંતે થાકીને આસતેમ જોવા લાગ્યા તો એક બાજુ અમે એક એક ઓરડા જેટલી ઈંટો ચણેલી જોઈ. એમાંથી થોડી વાંકી હતી તો થોડી સીધી. એ વખતે મને દુકાનમાં મૂકેલી સાબુની ગોટીઓ અને દીવાસળીની પેટીઓની ઉપમા સૂઝી. હકીકતમાં એ મુરગાંવનો ડક્કો હતો, જે મોટી મોટી ઈંટોનો બાંધેલો હતો. શિવજીના પોઠિયાની જેમ સમુદ્રનાં મોજાં આવી આવીને તે ડક્કા સાથે અથડાતાં હતાં.

અમે ઘેર પાછા ફર્યા અને સમુદ્ર કેવો દેખાય છે એ વશે ઘરનાં બીજાં માણસોને કહેવા લાગ્યા. સમુદ્રના નગારા આગળ બિચારા દૂધસાગરની પિપૂડીનો અવાજ કોણ સાંભળે?

સૂર્ય સમુદ્રમાં ડૂબી ગયો. બધે અંધારું ફેલાઈ ગયું. અમે ખાઈને ડક્કા સાથે લાગીને ઊભેલા વહાણ પર ચડી ગયા. લોખંડના તારનો જે કઠેડો જહાજમાં હોય છે, તેની પાસેની પાટલી પર બેસીને ગોંદુ અને હું જોવા લાગ્યા કે ઊંટ જેવી ગરદનવાળું ભારી સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવવાનું યંત્ર (ક્રેન) મોટા મોટા કોથળાને દોરડાંથી બાંધીને કેવી રીતે ઊંચકે છે અને બીજી તરફ મૂકી દે છે. અમારી સામેના ક્રેને એક મોટા ઢગલામાંથી કોથળાઓ કાઢી કાઢીને અમારા વહાણના પેટને ભરી દીધું. યંત્રોના ઘરર ઘરર અવાજ સાથે મલ્લાહ જોર જોરથી બૂમ પાડે: આબેસ! આબેસ!–આરૂયા, આરૂયા! જ્યારે એ લોકો 'આબેસ' કહે ત્યારે ક્રેનની

સાંકળ ખરી થઈ જતી અને આર્યા કહેતા ત્યારે ઢીલી પડી જતી. કહે છે કે આ શબ્દો અરબી છે.

અમે આ દેખાવ જોવામાં મશગૂલ હતા એટલામાં અમારી પાછળથી, જાણે સોંસરો કાનમાં 'ભોં ઓ ઓં'નો ખૂબ જોરથી અવાજ આવ્યો. અમે બન્ને બીકના માર્યા પાટલી પરથી કૂદી પડ્યા અને ગાંડાની જેમ બેબાકળા આમતેમ જોવા લાગ્યા. અમારા કાનના પડદા જાણે ફાટી જતા હતા! આટલી નજીક આવડો મોટો અવાજ કેમ સહન થાય? ક્યાં દૂરથી સંભળાતી આગગાડીની 'કૂ ઉ ઉ' વાળી મીઠી સીટી અને ક્યાં આ ભેંસના બરાડા જેવો 'ભોં ઓ'નો અવાજ! આખરે એ અવાજ બંધ થયો; લાકડાનો પુલ પાછો ખેંચી લેવાયો, આવવાજવાના રસ્તા પરથી કાઢી નાખેલો કાંટાળો કઠેડો ફરીથી લગાડી દેવામાં આવ્યો અને 'ધસ ધસ' કરતાં કરતાં અમારા વહાણે કિનારો છોડ્યો. જોતજોતામાં અંતર વધવા લાગ્યું. કોઈએ હવામાં રૂમાલ ફરફરાવીને તો કોઈએ ફક્ત હાથ હલાવીને એકબીજાની વિદાય લીધી. આવે વખતે કોઈક લોકોને કોઈ ને કોઈ વીસરાઈ ગયેલી વાત યાદ આવી ગયા વગર રહેતી નથી. તેઓ જોર જોરથી બૂમ પાડીને એકબીજાને તે કહે છે અને સામો માણસ તેને ધીરજ આપવા 'હાં હાં' કહ્યા કરે છે; પછી ભલે એને કંઈ પણ સમજાયું હોય કે ન હોય.

જમીન સાથેનો અમારો સંબંધ કપાઈ ગયો અને અમે સમુદ્રની પીઠ પર વહાણમાં આગળ વધવા લાગ્યા. આ બધી મજા જોઈને અમે પોતપોતાની જગાએ બેસી ગયા. વહાણ પર બધી જગાએ વીજળીની બત્તીઓ હતી. આગગાડીમાં દીવા જુદી જાતના હતા. ત્યાં કોપરેલ અને ઘાસતેલના મેળવેલા તેલથી સળગતા દીવા કાચની હાંડીઓમાં લટકતા હતા. અહીં દીવાલમાં નાના નાના કાચના ગોળાઓની અંદર વીજળીના તાર સળગીને ધીમું અજવાળું આપતા હતા.

સમુદ્રનો અને સમુદ્રયાત્રાનો એ અમારો પહેલવહેલો અનુભવ હતો.

## ૨૩. છપ્પન વરસની ભૂખ

સૌથી પહેલો હું કારવાર ગયો, ત્યારે ૧૮૯૩-૯૪ની સાલ હશે. માર્માગોવા બંદર ઉપર ખરે બપોરે સૌથી પહેલવહેલો ચળકતો સમુદ્ર જોઈ હું અવાક્ થઈ ગયો હતો. રાત્રે નવ વાગ્યે અમે સ્ટીમરમાં બેઠા. સ્ટીમરે કાંઠાને છોડી સમુદ્રમાં ચાલવા માંડયું ત્યારે મારું બાળક-ભેજું પણ પોતાના હંમેશના કાંઠા છોડી, કલ્પના પર તરવા લાગ્યું. સવાર થઈ અને અમે કારવાર પહોંચ્યા. સ્ટીમરમાંથી હોડીમાં ઊતરવું સહેલું ન હતું. દરેક હોડી સાથે ઉલાંડીઓ (outriggers) બાંધેલી હતી. આવી અગવડ હાથે કરીને શા માટે ઊભી કરી હશે? એમ મને લાગ્યા વગર રહ્યું નહીં. પાછળથી એ ઉલાંડીઓની ઉપયોગિતા સમજાઈ.

મુસાફરીનો થાક ઊતરતાંવેંત અમે સમુદ્રકિનારે ફરવા જવા લાગ્યા. કિનારા પરથી સમુદ્રમાં ત્રણ ડુંગર દેખાતા હતા. એક દેવગઢનો, બીજો મધલિંગ-ગઢનો અને ત્રીજો કૂર્મગઢનો. દેવગઢ ઉપર દીપસ્તંભ હતો એ એની વિશેષતા. એ દીવાદાંડીની પડખે એક પાતળી ધજાદાંડી માંડ દેખાતી હતી. સમુદ્રકિનારે રમીને થાકયા હોઈએ, એટલે દીવાદાંડીનો દીવો સળગેલો સૌથી પહેલો કોણ જુએ છે એની અમારી વચ્ચે હરીફાઈ ચાલતી. આ જ વિશાળ પાણીના પટ પર થઈને જ્યારે અમે કારવાર આવ્યા હતા ત્યારે રાત્રે સ્ટીમરમાંથી દેવગઢ કેમ ન જોયો એવું પણ મનમાં થઈ આવતું.

કોઈ સ્ટીમર આવવાની હોય એટલે દેવગઢની ધજાદાંડી પર લાલ વાવટો ચડાવાતો. એ જોઈને કારવાર બંદર પાસેના વાવટાના – ક ા પર પણ ધજા ચડાવાતી. અહીંનો માણસ દૂરબીન લઈને દેવગઢ તરફ તાકતો રહે. ત્યાં વાવટો દેખાય એટલે અહીં પણ ચડાવે. કોક કોક વાર હું નરી આંખે દૂર દેવગઢ પર ચડેલો વાવટો જોઈ શકતો અને ભાઉ ગોંદુને આશ્ચર્યચકિત કરી મૂકતો.

મેં પિતાશ્રીને એક વાર પૂછ્યું, "દેવગઢ ઉપર દીવો કોણ સળગાવે છે? વાવટો કોણ ચડાવે છે?" એમણે કહ્યું કે, "ત્યાં એક ખાસ માણસ રાખેલો હોય છે. સાંજ પડયે એ દીવો સળગાવે છે. દૂરથી આગબોટ આવતી જુએ એટલે એ વાવટો ચડાવે છે. વહાણો રાત્રે દેવગઢનો દીવો જુએ એટલે જાણે કે કારવારનું બંદર આવ્યું. દીવા તળે ખડક છે એ જાણતા હોવાથી વહાણો દીવાની આસપાસ જતાં નથી."

"દીવાદાંડી સાચવનાર માણસ ત્યાં ખાવાનું શું કરતો હશે? એને મીઠું પાણી કયાંથી મળતું હશે?" મેં પ્રશ્ન પૂછ્યો.

"હોડીમાં બેસી ખાવાપીવાનું બધું કારવારથી લઈ જાય છે. દેવગઢ ઉપર એકાદ ટાંકી કે કૂવો પણ વખતે હશે જેમાં વરસાદનું પાણી સંઘરી રાખતા હશે."

"આપણાથી ત્યાં ન જવાય? ચાલોને આપણે એક વાર ત્યાં જઈ આવીએ. મને ત્યાં હમેશનું રહેવાનું મળે તો કેવું મજાનું! સાંજ પડયે દીવો સળગાવવાનો; અને આગબોટનું ભૂંગળું વાગે ત્યારે વાવટો ચડાવવાનો એટલું જ કામ ને? બાકીનો બધો વખત આપણો પોતાનો! ગમે તેમ વપરાય. કોઈ મળવા આવે નહીં જાય નહીં! ચાલોને, ત્યાં એક વાર આપણે જઈ આવીએ."

પિતાશ્રીએ અમારા ઘરના માલિક રામજી શેઠ તેલીને પૂછ્યું. તેમણે પોતાની ફતેમારી[1]ના તાન્ડેલ[2] સાથે મસલત કરી અને બીજે જ દિવસે દેવગઢ જવાનું નક્કી થયું. અમે બધા ગાડીમાં બેસી બંદરના ધક્કા ઉપર ગયા. મોટી ફતેમારીમાં બેસવાની ખૂબ મજા પડી. સઢ ફેલાયા અને અમે ડોલતા ડોલતા આગળ ચાલ્યા. ફતેમારી ડોલે મજાની, પણ ઝડપભેર આગળ વધવાનું નામ લે નહીં. ઘણો વખત ગયો. પિતાશ્રીએ રામજી શેઠને કારણ પૂછ્યું. રામજી શેઠે તાન્ડેલને પૂછ્યું. એણે

૧. સઢવાળી મોટી હોડી – મછવો.
૨. કપ્તાન.

કહ્યું, "પવન અનુકૂળ નથી. ત્રાંસો છે. ખૂબીથી સઢ ગોઠવ્યા છે એટલે મછવો આગળ જાય છે ખરો, પણ એટલો મંદ કે દેવગઢ પહોંચતાં સાંજ થશે." મને પોતાને એમાં વાધો ન હતો. ડોલવાનો આનંદ આખો દિવસ મળશે અને સાંજ પડયે દીવાદાંડીનો દીવો નજીકથી જોવાને મળશે. પણ આટલી મજાની વાત પિતાશ્રી-ના ધ્યાનમાં આવી નહીં! એમણે કહ્યું: "એ તો નહીં ચાલે." તાન્ડેલ કહે, "પવન પ્રતિકૂળ છે એમાં અમારું શું ચાલે? આગળ જતાં આ જ પવન જો જોર પકડે તો આટલું પણ અંતર કપાય નહીં." રામજી શેઠે પિતાશ્રીને પૂછયું, "ત્યારે શું કરીશું?" પિતાશ્રીએ કહ્યું, "બીજો આરો જ કયાં છે? પાછા જઈશું."

હુકમ છૂટયો, "ચાલો પાછા." સઢની ગોઠવણ બદલાઈ. એ બધું કેમ ગોઠ-વાય છે એ જોવામાં હું મશગૂલ હતો. એવામાં અમારી ફતેમારી પાછી ધક્કા સુધી આવી પણ પહોંચી! જતાં કલાકેક લાગ્યો હશે. પાછા વળતાં પાંચ મિનિટ પણ નહીં લાગી! એકલા ગાડીના ઘોડા જ કાંઈ ઘેર પાછા વળતાં ઉતાવળ કરતા નથી.

અમે જોવા ગયા તેવા ખાલી હાથે (કે નયને) પાછા આવ્યા. ફજેત થયા હોઈએ એવું વીલું મોઢું લઈને હું ઘેર આવ્યો. અમે દેવગઢ જવા ઊપડયા હતા એટલું પણ નિશાળના ગોઠિયાઓને મેં કહ્યું નહીં.

ત્યાર પછી પાંચેક વરસ કારવાર ઓછોવત્તો રહ્યો હઈશ, પણ અમે ફરી કોઈ વાર દેવગઢ જવાનો પ્રયત્ન જ કર્યો નહીં. સૂર્યાસ્ત થાય, દેવગઢનો દીવો દેખાય અને એ પરીના મુલકમાં શું હશે? એવો પ્રશ્ન મનમાં આણી એ હું તરત કાઢી નાખતો. ચાળીસ વર્ષ પછી, એટલે કે આજથી દસ વરસ પહેલાં ફરી વાર કારવાર ગયો હતો. ત્યારે પણ દેવગઢ જવાયું નહીં.

હમણાં ફરી વાર કારવાર ગયો ત્યારે નિશ્ચય કરીને જ ગયો હતો કે બની શકે તો દેવગઢ જોયા વગર રહું નહીં. ત્યાંના મિત્રોને મેં કહી જ રાખ્યું હતું કે એક દિવસ દેવગઢ માટે જરૂર રાખો.

દેવગઢમાં ખાસ જોવા લાયક કાંઈ છે એમ તો નથી જ. પણ પચાસ વરસનો મારો બાળપણનો સંકલ્પ દેવગઢ સાથે સંકળાયો છે. એને છૂટો કરવાની જરૂર હતી.

દેવગઢ એ કારવારના કિનારેથી લગભગ ત્રણ માઈલ સમુદ્રની અંદર આવેલો એક બેટ છે. કારવાર બંદરની એ ભારેમાં ભારે શોભા ગણાય. સમુદ્ર-સપાટીથી ડુંગરની ઊંચાઈ ૨૧૦ ફૂટ છે અને એના પરની દીવાદાંડી ૭૨ ફૂટ ઊંચી છે.

મદ્યપાનનિષેધને અંગે કસ્ટમ્સવાળાઓને સમુદ્રની ચોકી કરવી પડે છે. તે માટે તેમની પાસે એક વાફર* હોય છે! એ 'વરાળ-હોડી'માં અમને લઈ જવાની ગોઠવણ કરવામાં આવી હતી. અમારો આ લહેરનો કાર્યક્રમ કર્તવ્યરૂપ બીજા કાર્ય-ક્રમ આડે ન આવે એટલા માટે અમે વહેલાં ઊઠી, બંદર ઉપર ગયાં. સવારની

---

* વરાળના એંજિનના જોરે ચાલતી હોડી = સ્ટીમ લૉંચ.

પ્રાર્થના અથવા નાસ્તો ઘેર કરવા જેટલાં અરસિક અમે હતાં જ નહીં. ખલાસીઓ સહેજ મોડા આવ્યા એટલે ઘોડાની પેઠે દોડતા અમારા વાફરના તાલ સાથે ચાલતી અમારી પ્રાર્થના સાંભળવા માટે કારવારના ડુંગર પાછળથી સવિતાનારાયણ પણ આવી પહોંચી શક્યા. નારાયણને જન્મ આપી કૃતાર્થ થયેલી પ્રાચી એટલી તો ખીલી હતી! સમુદ્રનાં પાણી પણ એ પ્રસન્નતાને કારણે ચળકતી લહેરમાં આવ્યાં હતાં. મેં જમીન ભણી જોયું. જમણી બાજુ કારવારનું બંદર નાનામોટા મછવાઓને જગાડતું હતું ને રમાડતું હતું. ત્યાર પછીની ખીણમાં નાળિયેરીનાં ઝાડો પવનની રાહ જોતાં ઊભાં હતાં. આજકાલ જે ફૂટતી જ નથી એવી શનિવારની તોપ વાવટાના-કટ્ટા પરથી મોં વકાસીને નાહકની બીક બતાવતી હતી. ત્યાર પછીનાં સરુનાં ઝાડો જાણે કારવારની પહોળાઈ માપતાં કાળી નદી સુધી ફેલાયાં હતાં. ભારતીય યુદ્ધના રાજાઓ વિશ્વરૂપના મોઢામાં દોડે તેવી રીતે ત્રણચાર વહાણો કાળી નદીના મુખમાં ઘૂસતાં હતાં અને સદાશિવગઢનો પહાડ સહેજ ભ્રૂસંકોચ કરી એ આખા પ્રદેશની ઉપર ચોકી કરતો હતો.

અમારી પ્રાર્થના પૂરી થઈ એટલે વાફરે સમુદ્રની પીઠ ઉપર દોરેલો અમારો રસ્તો અને એના પરની ઝપાટાભેર અદૃશ્ય થતી ભાત તરફ મારું ધ્યાન ગયું. એ ભાતમાં મુક્તવેણીની દરેક ખૂબી પ્રગટ થતી હતી.

આ લોકોને, દેવગઢ બતાવ્યા વગર રહું જ નહીં, એવો નિશ્ચય કરી, વ્યવસ્થાની બધી વિગતો તરફ ચીવટથી ધ્યાન આપનાર ભાઈ પદ્મનાભ કામતે મને દક્ષિણ તરફના ડુંગરને તળિયે ફેલાયેલો ચંદ્રભાગીકિનારો બતાવ્યો. એક કાળે યુરોપિયન સ્ત્રીઓ ત્યાં નહાતી હશે. એટલે એનું નામ Ladies beach (યુવતી-તટ) પડ્યું છે.

ગોવાની સંસ્કૃતિમાં તરબોળ થયેલા કવિ બોરકર અમારી સાથે હતા અને ભાઈ કામતે પોતાના તરફથી ઉમેરો કરવા માટે ચિત્રકાર રમાનંદને સાથે લીધો હતો. રમાનંદે પિતાની તેમ જ મોટા મહેમાનોની સન્નિધિમાં છાજે એવી નમ્રતા ધારણ કરી ઠીક ઠીક આત્મવિલોપન કર્યું હતું. પણ મધદરિયે આવતાંવેંત પહાડ, વાદળાં, સૂરજ, પક્ષીઓ, વહાણનાં સઢો અને સમુદ્રની ઊર્મિઓ એ બધાની અસર તળે આવતાંવેંત એનો કલાધર આત્મા અમારી હસ્તીનું ભાન ભૂલી ગયો અને એ અનેક દિવસના ભૂખ્યા કોઈ ખાઉધરાની પેઠે આસપાસનું કાવ્ય મીટ માંડીને આરોગવા લાગ્યો. અમે આંગળી ચીંધીને એના તરફ એકબીજાનું ધ્યાન ખેંચ્યું પણ તેથી કાંઈ એનું ધ્યાન તૂટ્યું નહીં. ફક્ત નાની કુંદાની આંખો ચંચળપણે બધે ફરતી હતી.

અમારા કવિ તો અમારી પ્રાર્થના પૂરી થવાની શાસ્ત્રોક્ત ભક્તિથી રાહ જોતા હતા. એમણે તરત જ સાગરની લહરીનું એક ખલાસીગીત છેડ્યું. ગીતનો ઢાળ ભલે ખલાસી ઢંગનો હોય, પણ અંદરના ભાવ કાંઈ ખલાસી હૃદયના ન હતા.

એ ગીત દ્વારા ભોળા ખલાસી નહીં પણ મસ્તીમાં આવેલા કવિ પોતાની અભિજાત ભાવનાની સેરો એક પછી એક છોડતા હતા. એટલું ખરું કે તે દિવસે અમારી ટોળીમાં સ્વસ્થ (sober) એવું કોઈ ન હતું. હિંદુ સ્કૂલના આચાર્ય શ્રી કુલકર્ણી પણ લહેરમાં આવ્યા હતા. ચિ. સરોજે તો પોતાનું સ્થાન છોડી બૉઇલરની આગળની બાજુએ ઊભા રહેવાનું પસંદ કર્યું હતું. પોતાનો સ્વભાવ વટાવી એણે સ્વીકારેલું એ અગ્રગામિત્વ જોઈને મને મજા પડી. મેં એને મંચર સરોવરમાં કાવ્ય પીધેલા નારાયણ મલકાનીનું સ્મરણ કરાવ્યું. એટલા ઇશારાથી જ અમે બન્ને આખી વસ્તુસ્થિતિ મૂલવી શક્યાં!

સમુદ્રનાં પાણી વટાવવાના જુદા જુદા પ્રકારમાં જુદો જુદો રસ હોય છે. મોજાંઓની થપ્પડો ખાતા ખાતા બાહુબળથી તરતા અંદર દૂર દૂર જવામાં એક જાતનો આનંદ છે. છાતી તળે મોજું ઊભરાતું હોય, અને આપણે એના ઉપર સવાર થતા હોઈએ એનો રસ જેણે ચાખ્યો છે તે એને કોઈ કાળે ભૂલી ન શકે. નદીનાં પાણી તમને ડુબાવવાને જેમ ઇંતેજાર હોય છે તેવું સમુદ્રનાં પાણીનું નથી. સમુદ્રનાં પાણી ભોગ લે તો તે ન છૂટકે જ. નહીં તો એની દાનત હંમેશાં તારાઓને તારવાની જ હોય છે.

સાંકડી અને લાંબી હોડીમાં બેસી એક જ હલેસાથી દરેક મોજા સામે ચડઊતર ચલાવવી એ વળી બીજો આનંદ. બે મોજાં વચ્ચેની ખીણમાં હોડી આડી થાય તો મુસીબત ખરી. એટલી એક વાત સાચવી હોય તો સમુદ્રના આનંદ સાથે એકરૂપ થવા માટે આના કરતાં વધારે સરસ સાધન મળવું મુશ્કેલ.

આના પછી મોટી હોડીમાં જોડી જોડીમાં બેસીને બન્ને બાજુનાં હલેસાં તાલમાં ચલાવવાનો સાંઘિક આનંદ તે વળી ત્રીજો. એ પ્રૌઢ આનંદ મૂકપણે સેવાય જ નહીં. તાલનો કેફ એટલો તો માદક હોય છે કે એમાંથી ગાયન અચૂક ફૂટી નીકળવાનું જ.

વાફરમાં બેસવાનો આનંદ આ ત્રણે કરતાં કંઈક ઊતરતો ગણાય. તે એટલા જ માટે કે એમાં માણસનું બાહુબળ જરાયે વપરાતું નથી. નિયંત્રણચક્ર હાથમાં પકડનારના કાંડાને જે કસરત થાય છે તેટલા જ પુરુષાર્થ પૂરતો અવકાશ વાફરમાં મળે છે. પણ વાફર દ્વારા પાણી ચીરતા જવાનો આનંદ તો આખા શરીરને મળે છે. વાફર જ્યારે સોંસરું દોડતું જાય છે ત્યારે એની ગતિ આપણી રગેરગમાં પહોંચે છે. મોટર ચલાવવાના આનંદ કરતાં વાફર ચલાવવાનો આનંદ અનેકગણો વધારે હોય છે.

એ આનંદ માણતાં માણતાં અને સમુદ્રનાં પાણી અહીં, કેટલાં ઊંડાં હશે એનો વિચાર કરતાં કરતાં અમે દેવગઢ ભણી ચાલ્યાં. મને વિચાર થયો "જે પાણી સૌથી નીચે છે, તે ઉપરના પાણીના ભારથી ચગદાઈ નહીં જતાં હોય? ઉપરનાં પાણી કરતાં નીચલાં પાણી વધારે ગાઢાં અને જાડાં હોવાં જ જોઈએ. અમુક માછલીઓ તો એ જાડાં પાણીને વીંધીને નીચે ન જ ઊતરી શકતી હોય

પારાના સરોવરમાં જો આપણે પડીએ તો લાકડાના કકડાની પેઠે આપણે એના પર તરતા જ રહીશું. અમુક પ્રકારની માછલીઓનું નીચલાં જાડાં પાણીમાં એમ જ થતું હશે.''

જેમ જેમ દેવગઢનો બેટ નજીક આવ્યો, તેમ તેમ આસપાસના નાના નાના બેટો અને ખડકો સ્પષ્ટ દેખાવા લાગ્યા. આકાશ અને સમુદ્ર જ્યાં મળે છે તે ક્ષિતિજની રેખા આજે ઘણી જ રેખીવ હતી. અહીં પૃથ્વી પૂરી થાય છે અને અહીં સ્વર્ગ શરૂ થાય છે, એમ કોઈ સોય વતી બરાબર ચીંધી આપતું હોય એમ લાગતું.

બે ફતેમારીઓ પોતાના સઢમાં પવન ભરી લઈને મુસાફરીએ ઊપડી હતી. એ સઢના પેટમાં પવન સાથે ઊગતા સૂર્યનાં કિરણો પણ ભરાયાં હતાં! એ ભારથી સઢ ફાટી જશે કે શું એમ લાગતું હતું. સઢો એટલા તો ચળકતા હતા કે એ રેશમના છે કે હાથીદાંતના છે એ નક્કી થતું ન હતું. સઢમાં જ્યારે પવન ભરાય છે, ત્યારે એમાં કેળનાં પાંદડાંની ભાત ઘણી શોભે છે.

હવે અમે દેવગઢની સાવ નજીક આવ્યાં. ટેકરી આખી નાનાંમોટાં ઝાડોથી ઢંકાયેલી છે. ઉપરની દીવાદાંડી પોતાનો મોભો સાચવી આકાશ તરફ આંગળી ચીંધતી હતી. હવે વાફર આગળ જાય એમ હતું નહીં. બાકીનું ટૂંકું છીછરું અંતર પૂરું કરવા માટે અમારા વાફરે એક નાનકડો કિંકર સાથે બાંધી લીધો હતો. એ નાની હોડીમાં અમે ઊતર્યાં અને બેટને કિનારે પહોંચ્યાં. ઊતરતાવેંત લાલ લાલ પાકાં બોરનાં ફળોએ અમારું સ્વાગત કર્યું. અમે ઉપર ચડતાં ચડતાં મોટાં મોટાં વૃક્ષની ડાળો અને વડની વડવાઈઓ નિહાળતાં નિહાળતાં દીવાદાંડીની તળેટી સુધી પહોંચ્યાં. દીવાદાંડીના દીપકાર એક ભલા મુસલમાન હતા. તેમણે અમારું સ્વાગત કર્યું. બેટ ઉપર દીવાદાંડીને કારણે થોડાક લોકો રહેતા હતા, એમને કારણે થોડાંક બકરાં અને મરઘાં પણ રહેતાં હતાં (અને વખતોવખત મરતાં હતાં). સમુદ્રકિનારેથી ઊડતાં આવીને અહીંનાં ઝાડ ઉપર આરામ લેનારાં અને પ્રાકૃતિક કાવ્યના ફુવારા સંભળાવનારાં પક્ષીઓ તો ઋષિમુનિઓ જેટલાં જ પવિત્ર ગણાવાં જોઈએ.

વાફરમાં બેસીને અમે પરોઢિયે આત્માની ઉપાસના કરી હતી. અહીં એક ખડક ઉપર બેસી સૌએ પેટની ઉપાસના કરી. આસપાસની શોભા ધરાઈને જોયા પછી દીવાદાંડીના પેટમાં થઈને અમે ઉપર ગયાં.

દીવામાંથી 'વિશ્વતો' નીકળતાં કિરણો ખૂબીથી વાળીને એમનો પાણીના પૃષ્ઠ ભાગને સમાંતર એવો ધોધ દોડાવવા માટે અનેક પ્રકારના બીલોરી કાચની બનાવેલી બે ઢાલો અમે સૌથી પ્રથમ જોઈ. પૅરાબોલા અને હાયપરબોલાના ગણિતનો એમાં પૂરતો ઉપયોગ કરેલો હોય છે. શંકુછેદ*નું ગણિત જે જાણે તે જ આનું રહસ્ય સમજી શકે. ત્યાર પછી એ દીવાનો બુરખો એક બાજુ ખસેડી દૂર સુધી સામુદ્રીય શોભા અમે નિહાળી અને એથી સંતોષ ન થતાં દીવાની આસપાસ ગોઠવેલી ગૅલેરીમાં જઈને મુક્તપણે દશે દિશા અમે જોવા લાગ્યાં.

---
* Conic Sections.

જે દૃશ્ય જોવાની ઝંખના છપ્પન વરસથી સેવતો આવ્યો હતો તે દૃશ્ય આજે જોયું! આંખોનું પારણું ફીટયું! આખો બેટ જાણે એક મોટું જહાજ છે અને દીવાદાંડી એની સઢ-કાઠી (mast) છે, અને અમે એના ઉપર ચડીને ચારે કોર ચોકી કરનાર ખલાસી છીએ. જહાજની સઢ-કાઠીની પેઠે આ દીવાદાંડી ડોલતી ન હતી એ ખરું, પણ તાજેતરમાં જ વાફરની મુસાફરી કરેલાં અમારાં ભેજાં એ ઊણપ દૂર કરતાં હતાં.

આટલી ઊંચાઈએથી ચારે કોર જોવામાં એક અનેરો આનંદ હોય છે. કુતુબ-મિનાર પરથી હિંદુસ્તાનની અનેક રાજધાનીઓનાં સ્મશાન જોવાથી મનમાં જે વિષાદ પેદા થાય છે તે અહીં થતો નથી. અહીંથી દેખાતા સમુદ્રમાં પ્રાચીન કાળથી અત્યાર સુધી અનેક વહાણો ડૂબ્યાં હશે પણ તેની ગમગીની અહીંના વાતાવરણમાં જરાયે દેખાતી નથી. સમુદ્રમાં ભૂત અને ભવિષ્યને સ્થાન જ હોતું નથી. કાં તો વર્તમાનકાળ; અને કાં તો સનાતન અનંતકાળ — બેનું જ સામ્રાજ્ય ત્યાં ચાલે છે. જ્યારે તોફાન હોય છે ત્યારે લાગે છે કે આ જ સમુદ્રનું સાચું અને સદાનું રૂપ છે. અને જ્યારે આજની પેઠે સર્વત્ર શાન્તિ હોય છે ત્યારે લાગે છે કે તોફાન એ તો માયા છે. સમુદ્રનું મોઢું ખરેખર તો બુદ્ધભગવાનની શાંતિ અને એમનો ઉપશમ વ્યક્ત કરવા માટે જ સરજાયેલું છે.

આવડા મોટા સમુદ્રને આશીર્વાદ આપવાની શક્તિ પિતામહ આકાશની જ હોઈ શકે. આકાશ શાંત ચિત્તે બધે ફેલાઈને સમુદ્ર ઉપર રક્ષણનું ઢાંકણું બેસાડતું હતું અને એ ઢાંકણા પર કશી જ ભાત નથી એ સહન ન કરનારાં પક્ષીઓ એના ઉપર જાતજાતની લીટીઓ દોરવાના ક્ષણજીવી પ્રયત્નો કરતાં હતાં. કોઈ ભારે-ખમ માણસને હસાવવા માટે જેમ બાળકો એની આગળ બીતાં બીતાં થોડાક ચાળા કરી જુએ છે તેમ સમુદ્રનો નીળો રંગ આકાશની નીલિમાને હસાવવા માટે અનેક અખતરા કરી જોતો હતો.

ભગવાનનું આવું વિરાટ દર્શન થતાંવેંત ભગવદ્‌ગીતાનો અગિયારમો અધ્યાય યાદ આવવો જોઈતો હતો, પણ આટલા પ્રાચીન કાળમાં જતાં પહેલાં ઉશ્કેરાયેલા ચિત્તે વિસામા માટે એક નજીકનો પ્રસંગ પસંદ કર્યો. વીસેક વરસ પહેલાં લંકાને છેક દક્ષિણે, દેવેન્દ્રથીયે આગળ જ્યારે માતારા ગયો હતો ત્યારે ત્યાંની દીવાદાંડી પર ચડીને બપોરના તડકામાં આવું જ પણ એથીય અનેકગણું વિશાળ દૃશ્ય જોયું હતું. ત્યાં તો નજરની ત્રિજ્યા કરી માણસથી જેવડું મોટું વર્તુળ ખેંચાય તેટલું ખેંચીને એનો દક્ષિણાર્ધ હિંદી મહાસાગરને આપ્યો હતો અને ઉત્તરાર્ધ નારિયેળનાં પાંદડાંનાં મોજાં ઉછાળતા અને બપોરના તડકામાં ચળકતા વનસાગરને અર્પણ થયો હતો. અહીં, દેવગઢ પરથી, પૂર્વની બાજુએ સૂર્યનારાયણની પાદપીઠ તરીકે શોભતો પર્વત દેખાતો હતો. એની તળે પથરાયેલો કારવારનો સમુદ્ર શાંતપણે ચળકતો હતો. એના પરની હોડીઓની ભાત સાવ આછી આછી હતી અને પશ્ચિમ

તરફ તો અરબસ્તાનનું સ્મરણ કરાવતો એક અને અખંડ મહાસાગર જ હતો. એ આખું દૃશ્ય હૈયાને ગૂંગળાવનારું હતું.

મોઢામાંથી એટલા જ શબ્દો નીકળી શક્યા  नमोऽस्तु ते सर्वत एव सर्व !

*

અમે નીચે ઊતર્યાં. જેમ ગયાં તેમ વાફરમાં બેસીને પાછાં આવ્યાં. પાછા આવતાં આસપાસનું દૃશ્ય બધું જોતાં હતાં, માણતાં હતાં, કવિના કાવ્યનો સ્વાદ ફરી આનંદથી ચાખતાં હતાં. પણ એ બધું પંચ પકવાન્નનું આકંઠ સેવન કર્યા પછીના મુખવાસ જેવું જ હતું, એ કહેવાની જરૂર છે?

અમારા શરમાળ ચિત્રકારે એટલો વખત એક ખૂણામાં બેસી પાસેના ખડકનું અને આસપાસના સમુદ્રનું ચિત્ર દોર્યું. ઘેર આવતાં એણે એ મને ભેટ આપ્યું! એ સુંદર ભાવપૂર્ણ ચિત્ર છપ્પન વરસની ભૂખ ભાંગ્યાના શુભ પ્રસંગના સ્મારક તરીકે મેં પ્રસન્નતાથી સ્વીકાર્યું.

દીવાદાંડીનું કાવ્ય આખરે પૂર્ણતાએ પહોંચ્યું.

મે, ૧૯૪૭

## ૨૪. વેળગંગા અથવા સીતાનહાણી

વેરૂળનો લીલો કુંડ જોઈ પાછા વળતાં રસ્તામાં વેળગંગાનું ઝરણું જોયું હતું. એટલું નાનકડું ઝરણું કે એને નાળું પણ ન કહેવાય. પણ એને વેળગંગાનું પ્રતિષ્ઠિત નામ મળેલું છે. નદીનું નામ સાંભળ્યા પછી તેનો ઊગમ ક્યાં છે એ શોધ્યા વગર રહેવાય? પણ અમે તો ગુફાઓની અદ્‌ભુત કારીગરીમાં મસ્તપણે વિહરતા હતા, તેથી વેળગંગાનું સ્મરણ સરખું ન થયું. 'અપૌરુષેય' કારીગરીવાળી કૈલાસની ગુફા છોડી જૈન તીર્થંકરોની ઇન્દ્રસભા તરફ અમે જતા હતા ત્યાં શ્રી અચ્યુત દેશપાંડેએ કહ્યું કે વેળગંગાનો ઊગમ અહીં જ છે. નામ સાંભળ્યું માત્ર અને વેળગંગા વળગી!

ઇન્દ્રસભાથી પાછા ફરતાં અમે ૨૯મી ગુફામાં આવી પહોંચ્યા. અનેક ગુફાઓમાં રખડવાથી થાક તો સારી પેઠે ચડ્યો હતો. આખા શરીરનાં હાડકાંમાં કળતર શરૂ થયું હતું અને એ જ વખતે મુંબઈ પાસેની ઘારાપુરીની એલિફંટાનું સ્મરણ કરાવતી ૨૯મી ગુફાએ ભવ્યતાનો કળશ ચડાવ્યો. ફરી ફરીને પગ વધારે થાક્યા હતા, કે જોઈ જોઈને આંખો વધારે થાકી હતી, એ કહેવું મુશ્કેલ હતું. હવે નાસ્તા સાથે થાક ખાધા પછી જ આગળ જવાય એમ અમે નિશ્ચય કરતા હતા એટલામાં સીતાનહાણીનું સ્મરણ થયું.

અયોધ્યાથી જનસ્થાન સુધીની મુસાફરી દેવી સીતાએ પગપાળા કરી હતી. ત્યાંથી રાવણ એને ઊંચકીને લંકા લઈ ગયા. દુઃખાવેગમાં સીતાએ દક્ષિણનો એ

પ્રદેશ જોયો પણ નહીં હોય, પણ રામે રાવણનો નિ:પાત કરી, એના જ પુષ્પક વિમાનમાં બેસી જ્યારે લંકાથી અયોધ્યા સુધીનો હવાઈપ્રવાસ કર્યો ત્યારે સીતામાતાએ નીચે જોઈ કેટલો આનંદ માન્યો હશે! રામાયણમાં વાલ્મીકિએ જ્યાંત્યાં, સીતાજીનો પ્રકૃતિના સૌન્દર્ય પ્રત્યેનો પક્ષપાત વર્ણવ્યો છે. ભવભૂતિએ પણ, સૃષ્ટિ-સૌંદર્ય જોઈ સીતાને કેવો અલૌકિક આનંદ થતો, એનું વર્ણન આપ્યું છે. સીતાએ જો હિંદુસ્તાનનાં લલિત અને ભવ્ય, સુંદર અને પવિત્ર સ્થાનોનું વર્ણન પોતે લખવાનું માથે લીધું હોત, તો, મને લાગે છે કે, ત્યાર પછી સંસ્કૃતમાં કોઈ પણ કવિએ સૃષ્ટિવર્ણનમાં એક લીટી પણ ઉમેરવાની હિંમત ન કરી હોત.

સીતામાતા પહાડો જોઈને રાચતી, નદીઓને આનંદાશ્રુથી નવડાવતી, હાથીનાં બચ્ચાંઓને પંપાળતી, સારસ યુગલોને આશીર્વાદ આપતી, સુગંધી ફૂલોના સૌરભનો નશો કરતી, અને દરેક સ્થળે એ બધો આનંદ રામમય બનાવી પોતે સીતા છે એ પણ ભૂલી જતી. લંકામાં રામવિરહથી સુકાતી સીતા પણ ત્યાંની એક નદી સાથે એકરૂપ થયા વગર રહી નહીં. આજે પણ સિલોનની સીતાવાકા ચોમાસામાં બન્ને બાજુ ઊભરાય છે અને જેટલાં ખેતરો ડુબાડે છે તે બધાંને સુવર્ણમય બનાવી દે છે. સીતાનો જન્મ જ જમીનમાંથી થયેલો. ભારતભૂમિની ભક્તિના રૂપમાં આજે પણ એ આપણને દર્શન દે છે.

સીતાને થયું હશે કે ગોદાવરીના વિશાળ પ્રદેશમાં ચાલી ચાલીને આપણે થાકયાં, લક્ષ્મણને વનફળ લાવવા મોકલી દઈએ. રામ તો ધનુષ્ય લઈને પહેરો ભરવાના જ. ત્યારે આ ચંદ્રાકાર કરાડ તળે વેળગંગાનું આતિથ્ય સ્વીકારી થોડો જલવિહાર કેમ ન કરીએ?

*

અમારી દાનત પ્રથમ અનુકૂળ ઠેકાણેથી વેળગંગાના સુંદર પ્રપાતનું ફક્ત દર્શન કરવાની જ હતી. એટલે નંબર ૨૯ની ગુફામાં, ગુફાની ડાબી અને અમારી જમણી બાજુએ ઝરૂખો દેખાતો એ તરફ અમે ગયાં. મનમાં ચોરી ખરી કે જો નીચે જવાતું હશે તો એ લહાવો લેવાનું ચૂકીએ નહીં.

ઝરૂખામાંથી જોયું તો એક પાતળો પ્રપાત પવન સાથે રમતો નીચે ઊતરે છે અને પોતાની આંગળીઓ હલાવી હલાવી અમને છાનોમાનો નોતરે છે. હું વિચાર કરવા લાગ્યો કે નીચે ઊતરાય કે નહીં, એટલો વખત ખરચાય કે નહીં, સાથીઓને આ સ્વચ્છંદ ગમશે કે નહીં? મને આમ વિમાસણમાં પડેલો જોઈ ખીણમાં દોડમ-દોડા કરતાં નાનાં નાનાં પક્ષીઓ તિરસ્કારથી હસી પડયાં: “જુઓ તો, કેવો અરસિક માનવી છે! ધોધ આટલા હેતથી નોતરે છે, અને એ ત્યાં વિચારમાં પડયો છે! આ માનવીઓમાં કાવ્ય લખનારાં ઘણાં છે, પણ કાવ્ય માણનારાં જવલ્લે જ મળે છે. અને આ સામેનો માનવી તો પોતાને પ્રકૃતિનો બાળક કહેવડાવે છે; લોભી આંખે ધોધ તરફ જુએ છે; નીચેનું સ્ફટિક જેવું પાણી જોઈ એનું હૈયું પણ પલળે છે; છતાં એનો સંકલ્પ જામતો નથી, એના પગ ચાલવા માંડતા નથી. એને

કોઈએ શાપે આપ્યો નથી કે 'તું શિલા થઈને પડયો રહીશ.' છતાં એ પથરાને ચોંટયો જ છે!"

પક્ષીઓની આ નિર્ભર્ત્સના સાંભળી હું શરમાયો, અને મને ખબર પડી તે પહેલાં જ મારા પગ પગથિયાં ઊતરવા લાગ્યા. હવે જમણી બાજુથી નીચેનો ધરો ઓળંગી, સામે કાંઠેથી પ્રપાત પાસે અવાય, કે ડાબી બાજુથી કરાડની કેડે ચાલીને ૨૮ નંબરની નાનકડી ગુફા સુધી પહોંચી ત્યાં ધોધના છાંટા લેવાય એ વિચાર મનમાં ચાલ્યો. જમણો રસ્તો લાંબો અને સલામત હતો, જ્યારે ડાબા રસ્તામાં કાવ્ય હતું. નાહવાની તૈયારીથી જ ઊતર્યો હતો, એટલે રખેને પલળી જવાશે એવો તો સવાલ જ ન હતો.

૨૮ નંબરની નાનકડી ગુફાની અંદર એકબે મૂર્તિઓ છે ખરી; પણ તે ગુફાની અંદર ઝાઝું કાવ્ય નથી. કાવ્ય તો બહાર જ પથરાયેલું છે. એ ગુફામાં બેસી જો કોઈ બહાર જુએ તો પાણીના પહોળા પડદામાંથી એને આગળનો સૃષ્ટિનો વિસ્તાર જીવનમય દેખાશે. ધોધ પડે છે, પણ તે એટલો જાડો નથી કે આરપાર કશું દેખાય નહીં. આ ગુફા પાણીના પડદા પાછળ ઢંકાયેલી હોવા છતાં બિલકુલ પલળતી નથી, કેમ કે રમતિયાળ પવન પણ પાણીના છાંટા ગુફાની અંદર નથી લઈ જઈ શકતો. ગુફાની જરાક બહાર આવો, તો પછી તકરાર નહીં કરતા કે પવને આપણને કેમ પલાળ્યા.

અમે એ ગુફાથી નીચે ઊતર્યા. પહાડી ચતુષ્પાદ બનીને જ ઊતરવી પડી એ કહેવાની જરૂર ન હોય. જ્યાં એ ધોધ પથરા સાથે ભટકાતો હતો ત્યાં મેં મારું આસન જમાવ્યું. સો ફૂટની ઊંચાઈએથી પાણી પડે તે કાંઈ ગદબદિયાં કરીને સંતોષ નહીં માને. એણે પ્રથમ માથા ઉપર ટપલીઓ મારવાનું શરૂ કર્યું, પછી ખભા ઉપર થપાટ પડી, પછી પીઠ ઉપર ૨૫, ૨૫, ૨૫, ૨૫, ચાપટીઓ મળતી જાય અને મુસાફરીનો આખો થાક ઊતરતો જાય. સામાન્ય રીતે આપણે માલિશ કરાવીને પછી નાહીએ છીએ. અહીં તો માલિશ એ જ સ્નાન અને સ્નાન એ જ માલિશ. સીતામાતાએ અહીં પોતાના વાળ છૂટા મૂકી પાણીમાં સાફ કરકરા કર્યા હશે.

પણ અરે, આ શું! હું રખડુ મુસાફર છું કે આ દુનિયાનો બાદશાહ છું? મારી પલાંઠી તળે આ રત્નખચિત આસન ક્યાંથી આવી ગયું? પાણીના તુષાર ચારે કોર ફેલાય છે, જાણે મોતીની માળા! અને આસન તળે બે રૂપાળાં ઇન્દ્રધનુષ્યો મને સમ્રાટની પ્રતિષ્ઠા આપી રહ્યાં છે. અલકાપુરીના કુબેર કરતાં મારો વૈભવ હવે કઈ બાબતમાં ઓછો છે? ઇન્દ્રધનુષ્યની બેવડી કિનારવાળા, ચાંદીના ધાગાવાળા આસન ઉપર બેઠો છું, અને મોતીની માળાનું ઉત્તરીય ઓઢી અહીં આનંદ કરું છું. માથે સૂર્યનારાયણનું ચળકતું છત્ર છે અને આસપાસ આ ઊડતા દ્વિજગણો જગન્નાથનાં સ્તોત્રો ગાય છે!

શરીર સ્વચ્છ કરવા માટે નહીં, પણ વ્યાયામનો આનંદ લેવા માટે પથરા પર સવાર થઈ, ધોધ તળે મેં આખું શરીર ચોળ્યું. સ્નાનપાનનો આનંદ મેળવ્યો અને રામરક્ષાસ્તોત્રનું સ્મરણ કર્યું. સીતામાઈએ જે સ્થાન પસંદ કર્યું ત્યાં રામ-રક્ષાસ્તોત્રનું ગાયન જ સ્ફુરે એ સ્વાભાવિક હતું. અને માથાથી પગ સુધી બધાં ગાત્રો ચોળીને સાફ કરતી વખતે "शिरो मे राघवः पातु भालं दशरथात्मजः ઇત્યાદિ શ્લોકો યાદ કરવા એ ન્યાસ કેટલો ઉચિત હતો!

*

સ્વર્ગે પહોંચેલા લોકો પણ જો અંતે મૃત્યુલોકમાં પાછા આવે છે, તો એ પ્રપાતસ્નાનની મસ્તી ચડયા છતાં એમાંથી વ્યુત્થાન કરી પાછા ગદ્યમય જીવનમાં પ્રવેશ કરવાની આવશ્યકતા જણાઈ એમાં આશ્ચર્ય શું? એટલે આખરે આટલો બધો આનંદ સ્વેચ્છાએ જતો કરવાની પોતાની સંયમશક્તિની કદર કરતો કરતો પાછો આવ્યો. અને નવાં કપડાં પહેરી નાસ્તા માટે તૈયાર થયો! નાસ્તો શું–કલાનિરીક્ષણ કાજે કરેલી બપોર સુધીની તપસ્યા અને પ્રપાતસ્નાનની શાંતિ પછીનું એ અમૃતભોજન જ હતું. અને વેળગંગાનો કૃપા-પ્રસાદ.

ગુફામાં સ્થિર થઈને ઊભેલા દ્વારપાળોને જો જોવાની આંખ હોત તો એમણે જરૂર અમારી અદેખાઈ કરી હોત.

સપ્ટેમ્બર, '૪૦

## ૨૫. ખેડૂત નદી ઘટપ્રભા

ઘટપ્રભા અને મલપ્રભા એ અમારા તરફના કર્ણાટકની પ્રમુખ નદીઓ; સ્વભાવે ખેડૂત, જ્યાં જાય ત્યાં ખેતી કરે, જમીનને ખાતર આપે, પાણી આપે, મહેનતુ પ્રજાને સમૃદ્ધિ આપે. એમાં વળી ગોકાક પાસે એક મોટો બાંધ બાંધી માનવીએ એ નદીની શક્તિ વધારી દીધી. જ્યાં નદીનાં પાણીની પહોંચ ન હતી ત્યાં આ બાંધને કારણે એ પહોંચી. ઘટપ્રભાના નામ સાથે ગોકાક પાસેનો લાંબો લાંબો બાંધ ધ્યાનમાં આવવાનો જ. મોટી મોટી નદીઓ જ્યાં ત્યાંથી કાંપ ખેંચીને લઈ જાય છે, ત્યારે આવી નાની નદીઓ બને ત્યાંથી થોડો થોડો કરી સરસ કીમતી કાંપ ખેડૂતોને પોતાના પાણી સાથે મફતનો બક્ષી પોતાનાં બાળકોનું પાલન કરે છે. ખરેખર ઘટપ્રભા ન્યાતે ખેડૂત છે.

બેલગામથી આટલો નજીક હોવા છતાં ગોકાક પાસેનો એનો ધોધ હજી મારે જોવાનો બાકી જ છે.

૧૯૨૬–'૨૭

## ૨૬. કાશ્મીરની દૂધગંગા

શ્રીનગરમાં પાણીનો તોટો ક્યાંથી હોય?

સતીસર નામનું પૌરાણિક સરોવર તોડીને જ તો કાશ્મીરનો મુલક બનેલો છે. ઝેલમ નદી જાણે એ ઉપત્યકાની લંબાઈ અને પહોળાઈ તપાસતી હોય તેમ સર્પાકારે વહે છે. એ ઉપરાંત જ્યાં જુઓ ત્યાં કમળ, શિંગોડાં અને જાતજાતનાં શાકપાન ઉગાડતાં 'દલો' (સરોવરો) ફેલાયેલાં છે. જળપ્રલય ન થાય તે વરસ સદ્‌ભાગ્યનું. આવા મુલકમાં ગાડાની નાળ જેવડા પ્રવાહને પૂછે જ કોણ? છતાં આવો એક પ્રવાહ કાશ્મીરમાં પણ પ્રતિષ્ઠિત થયો છે.

એમાં પાણી ઝાઝું ભલે ન હોય, પણ એ પ્રવાહ અખંડ વહે છે. ઓછો થતો નથી અને વધતો નથી. પાણી ધોળું ધોળું છે, તેથી જ એનું નામ પડયું હોવું જોઈએ. નારાયણાશ્રમમાં અમે રહેતા ત્યાં પાસેથી જ એ દૂધગંગા વહેતી. એક લાંબું લાકડું નાખી એના પર પુલ બનાવેલો હતો. દૂધગંગા નાહવાને બહુ અનુકૂળ. એમાં ઊભા ઊભા નવાય. અને તરવું હોય તો થોડું તરાય પણ ખરું. બુવા માંદા હતા ત્યારે વાસણ ઊટકવામાં, કપડાં ધોવામાં અને બીજા વાપરમાં દૂધગંગાની મને ખૂબ મદદ થતી. એ અજાણ્યા મુલકમાં જ્યારે અમે બન્ને માંદા હતા ત્યારે દૂધગંગાની મદદ ન હોત તો અમારી શી વલે થાત!

કૃતજ્ઞતાને કારણે દૂધગંગાનું માહાત્મ્ય શોધવાનું મન થયું. ત્યાંના સાર્વજનિક પુસ્તકાલયમાં જઈ અનેક ચોપડીઓ શોધી કાઢી. આવડી નાનકડી દૂધગંગા ખૂબ દૂરથી આવે છે ને દૂર દૂર જાય છે એ જોઈ મને આશ્ચર્ય થયું. કયા ઋષિએ દૂધગંગાને જન્મ આપ્યો, કોણે કોણે એને કાંઠે તપશ્ચર્યા કરી એ બધી હકીકત સંશોધનપૂર્વક મેં મેળવી. ઇતિહાસની અનંત બીનાઓની પેઠે આ માહિતી પણ વિસ્મૃતિના પ્રવાહમાં ફરી તણાઈ ગઈ, અને મૂળ કૃતજ્ઞતા જ કેવળ બાકી રહી છે.

રોજ સવારે મઠના સાધુઓ નદી પર નાહવા ભેગા થતા અને રાત્રે સૌ સૂઈ ગયા પછી દૂધગંગાને કાંઠે બેસી હું આકાશના ધ્રુવનું ધ્યાન ધરતો એટલું યાદ છે. મારું ધ્યાન પણ ઝાઝું ન ચાલ્યું કેમ કે કાશ્મીરમાં ધ્રુવ એટલો બધો ઊંચો હોય છે કે એના તરફ જોતાં ડોક દુખવા આવે છે. ત્યાં સપ્તર્ષિમાંનો અરુંધતી સહિત, વસિષ્ઠ, સીધો માથા પર વિરાજમાન થતો. એ જોઈ કેટલું આશ્ચર્ય થતું!

કાશ્મીર-તલ-વાહિની સતી-કન્યા દૂધગંગાને નમન હજો.

૧૯૨૬–૨૭

# ૨૭. સ્વર્ગની વિતસ્તા

'દુનિયામાં જો કોઈ ઠેકાણે સ્વર્ગ હોય
'તો તે અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે.'

એમ સમ્રાટ જહાંગીરે ઝેલમ નદીનો ઊગમ જોઈ કહ્યું. એનું એ વચન ત્યાંના અષ્ટકોણી તળાવની બાજુ ઉપર કોતરી રાખેલું છે. ખરેખર એ સ્થાન ભૂસ્વર્ગની પદવીને લાયક જ છે. વેદકાળમાં આ નદીનું નામ વિતસ્તા હતું.

અંગેઅંગમાં અને રોમેરોમમાં પ્રાણ ફૂંકતો, ઠંડો મીઠો પવન જ્યાં વાય છે, જ્યાં વનશ્રી પોતાના યૌવનનો પૂરેપૂરો ઉન્માદ બતાવે છે, જ્યાં પહાડ પોતાના સૌંદર્યથી એ ખરેખર પહાડ છે કે રંગભૂમિનો પડદો છે એવી શંકા ઉપજાવે છે અને જ્યાંની શાંતિ ચૈતન્યથી ભરેલી છે એવે ઠેકાણે ઝેલમ નદીનો ઊગમ છે. જહાંગીર બાદશાહે આ ઊગમના સ્થાન ઉપર એક સુંદર અષ્ટકોણી તળાવ બાંધ્યું છે. અને અંદરનું પાણી! પાણી તો જાણે નીલમણિનો અમૃતરસ. જોતાંવેંત થાય છે કે અહીં ગળીમાં રંગેલાં કપડાં કોઈએ ધોઈ કાઢ્યાં હશે, પણ એટલું સ્વચ્છ મીઠું પાણી બીજે ક્યાં મળે?

આ તળાવની એક બાજુમાંથી જે સુંદર, સીધી નહેર વહે છે તે જ આપણી વિતસ્તા, ઝેલમ. આ સ્વર્ગનો આનંદ લૂંટવા માટે જાણે ગંધર્વો માછલાનું રૂપ ધારણ કરી આ તળાવમાં અને નહેરમાં નાહવા ઊતર્યા હોય એવી એમની શોભા છે. આ ભાગમાં માછલાં પકડવાની સખત મનાઈ ન હોત તો આ શોભાની શી વલે થાત? મેં મોટું તપેલું નહેરમાં ડુબાડ્યું તો તપેલામાં જ પાંચસાત નહેર માછલાં આવી ગયાં, એટલાં એ અહીં ભોળાં છે. મેં એમને પાછાં નહેરમાં મૂકી દીધાં.

આ સ્થાનને વેરીનાગ કહે છે. ત્યાંથી આગળ જતાં ખનબલ કરીને એક સ્થાન આવે છે ત્યાંથી ઝેલમ નદી હોડીઓ ચલાવવા જેટલી મોટી થાય છે. ખનબલ પાસે જ અનંતનાગ કરીને એક સુંદર તળાવ છે, અહીંથી બધે જમીન સમતલ છે. કાશ્મીરની આખી ખીણ એવી જ ચારે કોર સપાટ છે.

ઝેલમને સીધું ચાલવાનું સૂઝતું જ નથી. વળાંક લેતી લેતી મંદ ગતિએ આગળ જાય છે. એને કાંઠે એક મોટી વૈભવશાળી સંસ્કૃતિ વિસ્તરીને અસ્ત પામી. વિતસ્તા હજી એવી ને એવી જ વહે છે.

ખનબલથી આગળ જતાં બીજબ્યારા કરીને એક સ્થાન આવે છે. ત્યાં એક ખાસ ચિનારનું ઝાડ અમે જોયું; નવ જણાએ હાથ પહોળા કરીને બાથમાં એના થડનું માપ કાઢ્યું. બરાબર ચોપન ફૂટનો ઘેરાવો છે!

બીજબ્યારાના મંદિર વિશે અહીં એક રમૂજી દંતકથા અમે સાંભળી જે અંગ્રેજી લેખકોએ પણ નોંધી રાખી છે.

ધર્માંધ મુસલમાનો જ્યારે આ મંદિર તોડવા આવ્યા ત્યારે અહીંના પૂજારીઓએ ન કશો વિરોધ કર્યો, ન કંઈ ધન આપી એ બચાવવાની વાત કરી. એમણે કહ્યું, “આવો, આવો, આ મંદિર તોડી નાખો. અમારાં શાસ્ત્રોમાં લખ્યું જ છે કે યવનો આવશે અને મૂર્તિનો નાશ કરી આ મંદિર તોડશે. અમારાં શાસ્ત્રોમાં લખેલું અન્યથા થનાર નથી.” બુતશિકન ગાઝીને થયું, “જો આપણે મંદિર તોડયું તો આ કાફિરોનાં શાસ્ત્રો સાચાં હોવાનું પ્રમાણ મળશે. એના કરતાં જવા દો, એક મંદિર છોડી દઈએ.” આ વાર્તા કેટલે દરજ્જે સાચી છે તે આપણે જાણતા નથી, પણ આપણે ત્યાંની વાણિયાની વાર્તા જેવી જ આ ચતુરાઈની વાર્તા છે ખરી. અને એ પણ ખરું કે બીજબ્યારાનું મંદિર મુસલમાન આક્રમણ કે અમલ દરમ્યાન પણ તૂટયું નથી.

અહીંથી થોડે દૂર અનંતપુર કરીને એક પ્રાચીન શહેર જમીન તળે દટાઈને ટેકરી થયું છે. ખેતરોમાં ખોદતાં જૂનું સુંદર બાંધકામ, કેટલીયે પ્રાચીન કોઠીઓ અને કોલસો થઈ ગયેલા ચોખા અહીં જડી આવેલા મેં નજરે જોયા છે.

નદી આમતેમ ભટકતી એટલી તો ધીમે ચાલે છે કે પાણીનો પ્રવાહ જણાતો જ નથી. નદીના પ્રવાહની વિરુદ્ધ દિશામાં જવાનું હોય છે ત્યારે હલેસાં મારવાને બદલે હોડીના નાકને ખૂબ લાંબી દોરી બાંધી એક યા બે જણા કાંઠા ઉપરથી ખેંચતા ચાલે છે. હોડી પ્રવાહમાં જ ચાલે, કાંઠે ન આવે એટલા માટે હોડીમાં બેઠેલો માંઝી હાથમાંના હલેસાનું સુકાન બનાવી ત્રાંસું પકડી રાખે છે.

કાશ્મીરી શાલોના ખૂણા ઉપર જે કેરીના કે કાજુના આકારની ભાત હોય છે તે અહીંની કારીગરીની ખાસિયત છે. ઝેલમ નદીના વળાંક જોઈ કારીગરોને એ ભાત સૂઝી છે એમ કહેવાય છે. એક વખત અમે નદીમાં એક બંદરથી ચૌદ માઈલની મુસાફરી કરી ત્યાં પાછલા બંદર ઉપર જરાક મોડો પડેલો મુસાફર ચાલી આવીને અમને મળ્યો. એને કેવળ અઢી માઈલ જ ચાલવું પડયું એટલા બધા વળાંક આ નદી લેતી જાય છે.

આ વળાંકને કારણે પ્રવાહનું જોર તૂટી જાય છે અને નદીનું પાત્ર ઘસાતું નથી. જ્યારે રેલસંકટ આવે છે ત્યારે જ માત્ર सर्वतः संप्लुतोदके ની સ્થિતિ થઈ જાય છે. અહીંના પ્રાચીન ઇજનેર રાજાઓએ એની સામે એ નદીને કાબૂમાં રાખવા માટે આવા અનેક વળાંકો અને નહેરો ખોદી રાખ્યાં છે.

આ ઉપાય એટલો તો અકસીર છે કે આજે પણ એનું જ અનુકરણ કરવું પડે છે. એક મોટી હોડીમાંથી ભૂંડના દાંત જેવું એક મોટું રાક્ષસી હળ નદીના તળિયાની જમીન ખોદતું જાય છે અને અંદરનો કાદવ વીજળીના પંપ વતી બહાર ફેંકતું જાય છે. આ બધી પ્રવૃત્તિ वराहमूलम् (હાલનું બારામુલ્લા) ક્ષેત્રમાં જોવાને મળે છે.

બારામુલ્લા એ કાશ્મીરની ખીણની પેલી પારનો છેડો છે. ત્યાંથી આગળ ઝેલમ ખૂબ જોરથી દોડે છે.

આ આખા પ્રદેશની વચ્ચોવચ કાશ્મીરની રાજધાની આવેલી છે. શ્રીનગર શહેર નદીને બન્ને કાંઠે વસેલું છે. નદી ઉપર અમુક અમુક અંતરે સાત કદલ (પુલ) બાંધેલા છે. તે ઉપરાંત બન્ને બાજુએ શહેરની અંદર સુધી નદીમાંથી નહેરો ખોદેલી હોવાથી અનાયાસે પ્રવાહી શાંત રસ્તાઓ મળે છે. નદીનો મુખ્ય પ્રવાહ એ ધોરી રસ્તો; અને બાકીની નહેરો તે એ ધોરી રસ્તાને આવીને મળતા ગૌણ રસ્તાઓ. રસ્તા પર જેમ ગાડીઓ દોડે છે તેમ અહીં લાંબી અને સાંકડી 'શિકારા' હોડીઓ તીરની પેઠે દોડે છે. નદીમાં હોડીઓની ગમે તેટલી ધમાલ હોય તોયે એ અવાજ વગરની હોય છે.

બપોરે જ્યારે મહારાજાના મંદિરની પૂજા પૂરી થાય છે અને આગલા દિવસનાં નિર્માલ્ય ફ્લો નદીના પટ ઉપર ફેંકી દેવામાં આવે છે, ત્યારે એ ફૂલો લગભગ અર્ધા માઈલ સુધી ધીમે ધીમે લાંબી હારમાં સુંદરપણે વહેતાં દેખાય છે.

અને આ નદીના કાંઠાની પ્રવૃત્તિ પણ કેવી! કોક ઠેકાણે શેતરંજીઓ વણાય છે તો કોક ઠેકાણે અપ્રતિમ ગાલીચાઓ. એક ઠેકાણે અખરોટના લાકડામાંથી સુંદર કારીગરીનું કામ ચાલે છે તો બીજે ઠેકાણે રેશમનું કારખાનું કદરૂપા કીડાને ઉકાળીને એમાંથી સુંદર સુંવાળું રેશમ તૈયાર કરે છે. ચીન, તિબ્બત તેમ જ સમરકંદ અને બુખારાના વેપારીઓ અહીં મહિનાઓ સુધી ધામો નાખી પડેલા હોય છે. અને હોશિયાર પંજાબીઓ એમની સાથે વેપાર કરવામાં મશગૂલ હોય છે. જ્યાં જુઓ ત્યાં હાથ કરતાં લાંબી બાંયવાળા ડગલા પહેરેલા લોકો ફરતા દેખાય છે.

આગળ જતાં એ જ ઝેલમ હિંદુસ્તાનના મોટામાં મોટા સરોવર વુલરમાં જઈને પડે છે અને એમાં અલોપ થઈ જઈ ગુપ્તરૂપે લાંબી મુસાફરી કરી, બીજે છેડેથી બહાર નીકળે છે અને બારામુલ્લા તરફ જાય છે. ત્યાં આ નદીમાંથી એક કૃત્રિમ નહેર પેદા કરી એમાંથી જે વીજળી તૈયાર કરવામાં આવે છે તે જ કાશ્મીર રાજ્યને શક્તિ પૂરી પાડે છે. અબટાબાદની નજીક આ નદી દિશા ફેરવે છે અને આગળ દોડતી જાય છે. ઝેલમની આખી ખીણ એના સૌંદર્ય માટે પ્રખ્યાત છે.

લોકવાર્તા કહે છે કે, અકબર બાદશાહે એ ખીણના સૌંદર્યના કેફમાં ઉપરથી પડતું મૂક્યું હતું. ભલે એ કવિકલ્પના હોય, પણ એ ખીણ જોતાં આવો કેફ ચડવાનો સંભવ તો જરૂર જણાય છે. આવી દંતકથાઓ કોઈ બાદશાહનું ગૌરવ બતાવવા કરતાં એ નદીનું સૌંદર્ય કેટલું મોહક છે એ બતાવવા માટે જ અર્થવાદ તરીકે જોડી કાઢેલી હોય છે.

જ્યારે હિંદુસ્તાનનો સાચો ઈતિહાસ લખાશે ત્યારે એમાં મોટી મોટી નદીઓ પરત્વે દેશના જુદા જુદા વિભાગ પાડવામાં આવશે. એવા એ ઈતિહાસમાં ઝેલમની સ્વર્ગીય સંસ્કૃતિનો વિભાગ નાનોસૂનો નહીં હોય. ખરેખર ઝેલમને સ્વર્ધુનીનું નામ શોભે છે.

૧૯૨૬-'૨૭

# ૨૮. સેવાવ્રતા રાવી

સિંધુ નદીને કરભાર આપતી પાંચ નદીઓમાં વિતસ્તા – ઝેલમ અને શુતુદ્રી બે જ મહત્ત્વની ગણાય. બાકીની પોતાને ભાગે આવેલું કામ નમ્રતાથી કરી છૂટે છે. કોઈ શ્રેષ્ઠ પુરુષને મળવા શિષ્ટમંડળ જાય તેમ આ નદીઓ ધીમે ધીમે ભેગી થઈને આખરે સિંધુને મળે છે. બીઆસ સતલજને મળે છે. ચીનાબ ઝેલમને મળે છે અને રાવી એ બેને મળે છે. મુલતાન આગળ જઈ ત્રણ નદીનાં પાણી આણતી ઝેલમ હિંદુસ્તાનની પેલી પારથી આવતી સતલજને મળી જાય છે, અને આખરે એ બધાનો થતો પંચનદ સિંધુમાં ભળી જઈ કૃતાર્થ થાય છે. સિંધુ જોડે વાત કરતા શિષ્ટમંડળનું પ્રમુખસ્થાન તો સતલજનું જ હોઈ શકે; કેમ કે એ પણ સિંધુની પેઠે પરલોકથી (હિમાલયની પેલી પારથી) જ આવેલી છે.

આ પાંચ નદીઓમાં મધ્યસ્થાન ઇરાવતીનું એટલે જ રાવીનું છે. વેદમાં ઇરા એટલે પાણી, આહ્‌લાદક પેય. એમ તો નદી એટલે એમાં પાણી તો હોવાનું જ. પણ આ નદીનો વિશેષ ગુણ જોઈને ઋષિઓએ એને ઇરાવતી કહી હોવી જોઈએ. બ્રહ્મદેશની ઐરાવતી (ઇરાવાન્ = સમુદ્ર) સમુદ્ર જેટલી પહોળી જોઈને એનું એ નામ પાડેલું હશે? રાવી કંઈ એટલી પહોળી નથી.

સ્વામી રામતીર્થના જીવનચરિત્રમાં રાવીનો ઉલ્લેખ અનેક વાર આવે છે. રાવીને જોઈને સ્વામી રામતીર્થની આંખો પ્રેમથી ભરાઈ જતી. વૈરાગ્ય અને સંન્યાસના કાચા વિચારો આ નદીને કિનારે એમ પાકા કર્યા. પણ રાવી તો શીખગુરુ અર્જુનદેવ અને બીજા રાજવી રણજિતસિંહ માટે જ આંસુ સારતી દેખાય છે.

લાહોર ગયેલો ત્યારે ઇરાવતીનાં પુણ્યદર્શન કરી શકયો હતો. શી એ નદીની એ વખતની શાંતિ! એના વિશાળ પટ પર આખું લાહોર ઊલટયું હતું. લોકોની ધમાલ અને પૈસાદાર લોકોના શોખ ને વિલાસ આગળ રાવીની શાન્તિ વિશેષ દીપી નીકળતી. આખા લાહોરને પોતાના ખોળામાં લઈ રમાડતી હોય એવો અહીં રાવીનો દેખાવ હોય છે.

પોતાનાં પાવન અને પોષક જલ આપવા ઉપરાંત રાવી એનાં બાળકોની વિશેષ સેવા કરે છે. હિમાલયનાં ગહન અરણ્યોમાં ચીડ, દેવદાર, બાંઝ, સફેતા વગેરે આર્ય વૃક્ષોનાં ગીચ નગરો વસેલાં છે. કેટલેક ઠેકાણે તો ખરે બપોરે સૂરજનો તડકો જમીન સુધી પહોંચવો મુશ્કેલ થઈ જાય છે; અને વયોવૃદ્ધ વૃક્ષોનો એકાદ પિતામહ જયારે ઉન્મૂલ થઈ પડે છે ત્યારે પણ એને જમીન સુધી પહોંચવું અશકય થઈ જાય છે. આસપાસનાં વૃક્ષો પોતાના બલિષ્ઠ બાહુ વડે એને અધ્ધર ઝીલી રાખે છે. જાણે બાણશય્યા પર પડેલા ભીષ્માચાર્ય. વર્ષો સુધી અધ્ધર ને અધ્ધર ટાઢ, તડકો અને વરસાદ ખમીને આખરે એ ભીષ્માચાર્યનું વિશાળ શરીર છિન્ન અને ચૂર્ણિત થઈ અલોપ થવાનું.

આવાં જંગલમાંથી ઈમારતી લાકડાં વહેરીને લાવવાં એ સહેલી વાત નથી. એટલે લોકોએ રાવીનો આશ્રય લીધો. રાવીને કાંઠે જ્યાં મોટાં મોટાં જંગલો છે ત્યાં વહેરણિયા જાય છે, અને લાકડાના મોટા મોટા પાટડા કાપી કાઢી રાવીના પ્રવાહમાં છોડી દે છે. બસ, હોહા કરતા પાટડા ચાલ્યા. કોક કોક ઠેકાણે વળી આળસુ છોકરાઓ નિશાળે જતા હોય તેમ, ધીમે ધીમે થોભતા થોભતા પણ એ પાટડા ચાલવાના. કોક ઠેકાણે ગોરજ વખતે ગોધા ઘર ભણી દોડતા હોય તેમ આ પાટડા કૂદતા કૂદતા, નીચેઉપર થતા, એકબીજા સાથે અથડાતા દોડતા જાય છે.

સજીવ જનાવરોને પણ હાંકવાને ભરવાડની જરૂર પડે છે. આ નિર્જીવ પાટડા એવી દેખરેખ વગર મુકામ સુધી શી રીતે પહોંચે? ક્યાંક નદીનો જરાક વળાંક જોયો કે બધા પાટડા થોભી ગયા. એક થોભ્યો એટલા માટે બીજો થોભ્યો. એને આશરે ત્રીજો થોભ્યો. 'આગળ જવાનો રસ્તો નથી' એમ કહી ચોથો થોભ્યો. 'શું જોઈને આ બધા ઊભા રહ્યા છે, જોઉં તો ખરો?' એમ કહી પાંચમો થોભ્યો. રાતવાસો કરવાનો આ પડાવ હશે એમ પ્રામાણિકપણે માની સાતમો, આઠમો અને દશમો થોભ્યો. પાછળથી આવેલા તો માનવા લાગ્યા કે આપણો મુકામ જ અહીં છે, હવે યાત્રા કરવાનું રહ્યું જ નથી: જ્યાં બધા થોભ્યા सा काष्ठा सा परा गतिः।

સવાર પડે એટલે પાટડાના ભરવાડ આવવાના, અને એ બધાને આગળ હાંકવાના. 'અરે ભાઈ, ચાલો ચાલો' કરતો એ સંઘ ફરી ઊપડે છે. નદીનું વહેણ ઠીક હોય ત્યાં સુધી તો આ મુસાફરી બરાબર ચાલે છે. પણ જ્યાં પ્રવાહ અત્યંત વેગવાળો, છીછરો કે પથરાળો હોય ત્યાં ભારે મુશ્કેલી. એકાદ લાંબા પાટડાને બે મોટા પથરાનો આશ્રય મળ્યો એટલે ગળિયો થઈને એ ત્યાં જ થોભી જવાનો અને કહેવાનો, 'હું તો અહીંથી નહીં જ ખસું, પણ બીજાને પણ નહીં જવા દઉં.' આવે ઠેકાણે પાટડાને જવા માટે પાંચસાત જ સુએઝની નહેરો હોવાની. એ રુંધાઈ ગઈ એટલે આખો કાફલો રોકાઈ જવાનો. ભરવાડ અહીં તરતા આવવાની હિંમત પણ ન કરે, કેમ કે એને આ પાટડા કરતાં પોતાનું માથું વધારે વહાલું હોય છે. કાંઠા પર ઊભા રહી લાંબા લાંબા વાંસથી ઘોંચપરોણા કરી કેટલાક પાટડાને કાઢી શકાય. પણ પ્રવાહ વચ્ચોવચ રોકાયા હોય તેમનું શું?

માણસે આ આફત સામે પણ ઈલાજ શોધી કાઢ્યો છે. હિમાલયમાં ભેંસ જેવાં મોટાં જાનવરો રહેતાં હશે. એમનું આખું ચામડું સળંગ ઉતારી એને સીવી કોથળી બનાવે છે. ગળા તરફથી અંદર પવન ભરી ત્યાં પણ બંધ કરે છે. એટલે એ જનાવર અપ્સરાની પેઠે માંસ કે હાડકાં વિનાનું પવનથી ભરેલું થઈ જાય છે, અને પાણી પર સરવાને લાયક બને છે. એના ચાર પગ પણ હાડકાં કાઢીને એમ ને એમ રાખેલા હોય છે. પછી આ તરતા ફુક્કા કે મશકને પાણીમાં મૂકી પેલા ભરવાડો એના પેટ પર પોતાની છાતી મૂકી દે છે, અને પગ હલાવતા ધારેલા ઠેકાણે પહોંચી જાય છે. ફુક્કાને લીધે પાણીમાં તરવું સહેલું થાય છે. ફુક્કાના પગ પકડી રાખવાથી એ છાતી તળેથી ખસી જતો નથી અને પ્રવાહના

જોરમાં ક્યાંક પથરા પર અથડાય તો ચામડાના એ તરાપાને વાગે, માણસને ન વાગે.

આટલી તૈયારી થયા પછી પાટડા શાના રઝળતા રહી શકે? એકેએકને આગળ ધપ્યે જ છૂટકો. પહાડની ખીણો વટાવીને એક વાર બહાર નીકળ્યા એટલે એ પાટડા સ્વચ્છન્દે અલગ અલગ ન જઈ શકે એટલા માટે પાટડાના ભરવાડ એ બધાને દામણાંથી બાંધીને એમના પર બેસીને એમને લઈ જાય છે.

લાહોરમાં રાવીના પ્રવાહ પર આ પાટડાનાં કેટલાંયે ધણ તરતાં દેખાય છે. એમના વેરી એમને પાણીમાંથી કાઢીને એમના કકડેકકડા કરી નાખે છે અને પછી માણસનાં મકાનો કે બીજાં રાચરચીલાં તૈયાર કરવા માટે દધીચિ ઋષિની પેઠે એમને પોતાનો દેહ અર્પણ કરવો પડે છે. પોતાના પાર્વતીય સહોદરને માણસની સેવામાં આમ આણીને છોડતાં રાવીને શું થતું હશે? રાવી એટલું જ કહેતી હશે કે, 'ભાઈઓ, परोपकाराय अिदं शरीरम्।'

જૂન, '૩૭

## ૨૯. સ્તન્યદાયિની ચીનાબ

કાશ્મીરથી પાછા ફરતાં પગ ઊપડતા નથી. જતાં જે ઉત્સાહ હતો તે પાછા આવતાં ક્યાંથી હોય? એ જ કારણસર, જતાં જે રસ્તો લીધો હતો તે છોડી, પીરપુંજાલના પહાડ ઓળંગી, જમ્મુને રસ્તે અમે આવતા હતા. શ્રીનગરથી જમ્મુ ગાડાવાટ નથી. હિંમત હોય તો પગે ચાલો, નહીં તો કાશ્મીરી ટટ્ટ પર સવાર થાઓ. રસ્તામાં કુદરતની સુંદરતા અને જહાંગીરની વિલાસિતાનો ડગલે ને પગલે અનુભવ થાય છે. જ્યાં જુઓ ત્યાં જલાશયો બાંધેલાં, પહાડમાં રસ્તા તૈયાર કરેલા. આજે સિમલાની જે પ્રતિષ્ઠા છે તે જ, અથવા તેથી વિશેષ જહાંગીરના વખતમાં શ્રીનગરની હતી. એવા બાદશાહી પહાડી રસ્તે પાછા આવતાં ભગવતી ચંદ્રભાગાનાં દર્શન થયેલાં. લોકો આજે એને ચીનાબને નામે ઓળખે છે.

જો હું ભૂલ કરતો ન હોઉં તો રામબનની આસપાસ ક્યાંક અમે હતા. આખો દિવસ અને આખી રાત ચાલવાનું હતું. ચાંદરણું સરસ પડ્યું હતું. થાક્યાપાક્યા અમે પીધેલા માણસની પેઠે લથડતે પગે રસ્તા પર ચાલતા હતા. પગનાં તળિયાં પર ફોલ્લા ઊઠેલા. ઘૂંટણમાં કળતર થતું હતું અને નિરાશ થયેલી ઊંઘનું રૂપાન્તર અર્ધા ઘેનમાં થયું હતું. નિદ્રા સુખાવહ હોય છે, તન્દ્રા તેવી નથી હોતી.

આવી સ્થિતિમાં ચાલતા હતા ત્યાં રસ્તાની જમણી બાજુએ ઊંડી ખાઈમાંથી ગંભીર ધ્વનિ સંભળાયો. સામે ટેકરી પરથી કમાન ખાઈને આવેલો પવન શીતલ-સુરભિ લાગવા માંડયો. ઘેન ઊડી ગયું. જીવમાં હોશ આવ્યો. અને દૃષ્ટિ એ-કલરવનું મૂળ શોધવા દોડી. કેટલું મનોહર એ દૃશ્ય! ઉપરથી દૂધ જેવું ચાંદરણું

વરસે છે. નીચેથી ચંદ્રભાગાનાં પાણી પથરા સાથે અથડાઈ ધોળાં ધોળાં ફીણ ઉછાળે છે, અને એનો આસ્વાદ લઈ તૃપ્ત થયેલો પવન ત્યાંની શીતલતા અમને બક્ષે છે!

સાથેના એક માણસને પૂછ્યું, "આ શું કોઈ નદી છે કે પહાડી પ્રવાહ છે?" એણે કહ્યું, "બંને. એ તો મૈયા ચીનાબ છે." મેં નમસ્કાર કર્યા. નીચે ઊતરાય એવું તો હતું નહીં, દૂરથી દર્શન કરી પાવન થયો, નમસ્કાર કરી કૃતાર્થ થયો, અને આગળ ચાલ્યો.

શું આ જ તે વેદકાલીન ભગવતી ચંદ્રભાગા! કેટલાયે ઋષિઓએ પોતાનું ધ્યાન અને પોતાની ગાયો અહીં પુષ્ટ કર્યાં હશે, અને આજ પણ ઉદ્યમી લોકો એ નદીમાતાનું દોહન ઓછું નથી કરતા. મારા જીવનની સ્મૃતિ શરૂ થાય છે એ જ અરસામાં પહાડ જેવા પંજાબીઓ આ નદીને કાંઠે નહેરો ખોદતા હતા. આજે ૨૫ લાખ એકર જમીન આ માતાના દૂધમાંથી રસકસ મેળવતી થઈ છે જ, અને પંજાબી વીરોને પોષે છે. વેદકાલીન ચીનાબનું સત્ત્વ આર્યોના ઉત્કર્ષમાં કામ આવતું. રણજિતસિંહના વખતમાં એ જ જલ ગુરુકી ફતેહ પોકારતું. આજનો રંગ એ કંઈ છેલ્લો નથી. ચીનાબનાં પાણી સાવ નિ:સત્ત્વ નથી થયાં. પાંચનદની પ્રતિષ્ઠા ફરીયે જાગશે અને સપ્તસિંધુનો પ્રદેશ ભારતવર્ષને ભાગ્યના દિવસો બતાવશે.

[ચીનાબનો પ્રવાહ પંજાબની ભાગ્યરેખા થવાને બદલે આજે પંજાબના ભાગલા-ની રેખા થવાની તૈયારી છે એ કેટલો દૈવ-દુર્વિપાક! – ૧૯૪૭]

૧૯૨૬–'૨૭

## ૩૦. જમ્મુની તવી

કોઈ નદી વિશે કહેવા જેવું કશું ન જડયું હોય તોયે શું? એમાં નાહ્યાનો આનંદ કંઈ ઓછો થવાનો હતો? નદીની મહત્તા સ્વત:સિદ્ધ છે. એના નામ સાથે કંઈક ઇતિહાસ સંકળાયેલો હોય તો એ ઇતિહાસની ધન્યતા. નદીને એનું શું? ઇતિહાસનો રસ વિગ્રહ સાથે વધારે હોય છે, – જ્યારે નદીનું કામ સંધિનું હોય છે. ખેડૂતોને અને પથિકોને, પશુઓને અને પક્ષીઓને પોતાના જળથી સંતુષ્ટ કરતી નદી જ્યારે વહે છે ત્યારે એ 'આત્મરતિ, આત્મક્રીડ અને आत्मन्येव च संतुष्ट' એવી દેખાય છે. નદીને પૂછો, 'તારો ઇતિહાસ શો છે?' એ કહેશે કે 'હું પર્વતની દીકરી છું. અસંખ્ય માનવ તથા તિર્યક્ પ્રજાની માતા છું, સાગરની સેવા કરું છું, અને આકાશનાં વાદળાં એ જ મારું સ્વર્ગસ્થાન છે, એટલો ઇતિ-હાસ મારે મન મહત્ત્વનો છે. બાકી તમારા ગાંડાઓનો ઇતિહાસ તમે જાણો. વેરનો અને ગાંડપણનો તે ઇતિહાસ લખાતો હશે? એ તો ભૂલી જવાની વાત હોય

છે, ભૂલી જવાની. વેરઝેર કાયમ કરવા ઈતિહાસ લખો છો? એને દાટી દો કે ધોઈ નાખો. સેવાનો ઈતિહાસ તે જ સાચો ઈતિહાસ.'

કાશ્મીરની મુસાફરી પૂરી કરી જમ્મુ આવ્યા અને રઘુનાથજીના મંદિરમાં વાસો કર્યો. પાસે જ તવી નદી વહેતી હતી. જમ્મુ તરફનો તવીનો કાંઠો ઠીક ઠીક ઊંચો છે. ઘણી નદીઓ હોય છે એવી જ તવી પણ છે. એમાં અસાધારણ કશું નથી. એક મહારાષ્ટ્રી એંજિનિયરને મળવા ગયા હતા તેમણે કહ્યું કે, 'તવી ઉપર વીજળીનાં યંત્ર ગોઠવ્યાં છે. એ વીજળીથી ઘણું કામ થઈ શકે એમ છે.' પણ તવીને એનું શું? એ તો વહ્યા જ કરે છે.

૧૯૨૬–'૨૭

# ૩૧. સિંધુનો વિષાદ

હિમાલયની પેલી પાર, પૃથ્વીના એ માનદંડની લગભગ બરાબર અધવચ, કૈલાસનાથની નજર તળે ચિરહિમાચ્છાદિત એવો એક પુણ્યવાન પ્રદેશ છે કે જેના ટૂંકા ક્ષેત્રમાં આર્યાવર્તની ચાર લોકમાતાઓનો ઊગમ છે. પેલી પાર અને આ પારનો હિસાબ ન રાખીએ તો ઉત્તર ભારતની લગભગ બધી નદીઓ અહીંથી ઝરે છે એમ કહીએ તો ચાલે.

હિમાલય હિંદુસ્તાનનો જ છે, બીજા કોઈ દેશનો નથી, એમ સિદ્ધ કરવા હિમાલયના ઉત્તર તરફ ઢળતા પાણીનું એકેએક ટીપું ભેગું કરી, હિમાલયને બંને છેડે ફરી વળી હિંદી મહાસાગર સુધી પહોંચાડવાનું કામ સિંધુ અને બ્રહ્મપુત્ર બન્ને નદી અખંડ કરે છે. શ્રીકૈલાસનાથે ભારતવર્ષને પોતાની બાથમાં લેવા માટે જાણે બે કારુણ્યબાહુ પ્રસાર્યા હોય એવા આ બે નદ છે! હિમાલયની આડાઈ જાણે સહન ન થતી હોય તેમ સતલજ અને ઘોગ્રા હિમાલયની કેડમાંથી સોંસરો રસ્તો કાઢી માન-સરોવરનાં જળ ભારતવર્ષના મોટા બે પ્રાંતોને પાવા લાગે છે. જ્યારે ગંગા, યમુના અને એમની અસંખ્ય બહેનપણીઓ પિતાની આમન્યા રાખી આ બાજુ રહી એ જ કામ કરે છે. પંજાબની પાંચ નદીઓ અને યુક્ત પ્રાંતની પાંચ નદીઓ મળી ભારતવર્ષની સમૃદ્ધિ દસ ગણી કરે છે. આ દસે નદીઓ ભારતીય છે. ફક્ત સિંધુ અને બ્રહ્મપુત્ર અતિભારતીય ગણાય.

ભારતવાસીઓ ગંગામૈયાને પ્રાપ્ત કરી જાણે સિંધુને ભૂલી ગયા છે. સિંધુને કાંઠે આર્યોનાં ધર્મપ્રસિદ્ધ તીર્થો છે જ નહીં. જેમ વૈદિક દેવોના દેવ ઇન્દ્રને આપણે ભૂલી ગયા તેમ વૈદિક સપ્ત-સિંધુમાંની મુખ્ય નદીને પણ જાણે આપણે વીસરી ગયા છીએ. દક્ષિણ અને પૂર્વ તરફ મહાસામ્રાજ્યો સ્થાપી પ્રાચીન આર્યો વાયવ્ય દિશા તરફ કંઈક ઉદાસીન થયા અને તેથી હમેશાં આફતમાં આવી પડ્યા.

ઉત્તર તરફ તો હિમવાનનું રક્ષણ છે જ. પશ્ચિમ તરફ છેક અંદરની બાજુ રાજપૂતાનાની મરુભૂમિ અને રજપૂત તેમ જ ડોગરા જાતિના શૌર્યથી પૂરતું રક્ષણ મળતું હતું. એની બહાર વેગવતી સિંધુનું રક્ષણ હતું. એથી આગળ જઈ કરતાર-(ખિરથર)થી માંડીને હિંદુકુશ સુધી પ્રચંડ પર્વતમાળાનું રક્ષણ હતું. પહાડી પરોપનિસદી (અફઘાન) લોકોની સ્વાતંત્ર્યપ્રિયતા પણ વિદેશીઓને આ તરફ આવવા દેતી નહીં. પણ જ્યાં દેશવાસીઓ ઉદાસીન થયા ત્યાં દીવાલો અને નદીઓ કેટલું રક્ષણ આપે? પરોપનિસદી લોકોમાં યવનો ભળ્યા અને બાલ્હીક નજીક હિંદુસ્તાનની જે શાસ્ત્રીય લશ્કરી સરહદ હતી તે ખસતી ખસતી અટક સુધી આવીને અટકી. અને અટકે પણ પરદેશીઓને અંદર આવતા અટકાવવાને બદલે ભારતવાસીઓને બહાર જતા અટકાવ્યા. રાણી સેમીરામીસ હિંદુસ્તાનમાં આવતાં ન અટકી. ફારસના સમ્રાટો પંજાબ અને સિંધુ પાસેથી સુવર્ણકરભાર લેતાં ન અટક્યા. યુએચી તથા હૂણ લોકો હિંદુસ્તાનમાં આવતાં ન અટક્યા. સિકંદર પાંચે નદીઓ ઓળંગતો ન અટક્યો. મહમદ કે બાબરને પણ અટક ન નડી. કાબુલ નદીનું પાણી જે નદીએ સ્વીકાર્યું તે પશ્ચિમ તરફથી આવતા લોકોને રોકે નહીં એટલું આપણે લોકોએ જાણવું જોઈતું હતું!

પશ્ચિમ તિબેટમાં કૈલાસની તળેટીમાંથી સિંધુનો ઊગમ છે. ત્યાંથી સીધી લીટીમાં વાયવ્ય તરફ એ દોડે છે, કેમ કે એને આખરે નૈઋર્ત્ય તરફ જવું છે! કાશ્મીરમાં ધૂસી લેહની લશ્કરી છાવણીની મુલાકાત લઈ કારાકોરમ પહાડના રક્ષણ તળે એ સીધી આગળ વધે છે. સ્કાર્ડુ પાસે એને ભાન થાય છે કે આપણે હિંદુસ્તાનમાં જવું છે. ગિરગિટનો કિલ્લો દૂરથી જોઈ એ દક્ષિણ તરફ વળે છે. ચિત્રાલ તરફ એને પોતે જવું નથી, એટલે એ મુલકમાં પાણી કેવું છે એ તપાસવા એ સ્વાતને પોતાની પાસે બોલાવે છે. સ્વાત એકલી શાને આવે? એની નિષ્ઠા કાબુલ તરફ છે. સફેદ કોહનું પાણી લાવનાર કાબુલ સાથે ભળી એ અટક પાસે સિંધુમાં મળી જાય છે. અને હવે સિંધુ પૂરેપૂરી ભારતીય થઈ જાય છે. સ્વાત અને કાબુલ પાસેથી સાંભળવાનો કેટલોય ઈતિહાસ છે. ખૈબરઘાટમાં થઈને કોણ કોણ આવ્યું અને ગયું, બૅક્ટ્રિયાના ગ્રીક લોકો કયે રસ્તે આવ્યા અને ત્યાંથી માંડીને કર્નલ યંગહસબંડ ક્યાંથી ચિત્રાલની ચડાઈ પર ગયો તે બધું આ બે નદીઓ કહી શકે છે. અમીર અમાનુલ્લાએ ઉનાળાની ઘેલછામાં પરમ દિવસે જ જે ચડાઈ કરી એની વાતો પૂછો તોયે એ કહી શકે. અને કોહાટની ક્રૂરતા પણ સિંધુથી અજાણી નથી. વઝીરિસ્તાન અને બન્નુમાં બનેલા ક્ષાત્રધર્મને લજવે એવા પ્રસંગો કુરમને મોઢેથી સાંભળી સિંધુનો જીવ થથરે છે. ક્રુમુ અથવા કુરમ નદી સિંધુને મળે એટલે સિંધુનું વહેણ બગડે છે. પહાડને અભાવે એ મર્યાદામાં રહી શકતું નથી. નાનામોટા બેટો બનાવતી બનાવતી સિંધુ ડેરા ઈસ્માઈલખાનથી ડેરા ગાઝીખાન સુધી જાય છે.

હવે સિંધુ પાંચે નદીઓનાં પાણીની રાહ જોતી સાંકડી થઈને દોડે છે. જમ્મુ તરફથી આવતી ચીનાબ, કાશ્મીરી ઝેલમ નદીને મળે છે. લાહોરનો વૈભવ

અનુભવીને તૃપ્ત થયેલી રાવી એ બંનેને મળે છે. વ્યાસના પાણીથી પુષ્ટ થયેલી સતલજ એ ત્રણેનાં પાણીમાં ભળી જાય છે. અને પછી ઉન્મત્ત થયેલો પંચનદનો પ્રવાહ પોતાના સર્વ વેગથી મિટ્ટનકોટ પાસે સિંધુ ઉપર ધસી પડે છે. આવડો મોટો હુમલો ઝીલી, પચાવી, પોતાનું જ નામ કાયમ રાખનાર સિંધુની શક્તિ તેટલી જ મોટી હોવી જોઈએ.

સિંધુ પોતાનું નામ રાખે છે એટલું જ નહીં પણ હવે પછી પોતાના જીવનની ઉદાર કૃપા અનેક રીતે ફેલાવતી આસપાસના પ્રદેશને પણ પોતાનું નામ અર્પે છે. त्यागाय संभृतार्थानाम् એવા આર્ય રાજાઓનું જ તે અનુકરણ કરે છે: મોટી મોટી સાત ખીણોનું પાણી એ ભેગું કરે છે ખરી, પણ એ બધું અનેક મુખે, મહાસાગરને આપવા માટે જ. અને રસ્તામાં ગરજુ માણસને એમાંથી ગમે તેટલું, ગમે ત્યાં લઈ જવું હોય તો સિંધુને વાંધો નથી.

છતાં ગંગામૈયાની ઉદારતા સિંધુ પાસે નથી. તેથી અટક અને સક્કરથી માંડીને હૈદરાબાદ કોટરી સુધી એના પર પુલ બંધાઈ ગયા છે. સક્કરનો પુલ લશ્કરી દૃષ્ટિએ બહુ મહત્ત્વનો છે. સિંધુમાં આવતા એક મોટા બેટનો લાભ લઈ એ પુલ બંધાયો છે. પણ જ્યાં રોહરી તરફ પાણી ઊંડું છે ત્યાં એ પુલ પંખાની પેઠે ગમે ત્યારે સમેટી શકાય છે. લશ્કરને માટે સિંધુ ઓળંગવી અશક્ય કરવી હોય ત્યારે જાણે એક મંત્ર બોલવાથી આખો પુલ અલોપ થઈ શકે છે: પછી શિકારપુર-સક્કર જુદું અને રોહરી જુદું. શિકારપુર-સક્કરને કંઈ અંગ્રેજોએ મહત્ત્વ આપ્યું છે એમ નથી. અહીંના હિંદુ વેપારીઓ પ્રાચીન કાળથી બોલનઘાટને રસ્તે કંદહાર થઈ મધ્ય એશિયામાં વેપાર કરવા જતા આવ્યા છે. હિરાત કે મર્વ, બુખારા કે સમરકંદ ગમે ત્યાં જુઓ, શિકારપુરના વેપારીઓ જડવાના જ. શિકારપુરી હૂંડી મૉસ્કો અને પિટર્સબર્ગ (લેનિનગ્રાડ) સુધી શિકારાતી અટકી નથી. સક્કરનું સ્મરણ કરીએ અને મોટા જહાજની પેઠે પાણીમાં તરતા સાધુબેલા નામના બેટનું વિસ્મરણ રહે એ શક્ય નથી. સાધુઓની કાવ્યમય અભિરુચિ હમેશ સુંદરમાં સુંદર સ્થળો પસંદ કરે છે. સાધુબેલાની સુંદરતાની અદેખાઈ સમ્રાટો પણ કરે.

સિંધુને આરામ લેવાનું સૂઝયું કે શિંગોડાં ખાવાનું મન થયું કોણ જાણે, એ અહીંથી મંચર સરોવરની દિશાએ દોડે છે. પણ વખતસર ચેતી અથવા કરતારની કહી એ પાછી વળે છે, અને શેવણ પાસેથી આગ્નેય દિશા લઈ હૈદરાબાદ સુધી જાય છે. આ મુલક કેટલીયે લડાઈનો સાક્ષી છે. જયદ્રથના કાળમાં અહીંની સ્થિતિ કેવી હશે કોણ જાણે પણ દાહિર અને જચ્ચના દિવસોમાં આ પ્રાંત ખૂબ પછાત હોવો જોઈએ. ચંદ્રગુપ્ત પહેલાં ઈરાની સામ્રાજ્યને સોનું આપી આપી નિ:સત્ત્વ થઈ તેથી કહો, અથવા ત્યાંના બ્રાહ્મણ રાજાઓના અનાચારે કહો, પ્રજા સાવ ચુસાઈ ગઈ હતી. ઈરાનના બાદશાહ આવે કે સિકંદર આવે, બગદાદનો મહમદ બિનકાસિમ આવે કે સર ચાર્લ્સ નેપિયર આવે, સિંધુકાંઠાના લોકો દર વખતે હાર્યા છે.

સિકંદર જ્યારે જહાજોમાં બેસી સિંધુવાટે પસાર થયો ત્યારે પોતાના રક્ષણને સારુ એણે બંને બાજુએ પોતાની ફોજ ચલાવી હતી. આજે અંગ્રેજોએ સિંધુના રક્ષણ અર્થે ખાસ નહીં, પણ પંજાબના ઘઉં વિલાયત લઈ જવા માટે સિંધુને બંને કાંઠે રેલવે દોડાવી છે. સિંધુનો પ્રવાહ ઘણો વેગવાન હોવાથી ગંગાની પેઠે એમાં વહાણો ચાલી શકતાં નથી, તેથી જ કરાંચી આગળ કેટી બંદરનું કશું મહત્ત્વ નથી રહ્યું.

સિંધુના મુખનો પ્રદેશ સિંધુના જ પુરુષાર્થનો બનેલો છે. દૂર દૂરથી કાંપ અને રેતી આણીને એ ઠેલતી ગઈ છે, પરિણામે અરબી સમુદ્રને હમેશ અત્યંત સૂક્ષ્મતાથી, અથવા બહાદુરીથી પાછા હઠવું પડયું છે.

સિંધુનો પ્રવાહ સિંધુ નામને છાજે એવો જ વિસ્તીર્ણ અને તરસ્વી છે. ઉનાળામાં ઓગળી ગયેલા બરફના પાણીનું પૂર જ્યારે એમાં આવે છે, ત્યારે એ રેલને ઘોડા કે હાથીની ઉપમા છાજે તો શું, સૂઝે પણ નહીં, એ તો જળપ્રલય જ કહેવાય. સાગરનાં મોજાં ઊછળે તેમ સિંધુનાં મોજાં ઊછળે છે. મગરમચ્છોના ગુરુ સમા તારાઓ પણ આવે વખતે પાણીમાં પડવાની હિંમત ન કરે.

પ્રેમઘેલી સતી સુહિણીનું જ, કાચા ઘડાને આધારે, આવા પ્રવાહમાં પડવાનું હૈયું ચાલે. પ્રેમનો પ્રવાહ, પ્રેમનો વેગ અને પરિણામ વિશેનો પ્રેમનો નિરાદર મહાસિંધુ કરતાં પણ મોટો જ હોય.

**સપ્ટેમ્બર, '૨૯**

## ૩૨. મંચરની જીવનવિભૂતિ

જેણે પાણીને જીવનનું નામ આપ્યું તે કવિ હતો કે સમાજશાસ્ત્રી? મને લાગે છે, તે બંને હોવો જોઈએ. પાણી વગર ન વનસ્પતિ જીવી શકે, ન પશુપક્ષી જીવી શકે. પછી બંનેનો આશ્રિત એવો મનુષ્ય પાણી વગર નભી જ શી રીતે શકે? ઈશ્વરે પૃથ્વીના પૃષ્ઠભાગ પર ત્રણ ગણું પાણી અને એક ગણી જમીન કરીને એ જ વાત સિદ્ધ કરી છે કે, પાણી એ જ જીવન છે. બેભાન થયેલો માણસ આંખે પાણીનું એક ઠંડું ટીપું અડવાથી પણ હોશમાં આવે છે. તો પછી અનંત ટીપે ટીપે ભરાયેલું સરોવર જોઈ એને જીવ્યા જેવો આનંદ થાય તો એમાં આશ્ચર્ય શું?

અનંત સાગર અને એનાં અનંત મોજાંઓ જોવાનો ઉન્માદ તો છે જ. પણ જેના સામા કાંઠાની સહેજસાજ ઝાંખી થઈ શકે છે, અને તેથી જેના વિશાળ વિસ્તારનું માપ મેળવ્યાનો આનંદ આંખોને થઈ શકે છે, એવા શાંત સરોવરનું દર્શન મિત્રદર્શન જેટલું આહ્લાદક હોય છે. સાગરનું આમંત્રણ અજ્ઞાતમાં ઝંપ-લાવવા નોતરે છે; જ્યારે સરોવર પોતાની અરીસા જેવી શાંતિ દ્વારા માણસને આત્મપરિચય પામવાનું પ્રોત્સાહન આપે છે. સરોવરમાં આપણને જીવનની પ્રસ-

ન્નતાનું દર્શન થાય છે, જ્યારે સાગરમાં જીવનની પ્રક્ષુબ્ધ વિરાટતાનો સાક્ષાત્કાર થાય છે. સાગરનું તાંડવ જોઈને જો માણસ કહેશે :

'दिशो न जाने न लाभे च शर्म'

તો એ જ માણસ વિશાળ સરોવરને કાંઠે પહોંચતાંવેંત 'હાશ' કરી ગાશે :

'अिदानीम् अस्मि संवृत्त:,– सचेता:, प्रकृतिं गत: ।

સાગર અને સરોવર આ રીતે જીવનની બે પ્રધાન અને ભિન્ન વિભૂતિઓ છે.

હું જાણતો હતો – ક્યારનો જાણતો હતો – કે જીવનવિભૂતિનું આવું એક સુભગ દર્શન સિંધમાં સદાને માટે પથરાયેલું છે. પણ એ જોવાના સદ્‌ભાગ્યનો ઉદય હમણાં હમણાં સુધી થયો ન હતો. જ્યારે મારા લોકસેવક રસિક મિત્ર, સંસ્કાર-સંપન્ન, શ્રી નારાયણદાસ મલકાનીએ મને આ વખતે સિંધમાં ફરવાનું આમંત્રણ આપ્યું, ત્યારે મેં એમની સાથે શરત કરી કે, આ વખતે જો જીવન અને મરણ બંનેનો સાક્ષાત્કાર કરાવવા તૈયાર હો તો જ હું આવું! મેં આવી અવળવાણીની મૂંઝવણમાં મિત્રને લાંબા વખત નાખવાનું પસંદ ન કર્યું. મેં એમને લખ્યું કે, જ્યાં ઉપરાઉપરી ત્રણ યુગો દટાઈ ગયા છે, અને જ્યાં મૃત્યુએ પોતાનું સૌથી મોટું મ્યૂઝિયમ ખોલ્યું છે, તે 'મોહન-જો-દડો'* મારે ફરી વાર જોવો છે. તેમ જ જ્યાં બીહના મૂળિયામાંથી ઊગતાં અસંખ્ય કમળો, એ કમળો વચ્ચે નાચતાં નાનાં-મોટાં માછલાંઓ, એ માછલાંઓ પર ગુજરાન ચલાવનાર વરણાગિયાં પક્ષીઓ, અને બીહથી માંડીને પક્ષીઓ સુધી બધાંને કશા પક્ષપાત વગર, પોતાના ઉદરમાં સ્થાન આપનાર સર્વભક્ષી માણસો નિશ્ચિતપણે વધે છે, એ જીવનરાશી મંચર સરોવરનું પણ મારે દર્શન કરવું છે. નારાયણની તો 'ભાવતું હતું અને વૈદે કહ્યું' એવી સ્થિતિ થઈ હશે. એમણે સિંધના સૂફી તત્ત્વજ્ઞાનનું પાલન કરી પ્રથમ લારકાનાને રસ્તે 'મરણના ઢગલાનું' દર્શન કરાવ્યું, અને ત્યાર પછી જ જીવનના આ વિસ્તાર તરફ એ અમને લઈ ગયા!

સિંધુને પશ્ચિમકિનારે, પંજાબના ઘઉં કરાંચી સુધી પહોંચાડનાર જે રેલવે દોડે છે, એને કાંઠે દાદુ અને કોટરી વચ્ચે બુબકનું સ્ટેશન આવ્યું છે. પૂછ્યા વગર માણસ કેમ અનુમાન કરી શકે કે, અબુબકર નામની બંને બાજુ ટૂંકાવીને બુબકનું નામ સરજાયું છે? સ્ટેશનથી પશ્ચિમે ચાર માઈલ ધૂળનો રસ્તો વટાવી, અમે બુબક પહોંચ્યાં. ત્યાંના લોકો વાજિંત્ર, શરણાઈ, અને થોડીઘણી દક્ષિણા લઈને સામે મળવા આવ્યા. આખું ગામ ફરીને, શેરીઓ નિહાળીને, અમે અમારા મેજબાન શ્રી ગોધૂમલજીને ત્યાં પહોંચ્યા. એમની મહેમાનગીરીનું સ્વાગત કરી ખાધુંપીધું, દશપંદર મિનિટ સ્વપ્નસૃષ્ટિ પર રાજ્ય કર્યું, ત્યાંના ગાલીચાઓ અને છીપા કામની કદર કરી, અને મંચરના દર્શને અમે ઊપડ્યા.

ફરી ધૂળવાળો બે માઈલનો રસ્તો અમારે કાપવો પડ્યો. ત્યાર પછી જ આવી, ખેતરો વચ્ચે આડીઅવળી વાતો કરતી અને નેસડાઓની મુલાકાત લેતી,

* 'મૂવન જો દડો' એ સાચું નામ છે. એનો અર્થ થાય છે મરેલાઓનો ટીંબો અથવા ટીલો.

એક નહેર. જ્યાંથી એ શરૂ થતી, ત્યાં જ જૂનીનવી હોડીઓનું એક ધણ કાદવમાં આળોટતું હતું. એમાંની જ એક પુષ્ટસરખી હોડી પસંદ કરી અમે એમાં સવાર થયા. ('સવાર' અથવા 'અસવાર' એટલે 'અશ્વારોહી'; અમે તો નૌકારોહી થયા હતા.) અને એ રીતે બીજા બે માઈલની અમે પ્રગતિ કરી. બંને બાજુ પાણી સાથે ગેલ કરતી ઘટમાળોને ફેરવવાનું પુણ્ય મેળવવા ઊંટ અમે જોયા. ઉઘાડામાં જ પોતાનું જીવન, પોતાનો વિનોદ, અને પોતાનો ઉદ્યોગ ચલાવનારા ખેડૂતો પણ અમે ત્યાં જોયા. અને જમીન અને પાણી વચ્ચે આવજા કરનારાં વણજારા પક્ષીઓ પણ જોયાં.

અમારી ટોળીમાં વીસે જણા આનંદના ઉપાસક હતા, કેટલાકોએ 'ચલ ચલ રે નવજવાન—રુકના તેરા કામ નહીં, ચલના તેરી શાન'નું કૂચગીત છેડયું. એમાં હસવાની વાત એટલી જ હતી કે, નૌકારોહી અમે પોતાને પગે કૂચ કરતા ન હતા, પણ લાંબા લાંબા વાંસ વતી કાદવને ઘોંચી ઘોંચી આગળ આગળ વધતા હતા. અમારા પગ તો કશું હલનચલન કર્યા વગર અજગરોની ઉપાસના કરતા હતા. પણ જ્યારે બધા જ ખુશમિજાજ હોય છે, ત્યારે વાતોમાં અને ગાયનમાં ઔચિત્યના વ્યાકરણને રજા આપવામાં આવેલી હોય છે.

જ્યારે ચિ. રૈહાનાબહેનને 'બેનવા ફકીર'ના મુરલીના સૂર છેડવાનું નોતરું અપાયું ત્યારે જ ખરેખરો રંગ જામ્યો, અને એ જ વખતે અમારી નહેરે પોતાનું મોઢું પહોળું કરી અમારી હોડીને સરોવરમાં ધકેલી દીધી. પછી તો પૂછવું જ શું? જ્યાં જુઓ ત્યાં જીવનનો વિસ્તાર! પંદરથી વીસ માઈલ લાંબો અને દશ માઈલ પહોળો જીવનનો કાવ્યમય વિસ્તાર!! પાણીનો પહોળો ચળકાટ અને વચમાં વચમાં લીલા ઘાસના બેટોની શાતા! કુદરતને આટલું કાવ્ય ક્યાંથી સૂઝયું હશે? મેં ગોધૂમલજીને કહ્યું, 'અહીં તો મારું હૈયું ઓગળી જાય છે!' તેમણે એટલી જ રસિકતાથી મને કહ્યું, 'જો નવેમ્બરમાં અહીં આવ્યા હોત તો તમે અહીંના લક્ષાવધિ કમળોમાં દટાઈ જ ગયા હોત. જો તમારે એ ઉલ્લાસ જોવો હોય તો તમારા વિષ્ણુશર્માને ગમે તે વરસે લખી જણાવો. તેઓ મને લખશે અને હું તમારી બધી તૈયારી કરી રાખીશ. અમારો મુલક એટલો બાજુએ પડયો છે કે, તમારા જેવા કોઈ ભાગ્યે જ અહીં આવે છે. મારા સ્મરણ પ્રમાણે, આ પહેલાં એક જ મહારાષ્ટ્રી પ્રોફેસર અહીં આવ્યા હતા, અને તેઓ પણ તમારી પેઠે જ રાજી રાજી થયા હતા. હા, દર વરસે કેટલાય ગોરા લશ્કરી અમલદારો અહીં માછલાં મારવા કે શિકાર કરવા આવે છે ખરા; પણ તેથી અમને શો લાભ થવાનો હતો.'

દૂરથી એક હોડી દેખાઈ. ગામડાનું કોઈ કુટુંબ સ્થળાંતર કરતું હશે. એમની નારંગી ઓઢણીઓ અને નીલા પાયજામાનું પ્રતિબિંબ પાણીમાં કેટલું શોભતું હતું—જાણે ગ્રામીણ કાવ્ય જ આનંદમાં આવીને જળવિહાર કરે છે! દૂર દૂર કાળી જળકૂકડી પાણીના પૃષ્ઠભાગ પર તરતી તરતી ઉદરપૂજન કરતી હતી. અમારામાંથી કેટલાકને હોડીને કાંઠે બેસી પાણીમાં પગ પખાળવાનું સૂઝયું. તેમણે રિપોર્ટ આપ્યો

કે, કોક કોક ઠેકાણે પાણી સાવ ઠંડું હતું, જ્યારે કોક કોક ઠેકાણે કોકરવાયું હતું. આનું કારણ તો લોકો મને જ પૂછે ને? આવા લહેરી ટોળામાં હું હમેશ સર્વજ્ઞ હોઉં છું. મેં તરત કારણ ઉપજાવી કાઢ્યું અને બધાંને શાસ્ત્રીય ઉપપત્તિનું સમાધાન આપ્યું.

'એ સામે ટેકરીઓ દેખાય છે એમનું નામ શું?' મેં આસપાસના લોકોને પૂછ્યું. એમને મારા પ્રશ્નથી આશ્ચર્ય થયું. સ્વદેશની ટેકરીઓનું નામ પણ હોઈ શકે છે એની જ જાણે એમને ખબર ન હતી, જ્યારે દરેક રૂપ સાથે જો નામ જોડાય નહીં, તો મારો દાર્શનિક આત્મા સંતુષ્ટ થાય નહીં. ટોળીમાં બુબકનો એક નાનો સરખો, નાજુક અને શરમાળ છોકરો એક ખૂણામાં બેઠો હતો. 'ઈસ્સરદાસ' કહીને મેં એને બોલાવ્યો. નિશાળમાં ભણવી પડતી ભૂગોળ એને કામ આવી. એણે તરત કહ્યું, 'સામેની ટેકરીઓને ખિરથર કહે છે.' હું હસી પડ્યો અને મારા મોઢામાંથી વચન નીકળ્યું, 'ધન્ય છે કરતાર!' અમારા નાનપણમાં હાલા અને સુલેમાન પર્વતનાં નામો અમે ગોખ્યાં હતાં. આગળ જતાં હાલા પર્વતે કરતારનું નામ ધારણ કર્યું હતું. અને એનું કારણ એટલું જ કે, અંગ્રેજોએ ખિરથરની સ્પેલિંગ કરી હતી Kirthar. પરદેશી લિપિને કારણે આપણે ત્યાં કેટલાય અનર્થો થયા છે. એમાંનો જ આ એક હતો. ખિરથરની ટેકરીઓ આ કાંઠેથી દશબાર માઈલ દૂર છે. ત્યાં સિંધ પૂરો થઈ બલૂચિસ્તાન શરૂ થાય છે.

હવે સૂર્ય થાકીને ખિરથરનો આશ્રય લેવાનો વિચાર કરતો હતો. અમે પણ વિચાર કર્યો કે પાછા ફરી ઘરભેગા થવું જોઈએ અને સાત વાગ્યા પહેલાં જઠરાગ્નિને આહુતિ આપવી જોઈએ! હોડીની દિશા ફરી અને અમે પૂર્વ તરફની શોભા જોવા લાગ્યા. 'આટલે મોડે એઽઽઽ સામી હોડી પશ્ચિમ તરફ ક્યાં જાય છે?' મેં ભાઈ ગોધૂમલને પૂછ્યું. એમણે કહ્યું, 'સામે કાંઠે, ખિરથરની બાજુ પર એક ગામડું છે, ત્યાં મહાશિવરાત્રિનો એક મેળો ભરાય છે. એ દિવસે હિંદુઓ મહાશિવરાત્રિ માટે ભેગા થાય છે, અને મુસલમાનો એ જ ઠેકાણે અને એ જ દિવસે એમના કોઈ પીરને નામે ભેગા થાય છે. બહુ મોટો મેળો હોય છે. એ મેળા માટે જ એ લોકો જતા હોવા જોઈએ.' અમે ગયા તે ૨૧મી ફેબ્રુઆરીનો દિવસ હતો અને મહાશિવરાત્રિ તો સાવ પાસે એટલે ૨૪મીએ હતી. અમારો કાર્યક્રમ ફેરવાય એવું હતું જ નહીં. 'જો આજે ૨૪મી હોત તો હું વહેલો નીકળી સામે કાંઠે ગયા વગર રહેત નહીં. હું મહાશિવરાત્રિનું વ્રત કરું છું. એ દિવસે હિંદુ અને મુસલમાન બંને એકહૃદય થઈ એક જ ઈશ્વરની ભક્તિ કરવા હજારોની સંખ્યામાં ભેગા થાય, એ દૃશ્ય જોઈને મારા હૃદયને પુનિત કરવાની એ તક હું ન છોડત. શિવરાત્રિને દિવસે જે વૃત્તિથી હિંદુ અને મુસલમાન પ્રેમથી ભેગા થાય છે, એ જ વૃત્તિ જો હિંદુસ્તાનમાં બધે ફેલાય તો એ દિવસ હિન્દુસ્તાન માટે સુદિન અને શિવદિન થઈ જાય.'

આટલું કહી હું શાંત થયો. હવે કોઈની સાથે વાતો કરવામાં રસ ન રહ્યો. હું દૂર દૂર જોવા લાગ્યો. પૃથ્વી ઉપર કે આકાશમાં નહીં, પણ કાળના ઉદરમાં જોવા

લાગ્યો. કોલંબસ જેમ શ્રદ્ધાપૂર્વક અમેરિકાનો રસ્તો શોધે, તેમ શિવરાત્રિનો શિવ-દિન ક્યારે થશે એની હું શ્રદ્ધાની નજરે શોધ કરવા લાગ્યો.

'એ સામે લીલાં લીલાં ખેતરો દેખાય છે એની પાછળ તમાકુની અને ભાંગની ખેતી છે.' બુબકના એક સાથીદારે મારા ધ્યાનનો ભંગ કર્યો. અમે સરોવરમાંથી નહેરમાં પ્રવેશ કર્યો હતો. નહેરને કાંઠે, વાંસની કમાન ઉપર પગ બાંધી રાખેલા બગલાઓ માછલાંનું ધ્યાન ધરતા હતા. ઝૂંપડીઓમાંથી ચૂલાનો ધુમાડો શરૂ થયો હતો. આંખો બુબકનાં ઊંચાં ઊંચાં ચોરસ મકાનોનું સ્થાપત્ય નિહાળવા લાગી. એ મકાનોના કેટલાક મંઘો (વા-દરી) બગલાની પેઠે ડોક ઊંચી કરીને વાયુસેવનના પેંતરામાં ઊભા હતા. અમે તમાકુનાં અને ભાંગનાં ખેતરો વટાવ્યાં, ભાંગ વિશેની સરકારી નીતિનો ઇતિહાસ સાંભળ્યો, ઘેર જઈને વખતસર ખાવા બેઠા. પણ મારું મન તો મંચરના 'ઢંઢ' ઉપર મહાશિવરાત્રિ રાચતું હતું.

માર્ચ, ૪૧

## ૩૩. મોજાંઓનો તાંડવયોગ

[કરાંચી પાસે કીઆમારીથી સહેજ દૂર મનોરા કરીને એક બેટ આવેલો છે. ત્યાં એક મજાનું મંદિર છે. બેટ ઉપર મોટે ભાગે પોર્ટ ટ્રસ્ટના લોકો અને થોડુંક લશ્કર રહે છે. મનોરા બેટ કરાંચીનું ઘરેણું અને સમુદ્રનું રમકડું છે. એ બેટને દક્ષિણ છેડે એક મોટી કરાડ આવેલી છે, જ્યાં સમુદ્રનાં મોજાંઓ અથડાય છે. અને એથી આગળ ઠીક દૂર સુધી એક મોટી દીવાલ બાંધી મોજાંઓને પ્રતિબંધ કરેલો છે. તેથી ત્યાં મોજાંઓનો અખંડ સત્યાગ્રહ જોવાને મળે છે. આ દૃશ્ય જોવા હું એક વાર ગયો હતો.

[હિંદી સાહિત્ય સંમેલન માટે આ વર્ષે કરાંચી જતાં ફરી વાર એ દૃશ્ય જોઈ આવ્યો. મોજાંઓની અસર પેલા પથરાઓ ઉપર ભલે ન થાઓ પણ હૃદય ઉપર એમની અસર થયા વિના કેમ રહે? હૃદય અને સમુદ્ર બંને સ્વભાવે જ ઊર્મિલ હોય છે.]

કોઈ પણ કુદરતી દૃશ્ય પહેલી વાર જોઈને જે અસર થાય છે તે અસર બીજી વાર જોઈને થતી નથી. પહેલી વાર બધું નવું નવું હોય છે. અજ્ઞાત વસ્તુનો પરિચય કરવાનો હોય છે. ડગલે ને પગલે આશ્ચર્ય અને ચમત્કૃતિનો અનુભવ થાય છે. બીજી વાર એ જ ઠેકાણે જવાથી ત્યાં કઈ કઈ વસ્તુની અપેક્ષા કરવી તેનો ખ્યાલ માણસને હોય છે. એટલે એટલા પ્રમાણમાં ચમત્કૃતિને અવકાશ ઓછો હોય છે. પરિચિત વસ્તુ પ્રત્યે પ્રેમ બંધાઈ શકે છે પણ આશ્ચર્ય અને ચમત્કૃતિ તો અપરિચિત વસ્તુ માટે જ હોઈ શકે છે.

એવી જ કંઈક પ્રેમપૂર્ણ પણ ઔત્સુક્ય-રહિત વૃત્તિથી હું કરાંચી પાસે આવેલા મનોરાનાં મોજાં જોવા આ વખતે ગયો. જૂના પણ જુવાન મિત્રો સાથે આ રમ્ય ઠેકાણે વિસ્રબ્ધ વાર્તાલાપ થઈ શકશે એ આશા પણ ખરી. મોજાંઓ તો ત્યાં છે જ. એમને જોતાં આનંદ થવાનો છે જ; એથી વિશેષ કાંઈ નહીં એમ મનને સમજાવીને ત્યાં ગયો.

ગયે ફેરે ઊછળતાં મોજાંઓનું ધવલ હાસ્ય પકડવા માટે જાતજાતના ફોટા લીધા હતા. પણ એમાંથી એકે સારો આવ્યો નહોતો. એટલે આ મોજાંઓ પ્રત્યે મનમાં થોડીક ચીડ હોવા છતાં વાર્તાલાપ માટે અનુકૂળ વાતાવરણ ત્યાં મળવાનું જ છે એટલો વિશ્વાસ હતો.

પણ ત્યાં જઈને મેં શું જોયું? ગયે ફેરે જે દૃશ્ય જોયું હતું અને એનાં કાવ્યમય ચિત્રો જે ચિત્તમાં સંઘરી રાખ્યાં હતાં એમને ફિક્કાં પાડી ભૂંસી નાખનારાં મોજાંઓનું એક અખંડ તાંડવ જ એકાએક નજરે પડ્યું. હવે વાર્તાલાપ શાનો અને વિસ્રબ્ધ કથા શાની? મને તો ત્યાં ઉન્મત્ત કરનાર જાણે નશો જ મળી ગયો. આ ઠેકાણે એકલો હોત તો એ મોજાંઓના તાંડવમાં ઝંપલાવીને એની સાથે એકરૂપ થવાના અંદરના ખેંચાણને હું રોકી શકત કે કેમ એ હું નિશ્ચયપૂર્વક ન કહી શકું.

એક જણ ગાય એટલે બીજાને ગાવાનું સ્ફુરણ થાય જ; એક શિયાળ રાત્રિની શાંતિ સામે બળવો જગાડે એટલે બધાં જ ક્રાંતિકારી શિયાળવાં પોતાનાં ફેફસાંની કસરત એમાં ઉમેરવાનાં જ; અરે! તરફવાળી સતારના તારો પોતાના પ્રાણથી છેડી જુઓ; તરત નીચેના તારો એની મેળે પોતાનો આનંદઝંકાર શરૂ કરી દે છે. તો પછી મારા જેવો કુદરત-ઘેલો જીવ કુદરતની ભવ્યતાનું દર્શન કરી એની સાથેની પોતાની જુદાઈ ભૂલી જાય તો માનવીડહાપણની દૃષ્ટિએ એમાં ભલે આશ્ચર્ય હોય પણ એ કાંઈ અનહોની વાત નથી.

જેમ હાથીની આખી શોભા એના ગંડસ્થલમાં કેન્દ્રીભૂત થાય છે, કિલ્લાની શોભા એના ગજેન્દ્ર-ભવ્ય બુરજમાં હોય છે, જહાજની શોભા એના ઉપરના નૂતકમાં પરિપૂર્ણ થાય છે તેમ જ મનોરાના આ છેડે જે કિલ્લા જેવી દીવાલો છે તેને કારણે આ બેટ અહીં વિશેષ શોભે છે અને સમુદ્રનાં મોજાંઓ પણ આ જ ઠેકાણે વપ્રક્રીડા ચલાવી પોતાની કંડુ શમાવે છે. આ કંડુ-વિનોદ સતત ચાલે તોયે એમાંથી કંટાળો ઊપજતો નથી, એટલે એ દૃશ્ય ચિરમનોહારી હોય જ છે. પણ આ સ્થળે માણસે એક લાંબી દીવાલ બાંધી દરિયાનાં મોજાંને અનહદ છેડયાં છે અને આટલાં વર્ષ થયાં એ મોજાં આવો આક્ષેપ હજી સાંખી શક્યાં નથી અને કોઈ કાળે સાંખીને બેસવાનાં નથી. જેટલી વાર એ અપમાનનું સ્મરણ એમને થાય છે એટલી વાર તેઓ ભારે કટક લઈ આવીને એ દીવાલ પર ધસારો કરે છે અને પથરાને પડકાર કરવાને એકબીજાને સિસકારતાં જાય છે. શો એમનો એ ઉન્માદ! શી એમની દૃઢ પ્રતિજ્ઞા! શો એ જીવલેણ ધસારો! આજે તો એમના

એ અમર્ષને પૂરી ભરતી આવી હતી. પછી પૂછવું જ શું! જાણે વીરભદ્ર તમામ શિવગણોને ભેગા કરી મોજાંના રૂપમાં અહીં પ્રલયકાળ ભજવવા માગે છે!

એક એક મોજું જાણે ઊછળતી ટેકરી. એકની ઉત્તુંગ શોભા જોઈ બીજા મોજાએ એનું કૌતુક જ કરવું ઘટે છે. પણ તેમ કરવાને બદલે બંને જણાં એક થઈ એક નવી જ ઊંચાઈએ પહોંચે છે અને આસપાસનાં મોજાંને પણ પોતાના જેટલી ઊંચાઈએ ચડવાને ઉત્તેજન આપતાં જાય છે. અને આ નાચ એક ક્ષણ પણ થોભ્યા વિના અખંડ ચાલુ જ રહે છે. ઠીક મીટ માંડીને આ તાંડવ જોયા કરો એટલે એમાં એક પ્રચંડ તાલ દેખાઈ આવે છે. જાણે શિવ-તાંડવ-સ્તોત્રનું પ્રમાણિકા-વૃત્ત પોતાની શક્તિ અજમવવા માંડે છે અને હૈયું ભરાઈ આવે એટલે ઓઘ વધવાથી જોતજોતામાં પ્રમાણિકાનું પંચચામર થઈ જાય છે. અને પછી પોતાના તોરનું ભાન છોડી દઈ એ તાલ સાથે પુષ્પદંત પણ તાંડવનૃત્ય નાચવા માંડે છે.

જે બાજુએ મોજાંઓનો ધસારો વધારેમાં વધારે છે અને જ્યાં અફળાતાં મોજાંના ચૂરેચૂરા થાય છે અને આકાશમાં એનો ઇંદ્રધનુષ ઝીલતો મોટો પંખો તૈયાર થાય છે ત્યાં જ કેટલાંક પગથિયાં અખંડ સ્નાન કરતાં ઋષિઓની પેઠે ધ્યાન કરતાં બેઠાં છે. મોજાંનું પાણી એમને માથે પડી હસતું હસતું અને ગૌમૂત્રિક-બંધ કરતું પગથિયાં ઊતરતું જાય છે. દિલ્હી-આગ્રામાં, કાશ્મીર કે મૈસૂરના વૃંદાવનમાં માણસે વિલાસનાં જે સાધનો ઊપજાવ્યાં છે અને પાણીનો પ્રવાહ શ્રાવણ-ભાદરવાના ધોધમાં વહેવડાવ્યો છે તેનું સ્મરણ અહીં થયા વિના નથી રહેતું.

પણ કેટલાંક મોજાંઓ તો પેલી લાંબી દીવાલ સાથે અથડાઈને એને માથે પાણીની લાંબી લાંબી સેરો ફેંકવામાં જ મશગૂલ રહે છે. મોજું અથડાય, દીવાલ ઉપર સવાર થાય અને દીવાલની પહોળાઈનો અનાદર કરી સામી બાજુ કૂદી પડે અને આ હોળીની પિચકારીઓ દૂરથી આપણા તરફ દોડતી આવે એ દૃશ્ય દરેક રીતે ઉન્માદક હોય છે. અને આવો મહોત્સવ માણવા આવેલા આપણું જાણે સ્વાગત કરવાની ફરજ પોતાને માથે આવી પડી હોય તેવી રીતે આ સેરોમાંથી અને પેલા પંખામાંથી ફેલાતું પાણીનું ઝણ્ય આખી હવાને ઠંડી કરી મૂકે છે. આ ખરું ઝાકળ આંખની પાંપણ ઉપર, નાકના ટેરવા ઉપર અને આશ્ચર્યથી ખુલ્લા થયેલા હોઠો પર જ્યારે જામે છે ત્યારે આપણને થાય છે કે આપણે પણ નાગરિક કે ગ્રામવાસી નથી પણ વરુણના સામુદ્રિક રાજ્યની પ્રજા છીએ.

અને મહાસાગર ઉપરથી દોડતો આવતો શુદ્ધ પવન કહે છે કે, "આ દૃશ્યની મહેમાનગીરી સ્વીકારવાની પૂરી શક્તિ તમારા પામર હૈયામાં ક્યાંથી હોય! ચાલો હું તમને દૂર દૂરથી આણેલા ઓઝોન (પ્રાણવાયુ)ની દીક્ષા આપું; ભાથું આપું; ઓઝોન જ્યારે હૈયામાં ભરાશે ત્યારે તમારાં ફેફસાં પ્રાણપૂર્ણ થશે, પવિત્ર થશે, અને પછી જ અહીંનું વાતાવરણ અને ઉદાવરણ તમે ખમી શકશો." અને

ખરેખર પ્રાણવાયુના શ્વાસોચ્છ્વાસથી દરેકના મોઢા ઉપર ઉષાની રતાશ આવી હતી. અમે આઠ જણા આઠે બાજુ જોઈ જોઈને ધરાતા નહોતા.

એ જ ઠેકાણે અમારા પહેલાં એક સિંધી ભાઈ એક મોટા પથ્થર ઉપર બેસી ચૂપચાપ એ આખા દૃશ્યના કાવ્યમાં તરબોળ નાહતો હતો. ન બોલે ન ચાલે, ન હસે ન ગાય. તલ્લીન થઈ સહેજસાજ ડોલતો હતો. અમે વાતો કરતા હતા, હૃદયના ઉદ્ગારો ફોડતા હતા પણ પેલા ભાઈને એનું શું! એને માણસની મોજ માણવી નહોતી પણ મોજાંની મસ્તી અપનાવવી હતી; પી જવી હતી. એક પગ ઉપર બીજા પગની પલાંઠી વાળીને તેના ઉપર હાથની કોણી ટેકવીને વાંકી ડોકે એ સમુદ્રધ્યાન કરતો હતો. એના ઓળેલા વાળના સેંથામાં સીકરબિંદુની મુક્તામાલા ચળકતી હતી. જાણે વરુણદેવે પોતાનો વરદ હસ્ત એને માથે રાખ્યો હોય!

અમે સ્થાન ફેરવી ફેરવીને અનેક દૃષ્ટિકોણથી એ દૃશ્ય જોયું એટલે મોજાંઓના મનમાં અમારા પ્રત્યે સદ્ભાવ જાગ્યો. તેઓ કહે, "આવો આવો. આટલે દૂરથી શું નિહાળો છો? તમે કાંઈ પરાયા નથી. પાસે આવો, મોજ માણો, મોજાં માણો, હસો અને કૂદો. આ ક્ષણ અને અનંત કાળ વચ્ચે કશો ફરક નથી. ચાલો આવો.'' મોજાંઓનો વિવેક જુદો હોય છે. તેઓ આમંત્રણ આપતી વખતે હાથ ઝાલતાં નથી પણ પગ પખાળે છે. અમે વિવેકસર એ સ્વાગતનો સ્વીકાર કરી કહ્યું : "ખરેખર આવવાનું મન થાય છે, પણ હમણાં નહીં. હજીયે અમારું કામ પૂરું થયું નથી. ઘણું બાકી છે. કેટલાયે સંકલ્પો પાર પાડવાના રહ્યા છે. જે ભારતમાતાનાં ચરણોનું પ્રક્ષાલન તમે અખંડ કરો છો તે ભારતમાતા હજી સ્વતંત્ર થઈ નથી. માણસ માણસ વચ્ચેનો વિગ્રહ હજી શમ્યો નથી. ગરીબ અને દબાયેલી જનતા સાથે એકતા જ્યાં સુધી પૂરેપૂરી અનુભવી નથી ત્યાં સુધી તમારી સાથેની એકતા માણવાનો અધિકાર અમને ક્યાંથી આવે! તમે મુક્ત છો, અખંડ કર્મયોગી છો, સતત કાર્ય કરતાં છતાં કર્તવ્ય જેવું તમને કશું રહ્યું નથી. અમે તો કર્તવ્યનો ઢગલો દૃષ્ટિ આગળ જોતાં છતાં આળસમાં પડ્યા છીએ. અમને તમારી હારમાં જઈ નાચવાનો અધિકાર નથી. તમે અમને પ્રેરણા આપો, અમારા હૈયામાં તમારી મસ્તી ભરી દો, તમારો વેદાંત અમારા ચિત્તમાં વાવી દો. પછી અમારું કાર્ય પૂરું કરતાં, ભારતને આઝાદ કરતાં વાર લાગવાની નથી અને એ એક સંકલ્પ બર આવ્યો એટલે કશા વિષાદ વગર તમારી પાસે દોડી આવીશું : તમારી સાથે અદ્વૈત સાધીશું અને તેમ કરતાં આ હાડકાં, ચામડી અને માંસ વાંધા ઉઠાવે તો જેમ અગવડ કરતાં કપડાં ફાડી નખાય તેમ આ શરીરના ચૂરેચૂરા કરી નાખીશું અને પછી એ લોચાના નવા નવા આકાર થતા જોઈ હસવા માંડીશું.''

"વારુ, તમારે ફાવે ત્યારે આવજો. તમો આવો કે ન આવો, અમારું આ તાંડવનૃત્ય ચાલવાનું જ. જીવનનો રાસ પૂરો કરી ગોપીઓ આમાં ભળી છે. સંસારના ચકરાવામાંથી મુક્ત થયેલા તમામ સાધુસંતો, ફકીરો અને ઓલિયાઓ

આમાં ભળ્યા છે. વિજ્ઞાનવીરો અને સત્યના ઉપાસકો આમાં ભળીને શાંત થયા છે અને તેથી જ અમારો આ સંઘ અખંડ અશાંતિ મચાવવા છતાં શાંતિનું સાગર-સંગીત સંભળાવી શકે છે.

"સંભળાય છે એ સંગીત?"

જૂન, '૩૭

# ૩૪ સિંધુ પછી ગંગા

ફેબ્રુઆરીની ૧૫મી તથા ૧૬મીએ છેક પશ્ચિમે રોહરી સક્કર વચ્ચેના સિંધુના વિશાળ પટ ઉપર જળવિહાર કર્યા પછી, અને ૨૮મીએ એ જ સિંધુનાં કોટરી પાસેનાં છેલ્લાં દર્શન કર્યા પછી, બાર-પંદર દિવસની અંદર જ પૂર્વે પાટલિપુત્ર પાસેનો ગંગાનો પાવન પ્રવાહ જોવાને મળ્યો એ કેટલું સદ્ભાગ્ય! આર્યોની વૈદિક માતા સિંધુ અને એ જ ભારતીયોની સનાતન માતા ગંગાનાં દર્શન આમ ઉપરા-ઉપરી થાય એ સદ્ભાગ્ય ક્યો નદીપુત્ર ન વધાવી લે? ગંગાને જેમ એના પાણી-નો ઉપયોગ કરનાર ભગીરથ મળ્યો, તેમ સિંધુને પણ મળ્યો હોત, તો રાજસ્થાન અને સિંધનો ઇતિહાસ બીજી જ રીતે લખાયો હોત. સિંધુ જો વગર કહ્યે પણ અનેક દિશાએ વહે છે અને પોતાનું પાત્ર ફેરવતાં સંકોચ કરતી નથી, તો ભગીરથ અને જહ્નુ જેવા ઉપાસક ઇજનેરો એને મળ્યા હોત, તો એણે સિંધુ અને સૌવીર દેશ માટે શું શું ન કર્યું હોત? સ્વચ્છંદ-વિહારિણી એ સિંધુ આજે રોહરી અને સક્કર વચ્ચે પોતાનાં પાણી એકત્ર કરી, નહેરોના સાત પ્રવાહમાં પોતાનું સ્તન્ય સિંધુ દેશને પાવા નથી લાગી શું?

સિંધુ નદી પંજાબમાંનાં સાત પ્રવાહનાં પાણી એકત્ર કરી કાશ્મીર અને મિટનકોટ સુધી યુક્તવેણી હોય છે, એ જ સિંધુ સક્કર-રોહરી પછી પહેલવહેલી મુક્તવેણી થાય છે અને કોટરી પછી કેટીબંદર સુધી તો કોણ જાણે સિંધુ નદી કેટલાં મુખથી સમુદ્રને મળે છે!*

---

*અનેક પ્રવાહ આવીને એક નદીમાં ભળી જાય ત્યારે એ આખા પ્રદેશને અંગ્રેજી-માં region of tributaries કહે છે. અને એક નદીમાંથી અનેક પ્રવાહો નીકળીને જ્યારે ચારે કોર ફેલાય છે ત્યારે એને region of distributories કહે છે. આપણે ત્યાં એ જ ભાવ વ્યક્ત કરવા માટે 'યુક્તવેણી' અને 'મુક્તવેણી' એ શબ્દો યોજાયેલા છે.

જ્યારે નદી સમુદ્રને મળવા માટે બે અથવા અનેક મુખોમાં વિભક્ત થાય છે ત્યારે વચલા ત્રિકોણી પ્રદેશને એ જ આકારના ગ્રીક અક્ષર ઉપરથી delta ડેલ્ટા કહે છે. આપણે એવા પ્રદેશને 'નદીનો પંખો' કહેવો જોઈએ.

ગંગા નદી ગોઆલંદો સુધી યુક્તવેણી છે. ગોઆલંદોમાં ગંગા અને બ્રહ્મપુત્રા એક થયા પછી એમના અમર્યાદ પ્રવાહનું એવું તો અરાજક જામે છે કે, મુક્ત અને યુક્ત વેણીનો ભેદ પણ પરખાતો નથી. કલકત્તા પછી સુંદરવનનો પંખો જોવાને મળે છે એ ખરું. પણ ગંગાનો વિસ્તાર આટલો જ છે એમ કહી શકાતું નથી.

અમે ગાંધી સેવા સંઘની છેલ્લી બેઠક માટે માલીકાંદા ગયા હતા, ત્યારે અસમ પ્રાંતમાંથી શિલોંગને રસ્તે સુરમાની ખીણમાં થઈને પાછા ફર્યા હતા. જતાં અને આવતાં ભગવતી ગંગાનાં વિવિધ દર્શન કર્યાં હતાં. પણ સમ્રાટ અશોકના પાટલિપુત્ર (હાલના પટના) આગળ ગંગાની શોભા કંઈક ઓર જ છે: પટના પાસે ગંગા મેં ભિન્ન ભિન્ન વખતે, કાંઈ નહીં તો ત્રણચાર વાર ઓળંગી હશે. છતાંયે અહીં ગંગાનાં દર્શનનું નાવીન્ય ઓછું થતું જ નથી. મને લાગે છે કે, મુઝફ્ફરપુરથી નેપાળની યાત્રા આટોપી હું કલકત્તા ગયો હતો તે વખતે હું પહેલવહેલો પટના આવ્યો હતો. ફાલ્ગુન મહિનાના દિવસો હતા. જ્યાં જાઓ ત્યાં આંબાના મોરથી હવા મઘમઘતી હતી. અને અજાણ્યો હું પટનાના નાનામોટા રસ્તા ઉપર પીધેલાની પેઠે મારા અંત:કરણમાં વસંતોત્સવ માણતો હતો. એ પહેલવહેલી છાપ જે મન પર પડી છે તે હજી કાયમ છે. અને છતાં ત્યાર પછી જ્યારે જ્યારે પટના ગયો છું ત્યારે ત્યારે કાંઈ ને કાંઈ નવીનતા મને મળી જ છે.

શ્રી રાજેન્દ્રબાબુ જ્યાં રહે છે અને જ્યાં બિહાર વિદ્યાપીઠ ચાલે છે, તે સદાકત આશ્રમ ગંગાને છેક કિનારે જ છે. આશ્રમ આગળનો રસ્તો ઓળંગો અને ત્રણ ફૂટનો બાંધ ચડો, એટલે ગંગાનો વિસ્તીર્ણ જલરાશિ પશ્ચિમથી આવીને પૂર્વ તરફ વહેતો નજરે પડવાનો જ. સામો કાંઠો ક્યાં છે એ જોવા જઈએ તો જમીનની એક ઝીણી લીટી ઉપરાંત સામે કશું દેખાતું જ નથી. ચકિત થઈને સાથેના કોઈ માણસ આગળ તમે કહો, ‘ગંગાનો પટ કેટલો બધો પહોળો છે!’ તો તરત જ તે હસીને કહેશે કે, ‘એ સામે દેખાય છે એ તો એક બેટ જ છે, એના પછી પણ ગંગા છે જ. સામો કાંઠો અહીંથી દેખાતો નથી.’

સામે જે ઝીણી લીટી દેખાય છે તે એક પહોળો બેટ છે એ સાંભળ્યા છતાં કેમે કરીને માન્યામાં નથી આવતું કે, પાણીના આટલા વિસ્તાર પછી એ લીટીની પેલી પાર બીજો વિસ્તાર હોઈ શકે છે. શંકા એક વાર મનમાં આવી કે કુતૂહલનું રૂપ ધારણ કરવાની જ. કુતૂહલ પાકીને એમાંથી સંકલ્પ જાગવાનો. અને સંકલ્પ જેવી અસ્વસ્થ કરી મૂકનારી બીજી કઈ વસ્તુ છે?

સદાકત આશ્રમમાં હતા ત્યાં સુધી રોજ ગંગાને કિનારે ફરવાનું કામ અમારું. કેમ કે ગંગાની સંસ્કૃતિપુનિત મોહિની ન હોત તોયે કાંઠા પર ઊભેલા પુરાણપુરુષ જેવાં વૃક્ષોની હાર અમને ખેંચ્યા વગર ન રહેત. સહ્યાદ્રિનાં અને હિમાલયનાં ઉત્તુંગ વૃક્ષો જેણે જોયાં છે, તેને લલચાવવાની મામૂલી વૃક્ષોની શક્તિ નથી. પણ ગંગાને કાંઠે, પટનાની આસપાસ, યોજનો સુધી જઈએ – બધે ઊંચાં ઊંચાં વૃક્ષો

પોતાની પુષ્ટ શાખાઓ ચારે બાજુ ઉપર અને નીચે દૂર દૂર સુધી ફેલાવવાનાં. પટના એક વખતે અશોકના સામ્રાજ્યની રાજધાની હતી ખરી, પણ આજે એ જ પટના વૃક્ષોનું એક વિશાળ સામ્રાજ્ય પોષે છે.

બહુ દૂર નહીં અને બહુ પાસે નહીં એવે અંતરે ઊભા રહીને આ મોટાં વૃક્ષોનાં અંગપ્રત્યંગોની શોભા નિહાળીએ તો એમનો સ્વભાવ, એમની ચિત્તવૃત્તિ અને એમની ખાનદાનીનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. બધાં જ વૃક્ષો તપસ્વી નથી હોતાં. કેટલાંક મૌની ધ્યાની જેવાં દેખાય, કેટલાંક રમતિયાળ હોય છે; કેટલાંક વિયોગી વિરહી જેવાં, જ્યારે કેટલાંક અત્યુત્કટ પ્રેમી હોય છે. પણ દરેક સ્થિતિમાં તેઓ પોતાનું આર્યત્વ છોડતાં નથી. કેટલાંકની શાખાઓ એવી તો ઊંચે ફેલાયેલી હોય છે કે જાણે આભને તૂટી પડતું અટકાવવાનું કામ એમને માથે આવ્યું હોય.

ચાર ડોસાઓ નિરાંતે ગંભીર વાતો કરતા હોય અને કાલી કાલી વાતો કરતાં છોકરાંઓ એમના ખોળામાં કૂદંકૂદા કરતાં હોય, એવું દૃશ્ય તમે જોયું છે? ડોસાઓ બાળકોને ધમકાવતા નથી. કોમળતાથી પંપાળે છે. છતાં એમની ગંભીર વાતોમાં ખંડ પડતો નથી. ગંગાકિનારે સનાતન મંત્રણા ચલાવનાર આ ઝાડો વચ્ચે જ્યારે નાનાંમોટાં પક્ષીઓ પોતાની મીઠી લવરી ચલાવે છે ત્યારે બરાબર એ જ વૃદ્ધ-અર્ભક-દૃશ્ય નવી ઢબે ભજવાય છે.

ફાલ્ગુન પૂર્ણિમાની આસપાસના દિવસો. સાંજે ફરવા નીકળ્યા હોઈએ, એટલે ચાંદામામા ઝાડો વચ્ચે દર્શન દેવાના જ. અહીં અમે એક નવા આનંદની શોધ કરી. હીરો જેમ અલગ અલગ ઢબની વીંટીમાં બેસાડયો હોય એટલે નવી નવી શોભા બતાવે છે, તે જ રીતે ચંદ્ર જુદાં જુદાં ઝાડની વચ્ચે જોવાથી નવી નવી છબી ધારણ કરે છે. એક વાર શિંગડા જેવી બે ડાળો વચ્ચે એને ઊભો કરીને જોયો. બીજી વાર ગોલ-કીપર (goal-keeper) લક્ષ્યપાલ જેવા એક ઊંચા ઝાડને એ જ ચંદ્રને પવન-દડાની પેઠે ઉછાળતાં જોયો. દીઘાઘાટના બંદર પાસે એક ઠેકાણે તો બે ઝાડો વચ્ચે ચંદ્ર એવો તો ગોઠવાયો હતો કે, 'તારો નહીં પણ એ ચંદ્ર મારો છે,' એમ કહી ઝાડો માંહોમાંહે લડતાં હોય, એવો જ ભાસ થતો. અને અંતે એ બેનો ઝઘડો પતાવવા ચંદ્રે ઠાવકું મોઢું રાખીને કહ્યું, 'હું તો તમ બેમાંથી એક્કેયનો નથી, જાઓ,' કહીને ચંદ્ર થોભ્યા વગર ઊંચે જ ચાલ્યો. ચંદ્રની આ તટસ્થતાની કદર કરી અમે સહેજ આગળ ચાલ્યા ત્યાં તો પોતાનું ન્યાયાધીશપણું ભૂલી જઈ એ એક ઝાડને જઈને વળગ્યો જ! અને અંતે બાથમાં સપડાયાને કારણે હસવા લાગ્યો.

આવી ચાંદનીના દિવસોમાં 'થોડોક સમય સામેના વિજન બેટમાં ગાળ્યો હોય તો કેવું' એવો સંકલ્પ મનમાં ઊઠયો. હોળી અને ધૂળેટીના દિવસો જવા દેવા પડયા; કેમ કે લોકો હોળી પીને માતેલા હતા, અને એમણે કિનારાના કાદવનું અને ઝાડો પરના રંગનું બે દિવસ અનુકરણ કરવાનું નક્કી કર્યું હતું. એમાંથી તેઓ નવરા પડયા એટલે અમે એક હોડીની વ્યવસ્થા કરી ઊપડયા.

ઊપડવામાં, ચંદ્ર ઊગવા માંડે એટલું મોડું કર્યા વગર મજા શી રીતે આવે? પણ ચંદ્રને ઉતાવળ જ ન હતી. ઊગ્યો તોયે ચળકે નહીં. કશી જાણ થયા વગર કોઈ નવો ધર્મ સ્થપાય તેમ ચંદ્રમા ઊગ્યો. એટલો મંદ કે સ્વાતિ પણ એની દયા ખાતી હતી. જ્યાં ચંદ્ર જ આટલો મંદ, ત્યાં વફાદાર ચિત્રા અદૃશ્ય રહે એમાં આશ્ચર્ય શું? શનિ અને ગુરુ મંત્ર બોલતા બોલતા પશ્ચિમે આથમતા હતા. તાર-કાંકિત ઝૂંપડીનો સ્વામી અગસ્તિ દક્ષિણ ઉપર આરોહણ કરતો હતો અમારી હોડી ચાલી. પાણીમાં ચંદ્રનો એક લાંબો સ્તંભ દેખાવા લાગ્યો. પ્રથમ સ્થિર, પછી તરલ. જેમ જેમ અમે આગળ વધવા લાગ્યા તેમ તેમ પાણીનો પૃષ્ઠ ભાગ વધુ ને વધુ ચંચલ થવા લાગ્યો, અને નવી નવી ભાત બતાવવા લાગ્યો.

મને વિચાર આવ્યો કે, 'પાણીનો જથ્થો અને વેગ બદલાય તેમ આ ભાત બદલાય છે. હવે આ ભાતનું અધ્યયન કરી, દરેક ભાતને અલગ અલગ નામ આપી, એવી ગોઠવણ કેમ ન કરવામાં આવે કે, નદીનો વેગ બતાવવા માટે તે તે ભાતનું જ નામ આપી દેવાય? જો ઊંચ નીચ ધ્વનિને આપણે સા રે ગ, મ, પ, ધ, ની જેવાં નામ આપી શકીએ; અત્યંત ઉગ્ર તાપને (white heat) સૂર્ય-કાંતિ ઉષ્ણતા તરીકે ઓળખીએ; તો નદીના વેગને ગોમૂત્રિકાવેગ, વલયવેગ, આવર્તવેગ, વિવર્તવેગ ઇત્યાદિ નામો કેમ ન અપાય?'

આ કલ્પના સાથે હું પણ વિચારવમળમાં પડયો, અને ચિત્રા ક્યારે છતી થઈ એની ખબર ન પડી. અમે મઝધાર પહોંચ્યા અને મને પ્રાર્થના સૂઝી. એવે ઠેકાણે આંખો મીંચીને અંધારી પ્રાર્થના કરાય? જયારે અમારો પ્રાર્થના-સ્વામી અમારી સામે વિવિધ રૂપે પ્રત્યક્ષ વિરાજમાન છે, ત્યારે આંખો મીંચીને અમે ગુહા-પ્રવેશ શા માટે કરીએ? 'रसो वै सः' કહીને જેને ઓળખીએ છીએ, તેને રસાળ ભૂમિ, પવિત્ર જળ, સૌમ્ય તેજ, આહ્‌લાદકારી પવન અને પિતૃવાત્સલ્યથી આપણને નિહાળતો આકાશનો વિસ્તાર, એવાં વિવિધ રૂપે જોતા હોઈએ અને 'विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः; रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते।' એ પ્રાર્થનાનો શ્લોક ગાતા હોઈએ, ત્યારે આખું જીવન-તત્ત્વજ્ઞાન નવેસર વિચારાય છે. ઊંડો વિચાર લાંબો હોય જ છે એમ નથી. रसनुं निवर्तन कचारे थाय छे अने परिवर्तन शी रीते थाय छे, એની આખી મીમાંસા ત્રણચાર ક્ષણની અંદર મનમાં ગોઠવાઈ, અને જોતજોતામાં પ્રાર્થનામાં તાજગી આવી. 'રઘુપતિ રાઘવ રાજા રામ'ની ધૂન શરૂ થઈ અને અટક્યાળું મન જીવનરસની ગંભીર મીમાંસા છોડી તરત પૂછવા લાગ્યું કે, શ્રી રામચંદ્રજીએ ગૂહકજીની મદદથી ગંગા ક્યાં પાર કરી હશે? ગૂહકની હોડી અમારી હોડી જેટલી પહોળી હશે કે કોઈ ઝાડના થડમાંથી કોતરી કાઢેલી નાનકડી દોણી જેવી હશે?

જોતજોતામાં અમે પેલા બેટ ઉપર પહોંચી ગયા. અને સલિલ-વિહાર છોડી અમે સિકતા-વિહાર શરૂ કર્યો. ચળકતી રેતી ચળકતા પાણી કરતાં ઓછી આનંદ-દાયક ન હતી. બેટને કાંઠે થોડુંક નરમ ઘાસ ઊગ્યું હતું. એક ક્ષણનો વિચાર કરી

અમે મનની ખાતરી કરી લીધી કે, અહીં સરપ, વીંછી, કાંટા કશું જ હોઈ ન શકે. અહીં તો અક્ષુણ્ણ રેતી જ પથરાયેલી છે. જો કોઈ નિશાની હોય તો તે અસ્થિરમતિ પવનની લહેરોની જ. ગંગાનાં મોજાંને કારણે જે ભાત રેતીમાં પડી હોય તે ભૂંસી નાખવાની ક્રીડા મોજીલો પવન કેમ કરે છે, તેનો આલેખ અહીં જોવાને મળતો હતો. નિશાળિયા છોકરાઓ થાકીને ઊંઘી ગયા હોય અને એમની નોટો અને સ્લેટો ચોપડીઓ સાથે આમતેમ પડી હોય, તેમ આ રેતી પરની ભાત દેખાતી હતી. કોક ઠેકાણે લહેરી પવનનું લખાણ દેખાઈ આવતું, તો કોક ઠેકાણે લહેરોની સ્વરલિપિ રેતીમાં અંકાઈ હતી. એમાં પોતાનાં માનવી પગલાં પાડતાં જીવ ચાલતો ન હતો, પણ રેતીના બટકણા પોપડા જ્યારે પગ તળે ભાંગી જતા ત્યારે પાપડ ખાવા જેટલો આનંદ આવતો. પગનો આનંદ આખા શરીરે ઓળખ્યો અને એને થયું કે, ખરું જોતાં સાંબેલાની પેઠે ઊભા ઊભા ચાલવું એમાં પૂરી મજા નથી. All rights reserved નો દાવો કરનાર કોઈ ગધેડું અહીં હતું નહીં, એટલે અમે નિ:શંકપણે રેતીમાં આળોટવાનો મનસૂબો કર્યો. પણ દુર્ભાગ્યે અમારી મંડળી એમાં એકમત થઈ ન શકી. કોઈને પ્રતિષ્ઠા આડે આવી, તો કોકનું કૈંકર્ય એમને નડ્યું. અમારા ખલાસીઓ તો અમને ત્યાં જ છોડીને બેટને બીજે છેડે કોકને મળવા ગયા. શરાબના પીઠાના નોકરો પીધેલા લોકોને જે નજરે જુએ એ નજરે જ તેમણે સૌંદર્યપિપાસુ અમારા તરફ જોયું હશે.

ગયા કોંગ્રેસ પછી અમે ચંપારણ તરફ ગયા હતા, ત્યારે આ જ ઠેકાણે અમે ગંગા ઓળંગી હતી અને તે વખતે આશ્રમના બે વિદ્યાર્થીઓએ એક મીઠું ભજન લલકાર્યું હતું: 'મંગલ કરહુ દયાऽऽऽ કરી દેવી.' એ બધું આ સ્થાને આવતાંવેંત યાદ આવ્યું અને હું ભીમસેનનું અનુકરણ કરી મુક્ત કંઠે ગાવા લાગ્યો. સાથેના બધાઓએ ઉદારતાથી એ સહન કર્યું એટલે હું તો ચગ્યો અને મથુરાબાબુને કહેવા લાગ્યો કે, 'છપરાથી મુંગેર સુધી મારે હોડીમાં પ્રવાસ કરવો છે. કેટલો વખત લાગશે?' આવી મુસાફરી નસીબમાં છે કે નહીં, કોણ જાણે! પણ મેં તો કલ્પનામાં એ પૂરી કરી પણ લીધી.

આકાશમાં બ્રહ્મહૃદય આથમવાની તૈયારી કરતું હતું. મહાશ્વાન પોતાની મૃગયા ચલાવતું હતું. અગસ્તિની ઝૂંપડી હવે ઠેકાણે આવી હતી. અને કૃત્તિકા તટસ્થપણે સ્મિત કરતા હતા. પુનર્વસુની હોડીએ પોતાનું અગ્ર જરા ઊંચું કરી દક્ષિણની યાત્રા આરંભી અને અમને સ્મરણ કરાવ્યું કે, અમે આ બેટના નિવાસી નથી; અહીંથી પાછા વળવાનું છે, અને પરીઓની સૃષ્ટિ છોડી માનવી સૃષ્ટિમાં પહોંચવાનું છે. અમે તરત બેટના કિનારા સુધી પાછા પહોંચ્યા અને પુનર્વસુની પેઠે અમારી હોડી અમે દક્ષિણ તરફ હંકારી.

'ફરી અહીં ક્યારે આવીશું' એવો વિષાદ મનમાં ન ઊઠયો. ગંગોત્રીથી માંડીને હીરાબંદર સુધી ગંગાનું અનેક વાર દર્શન કરીને પાવન થયો છું અને મૈયાની

કૃપાથી હજીયે અનેક વાર દર્શન થશે. પણ હવે એ પૂર્ણાનંદમાં વધઘટ થવાનો સંભવ નથી. તેથી જ પાછા વળતાં મોઢામાંથી શાંતિપાઠ નીકળ્યો :

ॐ पूर्णम् अदः, पूर्णम् अिदं; पूर्णात् पूर્णम् अुदच्यते ।
पूर्णस्य पूर्णम् आदाय पूर्णम् अेवावशिष्यते ।।

એપ્રિલ, '૪૧

# ૩૫. નદી પર નહેર

શ્રાવણ પૂર્ણિમા એટલે જનોઈનો દિવસ; અને બ્રાહ્મણ્ય ભૂલી જઈએ તો રાખીનો દિવસ. એ દિવસે અમે રૂડકી પહોંચ્યા. રમતિયાળ વેણીપ્રસાદે જોતજોતામાં મારી સાથે પરિચય બાંધ્યો, અને કહેવા લાગ્યો, 'અજી કાકાજી, આજ તો આપકે હાથસે હી જનેઉ લેંગે; યહાંકે બ્રાહ્મણ વેદમંત્રી બરાબર બોલતે હી નહીં. આપ મહારાષ્ટર હો. આપ હી હમેં જનેઉ દીજિયેગા.' વેણીપ્રસાદના મામા પરમભક્ત હતા. એમની જોડે જનોઈની વાર્તા ચાલી. ઉત્તર હિંદુસ્તાનના બ્રાહ્મણો ઇચ્છે છે કે પોતે જ નહીં પણ ત્રણે દ્વિજ વર્ણ નિયમિત જનોઈ પહેરે અને સંધ્યાદિ નિત્ય-ક્રમ કરે; પણ અહીંના લોકોની અનાસ્થા ભારે. એથી ઊલટું દક્ષિણમાં બ્રાહ્મણેતરો જનોઈ માગે છે ત્યારે મહારાષ્ટ્રના બ્રાહ્મણો 'कलौ आद्यन्तयोः स्थितिः' એ વચનને આધારે, વચલા બે વર્ણ છે જ નહીં એવી બેહૂદી જીદ લઈને બેસે છે. [સદ્-ભાગ્યે આજે એ સ્થિતિ રહી નથી.] જેમને જનોઈ મળે છે તેઓ પહેરવા ઇંતેજાર નથી; અને જેઓ મારામારી કરીને પણ જનોઈ પહેરવાનો હક મેળવવા માગે છે તેમને પોતાનું દ્વિજત્વ સિદ્ધ કરતાં મુશ્કેલી ઊભી કરાય છે! આ ચર્ચા સાંભળી વેણીને થયું કે આપણને આજે જનોઈ મળવાની નથી. એણે દલીલ કરી, 'કળ-જુગમાં શું ન થઈ શકે? જો નદી પર નદી સવાર થઈ શકે તો મહારાષ્ટ્રર બ્રાહ્મણ પણ અમને જનોઈ આપી શકે.' વાત સ્વીકારાઈ ગઈ. પણ વિષય બદલાયો, અને કળજુગના ભગીરથોની બહાદુરીના નમૂના રૂપ ગંગાની નહેર વિશે વાતો ચાલી.

બપોરે અમે માનવીનો એ પ્રતાપ જોવા ઊપડયા. ગંગાની નહેર શહેર પાસેથી જાય છે. છોકરાઓ એમાં માછલાંની પેઠે સાતતાળી રમતા હતા. નહેરને કાંઠે કાંઠે અમે એ પ્રખ્યાત પુલ સુધી ગયા. સાચે જ એ ભવ્ય દેખાવ હતો. પુલ તળે ગરીબ બ્રાહ્મણી જેવી સોલાના નદી વહેતી હતી, અને ઉપર ગંગાની નહેર પોતાનો પહોળો પટ જરાયે સંકોચ્યા વિના પુલ પર થઈને દોડતી જતી હતી. પુલ પર પાણીનો ભાર એટલો લાગતો કે હમણાં એની બાજુની દીવાલો તૂટી જશે અને બંને બાજુએ હાથીની ઝૂલ જેવા મોટા ધોધ શરૂ થશે એમ થતું હતું. પુલની દીવાલ પર ઊભા રહી નહેરના વહેણ તરફ તાકીને જોઈએ એટલે મગજ

પર એની અસર થાય. દુ:ખી માણસને જેમ ઉદ્વેગના નવા નવા ઊભરા આવે છે તેમ નહેરના જળમાં ઊભરાઓ આવતા. પણ સાસરે આવેલી વહુ પોતાની બધી લાગણીઓને નવા ઘરમાં દબાવી દે છે તેમ ગંગા નદીની આ પરતંત્ર પુત્રી એ બધા ઊભરાઓ દબાવી દેતી. પ્રથમ દર્શને એનો વિસ્તાર જોઈ આ કોઈ ધનમત્ત શેઠાણી છે એમ લાગતું, પણ પાસે જઈ નિહાળતાં શ્રીમંતાઈ તળે પારતંત્ર્યનું દુ:ખ જ એના વદન પર દેખાઈ આવતું.

ઊંચેથી નિમ્નગા સોલાનાનું ક્ષીણ પણ સ્વતંત્ર વહેણ બંને બાજુએ આકર્ષક લાગતું. માત્ર સાલતું એટલું જ કે નહેરની બંને બાજુની દીવાલમાં પરીવાહ તરીકે કેટલાંક કાણાં રાખેલાં એમાંથી નહેરનું થોડુંક પાણી જાણે ઉપકાર કરતું હોય તેમ સોલાનામાં પડતું.

અમે પુલ પરથી નીચે ઊતર્યા અને સોલાનાને કાંઠે જઈ બેઠા. ઊંચેથી અપાતા ઉપકારનો અસ્વીકાર કરવા જેટલી સોલાના માનિની ન હતી. પણ કંઈ કૃપા અવતરશે કે કેમ એવી આશાળુ નજર નાખવા જેટલી તે હીન પણ ન હતી. હીનતા એનામાં હતી જ નહીં. અને માનિનીપણું એને શોભત નહીં. એનું નિર્વ્યાજ સ્વાભાવિકપણું કેળવાયેલા ઉદાત્ત ચારિત્ર્ય કરતાં પણ વધારે શોભી નીકળતું.

ભગીરથવિદ્યા (ઈરિગેશન ઍંજિનિયરિંગ)માં પાણીના પ્રવાહ લઈ જવાના છ પ્રકાર કહ્યા છે. એમાં અદ્‌ભુત અને અઘરો પ્રકાર એ એક પ્રવાહ ઉપર થઈને બીજો પ્રવાહ લઈ જવાનો છે. રેલવેના અને મોટરના માર્ગ આવી રીતે જતા આપણે ઘણા જોયા છે. પણ હું જાણું છું ત્યાં સુધી હિંદુસ્તાનમાં એવા જલ-પ્રવાહનો આ એક જ દાખલો છે. સંસ્કૃતિના પ્રવાહની દૃષ્ટિએ જો વિચાર કરીએ તો આખું ભારતવર્ષ આવા પ્રકારથી જ ભરેલું છે. અહીં દરેક જાતિની સંસ્કૃતિ જુદી, અને સામસામી અનેક વાર મળતી છતાં એ એકબીજાથી અસ્પૃષ્ટ, રહી શકી છે!

૧૯૨૬–'૨૭

# ૩૯. નેપાળની વાઘમતી

જેમ કાશ્મીરની દૂધગંગા તેમ નેપાળની વાઘમતી અથવા બાઘમતી. આટલી નાની નદી તરફ કોઈનું ધ્યાન પણ ન જાય. પણ વાઘમતીએ એવું ઇતિહાસ-પ્રસિદ્ધ સ્થાન પોતાનું કર્યું છે કે, એનું નામ લાખો લોકોની બત્રીશીએ ચડ્યું છે. નેપાળની ઉપત્યકા એટલે અઢાર કોસના ઘેરાવાવાળું અને ચારે બાજુ પહાડોથી સુરક્ષિત એવું રમણીય લંબવર્તુલ મેદાન. દક્ષિણે ફરપિંગ-નારાયણ એનું રક્ષણ કરે છે. જ્યારે ઉત્તરે ગૌરીશંકરની છાયા તળે આવેલા ચંગુ-નારાયણ એની રક્ષા કરે છે. પૂર્વે બિશંગુ-નારાયણ છે અને પશ્ચિમે ઇચંગુ.

હિમાલયની ગોદમાં વસતા સ્વતંત્ર હિંદુ રાજ્યના આ માળામાં ત્રણ ઈંડાં મૂક્યાં હોય તેવી ત્રણ રાજધાનીઓ છે. બહુ જ જૂની રાજધાની તે પટ્ટન, ત્યાર પછીની ભાદગાંવ અને હાલની કાઠમાંડુ અથવા કાષ્ઠમંડપ. નેપાળનાં મંદિરોનો ઘાટ હિંદુસ્તાનનાં અન્ય સ્થળોના ઘાટ જેવો નથી. મંદિરનાં નેવાં જ્યાં પડે છે ત્યાંની પાણપટ્ટીએ નેપાળી લોકો ઝીણી ઝીણી ઘંટડીઓ ટીંગાડી રાખે છે. અને વચ્ચે લટકતા લોલકને પીતળના પાતળા પતરાનાં પીપળપાન બેસાડેલાં હોય છે. જરાક પવન વાય કે કઈ રીતે નાચવું એ પીપળપાનને શીખવવું ન પડે. એકી સાથે અનેક ઘંટડીઓ કિણકિણ કિણકિણ અવાજ કરી ઊઠે. એ મંજુલ ધ્વનિ મંદિરની શાંતિ બગાડતો નથી. ઊલટો શાંતિને વધારે ઉઠાવદાર અને મુખરિત કરે છે. ભાદગાંવની કેટલીક મૂર્તિઓ તો શિલ્પકળાના અદ્‌ભુત નમૂના છે. શિલ્પશાસ્ત્રના બધા નિયમો સાચવવા છતાં કલાધર પોતાની પ્રતિભાને કેટલી છૂટી મૂકી શકે છે એના નમૂના જોવા હોય તો આ મૂર્તિઓ જોવી. કળા તો અતિમાનુષી જ હોય એમ અહીંના મૂર્તિકારો માનતા લાગે છે.

ખેતરોમાં દૂર દૂર ભવ્યાકૃતિ સ્તૂપો સમાધિ અનુભવતા હોય તેવા બેઠેલા દેખાય છે.

અને કાઠમાંડુ એટલે તો આજના નેપાળી રાજ્યનો વૈભવ. નેપાળમાં જવાની રજા સહેજે મળતી નથી. અને તેથી જ પડદા પાછળ શું છે, અવગુંઠનની અંદર કેવું સૌંદર્ય છે એ જાણવાનું કુતૂહલ જેમ એની મેળે ઉત્પન્ન થાય છે, તેમ નેપાળ વિશે પણ થાય છે. આઠ દિવસ રહેવાનું મળ્યું છે. જોવાનું હોય એ જોઈ લો. એક વાર પાછા ગયા એટલે ફરી આવવાનું નહીં બને. આવી મનઃસ્થિતિમાં જ્યાંત્યાં કાવ્ય જ દેખાય છે.

પશુપતિનાથનું મંદિર કાઠમાંડુથી દૂર નથી. મંદિરોના ધણમાં જાણે મોટો પોઠિયો બેઠો છે. પાસે જ વાઘમતી વહે છે. રેતાળ માટીમાં થઈને એ પાણી આવતું હોવાથી પાણી હમેશ ડહોળાયેલું લાગે છે. એમાં તરવાનું મન થાય ખરું. પણ પાણી એટલું ઊંડું છે જ ક્યાં? ગુહ્યેશ્વરી અને પશુપતિનાથ વચ્ચે થઈને એ પ્રવાહ વહે છે એટલા માટે જ એનો મહિમા.

પશુપતિનાથથી સીધા પશ્ચિમે સિંગુ-ભગવાનનું દર્શન કરવા અમે ગયા. રસ્તામાં આવી વાઘમતીની બહેન વિષ્ણુમતી. એ નદી પર જ્યાંત્યાં પુલ પાથરેલા હતા. પુલ એટલે શું? નદીના પટમાં પાણીથી એક હાથ ઊંચે લાકડાનાં વેંત વેંત પહોળાં પાટિયાં. સામેથી કોઈ માણસ આપણને મળે તો વેંતિયા પુલ ઉપર થઈને બંને શી રીતે પસાર થાય? બેમાંથી એકે પાણીમાં ઊતરવું રહ્યું. કોક કોક ઠેકાણે પાણી વધારે ઊંડું હોય છે, ત્યાં તો માણસ ખાસો ઘૂંટણ સુધી પલળી જાય.

શિંગુ-ભગવાનની તળેટીમાં ધ્યાની બુદ્ધની એક મોટી મૂર્તિ તાપતડકામાં તપ કરે છે. ટેકરી ઉપર એક મંદિર છે. એમાં ત્રણ મૂર્તિઓ છે. એક બુદ્ધ ભગવાનની, બીજી ધર્મ ભગવાનની, અને ત્રીજી સંઘ ભગવાનની! દરેક આગળ ઘીનો દીવો

બળે. અને એક ખૂણે 'ૐ મામે પામે હુમ્' (ૐ મણિપદ્ મેડહમ્)નો પવિત્ર મંત્ર જેના પર અનેક વાર કોતરેલો છે એવું પીતળનું ભૂંગળું લાકડાના ચોકઠામાં ઊભું રાખેલું છે. એક હાથો ફેરવો એટલે ભૂંગળું ગોળ ગોળ ફરે, રુદ્રાક્ષની, સુખડની કે તુળસીની માળા ફેરવવા કરતાં આ સગવડ ઘણી સારી! દરેક ફેરા સાથે એના પર જેટલી વાર મંત્ર લખેલો હોય એટલી વાર મંત્ર જપ્યાનું પુણ્ય તમને એની મેળે મળવાનું, એ વિશે શંકા રાખવાનું કારણ નથી! नात्र कार्या विचारणा। તથાગતને પોતાના સંદેશાનું આ સ્વરૂપ જોવા ન મળ્યું એ એનું દુર્ભાગ્ય, બીજું શું? આ જ મંદિર આગળ પીતળનું બનાવેલું ઈંદ્રનું વજ્ર એક ચોતરા ઉપર રાખેલું છે. ભગિની નિવેદિતાને એ વજ્રનો આકાર બહુ જ ગમેલો. ભારતવર્ષના રાષ્ટ્રધ્વજ ઉપર એ વજ્ર ચીતરવામાં આવે એવી સૂચના તેમણે કરેલી.

વાઘમતીને કિનારે ડાંગર, ઘઉં, મકાઈ અને અડદ પુષ્કળ પાકે છે. તુવેર ત્યાં પાકતી જ નથી. તે લોકોએ પ્રયત્ન કર્યો છે કે નથી એની ખબર નથી. કપાસનું વાવેતર કરવાનો પ્રયત્ન હમણાં હમણાં ત્યાં શરૂ થયો છે. વાઘમતી એ નેપાળી લોકોની ગંગા-માતા છે. ગોરક્ષનાથ એ એમના પિતા છે.

૧૯૨૬-'૨૭

## ૩૭. બિહારની ગંડકી

ગંડકી નદી નેપાળમાંથી આવે છે અને એમાં શાલિગ્રામ મળે છે એટલું જ નાનપણમાં સાંભળ્યું હતું. શાલિગ્રામ એ એક જાતનાં શંખલા જેવાં જ પ્રાણી છે, એમને તુલસીનાં પાંદડાં બહુ ભાવે છે, પાણીમાં તુલસીનાં પાંદડાં નાખે એટલે એ પ્રાણી ધીમે ધીમે બહાર આવી પાંદડાં ખાવા માંડે છે, એને પકડીને અંદરના જીવડાને મારીને કાઢી નાંખે છે અને કાળા પથરા જેવા એ શંખલા સાફ કરી પૂજા માટે વેચાય છે; આજકાલ ધૂર્ત લોકો કાળી શિલાનો એક ગોળ કકડો લઈ એમાં કાણું પાડી એનો નકલી શાલિગ્રામ બનાવે છે વગેરે વગેરે વાતો સાંભળી હતી. અને તેથી આવી નદી એક વાર જોવી જોઈએ એમ ઘણા દિવસથી મનમાં હતું.

મહાદેવનાં બાણ તે નર્મદાના પથરા અને વિષ્ણુના શાલિગ્રામ તે બૌદ્ધ સ્તૂપોના પ્રતીક તરીકે ગંડકીમાંથી આણેલા પથરા એમ સ્વામી વિવેકાનંદે કોક ઠેકાણે લખ્યાનું યાદ છે. બાણ અને શાલિગ્રામ એ બૌદ્ધ જગતના બે છેડા સૂચવે છે, એમ એમણે પારિસના મોટા પ્રદર્શન વખતે એક ભાષણમાં કે લેખમાં જાહેર કર્યું હતું.

ગંગા નદી જ્યાંથી નીકળે છે ત્યાંથી જ બંને બાજુથી કરભાર લેતી જાય છે. એની માંડલિક નદીઓ મોટે ભાગે ઉત્તર તરફની અને ડાબી બાજુની છે. ચંબલ અને શોણ બાદ કરતાં કોઈ મહત્ત્વની નદી દક્ષિણથી ઉત્તર તરફ જતી

નથી. ગંગાની દક્ષિણવાહિની માંડલિક નદીઓમાં ગંડકી બિહારનું પાણી ગંગા માટે લઈ આવે છે.

અમે બિહારમાં મુઝફ્ફરપુર જ્યારે ગયા હતા ત્યારે એક દિવસે ગંડકીમાં નાહવા ગયા. બિહારની ભૂમિ એટલે અનાસક્તિના આદ્ય પ્રવર્તક સમ્રાટ જનકની કર્મભૂમિ, દયાધર્મના મહાન પ્રચારક મહાવીરની તપોભૂમિ, અષ્ટાંગિક માર્ગના શોધક અથવા સંશોધક બુદ્ધ ભગવાનની વિહારભૂમિ. એ બધા ધર્મસમ્રાટો આ નદીને કાંઠે અહર્નિશ વિચરતા હશે. એમના અસંખ્ય સહાયકોએ અને અનુયાયી-ઓએ આ નદીમાં સ્નાનપાન કર્યું હશે. સીતામાતાએ બાળપણમાં અહીં કેટલોયે જળવિહાર કર્યો હશે. તે જ આ ગંડકી નદી મને પોતાના શૈત્યપાવનત્વથી કૃતાર્થ કરો, એવો સંકલ્પ બોલી મેં ત્યાં સ્નાન કર્યું. નદીના પાણીને કશી જ ઉતાવળ ન હતી. કશો ઉત્પાત ન હતો. એ શાંત રીતે વહી જતી હતી. જાણે મારને જીત્યા પછી બુદ્ધ ભગવાને ચલાવેલું અખંડ ધ્યાન જ.

૧૯૨૬-’૨૭

## ૩૮. ગયાની ફલ્ગુ

સંસ્કૃતમાં ફલ્ગુના બે અર્થ થાય છે. ફલ્ગુ એટલે નિઃસાર, ક્ષુદ્ર, તુચ્છ; અને ફલ્ગુ એટલે સુંદર. ગયા પાસે આવેલી નદીનું ફલ્ગુ નામ બંને અર્થમાં સાર્થ છે. પુરાણો કહે છે કે એને સીતાનો શાપ નડયો. સીતાના શાપનું તો જે હશે તે ખરું, પણ સિકતાનો શાપ નડયો છે એ તો આપણે નરી આંખે જોઈ શકીએ છીએ. જ્યાં જુઓ ત્યાં રેતી; બિચારો ક્ષીણ પ્રવાહ માથું બહાર કાઢે જ શી રીતે? યાત્રાળુઓ જ્યાંત્યાં વીરડા ખોદીને ખાબોચિયાં તૈયાર કરે છે. લાકડાના મોટા પાવડાને લાંબી દોરી બાંધી હળની પેઠે એને આ ખાબોચિયામાં ફેરવે છે. એટલે ગાળ નીકળી જઈ ખાબોચિયું વધારે ઊંડું થાય છે અને વધારે પાણી આપે છે.

અસંખ્યાત શ્રદ્ધાળુ યાત્રીઓ ફલ્ગુના પટમાં ‘સનાન’ કરી પિતરો માટે ચોખા રાંધે છે અને પિંડ તૈયાર કરે છે. ચોખા, પાણી, માટલું અને છાણાં બધાંનું પ્રમાણ પંડાઓએ કાયમનું નક્કી કરી નાખ્યું છે. નિયમ પ્રમાણે પૈસા આપો એટલે પંડા બધી સામગ્રી લઈ આવે છે. છાણાં ગોઠવી સળગાવીને એના પર ચોખાનું માટલું મૂકી દો. અમુક વિધિઓ પૂરા થાય તેટલામાં ચરુ ચડીને તૈયાર થાય જ.

ફલ્ગુને કાંઠે મંદિરો અને ધર્મશાળાઓની શોભા ભારે છે. તેમાંયે શ્રીગદાધરના મંદિરનું શિખર તો સહેજે ધ્યાન ખેંચે એવું છે.

ગયાથી બોધિગયા તરફ જતા હોઈએ ત્યારે ફલ્ગુની સાચી શોભા જોઈ લેવી. રેતીનો લાંબો પહોળો પટ, આસપાસ તાડનાં ઊંચાં ઊંચાં ઝાડ, અને વચમાં થઈને

વાંકોચૂંકો જતા ફલ્ગુનો ક્ષીણ-પ્રવાહ. પણ એને ક્ષુદ્ર કે નિઃસાર કોણ કહે? અહીં રામચંદ્ર અને સીતાજી આવી ગયેલાં, બુદ્ધ ભગવાન ફરેલા, અને કેટલાયે સત્પુરુષો શ્રાદ્ધને કાજે આવેલા. આ મહાતીર્થને નિઃસાર તો ન જ કહેવાય. આખરે ફલ્ગુ એટલે સુંદર એ જ અર્થ ખરો.

૧૯૨૬-૨૭

# ૩૯. ગરજતો શોણભદ્ર

'अयं शोणः शुभ-जलोऽगाधः पुलिन-मण्डितः।'
'कतरेण पथा ब्रह्मन् संतरिष्यामहे वयम्?' ।।
अेवम् अुक्तम् तु रामेण विश्वामित्रोऽब्रवीद् अिदम् ।
'अेष पन्था मयोद् दिष्टो येन यान्ति महर्षयः' ।।

આસેતુહિમાલય ભારતવર્ષનો એકસામટો વિચાર કરનાર આ ક્ષત્રિય ગુરુ-શિષ્યની જોડી જ્યારે શોણનદ ઓળંગતી હશે ત્યારે એમના મનમાં શા શા વિચારો આવ્યા હશે? કુદરતના કવિ વાલ્મીકિએ વિશ્વામિત્ર અને રામ બંનેનો નિસર્ગપ્રેમ મુક્તકંઠે વર્ણવ્યો છે. ત્રણે જનગણ-હિતકારી મૂર્તિઓ. એમની ભાવનાનો ધોધ પણ શોણભદ્રની પેઠે વહેતો હશે. અને આસપાસની ભૂમિને મુખરિત કરતો હશે.

અમરકંટકની આસપાસની ઉન્નત ભૂમિ ભારતવર્ષની લગભગ મધ્યમાં ઊભી છે. ત્યાંથી ત્રણ દિશાએ એણે પોતાની કરુણાનું સ્તન્ય છોડી દીધું છે. ભૌગોલિક રચનામાં જેમની વચ્ચે ઘણું સામ્ય છે, પણ બીજી રીતે સંપૂર્ણ વૈષમ્ય છે, એવા બે પ્રાંતને એણે બે નદીઓ આપી છે. નર્મદા ગુજરાતને ભાગે આવી, અને મહાનદી ઉત્કલને મળી.

અમરકંટકનો ત્રીજો સ્રોત તે પીવરકાય શોણભદ્ર. નર્મદા સુદીર્ઘા છે, મહાનદી અષ્ટાવક્રા છે, જ્યારે શોણભદ્ર સુઘોષ છે. લગભગ પાંચસો માઈલનું પરાક્રમ પૂરું કરી પટના પાસે એ ગંગાને મળે છે. શોણ પરથી જ શોણપુરનું સ્થાન પ્રખ્યાત થયું છે. કહે છે કે, ગ્રાહ જોડે ગજેન્દ્ર લડેલો તે ગંગા-શોણના સંગમ પાસેના ધરામાં જ. જાણે એ જ પ્રસંગને યાદગાર કરવા માટે હજી શોણપુરમાં લાખો લોકોની યાત્રા ભરાય છે, અને એ યાત્રામાં સેંકડો હાથીઓ વેચાય છે.

સિંધુ અને બ્રહ્મપુત્ર સાથે શોણભદ્રને નર નામ આપી પ્રાચીન ઋષિઓએ એની બરાબર કદર કરી છે. બનારસથી ગયા જતાં એ મહાકાય અને મહાનાદનદનાં દર્શન થયેલાં. ગાડી મોટા પુલ પરથી જાય અને શોણભદ્રનો, કેમે કર્યો ખૂટે નહીં એવો પુલિનમંડિત મહાપટ દેખાયા કરે. સાંકડી ખીણમાંથી પોતાનો વિકાસ અટક્યાની અધીરાઈથી દોડતાં દોડતાં એકદમ વિશાળ ક્ષેત્ર મળવાથી ક્યાં જાઉં ને ક્યાં ન જાઉં એમ થઈ ગયેલું એના મોઢા પર સ્પષ્ટ દેખાતું હતું. નાલ્પે

सुखम् अस्ति; यो वै भूमा तत् सुखम् એમ માનનારા મહર્ષિઓ શોણને કાંઠે આરો શોધતા ફરતા હશે, ત્યારે એમના મનમાં શા શા વિચારો આવ્યા હશે? એ તો વિશ્વામિત્ર જાણે અથવા મખત્રાતા પ્રભુ શ્રીરામચંદ્ર જાણે.

૧૯૨૬-'૨૭

# ૪૦. ચર્મણ્વતી ચંબલ

જે નદીમાં સ્નાનપાન કર્યું હોય તેમનું જ ઉપસ્થાન અહીં કરવાનો સંકલ્પ છે. છતાં એમાં એક અપવાદ કર્યા વગર રહેવાતું નથી. મધ્ય દેશની ચંબલ નદીનાં દર્શન કર્યાનું સ્મરણ નથી, પણ પૌરાણિક કાલના ચર્મણ્વતી એ નામ સાથે એ નદી સ્મરણમાં કાયમની થઈ ગઈ છે. નદીનાં નામો એના કાંઠા પરનાં પશુ, પક્ષી કે વનસ્પતિ ઉપરથી પડયાના દાખલાઓ છે. દૃષદ્વતી, સારસ્વતી ગોમતી, વેત્રવતી, કુશાવતી, શરાવતી, વાઘમતી, હાથમતી, સાબરમતી, ઈરાવતી ઈત્યાદિ નામો તે તે પ્રજાનું સૂચન કરે છે. નદીના નામમાં જ એની સંસ્કૃતિ વ્યક્ત થાય છે. ત્યારે ચર્મણ્વતી એ નામ શું સૂચવે છે? એ નામ સાંભળતાંવેંત દરેક ગૌસેવકના શરીર ઉપર રુવાટાં ઊભાં થયા વગર રહે નહીં.

પ્રાચીન રાજા રંતિદેવ અમર કીર્તિ મેળવી ગયો. મહાભારત જેવો વિરાટ ગ્રંથ રંતિદેવની કીર્તિ ગાતાં થાકતો જ નથી. એ રાજાએ આ નદીને કાંઠે અનેક યજ્ઞો કર્યા. તેમાં જે પશુઓ મરાતાં તેના લોહીથી નદી હંમેશાં લાલ રહેતી. એ પશુઓનાં ચામડાં સૂકવવા એ નદીને કાંઠે એટલાં બધાં પથરાયેલાં રહેતાં કે એ નદીનું નામ જ ચર્મણ્વતી પડયું. મહાભારતમાં ઉત્સાહપૂર્વક એક પ્રસંગ વર્ણવ્યો છે. રંતિદેવના યજ્ઞમાં એટલા બધા બ્રાહ્મણો ઊલટતા કે કોઈક કોઈક વાર રસોઈયાઓને ભૂદેવોને વીનવવું પડતું કે ભગવન્! આજે માંસ ઓછું રંધાયું છે, આજે કેવળ પચીસ હજાર જ પશુ મારેલાં છે. એટલે શાક ક્ચુંબર વધારે લેશો.

તે વખતનો હિંદુ ધર્મ અને આજનો હિંદુ ધર્મ એમાં કેટલું અંતર પડયું છે! ગ્રીક લોકોના 'હેકેટોમ'ને ફીકા પાડે એવા મોટા મોટા યજ્ઞો કરી સ્વર્ગના દેવોને તેમ જ ભૂદેવોને તૃપ્ત કરીશું, એ તે વખતના ધાર્મિકોના કોડ હતા. પાછળના ધાર્મિકોએ સવાલ ઉઠાવ્યો :-

वृक्षान् छित्वा, पशून् हत्वा, कृत्वा रुधिर-कर्दमम्
स्वर्गः चेत् गम्यते मर्त्यैः नरकः केन गम्यते?

'ઝાડો તોડીને, પશુઓને મારીને અને લોહીનો કાદવ બનાવીને જો પ્રાણીથી સ્વર્ગે જવાતું હોય, તો નરકે જવાનું સાધન ક્યું?' એ ચર્મણ્વતી નદીને કાંઠે કેટલીક લડાઈઓ થઈ હશે! માણસે માણસનું લોહી પણ વહેવડાવ્યું હશે. પણ ચંબલનું નામ લેતાં રાજા રંતિદેવના જમાનાનું જ સ્મરણ થાય છે.

આપણને જો આટલો ઉદ્વેગ થાય છે તો સમસ્ત-પ્રાણી-માતા ચર્મણ્વતીને તે વખતે શું થતું હશે?

૧૯૨૬-’૨૭

## ૪૧. નદીનું સરોવર

આપણા દેશમાં સૌંદર્યસ્થાનો એટલાં બધાં વેરાયાં છે કે કોઈ એનો હિસાબ જ રાખતું નથી. જાણે કુદરતે ઉડાઉપણું કર્યું એની માણસ એને સજા કરે છે. જેમ આશ્રમમાં ચોવીસે કલાક બાપુજી સાથે રહેવાની અને વાતો કરવાની તક જેમને મળી છે, તે લોકો બાપુજીનું મહત્ત્વ સમજતા મટયા છે અને બાપુજીનો ભાવ પણ પૂછતા નથી, તે જ પ્રમાણે આપણા દેશમાં કુદરતી ભવ્યતાનું થયું છે.

અમે માણિકપુરથી ઝાંસી જતા હતા. રસ્તામાં હરપાલપુર અને રોહા વચ્ચે અચાનક એક વિશાળ સુંદર દૃશ્ય જોયું. આ સરોવર છે કે નદી? એની પણ ખબર ન પડે. આસપાસનાં ઝાડો એટલાં તો કાંઠાની નજીક આવ્યાં હતાં કે આ નદી ન જ હોઈ શકે એમ અનુમાન નીકળતું. પણ સરોવરની તો ચારે બાજુ ઓછીવત્તી ઊંચી હોવી જોઈએ. અહીં સામી બાજુએ એક ઊંચો પર્વત આસ-પાસના જંગલને આશીર્વાદ આપતો ઊભો હતો અને પાણીમાં જોનાર લોકોને પોતાનું અવળું દર્શન આપતો હતો. દાઢી રાખીને માથું મૂંડાવનાર મુસલમાનોની પેઠે આ પહાડે પોતાની તળેટીમાં જંગલ ઉગાડીને પોતાના શિખરનું તોલું કર્યું હતું.

પુલની ડાબી બાજુ પાણીના વિસ્તાર વચ્ચોવચ એક નાનકડો બેટ હતો, બે એક ફૂટ લાંબો અને એક હાથ પહોળો, અને પાણીના પૃષ્ઠભાગથી કાંઈ નહીં તો ખાસો છ ઇંચ ઊંચો હશે. એટલે આ બેટનો તોર જોવા જેવો હતો. જાણે પાસેના પહાડને કહેતો હોય કે તું તો તીરે ઊભો ઊભો તમાસો જોયા કરે છે, હું જુઓ કેવો જલવિહાર કરું છું.—“માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા ધૂજે (દાઝે) જોને!”

ત્યારે આ નદી છે કે સરોવર? હમણાં જ બેલાતાલ સ્ટેશન ગયું એટલે આ પ્રદેશમાં ઠેકઠેકાણે તળાવો હશે એમ લાગ્યું. પણ ખાતરી ન થઈ. ડબ્બામાં બેસ-નારા લોકોને પુછાય ખરું, પણ એક તો પેસેન્જર ગાડી હોવા છતાં દિવાળીના દિવસોને કારણે સ્થાનિક મુસાફરો ન હતા, અને હોત તોયે તેઓ ઝાઝી માહિતી આપી શકે એમ થોડી જ આશા રખાય? જમાનાઓ સુધી જીવનયાત્રા વિષમ થવાને કારણે લોકોના જીવનમાંથી તમામ કાવ્ય સુકાઈ ગયું છે. એટલે જે સવાલ પૂછીએ તેનો જવાબ વિષાદમય બેદરકારીનો જ મળે છે. લોકોની ભલમનસાઈ હજી કાંઈક ટકી છે, પણ કાવ્ય, ઉત્સાહ અને કલ્પનાનાં ઉડ્ડયનો હવે સ્મૃતિશેષ જ થયાં છે.

પણ આટલું સુંદર દૃશ્ય જોયા પછી કાંઈ વિષાદના વિચારો સેવાય? મુસાફરીમાં હમેશાં હું એક બે નકશાઓ સાથે રાખું જ છું. બલિહારી આધુનિક જમાનાની, આવાં સાધનો સહેજે મળે છે. મેં Road Map of India (મોટરવાળાનો નકશો) કાઢી જોયો. હરપાલપુર અને મઉરાનીપુર વચ્ચે થઈને એક લાંબી નદી દક્ષિણથી ઉત્તરે દોડે છે, બેતવાને જઈને મળે છે અને બેતવાની મદદથી હિમતપુર આગળ પોતાનાં નીર જમુનાને ચરણે ધરે છે, 'પણ આ નદીનું નામ શું?' મેં નકશાને પૂછ્યું. એ આળસુ કહે, 'જાને કયાંક નોંધેલું પડયું હશે.' અને ખરેખર એ જ ક્ષણે નામ જડયું – ધસાન! આટલા બધા ડાહ્યાડમરા શાંત પાણીનું નામ 'ધસાન' શી રીતે પડયું હશે? આ તો એનું અપમાન કહેવાય. હું હોત તો આ નદીનું નામ પ્રસન્ના રાખત, મંદસ્રોતા રાખત અથવા હિમાલયની માફી માગીને એને મંદાકિની કહેત.

પણ આપણને શી ખબર કે જે લોકકવિએ આ નદીનું નામ ધસાન પાડયું તેણે તેનું, દર્શન કઈ ઋતુમાં કર્યું હશે. ચોમાસું પુરજોસમાં બેઠું છે, આસપાસના પહાડો વાદળાંને ખેંચી પાડી રગદોળે છે અને મસ્તી કરનારાં નીર હાથીના વેગથી ઉત્તરની દિશાએ ધસે છે, ખબર નથી પડતી કે પાસેની ટેકરીઓ ટકશે કે ગબડી પડશે. એવે વખતે લોકકવિ બોલ્યો હશે, "જુઓ તો આ ધસાન નદીનું તોફાન, જાણે મહારાજ પુલકેશીની સેના ઉત્તર જીતવા નીકળી છે!"

પણ અત્યારે એ નદી એટલી શાંત લાગતી, કે જાણે ગોકુળમાં તોફાન કર્યા પછી જશોદા માતા આગળ ગરીબ ગાય બનેલો કનૈયો!

સવારે ઊઠીને નાસ્તા વખતે આટલી અણધારી ઉજાણી મળી એટલે એને કોઈ છોડે?

ધરાઈને ખાધા પછી સગાંવહાલાનું સ્મરણ થવાનું જ. હવે આ ધસાનનું મંગલદર્શન ઈષ્ટ મિત્રોને શી રીતે કરાવાય? નથી પોતાની પાસે કેમેરો અને નથી ટ્રેનમાંથી ફોટો પાડવાની સગવડ. અને ફોટોનું ગજું કેટલું? ફોટોમાં જો બધો આનંદ મવડાવી શકાત તો રખડવાની તકલીફ કોઈ ન લેત. હું કવિ હોત તો આ દૃશ્ય જોઈ હૃદયના ઉદ્ગારોની એક સરિતા જ ધસાવત. પણ એ પણ ભાગ્યમાં નથી. એટલે દૂધની તરસ છાશથી છિપાવવાને ન્યાયે આ કાગળ લખું છું. ભારતની ભક્તિ માણનારો કોઈ સમાનધર્મા ઝાંસીથી પચાસ માઈલ અંદર આવેલે આ ઠેકાણે દર્શને જરૂર આવશે.

સ્ટેશન બરવાસાગર,
૧૪–૧૧–'૩૯

તા. ૧૬–૧૧'૩૯

ધસાનથી આગળ વધ્યા અને ઓરછા આગળ બેતવા નદી જોઈ. એ નદી પણ સારી પેઠે રૂપાળી હતી. એના પ્રવાહમાં કેટલાયે પથરા અને કેટલાંયે ઝાડો હતાં. એના લાવણ્યમાં અલૂણું કહેવાય એવું કશું ન હતું. દૂર દૂર ઓરછાનાં

મંદિરો અને મહેલો દેખાતાં હતાં, ક્યાંય કાદવનું દર્શન ન મળે. આ અનાવિલા નદી જોઈને ઝાંસી પહોંચ્યા. ત્યાં શ્રી મૈથિલીશરણના ભાઈ – સિયારામશરણ અને ચારુશીલાશરણ પોતાના પરિવારના બીજા ભાઈઓ સાથે ખાવાનું લઈને આવ્યા હતા. મારા મનમાં શંકા હતી કે કાવ્યો વાંચી વાંચીને કાવ્યો ઉપજાવનારા આપણા કવિઓ જેમ કુદરતનું પ્રત્યક્ષ દર્શન હૃદયથી કરતા નથી, તેમ આ કવિભાઈઓએ પણ ધસાન અને બેતવા વિશે કશું લખ્યું ન હોય એટલે મેં એમને સીધેસીધું કહ્યું કે, જો એ બે નદીઓ વિશે તમે કશું ન લખ્યું હોય તો નિંદાને પાત્ર છો! સિયારામશરણે પોતાના વિનયથી મને પરાસ્ત કર્યો. એમણે કહ્યું, “ભૈયાજીએ (મૈથિલીશરણ) તો આ નદીઓ વિશે ગાતાં કહ્યું છે કે શોભામાં તો બુંદેલખંડની આ નદીઓ ગંગા-યમુના કરતાંયે ચડી જાય, એટલે મારા મોટાભાઈ તો તમારા ઉપાલંભમાં આવતા નથી. મેં પોતે આ નદીઓ વિશે લખ્યું નથી એ ખરું, પણ હું ક્યાં ઘરડો થયો છું. મારે તો હજીયે ઘણું લખવું છે.”

એમની પાસેથી મેં જાણ્યું કે ધસાનનું મૂળ નામ દશાર્ણ હતું. અને બેતવા તે વેત્રવતી એની મને ખબર હતી. દશાર્ણ=દશાઅણ=દશાણ=ધસાન. આટલું ધ્યાનમાં આવ્યા પછી ધસાન નામ વિશે મેં કરેલી ઉટપટાંગ કલ્પના ભેખડની પેઠે તૂટી પડી. કશા પુરાવા વગર કેવળ કલ્પનાને જોરે સંશોધન કરનાર મારા જેવા આ દેશમાં કેટલાંયે હશે. એમની ભૂલ બતાવવા જેટલું જાણનાર કોઈ ન હોવાથી આવી નરી કલ્પના પણ ઇતિહાસ તરીકે રૂઢ થઈ જાય અને આગળ જતાં રૂઢિના અભિમાનીઓ ઝનૂનપૂર્વક એવી કલ્પનાને પણ વળગવા માગે!

મેં એક વાર ‘વતી-મતી’વાળી નદીઓનાં નામ ભેગાં કર્યાં હતાં, તેથી જ વેત્રવતી ધ્યાનમાં રહી હતી. જેને કિનારે નેતર ઊગે છે, તે વેત્રવતી, દૃષદ્‌વતી (પથરાવાળી), સરસ્વતી, ગોમતી, હાથવતી, વાઘમતી, ઐરાવતી, સાબરમતી, વેગમતી, માહિષ્મતી (?), ચર્મણ્વતી (ચંબલ), ભોગવતી (?), શરાવતી. આટલી નદીઓ તો હમણાં યાદ આવે છે. બહુ શોધવા જઈએ તો હજીએ પાંચદશ મળી આવે. મહાભારતમાં જ્યાં તીર્થયાત્રા પ્રકરણ આવે છે ત્યાં કેટલાંય નામો ભેગાં કહેલાં છે. પરશુરામ, વિશ્વામિત્ર, બળરામ, નારદ, દત્તાત્રેય, વ્યાસ, વાલ્મીકિ, સૂત, શૌનક વગેરે પ્રાચીન રખડુ ભૂગોળવેત્તાઓને પૂછ્યું હોય, તો તેઓ ઘણાં નામો આપશે અથવા ઉપજાવી કાઢશે. આપણી નદીઓનાં નામો પાછળ રહેલી માહિતી, કલ્પના, કાવ્ય અને ભક્તિ વિશે હજીયે કોઈએ શોધખોળ કરી જ નથી. પછી ભારતીય જીવન પાછું સમૃદ્ધ શી રીતે થશે?

નવેમ્બર, ’૩૯

# ૪૨. નિશીથ-યાત્રા

જબલપુર નજીકના ભેડાઘાટ પાસે આવેલા નર્મદાના પ્રવાહનું રક્ષણ કરનારા સંગેમરમરના પહાડો અમે રાત્રિએ જોઈ આવીશું એવી કલ્પના મધ્યરાત્રિના સ્વપ્નમાં પણ આવત નહીં. પણ 'સબિંદુસિંધુ સુસ્ખલત્ તરંગભંગ રંજિતમ્', એવું જેનું વર્ણન એક કાળે સંધ્યાવંદન સાથે અમે ગાતા હતા તે શર્મદા નર્મદાનાં દર્શન કરવા માટે એ એક સુંદર કાવ્યમય સ્થાન હોવું જોઈએ એવો એક અસ્પષ્ટ ખ્યાલ મનના કોઠારમાં ક્યાંક સંઘરાયો પડ્યો હતો.

હિમાલયની યાત્રાએ જતાં રસ્તામાં હું જબલપુરમાં ઊતર્યો હતો, પણ ત્યારે ભેડાઘાટની નર્મદાનું સ્મરણ સુધ્ધાં નહોતું થયું. ગંગોત્રી અને શ્રીનગરના ચિંતન આગળ નર્મદાનું ચિંતન ક્યાંથી થાય? નર્મદાકાંઠાની ગહનતાના મહાદેવને છોડી, હું ગંગોત્રીની યાત્રાએ નીકળ્યો હતો.

ફૈઝપુર કૉંગ્રેસ વખતે ફક્ત અજંટા જવાનું અમે ઠરાવ્યું હતું. પણ રેલવે કંપનીએ ઝોન ટિકિટો કાઢી અમારામાં આડોઅવળો વધુ પ્રવાસ કરવાની વૃત્તિ જગાવી. જબલપુરની યાત્રા મફત થાય છે તો જવામાં હરકત શી?—એવો વિચાર કરી અમે નીકળ્યા. અમે કોઈ ખાસ કામ નિમિત્તે જબલપુર જતા નહોતા એ ખરું; પણ કેવળ એક દિવસની મોજ કરવી એવી પણ અમારી વૃત્તિ નહોતી.

દેશમાંનાં જુદાં જુદાં ધાર્મિક સ્થળો, ઐતિહાસિક સ્થાનો, કલામંદિરો અને નિસર્ગરમણીય દૃશ્યો જોવાં એને મેં કદી નરી નયનતૃપ્તિ માની નથી. મંદિરમાં જઈ જેમ આપણે દેવદર્શન કરીએ છીએ એ જ રીતે ભૂમિમાતાની આ વિવિધ વિભૂતિનાં દર્શને આવ્યો છું એવી જ ભાવનાથી મેં મારી સઘળી યાત્રાઓ આજ સુધી કરી છે. મારા દેશની રગેરગની માહિતી મને હોવી જોઈએ અને એ માહિતી સાથોસાથ ભક્તિની પણ વૃદ્ધિ થવી જોઈએ એવી મારી અપેક્ષા હોય છે.

જેમ જેમ હું પ્રવાસ કરું છું અને અભિમાન તથા પ્રેમથી હૃદય ભરાઈ જાય એવાં દૃશ્ય જોઉં છું તેમ તેમ એક વાત મને અસ્વસ્થ કર્યા જ કરે છે: આવડો સુંદર અને ભવ્ય આ મારો દેશ પરતંત્ર છે એને માટે હું જવાબદાર છું. પારતંત્ર્યનું લાંછન કપાળે લઈને હું આ અદ્‌ભુત-રમ્ય દેશની ભક્તિ પણ શી રીતે કરું એમ મને લાગી આવે છે. આ દેશ મારો જ છે એમ શું મારાથી કહી શકાય? હું દેશનો છું એમાં તો શંકા નથી; કારણ કે દેશે મને જન્મ આપેલો છે; તે જ મારું પાલનપોષણ અખંડ કરે છે, તે જ મને રહેવાને સ્થાન, ખાવાને અન્ન અને આરામ માટે આશરો આપે છે; મારાં બાળબચ્ચાંને એના જ આધારે હું નિશ્ચિંતપણે છોડી શકું છું; જે ઉજ્જવલ ઈતિહાસ વડે હું જગતમાં ઊંચું માથું કરીને ચાલું છું એ આર્યોનો પ્રાચીન ઈતિહાસ પણ દેશે જ મને આપ્યો છે.

આમ, મારું સર્વસ્વ મને દેશ પાસેથી જ મળ્યું છે. પણ આ દેશ મારો છે એમ કહેવા યોગ્ય દેશને સારુ મેં શું કર્યું છે? મારો જન્મ થવાની સાથે હું તો દેશનો થયો, પણ દેશને મારો છે એમ કહેતાં પહેલાં મારે જિંદગીભર ખપી જવું જોઈએ.

આ જાતનું વિચાર-વમળ મનમાં ઊઠી હું ક્ષણભર અસ્વસ્થ થાઉં છું, પણ એ અવસ્થામાંથી જ ધર્મનિષ્ઠા ઉત્પન્ન થઈ દૃઢ થાય છે. આ અસ્વસ્થતાને લીધે જ સ્વરાજ્યસંકલ્પ બળવાન બને છે અને દેશ ખાતર – દેશમાં અસહ્ય કષ્ટ ઉઠાવનારા ગરીબો ખાતર – યત્કિંચિત્ પણ કષ્ટ સહન કરવાની સંધિ મળે છે ત્યારે ઉપકૃત થયા જેવું લાગે છે. અને જેમ જેમ પ્રવાસ કરતો જાઉં છું તેમ તેમ અંગમાં નવી શક્તિનો સંચાર થતો લાગે છે. જુવાનોને હમેશાં જ હું કહેતો આવ્યો છું કે, 'સ્વદેશમાં ફરીને દેશનાં અને દેશના લોકોનાં દર્શન કરવાની એક પણ તક ન ગુમાવતા.'

ઉપરના પ્રકારની ઉત્કટ ભાવના જ્યારે હૃદયમાં ઉદય પામે છે ત્યારે પાસે કોઈ ન હોય તો સારું એમ થાય એ સ્વાભાવિક છે. આપણી નાજુક ભાવનાઓ લખીને લોકો સમક્ષ મૂકવી એ એટલું કઠિન નથી. પણ એ ભાવનાથી અસ્વસ્થ થતાં આપણી જે વિહ્વળ દશા થાય છે ને આપણે જે ઘેલાં કાઢીએ છીએ તે કોઈની નજરે પડે એ આપણાથી સહન નથી થતું. આથી હું જ્યારે જ્યારે ભક્તિ-યાત્રાએ નીકળું છું ત્યારે ત્યારે મને લાગે છે કે, હું એકલો જ જાઉં અને એકાંતમાં જ નિસર્ગનો અનુનય કરું તો ઠીક.

પણ મારી જાત કાગડાની, એકલાં એકલાં સેવન કરેલું કંઈ જ મને પચતું નથી. એટલે હું અનિચ્છાએ પણ બધાને કહી વળું છું કે, 'મારાથી હવે થોભાવાનું નથી, હું તો આ નીકળ્યો.' અને પરિણામે કોઈ ને કોઈ સાથે આવે જ છે. લોકોને થાય છે કે જોડે જવાથી આપણાં ચર્મચક્ષુને એના પ્રેમચક્ષુની મદદ મળશે અને આપણો દેશ આપણે ચાર આંખે ધરાઈને જોઈ શકીશું. આ જ મારી સ્થિતિ મારા એક મિત્રને મેં એક વાક્યમાં જણાવી હતી કે, 'હું શોધું છું એકાન્ત, પણ સાધું છું લોકાન્ત.'

છેવટે આ બધાંનું એ પરિણામ આવે છે કે, મારે સમુદાય જોડે પ્રવાસ કરવો પડે છે અને તેથી મારે મારી ઊછળેલી મનોવૃત્તિઓ દબાવવી પડે છે અને એક બાજુ મન અંતર્મુખ બનીને ચિંતનમગ્ન હોવા છતાં બીજી બાજુ બહારની મંડળીના વાતાવરણને અનુકૂળ થવું પડે છે.

પ્રવાસમાં શું કે ગમે તેવા મહત્ત્વનું કામ કરતાં શું, જો મંગળાચરણમાં એકાદુંયે વિઘ્ન ન નડે તો મને કંઈક ગુમાવ્યા જેવું લાગે છે. નિર્વિઘ્ન પ્રવૃત્તિ મારી સ્વપ્નસૃષ્ટિમાંયે મેં દીઠી નથી, તો જાગૃતિમાં તો એ ક્યાંથી જ આવે? મોટા ઉત્સાહથી અમે ભુસાવળથી નીકળ્યા અને ઇટારસીમાં પહેલી જ ઠેસ વાગી. અગાઉથી જણાવ્યા છતાં ઇટારસીના સ્ટેશન માસ્તર અમારે સારુ કંઈ વ્યવસ્થા કરી શક્યા ન હતા. નવો ડબો જોડવામાં આવે તો ઍંજિનમાં તે ખેંચવાની તાકાત

નહોતી, કારણ, ઈટારસીની પહેલાં જ, ગાડીને વધુમાં વધુ ડબા જોડાયા હતા ને સઘળા ડબામાં માણસો ખીચોખીચ ભરાયાં હતાં.

હવે અહીંથી જ પાછા જવું કે શું! કેવડી નિરાશા!! એક વિચાર આવ્યો કે મન વાળીએ અને આંસુ લૂછવા સારુ અહીંથી હોશંગાબાદ સુધી મોટરમાં જઈ નર્મદામાતાનાં દર્શન કરીએ ને ફૈઝપુર તરફ પાછા ફરીએ; પણ એટલી હિંમત હારવાનીયે હિંમત ન થવાથી છેવટે અમે આવેલી ગાડીમાં જેમ તેમ કરીને ઘૂસ્યા.

જબલપુર જઈને સ્થાનિક એકબે સજ્જનોની મદદથી અમે નજીકની એક ધર્મશાળામાં જઈ પહોંચ્યા અને મોટર મેળવવાની મહેનતમાં પડયા.

એકાદ મોટો સંઘ સાથે લઈને પ્રવાસ કરવામાં જે વ્યવસ્થાશક્તિની આવશ્યકતા છે તે જ યુદ્ધોમાં મોટાં સૈન્યોની હિલચાલ કરવા માટે જરૂરી હોય છે. એકાદ આશ્રમ, એકાદી સંસ્થા, એકાદું મંદિર અથવા નાનાંમોટાં સંસ્થાન ચલાવવામાં જે ગુણ અને શક્તિનો વિકાસ થાય છે તેનો જ ઉપયોગ એકાદ રાજ્ય અથવા સામ્રાજ્ય ચલાવવામાં થાય છે. કોઈ બાહોશ ખેડૂત તક મળતાં ઉત્તમ કારભારી થઈ શકે છે; અને જબરાં કારખાનાં ચલાવનાર કલ્પક અને યોજક કારખાનદાર એકાદ સામ્રાજ્યનાં સૂત્રો સુખેથી ચલાવી શકે છે. પ્રવાસમાં મનુષ્યની જાતજાતની કુશળતાની પરીક્ષા થાય છે અને એમાં યોગ્યતાવાળા પુરુષો – અને સ્ત્રીઓ પણ – એ રીતે આપોઆપ આગળ નીકળી આવે છે.

આ વિચાર અહીં કેમ સૂઝયો એ જણાવવા સારુ નહીં થોભીએ. આપણે વેળાસર ભેડાઘાટ પહોંચવાનું છે, અને વરસાદ તો જાણે 'આ આવ્યો' એમ તોળાઈ રહ્યો છે. ખરું જોતાં તો આ કંઈ વરસાદના દિવસ નથી; પણ હિંદુસ્તાનના ચારે ખૂણાના લોકો ફૈઝપુરની મહાસભામાં જઈ રહ્યા છે ત્યારે વરસાદને થયું કે આપણે પણ જુદાં જુદાં સ્થાનો જોતા ચાલો ફૈઝપુર થઈ આવીએ. પણ શિયાળાના દિવસોમાં વરસાદના પગમાં જોર નથી હોતું; એટલે દોડતાં દોડતાં તે રસ્તામાં જ તૂટી પડયો ને ફૈઝપુર સુધી પહોંચી શકયો નહીં! તેના હાથમાં સ્વરાજ્યની જ્યોત હોત તો કદાચ લોકોએ તેને ઊઠીને આગળ ધપવા માટે મદદ કરી હોત.

હશે. અમારી બંને મોટરો તેલ-વેગે ઊપડી અને સંધ્યાકાળને વખતે અમે ભેડાઘાટ પહોંચ્યા. સંગેમરમરના ખડકો જોવા સારુ આ પહેલાં આવે વખતે કોઈ આવેલું નહીં હોય. પણ કુદરત-ઘેલાને વળી વખતની સાથે શું લાગેવળગે?

*

અહીં આવીને અમે મોટી દુવિધામાં પડયા. નજીક જ એક ટેકરી પર મહાદેવનું મંદિર ઘેરીને ચોર્યાસી યોગિનીઓ તપ કરતી બેઠી હતી. તપ કરતાં કરતાં અહલ્યાની પેઠે તે શિલારૂપ બની ગઈ હશે. રામના ચરણનો સ્પર્શ થવાને બદલે મુસલમાનોના દંડાઓનો સ્પર્શ થવાને લીધે એમાંની ઘણીખરી યોગિનીઓની ભારે દુર્દશા થયેલી છે. આ ટેકરીઓની પેલી પાર ધુવાંધાર નામથી ઓળખાતો એક પ્રખ્યાત ધોધ છે. એ જોવા જવું કે સંગેમરમરના ખડકો જોવા સારુ નૌકાવિહાર કરવો?

વિહાર કરવા સારુ નૌકા માત્ર બે જ હતી, એટલે અમે બધાં કોઈ એક વાત પર એકમત થઈએ એમાં લાભ નહોતો. માટે અમે બે ટુકડીઓ પાડી. આ સ્થાન સંગેમરમરના ખડકો માટે જ પ્રસિદ્ધ હોવાથી મોટી ટુકડીએ એ બાજુ જવાનું પસંદ કર્યું. થોડુંક અજવાળું છે તેટલામાં એ બાજુ જોઈ લેવામાં જ ડહાપણ હતું એમાં શક નહીં. અમારી બીજી ટુકડીએ યોગિનીઓનાં દર્શન કરી ધુવાંધાર જવાનું નક્કી કર્યું અને અમે પગથિયાં ચડવા લાગ્યા. સર્વે યોગિનીઓનાં દર્શન અમે અમારા હાથમાંની એક વીજળીની નાની મશાલની મદદથી કર્યાં! મૂર્તિઓ સુંદર રીતે કોતરેલી ને કલાપૂર્ણ લાગી. મંદિરમાંના મહાદેવ તથા તેમનો નંદી પણ જોવાલાયક છે.

મનમાં વિચાર આવ્યો કે જ્યારે એકાદ લડાઈમાં આપણે ઘાયલ થઈએ છીએ ત્યારે તરત ઈલાજ કરીને આપણે સારાં થઈએ છીએ. ગામમાં કોઈ રોગચાળાથી માણસો મરે ત્યારે તેમને તરત બાળી કે દાટી દઈએ છીએ. જમીન પર દૂધ ઢોળાય તો એના અભદ્ર ડાઘા જમીન પર રહેવા ન જોઈએ એમ માની આપણે તે લીંપી નાખીએ છીએ. એવો મનુષ્યસ્વભાવ હોવા છતાં આપણી ખંડિત મૂર્તિઓ આપણે કેમ જેમની તેમ રહેવા દીધી છે? ધર્માન્ધ મુસલમાનોના અત્યાચારોનું સ્મારક રાખવા? કે આપણી કાયરતા અને સામાજિક બેજવાબદારીની કબૂલાત તરીકે? અપ્રતિમ કલામૂર્તિઓ તૈયાર કરવાનો કસબ આપણા દેશમાંથી નષ્ટ થયો હોય તો આવા પ્રાચીન અવશેષના નમૂના સાચવી રાખવા એ યોગ્ય ગણાત. પણ મેં જોયું છે કે આબુ પરના દેલવાડાના મંદિરમાં આરસની કારીગરી કરનારાં કુટુંબો-ની કાયમી નિમણૂક કરવામાં આવી છે અને મંદિરમાંના કોઈ પણ ભાગમાં કાંઈ ભાંગફોડ થઈ કે તરત અસલ જેવી જ તેની દુરસ્તી કરી લેવામાં આવે છે; અને એ જ રીતે લાહોરના મ્યૂઝિયમમાં પણ મેં જોયું છે કે મૂર્તિનો એકાદ કુશળ સર્જન ઘાયલ થયેલી મૂર્તિના હાથ પગ નાક હોઠ વગેરે સિમેન્ટની મદદથી બે-માલૂમ રીતે સાંધી સુધારી શકે છે. પરંતુ આપણાં મંદિરો યોગ્ય અથવા પુરુષાર્થી લોકોના તાબામાં છે જ ક્યાં? 'ધણી વગરનાં ઢોર' જેવી આપણા સમાજની સ્થિતિ છે!

યોગિનીઓના આશીર્વાદ લઈ અમે ટેકરી ઊતરવા લાગ્યા. હજુયે થોડો થોડો પ્રકાશ હતો એટલે અમે હસતાખેલતા પણ ઉતાવળે ધુવાંધારની શોધે નીકળ્યા. આગળ થનારાઓની લગામ ખેંચવાનું અને પાછળ રહેનારાઓને ચાબુક ચોડવાનું કામ એક જ જીભને કરવાનું હતું. મારો અનુભવ છે કે તાજી આઝાદીથી છકેલ ઘેટા વાછરડાને જેમ જેમ પાસે લાવવા પ્રયત્ન કરીએ તેમ તેમ સંગ છોડીને દૂર દૂર ભટકવામાં તેમને મોટી બહાદુરી લાગે છે. અને પછી તેમના પર ગુસ્સે થઈ તેમને પાછા આણવામાં પડતા કષ્ટને કારણે સંઘપતિને પણ પોતાનું મહત્ત્વ વધ્યા જેવું લાગે છે. પરસ્પરની ખેંચતાણના ત્રાસની મજા બંનેથી છોડાતી નથી.

જ્યાં જઈએ ત્યાં સફેદ સફેદ પથ્થર. જબલપુરનો જ એ પ્રદેશ! પણ એક ઠેકાણે અમને શંખજીરાનું એક ખેતર જ મળી આવ્યું. શંખજીરું એ એક અદ્‌ભુત વસ્તુ છે. પથ્થર તો ખરો જ; પણ બિલકુલ લીસો. જાણે પેન્સિલમાંનું સીસું. નાનપણમાં એક વખત મને સંગ્રહણી થયેલી ત્યારે આ શંખજીરાની ભૂકી વસ્ત્ર-ગાળ કરી માવાની બરફીમાં નાખી ખવડાવી હતી. ત્યારથી શંખજીરા પર મારી શ્રદ્ધા બેઠી હતી. આંતરડાંમાં મરડાથી જ્યાં જ્યાં જખમો પડયા હોય ત્યાં ત્યાં આ ભૂકી ભરાઈને તે પૂરવામાં મદદ કરે છે. અને જખમ પુરાઈ જતાં પેટમાંથી આપોઆપ નીકળી જાય છે. પથ્થરની ભૂકી એ થોડી જ પચવાની છે! પેટમાં રહે તો રોગ થાય. પણ પોતાનું કામ પૂરું થતાંવેંત ઉપકારનાં વચનો વસૂલ કરવા સારુ પણ તે વધુ દિવસ રહેવાની ભૂલ નથી કરતી.

હવે તો ચારે બાજુ ઠીક ઠીક અંધકાર જામી ગયો. સર્વત્ર ભયંકર એકાંત હતું અને અફાટ સમુદ્રમાં કોઈ વહાણ ચાલે તેમ એ એકાંતને કાપતી અમારી ટુકડી આગળ વધતી હતી. હવા કાંઈક ગૂંગળાયેલી લાગતી હતી. ક્યારે વરસાદ આવે એનો નેમ નહોતો. આકાશમાં જોયું તો કાળાં કાળાં અભ્રો વચ્ચે એક બાજુ એક જ તારકા ચળકતી હતી – ચળકતી શાની? દુ:ખે કષ્ટે બિચારી સહેજ ડોકિયું કરતી હતી. એક મોટા વિશાળ મકાનમાં કોઈ એકાકી વૃદ્ધા ગોખમાં બેસીને ખાલી રસ્તા પર જોતી હોય એમ. અમે આગળ ચાલ્યા. હવે જમીન ઠીક ઠીક ભીની હતી, વચ્ચે વચ્ચે પાણી અને કીચડનાં ખાબોચિયાં પણ આવતાં.

અંધારું ખૂબ વધી ગયું. ખાડાખડબામાંથી રસ્તો કાઢવો મુશ્કેલ પડવા લાગ્યો. આગળ જવાનો ઉત્સાહ ખૂબ ઓછો થઈ ગયો. આવી મુશ્કેલ જગ્યાએ અંધારી રાતે અમે અહીં સુધી આવ્યા એને જ પ્રવાસનો આનંદ માની અમે પાછા જવાનો વિચાર કર્યો. આવા નિર્જન અને ભયાનક સ્થળે ચોર ભેટે તો! – એવી શંકા મનમાં આવી.

કેટલાક લોકોને એકલા પ્રવાસ કરતાં ચોર-ચપેટાની બીક લાગે છે. મોટો સમુદાય હોય તો બીક જાણે સઘળામાં વહેંચાઈ જઈ, પ્રત્યેકને ફાળે બહુ ઓછી આવે છે અને એકમેકના આધારે પ્રત્યેક જણ પોતાની બીક મનમાં ને મનમાં પણ દાબી દઈ શકે છે. કેટલાક લોકોનું એથી ઊલટું જ હોય છે. એકલા હોતાં તેમને પોતાની કંઈ જ પરવા નથી હોતી. પોતાનું ચાહે તે થાય. મારામારી કરવાનો પ્રસંગ આવે તો મનમુરાદ લડતાં લડતાં આબરૂભેર આખે શરીરે માર ખાઈ લેવામાં કંઈ વિશેષ નુકસાન નથી; અને અહિંસક વૃત્તિ હોય તો ગુસ્સો ન કરતાં કે ડરીને નાસી ન જતાં માર ખાતા રહેવાની મજા કંઈ જુદી જ છે; કારણ કે સત્યાગ્રહી વૃત્તિએ ખાધેલો માર દેનારાને જ નડે છે કેમ કે અહિંસકને મારનારો પ્રત્યેક ક્ષણે પોતાના જ મન સમક્ષ ફજેત થાય છે.

પરંતુ જ્યારે મોટી ટોળી સાથે હોય છે ત્યારે પ્રત્યેક જણ કેમ વર્તશે, એની આપણને ખાતરી નથી હોતી. છોકરાંઓ અથવા બૈરાંઓ સાથે હોય ત્યારે જુદી

રીતે જ વિચાર કરવો પડે છે. પોતાની જાતને સંકટમાં નાખવામાં જે લિજ્જત હોય છે તે એવે પ્રસંગે અનુભવવામાં નથી આવતી. બધા જ સત્યાગ્રહી હોય તો જુદી વાત, પણ મોટું ખીચડાટોળું સાથે લઈને સંકટને ઠેકાણે કદી પણ જવું નહીં. શ્રીકૃષ્ણના કુટુંબ-કબીલાને લઈને જનારા વીર અર્જુનની પણ કેવી દશા થઈ તે આપણે પુરાણોમાં વાંચીએ જ છીએ.

આ આવા અંધારામાં ખડકો વચ્ચે થઈને ક્યાં સુધી જવું અને ત્યાં શું જોવા મળવાનું, એની કલ્પના ન હોવાથી અહીંથી જ પાછા જવું સારું એવો વિચાર મનમાં આવ્યો. એટલામાં જમણી બાજુએ એક નાનીશી તૂટીફૂટી ઝૂંપડી નજરે પડી. આવા નિર્જન પ્રદેશમાં ચોર પણ શાની ચોરી કરે? પણ ચોરી કરીને થાક્યા પછી શાંત અને નિશ્ચિતપણે બેસવા સારુ આ જગ્યા સરસ છે. ચોરોની શોધ કરવા નીકળેલા લોકોને અહીં સુધી આવવાની કલ્પના સરખી ન આવે. ત્યારે શું આ ઝૂંપડીમાં નિરંજનનું ધ્યાન ધરનારો કોઈ અલખ-ઉપાસી સાધુ રહે છે? અમે નજીક ગયા. અંદર કોઈ જ નહોતું! ત્યારે તો આ ઝૂંપડી સાધુની ન હોય. ફકીર આખો દિવસ ગમે ત્યાં રખડે પણ રાતે તો પોતાની મસીદમાં આવવાનું ન જ ચૂકે. અને બાવો હોય તો તેની રાત બહાર ક્યાંયે ન વીતતાં પોતાની સહચરી આગની ધૂણીના સહવાસમાં જ જવાની.

ત્યારે તો આ ઝૂંપડી માછલાં મારનાર માછીમારોની હોવી જોઈએ. ચાહે તેની હો, આપણને તેનું શું? આપણે થોડી જ આજની રાત અહીં કાઢવાની છે? થોડેક આગળ જતાં ખાતરી થઈ કે રસ્તો વગેરે ઠીક ન હોવાથી હવે આગળ અંધારામાં જવું એ કેવળ કષ્ટને જ નોતરવા જેવું છે. એટલે મેં હુકમ છોડયો, 'ચાલો, હવે આપણે પાછા ફરીએ.' એટલામાં કેમ જાણે સત્ત્વપરીક્ષા પૂરી થઈ હોય તેમ વાદળાં થોડાંક હઠયાં અને બરાબર માથે આવેલા ચંદ્રે 'પશ્યાશ્ચર્યાણિ ભારત', કહીને આસપાસનો પ્રદેશ પ્રકાશિત કર્યો. સૂર્ય બધું જ પ્રગટ કરી દેતો હોવાથી તેના પ્રકાશમાં કંઈ કાવ્ય નથી હોતું. અંધારી રાતે આકાશમાંના તારામાં વિચરનારી દૃષ્ટિને ચંદ્ર પૃથ્વી પર મોકલે છે ને કહે છે: થોડુંક આંખોથી જુઓ અને બાકીનું બધું કલ્પનાથી ભરી કાઢો.

ચંદ્રે કાંઈક મદદ કરી અને દૂર દૂરથી ધુવાંધારનો ઘોષ પણ સંભળાવા લાગ્યો. મારો હુકમ બાજુએ જ રહ્યો અને બધા પગ જોરથી આગળ ઊપડવા લાગ્યા. થોડાક જ આગળ ગયા ત્યાં જાણે દૂધનો સ્રોત વહેતો હોય એવો ધુવાંધાર નજરે પડ્યો. સર-સર ધબ-ધબ! સુળમુળ ધબ-ધબ! કર્ર્ર્ર ધબ-ધબ! ધબ-ધબ; ધબ-ધબ! ઉન્મત્ત પાણી વહ્યે જ જતું હતું અને એ પાણીમાંથી બહાર નીકળતી સીકરવૃષ્ટિ સર્વત્ર પ્રસરતી હતી. વૃષ્ટિ શાની? તુષારનો ફુવારો જ! કેટલું બધું અનિથિશીલ! આ સૂક્ષ્મ જીવનકણોએ અમારી આ જીવનક્ષણોનું સાર્થક્ય કર્યું. ચંદ્ર હસતો હતો, પાણી રમતું હતું, તુષાર ઊડતા હતા, હવા ઝૂલતી હતી ને અમે ડોલતા હતા. આ જુઓ, આ જુઓ, ત્યાં જુઓ કેવી મજા છે, એવા ઉદ્‌ગારોનો ઘોષ જેન-

જોતામાં શરૂ થયો. અમારી સાથે આવેલા સ્વયંસેવક ભોમિયાએ જુદી જુદી ઋતુમાં ધુવાંધાર કેવો દેખાય છે તેનું વર્ણન કરવાની શરૂઆત કરી. અહીં લોકો તરવા કેમ આવે છે, ક્યાંથી ડૂબકી મારી શકાય છે, ઉનાળામાં ધુવાંધારની ઊંચાઈ કેટલી હોય છે વગેરે કેટલીક માહિતી તેણે અમને સંભળાવી, અને પોતાની માહિતી અને રસિકતા બદલ અમારી પાસેથી એણે પોતાની કદર કરાવી લીધી. હવે બધા શાંત થયા અને એકધ્યાને ધુવાંધારની સાથે એકરૂપ થવામાં ગરક થયા. કેટલાં ભવ્ય-પાવન દર્શન એ! અરણિના મંથનમાંથી પ્રથમ ગરમી પેદા થાય છે; એ પછી ધુમાડો નીકળવા લાગે છે; અને ધુમાડો વધતાં એમાંથી તણખા ખરે છે ને પછી ભડકો નીકળવા લાગે છે. એ જ પ્રમાણે નિસર્ગયાત્રાથી પ્રથમ કુતૂહલ જાગ્રત થાય છે, તેમાંથી અદ્ભુતતા જન્મ લે છે અને તે સારી રીતે એકઠી થતાં, એકાએક ભક્તિનો ઉમળકો બહાર પડે છે. 'ચાલો આપણે અહીં શિલા પર બેસીને પ્રાર્થના કરીએ.' પ્રાર્થના માટે આવું પવિત્ર સ્થાન ને આવો શુભ કાળ હમેશાં નથી મળતો. સર્વે જણ ટપોટપ ફાવે ત્યાં ગોઠવાઈ ગયા અને 'યં બ્રહ્મા વરુણેન્દ્ર . . .'નો ધ્વનિ ધુવાંધારને કાને પડ્યો.

જેમ જુદા જુદા વખતે જુદા જુદા રાગ ગાવામાં આવે છે તેમ મને જુદે જુદે સ્થળે જુદાં જુદાં સ્તોત્ર સૂઝે છે. હિંદુસ્તાનની દક્ષિણે કન્યાકુમારી ત્રણ વખત ગયો હતો તે વેળા મને ગીતાનો દસમો તથા અગિયારમો અધ્યાય સૂઝ્યો હતો. વિભૂતિયોગ અને વિશ્વદર્શનયોગનો ઉત્કટ પાઠ કરવા સારુ એ જ યોગ્ય સ્થાન છે. અને જ્યારે સિલોનના મધ્ય ભાગે – અનુરાધાપુર નજીક – મહેન્દ્ર પર્વતના શિખર પર સંધ્યાસ્તે પહોંચ્યો હતો, ત્યારે પાટલિપુત્રથી આકાશમાર્ગે આવી, આ શિખર પર ઊતરનારા મહેન્દ્રનું સ્મરણ કરી હું ઈશાવાસ્યોપનિષદ બોલ્યો હતો. અનાત્મવાદી બુદ્ધ શિષ્યોના આત્માને ઈશોપનિષદ સાંભળી શું થયું હશે દૈવ જાણે! અને પૂનાથી શિવનેરી ગયો હતો ત્યારે મસીદની ઊંચી ભીંતનાં પગથિયાં ચડી, શ્રી શિવાજીમહારાજના બાલ્યકાળની ક્રીડાભૂમિનાં દૂરથી દર્શન કરવા લાગતાં, કોણ જાણે કેમ, માંડુક્યોપનિષદ ઠીક લાગ્યું. એ ઉપનિષદ શ્રી સમર્થને પ્રિય હતું એમ માનવાનો ક્યાંયે પુરાવો નથી. પણ 'नान्तःप्रज्ञं न वहिःप्रज्ञं नोऽभयतः प्रज्ञं न प्रज्ञानघनम् न प्रज्ञं नाप्रज्ञम्।' એ કંડિકા બોલવા લાગતાં કેમ જાણે શિવકાલીન મહારાષ્ટ્ર તેમ જ આત્મારામની અભેદભક્તિ કરનારા સાધુસંતો જોડે હું તદ્દન એકરૂપ થઈ જતો હતો. 'નથી જોઈતું આ જુદું વ્યક્તિત્વ; એકરૂપ સર્વરૂપ થઈ જઈએ આ સમસ્ત દૃશ્ય સાથે' એમ તે વખતે થઈ ગયું હતું. ધુવાંધારની મસ્તી અને તેના તુષારનું હાસ્ય જોઈને અહીં સ્થિતપ્રજ્ઞ ગાવું ઠીક લાગ્યું.

ઉત્કટ ભાવનાનું સેવન લાંબા વખત સુધી કર્યા જ કરવું જોઈએ એવું કાંઈ નથી. એકાદ આલાપમાં એક અખિલ ભાવસૃષ્ટિ સમાવી શકાય છે. એકાદ જલબિંદુમાં પ્રચંડ સૂર્ય પ્રતિબિંબિત થઈ શકે. એકાદ દીક્ષામંત્રથી યુગયુગનું અજ્ઞાન હટાવી શકાય. એક ઘડીમાં અમે ધુવાંધારનું વાતાવરણ આમારું કર્યું. આંખોની શક્તિ

કેટલી અજબ છે! ધુવાંધારનું પાન મોંએથી કરવું અશકય હતું. અમે થોડા જ કુંભસંભવ અગસ્તિ હતા! પણ અમારી બે નાનકડી કીકીઓએ એ અખંડ વહેનારા ધોધનું આકંઠ પાન કર્યું: મને લાગે છે કે આવા દૃગ્પાનને 'આ-કંઠ' ન કહેતાં 'આ-પાંપણ' કહેવું જોઈએ. અમે સૌએ પોતપોતાની આંખોમાં આ લૂંટ એક ક્ષણમાં ભરી લીધી; અને પાછા ફર્યા. અમારી આ આખી ભૂતાવળ તરેહ તરેહની વાતો કરતી અને ગર્જના જગાવતી મોટરના અડ્ડા પર આવી પહોંચી.

અહીં ભેડાઘાટવાળા સંગે-મરમરના ખડકો જોઈ આવેલી ટુકડી અમને મળી. પરસ્પરના અનુભવની અમે આપ-લે કરી અને એ ટુકડીને મુરબ્બીવટથી સલાહ આપી કે, 'આટલી રાતે ધુવાંધાર જવું કંઈ જ ઉપયોગનું નથી, તેથી તમે તૈલ-વાહનમાં બેસી સીધા જબલપુર જાઓ. અમે માત્ર તમે ગયેલ ઠેકાણે થોડો નૌકા-વિહાર કરી તરત જ પાછા આવીએ છીએ.' અમારી આ સલાહ એ ટુકડીને રુચી કે નહીં તે કોણ જાણે. પણ માન્યા વગર ચાલે એમ ન હતું.

રસ્તાની બાજુએ ઊતરતા ઊતરતા અને અંધારામાં ટિચાતા ટિચાતા અમે પ્રવાહના કિનારા પર્યંત પહોંચ્યા. અને ફરી અમારી પણ બે ટુકડીઓ પાડી બે હોડીમાં અમે ચડી બેઠા. અમારી હોડી આગળ નીકળી. જ્યાં જોઈએ ત્યાં છલોછલ શાંતિ ભરી હતી અને કેમ જાણે તે કેટલે ઊંડે સુધી પ્રસરેલી છે તેનો તાગ લેવો હોય તેમ વચ્ચે વચ્ચે અમારી હોડીનાં હલેસાં તાલબદ્ધ અવાજ કરતાં હતાં. ચંદ્ર પોતાની ટમટમતી મશાલ માથે ધરી, 'આસપાસની શોભા દિવસે કેવી દેખાય છે એની કલ્પના કરો' એવો કોયડો જાણે રજૂ કરતો હતો. કેટલેક ઠેકાણે બિલકુલ અંધારું હતું. વચ્ચે વચ્ચે ચાંદનીના ડાઘા હતા. આકાશ નિરભ્ર નહોતું એટલે ચાંદની છાશ જેવી પાતળી બની ગઈ હતી. અને આકાશમાંનાં વાદળાં વચ્ચે વચ્ચે મલમલ જેવાં પાતળાં છે એ વાત તરફ ધ્યાન ખેંચાઈ જતું હતું. બંને બાજુના સંગે-મરમરના ખડકો કેટલા ઊંચા દેખાતા હતા! ઊંચા અને બિહામણા! જાણે કોઈ રાક્ષસોની જમાત જ વસેલી ન હોય! અને આ ખડકો વચ્ચે નર્મદાનો પ્રવાહ વળાંક લઈ લઈને પોતાનો ચક્રવ્યૂહ રચતો હતો.

ઊંચા ઊંચા ખડક અથવા પહાડ જ્યાં બહુ પાસે પાસે આવે છે, ત્યાં 'પ્રાચીન કાળમાં એક સરદારે પોતાના ઘોડાને એડી મારી આ શિખરથી સામેના શિખરે કુદાવેલો' એવા પ્રકારની દંતકથા ચાલવાની જ. વાંદરા તો ખરેખર એવા કૂદકા મારે જ છે. અહીં પણ આવી વાતો હોડીવાળા ખલાસીઓ પાસેથી તમને સાંભળવા મળવાની.

અહીં આ ખડકોમાં કેટલીક ગુફાઓ પણ છે. આ ગુફાઓમાં ઋષિમુનિઓ ધ્યાન ધરવા રહેતા હોવા જોઈએ જ, અને મધ્યયુગમાં રાજકુલમાંના આપદ્-ગ્રસ્ત લોકો તથા સ્વાતંત્ર્યની સાધના કરનારા દેશભક્તો પણ અહીં જ આત્મ-રક્ષણ સારુ લપાઈ રહેલા હશે, અને પછી છછુંદરની જેમ સરતી હોડીઓ એવા લોકોને ગુપ્તપણે આહાર, સમાચાર અને આશ્વાસન પહોંચાડતી હશે. આ ગુફા-

ઓને જો વાચા હોત તો ઈતિહાસમાં ન નોંધાયેલો એવો કેટલોય વૃત્તાંત એમણે આપણને જણાવ્યો હોત.

હોડીમાં કોતરની વચ્ચોવચ જતાં જતાં અમે એક એવે ઠેકાણે આવ્યા કે જેને શાંતિનું ગર્ભગૃહ કહી શકાય. અહીં અમે હલેસાં બંધ કરાવ્યાં, શ્વાસ પણ સંભળાશે એ ભયે મંદ કર્યો. પ્રાર્થનાના શ્લોક અમે ત્યાં બોલ્યા કે નહીં તેનું સ્મરણ નથી. પણ મેં માત્ર મનમાં સોળ ઋચાઓનું પુરુષસૂક્ત મોટી ઉત્કટતાથી બોલી લીધું. પછી લાગ્યું કે આટલી શાંતિમાં આપોઆપ સમાધિ જ લાગવી જોઈએ. કેટલો વખત ગયો એ કોણ જાણે. પણ એટલામાં ડબ ડબ ડબ કરતી બીજી હોડી આવી પહોંચી. તેમાંની ટોળીએ એક મંજુલ ગીત ગાવાની શરૂઆત કરી. આસપાસનાં કોતરો તેનો પ્રતિધ્વનિ કરવો કે ન કરવો એ દુવિધામાં અરધોપરધો ઉત્તર દેતાં હતાં.

હવે અહીંથી આગળ જવું શક્ય નથી, અહીંથી પાછા જ વળવું જોઈએ એમ હોડીવાળાએ જણાવ્યું એટલે અમે દોડતા મનને પાછું ખેંચી બોલ્યા, 'ચાલો ત્યારે તો! पुनरागमनाय च!'

હવે જવું તો વર્ષાની આખરે, ચાંદનીના દિવસ જોઈને, દિવસરાત આ મૂર્તિમંત કાવ્યમાં તરતા રહેવા સારુ જ જવું. ખરેખર, આ રમણીય સ્થાન જોઈને મનમાં નિશ્ચય થયો કે જો ફરી વાર અહીં આવવાનું ન હોય તો અહીંથી નીકળવું પણ નહીં.

**ઓક્ટોબર, ૩૭**

## ૪૩. ધુવાંધાર

ઈજા, બીજા, ત્રીજા! ધુવાંધાર હમણાં ત્રીજી વાર જોઈ લીધો. ધુવાંધાર નામ સરસ છે. નામમાં જ આખું દૃશ્ય આવી જાય છે. પણ આ વખતે એ પ્રપાત જોતાં જોતાં મનમાં ઊગ્યું કે એને ધારધુવાં કેમ ન કહું. ધાર પડે છે, ફુવારા ઊડે છે અને તરત એના તુષાર થઈને ધૂમસ જેવા ગોટા હવામાં દોડે છે, માટે ધારધુવાં એ જ નામ બંધ બેસે છે પણ એ નામ ચાલે નહીં!

જબલપુરથી ત્યાંના ગોળમટોળ પથરા અને ચળકતાં તળાવ જોતાં જોતાં નર્મદાના કિનારે આવી પહોંચીએ છીએ. રસ્તાનું દૃશ્ય કહે છે કે આ કાવ્યભૂમિ છે. જ્યાં જુઓ ત્યાં નાનાંમોટાં ઝાડ રમતો રમવા ઊભાં છે. પાસે એક મોટી ભેખડ પડી ગઈ છે. પણ એને માથે, ઊગેલાં ઝાડ પોતાનાં અરધાં મૂળિયાં છૂટાં પડ્યાં છતાં જરા સરખાં પણ ગમગીન કે ચિંતાતુર નથી દેખાતાં. એવાં ઝાડો પાસેથી જીવનદીક્ષા લઈને જ આગળ જવાય.

ભેખડ તો તૂટે, પણ તૂટેલો ભાગ કંઈ સહેજે જમીનદોસ્ત થાય નહીં. એણે એક બે મિનારા અને એક મોટું શિખર બનાવી રાખ્યું છે, જે કહે છે કે જો વિનાશમાંથી પણ નવી સૃષ્ટિ ન બનાવીએ તો અમે કલ્પ-કવિ શાના? ભેખડ ઉપરથી નીચેનું પથરા-પાણીનું દૃશ્ય દૃઢતાના ને તરલતાના વિચારો એકસામટા મનમાં પેદા કરતું હતું. પુલ ઓળંગી આગળ આવ્યા અને યોગિનીની ટેકરી તળેનું અનેક વાર જોયેલું બજારુ દૃશ્ય જોયું. આ દૃશ્ય એટલું તો ગરીબડું છે કે એના પ્રત્યે ચીડ ચડતી નથી. અહીંના ગરીબ કારીગરો પથરામાંથી નાનીમોટી ચીજો બનાવી વેચવા બેસે છે. ધોળાં, કાળાં, લાલ, પીળાં, વાદળી અને કાબર-ચીતરાં સંગેમરમરનાં બાણની પડખે શંખજીરાના ડબ્બાઓ, શિવાલયો, હાથીઓ અને એવાં જ નાનાંમોટાં રમકડાં સ્વયંવર માંડીને ઊભાં હોય છે. જેની નજરમાં આવે તે એમને ઊંચકીને લઈ જાય. આ બધાં રમકડાં આજે એક આસન ઉપર બેઠાં છે. કાલે કોણ જાણે કયું રમકડું ક્યાં જશે? કેટલાંક તો હિંદુસ્તાન બહાર પણ જશે અને ત્યાં વરસો સુધી ધુવાંધારનું ધારાવાહિક સંગીત યાદ કરી કરીને મૂકપણે તે સંભળાવશે.

બે વાર અહીંથી ધુવાંધાર સુધી ચાલવાની તપશ્ચર્યા કરી હતી. પહેલી વારની મુસાફરી રાત્રીની હતી. બીજી વારની સવારની નાહવા ટાણેની હતી. દરેકનું કાવ્ય જુદું. આજે ત્રીજો પ્રહર પસંદ કર્યો હતો. આ વખતે ઝાઝી તપસ્યા કરવી પડી નહીં. વ્યોહાર રાજેન્દ્રસિંહજીએ પોતાનું તેલવાહન (મોટર) અમને સોંપ્યું હોવાથી અમે લગભગ ધુવાંધાર સુધી વગર મહેનતે પહોંચ્યા. શંખજીરાના ખેતર પાસે ઊતરી, ત્યાંના વગડાની ત્રણ દુકાનો વટાવી, પથરા વચ્ચે થઈને ધુવાંધાર પહોંચ્યા. પથરાઓ જેમ અગવડ ઊભી કરતા જાય તેમ ચાલવાનો સ્વાદ વધે. આમ કરતા કરતા ધુવાંધાર પાસે પહોંચ્યા.

પ્રપાત એટલે જીવનનો અધઃપાત, પણ અહીં એવું લાગતું નથી. પહેલી વાર ગયેલા તે ડિસેમ્બર મહિનામાં અને અંધારામાં. આકાશનાં વાદળાંઓ ચંદ્ર સામે કાવતરું કરીને બેઠાં હતાં એટલે ચાંદની રાત હોવા છતાં ત્યાં અમાસની ભીષણતા હતી. અમાસની રાતે આકાશના તારાઓ એ ભીષણતાને હસી કાઢે છે. પણ વાદળાં આગળ એની પણ આશા રહી નહીં. પરિણામે તે રાતે ધુવાંધારે જ પોતાની ભવ્યતાથી અમને પ્રસન્ન કરવા પડેલા. રાતની પ્રાર્થના કરી અમે એ આનંદ પચાવ્યો અને પાછા આવ્યા.

બીજી વાર ગયા હતા તે ત્રિપુરી કૉંગ્રેસ પછી નવ દસ વાગ્યે વધતા તડકા-ના સ્વાગત સાથે. ધુવાંધારનાં સંપૂર્ણ દર્શન એ જ વખતે કરી શક્યા હતા. માર્ચ મહિનો હતો એટલે પાણીમાં ઉનાળી દુકાળ ન હતો. ભેખડનાં કેટલાંક ખર-બચડાં પગથિયાં ઊતરી નીચેથી અમે ધુવાંધાર પડતો જોયો. પાણીનો એ વેગ અને ફુવારાની એ ચંચળતા આશ્ચર્યકારક રીતે ચિત્તને સ્થિર કરે છે. પાણી તરફ જોયા જ કરીએ અને પછી અનુભવીએ કે નવનવોન્મેષશાલિની ધારાઓ વેગની સમાધિ

ધારણ કરી ઊભી છે! તે જ વખતે હું જોઈ શક્યો કે ત્યાંના લીલવાળા પથરાઓ ઉપરથી ગમે તેવા દેખાતા હોય, પણ અંદરથી તો પ્રેમનો રંગ ખીલવતા લાલ છે. પાણીના જોરે પથરાનો એક કકડો ઊડી ગયો અને જાણે ઘા પડ્યો હોય તેમ અંદરનો ગુલાબી લાલ રંગ સ્પષ્ટ દેખાવા લાગ્યો.

ધુવાંધાર જોવાની સારામાં સારી મોસમ તે દિવાળીની. વરસાદ નહીં હોવાથી રસ્તામાં ક્યાંયે કાદવ ન હતો. ચોમાસામાં આવીએ છીએ ત્યારે આખો પ્રદેશ જળબંબોળ થવાથી પ્રપાતને સ્થાન જ હોતું નથી. જ્યાં અત્યારે હૃદયને હચમચાવી મૂકનારો ધોધ છે, એ જ ઠેકાણે ચોમાસામાં માથામાં ચક્કર આવે એવાં વમળ દેખાતાં હોવાં જોઈએ. એ વમળનું રુદ્ર સ્વરૂપ જોવા માટે જો અહીં સુધી અવાતું હોય તો હું આવ્યા વગર રહું નહીં. વમળ એટલે ક્રાંતિનું પ્રતીક. એનું આકર્ષણ અનેરું જ હોય. કોક વખતે જીવલેણ પણ નીવડે!

દિવાળીના વખતે જલરાશિ સૌથી વધારે પુષ્ટ, પ્રપાતની શોભા સૌથી સમૃદ્ધ અને મીઠા તડકાના સેવન પછી તુષારનાં વાદળાંની ચૂંટીઓ સૌથી વધારે આહ્લાદક હોય છે. જેવી અપેક્ષા કરી હતી તેવું જ આજનું દૃશ્ય હતું. તુષારના ગોટેગોટા દૂરથી જ દેખાતા હતા. રસોડાનો ધુમાડો જોઈ અતિથિને જેમ આનંદ થાય છે તેમ આ ધુવાંના ગોટા જોઈને જ હવે અહીં કેવી ઉજાણી મળવાની છે એનો ખ્યાલ હું કરી શક્યો. ધારધુવાં જેવો ધોધ જોવા જવાનું હોય છે ત્યારે એક પાટિયાનો કામચલાઉ પુલ પણ કલાપૂર્ણ અને આતિથ્યશીલ લાગવા માંડે છે. અમે પરિચિત કાંઠે જઈને બેઠા અને જતાંવેંત હેતાળ પવને તુષારનું એક ઝાપટું અમારી તરફ મોકલી કહ્યું 'સ્વાગતમ્', 'સુ-સ્વાગતમ્.' એક ક્ષણની અંદર અમારો અધ્વખેદ ઊતરી ગયો. અમે તાજા થયા અને તાજી આંખે ધુવાંધાર જોવા લાગ્યા.

ધુવાંધાર એટલે પથ્થરના વિસ્તારમાં તૈયાર થયેલી અર્ધચંદ્રાકાર ખીણ. એમાંથી જ્યારે પાણીનો જથ્થો નીચે ભૂસકે છે ત્યારે મધ્યમાં જે કાચ જેવો લીલો રંગ દેખાય છે તે ઝેર જેવી બીક ઉત્પન્ન કરે છે. એની ડાબી બાજુ એટલે કે આપણી જમણી બાજુનો ખડક હાથીના માથા જેવો આગળ આવ્યો છે. એના પરથી જ્યારે પાણી પડે છે ત્યારે અસંખ્ય હીરાના હાર પગથિયે પગથિયે કૂદતા કૂદતા શરત રમતા હોય એવો દેખાવ થાય છે. જેમ કૂદતા જાય છે તેમ હસતા જાય છે અને પાણી પીંજી પીંજીને એમાંથી ધોળો રંગ ખીલવતા જાય છે. વચલો મુખ્ય ધોધ ખીણમાં પડ્યો કે તરત એવા તો જોરથી ઊછળે છે કે આતશબાજીનાં બાણોને પણ એની ઈર્ષા આવે. એક ફુવારો ઉપર ઊડી જરાક ઢીલો થાય છે એટલામાં બીજા ફુવારા નવા જોમથી એની પાછળ પાછળ આવી પહેલા ફુવારાને ધક્કો દઈ ફોડી નાખે છે અને પછી એના ચૂરેચૂરા, પૃથ્વીનું આકર્ષણ ભૂલી જઈ, ધુમાડાના રૂપમાં વ્યોમ-વિહાર શરૂ કરે છે. એ તુષાર સહેજ ઉપર આવ્યાં કે પવનના ઝપાટાની પરંપરા એમને ઉડાડતી ઉડાડતી ચારે કોર ફેલાવે છે. આ ધુમાડાનાં મોજાં હવામાં જાડાંપાતળાં દોડતાં હોય ત્યારે ખૂબ જ મજાની વાયલની ભાત નજરે પડે છે.

અને નીચે! નીચેના પાણીની મસ્તીનું વર્ણન થઈ જ ન શકે. જાણે પાણી અદ્વૈતાનંદમાં લપસી પડયાં. જેટલાં પડયાં તેટલાં ઊડયાં; લીલા રંગમાંથી ધોળું ફીણ પેદા કર્યું અને મરજીમાં આવે તેમ વિહાર કર્યો. એ અપૂર્વ લહાવો યાદ કરી કરીને નીચેનાં પાણી ફરી ફરી ઊભરાતાં હતાં. ધોબીઘાટ પરના સાબુના પાણીની ઉપમા જો અરસિક ન હોત તો નીચેના પાણીના ઊભરાને હું એની સાથે જ સરખાવત. પણ ધોબીના સાબુનું પાણી ગંદું હોય છે. એમાં વેગ અને મસ્તી પણ નથી હોતાં, બેપરવાઈ અને તાંડવ પણ નથી હોતાં; અને હાસ્ય મોળું પડતાંવેંત મોઢા ઉપર ફરી નિર્મળ ભાવ ધારણ કરવાની કળા પણ એની પાસે હોતી નથી. અહીંનાં પાણી જોઈને ધોબીઘાટનું સ્મરણ જ કેમ થયું? એમાં તો કોઈ જાતનું ઔચિત્ય ન હતું!

માણસને સમાધિની મસ્તી જોઈતી હોય તો એણે આ સ્થાને આવવું, એને કોઈ પણ કારણે નિરાશ થવું નહીં પડે.

આ બાજુની (જમણી) ભેખડનાં બે પગથિયાં આ વખતે ફરી ઊતર્યો. અહીં આ ફેરે ઉપનિષદ ગાવાનું સૂઝયું. માથે સૂરજ તપતો હતો અને હું મોઢેથી ગાતો હતો— पूषन्नेकर्षे! यम! सूर्य! प्राजापत्य व्यूह। रश्मीन्; समूह तेजो। જ્યારે પાઠનો અંત નજદીક આવ્યો અને હું બોલ્યો ॐ क्रतो स्मर; कृतं स्मर।' ત્યારે એકાએક ત્રણચાર વરસનું મારું આખું જીવન એકસામટું આ જીવનધારા આગળ ખડું થયું અને જાણે મારું પોતાનું જીવન આ મસ્ત જીવનની કસોટી ઉપર કસતો હોઉં અને જોઈતો કસ ઊતરતો નથી એમ જોઈ મૂંઝાતો હોઉં તેમ તે ક્ષણે લાગ્યું. બીજી જ ક્ષણે એ ત્રણ વરસની સ્મૃતિનાં પણ તુષાર થઈ આકાશમાં ઊડી ગયાં અને હું ધોધ સાથે એકરૂપ થઈ ગયો. ખરેખર, આ ધોધ પૂર્ણ છે. અને હું પણ એ પૂર્ણનો જ એક અંશ હોઈ તત્ત્વત: પૂર્ણ છું. અમે બંને વિ-સદૃશ નથી; એક જ પરમ તત્ત્વની નાનીમોટી વિભૂતિઓ છીએ, એવું ભાન જાગ્રત થતાં ચિત્ત શાંત થયું અને હું ઉપર આવ્યો.

ચિ. સરોજિની પણ એ આખું દૃશ્ય ઉત્કટ નયને ધરાઈને પીતી હતી. આ આખો આનંદ શી રીતે સમજવો, શી રીતે પચાવવો અને શી રીતે વ્યક્ત કરવો એની મીઠી મૂંઝવણ એની આંખમાં દેખાતી હતી.

અહીંથી તરત પાછા જઈ ચોસઠ યોગિનીનાં દર્શન કરવાં હતાં, નર્મદાના રક્ષક ધોળા, પીળા, નીલા, પહાડો જોવા હતા, એટલે વહુ જેમ પિયર છોડીને સાસરે જાય ત્યારે બંને બાજુનાં સુખદુ:ખના મિશ્ર ભાવો અનુભવતી જાય તેમ અમે ધુવાં-ધારને હાર્દિક પ્રણામ કરી પાછા ફર્યા.

હિંદુસ્તાનમાં આવા અનેક પ્રપાતો અખંડ વહેતા રહે છે અને ભવ્યતાના તેમ જ ઉન્મત્ત અવસ્થાના પાઠો ભણાવતા જાય છે. હજારો વરસો થયાં — અને લાખો નથી જ થયાં એની ખાતરી નથી — ધુવાંધાર એવો ને એવો જ ગબડયા કરે છે. શ્રીરામચંદ્ર અહીં આવ્યા હશે. વિશ્વામિત્ર ને વસિષ્ઠ અહીં નાહ્યા હશે. ચંદ્રગુપ્ત

અને સમુદ્રગુપ્તના સૈનિકોએ અહીં આવી જલવિહાર કર્યો હશે. શ્રી શંકરાચાર્યે અહીં બેસી પોતાનાં સ્તોત્રો રચ્યાં હશે. કલચુરી અને વાકાટક વંશના વીરોએ આ જ પાણીમાં પોતાના જખમો ધોયા હશે. અને અલ્હણાદેવીએ અહીં જ બેસીને ચોસઠ યોગિનીનું સ્મારક બનાવવાનો સંકલ્પ કર્યો હશે. અને ભવિષ્યકાળમાં ધુવાં-ધારને કિનારે શું શું થવાનું હશે એ કોણ કહી શકશે? ધુવાંધારને પોતાને જ એ કશાની ખબર નથી. એ તો પડયા જ કરે છે અને તુષારના રૂપમાં ઊડયા જ કરે છે.

**નવેમ્બર, '૩૯**

# ૪૪. શિવનાથ અને ઈબ

કલકત્તા આવતાં જતાં અનેક નદીઓની મુલાકાત થાય છે. આ પ્રદેશનો ઈતિહાસ હું જાણતો નથી, એની શરમ આવે છે. અહીંના લોકો કેટલા સરળ અને ભલા લાગે છે! તેમણે જો મનુષ્ય-સંહારની લીલા હસ્તગત કરી હોત તો તેમનું નામ ઈતિહાસમાં અમર થયું હોત. કેટલાક મરીને અમર થાય છે; કેટલાકનાં નામ મારનાર તરીકે અમર થાય છે. મલિક કફૂર, કાલા પહાડ વગેરે લોકો બીજી કોટિમાં ગણાય.

આ નદીઓને કિનારે લડાઈઓ થઈ હોય તો હું જાણતો નથી. તેથી મારે મન આ નદીઓનાં જળ અત્યારે તો વિશેષ પવિત્ર છે. ચર્મણ્વતીએ યજ્ઞ-પશુનાં લોહીનો લાલ રંગ ધારણ કર્યો, શોણ અને ગંગાએ સમ્રાટોનાં મહત્ત્વાકાંક્ષી રક્તને પચાવ્યાં; આ નદીઓએ પણ એમ જ કર્યું હોય તો નવાઈ નથી. પણ જ્યાં સુધી હું જાણતો નથી ત્યાં સુધી અનિશ્ચયનો લાભ એમને આપું છું.

પણ આ નદીઓને કિનારે ઘણા સાધુઓએ જરૂર તપ કર્યું હશે અને કૃત-જ્ઞતાપૂર્વક એમણે એમને માટે સ્તોત્રો પણ ગાયાં હશે. એ પણ હું જાણતો નથી. અને છતાં કહું છું કે હું ભારતવાસી છું!

*

એક વાર દુર્ગ ગયો હતો ત્યારે શિવનાથ નદીની સહેજસાજ ઓળખાણ થઈ. ગોંડ, ભીલ વગેરે પર્વતીય જાતિઓની એ માતા છે. આખા છતીસગઢની તો એ સ્તન્યદાયિની છે. એની કરુણ કથા* ચિત્તને ગમગીન કરનારી છે. પુણ્ય-સલિલા નદીની કહાણી વળી આવી હોય? પણ નદી શું કરે! વિજયી આર્યોએ જો એની કથા રચી હોત તો એમાં ઉલ્લાસનું તત્ત્વ જડી આવત. આ તો હારેલી, દબાયેલી અને મૂંઝાયેલી આદિવાસી કોમનાં સંસ્મરણો સાથે વહેનારી નદી! એની કહાણીઓ એવી જ ગમગીનીભરી હોવાની.

---

* જુઓ 'દુર્દૈવી શિવનાથ'. (લેખ ૪૫)

કલકત્તાની વાટે શિવનાથ ફરી ફરી મળે છે અને કહે છે: રાજાઓના અને સાધુઓના ઈતિહાસથી તું સંતોષ નહીં માનતો. વિજેતાઓના અને સમ્રાટોના ઈતિહાસમાં લોકહૃદય ન મળે. બ્રાહ્મણ અને શ્રમણ, મુલ્લાં અને મિશનરી, કોઈએ જેમની પીડ જાણી નથી એવા પહાડી લોકોના દર્દનું અધ્યયન કરવાની દીક્ષા તને આપું છું. લેવાની હિંમત છે?

હિંદુસ્તાનની મૂક પ્રજાને બોલકણી એકતા આપવાના ઉદ્દેશથી હિંદુસ્તાનીનો પ્રચાર કરી રહ્યો છું. એ જ કાજે હમણાં પૂના જઈ આવ્યો, એ જ કાજે રામગઢ જવા ઊપડ્યો છું. ત્યાંની કૉંગ્રેસમાં તમામ પ્રાંતોના લોકો આવશે. ગાંધીજીના આગ્રહને કારણે કૉંગ્રેસો હવે ગામડાંઓમાં ભરાવા લાગી છે. તે બધું સારું છે. પણ શું રામગઢમાં પણ આ પર્વતીય લોકો આવશે? બિહારના 'સાન્થાલ' અને 'હો' વખતે આવે તો આવે, પણ આ શિવનાથના પુત્રો આવશે કે નહીં, કોણ જાણે?

*

આજે સવારથી અનેક નદીઓ જોઈ. લાંબા લાંબા પહોળા પથરાવાળી નદી પણ જોઈ અને કાદવવાળી નદી પણ જોઈ. જેને કિનારે એકે ઝાડ નથી એવી નદી પણ જોઈ, અને જેણે એક બાજુ ઝાડોની એક જાડી દીવાલ ઊભી કરી છે એવી નદી પણ જોઈ. ધોળા ધોળા બગલાઓ એના પટમાં કાદવ પર પોતાનાં પગલાંઓની ભાત પાડતા હતા. પણ એ ચરણલિપિમાંથી હું કશો ઈતિહાસ પામી ન શક્યો, કોઈ દંતકથાઓ ઉકેલી ન શક્યો. નદી આશાએ લખતી જાય છે અને નિરાશાથી એ લેખ ભૂંસી નાખતી જાય છે. અને નવા વાચકોની રાહ દેખતી રહે છે.

અમે ઝારસૂગુડા જંકશન પાસે જઈએ છીએ. એક નાનકડું સ્ટેશન નજીક આવે છે. એટલામાં અમારા રસ્તા તળેથી વહેતી એક સુંદર નદી અમે જોઈ. નદીમાત્ર સુંદર હોય જ છે, પણ આ નદીમાં અસાધારણ રૂપાળી ભાત પાડવાની કળા દેખાઈ. પાણીના સ્રોતમાં વમળો પેદા થતાં હશે. લીલ બાઝીને પાણીને વિચિત્ર રૂપ મળતું હશે. ઉપરથી એ બધી ભાત જોઈ મને રવીન્દ્રનાથનાં ચિત્રો યાદ આવ્યાં. આ નદીની ભાત પણ કશું બોલ્યા વગર, કશો બોધ આપ્યા વગર, હૃદય સુધી પહોંચતી હતી અને ત્યાં પોતાની કાયમની છાપ પાડતી હતી. એનું નામ તે સાચી કળા!

પણ આ નદીનું નામ શું? પરિચય થાય અને નામ ન જડે એ કેવી વિચિત્ર સ્થિતિ! એટલામાં ઈબ સ્ટેશન આવ્યું. અમે લોકોને પૂછ્યું કે નદીનું નામ શું? તેમણે કહ્યું 'ઈબ.' 'નદીના નામ પરથી જ સ્ટેશનનું નામ પડ્યું છે.' ત્યારે તેમાં ઔચિત્ય નથી એમ કોણ કહી શકે? પણ મનમાં શંકા આવી ગઈ. આ સ્ટેશને ભેડેન ફરીને એક નદી ઈબને મળે છે. અને સ્ટેશન તો ભેડેનને કિનારે છે. ઈબ જરા મોટી છે, એટલા ખાતર ભેડેનને અન્યાય કરી એનું નામ સ્ટેશનને ન અપાય. ભેડેન કાંઈ નાનીસૂની નદી નથી, ખાસી પહોળી છે. [illegible] છે. [illegible] ગર્વ વગર પોતાનાં પાણી ઈબને સોંપી દઈ પોતાના નામનો [illegible]

નથી. મેં ઈબને કહ્યું, 'જો, ઉદારતામાં આ ભેડેન તારા કરતાં શ્રેષ્ઠ છે કે નહીં?' ઈબે જરાક સરખું ભાતવાળું સ્મિત કરીને કહ્યું, "તે તો તમે માણસો જ જાણો. ભેડેને પોતાનું નામ છોડી દઈ પોતાનાં નીર મને સોંપ્યાં એની ઉદારતાનાં વખાણ કરવા કરતાં એની પાસેથી એ જ દીક્ષા લેવી અને એના જેવું જ થવું એ મને વધારે ઠીક લાગે છે. હું એનાં અને મારાં નીર ભેગાં કરી મહાનદીને સોંપવા, આ જુઓ સંબલપુર ચાલી. ત્યાં હું પણ મારું નામ છોડી દેવાની છું, આમ ઉત્તરોત્તર નામરૂપનો ત્યાગ કરવાથી જ અમને બધાને મહાનદીનું મહત્ત્વ પ્રાપ્ત થયું છે, અને એ પણ સાગરને અર્પણ કરવા માટે જ."

અને જતાં જતાં ઈબે એક લીટી અનુષ્ટુપ છંદમાં ગાઈ બતાવી:

सर्वे महत्त्वं अिच्छन्ति कुलं तत् अवसीदति ।
सर्वे यत्र विनेतारः राष्ट्रं तत् नाशं आप्नुयात् ॥

*

ઈબનો એ સંદેશો સાંભળી હું રામગઢ ગયો.

માર્ચ, '૪૦

## ૪૫. દુર્દૈવી શિવનાથ

['શિવનાથ અને ઈબ'વાળા લેખમાં જેનો ઉલ્લેખ છે તે લોકકથાનો સાર બેમેતરા-દ્રુગથી લખેલા નીચેના કાગળમાં મળશે.]

કાલે અને આજે શિવનાથ નદીનાં દર્શન થયાં. એમ તો કલકત્તા આવતાં જતાં શિવનાથ એકબે વાર ઓળંગવી પડે જ છે. અહીં મોટા ઊંચા પુલ પરથી શિવનાથનો પ્રવાહ ઊંચી ઊંચી ભેખડમાં થઈને જતો જોવાનો મળે છે. કાલે સાંજે બાલોડથી પાછા આવ્યા ત્યારે શિવનાથને કાંઠે ખાસ ફરવા ગયાં હતા.

ચોમાસું બેઠું તો છે, છતાં નદીમાં પાણી હજી આવ્યાં નથી; પરિણામે શિવનાથ કોઈ વિરહિણી જેવી મ્લાનવદના દેખાઈ. જે નદી શ્રાવણ-ભાદરવામાં પોતાના બે કાંઠા ઓળંગી ગાઉના ગાઉ સુધી ફેલાય છે, તેને જ આમ પોતાના જ પટમાં અજગરની પેઠે એક ખૂણે પડેલી જોઈ ગમે તેના મનમાં વિષાદ પેદા થાય જ.

દ્રુગના લોકોને શિવનાથ વિશે પૂછ્યું: નદી ક્યાંથી આવે છે? કેટલી લાંબી છે? આગળ એનું શું થાય છે? કોઈ પણ મને ચોક્કસ જવાબ આપી ન શક્યા. આ નદીનું માહાત્મ્ય પુરાણોમાં ક્યાંય વર્ણવ્યું છે? એને વિશે કોઈ લોકગીત પ્રચલિત છે? કોઈ દંતકથા સંભળાય છે? એકે સવાલનો "હા"માં જવાબ ન મળ્યો. નદી વિશે વળી જાણવાનું શું હોય! રોજ સવારે એની સેવા લઈએ એથી વધુ એનો શો સંબંધ?

આખરે મેં દ્રુગ તહસીલનું ગૅઝેટિયર મંગાવ્યું. એમાં ઉપરના સામાન્ય સવાલો-ના જવાબ તો આપ્યા જ છે, પણ એ ઉપરાંત શિવનાથ વિશેની દંતકથા પણ આપેલી છે. એ જ કથા આજે અહીં મારી ભાષામાં આપવા માગું છું.

શિવા કરીને એક ગોંડ છોકરી હતી. જંગલી ગોંડ જાતિની હોવા છતાં છોકરી સંસ્કારી અને રસિક હતી. ગોંડ જાતિના જ એક છોકરાનું એના પર મન બેઠું. છોકરીના હૈયાનું આકર્ષણ કરી શકે એવો એકે ગુણ એનામાં ન હતો. સ્વચ્છંદપણે વર્તવું અને જેની તેની પાસેથી ધમકાવીને કામ કઢાવવું એટલું જ એ જાણતો હતો. શિવાનું ધ્યાન કરતો જાય અને એને મેળવવાનો રસ્તો જડતો નથી માટે મૂંઝાતો જાય. આખરે પોતાની કોમના રિવાજ પ્રમાણે એણે લાગ શોધીને શિવાનું હરણ કર્યું. અને રાક્ષસ-પદ્ધતિથી એની સાથે એ પરણ્યો!

વિવાહવિધિમાંથી પસાર થવું એને માટે સહેલું હતું, પણ શિવા પોતાની બનાવવી એ શી રીતે બને?

શિવા જેવી સંસ્કારી અને ભાવનાશાળી બાળા એના તરફ શાની જુએ? અને પેલો જડમૂઢ અનુનય જેવી વસ્તુ શી રીતે જાણે? એણે પતિની હકૂમત ચલાવવાનો પ્રયત્ન કર્યો. પેલીએ અબળાનું સામર્થ્ય પ્રગટ કર્યું. શિવાને લૂંટીને આણનાર યુવક શિવાના બીડેલા હૈયા આગળ હાર્યો. એનો ક્રોધ ભભૂકી ઊઠયો. શરીરને જ સમજ-નાર માણસ શરીર બહાર જઈ ન શકે. એણે અંતે શિવાને મારી નાખી એના શરીરના કકડા એક ઊંડી ખીણમાં ફેંકી દીધા!!

જ્યાં શિવાનું શબ પડયું એ જ સ્થાનેથી એક નદી તરત વહેવા લાગી. તે જ આપણી આ શિવનાથ, જે આગળ જઈને મહાનદીમાં પોતાનાં પાણી છોડી દે છે.

આજે સવારે ઊઠી અમે બેમેતરા જવા ઊપડયા. રસ્તામાં એક અકસ્માત થયો. અમારી દોડતી મોટર સાથે એક બળદગાડી અથડાઈ અને એક બળદનું આખું શિંગડું ઊખડી ગયું. અમે થોભ્યા અને મદદે દોડયા. લટકતું શિંગડું કાપી કાઢવાની સલાહ મારે આપવી પડી. અને જ્યાંથી લોહી વહેતું હતું ત્યાં પેટ્રોલનો પાટો બાંધવો પડયો. આખું વાતાવરણ કરુણ અને ગમગીન થયું હતું. એવી સ્થિતિમાં શિવનાથ નદીનું બીજી વાર દર્શન થયું. અહીં નદીનો પટ સુંદર છે. આસપાસના પથરા જાંબુડા લાલ રંગના છે. નદીનું પાત્ર પણ રૂપાળું છે. પ્રતિ-બિંબ કાવ્યમય લાગતું હતું. પણ પેલો કરુણ કિસ્સો મનમાં રમતો હતો, એટલે આ દર્શનમાં પણ વિષાદની જ છાયા હતી.

શિવનાથનું નસીબ જ આવું લાગે છે. આખરે મનની ગમગીની ઓછી કરવા માટે આ કાગળ લખી કાઢયો. હવે હૈયું કાંઈક હળવું થયું છે.

# ૪૬. અબરી ઈબ

કલકત્તાથી વર્ધાની મુસાફરી કરતો હતો. ગાડીમાં રાત્રે કશું ઓઢ્યા વગર સૂતો હતો. ઓઢવાની જરૂર નહોતી. છતાંય ઓઢ્યું હોત તો વાંધા જેવું ન હતું. સવારે પાંચ વાગ્યે જ્યારે જાગ્યો ત્યારે હવામાં કાંઈક ઠંડી હોવાથી ચાદરની હૂંફ ન મેળવ્યા બદલ પસ્તાવો થયો. આખરે 'હવે શું?' કરીને ઊઠ્યો. કવિઓને જેટલો ભવિષ્યકાળ દેખાય એટલું જ બહાર દેખાતું હતું. આખું દૃશ્ય પ્રસન્ન હતું. પણ પૂરતું સ્પષ્ટ ન હતું.

એટલામાં એક નદી આવી. પુલના બે છેડા વચ્ચે એની ધારા અનેક લીટીએ વહેંચાઈ હતી. દરેક નદીનું એમ જ હોય છે, પણ આ નદીએ કાંઈક વિશેષ સૌંદર્ય સાધ્યું હોય એમ સ્પષ્ટ લાગતું હતું. પાતળા અંધારામાં પ્રભાતનું આકાશ નક્કી કરી શકતું ન હતું કે, પાણીની ચાંદી બનાવવી? કે એનો જૂના કાળનો ચળકતા લોઢાનો અરીસો બનાવવો?

અમે પુલની અધવચ આવ્યા. હું પ્રવાહની શોભા નિહાળવા લાગ્યો. એટલામાં પાણી ઉપર કોઈએ ધોળો રંગ છાંટ્યો હોય અને ધીમે ધીમે એની અબરી* બની હોય એમ લાગ્યું. એ ભાત જોઈ હું ખુશ ખુશ થયો. હમણાં જ દિલ્હીમાં જામિયા મિલિયાનાં નાનાં છોકરાંઓને કાગળ પર અબરીની ભાત પાડતાં જોયાં હતાં. મને આ કુદરતી આકારો ઘણા આકર્ષક લાગે છે.

આ નદીનું નામ શું? કોણ કહી શકે? મેં વિચાર કર્યો, બીજું નામ ન મળે તો આને હું અબરી નદી કહીશ.

નદી ગઈ અને મને એ નદી ક્યાંની એ જાણવાની ઉત્કંઠા વધી. કેમ કે એ નદી પછી ધુમાડો છોડતી એક બે ચીમનીઓ દેખાઈ હતી. અને પાસેની વસ્તીમાં વીજળીના દીવાઓ પણ ઝબૂક્યા હતા.

રેલવેનું ટાઇમટેબલ કાઢી મેં એને પૂછ્યું કે, 'પાંચ હમણાં જ થયા છે. અમે ક્યાં છીએ?' એનો જવાબ સાંભળતાંવેંત મોઢામાંથી પરિચયના આનંદનો ઉદ્ગાર નીકળ્યો, 'ઓહો! એ તો આપણી ઈબ!' રામગઢ જતાં એણે કેટલી મજાની ભાત બતાવી હતી! મેં એને કૃતજ્ઞતાની અંજલિ પણ આપી હતી. ઈબને હું કેમ ન ઓળખી શક્યો? અબરીનો આવો કળાવિલાસ શું ગમે તે નદી બતાવી શકતી હશે?

ત્યારે આ ઈબ નદી અબરીનું કામ કઈ વર્ધા-નિશાળમાં શીખી હશે? અથવા એમ જ હશે કે, આની પાસેથી જ દુનિયાએ અબરીકળા સૌથી પ્રથમ મેળવી હશે.

મે, '૪૧

---

* ચોપડીના પૂંઠા ઉપર કે અંદરની બાજુ જે રંગીન ભાતવાળો કાગળ વપરાય છે અને જેને અંગ્રેજીમાં 'Marble Paper' કહે છે તેને માટે આપણો શબ્દ છે, 'અબરી.'

# ૪૭. ઋષિકુલ્યાનું ક્ષમાપન

આજે મહાશિવરાત્રિનો દિવસ છે. રોજનાં બધાં કામ મૂકી દઈ સરિતા, સરિત્પિતા અને સરિત્પતિનું ધ્યાન કરવાના નિશ્ચય સાથે હું બેઠો છું સરિતાઓ લોકમાતાઓ છે. એમની 'જીવનલીલા'ને અનેક રીતે યાદ કરીને હું પાવન થયો છું. પૂર્વજોએ કહ્યું છે કે નદીની પૂજા સ્નાન, દાન અને પાન એવા ત્રિવિધ રૂપે કરવી જોઈએ. મને થયું કેવળ સ્નાનદાનપાન શું કામ? ભક્તિ કરવી જ છે તો તે ચતુર્વિધ કેમ નહીં? એમ વિચારી મેં નદીના મહિમાનું ગાન કરવાનો નિશ્ચય કર્યો. 'લોકમાતા' અને આ 'જીવનલીલા' એ બંને ગ્રંથોમાં આ ગાન સાંભળવાનું મળશે.

હવે જ્યારે પ્રવાસ ઓછો થઈ ગયો છે અને સરિત્પતિ સાગરનું તેડું પણ ઓછું સાંભળવાનું મળે છે ત્યારે મેં મનમાં વિચાર્યું કે લાવ હવે સરિત્પિતા પહાડો-નું થોડું શ્રાદ્ધ કરું. એટલામાં એક નાનીશી પવિત્ર નદીએ આવીને કાનમાં કહ્યું, "શું મને બિલકુલ ભૂલી ગયા?" હું શરમાયો અને તરત એને સ્મરણાંજલિ અર્પણ કરી પછી પહાડો તરફ વળવાનો મેં નિશ્ચય કર્યો. આ નદી છે કલિંગ દેશમાં માત્ર સવાસો માઈલની મુસાફરી કરનારી ઋષિકુલ્યા.

ઋષિકુલ્યા નદીનું નામ પણ મેં પહેલાં સાંભળ્યું નહોતું. અશોકના શિલાલેખો જોવાની મને ધૂન લાગી હતી. જૂનાગઢના શિલાલેખો મેં જોયા હતા. પછી ઓરિસાના શા સારુ ન જોઉં? એવો વિચાર મનમાં ઊઠયો. કલિંગ દેશનો હાથીના મોઢાવાળો ધૌળીનો શિલાલેખ મેં જોયો હતો. એટલે ઇતિહાસદૃષ્ટિ પૂછવા લાગી કે થોડું દક્ષિણ તરફ જઈને ત્યાંના જૌગઢના વિખ્યાત શિલાલેખ શું કામ છોડી દે છે? એને સંતોષવા માટે ગંજામ તરફ જવું પડયું. એ પ્રવાસ ઘણો કાવ્યમય હતો. પણ તેનું વર્ણન કરવા બેસું તો ઋષિકુલ્યા કરતાં પણ લાંબું થઈ જાય!

આ નદી ચિલકા સરોવરને મળવાને બદલે ગંજામ સુધી કેમ ગઈ અને સમુદ્રને જ કેમ મળી એ વાતની નવાઈ થાય છે. કદાચ સાગરપત્નીનું સૌભાગ્ય પ્રાપ્ત કરવા એ ગંજામ સુધી દોડી ગઈ હશે. પણ અહીંના સમુદ્રમાં કોઈ ઉત્સાહ દેખાતો નથી. રેતી સાથે રમ્યા કરવા કરતાં વધારે એનું કામ નથી.

ઋષિકુલ્યા આમ નાની નદી છે પણ નામને કારણે એની આબરૂ મોટી છે. કેમ કે આટલી નાનકડી નદીને ખંડણી ભરવાને પથમા અને ભાગુવા બે નદીઓ આવે છે. બીજી પણ બેત્રણ નદીઓ એને આવીને મળે છે. પણ ઝાઝું દારિદ્ય એકઠું થાય તેથી સમૃદ્ધિ થોડી જ પેદા થાય છે? ગરમીના દિવસો આવ્યા કે બધું ઠણઠણગોપાલ!

ઋષિકુલ્યાને કિનારે અસ્કા નામનું એક નાનકડું ગામડું છે. નાનું ગામ સુંદર ન હોય એવું થોડું જ છે? નદીઓનો સંગમ થાય છે ત્યાં સૌંદર્યને જુદું નોતરું

મૂકવું પડતું નથી. અને અહીં તો ઋષિકુલ્યાને મળવા માટે મહાનદી આવી છે! બંને મળીને શેરડી ઉગાડે છે, ચોખા ઉગાડે છે અને લોકોને મીઠું ભોજન જમાડે છે. અને જેમને ઉન્મત્ત થવું હોય તેમને માટે અહીં શરાબની સગવડ પણ છે. આ 'દેવભૂમિ'માં લોકોના સુરાપાનને ઉચિત ગણવું કે અનુચિત? જેઓ સુરા પીએ છે તે સુર એટલે કે દેવ, અને જે નથી પીતા તે અસુર — સુરઅસુરની આવી વ્યાખ્યા ઈરાની લોકોએ કરી છે.

ઋષિકુલ્યા નામ કોણે પાડયું હશે? એની પડોશી બે નદીઓનાં નામ પણ એવાં જ કાવ્યમય અને સંસ્કૃત છે. 'વંશધારા' અને 'લાંગુલ્યા' જેવાં નામો ત્યાંના આદિવાસીઓએ આપ્યાં હોય તેવું લાગતું નથી.

આ આખો પ્રદેશ કલિંગના ગજપતિ, આંધ્રનાં વેંગી તથા દક્ષિણના ચૌલ રાજાઓની મહત્ત્વાકાંક્ષાઓની યુદ્ધભૂમિ હતો. તો આ બધાં નામ ચૌલના રાજેન્દ્રે પાડયાં કે કલિંગના ગજપતિઓએ, તે કોણ કહી શકે?

જૌગઢનો ઇતિહાસમશહૂર શિલાલેખ જોઈને પાછા ફરતી વખતે સાંજને વખતે ઋષિકુલ્યાનું દર્શન થયું. સંસ્કૃત સાહિત્યમાં દધિકુલ્યા, ઘૃતકુલ્યા, મધુકુલ્યા જેવાં નામો વાંચતાંવેંત મોંમાં પાણી આવતું. ઋષિકુલ્યાનું નામ સાંભળીને હું ભક્તિભાવથી નમ્યો અને તેના તટ પર મેં સાંજની પ્રાર્થના કરી.

નાની નદી પાર કરવા હોડી પણ નાની હોવી જોઈએ એમ મનમાં થતું હતું. એ દિવસે અમારું નસીબ એવું અવળું હતું કે એ નાની હોડી પણ અરધીપરધી પાણીથી ભરેલી નીકળી! અંદરનું પાણી બહાર કાઢવા માટે પાસે લોટો કે એવું પણ કંઈ નહોતું. એટલે જોડા હાથમાં લઈને ઉઘાડે પગે અમે હોડીમાં ચડયા. મનમાં હતું કે નદીમાં પગ ભીના ન થવા દેવા. પણ આખરે હોડીમાં જે પાણી હતું તે અમારું પાદપ્રક્ષાલન કર્યા વગર રહ્યું નહીં. ઊભા રહીએ છીએ તો હોડી નમી જાય છે. બેસીએ છીએ તો ધોતિયું ભીનું થાય છે. આ બેવડા સંકટમાંથી રસ્તો કાઢવા હોડીના બંને છેડા પકડીને અમે 'કુક્કુટાસન'નો અશ્રાય લીધો અને એમ ઊકડમડિયે બેસીને વેદકાલીન ને પુરાણકાલીન ઋષિઓને યાદ કરતાં કરતાં તેમની આ કુલ્યા અમે પાર કરી. ત્યારથી આ ઋષિકુલ્લા નદીને માટે મનમાં ગાઢ ભક્તિ દૃઢ થઈ છે. 'કુક્કુટાસન'નું 'સ્થિરસુખ' જ્યાં સુધી યાદ રહેશે ત્યાં સુધી રાત્રિકાળનો એ પ્રસંગ પણ નહીં ભુલાય.

ત્યાંના એક શિક્ષક પાસેથી ઋષિકુલ્યા વિશે જાણવાને પ્રયત્ન કર્યો. તેમણે ઘણી મહેનત કરી ઊડિયા ભાષામાં એક લાંબું કાવ્ય લખી મને મોકલી આપ્યું. હજી એ કાવ્યનો આસ્વાદ હું લઈ શકયો નથી. ઋષિકુલ્યા તરફના ભક્તિભાવને દૃઢ કરવા માટે આધુનિક કાવ્યની જરૂર પણ નથી. મારા ખ્યાલથી શિવરાત્રિને દિવસે કરેલું આ ઋષિકુલ્યાનું ક્ષમાપનસ્તોત્ર એને મંજૂર રહેશે અને તે મને અચળ એવા પહાડોનું ઉપસ્થાન કરવાને હાર્દિક અને સુદીર્ઘ આશીર્વાદ આપશે.

મહાશિવરાત્રિ, ૨૭–૨–'૫૭

# ૪૮. તેંદુલા અને સુખા

આજે એક અણધાર્યો અને અસાધારણ આનંદ અનુભવી શક્યો.

વર્ધાથી દ્રુગ આવ્યા છીએ: આસપાસનાં બે ગામડાંમાં રાષ્ટ્રીય ગ્રામશિક્ષણ (બેઝિક એજ્યુકેશન) શરૂ કરવા માટે શિક્ષકો તૈયાર કરનાર એક સંસ્થાનું ઉદ્‌ઘાટન કરવા સવારે ચાર વાગ્યે દ્રુગ આવી પહોંચ્યા. નાહીધોઈ નાસ્તો કરી બાલોડ જવા ઊપડયા.

બાલોડ દ્રુગની બરાબર દક્ષિણે ૩૭ માઈલ પર છે. રસ્તો મોટે ભાગે જાણે દોરી છાંટીને બનાવ્યો હોય એવો સીધો છે. માઈલના માઈલ સુધી લીટીમાં દોડતા રહેવું એમાં જેમ એકધારાપણું છે તેમ એક જાતનો કેફ પણ છે. બાલોડ પાસે આવ્યા અને કોકે કહ્યું કે અહીં પાસે જ તેંદુલા બંડ અને કૅનૉલ છે. નાનકડી વસ્તુ પણ સ્થાનિક લોકોને મન મહત્ત્વની હોય છે. ભાઈ તામનસ્કરે જ્યારે કહ્યું કે વ્યાખ્યાન થયા પછી આપણે એ બંડ જોવા જઈશું ત્યારે કશા ખાસ ઉત્સાહ વગર મેં હા પાડી. એમાં કશું મજાનું જોવાનું હશે એમ તો માન્યું જ ન હતું. હા પાડી તે સ્થાનિક લોકોના આતિથ્યનો ઉત્સાહભંગ ન થાય એ જાતની ભલ-મનસાઈને લીધે જ.

ખાસો ૩૭ માઈલનો જે પ્રવાસ કરેલો એમાં રસ્તે ખાડાટેકરા કશું જ ન હતું. બધે સપાટ જમીન. ગુજરાતની પેઠે આ જમીનમાં વાડનું નડતર પણ ન જડે. આવી સપાટ જમીન જોયા પછી એકાદ નદીનાળું જોવાને મળશે, એકાદ બંધ નજર સામે અથડાશે તો મનને એટલું વ્યંજન મળશે એમ ધારી હું કબૂલ થયો. જેણે પૂનાના બંડગાર્ડનથી માંડીને ભાટઘરના પ્રચંડ બંધ સુધી અનેક બંધ જોયા છે તેનું કુતૂહલ એમ સહેજે જાગ્રત ન થાય.

બીઝવાડામાં કૃષ્ણા નદી પરનો ભવ્ય બંધ, ગોકાક પાસેનો ઘટપ્રભા આડો બાલ્યપરિચિત બંધ, લોણાવલાના બે ત્રણ આકર્ષક બંધ, મૈસૂરમાં વૃંદાવનને પોષનાર બાદશાહી કૃષ્ણસાગર, દિલ્હી પાસેનો યમુના પરનો રમણીય 'ઓખલા'નો બંધ, અને નાશકથી મોટર રસ્તે ૫૦ માઈલ દૂર જઈ જોયેલો 'પ્રવરા' નદીનો સુંદરતમ અને રોમાંચકારી બંધ;—આવાં આવાં અનેક જળાશયો જેણે જોયાં છે તે સિંહગઢ તળેના 'ખડકવાસલા' જેવા બંધથી પણ સંતુષ્ટ ભલે થાય, પણ એનું કુતૂહલ બાલ્યાવસ્થામાં તો ન જ હોય.

ભાવનગર પાસેના બોરતળાવનું વર્ણન મેં લખ્યું છે; બીઝવાડાની કૃષ્ણા નદીને શ્રદ્ધાંજલિ અર્પણ કરી છે; બીજા વિશે હજુ લખ્યું નથી એનું દુ:ખ છે. છતાં આજે કોઈ મજાના જલરાશિનું દર્શન થશે એવી અપેક્ષા જ ન હતી. વ્યાખ્યાન, સંભાષણ અને ભોજન આટોપી અમે તેંદુલા કૅનૉલ જોવા વાહનારૂઢ થયા અને

મૂકવું પડતું નથી. અને અહીં તો ઋષિકુલ્યાને મળવા માટે મહાનદી આવી છે! બંને મળીને શેરડી ઉગાડે છે, ચોખા ઉગાડે છે અને લોકોને મીઠું ભોજન જમાડે છે. અને જેમને ઉન્મત્ત થવું હોય તેમને માટે અહીં શરાબની સગવડ પણ છે. આ 'દેવભૂમિ'માં લોકોના સુરાપાનને ઉચિત ગણવું કે અનુચિત? જેઓ સુરા પીએ છે તે સુર એટલે કે દેવ, અને જે નથી પીતા તે અસુર — સુરઅસુરની આવી વ્યાખ્યા ઈરાની લોકોએ કરી છે.

ઋષિકુલ્યા નામ કોણે પાડયું હશે? એની પડોશી બે નદીઓનાં નામ પણ એવાં જ કાવ્યમય અને સંસ્કૃત છે. 'વંશધારા' અને 'લાંગુલ્યા' જેવાં નામો ત્યાંના આદિવાસીઓએ આપ્યાં હોય તેવું લાગતું નથી.

આ આખો પ્રદેશ કલિંગના ગજપતિ, આંધ્રનાં વેંગી તથા દક્ષિણના ચૌલ રાજાઓની મહત્ત્વાકાંક્ષાઓની યુદ્ધભૂમિ હતો. તો આ બધાં નામ ચૌલના રાજેન્દ્રે પાડયાં કે કલિંગના ગજપતિઓએ, તે કોણ કહી શકે?

જૌગઢનો ઈતિહાસમશહૂર શિલાલેખ જોઈને પાછા ફરતી વખતે સાંજને વખતે ઋષિકુલ્યાનું દર્શન થયું. સંસ્કૃત સાહિત્યમાં દધિકુલ્યા, ઘૃતકુલ્યા, મધુકુલ્યા જેવાં નામો વાંચતાંવેંત મોંમાં પાણી આવતું. ઋષિકુલ્યાનું નામ સાંભળીને હું ભક્તિભાવથી નમ્યો અને તેના તટ પર મેં સાંજની પ્રાર્થના કરી.

નાની નદી પાર કરવા હોડી પણ નાની હોવી જોઈએ એમ મનમાં થતું હતું. એ દિવસે અમારું નસીબ એવું અવળું હતું કે એ નાની હોડી પણ અરધીપરધી પાણીથી ભરેલી નીકળી! અંદરનું પાણી બહાર કાઢવા માટે પાસે લોટો કે એવું પણ કંઈ નહોતું. એટલે જોડા હાથમાં લઈને ઉઘાડે પગે અમે હોડીમાં ચડયા. મનમાં હતું કે નદીમાં પગ ભીના ન થવા દેવા. પણ આખરે હોડીમાં જે પાણી હતું તે અમારું પાદપ્રક્ષાલન કર્યા વગર રહ્યું નહીં. ઊભા રહીએ છીએ તો હોડી નમી જાય છે. બેસીએ છીએ તો ધોતિયું ભીનું થાય છે. આ બેવડા સંકટમાંથી રસ્તો કાઢવા હોડીના બંને છેડા પકડીને અમે 'કુક્કુટાસન'નો આશ્રય લીધો અને એમ ઊકડમડિયે બેસીને વેદકાલીન ને પુરાણકાલીન ઋષિઓને યાદ કરતાં કરતાં તેમની આ કુલ્યા અમે પાર કરી. ત્યારથી આ ઋષિકુલ્લા નદીને માટે મનમાં ગાઢ ભક્તિ દૃઢ થઈ છે. 'કુક્કુટાસન'નું 'સ્થિરસુખ' જ્યાં સુધી યાદ રહેશે ત્યાં સુધી રાત્રિકાળનો એ પ્રસંગ પણ નહીં ભુલાય.

ત્યાંના એક શિક્ષક પાસેથી ઋષિકુલ્યા વિશે જાણવાને પ્રયત્ન કર્યો. તેમણે ઘણી મહેનત કરી ઊડિયા ભાષામાં એક લાંબું કાવ્ય લખી મને મોકલી આપ્યું. હજી એ કાવ્યનો આસ્વાદ હું લઈ શકયો નથી. ઋષિકુલ્યા તરફના ભક્તિભાવને દૃઢ કરવા માટે આધુનિક કાવ્યની જરૂર પણ નથી. મારા ખ્યાલથી શિવરાત્રિને દિવસે કરેલું આ ઋષિકુલ્યાનું ક્ષમાપનસ્તોત્ર એને મંજૂર રહેશે અને તે મને અચળ એવા પહાડોનું ઉપસ્થાન કરવાને હાર્દિક અને સુદીર્ઘ આશીર્વાદ આપશે.

મહાશિવરાત્રિ, ૨૭–૨–'૫૭

# ૪૮. તેંદુલા અને સુખા

આજે એક અણધાર્યો અને અસાધારણ આનંદ અનુભવી શક્યો.

વર્ધાથી દ્રુગ આવ્યા છીએ: આસપાસનાં બે ગામડાંમાં રાષ્ટ્રીય ગ્રામશિક્ષણ (બેઝિક એજ્યુકેશન) શરૂ કરવા માટે શિક્ષકો તૈયાર કરનાર એક સંસ્થાનું ઉદ્‌ઘાટન કરવા સવારે ચાર વાગ્યે દ્રુગ આવી પહોંચ્યા. નાહીધોઈ નાસ્તો કરી બાલોડ જવા ઊપડયા.

બાલોડ દ્રુગની બરાબર દક્ષિણે ૩૭ માઈલ પર છે. રસ્તો મોટે ભાગે જાણે દોરી છાંટીને બનાવ્યો હોય એવો સીધો છે. માઈલના માઈલ સુધી લીટીમાં દોડતા રહેવું એમાં જેમ એકધારાપણું છે તેમ એક જાતનો કેફ પણ છે. બાલોડ પાસે આવ્યા અને કોકે કહ્યું કે અહીં પાસે જ તેંદુલા બંડ અને કેનૉલ છે. નાનકડી વસ્તુ પણ સ્થાનિક લોકોને મન મહત્ત્વની હોય છે. ભાઈ તામનસ્કરે જ્યારે કહ્યું કે વ્યાખ્યાન થયા પછી આપણે એ બંડ જોવા જઈશું ત્યારે કશા ખાસ ઉત્સાહ વગર મેં હા પાડી. એમાં કશું મજાનું જોવાનું હશે એમ તો માન્યું જ ન હતું. હા પાડી તે સ્થાનિક લોકોના આતિથ્યનો ઉત્સાહભંગ ન થાય એ જાતની ભલ-મનસાઈને લીધે જ.

ખાસો ૩૭ માઈલનો જે પ્રવાસ કરેલો એમાં રસ્તે ખાડાટેકરા કશું જ ન હતું. બધે સપાટ જમીન. ગુજરાતની પેઠે આ જમીનમાં વાડનું નડતર પણ ન જડે. આવી સપાટ જમીન જોયા પછી એકાદ નદીનાળું જોવાને મળશે, એકાદ બંધ નજર સામે અથડાશે તો મનને એટલું વ્યંજન મળશે એમ ધારી હું કબૂલ થયો. જેણે પૂનાના બંડગાર્ડનથી માંડીને ભાટઘરના પ્રચંડ બંધ સુધી અનેક બંધ જોયા છે તેનું કુતૂહલ એમ સહેજે જાગ્રત ન થાય.

બીઝવાડામાં કૃષ્ણા નદી પરનો ભવ્ય બંધ, ગોકાક પાસેનો ઘટપ્રભા આડો બાલ્યપરિચિત બંધ, લોણાવલાના બે ત્રણ આકર્ષક બંધ, મૈસૂરમાં વૃંદાવનને પોષ-નાર બાદશાહી કૃષ્ણસાગર, દિલ્હી પાસેનો યમુના પરનો રમણીય 'ઓખલા'નો બંધ, અને નાશકથી મોટર રસ્તે ૫૦ માઈલ દૂર જઈ જોયેલો 'પ્રવરા' નદીનો સુંદરતમ અને રોમાંચકારી બંધ;—આવાં આવાં અનેક જળાશયો જેણે જોયાં છે તે સિંહગઢ તળેના 'ખડકવાસલા' જેવા બંધથી પણ સંતુષ્ટ ભલે થાય, પણ એનું કુતૂહલ બાલ્યાવસ્થામાં તો ન જ હોય.

ભાવનગર પાસેના બોરતળાવનું વર્ણન મેં લખ્યું છે; બીઝવાડાની કૃષ્ણા નદીને શ્રદ્ધાંજલિ અર્પણ કરી છે; બીજા વિશે હજુ લખ્યું નથી એનું દુઃખ છે. છતાં આજે કોઈ મજાના જલરાશિનું દર્શન થશે એવી અપેક્ષા જ ન હતી. વ્યાખ્યાન, સંભાષણ અને ભોજન આટોપી અમે તેંદુલા કેનૉલ જોવા વાહનારૂઢ થયા અને

બંધને રસ્તે દોડયા. બંધ પરથી મોટર લઈ જવા માટે રજા મેળવવા એક માણસ આગળ ગયેલો, તે આવે એટલી ધીરજ અમારી પાસે ન હતી. અમે રજા મળશે જ એવી ધારણાને જોરે આગળ વધ્યા અને બંધ સુધી પહોંચ્યા. બંધ ઉપર ગયા, અને –

હું તો અવાક્ બની ગયો!

કેવડો લાંબો અને પહોળો પાણીનો પટ! અને પાણી પણ કેટલું સ્વચ્છ! જાણે આકાશ જ આનંદાતિશયમાં દ્રવીભૂત થઈને નીચે અવતર્યું ન હોય! અને પાણીના રંગ!! જાંબુડા, નીલા, પીરોજી, ચાંદીવર્ણા અને ગુલાબી!! અને એ પણ સ્થાયી નહીં! આકાશનાં વાદળાં જેમ જેમ દોડે તેમ તેમ આ પાણીનો રંગ પણ રૂપ ફેરવે. નાનાં મોજાંને કારણે પાણીની તરલતા ખીલતી તો હતી જ, તેમાં આ રંગ-પરિવર્તનની ચંચલતા ઉમેરાઈ! પછી પૂછવું જ શું? જ્યાં જુઓ ત્યાં કાવ્ય ડોલતું હતું, ચમત્કાર નાચતો હતો. બે બાજુના કિનારા જાણતા હતા કે પોતાનું મહત્ત્વ કોને આભારી છે, એટલે અદબ જાળવી જળરાશિની ખુશામત કરતા હતા.

આ બંધની ખૂબી એના વિસ્તાર ઉપરાંત એની બીજી એક વિશેષતામાં રહેલી છે. તેંદુલા અને સુખા બે બહેનપણી નદીઓ છે. તેંદુલા મોટી બહેન. એ ૩૦-૪૦ માઈલ દૂરથી આવે છે. એની આગળ સુખા તો કેવળ બાળકી. ત્રણ માઈલ દોડીને જ એ અહીં પહોંચી છે. આ બે નદીઓ જ્યાં કાંઈક પાસે પાસે આવે છે ત્યાં જ આ હેતાળ બંધ, 'મારા ગળાના સમ આગળ ગયાં તો' એમ કહી, એ બેની આડો પડયો છે. ખાસ્સો ત્રણ માઈલનો લાંબો બંધ આ બે નદીઓને રોકે છે અને પછી પોતાની મરજી પ્રમાણે થોડું થોડું પાણી છોડી દે છે. કાચી માટીનો આવડો મોટો બંધ હિંદુસ્તાનમાં તો શું પણ આખી દુનિયામાં પણ બીજે ક્યાંય નહીં હોય! બંધ નીચેની પંદર માઈલ સુધીની અભિમાની જમીન એવા ઉપકારનાં પાણી લેવાની ના પાડે છે. એટલે એ નહેર ત્યાર પછીના સાઠે સિત્તેર માઈલ સુધીનાં બે બાજુનાં ખેતરોની જ સેવા કરે છે. બંધને કારણે ઉપરની કેટલીક જમીન પાણી તળે ડૂબી ગઈ છે એનો ખ્યાલ નરી નજરથી ક્યાંથી આવે? તપાસ કરતાં જણાયું કે લગભગ ત્રણસો ને વીસ ચોરસ માઈલ જમીનનાં પાણી અહીં ભેગાં થયાં છે. પાણીનો વિસ્તાર સોળ ચોરસ માઈલ જેટલો છે! ૧૯૧૦માં આ બંધની શરૂઆત થઈ અને પોણા કરોડથી વધારે રૂપિયા ખર્ચાયા પછી જ એ પૂરો થયો. વરસાદના દિવસોમાં આ બંને નદીઓનાં પાણી એક થાય છે. અને પછી તો બધે જળબંબોળ દૃશ્ય જોઈ માણસને सर्वतः संप्लुतोदकेનું સ્મરણ થાય છે. અને જ્યારે વચલો બેટ જરાતરા પોતાનું માથું ઊંચું રાખવાનો પ્રયાસ કરે છે ત્યારે એની એ હેરાનગતિ જોઈ આપણને હસવાનું જ મન થાય. આજે એ બેટ પર કેટલાંક ઊંચાં ઝાડો यद् भावि तद् भवतु વૃત્તિથી એ રેલસંકટની રાહ જોતાં ઊભાં છે. એમને કંઈ પેલી લાલ કિનારીવાળી હોડી લઈને ભાગવાપણું થોડું જ છે? આવા પાદપો ટકાય ત્યાં સુધી ટેકપૂર્વક ટકે છે; અને અંતે મૂળિયાં ઉઘાડાં પડે એટલે પાણીમાં પડતું મૂકે છે.

ઉનાળામાં જ્યારે બે નદીનાં પાત્ર જુદાં જુદાં થાય છે ત્યારે, તડકા તથા વિરહને કારણે એ બધું સુકાઈ ન જાય એટલા ખાતર, વચમાં એક નહેર ખોદીને બંનેનાં પાણી એકબીજામાં પહોંચી શકે એવી ગોઠવણ કરેલી છે.

જાણકાર જાણે છે કે નદીઓને હૈયું હોય છે; એમને વાત્સલ્ય હોય છે, ચારિત્ર્ય પણ હોય છે અને ઉન્માદ તથા પશ્ચાત્તાપ પણ હોય છે. આ બે બહેનો જે કાંઈ અહીં કરે છે તેમાં એકબીજાની શોભાની અદેખાઈ જરાયે કરતી નથી. મત્સર કે સાપત્ન ભાવ એમના મોઢા પર દેખાતા જ નથી. બંધરૂપી જબરદસ્ત સંયમને કારણે પોતાની શક્તિ કેટલી વધી છે એનું એમને ભાન છે. વહેતાં જવું એ જ એક નદીનો ધર્મ નથી. ફેલાવું અને આશીર્વાદરૂપ થવું એ પણ નદીધર્મ જ છે એનું ભાન તમામ નદીઓને કરાવવા ખાતર જ એ અહીં પથરાઈને પડી છે.

નદીને કાંઠે ઝાડ ન હોય ત્યારે ત્યાં એક જાતની શોભા હોય છે અને ઝાડ જ્યારે એના પાત્રને ઢાંકવાનો વૃથા પ્રયત્ન કરે છે ત્યારે એ વિફળતામાંથી પણ એ ઝાડો સફળ શોભા ઉત્પન્ન કરે છે.

અમે સામે કાંઠે આ ઝાડીની મુલાકાતે ગયા. વખત બપોરનો હતો. ઊંઘણશી ઝાડો નદીની પાસે વાતો કરતાં કરતાં નીંદમાં ડૂબી જતાં હતાં અને બધે ગરમ-શીતળ શાંતિ પથરાતી હતી. ફક્ત જાતજાતનાં પક્ષીઓ મંદ મંજુલ ટહુકા કરી એક-બીજાને આ કાવ્ય માણવા ઉત્તેજિત કરતાં હતાં.

અને લાલ મંકોડાઓ, જેને મરાઠીમાં 'वाघ मुंग्या' અથવા 'अुंबील'કહે છે, તેઓ, ઝાડનાં પહોળાં પાંદડાં એકબીજાને એક જાતની ચીકણી જાળની મદદથી ચોડી, કાવ્ય ભરી રાખવાની કોથળીઓ બનાવી રાખતા હતા.

મારી આંખો પણ હૈયાની કોથળી કરી એમાં સામેનું દૃશ્ય ભરી કાઢવા આખા પ્રદેશને ચૂસતી હતી.

નદીને એમાં વાંધો ન હતો.

**માર્ચ, '૪૦**

## ૪૯. સૂર્યાનું ઝરણ

વરસતે વરસાદે અમે કાસાનું સર્વોદય કેન્દ્ર જોવા ગયા. ત્યાં જવાને આ દિવસો સારા ન ગણાય તેથી જ અમે નીકળ્યા હતા. વરસાદના દિવસોમાં નાની નાની નદીઓ રસ્તા પરથી વહેવા માંડે છે ને તેમાં પાણી વધી જતાં મોટરબસો પણ કલાકો સુધી રોકાઈ રહે છે. અમે વિચાર્યું કે અમારા સર્વોદયસેવકો અમારા આદિવાસી ભાઈઓ વચ્ચે કેવી રીતે કામ કરે છે તે જોવાનો આ જ ખરો વખત છે.

ભારતના પશ્ચિમ કિનારાના એક સુંદર સ્થળ સાથે મારે ગાઢો પરિચય છે. મુંબઈની ઉત્તરે ત્યાંથી આશરે સો માઈલ ઉપર બોરડીઘોલવડ આવેલાં છે. ત્યાં

હું મહિનાઓ સુધી રહ્યો હતો અને ત્યાંના સમુદ્રનાં મોજાંઓ સાથે રોજ રમતો હતો.* દરિયાનું પાણી ઓટને લીધે પાછું હઠતું ત્યારે માઈલ દોઢ માઈલ અંદર ચાલી જતું. આખો સમુદ્રકિનારો ભીના ટેનિસ કોર્ટના જેવો બની જતો. અમે પાંચછ જણ આ ભીની રેતીના મેદાન પર થઈને સમુદ્રનાં મોજાંઓની શોધમાં નીકળી પડતા. ભરતી ચડતી એટલે પાણીનાં મોજાં અમારી પાછળ દોડતાં અને અમે કિનારા તરફ દોડી જતા. પાણીનાં મોજાં હલ્લો કરી પીછો પકડે અને અમે જીવ લઈને કિનારે દોડી જઈએ. એ રમતમાં બહુ મજા આવતી. જોતજોતામાં આખું ખુલ્લું મેદાન સરોવરનું રૂપ ધારણ કરે અને પવન પાણી સાથે ખેલ કરવા માંડે. આવા ખારા પાણીમાં અને રેતીમાં પણ એક જગ્યાએ 'તરવડ'નાં ઝાડ ઊગ્યાં હતાં. એનાં ચીકણાં ચીકણાં પાંદડાં જોઈને હું કહેતો કે આ ભારે મોટાં વૃક્ષો થવાનાં છે.

આ વિશાળ સરોવરમેદાનમાં ઉદાવરણ-પ્રજાની** ઘણી મોટી દુનિયા રહે છે. તરેહતરેહનાં શંખલાં, તરેહતરેહનાં કરચલાં અને એવાં નાનાંમોટાં પ્રાણીઓ તેમાં રહેતાં હતાં ને તેમનાં બહારનાં કવચ ને હાડકાં સમુદ્રકિનારે જોવાનાં મળતાં હતાં.

બોરડીમાં હું રહેવા ગયો ત્યારે એક જ સારી હાઈસ્કૂલ હતી. આજે એ એક સારું મોટું કેળવણીનું કેન્દ્ર બન્યું છે. બાલશિક્ષણ, પ્રૌઢશિક્ષણ, નયી તાલીમ, આદિવાસીઓની તાલીમ, અધ્યાપનકેન્દ્ર વગેરે અનેક જાતની કેળવણીની સંસ્થાઓ ત્યાં સ્થપાઈ છે. હવે બોરડી રાજનૈતિક જાગૃતિનું, કેળવણીના પ્રચારનું અને સમાજસેવાનું એક મોટું ધામ બન્યું છે.

બોરડીથી દક્ષિણે હું એક વાર ચીંચણી પણ ગયો હતો. ત્યાંના કારીગરો બીબાં બનાવવાની કળામાં આખા હિંદુસ્તાનમાં અદ્વિતીય ગણાય છે. કાચની બંગડીઓ પણ ત્યાં સારી બને છે.

આ વખતે ચીંચણી અને બોરડીની વચ્ચે દહાણુ જઈ આવ્યો. આ જગા પણ દરિયાને કાંઠે છે. એનો કુદરતી દેખાવ બોરડીથી ઓછો સુંદર નથી.

પચાસપોણોસો વરસ પર ઈરાનથી આવી અહીં થોડાં ઈરાની કુટુંબો વસ્યાં છે. ઘરમાં એ લોકો ઈરાની બોલી બોલે છે. આ લોકોએ હવે ઈરાનથી પ્રાચીન કાળમાં આવી વસેલા પારસી લોકો સાથે થોડું થોડું ભળવા માંડયું છે, અને તેઓ ગુજરાતી તેમ જ મરાઠી સરસ બોલે છે. આ ઈરાનીઓના બગીચા અને વાડીઓ ખાસ જોવાલાયક છે. અનુભવથી કેળવેલા ખેતીના શાસ્ત્રના જ્ઞાન વડે ને મહેનત-મજૂરી કરીને એ લોકો લાખો રૂપિયા કમાયા છે. આપણા દેશમાં વસીને આ લોકોએ દેશની આવક વધારી હોઈ અહીંના ખેડૂતોને સારામાં સારો દાખલો બેસાડયો છે. એ લોકો આપણાં અભિનંદનને પાત્ર છે.

*

---

* આ સ્થાનનું વર્ણન 'રણ કે સરોવર' લેખમાં (લેખ ૫૯) વિસ્તારથી કર્યું છે.

** વાતાવરણ = પૃથ્વીના ગોળાને ઘેરીને રહેલું હવાનું આવરણ અથવા વાયુમંડળ. ઉદાવરણ = પૃથ્વી પરની જમીનને ઘેરીને રહેલું પાણીનું આવરણ. ઉદ્ = પાણી.

દહાણુથી સોળ માઈલનું અંતર કાપી અમે કાસા પહોંચ્યા. મારા એક જૂના વિદ્યાર્થી શ્રી મુરલીધર ઘાટે બારપંદર વર્ષથી ગ્રામસેવાનું કામ કરતા આવ્યા છે. આ વર્ષે તેમણે અને એમનાં લાયક પત્નીએ કાસાનું કેન્દ્ર પોતાના હાથમાં લીધું હોઈ જોતજોતામાં અહીંનું સાંસ્કૃતિક વાતાવરણ સમૃદ્ધ બનાવી દીધું છે. આચાર્ય શ્રી શંકરરાવ ભીસેની પ્રેરણાથી આ બધું કામ ચાલે છે.

દહાણુથી કાસા જતાં સામે એક ઘણું ઊંચું પર્વતશિખર નજરે પડે છે. શિખરનો આકાર જોતાં એ પર્વતને ઋષ્યશૃંગ નામ આપવું જોઈએ. પૂછપરછ કરતાં માલૂમ પડયું કે શિખરનો પથ્થર કઠણ નથી, કુમળો છે. તેને પકડીને કોઈ ઉપર ચડવા જાય તો તેના ટુકડા હાથમાં રહી જાય છે. મને ડર છે કે હજાર બે હજાર વર્ષમાં આ આખું શિખર હવા, પાણી અને તડકાથી ઘસાઈ જશે ને પહાડ-ની ઊંચાઈ એકદમ ઘટી જશે. આ પહાડના શિખર પર શ્રી મહાલક્ષ્મીનું મંદિર છે. વાત ચાલે છે કે કોઈ ગર્ભવતી સ્ત્રી મહાલક્ષ્મીનાં દર્શન કરવા ઠેઠ ઉપર સુધી ગઈ અને થાકી ગઈ. મહાલક્ષ્મીએ પૂજારીને સ્વપ્નામાં આવીને કહ્યું કે મારાં ભક્તોનું આવું કષ્ટ મારાથી જોયું જતું નથી; મને નીચે લઈ જા. હવે એ જ પહાડની તળેટીમાં મહાલક્ષ્મીનું બીજું મંદિર બંધાયું છે.

કાસાની નજીક એક મજાની નદી વહે છે, જેનું નામ સૂર્યા છે, એ નદી વિશે પણ એક લોકકથા છે:

પાંડવો આ રસ્તેથી તીર્થયાત્રા કરવા નીકળ્યા હતા ત્યારે, ભીમને થયું કે સ્થળની દેવી શ્રી મહાલક્ષ્મી સાથે પરણવાનું મળે તો સારું. મહાલક્ષ્મીને પૂછતાં તેણે કહ્યું કે થોડા ગાઉ દૂર સૂર્યા નદી વહે છે. તેના પ્રવાહને વાળીને તું મારા આ પર્વતના પગ પાસે લઈ આવે તો હું તારી સાથે પરણું. શરત એટલી છે કે કામ એક રાતમાં પૂરું કરવું જોઈએ. સવારનો કૂકડો બોલે તે પહેલાં તારું કામ પૂરું નહીં થયું હોય તો આપણાં લગ્ન નહીં થાય. ભીમે બીડું ઝડપ્યું. મોટા મોટા પથ્થર ઉપાડી લાવી તેણે નદીનો પ્રવાહ રોકયો. થોડી જગ્યા બાકી રહી ગઈ. તેને માટે પથ્થર ન મળવાથી તેણે પોતાની પીઠ આડી ધરી દીધી. પછી પૂછવું શું? નદીનું પાણી ચઢવા માંડયું અને ધીરે ધીરે મહાલક્ષ્મીના પહાડ તરફ વળવા લાગ્યું. મહાલક્ષ્મી ગભરાઈ કે હવે આ કેવળ માનવી એવા પુરુષ સાથે પરણવું પડવાનું! દેવોમાં છેતરપિંડી કરવાની આવડત બહુ હોય છે. હારવાનો વખત આવે એટલે કોઈ ને કોઈ રસ્તો શોધી કાઢયા વગર રહે નહીં.

અહીં ભીમ બંધના પથ્થરોની વચ્ચે પીઠ ગોઠવીને રાહ જોઈ રહ્યો હતો કે પાણી પહાડ સુધી ક્યારે પહોંચે છે. એટલામાં મહાલક્ષ્મીએ કૂકડાનું રૂપ લીધું ને સવાર થતાં પહેલાં જ 'કૂક રે કૂક' કરીને બોલી. ભોળો બિચારો ભીમ નિરાશ થયો કે શરત પ્રમાણેના સમયની અંદર પોતાની ટેક પૂરી ન થઈ! તે ઊઠયો એટલે જગ્યા થતાંની સાથે જ ચઢેલું પાણી જોરથી વહેવા લાગ્યું અને પાણીની સાથે ભીમના મનની મુરાદ પણ તણાઈ ગઈ.

આવી જ રીતની ધુતારા દેવો અને બળવાન અસુરો વચ્ચેની લડાઈના દાખલાઓ અગણિત લોકકથાઓમાં અને પુરાણોમાં જોવાના મળે છે.

અમે અનેક હરિયાળાં ખેતરો વટાવી સૂર્યાને કિનારે પહોંચ્યા. વરસાદના દિવસો હતા. પાણી ખૂબ ચડયું હતું અને ભીમબંધની ઉપર થઈને નીચે કૂદી પડતું હતું. દેખાવ ઘણો મજાનો હતો. જ્યાં પાણી જોરથી વહેતું હતું ત્યાં અમે અમારી કલ્પનામાં ભીમને બેઠેલો જોયો. અમે તેને પ્રણામ કર્યા. તેણે વિષાદમાં માથું હલાવ્યું અને ફરી પાછો ધ્યાનમાં ડૂબી ગયો.

અમે કાસા પાછા ફર્યા, ત્યાંનું કામ જોયું, આદિવાસી રહેણીકરણી દર્શાવતું પ્રદર્શન જોયું, થોડું ખાઈ લીધું, લોકો સાથે વાતો કરી અને પછી બસમાં બેસીને મહાલક્ષ્મીનું મંદિર જોવા ગયા. રસ્તામાં આદિવાસી જાતિના લોકોનાં છાપરાં અને ખેતરો જોયાં. આ જાતિ પછાત જરૂર છે પણ તેણે પોતાનો જીવનનો આનંદ ખોયો નથી. મહાલક્ષ્મીનું મંદિર પહાડની નીચે એક રમણીય સ્થાન પર છે. દેવીના ભક્તો દૂર દૂર સુધી ફેલાયેલા છે. દર વરસે એક ઘણો મોટો મેળો ભરાય છે. જોતજોતામાં એક લાખ લોકો તેમાં એકઠા થઈ જાય છે. મેળામાં આવનારા આવા યાત્રાળુઓને રહેવા માટે કેટલાક લોકોએ હમણાં અહીં એક સારી ધર્મશાળા પણ બંધાવી છે. ત્યાં જઈને તે જોઈ. આરસની તકતીઓ પર દાતાઓનાં નામો કોતરેલાં હતાં. નામ વાંચીને મને ખૂબ નવાઈ થઈ. બધાં નામો આફ્રિકા ખંડના દક્ષિણ રોડેશિયાના મુલકમાં જઈને વસેલા ગુજરાતી ધોબીઓનાં હતાં. કોઈએ સો શિલિંગ આપ્યા હતા તો કોઈએ હજાર આપ્યા હતા. ક્યાં દક્ષિણ રોડેશિયા, ક્યાં ગુજરાત અને ક્યાં થાણા જિલ્લાના મરાઠી બોલવાવાળા લોકોની વચ્ચે આ ગુજરાતીઓનું બંધાયેલું આરામ-ઘર!

સ્વરાજ્ય-સરકારની મદદથી આ આદિવાસીઓના નવયુવકો હવે ઉત્સાહથી નવી નવી વાતો શીખવા મંડયા છે અને પોતાની જાતિના ઉદ્ધારની વાતો વિચારતા થયા છે. મેં તેમને કહ્યું કે તમે એટલા પછાત છો કે એકલી તમારી જાતિના ઉદ્ધારને માટે તમે પ્રયત્ન કરો તેમાં ખાસ કાંઈ ખોટું નથી. પણ હું એવો દિવસ જોવા માગું છું કે તમે લોકો કેવળ તમારી જાતિના નહીં, સમગ્ર ભારતના ઉદ્ધારનો વિચાર કરતા થાઓ, કેવળ તમારી જાતિના નહીં પણ આખાયે રાષ્ટ્રના નેતા બનો. જે માત્ર પોતાની જાતિનો વિચાર કરે છે તેમનું પછાતપણું જતું નથી. જે આખી દુનિયાનો વિચાર કરે છે, આખી દુનિયાની સેવા કરે છે, તે જ પોતાની અને પોતાના લોકોની સાચી ઉન્નતિ કરવાને સમર્થ થાય છે.

મેં મનમાં ને મનમાં સવાલ કર્યો કે આ લોકોમાં ભીમના જેવી શક્તિ આવે અને અહીંની આસપાસના, સવર્ણ ઉજળિયાત લોકોમાં સ્થળની દેવી મહાલક્ષ્મી જેવી ચાલાકી આવે તો પરિણામ કેવું આવે? પછી અહીં કેવળ પાણીની સૂર્યા નદી નહીં વહે!

માત્ર કળિયુગનો મહિમા ઓળખીને નહીં, સત્યયુગની સ્થાપનાને ખાતર આપણે આ આદિવાસી જાતિઓને આપણામાં પૂરેપૂરી સમાવી લેવી જોઈએ. ચાર વર્ણોની ફરી સ્થાપના કરવાની વાતો અને આદિવાસી જાતિઓના 'ઉદ્ધાર'ની – પરોપકારની વાતો આપણે છોડવી જોઈએ. એમનામાં અને આપણામાં કોઈ ભેદ ન રહેવો જોઈએ.

સપ્ટેમ્બર, '૫૧

## ૫૦. બે મદ્રાસી બહેનો

આ બંને બહેનો માટે મારી અસીમ સહાનુભૂતિ છે. મદ્રાસ શહેરે જેવું એમનું મહત્ત્વ વધાર્યું છે તેવી જ એની ઉપેક્ષા પણ કરી છે.

આમ તો મદ્રાસ શહેરનું પોતાનું મહત્ત્વ પણ કૃત્રિમ છે. ન એની પાસે કોઈ સુંદર પર્વત છે, ન કોઈ મોટી નદીની ખાડી છે. વેપારની દૃષ્ટિથી કે લશ્કરી દૃષ્ટિથી મદ્રાસનું કોઈ અસલ મહત્ત્વ નથી. પણ ઇતિહાસક્રમને કારણે અંગ્રેજોને આ જ મુકામ પસંદ કરવો પડયો. અહીંના સ્થાનિક લોકોનો પ્રેમ આ શહેર તરફ ઓછો હતો એવું કોઈ નહીં કહે. જે ભારતીઓએ અથવા માછી આદિવાસીઓએ આ શહેરનું નામ 'ચન્નપટ્ટનમ્' એટલે કે સુવર્ણનગરી રાખ્યું હશે, તેમણે શું આ શહેરના ભાગ્ય વિશે પહેલેથી વિચાર કર્યો હશે?

એ ગમે તે હો, જ્યારથી અંગ્રેજોએ અહીં પોતાની કોઠી નાખી ત્યારથી આ શહેરનું ભાગ્ય અને વૈભવ વધતાં ગયાં અને એવા શહેરની સેવા કરનારી આ બંને બહેનોનું ભાગ્ય પણ પલટાતું ગયું. એકનું નામ છે 'કૂવમ' અને બીજીનું છે 'અડયાર.' આ બંને નદીઓ પૂર્વ દિશામાં વહીને બંગાળના ઉપસાગરને એટલે કે પૂર્વસમુદ્રને મળે છે.

મદ્રાસ અને એની આસપાસની ભૂમિ બિલકુલ સપાટ છે. અહીં નાનાંમોટાં કેટલાંય તળાવ અથવા સરોવરો છે. પણ હમણાંની એમની કોઈ શોભા રહી નથી.

તર્કબુદ્ધિ કહે છે કે જમીન સપાટ હોય અને પથરાળી ન હોય તો નદીને પોતાનું પાત્ર સીધું કોતરી લેવામાં કે ચલાવવામાં કોઈ નડતર ન હોવી જોઈએ. પણ નદીઓનું એવું હોતું નથી. થોડા અંતર સુધી નદી એક તરફ ઝૂકશે, ત્યાંથી થાકીને વળી જશે અને બીજી બાજુ જઈને વહેવા માંડશે. પછી આગળ વધતાં વધતાં વળી દિશા બદલી લેશે. અને એવી રીતે સર્પાકાર વક્રગતિથી આગળ વધતી જશે.

પહાડી નદીઓ તો લાચાર હોય છે. પર્વત અને ટેકરીઓ વચ્ચે જ્યાંથી માર્ગ મળે, તે જ માર્ગે જવાને તે બંધાયેલી હોય છે. તીસ્તા કહેશે, "હું સ્વભાવથી નાગિણી નથી. વક્રગતિ મારો સ્વભાવ નથી, પણ એ મારું નસીબ છે." કાશ્મીરમાં

થઈને વહેતી વિતસ્તા અથવા ઝેલમ પોતાનો આવો બચાવ નહીં કરી શકે. લગભગ ચક્રાકારે ફરતા જવું અને આગળ વધવાની જરા પણ હોંસ ન રાખવી, એ છે કાશ્મીરતલવાહિની વિતસ્તાનો સ્વભાવ. બિહારમાં વહેનારી અસંખ્ય નદીઓને માટે પણ એવું જ કહી શકાય. એક વખત મારે બિહાર પ્રાંતમાં અનેક જગ્યાએ વિમાનમાં મુસાફરી કરવી પડી હતી. ખબર નથી કેટલી વાર બિહારના આકાશને મેં અનેક દિશાઓમાંથી વીંધ્યું હશે. વિમાનની દૂર દૂરની લાંબી મુસાફરીમાં પણ ઘણી ઊંચાઈએથી મેં બંગાળ અને બિહારની નદીઓ જોઈ છે અને એમની વાંકા ચાલવાની આવડત જોઈને એમનો મનમાં આદર કર્યો છે.

ભારતભૂમિનો એક મોટો સ્કેલ માપનો નકશો તૈયાર કરી તેના પર કેવળ નદીઓના માર્ગની રેખાઓ દોરવામાં આવે તો એ વક્રરેખાઓનો મહોત્સવ ઘણો ચિત્તાકર્ષક થયા વગર નહીં રહે. નદીને જમણી તરફ અને ડાબી તરફ વળ્યા વગર ફાવતું જ નથી. એક તરફના ઊંચા કિનારાને ઘસતા જવું અને બીજી બાજુના નીચા કિનારાને દર સાલ ડુબાડીને થોડા વખત સુધી ત્યાં જલપ્રલયનું દૃશ્ય ખડું કરવું એ નદીઓનો વાર્ષિક ખેલ છે.

પણ નદીઓ મોટાં મોટાં શહેરોની વસ્તીમાં ફસાઈ જાય છે, અથવા દયા કરીને પોતાની બંને બાજુ માણસને વસવાટ કરવા દે છે ત્યારે તેમનો આ સ્વચ્છંદ વિહાર સદાને માટે બંધ થઈ જાય છે અને ત્યારથી તેમનું જીવન ટાંગા ખેંચનાર આંખે અંધારી ચડાવી સીધે રસ્તે દોડતા ઘોડાના જેવું બની જાય છે. આવી દશામાં નદીઓ પોતાનો વળાંક કાયમ રાખવા જાય તોપણ તેની શોભા ઊડી ગયા વગર રહેતી નથી.

લંડનમાં ટેમ્સ, પૅરિસમાં સીન અને લિસ્બનમાં ટેગસ એ ત્રણે નદીઓની બંધનદુર્દશા જોઈને મારું હૃદય કેટલીયે વાર રડ્યું છે. અને જ્યારે માનિની અને સ્વચ્છંદ વિહારિણી નીલનદી લાચાર બનીને અલકાહેરા (કૈરો) શહેરની વચ્ચેથી જાય છે ત્યારે તો દુ:ખની સાથે દિલમાં ગુસ્સો પણ જાગે છે. અને નદીનું આવું અપમાન કરનારી માણસજાતને સજા કેવી રીતે કરવી એવા વિચારો પણ મનમાં ઊઠે છે.

અડયાર અને કૂવમ એ બંનેમાંથી કૂવમને બંધનનું દુ:ખ વધારે સહન કરવું પડે છે, કારણ કે તે શહેરની વચ્ચેથી જાય છે. અડયાર શહેરની દક્ષિણ બાજુ પર હોવાને કારણે તેને મોકળાશ મળી ગઈ છે.

પરંતુ — અહીં પણ પરંતુ આવી ગયું છે — જ્યાં માણસે અપમાન નથી કર્યું, ત્યાં આ સરિતાનું સરિત્પતિએ અપમાન કર્યું છે. બિચારી ઉત્સાહથી સમુદ્રને મળવા જાય છે અને બેકદર સમુદ્ર ઊંચાં ઊંચાં મોજાંની સાથે રેતી ઘસડી લાવીને તેની સામે એક ખૂબ મોટો બંધ કે સેતુ ઊભો કરી દે છે.

દેવી વાસંતી (શ્રીમતી ઍની બિસેન્ટ)નો બ્રહ્મવિદ્યા-આશ્રમ જ્યારે સૌથી પહેલી વાર હું જોવા ગયો હતો, ત્યારે સાગરસરિતાસંગમની ભવ્યતા જોવાના હેતુથી નદીના

મૂળ સુધી પહોંચી ગયો હતો. અને શું જોઉં છું? ખંડિતા અડયાર પોતાનું પાણી લાવી લાવીને માર્ગપ્રતીક્ષા કરે છે અને સમુદ્ર પોતે ઊભા કરેલા બંધની પેલી બાજુ વિકટ હાસ્ય કરી રહ્યો છે. સમુદ્ર તરફ મનમાં ક્રોધ તો આવ્યો. શું એનામાં સહેજ પણ દાક્ષિણ્ય નથી? થોડોક માર્ગ તો બિચારીને આપત! પણ સરિતા અને સરિત્પતિની વચ્ચે ફેલાયેલા સેતુ પરથી ચાલતાં ચાલતાં મનમાં એટલો જ વિચાર આવ્યો કે અડયારના અપમાનમાં હું પણ સામેલ છું! સેતુ પરથી પેલે પાર ગયા પછી પાછા તો આવવું જ પડયું. ત્યાર પછી આજ સુધી કેટલીયે વાર મદ્રાસ ગયો છું, ભગવતી અડયારનું દર્શન પણ કર્યું છે, પરંતુ એ બંધ પરથી જવાનો જીવ ચાલ્યો નથી.

કૂવમના પાણીથી અડયારનું પાણી વધારે સ્વચ્છ માલૂમ પડે છે. ત્યાંની હવા સ્વચ્છ હોવાને કારણે પાણી ચમકતું પણ દેખાય છે. આ નદીની વચ્ચે ઉત્તર તરફ એક લક્ષ્મીપુત્રનો ધવલ પ્રાસાદ છે. એ નદીની શોભાને ભ્રષ્ટ નથી કરતો. નદીને કારણે એ વધારે ઉઠાવદાર બન્યો છે.

હું જ્યારે જ્યારે અડયાર ગયો છું, ત્યારે તેના કિનારાના નારિયેળનું મીઠું પાણી મેં પીધું છે અને એને લોકમાતાનો પ્રસાદ માન્યો છે. અડયારની સાથે કૂવમનાં દર્શન પણ થાય છે. પણ એને માટે આજ સુધી મનમાં માત્ર દયા આવી છે; મદ્રાસના સેંટ જર્યોર્જ ફૉર્ટને કારણે જોકે એની શોભા સાધારણ કોટિની રહેતી નથી.

અંગ્રેજોએ અડયારથી લઈને કૂવમ સુધી એક નાની નહેર દોડાવી છે ને તેને તેમણે 'બકિંગહામ કૅનાલ'નું નામ આપ્યું છે. આ કૅનાલથી શો લાભ થયો છે એ હું નથી જાણતો. પણ એનું નામ જેટલી વાર મેં સાંભળ્યું છે તેટલી વાર તે મને ખૂંચ્યું છે.

આ નદીઓ મદ્રાસ શહેરની વચ્ચે ન હોત તો કદાચ એમને હું શ્રદ્ધાંજલિ પણ ન આપી શકત. પરંતુ એમનું માહાત્મ્ય અને સૌંદર્ય વધારવાનું કામ મદ્રાસને હાથે નથી થઈ શકયું. મદ્રાસે એમની પાસે સેવા લીધી, પરંતુ એમની સેવા કરી નહીં, એ વિષાદ તો મદ્રાસ વિશે મનમાં રહી જ જાય છે.

૨–૬–'૫૭

## ૫૧. નાગિણી નદી તીસ્તા

થોડાં વરસ પર હું દાર્જિલિંગ અને કાલિંગપાંગ તરફ ગયો હતો ત્યારે મને તીસ્તા નદીનું પહેલવહેલું દર્શન થયેલું. પ્રથમ દર્શનથી જ તીસ્તા સાથે મારો અસાધારણ પ્રેમ બંધાઈ ગયો. તીસ્તા વિશે કોઈ પૌરાણિક કથા કે માહાત્મ્ય મારા જાણવામાં હોત તો તેના તરફ મનમાં ભક્તિ પેદા થાત. પણ આ તોફાની નદી હિમાલયના પહાડોની વચ્ચેથી પોતાનો રસ્તો કાઢતી, ખડકો સાથે અથડાતી, પોતાના

પ્રવાહની વચ્ચે પડેલા નાના નાના પથ્થરોને ચકડોળે ચડાવતી અને તરેહતરેહની ગર્જનાઓ કરતી દોડતી આવે છે ત્યારે એનો ઉત્સાહ, એનો દૃઢ નિશ્ચય અને એના ક્રોધના ફૂંફાડા જોઈને એના પ્રત્યે પ્રેમ અને આદર બંધાય છે ખરા પણ ભક્તિ પેદા થતી નથી.

તીસ્તાનું પહેલવહેલું દર્શન થયું ત્યારે મેં મનમાં નક્કી કરેલું કે આ નદીનું પહાડી જીવન થોડું તો જોવું જ જોઈએ. પુરજોશમાં વહેતી પહાડી નદી ઉપર નેતરના કે દોરડાંના જોખમભરેલા પુલ બાંધવામાં આવે છે, તેના ઉપર ઊભા રહીને પ્રવાહ તરફ જોતાં એક વિચિત્ર અનુભવ થાય છે. એવું લાગે છે કે પુલ નદીના પ્રવાહની સામે થતો થતો પ્રવાહની ઉપરની બાજુ તરફ જોરમાં ધસતો જાય છે. જેટલો લાંબો વખત ધ્યાનથી જોઈએ છીએ તેમ તેમ આ ઊલટી દિશામાં ધસતા જઈએ છીએ એવી ભ્રાંતિ વધતી જાય છે.

એક દિવસ મેં મનને પૂછ્યું કે આને ભ્રાંતિ શા સારુ માનવી? આ તો એક જાતની દીક્ષા છે. આ અનુભવ મારફતે કુદરત આપણને શીખવે છે, 'જેટલી બેપરવાઈથી આ પાણી પહાડ ઉપરથી આવીને મેદાન તરફ દોડે છે અને સાગરને શોધે છે, તેટલી જ બેપરવાઈથી અને અદમ્ય કુતૂહલથી આ પ્રવાહને કિનારે કિનારે પૂરું જોખમ વહોરીને પણ ઉપરની બાજુ ચાલ્યા જાઓ અને આ નદીના ઊગમનું સ્થાન શોધી લો.'

પહાડની કોઈ નદી સરોવરમાંથી નીકળીને આવે છે ત્યારે તેને સરયૂ અથવા સરોજા કહે છે. જ્યારે તે પર્વતનાં શિખરોની ગોદમાં એકઠા થયેલા હિમરાશિમાંથી નીકળે છે ત્યારે તેને હૈમવતી કહેવી જોઈએ. આમ તો પર્વતમાંથી નીકળનારી બધી નદીઓનું સામાન્ય નામ પાર્વતી છે જ. હિમાલય-પિતાની આ બધી પુત્રીઓનાં નામ એકઠાં કરવામાં આવે તો તેમની સંખ્યા હજારોની થાય.

તીસ્તાનું મૂળ નામ ત્રિસ્રોતા છે. ઉત્તર-પૂર્વ આફ્રિકામાં નીલ-નદીના બે અલગ અલગ ઊગમ છે અને બંને પ્રવાહો દૂર દૂરનાં બે સરોવરોમાંથી નીકળે છે—સફેદ નીલ અને નીળી નીલ. બંનેના સંગમથી મિસર દેશની માતા મોટી નીલ બને છે. એવી જ રીતે તીસ્તા પણ ત્રણ પ્રવાહોના સંગમથી બનેલી છે. એક પ્રવાહનું નામ છે 'લાચુંગ ચૂ' (ચૂ એટલે નદી). આ નદી 'કાન્ ચેન્ ઝોંગા' શિખરની દક્ષિણેથી નીકળે છે. બીજા પ્રવાહોનું નામ છે 'લાચેન્ ચૂ.' આ નદી 'પાવ હુન રી' શિખરની ઉત્તરેથી નીકળી 'ચો લ્હામો' અને ગોરડામા એ બે સરોવરનું પાણી લઈને રસ્તો કરતી કરતી પહેલાં પશ્ચિમ તરફ વહે છે ને પછી ધીમે ધીમે દક્ષિણ તરફ વળે છે. આ બંનેના સંગમ થાય છે ત્યાં ચુંગ થાંગનું બૌદ્ધ-મંદિર આવેલું છે. લાચૂન્ લૂ અને લાચેન્ ચૂ એ બે નદીના સંગમથી જે નદી બને છે તેને 'પંચહિમાકર' (કાન્ ચન્ ઝોંગા), સીમ્ વ્હો અને સિનો લો ચૂ એ ત્રણ ગગનભેદી શિખરોની ગોદમાંના હિમરાશિઓનું પાણી લઈને આવનારી તાલૂંગ ચૂ મળે છે, ત્યારે એ ત્રણ પ્રવાહો મળીને તીસ્તા બને છે. પછી એ સીધી દક્ષિણ

તરફ વહેવા માંડે છે. થોડુંક આગળ ગયા બાદ એને જમણી અને ડાબી બાજુથી નાનીમોટી અનેક નદીઓ મળે છે. એમાં મહત્ત્વની છે દિક્ ચૂ, રેરો ચૂ, રેંગની ચૂ, રંગપો ચૂ, અને મોટી રંગીત ચૂ.

બે નદીઓનો સંગમ થાય છે ત્યાં ત્યાં એક બૌદ્ધ મંદિર હોય જ છે અને તેને અહીંના લોકો ગોમ્પા કહે છે.

તીસ્તાના આકર્ષણથી સૌથી પહેલો મેં આ પહાડોમાં પ્રવેશ કર્યો હતો. ત્યારે મેં રંગીત નદીનો અને રંગપો નદીનો સંગમ જોયો હતો. સંગમના બંને પ્રવાહોના રંગ અહીં જુદા જુદા હોય છે. આ વખતે આ બે સંગમોને ધરાઈને જોયા, એટલું જ નહીં, સિક્કીમની રાજધાની ગંગતોકની પૂર્વની નદી રેરો ચૂ અને રેંગની નદીનો સંગમ પણ મેં સિગટંગમાં જોયો હતો. સંગમ એટલે કે જીવતું કાવ્ય.

મહાવિજય મેળવવા માટે અનેક રાજાઓની સેનાઓ જેમ એકઠી મળે છે અને તેમની સંકલ્પશક્તિ વધે છે, તેવી રીતે આ બધી નદીઓનું પાણી મેળવીને તીસ્તા નદી જલવતી, વેગવતી ને સંકલ્પશાલિની બને છે અને પહાડો સાથે લડતી લડતી મેદાનમાં પહોંચી જાય છે. અહીં એ શિલીગુડી સુધી ન જતાં જલપાયગુડીને રસ્તે પાકિસ્તાનમાં પ્રવેશ કરે છે અને રંગપુરનું દર્શન કરતી કરતી બ્રહ્મપુત્રને જઈ મળે છે.

આપણા પૂર્વજોએ નદીઓના બે વિભાગ કર્યા છે. કોઈ નદી અનેક નદીઓનાં પાણી લઈને પુષ્ટ બને છે, ત્યારે તેને યુક્તવેણી કહે છે. સફેદ ગંગા, શ્યામ યમુના અને 'મધ્યે ગુપ્તા' સરસ્વતી મળીને પ્રયાગરાજ પાસે ત્રિવેણી બને છે. પંજાબમાં સિંધુ સાત નદીઓનાં પાણી મેળવીને યુક્તવેણી બને છે. આગળ જતાં એ જાતે અનેક વિભાગોમાં વહેંચાઈ જાય છે અને અનેક મુખોથી સમુદ્રને મળે છે ત્યારે તેને મુક્તવેણી કહી છે. નદીઓનાં જીવનના આપણે બીજી રીતે પણ બે વિભાગ બનાવી શકીએ. પહાડોનાં તેમના બંધાયેલા જીવનની દૃષ્ટિથી અને ખુલ્લા મેદાનના મુક્ત જીવનની દૃષ્ટિથી. ગંગા નદીનું પાર્વત જીવન હરદ્વારની પાસે પૂરું થાય છે. પછી જ્યાં જમીન મજબૂત છે ત્યાં તે એક ધારા બનાવે છે. પણ ભૂમિ જ્યાં બંગાળના જેવી પથ્થર વગરની અને સપાટ છે, ત્યાં તે અનેક ધારાઓમાં વહેંચાઈ જાય છે. આપણે કહી શકીએ કે નદીનું પાર્વત જીવન કુમારીના જીવન જેવું અલ્લડ હોય છે. મેદાનમાં પહોંચતાંવેંત અનેક ખેતરોને સ્તનપાન કરાવતી કરાવતી તે પ્રજાઓની માતા બને છે. દાર્જિલિંગ અને કાલિંગપાંગના પહાડોમાંથી નીકળ્યા પછી તીસ્તાને ફક્ત એકબે બંધનો સહન કરવાં પડે છે અને તે છે—આસામ તરફ જનારી રેલવેના પુલોનાં. એક છે ભારતવર્ષનો નવો બનાવેલો અસમલિંકનો પુલ અને બીજો છે પહેલાં આપણો બનાવેલો પણ પાકિસ્તાનના હાથમાં ગયેલો રંગપુરની પાસેનો પુલ.

તીસ્તા નદીનું મેદાની જીવન કંઈક તરેહવાર છે. તિબેટની બહુપતિપ્રથા કદાચ તેને યાદ રહી ગઈ હોવી જોઈએ. એક વખત એવો હતો કે તીસ્તા ગંગા નદીને

મળતી હતી. હમણાંનાં સોબસો વર્ષમાં તેણે અનેક પરાક્રમો કર્યાં હોઈ ત્યાંના લોકો પાસેથી 'પાગલા' નામ પણ વહોર્યું છે. આજે પણ એનો એક પ્રવાહ નાની તીસ્તાને નામે ઓળખાય છે, બીજો પ્રવાહ છે 'ઘરડી' તીસ્તા અને ત્રીજો પ્રવાહ છે 'મરા' તીસ્તા. એણે પોતાનું પાણી કરતોયા નદીને આપી જોયું, ધાધાતને પણ આપ્યું. મેદાનમાં એ યુક્તવેણી પણ બને છે અને મુક્તવેણી પણ બને છે. તીસ્તાના ચંચળ સ્વભાવને જાણવો અને છતાં તેની પ્રાર્થના કરવી એ માણસને માટે સહેલું નથી. તે એટલાં સ્થળાંતર કરે છે કે તેના અનેક પ્રવાહોને સ્થાયી નામ આપવાનું અને તેમને યાદ રાખવાનું પણ મુશ્કેલ થાય છે. કહે છે કે 'કાલિકા-પુરાણ'માં તીસ્તાનો ઉલ્લેખ છે. ત્યાં કથા એવી કહી છે કે દેવી પાર્વતી કોઈ અસુરની સાથે લડતી હતી. તે મસ્ત અસુર કહેતો હતો કે હું શિવજીની ઉપાસના કરીશ પણ પાર્વતીની નહીં કરું. પાર્વતી અને એ અસુર વચ્ચે ઘોર યુદ્ધ થયું. લડતાં લડતાં અસુરને તરસ લાગી. તેણે શિવજીને પ્રાર્થના કરી કે "હે પ્રભુ, મારી તરસ મટાડો!" અને કેવું આશ્ચર્ય! પ્રાર્થના શિવજીનાં ચરણોમાં પહોંચતાંની સાથે પાર્વતીનાં સ્તનોમાંથી દૂધની ધારા વહેવા લાગી. આપણી આ તીસ્તા કહે છે કે અસુરેશ્વરની તરસ છિપાવવાનું કામ આ નદીએ કર્યું એટલે એનું નામ પડયું તૃષ્ણા, અને તૃષ્ણાનું પ્રાકૃત રૂપ છે તીસ્તા. આપણી સમજમાં ઊતરતું નથી કે નદીને કોઈ તૃષ્ણા કેવી રીતે કહી શકે?' 'તૃષ્ણા'નું 'તણ્હા' થઈ શકે. પણ ણકારનો લોપ થઈ જાય એ બરાબર લાગતું નથી.

એ ગમે તેમ હો, તીસ્તાનો જીવનક્રમ શરૂઆતથી આખર સુધી આકર્ષક અને સંસ્મરણીય છે. પહાડોમાં જ્યાં આ નદીઓ વહે છે ત્યાં ગરમી ખૂબ હોય છે. એટલે ત્યાં મલેરિયાનાં જંતુ, ડંખવાળા મચ્છર પણ ખૂબ હોય છે. કદાચ એ કારણથી તીસ્તા વિશે એકે લોકગીત મળતું નથી.

પણ હવે આપણે વિજ્ઞાનયુગમાં પ્રવેશ કર્યો છે. મલેરિયાના મચ્છરોનો ઇલાજ પણ જડયો છે. નદી જોસથી વહે છે ત્યાં તેના પર યંત્રરૂપી જીન કસીને તેની પાસે ઘણું કામ લઈ શકાય છે. તીસ્તાનો ઊગમ પાંચ સાત હજાર ફૂટની ઊંચાઈ પર છે. જ્યારે તે પહાડી મુલક પાર કરે છે ત્યારે તેની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ફક્ત સાતસો ફૂટ રહે છે. જોતજોતામાં જે નદી છ હજાર ફૂટની ઊંચાઈ ગુમાવે છે તેની પાસે ગમે તે કામ લઈ શકાય. કિનારેથી લાકડાં કાપવાનું અને લોટ દળવાનું કામ તો આ નદીઓ કરતી જ આવી છે. હવે તેની પાસે વીજળી પેદા કરવાનું મોટું કામ લેવામાં આવશે. પછી આખા સિક્કીમ રાજ્યની સિકલ પલટાઈ જશે.

આપણા ધર્મપ્રાણ પૂર્વજો પોતાની યંત્રબુદ્ધિ પણ ધર્મકાર્યમાં વાળતા હતા. એક જગ્યાએ અમે જોયું કે પહાડના પ્રવાહની સામે એક ચક્ર રાખીને તેની મદદથી 'ઓમ મણિપદ્મે હું'ના જાપનો લાકડાનો સ્તંભ ફેરવવામાં આવતો હતો. અને આ રીતે જે યાંત્રિક જાપ થાય છે તેનું પુણ્ય યંત્રના માલિકને મળે છે!

પણ આવા પુણ્યનો મોટો ભાગ નદીને મળવો જોઈએ!

૭-૧૦-'૫૬

# ૫૨. સહસ્રધારા

જૂનું દેવું વખતે ટળી શકે પણ જૂના સંકલ્પો ટળતા નથી. પચીસ વરસ પહેલાં જ્યારે હું દેહરાદૂન રહ્યો હતો ત્યારે સહસ્રધારા જોવા જવાનો સંકલ્પ કરેલો. ઘણી ઉત્કંઠા હતી છતાં જવાયું નહીં. થોડા દિવસ સુધી એનો ખરખરો રહ્યો પણ પાછળથી એ ભૂંસાયો. કાળે કરીને સહસ્રધારા જેવું સ્થાન દુનિયામાં ક્યાંય છે એ સ્મૃતિ પણ ભૂંસાઈ ગઈ. પણ સંકલ્પ કંઈ ટળે?

આચાર્ય રામદેવે મને ઘણો આગ્રહ કર્યો કે એક વાર અમારું કન્યાગુરુકુલ જોઈ જાઓ. મારે પણ એ ખીલતી સંસ્થા જોવી હતી. ગયે વરસે ન જવાયું એટલે આ વરસે વચનબદ્ધ થઈ હું ત્યાં ગયો. હવે કુદરત પાછળ પડીને ગાંડા નથી થવું, હવે તો માણસને મળવું છે, સંસ્થાઓ જોવી છે, રાષ્ટ્રીય સવાલોની ચર્ચા કરવી છે, સારા સારા માણસો શોધી કાઢીને કામે ગોઠવવા છે, સેવકો સાથે વિચારો-ની અને અનુભવોની આપલે કરવી છે – એવી વિવિધ ધારાઓ મનમાં ચાલતી હતી, ત્યાં સહસ્રધારાનું સ્મરણ ક્યાંથી જ થાય? હું તો હિંદી-હિંદુસ્તાની ચર્ચામાં જ મશગૂલ હતો. એટલામાં યુવાન રણબીર મને મળવા આવ્યો. કોકે એની ઓળખાણ કરાવી. એણે પોતાની મેળે કહ્યું કે દેહરાદૂનમાં જોવાલાયક સ્થાનોમાં ફૉરેસ્ટ કૉલેજ છે, લશ્કરી નિશાળ છે અને પ્રાકૃતિક દૃશ્યોમાં ગુચ્છુપાની અને સહસ્રધારા છે. બસ છેલ્લું નામ સાંભળ્યું અને પચીસ વરસની વિસ્મૃતિના પથરા-ની કબર તોડી જૂની સ્મૃતિ અને જૂનો સંકલ્પ ભૂતની પેઠે નજર આગળ ઊભાં થયાં. હવે એ સંકલ્પને ગતિ આપ્યે જ છૂટકો.

તૈલવાહન મોટરની સગવડ થઈ અને પાંચસાત માઈલનો ઓતરાદો રસ્તો કાપી અમે રાજપુર પહોંચ્યા. અહીંથી જ ઉપર મસૂરી જવાય છે. અમે રાજપુરથી અઢીએક માઈલ તરફ જંગલમાં પગપાળા ચાલ્યા. બરાબર ૬૫ મિનિટ ચાલીને અમે સહસ્રધારા પહોંચ્યા. સાંજનો વખત હતો. પાછળ સૂરજ આથમવાની તૈયારી કરતો જાય અને એનાં લંબાતાં કિરણો અમારો આગળનો પંથ લાંબો ને લાંબો કરતાં જાય. પાંચદસ મિનિટની અંદર અમે માનવસંસ્કૃતિ છોડી જંગલમાં પ્રવેશ કર્યો. પાણીનાં વહેણ વહી વહી ઊંડાં કોતરો થયાં હતાં. એમાં થઈને જવાનું હતું. અમે ચાર જણ હતા. વાતો કરતા જઈએ, આસપાસનું સૌંદર્ય નિહાળતા જઈએ અને વખતનો હિસાબ કાઢતા જઈએ. અમરનાથ, તુંગનાથ, બદ્રિવિશાળ જેવાં સ્થાનો જેણે જોયાં છે તેને મસૂરીના પહાડના શા પાડ? પણ ઘણે વર્ષે ફરી હિમા-લયની તળેટીમાં જવાનું થયું એટલે આ દૃશ્ય પણ આંખોને ભવ્ય લાગ્યું.

મસૂરીના પહાડમાં અનેક વાર ટેકરીઓ સરી પડે છે. જેને અંગ્રેજીમાં લૅન્ડ-સ્લિપ અથવા લૅન્ડ-સ્લાઈડ કહે છે. કોઈ ઝુંઝાર યોદ્ધાને જબરદસ્ત ઘા થયો હોય

તેવું આ દૃશ્ય હોય છે. મોટા મોટા પર્વતો નાનાંમોટાં વૃક્ષોથી ઢંકાયેલા હોય અને વચમાં જ મોટા પહાડનો ભાગ તૂટી જવાથી એક આખી બાજુ ઉઘાડી પડી હોય એવું દૃશ્ય જોઈ હૈયામાં કંઈનું કંઈ થઈ જાય છે. આવાં પ્રમાણ બહારનાં પ્રાકૃતિક દૃશ્ય બહુ મોટાં હોય છે. અને એ અકસ્માત સામે કશો ઈલાજ હોતો નથી. એટલે આવા ઘા વિષમ લાગતા નથી. ઊલટું એનો આદરપાત્ર વૈભવ જ દેખાય છે.

અમે નીચે ઊતર્યા, ફરી ચડયા. ફરી ઊતર્યા, ખૂબ ચડયા, ત્યાંથી ચક્કર આવે એવો ઉતાર આવ્યો.

અમે રાજીખુશીથી ચતુષ્પાદ થઈને ધીમે ધીમે નીચે ઊતર્યા. રસ્તામાં દરેક ઠેકાણે જ્યાં ઊતર્યા ત્યાં એક પથરાની કોરી નદી પથરાયેલી હોય જ. ચોમાસામાં એ એટલો તો કોલાહલ કરે છે કે આખી ખીણ સહસ્રનિનાદથી ગાજી ઊઠે છે, પણ અત્યારે જ્યાંત્યાં ભીષણ શાંતિ, નાનાં નાનાં પક્ષીઓ એકબીજાને દૂર દૂરથી ઈશારા ન કરતાં હોત તો અહીં ઊભા રહેતાં પણ હૈયામાં 'ધડક' પેસી જાત. છેલ્લો ઉતાર આવ્યો અને જ્યાં જોઈએ ત્યાં સ્લેટવાળો પથ્થર. જાન બચાવવા એકાદ તખ્તીને પકડવા જઈએ ત્યારે એના ચૂરા થઈને હાથમાં આવી જાય છે.

જેમતેમ કરીને નીચે ઊતર્યા. લગભગ કલાક થવા આવ્યો. જેની મોટરમાં આવ્યા હતા તે ભાઈ કહે, 'હું તો અહીં જ બેસું છું, તમે આગળ જાઓ.' મેં કહ્યું, 'તમારી સાથે અમે કરાર કર્યો હતો કે એક કલાકમાં પાછા ફરીશું. પણ સહસ્રધારા પહોંચતાં જ એક કલાક કરતાં વધારે જશે એટલે તમે પાછા જ જાઓ અને મોટર લઈને વખતસર દેહરાદૂન પહોંચો. અમે ભાડાની બસમાં આવી જઈશું.' રણબીર કહે, 'હવે તો દસ મિનિટમાં આપણે પહોંચી જઈશું. સામે ટેકરીની કેડે પેલી ધોળી ઝૂંપડી દેખાય છે એની બાજુ ઉપર જ સહસ્રધારા છે.'

આટલે દૂર આવ્યા છીએ ત્યારે પાંચ મિનિટ વધારે, એમ વિચાર કરી અમે ચાલ્યા. પાછા વળીને જોવાનું મન થયું, તો સૂરજ આકાશમાં લટકતો હતો અને તળેટીની ખીણના પહાડો બે હાથ ઊંચા કરી દડો ઝીલવાની તૈયારી કરતા હોય એમ એનું સ્વાગત કરતા હતા. ઉપર ઉછાળેલું બાળક માતાના હાથમાં પડતાં જ્યારે હસે છે અને માતા રાજી થાય છે તેવું એ દૃશ્ય હતું. આવે વખતે માતાનો ઉમળકો મનમાં સેવવો કે બાળકનું વિશ્વાસપૂર્ણ હાસ્ય ખીલવવું, કયા આનંદ સાથે તાદાત્મ્ય અનુભવવું, એનો નિશ્ચય ન થવાથી મન મૂંઝાય છે. આટલું જ એક દૃશ્ય જોવા માટે અહીં સુધી અવાય! પણ સંકલ્પ તો સહસ્રધારાનો હતો, એટલે અમે લંબાતાં સૂર્યકિરણ તરફ પીઠ ફેરવી આગળ ધસ્યા.

ત્યાં એકાએક મોટો ધોધ ધબધબતો દેખાયો. ઊંચેથી સ્વચ્છ પાણી મજબૂત થયેલી માટીની પ્રાકૃતિક દીવાલ પરથી સરી પડે છે, અવાજ કરે છે, અને અલમસ્ત એકતાનતાથી અવતરે છે. પાસે કોઈ છે કે નહીં, કોણ જુએ? શું થાય છે એની એને કશી પરવા નથી. ધબ ધબ ધબ અને ધબ ચાલે જ છે. પથરા

ઉપરથી પાણી પડે છે ત્યારે એટલું આશ્ચર્ય થતું નથી. પણ આ તો પોતાની જીદ ન છોડનાર માટી પરથી પાણી પડે છે. હું જોતો જ ઊભો રહ્યો. પાણીના દૃશ્યમાં આટલો કેફ હોય છે એમ જો દારૂડિયાઓ જાણે તો નશો છોડી અહર્નિશ અહીં આવીને બેસી જાય. ક્ષણ માટે હું તો ભૂલી જ ગયો કે પાછા જવાનું છે. આપણે, ભલે એક ક્ષણ માટે, પણ જ્યારે કુદરત સાથે એકરૂપ થઈએ છીએ ત્યારે એ ખરેખર અદ્વૈતાનંદ હોય છે. પોતાનું ભાન ભૂલી ગયા પછી આનંદ જ રહેવાનો.

ત્યારે શું જેને આપણે જડ સૃષ્ટિ કહીએ છીએ તે જડ નથી પણ અદ્વૈતાનંદની સમાધિમાં એકતાન થઈને પડી છે? એનો જવાબ કોણ આપી શકે?

રણબીર કહે, 'હવે આપણે સહેજ આગળ જઈએ.' હવે મોડું કરવાની મારી દાનત ન હતી. પણ થોડુંક રહી ગયું એમ મનમાં વિષાદ ન રહે એટલા ખાતર હું આગળ ચાલ્યો. નીચે પાણી વહેતું હતું. ધીમે રહીને અમે નીચે ઊતર્યા ત્યાં તો સુરાખારની મહેક આવવા લાગી. નીચે ઊતરીને એ પાણી સહેજ પીધું. કહે છે કે તમામ ચર્મરોગ માટે આ પાણી 'બહોત મુફીદ હૈ.' આ પાણી અને તેના અદ્ભુત ગુણનો વિચાર હું કરતો હતો પણ હૈયું તો પેલા હમણાં જ જોયેલા ધોધના ધબકારા સાથે તાલ ધરતું હતું. એટલામાં જમણી બાજુએ ઊંચે એક ઝઝૂમતી કરાડની છતમાંથી પાણીનાં ટીપાં પડતાં જોયાં. જાણે અત્યંત સૌમ્ય અને મૂક જલતરંગ, અથવા વૃંદગાયન.

આ જ ખરી સહસ્રધારા. હજારો ટીપાં એ ગુહા ઉપરથી અને અંદરથી ટપટપે છે. પણ એનો અવાજ ભેગો થતો નથી. શાંતપણે ટીપાંઓ પડતાં જ જાય છે. એક બાજુ પરથી અમે ઉપર ચડ્યા. ત્યાં એક ઊંડી સરખી ગુફા હતી. વચમાં થાંભલા જેવો પથરાનો ભાગ હતો. એની આસપાસ અમે ફર્યા. બધે જ સહસ્રધારાનો વરસાદ ચાલતો હતો. એ આખો પહાડ ઓગળી જતો હોય એમ લાગતું હતું. અમે બરાબર પલળી ગયા. એક કલાક સુધી તેજ ચાલીને આવેલા હોવાથી શરીરમાં ગરમી ખૂબ હતી. તેથી આમ પલળી જવાનો આનંદ તો ઓર જ જણાયો. કેટલું ઠંડું અહીંનું દૃશ્ય! અહીં રહેવા માટે માણસનો ભવ કામનો ન નથી. અહીં તો વેદમંત્રનું ચાતુર્માસે રટણ કરનાર દેડકાંઓનો અવતાર લઈને જ રહેવું જોઈએ. જે હૈયું થોડા સમય પહેલાં શક્તિશાળી ધોધ સાથે એકરૂપ થયું હતું તે જ અહીં એકક્ષણમાં આ ઝરમર ઝરમર સહસ્રધારાના બાલનૃત્ય સાથે તન્મય થઈ ગયું. મેં રણબીરને હૈયું ભરીને ધન્યવાદ આપ્યા અને કહ્યું, 'જો આટલો સુંદર ભાગ જોયા વગરનો રહી જાત, તો ખરેખર પસ્તાવા જેવું થાત.' વરસાદ સામે રક્ષણ આપતી ગુફાઓ તો મેં અસંખ્ય જોઈ છે. પણ ઉનાળામાં પણ પોતાના પેટમાં વરસાદને સંઘરતી ગુફા તો આ જ પહેલવહેલી જોઈ. સિલોનની મધ્યમાં એક ઠેકાણે ચિતરામણવાળી મોટી ગુફા છે તેમાંથી એક ઠેકાણે એક નાનકડું ઝરણું ટપટપે છે, પણ આવો અખંડ વરસાદ તો અહીં જ પહેલવહેલો જોયો. અમને પાછા જવાની ઉતાવળ હતી તેવી આ વરસાદને ન હતી. એને એનું

જીવનકાર્ય મળી ચૂક્યું હતું. પથરા પરની લીલને કારણે પગ લપસતા હતા. અને અહીંનાં સૌન્દર્ય, પાવિત્ર્ય અને શાંતિને કારણે પગ અહીં ચોંટી રહેતા હતા. આ સ્થિતિમાં જેટલો વખત ગયો તેટલો જ લાભ એમ મનને થતું હતું.

અંતે ત્યાંથી પાછા ફરવું જ પડ્યું. હવે તો બેવડા વેગથી પાછા જવાનું હતું. રસ્તામાં કેટલાયે મજૂરો અને ગોવાળો ઉતાવળે ચાલતા દેખાયા. બિચારા ગરીબ લોકો, મુશ્કેલીથી આવે ઠેકાણે જીવે છે. પણ અમને તો સહસ્રધારાની અમી-નજર તળે એ લોકોને રહેવાનું મળે છે એની જ અદેખાઈ થઈ.

ઊતરતાં ઊતર્યા, પણ હવે અંધારામાં ચડાશે કેમ એ સવાલ હતો. મનમાં થયું કે એકાદ સોટી હાથમાં હોય તો સારું. ત્યાં એક ગામડિયા દુકાન હતી. દુકાનદારને અમે કહ્યું, 'ભૈયા, એક અચ્છીસી લકડી દે દોગે?' હું એક કાને સાંભળતો નથી, તો દુકાનદાર બન્ને કાને બહેરો, મારી વાત સમજે નહીં, અને હું અધીરો બનેલો. અંતે એક સાથીએ ઈશારાથી એને કહ્યું. એણે તરત અંદરથી પોતાની વાંસની લાકડી આણી આપી. પૈસા આપું તો લે નહીં. એની લાકડી લઈને મેં જ એના ઉપર ઉપકાર કર્યો હોય એવી ધન્યતા આંખમાંથી બતાવતો એ કહે, 'લે જાઈએ, આપ લે જાઈએ.' ત્યાર પછી રણબીરે એના કાનમાં જોરથી કહ્યું, 'યે મહેમાન તો મહાત્મા ગાંધીકે આશ્રમસે આતે હૈં,' પછી તો એની ધન્યતાનો અને મારા સંકોચનો પાર ન રહ્યો. લાકડી લઈને હું નાઠો.

હવે અમારું બોલવાનું બંધ થયું. પગ દોડતા જાય અને હું મનમાં પ્રાર્થના બોલતો જાઉં. આકાશમાં ગુરુ અને શુક્ર ચંદ્ર વિશે કંઈ ટીકા કરતા હતા.

પેલા મોટરવાળા ભાઈ પહાડની ટોચે બેસી અમારા પાછા આવવાની રાહ જોતા હતા. જ્યારે અમે ભેગા થયા ત્યારે એ કહે, 'તમે દોડતા ગયા અને ઉતાવળા પાછા આવ્યા અને હું આટલો વખત નિરાંતે આ ખીણના ભવ્ય વિસ્તારનો અને આથમતા પ્રકાશનો, એના પલટાતા રંગનો આનંદ માણતો રહ્યો. ત્યારે કહો, આપણામાંથી વધારે આનંદ કોણે લૂંટ્યો?'

મેં મનમાં પ્રતિધ્વનિની પેઠે પૂછ્યું, 'ખરેખર, કોણે લૂંટ્યો?'

ડિસેમ્બર, '૩૬

## ૫૩. ગુચ્છુપાની

ગુચ્છુપાની કુદરતની એક મજાની રમત છે. બે વર્ષ ઉપર જ્યારે દહેરાદૂન ગયો હતો ત્યારે એક દિવસની નવરાશ હાથમાં હતી. કેટલાકે કહ્યું કે આપણે ગુચ્છુપાની જઈએ. બીજા ભાઈઓએ કહ્યું કે 'સહસ્રધારા' જોવા ચાલો. ગુચ્છુપાની નામ તો મજાનું લાગ્યું. પણ વિસ્મૃતિના ભાર તળે દબાયેલા જૂના સંકલ્પે સહસ્રધારાની તરફેણમાં પોતાનો મત આપ્યો હતો એટલે ગુચ્છુપાની જવાનું રહી જ ગયું.

આ વર્ષે જ્યારે કન્યાગુરુકુળના ઉત્સવ ઉપર આવવું જ પડયું ત્યારે હવે કાંઈ ગુચ્છુપાની બોલાવ્યા વગર છોડે? બેત્રણ કલાક પાસે હોય તો દેહરાદૂન-થી ગુચ્છુપાની સુખેથી જઈ અવાય. મોટરમાં નહીં પણ પગપાળા જઈ આવતાં ત્રણ સાડા ત્રણ કલાકથી વધારે નહીં લાગે. પ્રથમ તો દોઢેક માઈલ સુધી તૈલવાહન માટે બનાવેલો આસ્ફાલ્ટનો વજ્રલેપ રસ્તો આપણને ધીમે ધીમે ઊંચાં ઊંચાં ઝાડ વચ્ચે થઈને ચડાવે છે; અને સામેના પહાડ ઉપર ચળકતી મસૂરીની ગંધર્વનગરીનું દર્શન કરાવે છે. ત્યાંના બંગલાઓની વાંકીચૂકી હાર જ્યારે સંધ્યાકિરણોમાં ચળકવા માંડે છે ત્યારે ચકમકનાં ચોસલાં આડાંઅવળાં ગોઠવાયાં હોય એવો ભાસ થાય છે.

અમે રસ્તો છોડી ડાબી બાજુનાં ખેતરોમાં ઊતર્યા. ત્યાં તો સામે સાલનાં બાલવૃક્ષોની એક ઘટા દેખાવા લાગી. એ ઘટા વચ્ચે થઈને એક પહાડની સના-તન દીકરી પથરા સાથે રમતી દક્ષિણ તરફ દોડતી જાય છે. એનું દર્શન થયું. અત્યારે તો એના પાત્રમાં પાણીનું નામ ન હતું. કેવળ વાંકાચૂકા પણ લીસા સફેદ પથરા જ ત્યાં પથરાયેલા હતા. પાણી વગરની નદી આપણને સામાન્યપણે ગમતી નથી. પણ જ્યારે બંને બાજુ ઊંચી ઊંચી ટેકરીઓ હોય છે અને આખો પ્રદેશ નિર્જન-રમ્ય હોય છે ત્યારે સુકાયેલી નદી પણ ભીષણ રમણીય રૂપ ધારણ કરે છે. પાણીનો પ્રવાહ ભલે ન હોય, પણ લીલાં લીલાં જંગલમાંથી થઈને ધોળા ધોળા પથ્થરોનો પટો જ્યારે ડુંગરામાં પોતાનો રસ્તો સાચવતો જાય છે ત્યારે સહેજે મનમાં થાય છે કે આ પથરાઓ નિશાળના છોકરાઓની પેઠે દોડની રમત રમતા રમતા એકાએક થોભી ગયા છે.

અમે આગળ ચાલ્યા. ફરી ચડયા ને ફરી ઊતર્યા. કોતરોમાં થઈને જવાનું હતું, એટલે દૂર સુધી જોવાને બદલે આકાશ તરફ જોઈને જ સંતોષ માનવો પડતો હતો. વચમાં વચમાં પીળાં અથવા ધોળાં ફૂલોનું ઉડાઉપણું જોઈને લાગતું કે અહીં કોઈકનો બંગલો હશે; પણ બીજી જ ક્ષણે ખાતરી થતી કે આવાં દૃશ્યો જોઈને જ શહેરના બંગલાવાળાઓને આસપાસ ફૂલો ગોઠવવાનું સૂઝયું હશે. બંગલાની ચાર દીવાલો તો કુદરતના ખોળાથી વિખૂટા પડેલા માનવી માટે જ હોય. અહીં તો કુદરતનો વિશાળ પ્રાસાદ છે. ચાર દિશા એ જ એની ચાર દીવાલો અને આકાશનો કટાહ એ એનો ગુંબજ. રાત પડે એ પહેલાં જ એ ગુંબજમાં ચંદ્રતારકાનો ચંદરવો નિયમસર તાણવામાં આવે છે. હવા બગડે છે ત્યારે એ ચંદ-રવો મેલો ન થાય એટલા માટે કોક કોક વાર એના ઉપર વાદળાંનો પડદો ઢાંકવામાં આવે છે એ ખરું.

ફૂલો પ્રસન્નપણે હસતાં હતાં. કોને જોઈને હસતાં હતાં કોણ જાણે! અમે આવવાના છીએ એની સૂચના તો અમે આપી નહોતી અને સૂચના મળી હોત તોયે પોતાના શિકારીઓનું આગમન એમને વહાલું લાગત કે કેમ એ પણ એક સવાલ છે.

વચ્ચે વચ્ચે નાની નાની ઝૂંપડીઓ, અને એ ઝૂંપડીઓનું અપમાન ન કરે

એવાં ચૂના-માટીનાં ઘરો આવતાં હતાં. રસ્તાઓ અને મ્યુનિસિપાલિટીની સગવડ વગરનાં આ ઘરો વનશ્રીની સાથે સુંદર રીતે ભળી જતાં હતાં અને ત્યાંનું ગામડિયા જીવન શોભાવતાં હતાં. ગોરાઓની ફોજી નોકરીમાંથી નિવૃત્ત થયેલા ગોરખાઓ અહીં કુદરતના ખોળામાં નિવૃત્તિનો આનંદ અનુભવે છે અને પોતાનાં ઘરડાં પહાડી હાડકાંઓને આરામ આપે છે.

અમે આગળ ચાલ્યા. આગળ એટલે સીધા આગળ તો નહીં જ. પહાડી કેડીઓના ચકરાવામાં તો જેમ પોસાય એમ પેસવાનું હોય છે. ડાબી બાજુ જવું હોય તોય કોક કોક વાર જમણી વાટ લઈ એની ખુશામત કરતાં એને વાળવાનું હોય છે. ચિ. ચંદન કહે છે કે 'આસપાસનું રૂપાળું દૃશ્ય અને આકાશનાં ક્ષણે ક્ષણે બદલાતાં દૃશ્યો પોતા તરફ ધ્યાન ખેંચે છે, પરંતુ એક ક્ષણ માટે પણ પગ તરફનું ધ્યાન ચુકાયું તો પેલી પહાડી નદીના પથરાની માફક ગબડી જવાનું માથે આવવાનું.' અને એ વાત સાચી હતી. પગ તળે જેટલા મોટા મોટા પથરાઓ હોય તેમને માથે પગ દઈને ચાલીએ તો વિશેષ સુખ અનુભવાય છે. એ મોટા મોટા પથરા સરખે અંતરે શાના જ હોય? એટલે કોણ કયાં છે, આપણો ભાર માથે આવવા છતાં ડગે નહીં એવા ધીરોદાત્ત કોણ છે એની 'સર્વે' કરતાં કરતાં જ્યાં આગળ જવાનું હોય ત્યાં દરેક ડગલે આપણું ચિત્ત પરોવવું પડે છે. હાથમાં પૂણી લઈ સૂતર કાંતતી વખતે જેમ તસુ તસુમાં આપણું ધ્યાન પણ કંતાય છે, તેમ આવી પહાડી યાત્રામાં ડગલે ડગલે આપણું ચિત્ત યાત્રા સાથે વણાય છે, અને તેથી જ યાત્રાનો આનંદ ગાઢો થતો જાય છે.

હવે તો એક મોટી પહોળી નદી નીચે દેખાવા લાગી. જમણી બાજુની ખીણમાંથી આવી ડાબી બાજુએ બે શાખામાં એ વિભક્ત થઈ જતી હતી. સામી બાજુની ટેકરી ઉપરથી તારખાતાના થાંભલાઓએ પાંચસાત તારોની હાર છોડીને આ કાંઠે દૂર નીચાણમાં એ ઝીલી હતી. જાણે કોઈ બાળકે પોતાના હાથ અને પોતાની આંખો તણાય તેટલી તાણીને નદીની પહોળાઈ આટલી છે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો હતો.

એ નદીના પટ પર થઈને બે ઝીણા પ્રવાહો કોઈ રાજવીના અસ્ત થયેલા વૈભવની પેઠે ધીમે ધીમે જતા હતા. પાણી તો બાળકોના હાસ્ય કે રીસ જેટલું જ નિર્મળ. થયું કે થોડુંક પાણી પેટમાં પહોંચાડીએ. પણ ત્યાં ધર્મદેવજીની રસિકતા આડે આવી. એમણે કહ્યું, 'પેલું સામે ઝરણું દેખાય છે એનું પાણી એક વખતે હું રોજ સવારે અહીં આવીને પીતો. ત્યાં જ જઈએ.' અમે ગયા, ત્યાં એક છોટી પહાડીની કેડ ઉપર એક નાનો સરખો ગોખલો હતો એમાંથી અમૃત જેવા ઝરણને નીકળી આવવાનું સૂઝયું હતું. કોઈ પરોપકારી માનવીને એ ગોખલાની આગળ એક લાકડાની પરનાળ ગોઠવવાનું મન થયું. એટલે અમને જલદાનનો સ્વીકાર કરતાં સહેલું પડયું. પાણી પીતાં પહેલાં પશ્ચિમ તરફ ઢળતા સૂર્યને એક મનોમય અર્ઘ્ય આપતાં હું ભૂલ્યો નહીં.

હવે તો જે દિશાએ સૂર્યકિરણો ફેલાતાં હતાં ત્યાં અમે ધીમે ધીમે નદીના પટમાં ચડવા માંડયું. આગળ શું દેખાશે એની કલ્પના થતી ન હતી. નદીનો ઊગમ હશે, કે ઉપરથી પાણી ટપકતું હશે, કે સહસ્રધારાની પેઠે પાણીમાં ગંધક હશે, એવી અનેક કલ્પનાઓ મનમાં થતી હતી. એ ઝરણાના નામની પેઠે એનું રહસ્ય પણ અમારે માટે ગુહ્ય હતું. (ગુચ્છુ શબ્દ ગુહ્ય ઉપરથી આવ્યો હશે એમ મનાય છે.)

દૂર એક બખોલ દેખાતી હતી. ત્યાં સુધી પહોંચ્યા તો બધું જુદું જ નીકળ્યું. અહીં અમને ખબર પડી કે ગુચ્છુપાની એટલે શું.

જેમ પહાડને તોડીને રેલવે લઈ જવા માટે સુરંગ અથવા બોગદા ખોદાય છે તેવી જ રીતે એક આગ્રહી ઝરણાએ એ આખી ટેકરી આરપાર વીંધીને પોતાનો રસ્તો કાઢયો છે. ના, આ તો ખોટી ઉપમા અપાઈ. જેમ કોઈ કરવત લાકડાને કે પોરબંદરી પથરાને વહેરતી વહેરતી નીચે ઊતરે છે તેમ આ ઝરણાએ એક ટેકરી સીધી વહેરી કાઢી છે. આમાં યુક્તિ નથી વપરાઇ, કેવળ સત્યનો જ એ ખેલ છે. વજ્રકાય પાષાણોને વીંધીને નીર જ્યારે નીકળી જાય છે ત્યારે આશ્ચર્ય-ચકિત થયેલું મન સવાલ પૂછે છે કે સમર્થ કોણ? અડગ પહાડ અને એના પ્રાચીન પથરાની અભેદ્ય દીવાલ કે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના પોતાનું બલિદાન આપવા તૈયાર એવાં ચંચલ અને તરલ નીર?

એ વિવરમાં ઘૂસતાં છાતીમાં જરા ધડધડ થાય તો આશ્ચર્ય નહીં, એટલું આશ્ચર્યકારી એ દૃશ્ય હતું. મોતના મોંઢામાં પ્રવેશ કરવા જેવું એ સાહસ ગણાય. અંદર ઘૂસતાં મને તો ગીતાના અગિયારમા અધ્યાયના શ્લોકો યાદ આવવા લાગ્યા. છતાં પહાડ અને જલની શક્તિથી પોતાનું સામર્થ્ય વ્યક્ત કરનાર પ્રકૃતિ માતાના સ્વભાવ ઉપર વિશ્વાસ રાખી અમે અંદર પ્રવેશ કર્યો. સિમેન્ટમાં પથરા ચણ્યા હોય તેવી રીતે કાળા, ધોળા અને લાલ ગોળમટોળ પથરાઓ એ ટેકરીના કુદરતી વજ્રલેપમાં ચણેલા હતા. અને પગ તળેના નાના નાના પથ્થરો ઉપર થઈને જળનો નમ્ર પ્રવાહ પોતાનો વિજય બોલતો દોડતો હતો. માથું ઊંચું કરીને જોયું તો પાણીએ ટેકરી વહેરીને બનાવેલી ખાસી વીસત્રીસ ફૂટની બે દીવાલો પોતાના લાખો વરસના ઈતિહાસની સાક્ષી પૂરતી હતી. મારે બદલે કોઈ ભૂસ્તરશાસ્ત્રી અહીં આવ્યો હોત તો એણે એ પથરા ગ્રેનાઇટના છે કે સૅન્ડોસ્ટોનના, એ પહેલાં જોયું હોત; પછી દીવાલની ઊંચાઈ કેટલી છે, પાણીનો ઢાળ કેટલો છે, દર દસ વર્ષે આ પાણી કેટલું ઊંડું જાય છે, એ બધાનો હિસાબ કરી આ કુદરતી સુરંગની આવરદા એણે નક્કી કરી હોત; અને કહ્યું હોત કે આ પર્વતીય પ્રવાહની આ રમત પચાસ હજાર કે બે લાખ વર્ષ સુધી ચાલતી આવેલી છે. બાજુની દીવાલમાં ફસાઈ પડેલા રંગબેરંગી પથરાઓ જોઈ એણે એમને એમની ઉંમર પૂછી હોત અને એમને પકડી બેઠેલી માટીનું વજ્રલેપ સિમેન્ટ થતાં કેટલાં વર્ષો ગયાં હશે એનો હિસાબ કાઢી એણે ટેકરીની ઉંમર પણ આપણને

ગણી આપી હોત, અને જો એને કોઈ અહીં થઈ ગયેલા ધરતીકંપનો ઈતિહાસ આપી દેત તો પોતાના ગણિતમાં તે પ્રમાણે ફેરફાર કરી નવા નિર્ણય પણ એણે આપણને આપ્યા હોત. એ વજ્રલેપ સિમેન્ટની વચ્ચે ચામડા જેવી કે ઝીણાં જાળાં જેવી ભાત કેમ પડી છે અને એમાં થઈને પાણીની સૂક્ષ્મ સેરો કેમ નીકળે છે એ પણ એણે આપણને કહ્યું હોત. ખરેખર નક્ષત્રવિદ્યા જેટલી જ આ ભૂસ્તરવિદ્યા પણ અદ્‌ભુત-રમ્ય છે. મનોવિજ્ઞાન કરતાં એની ખોજ ઓછી અટપટી નથી. આ ત્રણે વિદ્યા માનવીના બુદ્ધિબળનો નિત્ય વધતો વિલાસ છે.

અમે એ વિવરમાં દૂર સુધી ગયા. એક ઠેકાણે ઊંચે પણ ચડવું પડયું. પાસે જ પાણીનો નાનકડો પ્રપાત થતો હતો. સહેજ આગળ ગયા ત્યાં પથ્થર અને ચૂનાથી માણસે બાંધેલી બે દીવાલો જોઈ હું કેમે કરી મારું હસવું ખાળી ન શક્યો! માનવીએ તો માન્યું કે પહાડનું હૈયું વીંધી જનાર પાણીને બે દીવાલોથી આપણે અટકાવી શકીએ! મારો ભાવ સમજતાં વેંત પેલો વિજયી ધોધ પણ મને કહે, 'અને હું પણ એ જ કારણે હસું છું.' પહાડનું ચિતરાયેલું હૃદય ભગ્ન છતાં, ભવ્ય દેખાતું હતું. જ્યારે માનવીની આ ભાંગેલી દીવાલ એના મનોરથની પેઠે જ તિરસ્કાર અને હાસ્ય ઉપજાવતી હતી. કોઈ ઉદ્દામ માણસને તમાચો મળે અને ફરી ગયેલું એનું મોઢું વીલું દેખાય તેવી આ દીવાલો ઝાઝો વખત જોવાની ઇચ્છા પણ થતી નહોતી. કોઈની ફજેતીના સાક્ષી પણ આપણાથી લાંબા વખત સુધી કેમ થવાય?

જેમ અંદર જઈએ તેમ એ વિવરની શોભા વધતી જ જાય! એટલામાં એક મોટો પથરો એ બે દીવાલ વચ્ચે પડતો પડતો અટકેલો જોવામાં આવ્યો. ઉપર થઈને એણે ભૂસકો માર્યો હશે અને પાસેની હેતાળ દીવાલોએ એને કહ્યું હશે, 'અલ્યા થોભ, પાણીની રમતમાં ભંગ પાડીશ નહીં.' શું કરે બિચારો! લટકતો ત્યાં ને ત્યાં જ ઊભો છે. પાણીની રમત ઊંધે માથે લટકતાં પરાણે જોયા જ કરવી એ એના ભાગ્યમાં લખ્યું હતું. એની દયા ખાતા આગળ જઈએ ત્યાં બીજો એક પથરો એવી જ રીતે લટકતો અને પોતાની પીઠ ઉપર પોતાથી ત્રણગણા મોટા પથરાનો ભાર વહેતો રોકાયેલો દેખાયો. એની નીચે થઈને પણ અમે પસાર થયા. જો બાજુની દીવાલો જરા ધસીને પહોળી થઈ હોત તો અમારાં હાડકાંના કકડા શું, ચૂરા જ થઈ જાત અને બેચાર પળને માટે પાણીનો રંગ લાલ લાલ થાત. પછી તો કુદરત કહેત કે, આપણને કશી ખબર જ નથી. ચાર માનવી અહીં આવ્યા હશે અને પોતાની નવરી જિજ્ઞાસાની કિંમત એમણે આપી હશે. એવી બીના થોડી જ ધ્યાનમાં રાખવા લાયક છે? એમના જેવા જ બીજા માનવી અહીં ફરી આવશે અને એમને પથરામાં દટાયેલા કેટલાક અવશેષો જડશે એટલે ખરીખોટી કલ્પનાઓ દોડાવી એકાદ પ્રકરણ ઊભું કરશે; બીજું શું?

અમે ચાલીને તો થાક્યા નહીં. પણ ઠંડા પાણીમાં પથરાઓમાં થઈને ઉઘાડે પગે ચાલતાં પગ દુખવા માંડયા એનો ઇનકાર ન કરાય. પણ એ વિવરપ્રવેશની

અદ્‌ભુતતા અનુભવતાં અનુભવતાં ધરાયા. જઈ જઈને અંદર કેટલું જવાય? આખરે આગળ જવાનો ઉત્સાહ મંદ પડ્યો. પણ મન કહેવા લાગ્યું, હાર ખાઈને પાછા કેમ જવાય? આટલે સુધી ગયા છીએ તે આરપાર ગયે જ છૂટકો. છેડો ન જુએ તો એ માનવી મન નહીં.

આગળ જતાં જરા પહોળી જગ્યા આવી ગઈ, ને પ્રવાહની ભીષણતા ઓછી થઈ ગઈ એટલે ડાહ્યા થઈને અમે માની લીધું કે હવે આગળનું દૃશ્ય મોળું મોળું જ હશે. ત્યાં ન જઈએ તો ચાલે. અમે પાછા વળ્યા. ફરી એ ને એ જ દૃશ્ય, એની એ જ ભિત્તિ, અને એ ને એ જ ભીતિ; એ ને એ જ ઉત્કંઠા અને એ ને એ જ ભાવનાઓ!!

એ વિવરમાંથી બહાર નીકળતાં અમે ખાસી સોળ મિનિટ લીધી!!! મારા રિવાજ પ્રમાણે એ યાત્રાના સ્મારક તરીકે લીસા રૂપાળા બે પથરા મેં લીધા અને અમે અંધારામાં ઝપાટાભેર રસ્તો કાપતા પાછા ઘેર આવ્યા. મનમાં એક જ વિચાર ચાલતો હતો, સમર્થ કોણ? આ વજ્રકાય પ્રાચીન પહાડ કે આ નમ્ર છતાં આગ્રહી જીવનધર્મી સત્યાગ્રહી અથોભ નીર?

ડિસેમ્બર, '૩૯

## ૫૪. પરશુરામ કુંડ

ભારતની લગભગ ઉત્તર-પૂર્વ સીમાની પાસે લોહિત-બ્રહ્મપુત્રને કિનારે બ્રહ્મકુંડ અથવા પરશુરામ કુંડ નામનું એક તીર્થસ્થાન છે. તિબેટ, ચીન અને બ્રહ્મદેશની સરહદ પાસે, વનવાસી જાતિઓની વચ્ચે ભારતીય સંસ્કૃતિની એ એક પ્રાચીન છાવણી હતી. પશ્ચિમ સમુદ્રને કિનારે સહ્યાદ્રિની તળેટીમાં બ્રાહ્મણોને વસાવનાર ભાર્ગવ પરશુરામે આખા ભારતની યાત્રા કરતાં કરતાં ઉત્તર-પૂર્વ સીમા સુધી પહોંચી જઈ બ્રહ્મકુંડ પાસે શાંતિ મેળવી. એ છે આ સ્થાનનું માહાત્મ્ય.

જ્યારથી મેં આસામ પ્રાંતમાં જવા માંડયું ત્યારથી પરશુરામ કુંડ જઈ સ્નાન-પાનદાનનું સમાધાન મેળવવાની મારી ઇચ્છા હતી. રાજનૈતિક, ભૌગોલિક અને સમયની મુશ્કેલીઓને લઈને આજ સુધી ત્યાં જઈ શક્યો નહોતો. પણ મેં સાંભળ્યું કે મહાત્માજીની ચિતાભસ્મનું વિસર્જન બીજાં તીર્થોની જેમ પરશુરામ કુંડમાં પણ થયું છે, ત્યારે ત્યાં જવાની મારી ઉત્કંઠા વધી. આ વર્ષે સાંભળ્યું કે આસામ પ્રાંતના કેટલાક લોકસેવકો ૧૨મી ફેબ્રુઆરીએ સર્વોદય મેળા નિમિત્તે ત્યાં જવાના છે, ત્યારે તો મનમાં નિશ્ચય થઈ ગયો કે આ તક હવે છોડવી નથી. પલાશવાડી પાસે કેટલાંયે વર્ષોથી ચાલતા મોમાન આશ્રમના શ્રી ભુવનચંદ્ર દાસને બોલાવી લેવામાં મને કશી મુશ્કેલી ન હતી.

વારંવાર પૃથ્વી પર ભ્રમણ કરી ભૂગોળવિદ્યાને ખેડનારા આપણા જે મુખ્ય

ભૂગોળવેત્તાઓ પુરાણમાં છે તેમાંના નારદ, વ્યાસ, દત્તાત્રેય, પરશુરામ અને બળરામનાં નામો બધા જાણે છે. એમાં પણ વ્યાસ અને પરશુરામ પોતાની વિભૂતિની ખાસિયતને કારણે ચિરંજીવી થઈ ગયા છે. ભારતીય સંસ્કૃતિનું સંગઠન અને તેના પ્રચારનું કાર્ય મહર્ષિ વ્યાસે જેવું કર્યું છે તેવું બીજા કોઈએ કર્યું નહીં હોય. એટલા માટે તો એમને વેદવ્યાસ(ઑર્ગેનાઇઝર)નું ઉપનામ મળ્યું. એમનું મૂળ નામ હતું કૃષ્ણ દ્વૈપાયન.

અને પરશુરામ હતા અગસ્ત્ય ઋષિ જેવા સંસ્કૃતિવિસ્તારક (પાયોનિયર ઑફ કલ્ચર). પ્રાચીન કાળમાં મનુષ્યજાતિને જીવવા માટે દારુણ યુદ્ધો કરવાં પડતાં હતાં – જંગલોની સાથે અને જંગલનાં પશુઓની સાથે. જંગલો આક્રમણ કરતાં કરતાં માનવસંસ્કૃતિને કેટલીયે વાર હજમ કરી ગયાં છે. આનો પુરાવો આજે પણ કમ્બોડિયામાં આન્કોર વાટ અને આન્કોર થોમમાં જોવાનો મળે છે. ઊંચા ઊંચા રાજમહેલો અને મોટાં મોટાં મંદિરોનાં શિખરો સુધી માટીના ઢગલા બાઝી ગયા અને જંગલનાં મહાવૃક્ષોએ પોતાની પતાકાઓ તેના પર ચડાવી છે. આપણે ત્યાં પણ અસંખ્ય નાનાંમોટાં મંદિરો અશ્વત્થ અને પીપળાના મૂળની જાળમાં ફસાઈને વાંકાંચૂકાં થઈ ગયેલાં જોવા મળે છે.

આવા યુગમાં પરશુ (કુહાડી) લઈને માનવસંસ્કૃતિનું રક્ષણ અને તેનો વિસ્તાર કરવાનું કામ ભગવાન પરશુરામે કર્યું હતું. પુરાણની કથા કહે છે કે જન્મથી જ પરશુરામના હાથમાં કુહાડી હતી. ધનવાન માબાપને ત્યાં જેનો જન્મ થાય છે તે વિશે અંગ્રેજીમા કહે છે કે He is born with a silver spoon in his mouth – ચાંદીનો ચમચો મોંમાં લઈને આ છોકરો જન્મ્યો છે. પરશુરામનું એવું જ બન્યું.

પરશુરામ જાતિએ બ્રાહ્મણ હતા, પણ તેમના બધા સંસ્કાર ક્ષત્રિયના હતા. જંગલોનો નાશ કરવા માટે કુહાડી ચલાવતાં ચલાવતાં તેમણે સમ્રાટ સહસ્રાર્જુનના હજાર હાથો પર પણ કુહાડી ચલાવી. અને ક્ષત્રિયોના જુલમથી ચિડાઈને તે તેમની સામે એકવીસ વાર યુદ્ધે ચડ્યા. ક્ષાત્ર પદ્ધતિથી ક્ષત્રિયોનો નાશ કરવાની કોશિશ આ ક્ષત્રિય બ્રાહ્મણે એકવીસ એકવીસ વાર કરી. એ જ વાતનો અનુભવ એમના અનુગામી બ્રાહ્મણ ક્ષત્રિય ગૌતમ બુદ્ધે એક ગાથામાં કર્યો છે:

नहि वेरेन वेरानि संमंतीध कुदाचनं ।

આ પરશુરામના ઝાંઝી બાપે બીજા દીકરાઓને આજ્ઞા કરી કે 'તમારી માતા કુલટા છે; તેને મારી નાખો.' તેમણે ના પાડી. જમદગ્નિનો ક્રોધાગ્નિ વધારે ભડકી ઊઠ્યો. તેમણે પરશુરામ તરફ ફરીને કહ્યું, 'બેટા, તું મારું કામ કર. આ રેણુકાને મારી નાખ.' કુહાડી ચલાવવાની ટેવવાળા આજ્ઞાધારી પુત્રને વિમાસવાનું નહોતું. તેમણે માતાનું માથું તરત ઉડાવી દીધું. પિતા પ્રસન્ન થયા ને તેણે કહ્યું, 'જોઈએ તેટલાં વરદાન માગ; તેં મારા મનને ગમતું કામ કરી આપ્યું છે.' પુત્રને હવે તક મળી ગઈ. પિતાની બધી તપસ્યા ચાર વરદાનોમાં એણે નિચોવી લીધી. 'મારી

મા ફરી જીવતી થાય; મારા ભાઈઓને શાપ આપીને તમે પાષાણ બનાવી દીધા છે તે પણ જીવતા થાય; પોતાની થયેલી હત્યાની અને સજાની વાત તેઓ ભૂલી જાય; હું માતૃહત્યાના પાપથી મુક્ત થાઉં ને ચિરંજીવી બનું.' પિતાએ કહ્યું, 'બીજું તો બધું આપું પણ માતૃહત્યાનું પાપ ધોઈ કાઢવાની શક્તિ મારી તપસ્યામાં પણ નથી.' નિરાશ થઈને પરશુરામ ત્યાંથી ચાલી નીકળ્યા. આગળ જઈને પરશુધર રામને ધનુર્ધર રામે હરાવ્યા, કારણ કે યુદ્ધશાસ્ત્ર આગળ વધ્યું હતું. પરશુ કરતાં ધનુષબાણની શક્તિ વધારે હતી, અને ઘા કરનાર પાસેથી દૂર સુધી પહોંચતી હતી. પરશુરામે ભારતભ્રમણમાં આખું આયુષ્ય વિતાવ્યું, અનેક તીર્થોનું અને સંતોનું દર્શન કર્યું, આખરે તેમની ચિત્તવૃત્તિમાં શાંતિનો ઉદય થયો, અને લોહિતબ્રહ્મપુત્રને કિનારે બ્રહ્મકુંડમાં તેમના હાથમાંથી કુહાડી છૂટી ગઈ. આ તીર્થસ્થાનનો આવો આ શસ્ત્રસંન્યાસનો મહિમા છે. પરશુરામની જીવનકથામાં પશ્ચિમ કિનારાથી થઈને ઉત્તર-પૂર્વ છેડા સુધીનો, ભારતનો એક જમાનાનો આખો ઇતિહાસ સમાયેલો છે. પરશુ-રામ કુંડની યાત્રા કરીને કેટલાયે સાધુસંતોએ અહીંની જંગલી જાતિઓને ભારતની સંસ્કૃતિના સંસ્કાર આપ્યા છે. આ પ્રદેશનું લોકમાનસ કહે છે કે રુકિમણી અમારે ત્યાંની રાજકન્યા હતી એટલે શ્રીકૃષ્ણ અમારા જમાઈ થાય છે.

જેવી રીતે પ્રાચીન કાળના સાંસ્કૃતિક અગ્રદૂત અહીં આવ્યા, તેવી રીતે 'અવેર'નો ઉપદેશ કરનારા બુદ્ધ ભગવાનના શિષ્ય પણ અહીં આવ્યા હશે. બૌદ્ધ ભિક્ષુઓ હિમાલય ઓળંગીને તિબેટ પહોંચ્યા હતા, અને વહાણને રસ્તે ચીન પણ ગયા હતા. ત્યાર પછી આસામ પ્રાંતમાં અહિંસાધર્મની નવી ભરતી ચડી શ્રી શંકરદેવના જમાનામાં. શ્રી શંકરદેવ મૂળે શાક્ત હતા. તે પંથના દુરાચારોથી સૂગાઈને તે વૈષ્ણવ થયા અને તેમણે આખા આસામ પ્રાંતમાં ધર્મોપદેશ, નાટ્ય, સંગીત, ચિત્રકારી વગેરે સમાજસુધારાનાં અને સંસ્કૃતિવિસ્તારનાં કામો લાંબા કાળ સુધી કર્યાં. એવી જ રીતે ચૈતન્ય મહાપ્રભુના વૈષ્ણવ ધર્મનો પ્રચાર મણિપુર તરફ થયો. શંકરદેવનો પ્રભાવ આસામ પ્રાંતના પહાડી લોકોમાં પડવો હજી બાકી છે.

અહિંસાધર્મની હમણાંની અને સૌથી મોટી ભરતી મહાત્મા ગાંધીજીના સત્યા-ગ્રહ-સ્વરાજ્ય-આંદોલનથી આસામ પ્રાંતમાં ચડી. તેની વધારેમાં વધારે અસર ખાસી, નાગા, મિશમી, અબોર, ડફલા વગેરે પહાડી જાતિઓ પર પડવી જોઈએ. એને માટે શિલૉંગ, કોહીમા, મણિપુર, સાદિયા વગેરે મુખ્ય કેન્દ્રોની આસપાસ અનેક આશ્રમોની સ્થાપના કરવી જરૂરી છે.

આમાં સાદિયા એક એવું સ્થાન છે કે જેની આસપાસ બ્રહ્મપુત્રને મળનારી અનેક નદીઓ અને ઉપનદીઓનો પંખો બને છે. નોઆ ડિહંગ, ટેંગાપાની, લોહિત, ડિગારુ, દેવપાણી, કુંડિલ, ડિબાંગ, સેસેરી, ડિહંગ, લાલી વગેરે અનેક નદીઓ પોતાનું પાણી આપી બ્રહ્મપુત્રને જળપુષ્ટ બનાવે છે. સાદિયાથી અનેક રસ્તાઓ અનેક દિશામાં જઈને અનેક જંગલી જાતિઓની સેવા કરે છે. ખુદ સાદિયાની

આસપાસ જે ચુલેકાટા મિશમી લોકો વસે છે તે સ્વભાવે સૌમ્ય છે. એ કારણે એમની અંદર સભ્ય સમાજના કેટલાક દુર્ગુણો અને રોગો ફેલાયા છે. મૂળ બ્રહ્મપુત્રનું ઉત્તરનું નામ દિહંગ છે. એની પણ ઉપર જ્યારે એ માનસરોવરમાંથી નીકળી હિમાલયની સમાન્તર પૂર્વ તરફ વહેતી આવે છે, ત્યારે તેને સાનપો કહીને ઓળખાવવામાં આવે છે.

આ બધી નદીઓને કિનારે આપણા જે પહાડી ભાઈઓ વસવાટ કરે છે તેમને અપનાવવા એ આપણું પરમ કર્તવ્ય છે. આ કામ સરકાર મારફત પૂરી રીતે નહીં થાય. એને માટે પરશુરામ અને બુદ્ધ જેવા સંસ્કૃતિધુરંધર મહાપુરુષોની આવશ્યકતા છે. અલબત્ત, તેમની પાસે નવી દૃષ્ટિ, નવી શક્તિ અને નવો આદર્શ હોવો જોઈએ.

આ બધું કામ કોણ કરશે? ભારતના નવજુવાનો અને યુવતીઓનું આ કામ છે. અંગ્રેજ મિશનરીઓએ પોતાની દૃષ્ટિથી ભલુંબૂરું ઘણું કામ કર્યું છે. તેમની ભાવના હમેશાં ચોખ્ખી રહી છે એવું પણ આપણે ન કહી શકીએ. એવી સ્થિતિમાં દેશના નેતાઓએ દીર્ઘદૃષ્ટિથી આ બધાં સ્થાનોનું નિરીક્ષણ કરવા માટે અને માનવતાના નામથી શુદ્ધ સંસ્કૃતિની પ્રેરણા આપવા માટે નવજુવાનોને આ પ્રદેશમાં મોકલવા ઘટે છે.

વર્ધા, ૨૧–૩–'૫૦

## ૫૫. વર્ષાગાન

કાલિદાસનો એક શ્લોક મને ઘણો પ્રિય છે. ઉર્વશીના અંતર્ધાન થવાથી વિયોગવિહ્વળ રાજા પુરૂરવા વર્ષાઋતુના પ્રારંભમાં આકાશ તરફ જુએ છે. તેને ભ્રાંતિ થાય છે કે એક રાક્ષસ ઉર્વશીનું અપહરણ કરી જાય છે. કવિએ આ ભ્રમનું વર્ણન નથી કર્યું; પણ એ ભ્રમ કેવળ ભ્રમ હતો, એ વાત જાણ્યા પછી, એ ભ્રમના મૂળમાં અસલ સ્થિતિ શી હતી, તેનું વર્ણન તેણે કર્યું છે. પુરૂરવા કહે છે– "આકાશમાં જે ભીમકાય કાળું કાળું દેખાય છે, એ કોઈ ઉન્મત્ત રાક્ષસ નહીં પરંતુ વર્ષાના પાણીથી છલોછલ ભરેલું એક વાદળ છે. અને આ જે સામે દેખાય છે તે એ રાક્ષસનું ધનુષ નથી; પ્રકૃતિનું ઇન્દ્ર-ધનુષ છે. આ જે ઝડી વરસે છે, તે બાણોનો વરસાદ નથી, પણ પાણીની ધારાઓ છે અને વચમાં જે પોતાના તેજથી ચમકતી દેખાય છે, તે મારી પ્રિય ઉર્વશી નહીં, પણ કસોટીના પથ્થર પર સોનાની રેખા જેવી ચમકતી વીજળીની વેલ છે!"

કલ્પનાના ઉડ્ડયન સાથે આકાશમાં ઊડવું એ તો કવિઓનો સ્વભાવ રહ્યો. પણ આકાશમાં સ્વચ્છંદ વિહાર કર્યા પછી પક્ષી નીચે પોતાના માળામાં આવી વિશ્વાસથી બેસે છે, ત્યારે તેના એ અનુભવની મીઠાશ કંઈ ઓર હોય છે.

દુનિયાભરના અનેકાનેક પ્રદેશોમાં ફરીને સ્વદેશ પાછા ફર્યા બાદ મનને જે અનેક પ્રકારનો સંતોષ મળે છે, સ્થિરતાનો જે લાભ થાય છે અને નિરાંતનો જે આનંદ મળે છે, તે કેવળ એક ચિરપ્રવાસી વ્યક્ત કરી શકે. મને એ વાતનો પણ સંતોષ છે કે કલ્પનાના ઉડ્ડયન પછી જલધારાઓની જેમ નીચે ઊતરવાનો સંતોષ વ્યક્ત કરવા માટે કાલિદાસે વર્ષાઋતુને પસંદ કરી.

*

હમણાંના જેવાં મુસાફરીનાં સાધનો જ્યારે નહોતાં અને પ્રકૃતિને માત કરી તેના પર વિજય મેળવ્યાના આનંદની ઊજવણી પણ મનુષ્યો કરતા નહોતા ત્યારે લોકો શિયાળો પૂરો થયે યાત્રાએ નીકળી પડતા અને દેશ-દેશાંતરની એ સંસ્કૃતિઓનું નિરીક્ષણ કરીને અને બધા પ્રકારનો પુરુષાર્થ સાધીને વર્ષાઋતુ બેસતાં પહેલાં ઘેર પાછા ફરતા હતા.

એ યુગમાં સંસ્કૃતિસમન્વયનું મિશન (જીવન-કાર્ય) પોતાના હૃદય પર વહન કરનારા ધોરીમાર્ગો અનેક ખંડોને એકબીજાથી મેળવી આપતા. જીવનપ્રવાહને માત કરનારા પુલોની સંખ્યા ઘણી નાની હતી – જે હતા તે સેતુ હતા. એ સેતુઓનું કામ હતું, જીવનપ્રવાહને રોકી લેવાનું અને માણસને માટે રસ્તો કરવાનું. પણ જીવનને આ બંધન અસહ્ય લાગવા માંડતું ત્યારે સેતુઓને તોડી નાખવાનું અને પાણીને વહેવા માટે રસ્તો મુક્ત કરવાનું પ્રવાહનું કામ હતું. આ હતો પુરાણો ક્રમ. આ જ કારણે નદીનાળાંઓમાં ચડેલું પાણી રસ્તાઓ અને સેતુઓને તોડે, તે પહેલાં મુસાફરો પોતપોતાને ઘેર પાછા ફરતા.

આ કારણે વર્ષાઋતુને વર્ષની 'મહિમામયી ઋતુ' માની છે.

અસલમાં 'વર્ષ' નામ જ વર્ષા પરથી પડ્યું છે. 'મેં કંઈ નહીં તો પચાસ ચોમાસાં જોયાં છે!' એ શબ્દોથી આપણા વડવાઓ ઘણું કરીને પોતાના અનુભવોનું અભિમાનથી વર્ણન કરતા.

નાનપણથી વર્ષાઋતુ તરફ મને અસાધારણ આકર્ષણ રહેતું આવ્યું છે. ગરમીના દિવસોમાં ઠંડાં ઠંડાં ફોરાં વરસાવનારી વર્ષા બધાંને પ્રિય હોય છે. પણ વાદળોના ઢગલાઓથી લદાયેલો પવન જ્યારે વાવા લાગે છે, વીજળી ચમકવા લાગે છે અને એમ લાગવા માંડે છે કે હવે આકાશ ફાટીને નીચે પડી જશે, ત્યારની વર્ષાની ચડાઈ મને નાનપણથી અત્યંત પ્રિય છે. વર્ષાના આ આનંદથી હૃદય કંઠ સુધી ભરેલું હોવા છતાં પણ એને વાણી દ્વારા વ્યક્ત કરી શકીશ નહીં, અને વ્યક્ત કરવા જઈશ તોપણ એની તરફ હમદર્દીથી કોઈ ધ્યાન નહીં આપે, એ કારણે મારો શ્વાસ ઘૂંટાતો હતો.

*

આસપાસની ટેકરીઓ પરથી હનુમાન જેવાં આકાશમાં દોડનારાં વાદળાં જ્યારે આકાશને ઘેરી વળે છે, ત્યારે તેને જોઈને મારી છાતી જાણે ભારથી દબાઈ જતી હતી. પણ છાતી પરનો આ ભાર પણ સુખદ માલૂમ પડતો હતો. જોતજોતામાં

વિશાળ આકાશ સંકુચિત થઈ ગયું, દિશાઓ પણ દોડતી દોડતી પાસે આવીને ઊભી રહી ગઈ અને આસપાસની સૃષ્ટિએ એક નાનાસરખા માળાનું રૂપ ધારણ કર્યું. આ અનુભવથી મને એવી ખુશી થતી હતી જેવી પક્ષી પોતાના માળામાં આશ્રય લેતાં અનુભવે છે.

પરંતુ જ્યારે અમે કારવાર ગયા અને પહેલી જ વાર સમુદ્ર-તટ પરની વર્ષાનો મેં અનુભવ કર્યો, ત્યારના આનંદની તુલના તો નવી સૃષ્ટિમાં પહોંચવાના આનંદની સાથે જ થઈ શકે.

વરસાદની ઝડીઓને જમીનને ઝૂડતી મેં નાનપણથી જોઈ હતી. પણ એ જ વર્ષાને જાણે કે નેતરની સોટીઓથી સમુદ્રને ઝૂડતી જોઈને અને સમુદ્ર પર તેના સોળ ઊઠેલા જોઈને આવડા મોટા સમુદ્ર વિશે પણ મારું દિલ દયા અને સહાનુભૂતિથી ભરાઈ જતું હતું. વાદળાં અને વર્ષાની ધારાઓ જ્યારે ભીડ કરીને આકાશની હસ્તીને નાબૂદ કરવા તાકતી હતી પણ તેનું મને ખાસ કંઈ લાગતું નહોતું, કારણ કે બાળપણથી હું એનો અનુભવ કરતો આવ્યો હતો. પણ વર્ષાની ધારાઓ અને તેનાં સહાયક વાદળાં જ્યારે સમુદ્રને ધા કરવા લાગતાં ત્યારે હું બેચેન બની જતો. રડવું નહોતું આવતું, પણ જે કંઈ અનુભવ થતો હતો તેને વ્યક્ત કરવાને માટે ‘ફૂટફૂટ કર’ શબ્દ કામમાં લેવાની ઈચ્છા થાય છે. વર્ષા ચાહે તો પહાડો પર ચડાઈ કરી શકે છે, ચાહે ખેતરોને તળાવ અને રસ્તાઓને નાળાં બનાવી શકે છે; પણ સમુદ્રને પોતાની શેતરંજ સમેટવાને માટે વિવશ કરવો એ મર્યાદાનું અતિક્રમણ લાગતું હતું. ગૌરવશાળીની અવજ્ઞાના આ દેખાવને જોવામાં પણ મને કંઈક અનુચિત લાગતું.

મારી આ વેદના મેં ભૂગોળ-વિજ્ઞાનથી દૂર કરી. હું સમજવા લાગ્યો કે સૂર્યનારાયણ સમુદ્ર પાસે મહેસૂલ વસૂલ કરે છે, તેટલા માટે ગરમ હવામાં પાણીની ભીનાશ છુપાઈને બેસે છે. આ જ ભીનાશ વરાળના રૂપમાં ઉપર જઈને ઠંડી થતાં તેનાં વાદળાં બને છે, અંતે આ જ વાદળાંમાંથી કૃતજ્ઞતાની ધારાઓ વહેવા લાગે છે, અને સમુદ્રને ફરીથી મળે છે.

ગીતામાં કહ્યું છે કે આ જીવનચક્ર પ્રવર્તિત છે, તે જ કારણે જીવસૃષ્ટિ પણ કાયમ છે. આ જ જીવનચક્રને ગીતાએ ‘યજ્ઞ’ કહ્યો છે. આ યજ્ઞચક્ર ન હોત તો સૃષ્ટિનો ભાર ભગવાનને માટે પણ અસહ્ય થઈ જાત. યજ્ઞચક્રનો અર્થ જ એ છે: પરસ્પરાવલંબન દ્વારા સધાયેલો સ્વાશ્રય. પહાડો ઉપરથી નદીઓનું વહેવું, એ દ્વારા સમુદ્રનું ભરાવું; પછી સમુદ્ર દ્વારા હવાનું આર્દ્ર થવું; સૂકી હવા તૃપ્ત થતાંવેંત તેણે પોતાની સમૃદ્ધિને વાદળાંના રૂપમાં રેલાવવું અને પછી પોતાના જીવનનું અવતારકૃત્ય પ્રારંભ કરવું – આ ભવ્ય રચનાનું જ્ઞાન થવાથી જે સંતોષ થયો તે આ વિશાળ પૃથ્વીથી જરા પણ ઓછો નહોતો.

ત્યારથી દરેક વર્ષા મારે માટે જીવનધર્મની પુનર્દીક્ષા બની ચૂકી છે.

*

વર્ષાઋતુ જેવી રીતે સૃષ્ટિનું રૂપ પલટી નાખે છે, તેવી રીતે મારા હૃદય પર પણ એક નવો ઢોળ ચડાવે છે. વર્ષા પછી હું નવો માણસ બની જાઉં છું. બીજાના હૃદય પર વસંતઋતુની જે અસર થાય છે, તે મારા પર વર્ષાથી થાય છે. (આ લખતાં લખતાં યાદ આવ્યું કે સાબરમતી જેલમાં હતો ત્યારે વર્ષાને અંતે કોકિલાને ગાતી સાંભળીને 'વર્ષાન્તે વસંત' મથાળાથી એક લેખ મેં ગુજરાતીમાં લખ્યો હતો.)

*

ગરમીની ઋતુ ભૂમિમાતાની તપશ્ચર્યા છે. જમીન ફાટે ત્યાં સુધી પૃથ્વી ગરમી વેઠવાની તપશ્ચર્યા કરે છે અને આકાશ પાસે જીવનદાનની પ્રાર્થના કરે છે. વૈદિક ઋષિઓએ આકાશને 'પિતા' અને પૃથ્વીને 'માતા' કહી છે. પૃથ્વીની તપશ્ચર્યા જોઈને આકાશપિતાનું મન પીગળે છે અને તે એને કૃતાર્થ કરે છે. પૃથ્વી બાલ-તૃણોથી સળવળી ઊઠે છે અને લક્ષાવધિ જીવસૃષ્ટિ ચારે તરફ નાચવાકૂદવા માંડે છે. પહેલેથી સૃષ્ટિના આ આવિર્ભાવ સાથે મારું હૃદય એકરૂપ થતું આવ્યું છે. ઊધઈને પાંખો ફૂટે છે અને બીજે દિવસે સવાર થતાં પહેલાં બધી મરી જાય છે. જમીન પર વીખરાયેલી એમની પાંખો જોઈ મને કુરુક્ષેત્ર યાદ આવે છે. મખમલનાં જીવડાં જમીનમાંથી પેદા થઈ પોતાની લાલ રંગની બેવડી શોભા દેખાડીને લુપ્ત થઈ જાય છે તેની સાથે મને તેમની જીવનશ્રદ્ધા વિશે કૌતુક થાય છે. ફૂલોની વિવિધતાને લજાવનાર પતંગિયાંની પાંખો જોઈને હું પ્રકૃતિ પાસે કલાની દીક્ષા લઉં છું. પ્રેમાળ લતાઓ જમીન પર વિચરવા લાગી, ઝાડો પર ચડવા લાગી અને કૂવાને તળિયે જવા લાગી કે મારું મન પણ તેના જેવું કોમળ અને પ્રેમાર્દ્ર બની જાય છે. એટલા માટે વરસાદમાં જેવી બાહ્યસૃષ્ટિમાં જીવનસમૃદ્ધિ દેખાય છે, તેવી હૃદયસમૃદ્ધિ મને પણ મળે છે. અને વરસાદ ઓછો થતાં આકાશ સ્વચ્છ થાય ત્યાં સુધી મને એક પ્રકારની જીવનસિદ્ધિનો પણ લાભ મળે છે. આ જ કારણે મારે માટે વર્ષાઋતુ બધી ઋતુઓમાં ઉત્તમ ઋતુ છે. આ ચાર મહિનામાં આકાશના દેવો ભલે સૂઈ જતા હશે, મારું હૃદય તો સતર્ક થઈને જીવે છે, જાગે છે અને આ ચાર મહિનાઓ સાથે હું તન્મય થઈ જાઉં છું. मधुरेण समापयेत् ને ન્યાયે વસંતઋતુનું છેવટે વર્ણન કરવા માટે કાલિદાસે 'ઋતુસંહાર'નો પ્રારંભ ગ્રીષ્મ-ઋતુથી કર્યો. હું જો 'ऋतुभ्यः'ની દીક્ષા લઉં અને મારી જીવનનિષ્ઠા વ્યક્ત કરવા માંડું તો વર્ષાઋતુથી એક પ્રકારથી પ્રારંભ કરીને પછી બીજી રીતે વર્ષાઋતુથી જ સમાપ્તિ કરું.

જુલાઈ, '૫૨

# ૫૬. રણ કે સરોવર

ઘટના નિયમિત થઈ એટલે શું એની અદ્‌ભુતતા મટી ગઈ?

છ કલાક પહેલાં ક્યાંય પાણી દેખાતું ન હતું. ઉત્તરથી દક્ષિણ સુધી સીધો સમુદ્રકિનારો ફેલાયો છે. પશ્ચિમ તરફ જ્યાં આકાશ નમ્ર થઈ ધરતીને સ્પર્શ કરે છે ત્યાં સુધી – ક્ષિતિજ સુધી – પાણીનું નામ ન મળે, એકે મોજું ન દેખાય. આ જ ક્ષણે આ સ્થાનને નવેસર જોનારને થાય કે આ તો કોઈ રણનો ભાગ હશે. વરસાદ પડીને ભીનો થયો છે એટલું જ; અથવા એને એમ થાય આ કોઈ જબ્બર કળણ છે, માત્ર એમાં ઘાસ નથી એટલું જ. દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી સપાટ સીધી જમીન જોઈ કેટલો આનંદ થાય છે! આટલી સપાટ ભૂમિ તૈયાર કરાવવાનું એન્જિનિયરને સોંપીએ તો એને અનહદ મહેનત કરવી પડે. પણ આ તો કુદરતની કારીગરી. ઊંચા ઊંચા પહાડોમાં ભવ્યતા હોય છે, જ્યારે આવા સમતત* પ્રદેશોમાં વિશાળતા, વિસ્તીર્ણતા હોય છે. આ વિશાળતાનું પાન કરવામાં મગ્ન હતા એટલામાં દૂર ક્ષિતિજ ઉપર વહાણ જેવું કંઈક દેખાયું. જમીન પર વળી વહાણ કેવું? એટલામાં દક્ષિણથી ઉત્તર સુધી ફેલાયેલી એક ભૂખરી લીટી ધીમે ધીમે જાડી થવા લાગી. એના પર વચમાં વચમાં ધોળી લહેરો દેખાવા લાગી. પાણીનું કટક આવ્યું. સેનાપતિના હુકમ પ્રમાણે એક-કતાર મોજાંઓ આગળ ધસવા લાગ્યાં. આવ્યું, આવ્યું, પાણી આગળ આવ્યું. અર્ધો પટ એણે વ્યાપી નાખ્યો. સૂરજ ચડતો જાય, તાપ વધતો જાય અને મોજાંનો ઉન્માદ પણ વધવા માંડે. શું આ મોજાં ઈશ્વરનું સોંપેલું કંઈ અસાધારણ કાર્ય કરવા માટે ચાલતાં આવે છે? યમદૂત જેવાં નહીં, પણ દેવદૂત જેવાં તો જરૂર લાગે છે. જંગલમાં વરુનાં ટોળાં ફલાંગ ભરતાં, કૂદતાં આવે તેમ મોજાંઓ વધવા લાગ્યાં. જ્યાં નીરવ ભીનું રણ હતું ત્યાં ઊછળતાં ગરજતાં મોજાંઓનો સાગર ફેલાઈ ગયો. ભરતી પૂરજોસમાં આવી. મોજાંઓ આવે છે અને કાંઠા પર અથડાય છે. જરાક તાકીને મોજાં તરફ કલાક, અડધા કલાક સુધી જોયા કરો, તરત મનમાં સ્ફુરી આવે છે કે આ મોજાં જડ નથી પણ સચેતન છે. એમનો પણ સ્વભાવધર્મ છે. જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી. ડાબી બાજુના તરવડનાં ઝાડ પાણીમાં ડોલવા લાગ્યાં. જાણે હમણાં ડૂબી જાય છે. મરજાદ-વેલ ઘણે દિવસે ભાણેજ મળવા આવ્યો છે એમ જોઈ સ્નેહભીની થઈ છે; અને મોજાંઓનો મદ તો ઊતરે જ નહીં. હાથીની પેઠે દોડે, અને કિનારા પર વપ્રક્રીડા અનુભવે. કેટલું અદ્‌ભુત દૃશ્ય. જમીન પર ઢોળાવ હોય, નીચાણ હોય અને પાણી નદીરૂપે વહેતું હોય ત્યારે

---

* સમ-તત = stretched evenly. દા. ત. ગંગામુખ આગળનો સુંદર વનનો પ્રદેશ સમતત કહેવાતો.

એનું આશ્ચર્ય નથી લાગતું. નીચાણ તરફ વહેવું એ પાણીનો સ્વભાવધર્મ છે. પણ સપાટ ભૂમિ પર જ્યાં પાણી ન હતું, ત્યાં વરસાદ કે રેલ વગર પાણી દોડતું આવે અને પાણીનું જાડું પડ જમીન પર પથરાતું જાય એ કેટલું આશ્ચર્ય? જ્યાં હમણાં જ આપણે દોડતા, ફરતા હતા ત્યાં પગ ન ઠરી શકે એવી જળાકાર સ્થિતિ શી રીતે થઈ હશે? આટલા ટૂંકા વખતમાં આવડો મોટો વિપર્યાસ! જ્યાં હવામાં હાથ હલાવતા અમે ફરતા હતા ત્યાં ઊછળતાં મોજાંઓ વચ્ચે હાથનાં હલેસાં ચલાવી તરવાનો આનંદ લૂંટીએ છીએ. જાણે ઘોડા પર બેસી સહેલ કરવા ઊપડયા છીએ. આ ભરતીની ક્ષણે જો કોઈ માણસ નવેસર આવીને જુએ તો એને થાય કે ખારા પાણીનું આ છલકતું સરોવર હજારો વરસથી અહીં આમ ને આમ જ ફેલાયેલું હશે. પણ જો થોડા કલાક ઊભા રહેવાની તસ્દી લઈએ અને જોઈએ તો ખબર પડશે કે આવડા મોટા મહાયુદ્ધ જેવા આક્રમણનો પણ અંત છે. પોતાની લીલા જેમ ફેલાવી, તેમ પાછી ખેંચવાનો વખત આવ્યો લાગે છે. ઈશ્વરનું કાર્ય જાણે સમાપ્ત થયું. ઈશ્વરે જાણે પોતાની પ્રાણશક્તિ પાછી ખેંચી લીધી. હવે એક એક મોજું કિનારા તરફ દોડતું આવતાં છતાં પાણી પાછાં વળ્યાં છે એવું સ્પષ્ટ દેખાય છે.

ચાલ્યું, પાણી ખસવા લાગ્યું. દરિયાની પેલી પાર શું મોટો ખાડો પડયો કે એને પૂરવા આ બધું પાણી દોડતું જાય છે? અગ્રેસર મોજાંઓને પાછાં ફરતાં જોઈ પાછળથી આવેલાં મોજાંઓ અધવચ્ચે જ વિરસ થાય છે અને દોડતાં દોડતાં જ હસી પડે છે. સાગરના પાણીની ગણતરી કોણ કરે? એ શી રીતે મપાય? આટલાં પાણી આવ્યાં કેમ અને જાય છે કેમ? શું એને કોઈ પૂછનાર નથી? અથવા પૂછનાર છે તેથી જ આટલા નિયમથી આવે છે ને જાય છે? જેમ જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ આ બધા બનાવની અદ્ભુતતા મન પર વધુ ને વધુ ઠસે છે. ભરતી અને ઓટ એ શી ચીજ છે, એનો શો ઉપયોગ છે, એ ન હોત તો સમુદ્રનું શું થાત, સમુદ્રજીવી પ્રાણીઓના જીવનમાં શા શા ફેરફાર થાત, ચંદ્ર ને સૂર્યનું આકર્ષણ અને સાગરનું પૃથ્વીના પડથી છૂટાપણું વગેરે વાદો છે તો બરાબર, પણ આની પાછળ ઉદ્દેશ શો એ જાણવા તરફ જ મન વધારે દોડે છે. પણ એ જિજ્ઞાસા હજી તૃપ્ત થઈ નથી.

જેટલી વાર સમુદ્રમાં ભરતીઓટ જોઈએ છીએ તેટલી વાર એ સરખી જ રીતે અદ્ભુત લાગે છે અને ઈશ્વરની સૃષ્ટિમાં જ્યાંત્યાં એ જ્ઞાનમય પ્રભુ સનાતનપણે વિરાજે છે એની પ્રતીતિ થાય છે.

सर्वम् समाप्नोषि ततोऽसि सर्वः। એમ કહીને હૃદય એને પ્રણામ કરે છે. સૃષ્ટિ મહાન છે તો સરજનહાર વિભુ કેવો હશે? એને કોણ ઓળખે? એને પોતાને પણ ઓળખાવાની દરકાર હશે ખરી?

બોરડી, ૧-૫-'૨૭

કા. ગ્રં. ૨–૨૨

# ૫૭. ચાંદીપુર

મારી ખાતરી હતી કે, ગયે વખતે ચાંદીપુરમાં જે દૃશ્ય મેં જોયું તે મને આ વખતે જોવાને મળવાનું નથી. એટલે બહુ આશા ન રાખવાનું પોતાના મનને સમજાવીને જ આ વખતે અમે ચાંદીપુર જવા ઊપડયા: છતાં ચાંદીપુર તે ચાંદીપુર. એની સામાન્ય શોભા પણ અસામાન્ય ગણાય.

કલકત્તા કટકના રસ્તા ઉપર બાલાસોર અથવા વાલેશ્વર કરીને એક કસબો છે. ચાંદીપુર ત્યાંથી આઠ માઈલ પૂર્વે સમુદ્રકિનારા પર આવેલું સ્થાન છે. લશ્કરી ખાતાએ આ સ્થાનનો સહેજસાજ ઉપયોગ કર્યો છે. પણ તેથી કંઈ એનું મહત્ત્વ વધ્યું નથી. અહીંથી ત્રણ માઈલ ઉપર બુઢ્ઢી બલંગ નદી જ્યાં સમુદ્રને મળે છે, ત્યાં સરસ બંદર થાય એમ છે. હવા ખાવાનું સરસ સ્થાન પણ એ બની શકે એમ છે, પણ હજી તેમ બન્યું નથી. ચાંદીપુરનું આજનું મહત્ત્વ એની સનાતન પ્રાકૃતિક શોભાને લીધે જ છે. અને તેથી જ મેં એને ઉગમણી બોરડીનું નામ આપ્યું છે.

મુંબઈથી ઉત્તરે ઘોલવડ સ્ટેશનથી દોઢ માઈલ ઉપર બોરડી કરીને જે સ્થાન છે ત્યાંનો દરિયો જ્યારે ઓટને કારણે પાછો હઠે છે, ત્યારે દોઢબે માઈલનો પટ ખુલ્લો મૂકી દે છે અને પાણી લગભગ ક્ષિતિજ સુધી પહોંચી જાય છે. આખો સમુદ્રકિનારો જાણે દેવોનું કે દાનવોનું ભીંજાયેલું ટેનિસ-કોર્ટ હોય એવો સીધોસપાટ દેખાય છે, અને જ્યારે ભરતી સાથે પાણી આવવા માંડે છે ત્યારે જોતજોતામાં એ આખો કિનારો પાણીથી ભરાઈ જઈ સરોવરની પેઠે છલકાય છે. મુહૂર્તમાં ભીનું રણ અને મુહૂર્તમાં છીછરું સરોવર, એવી એ પ્રકૃતિની લીલા જોઈ હું જે વિસ્મય પામ્યો હતો, તે મેં જ્યારે લખી કાઢયું, ત્યારે મને સ્વપ્નામાંયે ખ્યાલ નહોતો કે, બરાબર એવું જ એક સ્થાન ઉગમણી બાજુ પૂર્વકિનારે કુદરતે સરજી રાખ્યું હશે.

રાષ્ટ્રભાષા-પ્રચારને અંગે જ્યારે હું આ પહેલાં કલકત્તાથી ઉત્કલ આવ્યો હતો ત્યારે બાલાસોરનું કામ પતાવી ચાંદીપુર જોવા ખાસ આવ્યો હતો. રસ્તામાં ઠેર ઠેર પાણીનાં ખાબોચિયાંમાં નીલ કમલ ઊગેલાં જોઈ મારા હર્ષનો પાર રહ્યો ન હતો. કમળ એટલે પ્રસન્નતાનું પ્રતીક. સુંદરતા, કોમળતા, તાજગી અને પવિત્રતા જ્યારે એકત્ર આવ્યાં, ત્યારે એમણે કમળનું રૂપ ધારણ કર્યું. કમળ સફેદ હોય છે ત્યારે તપસ્વિની મહાશ્વેતાનું સ્મરણ કરાવે છે. એ જ જ્યારે લાલ હોય છે ત્યારે ગંધર્વનગરી પર રાજ્ય કરતી કાદંબરીની શોભા બતાવે છે. પણ નીલ કમળ તો જાણે પ્રત્યક્ષ કુંજવિહારી શ્રીકૃષ્ણનો જ ભાગ ભજવતું હોય એવું લાગે છે. આપણે ત્યાં નીલ કમળ બહુ જોવાને નથી મળતાં, એ પણ કારણ હોય. પણ આ રસ્તે નીલ કમળો જોઈ હું રાજી રાજી થયો એટલું ખરું.

બાલાસોરથી ચાંદીપુરનો રસ્તો લગભગ સીધી સડક છે. છેક કાંઠા ઉપર ડાકબંગલાને બારણે જઈએ ત્યાં સુધી સમુદ્રનાં દર્શન થતાં જ નથી, પણ જ્યારે થાય છે ત્યારે પોતાની વિશાળતાથી ચિત્ત હરી લે છે. ગયે ફેરે અમે ગયેલા ત્યારે ભરતી ધીમે ધીમે વધતી હતી, અને નાજુક મોજાંઓ ક્ષિતિજ સાથે સમાંતર રેષામાં ધીમે ધીમે આગળ વધતાં હતાં. ક્ષિતિજથી શરૂ થઈને કિનારા સુધી આવતાં મોજાંઓ જાણે લાંબી બેત્રણ માઈલની એક રસી તાણીને કોઈ આગળ આણતું હોય એવી રીતે સીધાં અને સમાંતર આવતાં હતાં. મારી સાથે કોઈ વિદ્યાર્થી હોત તો હું એને સમજાવત કે, નોટબુકમાં આંકણી લઈને લીટી દોરવી હોય તો આના જેવી સરસ સમાન્તર આવવી જોઈએ. જમીન જ્યારે બધી રીતે સરખી સપાટ હોય છે ત્યારે અંગ્રેજ લેખકો એને ટેનિસ-કોર્ટની ઉપમા આપે છે. પણ ક્યાં ટેનિસ-કોર્ટ અને ક્યાં માઈલો સુધી વિસ્તરેલી લાંબી પહોળી સિકતા-સ્થલી!

એ આખું દૃશ્ય ધરાઈને જોયું. ધરાયા પછી પણ જોયું. સામે જોયું, બાજુએ જોયું. આપણે કેટલા પુણ્યશાળી છીએ એવી ધન્યતાના ભાન સાથે જોયું. અને હવે પછી આગળ શું કરવું એવો વિચાર મનમાં આવ્યો. એને વિશે લખવાનું તો હતું જ. રાજાને રત્નો જડે ત્યારે એ પોતાના ખજાનામાં પહોંચાડી દે છે. રમણીઓને હાથ ફૂલો લાગે એટલે અંબોડે ચડાવીને જ જંપે. કુદરતના ઉપાસક લેખકને કોઈ દૃશ્યનું પાન કરવા મળે એટલે તે લેખબદ્ધ કે કવિતાબદ્ધ કર્યા પછી જ સ્વસ્થ થવાનો. પણ તે તો ઘેર ગયા પછી થઈ શકે. અત્યારે અહીં શું કરવું જોઈએ? કુદરતનો વિસ્તાર પહોળો હોય કે ઉત્તુંગ હોય, એનો આસ્વાદ કેવળ આંખે લેવાતો નથી હોતો. પગને પણ એમનો ગરાસ આપ્યે જ છૂટકો.

અમે ડાકબંગલાની ઊંચાઈએથી ખસતી અને હસતી રેતી પર થઈને દોડતા નીચે ઊતર્યા. ત્યાં તો અમે મોટાં મોટાં માણેક આમતેમ દોડતાં અને પૃથ્વીના ઉદરમાં અલોપ થતાં જોયાં. કેટલો એમનો લાલ ચળકતો તરલ રાતો રંગ! મખમલમાં જેમ ફીકી અને ઊંડી લાલાશ હોય છે, તેવી જ છટા પ્રકાશને કારણે માણેકમાં પણ દેખાય છે. એ જ લાવણ્ય અમે આ દોડતાં અને પંગાળાં રત્નોમાં જોયું. આ કરચલાઓ જેટલા આકર્ષક હતા તેટલા જ બિહામણા પણ લાગતા. આવીને કરડશે તો પોતાના જેટલું જ લાલ લોહી કાઢશે, એવી બીક લાગતી. પણ જેટલા તેઓ બિહામણા હતા તેટલા જ બીકણ પણ હતા. માણસને જોઈને ઝટ દઈને પોતાના ઘરમાં અલોપ થતા. અમે એમની પાછળ દોડયા અને એમની દોડધામ જોવાનો આનંદ મેળવ્યો.

દોડતાં દોડતાં દાબડા જેવા નાનામોટા શંખલા અમે જોયા. એના ઉપરની ભાત જોઈ મારી તો ખાતરી થઈ કે, આનો આકાર જોઈને જ અહીંના મંદિરના કળશ તૈયાર કરાયા હશે. સોપારી ઘાટ કરતાં આ ઘાટ કળાની દૃષ્ટિએ કેટલોયે ચડિયાતો છે.

ચિ. મદાલસાએ આવા કેટલાયે દાબડાઓ વીણ્યા. એમાં આરપાર કાણું હોવાથી એનો હાર બનાવવાની કલ્પના સહેજે સૂઝે એમ હતું.

સમુદ્રનો પટ, એનાં મોજાંઓ, પેલા કરચલાઓ અને આ શંખલાઓ બધાની વાતો કરતાં કરતાં અમે પાછાં ફર્યાં. કેટલાંક નીલ કમળોને સાથે લીધાં અને ભારતવર્ષનાં દર્શનમાં એક કીમતી ઉમેરો થયાના સમાધાન સાથે અમે ઘેર પહોંચ્યાં.

હમણાં જ્યારે ફરી બાલાસોર આવ્યાં, ત્યારે એ આખા દૃશ્યનું આબેહૂબ સ્મરણ થયું, અને એને પોતાની શ્રદ્ધાની અંજલિ અર્પણ કરવાને ફરી ચાંદીપુર જવાનો કાર્યક્રમ અમે ગોઠવ્યો.

આકાશમાં વાદળાં ઘેરાયાં હતાં. છતાં અમે મનમાં આશા સેવેલી કે, ચાંદીપુર પહોંચતાં આપણે પાણીમાંથી નીકળતા સૂર્યનું દર્શન કરીશું. એટલા માટે સાડાત્રણ વાગ્યે ઊઠી નિત્યવિધિ પૂરો કર્યો. ચાર વાગ્યે ડૉક્ટર ભુવનચંદ્રની મોટર મગાવી અને મોટરવેગે આઠ માઈલનું અંતર કાપ્યું. રસ્તામાં ન મળે ખાબોચિયાં અને ન મળે શ્રીકૃષ્ણની આંખોની હરીફાઈ કરતાં નીલ કમળો. મારી ખાતરી હતી કે, એ મોજાંઓ આપણને જોવા મળવાનાં નથી. અષ્ટમીનો ચંદ્ર માથે ફીકો ચળકતો હતો. એટલે મેં માન્યું હતું કે અહીં તો ફક્ત છલકાતું શાંત સરોવર જ દેખાશે. અમે અમારા ઓળખીતા ડાકબંગલાના આંગણામાં આવ્યા અને મેં જોયું કે, પાણી તો ક્યારનાં પાછાં વળી ચૂક્યાં છે. દૂર ડહોળું પાણી રેતીના ઢગલા પડ્યા હોય એના જેવું લાગતું હતું. ફક્ત રેતીનો પટ વધુ ને વધુ ઉઘાડો પડતો હતો. અમે જો ચારેક મિનિટ વહેલા પહોંચ્યા હોત, તો સૂર્યને પાણીમાં પગ રાખતો જોયો હોત. વાદળાં હતાં પણ સૂર્ય પાસેનું ક્ષિતિજ સ્વચ્છ રેખીવ દેખાતું હતું. વાદળાંના ડાઘા સૂર્યની પેલી શોભા વધારતા હતા. સૂર્યને જોઈ ને મારો હંમેશનો શ્લોક બોલવાનું પણ મને સૂઝ્યું નહીં. મેં ફક્ત તાળીઓનું અર્ઘ્ય અર્પણ કર્યું અને દૂર સમુદ્રમાંથી નીકળેલા સૂર્યનારાયણનું ઉપસ્થાન કર્યું. હું મનમાં મનુનો શ્લોક બોલ્યો:

आपो नारा अिति प्रोक्ता आपो वै नर-सूनवः ।
ता यदस्य अयनं जातम् अिति नारायण स्मृतः ।।

એટલામાં અમૃતલાલે લલકાર્યું—

प्रथम प्रभात अुदित तव गगने.

નીચે રેતીના પટમાં પહોંચતાં અમને વાર ન લાગી. શરમાળ કરચલાઓએ અમારું સ્વાગત પોતપોતાના દરમાં ઘૂસીને જ કર્યું.

સમુદ્રનાં વળતાં પાણીએ દૂર દૂરથી અમને ઈશારાથી પૂછ્યું, અહીં સુધી આવવું છે? પાણીના આમંત્રણને ના કેમ પડાય?

અમે ચાલ્યાં, વચમાં વચમાં બેચાર આંગળાં ઊંડું પાણી જોઈને પગ છબછબાવતા ચાલ્યા. ઘડીકમાં સૂરજ જોવાનું મન થાય, ઘડીકમાં પાછા વળીને કિનારો જોવાનું: થોડાંક સરુનાં ઝાડો, એકએ ઝૂંપડીઓ અને જકાત ખાતાનો વાવટો ચડાવવાનો

ઊંચો થાંભલો, એના કરતાં વધારે આકર્ષક ત્યાં કશું દેખાતું ન હતું. એના કરતાં પણ તળેના પાણીમાં વાદળાં પ્રતિબિંબિત થયાં હતાં તેની શોભા જ વધારે આનંદ દેતી હતી. પાછા ખસતાં પાણીની મોહિની પાછળ પાછળ અમે કેટલાયે દૂર ગયા હોત. પણ અમે ભૂલ્યા ન હતા કે અમારી આગળ બીજો કાર્યક્રમ છે અને વખતના બજેટ બહાર અહીં મોજ કરાય નહીં. કિનારાથી કેટલે દૂર આવ્યા તેનો હિસાબ કાઢવા માટે પગલાં ગણતા ગણતા અમે પાછા આવ્યા. બે બે ફૂટનાં પગલાં ભરતાં અમે હજાર ગણ્યાં અને દોડતાં માણેકોની રત્નભૂમિ સુધી પહોંચી ગયા. ઉપર ચડીને જોઈએ છીએ તો અવળચંડાં પાણી ધીરે ધીરે અમારી પાછળ આવતાં હતાં અને પાણીને આવતાં જોઈ કેટલાક માછીઓ રેતીના પટમાં પોતાની જાળ થાંભલાને આધારે લાંબી ઊભી કરતા હતા.

જૂની વાર્તાઓ પૂરી થાય છે, 'ખાધું પીધું ને રાજ કર્યું', એ વાક્યથી. અમારાં વર્ણનો મોટે ભાગે પૂરાં થાય છે, 'પ્રાર્થના કરી અને પછી નાસ્તો કર્યો', એ બયાનથી. સાથેના એક ભાઈએ કહ્યું કે, આજકાલ અહીં જ્યારે લશ્કરવાળાઓ તોપો ફોડે છે ત્યારે ધરતીકંપ થયો હોય તેમ આખી વસ્તી કંપે છે. તૈયાર થયેલ જીવલેણ માલ બરાબર ઊતર્યો છે કે નહીં તે તપાસવાનું થાણું અહીં છે. અવાજ ગમે તેટલો મોટો હોય તોયે, ક્રાન્તિ પછી જેમ શાંતિ સ્થપાય છે તેમ, આકાશના વિવરમાં તે વિલીન થાય છે અને અંતે નીરવતા જ રહે છે.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

**મે, '૪૧**

# ૫૮. દક્ષિણને છેડે

૧

ધનુષ્કોટીમાં હું પહેલવહેલો વીસ વરસ પહેલાં આવેલો. મને સ્મરણ છે ત્યાં સુધી શ્રી રાજાજીએ મારી સાથે શ્રી વરદાચારીને મોકલ્યા હતા. વરદાચારી રામાયણના ભક્ત. આખો રસ્તો રામાયણની જ રસિક વાતો ચાલી હતી. અમે ધનુષ્કોટી પહોંચ્યા અને વરદાચારીનો સનાતની આત્મા શ્રાદ્ધ કરવાને તલસવા લાગ્યો. એક યોગ્ય બ્રાહ્મણને શોધી કાઢી તેઓ એ વિધિમાં મશગૂલ થયા અને બાકીના અમે સામસામે ઘૂઘવતા રત્નાકર અને મહોદધિની ભવ્ય શોભા જોવાને છૂટા થયા.

બે નદીઓના સંગમ અથવા પ્રયાગ અનેક ઠેકાણે જોવાને મળે છે. સંગમનું કાર્ય આર્યોનાં ભેજાં કે હૈયાં સુધી પહોંચે એટલે એમને ત્યાં યજ્ઞયાગ કરવાનું સૂઝવાનું જ. યજ્ઞયાગ માટેના આવા પ્રકૃષ્ટ અથવા પ્રશસ્ત સ્થાનને પ્રયાગ કહે છે.

બે નદીઓ મળે છે ત્યારે મોટે ભાગે અંગ્રેજી Y જેવી આકૃતિ થાય છે. મહારાષ્ટ્રમાં કહ્રાડ પાસે બે નદીઓ સામસામે આવીને મળે છે અને પછી કાટ-ખૂણામાં એક બાજુએ વહે છે. અંગ્રેજી T જેવી પાંચ કાંઠાની એની આકૃતિ થાય છે. બે નદીઓ સામસામી આવીને એકબીજાને બાથમાં લે છે માટે એને પ્રીતિસંગમ કહે છે.

ગંગાને જ્યાં યમુના મળે છે ત્યાં પણ લગભગ T જેવો જ આકાર થાય છે. માત્ર એમાં ગંગા સીધી જાય છે અને યમુના કશા આગ્રહ વગર, અને કંઈક સંભ્રમ સાથે ગંગાને મળે છે.

યમુના પ્રથમ તો 'आत्मनि अप्रत्यय' દેખાય છે. પણ એક વાર ગંગાને મળી એટલે બંને બહેનો ઉલ્લાસના ઉન્માદમાં આવી જાય છે અને જો એક બીજામાં ઝટ મળી ગયાં તો મળવાનો આનંદ ત્યાં જ મટી જશે એ બીકે દૂર દૂર સુધી બંને ઓછીવત્તી મળ્યા જ કરે છે. ધર્મકવિઓએ એ સ્થાનને પ્રયાગ-રાજનું ગૌરવભર્યું નામ અમસ્તું નથી આપ્યું.

પણ જ્યારે કોઈ નદી સાગરને મળે છે ત્યારે એ સાગર-સરિતાસંગમનો ઉન્માદ શિવપાર્વતીના મિલન જેવો અદ્‌ભુતરમ્ય હોય છે. એનું વર્ણન ભક્તવૃત્તિથી અથવા સંતાનની ભાષામાં ન જ થઈ શકે. માણસે પોતે માણસ છે એ ભૂલી જઈ પોતાની શક્તિ કરતાં પણ ઊંચે ઊડી સાગર-સરિતાના એ અ-સમાન સંગમનું વર્ણન કરવું રહ્યું.

પણ ધનુષ્કોટીમાં તો વિષ્ણુ અને મહાદેવના મિલન જેવો બે સમુદ્રનો સાગર-સંગમ છે. રત્નાકર માનાર(Manar)ની બાજુથી આવે છે. મહોદધિ પાલ્ક(Palk)ની સામુદ્રધુનીનો પ્રતિનિધિ છે. એ બંનેને ઝટ મળવા કેમ દેવાય? પૃથ્વીએ જાણે રામધનુષ્યની કમાનદાર કોટી આડી મૂકીને એ બેને મળતા એક કોશ સુધી રોકયા. આ તરફ રત્નાકર ઊછળે છે અને પેલી તરફ મહોદધિ ગરજે છે અને પવન સૂચવે તેમ પોતપોતાના પ્રવાહ દોડાવે છે.

અને શી આ બે જણની સંતલસ! મહોદધિ જો લીલો રંગ ધારણ કરે તો રત્નાકર સાવ નીલો થાય છે, અને જ્યારે રત્નાકર પર લીલાશ ચડે છે ત્યારે મહોદધિ આકાશને પણ દીક્ષા આપી શકે એવો ઘેરો નીલો રંગ રેલાવી દે છે.

મળવાની ઇચ્છા હોવા છતાં મળાતું નથી એમ જ્યાં સુધી લાગે છે, ત્યાં સુધી બંને જણા ધૂંઆપૂંઆ થાય છે. ક્ષણે ક્ષણે નવો આમર્ષ બતાવે છે. પણ એક વાર મળવાની છૂટ થઈ ગઈ એટલે જાણે કશી જ ઉત્સુકતા હતી નહીં. મળવું હતું અને મળી ચૂકયા, એવી શાંતિ અને સહજતા મોઢા પર રાખીને બંને મળી લે છે. અસ્વસ્થતા જાણે દૂર પાછળ મૂકી દીધી હોય એવી રીતે પાણીને તળિયેથી આગળ વધેલા રેતીના બાંધને કારણે ઊછળતાં મોજાંઓની બે હાર દૂર દૂર દેખાય છે, એક હાર મહોદધિ તરફ ફેલાયેલી હોય છે અને બીજી રત્નાકરની અંદર. પણ જ્યાં વચલા પ્રદેશમાં એ બે જણનું પ્રત્યક્ષ મિલન થાય છે, ત્યાં તો

સરોવરની શાંતિ જ ફેલાયેલી હોય છે. અને એમાં આશ્ચર્ય શું? અદ્વૈતમાં આનંદની પરિસીમા હોઈ શકે છે પણ ત્યાં ઉન્માદને સ્થાન કયાંથી?

ધનુષ્કોટીને છેડે ઊભા રહીને એક વાર ગોળ ચક્કર ફરી જોવું જોઈએ. જ્યાંથી ચાલીને આવ્યા એટલી જમીનની જીભ બાદ કરીએ તો બધે મહાસાગરના વિશાળ પાણીનું ક્ષિતિજ સાથે બનતું વલય જ જોવાને મળે છે.

રંગૂન કે કરાંચી જતાં મધદરિયે ચારે કોર સમુદ્રવલય અને ક્ષિતિજવલય એક થઈ જાય છે એનો કેફ ઓછો નથી હોતો. પાણીના આ ક્ષિતિજવિસ્તાર ઉપર આકાશનું એટલું જ મોટું પણ અનંતગણું ઊંચું ઊંડું ઢાંકણું રાખેલું છે અને એ દાબડેશ્વરમાં એક નાનકડા જહાજમાં બેઠા 'कोटश्च कीटायते' – આપણે, મોતીની પેઠે સંઘરવામાં આવ્યા છીએ એવી કલ્પના ઊઠયા વગર રહેતી નથી. પણ જેમ જેમ વધુ વિચાર કરીએ તેમ તેમ પોતાની તુચ્છતા મન પર વધારે ને વધારે ઠસે છે.

ધનુષ્કોટીનું એવું નથી. પૃથ્વી સાથે આપણે અનુબદ્ધ છીએ, પગ તળે મજબૂત જમીન છે, અને એ જમીન ધીમે ધીમે વિસ્તાર પામીને એક વિશાળ દેશ અને ખંડ તરફ લઈ જઈ શકે છે એ ખ્યાલ આપણને આશ્વાસન આપે છે એટલું જ નહીં પણ પ્રચંડ આત્મ-વિશ્વાસના અધિકારી બનાવે છે. ધનુષ્કોટીને છેડે જેટલી વાર પહોંચ્યો છું તેટલી વાર મને માણસ તરીકેના આત્મગૌરવનું ભાન વિશેષપણે થયું છે. અને તેથી ત્યાં હું મારી 'ભૂમિકા' ઉપર મજબૂત રહીને સાગરની ઉપાસના કરી શકયો છું.

જ્યારે જ્યારે મંડપમ્ છોડીને પુલ ઉપર થઈને પામબન પહોંચ્યો છું, ત્યારે ત્યારે 'રઘુવંશ'માં લખેલું કાલિદાસનું આ પ્રદેશનું વર્ણન યાદ આવ્યા વગર રહેતું નથી. કાલિદાસની વર્ણનશક્તિ ભલે મારી પાસે ન હોય, પણ હું એનો સમાનધર્મા છું એ વિશે મનમાં જરાયે શંકા રહેતી નથી. હું કયાં કવિયશઃપ્રાર્થી છું કે કાલિદાસ સાથે પોતાનું નામ દેતાં સંકોચ કરું? મને હસનારા ટીકાકારોને એમનું જ વચન સંભળાવી દઈશ.

पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम्।।

પણ જ્યારે ધનુષ્કોટી પાસે આવું છું ત્યારે કાલિદાસને ભૂલી જાઉં છું, અને લંકા શી રીતે જવાશે એની મથામણમાં પડેલા હનુમાનની નજરે દક્ષિણ તરફ જોવા માંડું છું. જે જે વાનર-યૂથ-મુખ્યોએ સેતુની કલ્પના કરી અને અમલમાં મૂકી તેમની નજરે તલાઈમાનારની દિશાએ જોવા માંડું છું અને એ રીતે કલ્પના દોડાવીને થાકયા પછી ચાર ધામની યાત્રા પૂરી કરી રામેશ્વર પહોંચેલા વૃદ્ધ યાત્રીઓનું હૃદય ધારણ કરી કલ્પના કરું છું કે "એક આખી જિંદગી લગભગ પૂરી કરી ભારતવર્ષ જેટલા જ વિશાળ જીવનપ્રદેશને ફરી વળ્યો. હવે પાછા જઈને શું કરવું છે? ઇહલોકનું કામ જેવું તેવું પૂરું થયું. સફળતા મળી કે વિફળતા, પણ ફરી એ ને એ જ જીવન ઘૂંટવું નથી. હવે તો એ આખું જીવન પીઠ તરફ રહે એ જ સારું. પાછા વળીને એને જોવાનો સ્મરણ-રસ પણ રહ્યો નથી. હવે તો

સાંપરાયનો, પરજીવનનો પરમાર્થપણે વિચાર કરવામાં જ શ્રેય છે.'' એવી વિચાર-પરંપરા મનમાં ઊઠી. મન એક રીતે અસ્વસ્થ બને છે અને બીજી રીતે પરમ ઉપશમ અનુભવે છે.

આ ફેરે જ્યારે ધનુષ્કોટી આવ્યો, ત્યારે પરંપરાને અનુસરીને મહોદધિમાં સ્નાન કર્યું. મહાસાગરનું ક્ષમાપન પણ કર્યું. પણ મનમાં તો એક જ વિચાર આવ્યો કે આ સ્થાને હવે ફરી આવવાનું નથી. સિલોનમાં કોક વખતે જવું છે, પણ ધનુષ્કોટીનાં જે દર્શન કર્યાં તે તો છેવટનાં જ. આમ કેમ લાગ્યું તે કહેવું મુશ્કેલ છે. પણ ધરાયાનો વિચાર આ જ વખતે મનમાં ઊઠયો ખરો.

૨

રામેશ્વર, – ધનુષ્કોટી પછી કન્યાકુમારી. એક સ્થાન ભવ્ય તો બીજું ભવ્ય-તર. અહીં બે નહીં પણ ત્રણ સાગરોનો સંગમ છે. એ સંગમનું વાતાવરણ અભેદ-ભક્તિના આનંદ જેવું છે. આ અહીં હિંદી મહાસાગર પૂરો થાય છે, અને અહીં મુંબઈનો એટલે કે પશ્ચિમ સમુદ્ર અને અહીં બંગાળનો પૂર્વ સમુદ્ર શરૂ થાય છે એમ તો કહેવાય પણ નહીં અને મનાય નહીં. અહીં ભારતવર્ષનો દક્ષિણનો છેડો છે અને ત્રણે સાગર એને ત્રણે બાજુએથી વીંટળાઈને પડયા છે. સંગમ તો આપણે કહીએ. સાગર માટે અહીં સંગમ જેવું કશું જ નથી. સંગમની કલ્પના આપણી છે. સાગરોને પૂછીશું તો તેઓ કહેશે કે જે ભેદને હસ્તી જ નથી એ મટી ગયાની વાત પણ શી રીતે કરાય? 'સંગમ'ની કલ્પના સાવ ભૂલભરેલી છે. કહેવું જ હોય તો એને 'સંભવન' કહો. જ્યાં એકતા જ છે ત્યાં ગમે તે ભાગને ગમે તે નામ આપી શકો છો. નામ અને રૂપનું દ્વૈત અહીં મોળું પડે છે, ઓગળી જાય છે અને પછી નર્યું અદ્વૈત જ પોતાની અખંડ મસ્તીમાં ઘૂઘવે છે.

કન્યાકુમારીમાં જે ભવ્યતા મેં અનુભવી છે, તેવી ભવ્યતા એક હિમાલયને છોડીને અને ગાંધીજીના જીવનને છોડીને મેં અન્યત્ર ક્યાંય અનુભવી નથી.

કન્યાકુમારીનું મહત્ત્વ પહેલવહેલું મેં ગાંધીજીને મોઢે જ સાંભળેલું. તેઓ ભાગ્યે જ દૃશ્યોનું વર્ણન કરવા બેસે છે. પણ કન્યાકુમારીથી પાછા આશ્રમમાં આવ્યા પછી એમણે એ સ્થાનનું ઉત્સાહભર્યું વર્ણન મારી આગળ કરેલું.

જ્યારે '૨૭ની સાલમાં, એમની સાથે દક્ષિણ હિંદુસ્તાનની મુસાફરી મેં કરી, ત્યારે નાગર-કોવિલ આવતાંવેંત એમણે પોતાના મિજમાનને ખાસ ભલામણ કરી કે 'કાકાને કન્યાકુમારી જવું છે. મોટરનો બંદોબસ્ત કરો.' તે દિવસે એમણે બે વાર તપાસ કરી કે કન્યાકુમારી જવાની ગોઠવણ બરાબર થઈ કે નહીં.

પૂ. બાને લલચાવતાં મને જરાય મુશ્કેલી નહીં પડી. બીજાં બે જણ પણ સાથે થઈ ગયાં.

જે દૃશ્યો વિશેનાં વખાણો પૂ. બાપુજીને મોઢે સાંભળ્યાં હતાં તે દૃશ્ય જોવાની ઉત્કંઠા મારામાં ગળાબૂડ વધી હતી. અહીં આવ્યા પછી તો એનો કેફ જ ચડયો.

ત્યાર પછી જેટલી વાર અહીં આવ્યો છું તેટલી વાર ફરી ફરી એ ને એ જ કેફ ચડે છે.

મને આશ્ચર્ય એ કે એ કેફ સાથે બ્રહ્મચર્ય વિશેના પણ ઊંડા વિચારો મનમાં ઊઠયા વગર રહેતા નથી. દેવી કન્યાકુમારીનું આ સ્થાન છે એ ખ્યાલને લીધે એવા વિચારો મનમાં ઊઠે છે એમ મને લાગતું નથી; કોઈ કાળે મને એવું લાગ્યું નથી. સ્વામી વિવેકાનંદે આ સ્થાને આવીને એ જ કેફ અનુભવ્યો હતો એ માહિતીને કારણે પણ કોઈ કાળે મનમાં અહીં આવતાંવેંત બ્રહ્મચર્યના વિચાર ઊઠયા નથી. ગાંધીજીની ભવ્યતાની ભવ્ય સાધના સાથે પણ એ વિચાર જોડાયો છે એમ નથી. પણ સ્વયંભૂપણે એ વિચાર મનમાં ઊઠે જ છે.

આ વખતે (૫-૧-૧૯૪૭) ત્રીજી વાર અહીં આવ્યો છું. આવતાંવેંત સૌથી પહેલાં સમુદ્રનાં મોજાં, આકાશનાં વાદળાં, પૂર્વપશ્ચિમની ક્ષિતિજ અને પાછળના ડુંગરા – બધાં સ્નેહીઓ જોઈ લીધાં.

આજે પોષનો મહિનો છે અને સુદ તેરસની તિથિ છે. આજે ચંદ્ર રોહિણીમાં કે મૃગમાં હોવો જોઈએ. અમે મોટરને વેગે કટકે કટકે, કન્યાકુમારી તરફ દોડતા હતા ત્યારે જ ચંદ્ર આકાશમાં ઊંચે ઊઠીને ટાંપીને બેઠો હતો કે સૂરજ આથમે કે તરત, વગર વિલંબે, આકાશનો કબજો લઈ લઉં. સંધ્યાને પોતાનો વર્ણવિલાસ પાથરવાને એણે ઝાઝો અવકાશ આપ્યો નહીં. છતાં પણ જેટલો વખત મળ્યો તેટલામાં સંધ્યાએ રંગોનાં અનેક દૃશ્યો બતાવી તો દીધાં જ.

સૂર્યાસ્ત જોવાની ઘણી અભિલાષા હતી પણ પશ્ચિમનાં વાદળાંઓએ જરાક ઠપકો આપતાં અમને કહ્યું, "કોઈનો અસ્ત જોવા માટે તલસાતું હશે? ખરું જોતાં સૂર્યનો અસ્ત થતો જ નથી. તમારા પૂરતો પ્રકાશનો અસ્ત થાય છે. એને માટે સૂરજને જોવા કરતાં ઉદય કે અસ્ત બંને પ્રસંગે એ જે એકરૂપતા ધારણ કરે છે તેનો રંગ જ કેમ ના જોઈ લો?

अुदये सविता रक्तो रक्तश्चास्तमने तथा।
संपत्तौ च विपत्तौ च महताम् अेक-रूपता ।।

આ શ્લોક વાદળાંઓએ પણ નાનપણમાં મોઢે કરી રાખ્યો હશે!

સૂરજ જ્યારે ક્ષિતિજની તળે ગયો ત્યારે વાદળાંનાં બાકોરાંમાંથી સૂર્યપ્રકાશનાં લાલ મયૂખો ઉપર સુધી ફેલાયાં. અને ઉપર ફેલાયાં એના કરતાં દક્ષિણ અને ઉત્તર તરફ વધારે ફેલાયાં. બાકોરાં ઘણાં ન હતાં પણ જે હતાં તે મોટાં હતાં. તેથી કિરણનાં મયૂખો જાણે લાલ રંગના પટા ખેંચ્યા હોય એવાં થયાં હતાં. અને આકાશ પોતાના વૈભવમાં ભારેખમ દેખાતું હતું. આ શોભા ધાર્યા કરતાં સહેજ વધારે ટકી તેથી એને જ જોયા કરવાનું મન કંઈક તૃપ્ત થયું.

જ્યાં કુમારીના ન-થયેલા-લગ્ન-ના અક્ષત વેરાયા છે, એ બાજુના ખડક ઉપર મોજાંઓનું તાંડવ જોવા અમે જઈને બેઠાં. જોતજોતામાં સંધ્યા પશ્ચિમમાં વિલીન થઈ અને ચંદ્રનું રાજ્ય શરૂ થયું. વાદળાંઓએ આકાશને ઘેરી લેવાનો મનસૂબો

પૂરો કર્યો ન હતો, એટલામાં દક્ષિણનાં વાદળાંમાંથી એક મોટો તારો ચળકવા લાગ્યો. એ બીજો કોણ હોઈ શકે? એ તો અગસ્તિ મહારાજ પોતે દક્ષિણ-પૂર્વ દિશા પર આરૂઢ થતા હતા. સદ્ભાગ્યે યમુના અને યામમત્સ્ય પણ ત્રાંસી લીટીમાં આકાશમાં દેખાયા. દક્ષિણ દિશાનું ધ્યાન કર્યાનું ફળ મળ્યું. સંતુષ્ટ થયેલી આંખે અમે ઉત્તર તરફ નજર ફેરવી. ત્યાં આકાશમાં દેવયાની(કૅસિયોપિયા)નો M ઉપર સુધી ચડયો હતો. એના તળે લગભગ ક્ષિતિજ પર એક તાડ જેટલી ઊંચાઈએ એ તાડના પાંદડાનું જ આસન બનાવી ધ્રુવકુમારે અમને પોતાનાં સુભગ દર્શન દીધાં. દેવયાનીને અને ધ્રુવને જોતાં જોતાં નજર પશ્ચિમ તરફ વળી, ત્યાં હંસે કહ્યું કે શ્રવણ તો ક્યારના આથમી ગયા છે. એટલે પૂર્વ તરફ નજર ફેરવી. ત્યાં બ્રહ્મહૃદયે કહ્યું કે બ્રહ્મમંડળનો વિસ્તાર આટલામાં જ ક્યાંક હોવો જોઈએ.

અમે ફરી દક્ષિણ તરફ મોઢું ફેરવ્યું. અગસ્તિ એટલો બધો ઊંચો આવ્યો ન હતો કે એની ઝૂંપડીની કલ્પના કરી શકાય. પણ વ્યાધ તો દેખાવો જ જોઈએ. પણ વ્યાધ ગમે તેટલો તેજસ્વી હોય તોયે વાદળાંના જાડા પડને એ શી રીતે વીંધી શકે? અમે અમારી નજરે વાદળાંઓનું પડ વીંધવાનો પ્રયત્ન કર્યો, એટલે શંકા ગઈ કે વાદળાંઓમાં અમુક ભાગ ઊજળો દેખાય છે એની પાછળ જ વ્યાધ હોવો જોઈએ. વાદળાંની પેલી પાર વ્યાધનો પ્રકાશ અને આ પાર અમારી નજર – બંનેના હુમલાથી વાદળાં પાતળાં પડયાં અને પાતળા પડદા પાછળ નાટકનાં પાત્રો આછાં દેખાય તેવી રીતે વ્યાધ દેખાવા લાગ્યો. જોતજોતામાં વ્યાધ પૂર્ણ રીતે છતો થયો અને પછી વ્યાધ, અગસ્તિ, યમુના અને યામમત્સ્યની શોભા તેલુગુ અક્ષરોની શિરોરેખા જેવી દેખાવા લાગી.

હમણાં મૃગ દેખાશે, રોહિણી ચળકશે, પ્રશ્વન ડોકિયું કરશે, એમ આશાએ આકાશ તરફ અમે તાકતાં હતાં એટલામાં રજનીનાથે પોતાની આસપાસ કૂંડાળું ફેલાવ્યું અને એ સુવર્ણ-વલય સાથે આકાશમાં વાદળાંઓ પણ વધ્યાં. આકાશમાં ચંદ્રિકા ફેલાઈ હોય તોય શું? રાતનાં વાદળાં બહુ ધ્યાન આકર્ષી શકતાં નથી. એટલે અમે કાળામેશ સમુદ્રના ગંભીર જળ ઉપર નાચતી ધોળા ફીણની ચળકતી લીટીઓની હારો જોઈને જ આંખોને ઉજાણી આપી.

સમુદ્રના જળ ઉપર અને આકાશનાં વાદળાં પર વિધવિધ રંગના નાચ ધરાઈને જોયા પછી આ ગંભીરતા એટલી તો તૃપ્તિદાયક લાગતી હતી કે એ તૃપ્તિ સાથે સ્થિતપ્રજ્ઞનો આદર્શ ગાવામાં અને સંધ્યાની ઉપાસના સાધવામાં અનેરો આનંદ ઉદ્ભવ્યો. આ સાગર પૂર્ણ છે. એના પર ફેલાયેલું આ આકાશ પૂર્ણ છે. એ બેના દર્શનથી જીવનની સંધ્યાસમયે હૃદયમાં ઉદ્ભવેલો અમારો ઉપશમપ્રધાન આનંદ પણ પૂર્ણ છે. હવે એ ત્રિવિધ પૂર્ણતામાંથી ગમે તે કાઢી લઈએ કે ઉમેરી દઈએ, પૂર્ણત્વમાં કશી ઊણપ આવવાની નથી. મેળવેલી પૂર્ણતા ખૂટી શકે છે, કેમ કે એ ખરી પૂર્ણતા જ નથી. કેળવેલી પૂર્ણતા સ્થાયી છે, કેમ કે એ વારસા સાથે જ આપણે જન્મ્યા હતા. ત્યાં સુધી પહોંચતાં વાર લાગી એ જ

ઊણપ. જે કેળવી તે આત્મસાત્ થઈ. હવે ત્યાંથી ચડવા-ઊતરવાપણું છે જ નહીં.

જે વિરાટ છે, ભૂમા છે, બૃહત્તમ છે, તેની સાથે એકરૂપ થયા પછી જે જીવન સ્વાભાવિકપણે જિવાય છે તે જ ખરું બ્રહ્મચર્ય છે. વાસના દબાવી દીધી તો તે કોક વખતે ફરી ઊછળવાની, વાસના મારી નાખી તો તે ભૂતની પેઠે પજવતી રહેવાની. વાસનાને તૃપ્ત કરવાના ઘાટ ઘડયા તો તે વ્યસનની પેઠે અખંડ વળગવાની અને વધવાની. વાસનાઓને વધાવી લીધી તો માથે એનું ચક્કર ભમ્યા જ કરવાનું. વાસનાને તો સામે થઈને પૂછવું જોઈએ કે તું કોણ છે? મિત્રના રૂપમાં શત્રુતા કરવા આવી છે કે જીવનને સમૃદ્ધ કરવાની સાધના તરીકે આવી છે? વાસના જ્યાં સુધી સ્પષ્ટ અને ઉઘાડી થઈ નથી ત્યાં સુધી જ મોહક હોય છે. મોહ અસ્પષ્ટતાનો હોય છે, એકાંગી દર્શનનો હોય છે. વાસનાને વશ થવામાં મુખ્ય મદદ આંધળાપણાની જ હોય છે. વાસનાનો આંધળો વિરોધ પણ એને મજબૂત જ બનાવે છે. બે આંખે જોવાથી વાસનાને ઓળખી ન શકીએ. એને, મહાદેવની પેઠે, ત્રણ આંખે જોવી જોઈએ. પછી એની શત્રુતા એની મેળે ઓગળી જાય છે.

વાસનાનો સામનો કેવળ તપસ્યાથી નથી થઈ શકતો; જ્યારે પ્રજ્ઞા સ્થિર થયા પછી વાસનાનો વિરોધ જ નથી કરવો પડતો.

જીવનમાં જ્યાં સુધી અપૂર્ણતાનું ભાન છે, ત્યાં સુધી બ્રહ્મચર્ય સિદ્ધ થયું ન ગણાય. અપૂર્ણતા પોતે બાધક નથી. બાળકમાં અપૂર્ણતા ક્યાં ઓછી છે? એ નિર્મળ ભાવે જીવતું જાય છે અને એની અપૂર્ણતા સ્વાભાવિક ક્રમે મટતી જાય છે. અપૂર્ણતાનું ભાન આવ્યું કે તરત માણસ પામર થાય છે. સાગરની પેઠે પૂર્ણ થયા પછી મોજાંઓ ગમે તેટલાં ઊછળે, પાણીનો જથ્થો ગમે ત્યાં દોડે પણ સાગરને વહેવાપણું નથી. એ आत्मनि तृप्तः છે તેથી જ એને પોતાની માઝા મૂકવાનું હોતું નથી. એને મર્યાદાનું ભાન જ ન હોવાથી એનાથી એ અનાયાસે, અભાવિતપણે પળાય છે. એ જ ખરું બ્રહ્મચર્ય.

પ્રાર્થના પૂરી કરી અને છેલ્લા ચાર દિવસનાં સંસ્મરણો નોંધી રાખવાની ઊર્મિ જાગી. થોડીક નોંધ કર્યા પછી જ ઊંઘ આવી શકી.

બીજે દિવસે બ્રાહ્મમુહૂર્તે ભૂતની પેટે સમુદ્રકિનારે જઈ બેસત, પણ વરસાદે જરાક રોકયા. પ્રાર્થના સમયે સમુદ્રકિનારે જતાં જતાં ફરી આકાશ તરફ જોયું. દક્ષિણ દિશા એટલી બધી સાફ, સુંદર અને પારદર્શક હતી કે પૂર્વ તરફ ભેગાં થયેલાં વાદળાંઓની મનમાં ચીડ જ ચડી. એ જો દક્ષિણનું અનુકરણ કરત તો એમનું શું બગડત?

દક્ષિણે ત્રિશંકુ બરાબર ઊભો હતો. જયવિજય એના દ્વારપાળનું કામ કરતા હતા. કેરીના અથવા ખોટો ક્રૂસ એક બાજુ પર જઈને પડયો હતો. એ બે વચ્ચે કેટલાક એવા તો સુંદર તારા ચળકતા હતા કે જે વર્ધા મુંબઈ તરફના લોકોને આખા જન્મારામાં જોવાને નહીં મળે.

ઉત્તાર તરફ સપ્તર્ષિ સાવ નમ્રપણે ફેલાયા હતા. ધ્રુવ રાતની પેઠે લગભ જમીનને અડવા આવ્યો હતો. સ્વાતિ અને ચિત્રા માથે ચળકતાં હતાં. હસ સહેજસાજ વાંકો થયો હતો. પશ્ચિમે ચંદ્ર આથમ્યો હતો પણ ચંદ્રિકા હજી પોતાન હસ્તી જણાવતી હતી. પુનર્વસુના હોડકામાંથી ફક્ત પ્રશ્વન જ વાદળું વીંધી ડોકિયું કરતો હતો. અટૂલો તારો એકાકી પોતાના સ્વભાવ પ્રમાણે પ્રશ્વન અને મઘા સાથે કટ્ટી કરીને દૂર જઈને ઊભો હતો! મઘાનું દાતરડું ફાલ્ગુનીના ચોરસને સાચવતું હતું. પૂર્વ તરફ વિશાખા તળે ગુરુ, શુક્ર શોભતા હતા અને એ બંને ઠીક ઠીક ઊંચા આવેલા હોવાથી પાતળી અનુરાધા, વાંકી જ્યેષ્ઠા અને અણિયાળું મૂળ એમને આધાર આપતા હતા. ગુરુ, શુક્ર જ્યારે પારિજાત પાસે આવે છે ત્યારે એ ત્રણેની સરખામણી સરસ થાય છે. અને મંગળ પાસે ન હોવાનું દુ:ખ નથી રહેતું.

હિંદુસ્તાનની એક જ્યોતિર્મયી વ્યાખ્યા મને સૂઝી છે. જો કન્યાકુમારીની દક્ષિણે આપણે ગયા તો ધ્રુવ દેખાતો બંધ થાય. અને જો કાશ્મીરની ઉત્તરે ગયા તો દક્ષિણે અગસ્તિ દેખાય જ નહીં. એટલે મેં વ્યાખ્યા બાંધી છે કે જ્યાંથી ધ્રુવ અને અગસ્તિ બંને દેખાઈ શકે તે જ આપણો ભારત દેશ છે.

પ્રાર્થના પછી બધાં પ્રાણીઓને કરવું પડતું ઉદરભરણ નામનું યજ્ઞકર્મ ધરાઈને કર્યું અને નાહવા માટે તૈયાર કરેલા કુંડમાં અમે ઊતર્યા. આ નવી ઢબે બાંધેલા કુંડમાં સમુદ્રનું પાણી અખંડ આવ્યા કરે છે. અર્ધો કુંડ ચાર ફૂટ ઊંડો છે, બાકીનો આઠ ફૂટ. કપડાં બદલવા માટે બે ઓરડીઓ પણ બાંધેલી છે. આવી સુઘડ વ્યવસ્થા ધાર્મિક પુણ્યને ઓછી કરનારી ન જ ગણાવી જોઈએ. નાહીને અમે કન્યાકુમારીને દર્શને ગયા. આ મંદિર ત્રાવણકોરના હિંદુ રાજ્યમાં આવેલું હોવાથી હરિજનો માટે ક્યારનું ખુલ્લું થયું છે. મંદિરને બારણે સરકારનું જાહેરનામું છે કે જેઓ જન્મે કે ધર્મે હિંદુ છે તેટલા જ બધાને આ મંદિરમાં પ્રવેશ છે.

મંદિરનું સ્થાપત્ય સાદું પણ પ્રશસ્ત છે. પથરાના થાંભલા ઉપર છત તરીકે આડા પથરા જ મૂકેલા હોવાથી અંદરથી આખું મંદિર ભોંયરાનો ખ્યાલ આપે છે. દેવીની મૂર્તિ ઊગમણી દિશા તરફ જુએ છે, પણ એ બાજુનો બહારનો દરવાજો બંધ હોવાથી દેવીને સમુદ્રનું દર્શન થતું નથી અને સમુદ્રને દેવીનું દર્શન થતું નથી! બિચારા બંગાળ સાગરે કોઈ કાળે દાવો કર્યો નથી કે તે પોતે જન્મે કે ધર્મે હિંદુ છે! અને સમુદ્ર હોઈ એનાથી માઝા મૂકી મંદિરપ્રવેશ કરાય નહીં.

કન્યાકુમારીની કથા કરુણ છે. અહીંના કિનારા પર વેરાયેલી અક્ષત જેવી ધોળી મોટી રેતી, માણેકના ચૂર જેવી લાલ રેતીનો ગુલાલ અને શાહીચૂસ તરીકે વપ-રાતી કાળી રેતી, એ બધી પ્રાકૃતિક વસ્તુઓ એ કરુણ કહાણીને વધારે કરુણ કરવામાં મદદ કરે છે. જો દુનિયામાં બધાં જ મહાકાવ્યો કરુણાન્ત હોય છે તો હિંદી મહાસાગરની અધિષ્ઠાત્રી દેવી કન્યાકુમારીની કથા પણ કરુણાંત હોય એ જ ઉપપન્ન છે! કરુણ રસમાં જે ઊંડાણ હોય છે તે દ્વારા જ જીવનની પ્રતીતિ થઈ શકે છે.

दुःखं सत्यं सुखं माया; दुःखं जन्तोः परं धनम् ।
दुःखं जीवन-हृद्‌गतम् ।।

છીછરું જીવન માને છે કે સુખ એ જ જીવનની અનુભૂતિ છે, જીવનનું સારસર્વસ્વ છે. એ ભ્રમણા ભાગવાનું કામ દુ:ખને સોંપવામાં આવ્યું છે. દુ:ખથી પરાસ્ત ન થતાં જે માણસ દુ:ખને જીવનની સાધના તરીકે સ્વીકારે છે તે જ સુખદુ:ખથી પર જઈને જીવન સમૃદ્ધિનો આનંદ માણી શકે છે. એ આનંદ સુખ-દુ:ખાતીત હોઈ સાગર જેવો ગંભીર અને આકાશ જેવો અનંત હોય છે.

એ આનંદના ભાગ્યમાં કોઈની સાથે વિવાહબદ્ધ થવાનું લખાયું નથી.

ડિસેમ્બર, '૪૭

# ૫૯. રેખોલ્લંઘન

ભૂમધ્યરેખા (ઈકવેટૉર) પૃથ્વીની કેડનો કંદોરો છે. સિલોનની દક્ષિણમાં પહોંચ્યો હતો ત્યારે અહીં સુધી આવ્યા પણ ભૂમધ્યરેખા સુધી ન પહોંચી શક્યા એ વિચાર-થી મન કેટલું બધું બેચેન થયું હતું! સિલોનની દક્ષિણે ગાલ, દેવેન્દ્ર અને માતારા સુધી ગયા તોપણ છઠ્ઠી ડિગ્રીથી વધારે દક્ષિણમાં ન જઈ શક્યા. કન્યાકુમારી ગયો ત્યારે મુશ્કેલીથી આઠમી ડિગ્રી સુધી પહોંચ્યો હતો. ચિ. સતીશ સિંગાપોર હતો ત્યારે ત્યાં જવાની એક વાર ઈચ્છા થઈ હતી – તેને મળવા માટે નહીં, પણ ભૂમધ્યરેખા ઓળંગી શકીશ એ લોભથી. પછી જ્યારે નકશામાં જોયું કે સિંગાપુર પણ ભૂમધ્યરેખાની આ બાજુ છે ત્યારે એ ઉત્સાહ રહ્યો નહોતો.

પણ ભૂમધ્યરેખામાં એવું શું છે? જમીન પર કે પાણી પર સફેદ, કાળી કે પીળી રેખા દોરેલી નથી. છતાં પણ ભૂમધ્યરેખાનો પ્રદેશ કાવ્યમય છે એમાં કોઈ શક નથી.

એ પ્રદેશનું સ્મરણ કરું છું ને મને શાંતાદુર્ગા અને અર્ધનારી નટેશ્વરનું સ્મરણ થયા વગર રહેતું નથી. શાંતાદુર્ગા એકતરફ કલ્યાણકારી શાંતા છે તો બીજી તરફ ભયંકરી દુર્ગા છે. મહાદેવનું પણ એવું જ છે. એમનું દક્ષિણ મુખ સૌમ્ય શિવ છે અને ડાબું મુખ ઉગ્ર રુદ્ર છે. અર્ધનારી નટેશ્વર એક તરફ સ્ત્રી-રૂપ છે અને બીજી તરફ પુરુષરૂપ છે. આપણા સમન્વયવાદી પૂર્વજોએ હરિહરેશ્વર-ની કલ્પના આવી રીતે કરી છે. શિવ અને વિષ્ણુ બંનેના મિલનથી હરિહરેશ્વર બન્યા છે.

ભૂમધ્યરેખા પર એવી રીતે પરસ્પર વિરુદ્ધ ઋતુઓનું મળવાનું થાય છે. ઉત્તર ગોળાર્ધમાં જ્યારે ગરમીની મોસમ હોય ત્યારે દક્ષિણ ગોળાર્ધમાં ઠંડીની. એકમાં વસંત હોય ત્યારે બીજામાં શરદ. ભૂમધ્યરેખા એવો પ્રદેશ છે જ્યાં ગરમી અને

ઠંડીની મોસમ હસ્તધૂનન કરી શકે છે અને પ્રૌઢા શરદ પણ બાલ વસંતને રમાડી શકે છે.

આવી જગાએ અખંડ શાંતિ રહે તો ત્યાંનું જીવન ફીકું અલૂણું થઈ જાય! ખેલાડી કુદરતથી આ કેવી રીતે સહ્યું જાય? ગંગાયમુનાના ધવલશ્યામ પાણીનો સંગમ હમેશ નાચ્યા કરે અને ઉત્તરદક્ષિણનું મિલન નૃત્ય ન કરે તે કેમ ચાલે?

આજે ભૂમધ્યરેખા પર આવ્યા છીએ. અહીં પવનનો અખંડ નાચ ચાલ્યા કરે છે. ચંચળતા ક્યાંય સ્થિર થઈ હોય તો અહીં. અહીંની કુદરત એક હાથે ગરમીની પીઠ થાબડે છે તો બીજો હાથ ઠંડીની પીઠ પર ફેરવે છે.

ભૂમધ્યરેખા એટલે સોનાને કાંટે તોળેલો પક્ષપાતરહિત ન્યાય. ઉત્તર ધ્રુવ દેખાય અને દક્ષિણ ધ્રુવ ન દેખાય, એવું અહીં ન ચાલે. અહીંના આકાશમાં મૃગનક્ષત્રના પેટમાં પહોંચેલું બાણ આ બાજુ કે પેલી બાજુ ઝૂકી શકે નહીં. સીધું પૂર્વમાં ઊગીને ખસ્વસ્તિક(ઝેનિથ)ને અડકીને પશ્ચિમમાં ડૂબશે. આ જ એક ધન્ય પ્રદેશ છે જ્યાં ખસ્વસ્તિક વિષુવવૃત્ત પર વિરાજમાન થઈ શકે છે. જેવી રીતે પૃથ્વી પર ભૂમધ્યરેખા હોય છે, તેવી રીતે આકાશમાં વિષુવવૃત્ત (સેલેશ્ચિયલ ઇક્વેટોર) હોય છે. આટલું લખું છું ત્યાં અમારું રંગીન અભિનંદન કરવા માટે એક મેઘધનુષ આગળ જમણી તરફ નીકળી આવ્યું છે. હવે તૃપ્તિ થઈ. પણ બધી જાતની માનવતૃપ્તિઓની જેમ એ જો અલ્પજીવી ન હોય તો પેટ ફૂટી જાય. અને પેટ નહીં તો આંખો તો ફૂટી જ જાય. એ કેમ પોસાય? હવે દક્ષિણ ગોળાર્ધમાં શું શું જોવા જવા મળશે, શું શું અનુભવ થશે, એવી ઉત્સુકતા જાગવા લાગી છે. ભૂમધ્યરેખા પહેલી વાર ઓળંગી શક્યા એની ધન્યતા સદા સાથે રહેશે.

મે, '૫૦

## ૬૦. અર્ણવનું આમંત્રણ

સમુદ્ર અથવા સાગર જેવો પરિચિત શબ્દ છોડી આર્ણવ શબ્દ મેં પસંદ કર્યો એ કેવળ આમંત્રણ સાથેના અનુપ્રાસના લોભ ખાતર નહીં. આર્ણવ શબ્દ પાછળ ઊંચાં ઊંચાં મોજાંઓનું અખંડ તાંડવ સૂચિત છે. તોફાન, અસ્વસ્થતા, અશાંતિ, વેગ, પ્રવાહ અને દરેક જાતનાં બંધન પ્રત્યેનો અમર્ષ એ બધા ભાવ આર્ણવ શબ્દમાં આવી જાય છે. આર્ણવ શબ્દનો ધાત્વર્થ અને એનું ઉચ્ચારણ બંને એ ભાવમાં મદદ કરે છે અને તેથી જ ઘણી વાર વેદમાં આર્ણવ શબ્દ સમુદ્રના વિશેષણ તરીકે વપરાય છે. ખાસ કરીને વેદના વિખ્યાત અઘમર્ષણસૂત્રમાં જે આર્ણવ-સમુદ્રનો ઉલ્લેખ છે તે એની ભવ્યતા સૂચવે છે.

શક્તિ મને પ્રાપ્ત થાય એટલા માટે વૈદિક દેવતા સાગર-સમ્રાટ વરુણને હું નમન કરું છું.

જ્યાં રસ્તો નથી ત્યાં રસ્તો પાડનાર દેવ તે વરુણ. પ્રભંજનના તાંડવથી જ્યારે રણમાં રેતીનાં મોજાંઓ ઊછળે છે ત્યારે ત્યાંય મુસાફરોને દિશા-દર્શન કરી આપનાર પણ વરુણ; અને અનંત આકાશમાં પોતાની પાંખોની શક્તિ અજમાવનાર ત્રિખંડનાં યાત્રી પક્ષીઓને વ્યોમમાર્ગ બતાવી આપનાર પણ વરુણ જ છે. અને વેદકાળના ભુજ્યુથી માંડીને ગઈ કાલે જ જેને મૂછ ઊગી છે એવા ખલાસી સુધી દરેકને સમુદ્રનો રસ્તો બતાવનાર જેમ વરુણ છે તેમ નવાં નવાં અજ્ઞાત ક્ષેત્રોમાં પ્રવેશ કરી, નવા નવા રસ્તા પાડનાર યમરાજ હો, કે અગસ્તિ હો, એમને હિંમત અને પ્રેરણા આપનાર દીક્ષાગુરુ વરુણ જ છે.

વરુણ જેમ યાત્રીઓનો ભોમિયો છે તેમ મનુષ્યજાતિ માટે એ ન્યાય અને વ્યવસ્થાનો દેવ છે. ઋતમ્ અને સત્યમ્‌નો સાક્ષાત્કાર એને પૂર્ણપણે થયેલો હોવાથી એ દરેક આત્માને સત્યને રસ્તે જવાની પ્રેરણા આપે છે. ન્યાય પ્રમાણે ચાલવામાં જે સૌંદર્ય છે, સમાધાન છે અને જે અંતિમ સફળતા છે, તે વરુણ પાસેથી જાણી લેવી. અને જો કોઈ લોભી, અદૂરદૃષ્ટિ માનવી વરુણની એ ન્યાયનિષ્ઠાનો અનાદર કરે તો વરુણ એને જલોદરથી પીડે છે જેથી માનવી સમજી શકે કે લોભનાં ફળ કોઈ કાળે રૂડાં નથી હોતાં.

જેમ પરમ-મંગલ, કલ્યાણકારી સદાશિવ પોતે સોંઘા ન થઈ જાય એટલા માટે રુદ્રરૂપ ધારણ કરે છે, તેવી જ રીતે રત્નાકર સમુદ્ર પણ અટ્ટહાસ્ય કરતાં મોજાંઓથી બીકણ માણસને દૂર રાખે છે. સુંવાળી વનસ્પતિ અને ઘરરખા મનુષ્યો પોતાના કિનારા ઉપર સ્થિર ન થઈ જાય એટલા માટે ભરતીઓટ ચલાવી એ બધાને સમજાવે છે કે મારી સાથે અમુક અંતર તમારે રાખ્યે જ છૂટકો.

સમુદ્રને તીરે ઊભા રહી જ્યારે મોજાંઓને આવતાં અને જતાં જોયાં, અમાસ અને પૂર્ણિમાની ભરતીઓ આવતી અને જતી જોઈ, અને બુદ્ધિ જ્યારે કશો જવાબ આપી ન શકી ત્યારે હૈયું બોલી ઊઠયું આટલું ન સમજી શકો? તમારામાં શ્વાસોચ્છ્વાસથી તમારી છાતી જેમ ફૂલે છે અને બેસે છે, તેમ જ આ વિરાટ સાગર શ્વાસ લે છે એના આ ધબકારા છે; એનો એ ઉમળકો છે. જમીન ઉપર માણસે જે પાપ અને ઉત્પાત ચલાવ્યા છે તેને ક્ષમા કરવાની શક્તિ કેળવવા માટે મહાસાગરને આટલો હૃદયનો વ્યાયામ કરવો પડે છે!

જે મોજાંઓ દુર્બળ લોકોને ધમકાવીને દૂર રાખે છે, એ જ મોજાંઓ વિક્રમના રસિયાઓને સ્નેહાળ અને ફેનિલ આમંત્રણ આપે છે કે, "ચાલો! આ સ્થિર જમીન ઉપર શું ઊભા છો? ઊભા ઊભા કટાઈ જશો! લો એક વહાણ, થાઓ એના ઉપર સવાર, ફેલાવો સઢ અને ચાલો પવનનો પ્રાણ જ્યાં દોરતો જાય ત્યાં અમે બધા છીએ તો સાગરના બાળક, પણ અમારો શિક્ષાગુરુ છે પવન. તે જેમ

નચાવે, તેમ અમે નાચીએ છીએ. તમે પણ એ જ વ્રત લો, અને ચાલો અમારે સાથે.'' જે હૈયામાં ઉમંગ હોય તે આવું આમંત્રણ પાછું ઠેલી ન શકે.

નાનપણમાં સિંદબાદની વાર્તા તમે નથી વાંચી? સિંદબાદ પાસે અઢળક ધન હતું, વાડીવજીફા બધું હતું. પોતાના વહાલથી એનું જીવન ભરી દેનાર સગાં-વહાલાં પણ એની આસપાસ ઘણાં હતાં છતાં સમુદ્ર જ્યારે ઘૂઘવે ત્યારે એનાથી ઘરમાં રહેવાતું ન હતું. મોજાંઓનું પારણું છોડી પલંગ ઉપર પોઢે તે પામર ગણાય. હૈયું કહે : "ચાલો!'' સિંદબાદ સમુદ્રની યાત્રાએ ગયો, ત્યાં અનેક રીતે હેરાન થયો. મીઠા કરતાં કડવા-ખારા અનુભવો એને વધારે થયા એટલે સહીસલામત પાછાં આવતાં એણે સોગંદ ખાધા કે સમુદ્રયાત્રાનું ફરી નામ ન લઉં.

પણ અંતે એ માનવીસંકલ્પ. એ સંકલ્પને સમ્રાટ વરુણનો થોડો જ આશીર્વાદ હતો? થોડા દિવસ ગયા અને ગૃહસ્થી જીવન એને અલૂણું લાગવા માંડયું. રાત્રે એ ઊંઘે પણ એને ઊંઘ ન આવે, મોજાંઓ એની સાથે વાતો કર્યા જ કરે. ઉત્તર રાત્રિએ સહેજ ઊંઘનું ઝોકું આવી જાય તો ત્યાં સ્વપ્નમાં પણ મોજાંઓ જ ઊછળે અને પોતાની આંગળીઓ હલાવી હલાવી એને બોલાવતાં જાય. ક્યાં સુધી એ પોતાની જીદ પકડી રાખે? એ અન્યમના હોય અને સહેજ ફરવા નીકળે તો એનો પગ બગીચાનો રસ્તો છોડી દઈ સમુદ્રની ધોળી અને ચળકતી રેતી તરફ જ એને લઈ જાય. અંતે એણે સારાં સારાં વહાણો ખરીદ્યાં, મજબૂત હૈયાવાળા ખલાસીઓને નોકરીમાં રાખ્યા, જાતજાતનો માલ સાથે લીધો અને "જય દરિયા પીર'' કહીને વહાણો હંકાર્યાં.

આ તો થઈ કાલ્પનિક સિંદબાદની વાત. પણ આપણે ત્યાં સિંહપુત્ર વિજય તો ઐતિહાસિક પુરુષ હતો. બાપ એને ક્યે જવા ન દે. એણે ઘણી આજીજી કરી, પણ એમાં એ ફાવ્યો નહીં. અંતે એણે અકળાઈને એવાં તો તોફાનો ચલાવ્યાં કે પ્રજા ત્રાસી ગઈ અને રાજા પાસે જઈને કહેવા લાગી કે "રાજા, કાં તો તારા દીકરાને દેશવટો આપ, નહીં તો અમે તારો દેશ છોડીને બહારવટે જઈએ છીએ.'' પિતાએ મોટાં મોટાં વહાણો આણ્યાં. એમાં પોતાના દીકરાને અને એના તોફાની સાથીઓને બેસાડી દીધા અને કહ્યું : "હવે જ્યાં જવાય ત્યાં જાઓ. પાછું મોઢું નહીં બતાવતા.'' તેઓ ચાલ્યા. સૌરાષ્ટ્રનો કિનારો એમણે છોડ્યો, ભૃગુકચ્છ છોડયું; સોપારા છોડયું; દાભોળ છોડયું, છેક મંગલાપુરી સુધી પહોંચ્યા. ત્યાં પણ તેઓ રહી ન શક્યા એટલે હિંમતપૂર્વક આગળ વધી તામ્રદ્વીપમાં જઈ વસ્યા અને ત્યાંના રાજા થયા. વિજયના પિતાએ પોતાના દીકરાને પાછા આવવાની મનાઈ કરી હતી, પણ એની પાછળ પાછળ કોઈ જાય નહીં એવું ફરમાન કાઢ્યું ન હતું. એટલે અનેક દરિયા-શૂરો વિજયને રસ્તે જઈ નવો નવો વિજય મેળવવા લાગ્યા. જતાં જતાં એ મહાબળિયાઓ જાવા અને બાલિદ્વીપ સુધી ગયા. ત્યાંની સમૃદ્ધિ, ત્યાંની આબોહવા અને ત્યાંનું પ્રાકૃતિક સૌંદર્ય જોયા પછી પાછા

આવવાનું મન જ કોણ કરે? પછી તો ઘોઘાનો વર આખો પશ્ચિમકિનારો ઓળંગી, લંકાની લાડીને પરણે એ લગભગ નિયમ થઈ પડયો.

આ બાજુ બંગાળના નદીપુત્રો નદી-મુખેન સમુદ્રમાં પ્રવેશ કરવા લાગ્યા. જે બંદરથી ઊપડી તામ્રદ્વીપ જવાતું, તે બંદરનું નામ તેમણે તામ્રલિપ્તિ પાડયું. આમ તામ્રદ્વીપ લંકામાં અંગ-વંગના બંગાળીઓ, ઓરિસાના કલિંગો અને પશ્ચિમના ગુજરાતીઓ ભેગા થયા. મદ્રાસ તરફના દ્રવિડો તો ત્યાં ક્યારના પહોંચી ગયા હતા. આ રીતે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ ભારત પોતપોતાના અર્ણવોના આમંત્રણથી લંકામાં એક થયું.

બુદ્ધ ભગવાને નિર્વાણનો રસ્તો શોધી કાઢયો અને પોતાના શિષ્યોને આદેશ આપ્યો કે, "આ અષ્ટાંગિક ધર્મતત્ત્વનો દશે દિશ ફેલાવો કરો!" એમણે પોતે ઉત્તર ભારતમાં ચાળીસ વર્ષ સુધી પ્રચારકાર્ય કર્યું. આસેતુ-હિમાચલ પોતાનું રાજ્ય ફેલાવવા નીકળેલા સમ્રાટ અશોકને દિગ્વિજય છોડી ધર્મવિજય કરવાનું સૂઝયું. ધર્મવિજય એટલે આજની પેઠે ધર્મને નામે દેશદેશાંતરની પ્રજાને લૂંટી, ગુલામ કરી, એમને વટલાવવાનું કામ નહીં, પણ લોકોને કલ્યાણનો માર્ગ બતાવી પોતાનું જીવન કૃતાર્થ કરવાનો અષ્ટાંગિક માર્ગ બતાવવો. જે બુદ્ધ ભગવાન પોતે ગેંડાની પેઠે અકુતોભય થઈને જંગલમાં ફરતા, એમના સાહસિક શિષ્યો અર્ણવનું આમંત્રણ સાંભળી દેશદેશાંતરમાં જવા લાગ્યા. કેટલાક પૂર્વ તરફ ગયા, કેટલાક પશ્ચિમ તરફ. આજે પણ પૂર્વ અને પશ્ચિમ સમુદ્રને કિનારે એ સાધુઓનાં થાણાંઓ પહાડમાં કોતરેલાં જડે છે. સોપારા, કાન્હેરી, ઘારાપુરી વગેરે સ્થળો બૌદ્ધ મિશનરીઓની પરદેશયાત્રાનાં સૂચક છે. ઓરિસાની ખંડગિરિ અને ઉદયગિરિની ગુફાઓ પણ એ જ સાક્ષી પૂરે છે.

આ જ બૌદ્ધધર્મી પ્રચારકો પાસેથી પ્રેરણા મેળવી, પ્રાચીનકાળના ખ્રિસ્તીઓ પણ અર્ણવ માર્ગે ચાલ્યા અને એમણે અનેક દેશોમાં ભગવદ્‌ભક્ત બ્રહ્મચારી ઈશુનો સંદેશો ફેલાવ્યો.

જેઓ સ્વાર્થવશ સમુદ્રયાત્રા કરે છે, તેમને પણ અર્ણવ સહાય તો આપે છે. પણ વરુણ કહે છે: "સ્વાર્થી લોકોને મારી અટક છે. એમને મારો નિષેધ છે. પણ જેઓ ધર્મપ્રચારને અર્થે નીકળશે, તેમને તો મારા આશીર્વાદ જ છે. પછી એ મહિન્દ અને સંઘમિત્તા હોય કે વિવેકાનંદ હોય. સેન્ટ ફ્રાન્સિસ ઝેવિયર હોય કે એનો ગુરુ ઈગ્નેશિયસ લોયલા હોય."

હવે અર્ણવોની મદદ લેતા સ્વાર્થી લોકોના હાલ તપાસીએ. મકરાણીઓ બલૂચિસ્તાનની દક્ષિણે રહી પશ્ચિમ સાગરનો કિનારો ખેડતા. એટલે હિંદુસ્તાનનો વેપાર તેમના જ હાથમાં હતો; ઝનૂનપૂર્વક તેઓ તે પોતાના જ કબજામાં રાખતા. એટલે એક વરુણપુત્રને થયું કે આપણે બીજો દરિયાઈ રસ્તો શોધી કાઢવો જોઈએ. વરુણે એને કહ્યું કે અમુક મહિનામાં અરબસ્તાનથી તમારું વહાણ તમે

ભરદરિયે હંકારો તો સીધા કાલીકટ તરફ આવી પહોંચશો. એકબે મહિના તમે હિંદુસ્તાનમાં વેપાર કરીને પાછા જવા તૈયાર થાઓ એટલામાં હું મારા પવન ઊલટા ચલાવી, તમને આવ્યા એ જ રસ્તે પાછા સ્વદેશ પહોંચાડીશ. આ વાત ઈ. સ. ૫૦ પૂર્વેની છે.

દૂર દૂર પશ્ચિમે પ્રાચીન કાળમાં વાઈકિંગ કરીને ચાંચિયા લોકો રહેતા હતા. વરુણના એ વહાલા હતા. ગ્રીનલૅંડ, આઈસલૅંડ, બ્રિટન અને સ્કૅન્ડીનેવિયા વચ્ચેના ઠંડા અને તોફાની સમુદ્રને તેઓ ખેડતા. એમના જ વંશજો તે આજના અંગ્રેજો છે. નૉર્વે, બ્રિટન, ફ્રાંસ, સ્પેન, પોર્ટુગલ એ દરિયાકિનારે વસતાં રાષ્ટ્રોએ વારાફરતી દરિયો ખેડયો. એ બધાંને હિંદુસ્તાન આવવું હતું. વચમાં પૂર્વ તરફ મુસલમાની રાજ્યો હતાં. એમને વટાવી અથવા ટાળી હિંદુસ્તાનનો રસ્તો શોધવો હતો. બધાએ વરુણદેવની ઉપાસના શરૂ કરી અને અર્ણવને રસ્તે ચાલ્યા. કોઈ ગયા ઉત્તર ધ્રુવ તરફ, કોઈ ગયા ઉત્તર અમેરિકા તરફ; કેટલાકોએ આફ્રિકાની અવળી પ્રદક્ષિણા કરી અને અંતે બધા હિંદુસ્તાન પહોંચ્યા ખરા. સમુદ્ર એટલે લક્ષ્મીનો પિતા. એને જે ખેડે એ લક્ષ્મીનો કૃપાપાત્ર થવાનો જ. એ બધાઓએ નવા નવા દેશ જીત્યા, ધનદોલત ભેગી કરી, પણ વરુણદેવનું ન્યાયાસન તેઓ ભૂલ્યા. વરુણદેવ ન્યાયનો દેવ છે. એની પાસે ધીરજ પણ છે, અને પુણ્યપ્રકોપ પણ છે. જ્યારે એણે જોયું કે મેં એમને સમુદ્રનું રાજ્ય આપ્યું, પણ એ લોકોએ રાજાને શોભે એવો ન્યાય-ધર્મ ન પાળ્યો ત્યારે વરુણ રાજાએ પોતાનો આશીર્વાદ પાછો ખેંચી લીધો અને બધાને જળોદરની સજા કરી. હવે એ રાષ્ટ્રો હિંદુસ્તાન અને આફ્રિકા બંને ખંડમાંથી જે કાંઈ સંપત્તિ મેળવી હતી તે અંદર અંદર લડવા માટે વાપરવા લાગ્યાં છે અને પોતાના પ્રાણ સાથે એ બધી સંપત્તિ જળના ઉદરમાં પહોંચાડી દે છે. સમુદ્રયાન હોય કે આકાશયાન હોય, અંતે એને સમુદ્રના જળના ઉદરમાં પહોંચવાનું છે. હવે વરુણરાજા કોપ્યો છે. સાગરની સેવા લેનારાઓમાં જો સાત્ત્વિકતા ન હોય તો તેઓ દુનિયામાં ઉત્પાત મચાવનાર છે એની એને ખાતરી થઈ ગઈ છે. અત્યાર સુધી એણે વિજ્ઞાનશાસ્ત્રીઓને તેમ જ જ્યોતિષશાસ્ત્રીઓને, વિદ્યાર્થીઓને તેમ જ લોકસેવકોને દરિયાની મુસાફરીની પ્રેરણા આપી. હવે એ હિંદુસ્તાનને એક નવી જ પ્રેરણા આપવા માગે છે: હિંદુસ્તાન આગળ એક નવું મિશન ખોલવા માગે છે. આપણે એ સાંભળવા તૈયાર છીએ?

પશ્ચિમ સમુદ્રને કિનારે આપણે વસીએ છીએ. દિવસરાત પશ્ચિમ સાગરનું* આમંત્રણ સાંભળીએ છીએ. અત્યાર સુધી આપણે બહેરા હતા. એ સંદેશો આપણે

* આપણા આ પાડોશીને આપણે અરબી સમુદ્ર તરીકે ઓળખીએ છીએ એ વિચિત્ર છે! વિલાયતથી આવતા ગોરાઓ એને "અરબી સમુદ્ર" ભલે કહે. આપણો એ મુંબઈ સમુદ્ર છે અથવા પશ્ચિમ સાગર છે. એ જ નામ આપણે ચલાવવું જોઈએ.

કાને પડતા છતાં અંદર ઊતરતો ન હતો. હવે એ સ્થિતિ રહી નથી. યુરોપની મહાપ્રજાઓએ આપણા પર રાજ્ય જમાવી આપણને મોહિનીમાં નાખ્યા હતા. હવે એ મોહિની ઊતરી છે. હવે આપણા કાન ખૂલ્યા છે. દુનિયાના નકશા તરફ આપણે નવી આંખે જોવા લાગ્યા છીએ. મહાસાગરો ભૂમિખંડોને તોડતા નથી, પણ જોડે છે એ આપણે હવે સમજતા થયા છીએ. આફ્રિકાનો આખો પૂર્વ-કિનારો અને કલકત્તાથી માંડીને સિંગાપુર આલ્બની (ઑસ્ટ્રેલિયા) સુધીનો પૂર્વ તરફનો પશ્ચિમકિનારો આપણને આમંત્રણ આપે છે કે "ઈશ્વરે તમને જે જ્ઞાન, ચારિત્ર્ય અને વૈભવ આપ્યો હોય, તેનો લાભ અહીંની કોમોને આપો." એક બાજુ આફ્રિકા છે બીજી બાજુ જાવા છે, બાલિ છે, ઑસ્ટ્રેલિયા છે, ટાસ્માનિયા છે અને પ્રશાંત મહાસાગરના અસંખ્ય ટાપુઓ છે. એ બધા અર્ણવની વાણીથી આપણને બોલાવે છે. એ બધે ઠેકાણે સાગરના પ્રેર્યા અનેક મિશનરીઓ ગયા હતા, પણ બધે તેઓ પોતાની સાથે શરાબ લઈ ગયા, વંશ વંશ વચ્ચેનો ઉચ્ચનીચ ભાવ લઈ ગયા, ઈશુ ખ્રિસ્તને ભૂલી જઈ ફક્ત એમનું બાઇબલ લઈ ગયા. અને એ બાઇબલની ઓથે એમણે પોતપોતાના દેશનો વેપાર ચલાવ્યો. અર્ણવ એમને લઈ ગયો ખરો, પણ વરુણ એમના પર નારાજ થયો છે. આપણે ભારતવાસીઓ પ્રાચીનકાળમાં ચીન તરફ ગયા, યવનોના દેશ ગ્રીસ તરફ ગયા, જાવા અને બાલિ તરફ ગયા. આપણે 'सर्वे सन्तु निरामयाः'વાળી સંસ્કૃતિનો વિસ્તાર કર્યો, પણ આપણે તે તે ઠેકાણે આપણાં સામ્રાજ્યો સ્થાપવાની દુર્બુદ્ધિ ન સેવી. બીજાઓના પ્રમાણમાં આપણા હાથ સાફ છે એટલે વરુણનો આદેશ થયો છે — અર્ણવ આપણને આમંત્રે છે અને કહે છે, "બીજાઓ વિજય-પતાકા લઈને ચાલ્યા; તમે અહિંસાધર્મની ત્રિરંગી અભય-પતાકા લઈને ઊપડો અને જ્યાં જાઓ ત્યાં સેવાની સુવાસ ફેલાવો. શોષણ માટે નહીં, પણ પછાતોના પોષણ માટે અને શિક્ષણ માટે ચાલો. આફ્રિકાના શાલિગ્રામ વર્ણના તમારા ભાંડુઓ તમને બોલાવે છે. પૂર્વ તરફના કેતકી સુવર્ણ વર્ણના તમારા ભાંડુઓ તમારી રાહ જુએ છે. એ બધાની સેવાએ ઊપડો અને બધાને કહો કે અહિંસા એ જ પરમ ધર્મ છે. ઉચ્ચ-નીચભાવ, અભિમાન, અહંકાર, આવી હીન વૃત્તિઓને આ ધર્મમાં સ્થાન ન હોય. ભોગ અને ઐશ્વર્ય એ બન્ને જીવનના કાટ છે. સંયમ અને સેવા, ત્યાગ અને બલિદાન, એ જ જીવનની કૃતાર્થતા છે. એ ધર્મ જેઓ સમજ્યા હોય, તેઓ બધા ઊપડો! પૂર્વસાગર અને પશ્ચિમસાગર વચ્ચે દક્ષિણ તરફ ધૂસતો હજાર હજાર માઈલનો કિનારો તૈયાર કરી હિંદુસ્તાનને હિંદી મહાસાગરમાં જે સ્થાન અપાયું છે તે સમુદ્રવિમુખ થવાને માટે નથી જ. એ તો અહિંસાના વિશ્વધર્મનો પરિચય આખા વિશ્વને કરાવવા માટે છે."

યુરોપના મહાયુદ્ધને અંતે દુનિયાનું રૂપ જેમ ફરવાનું હશે તેમ ફરશે, પણ અસંખ્ય ભારતીઓ અર્ણવનું આમંત્રણ સાંભળી વરુણ પાસેથી દીક્ષા લઈ ધીરે

ધીરે દેશદેશાંતરમાં ફેલાશે એ વિશે શંકા નથી. હું સાગરના પૃષ્ઠ ઉપર આપણાં વહાણો ડોલતાં જોઉં છું. એમની અભય-પતાકાઓ આકાશમાં ફરતી જોઉં છું અને મારું હૈયું ઊછળે છે. અર્ણવનું આમંત્રણ હવે હું જાતે ઝાઝું સ્વીકારી ન શકું તોયે, યુવાન હૈયાંઓ સુધી એને પહોંચાડી શકું છું એ જ ધન્યતા છે. વરુણ-રાજાને નમન હજો! જય વરુણ રાજકી જય!!

ઑક્ટોબર, '૪૦

જઈને રહ્યા હતા. પાટલીપુત્ર પંજાબ અને કાશ્મીરની સરહદ ઉપર તક્ષશિલા જેવી વિદ્યાપીઠમાં જઈને શીખતા અને દેશદેશાવરના યુવકો નાલંદા વિશ્વવિદ્યાલયમાં આવીને પેટ ભરીને અથવા અંગ ભરીને વિદ્યા શીખતા. હા, વિદ્યા કાંઈ માથામાં અથવા પેટમાં ખોસી દેવાની નથી હોતી. પણ સંસ્કાર પાડવાની હોય છે અને દીકરી માટે સાસરું શોધવાનું હોય તોપણ દૂરનો જ વર શોધતા. ગુજરાતના નગરશેઠ લંકાની જ લાડી લાવતા. દિલ્હીના રાજપુત્રો લગ્ન માટે કામરૂપ સુધી નજર પહોંચાડતા. કુળ જેટલું મોટું તેટલી કન્યા દૂરની જ હોવી જોઈએ એવો જાણે નિયમ જ હતો. દશરથ પણ કૈકેયી જેવી ભિન્ન સંસ્કૃતિની જ કન્યા લાવ્યા હતા. આવી રીતે વધારે ઉદાહરણો આપવાની જરૂર રહેતી નથી. એકદમ પહેલેથી જ આપણી સંસ્કૃતિ અખિલ ભારતીય હતી. આપણા રાજાઓ પ્રકૃતિમાતા પાસેથી ચારિત્ર્યનો બોધ લેતા ત્યારે તેમના ગાંભીર્યની દીક્ષા મહાસાગર પાસેથી મળતી હતી અને ધૈર્યની દીક્ષા હિમાલય પાસેથી समुद्र इव गांभीर्ये धैर्येण हिमवान् इव એમ આપણા કવિઓ સહેજે બોલી જતા.

આજના આપણા કેળવણીના અભ્યાસક્રમમાં ભૂગોળનું જ્ઞાન અપાય છે પણ તેમાં રામનો ઉલ્લેખ ક્યાંય નહીં મળે! દેશભક્તિ અને સંસ્કૃતિ એ વચ્ચે જાણે અણબનાવ હોય એવા લોકો જ ભૂગોળ લખવા બેસે છે. છોકરાઓ જો હાડકાં ચાવે તો તેમના દાંત મજબૂત થાય એવી એમની અપેક્ષા હોય તો કોણ જાણે! પ્રત્યક્ષ અનુભવ એમ કહે છે કે આવી શુષ્ક ભૂગોળના જ્ઞાનને લીધે છોકરાઓ જ હાડપિંજર જેવા થાય છે. આજે વિદ્યાર્થીઓને દરેક પ્રદેશનું ઉષ્ણતામાન અને વરસાદનું પ્રમાણ શીખવવામાં આવે છે પણ તેમાંથી દેશભક્તિ પ્રગટતી નથી અને સંસ્કૃતિનું સિંચન પણ થતું નથી. આજકાલ દેશમાં ઔદ્યોગિક કેન્દ્રો ક્યાં છે તે શીખવવામાં આવે છે ખરું, પણ જૂનાં અથવા નવાં સાંસ્કૃતિક કેન્દ્રો વિશેની આસ્થા ક્યાંય દેખાતી નથી. આપણને ઉદ્યોગ અને સંસ્કૃતિ બંનેની આવશ્યકતા છે.

સમુદ્રજીવન માટે જોઈતી એવી દૃષ્ટિ અને માહિતી પ્રત્યક્ષ પ્રવાસને લીધે જ મળે છે અને તેના પછી પ્રવાસ કરીને આવેલા સંસ્કૃતિરસિક દેશસેવકોને મોઢેથી જ તે પ્રાપ્ત થતાં હોય છે, પણ આવા સંસ્કૃતિરસિક નવરા ક્યાંથી મળે અને તે પણ એક ઠેકાણે કેવી રીતે હોય? તેમનાં ઘરડાંઓએ કહી રાખ્યું હોય છે કે,

'पानी बहता भला अने साधु चलता भला' ।

અગાઉ કોઈ મંદિરમાં આવીને ઊતરેલા સાધુને મુખેથી સાંજના કાંઈક છૂટીછવાઈ વાતો સાંભળવા મળતી અને તેની લોકોને કદર હતી. લોકો જાણીજોઈને આવા લોકોને ઘેર બોલાવી જમાડતા અને પછી જ્યારે ક્ષુધાતૃપ્તિ થાય એટલે તેમને છૂટી થયેલી જીભથી તરેહતરેહની રસિક માહિતી તેઓ લોકો આગળ કહેતા. તમે અમને અન્ન આપો છો તો અમે તમને જ્ઞાન આપીશું અને આવો

વિનિમય થવા માટે તો ઈશ્વરે રસના પાસે ખાવું અને બોલવું એ બંને કામ સોંપ્યાં છે.

પણ હવે જીભનું કામ કલમની પાસે આવ્યું છે. કલમ બોલે અને આવું બોલેલું આંખો સાંભળે એવો એક પ્રકાર શરૂ થયો છે. અક્ષરજ્ઞાન થતાં જ માણસ, કાન સિવાય આંખોથી ધ્વનિ લે છે અને તેથી આજે દેશદર્શનના નિબંધો અને પ્રવાસવર્ણનનાં પુસ્તકોની આટલી લોકપ્રિયતા છે.

પ્રવાસનો શ્રમ પડે નહીં અને ઘેરબેઠાં બધી રસિક માહિતી મળે એવી સગવડ કદીયે કોઈએ કરવી નહીં. પુસ્તકમાં ચટકો લાગે એટલી જ તૂટક માહિતી હોવી જોઈએ. 'હિમાલયનો પ્રવાસ'ની સફળતા માપવા માટે તેની ખરી કસોટી કરવી હોય તો આજ સુધીમાં તે પુસ્તકની કેટલી આવૃત્તિઓ નીકળી અને કેટલી પ્રતો ખપી એ નથી પણ કેટલાં લોકો કે જેમણે નાનપણમાં અથવા વૃદ્ધાવસ્થામાં પણ તે પુસ્તક વાંચીને હિમાલયની યાત્રાનો સંકલ્પ કર્યો એમાં છે.

ચાર ધામની ભારતયાત્રા કરવાનો સંકલ્પ કરીને હું કોઈ દિવસ ફર્યો નથી. જેમ મને તક મળતી ગઈ તેમ હું ફરતો ગયો. જે જે જોયું તે તે લખી કાઢ્યું. એવો પણ સંકલ્પ નહોતો. કોઈ લખનાર મળ્યો તો થોડું લખાવતો. પ્રકાશકો મંગાવતા તો હું તે મોકલી આપતો. આવી રીતે યદૃચ્છાનો પ્રકાર જન્મભર ચાલ્યો છે. તેમાંનાં કેટલાંક મહત્ત્વનાં પ્રકરણો 'ભારતદર્શન' એવા સામાન્ય નામ નીચે પ્રકાશિત કરવાં, એમ વિદ્યાસેવક અને સંસ્કૃતિસેવક પ્રકાશકોને લાગ્યું તેથી આ માળા પ્રગટ થાય છે.

આ માળામાં એક નિબંધ બીજા નિબંધ જેવો લાગશે તો મને ખરેખર ખરાબ લાગશે. સંસ્કૃતિની દૃષ્ટિ જુદે જુદે ઠેકાણે અને જુદા જુદા રસથી જુએ છે. સ્મૃતિ પણ જુદા જુદા પ્રકારથી જવાબ આપે છે. ક્યાંક ઈતિહાસ મહત્ત્વનો હોય છે, તો ક્યાંક લોકરૂઢિ; ક્યાંક નિસર્ગની ભવ્યતા તો ક્યાંક ધાર્મિક પરંપરાની ગૂઢતા. રુચિને તૃપ્ત કરવાનો ઉદ્દેશ અહીં ન હોવાને કારણે રુચિ લગાડવી એટલો જ પ્રયત્ન કરવામાં આવ્યો છે; વિવિધતા જાગ્રત થયા વગર સમૃદ્ધિ પચમાં આવીને કેવી રીતે પડે? અને સંસ્કૃતિ પચે પણ કેવી રીતે?

ઠીક, આવા નાના પુસ્તકને બહુ મોટી પ્રસ્તાવના લખવી એટલે નાનાં છોકરાના માથા ઉપર દાદાની પાઘડી મૂકવી એના જેવું થશે. આવા સંયોગનો પણ આપણે આનંદ નથી લેતા એવું નથી; પણ થોડામાં જ મજા.

*

આપણા લોકો પ્રયાગ, કાશી, ગયા અને પુરી જેવાં તીર્થસ્થાનોની યાત્રા સહેજે કરી શકે છે. દક્ષિણનાં યાત્રાધામો ઓછાં નથી. પણ ત્યાં આપણા લોકોને ભાષાની અગવડ નડે છે, એટલા ખાતર તો મારા જેવાઓએ દક્ષિણમાં હિંદીનો પ્રચાર આટલા જોરથી કર્યો. આખા દેશની સંસ્કૃતિ જ્યારે એક છે ત્યારે એ સંસ્કૃતિની પોતાની એક ભાષા હોવી જ જોઈએ. પ્રાચીનકાળમાં એ ભાષા સંસ્કૃત

હતી. હવે હિંદી છે. તેથી જ દક્ષિણની વૃદ્ધ બહેનો પણ ઉત્તરની યાત્રા કરવા માટે હિંદી શીખતી મેં જોઈ છે. એમનો ઉત્સાહ અને એમની ચીવટ જોઈ મેં અનેક વાર પ્રણામ કર્યા છે.

એ દક્ષિણની બહેનોની ભૂમિની જે યાત્રા મેં કરી હતી એનો સહેજસાજ સંતોષ, 'ભારતદર્શન'ના બીજા ખંડમાં નોંધેલો છે. . . ભારત એક છે, કેમ કે ભારતનું હૃદય એક છે. ભારતની ભાષાઓ બધી મળીને એક કુટુંબ બને છે. એ વાત આપણા લોકોએ ભૂલવી ન જોઈએ.

કાકા કાલેલકર

# ભૂતકાળમાંથી ભવિષ્ય ભણી

दुर्लभं भारते जन्म। કહેનાર કવિના કે ઋષિના મનમાં શા શા ભાવો ઊઠ્યા હતા તે તો આપણે શું જાણીએ? પણ આખા ભારત દેશની અનેક વાર યાત્રા કર્યા પછી અને આ દેશના પહાડો અને નદીઓની યાત્રા કર્યા પછી એમની આસપાસ ખીલેલી ભવ્ય સંસ્કૃતિનો જ્યારે વિચાર કરું છું ત્યારે થાય છે કે એ જૂના કવિએ મારા મનના જ ભાવો વ્યક્ત કર્યા છે. ભારતનાં રમણીય સ્થાનો જોઈ એમની સુંદરતાનો સાક્ષાત્કાર તો થાય છે જ, પણ ભારતીય હૃદયમાં એ સુંદરતા સાથે ભક્તિનો પણ ઉદય થાય છે. અને પછી ભારતની યાત્રા એ હિંદમાતાની એક પૂજા બને છે અને આધ્યાત્મિક જીવનની સાધના પણ બને છે.

ભારતીય સંસ્કૃતિ એટલે શું? વેદકાળથી અત્યાર સુધી ખીલેલી ભારતીયોની જીવનસાધના તો ખરી જ. પણ શું એ ભારતીય સંસ્કૃતિને ભૂતકાળ જ હતો? પ્રાણવાન સંસ્કૃતિ માટે ભવિષ્યકાળ તો હોવો જ જોઈએ. જે પ્રાણવાન કવિ હશે તે જ ભવિષ્યકાળને જોઈ શકશે. ઉત્તર અને દક્ષિણ ભારતને જોડનારી નર્મદા નદીનું નામ જેના નામ સાથે જોડાયું છે તે ગુજરાતના સંસ્કૃતિસેવક નર્મદાશંકરે ભૂતકાળના ગૌરવનું સ્મરણ કરાવી અંતે ઉત્સાહપૂર્વક ગાયું.

તે રંગ થકી પણ અધિક સરસ રંગ
થશે સત્વરે માત!

એ ક્રાંતદર્શી કવિ ભૂતકાળ કરતાં પણ અધિક સરસ રંગ જોવા મથતો હતો અને તે પણ સત્વરે. કવિની એ અભિલાષા સિદ્ધ કરવાનું બીડું ઝડપ્યું, એક બીજા ગુર્જરી પુત્ર, મહાત્મા ગાંધીએ. અને દસ હજાર વર્ષમાં કોઈ ન જોયેલી જાગૃતિ, ધર્મનિષ્ઠા, ધર્મ-તેજ એમણે ભારતમાં જગાડી, દુનિયાને ચકિત કરી!

લોકો પૂછે છે "ગાંધીજીની એ સિદ્ધિ આજે ક્યાં દેખાય છે!" હું કહું છું કે આપણે પ્રેક્ષક થોડા જ છીએ કે સિદ્ધિ જોવાની વાત કરીશું અને તે અલોપ થયાનો અફસોસ કરીશું. આપણે તો કવિ નર્મદની ભવિષ્યવાણી સાચી પાડવા

રચવાનો સંકલ્પ કરીએ. હિમાલયથી માંડીને નર્મદા નદી સુધી ફેલાયલા, ઉત્તર ભારતનું સ્તોત્ર ગાતાં ગાતાં અને બુદ્ધ મહાવીરનું કીર્તન કરતાં કરતાં આપણે એ યાત્રા પૂરી કરીએ. નાગિણી નદી તીસ્તા આપણને સિક્કીમને વાટે તિબેટનો રસ્તો બતાવશે.

મુખ્ય વસ્તુ એ છે કે આપણે ભવિષ્યકાળના ઉપાસક બનીએ. અમર્યાદ મહત્ત્વાકાંક્ષા વધારીએ અને જનતાની સેવા દ્વારા સર્વોદયસંસ્કૃતિની સ્થાપના કરીએ. તો જ ભારત-દર્શન કૃતાર્થ થશે.

**કાકા કાલેલકર**

# ચતુર્વિધ પુરુષાર્થનો પુણ્યપ્રદેશ

ભારતવર્ષના આદિવાસીઓના અને આર્યોના પ્રદીર્ઘ ઇતિહાસનો સનાતન સાક્ષી એટલે નગાધિરાજ હિમાલય! આ ભૂતળ પર માનવજાતિ સર્જાઈ તે પહેલાં-નો ભૌગોલિક ઇતિહાસ પણ હિમાલય જાણે. એવા પુરાતન હિમાલયનો ઇતિ-હાસ – એની જન્મકથા માનવે શોધી કાઢી છે. આપણે રામ-રાવણના યુદ્ધની વાતો જાણીએ છીએ. તે પહેલાંનો રાવણ-કુબેરનો સંગ્રામ આ નગાધિરાજે જોયો છે. છતાં એમ કહેવાય કે દુનિયાના બીજા પ્રાચીન ગિરિરાજો જોતાં આ હિમાલય તો સાવ 'આજકાલનો' કહેવાય! અને એ સાચું છે! એનું આયુષ્ય બહુ તો લાખ કે બે લાખ વર્ષનું... અને હજુ પણ એનાં શિખરોની ઊંચાઈ ઓછીવધતી થાય છે ખરી.

આ હિમાલય તરફ આકર્ષાઈને જુવાન હતો ત્યારે મેં હજારો માઈલ ફરી એની પગપાળા જાત્રા કરી. એ જાત્રાનાં વર્ણનો પણ લખ્યાં. છતાં એ આકર્ષણનો હજુ અંત નથી આવ્યો! એટલે જ્યારે જ્યારે સ્મરણ થાય ત્યારે એનું વર્ણન કર્યા કરવાનો મને જાણે છંદ વળગ્યો છે. એવાં વર્ણનોનો આ સંગ્રહ છે.

હિમાલય પ્રત્યેની આ અનહદ લાગણીનું મૂળ છે આધ્યાત્મિક અને સાંસ્કૃતિક. એનાં આધ્યાત્મિક વર્ણનો કરવા બેસું તો તો પાર જ ન આવે. એટલે એ બાબત ફક્ત બને એટલાં સંક્ષિપ્ત સૂચનો જ કરવાં એવું મેં નક્કી કર્યું. ફક્ત એના કુદરતી સૌંદર્ય અને સાંસ્કૃતિક મહત્ત્વ વિશે જ લખ્યું હતું. હવે દિવસો જતાં એને વિશે વળી નવું આકર્ષણ મનમાં જાગ્યું. આપણા યાત્રિકો તપસ્યાથી તિતિક્ષા કેળવી હિમાલયની જાત્રા કરતા. બૌદ્ધ ધર્મના પ્રચારકો હિમાલયનાં ગગનચુંબી શિખરો ઓળંગી તિબેટ, ચીન, રશિયા, મોંગોલિયા વગેરે દૂરના દેશોમાં કલ્યાણકારી ધર્મનો સંદેશો લઈ પહોંચી જતા. એ સાંભળી દેશવિદેશના યાત્રીઓ બુદ્ધભૂમિનું દર્શન કરવા આ બાજુ આવતા. દિવસો જતાં વ્યાપારીઓ ઘેટાં-બકરાંની પીઠ પર પોઠો ચડાવી આવજા કરવા લાગ્યા. આ બધાંના પુરુષાર્થથી વધારે શૌર્ય બતાવતા હોય તેમ હવે દુનિયાભરના પર્વતારોહકો એનાં શિખરો 'જીતવા' આવી પહોંચવા લાગ્યા છે.

તેમાં પણ એના 'એવરેસ્ટ' ઉપર પહોંચવાની તમન્ના તો સર્વને હોય. આ શિખરનું નેપાળી નામ છે સરગમાથા—અથવા ચોમોલુંગ્મા. એ પ્રથમ શોધ્યું એક ભારતીય ભાઈએ. એટલે હવે એ 'શૈલરાધાનાથ' નામે ઓળખાય છે. દેશવિદેશના સાહસિકોને આ નવું આકર્ષણ છે. હું એને નવા યુગનું આકર્ષણ કહું છું.

લશ્કરી દૃષ્ટિએ પણ હિમાલયનું આગવું મહત્ત્વ છે. છેલ્લાં પચાસ વર્ષથી મેં હિમાલય વિશે જે લખ્યું છે તેમાં આ બાબતના ઉલ્લેખો છે. પણ હિમાલય એટલે આપણો અભેદ્ય દુર્ગ એવી ભારતીયોની પરંપરાગત માન્યતા હોવાથી ભારતની ઉત્તર સીમા અરક્ષિત છે એવું કોઈ દિવસ આ દેશમાં કોઈને લાગતું નહોતું. અંગ્રેજોના મનમાં રશિયન સામ્રાજ્યનો ભય હતો. તેથી એ લોકો અફ-ઘાનિસ્તાન અને હિંદુકુશમાં ગુપ્તચરો રાખતા એટલું જ.

પછીથી કર્નલ યંગ હસ્બંડ અને સર ઓરિલસ્ટીલ જેવાઓએ લશ્કરી દળ હિમાલય ઓળંગીને સીમા પાર પહોંચાડયું તોપણ તિબેટની શાંતિપ્રિય ભોળી પ્રજાને એમાં કશું ન લાગ્યું. એમના પેટનું પાણી સરખું હાલ્યું નહીં.

આઝાદી પછી આપણે ચીનાઓ સાથે દોસ્તી બાંધી સંધિ કરી. એટલું જ નહીં, ઘણી ઉદારતા બતાવી એમની ખુશામત પણ કરી. ઉત્તર દિશાએથી કોઈ પણ ભય કે સંકટ આવશે એવી શકયતા આપણા તરફથી આપણે માની નહીં. પણ આ કલિયુગમાં કયારે શું થઈ શકે એ કાંઈ કહેવાય છે? ચીનાઓ હિમાલયમાં થઈ અંદર ધસી આવ્યા. મન ફાવે તેમ ધાંધલ કરી. અને હજુ પણ ઉત્તર સીમા પર એ શાંતિ નથી રહેવા દેતા.

એટલે હવે આપણે ઉત્તર સીમા પર રાતદિવસ જાગતી ચોકી રાખવી જોઈએ એ વાત ગળે ઊતરી છે. ભારતીય સૈન્ય પહાડી યુદ્ધની તાલીમ લઈ તૈયાર થાય છે અને એનાથી પણ વિશેષ આપણા રાષ્ટ્રનેતાઓ હિમાલયની ગોદમાં કોક કોક ઠેકાણે આશ્રમો ખોલી ત્યાંની પ્રજાની સેવા કરી રહ્યા છે. ત્યાંની પછાત, પહાડી પ્રજાને તાલીમ આપી, કામધંધા શીખવી એમનો જીવનક્રમ સુખી કરવાના પ્રયાસો તેઓ કરી રહ્યા છે. હિમાલય આખાનું દર્શન—લશ્કરી અને ઔદ્યોગિક દૃષ્ટિએ—કરી ત્યાંની સ્થિતિમાં પરિવર્તન લાવવાનું મહત્ત્વ ભારતને હવે સમજાયું છે. હિમાલય હવે અભેદ્ય દુર્ગ રહ્યો નથી. આકાશયાનોના માર્ગ ઉપર ઊંચો આવેલો એક ભૂભાગ માત્ર છે એ હકીકત હવે આપણે સ્વીકારી છે.

જો આપણે વિજ્ઞાનની મદદ લઈ પુરુષાર્થ આદરીએ તો આ પ્રચંડ પર્વતને ધનધાન્યથી સમૃદ્ધ કરી શકાય એમ છે. આખા ભારતને પૂરાં પડે એટલાં ફળ-ફળાદિ ત્યાં થઈ શકે અને અનાજનું વાવેતર પણ ત્યાં અશક્ય નથી. સરસ આબોહવાવાળાં ગિરિશિખરો પર શિક્ષણસંસ્થા અને છાત્રાલયો થઈ શકે. વિજ્ઞાનની પ્રયોગશાળાઓ માટે પણ ઠંડી હવાનો એ પ્રદેશ અનુકૂળ છે. પશુપંખીઓના પાલન માટે સુરક્ષિત અભયારણ્યો આ પ્રદેશમાં રાખવાં જોઈએ અને જે પ્રાચીન

પવિત્ર ભૂમિમાં ઋષિમુનિઓએ ઉગ્ર અને ઉત્કટ તપશ્ચર્યા કરી એ ભૂમિ પર સર્વધર્મસમન્વય માટે સંસ્થાઓ પણ સ્થપાય – સ્થાપવી જોઈએ.

અને ત્રિવિષ્ટપ એટલે તિબેટ જોડેનો સાંસ્કૃતિક સંબંધ જાળવવો હોય, બૌદ્ધ-ધર્મીય એશિયા ખંડ જોડે મિત્રતા રાખવી હોય તો હિમાલયના બૌદ્ધ મઠોમાં નવું જીવન રેડવું પડશે. મને લાગે છે કે આ સદીનું એ સૌથી મોટું કાર્ય છે. હિમાલયમાં રહેતી શ્રમિક પ્રજાને આપણે પ્રેમથી, સદ્ભાવથી અપનાવવી જોઈએ.

હિમાલયનાં આ ત્રણ આધુનિક આકર્ષણો ઉપરાંત એક ઘણું મહત્ત્વનું કાર્ય સામે પડયું છે. એ કામને ભૌગોલિક કે રાજકીય રૂપ કરતાં જાગતિક સ્વરૂપ આપવું વધારે યોગ્ય છે. એ વિશે જરા વિસ્તારથી વિચાર કરવો ઘટે.

ગમે તેમ હોય, પશ્ચિમનાં, યુરોપ-અમેરિકાનાં રાષ્ટ્રોની એની ગોરી પ્રજાની રાજનીતિ સંસ્કૃતિ ભલે ગમે તે હોય, એ જાતિમાં પ્રાણનો સંચાર અસાધારણ છે. વિજ્ઞાન અને યંત્રોદ્યોગમાં મોખરે તો એ જ છે. ગોરા, કાળા, પીળા, તામ્ર અને ઘઉંવર્ણા વંશોની પરિસ્થિતિ વિશે એમણે જેટલું વિચાર્યું છે તેવું હજુ સુધી કોઈએ ઊંડાણથી વિચાર્યું નથી. જાગતિક પરિસ્થિતિનું સ્વચ્છ ચિત્ર એમની પાસે છે. આપણે એમનાથી દૂર પણ નથી રહી શકવાના તેમ જ એમની બીક રાખવાથી પણ ચાલી શકે એમ નથી.

બીજી એક વાત છે. ચીન અને રશિયાના સામ્યવાદ વિશેનો ડર આપણે આપણા મનમાંથી કાઢી નાખવો પડશે. સામાન્ય જનતાને આશ્વાસન આપવાની જે શક્તિ સામ્યવાદ ધરાવે છે તે શક્તિ સર્વોદયના પ્રત્યક્ષ પ્રયોગો વડે આપણે ભારતમાં પ્રકટાવવી પડશે. આપણે એ કદી ભૂલી ન શકીએ કે મૈત્રીની કદર થાય છે અને એ ટકી રહે છે, બે સમાન શક્તિવાળાં રાષ્ટ્રો હોય ત્યારે જ. અમેરિકા, રશિયા, ચીન અને ભારત એ ચાર રાષ્ટ્રો જ એવાં છે કે દુનિયા પર એમનો પ્રભાવ પાડી શકે. પણ એ શક્તિ મેળવવા માટે આપણે પોતાનું આંતરિક સામર્થ્ય વધારી બીજાં રાષ્ટ્રો સાથે ઓતપ્રોત થવું જોઈએ. એકબીજાથી અળગા રહેવાનો જમાનો હવે રહ્યો નથી. બધે ઘૂસવું પડે એમ છે. અને સમર્થ રાષ્ટ્રોને જ એ પોસાય!

એ દૃષ્ટિએ વિચાર કરતાં ચીનથી અલિપ્ત રહેવું બરાબર નથી. ચીને રશિયાનું શિક્ષણ માન્ય કરી રશિયા પાસેથી ખૂબ મદદ મેળવી: હવે પગભર થતાંની સાથે રશિયા સામે જ માથું ઊંચક્યું છે. ચીન પોતાની પ્રચંડ લોકસંખ્યા પર મુસ્તાક રહે છે. એકલે હાથે દુનિયાને ધાકમાં રાખવાની ઉદ્દંડ આકાંક્ષા એ સેવે છે. એની શક્તિની ઉપેક્ષા આપણાથી ન થઈ શકે. પણ ભારત મન પર લે તો એ પણ એવો જ શક્તિશાળી દેશ બની શકે એમ છે. અને એ શક્તિ સાથે સર્વોદયી સજ્જનતાનો પ્રભાવ જો એ સિદ્ધ કરે તો ચીન પર આપણો સાત્ત્વિક પ્રભાવ પડયા વગર નહીં રહે. આત્મવિશ્વાસથી નૈતિક પરાક્રમો કરવાનો આ યુગ છે.

આ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં લઈ હિમાલય સામે જોવું જોઈએ. હિમાલયનો ઉપયોગ કરવો જોઈએ. હિમાલય ઓળંગીને અવરજવરનો વ્યવહાર વિજ્ઞાનની મદદથી વધારવો જોઈએ, સહેલો કરવો જોઈએ. ભારતમાં જ્યાં સુધી આંતરિક નબળાઈ છે ત્યાં સુધી જ ચીન અટકચાળાં કરી દબડાવ્યા કરશે. ભારત સમર્થ થાય તો ચીનની સંસ્કૃતિ જ તેને ભારત સાથે મૈત્રી કરવા પ્રેરશે. ભારત અને ચીન – બંને પ્રાચીન દેશો, લોકસંખ્યા અને કુદરતી સંપત્તિ બંને દેશોમાં ભરપૂર. આપણે શક્તિમાં સમાન થઈએ તો જ દોસ્તી સંભવે. એવું બને તો ભવિષ્યમાં હિમાલયના પેટાળમાંથી બુગદા (Tunnels) બનાવી અપૂર્વ એવો લોકમાર્ગ નિર્માણ થશે જે ચીન અને ભારત વચ્ચે એક સરળ સુલભ માર્ગ હશે.

ચીનની ખુશામત કરી, અનુનય કરી આ ન બને. આપણે સમર્થ થઈને જૂના સાંસ્કૃતિક સંબંધો ફરી સ્થાપીએ તો જ થાય. બૌદ્ધ ધર્મનો સર્વોદયી અવતાર જ આ કરી શકે. અમારા પૂર્વજોએ એ ભવિષ્યવાણી શું અમસ્થી ઉચ્ચારી હતી કે જંબુદ્વીપમાં એટલે કે એશિયામાં બુદ્ધાવતાર જ ચાલુ રહેશે!

હિમાલયનું અખંડ ધ્યાન, પૂજન અને કીર્તન કરી રહેલા મન સમક્ષ આ ભવિષ્ય દેખાય છે. એ પ્રત્યક્ષ કરવાનું તો આવતી પેઢીના હાથમાં છે.

હિમાલયનું આધ્યાત્મિક વાતાવરણ એ કામ તેની પાસે કરાવી લેશે. એટલા માટે જ આ આમંત્રણ છે.

**કાકા કાલેલકર**

# ૧. સહ્યાદ્રિના ઘાટ

મહારાષ્ટ્રની રાજધાની સાતારા છે. ત્યાં મારો જન્મ થયો હતો. નાનપણમાં મેં સાતારા નજીક બે નાના નાના પહાડ જોયા હતા. તેમાંના એકનું નામ જરંડા છે. ત્યાં હનુમાન વિરાજે છે. બીજો સજ્જનગઢ. ત્યાં છત્રપતિ શિવાજી મહારાજના ગુરુ શ્રીસમર્થ રામદાસની સમાધિ છે. તે વખતે હું એટલો નાનો હતો કે મને હજુ જનોઈ પણ મળી નહોતી, તોપણ હું અમારા ઘરના મહાદુ નામના નોકરનો હાથ ઝાલીને સજ્જનગઢ ઉપર ચડી ગયો હતો, એટલું યાદ છે. અને આ ડુંગર ચડ્યા પહેલાં ‘ઉરમોડી’ નામની નદી પણ પાર કરી ગયો હતો, એ પણ હજુ યાદ છે. ‘ઉરમોડી’ એટલે મરાઠી ભાષામાં છાતી તોડનારી. આ અર્થ ધ્યાનમાં હોવાથી જ નદીનું નામ પણ ધ્યાનમાં રહ્યું છે. આ ડુંગરની નદીઓમાં જ્યારે પૂર આવે છે ત્યારે મોટા મોટા તરવૈયાઓની પણ છાતી ફાટી જાય છે. ચોમાસું પૂરું થયું કે પાણીનો પ્રવાહ સુકાઈ જાય છે. અને પછી નદીની છાતી ઉપર માત્ર નાનામોટા પથરાઓ જ બાકી રહ્યા હોય છે!

આ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં લઈ હિમાલય સામે જોવું જોઈએ. હિમાલયનો ઉપયોગ કરવો જોઈએ. હિમાલય ઓળંગીને અવરજવરનો વ્યવહાર વિજ્ઞાનની મદદથી વધારવો જોઈએ, સહેલો કરવો જોઈએ. ભારતમાં જ્યાં સુધી આંતરિક નબળાઈ છે ત્યાં સુધી જ ચીન અટકચાળાં કરી દબડાવ્યા કરશે. ભારત સમર્થ થાય તો ચીનની સંસ્કૃતિ જ તેને ભારત સાથે મૈત્રી કરવા પ્રેરશે. ભારત અને ચીન – બંને પ્રાચીન દેશો, લોકસંખ્યા અને કુદરતી સંપત્તિ બંને દેશોમાં ભરપૂર. આપણે શક્તિમાં સમાન થઈએ તો જ દોસ્તી સંભવે. એવું બને તો ભવિષ્યમાં હિમાલયના પેટાળમાંથી બુગદા (Tunnels) બનાવી અપૂર્વ એવો લોકમાર્ગ નિર્માણ થશે જે ચીન અને ભારત વચ્ચે એક સરળ સુલભ માર્ગ હશે.

ચીનની ખુશામત કરી, અનુનય કરી આ ન બને. આપણે સમર્થ થઈને જૂના સાંસ્કૃતિક સંબંધો ફરી સ્થાપીએ તો જ થાય. બૌદ્ધ ધર્મનો સર્વોદયી અવતાર જ આ કરી શકે. અમારા પૂર્વજોએ એ ભવિષ્યવાણી શું અમસ્થી ઉચ્ચારી હતી કે જંબુદ્વીપમાં એટલે કે એશિયામાં બુદ્ધાવતાર જ ચાલુ રહેશે!

હિમાલયનું અખંડ ધ્યાન, પૂજન અને કીર્તન કરી રહેલા મન સમક્ષ આ ભવિષ્ય દેખાય છે. એ પ્રત્યક્ષ કરવાનું તો આવતી પેઢીના હાથમાં છે.

હિમાલયનું આધ્યાત્મિક વાતાવરણ એ કામ તેની પાસે કરાવી લેશે. એટલા માટે જ આ આમંત્રણ છે.

**કાકા કાલેલકર**

# ૧. સહ્યાદ્રિના ઘાટ

મહારાષ્ટ્રની રાજધાની સાતારા છે. ત્યાં મારો જન્મ થયો હતો. નાનપણમાં મેં સાતારા નજીક બે નાના નાના પહાડ જોયા હતા. તેમાંના એકનું નામ જરંડા છે. ત્યાં હનુમાન વિરાજે છે. બીજો સજ્જનગઢ. ત્યાં છત્રપતિ શિવાજી મહારાજના ગુરુ શ્રીસમર્થ રામદાસની સમાધિ છે. તે વખતે હું એટલો નાનો હતો કે મને હજુ જનોઈ પણ મળી નહોતી, તોપણ હું અમારા ઘરના મહાદુ નામના નોકરનો હાથ ઝાલીને સજ્જનગઢ ઉપર ચડી ગયો હતો, એટલું યાદ છે. અને આ ડુંગર ચડયા પહેલાં 'ઉરમોડી' નામની નદી પણ પાર કરી ગયો હતો, એ પણ હજુ યાદ છે. 'ઉરમોડી' એટલે મરાઠી ભાષામાં છાતી તોડનારી. આ અર્થ ધ્યાનમાં હોવાથી જ નદીનું નામ પણ ધ્યાનમાં રહ્યું છે. આ ડુંગરની નદીઓમાં જ્યારે પૂર આવે છે ત્યારે મોટા મોટા તરવૈયાઓની પણ છાતી ફાટી જાય છે. ચોમાસું પૂરું થયું કે પાણીનો પ્રવાહ સુકાઈ જાય છે. અને પછી નદીની છાતી ઉપર માત્ર નાનામોટા પથરાઓ જ બાકી રહ્યા હોય છે!

આ પછી મને જે ડુંગરાનો પરિચય થયો તે બેલગામ નજીક આવેલા અમારા બેલગુંદી ગામ તરફ જતાં આવતો બોકનૂરનો ડુંગર.

મારા બાળ-મને એટલું નક્કી કરી રાખ્યું હતું, કે ડુંગર બે પ્રકારના હોય છે: એક માથે મૂંડણ કરેલા સંન્યાસી જેવા. તેની ઉપર એક પણ વૃક્ષ નજરે નથી પડતું, બીજા જટાધારી બાવા જેવા. એની નસો ઉપર અને શરીર ઉપર જુઓ તો નાનાંમોટાં ઝાડ ઊગ્યાં હોય છે અને નીચેની તળેટીમાં સુકાઈ ગયેલાં પાંદડાં મર્મર ધ્વનિ કરતાં હોય છે.

મોટપણે હું હૈદરાબાદ (સિંધ) ગયો હતો ત્યારે ત્યાં કાલીમાતાના મંદિર આગળ એક ટાલિયો ડુંગર જોયો. ત્યાંના લોકો તેને 'ગંજાટાકર' એમ કહેતા. 'ગંજા' એટલે માથાનું મૂંડણ કરેલો. આ નામ સાંભળતાં જ મને બાળપણના દિવસો યાદ આવ્યા, અને મહારાષ્ટ્રમાંના કેટલાય બોડકા ડુંગરો નજર આગળ તરી આવ્યા.

બોકનૂરનો ડુંગર જટાધારી હતો. ત્યાં આગળ ઝાડ ઊગતાં નહોતાં પણ સરસ ઘાસ ઊગતું હતું, જે જનાવરોને માટે ઘણું પૌષ્ટિક મનાતું.

એક દિવસ મારી જ ઉંમરના એક નોકરની સાથે બોકનૂરના ડુંગરની સહેલ કરવા ગયો. ત્યાં આગળ એક મજાનું કેતકીનું વન હતું. તેમાં જનાવરોને આવવા-જવા માટે રસ્તા બનેલા હતા. અમે અંદર પેઠા. જાણે અંધારાના વિવરમાં ખૂબ ફર્યા, પાણીના ઝરા પણ જોયા. થાકી ગયા એટલે જે દિશા યાદ આવી ત્યાંથી બહાર નીકળ્યા. ઘરે આવતાંવેંત અમે કહ્યું, "કેતકીના વનમાં ખૂબ મજા આવી." આ સાંભળતાંની સાથે જ ગામના લોકોને આશ્ચર્ય થયું. તે કહેવા લાગ્યા, "જીવતા પાછા આવ્યા એ જ ભગવાનની કૃપા! અરે, એ વનમાં તો વાઘ રહે છે, અમારા જેવા મોટા માણસોની પણ તે વનમાં પગ મૂકવાની હિંમત થતી નથી. ને વનમાં જઈને કેટલાય કૂતરા અને વાછરડાં વાઘનાં ભક્ષ્ય બની ગયાં છે. સુબ્રયા પણ કેટલો મૂર્ખ છે કે તને આ વનમાં લઈ ગયો! એણે વાઘની વાર્તા કોઈ દિવસ સાંભળી નથી લાગતી?"

ગમે તેમ હોય તે દિવસે તો અમારા વનના પ્રવેશના પરાક્રમની જ વાતો ચાલતી હતી. જાણ્યેઅજાણ્યે હું એક વીર જ બની ગયો હતો!

તે દિવસોમાં બેલગામમાં બ્રિટિશ સૈનિકોની ફોજ રહેતી. દર વરસે ફોજમાંના લોકો બેલગુંદીમાં આવીને મહિનો બે મહિના રહે. બેલગુંદીના ટેકરા ઉપર તોપો મૂકીને તેઓ બોકનૂરના ડુંગર સુધી તોપના ગોળા ફેંકતા. તે જંગલમાં લોકોને જવાની પરવાનગી નહોતી.

ક્યારેક ક્યારેક હું મામાના ટટ્ટુ ઉપર આજુબાજુના ડુંગરોમાં ફરી આવતો. ખુલ્લા મેદાનમાં અને ડુંગરાઓમાં ભટકવાની ખૂબ મજા આવતી.

પહાડોની ખરી ભવ્યતા અને ત્યાં સહેલ કરવાનો પૂરેપૂરો આનંદ અમને તો પ્રથમ આંબોલી ઘાટમાં મળ્યો. બેલગામથી સાવંતવાડી નામનું રાજ્ય ૬૨-૬૩ માઈલ દૂર હતું. ત્યાં જતાં આંબોલીનો ઘાટ આવતો. આંબોલીથી સાવંતવાડી

સુધી લગભગ અઢી હજાર ફૂટનો ઢોળાવ છે. આ આખોય પ્રદેશ મોટાં મોટાં ઝાડથી ભરેલો છે. ઠેકઠેકાણે પાણીના ધોધ અને જંગલના કીડાઓનો કિર્ર્ અવાજ એ અહીંના સહ્યાદ્રિનું દૃશ્ય! આ રસ્તા ઉપરથી અમે બળદગાડીમાં સામાન લઈને જતા. ક્યારેક ક્યારેક પગપાળા પણ પ્રવાસ કર્યો હતો. શિયાળામાં તો જ્યાં જુઓ ત્યાં ધુમ્મસનો ક્ષીરસાગર જ નજરે પડે. આ આખાય પ્રદેશમાં રાત્રે આકાશમાં તારા ચમકે એમ આગિયાઓ ચમકતા દેખાય છે. આવા પહાડ ઉપર એકાદી ઊંચી જગ્યાએ નાની ઝૂંપડી બાંધીને રહેનાર લોકોની મને હંમેશાં અદેખાઈ આવતી. આ લોકોનો જીવનક્રમ કેટલો વિષમ અને સંકટમય હોય છે તેની મને તે વખતે કલ્પના નહોતી, માત્ર આટલી ઊંચી જગ્યાએ નીચેના પ્રદેશનો વિસ્તાર ગરુડની નજરે તેમને જોવા મળે છે. એથી મારા કાવ્યાત્માને અદેખાઈ આવતી હતી. પાસે જ લીલીછમ દેખાતી ટેકરીઓ આઘેથી વાદળી અને જાંબલી કેમ દેખાય છે તેનો જ હું હંમેશાં વિચાર કરતો.

આંબોલી ઘાટમાં પ્રવાસ કરતી વખતે મેં અનેક વાર એક લોકવાયકા સાંભળી હતી.

બ્રિટિશ સરકારે પોતાના એક ગોરા અમલદારને આદેશ આપ્યો કે 'રામઘાટનો રસ્તો બહુ જ વિકટ છે. ગાડીનાં પૈડાં લાકડાથી બાંધીને ગાડીઓ ઉપરથી નીચે ખેંચતી લઈ જવી પડે છે, અને એક એક ગાડીને છથી આઠ બળદ જોડીને ઉપર લઈ જવી પડે છે. આ બધું ટાળીને પ્રવાસ સુખરૂપ થાય એવો નવો રસ્તો તૈયાર કરો.' ગોરા અમલદારે પ્રયત્નની પરાકાષ્ઠા કરી પણ રસ્તો તૈયાર થઈ શક્યો નહીં. એટલામાં ત્યાંના એક લાકડાં કાપનારે સાહેબબહાદુરને કહ્યું, 'હું તમને રસ્તો બતાવું છું. આ બધો મુલક મારા પરિચયનો છે.' તેણે તેવો રસ્તો બતાવ્યો ત્યારે સાહેબ-બહાદુરે તેને ખૂબ પૈસા આપ્યા અને રસ્તો શોધ્યાનો યશ પોતાને મળે એટલે તેને જાનથી મારી પણ નાખ્યો.

આવી લોકવાયકા ઘણે ઠેકાણે સાંભળવા મળે છે, તેથી તેની ઉપર વિશ્વાસ બેસતો નથી.

આંબેલી ઘાટ પછી તિનાઈ ઘાટનો વારો. આ ઘાટ બેલગામથી માર્માગોવા તરફ જતાં રસ્તામાં આવે છે.

આંબોલીનો ઘાટ અમે બળદગાડીમાં બેસીને ત્રણ દિવસમાં ઓળંગી જતા. તિનાઈ ઘાટ અમને વેસ્ટર્ન ઇન્ડિયન પોર્ટુગીઝ રેલવેમાં બેસીને ખૂબ આનંદથી જોવા મળતો.

બધી જ દૃષ્ટિએ તિનાઈ ઘાટનું સૌંદર્ય અપ્રતિમ છે. આખોય ઘાટ ઓળં-ગતાં લગભગ એકવીસ સુરંગોમાંથી ગાડી પંસાર થાય છે. રસ્તામાં એક નિતાંત રમણીય ધોધ આવે છે. તેનું નામ દૂધસાગર. જાણે એકાદી પર્વતકન્યા નહાઈધોઈને પોતાના વાળ કેડ ઉપર છૂટા મૂકીને સૂકવતી હોય તે પ્રમાણે આ ધોધનું દૃશ્ય એક પછી એક એમ ત્રણ વાર સૌંદર્યના નવા નવા પ્રયોગો કરે છે. એક જગ્યામાં

સામે મોટો ખડક આવવાથી પાણી બે ભાગમાં વહેંચાઈ જાય છે. એમ લાગે કે જાણે કોઈ પહાડી વીર પોતાના ગળામાં નાખેલ ફૂલના હારને સંકોચથી કાઢીને બાજુ ઉપર રાખી દે છે. તિનાઈ ઘાટનું ખરું સૌંદર્ય કૅસલરૉક પાસેથી શરૂ થાય છે અને આ સૌંદર્ય ફરી ફરી આપણને જોવા મળે એટલા માટે જ જાણે કે રેલવે રસ્તો વળાંક લેતો લેતો જાય છે. એકાદ લીલા રંગના કેટલાક અસંખ્ય પ્રકાર થઈ શકે છે એ બતાવવા માટે જ પ્રકૃતિમાતાએ પોતાની વનસ્પતિસૃષ્ટિની વિવિધતા ત્યાં પાથરી છે.

જ્યાં જંગલ હોય છે ત્યાં નાનાંમોટાં પક્ષીઓ તો હોય જ, પણ જ્યારે જ્યારે હું તિનાઈ ઘાટમાંથી આવ્યો છું ત્યારે ત્યારે જંગલનું સૌંદર્ય અહીં પક્ષીઓએ અસાધારણ વધાર્યું છે એમ મારા અનુભવવામાં આવ્યું છે.

જ્યાં પહાડનું સૌંદર્ય પૂરું થાય છે ત્યાં કાજુનાં, નાળિયેરનાં અને કેળનાં ઝાડો પોતાનાં સ્વાગતકારી પાંદડાં પ્રસારીને આપણને બોલાવે છે. અહીંના સમગ્ર જંગલી પ્રદેશોમાં જાણે માણસને રહેવાનો અધિકાર જ નથી. ભગવાને અહીં રહેવાનો પરવાનો જાતજાતના સર્પોને જ આપ્યો છે. કાળા, પીળા, લીલા, અને જાતજાતના સાપો પોતાની ચામડી ઉપર ખૂબીવાળી આકૃતિઓ ધારણ કરીને ક્યાંક ક્યાંક દર્શન દે છે.

વાસ્તવિક સૃષ્ટિમાં સાપ અને જંગલી જનાવરો અને કલ્પનાસૃષ્ટિમાં દેવચાર અને ભૂતોની ગીચ વસ્તી અહીં છે. દેવચાર એટલે અહીંના ખાસ પ્રકારનાં ભૂતો. આ દુર્દૈવ યોનિનાં પ્રાણીઓની વાતો સાંભળતાં અંગ ઉપર રોમાંચ ખડાં થાય છે અને ત્યાંના લોકો આ બધી વાતો એકબીજાને કેટલા આનંદથી કહે છે, અનેક પેઢી સુધી કેવી રીતે જીવતી રાખે છે તેનું આશ્ચર્ય થાય છે.

તિનાઈ ઘાટનું સૌંદર્ય ખંડાલાના ઘાટ કરતાં ઓછું છે એમ મને લાગતું નથી. કેટલીક બાબતમાં તો તે વધારે જ છે. આ પ્રદેશમાં વરસાદ બેસુમાર પડે છે તેથી અહીં જંગલો અને વનસ્પતિસૃષ્ટિ બેહદ વધેલી છે. આટલાં પરિપુષ્ટ જંગલો જ્યારે હાથ ઊંચા કરીને વરસાદને બોલાવે છે ત્યારે તેમનું માન રાખવા માટે આકાશમાંનાં વાદળાંઓ અહીં ખૂબ જ વરસાદ વરસાવે છે. જંગલો અને વરસાદ 'परस्परं भावयन्तः' થઈને બિચારા માણસને હેરાન જ કર્યા કરે છે. આ પ્રદેશમાં સ્ટેશન ગમે તેટલું નાનું હોય તોપણ રેલગાડી છાપરા નીચે જ ઊભી રહી શકે છે. આકાશમાં જ્યારે વરસાદ ન હોય ત્યારે સફેદ વાદળીઓ પોતાની રમત રમતી હોય છે.

અહીંના લોકોની ભાષા અને બોલવાની છટા આ ઘાટના સૌંદર્યમાં વધારો જ કરે છે.

કોંકણી જેવી મધુર ભાષાનો વારસો મળ્યો હોવા છતાં અહીંના લોકોનું સમાધાન થયું નથી. જાણે હાથ પણ ઈશ્વરે બોલવા માટે જ આપ્યા હોય એમ

અહીંના લોકો બોલતી વખતે જોરથી જોરથી હાથ ઊંચાનીચા કરીને બોલે છે. અને આવી રીતે પોતાના મનની વાત તમારા મન ઉપર ઠોકી ઠોકીને બેસાડી દે છે.

આ જ કારણથી કદાચ તિનાઈ ઘાટની શોભા મારી નજરમાં અને હૃદયમાં ઊંડી બેસી ગઈ છે.

૨

અમારા સહ્યાદ્રિ ઘાટમાં આંબોલી ઘાટ પછી યાદ આવે છે તિનાઈ ઘાટ અને ત્યાર પછી આરબૈલ ઘાટ. બેલગામ – ધારવાડથી કારવાર – કુમઠા તરફ જવા માટે આરબેલ ઘાટ ઊતરવો પડે છે. આ રસ્તા ઉપર હલ્લયાલય ને યલ્લાપુરનાં ગીચ જંગલો આવેલાં છે. ખરું જોતાં તો કુદરતે આ પ્રદેશને હાથી અને જંગલી ભેંસ(વનમહિષ)ને વિહાર કરવા માટે નિર્માણ કર્યો છે. બધાં પ્રાણીઓનો શત્રુ અને જીવસૃષ્ટિનો દુશ્મન એટલે માણસ. તેણે આ બધો પ્રદેશ તેમની પાસેથી લઈને પોતાનો બનાવ્યો છે, અને તેને તેની કિંમત પણ આપવી પડી છે.

જંગલનો શત્રુ મનુષ્ય તેની દીર્ઘકાળ સુધી સજા કરવા માટે કુદરતે ડાંસ અને મલેરિયા નિર્માણ કર્યા છે. મલેરિયાથી પીડાતો માણસ એટલો હીન અને રંક થઈ જાય છે, કે તેનું જીવવું પણ મરવા કરતાં અધિક ખરાબ થઈ જાય છે.

પણ હાથી અને વનની ભેંસ, મચ્છર અને મલેરિયા બધાનો પરાભવ કરીને પોતાનું રાજ્ય ચલાવવાનો અને વધારવાનો નિશ્ચય માણસ પાસે હોય છે. ઍટમ બૉમ્બ અને હાઇડ્રોજન બૉમ્બનાં નામો સાંભળીને મનુષ્યપ્રાણી જ્યારે ભયભીત થાય છે, તેવી જ રીતે ડી.ડી.ટી.નું નામ સાંભળીને ડાંસ અને મલેરિયાનાં જંતુ ભયગ્રસ્ત થયાં છે. ઍટમ બૉમ્બ બનાવવાનું મનુષ્યપ્રાણી કદાચ બંધ કરશે; પણ કીટકસૃષ્ટિનો સંહાર કરનારા ડી.ડી.ટી. બંધ થવાનાં લક્ષણો દેખાતાં નથી. કીટકસૃષ્ટિનાં પ્રાણી કહેતાં હશે કે, જગતમાં સર્વશ્રેષ્ઠ ભગવાન અને ભગવાનથી શ્રેષ્ઠ એવા આ સર્વસંહારકારી માનવ!

આરબૈલ ઘાટમાંથી નીચે ઊતરતાં અઘનાશિની નદીનું દર્શન અનેક વાર થાય છે. આ સર્પિણી ઊંચળી આગળથી નીકળે છે અને ગોકર્ણમહાબળેશ્વર આગળ સમુદ્રને મળતાં પહેલાં એકદા વર્તમાનપત્રના ખબરપત્રીની જગ્યાએ પોતાની નિમણૂક થઈ હોય એમ એવા અભિનિવેશથી અહીંતહીં ફરતી હોય છે.

આ સિવાય દક્ષિણ બાજુ જઈને એક વાર મેં અગુમ્બા ઘાટનું દર્શન કર્યું હતું. મૅંગલોરથી ઉત્તર બાજુએ કારકલ બાજુ ગયો હતો. એક વાર આ પ્રદેશ હૈદરઅલી અને ટિપુના હાથમાં હતો. તેમણે બંધાવેલું હનુમાનનું એક મંદિર જોઈને હું અગુમ્બા ઘાટ ઉપર પહોંચ્યો. ત્યાંનું દૃશ્ય પણ સૌંદર્યદૃષ્ટિથી અત્યંત આકર્ષક છે. અહીંના લોકોએ મને કહ્યું: નિસર્ગસૌંદર્યનું આકંઠ પાન કરો, પણ અહીંનું કુદરતી પાણી પીવાની ભૂલ કરશો નહીં. પાણી એટલું ખરાબ છે કે જો એક પ્યાલો પાણી પીશો તો અહીંનો તાવ તમારો છ મહિના સુધી પીછો છોડવાનો નથી. અગુમ્બા ઘાટથી તીરથળ્ળી માર્ગે હું ધારવાડ બાજુ ગયો.

ત્યાંથી દક્ષિણ તરફ જઈએ એટલે સહ્યાદ્રિ પૂરો થાય છે અને મલયગિરિ શરૂ થાય છે. વચલા ઘાટને 'પાલઘાટ' કહે છે. પૂર્વની રેલવે પાલઘાટ માર્ગે પશ્ચિમ બાજુ આવે છે અને ત્યાં રેલવેના બે ફાંટા પડે છે, એક ઉત્તર બાજુથી મેંગલોર સુધી અને બીજો દક્ષિણ તરફ કેરળમાં આપણને પહોંચાડે છે.

સહ્યાદ્રિના આવા જ બે ઘાટ મેં ઉત્તરમાં જોયા છે. તેમાંના ખંડાલા ઘાટ વિશે મેં લખ્યું જ છે. પૂનાથી લોનાવલા ઉપરથી આપણે મુંબઈ જઈએ છીએ ત્યારે ખંડાલા ઘાટ આવે છે. અહીંના પહાડના અઠ્ઠાવીસ છેદ કરીને રેલવે કર્જત સુધી પહોંચે છે. ખંડાલાથી નીચે થતાં જ એક બાજુ ઉલ્હાસ નદીનો ઉગમ છે, તો બીજી બાજુ પાતાળગંગાનો. અનેક ધોધને લીધે અહીંનું દૃશ્ય ચોમાસામાં નિનાદિત હોય છે. એક ધોધ તો સહ્યાદ્રિના શિખર ઉપરથી કૂદકો મારીને એક પછી એક એમ સાત વાર સુંદર ધોધ બનીને ઉલ્હાસ નદીને જઈ મળે છે. આ પ્રપાતનું નામ મેં 'સાતકૂદ' રાખ્યું છે.

બીજા એવા એક ધોધની તન્વંગી ધારા ઉપરથી ઠેઠ નીચે સુધી પહોંચે છે. ચોમાસામાં આ ધોધ છે કે વરસાદની ધાર છે એ જ ખબર પડતી નથી. એક જગ્યાએ તો બે બોગદાંની વચ્ચે બારી પાસે જતાં જ બંને ધોધ બહાર પડતા જોઈને મોટું આશ્ચર્ય થાય છે કે, આ નિસર્ગની રચેલી કૃતિ છે કે માણસની રચેલી?

ખંડાલા ઘાટ ઉપર હંમેશાં નજર રાખવાનું કામ શિવાજીએ બાંધેલો રાજમાચીનો કિલ્લો કરે છે. આ કિલ્લો એટલી ઊંચાઈ ઉપર છે કે, ગરુડ પક્ષી પણ આટલી ઊંચાઈ ઉપર પોતાનો માળો બાંધવાની હિંમત નહીં કરે. બીજો ઘાટ કસારા નામે પ્રસિદ્ધ છે. મુંબઈથી મધ્યભારત જનારા લોકોને કસારા, ઇગતપુરી, નાસિક, આ બધો પ્રદેશ અને સહ્યાદ્રિનાં ચિત્રવિચિત્ર શિખરોની ખબર હોય છે જ. આ શિખરો જ્યારે નજરે પડે છે ત્યારે ભૂસ્તરશાસ્ત્રના એક વાર વાંચેલા બધાય અધ્યાયો યાદ આવે છે!

હું સહ્યાદ્રિનો બાળક છું. સહ્યાદ્રિની એક દીકરી કૃષ્ણાને કિનારે મારો જન્મ થયો છે. સહ્યાદ્રિની અનેક કન્યાઓનું મેં સ્તનપાન કર્યું છે. પૂર્વ બાજુ જનારી કન્યાઓએ પૂર્વસાગર જોડે લગ્ન કર્યું છે. પશ્ચિમ બાજુ કૂદકા મારનારી સહ્યાદ્રિ-કન્યાએ પશ્ચિમ સાગરને વરમાળા પહેરાવી છે. આ કન્યાઓનાં ભક્તિસ્તોત્રો મેં 'જીવનલીલા' એ પુસ્તકમાં ગાયાં છે. હવે હું તેમના પિતા સહ્યાદ્રિની માનસ-પૂજા કરું છું. કુલ સાત પર્વતોમાં સહ્યાદ્રિનું સ્થાન શ્રેષ્ઠ છે. જ્યેષ્ઠ સ્થાન અરવલ્લીનું હોય કે બીજા પર્વતનું હશે. સહ્યાદ્રિની પ્રતિષ્ઠા અબાધિત જ રહેજો. દુનિયામાં લોકો ગૌરીશંકર અથવા એવરેસ્ટના હિમાલયનાં શિખરોને જે આદર-દૃષ્ટિથી જુએ છે, તેવી જ રીતે અમે મહારાષ્ટ્રના લોકો સહ્યાદ્રિના કળસાબાઈ શિખર તરફ ભક્તિભાવથી જોઈએ છીએ.

# ૨. સહ્યાદ્રિને શ્રદ્ધાંજલિ

સાતારા એક વખતે મહારાષ્ટ્રની રાજધાની હતી. કૃષ્ણા નદીને કાંઠે આવેલા આ ગામમાં મારો જન્મ થયો હતો તેથી હું પોતાને 'કૃષ્ણાપુત્ર' તરીકે ઓળખાવું છું. હું એકલો કૃષ્ણાપુત્ર જ નથી; સહ્યાદ્રિના ખોળામાં રમેલો હોવાથી પોતાને 'સહ્યપુત્ર' તરીકે કહેવડાવતાં ધન્યતા અનુભવું છું. શિવાજી મહારાજને ઔરંગઝેબે તિરસ્કારથી 'ડુંગરમાંનો ઉંદર' એમ કહ્યું હતું ખરું, પણ અમારા સહ્યાદ્રિમાં ડુંગરનો ઉંદર થવું એ પણ મહાભાગ્યની વાત છે.

સહ્યાદ્રિ પશ્ચિમ ભારતનો એક કરોડરજ્જુ છે. ખંભાતથી કન્યાકુમારી સુધી પ્રસરેલાં પશ્ચિમ સાગરનાં મોજાંને હાથ ઊંચા કરી, સ્વાગત કરી તેની સાથે હૃદયથી વાતો કરવાનું માન ફક્ત સહ્યાદ્રિને જ જાય છે અને તે પશ્ચિમ સાગર પણ કૃતજ્ઞતાથી દર વરસે ગ્રીષ્મ ઋતુ પૂરી થાય કે પોતાનાં ખારાં પાણીથી મીઠાં જળનાં વાદળાં બનાવીને સહ્યાદ્રિ ઉપર અભિષેક કરે છે. દર સાલ નિસર્ગમાતાનો આ એક મહોત્સવ જ હોય છે.

સહ્યાદ્રિનાં ઉત્તુંગ શિખરો ઉપર મેઘ વરસવા લાગે છે; અને પછી અમારા જેવા પર્વતપુત્રોને આનંદની ભરતી આવે છે. તાનમાં આવી જઈને અમે નાચવા લાગી જઈએ છીએ.

સહ્યાદ્રિની નદીઓ પૂર્વ અને પશ્ચિમ બાજુના બંને સાગરોને મળીને પોતાનું નિષ્પક્ષપાતપણું સિદ્ધ કરે છે. તે પોતાના જન્મદાતાનું મોટપણું કોઈ દિવસ ભૂલી જતી નથી. બંને સાગરમાં પોતાની ભાવાંજલિ આપવાનું તેમનું કાર્ય સતત ચાલુ હોય છે. જે નદીઓ પૂર્વગામી હોય છે તેને બહુ લાંબો પ્રવાસ કરવો પડે છે; તેનાથી ઊલટું પશ્ચિમ તરફ વહેનારી નદીઓ તો પ્રવાહના વેગમાં આવીને ઊંચી ઊંચી ભેખડો ઉપરથી નીચે કૂદકા મારીને જોતજોતામાં મોટા વેગથી સાગરને જઈને મળે છે. તેથી જ મને લાગે છે કે પશ્ચિમ સાગર આટલો બધો ઊંડો હોવો જોઈએ!

ભારતની પૂર્વ-પશ્ચિમ પહોળાઈ માપવાનો માનદંડ હિમાલય છે એમ જો એનું વર્ણન કરવામાં આવે તો દક્ષિણ ભારતથી ઉત્તર-દક્ષિણ ઊંચાઈ માપનારો માનદંડ સહ્યાદ્રિ છે એમ એનું વર્ણન કરવું પડે.

આપણા દેશનું નામ તથા સંસ્કૃતિનું સંપૂર્ણ દર્શન રામાયણ, મહાભારત અને ભાગવત જેવા મહાન ગ્રંથોમાંથી મળે છે અને તેથી જ આપણે તે ગ્રંથોને પવિત્ર અને શિરોધાર્ય માનીએ છીએ. પરંતુ દક્ષિણ બાજુએ જો અમારી દક્ષિણ-વાસીઓની જીવનગાથા તમારે જોવી હોય તો તે માટે લોકગીતોની જ પરંપરા જોવી જોઈએ.

ઝાડ શેને લીધે શોભે છે? તેનાં ફળ અને ફૂલને લીધે. એવી જ રીતે અમારા પૂર્વજોએ બાંધેલા ડુંગરાળ કિલ્લાઓને લીધે સહ્યાદ્રિ સુશોભિત થયો છે. કિલ્લાઓને દુર્ગ કહે છે. ખરેખર આ નામ કેટલું સાર્થક છે, ખરું ને? જ્યાં જવું સહેલું નથી તે દુર્ગ. 'ડુંગરમાંના ઉંદર' એમ ઔરંગઝેબે કહીને અમારી અવહેલના કરેલી છે ખરી પણ તે અમને ચગદી શક્યો નથી. દિલ્હીથી શાહી ફોજ અને ખજાનો લઈને આ 'ઉંદર'ના જ સાણસામાં સપડાવા માટે અમારા રાજ્યમાં જ આવીને બાદશાહે થાણું નાખ્યું. અમારા કિલ્લાઓ જીતવા તેને માટે કાંઈ અશક્ય નહોતા. પરંતુ તેમાંના કોઈ પણ કિલ્લા શત્રુનું તથા અમારું લોહી રેડ્યા વગર અમે મહારાષ્ટ્રીઓએ છોડ્યા નથી. એક પણ કિલ્લો પોતાના તાબામાં રાખવાની વિજયી ઔરંગઝેબની તાકાત નહોતી એ અમે પહેલેથી જ જાણતા હતા. નવો કિલ્લો લેવા જતાં તાબામાં લીધેલો બીજો કિલ્લો પણ હાથમાંથી જતો રહેતો. આવી રમત સતત ઓગણીસ વરસ સુધી બાદશાહ રમતો રહ્યો. કયા મુહૂર્તે દિલ્હી છોડીને તે મહારાષ્ટ્રમાં આવ્યો હતો તે તો કોણ જાણે, પણ એટલું તો ખરું કે તે પાછો દિલ્હી જઈ ન શક્યો! તેનાં અસ્થિ મહારાષ્ટ્રની મધ્યકાલીન રાજધાની ઔરંગાબાદ પાસે ચિરવિશ્રાંતિ લે છે. હું ઔરંગઝેબને મહારાષ્ટ્રીય બાદશાહ કહું છું. મહારાષ્ટ્રમાં જન્મ લઈને, અહીંની હવામાં મુક્ત શ્વાસોચ્છ્‌વાસ કરવાની અને જો મહારાષ્ટ્રીય કહીને ગણના કરવાની હોય તો મારો એવો સવાલ છે કે દોઢ તપથી પણ અધિક કાળ જેણે મહારાષ્ટ્રનું અન્ન ખાધું છે, પાણી પીધું છે અને છેવટે દેહ પણ અહીં જ પાડ્યો છે તેને મહારાષ્ટ્રીય કેમ ન કહેવો? અમારા જેવા ડુંગરના ઉંદરોના દરમાં જ તેનું આખરી વિશ્રાંતિ-સ્થાન છે!

સહ્યાદ્રિને લીધે મહારાષ્ટ્રના બે ભાગ થયા છે: કોંકણ અને 'દેશ.' આ બંને વિભાગની રહેણીકરણી જુદી છે. હવામાનમાં તો ફરક છે જ. પણ ખાવાપીવામાં પણ ફેર છે. સ્વભાવરચનામાં પણ બે જુદા પ્રકાર જણાય છે. આ ભેદ એટલી હદે પહોંચ્યો છે કે કેવળ સ્થાનભેદને લીધે બ્રાહ્મણ જાતિ બે જુદા જુદા નામથી ઓળખાય છે, કોંકણસ્થ અને દેશસ્થ. સહ્યાદ્રિની હાર ત્રણચાર હજાર ફૂટથી પણ વધારે ઊંચી હોય તોપણ એને ઓળંગીને પૂર્વથી પશ્ચિમ તરફ અથવા પશ્ચિમથી પૂર્વ તરફ આવવું અઘરું નથી. આપણા પર્વતનું નામ સહ્ય છે. ઊંચાં ઊંચાં શિખરો વચ્ચે જવાઆવવા માટે ઘાટોની સગવડ છે. તેમાંના કેટલાક અઘરા છે. પણ બાકીના કેટલાક સહેલા છે. કોંકણમાંના મહત્ત્વાકાંક્ષી લોકો, ઘણે ભાગે આ જ ઘાટથી સહ્યાદ્રિ ઓળંગીને 'દેશ'માં જાય છે અને પોતાનું નસીબ અજમાવે છે. આ ક્રમ સેંકડો વરસથી ચાલુ છે. તે જ પ્રમાણે 'દેશ' ઉપરના લોકો ઘાટ ઊતરીને કોંકણમાં આવેલાં બંદરોમાં પોતાનો પરસેવો પાડીને પેટ ભરે છે. આ બંને ડુંગરના આશ્રમમાં જે જાતિઓ રહે છે તેને ગરુડ પક્ષીના વંશજો જ કહેવા જોઈએ. તેમનું યુદ્ધકલાનું કૌશલ્ય શ્રીકૃષ્ણના કાળથી આજ સુધી અનેક લોકોએ કબૂલ કર્યું છે.

નીચેથી આવતા શત્રુઓ પર મોટા મોટા પથ્થરો ઉપરથી ગબડતા મૂકીને તેમનાં માથાં ભાંગી નાખવાની ખરી કળા તો આ લોકોની જ! તેમની મદદથી શ્રીકૃષ્ણે કેટલીય વાર સ્વરક્ષણ કર્યું છે.

નાનપણથી આજ સુધીમાં આ ઘાટમાં મેં કેટલીય વાર ભ્રમણ કર્યું છે. કેટલીય વાર પગપાળા તો કેટલીય વાર ગાડામાં, કોઈ વાર મોટરમાં તો કોઈ વાર રેલવેથી. કેટલીક વાર વાફર(સ્ટીમ લૉન્ચ)થી કરેલો પ્રવાસ પણ સહ્યાદ્રિના પર્યટન જેવો ગણાય છે. નાનપણમાં આ ઘાટ ચડવાઊતરવામાં મને બહુ જ આનંદ આવતો હતો, તેનું વિસ્તારપૂર્વક વર્ણન અહીં થઈ શકે તેમ નથી.

સહ્યાદ્રિનાં વનસ્પતિ, વનૌષધિ અને મોટાં મોટાં વૃક્ષોની સમૃદ્ધિની હરીફાઈ કરવાની ઈર્ષ્યા કોઈ પણ દેશના લોકોને થાય. સહ્યાદ્રિના દરેક ભાગમાં ઘાસનાં અને ઝાડનાં ફૂલો જુદાં જુદાં થાય છે. આયુર્વેદમાં આ ફૂલના મધનો જુદો જુદો ઉપયોગ કહ્યો છે. અમુક એક રોગ માટે વૈજનાથના ડુંગરમાંનું મધ સારું કહેવાય છે તો બીજા રોગ માટે મહાબળેશ્વરનું મધ સારું કહેવાય છે એમ જૂના ગ્રંથોમાં લખ્યું છે.

મરાઠી સાહિત્યમાં સહ્યાદ્રિના જુદા જુદા કિલ્લાઓનાં વર્ણનો આવ્યાં છે. વનૌષધિની પણ માહિતી મળે છે. ત્યાંના સાપોનો પણ પરિચય કોઈકે કરાવ્યો છે. અહીંના ડુંગરાઓમાં જે ગુફાઓ અથવા કોતરેલી વેણીઓ છે તેનાં રસાળ વર્ણનો પણ અખિલ ભારતના સાહિત્યમાં અનેક જગ્યાએ કરેલાં મળે છે; સોપારા, ધારાપુરી, જોગેશ્વરી, કાન્હેરી, કાર્લા, ભાજો, નાસિક, લેણ્યાદ્રિ, અજંટા અને શેસલ: આ બધાં સ્થાનો મહારાષ્ટ્રમાંનાં છે. અને મહારાષ્ટ્રની સંસ્કૃતિનાં જર્જરિત પણ અમર સ્મારકો છે. ડુંગરમાં જ્યાં નદીઓનો ઊગમ થાય છે ત્યાં સંસ્કૃતિનો ઉદ્‌ગમ શોધવા માટે સાધુ-સંતો જઈને રહે છે. ઈન્દ્રાયણીનું ઉગમસ્થાન લોણાવલા, ભીમા નદીનું ભીમાશંકર, કૃષ્ણા નદીનું મહાબળેશ્વર, કાવેરી અને તુંગભદ્રાનું જન્મસ્થાન ગંગામૂલ: આ બધી જગ્યાએ સહ્યાદ્રિના તપસ્વીઓએ ધ્યાન ધારણ કર્યું છે. તેમના આશીર્વાદ આજે પણ આપણને મળે છે.

સહ્યાદ્રિની આજુબાજુ કાનડી, તેલુગુ, કોંકણી અને મરાઠી: આ ચારે ભાષાઓ બોલનારા લોકો રહે છે. આ ચારે ભાષાનો સંયુક્ત ઇતિહાસ એ જ સહ્યાદ્રિનો ઇતિહાસ અને દક્ષિણે મલય પર્વત પણ સહ્યાદ્રિનો જ એક ભાગ છે. તેની જો સહ્યાદ્રિની સાથે જ ગણના કરીએ તો કેરળના અમુક ઇતિહાસને પણ ઉપરના ઇતિહાસમાં સમાવિષ્ટ કરવાની જરૂર છે.

એક વાર મેં કલકત્તાથી કરાંચી વચમાં ક્યાંય રોકાયા વગર વિમાનથી પ્રવાસ કર્યો હતો અને કરાંચીથી મુંબઈ આકાશમાર્ગે ૧૮ હજાર ફૂટ ઉપરથી પ્રવાસ કરીને વિહંગાવલોકન કર્યું છે. તે જ પ્રમાણે જો કોઈ વાર કન્યાકુમારીથી વિંધ્ય પર્વત સુધી આસમાનપ્રવાસ કરવાની તક મળે અને સહ્યાદ્રિનું સિંહાવલોકન કરવાની તક મળે તો હું પોતાને ધન્ય સમજીશ. જો કોઈ વાર લંકાથી મુંબઈ એમ હવાઈ પ્રવાસ કરવા મળે તો મારો ઉપર રહેલો હેતુ સિદ્ધ થાય.

કાલિદાસે રામચંદ્રના પુષ્પક વિમાનમાંનો પ્રવાસ વર્ણવતાં વચ્ચે વચ્ચે આવનારાં પવિત્ર સ્થાનોને વંદન કર્યું છે, એવું આલેખન કર્યું છે. તેવી જ રીતે હું હવાઈ માર્ગમાં જતાં સહ્યાદ્રિનું પેટ ભરીને દર્શન કરી લઈશ. તે આનંદનું વર્ણન ફક્ત સરસ્વતી જ કરી શકશે. પરમપિતા સહ્યાદ્રિને મારાં કરોડો વંદન!

## ૩. દક્ષિણ ભારતનું ઉત્તુંગ કાવ્ય – નીલગિરિ

નીલગિરિ તો દક્ષિણ ભારતનું ઉત્તુંગ કાવ્ય છે. પૂર્વઘાટ તથા પશ્ચિમઘાટ – સહ્યાદ્રિનું અહીં મિલન થાય છે. કન્યાકુમારી આગળ ત્રણ મહાસાગરોનાં સંમેલનને લીધે જે ભવ્યતા આવે છે તેટલી નહીં તોયે તે જ જાતની ભવ્યતાનો કંઈક ખ્યાલ, નીલગિરિ પર્વત ઉપરથી આસપાસની સૃષ્ટિ જોતાં, આવે છે. પૂર્વ અને પશ્ચિમ સમુદ્ર બન્ને આટલા નજીક હોવા છતાં આઠ હજાર ફૂટથી વધારે જમીનનું ઊપસી આવવું કાંઈ જેવી તેવી વાત નથી!

કોઈ પણ ઊંચા પર્વતને દૂરથી જોતાં તે નીળો જ દેખાવાનો. પછી આપણા પૂર્વજોએ આ જ પર્વતને નીલગિરિ શા માટે કહ્યો હશે? અને શું નીલગિરિ નામ ઓછું કાવ્યમય હતું કે અંગ્રેજોએ અનુવાદ કરીને એને Bluc Mountain નામ આપ્યું?

મદ્રાસથી ઊટી જતી રેલગાડીને Blue Mountain Train કહે છે તે જરાયે સારું નથી લાગતું. આંખને સુખ આપનારું અને આંખને ઠંડક આપનારું કેવું સરસ નામ છે નીલગિરિ! તપાસ કરતાં ખબર પડી કે નીલગિરિ પર – આસ-પાસ જ્યાં જુઓ ત્યાં – દૂર દૂર સુધી બેત્રણ જાતનાં નીળાં જ નીળાં ફૂલો છવાઈ જાય છે. અને તેથી જ આ પર્વતરાજનું નામ પડયું નીલગિરિ.

સંસ્કૃતમાં નીળા અને લીલા રંગ વચ્ચે ઝાઝો ભેદ મનાયો નથી. નીલગિરિ પર જેવાં ઘેરાં જંગલો છે તેવાં દરેક પહાડ પર નથી હોતાં.

નીલગિરિનું આરોહણ અને નિરીક્ષણ મેં બે વાર કર્યું છે. પહેલી વાર મદ્રાસથી પેરીયનાયકમ્પાલયમ્ અને મેટ્ટુપાલયમ્ થઈને પહાડી દાંતાળી રેલવે (Rack Rai-lway)દ્વારા ઊટી અથવા ઉટકામંડ ગયો હતો. બીજી વાર મૈસૂરથી મોટર લઈ ઊટી ગયો અને ત્યાં જરાક રોકાઈ એ જ મોટર લઈ પેરીનાયકમ્પાલયમ્ ગયો. આ રીતે જુદી જુદી બાજુથી, ભિન્ન ભિન્ન સમયે, નીલગિરિની શોભા હું નિહાળી શક્યો.

દાંતાળી રેલગાડી તો એક જાતનું રમકડું જ છે. રસ્તો એટલો તો વાંકોચૂકો કે એક નાનકડી રેલગાડીના પણ ત્રણચાર વળાંક થઈ જાય. એન્જિન ચલાવનારો સારથિ અને આગગાડીને સાચવનારો ગાર્ડ – ઘણી વાર એકબીજાને જોઈ શકતા નથી. તેથી દરેક ડબ્બામાં એક એક માણસ, હાથમાં લાલ અને લીલા વાવટા લઈને બેસે. ગાર્ડ લાલ વાવટો દેખાડે કે જોડેના ડબ્બામાં બેઠેલો માણસ લાલ

વાવટો દેખાડે. તરત જ એની જોડેનો ડબ્બો લાલ વાવટો દેખાડે અને આમ કરતાં કરતાં રક્ષકની સૂચના સારથિને મળી જાય.

આ રેલવેનો ચઢાવ એટલો કડક છે કે બન્ને રેલની વચ્ચે દાંતવાળી એક પટ્ટી બેસાડેલી હોય છે, જેના પર થઈને એક દાંતાળું પૈડું ચાલે છે. સારથિ જ્યારે અંકુશ (brake) લગાડે ત્યારે આ દાંતાળું ચક્ર પેલી દાંતાળી પટ્ટીમાં ભરાઈ રહે છે અને રથમાળા (ટ્રેન) નીચે સરકતી અટકે છે.

થોડી વાર તો આ યુક્તિએ જ અમારું ધ્યાન રોકી લીધું. મારી સાથે જાજૂજીની અનસૂયા હતી. એને હું આ બધું સમજાવતો હતો. એટલામાં આસપાસના પહાડોએ અમારું ધ્યાન ખેંચ્યું. પછી તો ક્યાંનો ચઢાવ અને ક્યાંની દાંતાળી તરકીબ! પહાડની શોભામાં જ અમે મસ્ત થઈ ગયાં!

પર્વતોની ખૂબી એ છે કે જેમ જેમ ઉપર જઈએ તેમ તેમ વનસ્પતિસૃષ્ટિ બદલાતી જાય. અમુક વૃક્ષો અમુક હજાર ઊંચાઈ સુધી જ ઊગવા તૈયાર થાય. રાજસ્થાનનાં ઊંટો પણ કદાચ પહાડ પર ચડવા તૈયાર થઈ જાય પણ આ વૃક્ષો પોતાની મર્યાદા છોડીને ન ઉપર જાય ને ન નીચે ઊતરે. એમની આ વર્ણવ્યવસ્થા તરત જ ધ્યાનમાં આવી જાય છે.

પ્રથમ આવ્યું કુન્નૂર. અહીંનાં હવાપાણી સૌમ્ય અને પ્રસન્ન છે. મને એટલી જ ખબર હતી કે ભારત સરકાર તરફથી દરેક પ્રાન્તના આહારની ખૂબી અને શક્તિનું સંશોધન કુન્નૂરમાં ચાલે છે. મૅક્કેરિસનની ચોપડી મેં વાંચી હતી. પછીથી ઍક્રોઈડની પણ વાંચી અને આહારશાસ્ત્રનું આવશ્યક જ્ઞાન મેળવ્યું.

કુન્નૂર પછી આવ્યું ઉટકામંડ. અંગ્રેજોએ એનો સંક્ષેપ કર્યો છે ઊટી. એનું અસલ નામ કેટલું ભવ્ય છે – ઉદધિમંડલ. કેરળ મંડળનું જેમ ગોરાઓએ કોરોમૅન્ડલ કર્યું તે જ રીતે ઉદધિમંડલનું કર્યું ઉટકામંડ! આ લોકોને પોતાનાં સુંદર ફૂલોનાં પણ સુંદર નામો પાડતાં આવડતું નથી, અને આપણાં સુંદર નામોને બગાડ્યા વગર એ બોલી શકતા નથી!!

ઉદધિમંડલમાં અમે દોઢ દિવસ જ રહ્યાં. પણ એટલા વખતમાં ઘણું ફર્યાં. ત્યાંના રાજ્યપાલ(ગવર્નર)ના મહેલની આસપાસ એક મોટું વાનસ્પત્યમ્ (Botanical garden) છે. આમાં દરેક જાતનાં વૃક્ષો ઉગાડેલાં છે. જોવા જવાની મના ન હતી એટલે અમે ખૂબ હરીફરીને બધું જોઈ લીધું.

પછી રામકૃષ્ણ મિશનના સેવાશ્રમમાં જવાનો અમારો વિચાર હતો. પણ વરસાદ એવો તો જોશભેર આવ્યો કે પગ તળે જમીન જ સરકી જવા લાગી તેથી અમે એમ ને એમ પાછાં ફર્યાં. બીજે દિવસે અમે વિચાર કર્યો કે આટલે ઊંચે આવ્યાં જ છીએ તો અહીંના દોડાબેટાના શિખર સુધી કેમ ન જઈએ? એની ઊંચાઈ ૮૭૬૦ ફૂટ છે.

ઘોડા પર અથવા હાથી પર ચડીએ ત્યારે જેમ લાગે છે કે આ વાહનની શક્તિ આપણી જ છે; મોટર ચલાવતાં જેમ શરીરમાં આવેશ આવી જાય છે કે

આ ગતિ આપણી જ છે; તે જ રીતે પર્વતના શિખર પર પહોંચવાથી માણસ કલ્પનામત્ત થાય છે કે આ ઊંચાઈ પણ આપણી જ છે.

પણ આ કલ્પનાની મસ્તી ન હોત તોયે મસ્તીનું, નશાનું એક બીજું કારણ ત્યાં હાજર હતું. આ આખો પ્રદેશ યુકેલિપ્ટ્સનાં ઊંચાં ઊંચાં વૃક્ષોથી છવાયેલો છે. એની સુગંધ હજી પરિપલ્વ થઈ નથી! જ્યાં આવાં યુકેલિપ્ટ્સનાં ઝાડો હોય છે ત્યાંની હવા એ સુગંધથી એટલી તો ભારેલી હોય છે કે એનો નશો જ ચડે. એક જગ્યાએ તો આ ઝાડો ફક્ત ૫૦-૬૦ ફૂટ ઊંચાં હતાં. અમારી સાથેનો ભોમિયો કહે "These are mere babies" – આ તો માત્ર શિશુ-વૃક્ષો છે.

નીલગિરિ પર જે નાનકડી ઉપત્યકા છે એની શોભા તો એ આટલી ઊંચાઈએ આવેલી હોવાને લીધે જ છે.

નીલગિરિથી ઊતરી અમે મંગળૂર ગયાં અને ત્યાંથી મુંબઈ ભણી પાછાં ફર્યાં.

બીજી વાર મૈસૂરમાં વિજયાદશમીનો ઉત્સવ પૂરો કરી મોટરમાં ઊટી ગયાં હતાં. ત્યાંથી નીચે ઊતરી અમારે મદુરા જવાનું હતું. આ વખતે મારી સાથે ચિ. સરોજિની હતી. થોડે દૂર સુધી પૃથ્વીરાજ આસર પણ પોતાની મોટરમાં આવ્યા હતા.

મૈસૂરને રસ્તે જતાં વડ, પીપળ, નીમ આદિ મોટાં મોટાં વૃક્ષો પથિકોને છાંયડો આપે છે. બપોરે જ્યારે અમે ઊટી પહોંચ્યાં ત્યારે તો એવાં થાકયાં હતાં કે જમવાનું મન પણ ન હતું. પણ ત્યાંની શીતલ હવાએ અમારો અધ્વખેદ ઉતારી દીધો. પછી તો રસપૂર્વક જમ્યાં પણ ખરાં. અને એ જ પરિચિત નીલગિરિનાં બીજી વાર દર્શન કરી શકયાં.

ત્યાર પછી જ્યારે ચિ. સરોજિની અને હું સ્વિટ્ઝર્લૅન્ડમાં કો (caux) ગયેલાં ત્યારે મૉન્ત્ર(Montreux)થી રોશેર દ નેય (Rocher de Naye) સુધી આવી જ દાંતાળી રેલવેમાં બેઠાં હતાં. અને તેથી નીલગિરિનું ત્યાં સ્મરણ કર્યું હતું.

ખરું જોતાં તો નીલગિરિનો પ્રદેશ તોડા, કુરુમ્બા આદિ વન્ય આદિમ જાતિઓનો છે. અહીં જ્યારે હિંદુ રાજાઓનું રાજ્ય હતું ત્યારે તેઓ આ ટોડા લોકોના સ્વાભાવિક અધિકારોની રક્ષા કરતા. અંગ્રેજોના રાજ્ય સાથે આ લોકોની હેરાનગત શરૂ થઈ – વધતી ગઈ. એમનું સર્વસ્વ લૂંટી લીધા પછી, એક નાનકડા ભાગમાં એમને અમુક ખાસ અધિકાર અપાયા. 'એરણની ચોરી સોયનું દાન' એના જેવો આ પ્રકાર હતો.

બે વાર નીલગિરિ ગયાં છતાં અમે ન જોઈ શક્યાં પાયકારાનો પ્રપાત કે ન જોયો કારતેરીનો ધોધ.

આ પહાડ પર કૉફીની ઊપજ ઘણી થાય છે. યુકેલિપ્ટ્સનું તેલ નીકળે છે એને નીલગિરિ તેલ કહે છે. ક્વિનીનનાં સિંકોનાનાં વૃક્ષ પણ અહીં ઘણાં છે. પ્રાણીસૃષ્ટિમાંય અહીંના જેટલી વિવિધતા ભાગ્યે જ અન્યત્ર મળતી હશે. હાથી અને વાઘથી માંડીને હરણાં સુધી અને પ્રવાસી પક્ષીઓથી માંડીને તે નાનામોટા સર્પો સુધી બધી જાતનાં પ્રાણીઓ નીલગિરિને આશ્રયે રહેલાં છે.

અંગ્રેજોએ અહીં આવીને આ સ્થાનની શોભા ઘણી વધારી. આરામનાં સાધન તૈયાર કરી ઠંડા પ્રદેશનો લાભ કેમ લેવો તે આપણને શીખવ્યું. આપણે તો આવાં ઊંચાં ઊંચાં સ્થાનોને ઋષિમુનિઓની તપસ્યા માટે જ અંકિત કરી રાખ્યાં હતાં. ઊંચા પર્વત પર કપડાં વધારે પહેરવાં પડે અને આહાર પણ વધારે લેવો પડે. એવી જગ્યાએ જઈને શી રીતે રહેવાય? જીવનનો આરામ માણવાની રીત આપણે પહેલાં મુગલો પાસેથી અને પછી અંગ્રેજો પાસેથી કાંઈક શીખ્યા છીએ.

જ્યારે જ્યારે આ પ્રદેશનું સ્મરણ થાય છે ત્યારે હૃદય કહે છે કે નીલગિરિ ખરેખર દક્ષિણનું ઉત્તુંગ કાવ્ય છે અને સદાય રહેશે. અહીં સહ્યાદ્રિનો અંત થઈ મલયાદ્રિનો પ્રારંભ થાય છે. એની વચ્ચેની પાલઘાટની મોટી ખીણ પર ચોકી કરનારો આ મોટો સંત્રી છે, પહેરેગીર છે. સાધુસંતો કહેશે: 'એ તો અમારી તપોભૂમિ છે.' ગિરિજન કહેશે: 'આ તો અમારી ઈશ્વરદત્ત માતૃભૂમિ છે.' અને નીલગિરિ કહેશે કે હું તો દરેક જાતની વનસ્પતિનું અને એમને પોષણ આપનાર વાદળાંઓનું વિશ્રામધામ છું. બાકીનાં બધાં મારી વનસ્પતિનાં કેવળ આશ્રિત છે. એમનો હિસાબ કોણ રાખે? એમની તે શી વિસાત?

૧૨-૩-'૫૭

## ૪. અવન્તિની શિપ્રા

ભૂગોળની દૃષ્ટિએ જે નદીનું કાંઈ જ મહત્ત્વ હોતું નથી એવી નદી ક્યારેક ઈતિહાસમાં સારું સ્થાન મેળવે છે, અને આપણા આદરયુક્ત સ્મરણને પાત્ર ઠરે છે. મહારાષ્ટ્રની ઇન્દ્રાયણી જ લો. લોનાવલા પાસેના ડુંગરામાં તેનો ઉગમ થાય છે અને દેહુ-આળંદીના માર્ગે જઈને તે છેવટે ભીમા નદીને જઈ મળે છે. ભીમા પોતાના ચંદ્રાકાર વહેણને લીધે ચંદ્રભાગા બનીને કૃષ્ણા નદીમાં કૂદકો મારે છે. અને કૃષ્ણા આવી રીતે અનેક નદીઓનો જલભાર લઈને મહારાષ્ટ્ર અને આંધ્રમાં ખૂંદી વળે છે અને મનુષ્ય તેમ જ પશુપક્ષીનું કલ્યાણ કરતાં કરતાં પૂર્વ-સમુદ્રને પોતાનું જીવન-સર્વસ્વ અર્પણ કરે છે. ક્યાં આગળ સાગરકામિની કૃષ્ણા અને ક્યાં નાનીશી ઇન્દ્રાયણી! પણ તુકારામ-જ્ઞાનેશ્વર જેવા લોકોત્તર સંતોના સાન્નિધ્યને લીધે આ નદી ઇતિહાસ-પ્રસિદ્ધ છે. તેની પાવનતા નિર્વિવાદ પ્રમાણે કબૂલ કરવામાં આવે છે.

આવી જ એક માળવાની પુરાણ-પ્રસિદ્ધ નાનકડી નદી, ઇતિહાસપ્રસિદ્ધ અને કાવ્યગીતોનો વિષય બની છે. તેનું નામ છે સિપ્રા, શિપ્રા અથવા ક્ષિપ્રા. કોણ જાણે કયા ઋષિ પાસેથી તેને આ નામ મળ્યું. આપણા પૌરાણિકો કોઈ પણ નામ સંસ્કૃત વ્યુત્પન્ન બનાવવામાં મોટા કુશળ છે. અને જો તેમ ન કરવું હોય તો તે નામ સિદ્ધ કરવા માટે એકાદી આડા-અવળી આખ્યાયિકા બનાવવા માટે પાછું

વાળીને જોતા નથી. શિપ્રા નામમાંથી પ શ ર આ ત્રણ અક્ષરો લઈને તેમણે કહ્યું કે, શિવશંકરે પાડેલા, લોહી વહેવડાવેલા, લોહીમાંથી જે નદી બની તે શિપ્રા, ભગવાન વિષ્ણુની આંગળીમાં શંકરે પોતાના ત્રિશૂળથી છેદ પાડયો અને તેની આંગળીમાંથી જે લોહીની ધાર વહી તેની સામે પોતાનું કમંડલ ધર્યું. કમંડલ ભરાઈને વહેવા લાગ્યું. આ જ તે શિપ્રા નદી. મને તો આ કથા બિલકુલ ગમી જ નહીં. મહારાષ્ટ્રના લોકો તો શિપ્રાને ક્ષિપ્રા જ કહે છે. મને આ જ નામ સાચું લાગે છે. ક્ષિપ્રા એટલે વેગથી વહેનારી. નર્મદા નદીનું ખરું નામ રેવા છે. તે નર્મ એટલે આનંદ આપે છે, એટલે તેનું ગુણગાન કરવાના નિમિત્તથી નર્મદા નામ પાછળથી પ્રચલિત થયું. રેવાનો અર્થ છે કૂદકા મારનારી. જેના પ્રવાહમાં અનેક નાનામોટા ધોધ આવ્યા છે તેને જ રેવા કહેવી જોઈએ. તે જ પ્રમાણે જે પર્વતમાંથી દ્રુત ગતિથી દોડતી આવે છે તેને ક્ષિપ્રા એ જ નામ બંધબેસતું છે. ગમે તેમ હો, પુરાણોમાં અથવા કાવ્યમાં સિપ્રા નામ જોવામાં આવતું નથી. શિપ્રા અથવા ક્ષિપ્રા નામ જ મળે છે.

આ નદીનું ગમે તેટલું વર્ણન કરવામાં આવે તોપણ પુરાણકાર અને કવિ કોઈ દિવસ થાકતા નથી. તપસ્યા, જ્ઞાનોપાસના, રસિકતા અને વિલાસિતા મનુષ્ય-જીવનનાં આ બધાં અંગોનો ઉત્કર્ષ આ નદીના કિનારા ઉપર થયો છે. હિરણ્યકશ્યપના પુત્ર પ્રહ્લાદની વાર્તા આપણે છોડી દઈશું. શ્રીકૃષ્ણ અને તેમના મોટાભાઈ બળરામ એ બંને જ્યાં સુધી વસુદેવ-દેવકીના બંધનમાંથી છૂટે નહીં ત્યાં સુધી તેમણે અધ્યયન કરવાનું નકાર્યું હતું. પિતૃઋણમાંથી આવી રીતે મુક્ત થતાંની સાથે જ મથુરા-વૃંદાવન છોડીને ઉજ્જૈન જઈને સાંદીપનિ ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. આજે પણ સાંદીપનિ ઋષિનો આશ્રમ ઉજ્જૈન આગળ ક્ષિપ્રા નદીને કાંઠે આવ્યો હતો એમ કહેવાય છે. નદીનું દર્શન કરતાંની સાથે જ કૃષ્ણ સુદામા વગેરે બ્રહ્મચારી અહીં પાણીમાં કેવી રીતે નાહતા હતા, તરતા હતા, અને એકબીજાના મોઢા ઉપર પાણી મારીને કેવા હેરાન કરતા હતા તેનું આખું ચિત્ર અન્તઃચક્ષુ સામે આવીને ઊભું રહે છે.

હું પહેલવહેલો ઇન્દોરથી ઉજ્જૈન ગયો હતો, ત્યારે ક્ષિપ્રાનું દર્શન મહાકાળેશ્વરના મંદિર પાસેથી જ સૌ પહેલાં થયું હતું. સુભગસલિલ શિપ્રા ક્ષીણ-સ્તોત્ર થઈ હતી. ભારતમાં જે બાર વિખ્યાત જ્યોતિર્લિંગ છે, તેમાં મહાકાળેશ્વર એક છે. તેથી અસંખ્ય યાત્રાળુઓ અહીં આવે છે. કુંભમેળાનાં ચાર સ્થાનમાં ઉજ્જૈનનો સમાવેશ થતો હોવાને કારણે આખા ભારતના સાધુઓ અહીંયાં આવે છે. શિપ્રા નદીનું આવું માહાત્મ્ય ન હોત તોપણ ભારતના લાખો સંત-મહાત્મા અને ભક્તોના સ્નાનપાનદાનથી પણ આ નદીને અપૂર્વ માહાત્મ્ય મળ્યું હોત.

અનંત ભક્તિભાવથી શિપ્રાને પ્રણામ કરીને અમે મહાકાલનું દર્શન કર્યું હતું. પણ શિપ્રાનું વિશેષ સ્મરણ મનમાં રહી ગયું તે ઉજ્જૈનની પાસે કાલિયાદહાને લીધે. નૈસર્ગિક સૌંદર્ય અને રાજાઓની વિલાસિતા એ બે કારણે લીધે આ

સ્થાનની આકર્ષકતા વધી છે. કહેવાય છે કે પુરાણોમાં આ સ્થાનને બ્રહ્મકુંડ કહેતા હતા. અને અહીં એક સૂર્યમંદિર પણ હતું. કોઈ એક વિલાસી રાજાએ તે મંદિર તોડી નાખીને તેના પથરા નદીનો પુલ બાંધવા માટે વાપર્યા અને અહીંયાં એક વિલાસગૃહ પણ બાંધ્યું.

ખરી વાત તો એ છે કે અહીંયાં નદીના પ્રવાહનો ભંગ થવાથી તે ખૂબ દૂર સુધી બે ધારમાં વહે છે અને પછી આ બંને ધારાઓ એકત્રિત થઈને વહેવા લાગે છે. આ જ આ બે ધારો વચ્ચે આવેલા બેટની નૈસર્ગિક શોભા છે. આ બેટ ઉપર આનંદથી રહેવા માટે બાદશાહે બે મહેલ બાંધ્યા. એટલા ઊંચા કે, ઉપર ચઢયા પછી આખા બેટની અને આસપાસના પ્રદેશની તેમ જ નદીની બંને ધારોની શોભા જોઈને આંખો તર થઈ જાય.

બાદશાહને આટલાથી સમાધાન ન થયું. તેણે પુલ નીચે વહેતી ધારામાં મોટા મોટા પથરા નાખી અનેક કુંડોમાં ભર્યા અને પછી વહેવા દીધા. કુંડ પાસે બેસવા માટે સુંદર મંડપો બનાવ્યા, જેથી ઉનાળાના દિવસોમાં બપોરે પણ સરસ મજાની ઠંડક મળે. આ કુંડોમાં બાદશાહ અને તેની બેગમો બપોરે આવીને સ્નાન કરતાં અને હસતાંરમતાં આજુબાજુની ગરમીને ભૂલી જતાં.

એમ કહેવાય છે કે, કોઈ બાદશાહે પોતાની વિલાસ-શક્તિ વધારવા માટે પારાની એક દવા લીધી. તેનાથી તેના શરીરમાં ખૂબ જ બળતરા ઊપડી. અને ઉપાય તરીકે કુંડમાં કલાકોના કલાક તે સૂઈ રહેતો. એક દિવસે રાજા આ કુંડમાં બેભાન થઈ ગયો ત્યારે એક નોકરે ગભરાઈ જઈને તેનું શરીર કુંડમાંથી બહાર કાઢયું. રાજા શુદ્ધિમાં આવ્યો ત્યારે નોકર ઉપર ખૂબ ગુસ્સે થયો અને રાજાના શરીરને સ્પર્શ કરવાના ગુના માટે તેના બંને હાથ કાપી નાખવાની સજા ફરમાવી. ત્યાર પછી રાજા જ્યારે સાચે જ પાણીમાં બૂડી ગયો, ત્યારે આજુબાજુના નોકરોએ જોયા જ કર્યું. કોઈએ પણ તેને બચાવવાની હિંમત કરી નહીં! રાજાનું શબ પાણી ઉપર આવીને તરવા લાગ્યું, ત્યારે જ માત્ર લોકોએ તેને બહાર કાઢવાની વ્યવસ્થા કરી.

કાલિયાદહાનાં બે વિલાસગૃહોમાં જે લાંબું અંતર છે તેમાંથી પગે ચાલતાં જવું હોય તો તેને માટે ભૂગર્ભમાં પણ એક ગુપ્ત રસ્તો હતો એમ કહેવાય છે. બે વિલાસગૃહમાં રહેવાવાળા રાજાઓ. યજમાન અને મહેમાન આ જ રસ્તેથી છાના-માના એકબીજાને મળી શકતા.

આ વખતે અમે કાલિયાદહા જોવા ગયા ત્યારે ક્ષિપ્રામાં ખૂબ જ પાણી હતું, ઘણાખરા કુંડો પાણીના પ્રવાહમાં ડૂબી ગયા હતા. રાણીઓને કપડાં બદલવા માટે આડી ભીંતની જેમ કરેલા કુંડો પર પણ અમે જઈ શકયા નહીં.

અવંતિનો આ બધો પ્રદેશ પ્રાચીન રાજાઓના શૌર્ય માટે, સંસ્કારિતા માટે અને વિલાસિતા માટે પણ ખૂબ જ પ્રસિદ્ધ છે. પણ આ સ્થાનનું ખરું મહત્ત્વ તો બીજું જ છે. પૃથ્વીનું મકરવૃત્ત જે સાડા ત્રેવીસ અક્ષાંશ ઉપર આવેલ હોય છે તે ઉજ્જૈન ઉપરથી જ જાય છે. ગુજરાતનું કડી-પાટણ, માળવાની ઉજ્જૈયિની, રત-

લામ, ભોપાળ, જબલપુર, સોનહાટ, રાંચી વગેરે શહેરો આ મકરવૃત્તની જ પાસે છે. અને જે પ્રમાણે આજે પૃથ્વી ઉપરનું રેખાંશ લંડન પાસેના ગ્રિનીચ નામની વિશ્વવિખ્યાત વેધશાળા પાસેથી ગણવામાં આવે છે, તે જ પ્રમાણે પ્રાચીનકાળે ભારતના વિદ્યાવૈભવના જમાનામાં ઉજ્જૈનને શૂન્ય રેખાંશ માનીને ત્યાંથી બધાં રેખાંશ ગણવામાં આવતાં. અને મહાકાલેશ્વર કાલગણનાના હિસાબે જ ઉજ્જૈનમાં આવીને બેઠા હતા. મહાકાલના મંદિરમાં એક એવું છિદ્ર છે કે જ્યાંથી અમુક તિથિએ સૂર્યનું કિરણ બરાબર સીધું લિંગ ઉપર જ આવીને પડે છે. ઉજ્જૈની જ્યોતિર્લિંગ માટે પ્રખ્યાત હતી જ. પણ જ્યોતિષવિદ્યાની વેધશાળા માટે પણ ઉજ્જૈયિની નગરીનું ભારતમાં પ્રાધાન્ય છે. આ વેધશાળા પણ ક્ષિપ્રા નદીના કિનારા પર રાજા માનસિંહે બંધાવેલી અને તે આજે પણ પોતાનું કામ નિયમિત રીતે કરે છે.

આ નદીના કિનારા ઉપર એકાદી અનુકૂળ ગુફામાં રાજા ભર્તૃહરિ જેવા અનેક યોગીઓ રહે છે. કોઈ એક ભક્ત-હૃદયી ઇતિહાસસંશોધક શિપ્રા નદીનો અને તેની આસપાસ બનેલી ઘટનાઓનો અદ્યતન ઇતિહાસ અને ક્ષિપ્રાની જોડી કાઢેલી દંત-કથાઓ એકઠી કરે તો કેટલું સરસ થશે!

## ૫. હિમશિખરોનો દર્શનાનંદ

આછાંપાતળાં, ચીંથરેહાલ વાદળાં જ બહુ સુંદર દેખાય. અને વાદળ પર વાદળ જામીને ઢગલો થાય ત્યારે પણ બરફનાં શિખરો જેવાં ભવ્ય ને સ્વર્ગીય લાગે. પણ જાડાં, ભરેલાં વાદળ કોક વાર જ સારાં લાગે. હિમશિખરોનું એવું નથી. એ તો ગમે ત્યારે, ગમે તેવી સ્થિતિમાં આકર્ષક જ હોય છે.

આ લખવા બેઠો છું ત્યારે છેલ્લાં ચાળીસ વર્ષમાં ત્રણ ખંડમાં જે જે હિમ-શિખરો જોયાં છે તે બધાંનાં સંભારણાં નજર સમક્ષ છે. એટલાં બધાં શિખરો – પણ એક કરતાં એકેય ઊતરતું તો નથી જ!

સર્વપ્રથમ હિમશિખર જોયું તે હું કાઠગોદામથી અલ્મોડા જતો હતો ત્યારે રસ્તામાં. નાનો હતો ને દરિયો પહેલવહેલો જોયો ત્યારે જેવી નવાઈ લાગી હતી એવી જ નવાઈ નંદાદેવી અને નંદાકોટાનાં શિખરો જોઈને મને લાગી. કારણ આ ધોળાં શિખરો એ સામેના પહાડનો જ ભાગ છે એવું લાગતું નહોતું. એ એટલાં બધાં ઊંચાં કે નારંગી રંગનાં વાદળ એના નીચલા ભાગ પર તરતાં દેખાતાં હતાં. એટલે આ શિખરો જાણે આકાશમાં ઊડતાં ન હોય એવાં લાગતાં હતાં. પૃથ્વી સાથે જડાયેલાં જ ન હોય એવાં. નીલ આકાશમાં એ શિખરોની ટોચ એવી ઉઠાવદાર દેખાતી – એ જ એની ખરી શોભા હતી. ઘણાંખરાં શિખરો નીચે સુધી બરફથી ઢંકાયેલાં હતાં. વચ્ચે એકાદ શિલાખંડનો શ્યામ રંગ ઉઘાડો પડી એ ધવલ-શોભામાં વધારો કરતો હતો.

જિંદગીમાં પ્રથમ વાર આ હિમાચ્છાદિત શિખરો જોઈ ખૂબ ધન્યતા અનુભવી. એ દિવસ મારી દૃષ્ટિએ બહુ મહત્ત્વનો હતો. મારી નાની વાસરિકામાં મેં એ વિશે ખાસ નોંધ લીધી.

વિશાળકાય, શુભ્ર શિખરો જોઈ હું તૃપ્ત અને મસ્ત બની ગયો હતો. આ ભવ્ય શૈલશિખરો પણ પોતાની રીતે અનેક નખરાં કરે છે એ પણ હું જોઈ શક્યો. સૂર્ય પશ્ચિમ તરફ ઝૂક્યો ત્યારે એ શિખરો આછા પીળા રંગે રંગાઈ ગયાં. રંગથી સૌંદર્ય વધી ગયું. એ રંગ સહેજ વધારે જામ્યો ત્યારે તો મન થયું કે એક ચમચી લઈ — જેમ સરસ શિખંડ કે બાસુંદી ચાખી લઈએ તેમ — આ રંગશોભાનો પણ ધરાઈને આસ્વાદ લઈ લઉં!

કળામીમાંસાનો એક સિદ્ધાંત એ છે કે કળાત્મક આનંદની પાછળ તટસ્થ મનોવૃત્તિ હોવી જોઈએ. જેમાં ભોગવવાની ઇચ્છા જાગે એમાંથી કળાત્મકતા ચાલી જાય છે. શાકુંતલમાં વિદૂષકે ચંદ્રમાને ખાંડમોદક સાથે સરખાવ્યો ત્યારે દુષ્યન્તે એની હીન કળારસિકતાની નિંદા કરી છે. 'ખાઉધરાને ખાવા સિવાય કશું ન દેખાય.' એવો ઠપકો આપ્યો છે તે યાદ કરી હું ખસિયાણો પડયો. ચિરશાંતિને પ્રત્યક્ષ કરતાં આ ભવ્ય શિખરો જોઈ એની એ પીળી કાંતિને 'ખાઈ જવી' એમ શાથી લાગ્યું મને? રાજાએ કહ્યું તેમ 'सर्वत्र औदरिकस्य अभ्यवहार्यम् एव विषयः।' એવું જ થયું ને! એ સ-રસ — છતાં કળાશૂન્ય કલ્પનાને મનમાંથી રજા આપી દીધી અને હવે એ પીળામાંથી સોનલવર્ણ કેમ બને છે તે જોવા લાગ્યો. રંગ તો એટલા ઝટઝટ બદલાતા રહ્યા કે આંખ મટકું મારે તોપણ એકાદ છટા જોવાની રહી જાય. અને મજાની વાત તો એ હતી કે એવી તરલ ચંચળતા વચ્ચે પણ ગિરિરાજ સ્વસ્થ હતા. એમની ગંભીર મુદ્રા એવી ને એવી જ હતી!

પછી તો અલ્મોડામાં નંદાદેવી અને નંદાકોટાનાં દર્શન રોજ થતાં. હવે એમાં દુર્લભતા કે દુર્દર્શતા રહી નહીં. છતાં ત્યાંના રહીશોની માફક અમારે એ ભવ્યતા સાથે અતિ પરિચય પણ હતો નહીં. એટલે વારંવાર એમને જોયા કરવાનું મન થતું.

થોડા દિવસ અલ્મોડા રહી અમે ઉત્તરાખંડની જાત્રાએ નીકળ્યા. પછી તો કહેવું શું? ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, તુંગનાથ, બદરીનાથ — એ વિસ્તારનાં ઘણાં શિખરો સાથે નિકટનો પરિચય સધાયો. એમાં પણ મારું મન હરી લીધું હતું ત્રિશૂળ શિખરે. એનાં ગૌરવ અને વૈભવ આગવાં જ હતાં.

આ બધા અનુભવો ગૌણ લાગે એવાં પણ એકાદ-બે દૃશ્યો જોવા મળ્યાં. ક્યાં — એ બરાબર યાદ નથી. કોક ઉત્તુંગ શિખર પરથી નીચે જોયું ત્યારે દૂર દૂર સુધી પથરાયેલાં ભવ્ય ગિરિશિખરોનું એ જાણે સંમેલન ભરાયું હોય અને એ સર્વ મહાનુભાવો કોઈ સનાતન પ્રશ્નની ગહન ચર્ચામાં મશગૂલ થઈ બેઠા હોય — એવું એ દૃશ્ય જોઈ વામણા માનવી દસવીસ વર્ષના ગાળાનો વિચાર કરી સભાસંમેલનો ભરે — કેવા તુચ્છ — ક્ષુદ્ર લાગે એ! એ ધ્યાનમાં આવી અંતર્મુખ બની જવાયું.

કોઈ એક સ્થળે ઊભા રહી સામે જોતાં ઉત્તર ક્ષિતિજને આંબી જતી હિમાલયની ગિરિમાળાઓ હારબંધ દેખાય ત્યારે એની શોભા અને ભવ્યતા અવર્ણનીય હોય. પણ એ જ દૃશ્ય ઊંચે ચડીને જોયા પછી એ વિરાટ વિસ્તારની યથાર્થ કલ્પના આવે છે. એની અનંત મહત્તા નીચે હૃદય દબાઈ જતું લાગે છે.

હિમાલયના આ દર્શનનો જ આભાસ યુરોપનાં શૈલશિખરો પર વિમાનમાંથી પસાર થતાં પણ થયેલો. રોમથી સ્વિટ્ઝર્લૅન્ડ જતાં અને બીજી વાર ઇટાલીના પાટનગરથી જર્મની જતાં આલ્પ્સનાં કેટલાંક શિખરો સ્વચ્છ આકાશમાંથી જોવાનું ભાગ્ય મળ્યું હતું એનું વર્ણન અલગ કરવું પડશે.

રાવળપિંડીથી શ્રીનગર પગપાળા પ્રવાસ દરમિયાન હરમુખ પર્વત અને નંગા પર્વતની ટોચ હું જોઈ શકયો હતો. કોણ જાણે કેમ પણ ગંગોત્રી અને જમનોત્રી બાજુ હિમાચ્છાદિત ગિરિશિખરો અને આજુબાજુની ગેરુઆ રંગની આભા – એની શોભા કાશ્મીરમાં જોવા ન મળી. કાશ્મીરમાં શેષનાગ શિશુનાગ અને અમરનાથના સુધાધવલ પર્વતો જ આજે સ્મરણમાં છે.

કાશ્મીરથી જમ્મુ થઈ પીર પુંજાલને રસ્તે હું પાછો ફર્યો અને ગંગામૈયાની ગોદમાં પુરશ્ચરણ માટે થોડોક રોકાયો. ધ્યાનચિંતનનો અભ્યાસ કર્યો. પણ તેથી હિમાલયદર્શનની લાલસા કાંઈ ઓછી ન થઈ. યથાકાળે નેપાળ ગયો ત્યાં તો આંખોને હિમાલયને જોવાની એટલી બધી ટેવ પડી ગઈ હતી કે ક્યાંક ખુલ્લું મેદાન કે ઉપત્યકા દેખાય તો નવાઈ જ લાગે. ગિરિશિખરો ત્યાં અમારાં નિત્યનાં સાથી હતાં. ચંદ્રગિરિના પહાડ પરથી જોયેલાં શિખરો આજે ખાસ નથી યાદ આવતાં; કાઠમાંડુ, ભાદગામ અને લલિતપટ્ટણ જેવી રળિયામણી ગિરિનગરીઓને ગોદમાં લઈ બેઠેલી નેપાળની ઉપત્યકા બહુ જ યાદ આવે છે.

હિમાલયનાં હિમાચ્છાદિત શિખરોનું આ છેડાથી પેલા છેડા સુધીનું દીર્ઘ દર્શન થયું – એનાં સ્મરણો – એ અનુભવો – વર્ષોથી એમાં રાચું છું. આસવ જેમ જૂનો થાય તેમ એનો સ્વાદ ઓર બને તેમ આ સંભારણાં જેમ પુરાણાં થાય છે તેમ વધારે કાવ્યમય બનતાં જાય છે. આસવની ઉપમા આપતાં અપાઈ ગઈ. પણ એનો સ્વાદ કેવો હોય છે તે નથી જાણતો અને સાચું કહું તો હિમાલયનું દર્શન, ચિંતન અને મનન એટલું ઊંડું અને સતત ચાલતું આવ્યું છે કે એને એવી કોઈ ઉપમાની જરૂર નથી. આસવની ઉપમા તો હીન ઉપમા જ કહેવાય.

હિમાલયનું સુધાધવલ દર્શન ફરી ફરીને ધરાઈને કર્યું કરસિયાંગ, દોર્જીલિંગ અને કાલીપોંગ ગયો તે વખતે. આસામનું ગ્રીષ્મ ઋતુનું પાટનગર શિલોંગ હિમશિખરો વચ્ચે જ છે. ત્યાં પણ શિખરોનાં રોજ દર્શન થતાં. છતાં ત્યાં હિમાકરની વિપુલતા, ઉત્તરાખંડ, કાશ્મીર અને નેપાળ જેવી નથી.

ત્યાર પછી નૈનિતાલ-અલમોડા થઈ કૌસાની ગયો ત્યારે ત્યાંથી ઉત્તર તરફ પથરાયેલી સુદીર્ઘ, પ્રદીર્ઘ, અનવરત શિખરમાળા મેં બાપુની નજરે જોઈ! બાપુએ

પ્રભાવિત થયા હતા કે જિંદગીમાં કદાચ પહેલી વાર પોતાનો નિયત કાર્યક્રમ ફેરવીને એ ત્યાં થોડા દિવસ વધારે રોકાઈ ગયા.

કૌસાનીમાં શિખરોનું અખંડ, સતત દર્શન નથી થતું. વાદળ નીચે અચાનક બધું ઢંકાઈ જતું. પછી જાણે અમારા જેવા દર્શનાર્થીની દયા ખાતા હોય તેમ નટખટ મેહુલા મહેરબાની કરી પોતાની માયા સંકેલી લેતા અને અમે ક્ષણે ક્ષણે નવું રૂપ ધારણ કરતી શોભાની ઝાંખી કરવા પામતા. એ બદલાતી રંગશોભા જોતાં જોતાં મનના ભાવ પણ બદલાતા જ જાય. મને નથી લાગતું કે કોઈ ભલભલા સાધુ પણ અહીં રહી ચિત્તની એકાગ્રતા જાળવી શકે. આ શિખરો છે અત્યંત શીતળ. દર્શન પણ પ્રસન્ન, શાંતિપ્રેરક ને શીતળ છે. પણ એમાં સાતત્ય નથી હોતું અને જ્યારે જ્યારે મેઘપટલ દૂર થાય અને એ નિસર્ગમંદિરનાં ગર્ભદ્વાર ખૂલે ત્યારે એવા ઉત્કટ, જીવનસમૃદ્ધ ભાવ મનમાં જાગે કે એ વાતાવરણમાં કવિની કવિતા જ નાચી ઊઠે. મુનિની ધ્યાનવૃત્તિ માટે એ ભૂમિ અનુકૂળ ન રહે.

વાદળ – ભલે એક જ હોય, એમાં કેવી વિવિધતા હોય છે! જોતાં ને વિચારતાં એનો તાગ ન પામી શકાય. તેમ જ આ કર્પૂરગૌર હિમશિખરોમાં આકૃતિવૈચિત્ર્ય છે, રંગોની વિવિધતા છે તેમ ભાવોત્કટતાનો પણ અમર્યાદ ભંડાર ભરેલો છે. જીવનના વિવિધ, સમૃદ્ધ અનુભવોને જગાવી – એનું મંથન કરી, સારરૂપ નવનીત પામવું હોય તો આ શિખરોનું દર્શન અને ચિંતન હંમેશાં ઉપકારક થાય છે.

હિમાલયનું સર્વોચ્ચ શૃંગ – શૈલરાધાનાથ – અથવા સરગમાથા – ગૌરીશંકર, કાંચનજોંઘા આ જગપ્રસિદ્ધ શિખરો છે. કેટલાક રસિક પ્રવાસીઓએ આ બધાં પર મન મૂકીને લખ્યું છે. મારા મિત્ર શ્રી અપ્પાસાહેબ પંતને મળવા હું સિક્કીમના પાટનગર ગંગટોક ગયો ત્યારે રોજ સવારે દૂરબીન લઈ કલાકો સુધી કાંચનજોંઘાનું દર્શન કરતાં ધરાયો નથી. બપોરે તો વાદળો નીચે બધું ઢંકાઈ જતું. સવારના રામપ્રહરમાં જ પંચહિમાકરના દર્શનનો લાભ મેળવી શકાતો. કાંચનજોંઘા એ તિબેટી નામ છે. પંચહિમાકર એવો એનો અનુવાદ કર્યો છે. સિક્કીમથી પાછા ફર્યા પછી એ વિશે મેં લખ્યું છે. પણ સાચું કહું તો પંચહિમાકરના ધ્યાનચિંતનથી જે જીવનાનંદ મને મળ્યો તેનું વર્ણન કરવા માટે શબ્દ મળવા મુશ્કેલ છે. ગૂઢાર્થનું સહેજ સૂચન વાણી દ્વારા થઈ શકે. પણ એ પૂર્ણ વ્યક્ત ન થઈ શકે. એ વડે મેળવેલો સંતોષ એ એક અપૂર્વ, અકથ્ય અનુભૂતિની વાત છે. જ્યારે એવો એકાદ ઉત્કટ અનુભવ વાણી દ્વારા વ્યક્ત ન કરી શકાય ત્યારે એ પરાજય સ્વીકારતાં જે દુ:ખ થાય તે પણ આમ જોવા જઈએ તો હૃદ્ય અને આનંદપ્રેરક હોય છે.

થોડા દિવસ પહેલાં પઠાણકોટ જઈ આવ્યો. પંજાબનો કડક ઉનાળો ચારે બાજુથી જાણે ડામતો હતો. એવા અસહ્ય ઉકળાટ વચ્ચે પણ ડાબેજમણે હાથે ગગનને ગોખે બેઠેલાં હિમાચ્છાદિત શિખરો મેં જોયાં હતાં. ખરે બપોરે, ઉપનુ વિરલ હવામાં એ શિખરો ઘડીકમાં શુભ્ર, તો ઘડીકમાં બકુલના પુષ્પ જેવી ભૂખરી પ્રભામાં પ્રકાશિત, જોતજોતાંમાં હાથીદાંત જેવી – અને એ ઉપમા જડે એટલામાં વળી

આછા ગેરુઆ રંગે રંગાઈ જતી શોભા બતાવતાં હતાં. એ તરફ જોવામાં ઉનાળાની તીવ્રતા ભૂલી જવાતી.

ગમે તેમ, આ શૈલશિખરો અનંત કાળથી અનંત વૈભવથી શોભતાં રહ્યાં છે, જીવનાનંદ અને વૈરાગ્યાનંદનો શાંત, શીતલ સમન્વય કરતાં આવ્યાં છે. અને અંતરની શ્રદ્ધાનો રણકાર કહી રહ્યો છે કે માનવી સંસ્કૃતિ ભલે ગમે તે સ્વાંગ ધારણ કરે આ સનાતન હિમશિખરો પોતાનું દીક્ષાકાર્ય અવિરત કરતાં રહેશે.

# ૬. ગિરિનગરી મસૂરી

ગ્રીષ્મના તાપથી બચવા માટે મુંબઈના લોકો મહાબળેશ્વર, માથેરાન જતા રહે છે. ગુજરાતીઓ આબુ પહોંચી જાય છે. નાગપુર પાસે પંચમઢી છે. કલકત્તાના બાબુઓ માટે દાર્જિલિંગ, કરસિયાંગ અથવા કાલીંપોંગ છે. આસામીઓ શિલોંગ જાય. ઉત્તર પ્રદેશમાં નૈનિતાલ છે તેમ દિલ્હી પાસે મસૂરી છે. દિલ્હીથી નૈનિતાલ પણ પાસે જ છે. દક્ષિણમાં ઊટી અને કોડાય કેનાલની રમ્ય નગરીઓ છે. લંકાના લોકો ન્યૂરેલિયા જાય છે અને આખું કાશ્મીર શીતસુંદર હોવા છતાં ત્યાંના લોકો ગુલમર્ગ પહોંચે છે!

દિલ્હીની સરકારી કચેરીઓ સિમલા જાય છે. પણ તે હવે પહેલાં જેવું રળિયામણું નથી રહ્યું.

મસૂરી દિલ્હીથી માત્ર ૧૭૦ માઈલ દૂર છે. સાડા છથી સાત હજાર ફૂટની ઊંચાઈએ એ વસ્યું છે. હવામાન સરસ છે. પાણી પણ હલકું છે. દૂરનાં હિમાચ્છાદિત શિખરો પણ અહીંથી દેખાય છે. મસૂરીની આસપાસ ફરતાં ફરતાં ત્રિશૂલ, બંદરપુચ્છ, નંદાદેવી, બદરીનારાયણ, ગંગોત્રી, જમનોત્રી જેવા કોઈ ને કોઈ શિખરનું દર્શન થાય જ. દિલ્હી નજીક એવું બીજું કોઈ સરસ સ્થાન નથી.

રાંચી, શિલોંગ કે મહાબળેશ્વરમાં ઘણી સમતલ ભૂમિ છે. તેવી મસૂરીમાં ભાગ્યે જ દેખાય. અહીં તો પર્વતનો ભાગ એની પાસે માગી – કપાવીને માંડ થોડી જગ્યા મેળવવી પડી હોય એમ લેવી પડે છે. અહીં બેત્રણ રસ્તા સમતલ કહેવાય એવા છે. રસ્તાની બાજુ પર ઉપરનીચે નાનામોટા બંગલાઓની હારમાળા છે. બેત્રણ બજાર પણ સારાં એવાં છે. અંગ્રેજોના ગયા પછી કારભાર જરા શિથિલ થયો હશે. તોપણ એકંદરે નગરપાલિકાનું કામ ઘણું સારું કહેવાય એવું ચાલે છે. પાણી, વીજળી અને સ્વચ્છતા સારી. રસ્તા પણ સારા એટલે ત્યાં ગમે એવું છે. સવારસાંજ સહેલાણીઓ ફરવા નીકળે ત્યારે નિસર્ગની શોભા જોવાની હોય તેમ શહેરી મહેમાનોનાં મુખડાં અને દસનૂર કપડાં પણ જોવા જેવાં હોય. આમ તો એ ગામ નાનું. ત્યાંની વસતી પણ ઓછી. પાંછા બહારથી આવેલા લોકો અહીં બહુ પ્રેમાળ અને મળતાવડા થઈ જાય છે. એકબીજાને મળવા જવું એ અહીંનો

એક મનગમતો છંદ નહીં પણ રિવાજ બની ગયો છે. અહીં આવ્યા પછી ચડવું, ઊતરવું અને રસ્તામાં ચાલવું એ મહેમાનોનો નિત્યક્રમ બની જાય છે. ખરે બપોરે બાર વાગ્યે પણ રસ્તામાં અમસ્તા ફરતા લોકો મળે.

અહીં પંજાબ અથવા ઉત્તર પ્રદેશના કેટલાક લોકો સ્થાયી થયા છે. આજકાલ વળી દૂર દૂરના લોકો પણ રહેવા આવે છે. છતાં જેમને આપણે આ ભૂમિના પુત્રો કહી શકીએ તે તો 'કૂલી'નું જ કામ કરતા હોય છે. રિક્ષા ખેંચવી, સહેલાણીઓ અને તેમનાં બાળબચ્ચાંને ઘોડા પર બેસાડી ફેરવવાં – છોકરાંઓને કંડીમાં બેસાડી પીઠ પર લઈ ફેરવવાં એવાં એવાં કામ એ કૂલીઓ કરે છે. સામાન ઊંચકીને લઈ જવામાં એ બહુ ચપળ અને હોશિયાર છે. પહેલાં તો તેઓ દેહરાદૂનથી કે રાજ-પુરથી બોજા માથે મૂકી મસૂરી સુધી લાવતા. હવે બસ ને ટ્રકથી સામાન આવે છે. તેથી આ કષ્ટથી છૂટયા. છતાં કષ્ટ સહેનારા એમના જેવા માણસો મળવા મુશ્કેલ. પ્રામાણિક પણ પાછા એવા જ! સામાન એમને સોંપી સરનામું આપી તમે નચિંત રહો. સમયસર સામાન પહોંચ્યા વગર નહીં રહે. અને એ સહીસલામત પહોંચાડવા બદલ વધારે દામ પણ નહીં માગે. અલ્પસંતુષ્ટ અને ભોળી પ્રજા છે. સંગઠિત થઈ પોતાની સ્થિતિ સુધારવાનું હજુ તેઓ શીખ્યા નથી. એમનાં મોં પરથી, પહેરેલાં ચીંથરેહાલ કપડાં પરથી, લાચારીભર્યા બોલવામાંથી એમની ગરીબાઈ નીતરતી હોય છે. સાથે સાથે એમની ભાષામાંથી એમની નિખાલસ સજ્જનતા પણ પ્રકટ થાય છે.

આ કૂલીઓને જોયા પછી આપણી જાતિભેદવાળી સમાજવ્યવસ્થા કેટલી ભયાનક છે એ યથાર્થ રીતે સમજાય છે. આજે જે રીતે એ વ્યવસ્થા છે એમાં આ લોકો કોઈ દિવસ એક ડગલુંય આગળ નહીં વધી શકે.

આપણા દેશના કેટલાક ધનિકો, વિદ્વાનો, સરકારી અધિકારીઓ વર્ષે બે વર્ષે પોતાની જૂની મોટર વેચી નવી લેતા હોય છે. એ લેવડદેવડમાં બેત્રણ હજારની ખોટ આવે તોપણ એમને એ વિશે ખાસ કાંઈ લાગતું નથી. 'નવું મૉડેલ' હોય તો વધારે આરામથી બેસાય, બેસવાની ગાદીનો 'ઍંગલ' વૈજ્ઞાનિક પદ્ધતિએ ગોઠવેલો હોય તેથી બેસનારને બિલકુલ તકલીફ ન પડે; પગ સરખી રીતે ગોઠવાય. પકડવાની ચામડાની પટ્ટીઓ અનુકૂળ જગ્યાએ હોય – એટલું જ નહીં, પણ ગાડીમાં આવતી હવા પણ અનુકૂલિત કરેલી હોય છે. બધું કેવું સરસ! કેવું સગવડભર્યું! ઉપરાંત અંદર રેડિયો પણ છે; 'ન્યૂઝ' સાંભળો. સંગીતની મહેફિલ માણો. અક્કલ વાપરી આટલી સુખસગવડ સાચવે એને માટે હજાર બે હજાર આપવા પડે એ શું વધારે કહેવાય? એની બુદ્ધિની કદર પણ કરવી જોઈએ કે નહીં?

એવા ઉદારદિલ 'કદરદાનો'ના આરામ ને સુખસગવડ એમને જ મુબારક હો! આપણે એમની અદેખાઈ નથી કરતા. આ લક્ષ્મીપતિઓ નગરપાલિકાની ચૂંટણીઓમાં પણ સારો રસ ધરાવે છે. છતાં આજે સૈકાઓથી કાશીના 'ટમ્ ટમ્'માં કશો સુધારો નથી થયો. પૂનાના ટાંગામાં પોતાના હાથપગના ઉતારેલા વીમાનું સ્મરણ

કરતાં બેસવું પડે. મદ્રાસની 'ભણ્ડી'માં હાડકેહાડકું ઢીલું થાય. નીચે સામાન ગોઠવી એના ઢગલા પર માણસને બેસાડી પીઠ પર ઊંચકાતા 'કંડી' એવા ને એવા જ છે. આજે પણ મસૂરીમાં એ ચાલે છે. સુધારોવધારો જે કહેવાય તે એટલો જ કે સામાનને માથે 'સવારી' બેસે ત્યાં ચામડાનો ટુકડો પાથરી આપે છે! પણ એ 'કંડી' ઊંચકનારની દયા કોઈ નથી ખાતું!

આપણે, મધ્યમવર્ગના બુદ્ધિશાળી માણસો ઘણું જાણીએ, વિચારીએ છીએ – પોતાની સગવડ સાચવવા પૂરતું! પણ ગરીબોનાં અનાવશ્યક કષ્ટનો ભાર ઓછો શી રીતે થઈ શકે એ વિચાર એ ચાલાક મનમાં આવતો જ નથી! મસૂરીની – ભારતભરના ગિરિનગરોની કહું તો ચાલે – રિક્ષા ચાર ચાર માણસો વડે ખેંચાય છે. બેસવાની જગ્યા પર તો સરસ મજાની ગાદી હોય છે. તાપતડકાથી કે વરસાદપાણીથી રક્ષણ કરવા માથે છત્રછાયા પણ હોય છે. પણ ખેંચનાર માટે આ વાહન વધારે પડતું વજનદાર હોય છે. આપણી સરકાર જો દસવીસ હજારના પારિતોષિકની જાહેરાત કરી મજબૂત, સગવડભર્યું અને વજનમાં બને એટલું હલકું રિક્ષાનું 'મૉડેલ' કરવાનું કહે તો? કેટલા બિચારા કૂલીઓનાં કષ્ટ ઓછાં થશે! માણસોની જાનવર જેવી દશા થતી અટકે. આજે ઍલ્યુમિનિયમ વડે મોટાં મોટાં વિમાનો બને છે. એમની મજબૂતી વધાર્યા છતાં વજન કેમ ઓછું કરવું એ વિચારવા પાછળ લાખો રૂપિયા ખર્ચાય છે. પણ આ ગરીબોના વાંસાની ચામડી છોલાઈ ન જાય કે એમના ખભાનાં હાડકાં ઓછાં દુખે એની કોઈને પડી નથી! માણસો પ્રત્યે આ દયાભાવ! તો બિચારાં મૂંગાં જાનવરોની દશા તો કેવી હોય! તેલની ચક્કી ફેરવતા બળદ કે પાડાની ગરદન સામે એકાદ વાર જોવાથી તેમને આપણું ભેજું ન ચલાવવાથી કેટલી પીડા સહેવી પડે છે એ જણાશે.

મધ્યમ વર્ગના લોકોને પાંચ-છ હજાર રૂપિયા સુધી સારી મોટર મળે એવું સરકાર વિચારી રહી છે. આનંદની વાત છે. વિજ્ઞાનનો લાભ બધાંને મળવો જોઈએ. આપણી સરકાર ગરીબો પ્રત્યે ખાસ લાગણી અને પક્ષપાત ધરાવે છે. મિલમજૂરોનાં હિત જાળવવા માટે જાગ્રત રહે છે ત્યારે ગામનું મેલું ઉપાડનાર પ્રત્યે, બોજો ઊંચકનાર કે રિક્ષા ખેંચનાર પ્રત્યે આ ગરીબનવાજ સરકારનું ધ્યાન નથી ખેંચાતું!

માંસાહારી લોકોની સગવડ સાચવવા ખાતર ઠેર ઠેર કતલખાનાં ખોલાય છે. પશુને હત્યા સમયે ઝાઝી વેદના ન થાય માટે પશ્ચિમનાં રાષ્ટ્રોમાંના જીવદયાવાદીઓએ કાયદા કર્યા છે. આપણા દેશમાં પણ એવા કાયદા છે. જાનવરો માટે તો એમની શક્તિ કરતાં વધારે બોજો એમના પર લાદવા સામે પણ કાયદાએ એમને રક્ષણ આપ્યું છે. પણ નાગરિકોનાં હૈયામાં દયા ન હોય ત્યાં સુધી દયાના કાયદા થોથાંમાં જ પડી રહેવાના.

આપણા સર્વોદયવાદીઓ આંદોલન ઉપાડી રહ્યા છે ભંગીઓને માથા પર મેલું ઉપાડવું પડે છે એની સામે. એ બરાબર. પણ એ મેલું ઉપાડવાની બીજી યોગ્ય રીત એકલા અપ્પાસાહેબે શોધવી હોય તો શોધે એવી વૃત્તિ શા કામની?

આપણી વાત હતી કૂલીનાં અનાવશ્યક કષ્ટ દૂર કરવાની. પીઠ પર ને વાંસા પર કૅન્વાસની જાડી ગાદી જેવાં 'પૅડિંગ' નગરપાલિકા પોતાને ખર્ચે કૂલીઓને પૂરાં પાડે તો ઘણાની દુવા તો મળશે જ. અને આપણો દેશ 'સુશિક્ષિત' છે—કેળવાયેલો છે એવી આબરૂ પણ બંધાશે!

*

ઈ. સ. ૧૮૧૪ અથવા ૧૮૨૬થી હશે, મસૂરી અને લાંડોરના પર્વતો અંગ્રેજોની નજરમાં વસી ગયા હતા. અંગ્રેજ અમલદારો, લશ્કરી વડાઓ અને ધર્મગુરુઓ ત્યાં વસવાટ કરવાનું પસંદ કરતા. પછી ઍંગ્લો-ઇન્ડિયનો પણ આવી ગયા. એ ત્યાં રહ્યા. પણ ગોરાની કલબોમાં એમને પ્રવેશ મળતો નહીં. સોએ સો ટકા યુરોપિયનો માટે જ ત્યાંની કલબો ચાલતી. જાતિભેદનું—રંગભેદનું ઝનૂન ગોરાઓમાં કાંઈ ઓછું નથી. આપણાથી ચડી જાય એવા છે! વર્ણભેદમાં માનનારા આ ગોરાઓને કાળા માણસે કરેલી સેવા ખપે છે. કાળાઓ રાંધે, પીરસે એમાં કશું બગડતું નથી. પણ ટેબલ પર એમની જોડે બેસી કાળો આદમી જમે તો એ તલપાપડ થઈ જાય. એમાં પાછા પશ્ચિમની રીતભાત જાણતા ત્યાંની કેળવણી પામેલા શ્રીમંતો માટે એવો કશો બાધ નથી! વર્ષો પછી હિમાલયન કલબમાં ઍંગ્લો-ઇન્ડિયનો દાખલ થઈ શક્યા અને હવે તો આખો જમાનો બદલાઈ ગયો. હવે બિલ ચૂકવી શકે એવા કોઈ પણ જાય. છતાં મસૂરી હજુ પણ જાણે ગોરાઓની નગરી હોય એવી છે. ત્યાં મોટી વસ્તી છે ગોરા ધર્મપ્રચારકોની. યુરોપિયન છોકરાઓ માટે તેઓ નિશાળો ચલાવે છે. ઓછે ખર્ચે એમના માદરેવતન જેવી કેળવણી એમને અહીં મળે છે. અહીં એમનાં દેવળો ઘણાં સારાં છે અને મોટાં, સગવડભર્યાં દવાખાનાં પણ છે. ગોરાઓ માટે મસૂરી અને લાંડોર સ્વર્ગસ્થાનો જેવાં છે.

મસૂરીમાં હવે સનાતન ધર્મનાં અને આર્યસમાજનાં મંદિરો પણ બંધાયાં છે. મસ્જિદો પણ છે. છતાં એ તીર્થસ્થાન તો નથી જ. આખરે એ એક હવા ખાવાનું સ્થળ છે. શિક્ષણનું એક સારું કેન્દ્ર છે. વ્યાપાર અને વિલાસ—મોજશોખનું સ્થાન પણ ખરું. લશ્કરના લોકો પણ આ ગિરિનગરીનો સારો ઉપયોગ કરે છે. ગોરાઓએ વસાવેલું અદ્યતન ગિરિનગર છે એ.

છતાં એ હિમાલયનું એક અંગ છે એ કેમ ભૂલી જવાય? અને હિમાલય એ તો 'શિવાલય' કહેવાય. એ રીતે જોતાં ઋષિમુનિઓની તપોભૂમિનો એક ભાગ, જ્યાંથી ગંગોત્રી ને જમનોત્રીનાં દર્શન થતાં હોય એ તપોવન જ હોય. બીજું શું? ત્યાં ઊભા રહી ત્યાંની ખુલ્લી ઠંડી હવામાં શ્વાસ લેતાં મનમાં આધ્યાત્મિક ભાવ જાગવાના જ. મન આપમેળે આત્મચિંતન કરવા લાગે અને છેલ્લાં દસ હજાર વર્ષનો ઇતિહાસ એ મનમાં જાગે. ગમે એટલા આધુનિક હોઈએ તોપણ એ ભૂમિ પર ભગવાન મહાદેવજીનું સ્મરણ થવાનું જ અને ઇચ્છા હોય કે ન હોય તપસ્યાની ભાવના હૃદયમાં ઉદય પામવાની જ. એવી જગ્યાએ બેસી ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર—આ પ્રસ્થાનત્રયીનું અધ્યયન કરવું જોઈએ. શ્રુતિસ્મૃતિ-

પુરાણોક્ત ઉદાર સનાતન ધર્મનો સાક્ષાત્કાર કરવો હોય તો ભારતીય સમાજશાસ્ત્રની નવરચના કરવા માટે પુરાણગ્રંથોનું અધ્યયન પણ કરવું જોઈએ.

## ૭. મસૂરીની વાસરી–૧

અમારું નિવાસસ્થાન મસૂરી-લાંડોરના પૂર્વ છેડા પર છે. ઘર ઉત્તરાભિમુખ છે. અને એને લીધે ચિર-હિમશિખરોની શોભા જ્યારે દૃષ્ટિગોચર થાય છે ત્યારે શીતળ, ભવ્ય અને ઉજ્જવળ શાંત હોય છે. કાચનાં બારી-બારણાંને લીધે મોટી સગવડ તો એ છે કે આખાય દેશનો વિસ્તાર ખૂબ જ સહેલાઈથી જોવા મળે છે.

મારો ઓરડો પશ્ચિમ તરફ હોવાથી સૂર્યાસ્તની શોભા જોવાની સગવડ મને વધારાની – નફામાં મળી છે.

ઉત્તર અને પશ્ચિમ બંને બાજુએ ઊંડી ખીણ હોવાને લીધે ખીણની પછી ઊપસતા પહાડની હરિયાળીનો ઉભાર વધારે દેખાઈ આવે છે. અને જે પહાડ પર અમે વસીએ છીએ તેની ઊંચાઈ વધારે ધ્યાનમાં રહેવાથી અમારા મનમાં અમારી પ્રતિષ્ઠા પણ વધી જાય છે. અમારે માટે આ સ્થાન ધ્યાનભૂમિ છે. જ્યારે વાદળાંઓ કહે છે: 'તુચ્છ માનવોનો અહીં અધિકાર જ શો છે? પક્ષીઓના માળા નાનકડા અને તમારા મોટામસ. શું એટલી જ વશેકાઈથી આ વિશાળ ભૂમિભાગ પર તમારો અધિકાર થઈ ગયો? પક્ષી તો આકાશમાં પણ ઊડી શકે છે. તમારે તો કીડી-મંકોડી જેમ જમીન પર જ ઢસડાવું પડે છે.'

'આ તો અમારી ક્રીડાભૂમિ છે, લીલાભૂમિ છે અને સદા-સર્વદા રહેવાની છે. બહાદુર હો તો શિયાળામાં અહીં આવીને ઉઘાડે ડિલે ફરી બતાવોને! પક્ષી તો છે અમારી પેઠે ગગનવિહારી. પોતાનો ખોરાક પણ તેઓ જાતે પ્રાપ્ત કરી લે છે. તમે લોકો તમારો ખોરાક દૂર દૂરથી અહીં લાવીને ખાઓ છો. તમારો અહીં જરાય અધિકાર નથી. પુસ્તક-થોથાંમાં તમે છોને ચાહે તે લખો અને પછી એનો આધાર ટાંકીને અદાલતમાં કજિયો માંડો.'

વાદળોની વાત છે તો સાચી. આપણો અહીં અધિકાર હોત તો મન ચાહે તે જગ્યા આપણી મરજી પ્રમાણે જોઈ શકત; પણ નથી આપણે પવનને પ્રેરિત કરી શકતા કે નથી વાદળોને ખસેડી-હટાવી શકતા. ધૂમસને હટાવી પણ શકતા નથી કે નથી તો મન માને તે વખતે ધૂમસ ઉતારી શકતા. ભિખારી મરજી પ્રમાણે-નું કાંઈ મેળવી શકતો નથી. જે વખતે જે મળ્યું તે જ ગળે ઉતારવાનું હોય છે. અને એમાં જ પોતાને ધન્ય માનવાનું હોય છે.

વાદળો અહીંનાં અધિકારી છે એ સાચું. પણ તેઓ અતિથિપ્રેમી અને ઉદાર છે, રોજ અવનવી દૃશ્યમાળાઓ સર્જે છે અને પ્રતિભાવાન હોવાને કારણે દરેક સમયનું દૃશ્ય અપૂર્વ અને છટા અનેરી હોય છે!

અમારા ઘરની ચારે બાજુ ઊંચાં ઊંચાં અસંખ્ય ઝાડ છે. બાંઝ, પદમ, દેવદાર વગેરે અનેક જાતનાં વૃક્ષો સીધાંસટ ઊંચે આકાશને આંબવા પ્રયાસ કરે છે, રંગ-ભૂમિના પ્રેક્ષકોની પેઠે ચૂપચાપ આખુંય દૃશ્ય નિહાળતાં રહે છે. નિહાળે છે એટલું જ નહીં, બલકે અખંડ રૂપથી એનો આનંદ માણે છે.

આ વૃક્ષો કોઈ કારખાનાં તો નથી ચલાવતાં, તોય ચોમાસામાં એમનાં શરીર-અંગાંગ ઉપર સેવાળી થપ્પીઓ ઊગી નીકળે છે. આપણને તો એમ જ લાગે કે કુદરતે તેમને ઓઢવા તથા તન ઢાંકવા ડગલા-કામળાની ભેટ ધરી દીધી! સેવાળના આ મોટા થર જ શીતકાળમાં એમનું રક્ષણ કરે છે, અને ઉનાળો બેસતાંવેંત ઓઢેલા આ થરના થર જૂના થઈને ખરવા માંડે છે. કુદરતની ખૂબી એ છે કે જેમ ફાટયાંતૂટયાં વાદળોની શોભા અધિક હોય છે તેમ જ આ તપસ્વી વૃક્ષોનો લીરે-લીરા થઈ ગયેલો લીલો ધાબળો વધારે સોહામણો લાગે છે.

આ વૃક્ષોને ભલેને બોલતાં ન આવડતું હોય, ભગવાને એમને ભલે વાચા ન આપી, તેઓ સાંભળે છે તો બધું જ. જેટલાં એનાં પર્ણ એટલા એના કર્ણ! પક્ષીઓનો કલરવેય માણે અને મેઘગર્જના પણ સાંભળે.

મોટાં-મોટાં પક્ષીઓ આ પારથી ઊડીને પેલે પાર થઈને મોટી મોટી ખીણો ઓળંગે છે, જ્યારે પતંગિયાં તડકામાં અહીંતહીં ફરતાં રહે છે અને કહે છે: 'તમે ભલેને મૌન પાળો, તમારું ધ્યાન તો અમે ભંગ કરવાનાં જ.'

મેં માનેલું કે આ પ્રદેશ વિશેની માહિતી અહીં સહેલાઈથી મળી જશે. પરંતુ જ્યાં અંગ્રેજી જાણનારાઓ પહોંચ્યા ત્યાં દેશીસ્થાનિક જાણકારી તો ગાયબ થઈ જ સમજો. પછી તો સ્થળોનાં નામ પણ પાડશે અંગ્રેજ, અને દંતકથાઓ પણ ઉપ-જાવશે અંગ્રેજ. સ્થાનિક દેશી-ગરીબ માણસો તો એટલા કંગાળ અને ઉત્સાહવિહીન થઈ જવાના કે એમની પાસેથી તો કશી જ માહિતી સાંપડવાની નહીં. દહેરાદૂનમાં એક બેનમૂન ફૉરેસ્ટ કૉલેજ છે, પરંતુ એની તમામ માહિતી અંગ્રેજીમાં જ મળે છે. ગૅઝેટિયરમાં થોડો ઇતિહાસ મળી શકે તે માફ પણ પૌરાણિક માહાત્મ્ય આપવા-ની જવાબદારી તો એની નહીં ને!

લગભગ વીસ દિવસ થયા અમે શિખરોની શોભા, વાદળોની લીલા અને સંધ્યાનો વર્ણવિલાસ નીરખ્યા જ કરીએ છીએ, રોજ નવાં નવાં દૃશ્યો જોતાં ધરાતાં જ નથી, અને પ્રકૃતિ તો કહે છે:

नास्त्यन्तो विस्तरस्य मे ।

ઉત્તર ભણી પહાડોના, એક કેડે એક, એમ ચાર ચાર થરો ભળાય છે. રોજ નહીં. રોજ તો માત્ર ત્રણ હરોળો જ નજરે પડે. પ્રભાતના પહોરમાં જ્યારે બધું જ શાંત શાંત હોય છે અને વાદળ પણ ઊંઘી ગયાં હોય છે ત્યારે ઓતરાદી દિશામાં ચોથી હારમાળા પણ ફીકો નીલો રંગ ધારણ કરે છે. એટલે જ ઉત્તરના હોવા છતાં એ પહાડોને નીલગિરિ કહેવાનું મન થાય છે, ચોકીદાર અને ગોવાળિયાને

પૂછી જોયું કે ભાઈ, આ કયો પહાડ? બંદરપૂછ? જમનોત્રી? ગંગોત્રી? તેઓ બાપડા કશું જ કહી શકયા નહીં.

કૌસાનીથી ઉત્તર દિશાના આપણા સઘળા જ પૌરાણિક પહાડો હારબંધ દેખાય છે. ત્રિશૂળ તો એમાં સહેલાઈથી ઓળખાઈ આવે છે. નંદાદેવી અને નંદાકોટા આલમોડાથી જોયાં હતાં તેથી તેનો પણ કાંઈક ખ્યાલ હતો. પણ હવે તો બધું ભૂલી જવાયું છે. ફરીથી કોઈ સારું પુસ્તક જોઈ લઉં ત્યારે જ આ શિખરોનાં નામ નિશ્ચિત કરી શકાય.

અને એક દિવસ અમારો આ નીલગિરિ ધવલગિરિ બની ગયો! એની ઉપર સફેદ બરફની ઝલક દેખાવા લાગી. 'આખરે આજે તો હિમશિખરોનાં દર્શન થયાં ખરાં!' એવી ધન્યતાનો અનુભવ કરીએ તે પહેલાં તો વાદળોએ જાહેર કર્યું કે, 'ના, ભૂલ થઈ ગઈ. આજે કાંઈ આપને હિમગિરિનાં દર્શન કરાવવાનાં નહોતાં.' પછી તો ભાઈ વાદળોના સફેદ ઢગલા જ દેખાયા કર્યા. લાચાર થઈને અમે સંતોષ માની લીધો – વાદળોનાં શિખરો ક્ષણજીવી રહે તોય શું? એની શોભાય કાંઈ કમ નથી તો. આકાર તો તેઓ બદલ્યા કરે છે, એ ખરું, પણ કેટલી સૌમ્યતાથી! તે દિવસે દર્શનાનંદની અપેક્ષા કલ્પનાનંદ જ અમે પ્રાપ્ત કર્યો અને દિલને મનાવ્યું કે આજનો દિવસ સાર્થક થઈ ગયો.

અને પછી તો લાગલાગટ ત્રણ-ચાર દિવસ સુધી ઉત્તર દિશા ભણી ચોથા થરના પહાડો બરફથી પૂરેપૂરા ઢંકાયેલા દેખાવા લાગ્યા. એમાં ડાબી બાજુના બેત્રણ પહાડો તો ત્રીજી હરોળની પાછળથી માથું ઊંચું કરી શકતા હતા. એને માન્યતાનું થોડુંઘણું ઉત્તેજન આપ્યા પછી અમે જમણી બાજુની હિમસમૃદ્ધિ અમારી આંખોમાં સમાવી. જેમ જેમ સાંજ પડતી જાય છે તેમ તેમ સૂરજનાં કિરણો એ શિખરોને ઓપ ચડાવતાં જાય છે. હવે અમે સાચા દિલથી કહી શકીએ કે ચિરહિમશિખરોનો વૈભવ અમે જોયો તો ખરો! સ્નેહીઓને લખવાના પત્રોમાં હવે દર્શનાનંદનો ઉત્સાહ પ્રગટ થવા લાગ્યો.

માણસનો સ્વભાવ એવો છે કે રૂપનો સાક્ષાત્કાર થતાં જ તેને તેનું નામકરણ કરવાની વૃત્તિ જાગે છે. બાળક પેદા થાય છે ત્યારે ચાર દિવસ સુધી સહુ બાબો બાબો કહેશે, પણ પછી એક પછી એક, બધાં જ, જુદાં જુદાં નામોનું સૂચન કરવા લાગશે, પછી બધાં જ સ્નેહીસંબંધીઓ એક સમિતિ બનાવીને બાબા કે બેબીનું નામ નિશ્ચિત કરે છે. અમે પણ પૌરાણિક નામોને અભાવે – પ્રત્યેક નાનાંમોટાં શિખર માટે પોતપોતાની પસંદગીનું નામ નિશ્ચિત કરવાનું વિચાર્યું. હું જાણતો હતો કે પ્રાચીન નામો મળી જશે ત્યારે અમારાં નવાં નામો પીગળી જવાનાં. તેથી આ શિખરોની ધ્યાનાવસ્થાની વિભિન્ન ભૂમિકાઓનાં વજનદાર નામો આપી દઉં. કોણ જાણે મારી આ ઇચ્છા વાદળો સુધી કેમ પહોંચી ગઈ? એમને મારો આ વિચાર પસંદ ન આવ્યો અને એમણે પોતાનો 'વીટો' સમગ્ર ઉત્તર દિશાને આવરી દેતો ફેલાવી દીધો.

અમે ખૂબ ઇચ્છા રાખી કે અમારા મહેમાન જલદી આવી જાય તો સારું. એમને અમારો હિમવૈભવ બતાવી શકીશું. મહેમાન સમયસર ન આવ્યા અને અમારા વૈભવના અમે માલિક નહોતા. અમારે ભાગ્યે હવે એ દાંડી પીટીપીટીને કહેવાનું આવ્યું કે બરફનું દૃશ્ય અદ્ભુત હતું અને સાંજ-સવારે તો સૂર્યકિરણોની લીલાથી તે દૃશ્ય દૈવી બની જતું હતું. મિત્રોને અમે એ પણ લખ્યું કે જાણે હિમનાં શિખરો આભની અટારીએથી આરામ કરવા નીચે ઊતરી આવ્યાં ન હોય! પૃથ્વી સાથે એમનો સંબંધ છે જ નહીં. વાદળોને અમારું આ વર્ણન ખૂબ ગમ્યું હોય એવું લાગ્યું. કારણ કે જે દિવસે અમે આ બધું લખ્યું તે દિવસે વાદળો અધિક મહેરબાન હતાં અને રાતની મંદ મ્લાન ચાંદનીમાં પણ અમે હિમશિખર જોઈ શક્યા.

પરંતુ મહેમાનો આવ્યા એ અગાઉથી જ વાદળો વીફર્યાં હતાં, અને એમણે ઓસ, ધૂમસ અને ઝાકળના રૂપમાં આકાશ પર કબજો જમાવી દીધો હતો.

એક દિવસ અમે ફરવા નીકળ્યાં અને હાથમાથા પર એક-બે ટીપાં ટપક્યાં. આ તો સજ્જનોની સૌમ્ય ચેતવણી હતી. અમે એની તરફ કાંઈ લક્ષ આપ્યું નહીં. ટીપાં એવાં નજીવાં હતાં કે ખાસ ઉમેદ પણ જાગી નહીં. વાદળના કોઈ એક ટુકડાએ આંસુ સારવાનો વિચાર કરીને વળી પાછો એ ખ્યાલ છોડી દીધો હશે. સૌમ્ય ધૂપ અને ધીમો પવન અમારા મસૂરી-નિવાસને આહ્લાદક બનાવતો હતો. કોઈ વાર બજાર તરફ જતાં તો દખણાદી બાજુ દૂનની ખીણમાં શ્યામ-વરણાં વાદળ નીચે વરસતાં દેખાઈ આવતાં અને અમને થતું: મેદાનના લોકો રાજી થતા હશે કે હાશ! તડકાના ત્રાસમાંથી બચ્યા. હવે તેઓ અમારી ઈર્ષા ઓછી કરવાના એવો સંતોષ અમે માની લીધો. અમે કાંઈ સ્વર્ગના દેવ ઓછા હતા કે અભિમાન, ઈર્ષ્યા, ગર્વ અને મત્સરને જ જીવનનો મુખ્ય રસ માની લઈએ?

હવે પવનના ઝપાટા, વાદળોનું આક્રમણ, મુશળધાર વર્ષા, આસપાસની ખીણોમાં પડછંદા પાડતી મેઘગર્જના અને દિશાઓની લંબાઈ-પહોળાઈ માપતી વિદ્યુલ્લતા-ઓનો વિલાસ આરંભાયો. કોઈ ગાયક રાગનો મુખડો જરાક જેટલો અજમાવીને જોઈ જુએ છે તેમ પહેલે દિવસે જરાક અમથો રંગ જામ્યો અને મટયો (ફીટયો). પણ એટલા અમથા અનુભવથી જ અમે તૈયાર થઈ ગયા. તેજીને ટકોરો.

આજકાલ અહીં સૂર્યાસ્ત સવા સાત પછી જ થાય છે. સાડા સાત વાગ્યે સિદ્ધાર્થના જમવાનો સમય છે. હજી અંધારુંય ઊતર્યું ન હોવાને લીધે એને મનાવવો-પટાવવો પડે છે. તે જો મોડેથી જમે તો પછી તેના પછી ખાનારા – અમને – લોકોને પણ મોડું થઈ જશે, એવી દલીલ કરીકરીને એને તૈયાર કરવો પડે છે (કરીએ છીએ).

અને એમાં થોડીક મુશ્કેલી છે. ચાર વાર્તાઓ સાંભળ્યા વગર તે ખાવાનું શરૂ કરતો નથી અને અંધારું થયા પહેલાં જ વાર્તા શરૂ કરી દઈએ તો દુનિયાભરમાં વાર્તા સાંભળનારાં બાળકોના મામા રસ્તો ભૂલી જાય છે. એ આફત વહોરવા જેવી તો નથી જ.

વાદળોએ કહ્યું કે તમે ચિંતા ન કરશો. સૂરજ ભલે ન ડૂબે, અમે પશ્ચિમ દિશા ઘેરી લઈશું અને જયદ્રથવધ કરતાં પહેલાં સુદર્શને જેમ અંધારું ફેલાવ્યું હતું, એવું જ ઊભું કરી દઈશું.

સાચેસાચ! પરમ દિવસે સાંજે એવું ભીષણ અંધારું છાયું કે રણભૂમિ ઉપર કોલાહલ મચી ઊઠે તેવી રીતે મેઘગર્જના શરૂ થઈ અને અમે સહુ હાથ પરનાં કામકાજ છોડીને પશ્ચિમ દિશાની બારી પાસે એકઠા થયા. ઓરડામાં બત્તી ન હોય તો બહારનું અંધારું અધિક ભીષણ લાગે છે. વાત જાણવા છતાં બત્તી તરફ અમારું ધ્યાન ન ગયું. અમે વીજળીના ચમકારા દેખતા જ રહ્યા. વચ્ચે વચ્ચે વીજળીની એકાદ લકીર ક્રુદ્ધ નાગણીની જેમ આ પારથી પેલે પાર સુધી આકાશને વીંધતી ઝબકી ઊઠતી. અને ત્યારે અમે બધા જ એકીસાથે 'પેલું જોયું?' એમ કહીને એ અદ્‌ભુત દૃશ્ય જોયાની રસીદ એકબીજા પાસેથી વસૂલ કરતા હતા.

કુદરતની વીજળી અને ઘરની બત્તીની વીજળી જન્મથી છોને ભિન્ન હોય, તે છે એક જ જાતિની. તેથી જ્યારે બહારની વીજળી ચમકી ત્યારે તેના સન્માનમાં ઘરના બધા જ દીવા આપોઆપ ઓલવાઈ ગયા. દીપકે કહ્યું: 'મેં નહોતું કહ્યું કે આ દિવસોમાં ગમે ત્યારે દીવા ઓલવાઈ જાય છે, માટે કર-દીપિકા (ટૉર્ચ) હાથવગી રાખવી સારી?' એની આ દૂરંદેશીની કદર કરવા ખાતર મેં કહ્યું: 'ઠીક છે, દીપકશાસ્ત્ર તું ન જાણે તો બીજું કોણ જાણવાનું છે?' પણ અમારે અમારી કર-દીપિકાઓ સામાનમાંથી કાઢવાની તસ્દી ન લેવી પડી. અમારા દીવાઓ જેમ ઓલવાયા હતા તેમ પ્રકટી પણ આપોઆપ જ ઊઠયા!

પરંતુ આ અનુભવ લીધા પછીથી બત્તીના અભાવમાં આંધીનું દૃશ્ય અધિક આકર્ષક બન્યું હતું, બત્તીની મદદ કોણ લે? અમે જાતે બત્તી ઓલવી નાખી અને આંખો દ્વારા આંધીના વિશ્વરૂપદર્શનનો આસ્વાદ લેવા તૈયાર થઈ ગયા.

અમે તો ગરમાવાથી હૂંફાળા થયેલા ઓરડામાં સુરક્ષિત રહીને આંધી જોઈ અને સાંભળી રહ્યા હતા. પરંતુ એ આંધી સાથે જ એકરૂપ થઈને તેનો આનંદ લૂંટી રહ્યાં હતાં અંધારામાં ભૂત જેવાં લાગતાં જંગલી વૃક્ષો.

સામાન્ય રીતે જ્યારે હવા વહેવા લાગે છે ત્યારે તેનો સામનો કરવા વૃક્ષો ખેંચાઈને છાતી કાઢીને ઊભાં રહે છે અને કેવળ પોતાનાં પાંદડાં દ્વારા જ પવનનું સ્વાગત કરે છે – સ્વાગત ન કહીએ, પવનની સાથે તાલ મિલાવે છે એમ કહી શકીએ, પણ એ કેવળ પર્ણનૃત્ય દ્વારા જ.

પરંતુ હવે એ આભઊંચાં વૃક્ષોને જાણે આંધીની મસ્તી ચડી ગઈ. વીજળીના ચમકારા પી પીને તેઓ મત્ત થઈ ગયાં. અને એવાં તો ડોલવા લાગ્યાં કે એ જ ન સમજાય કે આ પવન એમને નચાવે છે કે આ મસ્ત વૃક્ષો પવનને ધુણાવે છે?

વીજળી કહેવા લાગી: 'હું ક્યારેય પાછળ નથી રહી. તો લો, હુંય તમારી સાથે તાલ દઉં છું.' પવન ચિચિયારી કરે, વૃક્ષો પોતાનાં ડાળ-ડાંખરાં હલાવી દ્વન્દ્વ-યુદ્ધ ચલાવે. પળમાં અંધારું તો પળભરમાં વીજળીનો ચળકતો પીળો ચમકારો!

અમારું હૃદય પણ નાચવા લાગ્યું. ઓરડાની ગરમ સુરક્ષિતતા અસહ્ય થવા લાગી. મન થયું, બારણાં ખોલી નાખીએ, આંધીના તાંડવમાં એકરૂપ થઈ જઈએ અને રાવણની જેમ પંચચામરનું સ્તોત્ર લલકારીએ.

ઉંમરનું શાણપણ નડતું ન હોત તો અમારા હૃદયે ગરમ અને સુતરાઉ બધાં જ કપડાં ફેંકીને પ્રકૃતિના તાંડવનૃત્ય સાથે એકરૂપ થવાનું પસંદ કર્યું હોત!

ઉત્સાહ અને દૂરંદેશી વચ્ચે ગજગ્રાહ ચાલ્યો અને એમાંથી સમાધાનનો રસ્તો સૂઝયો.

અમે ઉત્તર ભણી ગયા. ત્યાંનાં બારણાં ખોલી નાખીને સીડી પર ઊભા થઈ ગયા, કારણ કે ત્યાં વરસાદની વાછંટ અંદર નહોતી આવતી.

અમારી ચતુરાઈ પવનના ધ્યાનમાં ન આવી. એણે વરસાદનાં ટીપાંને કહ્યું: 'ક્યાં ગયો તમારો આતિથ્યનો સંભ્રમ? આટલા બધા મહેમાનો બારણાં ખોલીને બહાર આવ્યા છે એમનું સ્વાગત નહીં કરીએ?'

પવનની વાત વરસાદ ન માને એવું કદી બને કે? વાછંટે અમારી ઉપર પોતાનું આતિથ્ય વરસાવ્યું. અમારે તરત કહેવું પડયું કે અમને પૂરતું આતિથ્ય મળી ચૂકયું છે. હવે વધારે કષ્ટ ન લેશો. અમે ઝટઝટ અંદર આવ્યા, બારણાં બંધ કરી દીધાં, અને ફરી પાછા પશ્ચિમ ભણી ગયા. આંધીની મસ્તી પૂરજોશમાં આવી હતી. વૃક્ષોને એમનાં મૂળિયાંનો સંયમ જાણે અસહ્ય ન થઈ પડયો હોય તેમ તે જોર જોરથી ડોલી રહ્યાં હતાં. હવે અમને ભય પેઠો કે આ અદ્‌ભુત રસ શોકાન્ત બનશે કે શું? વૃક્ષો ઉખડી જશે અને મકાનની દીવાલને મળવા ધસશે તો આનંદનો અતિરેક જ ગણાશે.

પણ, વાદળાં અને પવન બન્નેને એકાએક સંયમ સૂઝયો. પશ્ચિમ બાજુ વાદળનો પડદો ફાટયો અને એમાંથી નિશીથકાળનું ક્ષીણ થતું લાવણ્ય થોડું સરખું દેખાયું. પવન શાંત થઈ ગયો. વીજળીના તાલ પણ વિલંબિત થઈ ગયા. વૃક્ષો સાજિંદા થઈને થંભી ગયાં (ઊભાં રહ્યાં). જાણે આખો નશો જ ઊતરી ગયો. કેવળ ટીપાંએ પોતાનો તાલ ચાલુ રાખ્યો. અમને પણ થયું, હાશ! એક અદ્‌ભુત દૃશ્ય જોયું તો જોયું – જોયું શું? રગરગમાં અનુભવ્યું. જરા જરા પલળેલાં કપડાંએ પણ કહ્યું: 'હા-હા, સાવ સાચું છે. અમે પણ એ આનંદ આસ્વાદ્યો છે.'

કપડાં ઉતારવાને બદલે ગરમ રજાઈ નીચે એને પોતાની મેળે સુકાવા દેવામાં જ અમને ડહાપણ લાગ્યું.

અમારામાંથી કેટલાક લોકોને સ્વપ્નામાં આંધીએ દર્શન દીધાં. એની પૂછપરછ અમે ન કરી. દરેકની સ્વપ્નસૃષ્ટિ અલગ. પરંતુ એ જ અનુભવ જ્યારે અમને બીજે દિવસે થયો ત્યારે એકમેકના અનુભવની તુલના કરવાપણું કાંઈ રહ્યું જ નહીં. એટલું તો અવશ્ય કહી શકાય કે એક રાત્રિનો અનુભવ બીજી રાત્રિના અનુભવ જેવો નહોતો. પ્રકૃતિની પ્રતિભા નવનવોન્મેષશાલિની જ હોય છે.

# ૮. મસૂરીની વાસરી – ૨

## વિશ્વામિત્રની મેનકા

હિમશિખર બેત્રણ દિવસ સારી રીતે જોવા મળ્યાં અને પછી એવાં તો અદૃશ્ય થઈ ગયાં, જાણે સ્વપ્નમાં જોયાં ન હોય! જ્યાં જુઓ ત્યાં વાદળોની જ લીલા! અને વળી એને ઓર ઓપ આપવા વચ્ચે વચ્ચે ધુમ્મસ ફેલાઈ જતું.

ધુમ્મસના બે પ્રકાર હોય છે. એક હોય છે ઉત્સાહનાશક અને રોતલ. એને જોવામાં મજા નથી પડતી. બીજો પ્રકાર છે ક્ષીરસાગરના વિશ્વદર્શન જેવો. આસમાન આખું જાણે જામીને દૂધિયો કાચ બની ગયું ન હોય! એ જ્યારે ફેલાય છે ત્યારે નજીકનાં વૃક્ષો જ જોવા મળે છે. પણ તેઓ આ સફેદીલા ધુમ્મસને કારણે એવાં શાનદાર લાગે છે કે આંખો એની છબીઓ પાડ્યા જ કરે છે. અમે આ બન્ને પ્રકારનાં ધુમ્મસ જોયાં, પણ હિમશિખરોની લગન ઓસરી નહીં.

આજે સાંજે રવિબાબુનું 'સામંજસ્ય' વાંચી રહ્યો હતો ને કોઈએ કહ્યું: 'કાકાસાહેબ, ઇંદ્રધનુષ્ય!'

પહેલાં તો હું પશ્ચિમના દરવાજા તરફ વળવાનો હતો. પરંતુ એટલામાં જ યાદ આવ્યું, સૂરજ જ્યારે પશ્ચિમમાં ડૂબી રહ્યો હોય ત્યારે ઇન્દ્રધનુષ્ય બરાબર એની સામોસામ પૂર્વ તરફ ખેંચાયેલું હોવું જોઈએ. એ કારણે હું ગયો ઉત્તર તરફના બારણા બાજુ અને ત્યાં શું જોયું! ઇન્દ્રધનુષ્યની કમાન નહીં, પરંતુ જાણે એક સપ્તરંગી થાંભલો ઈશાન દિશાના આકાશને ટેકણ દેવા ઊભો ન કર્યો હોય!

સૂર્યાસ્ત સમયનું ઇન્દ્રધનુષ્ય લાંબું-પહોળું હોય છે. શુદ્ધ પૂર્વ દિશા અમારા બારણામાંથી જોવાતી જ નથી. કારણ કે જે ટેકરીમાં અમે રહીએ છીએ એ ટેકરીની ટોચ ત્યાં આડી નડે છે.

બારણું ખોલીને અમે બહાર આવ્યા. જોયું તો ઇન્દ્રધનુષ્યનો જ્વલંત વિજયસ્તંભ સામેની ટેકરી અને અમારી વચ્ચેની ખીણની તળેટી સુધી પહોંચ્યો છે. ઇન્દ્રધનુષ્ય તો આકાશનાં વાદળાં પર જ હોઈ શકે એવી સામાન્ય માન્યતા મેં તો ક્યારની છોડી દીધી હતી. શું હિમાલયમાં અને શું આસામમાં, ઇન્દ્રધનુષ્યનો પટ્ટો ટેકરીના ભાલ ઉપર ફેલાયેલો મેં તો અનેક વાર જોયો હતો.

સામેવાળી ખીણમાં વાદળોનું ભીનું ધુમ્મસ ફેલાયેલું હતું. એ કારણે સૂર્યકિરણોનું પૃથક્કરણ થઈ ગયું હતું અને એ આખોયે સ્તંભ તળેટીમાં રુઆબથી ઊભો હતો. એનો ઉપરનો છેડો જોયો તો તે જરા જમણી બાજુ ઝૂકેલો હતો. અને પછી જ કલ્પના અનુમાન કરી શકી કે આખું ધનુષ્ય જો દેખાયું હોત તો કેટલું વિશાળ હોત!

આવું આ ધનુષ્ય અહીં ક્યાંથી આવ્યું. શાથી દેખાયું?

વાદળોને લાગ્યું હશે કે હિમશિખરોની સુદીર્ઘ શ્રેણીઓનાં તો આ લોકોએ બેત્રણ દિવસ સુધી દર્શન કર્યાં છે. હવે એમને સપ્તવર્ણી શોભાનો ચમત્કાર જરા બતાવીએ.

શાસ્ત્રમાં લખ્યું છે કે જો આપ ઇન્દ્રધનુષ્ય જુઓ તો તે જોવા સારુ બીજાને નિમંત્રિત ન કરશો. પણ અમે કેમ ઝાલ્યા રહીએ? દીપકે દોડતાં'કને જઈને ઉપરના માળે રહેતા ભગતકુટુંબને ઇન્દ્રધનુષ્યના સમાચાર પહોંચાડયા. એ લોકો જોવા માટે બહાર નીકળ્યા તેટલામાં તો ધનુષ્યની તેજસ્વિતા કંઈક ફિક્કી પડી ગઈ હતી. ખીણની તળેટીમાં હવે ધનુષ્યનો છેડો પીગળી રહ્યો હતો. અને કદાચ તેથી જ, ધનુષ્યની લાંબી ગરદન વધારે ઊંચી ગઈ હતી. સાત રંગોનો કીમિયો છેક બચપણથી જોતા આવ્યા છીએ. અને ધનુષ્યના પણ કેટલા પ્રકાર? છેક માથા ઉપર, છેક પગ તળે, નીકળતું અને અસ્ત પામતું, ધનુષ્ય અને પ્રતિધનુષ્ય—કલ્પના કરી શકાય તેટલા પ્રકારનાં ધનુષ્ય જોયાં છે. અને વિમાનમાં બેસીને, જાન લઈને દોડતાં હોઈએ ત્યારે ઇન્દ્રધનુષ્યોને વફાદારીથી અમારો સાથ કરતાં પણ જોયાં છે. અને તોયે હજી એનું કુતૂહલ, એનું જાદુ, એનું રહસ્ય ઓસર્યાં નથી.

સિદ્ધાર્થ અને હું બિલકુલ એક જ આશ્ચર્યથી તેને જોઈ રહ્યા હતા. એની આંખો પણ જાણે પૂછતી હતી: "किमिदम् यक्षम्' અને મારી આંખો કહેતી હતી: 'नाहम् वेद्मि किमिदम् यक्षम् अिति।'

મેઘધનુ જો સ્વયં હોત તો તેણે અમારી નજર આગળથી હટી જવાનું મન ન કર્યું હોત. અમારી મહેમાનઆંખોનું આતિથ્ય પૂરું કર્યા વિના એને સંતોષ ન થાત. પરંતુ, મેઘધનુષ્યે દુખિત નજરે વિદાય લેતાં એટલું જ કહ્યું: 'परवशो अयम् जनः—સેવક પરાધીન છે, લાચાર છે. સૂર્યભગવાન હટયા તે અમારેય હટવું જ પડયું.' સૂર્યભગવાન ક્ષિતિજની નીચે અલોપ થયા અને ઇન્દ્રધનુષ્યની શોભા આકાશમાં ઉપર ઉપર સરકતી સરકતી, ફિક્કી—ઝાંખી થતી થતી અલોપ થઈ ગઈ.

આવે સમયે મનની સ્થિતિ ઘણી વિચિત્ર હોય છે. કેવી અદ્‌ભુત શોભા હમણાં દેખાઈ રહી હતી અને જોતજોતામાં તે અલોપ થઈ ગઈ! હવે તે ક્યારેય નહીં દેખાય! જોયા(દર્શન)ની તૃપ્તિ, અદૃશ્ય થયાનું વિસ્મય અને એ આખાય ચમત્કારની ક્ષણભંગુરતા, બધાંનું મનમાં મંથન થતું રહે છે. આ મિશ્ર ભાવના લાંબા વખત સુધી ટકે છે, કારણ કે તે સૂર્યાધીન નથી, ધ્યાનાધીન હોય છે.

૨

મેઘધનુષ્યની સ્મૃતિનું વાગોળવું ક્યારે પૂરું થયું તેનું ભાન પણ ન રહ્યું અને ધ્યાન ગયું સદાય સામે ઊભેલાં ધ્યાની વૃક્ષો ભણી. શી એમની તપશ્ચર્યા! ગરમી, વરસાદ અને ઠંડીમાં એક સ્થળે ઊભાં રહીને વરસાદ, કરા અને ઝંઝાવાતો સહન કરી કરીને એમની તિતિક્ષાની પરિસીમા થઈ છે. જન્મથી મૃત્યુ પછી પણ જ્યાં લગી દેહ પંચમહાભૂતમાં વિલીન ન થઈ જાય ત્યાં લગી એમની તપસ્યા તો અખંડ, અવિરત ચાલતી જ રહે છે. એમ તો ન કહી શકાય કે આ વનચર

તપસ્વીઓ કોઈ એક સંકલ્પ લઈને પુરશ્ચરણ કરી રહ્યા છે. એમ પણ ન કહી શકાય કે આ લોકો કોઈ સજા ભોગવી રહ્યા છે. પ્રાણી હોય કે વનસ્પતિ, પોતાનું જીવન એમને સજારૂપ લાગતું જ નથી. જીવનાનંદ એટલો સ્થાયી અને અદ્ભુત હોય છે કે સુખદુઃખ બંનેથી પર થઈને તેઓ આસ્તિકતાનો સાક્ષાત્કાર કરાવે છે. ગરમીનો તાતો તડકો, ચોમાસાનો સતત ભેજ અને શિયાળાની ચામડું ફાડી નાખે તેવી ઠંડી આ લોકો દર વરસે સહન કરે છે એમ કહીશું કે એની મોજ માણે છે એમ કહીશું?

વૃક્ષો તો જવાબ દેશે નહીં. 'आत्मवत् सर्वभूतेषु' એ ન્યાયે આપણે જ આપણી જાતને પૂછવું જોઈએ. બીમાર ન હોઈએ તો આપણે છયે ઋતુઓની મજા માણીએ છીએ. બાલ્ય, યૌવન અને વાર્ધક્ય, ત્રણેમાં જીવનની સમૃદ્ધિ આપણને કૃતાર્થ કરે છે. તો પછી આ વૃક્ષોની અનુભૂતિ આપણાથી જુદી કઈ રીતે હોઈ શકે? આપણે આપણી ભાવનાઓ બોલીબોલીને વ્યક્ત કરીએ છીએ, મુખચર્યા પર એને અભિવ્યક્ત કરીએ છીએ. વૃક્ષોને પણ આ બધી ભાવનાઓ હોય છે. ફેર માત્ર એટલો જ છે કે આપણે તેને વાચા આપીએ છીએ. સહાનુભૂતિથી વનસ્પતિઓ સાથે તાદાત્મ્ય અનુભવ કરનારા ઋષિઓએ કહ્યું છે: 'अंतः संज्ञा भवन्त्येते।' એમની સંજ્ઞા અને ભાવનાઓનો પ્રવાહ અંદર ને અંદર વહે છે, આંતરિક હોય છે.

**૧૫ ઑગસ્ટ, ૧૯૬૩**

# ૯. મસૂરીની વાસરી – ૩

### આંખ-મિચામણાં

મસૂરી આવ્યા અને હિમશિખરો જોવા ન મળ્યાં ત્યારે તે વિશે જે કુતૂહલ હતું, તેનાં ફરી દર્શન થતાં કાયમ માટે ઘટી ગયું. પણ એનો અર્થ એ નથી કે તે પછીનાં દર્શન સાવ ફિક્કાં હતાં.

પહેલી વારનું દર્શન ઉત્તેજના માટે પૂરતું હતું. પરંતુ કોણ જાણે કેમ, એ વખતે શિખર પરના બરફના રેલા સુંદર હોવા છતાં પણ એ શિખરોને જોઈને મોંમાંથી 'समृद्धम् सौभाग्यम् सकलवसुधायाः किमपि तत्।' એ ઉદ્ગાર ન જ સર્યો.

એ આનંદ તો બીજી વારનાં દર્શનમાં જ થયો. એ જ સાચું દર્શન હતું અને એ ટક્યું પણ સતત ત્રણ દિવસ. દિવસ ઊગે ને પ્રત્યેક શિખર કહી ઊઠે: 'तदेव मे रूपम् इदम् प्रपश्य।' અને અમે પણ અનેક બાજુએથી જોઈ જોઈને 'प्रपश्य'નો આદર્શ સાર્થ કર્યો.

અમારી ફરિયાદ કહો કે ચીડ – એ હતી કે રાજકોટ-દિલ્હીથી આવેલા મહેમાનો જેટલા દિવસ અહીં રહ્યા એટલા દિવસ સુધી આ શિખરો દેખાયાં (કળાયાં) જ

નહીં. અને મહેમાન તો એક જ દિવસ સુધી રહે, પરંતુ ચિ. નિરુપમા તો લગભગ પાંચ દિવસ રહી. અહીંતહીં અમે ખૂબ રખડયાં, પણ શિખરોએ દર્શન દેવાનું નામ સરખું ન લીધું તે ન જ લીધું.

પણ એમાં શિખરોનો શો વાંક? તેઓ કાંઈ ઊડી તો નહોતાં ગયાં કે વળી ચરવાય નહોતાં ગયાં. પોતાની જગ્યાએ જ સ્થિર અને ધ્યાનસ્થ હતાં. એમ પણ ન કહી શકીએ કે અમારી વિરુદ્ધ માંહોમાંહે યોજના ઘડીને એ બધાએ રજાઈ જેવાં મોટાં મોટાં વાદળ ઓઢી લીધાં હતાં. વાદળોએ અમારી અને એમની વચ્ચે પડદા પાડી દીધા હતા; ક્યારેક ઢાળી દીધેલા તો ક્યારેક ઢાંકી દીધેલા.

મહેમાન નિરાશ થઈને ગયા ત્યારે અમે કહ્યું કે હવે શિખરો દેખાશે તોપણ અમે એમનું સ્વાગત નહીં કરીએ. પણ અમારા ઇટ્ટાકિટ્ટા એમના સુધી પહોંચ્યા જ નહીં. અને પછી તો પવન, વરસાદ, વાદળાં અને વીજળીનો જોરદાર ખેલ જામ્યો અને એ ખેલ ચાર દિવસ ચાલ્યો. મનમાં થયું કે ચિત્તાગોંગ સુધી પહોંચેલા ઝંઝાવાતની ઝડીઓ થોડી આ બાજુ આવી ગઈ હશે અને એને લઈને ચોમાસું વહેલેરું બેસવાનું હશે.

આંધી ખતમ થઈ અને ઘન 'શ્રોણીભારાત્ અલસગમના' ધીરે ધીરે નીચે ઊતર્યાં અને એમણે ઉત્તારની ખીણ ભરી દીધી. એની ભરપૂર શોભાથી અમે પણ ગંભીર થઈ ગયા અને માન્યું કે હવે આખુંયે જીવન મેઘનિબિડ બનવાનું છે.

એટલામાં, ન જાણે શું જાદુ થયું, ચિ. દીપકે આવીને કહ્યું કે હિમશિખર થોડાં થોડાં દેખાઈ રહ્યાં છે.

'હવે દેખાશે તોપણ અમે એમને જોવા સારુ દોડવાના નથી. સ્વાગત તો નહીં જ કરીએ.'–આ સંકલ્પ અમે ભૂલી ગયા હતા. શિખરોનાં પુનઃદર્શનથી બધાના મનમાં May I be there to see વાળી વૃત્તિ ઊભરાવાની જ.

જઈને જોયું તો આછાં-ઝાંખાં નહીં, પરંતુ ખૂબ સ્પષ્ટ, ઉજ્જ્વળ અને સમૃદ્ધ શિખરો દેખાવા લાગ્યાં હતાં. આ વખતે અમારી પાસે દૂરબીન પણ હતું. બરફનાં શિખરો જોવા માટે દૂરબીનની ખાસ જરૂર પડતી નથી. એ થોડાં ઝાડ છે કે એનાં પાંદડાં દેખાઈ આવે? એ ઓછાં મકાન છે કે એનાં બારીબારણાં જોવા મળે? એ કાંઈ ઘંટાઘર નથી કે દૂરબીનથી જોઈ જાણીએ કેટલા વાગ્યા છે. બરફ એટલે બરફ અથવા બરફના ઢગલા. એમાં વધારો થયો તોય શું, ન થયો તોય શું, બધું સરખું જ. તોપણ, આ વખતે આગળ-પાછળનાં વધુ શિખરો ઉપર ખૂબ બરફ જામ્યો હતો. આટલો ઘેરો થર આ અગાઉ જોવા નહોતો મળ્યો. તેથી, આ વખતે દૃષ્ટિ શિખરોની પંક્તિ જોતી નહોતી, પરંતુ શિખરોના વિસ્તીર્ણ પ્રદેશમાં વિચરવાની મજા લઈ રહી હતી. એટલા માટે જ તો, કેટલીય વાર સુધી ભલે ને જોયા કરીએ, તોપણ, 'થયું, જોઈ લીધું બધું,' એવું લાગતું નહોતું. અને આ વખતે દૂરબીનથી જોયું તો એ બરફ ઉપર લાલિમાની થોડીશી આશંકા પેદા કરનારો આછો પીળો રંગ ફેલાયેલો હતો. સોનલવરણો બાદશાહી ઠાઠ જ જોઈ લો! એની

જરા જેટલી છટા જ્યારે આભામાં ભળી જતી ત્યારે અમને રાજદરબારમાં પહોંચ્યા ન હોઈએ, એવો અનુભવ થતો. કુતૂહલની નહીં, તો વૈભવની સમૃદ્ધિ તો હતી જ. હવે અમે સાચે જ તૃપ્ત થયા. અમને સંતોષ થયો કે મસૂરીમાં આવીને જોવા-લાયક બધું જોયું.

આજે (૧૧મી જૂન) શિખરો ફરી દેખાયાં. થોડા વખત સુધી તો આકાશ સાવ પારદર્શક હતું. પણ પછી આછી ઝાંય પ્રસરી વળી. આજે એ જ શિખરો વધારે સ્પષ્ટ રીતે જોઈ શકાયાં. કયું શિખર આગળ છે, કયું પાછળ છે, એના ઉતાર કેવાક છે, એ બધું જોઈ શકાતું હતું. અને એમાં મુખ્ય મુખ્ય શિખરો તો સંગમરમરનાં નહીં, બલકે સ્ફટિકનાં બન્યાં હોય એવાં જ લાગતાં હતાં. આ બધું ધ્યાનથી જોયાનો આનંદ હોવા છતાં જાણે હવે અમે અલિપ્ત થયા છીએ એવો ભાવ મનમાં વ્યાપેલો હતો. પહેલાંનું તાદાત્મ્ય ઓછું થયું અને પારદર્શક તાટસ્થ્ય આવ્યું. એવું કેમ થયું એનો વિચાર કરતાં યાદ આવ્યું કે, હમણાં હમણાં – ત્રણચાર દિવસ પહેલાં, – કબીરજયંતી હતી. કબીરે પોતાની 'ચાદર' 'ખતનસેં' ઓઢી હતી. જરા પણ મેલી થવા દીધી નહોતી. અને એ ચાદર ઉતારતી વખતે કબીર કહી શક્યા હતા:

'ज्यौंकि त्यों धरि दीनी चदरिया।'

અમે એમ કહી શકવાની સ્થિતિમાં નહોતા. અમે તો એ શિખરોનો યથેચ્છ ઉપયોગ કર્યા પછી જ તદ્દન અલિપ્ત થયા હતા, પણ અલિપ્ત થયા તો ખરા ને!

૧ સપ્ટેમ્બર ૧૯૬૩

## ૧૦. મસૂરીની વાસરી – ૪

### યાત્રાનો વિસ્તાર અને વિસ્તારની યાત્રા

આ આસમાન, આ વાદળ અને આ ધુમ્મસ તેમ જ આ બરફનાં શિખર, મારે એની સાથે શી લેવાદેવા? એનાં દર્શન અને સહવાસ માટે હું શા માટે તલસું છું? આ પહાડોને જોવાથી શું મળે છે?

આવા વિચાર અથવા આશંકા મારા મનમાં ક્યારેય નથી જાગતાં. પણ કેટલાક વ્યવહારકુશળ લોકોએ આ શબ્દોમાં જ મને પૂછ્યું છે એટલું જ નહીં, જાહેરમાં પણ, અસંમત, સજ્જનતા અને સૌમ્યતાથી, મારી ટીકા કરી છે. 'કાકાસાહેબ જેવા ગંભીર પુરુષ, વિચારક અને નેતા આફ્રિકાનાં જંગલોમાં ત્યાંનાં જાનવર જોવા કેમ ફર્યા હશે? જાન જોખમમાં મૂકે છે એ તો ખરું જ, પણ જિંદગીના કીમતી દિવસો આ રીતે બરબાદ કરે છે. અને એ વળી ઓછું હોય તેમ આ ધૂનનું

વ્યવસ્થિત, ઉત્સાહપૂર્ણ વર્ણન કરતાં પુસ્તકોય લખે છે. આ કાંઈ સમજાય એવું નથી.' આ જાતનું એક-બે સ્નેહીઓએ કહ્યુંય છે અને લખ્યું પણ છે.

એમને શો જવાબ દઉં? મેં તો માત્ર એટલું જ કહ્યું કે મૂળે હું આ ઝાડ-પાન અને પશુપક્ષીઓમાંનું જ એક પ્રાણી છું. ભૂલથી આપ લોકોની શાણી દુનિયા-માં આવી ચડયો છું. તેથી, ક્યારેક ક્યારેક મારા પોતાના જંગલના વાતાવરણ માટે, પ્રાકૃતિક પરિસ્થિતિ માટે તલસું છું અને એ તલસાટ જ્યારે અસહ્ય થઈ પડે છે ત્યારે પોતાને ત્યાં જઈ આવું છું.

વાસ્તવમાં આપણે બધાં જ પ્રકૃતિનાં બાળક છીએ. શહેરી જીવન અને કૃત્રિમ દુનિયા ઊભી કરીને આપણે પ્રકૃતિથી અળગાં પડી ગયાં છીએ. નહીંતર ઝાડ-છોડ વગર તે આપણાથી જીવી શકાય ખરું કે? શહેરમાં ખોબા જેટલી જમીનમાં કૃત્રિમ બગીચો બનાવીને બે-ચાર છોડ-રોપ ઉગાડીને આપણે માની બેસીએ છીએ કે કુદરત સાથે આપણે મેળ સાધી લીધો. ઠીક છે આ તો સવા રૂપિયો કે પાવલી બ્રાહ્મણને દક્ષિણામાં દઈને ગૌદાન દીધાનું સમાધાન માનવા જેવું થયું! ભવ્ય કુદરતની વચ્ચે જ્યારે આપણે બાળક જેવાં લાગીએ ત્યારે કહી શકાય ખરું કે આપણે કુદરત સાથે સંપર્ક સાધ્યો.

કોઈ પહાડના શિખર ઉપર ઊભો રહીને જ્યારે એક બાજુ અસંખ્ય શિખરોનાં અનેક વૃંદ હું જોઉં છું અને બીજી બાજુ નીચે મેદાનમાં સુદીર્ઘ વિસ્તાર અને એની અંદર ચળકતી બે-ત્રણ નદીઓના પ્રવાહની રેખાઓ જોઉં છું ત્યારે હું કેટલી વિરાટ દુનિયાનો રહેવાસી છું એ વિચારમાત્રથી જીવન યથાયોગ્ય લાગે છે અને હું એક જાતની કૃતાર્થતા અનુભવી રહું છું.

અપરિચયની ભડક ભાંગતાં જ વૃક્ષ અને તેનાં પાંદડાં મારી સાથે વાતો કરવા લાગે છે અને વિશ્વાસપૂર્વક પોતાનાં સુખદુ:ખની ગાથાઓ વર્ણવે છે. પશુ-પક્ષી પણ એ ક્ષણભર મને દુશ્મન માની લે છે, પણ તરત જ મારી આંખમાં માનવતા, ના, માનવતા નહીં પરંતુ આત્મીયતા જુએ છે. (માનવતાના આપણા મહાનમોટા આદર્શો પશુપંખી નથી જાણતાં કારણ કે માનવજાતિનો એમનો અનુભવ કડવો છે. આપણે જેમ 'હેવાનિયત' શબ્દ તિરસ્કારથી પ્રયોજીએ છીએ તેવી જ રીતે પશુ-પંખી 'માણસાઈ' શબ્દ પ્રયોજતાં હશે અને એમાં પોતાનો બધો જ કડવો અનુભવ અને એમાંથી એકઠી થયેલી તમામ ચીડ વ્યક્ત કરતાં હશે! કોઈક પાળેલા કૂતરા કે પંખીઓને સ્વજનદ્રોહ કરતાં જોઈને તેઓ કહેતા હશે કે શું કરે, પશુ તે પશુ જ છે અને પંખી તે પંખી. પણ માણસાઈનો રંગ લાગવાથી જ બાપડાં બગડી ગયાં છે!)

એક જમાનો હતો જ્યારે ગામડાંગામનાં અને જંગલનાં પશુઓ સાથે હું વધારે આત્મીયતા અનુભવતો. સિંહગઢ પર રહેતો હતો ત્યારે પંખીઓ મને અપ-નાવતાં હતાં. અને મારે વિશેનો એમનો વિશ્વાસ જાણીને હું પણ ધન્યતા અનુ-ભવતો હતો.

અહીં હિમાલયમાં ક્યારેક ક્યારેક બદલાઈ ગયેલાં મનુષ્યો અને જાનવરોને જોઈને દુ:ખ થતું હોય છે, અને એમનો આખોય વિષમ જીવનક્રમ મારી નજર સામેથી પસાર થઈ જાય છે. પરંતુ એ તો જ્યાં સુધી એમને જોઉં ત્યાં સુધી જ. બાકી બધો સમય તો ઝાડ-પાન અને તેમની વચ્ચે રસ્તો કાઢીને નીકળતાં ઝરણાં સાથે જ આત્મીયતા જાગે છે. અને પછી જીવનનો વિચાર કરતાં વર્ષોની નહીં, શતાબ્દીઓની ગણતરી ચાલે છે. દેહરાદૂન પાસે ગુચ્છુપાની અને સહસ્રધારા જોવા ગયો હતો એ પ્રસંગ કેમે કરી ભૂલી શકાય તેમ નથી. હજારો વરસોનું એમનું ચરિત્ર સમજવાનો પ્રયત્ન કરવામાં મને લેશ પણ મુશ્કેલી પડતી નથી. અને ત્યાંના ટોચાયેલા-બિંદીવાળા પથ્થરોને હાથમાં લેતાંવેંત જ ભૂસ્તરવિદ્યાની મદદથી એમની જન્મકથા સાથે પણ હું સમરસ થઈ જતો હતો.

પાંચ-સાત હજાર ફૂટની ઊંચાઈએ આવ્યા પછી મને લાગે છે કે અહીંનાં જંગલો પર સામ્રાજ્ય ભોગવનારાં વાદળો જ મારાં સમોવડિયાં છે. ક્યારેક ક્યારેક કોઈ એકાદ પંખીને એક ખીણથી બીજી ખીણ ઓળંગતું જોઉં છું ત્યારે મને થાય છે કે પંખી બનીને નહીં પણ વાદળું બનીને આ શિખરો વચ્ચે વ્યોમવિહાર કરું ખરો.

‘વિસ્તાર’ મારો અત્યંત પ્રિય શબ્દ છે. ક્યારેક વિસ્તાર શબ્દ સાથે રેતીનાં મોટાં મોટાં રણ નજર સામે ફેલાઈ આવે છે. ક્યારેક તે વિસ્તાર રણપ્રદેશના રેતઢગમાં પડ્યા રહેવાનો ઇનકાર કરે છે અને વહાણમાં બેસીને ચારે કોર ફેલાયેલા વિશાળ સાગરની લહેરોના તાંડવનૃત્યની સાથે સાગરગર્જના કરી ઊઠે છે. ક્યારેક એ જ ‘વિસ્તાર’ શબ્દ મને તુંગનાથ જેવા ગિરિશિખર ઉપર લઈ જઈને આસપાસની દુનિયા કેવી-કેટલી ખરબચડી અને દુર્ગમ છે અને તેથી જ તો પુરુષાર્થ માટે કેવું ભવ્ય ક્ષેત્ર છે તેનો સાક્ષાત્કાર કરાવે છે. અને ક્યારેક સૂચવે છે કે ચાલો, આ બહારની દુનિયાને છે તેવી ને તેવી રહેવા દઈને ચિત્તના ઊંડાણમાં જ ડૂબકી મારીએ, અને એ દુનિયા કેટલી વિશાળ અને ગંભીર છે તેનો અડસટ્ટો મેળવીએ.

એ ડૂબકીથી પહેલાં તો ઉત્સાહ ખૂબ વધ્યો, અને પછી ધીરજ ખૂટી, ગભરાટ વછૂટ્યો, પરસેવો ચાલ્યો. ત્યારે ‘વિસ્તાર’ શબ્દ કહેવા લાગ્યો, ‘આપણે હાર્યા નથી. નીકળો બહાર. આપણે પૃથ્વીના વાતાવરણમાંથી બહાર જઈને, તારામંડળ વચ્ચે, આકાશગંગાના તટ પર વિહાર કરીશું. આધુનિક જ્યોતિષશાસ્ત્રનો પરિચય તેં મેળવ્યો છે તેથી આ અનંત વિશ્વનો તું જાણકાર થયો. જ્યાં લગી તારી પાસે કલ્પનાશક્તિ છે ત્યાં સુધી તને તારે પોતાને માટે સ્પુટનિક ખરીદવાની જરૂર નથી. તું કોઈ પણ આકાશયાત્રીનો સાથીદાર થઈ શકે છે.’ ‘વિસ્તાર’ શબ્દની આ સૂચના-નો સ્વીકાર કરીને હું ગગનવિહાર કરવા લાગ્યો. એટલામાં ‘વિસ્તાર’ શબ્દ પોતાની તિલસ્માની લાકડી હવામાં આમતેમ ફેરવીને કહેવા લાગ્યો: ‘હવે તું કાળભગવાનના સામ્રાજ્યમાં આવી પહોંચ્યો છે. અનંત ભૂતકાળ અને અનંત ભવિષ્યકાળની વચ્ચે વર્તમાનકાળની આખી દુનિયા એક બિંદુ સમાન છે.’ આ વિશ્વ ક્યાંથી આવ્યું

અને ક્યાં જશે એનો વિચાર કરતાં કરતાં સ્થળકાળ પોતાનું સ્વરૂપ ગુમાવી બેસે છે અને પછી 'વિસ્તાર' શબ્દ આપણને ચિદાકાશમાં લઈ જઈને કહે છે, 'અહીં તો માત્ર આત્મતત્ત્વનો ઘનીભૂત વિસ્તાર છે. હું શબ્દ છું, પણ શ્રાવણગોચર શબ્દ નથી. શબ્દ જ આત્મા છે.' અહીં 'વિસ્તાર'નો અર્થ પણ બદલાઈ જાય છે. સમજણ, સાક્ષાત્કાર અને અદ્વૈતની અનુભૂતિ એ બધું એક જ છે અને અનંત છે. વિસ્તારનો આ સાક્ષાત્કાર થયા પછી શાંતિ અને અશાંતિ એવો ભેદ પણ નથી રહેતો. અદ્‌ભુતતામાં જ સમાધાન અને સ્વાસ્થ્ય મળે છે. सा काष्ठा सा परा गतिः।

આ ચિર હિમશિખરોમાં આ બધું સૂચવવાની શક્તિ છે. એટલા સારુ તો હું એનાં દર્શન માટે તલસું છું ને! આ વાદળ જોતજોતામાં પોતાનો આકાર, પોતાનું સ્વરૂપ—અરે, પોતાનું ગઠન પણ બદલતાં રહે છે અને તોય તે એનું એ જ તત્ત્વ છે. આ વાદળોનું ચિંતન ધ્યાનમાં કેટલું સહાયક છે એનો ખ્યાલ અનુભવ વિના તો આવે જ કેવી રીતે? यो वै भूमा तत् सुखम् नाल्पे सुखम् अस्ति એવું કહીકહીને આ વાદળો આગળપાછળ, ઉપરનીચે, દશે દિશામાં દોડાદોડ કરે છે, ફૂલે છે અને પીગળી જાય છે. ક્ષણમાં સફેદ, ક્ષણમાં નીલાં, ક્ષણમાં શ્યામ તો ક્ષણમાં વર્ણવિહીન! આ વાદળો કહે છે: 'પરિવર્તનથી ન અકળાવું એ અમારું વ્રત છે. પરિવર્તનની મજા માણવી અને એથીય પર જવું એ જ છે અમારી જીવનસાધના.' આમ કહેતાં કહેતાં એ વાદળાં વરસાદ બની ગયાં અને એમણે અમને આખાંને આખાં ભીંજવી નાખ્યાં. અને પછી એમણે કહ્યું: 'તારી કલમમાં શાહી હોય તો આ બધું લખી નાખજે. સ્વધર્મપાલનનું તને સમાધાન મળશે.' વાદળનું સમાધાન વરસાદમાં અને મનુષ્યના ચિંતનનું સમાધાન લેખનમાં (છે) કારણ માણસ જાણે છે કે તેના સમાનધર્મા પૃથ્વી પર દરેક ઠેકાણે ફેલાયેલા છે અને કાળના ઉદરમાં જન્મ લેવાની રાહ જોઈને બેઠા છે, એમની સાથે સંપર્ક સાધવાનું એક માત્ર સાધન જમા થયેલા આ શબ્દો જ છે. એનો વૈભવ કાંઈ ઓછો નથી તો!

૨

આ વખતે મસૂરીમાં પંખી ઘણાં ઓછાં જોયાં. જે જોયાં તે પોતાનાં રોજનાં કામમાં વ્યસ્ત જ જોયાં. પતંગિયાં પણ સાદાં અને તે પણ ક્વચિત જ જોવા મળતાં. આ વાત જરા કઠી. આશા હતી કે ઠેર ઠેર પતંગિયાં ફરતાં હશે, પણ કદાચ આ એમની મોસમ નહીં હોય. પતંગિયાંની વિવિધતા જોઈ હતી અનેક ઠેકાણે પણ વધુમાં વધુ પ્રકારનાં પતંગિયાં જોયાં હતાં દક્ષિણ અમેરિકાના ઉત્તર ભાગ—ટ્રિનિદાદમાં. અને એમની એવી જ વિવિધતાનાં ચિત્રો જોયાં હતાં જાપાનમાં ઉત્તરે હોક્કાયડોની રાજધાની સોપ્પોરોમાં.

હોક્કાયડોનું સ્મરણ થતાં જ બે-ત્રણ દિવસની એક ગમગીની તાજી થઈ આવી. હોક્કાયડો વિશે વાંચ્યું હતું કે તેનાં જંગલોમાં રીંછ ખૂબ રહે છે. પરંતુ અમે જ્યારે

અહીં હિમાલયમાં ક્યારેક ક્યારેક બદલાઈ ગયેલાં મનુષ્યો અને જાનવરોને જોઈને દુઃખ થતું હોય છે, અને એમનો આખોય વિષમ જીવનક્રમ મારી નજર સામેથી પસાર થઈ જાય છે. પરંતુ એ તો જ્યાં સુધી એમને જોઉં ત્યાં સુધી જ. બાકી બધો સમય તો ઝાડ-પાન અને તેમની વચ્ચે રસ્તો કાઢીને નીકળતાં ઝરણાં સાથે જ આત્મીયતા જાગે છે. અને પછી જીવનનો વિચાર કરતાં વર્ષોની નહીં, શતાબ્દીઓની ગણતરી ચાલે છે. દેહરાદૂન પાસે ગુચ્છુપાની અને સહસ્રધારા જોવા ગયો હતો એ પ્રસંગ કેમે કરી ભૂલી શકાય તેમ નથી. હજારો વરસોનું એમનું ચરિત્ર સમજવાનો પ્રયત્ન કરવામાં મને લેશ પણ મુશ્કેલી પડતી નથી. અને ત્યાંના ટોચાયેલા-બિંદીવાળા પથ્થરોને હાથમાં લેતાંવેંત જ ભૂસ્તરવિદ્યાની મદદથી એમની જન્મકથા સાથે પણ હું સમરસ થઈ જતો હતો.

પાંચ-સાત હજાર ફૂટની ઊંચાઈએ આવ્યા પછી મને લાગે છે કે અહીંનાં જંગલો પર સામ્રાજ્ય ભોગવનારાં વાદળો જ મારાં સમોવડિયાં છે. ક્યારેક ક્યારેક કોઈ એકાદ પંખીને એક ખીણથી બીજી ખીણ ઓળંગતું જોઉં છું ત્યારે મને થાય છે કે પંખી બનીને નહીં પણ વાદળું બનીને આ શિખરો વચ્ચે વ્યોમવિહાર કરું ખરો.

'વિસ્તાર' મારો અત્યંત પ્રિય શબ્દ છે. ક્યારેક વિસ્તાર શબ્દ સાથે રેતીનાં મોટાં મોટાં રણ નજર સામે ફેલાઈ આવે છે. ક્યારેક તે વિસ્તાર રણપ્રદેશના રેતઢગમાં પડ્યા રહેવાનો ઇનકાર કરે છે અને વહાણમાં બેસીને ચારે કોર ફેલાયેલા વિશાળ સાગરની લહેરોના તાંડવનૃત્યની સાથે સાગરગર્જના કરી ઊઠે છે. ક્યારેક એ જ 'વિસ્તાર' શબ્દ મને તુંગનાથ જેવા ગિરિશિખર ઉપર લઈ જઈને આસપાસની દુનિયા કેવી-કેટલી ખરબચડી અને દુર્ગમ છે અને તેથી જ તો પુરુષાર્થ માટે કેવું ભવ્ય ક્ષેત્ર છે તેનો સાક્ષાત્કાર કરાવે છે. અને ક્યારેક સૂચવે છે કે ચાલો, આ બહારની દુનિયાને છે તેવી ને તેવી રહેવા દઈને ચિત્તના ઊંડાણમાં જ ડૂબકી મારીએ, અને એ દુનિયા કેટલી વિશાળ અને ગંભીર છે તેનો અડસટ્ટો મેળવીએ.

એ ડૂબકીથી પહેલાં તો ઉત્સાહ ખૂબ વધ્યો, અને પછી ધીરજ ખૂટી, ગભરાટ વછૂટ્યો, પરસેવો ચાલ્યો. ત્યારે 'વિસ્તાર' શબ્દ કહેવા લાગ્યો, 'આપણે હાર્યા નથી. નીકળો બહાર. આપણે પૃથ્વીના વાતાવરણમાંથી બહાર જઈને, તારામંડળ વચ્ચે, આકાશગંગાના તટ પર વિહાર કરીશું. આધુનિક જ્યોતિષશાસ્ત્રનો પરિચય તેં મેળવ્યો છે તેથી આ અનંત વિયત્‌નો તું જાણકાર થયો. જ્યાં લગી તારી પાસે કલ્પનાશક્તિ છે ત્યાં સુધી તને તારે પોતાને માટે સ્પુટનિક ખરીદવાની જરૂર નથી. તું કોઈ પણ આકાશયાત્રીનો સાથીદાર થઈ શકે છે.' 'વિસ્તાર' શબ્દની આ સૂચના-નો સ્વીકાર કરીને હું ગગનવિહાર કરવા લાગ્યો. એટલામાં 'વિસ્તાર' શબ્દ પોતાની તિલસ્માની લાકડી હવામાં આમતેમ ફેરવીને કહેવા લાગ્યો: 'હવે તું કાળભગવાનના સામ્રાજ્યમાં આવી પહોંચ્યો છે. અનંત ભૂતકાળ અને અનંત ભવિષ્યકાળની વચ્ચે વર્તમાનકાળની આખી દુનિયા એક બિંદુ સમાન છે.' આ વિશ્વ ક્યાંથી આવ્યું

અને ક્યાં જશે એનો વિચાર કરતાં કરતાં સ્થળકાળ પોતાનું સ્વરૂપ ગુમાવી બેસે છે અને પછી 'વિસ્તાર' શબ્દ આપણને ચિદાકાશમાં લઈ જઈને કહે છે, 'અહીં તો માત્ર આત્મતત્ત્વનો ઘનીભૂત વિસ્તાર છે. હું શબ્દ છું, પણ શ્રાવણગોચર શબ્દ નથી. શબ્દ જ આત્મા છે.' અહીં 'વિસ્તાર'નો અર્થ પણ બદલાઈ જાય છે. સમજણ, સાક્ષાત્કાર અને અદ્વૈતની અનુભૂતિ એ બધું એક જ છે અને અનંત છે. વિસ્તારનો આ સાક્ષાત્કાર થયા પછી શાંતિ અને અશાંતિ એવો ભેદ પણ નથી રહેતો. અદ્‌ભુતતામાં જ સમાધાન અને સ્વાસ્થ્ય મળે છે. सा काष्ठा सा परा गतिः।

આ ચિર હિમશિખરોમાં આ બધું સૂચવવાની શક્તિ છે. એટલા સારુ તો હું એનાં દર્શન માટે તલસું છું ને! આ વાદળ જોતજોતામાં પોતાનો આકાર, પોતાનું સ્વરૂપ – અરે, પોતાનું ગઠન પણ બદલતાં રહે છે અને તોય તે એનું એ જ તત્ત્વ છે. આ વાદળોનું ચિંતન ધ્યાનમાં કેટલું સહાયક છે એનો ખ્યાલ અનુભવ વિના તો આવે જ કેવી રીતે? यो वै भूमा तत् सुखम् नाल्पे सुखम् अस्ति એવું કહીકહીને આ વાદળો આગળપાછળ, ઉપરનીચે, દશે દિશામાં દોડાદોડ કરે છે, ફૂલે છે અને પીગળી જાય છે. ક્ષણમાં સફેદ, ક્ષણમાં નીલાં, ક્ષણમાં શ્યામ તો ક્ષણમાં વર્ણવિહીન! આ વાદળો કહે છે: 'પરિવર્તનથી ન અકળાવું એ અમારું વ્રત છે. પરિવર્તનની મજા માણવી અને એથીય પર જવું એ જ છે અમારી જીવનસાધના.' આમ કહેતાં કહેતાં એ વાદળાં વરસાદ બની ગયાં અને એમણે અમને આખાંને આખાં ભીંજવી નાખ્યાં. અને પછી એમણે કહ્યું: 'તારી કલમમાં શાહી હોય તો આ બધું લખી નાખજે. સ્વધર્મપાલનનું તને સમાધાન મળશે.' વાદળનું સમાધાન વરસાદમાં અને મનુષ્યના ચિંતનનું સમાધાન લેખનમાં (છે) કારણ માણસ જાણે છે કે તેના સમાનધર્મા પૃથ્વી પર દરેક ઠેકાણે ફેલાયેલા છે અને કાળના ઉદરમાં જન્મ લેવાની રાહ જોઈને બેઠા છે, એમની સાથે સંપર્ક સાધવાનું એક માત્ર સાધન જમા થયેલા આ શબ્દો જ છે. એનો વૈભવ કાંઈ ઓછો નથી તો!

૨

આ વખતે મસૂરીમાં પંખી ઘણાં ઓછાં જોયાં. જે જોયાં તે પોતાનાં રોજનાં કામમાં વ્યસ્ત જ જોયાં. પતંગિયાં પણ સાદાં અને તે પણ ક્વચિત જ જોવા મળતાં. આ વાત જરા કઠી. આશા હતી કે ઠેર ઠેર પતંગિયાં ફરતાં હશે, પણ કદાચ આ એમની મોસમ નહીં હોય. પતંગિયાંની વિવિધતા જોઈ હતી અનેક ઠેકાણે પણ વધુમાં વધુ પ્રકારનાં પતંગિયાં જોયાં હતાં દક્ષિણ અમેરિકાના ઉત્તર ભાગ – ટ્રિનિદાદમાં. અને એમની એવી જ વિવિધતાનાં ચિત્રો જોયાં હતાં જાપાનમાં ઉત્તરે હોક્કાયડોની રાજધાની સોપ્પોરોમાં.

હોક્કાયડોનું સ્મરણ થતાં જ બે-ત્રણ દિવસની એક ગમગીની તાજી થઈ આવી. હોક્કાયડો વિશે વાંચ્યું હતું કે તેનાં જંગલોમાં રીંછ ખૂબ રહે છે. પરંતુ અમે જ્યારે

એ જંગલોમાંથી પસાર થયા ત્યારે જંગલના એક છેડાથી બીજા છેડા સુધીમાં એક પણ રીંછ જોવા ન મળ્યું. અન્ય કોઈ પશુપંખી અથવા પતંગિયું પણ જોવા ન મળ્યું. મનુષ્ય અને વનસ્પતિસૃષ્ટિ સિવાય સમગ્ર વાતાવરણ ગમગીન લાગતું હતું. મસૂરીમાં બહારના રસ્તાઓ પર ફરતી વેળા એકાદ પતંગિયું નજરે ચડી આવતું ત્યારે પ્રાણીઓના અભાવ પ્રતિ વિશેષ ધ્યાન ખેંચાતું હતું. આ ગમગીનીને દૂર કરવાનું કામ લાલ અને સફેદ ફૂલોએ કર્યું. લાલ ફૂલ જાસૂદની યાદ આપતાં હતાં, અને સફેદ ચમેલીની. એ સિવાય પણ ખૂબ જ ઝીણાં લાલ-નીલાં ફૂલના ગુચ્છ અને થોડાં પીળાં ફૂલોના સિતારા પણ પ્રસન્નતાની દીક્ષા દેતાં હતાં. બધું થઈને મનમાં ચિંતનપ્રેરક શાંતિ જ સ્થાયી થતી હતી.

# ૧૧. મસૂરીની વાસરી – ૫

## હિમાલયનો સંદેશ

ત્રણ વર્ષ પહેલાં આ જ દિવસોમાં થોડા દિવસ માટે મસૂરી આવીને રહ્યો હતો. એ વખતે આ વખતની જેમ, મસૂરી-લાંડોરથી આટલું બધું દૂર નહોતો રહ્યો. મસૂરી-લાંડોર હવે તો એક થઈ ગયાં છે. એક રસ્તો પહાડની દક્ષિણ તરફ, એટલે કે જ્યાંથી દેહરાદૂન ખીણ દેખાય છે, તે તરફ, જાય છે. એથી ઊલટો એક રસ્તો ઉત્તર તરફ, હિમાલયની શોભા જોતો જોતો વાંકો-ચૂકો જાય છે.

આ બન્ને રસ્તા પશ્ચિમ તરફ જ્યાં મળે છે ત્યાં મોટી લાઇબ્રેરી છે. અને પૂર્વ તરફ જ્યાં આ રસ્તા ભેળા મળે છે ત્યાં પોસ્ટ ઑફિસ છે. ઉત્તર તરફના વાંકા-ચૂકા રસ્તાને Camel's Back કહે છે. કોઈને લાગે છે કે આખો રસ્તો ઊંટની પીઠ જેવો ઊંચો ચડ-ઊતર છે. પરંતુ એવું નથી. આખો રસ્તો ભલે એટલો વાંક-ચોંકવાળો રહ્યો, તોપણ ચડાવઉતાર ઓછો છે. પહાડોને હિસાબે તો એ રસ્તાને સમથળ જ કહી શકાય.

તો પછી એ રસ્તાને ઊંટની પીઠ કેમ કહે છે? એટલા માટે કે નકશામાં એ રસ્તાની લીટી ઊંટની પીઠ જેવી દેખાય છે અને ત્યાં ક્યાંક એકાદ પથ્થર પણ ઊંટની પીઠ જેવો દેખાય છે. એની છબી મેં આ વખતે જોઈ.

એ રસ્તાના કિનારા ઉપર એક સુંદર સ્મશાનની નજીક ઓકશેડ નામનો એક બંગલો ભાડે રાખીને અમે ત્યાં રહ્યાં હતાં. એ વખતે દક્ષિણની ગિરિનગરી ઉટાકા-મંડમાં મજેદાર દિવસો વિતાવીને અમે મસૂરીની મજા માણવા આવ્યાં હતાં. એ વખતે મેં લખ્યું હતું: 'ઉટીમાં તેમ જ મસૂરીમાં પણ, આપણે, એટલે કે મધ્યમ વર્ગ અને ઉચ્ચ વર્ગના નાગરિકોએ તેમ જ રાજકર્તાઓએ પોતાની સગવડ ખાતર પોતાની સગવડોને અનુકૂળ એવાં કેટલાંયે સુંદર સાધનોની વ્યવસ્થા કરી છે એ કારણે બંને સ્થળે રહેવાની અને જિંદગીની મજા માણવાની ઘણીબધી સગવડો છે.

'પરંતુ સહાનુભૂતિથી સચેત મનુષ્યને તો ત્યારે જ સંતોષ થશે જ્યારે બંને સ્થળનાં આદિવાસીઓનું જીવન સુખમય બનાવવા આપણે આજે કરીએ છીએ તે કરતાં વધારે ને વધારે પ્રયત્ન કરીશું.'

'એમને એમ ન લાગવું જોઈએ કે એમની નિવાસભૂમિ બહારના લોકોએ આવીને પચાવી પાડી છે. અહીંના ભૂમિપુત્રોનો અહીંનો ભૂમિ પરનો અધિકાર મંજૂર કરવાથી પણ આપણો ગિરિનિવાસ મંગળમય થઈ જશે. આપણે એમની સાથે એમના સકલ જીવનમાં ઓતપ્રોત થઈ જઈએ એ દિવસ હજી દૂર છે, પણ સ્વજનો માટે, આપણી જાતિના લોકો માટે, જેટલું કરીએ છીએ એટલું પણ એમને માટે આજથી કરવા માંડીશું તો ઘણાંબધાં પાપમાંથી ઊગરી જઈશું.'

હિમાલયની ચાર ધામ યાત્રા પૂરી કરીને અને ટિહરીની પાસે ગંગાતટ પર થોડા દિવસો વિતાવીને પાછો આવી રહ્યો ત્યારે પણ મેં ટિહરીથી મસૂરી અને મસૂરીથી દેહરાદૂન થઈને હરિદ્વાર – એમ યાત્રા કરી હતી. એ વખતે મસૂરીમાં એક જ રાત રહ્યો હતો. મારી સાથે મહારાષ્ટ્રના એક બ્રહ્મચારી યોગાનંદ હતા.

તે વખતે મેં અહીંના મૂળ વતનીઓની જે સ્થિતિ જોઈ હતી તેમાં અને આજની સ્થિતિમાં ખાસ ફેર પડયો નથી. જોકે આ ચાળીસ-પચાસ વરસમાં બજાર-માં મળતી ચીજવસ્તુઓની વિવિધતા ઘણી વધી ગઈ છે અને મધ્યમ વર્ગના લોકો-ની જીવનદૃષ્ટિમાં હલકા દરજ્જાનાં તત્ત્વો ઠીક ઠીક આવી ગયાં છે. ત્યારનાં ભોળાં લોકો આજે કાંઈક સાશંક અને સચેત થયાં છે, એટલો ફરક મંજૂર કરવો રહ્યો. અલબત્ત, આ ફરક આપણે માટે શોભાસ્પદ તો નથી જ.

જાતિભેદને કારણે સમાજમાં વિભિન્ન સ્તર પડી ગયા છે એ કારણે સમગ્ર સમાજની ઉન્નતિની જવાબદારી આપણી છે. એ જવાબદારીનું ભાન આપણા લોકોને નહીંવત્ છે. સવર્ણ જાતિ અને મજૂર જાતિ – જાણે આ બે ભિન્ન સમાજ છે અને એમની વચ્ચેનું આજે છે એટલું ને એટલું અંતર કાયમ માટે રહેવાનું છે એવી આપણી માન્યતા બંધાઈ ગઈ છે!

કાશ્મીરના લોકોની વાત અલગ છે. ત્યાંના લોકો ઠીક ઠીક રૂપાળાં અને સોહામણાં છે, પરંતુ બાકીના હિમાલયમાં એક વાત બધી જગ્યાએ સરખી લાગુ પડે છે. અહીં બાળકો, છોકરાં-છોકરીઓ, બચપણમાં ખૂબ ઉમદા દેખાય છે. એમની જવાની પણ સારી હોય છે. પરંતુ બચપણથી જ જીવનનો તથા માલ-સામાનનો અત્યધિક બોજ ઉઠાવવો પડે છે એ કારણે આ લોકો બહુ જ જલદી કરમાઈ જાય છે અને ઘરડાં જેવાં માલૂમ પડે છે. એમાંય પુરુષો કરતાં સ્ત્રીઓનું ઘડપણ ખાસ ધ્યાન ખેંચે છે, હિમાલયની પૂર્વ તરફ મોંગોલિયન વંશની અસર વધુ દેખાય છે. એ કારણે જ્યારે ત્યાંના લોકોના ચહેરા પર બુઢાપો છવાય છે ત્યારે તેના ઉપર એટલી બધી કરચલીઓ હોય છે કે એ માણસ જ્યારે આપણી સામે જુએ છે ત્યારે એ જ ખબર નથી પડતી કે તે હમણાં હસશે કે રોશે! જીવનકલહમાં જેઓ

થાકેલા છે, હારેલા છે, એમની દૃષ્ટિ એટલી અશ્રદ્ધાળુ હોય છે કે એમના રુદનમાં અને હાસ્યમાં ખાસ ફરક હોતો નથી.

પુરાણકાળમાં આપણે આ લોકોને યક્ષ, ગંધર્વ, કિન્નર, પિશાચ, ગુહ્યક, સિદ્ધ આદિ અનેક નામો દીધાં હતાં.

હિમાલયમાં અને તેની પેલી પાર વસનારા લોકોને આપણે દેવયોનિ કહ્યા. આજનું તિબેટ આપણું ત્રિવિષ્ટપ–એટલે સ્વર્ગ છે. પરંતુ કિન્નર લોકોનો આપણે શિકાર કરતા હતા અને એમનાં નર-માદાને પકડીને ગાયનવાદન સારુ રાખતા હતા. કિન્નર લોકોનું ગાન આપણને ખાસ પસંદ આવતું હશે. પરંતુ એ પણ આપણે લખી રાખ્યું છે કે એમનો ચહેરો ઘોડા જેવો હતો. હિમાલયની જાતિઓની આપણે બહુ ઉપેક્ષા કરી છે. દેશાભિમાનનો અર્થ માત્ર ભૂમિને માટે પ્રેમ અને પવિત્ર ભાવના–એટલો જ ન હોઈ શકે. દેશભક્તિ એટલે દેશવાસીઓ પ્રત્યે આત્મીયતા, પ્રેમ અને એમની સેવા કરવાનો ઉત્સાહ-ઉમંગ. ભિન્ન ભિન્ન ગોત્રોના લોકોને અપનાવીને એમની સેવા કરવાથી આપણો આ દાવો પૂરો થઈ શકે છે. આ પણ હિમાલયનો જ સંદેશ છે. ‘જાગ્યા ત્યાંથી સવાર’ એ વાત સાચી હોય તો હિમાલયના સુપ્રભાતનો આ સંદેશ છે.

## ૧૨. ભાલરેખા હિમાલય

હિમાલયનું ફરીથી ધ્યાન કરતાં વિચાર આવ્યો કે હિમાલય આપણી ઉન્નત લલાટરેખા છે. હિમાલયની સાથે આપણું ભાગ્ય સંકળાયેલું છે. જો સમુદ્ર ભારતમાતાનું વસન છે તો હિમાલય છે ભારતમાતાની ભાગ્યરેખા. અહીં કરવામાં આવેલો પુરુષાર્થ સિંધુ અને બ્રહ્મપુત્ર, ગંગા અને યમુના, ગંડક અને તીસ્તા દ્વારા સમસ્ત આર્યાવર્તનું કલ્યાણ સાધી શકશે.

સાથે જ હિમાલય આપણી દેવભૂમિ છે. કુબેર અને રાવણ બન્ને હિમાલયના પુત્રો હતા. બન્નેમાં થયો ઝઘડો. પછી વિજયી રાવણે તિબેટનું રાજ દીધું કુબેરને અને ખુદ બની ગયા લંકાધિપતિ. એટલા માટે જ તો રાવણની માતાએ પૂજા માટે શિવજીનું આત્મલિંગ કૈલાસથી લઈ આવવાનો આદેશ પોતાના પુત્રને આપ્યો હતો ને!

આપણે ન ભૂલીએ કે ભારતના પશ્ચિમ કિનારે, સમુદ્ર કનેથી જમીન માગીને વસવાટી થયેલા બ્રાહ્મણ વીર પરશુરામે ક્ષત્રિયો સામે જે રણજંગ માંડ્યો હતો તેની પૂર્ણાહુતિ એમણે ભારતને ઈશાન ખૂણે પહોંચી જઈને બ્રહ્મપુત્ર લોહિત-કુમારના કિનારે કરી હતી. આજે જેને નેફા કહે છે, ત્યાંના જ બ્રહ્મકુંડને આપણા લોકો પરશુરામ-કુંડ કહેતા આવ્યા છે.

જે હિમાલય આપણી પવિત્ર દેવભૂમિ છે, તે આજે, ચીનના આક્રમણને પરિણામે સંઘર્ષભૂમિ બની છે. જે ભૂમિમાં આપણા ઋષિમુનિઓએ પૃથ્વીની ધારણાને સારુ તપસ્યા કરી હતી (संतोभूमिम् तपसा धारयन्ति) એ જ ભૂમિમાં આપણે આજે લશ્કરી તૈયારીઓ કરવી પડે છે. હવે આપણા રાષ્ટ્રસેવકો માટે આ જ ભૂમિમાં જુદી જ જાતની તપસ્યા કરવાના દિવસો આવી લાગ્યા છે.

સવારે, સાંજે અને બપોરે પણ, સંધ્યાનું ઉપસ્થાન કરતાં આ હિમાચ્છાદિત શિખરોને જોઉં છું. થોડાંક શિખરો ચર્મચક્ષુ સમક્ષ પ્રત્યક્ષ છે અને થોડાંક તો કલ્પના-ચક્ષુ માટે એથીય વધુ પ્રત્યક્ષ છે. ગંગોત્રી, જમનોત્રી, કેદાર, બદરી, નંદાદેવી, નંદાકોટા, ત્રિશૂલ અને બંદરપૂંછ—આ બધાં જ શિખરો આપણી સંસ્કૃતિનાં ચિર-સંરક્ષક છે. એની રક્ષા આપણે કરીએ, આપણી રક્ષા તેઓ કરશે. परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ। ભગવાનનો આ આદેશ આપણે વિસારે પાડ્યો અને સંકટમાં સપડાયા.

જ્યારે સ્વતંત્ર ભારતે પોતાનાં રાજ્યોની પુનર્રચના કરી ત્યારે મેં ભારપૂર્વક કહ્યું હતું કે જેમ ભૂતાન અને નેપાળ છે એવાં જ એક-બે રાજ્યો નેપાળ અને કાશ્મીર વચ્ચે બનાવવાં જોઈએ. મને કહેવામાં આવ્યું કે: 'આવી માગણી કરનાર તો તમે એકલા જ છો! જનતા તરફથી તો કોઈ માગણી મુકાઈ નથી!' મેં કહ્યું: 'માગણી કેટલા લોકોની છે એ સવાલ ગૌણ છે. દેશના હિત માટે જરૂરી શું છે એ જ આપે તો જોવાનું રહ્યું.' સરદાર પાણિક્કરને મેં કહ્યું: 'આપ ઉત્તર પ્રદેશના પૂર્વ અને પશ્ચિમ એવા બે વિભાગ ઇચ્છો છો, હું એના ઉત્તર અને દક્ષિણ એ બે વિભાગ માગું છું. એક હિમાલયીન અને બીજો અંતર્વેદી ગંગા-યમુનાનો દોઆબ વિભાગ.'

આજે મારું ધ્યાન ધરાસુથીય આગળ જઈને ગંગોત્રી-જમનોત્રી સુધી પહોંચે છે. નેતિખીણ અને માનાખીણ, લેપુખીણ અને ઊંટાધુરાખીણ ભણી જો આપણે આપણા લોકોને વસાવ્યા હોત તો ત્રિવિષ્ટપ-તિબેટને આપણી ઉત્તમ સહાય મળી શકી હોત. આપણા રાજાઓએ સંતોષનું સેવન કર્યું અને આપણા બ્રાહ્મણો પોતાની તપસ્યા તજીને દક્ષિણા પાછળ ઘેલા થયા. પૂર્વજોનો આદેશ તેઓ ભૂલી ગયા:

असंतुष्टा द्विजा नष्टाः
संतुष्टाश्चैव भूभूजः।

અસંતુષ્ટ અને દક્ષિણાના લોભી બ્રાહ્મણો તપોભ્રષ્ટ થઈને નાશ પામ્યા અને પૃથ્વીનો ઉપભોગ કરનારા વિલાસી રાજાઓ સંતુષ્ટ, કર્તવ્યશૂન્ય, મહત્ત્વાકાંક્ષાશૂન્ય અને અલ્પસંતોષી બનીને નાશ પામ્યા. બન્નેએ પોતાના દોષો ભેળવીને દેશ અને સંસ્કૃતિને ક્ષીણ કર્યાં.

ભારતમાં ઠેકઠેકાણે પહાડી પ્રદેશો છે. ત્યાંનાં થોડાંકેય પુરુષાર્થી કુટુંબો હિમાલયમાં જઈને વસવાટ કરશે અને એશઆરામી ન બનતાં પ્રજાની સેવા કરશે તો એકલો હિમાલય જ આખા ભારતનું દારિદ્ર દૂર કરી શકશે.

જીવનના ઉત્તરાર્ધમાં આજે હિમાલયનાં શિખરોનું દર્શન કરું છું, તેના પૌરાણિક ઇતિહાસનું સ્મરણ કરું છું ત્યારે ઋષિમુનિઓની તપસ્યાની આધુનિક આવૃત્તિ કેટલી જરૂરી છે તેનો ખ્યાલ આવે છે અને ચિત્ત અસ્વસ્થ થઈ જાય છે. શિખરોની શાંતિ હૃદયને શાંતિ નથી બક્ષતી પણ એ જ શિખરો ચૈતન્યમય થઈને આશ્વાસન દે છે કે ભારતનો આત્મા ફરીને જાગશે અને પ્રબુદ્ધ ભારત હિમાલયની દક્ષિણ-ઉત્તર બન્ને બાજુએ સર્વોદયની સંસ્કૃતિ સમાનભાવે ફેલાવશે.

જ્યારે લડાખ અને નેફા તરફ પણ, સામ્યવાદી ચીને લશ્કરી આક્રમણ કર્યું ત્યારે આપણે ત્યાં સર્વોદયી શાંતિસેના ન મોકલી શક્યા. હવે જ્યારે આક્રમણ સ્થગિત થઈ ગયું છે ત્યારે, હજી પણ શું આપણે પૂરી ત્વરાથી હિમાલયના બે હજાર માઈલ લાંબા અને બસો માઈલ પહોળા વિસ્તારમાં વિશ્વકલ્યાણકારી સેવા-શિબિરોની સ્થાપના કરવાનો પ્રયત્ન નથી કરવાના? હિમાલયનું પ્રત્યેક શિખર આ જ સવાલ દ્વારા નિમંત્રી રહ્યું છે.

## ૧૩. શિવાલિક-સ્તોત્ર

આકાશમાં જ્યારે સપ્તવર્ણી ઇન્દ્રધનુષ પોતાનો વર્ણવિલાસ દાખવે છે ત્યારે તેની આજુબાજુમાં સૌમ્ય રંગોનો એક ઊલટો ક્રમ દેખાડનારું ફિક્કું પ્રતિધનુષ પણ જોવા મળે છે. આવા એક અનુચરના સાથ સિવાય કદાચ અસલી ધનુષની પ્રતિષ્ઠા પૂરી નથી થતી. મહાદેવના મંદિર સામે એક નાનકડો પણ નન્દી તો હોય જ છે. એ જ રીતે હિમાલયની પ્રતિષ્ઠા સંભાળવા માટે તેની નજીકમાં શિવાલિક પર્વતમાળાની પણ એક હરોળ ઊભી છે. ઉત્તરાખંડની યાત્રા કરનાર યાત્રીઓને શિવાલિકની પર્વતમાળા પાર કરીને જ હિમાલયમાં પ્રવેશ કરવો પડે છે.

એમ તો શિવાલિક પર્વતમાળા હરદ્વારથી માંડીને હોશિયારપુર સુધી જ ફેલાયેલી મનાય છે. લંબાઈ એની બસો માઈલની અને પહોળાઈ દસ માઈલની તથા ઊંચાઈ બેથી સાડા ત્રણ હજાર ફૂટ સુધીની. પરંતુ મારા મનમાં તો હિમાલયના પર્વતની આ બાજુએ જેટલી સમાન્તર પર્વતમાળા છે, તે બધી શિવાલિક જ છે.

કોઈ વૃદ્ધ માણસ પોતાની અંજલિમાં પાણી લે તો તેની ક્ષીણ આંગળીઓની વચમાંથી પાણીની ધારાઓ વહેવા લાગે છે એ જ રીતે હિમાલયનાં પાણી રોકવાના મિથ્યા પ્રયાસો કરતાં આ પર્વતમાળાને પણ ઠેકઠેકાણે અનેક નદીઓને મારગ મોકળો કરી આપવો પડે છે. એ જ એમની શોભા છે અને એ જ એમની ઉપયોગિતા. તૂટેલી માળાના મણિ જેવી આ શિવાલિક પર્વતમાળા હિમાલયની સમાન્તર ફેલાયેલી છે.

જે હિમાલય પાસે પોતાના શ્વેત મુકુટની ભવ્યતા છે, તો શિવાલિક પર્વતમાળા પાસે વનરાજિના હરિત મુકુટની સમૃદ્ધિ છે. આમ તો લોકો શિવાલિકને

જ હિમાલયનો પ્રારંભ માને છે. પરંતુ ભૂસ્તરવિદ્યા જાણનારા લોકો તરત કહે છે કે શિવાલિકની રચના હિમાલયથી બિલકુલ ભિન્ન છે, ઊલટી છે.

પશ્ચિમ બાજુ, અફઘાનિસ્તાન અને પાકિસ્તાન વચ્ચે જે સુલેમાન પર્વત છે તેની સેવામાં પણ આવી એક સમાનાન્તર પર્વતમાળા છે, તેને પણ આપણે શિવાલિક કહી શકીએ છીએ. બિયાસ નદી, હિમાલયની પેલે પારથી આવનારી સતલજ નદી, તમસાનો જળભાર સાથે વહી લાવનારી યમુના નદી અને ખુદ ગંગા નદી પણ – આ બધી નદીઓને શિવાલિક પર્વતમાળાની ખુશામત કરી કરીને જ ભારતના સમથળ પ્રદેશમાં પ્રવેશ કરવો પડે છે. હરદ્વારથી દેહરાદૂન જવામાં આ પર્વતમાળાની શોભા કાંઈ જુદી છે. જ્યારે આપણે અંબાલાથી નહાન તરફ જઈએ છીએ ત્યારે ત્યાંની શોભા તો સાવ જુદી છે. શિરૂમૌરની શોભા જુદી અને સોલનની શોભા જુદી. વિલાસપુરની ઉપત્યકામાં જ્યારે પાક લૂંબેઝૂંબે હોય છે ત્યારે તેની શોભા જુદી તો હોશિયારપુરના પ્રાંતની શોભા અલગ. બિયાસ નદીને પોતાનો રસ્તો કાઢવામાં કેટલી તકલીફ પડી છે એ તે તો કહેવાની જ નથી, આપણે જાતે તેની સાથે ચાલતાં ચાલતાં એ સઘળો અનુભવ લેવો રહ્યો.

શિવાલિક પર્વતમાળા અને તેની નીચેની તળેટી આબોહવાની દૃષ્ટિએ સારી ગણાતી નથી. દંશ દેતા મચ્છરોનો ઉપદ્રવ તો ત્યાં છે જ. એ ઉપરાંત પણ કેટલાય રોગો માણસને તેમ જ જાનવરોને પરેશાન કરે છે. પણ આપણે જોઈએ છીએ તો આ જ પ્રદેશમાં, પ્રાચીન કાળમાં કેટલાય રાજાઓનાં રાજ્યો દીર્ઘકાળ સુધી ટક્યાં, એમણે સારાં સારાં મંદિરો બાંધ્યાં, મોટા યજ્ઞયાગ કર્યા, યાત્રાનિમિત્તે લાખો લોકો ત્યાં ભેગા થતા હતા. અને અશોક જેવા સમ્રાટને અહીં પોતાનો શિલાલેખ કોતરાવવાની જરૂર સમજાઈ, ત્યારે અનુમાન કરી શકાય કે પ્રાચીનકાળમાં આબોહવા પર કાબૂ લાવવાનો કોઈ ઇલાજ અહીંના લોકોને હાથ ચડ્યો હતો, જે આજે આપણે ખોઈ બેઠા છીએ. જૂના ગ્રંથોમાં લખેલું જોવા મળે છે કે રાતે જ્યાં જાનવરોને બાંધવાનાં હોય, તે સ્થળે સૂકાં પાંદડાં અથવા છાણ સળગાવીને ધુમાડો કરવો જોઈએ, જેથી જાનવરોને મચ્છર ન કરડે અને એમનું દૂધ ઓછું ન થઈ જાય. એના ઉપરથી અનુમાન કરી શકાય કે માણસની સંભાળ માટે પણ એ જમાનામાં અહીં કોઈ ને કોઈ ઇલાજ જરૂર કરાતો હશે.

ઇતિહાસસંશોધક પોતાનું કામ કરે જ છે. પરંતુ ઇતિહાસકાળનો પ્રારંભ થયો, તેનીય ખૂબ પહેલાં, પૃથ્વીનો, પૃથ્વી પરનાં જાનવરોનો અને મનુષ્યના જીવનનો પ્રારંભ થઈ રહ્યો હતો. એ કાળની પરિસ્થિતિ પરત્વે પણ વિજ્ઞાનવેત્તા અને સંશોધકો શોધ ચલાવી રહ્યા છે. આવા લોકોને અંગ્રેજીમાં Palaeontlogists કહે છે. એમનું કહેવું છે કે આ અતિ પ્રાચીનતમ કાળનો ઇતિહાસ આ શિવાલિક પર્વતમાળામાં જ મળે છે.

પૂર્વ આફ્રિકા ગયો ત્યારે નાઈરોબીમાં કૉરિંડન મ્યૂઝિયમના અધ્યક્ષ ડૉ. લેકીને મળ્યો હતો. હજારો અને લાખો વરસો પહેલાંની આફ્રિકાની અવસ્થાના તેઓ ઉત્તમ

જ્ઞાતા છે. ત્યાંના ખોદકામનો અને તેની શોધખોળનો તાળો મેળવી દઈ શકે છે – મેળ બેસાડી શકે છે. એમણે પોતાના સંગ્રહાલયમાંથી પ્રાચીનતમ માનવીની એક ખોપરી દેખાડી અને કહ્યું કે આ ખોપરી વાનરની નથી, શાથી જે એમાં આંખની ઉપર, ભમ્મરનાં હાડકાં જુઓ, કેવાં ઊપસી આવ્યાં છે! અને માણસનું આખું માથું સમાઈ જાય, એટલું મોટું પોલાણ પણ આ ખોપરીમાં છે. અંતમાં એમણે કહ્યું: 'આ વંશવૃક્ષ મેં તૈયાર કર્યું છે તેને માટેની જાણકારી જો ક્યાંયથી મળે તેમ હોય તો તે હિંદુસ્તાનમાંથી. આપ હિંદુસ્તાનના ભૂસ્તરશાસ્ત્રીઓને કહો કે આ કામમાં મને મદદ કરે. કેમ કે આ કામ સમગ્ર માનવજાતિનું છે.' હું પણ માનું છું કે ડૉ. લેકીને જાણકારી અને પુરાવાઓનો મસાલો જોઈએ છે તે આ શિવાલિક પ્રદેશમાંથી જ મળી શકે છે.

સારી વાત છે કે આ પ્રદેશમાં હવે જંગલી જાનવરોનું રક્ષણ કરવા માટે 'રાજાજી અભયારણ્યની' સ્થાપના થઈ છે.

આ પ્રદેશની ટેકરીઓ બધી એકસરખી નથી. ક્યાંક ક્યાંક તો જાણે કે આખી ટેકરીઓ મીઠાની બનેલી છે. ક્યાંક પથ્થર વજ્રકાય છે તો ક્યાંક માટી દર વરસે વરસાદથી ધોવાઈ જાય છે અને પરિણામે મોટી મોટી ટેકરીઓ ઊંચાઈ ગુમાવી વામન થવા લાગે છે. આ પ્રદેશમાં ફરવામાં એટલો જ આનંદ આવે છે જેટલો મહાભારતના અધ્યાયો વાંચવામાં અનુભવાય અથવા તો વેદઋચાઓનું અધ્યયન કરવામાં પમાય. આ પર્વતમાળા ઊંચાઈમાં ભલે નાની હોય, તેની ઉંમર તો હિમાલય કરતાંય તે મોટી હશે.

હાલમાં જ દેહરાદૂનથી ગુરુ ગોવિંદસિંહના પાંવટા અને તારુવાલા સુધી જઈ આવ્યો. હરદ્વારથી દેહરાદૂન સુધીનાં શિવાલિકનાં જંગલો જોયાં. ફાગણ મહિનો હતો તેથી તો વળી જંગલની શોભા અજબ જ હતી. કેસૂડાંનાં ફૂલના ઠંડા અગ્નિની લાય આખાય વનને ચાટી રહી હતી.

દેહરાદૂનથી આગળનો માર્ગ એક એવી લાંબીપહોળી ખીણમાંથી પસાર થાય છે જે શિવાલિક અને હિમાલય બન્નેની શોભા એકીસાથે બતાવે છે. દેહરાદૂનથી પાંવટા સુધીનો રસ્તો સુંદર વજ્રલેપ છે અને રસ્તાની બન્ને બાજુનાં શાલવૃક્ષોની શોભા ઉપવન જેવી સૌમ્ય અને શાંત છે. વસંત ઋતુમાં આ શાલવૃક્ષોની પુષ્પ-સમૃદ્ધિ આખા પ્રદેશને નવી જ શોભા દે છે. ઠેકઠેકાણે સુકાયેલા પ્રવાહની નાની-મોટી નદીઓ ગોળ ગોળ સફેદ પથ્થરોનો સ્થિર સ્રોત બતાવીને કહી રહી હતી કે 'અમારું નામ કોઈને પૂછશો નહીં, અમે બધી જ દૃષદ્વતીના અવતાર છીએ.'

હિમાલયની પર્વતમાળા લગભગ વેરાન હતી, જ્યારે ડાબી બાજુ શિવાલિક પર્વતમાળા પોતાના સૌમ્ય ચડાણને કારણે ગાઢ જંગલોને આશ્રય દઈ રહી હતી. જો હિમાલયની પર્વતમાળા વેદમંત્રનો ઘોષ કરે અથવા પ્રાણવજપની ગર્જના કરે તો શિવાલિકની પર્વતમાળા જરૂર પ્રતિધ્વનિ દ્વારા આખીય પર્વતમાળાને નિનાદિત કરી દે.

હિમાલય જો શિવજીનું તાંડવ છે, તો શિવાલિક પાર્વતીનું લાસ્યનૃત્ય! બન્નેને એકીસાથે જોવાં એ મહાભાગ્યની વાત છે. વિજ્ઞાનની મદદથી હવે આ આખોય પ્રદેશ આબાદ અને સમૃદ્ધ બનાવી શકાય તેમ છે. કવિઓએ હિમાલયનાં સ્તોત્રો ગાતાં શિવાલિકને વિસારે પાડયો છે. હું આશા રાખું છું કે શિવાલિકના આ સ્તોત્રને સાંભળીને આ પ્રદેશના સમર્થ કવિઓ નવાં નવાં સુંદર સ્તોત્રો રચશે. એથી તો હિમાલયની પણ પ્રતિષ્ઠા વધવાની.

## ૧૪. કવિકુલગુરુની ક્ષમા યાચીને –

કવિકુલગુરુ કાલિદાસની હિમાલય-ભક્તિ સર્વવિશ્રુત છે. મેઘદૂતમાં અને કુમારસંભવમાં હિમાલયનો જ્યાં ઉલ્લેખ આવે ત્યાં એની પ્રતિભા સોળે કળાએ ખીલે છે.

સ્વાન્ત:સુખાય હિમાલયનાં કેટલાંક વર્ણનો ભેગાં કરતો હતો ત્યારે કાલિદાસનો એક શ્લોક મળી આવ્યો. એ શ્લોકમાં પ્રગટ થતી અભિરુચિ મારા જેવા હિમાલય-પ્રેમીની આજની અભિરુચિથી ભિન્ન લાગી. તેથી મન જરા ખાટું થયું.

કુમારસંભવના પ્રારંભે ત્રીજા શ્લોકમાં કવિકુલગુરુ લખે છે: ‘અગણિત રત્નોનું સર્જન કરનાર હિમાલયની શોભા હિમવર્ષાથી અલોપ નથી થઈ. જેમ ચંદ્રકિરણોની આભામાં એના પરનો કલંક નજર સામે નથી આવતો તેમ અનેક ગુણરાશિમાં એકાદ અવગુણ ઢંકાઈ જાય છે એ તો દેખીતી વાત છે.’

જો એવું હોય તો શું ગૌરીશંકર, નંદાદેવી, ત્રિશૂલ, નંદાકોટા, કાંચનજોંઘા ઉપરની હિમગૌર તેજપ્રભા એ એની સર્વોચ્ચ સર્વાધિક શોભા નથી? હકીકતમાં આપણે હિમાલય જઈએ તે આ હિમરાશિનાં દર્શનાર્થે જ. હિમાલયના વિસ્તારમાં બધું જ આહ્‌લાદદાયક છે એ ખરું પણ હિમાલયને હિમાલય કહેવાય તે એના શુભ્ર, શીતળ પવિત્ર હિમરાશિઓને લીધે જ.

મારા પૂર્વ આફ્રિકાના પ્રવાસ દરમિયાન ઉત્તુંગ પર્વતોનું યુગલ જોવામાં આવ્યું. કિલિમાંજારો અને મેરુ, જાણે જોડકા સહોદર હોય તેમ–પાસે પાસે ઊભા છે. વિસ્તાર પણ કોઈ સમ્રાટના વૈભવ જેવો. કિલિમાંજારોના મસ્તક ઉપર શુભ્ર બરફનો તાજ શોભતો હતો. અને હાથીના ગંડસ્થળ પરથી મદ ઝરે અને એ મદરેખા ગંડસ્થળની શોભા ને ભવ્યતામાં ઉમેરો કરે તેમ એ શિખર પરથી વહેતા હિમસ્રોતો એની ભવ્યતા અને સૌન્દર્ય વધારી રહ્યા હતા. આ આખું દૃશ્ય જોનારને મસ્ત બનાવી એના મનને આનંદસમાધિ સુધી લઈ જાય એવું હતું. ત્યારે મેરુ પર્વત પાસે ભવ્યતા, વનશ્રી બધું જ હતું. પણ આ હિમરાશિ વગર એ ગૌણ બની જતો હતો. એને વિશે મનમાં અનુકંપા જાગતી.

હમણાં હમણાં બે વાર હું જાપાન જઈ આવ્યો. પહેલી વાર ગયો ત્યારે

કમભાગ્યે હવામાન અનુકૂળ નહોતું અને પર્વતોત્તમ ફૂજિયામાનું દર્શન ન કરી શક્યો. પણ બીજી વાર ગયો ત્યારે ઘણી વાર ઘણી જગ્યાએથી દર્શન કર્યાં, છતાં હવામાં ગરમી હોવાથી એના સર્વતોભદ્ર મસ્તક પર હિમકિરીટ હતો નહીં, તેથી હું દુ:ખી થયો. પણ ફૂજિયામાને પોતાને એ કિરીટ ખોવાઈ ગયાનું દુ:ખ મારા કરતાં પણ વધારે થતું હોય એવું મને લાગતું હતું.

હિમાલયમાં કૌસાનીમાં હતો ત્યારે અનેકાનેક હિમાચ્છાદિત શિખરો જોઈ ધન્યતા અનુભવી છે. તુંગનાથ, કે બીજા કોઈ એવા જ શિખર પરથી મેં બરફાચ્છાદિત શિખરોની મહાસભા ભરેલી જોઈ હતી એનું સ્મરણસરખું થાય અને આજે પણ ગળગળો થઈ જઉં. મારા જીવનનો એ અપ્રતિમ, અનેરો અનુભવ હતો. સિક્કિમના પાટનગર ગંગટોકથી રોજ સવારે કાંચનજંઘાનું હિમગૌર દર્શન થતું એ તો જાણે સાક્ષાત કર્પૂરધવલ ઈશ્વરનાં જ દર્શન હતાં!

યુરોપના પરિભ્રમણ વખતે ઇટલીથી જર્મની અને સ્વિટ્ઝર્લૅન્ડ જતાં આલ્પ્સ પર્વતનાં હિમાચ્છાદિત શૃંગો જોયાં ત્યારે એ ભૂમિ વિશે મારા મનમાં ભક્તિભાવ જાગ્યો હતો.

એવા એવા અનેક અનુભવોને લીધે જેના મનમાં હિમધવલ આનંદોર્મિ જાગે છે તેનાથી હિમવર્ષા વિશેનો કવિકુલગુરુનો શ્લોક કેવી રીતે સાંખી શકાય? કાલિદાસનો ભક્ત મલ્લિનાથ તો એનાથી ચડી જાય છે. એ તો કહે: 'હિમાલયનાં હિમાચ્છાદિત શિખરો કોઢ નીકળેલા માનવી જેવાં અસ્પૃશ્ય છે! વળી એમ પણ કહેવાય છે કે લોકો આવી વાત માની બેસે તો હિમદોષદૂષિત હિમાલયનું સૌભાગ્ય નિષ્ફળ જાય – એ સંભવ ટાળવા કવિકુલગુરુએ પેલો શ્લોક લખી હિમાલયના ગુણોનું સમર્થન કર્યું છે! કુમારસંભવનું વિવરણ લખતાં નારાયણ પંડિત લખે છે: 'હિમાલયની ગોદમાં ઉમિયાજી – પાર્વતી જન્મ્યાં. એના ઉદરમાં વૈડૂર્યાદિ મણિરત્નો છે, દેવદારાદિ વૃક્ષરત્નોને એ પોતાની કાયા પર રાખે છે, મૃતસંજીવની જેવી ઔષધિઓનો એ ભંડાર છે, ગંગાદિ સરિતા-રત્નોનો એ પિતા છે, સોમલતાદિ ગલદ્રવ્યોનો એ પ્રભવ છે!'

આ બધું હું માનું છું. પણ જળસમૃદ્ધિને અને વનસ્પતિસમૃદ્ધિને જન્મ દેનાર હિમાલયની સર્વોચ્ચ શોભા એનાં હિમાચ્છાદિત શિખરોમાં જ સમાયેલી છે એ હકીકત છે. એ જ સર્વોત્તમ છે. ત્યાં માત્ર અખંડ સમાધિ છે. સાક્ષાત્ અનંતે પોતાની સમાધિ માટે એ હિમરાશિનું આસન સર્જ્યું છે. એના વડે જ હિમાલયનો સમગ્ર રત્નરાશિ સનાથ થઈ શક્યો છે.

# ૧૫. હિમાલયનો સંદેશ

દુનિયાના નગાધિરાજોને હિસાબે, કહે છે કે, હિમાલય આજકાલનું 'છોરું' કહેવાય! હશે. એ વિશે મારા મનમાં વિષાદ નથી. અભિમાન પણ નથી. ભલે એ 'આજકાલનો' છતાં એનું વયોમાન પાંચદશ લાખ સંવત્સરોનું તો છે જ. પર્વતપરિવારમાં એનાથી મોટા એટલે કે વૃદ્ધ અનેક હશે. એનાથી કેટલાક નાના પણ હશે. જે હોય તે. આપણું ભાગ્ય મોટું તે આપણે એના જેવા વડીલને પામ્યા. એ બદલ હું કાયમ ધન્યતા અનુભવું છું. હિમાલયની પર્વતમાળા બે હજાર માઈલ લાંબી અને બસો માઈલ પહોળી છે. એનો આકાર વિશાળ ચંદ્રરેખા જેવો છે. હિમાલય વિશે ઓછામાં ઓછું આટલું તો ભારતના દરેક સુપુત્રે જાણવું જોઈએ. એની આ પાર શિવાલિક પર્વતો અને પેલી પાર માંધાતા છે એ પણ ભૂલી ન જવાય.

ત્રિવિષ્ટપ(તિબેટ)નો રાજા કુબેર અને લંકાનો રાજા રાવણ એ બે ભાઈ ભાઈ હતા એ આજના ભલભલા હિંદુઓ નથી જાણતા એ અફસોસની વાત છે. રાવણે યુદ્ધમાં કુબેરને હરાવ્યો. પછી એ પરાજિત બંધુને તિબેટનું રાજ્ય સોંપી અને પોતે લંકા જઈ રહ્યો. ત્યાં મોટા સમ્રાટ જેવો વૈભવ એ ભોગવતો.

લોકમાન્ય ટિળકના માનવા મુજબ આર્યોનું મૂળ વસ્તીસ્થાન ઉત્તરધ્રુવ બાજુ હોવું જોઈએ. પોતાની આ માન્યતાનું સમર્થન કરવા એમણે વેદોમાંથી નક્કર પુરાવા પણ રજૂ કર્યા છે. જ્યોતિષ અને ભૂસ્તરશાસ્ત્રોના સિદ્ધાંતો પણ લોકમાન્યને ટેકો આપે છે. પછી આપણાથી એનો પ્રતિવાદ કેમ થાય? યુરોપના કેટલાક વિદ્વાનો એમ માને છે કે આર્યોનું એ સ્થાન સ્વિટ્ઝર્લૅન્ડ બાજુ હોવું જોઈએ. પોતાની માન્યતા સિદ્ધ કરવા તેઓ ભાષાશાસ્ત્ર અને શબ્દશાસ્ત્રનો આધાર લે છે. આર્યોનું મૂળ સ્થાન યુરોપમાં છે એમ કહ્યા વગર એમને શાતા નહીં વળે. જર્મન લોકોનો દાવો છે: 'સાચા આર્ય તે અમે જ.' આર્ય જાતિને એ Indo-Germanic કહે છે. ઠીક છે. ઉજ્જવળ ઈતિહાસ ધરાવનાર પ્રજા સાથે પોતાનો સંબંધ છે એવો કોઈનો દાવો હોય તો હું શા માટે પડકારું?

હું નાનો હતો ત્યારે અમને ભણાવવામાં આવતું કે આર્યોનું મૂળ સ્થાન એશિયા અને યુરોપ વચ્ચે જે કેસ્પિયન સમુદ્ર છે તેની આજુબાજુ ક્યાંક છે. અમે લોકોએ સતર્ક થઈ તરત માની લીધું કે 'કેસ્પિયન સમુદ્ર' એટલે કશ્યપીય સાગર હોવો જોઈએ. એવી એવી અનેક વાતો મેં સાંભળેલી, વિચારેલી. આજે કોઈ મને પૂછે: 'તમારા હૈયાની વાત કઈ' તો કશી સંદિગ્ધતા રાખ્યા વગર હું તો કહી દઈશ કે આપણું આદિસ્થાન તો હિમાલય જ છે. તે પહેલાંના ઈતિહાસ કે પ્રાગ્ ઈતિહાસ સાથે મને ખાસ લાગતુંવળગતું નથી. આર્યજાતિની ભાવના શાખ પૂરે

છે: આપણા ઋષિમુનિઓ હિમાલયમાં તપશ્ચર્યા કરતા હતા. આર્યજાતિના આદિ-પિતર, પાર્વતી પરમેશ્વર, હિમાલયના તિલક સમાન કૈલાસ પર્વત પર વિરાજમાન થયેલા છે. આપણા સર્વ દેવોનું એ નિવાસસ્થાન છે. એટલે તો કવિ કાલિદાસે એને 'દેવતાત્મા' કહ્યો છે. બધા દેવો અને ઋષિમુનિઓ માનસસરોવરમાં સ્નાન કરવા જાય છે. માનસની બાજુમાં રાવણહ્રદ સરોવર છે. સાથે ગૌરીકુંડ પણ ખરો. ભારતવર્ષની ચાર મોટી નદીઓ ત્યાંથી ઉગમ પામે છે. ચીનની બે નદીઓનું ઉગમ-સ્થાન પણ એ જ પ્રદેશમાં છે. આપણા હૃદયની લાગણીના બંધ જેટલા હિમાલયની આ બાજુ છે એટલા જ પેલી પારના પ્રદેશ સાથે પણ એ સંકળાયેલા છે. આપણા શાક્ય મુનિ ભગવાન બુદ્ધની અમીદૃષ્ટિ અને એમના શુભાશિષ બંને બાજુ પર સરખા ફેલાયેલા છે.

હિમાલયનું દર્શન દરેક ભારતીય મનના આશયને પાવન કરે છે. હિમાલયની હવા પ્રાણદાયિની છે. હિમાલયના ઝરણામાં સાક્ષાત્ અમૃતની સેર ફૂટે છે. હિમાલયની વનસ્પતિ અને જાદુઈ જડીબુટ્ટી જેવી દવાઓ હજુ પણ સાધુબાવાઓની ઝોળીમાં પડેલી છે.

આપણા ઋષિમુનિઓ અને ધર્મકાર આચાર્યોએ જ્યાં સુધી હિમાલયનો સંપર્ક રાખ્યો ત્યાં સુધી સંસ્કૃતિની ઉજ્જવળતા ટકી. જ્યાં સુધી આપણા રાજામહારાજાઓ એમના વૈભવથી વામણા બન્યા નહોતા ત્યાં સુધી છેલ્લી જિંદગી ગાળવા એ હિમાલયનો આશરો લેતા. તે સમયનાં તીર્થસ્થાનો અને કળાપૂર્ણ મંદિરોનાં ખંડિયેરો આજે પણ ત્યાં મળી આવે છે.

કોઈએ એમ કહ્યું છે કે 'સ્વાવલંબન અને સ્વરાજ્ય' આ પર્વતોએ આપેલો ગુરુમંત્ર છે. અને 'પરસ્પરાવલંબન અને સામ્રાજ્ય' એ સમતલ મેદાનોની પ્રકૃતિ છે. બરાબર છે. મૉસ્કો, પટના, ઇન્દ્રપ્રસ્થ, પેકિંગ: એ સામ્રાજ્યોની પાટનગરીઓ છે. એક ગાંધીજી આના કરતાં કાંઈ જુદું કહી ગયા. એ કહેતા કે વિશાળ મેદાનો, લોકમાતા નદી અને સમૃદ્ધ ખેતરો અને વાડીઓ અહિંસાનાં સંદેશવાહકો છે.

એમની સાથે સહમત થવા હું તૈયાર છું. છતાં હું કહેવા માગું છું કે માનવ-જીવનના સનાતન પ્રાણપ્રશ્નોનું ચિંતન હિમાલયનાં હિમધવલ શિખરોના સમાગમમાં જ થઈ શકે. ધ્યાનસ્થ થવા માટે નજર સમક્ષ જલાશય અથવા સ્વચ્છ સમતલ ભૂમિનું ચિત્ર કલ્પવું એમ ભગવાન બુદ્ધ કહેતા પણ આ સંસ્કૃતિના સંસ્થાપકો, સંચાલકો અને સંરક્ષક સંતોએ ધ્યાનમુદ્રા માટે ચિર-હિમ-વિભૂષિત શિખરો જ પસંદ કર્યાં છે. અને ચિંતન માટે ગંગોત્રી, કેદાર, બદરી, અમરકંટક આદિ ગગનગામી નદીઓનાં ઉગમસ્થાનો જ સૂચવ્યાં છે.

પૂર્વ આફ્રિકા હું બે વાર ગયો. બંને વાર નીલ નદીના ઉગમસ્થાન પર (અમર સરોવરને કિનારે) મેં એ જ અનુભવ્યું. લોણાવળા પાસે ઇન્દ્રાયણી નદીનો ઉગમ જોવા ગયો ત્યાં ચંદ્રભાગા-ભીમાનું દર્શન થયું. ત્યાં – દૃશ્ય ગમે તે હોય પણ

એ વાતાવરણમાં અધ્યાત્મનાં મોજાં શાંત વેગે વહે છે—આપણા મનને એ ધોઈ નાખે છે એ અનુભવ સર્વત્ર આવ્યો.

ધ્યાનચિંતનની પરંપરાને આપણે આજકાલ ભૂલી ગયા છીએ. અધ્યાત્મ સાથે સાધનાત્મક પરિચય પણ વિસારે મુકાયો છે. આપણે માત્ર દાર્શનિક, તાત્ત્વિક ચર્ચા પૂરતો જ અધ્યાત્મનો સ્વીકાર કરીએ છીએ. એટલે આપણા સંતોની વાણી અને હિમાલયની પ્રેરણા હૈયાને જગાવતી નથી. પ્રાણોની સમૃદ્ધિ આપણે પામતા નથી.

ગમે એટલી ત્રુટીઓ આપણામાં ભલે રહી. છતાં આપણે આપણા પૂર્વજોના વંશજ છીએ. આપણી નસેનસમાં એમનું લોહી ફરે છે—થોડો પ્રયાસ કરીએ તો એ અમોલ આધ્યાત્મિક સંપત્તિનો વારસો મળ્યા વગર નહીં રહે. કુદરત અને આપણી માનસિક પ્રકૃતિ બન્ને આપણી મદદે આવશે. આડે આવે છે આપણી આધુનિક શિક્ષણથી મેળવેલી બૌદ્ધિક સંકુચિતતા. પણ આપણે પશ્ચાત્તાપપૂર્વક, ભક્તિનમ્ર થઈ હિમાલયની જાત્રા કરીએ તો એનો સંદેશ, એનો ગુરુમંત્ર જરૂર મળી રહેશે.

૨

માનવીજીવન દિશા અને કાળથી વ્યાપ્ત છે. એ બેનો સંબંધ વિસ્તાર સાથે છે. એમ કહેવાય કે તત્ત્વતઃ દિક્ અને કાળ બે એક જ છે. આપણે એ વાદમાં પડવાની જરૂર નથી.

પ્રથમ દર્શને હિમાલય જોતાં ધ્યાનમાં આવે એની ઉત્તુંગતા, એનો વિસ્તાર અને એનાં અસંખ્ય શિખરોની વિવિધતા. પણ એટલાથી એ ચિત્ર પૂરું નથી થતું. એનાં ચિરહિમશિખરો જોતાં કાળનું પણ ચિંતન કરવું પડે. આ શિખરો હંમેશને માટે એવાં ને એવાં હોય છે. કોક વાર હિમરાશિ વધે, કોઈ વાર ઘટે. પવન મંદ વાય કે કોઈ વાર તોફાન જાગે. આજુબાજુ જે થવાનું હોય તે થાય આ શિખરોની શાંતિ અક્ષુણ્ણ રહે છે. ત્યાં નથી કોઈ વૃક્ષ કે વનસ્પતિ, ત્યાં નથી ઊડતાં પક્ષી. વાદળોની લીલા જોવા માટે પણ ત્યાં કોઈ નથી પહોંચી જતું. કાળા પથ્થર અને સફેદ બરફ સિવાય ત્યાં બીજું કશું નથી; સિવાય ચાર કે છ ઋતુ નીચેની દુનિયા સાથે ગેલ કરતી રહે છે. પણ અહીં સુધી એ નથી પહોંચતી. ત્યાં તો સનાતન કાળ પોતે જ સમાધિ લગાવીને બેઠો છે.

એવી જગ્યાએ કાળના નાનામોટા ખંડ નિરર્થક બની જાય છે. આજે, કાલે, આ વર્ષે કે આવતે વર્ષે, આ યુગમાં કે અન્ય યુગમાં આ બધી કાલગણના અહીં નકામી છે. અહીં કાળનાં માત્ર બે રૂપ સત્ય છે. એક દૃશ્ય વર્તમાન ક્ષણ અને બીજો સંસ્ફુરત્ અનંતકાળ. વેદાંતની પરિભાષામાં સત્ય એ માત્ર વર્તમાન ક્ષણ છે. અને અનંતકાળ છે. બાકીના બધા કાળખંડ એ ઉપાધિઓ છે. માયા છે, મિથ્યા છે.

છે: આપણા ઋષિમુનિઓ હિમાલયમાં તપશ્ચર્યા કરતા હતા. આર્યજાતિના આદિ-પિતર, પાર્વતી પરમેશ્વર, હિમાલયના તિલક સમાન કૈલાસ પર્વત પર વિરાજમાન થયેલા છે. આપણા સર્વ દેવોનું એ નિવાસસ્થાન છે. એટલે તો કવિ કાલિદાસે એને 'દેવતાત્મા' કહ્યો છે. બધા દેવો અને ઋષિમુનિઓ માનસસરોવરમાં સ્નાન કરવા જાય છે. માનસની બાજુમાં રાવણહ્રદ સરોવર છે. સાથે ગૌરીકુંડ પણ ખરો. ભારતવર્ષની ચાર મોટી નદીઓ ત્યાંથી ઉગમ પામે છે. ચીનની બે નદીઓનું ઉગમ-સ્થાન પણ એ જ પ્રદેશમાં છે. આપણા હૃદયની લાગણીના બંધ જેટલા હિમાલયની આ બાજુ છે એટલા જ પેલી પારના પ્રદેશ સાથે પણ એ સંકળાયેલા છે. આપણા શાક્ય મુનિ ભગવાન બુદ્ધની અમીદૃષ્ટિ અને એમના શુભાશિષ બંને બાજુ પર સરખા ફેલાયેલા છે.

હિમાલયનું દર્શન દરેક ભારતીય મનના આશયને પાવન કરે છે. હિમાલયની હવા પ્રાણદાયિની છે. હિમાલયના ઝરણામાં સાક્ષાત્ અમૃતની સેર ફૂટે છે. હિમા-લયની વનસ્પતિ અને જાદુઈ જડીબુટ્ટી જેવી દવાઓ હજુ પણ સાધુબાવાઓની ઝોળીમાં પડેલી છે.

આપણા ઋષિમુનિઓ અને ધર્મકાર આચાર્યોએ જ્યાં સુધી હિમાલયનો સંપર્ક રાખ્યો ત્યાં સુધી સંસ્કૃતિની ઉજ્જવળતા ટકી. જ્યાં સુધી આપણા રાજામહારાજા-ઓ એમના વૈભવથી વામણા બન્યા નહોતા ત્યાં સુધી છેલ્લી જિંદગી ગાળવા એ હિમાલયનો આશરો લેતા. તે સમયનાં તીર્થસ્થાનો અને કળાપૂર્ણ મંદિરોનાં ખંડિયેરો આજે પણ ત્યાં મળી આવે છે.

કોઈએ એમ કહ્યું છે કે 'સ્વાવલંબન અને સ્વરાજ્ય' આ પર્વતોએ આપેલો ગુરુમંત્ર છે. અને 'પરસ્પરાવલંબન અને સામ્રાજ્ય' એ સમતલ મેદાનોની પ્રકૃતિ છે. બરાબર છે. મૉસ્કો, પટના, ઇન્દ્રપ્રસ્થ, પેકિંગ: એ સામ્રાજ્યોની પાટનગરીઓ છે. એક ગાંધીજી આના કરતાં કાંઈ જુદું કહી ગયા. એ કહેતા કે વિશાળ મેદાનો, લોકમાતા નદી અને સમૃદ્ધ ખેતરો અને વાડીઓ અહિંસાનાં સંદેશવાહકો છે.

એમની સાથે સહમત થવા હું તૈયાર છું. છતાં હું કહેવા માગું છું કે માનવ-જીવનના સનાતન પ્રાણપ્રશ્નોનું ચિંતન હિમાલયનાં હિમધવલ શિખરોના સમાગમમાં જ થઈ શકે. ધ્યાનસ્થ થવા માટે નજર સમક્ષ જલાશય અથવા સ્વચ્છ સમતલ ભૂમિનું ચિત્ર કલ્પવું એમ ભગવાન બુદ્ધ કહેતા પણ આ સંસ્કૃતિના સંસ્થાપકો, સંચાલકો અને સંરક્ષક સંતોએ ધ્યાનમુદ્રા માટે ચિર-હિમ-વિભૂષિત શિખરો જ પસંદ કર્યાં છે. અને ચિંતન માટે ગંગોત્રી, કેદાર, બદરી, અમરકંટક આદિ ગગનગામી નદીઓનાં ઉગમસ્થાનો જ સૂચવ્યાં છે.

પૂર્વ આફ્રિકા હું બે વાર ગયો. બંને વાર નીલ નદીના ઉગમસ્થાન પર (અમર સરોવરને કિનારે) મેં એ જ અનુભવ્યું. લોણાવળા પાસે ઇન્દ્રાયણી નદીનો ઉગમ જોવા ગયો ત્યાં ચંદ્રભાગા-ભીમાનું દર્શન થયું. ત્યાં—દૃશ્ય ગમે તે હોય પણ

એ વાતાવરણમાં અધ્યાત્મનાં મોજાં શાંત વેગે વહે છે—આપણા મનને એ ધોઈ નાખે છે એ અનુભવ સર્વત્ર આવ્યો.

ધ્યાનચિંતનની પરંપરાને આપણે આજકાલ ભૂલી ગયા છીએ. અધ્યાત્મ સાથે સાધનાત્મક પરિચય પણ વિસારે મુકાયો છે. આપણે માત્ર દાર્શનિક, તાત્ત્વિક ચર્ચા પૂરતો જ અધ્યાત્મનો સ્વીકાર કરીએ છીએ. એટલે આપણા સંતોની વાણી અને હિમાલયની પ્રેરણા હૈયાને જગાવતી નથી. પ્રાણોની સમૃદ્ધિ આપણે પામતા નથી.

ગમે એટલી ત્રુટીઓ આપણામાં ભલે રહી. છતાં આપણે આપણા પૂર્વજોના વંશજ છીએ. આપણી નસેનસમાં એમનું લોહી ફરે છે—થોડો પ્રયાસ કરીએ તો એ અમોલ આધ્યાત્મિક સંપત્તિનો વારસો મળ્યા વગર નહીં રહે. કુદરત અને આપણી માનસિક પ્રકૃતિ બન્ને આપણી મદદે આવશે. આડે આવે છે આપણી આધુનિક શિક્ષણથી મેળવેલી બૌદ્ધિક સંકુચિતતા. પણ આપણે પશ્ચાત્તાપપૂર્વક, ભક્તિનમ્ર થઈ હિમાલયની જાત્રા કરીએ તો એનો સંદેશ, એનો ગુરુમંત્ર જરૂર મળી રહેશે.

૨

માનવીજીવન દિશા અને કાળથી વ્યાપ્ત છે. એ બેનો સંબંધ વિસ્તાર સાથે છે. એમ કહેવાય કે તત્ત્વત: દિક્ અને કાળ બે એક જ છે. આપણે એ વાદમાં પડવાની જરૂર નથી.

પ્રથમ દર્શને હિમાલય જોતાં ધ્યાનમાં આવે એની ઉત્તુંગતા, એનો વિસ્તાર અને એનાં અસંખ્ય શિખરોની વિવિધતા. પણ એટલાથી એ ચિત્ર પૂરું નથી થતું. એનાં ચિરહિમશિખરો જોતાં કાળનું પણ ચિંતન કરવું પડે. આ શિખરો હંમેશને માટે એવાં ને એવાં હોય છે. કોક વાર હિમરાશિ વધે, કોઈ વાર ઘટે. પવન મંદ વાય કે કોઈ વાર તોફાન જાગે. આજુબાજુ જે થવાનું હોય તે થાય આ શિખરોની શાંતિ અક્ષુણ્ણ રહે છે. ત્યાં નથી કોઈ વૃક્ષ કે વનસ્પતિ, ત્યાં નથી ઊડતાં પક્ષી. વાદળોની લીલા જોવા માટે પણ ત્યાં કોઈ નથી પહોંચી જતું. કાળા પથ્થર અને સફેદ બરફ સિવાય ત્યાં બીજું કશું નથી; સિવાય ચાર કે છ ઋતુ નીચેની દુનિયા સાથે ગેલ કરતી રહે છે. પણ અહીં સુધી એ નથી પહોંચતી. ત્યાં તો સનાતન કાળ પોતે જ સમાધિ લગાવીને બેઠો છે.

એવી જગ્યાએ કાળના નાનામોટા ખંડ નિરર્થક બની જાય છે. આજે, કાલે, આ વર્ષે કે આવતે વર્ષે, આ યુગમાં કે અન્ય યુગમાં આ બધી કાલગણના અહીં નકામી છે. અહીં કાળનાં માત્ર બે રૂપ સત્ય છે. એક દૃશ્ય વર્તમાન ક્ષણ અને બીજો સંસ્ફુરત્ અનંતકાળ. વેદાંતની પરિભાષામાં સત્ય એ માત્ર વર્તમાન ક્ષણ છે. અને અનંતકાળ છે. બાકીના બધા કાળખંડ એ ઉપાધિઓ છે. માયા છે, મિથ્યા છે.

આ અનંતકાળને હિસાબે માનવી ઇતિહાસ શું પણ પૃથ્વીનો, સૂર્યમાળાનો કે તારકસમૂહનો ઇતિહાસ પણ તુચ્છ અને હાસ્યાસ્પદ બની જાય છે. સંતો મારફતે અનંતનું ચિંતન થઈ શકે, સાક્ષાત્કાર થઈ શકે એ જ સંતોની ઉપયોગિતા છે. આ પ્રત્યક્ષ દેખાતાં ચિર હિમશિખરો અને વર્તમાન ક્ષણ બેને આધારે કાળની અનંતતાનું આપણે ચિંતન કરી શકીએ. આટલું અવલંબન ન હોય તો ચિંતન શૂન્ય બની જાય.

હિમાલયનાં આ શિખરો પર માત્ર બરફ છે, બરફની અખંડ એકતા. પણ જ્યારે આ બરફનું પાણી થઈ નીચે વહેતું થાય છે ત્યારે કેવી અદ્‌ભુત અને વિવિધતાભરી સૃષ્ટિનું સર્જન થાય છે! દેવદાર, ચિનાર, સફેતા અને ચીડનાં મોટાં મોટાં વૃક્ષો, વાંસ અને પદમનાં નાનાં વૃક્ષો, પુષ્પરાજિ અને ફળસંભાર, વૃક્ષરાજિને આશ્રયે જીવતાં, જીવનાનંદનો અનુભવ લેતાં પશુપંખી, કીટ – પતંગિયાં – એ બધી હિમજળની સંતતિ છે.

અનંતકાળના પ્રવાહ સામે ધ્યાન દોરાય ત્યારે ઇતિહાસ પણ સત્યરૂપે પ્રગટ થાય છે. અને પછી માનવજીવનના અનંતયુગીન વિકાસ તરફ આપણું ધ્યાન જાય. ત્યાં બેસી પ્રાચીન ઋષિમુનિઓએ જે ઇતિહાસ વર્ણવ્યો છે તે કાંઈ પાંચ દશ વર્ષોનો કે સૈકા-બે સૈકાનો નથી પણ યુગોનો અને કલ્પોનો છે. કાળના ચિંતનમાંથી ભવ્યતાનો સાક્ષાત્કાર ન થાય તો એ શા કામનું? મનુષ્ય જ્યારે ક્ષુદ્ર બને ત્યારે જ પાપ, કિલ્બિષ, અઘ એને વીંધી જાય. પાપમાંથી મુક્ત થવું હોય, અઘનું મર્ષણ જોઈતું હોય તો અનેક કલ્પોનું આકલન કરવું પડશે. આજે જે સૂર્ય-ચંદ્ર આપણે જોઈએ છીએ – તેવા બીજા સૂર્યચંદ્ર પહેલાં હતા. પર્વત અને સાગર, મનુષ્ય અને એનાં રાજ્યો, મહારાજ્યો, સૂર્ય અને ગ્રહમાળા એ બધાનું નિયમન કરે છે 'ઋતં.' ઋત છે સત્યને આધારે. એના દર્શનથી, સાક્ષાત્કારથી મનુષ્ય પાપમુક્ત થાય છે. હિમાલય આ મહત્તમ 'ભૂમા'ની દીક્ષા આપે છે. માણસ એ લેતાં ગળગળો થઈ બોલી ઊઠે છે:

यो वै भूमा तद् अमृतम् नाल्पे सुखमस्ति ।

હિમાલય પરથી યુધિષ્ઠિરે ભારતનાં સંતાનો માટે સંદેશ મોકલ્યો 'ઋત' અને સત્ય પર આધારિત ધર્મમાં તમારી બુદ્ધિ રાખો અને તે માટે 'मनस्तु महद्स्तु च' પોતાનું મન, ચિત્ત, હૃદય – બને તેમ મોટું રાખજો. અનંતની ભાષામાં વિચારો, કર્મ કરો. અને એ કર્મથી અલિપ્ત રહી આત્માનું ચિંતન કરો.

વ્યક્તિગત રીતે, સમુદાયમાં રહી, રાષ્ટ્રની કે માનવતાની કક્ષાએ આપણે જે જે તાત્કાલિક પ્રવૃત્તિ અભિમાનથી આદરીએ છીએ તેની વ્યર્થતા તે તે પ્રવૃત્તિ અનંતની કસોટીએ ચડાવીએ તો તરત સમજાશે.

સુકાનીની નજર જ્યાં સુધી ધ્રુવ પર સ્થિર હોય ત્યાં સુધી નૌકાનયન અને સમુદ્રપ્રવાસ સુરક્ષિત હોય છે. રાષ્ટ્રની નૌકા ઇતિહાસના પ્રવાહમાં સુરક્ષિત રાખવી

હોય તો કર્ણધારનું લક્ષ્ય ભૂમા પર સ્થિર રહે તે જરૂરી છે. હિમાલયનાં દર્શનથી આ સ્થિરતા પ્રાપ્ત થાય છે. અને દરેક વસ્તુનું તારતમ્ય સ્પષ્ટ થઈ જવાથી જીવનની ગતિ અને નીતિ શુદ્ધ થાય છે. હિમાલયની એક બાજુએ આપણે છીએ. બીજી બાજુએ આપણા ચીની બાંધવો છે. આજે આપણી વચ્ચે સંઘર્ષ ચાલે છે. છો ચાલે. એ અનંત કાળ સુધી ટકવાનો નથી. ટકવાનો છે આપણો પાડોશ. આપણું સાંનિધ્ય, આપણું સહજીવન, આપણું સાહચર્ય—અને એક દિવસ નિર્માણ થનારો સહયોગ. પાકિસ્તાન વિશે પણ એ જ કહી શકાય. કેટલાંક કર્તવ્યો વર્તમાન ક્ષણે પ્રવાહ-પતિત બની પાળવાં પડે છે—એ અનિવાર્ય બની બેસે છે. એ વિશેની નિષ્ઠા કાયમ રાખીને પણ આખરે ચિરજીવન માટે યુક્ત એવી નીતિ આપણે સમજીને અપનાવવી જોઈએ. વંશો વચ્ચે સંઘર્ષ ભલે જાગે! અંતે રહેશે શુદ્ધ સહયોગ. સહયોગને અંતે છે એકરૂપતા. ધર્મ પ્રવર્તે છે તે ધાર્મિકતાનો વિકાસ કરવા. ધાર્મિકતા સિદ્ધ થયા પછી ધર્મોનો ત્યાગ જ કરવાનો છે. જ્ઞાન-વિજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી અધ્યયન માટે લીધેલા ગ્રંથનો જેમ સહજ રીતે ત્યાગ કરીએ છીએ તેમ ધાર્મિકતા મેળવ્યા પછી ધર્મોનો. ઈંડા પર કવચ હોય છે. અંદર રહેલા જીવન-રસમાંથી જીવન નિર્માણ થાય ત્યાં સુધી કવચનું રક્ષણ જરૂરી હોય છે. અંદર નિર્માણ થયેલો જીવ એ કવચ ફોડીને બહાર નીકળે છે. યથાસમય ફૂટવા માટે જ કવચ હોય છે. એ જો ફૂટે નહીં તો જે જીવનું રક્ષણ કરવા માટે એનું અસ્તિત્વ હતું એ જીવને ગૂંગળાવી એની હત્યાનું એ કારણ બની જશે. માત્ર ધર્મ કે વંશનાં જ નહીં પણ બધી જ જાતની સંકુચિતતા અને એકાંગિતાનાં કવચ ફોડી નાખી મુક્ત વિશાળ જીવન જીવવાનો સમય હવે પાકી ગયો છે. માનવજાતિનો આ અપૂર્વ મુક્તિમહોત્સવ છે. આ છે હિમાલયનો જીવનસંદેશ!

## ૩

સંયમ, તપ, અથવા તપશ્ચર્યાનું જીવન કેવું લુખ્ખું હોય! મનમાન્યું ખાવું, પીવું, ગાયન સાંભળવું બધું નિષિદ્ધ! ચિત્તની દરેક વાત પર અંકુશ! અખંડ જાગ્રત રહેવું પડે! જરા જેટલો પ્રમાદ થાય કે તરત પતન છે જ. તપશ્ચર્યાનો ભંગ થાય. કરેલું બધું એળે જાય. ફરી પહેલેથી શ્રીગણેશ કરવા પડે. પોતાની જાત તરફ બહુ કઠોર થવાનું હોય. તપશ્ચર્યાનો માર્ગ સીધો, સાંકડો અને ચડાણનો છે. નજર શિખરની ટોચે રાખી—ચડતા રહેવાનું. હાંફ ચડે તોપણ ચડતા રહેવાનું. આમતેમ જોવાનું પણ નહીં. નવું કશું નજરે ચડવા દેવાનું નહીં. બસ એકરૂપ, એકાગ્ર બની ચડયા કરવાનું. આવા જીવનમાં કોને રસ હોય? એટલે કોઈ વિરલા આવું જીવન પસંદ કરે!

પણ જોવાની ખૂબી એ છે કે જીવનરસથી ભરપૂર એવાં ક્ષેત્રોમાં લોકોત્તર પ્રગતિ કોઈએ સાધી હોય તો તપસ્વીઓએ જ! આપણે સંગીત સાંભળીએ છીએ. એનો આનંદ લૂંટીએ છીએ. એના આલાપોમાં તલ્લીન બની જઈએ. કોણે સર્જ્યું એ સંગીત? નાદબ્રહ્મની ઉપાસનામાં બધું છોડી નીકળેલા ઋષિઓએ છ રાગ ને છત્રીસ રાગિણીઓનો વિસ્તાર કરી દુનિયાને આપ્યો છે. એ ઉપાસના ખાતર

એમણે બીજું બધું છોડી દીધું. ત્યારે આ બન્યું રંગ અને રેખા વડે નવી ચિત્ર સૃષ્ટિનું સર્જન કરનાર ચિત્રકારનું જીવન જુઓ. રંગ અને આકૃતિની ઉપાસનામ જીવતર આખું ક્યાં વીતી ગયું, એમને ખબર પણ નથી પડતી. પોતાની દુનિયામ એવા મશગૂલ બની જાય છે.

પદાર્થવિજ્ઞાન, રસાયણ, વનસ્પતિવિજ્ઞાન, પ્રાણીશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર – કોઈ પણ વિદ્યાના સંસ્થાપક કે સંશોધકનો જીવનક્રમ જુઓ – એમાં તમને પતંગિયાની ચંચળતા નહીં મળે. આજે આ ચાખ્યું, કાલે જરા પ્રવાસ કર્યો, કોક વાર વિનોદ કર્યો – એમ જીવનરસ માણ્યો – આવું ત્યાં નહીં મળે. સંયમ, ત્યાગ, એકાગ્રતા, સતત પ્રયત્ન, ધ્યાન અને જાગ્રત રહેવાની ખંત – સિદ્ધિ માટે આ બધું જોઈએ.

ભીષણ, ગહન અને વિસ્તીર્ણ વનસૃષ્ટિનો સર્જનહાર હિમાલય પોતે તો કોઈ ધ્યાનમગ્ન દિગંબર મુનિ જેવો લાગે. એ પોતે છે ત્યાગી, તપસ્વી, બ્રહ્મચારી પણ એના આશીર્વાદથી કેવી અદ્‌ભુત સૃષ્ટિ નિર્માણ થઈ. કેવી મહાન સંસ્કૃતિ સર્જાઈ, વિકાસ પામી અને યથાકાળ એ લુપ્ત થઈ. નવી સૃષ્ટિને, નવી સંસ્કૃતિને અવકાશ આપતી રહી. આ ચિર – હિમ – શિખરો પોતે નિર્જન, નિર્જીવ, વનસ્પતિવિહીન સ્થિર અને શાંત છે. પણ આ સમસ્ત સમૃદ્ધિનો વિસ્તાર એમના પ્રભાવથી થાય છે. એમના જળપ્રપાતોથી વધારે ને વધારે વીજળી નિર્માણ કરાશે, એમના જળ-સ્રોતોથી હજારો જોજન ભૂમિ સિંચાશે, ફળદ્રુપ થશે. જળચર, ભૂચર, ખેચર આદિ ત્રિવિધ સૃષ્ટિનો સંભવ એમની કૃપાથી થશે. પહાડી સંસ્કૃતિ, સમતલ મેદાનોની સંસ્કૃતિ અને સાગરી સંસ્કૃતિ આ ત્રણેની મૂળ પ્રેરણા તો એ ગગનચુંબી શિખરોમાં રહેલી છે. વેદોના મંત્રદ્રષ્ટાઓએ ધ્યાનભૂમિ તરીકે આ જ ભૂમિ પસંદ કરી છે. એ ઉત્તુંગ શિખરોને જોતાં જોતાં એમણે ઉત્તુંગ સિદ્ધાંતોનાં દર્શન કર્યાં છે. ભગવાને પોતે જ કહ્યું છે કે સંસ્કૃતિનું ઉગમસ્થાન હિમાલય એ મારી પોતાની એક વિભૂતિ છે. પુરાણકારો કહે છે: ત્યાં ભગવાન મહાદેવજીનો વાસ છે. ત્યારે મુનિશ્રેષ્ઠો તો એમ જ માને છે, આ કર્પૂરગૌર હિમશિખરો સાક્ષાત્ પિનાકપાણિ પોતે જ છે.

હિમાલયની છત્રછાયામાં માનવ કાળના બંધનમાંથી મુક્ત થઈ ચિરંતરનો સાક્ષાત્કાર કરી શકે છે, સમૃદ્ધ શાંતિનો અધિકારી થાય છે.

## ૧૬. ગંગોત્રી

દુનિયાભરના લોકોને પહાડોની કંદરાઓમાં ફરવું, ઉપર ચડવું, શિખરોનાં દર્શન કરવાં અને ટોચ પર પહોંચી જઈ નીચેનાં દૃશ્યો જોવાં ગમે છે. આવો પર્વતાનંદ મેળવવા માટે શોખીનો ગમે એટલાં કષ્ટ વેઠે છે, જીવનનાં જોખમ ખેડે છે.

નદીનું ઉગમ શોધવા માટે અન્ય દેશોમાં કોક વિરલા મથતા હશે. પણ નદીના પટ પર નૌકાવિહાર કરવો સહુને ગમે. લાખો વર્ષથી સ્થિર ઊભા રહેલા પર્વતો અને એટલાં જ વર્ષોથી અવિરત વહેતી રહેલી નદીઓ એ બંને માણસને માટે સતત આકર્ષણના વિષયો છે.

પણ ભારતીયોનું હિમાલય વિશેનું આકર્ષણ અને નદીઓ માટેનો ભક્તિભાવ બીજા લોકોનાં આકર્ષણ કરતાં અનેરાં છે. ગંગા એ ભારતીયોને મન નદી નહીં પણ ભારતીય સંસ્કૃતિની માતા છે. અને હિમાલયનાં ગગનગામી ગિરિશૃંગો એમની આત્મસાધનાનું મહિયર છે.

ભારતીય શ્રદ્ધાની દૃષ્ટિએ—શાલિગ્રામ એ કાંકરો નથી, જનોઈ એ સૂતરનો તાર નથી, હિમાલય એ પાષાણનો ઢગલો નથી, ગંગા એ પાણીનો પ્રવાહ નથી. હિમાલય એટલે અધ્યાત્મનું ઘર, અને ગંગા એ પુણ્ય તપસ્યાની પરંપરા એવી ભાવના છે.

હિમાલયથી ભારતને પાર્થિવ લાભ પણ ઘણો થયો છે. ઉત્તરના અતિ શીત વાયરાથી અને આક્રમણકારી શત્રુદળથી રક્ષણ આપવા આ શિખરો અડીખમ ઊભાં છે. ચોમાસામાં એને લીધે વરસાદ સારો થાય અને ઉનાળામાં શિખરો પરનો બરફ ઓગળે અને ઉત્તરની નદીઓ ફાલતી અને ફૂલતી રહે. ભારતની ભૂમિ સતત ફળદાયી રહે. હિમાલયની વનસ્પતિસૃષ્ટિ એ ભારતની ઉદ્‌ભિજ સંપત્તિ છે. અને ખનિજ સંપત્તિના અમાપ ભંડારોની હજુ આપણે પૂરી શોધ પણ કરી શકયા નથી. હિમાલયની નાનીમોટી નદીઓ—નાનામોટા પ્રપાતોથી જયારે વીજળી બનશે ત્યારે ભારતની સમૃદ્ધિ સહસ્રગણી ઝળહળી ઊઠશે. હિમાલયમાં આજે જેટલાં અમૃતમધુર ફળો થાય છે એનાથી અનેકગણાં વધારે થઈ શકે એમ છે. હિમાલયનાં કસ્તૂરીમૃગ અને ચમરીમૃગોને આપણે ભૂલી ન શકીએ. ત્યાંનાં ઘેટાંનું ઊન એ કાંઈ ઓછી કીમતી વસ્તુ નથી. ભારતીયો માટે આ સમૃદ્ધિનો અક્ષય ભંડાર ભરેલો છે. ધનપતિ કુબેર પાસે પણ આ બધી સંપત્તિની નોંધ કદાચ નહીં હોય!

મનુષ્યજાતિએ ગર્વ લેવા જેવી વસ્તુ એ છે કે હિમાલયની દુર્ધર્ષતા, એના દુર્ગમ પહાડ, બરફાચ્છાદિત શિખરો છતાં માણસો એ બધું ઓળંગી આ પારથી પેલે પાર આવજા કરતા રહ્યા છે. પ્રાચીન કાળથી સાધુ, સંન્યાસી, વ્યાપારી અને કારીગરો એમાં ફરતા રહ્યા છે, અને જયાં ઉદ્યમી વાણિજયવીર અને સાર્થવાહો પહોંચે ત્યાં રાજાની વિજયયાત્રા પણ નીકળવાની જ. હિમાલયમાં જયાં જયાં આપણાં તીર્થક્ષેત્રો છે ત્યાં વ્યાપારી માર્ગો છે અને લશ્કરી મહત્ત્વ ધરાવતી છાવણીઓ અને થાણાંઓ પણ છે. પછી એ ગંગોત્રી હોય, બદરીનાથ હોય, અમરનાથ હોય, યા ખોજરનાથ હોય. લશ્કરી દૃષ્ટિએ બધાંનું મહત્ત્વ છે.

પ્રાચીન કાળના રાજાઓ અહીં સૈન્ય શા માટે રાખે? સૈન્ય રાખવા માટે કોઈ પણ જાતની આમદાની તો આ દુર્ગમ પ્રદેશમાં મળે નહીં. છતાં આ સ્થાનોનું રક્ષણ કર્યા વગર છૂટકો કયાં હતો? જે રાજાઓથી ન બન્યું તે ધર્મભાવનાએ

કરી બતાવ્યું. લોકહિતચિંતક સત્પુરુષો ધર્મોપાસના માટે અહીં આવી રહેવા લાગ્યા. એમની લોકોત્તર સંકલ્પશક્તિ, અતિમાનુષી તિતિક્ષા અને દીર્ઘકાળસેવિત તપસ્યા જોઈ ધર્મપરાયણ સમાજે એમનાં દર્શન કાજે, એમનો યોગક્ષેમ ચલાવવા માટે આ દુર્ગમ સ્થાનોની જાત્રા ખેડવાની શરૂઆત કરી. સ્થાનમાહાત્મ્યો રચાયાં, પુણ્યપર્વો શોધાયાં. દાનેશ્વરીઓએ રસ્તાની સુખસગવડો સાચવવાની વ્યવસ્થા કરી. વ્યાપારીઓ નિર્ભય બન્યા. લોકોને સૌંદર્યોપાસના સાથે તપસ્યાની દીક્ષા મળી. અને આસેતુહિમાલય વિસ્તારિત ધર્મનિષ્ઠાનો પ્રચાર થવા લાગ્યો.

"स्थावराणाम् हिमालयः' આ શબ્દમાં જેનું વર્ણન ભગવાને કર્યું તે હિમાલયમાં 'स्त्रोतसाम् अस्मि जाह्नवी' એવી પુણ્યસલિલા ભાગીરથીનો જ્યાં ઉગમ થાય છે એ એક નિતાન્ત રમણીય અને પરમ પવિત્ર સ્થાન છે. તેને ગંગોત્રી કહે છે. એનું સ્મરણ કરી પોતાને પાવન કરી લેવું અને વાચકોને આકૃષ્ટ કરવા એવો સંકલ્પ છે.

આપણા ધાર્મિક લોકોએ હિમાલયના પાંચ ખંડ માન્યા છે. કાશ્મીર, જાલંધર, ઉત્તરાખંડ, કૂર્માચલ અને નેપાળ. આ પંચખંડમાં ઉત્તરાખંડ સૌથી વધુ પવિત્ર મનાય છે. ગંગોત્રી, જમનોત્રી, કેદાર અને બદરી આ પરમપુણ્ય ધામો આ ખંડમાં આવે છે. એટલે સાધુસંતોનું એ ભક્તિભાજન બની ગયો છે. ચારે ધામોની પોતાની વિશિષ્ટતા છે. બદરી વિશાલ – પુરાણપ્રસિદ્ધ અને લોકપ્રિય છે. જમનોત્રી તિતિક્ષા અને તપસ્યાની આકરી કસોટી કરી માનવીને ધન્યતા પમાડે એવું ધામ છે. કેદારનાથ વૈરાગ્યમય છે ત્યારે ગંગોત્રી પરમ પાવન છે, સાત્ત્વિકતાની પરમ સીમાસમું છે. 'गंगा गंगेति यो ब्रूयात् योजनानां शतैरपि, मुच्यते सर्वं पापेभ्यः' યોજનો દૂર રહેનાર ભક્ત પણ ભાવથી ગંગાનું નામસ્મરણ કરે તોપણ એનાં પાપ ધોવાઈ જાય. ગંગાનું દર્શન થતાં ભક્તોનો ઉદ્ગાર હોય: 'गंगां वारि मनोहारि पापहारि पुनातु माम्' એમના મનમાં શ્રદ્ધા હોય છે. 'दर्शनात् स्पर्शनात् पानात् तथा गंगेति कीर्तनात् । स्मरणात् एव गंगायाः सद्यः पापात् प्रमुच्यते' 'औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः' આ મંત્ર વડે જરાગ્રસ્ત શ્રદ્ધાવાન ત્રિવિધ શાંતિ મેળવે છે.

પુરાણોનો નવો અર્થ શોધતાં એમ લાગે છે કે જ્યારે મહાસમુદ્રમાંથી ભારતભૂમિ ઉપર આવી ત્યારે આજના બંગાળની દક્ષિણ દિશાએ સુંદરવન વસાવવાના પ્રયાસો સગર રાજાએ આદર્યા. પણ ત્યાં પાણીને અભાવે એ નિષ્ફળ ગયા. અપયશથી એમના સંકલ્પો બળી ગયા. એમના વંશજોએ એ નિષ્ફળતા ટાળવા હિમાલયમાં જઈ પર્વતોનું નિરીક્ષણ ('સર્વે') કર્યું અને એ ત્યાંથી પાણીનો મોટો પ્રવાહ વાળીને બંગાળ સુધી લઈ આવ્યા. યુક્ત પ્રાંત, બિહાર અને બંગાળ થઈ આ પ્રવાહ પહોંચાડવાનું દીર્ઘ કાર્ય અંશુમાન, દિલીપ અને ભગીરથ જેવા રાજાઓની પરંપરાએ પૂર્ણ કર્યું. તેથી માર્ગમાં આવતા ભૂભાગો પણ ફળદ્રુપ બન્યા. ગંગા

નદી નૈસર્ગિક સ્રોત નહીં પણ આર્યોના પુરુષાર્થનું સાક્ષાત્ પ્રતીક છે. તેથી ભાગીરથી, જાહ્નવી એવાં એનાં નામ છે.

ભાગીરથીનો સાચો ઉગમ ગોમુખમાં છે. ત્યાં સુધી જવલ્લે જ કોઈ પહોંચે છે. ત્યાંથી બદરીનારાયણ પાસે છે. હિમ્મતવાળા હોય એ ગોમુખનાં દર્શન કરી ત્યાંથી બદરીનારાયણ જાય છે. સામાન્ય લોકો માટે બદરીનો સીધો રસ્તો છે ત્યાંથી જતાં પણ ઘણો સમય લાગે છે.

ભક્તોએ ગોમુખથી નીચે આઠદશ માઈલ પર એક રમ્ય સ્થળ પસંદ કરી ત્યાં મંદિર બંધાવ્યું છે. એનું નામ ગંગોત્રી ભક્તોને ગંગા અમિશ્રા જોવી, રાખવી ગમે. ગોમુખથી ગંગોત્રી સુધી ગંગાનો એક જ પ્રવાહ છે. ગંગોત્રી પછી બીજા અનેક પ્રવાહો આવી એને મળે છે.

જે જાત્રાળુઓ હિમાલય નથી જઈ શકતા તે હરદ્વારથી ગંગાજળ ભરી લે છે. એટલું પણ ન બને તે અલ્લાહાબાદ-પ્રયાગ જઈ યમુના સાથે મળે તે પહેલાંની ગંગાનું પાણી ભરી લે છે. આમ તો સંગમ પછીનું જળ પણ પવિત્ર છે. પણ મૃત્યુસમયે જે ગંગાજળ મોંમાં મૂકવાની ઇચ્છા હોય તે પ્રયાગપૂર્વ ગંગાનું.

જ્યારે યાત્રા સુગમ નહોતી ત્યારે એનું પુણ્ય વધારે ગણાતું અમારા વખતમાં હિમાલયની યાત્રા ભીમગોડાથી પગપાળા કરવાનો નિયમ હતો. આજે મોટરબસો છેક ધરાસૂ સુધી જાય છે. જીપ ઉત્તર કાશી સુધી પહોંચાડે. ત્યાંથી ગંગોત્રી ફક્ત ૫૬ માઈલ છે. તીર્થ-તપસ્વીઓ કહે છે કે ગંગાના અઢી હજાર માઈલના પ્રવાહમાં હવે માત્ર આ ૫૬ માઈલમાં સત્યયુગ રહ્યો છે. બાકીનો વિસ્તાર બજાર થઈ ગયો છે!

ગંગોત્રીની શોભા ત્યાંનો સુંદર ગંગાપ્રવાહ, પથ્થર પર ટક્કર લેતા સ્રોતોનો કલરવ, આજુબાજુનાં દેવદારનાં પ્રચંડ વૃક્ષો, અને પશ્ચાદ્ભૂમાં પર્વતશિખરોની સનાતન ધવલિમા — એમાં જ છે. અને એવા ઉન્નત વાતાવરણમાં દેહદમન કરતા સાધુસંતોનું આત્મચિંતન એ આ સૌંદર્યનું અને આકર્ષણનું સારસર્વસ્વ છે.

દક્ષિણના નીલગિરિનું (ઉદધિમંડળનું) વાતાવરણ જેમ યુકેલિપ્ટ્સનાં વૃક્ષોથી સુગંધિત બન્યું છે તેમ ગંગોત્રીના વાતાવરણમાં આત્મચિંતન અને આધ્યાત્મિકતાની સુવાસ રહેલી છે. આત્માનું અસ્તિત્વ નકારી કાઢનારાઓએ થોડા દિવસ ગંગોત્રી જઈને રહેવું. કોઈ પણ જાતના વિવાદ કે તર્ક વગર એમને અનુભૂતિ થશે કે આ જગતમાં, વિશ્વમાં, અનંતકોટી બ્રહ્માંડમાં જે સનાતન તત્ત્વ રહેલું છે તે આત્મા છે. ગંગોત્રીની ભવ્યતા એ આવા અનુભવનું માત્ર બાહ્ય, સ્થૂળ દર્શન છે. એનું સાચું આંતરિક રૂપ તો 'हृदि संस्फुरद् आत्मतत्त्व'એ જ છે. માત્ર માનવી-હૃદયમાં નહીં પણ અખિલ વિશ્વના હૃદયમાં ગુંજી રહેલો પ્રણવનો અવિરત નાદ ત્યાં ગુંજી રહ્યો છે.

## ૧૭. કેદારનાથ — બદરીનાથ

ખ્રિસ્તીઓને જેરુસલેમ વિશે જે ભાવ હોય અથવા મુસ્લિમોને કાબા કે મક્કા વિશે જેવી નિષ્ઠા હોય તેથી પણ વિશેષ આદર અને આકર્ષણ આપણા લોકોને પર્વતશિરોમણિ કૈલાસ માટે છે. દેવાધિદેવ શંકર મહાદેવજીનું એ કાયમનું નિવાસ-સ્થાન છે.

કૈલાસનું આ સુંદર શિખર હિમાલયને પેલે પાર, માનસસરોવર અને રાવણ-હ્રદથી પણ પેલે પાર છેક તિબેટ — અથવા ત્રિવિષ્ટપ—માં છે. આ શિખર આજ દિવસ સુધી માનવ માટે દુર્ગમ રહેલું છે. ત્યાં હજુ કોઈ નથી પહોંચી શકયું.

સ્વર્ગારોહણ જેવી કઠણ એવી આ કૈલાસયાત્રામાં માર્ગમાં અનેક પાર્વતી નદીઓનાં ઉગમસ્થાનો છે. ભારતીય મનને એ આકર્ષણ પણ કાંઈ ઓછું નથી. માના અને નેતિ એ બે ઘાટ પાર કરી કૈલાસ તરફ જતા રસ્તામાં ભાગીરથી, મંદાકિની, અલકનંદા, યમુના આ નદીઓનાં ઉગમસ્થાનો મળે છે. વીસ વીસ હજાર ફૂટ ઊંચાં શિખરોમાં દસ દસ હજાર ફૂટ ઊંચાઈએ આ ઉગમસ્થાનો છે. અને કુદરતી લીલા એવી અજબ છે કે આ સદંતર બરફથી ઢંકાયેલી જગ્યાએ ગરમ પાણીના કુંડ પણ છે.

આપણા સાધુસત્પુરુષો ઈશ્વરચિંતન કરવા, આકરી તપશ્ચર્યા આદરવા એવાં સ્થળો પસંદ કરે એમાં શી નવાઈ? સત્પુરુષો જ્યાં જાય ત્યાં દર્શન માટે ભક્તોનો મેળો જામે. બારે માસ ત્યાં જવાય એવું હોય તો પછી એ તપોવન નહીં રહે. એ સ્થળ બજાર જેવું બની જાય. બનારસ, પ્રયાગ, હરદ્વારની દશા આપણે ક્યાં નથી જોતાં?

પરંતુ ગંગોત્રી, જમનોત્રી, બદરી અને કેદારની વાત જુદી છે. એ ઉગમસ્થાનો સારી પેઠે દુર્ગમ છે. વર્ષમાં ચાર મહિના ભારે હિમવૃષ્ટિ થાય છે. બરફ નીચે બધું ઢંકાઈ જાય છે. એટલે જ આ સ્થાનોનું પાવિત્ર્ય થોડેઘણે અંશે અક્ષુણ્ણ રહી શકયું છે. હિમવર્ષાને લીધે મંદિરો પણ ચાર મહિના બંધ રાખવાં પડે. ત્યાંના પૂજારીઓ મંદિર બંધ કરી ઉખીમઠ કે જોશીમઠ જેવી જગ્યાએ ચાલ્યા જાય.

જમનોત્રી-ગંગોત્રીની જાત્રા આકરી કહેવાય. તે પ્રમાણમાં સદાશિવ શંકરનું કેદારનાથ અને ભગવાન નારાયણનું બદરીનાથ જરા સુગમ છે. અને તેથી યાત્રી-ઓનાં પ્રિય સ્થાનો છે. આ સ્થાનો ઉત્તરાખંડનાં, પણ ભક્તો છેક રામેશ્વર કે કન્યાકુમારીથી જાત્રા કરવા આવે છે, અને બંગાળ કે આસામથી પણ આવે છે. સિંધ, રાજસ્થાન, મધ્યપ્રદેશ, ગુજરાત, મહારાષ્ટ્રના લોકો પણ દેખાય છે. આખા ભારતવર્ષની શ્રદ્ધાનાં એ કેન્દ્રસ્થાનો છે.

સનાતન હિંદુ ધર્મના રચયિતા ભગવાન વેદવ્યાસ છે. ત્યારે આ વિશાળ સમાજનું ધાર્મિક સંગઠન આદ્યગુરુ શંકરાચાર્યે કર્યું છે. કલિવર્જ્ય સંન્યાસાશ્રમનો જેમ એમણે પુનરુદ્ધાર કર્યો, પંચાયતન પૂજાકર્મથી ઉપાસનાની વિવિધતાને એકત્ર સૂત્રબદ્ધ કરી, તેમ ચારે ધામની મહાયાત્રાનું પ્રસ્થાન મૂકી ભારતવર્ષની એકતા એમણે દૃઢ કરી. દક્ષિણમાં રામેશ્વર, પશ્ચિમે દ્વારકા, પૂર્વમાં જગન્નાથપુરી અને ઉત્તરના બદરીકેદાર આ ચારે ધામ ફરે તેને ભારતનાં બીજાં તીર્થો, મંદિરો અને સત્પુરુષો માર્ગમાં અનાયાસે મળે. શ્રી શંકરાચાર્યની આ કુશળ વ્યવસ્થામાં બદરીનારાયણની પૂજા કેરળના નાંબુદ્રી બ્રાહ્મણને હાથે થાય છે અને કેદારના પૂજારી કર્ણાટકના રાવળ છે.

આમ માપ કાઢીએ તો કેદાર અને બદરી વચ્ચે માત્ર અઢી કોસનું અંતર છે. પણ વચ્ચે એવા મોટા પર્વતો ખડા છે તે ઓળંગી એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં પૂરા નવ દિવસ લાગે છે. યાત્રીઓએ એને લગતી કહેવત પણ ઘડી કાઢી છે: ‘નૌ દિન ચલે ઢાઈ કોસ.’ કેદારના વિસ્તારમાંથી મંદાકિની આવે છે અને બદરીનારાયણ પાસેથી અલકનંદા, ગંગોત્રીથી ભાગીરથી. એ બધાના સંગમો વિષ્ણુ-પ્રયાગ, નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, રુદ્રપ્રયાગ અને દેવપ્રયાગમાં થાય અને વિશાળ જળસ્રોત નીચે ઊતરે તે જ આપણી પરમ પાવની ગંગામૈયા.

જે લોકોએ આ બાજુ નજરે જોઈ નથી એમને માટે તો આ નદીઓનાં અને સંગમોનાં નામો એ ભૂગોળમાં છપાયેલી એકાદ યાદી જેવાં છે. પણ ભાવિક જાત્રાળુઓ ભાવથી, અનેક અગવડો વેઠી આ સ્થળોનાં દર્શન કરે છે ત્યારે એમને મન આ પ્રત્યક્ષ પાવિત્ર્યનાં મહાદ્વારો હોય. એ નામો માત્ર નામો નથી રહેતાં, તેજભર્યાં ચૈતન્યરૂપ ધારણ કરે છે.

મેં પોતે જ્યારે આ જાત્રા ખેડી હતી ત્યારે આજની નવી સંસ્કૃતિ આજ જેટલી ત્યાં સુધી પહોંચી નહોતી, વધી નહોતી. વાતાવરણ વધારે મુક્ત હતું. પગપાળા જવાનું, હાથે રાંધીને ખાવાનું, ક્યાંક એકાદ ઝૂંપડી દેખાય તો પ્રસંગે ભિક્ષા પણ માગવાની, રાત્રે કડકડતી ટાઢમાં બે કામળા વચ્ચે ટૂંટિયું વાળીને સૂવાનું — બપોરે સહેજ ઝોકું ખાઈ પાછા ખડે પગે ચાલવા તૈયાર થવાનું, ભવ્ય, વિશાળ પ્રકૃતિમાતાનું ધરાઈને દર્શન કરતાં કરતાં કષ્ટ, થાક અને મેદાનો પરની માનવી-સંસ્કૃતિ બધું જ ભૂલી જવાનું. એમાં લોકોત્તર આનંદ રહ્યો હતો. આજે એવી મજા નથી આવતી.

ઈ. સ. ૧૯૧૨માં મેં ઉત્તરાખંડની જાત્રા કરી. ૧૯૩૦માં પ્રવાસવર્ણન પ્રકાશિત કર્યું. આજે બદરીનું સ્મરણ કરતાં ફરી મન થાય છે કે પાછો ત્યાં જઈ આવું, પવિત્ર ધામો જોઈ આવું. પણ પછી લાગે છે કે ના, વર્ષો પહેલાંનાં પવિત્ર અને કાવ્યમય સંભારણાં જે મારી અમૂલખ સંપત્તિ જેવાં છે તે આજે ત્યાં જવાથી ખોવાઈ પણ જાય!

માનવી ધ્યાન-ચિંતન માટે કાવ્યમય, ભવ્ય, નિર્જન સ્થળ પસંદ કરે છે. પણ એ પોતે ત્યાં પગ મૂકે એ ક્ષણે એ સ્થળની નિર્જનતા ભંગ પામે છે! એક જાય,

# ૧૭. કેદારનાથ – બદરીનાથ

ખ્રિસ્તીઓને જેરુસલેમ વિશે જે ભાવ હોય અથવા મુસ્લિમોને કાબા કે મક્કા વિશે જેવી નિષ્ઠા હોય તેથી પણ વિશેષ આદર અને આકર્ષણ આપણા લોકોને પર્વતશિરોમણિ કૈલાસ માટે છે. દેવાધિદેવ શંકર મહાદેવજીનું એ કાયમનું નિવાસ-સ્થાન છે.

કૈલાસનું આ સુંદર શિખર હિમાલયને પેલે પાર, માનસસરોવર અને રાવણ-હ્રદથી પણ પેલે પાર છેક તિબેટ – અથવા ત્રિવિષ્ટપ–માં છે. આ શિખર આજ દિવસ સુધી માનવ માટે દુર્ગમ રહેલું છે. ત્યાં હજુ કોઈ નથી પહોંચી શકયું.

સ્વર્ગારોહણ જેવી કઠણ એવી આ કૈલાસયાત્રામાં માર્ગમાં અનેક પાર્વતી નદીઓનાં ઉગમસ્થાનો છે. ભારતીય મનને એ આકર્ષણ પણ કાંઈ ઓછું નથી. માના અને નેતિ એ બે ઘાટ પાર કરી કૈલાસ તરફ જતા રસ્તામાં ભાગીરથી, મંદાકિની, અલકનંદા, યમુના આ નદીઓનાં ઉગમસ્થાનો મળે છે. વીસ વીસ હજાર ફૂટ ઊંચાં શિખરોમાં દસ દસ હજાર ફૂટ ઊંચાઈએ આ ઉગમસ્થાનો છે. અને કુદરતી લીલા એવી અજબ છે કે આ સદંતર બરફથી ઢંકાયેલી જગ્યાએ ગરમ પાણીના કુંડ પણ છે.

આપણા સાધુસત્પુરુષો ઈશ્વરચિંતન કરવા, આકરી તપશ્ચર્યા આદરવા એવાં સ્થળો પસંદ કરે એમાં શી નવાઈ? સત્પુરુષો જ્યાં જાય ત્યાં દર્શન માટે ભક્તોનો મેળો જામે. બારે માસ ત્યાં જવાય એવું હોય તો પછી એ તપોવન નહીં રહે. એ સ્થળ બજાર જેવું બની જાય. બનારસ, પ્રયાગ, હરદ્વારની દશા આપણે ક્યાં નથી જોતાં?

પરંતુ ગંગોત્રી, જમનોત્રી, બદરી અને કેદારની વાત જુદી છે. એ ઉગમસ્થાનો સારી પેઠે દુર્ગમ છે. વર્ષમાં ચાર મહિના ભારે હિમવૃષ્ટિ થાય છે. બરફ નીચે બધું ઢંકાઈ જાય છે. એટલે જ આ સ્થાનોનું પાવિત્ર્ય થોડેઘણે અંશે અક્ષુણ્ણ રહી શક્યું છે. હિમવર્ષાને લીધે મંદિરો પણ ચાર મહિના બંધ રાખવાં પડે. ત્યાંના પૂજારીઓ મંદિર બંધ કરી ઉખીમઠ કે જોશીમઠ જેવી જગ્યાએ ચાલ્યા જાય.

જમનોત્રી-ગંગોત્રીની જાત્રા આકરી કહેવાય. તે પ્રમાણમાં સદાશિવ શંકરનું કેદારનાથ અને ભગવાન નારાયણનું બદરીનાથ જરા સુગમ છે. અને તેથી યાત્રીઓનાં પ્રિય સ્થાનો છે. આ સ્થાનો ઉત્તરાખંડનાં, પણ ભક્તો છેક રામેશ્વર કે કન્યાકુમારીથી જાત્રા કરવા આવે છે, અને બંગાળ કે આસામથી પણ આવે છે. સિંધ, રાજસ્થાન, મધ્યપ્રદેશ, ગુજરાત, મહારાષ્ટ્રના લોકો પણ દેખાય છે. આખા ભારતવર્ષની શ્રદ્ધાનાં એ કેન્દ્રસ્થાનો છે.

સનાતન હિંદુ ધર્મના રચયિતા ભગવાન વેદવ્યાસ છે. ત્યારે આ વિશાળ સમાજનું ધાર્મિક સંગઠન આદ્યગુરુ શંકરાચાર્યે કર્યું છે. કળિવર્જ્ય સંન્યાસાશ્રમનો જેમ એમણે પુનરુદ્ધાર કર્યો, પંચાયતન પૂજાકર્મથી ઉપાસનાની વિવિધતાને એકત્ર સૂત્રબદ્ધ કરી, તેમ ચારે ધામની મહાયાત્રાનું પ્રસ્થાન મૂકી ભારતવર્ષની એકતા એમણે દૃઢ કરી. દક્ષિણમાં રામેશ્વર, પશ્ચિમે દ્વારકા, પૂર્વમાં જગન્નાથપુરી અને ઉત્તરના બદરીકેદાર આ ચારે ધામ ફરે તેને ભારતનાં બીજાં તીર્થો, મંદિરો અને સત્પુરુષો માર્ગમાં અનાયાસે મળે. શ્રી શંકરાચાર્યની આ કુશળ વ્યવસ્થામાં બદરીનારાયણની પૂજા કેરળના નાંબુદ્રી બ્રાહ્મણને હાથે થાય છે અને કેદારના પૂજારી કર્ણાટકના રાવળ છે.

આમ માપ કાઢીએ તો કેદાર અને બદરી વચ્ચે માત્ર અઢી કોસનું અંતર છે. પણ વચ્ચે એવા મોટા પર્વતો ખડા છે તે ઓળંગી એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં પૂરા નવ દિવસ લાગે છે. યાત્રીઓએ એને લગતી કહેવત પણ ઘડી કાઢી છે: ‘નૌ દિન ચલે ઢાઈ કોસ.’ કેદારના વિસ્તારમાંથી મંદાકિની આવે છે અને બદરીનારાયણ પાસેથી અલકનંદા, ગંગોત્રીથી ભાગીરથી. એ બધાના સંગમો વિષ્ણુ-પ્રયાગ, નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, રુદ્રપ્રયાગ અને દેવપ્રયાગમાં થાય અને વિશાળ જળસ્રોત નીચે ઊતરે તે જ આપણી પરમ પાવની ગંગામૈયા.

જે લોકોએ આ બાજુ નજરે જોઈ નથી એમને માટે તો આ નદીઓનાં અને સંગમોનાં નામો એ ભૂગોળમાં છપાયેલી એકાદ યાદી જેવાં છે. પણ ભાવિક જાત્રાળુઓ ભાવથી, અનેક અગવડો વેઠી આ સ્થળોનાં દર્શન કરે છે ત્યારે એમને મન આ પ્રત્યક્ષ પાવિત્ર્યનાં મહાદ્વારો હોય. એ નામો માત્ર નામો નથી રહેતાં, તેજભર્યાં ચૈતન્યરૂપ ધારણ કરે છે.

મેં પોતે જ્યારે આ જાત્રા ખેડી હતી ત્યારે આજની નવી સંસ્કૃતિ આજ જેટલી ત્યાં સુધી પહોંચી નહોતી, વધી નહોતી. વાતાવરણ વધારે મુક્ત હતું. પગપાળા જવાનું, હાથે રાંધીને ખાવાનું, ક્યાંક એકાદ ઝૂંપડી દેખાય તો પ્રસંગે ભિક્ષા પણ માગવાની, રાત્રે કડકડતી ટાઢમાં બે કામળા વચ્ચે ટૂંટિયું વાળીને સૂવાનું – બપોરે સહેજ ઝોકું ખાઈ પાછા ખડે પગે ચાલવા તૈયાર થવાનું, ભવ્ય, વિશાળ પ્રકૃતિમાતાનું ધરાઈને દર્શન કરતાં કરતાં કષ્ટ, થાક અને મેદાનો પરની માનવી-સંસ્કૃતિ બધું જ ભૂલી જવાનું. એમાં લોકોત્તર આનંદ રહ્યો હતો. આજે એવી મજા નથી આવતી.

ઈ. સ. ૧૯૧૨માં મેં ઉત્તરાખંડની જાત્રા કરી. ૧૯૩૦માં પ્રવાસવર્ણન પ્રકશિત કર્યું. આજે બદરીનું સ્મરણ કરતાં ફરી મન થાય છે કે પાછો ત્યાં જઈ આવું, પવિત્ર ધામો જોઈ આવું. પણ પછી લાગે છે કે ના, વર્ષો પહેલાંનાં પવિત્ર અને કાવ્યમય સંભારણાં જે મારી અમૂલખ સંપત્તિ જેવાં છે તે આજે ત્યાં જવાથી ખોવાઈ પણ જાય!

માનવી ધ્યાન-ચિંતન માટે કાવ્યમય, ભવ્ય, નિર્જન સ્થળ પસંદ કરે છે. પણ એ પોતે ત્યાં પગ મૂકે એ ક્ષણે એ સ્થળની નિર્જનતા ભંગ પામે છે! એક જાય,

પાછળ બીજો આવે. જાત્રાનંદની વાતો સાંભળી વળી બીજા દસ-વીસ જઈ ચડે. ત્યાં જતાં વેઠવા પડતા શ્રમનાં વર્ણનોથી આકર્ષિત થઈ અનેક જણ જાત્રા ખેડે છે. પછી એ જાત્રાસ્થાન બની જાય. મંદિર ઊભું થાય. એના પૂજારી, પંડાઓ ભેગા થાય. સત્પુરુષોને મનાવી, ખુશામત કરી સ્થળનું સ્થળમાહાત્મ્ય લખાવી લે. દાની સુજનો વળી યાત્રાળુનો શ્રમપરિહાર કરવા સારા રસ્તા બંધાવે, રસ્તા પર કૂવા, પરબો પણ થાય. ચટ્ટીઓ અને ધર્મશાળાઓ બંધાય, અન્નછત્રો અને પછી તો બજાર પણ ત્યાં આવી જાય. જાત્રા સુલભ થાય. લોકપ્રિય થાય. પણ એમાંથી પુણ્ય અને કાવ્ય ચાલ્યાં જાય. પછી તો માત્ર ધંધાદારી સત્પુરુષો ત્યાં રહી યાત્રિકો પર 'અનુગ્રહ' કર્યા કરે. પણ સાચા તપસ્વીઓ એ સ્થાન ત્યજી ગહન વનમાં ચાલ્યા જાય.

એવી રીતે તપોધનોની પુણ્યમય આરણ્ય સંસ્કૃતિ પર મનુષ્યવસ્તી આક્રમણ કરે છે અને ત્યાં સંસારીઓની પણ્યસંસ્કૃતિ (બજારુ સંસ્કૃતિ) પહોંચી જાય છે. કેદાર અને બદરીની દશા આજે એવી થઈ છે. બદરીનારાયણનું મંદિર શ્રી શંકરાચાર્યે બંધાવેલું એમ કહેવાય છે. એ પ્રાચીન મંદિર તો ક્યારનું નાશ પામ્યું છે. એ પછી અનેક વાર એ મંદિર બંધાયું અને હિમવર્ષાએ તોડી નાખ્યું. તે પ્રમાણમાં કેદારનાથનું મંદિર ખરેખર પુરાણું લાગે છે. એના કળશ નીચેનો ભાલપ્રદેશ ગ્રીકોના સ્થાપત્યમાં હોય છે તેવો ત્રિકોણ આકારનો 'ગેબલ' પદ્ધતિનો છે.

શ્રી સદાશિવે પાંડવોથી પોતાનું રક્ષણ કરવા બળદનું રૂપ ધારણ કર્યું અને અહીંથી ભૂમિપ્રવેશ કર્યો એવી કથા છે. કેદારનાથ એ બલિવર્દની પૂંઠ છે. આગલો ભાગ બીજી કોઈ જગ્યાએ પ્રગટ થયો હશે. ભક્તગણો પોતાનું હૈયું આ શિલાને અડકાડી ધન્યતા, કૃતાર્થતા અનુભવે છે. વર્ષો વીતી ગયાં; પણ એ પાવન સ્પર્શનો અનુભવ હું ભૂલી શક્યો નથી. મારા જેવા અસંખ્ય શ્રદ્ધાળુઓએ અત્યાર સુધી આ સ્પર્શનો અનુભવ કર્યો હશે. સદીઓથી ચાલી આવતી એ ભક્તપરંપરા સાથે એ સ્પર્શ વડે નિર્માણ થયેલી એકતા જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી ધર્મ-શ્રદ્ધા શિથિલ થવાનો ભય રાખવાનું કારણ નથી.

## ૧૮ પવિત્ર શાંતિધામ કૌસાની

સ્વામી આનંદના આગ્રહથી મહાત્માજીએ ગીતાનો અનુવાદ કર્યો, અને એમાં પોતાનું મંતવ્ય કહી સ્પષ્ટીકરણ કરતી નોંધો પણ લખી. આ અનુવાદ અનાસક્તિયોગ નામે પ્રસિદ્ધ થયો. ગીતાનો એ પ્રામાણિક અનુવાદ હોવા છતાં એ એક સ્વતંત્ર ગ્રંથ તરીકે માન્યતા મેળવે એવી ગાંધીજીની ઇચ્છા હતી. જેમ હિબ્રૂ અથવા ગ્રીક બાઇબલનો અંગ્રેજી અનુવાદ—અનુવાદ હોવા છતાં અંગ્રેજો એ અંગ્રેજી અનુવાદને જ પોતાનો ધર્મગ્રંથ માને છે, અથવા મહારાષ્ટ્રના અભેદ ભક્તિ-

માર્ગી 'ભાગવત્' વારકરીઓ જ્ઞાનેશ્વરનું ગીતાભાષ્ય, જ્ઞાનેશ્વરીને જ ધર્મગ્રંથ માને છે, તેમ અનાસક્તિયોગ એ ગાંધીમત માનનારાઓનો ગીતાગ્રંથ છે.

ગાંધીજીએ ભારતભ્રમણ કરતાં કરતાં આ અનુવાદ થોડો થોડો કરેલો અને એની પૂર્ણાહુતિ હિમાલયમાં કૌસાનીમાં કરી. આ ગ્રંથની પ્રસ્તાવના પણ એમણે ત્યાં જ લખી. કૌસાની એ સ્થાન ઊંચા શિખર પર આવેલું છે. ત્યાંની ભવ્યતા અને શાંતિ એવી છે કે કોઈ દિવસ નિયત કાર્યક્રમમાં ફેરફાર ન કરનાર બાપુજીએ પોતાનો ત્યાંનો મુકામ દસ દિવસ લંબાવ્યો હતો!

સ્વામી આનંદને મળવા અને કૌસાની જોવા હું જઈ આવ્યો. મુંબઈથી મથુરા થઈ ત્યાંથી કાઠગોદામ, પછી આલમોડા. આલમોડાથી એકસો સોળ માઈલની બસની મુસાફરી કરીને કૌસાની જવાય. મારા જેવા સતત પ્રવાસીને પણ ઉત્સાહિત કરે એવી આ લાંબી મજલ છે. મુંબઈનું સાગરદર્શન કરી અઢી દિવસમાં સીધા કૌસાની-ની ચિરહિમાવલિમાં પહોંચી જવું એ ઉત્તેજિત થવા જેવી જ વાત છે ને! ૧૩મીએ મુંબઈ છોડી ૧૪મીએ સાંજે યમુનાજીની આરતી કરી અને ૧૫મીએ સાંજે કૌસાનીમાં, નીરવ શાંતિમાં શુભ્રધવલ શિખરો વચ્ચે જઈને ઊભો! ૧૬મીએ બપોર પહેલાં તો હિમાલયની વત્સલ ગોદમાં જાણે રમતો થયો.

કાઠગોદામ સ્ટેશન છોડયું કે તરત ઊંચી પર્વતાવલિનાં દર્શન થાય છે. આપણે હિમાલયના પ્રભાવ નીચે આવી જઈએ. સો-બસો માઈલનો આ માર્ગ ગહન વન-રાજિથી અને અસીમ ગિરિભવ્યતાથી સંપન્ન છે.

હિમાલયનાં ગગનચુંબી શિખરો અને વિશાળ અધિત્યકો વિશે કવિઓએ અને મુસાફરોએ ઘણુંબધું લખ્યું છે. પણ ત્રણ ત્રણ ચાર ચાર પર્વતશૃંગો વચ્ચે પડિયા જેવી દેખાતી ઉપત્યકા પણ કાંઈ ઓછી સુંદર નથી હોતી. અને જ્યારે એ વિરાટ પડિયા સવારસાંજ સૂર્યપ્રકાશના રાશિઓથી ઊભરાય ત્યારે એ પ્રકાશ-સમૃદ્ધિનું પાન કરતાં હૈયું ભરાઈ આવે. એનો ઊભરો છેક બ્રહ્મરંધ્ર સુધી જાણે પહોંચી જાય!

કૌસાનીની ઉત્તરે ચિરહિમાવલિનાં અનેક કર્પૂરગૌર શિખરો ખડાં છે. કેદારનાથ, બદરીનારાયણની ચૌખંભા, નીલકંઠ, નંદાઘુંટી, ઉત્તુંગ ત્રિશૂળ, નંદાદેવી, નંદાકોટ વગેરે શિખરો જોતાં જોતાં જમણી બાજુએ પંચચૂલી સુધી સંપૂર્ણ પહાડ સનાતન હિમની પવિત્ર શાંતિથી ઢંકાઈ ગયેલો દેખાય છે. અમારી અને આ હિમાવલિની વચ્ચે અર્ધું જગત સમાય એવી વિશાળ નિમ્નભૂમિ છે. એમાં ગરુડ, વૈજનાથ વગેરે પ્રાચીન સ્થળો દેખાય છે. અને જ્યારે આ આખું સ્થાન સૂર્યકિરણોથી ભરાઈ જાય છે ત્યારે તો લાગે છે કે જગત આખાના ઉષ્મપા પિતરો અહીં ભેગા થઈ ઉષ્ણતાનું પાન ન કરતા હોય!

આ શિખરોનાં દર્શન એવાં સુગમ નથી. કોઈ વાર વાદળ એવાં જામે છે કે મહિનાઓ સુધી કશું દેખાતું નથી. અમે આમ નસીબદાર એટલે વાદળોએ જરા-તરા નખરાં તો કર્યાં, આમતેમ ફરી કેટલાંક શિખરો ઢાંકયાં પણ ખરાં; પણ જે દિવસે અમે વિદાય લીધી તે ઘડીએ તો સવારથી સર્વ શિખરોનાં એકસામટાં દર્શન

થયાં. વાદળનું નામનિશાન ન મળે. સર્વ શિખરો આરસની મૂર્તિ જેવાં સ્વચ્છ, ધવલ બિરાજતાં હતાં. કેવી પાવન શાંતિ! ઈશ્વરની આ વિશાળ વિભૂતિનું ધ્યાન ધરી અમે પાછા ફર્યા. પણ એ અપૂર્વ દર્શનની ધન્યતા હૈયામાં કાયમને માટે વસી ગઈ. ભવ્યતાની અસર જેમ ઊંડી થાય છે તેવી સૌંદર્યની ભાગ્યે જ થાય. સુન્દરતા ઐહિક હોય અને ભવ્યતા જાણે પારલૌકિક હોય તેમ.

કૌસાનીની હવા આધ્યાત્મિક સાધના માટે અનુકૂળ છે તેમ આરોગ્ય સાટે પણ સારી છે. પાણી ઠંડું, મીઠું અને પચવામાં હલકું છે. ભૂખ તો એવી ઊઘડે કે આહારની માત્રા વધતી જાય. દેવદાર, ચીક, ઓક વગેરે ઊંચાં વૃક્ષોથી આ ભૂમિ હરિયાળી અને સુગંધિત બની છે. ક્ષય જેવા રોગો પણ અહીં ટકે નહીં.

પાસેના એક પર્વતક પર ગાંધીજીનાં યુરોપિયન શિષ્યા સરલાબહેનનો નાનો આશ્રમ છે. રસ્તામાં આચાર્ય કૃપાલાનીના ગાંધીઆશ્રમનું ઉત્પત્તિ-કેન્દ્ર છે. ત્યાં તિબેટી ઊનના કામળા બનાવવાનું કામ ચાલે છે.

જે ડાકબંગલામાં ગાંધીજી રહેલા, જે વરંડામાં બેસી એમણે 'અનાસક્તિ-યોગ' પૂર્ણ કર્યું, તે પવિત્ર સ્થાન જોવા સહેલાણીઓ આવતા રહેશે. ત્યાં એમનું સરસ સ્મારક બનાવવું જોઈએ. એના પર આરસની બે તકતીઓ ચોડી એની ઉપર લખવું જોઈએ – 'મહાત્મા ગાંધીએ ૧૯૨૯ના જૂન માસમાં (સં. ૧૯૮૫નો જેઠ માસ) અહીં નિવાસ કર્યો હતો અને પોતાનું અનાસક્તિયોગ નામનું પુસ્તક પૂર્ણ કર્યું હતું.' અને બીજી તકતી ઉપર ગાંધીજીએ પોતાના સાપ્તાહિક પત્રમાં કૌસાનીની પ્રશસ્તિ કરતાં લખ્યું હતું તેનું આલેખન કરવું જોઈએ.

સરકાર પાસેથી સ્મારક માટે આ સ્થાન મેળવી શકાય. પણ ત્યાં રહી સેવા કરનાર સેવાભાવી વ્યક્તિ મળવી સહેલ નથી. યોગ્ય પાત્ર મળે એટલે ત્યાં આશ્રમ ખોલવો જોઈએ. સ્વામી આનંદ જેવાએ આ જવાબદારી લીધી હોત તો કેવું સારું થાત! પરંતુ એમણે સંપૂર્ણ નિવૃત્તિ પસંદ કરી છે, હશે. આપણે બીજી સુપાત્ર વ્યક્તિ શોધવી પડશે. અને આશ્રમને નામ કયું આપવું? વિચાર કરતાં એક જ સુયોગ્ય નામ નજર આગળ તરે છે – 'અનાસક્તિઆશ્રમ.'

નવેમ્બર, ૧૯૫૦

## ૧૯. પંચ-હિમાકર

'ગંગટોક'નો અર્થ છે ઊંચું શિખર. તેમાં પણ અમે રહ્યા છીએ. એ બંગલો ઊંચામાં ઊંચી જગ્યાએ છે. અહીંથી કાંચનજંઘાનું શિખર એવું સુંદર અને ભવ્ય દેખાય છે. એને અંગ્રેજીમાં કહે છે Five Treasures of Snow. મેં એનું દેશી નામકરણ કરી લીધું પંચ-હિમાકર. સમુદ્રને જો રત્નાકર કહેવાય તો પાંચ શિખરોથી સંપન્ન કાંચનજંઘાને હિમાકર જરૂર કહેવાય.

બે દિવસથી ઉષ:કાળથી આ શિખરોની શોભા આકંઠ માણીને મસ્ત બનીએ છીએ. ક્ષણે ક્ષણે એની રંગશોભા બદલાય છે. શરૂઆતમાં ઋષિઓની તપસ્યા જેવી શુભ્ર, શાંત, સૌમ્ય આભા, પછી અરુણોદયના પુરોવચનનો ઘોષ ઘુમાવતી હસ્તિદંત જેવી શોભા, પછી શિખરોની ટોચે ટોચે ઢોળાતો ઉષાનો રાતો કસૂંબલ રંગ, જાણે મહાદેવજી કેશર, કસ્તૂરી, ચંદનનું સ્નાન કરતા હોય! એ ગુલાબી છટા જોતજોતામાં ભગવા રંગના તેજમાં પરિવર્તિત થાય અને એ સમજાય એટલામાં તો તપેલા ત્રાંબા જેવો લાલ રંગ થાય અને એમાંથી પ્રકટે ઝળહળતો કાંચનવર્ણ! આ રંગની કાંતિ ગિરિકંદરામાં પ્રકાશવા લાગે ત્યાં પેલાં સ્થિતપ્રજ્ઞ હિમશિખરોને માથે બિરાજેલા હિમરાશિને ભાન થાય કે આ રંગબેરંગી માયા આપણી ન હોય. આપણો ચિરંતન વર્ણ એક જ છે, રૂપાનો ચળકતો શુભ્ર વર્ણ!

ગઈ કાલે સવારે પંચહિમાકરે શિખરો નીચે વાદળનો ગળપટો વીંટી લીધો હતો. એ અમારાં પ્રથમ દર્શન હતાં. આજે વાદળાં નીચેની ગુફાઓમાં સૂઈ ગયાં છે. આકાશ નિરભ્ર, સ્વચ્છ, નીલ છે. એક બાજુ ચંદ્રમા સ્મિતપૂર્વક કહી રહ્યો હતો: 'કલાક પહેલાં તમે અહીં મંગળને જોયો હતો ને? એનો રંગ નથી મારી પાસે. પણ એનું સ્થાન હું જરૂર બતાવી શકું.

સપ્ટેમ્બર, ૧૯૫૯

## ૨૦. પર્વતપુષ્પ – સિક્કિમ

હિમાલયની ગોદમાં, નેપાળ અને ભૂતાન બેની વચમાં સિક્કિમ નામનું એક નાનકડું રાજ્ય છે. આ ત્રણે રાજ્યોનો આકાર અને કદ જોઈને એમ લાગે છે કે બે પાંદડાં વચ્ચે જાણે આ સુંદર ફૂલ ખીલ્યું છે. આ રાજ્ય આખું પહાડોનું જ છે અને પાછું ઉત્તર, પૂર્વ અને પશ્ચિમ ત્રણે દિશાએ પર્વતશૃંગોથી વીંટળાયેલું છે. તેથી આ રાજ્યનો આકાર, વિસ્તાર બધું જાણે કુદરતે નક્કી કરી નાખ્યું છે. બૌદ્ધ ગુફાના દ્વાર પર ગવાક્ષ હોય એવો આ રાજ્યનો આકાર છે. સાહેબ લોકો એને 'ઘોડાની નાળ' એવી ઉપમા આપે છે.

આ નાનકડા રળિયામણા રાજ્ય પર ત્રિવિષ્ટપ વંશના બૌદ્ધધર્મી રાજાઓ રાજ્ય કરે છે. આ રાજ્યમાં નેપાળી, ભૂતાની અને લેપચા લોકોની વસ્તી છે. એ બધાં હળીમળીને રહે છે. જ્યાં રાજાનું રાજ હોય ત્યાં રાજવંશી લોકોની પ્રતિષ્ઠા સારી હોય. પ્રજા પછી પચરંગી હોય તોપણ હળીમળીને રહે છે. સત્તાના દોર જ્યારે પ્રજાના હાથમાં આવે છે ત્યારે લોકોમાં જાગૃતિ સાથે અસ્મિતાનો પણ ઉદય થાય છે. પછી દરેક વર્ગને સંતોષવાના પ્રયાસો કરવા પડે છે. કુશળતાથી અને કુનેહથી કામ લેતાં આવડે તો પ્રજાનું સંગઠન કરી એની ઉન્નતિ સાધવી ફાવે. જ્યારે માત્ર રાજ્યાધિકારનો ઉપભોગ લેવાની વૃત્તિ હોય ત્યારે એ રીતે લોકો

વિચારે અને પ્રગતિનો વિચાર કરી ચારે બાજુથી પુરુષાર્થ જગાવવો હોય ત્યારે વિચારની દિશા જુદી હોય, વિધાયક હોય. પરસ્પર સહયોગ વધે, દરેકને ઉન્નતિ સાધવાનો અવકાશ મળે, તક મળે અને લોકો ખુશીથી પ્રગતિને રસ્તે આગળ વધે.

કેટલાક દિવસ પહેલાં તીસ્તા નદીનો પરિસર જોવા સિક્કિમ ગયો હતો. તીસ્તાનું પોષણ કરતા મોટા મોટા પર્વતો, એમનાં ગગનભેદી શિખરો મારે જોવાં હતાં. પહાડી પ્રદેશોમાં પહાડો પિતાની ભૂમિકા કરે છે અને સરિતા કન્યાના સ્વાંગમાં હોય છે. ત્યાંના લોકોના સ્વભાવમાં પણ કેટલીક વિશેષતાઓ નિર્માણ થાય છે. એમની સંસ્કૃતિ ગૂઢ વિશિષ્ટતાભરી બને છે. એનું અધ્યયન કરવામાં પણ અનેરો આનંદ આવે છે. હું જોઈ શક્યો કે સિક્કિમની પ્રજા સંતોષપૂર્વક પ્રગતિ-પથ પર ચડી છે. એનો ઉત્તમ વિકાસ હવે નિશ્ચિત થવાનો.

અહીં એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ. પહાડી પ્રદેશોમાં જ્યાં સુધી વિજ્ઞાન ન પહોંચે ત્યાં સુધી પ્રજાને કુદરતી અગવડોનો સારી પેઠે સામનો કરવો પડે. એ સંઘર્ષમાં કેટલીક શક્તિ વિકાસ પામે. પ્રાણશક્તિ (Vitality) વધે. કેટલીક વાર આવા અસમાન યુદ્ધમાં લોકો થાકી પણ જાય. સર્વતોમુખે વિકાસ સાધી ન શકે. એટલું જ નહીં પણ જીવનકલહમાં જ શક્તિ નષ્ટ થઈ જવાથી બીજી કોઈ મહત્ત્વાકાંક્ષા જ રહેતી નથી. વિજ્ઞાન માણસની શક્તિમાં વધારો કરે છે. તેથી પ્રતિકૂળતા અનુકૂળતામાં પલટાઈ જાય છે. જે નિસર્ગશક્તિ બાધારૂપ હોય તે વિજ્ઞાનની સહાયથી સાધન બની જાય છે.

જીવનવિકાસ માટે ઊંચા પહાડોનો પ્રદેશ અનુકૂળ હોય છે. ત્યાંની હવા પ્રાણ-દાયી હોય છે. ત્યાંનાં પુષ્પો વાતાવરણને પ્રસન્ન રાખે છે. વિજ્ઞાનની મદદ લઈ ત્યાં વીજળી લઈ જવાય, સારા રસ્તા બાંધી દુનિયા સાથેનો સંપર્ક સુગમ કરાય, ઠંડી અને ગરમીથી સંરક્ષણ મેળવાય, જનતામાં જ્ઞાન અને સહકારની હવા નિર્માણ કરાય ત્યારે એવાં સ્થળોએ જઈ વસવાટ કરવા માટે માણસો ખુશીથી તૈયાર થાય.

ડુંગર નીચે, જ્યાં નદીઓ વહે છે ત્યાં દંશમશકાદિ કીટકસૃષ્ટિનું રાજ્ય હોય છે. ત્યાંનું પ્રાણજીવન સારી પેઠે કષ્ટપ્રદ હોય છે. ત્યાં અનેક રોગો ફેલાય છે. ગરમીમાં પહાડ નીચે ત્યારે અસહ્ય ગરમી લાગે છે. જમીન સમતલ અને નરમ ન હોવાથી ફળદ્રુપ નથી હોતી. વર્ષાથી એનો જે થોડો કસ હોય તે પણ ધોવાઈ જાય છે. નદી હોય પણ એનાં પાણીનો પૂરો ઉપયોગ નથી કરી શકાતો. એવા પ્રદેશોમાં વિજ્ઞાનની મદદ લેવાથી દંશમશકોને દૂર કરાય. નદીના પ્રવાહ વડે પાણીમાંથી વીજળી નિર્માણ કરી શકાય. નાનાં કારખાનાં ત્યાં સારાં ચાલે. પહાડના લોકો નાની અગાશી જેવા ક્યારા બનાવી ખેતી કરવાનું તંત્ર જાણતા હોય છે. એવી રીતે ખેતી કરવાથી જમીનનો કસ ધોવાઈ ન જાય. એવા ક્યારામાં પાણી ભરી રહે અને પ્રમાણમાં ખેતી સારી થાય. વિજ્ઞાનની મદદ લઈ આવી ખેતી-પદ્ધતિથી ડુંગરના ડુંગર ખેડી શકાય.

હિમાલય જેવા અતિ ઊંચા પહાડો પરના હિમરાશિઓમાંથી પણ વિજ્ઞાનનો જાદુ કેટલુંક મેળવી શકે. ત્યાંનું પ્રજાજીવન ઘણું બદલી શકે. એને માટે સારા જાણકાર વૈજ્ઞાનિકોએ ત્યાં જઈને રહેવું જોઈએ. એવા ગણ્યાગાંઠ્યા વિજ્ઞાનવીરો મળે તોપણ કેવું મોટું પરિવર્તન કરાવી શકે! એમાં પૈસાની જરૂર તો ખરી પણ એમાં રોકાયેલી મૂડી રાષ્ટ્રીય સમૃદ્ધિ વધારશે એમાં કોઈ શંકા નથી.

ચીની સરકાર તિબેટમાં ઘણી સુધારણા કરી રહી છે. આ બાજુ આપણે પણ ઘણું કરી શકીએ એમ છીએ, જોકે આજના સંજોગોમાં હિમાલય ઝાઝી વસ્તી તો ન સહી શકે. ત્યાંના લોકો કહે છે કે નિસર્ગની પ્રતિકૂળતાને લીધે એમને કન્યાવિક્રય અને દ્રૌપદી જેવી બહુપતિપ્રથા સ્વીકારવી પડી છે. વિજ્ઞાનને ત્યાં પહોંચતાં પાંચ-પચીસ વર્ષ તો જાણે થશે. ત્યાં સુધી અહીંના લોકોનો જીવનક્રમ આમૂલાગ્ર બદલાયો હશે. અહીંનું જીવન એટલું આકરું છે કે વિજ્ઞાનથી મળતી સગવડો અહીંના લોકો તરત સ્વીકારશે. અને આજે જે પછાત છે તે કદાચ ભવિષ્યમાં વિજ્ઞાનને આધારે મોખરે પણ પહોંચી જશે.

ભારતના ઉદ્યોગપતિઓએ અને સરકારે હિમાલયમાં વિજ્ઞાનની પ્રયોગશાળાઓ ઉઘાડવી જોઈએ. પહાડોમાં પશુજીવન પણ સુખમય કરવું એ આપણું કામ છે. એ પ્રદેશનું ઊન ઉત્તમ હોય છે. વિજ્ઞાનનો ઉપયોગ કરી એને મુલાયમ બનાવી શકાય.

સિક્કિમનાં દર્શન કરતાં કરતાં આવા કેટલાય વિચારો મનમાં આવી ગયા.

અહીં બૌદ્ધ, શાક્ત અને વૈષ્ણવ આ ત્રણે ધર્મપંથોનો સુભગ સંગમ જોવા મળ્યો. આ ધાર્મિક સહચારને લઈને ચિત્રકળાનો પણ ખાસ પ્રકાર નિર્માણ થયો છે. એની પાછળની આધ્યાત્મિક ભાવના અભ્યાસ કરવા જેવી છે. આપણાં વિશ્વવિદ્યાલયોમાં આજકાલ ભારતની મુખ્ય ભાષાઓનું અધ્યયન થાય છે. સંસ્કૃત, પાલિ, માગધી વગેરે ભાષાના અધ્યયન માટે ઉજ્જ્વળ ભવિષ્ય છે. અંગ્રેજી ઉપરાંત બીજી યુરોપીય ભાષાઓ માટે પણ સારો અવકાશ રહેવો જોઈએ. સાથે સાથે ભારતની પહાડી ભાષાઓના અભ્યાસકો પણ આગળ આવવા જોઈએ. આપણા પાડોશીઓની ભાષા જાણે એવા લોકો પણ મોટી સંખ્યામાં તૈયાર થવા જોઈએ.

સ્વતંત્ર ભારતમાં પુરુષાર્થનાં અનેક ક્ષેત્રોનાં મહાદ્વારો આપણે માટે ખૂલ્યાં છે. લોકસેવા કરી લોકકલ્યાણ સાધવાનો ઉત્સાહ વધવો જોઈએ.

મારું આ ચિંતન માત્ર સિક્કિમ માટે નથી. આખા હિમાલયપ્રદેશ માટે છે એમાં કોઈ રાજકીય દૃષ્ટિબિંદુ નથી, માત્ર માનવકલ્યાણની ઝંખના છે. નેપાળ, સિક્કિમ, ભૂતાન રાજ્યોના નેતાઓએ પણ એ દિશામાં વિચારવું જોઈએ. આપણે બધાંએ સાથે જ આગળ વધવાનું છે.

૧૯૫૬

# ૨૧. પરશુરામ કુંડ

ભારતની ઈશાન સીમા નજીક, લોહિત-બ્રહ્મપુત્રના કિનારા પર બ્રહ્મકુંડ અથવા
પરશુરામ કુંડ નામનું એક તીર્થસ્થાન છે. તિબેટ, ચીન અને બ્રહ્મદેશની સરહદ
પર રહેતી વન્ય જમાતો વચ્ચે આર્યોનો એક પ્રાચીન શિબિર હતો. પશ્ચિમ સાગરને
કિનારે, સહ્યાદ્રિ પાસે જેણે બ્રાહ્મણકુળો વસાવ્યાં તે ભાર્ગવ પરશુરામને આખા
ભારતની યાત્રા કરી તોપણ શાંતિ ન મળી તે આ બ્રહ્મકુંડ પાસે મળી એ આ
તીર્થનું માહાત્મ્ય છે.

હું વારંવાર આસામ જતો. પરશુરામ કુંડ જઈ એક વાર સ્નાન-પાન-દાનનું
સુખ મેળવું એવી અંતરની ઈચ્છા હતી. રાજકીય, ભૌગોલિક અને સામાજિકો
અવરોધોને લીધે અત્યાર સુધી એ બન્યું નહોતું. પણ મહાત્માજીનાં અસ્થિફૂલ
અન્ય તીર્થોની જેમ પરશુરામ કુંડમાં પણ પધરાવ્યાં છે એમ સાંભળ્યું ત્યારે તો
ત્યાં જવાની અદમ્ય ઉત્કંઠા થઈ. હમણાં સાંભળ્યું છે: આસામ પ્રાંતોના લોક-
સેવકો ત્યાં સર્વોદયનો મેળો યોજવાનું વિચારે છે. ત્યારે એ તક ખોવી નહીં એવો
નિશ્ચય કર્યો. પલાશવાડી પાસે મોમાન આશ્રમના શ્રી ભુવનચંદ્ર દાસનું નિમંત્રણ
પણ પાસે હતું જ. મારો હકાર એમને વગર પ્રયાસે તરત જ મળી ગયો—એ
કહેવું નહીં પડે!

વારંવાર ભૂભ્રમણ કરી ભૂગોળવિદ્યાનો વિકાસ કરનારા મુખ્ય ભૂગોળવિદોનો
પુરાણોમાં ઉલ્લેખ છે. તેમાં નારદ, વ્યાસ, દત્તાત્રેય, પરશુરામ અને બલિરામ: એ
નામો જાણીતાં છે. તેમાં પણ વ્યાસ અને પરશુરામ પોતપોતાની વિશિષ્ટતાઓને
લીધે ચિરંજીવી થયા છે. ભારતીય સંસ્કૃતિના સંગઠન અને પ્રચારની બાજુ વ્યાસ
દ્વૈપાયને એવી સંભાળી અને દીપાવી છે કે તેઓ વેદવ્યાસ કહેવાયા. એમનું સાચું
નામ હતું કૃષ્ણ દ્વૈપાયન.

અને પરશુરામ હતા મહર્ષિ અગસ્ત્ય જેવા સંસ્કૃતિ-વિસ્તારક (Pioneer of
Culture). પ્રાચીન સમયમાં માનવીને પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે દારુણ સંઘર્ષો
કરવા પડયા. જંગલો સામે, જંગલી હિંસ્ર પશુઓ સામે, વન્ય સંસ્કૃતિએ કેટલીય વાર
માનવીસંસ્કૃતિને ગળી જઈ પચાવી નાખેલી. એના પુરાવા આજે પણ કમ્બોડિયામાં
આન્કોરવાટ અને આન્કોરધામમાં મળી આવે છે. ઉત્તુંગ રાજપ્રાસાદો પર અને
મંદિરોના કળશો પર માટીના ઢગલેઢગલા રચાયા અને જંગલી મહાવૃક્ષોના ધ્વજ
ત્યાં ફરકવા લાગ્યા. આપણે ત્યાં પણ પીપળાનાં મૂળ નાનીમોટી દેરીઓની કેવી
દશા કરે છે એ આપણે ક્યાં નથી જાણતા?

એવા યુગમાં પરશુ (કોહાડી) લઈ માનવીસંસ્કૃતિનું રક્ષણ અને વિસ્તાર ભગવાન
પરશુરામે કર્યો. પુરાણો એમ કહે છે કે જન્મથી જ એમના હાથમાં પરશુ હતો.

શ્રીમંત માબાપના સંતાન માટે અંગ્રેજીમાં કહેવાય છે: 'He is born with a silver spoon in his mouth' મોંમાં ચાંદીની ચમચી લઈને જન્મ્યો. એવી જ આ પણ વાત છે ને?

પરશુરામ ભાર્ગવકુળના બ્રાહ્મણ પણ એમનું તેજ અને એમના સંસ્કાર ક્ષત્રિયો-નાં. ગહન વનનો નાશ કરવા માટે લીધેલી પરશુથી એણે તો સમ્રાટ સહસ્રાર્જુનની સહસ્ર ભુજાઓ પણ કાપી નાખી. અને ક્ષત્રિયોના આતંકથી ખિજાઈને એકવીશ વાર એમની સામે વિગ્રહ કરી ક્ષાત્ર પદ્ધતિથી જ ક્ષત્રિયોનો નાશ કરવાનો મહાપ્રયત્ન-આ બ્રાહ્મણક્ષત્રિયે આદર્યો. એક વાર નહીં, પણ એકવીસ વાર. એમના અનુગામી, એમના જેવા જ 'બ્રાહ્મણ-ક્ષત્રિય' ગૌતમ બુદ્ધે આ જ અનુભવનો સાર એક ગાથામાં ગ્રથિત કર્યો. 'नहि वेरेन वेरानि संमंतीध कुदाचन।'

પરશુરામના ક્રોધી પિતા જમદગ્નિએ પોતાના પુત્રોને આજ્ઞા કરી હતી, 'તમારી મા કુલટા છે. એને મારી નાખો.' બીજા પુત્રોએ ના પાડી ત્યારે જમદગ્નિનો ક્રોધાગ્નિ વધારે પ્રજળી ઊઠયો. પરશુરામ સામે જોઈ એમણે કહ્યું: 'તું મારું કામ કર. આ રેણુકાને મારી નાખ.' દીકરાને પરશુ ચલાવવાની રોજની ટેવ. એ આજ્ઞાધારી પુત્રે જરા પણ વિચાર કર્યા વગર પરશુથી માનું માથું ધડથી જુદું કરી નાખ્યું. પિતાએ પ્રસન્ન થઈ વરદાન માગવાનું કહ્યું. હવે પુત્રનો વારો હતો: 'મારી માને જીવતદાન આપો' એણે વર માગ્યો. 'મારા ભાઈઓને શાપ આપી એમને જડપાષાણ જેવા કરી નાખ્યા છે તે પૂર્વવત્ જીવિત કરો. પોતાની હત્યા અને આ સજા વિશે એ બધાંને વિસ્મરણ થાય, માતૃહત્યાના પાપમાંથી મને મુક્તિ મળે અને હું ચિરંજીવી બનું.'

પિતાએ કહ્યું: 'દીકરા, બીજું તો બધું આપું. પણ માતૃહત્યાના પાપમાંથી તને છોડાવવા હું અશક્ત છું! મારી તપશ્ચર્યા ત્યાં સુધી ન પહોંચે!'

ઉદાસ થઈ પરશુરામ ત્યાંથી નીકળ્યા. પછી ધનુર્ધારી રામચંદ્રજીએ પરશુધારી રામભાર્ગવને પરાસ્ત કર્યા. કારણ દિવસો જતાં યુદ્ધશાસ્ત્રનો વિકાસ થયો હતો. પરશુ કરતાં ધનુષ્યબાણ વધારે શક્તિશાળી હતાં, દૂર સુધી પહોંચતાં હતાં.

પરશુરામે ભારતભ્રમણમાં પોતાનું આયુષ્ય વ્યતીત કર્યું. ઘણાં તીર્થો અને સંતપુરુષોનાં પુનિત દર્શન કર્યાં. ચિત્તવૃત્તિમાં ઉપશમનો ઉદય થયો. અંતે લોહિત-બ્રહ્મપુત્રના કિનારા પર એના હાથમાંથી પરશુ છૂટી ગયો. આ શસ્ત્રસંન્યાસ એ આ તીર્થસ્થાનનું માહાત્મ્ય. પરશુરામની જીવનકથામાં પશ્ચિમી કિનારાથી ઉત્તરપૂર્વની સીમા સુધીનો એક દીર્ઘકાળખંડનો ઇતિહાસ આવી જાય છે. પરશુરામ કુંડની જાત્રા કરી કેટલાય સાધુસંતોએ વન્ય જાતિઓને સંસ્કારદાન કર્યું છે. આ પ્રદેશની લોકકથાઓ પ્રમાણે રુક્મિણી અહીંની રાજકન્યા હતી. એમનો દાવો છે, 'કૃષ્ણ ભગવાન અમારા જમાઈ થાય.'

તે સમયે જેમ સંસ્કૃતિના અગ્રદૂતો આ વનમાં આવી પહોંચ્યા હતા તે પ્રમાણે 'અવૈર'નો ગુરુમંત્ર લઈ ભગવાન બુદ્ધના શિષ્યવરો પણ આવ્યા હશે. હિમાલય ઓળંગી એ તો તિબેટમાં પણ ગયા હતા. વહાણમાં બેસી ચીન સુધી પણ પહોંચ્યા હતા. ત્યાર પછી આસામમાં વૈષ્ણવી અહિંસાધર્મનું નવું મોજું આવ્યું, શ્રી શંકરદેવના વખતમાં. શ્રી શંકરદેવ મૂળે તો શક્તિના ઉપાસક–શાક્ત. એ પંથના વામાચારથી ત્રાસી એ પોતે વૈષ્ણવ બન્યા અને આખા પ્રાંતમાં ધર્મોપદેશ, નાટ્યસંગીત, ચિત્રો વગેરે માધ્યમો લઈ સમાજશુદ્ધિ અને સંસ્કૃતિ-વિસ્તારનું કામ એમણે દીર્ઘકાળ સુધી કર્યું. ચૈતન્ય મહાપ્રભુના વૈષ્ણવધર્મનો પ્રચાર પણ આ બાજુ થયો. શંકરદેવનો પ્રભાવ પહાડી પ્રજા પર હજુ જોઈએ તેવો પડવાનો બાકી છે. અહીં અહિંસા ધર્મનું તાજું, મોટું મોજું આવ્યું તે મહાત્મા ગાંધીના સત્યાગ્રહ-આંદોલન વખતે. એની અસર થવી જોઈએ ખાસી, નાગા, મિશમી, અબોર, ડફલા વગેરે પહાડી જાતિઓ પર. તે માટે શિલોંગ, કોહિમા, મણિપુર, સદિયા, તેજપુર વગેરે મુખ્ય કેન્દ્રોની આજુબાજુ આશ્રમો સ્થાપવા જોઈએ.

આ બધાંમાં સદિયા એ એક એવું સ્થાન છે કે જેની આજુબાજુ બ્રહ્મપુત્રની અનેક ઉપનદીઓ પંખાઆકારે મળે છે. નોઆ-ડિહંગ, ટેંગાપાની, લોહિત, ડિગારુ, દેવપાણી, કુંડીલ ડિબંગ, સેસેરી, લાલી – કેટલી બધી નદીઓ પોતાની જળસંપત્તિ ઠાલવી બ્રહ્મપુત્રને જળપુષ્ટ, સંપન્ન બનાવે છે. સદિયાથી અનેક રસ્તા અનેક દિશાઓમાં પહોંચી જઈ વન્ય પ્રજાની સેવા બજાવે છે. ખુદ સદિયાની આજુબાજુ ચુલેકાટા મિસમી લોકો વસે છે. સ્વભાવે આ પ્રજા ઘણી સૌમ્ય એટલે જ હશે કદાચ – એમનામાં સભ્ય, નાગરી સંસ્કૃતિના કેટલાક દોષ અને રોગ પણ પ્રવેશ્યા છે. મૂળ બ્રહ્મપુત્રનું ઉત્તરી નામ છે ડિહંગ. તે પહેલાં માનસ સરોવરમાંથી ઉગમ પામી એ પૂર્વ દિશાએ સમાંતર વહે છે ત્યારે એને કહે છે સાનપો.

આ બધી નદીઓને તીરે આપણા પહાડી ભાઈઓ વસે છે. એમને સ્વીકારી એમની સેવા કરવી એ આપણું પરમ કર્તવ્ય છે. સરકાર આ કામ ન કરી શકે. એવા કામ માટે પરશુરામ અને બુદ્ધ જેવી સંસ્કૃતિધુરીણ મહાવિભૂતિઓ જ આવવી જોઈએ. નવી દૃષ્ટિ, નવી શક્તિ અને નવા આદર્શો લઈને આવા કોઈ મહાપુરુષ અવતરે, ત્યારે આ બને. ક્યાંથી અવતરશે એ? ભારતના નવયુવકો અને નવયુવતીઓ જે ત્યાં જાય – તો એમનામાંથી જ! ખ્રિસ્તી મિશનરીઓએ અત્યાર સુધી અહીં ઘણું કામ કર્યું છે. મોટું – અને સારું પણ. એમની સેવા પાછળની દાનત હંમેશાં શુદ્ધ નથી રહી. આવી પરિસ્થિતિમાં આપણા દેશનેતાઓએ દીર્ઘદૃષ્ટિથી વિચારી, આવાં સ્થાનોનું નિરીક્ષણ કરી, યુવકોને માનવતાનો પેગામ અને શુદ્ધ સંસ્કૃતિની પ્રેરણા આપવા અહીં મોકલવા જોઈએ.

૧૯૫૦

# ૨૨. હિમાલયની 'પાર્વતી' નદીઓ

કેટલીક નદીઓ શૈલશિખરોમાંથી નીકળે છે. કેટલીક નદીઓ સરોવરમાંથી ઊગમ પામે છે. પર્વતમાંથી નીકળતી નદીઓને 'પાર્વતી' અથવા 'શૈલજા' કહીએ છીએ અને સરોવરમાં જન્મ લેતી સરિતાને સરોજા કહી શકીએ. હિમાલયની ટોચ પર તિબેટ બાજુ બે વિશાળ અને અત્યંત પવિત્ર સરોવરો છે. એક છે માનસસરોવર અને બીજું રાકસતાલ અથવા રાવણહ્રદ. એમાંથી પવિત્ર 'સરોજા' જન્મે છે. એમાં ભલે એમનો ઊગમ હોય છતાં આખરે એ છે તો હિમગિરિની કન્યકાઓ જ. એ રીતે જોતાં એ બધી 'પાર્વતી' જ છે. નદી એટલે 'અપ્સરા.' પહાડોમાંથી અપ્ એટલે પાણી સરી પડે ત્યારે આપણે એને નદી અથવા સરિતા કહીએ છીએ. એટલે બધી નદીઓને અપ્સરા કહી શકાય. 'પાર્વતી' અને 'સરોજા' એ બે નદીઓનાં કુળ છે. આ વિચાર નવો છે. આ કલ્પનાને આગળ વેગ આપી શકાય.

હિમાલયનું નામ દેતાંની સાથે ગંગા અને યમુના નદીનું સ્મરણ થાય જ. એ બે નદીઓ ઉપરાંત હિમાલયની આદરપૂર્વક પરિક્રમ્મા કરી ઉત્તર દિશાનો સમગ્ર જળસંભાર એક ટીપું પણ એળે જવા દીધા વગર દક્ષિણે લઈ આવી ભારતને સુજળ કરતી બે નદીઓનું પણ સ્મરણ થયા વગર ન રહે. એ નદીઓનું માહાત્મ્ય—કાર્યમાં અને કદમાં પણ એવું છે કે આપણા પૂર્વજોએ એમને 'નદી' નહીં પણ 'નદ' કહ્યા છે. સિંધુ અને બ્રહ્મપુત્ર એ બે નદ માનસસરોવર અને રાવણહ્રદમાંથી ઊગમ પામી બે ભિન્ન દિશા સ્વીકારે છે. સિંધુ નદ હિમાલયની પરિક્રમ્મા કરી પશ્ચિમ ભારત—હવે પાસ્તિાન તરફ જાય છે અને બ્રહ્મપુત્ર, જેનું તિબેટી નામ 'સાનપો' છે તે દૂર પૂર્વમાં જઈ, ત્યાંથી ગહન વનમાં પ્રવેશી આખરે આસામમાં પ્રકટ થાય છે. આ વિસ્તાર ખરેખર જોવા જેવો છે. વિશાળ હથેળી જેવો એનો આકાર છે. લોહિત, ડિહંગ, સુબનસેરીના પ્રવાહો આ વિશાળ કરની અંગુલિ જેવા લાગે છે.

પશ્ચિમે સ્વાત, ક્રમુ (કાબુલ) વગેરે નદીઓનો કરભાર લઈ સિંધુ પંજાબમાં પ્રવેશે છે. ત્યાં મિટ્ટનકોટ સુધી જેલમ, ચિનાબ, રાવી, સતલજ, બિયાસ—આ પંચનદની એ રાહ જુએ છે. એનો પંચનદ સાથેનો સંગમ અદ્‌ભુત રમ્ય છે.

આજે આપણે સિંધુ અને બ્રહ્મપુત્ર એ નામને સ્ત્રીલિંગી બનાવી સિંધુ અને બ્રહ્મપુત્રાને 'નદી' કહી સંબોધીએ છીએ. હશે.

પ્રચંડ હિમાલયને બાહુપાશમાં લેવા માટે જાણે ભારતમાતાએ સિન્ધુ અને બ્રહ્મપુત્રના હાથ આગળ કર્યા છે—એ કરપાશમાં ભવ્ય વિસ્તારને આવરી લીધો છે—એ મહાકાવ્યનું ચિન્તન કરતાં માનવીમનની સમાધિ લાગે છે. સિન્ધુ અને

બ્રહ્મપુત્ર ઠાવકી થઈ પરિકમ્મા કરી વડીલની આમન્યા સાચવતી નીચે ઊતરે છે ત્યારે બીજી બે રમતિયાળ કન્યકા એવા કોઈ ઉપચારમાં સમજતી ન હોય તેમ નાચતી ને કૂદતી મળે એટલો જળભાર લઈ ભારતમાં કૂદી પડે છે. લાડમાં ને લાડમાં ગિરિકંદરા પાસે રસ્તાની માગણી કરતી દોડે છે. નાની દીકરીઓ એવી જ નટખટ હોય છે! અપત્યવત્સલ વડીલને કોડ પૂરવા જ પડે. સતલજ અને ઘોગરા એ બે લાડકવાયી છોડીઓ હિમાલયની કેડીઓ સોંસરવી નીકળી સીધી દક્ષિણમાં ઊતરે છે. એ પણ માનસસરોવર અને રાવણહ્રદની જ પુત્રીઓ. ઘોગરા એ જ રામાયણની સરયૂ. 'સર'માં ઊગમ એટલે 'સરયૂ.'

હિમાલયનો આખો વિસ્તાર આટલાં વર્ષોમાં મેં મન ભરીને જોયો છે. હિમાલયની વાયવ્ય દિશાએ અબટ્ટાબાદ અને કાશ્મીરના શ્રીનગરથી પૂર્વના સદિયા, પરશુરામ કુંડ સુધી બધે ફર્યો છું. જ્યાં જ્યાં પગ અને આંખો ન પહોંચે ત્યાં કલ્પનાની પાંખે ચડી વિહંગાવલોકન કર્યું છે. હવે તો ફોટોગ્રાફી જેવું સાધન ઘણું કામ આપે છે. આ પ્રદેશમાં અસંખ્ય નદીઓ આડીઅવળી વહી રહી છે. વહેતા પ્રવાહને આગળ વધવાની જગ્યા ન મળે ત્યારે એ પ્રવાહનો આવેશ, ચીડ, જોર જોઈ મન પણ એ જીવનભરતીનો અનુભવ કરે છે.

સમતલ ભૂમિ પર સરળ વહેતી નદીઓ ભારતમાં ઘણી છે. એમનો વૈભવ વળી જુદી જાતનો. ખેડૂત બની ખેડૂતની આંખે એમનું દર્શન કરી એમની સમૃદ્ધિ માણવા માટે પુરુષાર્થ આદરી બંધ બાંધવા જોઈએ. પણ હિમાલયની નદીઓની વાત જ જુદી છે. એમને તીરે જઈ પવિત્ર જળનું આચમન કરવું હોય તો બસો-ચારસો ફૂટ ચડઊતર કરવી પડે. ત્યાં ખેતી ને નહેર ને એવી વાતો ક્યાંથી થાય!

સિંધુ અને બ્રહ્મપુત્ર, ગંગા અને યમુના, સરયૂ અને સતલજ—એટલી જ હિમાલયની નદીઓ છે એવું રખે કોઈ માને. બિહારની નવી અને જૂની ગંડક અને પ્રલયંકર કોસીનો ઉલ્લેખ પણ માન સાથે કરવો જ પડશે. નદીઓ બધી જ સુંદર પણ મને ગમે છે તે તીસ્તા. સિક્કિમમાં કાંચનજોંઘા અથવા પંચહિમાકર પર્વતમાળાના હિમપ્રપાતોમાંથી એ નીકળે છે અને દક્ષિણ તરફ ઊતરી બ્રહ્મપુત્રને મળે છે. એને વળી રંગપો અને રંગીત વગેરે નાની નદીઓ મળે છે. એ બધાં સંગમનાં દૃશ્યો મેં જોયાં છે. બે નદીઓનો સંગમ એટલે ભિન્ન રંગોનું મિલન. બન્ને પ્રવાહો એકબીજામાં ભળે તે પહેલાં ગેલ કરે છે એ જોવામાં અનેરો આનંદ આવે છે. કવિકુલગુરુએ ગંગાયમુનાના મિલનોત્સવનું એવું તો વિગતવાર વર્ણન કર્યું છે કે એની વાગ્ગંગામાં આપણે જાણે તરવા લાગીએ!

ગંગાજી વિશે ભારતીઓનો જે ભાવ છે તે જોતાં આપણે એને ગંગામૈયા કહીએ છીએ, પણ હકીકતમાં તો ગંગાજી એ ભારતીય પુરુષાર્થમાંથી નિર્માણ થયેલી ભારતકન્યા છે. ગંગા એટલે ભાગીરથી, અલકનંદા, મંદાકિની, નંદાકિની વગેરે. અનેક પ્રવાહોના સંગમથી સંપન્ન થયેલી નદી. દરેક સંગમને પ્રયાગ કહે છે. ગંગાયમુનાના સંગમસ્થાનને આપણા પૂર્વજોએ પ્રયાગરાજ કહ્યો છે.

આપણી નદીઓ એટલે આપણો પૌરાણિક ઇતિહાસ, અને ઇતિહાસકલીન પુરુષાર્થ. હિમાલયની તમસા સાથે વિશ્વામિત્રનું સ્મરણ થાય. યમુનાના નામ સાથે કૃષ્ણપ્રભુનાં સંભારણાં ગૂંથાયેલાં છે. વૃંદાવનવિહારી અને ગીતાગાયક બન્નેની એ લીલાભૂમિ. સરયૂ એટલે મર્યાદાપુરુષોત્તમ રામચંદ્રની કરુણામયી કથાની સાક્ષી. સપ્તસિંધુના તટ પર આર્યોના મહાયજ્ઞની ધૂમ્રસેરો અને સંઘર્ષની રુધિરધારા વહી રહી છે. અને ગંગા – એ તો ભગીરથથી માંડી કબીર સુધીની ભારતીય સંસ્કૃતિની ઇતિહાસધારા છે. દૂર, ઉત્તરપૂર્વ — ઈશાન ખૂણામાં છેક લોહિત બ્રહ્મપુત્રના ઊગમ પાસે છે પરશુરામ – કુંડ. પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરી સંઘર્ષથી થાકી ગયેલા ભગવાન પરશુરામના હાથનો પરશુ અહીં છૂટયો, અને એમને શાંતિ મળી. એ જ શાંતિપાઠ ગીતાબોધને ઝીલનારી યમુનાને તીરે બાપુના બલિદાનમાંથી આજે પણ સંભળાય છે.

હિમાલયનાં હિમધવલ શિખરોમાં શાંતિનું જે સૂચન છે તે જ ઋષિ-મુનિઓએ આશ્રમમાં ચિંતન કરી વિકસિત કર્યું છે. એ જ નિર્વૈરતાનો, અહિંસાનો સંદેશ અનેક વિગ્રહોને અંતે વિષાદ અનુભવતા ભારતીય અંતરમાં ઊમટયો છે. હિમાલયની નદીઓ આ શાંતિયાત્રાની સાક્ષી પૂરી રહી છે અને પોતાનું ઇતિહાસસિદ્ધ શાંતિ-ગીત ગાતી અવિરત વહી રહી છે.

## ૨૩. માનસસરોવર

હિમાલયની પેલી બાજુ છે ત્રિવિષ્ટપ એટલે તિબેટ. એ આપણી દેવભૂમિ છે. દુનિયાનાં સર્વોચ્ચ, સુંદરતમ અને પ્રભાવી એવાં ત્રણ અનુપમ સરોવરો ત્યાં છે. પાંસઠ માઈલનો ઘેરાવો છે માનસસરોવરનો. એની બાજુમાં સહેજ નાનું છે તે રાવણહ્રદ – અથવા રાક્સતાલ. એ બન્નેની ઈશાને બન્નેથી નાનું પણ બહુ ઊંચે આવેલું છે તે છે ગૌરીકુંડ. એની આજુબાજુ ઉત્તુંગ શિખરો ચિરહિમના શ્વેત મુકુટ ધારણ કરી બેઠેલા યોગીશ્વરો જેવાં શોભે છે.

આ પર્વતોથી પણ પોતાની ઊંચાઈથી જુદાં તરી આવે એવાં બે શૈલશિખરો આ વિસ્તારમાં છે. એક છે કૈલાસ અને બીજું ગુર્લામાંધાતા. માનસસરોવર અને રાક્સતાલની ઉત્તરે, સમસ્ત જંબુદ્વીપ અથવા એશિયાખંડના કેન્દ્રમાં વિરાજે છે કૈલાસ. ત્યાં મહાયોગીશ્વર, દેવાધિદેવ શંકરપાર્વતી સહવર્તમાન રહે છે. એની દક્ષિણે છે માંધાતા – પ્રાચીન વિશ્વવિજયી સમ્રાટનું નામ એ ધારણ કરે છે. સમ્રાટ માંધાતા અને સમ્રાટ રાવણનું યુદ્ધ અહીં થયું હતું. કવિઓએ રામનો જશ ગાઈ રાવણને ભલે ઉતારી નાખ્યો પણ તેથી રાવણનો પ્રતાપ ઢાંક્યો નથી રહેતો. એ હતો ધનપતિ કુબેરનો ભાઈ, જગતનો સમ્રાટ. ભાઈ સાથે દ્વંદ્વ કરી, હારેલા ભાઈને

હિમાલયમાં રહેવા દઈ એ દક્ષિણમાં ચાલ્યો ગયો. ત્યાંની પ્રજાનો પ્રેમ મેળવી લંકાનો રાજા બન્યો. કુબેર પાસેથી પુષ્પક વિમાન એણે આંચકી લીધેલું. માંધાતાનો આ પ્રતાપી પ્રતિસ્પર્ધી અહીં રાવણહ્રદ સરોવરમાં રોજ સ્નાન કરવા આવતો અને શુચિર્ભૂત બની પાર્વતીપરમેશ્વરની ભક્તિ કરતો.

એમ કહેવાય છે કે માનસસરોવર હિમાલયની પેલી બાજુ કૈલાસ અને માંધાતા બે શિખરોની વચ્ચે છે. ભૂગોળની દૃષ્ટિએ એ બિલકુલ ઠીક છે. પણ સાચું કહો તો અમારું માનસસરોવર ભારતવર્ષના ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભારતીઓનાં હૃદય વચ્ચે વસેલું છે. ભારતના તપસ્વી ઋષિમુનિ, સંત, મહંત, યોગી, કવિ અને દાર્શનિક સૌ આ 'માનસ'નું ધ્યાનચિંતન કરતા આવ્યા છે. તુલસીદાસજીએ રામ-ચરિત લખ્યું પણ એ મહાકાવ્યને 'માનસ' કહ્યા વગર એમને સંતોષ ન થયો. ભારતના કવિઓની કલ્પનાનાં સુવર્ણકમળો 'માનસ'માં જ ખીલે છે. નવખંડ પૃથ્વીની વ્યોમયાત્રા કરી રાજહંસ 'માનસ'માં જ વિહાર કરે છે. પ્રાચીન કાળથી આજ સુધી ભારતના ઉગ્ર તપસ્વીઓ કૈલાસ-માનસની પરિક્મ્મા કરતા આવ્યા છે. બૌદ્ધ ધર્મ અને મહાયાન સંપ્રદાયની યોગવિદ્યાનાં કેન્દ્રો માનસની આજુબાજુના મઠોમાં છે. પંદર માઈલ લાંબું, દસબાર માઈલ પહોળું, બસો ચોરસ માઈલ વિસ્તારનું અને લગભગ ચાળીસ ફૂટ ઊંડું એવું આ વિસ્તીર્ણ સરોવર વૈદિક અને બૌદ્ધ આધ્યાત્મિકતાની જીવનરાશિ છે. ભારતની ચાર મુખ્ય નદીઓનું એ ઊગમ-સ્થાન છે. પૂર્વગામી બ્રહ્મપુત્ર, પશ્ચિમગામી સિંધુ એ બે મહાનદ હિમાલયને પેલે પારથી બધું જળ ભારતમાં લઈ આવે છે. સતલજ તો હિમાલયને વીંધી રાવણહ્રદનું પાણી સિંધુને પહોંચાડે છે. નાની કર્નાલી નદી માનસનું પવિત્ર જળ સરયૂને અર્પે છે અને સરયૂ એમાં રામપ્રભુનાં અશ્રુ ઝીલી એ ગંગાને અર્પણ કરે છે. ગંગા આપણો સમગ્ર કરભાર લઈ બ્રહ્મપુત્રને મળે છે અને એ અપાર જળરાશિ આખરે સાગરને મળે છે.

પેલી બાજુ ચીની સંસ્કૃતિની બે માતા જેવી વ્હાંગહો અને યાંગત્સિકિયેંગ નદીઓ પણ આ જ વિસ્તારમાંથી નીકળી તિબેટ થઈ બબ્બે હજાર માઈલ લાંબા એવા પોતાના પ્રવાહોને તીરે એક પુરાતન પ્રભાવશાળી જાતિને પરિપુષ્ટ કરી રહી છે. માનસસરોવર વિવિધ જાતિઓનાં માનવકુળોને ચૈતન્ય પ્રદાન કરે છે. ભારતીય માનસનું આ કેન્દ્ર સનાતન કાળથી વિશ્વની સેવા કરી રહ્યું છે.

માનસયાત્રા માટે હિમાલય પાર કરવાના ઘણા માર્ગ છે. ટૂંકામાં ટૂંકો માર્ગ છે લેપૂલેખ ખીણનો. આલમોડાથી બસો ચાળીસ માઈલ પ્રવાસ ખેડ્યા પછી કૈલાસ-માનસ પહોંચી જવાય. પશ્ચિમે બીજો એક માર્ગ છે. એને ઊંટાધુરા ખીણનો માર્ગ કહે છે. આ માર્ગ લેનાર યાત્રીને ગ્યાનીમાલા થઈ જવું પડે. કૈલાસ અને માનસ બન્નેની જુદી જુદી પરિક્રમા આ માર્ગે થઈ શકે. ઊંટાધુરાની પશ્ચિમે હોતી અને નેતી એવા બે ઘાટ છે. બદરીનાથના યાત્રીઓ એ માર્ગે માનસ જાય છે.

જમનોત્રી-ગંગોત્રીથી કૈલાસ જવા માટે માના ઘાટનો માર્ગ છે. ધર્મરાજ અને પાંડવો આ રસ્તે થઈ કૈલાસ ગયા હતા. આ માર્ગ છેક પશ્ચિમે છે, સૌથી અઘરો અને લાંબો પણ ખરો.

આજકાલ ઘણા લોકો આલમોડાથી ગર્બ્યાંગ, ગર્બ્યાંગથી તાક્લાકોટ થઈ માનસ જવાનો રસ્તો પસંદ કરે છે. ગર્બ્યાંગ લેપૂ ખીણની આ બાજુ છે અને તાકલાકોટ પેલી બાજુ. તિબેટી ભાષામાં તાકલા એટલે સિંહ. આપણે તાકલાકોટને સિંહગઢ કહી શકીએ.

નેપાળના લોકો મોટે ભાગે ટિન્કર ઘાટ થઈ ખોજરનાથ જાય છે. ત્યાંથી તાક્લાકોટ જાય. પછી ઉત્તુંગ માંધાતા પર્વતને જમણી બાજુ રાખી આગળ વધે. ત્યાં જમણી બાજુ માનસસરોવર અને ડાબી બાજુ રાકસતાલ આવે. વચ્ચેનો સાંકડો રસ્તો કૈલાસ જાય.

સનાતની સાધુઓ હોય કે બૌદ્ધ ભિક્ષુઓ હોય, નિસર્ગપ્રેમી તો હોવા જ જોઈએ. નિસર્ગનાં ભવ્યતમ દૃશ્યો દૃષ્ટિથી જાણે પી જવાય એવે સ્થળે જ એમના આશ્રમો હોય, મઠ હોય. માર્ગમાં એવાં સ્થાનો છે કે જ્યાંથી માનસ અને રાક્સ-તાલનું દર્શન એકીસાથે થાય અને માંધાતા અને કૈલાસ પણ સાથે દેખાય. આટલું ભવ્ય ઉન્માદક, પાવન અને શાંતિદાયક સ્થળ જગતમાં બીજું નહીં મળે. યુરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા, આફ્રિકા – ક્યાંય નહીં મળે. જ્યાં માનવમાત્ર ભક્તિનમ્ર, યોગાગ્ર થઈ શકે એવું ગૌરવવંતું સ્થાન પૃથ્વીતળ પર માનસના વિસ્તારમાં જ છે. માનસસરોવર સાગર સપાટીથી પંદર હજાર ફૂટ ઊંચે છે. માનવી માનસનાં સર્વ લક્ષણો આ 'માનસ' પણ બતાવે છે. જ્યારે એ શાંત, નિશ્ચળ હોય ત્યારે તાર-કાંકિત ગગનનું સ્વચ્છ પ્રતિબિમ્બ એમાં દેખાય. પણ જ્યારે તોફાને ચડે ત્યારે વાલ્મીકિનો રાવણ, વ્યાસજીનો દુર્યોધન, મિલ્ટનનો સેતાન, હોમરનો ઍગેમેમ્નન: એ બધાના દુર્દાન્ત ભાવાવેગનું જાણે ત્યાં સમ્મેલન ભરાય છે!

કહેવાય છે કે લોકો રાક્સતાલને અપવિત્ર માનવા લાગ્યા ત્યારે માનસે પોતાના પવિત્ર જળની નાની સરવાણી ત્યાં મોકલી આપી અને રાક્સતાલનું જળ પવિત્ર બનાવ્યું. આ નાનકડી નદીનું નામ છે ગંગાચુ. આ નદી સરો-ગાહી અને સરો-જા પણ ખરી. ખરું જોતાં તો બે મહાસરોવરોને જોડનારી આ સરિતાને 'સરયૂ' નામ શોભે.

ભારત અને તિબેટના કવિઓએ આ ભવ્યરમ્ય પ્રદેશનાં કાવ્યમય, કલ્પના-રમ્ય વર્ણનો કર્યાં છે. અહીંની નદીઓમાંથી એક સિંહમુખમાંથી નીકળે છે, બીજી ગોમુખમાંથી, ત્રીજી અશ્વમુખમાંથી અને ચોથી ગજમુખેથી. કૈલાસને ચારે બાજુ બુદ્ધ ભગવાનનાં પુનિત પદચિહ્નો છે. કૈલાસને શિખરે પાર્વતી-પરમેશ્વરના વાસ છે તેમ ધર્મપાલનો નિવાસ પણ છે એવી અનેક કલ્પના છે.

ગાંધીજીના બલિદાન પછી એમનાં અસ્થિનું વિસર્જન અનેક પવિત્ર તીર્થોમાં કર્યું તેમ અહીં પણ કર્યું છે. ખરેખર એ બહુ ઉચિત થયું છે. ગંગાયમુના અને

મધ્યગુપ્તા સરસ્વતીના ત્રિવેણી સંગમમાં મુખ્ય વિસર્જન કર્યા બાદ, ચિતાભસ્મના શેષ અવશેષો ભારતીય ભક્તો દશે દિશામાં લઈ ગયા. એક અંશ ગોવામાં સાગરમાં પધરાવ્યો. વર્ધાની પવનાર નદીમાં – જ્યાં આજે પરંધામ આશ્રમ છે ત્યાં પધરાવ્યો. સાબરમતી – જેને તીરે સત્યાગ્રહ-આશ્રમ સ્થાપી બાપુએ હિંદ સ્વરાજ્ય અને વિશ્વસર્વોદયની સાધના કરી ત્યાં વિસર્જન થયું. સત્યાગ્રહની જન્મભૂમિ આફ્રિકા – ત્યાંની નીલ નદીને પણ એ અવશેષો પહોંચ્યા. દુનિયાના ખૂણેખૂણામાં ક્યાં સુધી એ શેષસ્મૃતિ પહોંચી હશે, હું જાણતો નથી. પણ જ્યારે કેટલાક યાત્રીઓ હિમાલય આખો ઓળંગી માનસને દક્ષિણે મોમોડુંગુ-મોમોટુકુના પવિત્રતમ જળને એ પૂજ્ય અસ્થિ સમર્પણ કરી શક્યા ત્યારે જ ભારતીય 'માનસ'ને શાંતિ વળી!

ભારતના પુત્રો અને યુગાવતાર ભગવાન બુદ્ધના ચીની-તિબેટી શિષ્યો મળી શાંતિદૂત ગાંધીનું એક સ્મારક એક દિવસ અહીં રચશે એવી મારી શ્રદ્ધા છે. આ સ્મારક ભારતભક્તિનું નવું અને ઉત્કૃષ્ટ આકર્ષણ બની રહેશે. કારણ ભારતીય માનસમાં પ્રકટ થતા સર્વોચ્ચ આદર્શોનું કેન્દ્રસ્થાન માનસસરોવર જ છે.

એવા એ પરમપાવન માનસનું સ્તોત્ર ગાવા મળ્યું એ મારાં અહોભાગ્ય. જય કૈલાસ! જય માનસસરોવર! જય ભારતની દેવભૂમિ! પુણ્યભૂમિ અને ધ્યાનભૂમિ! જય! જય! જય! જય!!

# ૧. પુનરૂઅપિ નર્મદા

કેટલું સારું થયું કે સંક્રાંતિને બીજે જ દિવસે અમે નર્મદામાતાનું કાવ્યમય દર્શન કરીને પવિત્ર થઈ શકયા? ધુવાંધાર, ચોસઠ યોગિનીવાળું ગૌરીશંકરનું મંદિર અને ધોળા, ભૂરા, પીળા, લીલા અને કાળા પહાડોની વચ્ચેથી રસ્તો કાઢવાવાળી શાંત, ગંભીર અને પ્રસન્ન શીતળ પાણીવાળી નર્મદાનો ભેડાઘાટ: આ પ્રેરણાદાયી-ત્રયી છે.

કોણ જાણે કેટલીય વાર અહીં આવ્યો છું. પણ દરેક વખતે નર્મદામાતાનું નવું જ દર્શન થતું આવ્યું છે. કેવળ સનાતન છે આસપાસની કુદરતનું દૃશ્ય, ઉપરનું આકાશ અને ભક્તિભાવથી આ સ્થાનનું દર્શન કરનાર ભોળો સનાતનધર્મી યાત્રી.

કોણ જાણે આપણી સંસ્કૃતિમાં પુણ્યની કલ્પના કયાંથી આવી? પુણ્યનાં સ્થાનો, પુણ્યના પ્રસંગ અને પુણ્યના પ્રકાર અનંત દેખાય છે.

ભોળા લોકોની પુણ્યની કલ્પના ધનના લોભી અથવા શરાફોના જેવી જ સંકુચિત અને અનુન્નત હોય છે. માણસ બીજું કશું વિચારશે નહીં. પુણ્ય શેમાં છે, શા માટે છે અથવા છે કે નહીં એ વાતનો કશો જ વિચાર કર્યા વિના પુણ્ય ભેગું કરતો જાય છે. હું માનું છું કે મૂળે પુણ્યના જેવી વ્યાપક ભાવના ભાગ્યે જ બીજી હશે. જે કોઈ વસ્તુ ઉન્નતિકારક છે, શ્રમસાધ્ય છે, અને આદર સાથે સ્મરણ કરવા લાયક છે, બધામાં પુણ્ય જ પુણ્ય છે. આજે અમે ખરેખર પુણ્યના ઢગલા મેળવ્યા અને અમે ઉન્નત થયા છીએ.

જબલપુરથી આવતાં રસ્તામાં કોઈ આદિવાસી રાજ્યના જૂના મહેલ દેખાશે એવી અપેક્ષાથી જ હું અહીંની યાત્રાનો પ્રારંભ કરું છું.

'અહીંના પ્રદેશ પર મૂળ અધિકાર આદિવાસીઓનો હતો. એને હટાવીને, દબાવીને, એમનું રાજ્ય અમે લઈ લીધું.' એવી ભાવના ઊઠીને હમેશાં મનમાં ગ્લાનિ રહેતી હતી. આફ્રિકાના કાળા લોકોને હઠાવીને, દબાવીને, યુરોપના ગોરાઓએ એમની જમીન લઈ લીધી. એવા ગોરાઓ સાથે આપણા પૂર્વજોની હું તુલના કરતો હતો અને દુ:ખી થતો હતો.

જ્યારે ગોરાઓએ આફ્રિકાની ભૂમિ અપનાવી ત્યારે ત્યાં સુધરેલી વસ્તી તૈયાર કરવા માટે રસ્તાઓ અને મકાન બાંધવા માટે મજૂરોની જરૂર પડી. ગરમ પ્રદેશમાં ખેતી કરવી પણ ગોરાઓ માટે મુશ્કેલ હતું. બંને કામ માટે મજૂર જોઈએ. આફ્રિકાના કાળા રહેવાસી લોકો મજૂરી કરવા તૈયાર નહોતા. ગમે તેટલું મજૂરીનું પ્રલોભન બતાવો, દારૂ પણ પાઓ, આફ્રિકાવાસી કાળો માણસ મજૂરી માટે આવતો જ નહોતો.

ગોરાઓએ એક યુક્તિ શોધી કાઢી, ગોરાઓએ, 'પોતાના' દેશમાં રહેનારા આ કાળા લોકો પર ટૅક્સ લગાડયો અને કહ્યું, કર નહીં આપો તો અમારા મુલકમાં

રહી નહીં શકો. હવે આ કાળા લોકો કરના પૈસા આણે ક્યાંથી અને જાય પણ ક્યાં? લાચારીથી એમને મજૂરી કરવી પડી. ક્યાંક ક્યાંક ગોરાઓએ એમને પશુ જેવા ગુલામ પણ બનાવ્યા. એ આખો ઈતિહાસ અહીં યાદ કરવો નથી.

સારી જમીનમાં આપણે લોકો આવી વસ્યા અને આદિવાસીઓને જંગલમાં અથવા વેરાન જમીન પર જઈ રહેવું પડ્યું.

યુરોપના ગોરાઓએ આફ્રિકાના કાળા લોકોને જેવી રીતે સતાવ્યા એવી રીતે આપણે આદિવાસીઓને સતાવ્યા નથી, પણ 'આ આદિવાસી આપણા જેવા સંસ્કારી નથી અને આપણા સંસ્કાર શીખવાનો અધિકાર પણ એમને નથી', એવું વિચારીને આપણે એમનો સામાજિક બહિષ્કાર કર્યો. (યુરોપના લોકો લોભ અને શોષણથી પ્રવૃત્ત થયા હતા. આપણે લોકો અભિમાનથી અને તિરસ્કારથી પ્રવૃત્ત થયા હતા. આ મોટો સાંસ્કૃતિક ફેર હતો.)

આજે મારા ચિંતનમાં જૂની ઢબના વિચાર રહ્યા નથી. હું માનું છું કે જમીન કોઈની જ નથી. પશુ-પક્ષી અને કૃષિકીટક જમીન પર રહે છે. એટલા માટે જમીન કાંઈ એમની નથી થઈ જતી. જમીન પર માલિકી હક કોઈનો નથી. હવા, પાણી અને જમીન કુદરતની બક્ષિસ છે. આદિવાસી અહીં આવીને રહ્યા એટલા માટે અહીં રહેવાનો એમનો અધિકાર થઈ ગયો. એમના પછી આજુબાજુથી અમે લોકો આવ્યા. અમારો પણ અહીં રહેવાનો અધિકાર સ્વાભાવિક હતો, શરત એટલી જ કે અહીંના આદિવાસીઓનો અગ્રિમ અધિકાર માન્ય કરીને એમની સાથે અમે રહીએ, એમને અપનાવીએ. ખેતી, ગૃહનિર્માણ, ઓજારોની બનાવટ વગેરે જીવન-કળાઓ એમને આપણે શીખવીએ. અને આદિવાસીઓની સાથે આપણે ભળી જઈએ, ઓતપ્રોત થઈ જઈએ, આ જ સ્વાભાવિક ધર્મ હતો. યુરોપના ગોરાઓ આફ્રિકામાં જઈને વસ્યા અને અહીંની પ્રકૃતિનો એમણે લાભ ઉઠાવ્યો, એમાં આજે હું દોષ જોતો નથી. પણ ગોરા લોકો પોતાને શ્રેષ્ઠ માનીને જુદા જ રહ્યા અને કાળાઓને હીન માનીને શોષિત પ્રજા બનાવવા તૈયાર થયા, આ એમનું પાપ હતું. માનવતાનો દ્રોહ હતો. આપણે ત્યાં આપણે પોતાને શ્રેષ્ઠ જાતિના માનીને આદિવાસીઓથી જુદા રહ્યા, આપણે આદિવાસીઓને પોતાની સાથે લીધા નહીં, એમને આપણે ખસેડ્યા અને પોતાની જીવનકળા આપણે એમને શીખવી નહીં. જાતિભેદ નિર્માણ કરીને ઉચ્ચનીચભેદ ચલાવ્યો. આ હતું અમારું પાપ.

બધી જ જમીન પર પોતાનો હક માનવો અને લોકોને દૂર રાખવા, લડાઈ કરીને લોકોને હરાવવા આ જ મોટું પાપ હતું. જીવનકળા અને સંસ્કૃતિની આપલે કરતા રહેવું અને બધાને અપનાવવા આ જ છે સાર્વભૌમ માનવધર્મ.

આપણે યાત્રાએ નીકળ્યા છીએ, ચિંતન ચલાવવા નહીં. તેથી આ વિચાર-પરંપરા અહીં જ છોડી દેવી યોગ્ય થશે.

દુનિયામાં મોટરની શોધ થઈ અને દરેક દેશમાં રસ્તાઓ બહુ સારા થઈ ગયા. આવવું-જવું, માલની આપલે કરવી બહુ સહેલું થયું છે.

લગભગ વીસ કિલોમીટર અથવા એથી ઓછી મુસાફરી કરી અમે ધુવાંધારની નજીક પહોંચ્યા. મોટરમાંથી ઊતરી પહાડના પથ્થરોની વચ્ચે અમે પગપાળા જવા લાગ્યા. જુવાનીમાં અમે પથ્થરના માથે પગ રાખતા લગભગ દોડતા દોડતા જ ધુવાંધારના ધોધ સુધી પહોંચી શકતા હતા. હવે એ દિવસો રહ્યા નથી. બહુ મુશ્કેલીથી પોતાનું સમતોલ જાળવીને ચાલવું પડતું હતું. બધું સમતોલ જાળવીને ચાલનાર માટે કુદરતનું નિરીક્ષણ તથા પ્રાકૃતિક સૌંદર્યનું પાન કરવું કઠિન છે તોપણ અનુભવી આંખો વચ્ચે વચ્ચે થોભી સુંદરતાનું નિરીક્ષણ કરતી જ રહી.

આ પહાડી પ્રદેશમાં નાનકડી ઝૂંપડી બાંધીને રહેનારા અને યાત્રીઓ પાસેથી મફતનો આહાર મેળવનારા સાધુઓની ઈર્ષા કરવી સ્વાભાવિક હતી. પણ અહીં અનેક વાર આવ્યો છું. એટલે હું નથી અહીંના વૃક્ષની ઈર્ષા કરતો કે નથી કરતો સાધુઓની અદેખાઈ.

આજુબાજુ શંખજીરાના સુંવાળા પથ્થર હું શોધવા લાગ્યો. આ પથ્થરોની મને તો દયા આવે છે. કોઈ પણ માણસ એને ઉપાડીને એના ટુકડા સહેલાઈથી કરી શકે છે. કરવત લઈ લાકડાની જેમ આ પથ્થરોને કાપી પણ શકે છે. આરસ-પહાણની જે રીતે મૂર્તિઓ બનાવે છે, એ રીતે શંખજીરા-મૂર્તિઓ બહુ સહેલાઈથી બની શકે છે. પણ ટકે તો જ એની કિંમત, તે આ ભેદ ન જાણનારા લોકો ઘણી કિંમત આપીને પણ અહીંની મૂર્તિઓ અને તાજમહાલ જેવી વસ્તુઓ ખરીદે છે.

નર્મદાને કિનારે આવતાંવેંત સનાતનધર્મી મૂર્તિપૂજક કઠણ પથ્થરનાં અનેક રંગનાં શિવલિંગ ખરીદશે. એમનું સૂત્ર છે 'નર્મદાના પ્રવાહમાં જેટલા કાંકરા છે એ બધા જ શંકર છે.'

અમે નાનપણમાં સાંભળ્યું હતું કે નેપાળની ગંડકીને કિનારે શાલિગ્રામ મળે છે. અને નર્મદાના પ્રવાહના પથ્થર એકબીજા સાથે ઘસાઈને લંબગોળ ઈંડાં જેવાં શિવલિંગ બને છે. પછીથી અમે જોયું કે સાચા શાલિગ્રામને પાણીના કીડાનાં બનાવેલાં એમનાં ઘર છે. અને પાણીના પ્રવાહની મદદ વિના માણસ નર્મદાના પથ્થરને ઘસીને શિવલિંગ બનાવે છે. જે હોય તે, શાલિગ્રામ અને શિવલિંગની પૂજા ભારતમાં બધે થાય છે. અને તેથી જ ગંડકી અને નર્મદા, ગંગાના જેટલી જ પવિત્ર મનાય છે.

અમે પથ્થરોને ઓળંગતા અને સહયાત્રીઓને સાચવતા સાચવતા ધુવાંધાર સુધી પહોંચી ગયા. વરસાદના દિવસોમાં જ્યારે આખો પ્રદેશ જળમય થઈ જાય છે ત્યારે ક્યાં ધુવાંધાર અને ક્યાં પથરીનો રસ્તો! પાણીના વિસ્તારમાં બધું જ ડૂબી જાય છે.

ગરમીના દિવસોમાં નદીનો પ્રવાહ ક્ષીણ થઈ જાય છે એ વખતે ધુવાંધારની શોભા નિરાળી જ થઈ જાય છે. ધાર તો પ્રમાણમાં ક્ષીણ, પણ નીચે પથ્થરો પર અથડાતાં જ એમાંથી જે તુષાર ઊડે છે એનો જ 'ધુમાડો' આખી ખીણમાં ફેલાઈ

જાય છે. મેં એ સૌંદર્ય કેટલીયે વાર જોયું છે. આજે એ નહોતું. ધારા મોટી હતી અને ધુમાડો ઓછો. એની શોભા કાંઈક ઓછી જ કહેવાય.

આ વખતે ઉપરનું પાણી જોરથી આવતું હતું, એથી પ્રપાતનો રંગ તદ્દન લીલા જેવો દેખાતો હતો. એની બે બાજુની કિનાર સફેદ ન હોત તો એને જોવાનો આનંદ પણ ન આવત. આ વખતે ખરી નિરાશા તો એ થઈ કે અમે જરા જલદી પહોંચ્યા. સૂરજ માથે આવ્યો નહોતો અને ધુમાડો પણ ઓછો હતો. તેથી ધુમ્મસમાં ઇન્દ્રધનુષ્ય જોવાની મારી ઇચ્છા તૃપ્ત ન થઈ. (હું તો રહ્યો જૂનો યાત્રી. દુનિયામાં આવાં અદ્ભુત અને દિવ્યદૃશ્ય અનેક જોયાં છે. એટલે જૂનાં બધાં દૃશ્યો કલ્પનામાં જાગ્રત કરી શકું છું. અને એનો આનંદ માણી શકું છું. પણ સાથીઓને બતાવવાનો આનંદ ક્યાંથી લાવું?)

ઉભયાન્વયી નર્મદાનું દર્શન કરતાં જ ત્યાં બેસીને ધ્યાન કરવાની ઇચ્છા પ્રબળ થાય જ છે. મેં આરામથી બેસવાનું સ્થાન શોધ્યું. જૂની પરિચિત સારી જગ્યા પર કોઈ યાત્રીએ પોતાનું ધોતિયું સુકવવા ફેલાવ્યું હતું. બીજી સારી જગ્યા હતી નહીં. આગળ જઈને થોડું ઊતરત તો ત્યાં સારી જગ્યા મળત, જ્યાં મેં ગઈ વખતે ધ્યાન કર્યું હતું. પણ ત્યાં સુધી જવાની હવે હિંમત રહી ન હતી. એટલે જ્યાં ઊભો હતો ત્યાં જ બેસીને દ્વિવિધ ધ્યાન કર્યું. આંખ મીંચીને અને આંખો ખુલ્લી રાખીને પણ.

## ૨. ધ્યાનનો નવો અનુભવ

પ્રપાતોની સામે બેસીને અથવા ઊભા રહીને જ્યારે જ્યારે મેં ધ્યાન કર્યું છે, મને ઘણો આનંદ મળ્યો છે. ચિંતન સારું ચાલ્યું છે પણ શાંત, એકાગ્ર ધ્યાન થઈ નથી શક્યું. આ જૂનો અનુભવ હોવાથી આ વખતે પણ ઊંડા ધ્યાનની અપેક્ષા જ મેં રાખી ન હતી. પાણીના ધોધના અખંડ સ્રોત જોતાં જોતાં થોડુંક ચિંતન કરું તો બસ છે. જે પ્રમાણે ગાયનને માટે તંબૂરો અથવા વીણા સાથ આપે છે તે જ પ્રમાણે ચિંતન માટે પ્રપાતનો સાદ સારો હોય છે. વીણા અથવા તંબૂરાને છેડવાં પડે છે એનો ધ્વનિ બંધ પણ થઈ શકે છે. પછી તો એના સ્મરણમાત્રથી સંતોષ માનવો પડે છે. અહીં પ્રપાતનું દૃશ્ય તથા એનો ધ્વનિ અખંડ ચાલ્યા જ કરે છે. એની મસ્તી કાંઈક અનોખી જ હોય છે. ધોધની સામે કોઈ ધ્યાન ધરે કે વાર્તાલાપ કરે, કોઈ ફોટો લે કે પાણીઓની માછલીઓ પકડે, પ્રપાતને એની પરવા જ નથી. એ તો પોતાની મસ્તીમાં તલ્લીન રહે છે. એની આ મસ્તી ચિંતનને માટે અત્યંત પોષક, પણ ધ્યાન માટે બાધક હોય છે–એવો મારો જૂનો અનુભવ છે. ગેરસપ્પાના ચાર પ્રપાત, હિમાલયના અનેક પ્રપાત અને પૂર્વ આફ્રિકામાં નાઈલ

નદીના ઊગમનો નાનકડો પ્રપાત બધે એક જ અનુભવ થયો હતો. અમેરિકાના નાયગરા પ્રપાત સામે યાત્રીઓની એટલી ભીડ હતી અને દૃશ્ય એટલાં વિવિધ હતાં કે એની મસ્તીનો લાભ ચિંતનને માટે પણ બરાબર મળી શક્યો નહોતો.

આજે નર્મદાના ધુવાંધારની સામે બેસતાં જ તરત ધ્યાન લાગી ગયું. જે પથ્થર પર બેઠો હતો એ વિશેષ અનુકૂળ નહોતો. એનો વિક્ષેપ એકાદબે ક્ષણ સહન કરવો પડયો. પણ ધ્યાનની ઉત્કટતામાં એવા બધા જ વિક્ષેપો ઓગળી ગયા અને પ્રપાતની સામે પહેલી જ વાર હું ધ્યાનમાં મગ્ન થઈ શક્યો. ઘણો આનંદ થયો.

નાનપણમાં મેં મૂર્તિઓનું ધ્યાન કર્યું હશે. એમાં તો ધ્યાન નહીં પણ કલ્પનાનો જ બાળવિલાસ હતો. પથ્થરની મૂર્તિ હોય કે પૂજાનું નાળિયેર હોય, એમની આંખો જોઈને પ્રસન્ન આશીર્વાદની અપેક્ષા કરતો. અપેક્ષા ઉત્કટ થઈ કે લાગતું કે મૂર્તિ (અથવા નાળિયેર) મારી તરફ જુએ છે. કલ્પનામાં જુદા જુદા ભાવ જાગ્રત થતા હતા. કોઈને લાગતું કે આંખો ગંભીર થઈ છે. કોઈ વાર લાગતું કે આંખો ઉપેક્ષા કરી રહી છે. એકબે વાર લાગતું હતું કે આંખોમાં અસંતોષ અથવા ઠપકો છે. તરત અંતર્મુખ થઈને હું પોતાના દોષો શોધતો. (અને નાનપણના દોષો, નાનપણની અંતર્મુખતા, બન્નેનું આજે સ્મરણ કરું છું ત્યારે તે સમયના દત્તુ પ્રત્યે આજે મનમાં કદર 'કૌતુક'નો ભાવ જાગ્રત થાય છે.) કોઈક વાર મૂર્તિની આંખોમાં, ખાસ કરીને મહિનાઓ સુધી મેં જેની પૂજા કરેલી તે નાળિયેરની આંખોમાં, પ્રસન્નતા દેખાતી. અને ધન્ય થઈને એની મસ્તીમાં હું આખો દિવસ ગાળતો. મોટે મોટેથી નામસ્મરણ ચલાવતો – 'साम्ब सदाशिव, साम्ब सदाशिव'।

આગળ જતાં મને કોઈએ શીખવ્યું – 'शिव हर शंकर गौरीशं', वंदे गंगाधरमीशम्। નાનપણના આવા ધ્યાનના દિવસો વીતી ગયા. પૌરાણિક વાર્તાઓ વાંચીને કલ્પનાશક્તિ વધી અને ધ્યાનની જગાએ નાટકનાં દૃશ્યો જેવી માનસ-પૂજા ચાલી એનો વિસ્તાર અહીં ન કરું. એનું કશું મહત્ત્વ પણ નથી.

વચલા દિવસોની આ વાત પણ અહીં અપ્રસ્તુત છે. જ્યારે હું વેદાંતના અધ્યયનમાં લીન થયો ત્યારે આત્માપરમાત્માનું ધ્યાન કરવાનો પ્રયત્ન મેં ચલાવ્યો. ત્યારે તો ધ્યાન એટલે જ્ઞાનનું સ્મરણ અને સંકીર્તન એ જ હતું. એનું હું ચિંતન પણ ન કરું. અદ્વૈત વેદાંતનું અને માયાવાદનું સ્મરણ કરવામાં જ બધી શક્તિ વાપરતો હતો. સ્મરણ કરતાં કરતાં ઊંઘ આવવાનો અનુભવ એ દિવસોમાં મને ન હતો. પણ સ્મરણ કરતાં કરતાં લય લાગી જતી હતી. એને હું પોતાના સંતોષ માટે Thoughtlessness કહેતો હતો. અંગ્રેજીમાં Thoughtlessnessનો અર્થ જુદો છે એ હું જાણતો હતો. એની મને પરવા ન હતી. નિર્વિકાર સ્થિતિના જેવી આ સ્થિતિ હતી. એમ આજે હું કહી શકું છું. એ સ્થિતિ વધારે વખત સુધી ટકતી ન હતી. એ સ્થિતિમાં આનંદ તો હતો પણ કબૂલ કરવું પડે છે કે

એ સ્થિતિનો આનંદ ઓછો અને અભિમાન વધારે, એમ થવા લાગ્યું. પછી હું શરમાયો. એક ક્ષણ માટે નિર્વિકલ્પ સ્થિતિ આવી જાય છે. એમાં બહાદુરી શાની? એને તો 'અકસ્માત' (સંયોગ આકસ્મિક ઘટના) જ માનવો જોઈએ. જ્યાં સુધી ચિત્તશુદ્ધિ નથી થઈ, વાસના-વિજય નથી થયો ત્યાં સુધી જરીક ધ્યાન-સિદ્ધિનું કાંઈ મહત્ત્વ નથી. (એ અવસ્થાનો થોડોક અનુભવ થયો તેથી જ એના પર વિશ્વાસ જામી ગયો અને આસ્તિકતાનો ઉદય થયો એટલો જ લાભ મનાય.)

મેં વિચાર કર્યો કે નાનપણની મૂર્તિઉપાસના અને સગુણ-ધ્યાનના અનુભવને કારણે 'પરમાત્માનું ધ્યાન' એક જાતનું થઈ તો શકશે. એ સારું પણ હોય. પણ મારે તો પ્રથમ પોતાના આત્માનું જ ધ્યાન કરવું જોઈએ. સંકલ્પ-વિકલ્પથી પર વાસનાઓથી ભિન્ન અને મારા ગુણદોષોથી અલિપ્ત, એવા આત્માને (soul અથવા selfને) ઓળખવો અને એની સાથે તાદાત્મ્યનો અનુભવ કરવો એ જ સૌથી મોટું કામ હતું. આ આત્મા દાર્શનિક ચિંતન દ્વારા કલ્પનામાં પ્રત્યક્ષ થઈ શકે છે. પણ હું જ એ છું એવો સાક્ષાત્કાર શી રીતે થાય? વર્ષો સુધી લડતો રહ્યો. મુશ્કેલી હું જાણતો હતો. પણ જાણવાથી લાભ શો? મુશ્કેલીઓ દૂર થવી જોઈએ. જ્યારે હું પોતાને સમજાવતો કે દાર્શનિક ચિંતનનો આત્મા એ હું જ છું ત્યારે હુંની જગ્યાએ આત્મા નહીં પણ એક જાતનું અભિમાન જ સ્થાનાપન્ન થતું. અભિમાન-(Pride)ને હટાવવું સહેલું હતું. પણ અહં-પ્રત્યય(Personality)ને જ આત્મા માનવા હું તૈયાર ન હતો. આત્મા એનાથી પર છે. એમ ન સમજું તો હું જીવાત્માદશામાં જ રહી જઈશ, એટલું તો હું જાણતો હતો.

આ સમયનું મારું ધ્યાન અને ચિંતન એકરૂપ હતું. પોતાની સાથે જ લડતો હતો. ફરિયાદ કેની કરું? કેની સામે કરું? સંતોનાં વચન હું જાણતો હતો. શાસ્ત્ર-વચનો કંઠસ્થ હતાં. બધી જાતની શિખામણ મારી સામે હતી. પણ કૂદીને હું પોતાના આત્માને વિશુદ્ધ, નિર્લિપ્ત પકડી શકતો ન હતો. મારા ધ્યાન-ચિંતનનો મુખ્ય ભાગ આ જ છે. એનું સુખ-દુઃખ અને આશા-નિરાશા કોને કહેવી?

મેં માન્યું કે મંત્રજાપથી મદદ મળશે. જાપ મોટેથી ચલાવ્યો. એનાથી કેટલી મદદ મળી કહી નથી શકતો. ઓમકારના જાપની (પ્રણવના જાપની) મસ્તી કાંઈક અલૌકિક હોય છે. એને લીધે આંતરિક શુદ્ધિ ઘણી થઈ. અલિપ્તતા જોરથી વધવા લાગી. વાસનાઓની શક્તિ ક્ષીણ થઈ, પણ મારા દાર્શનિક અધ્યયનમાં જે પ્રગતિ થઈ એમાં બ્રહ્મવિદ્યાની દૈવીશક્તિની ઉપાસના જરૂરી છે એવી ખાતરી થઈ. અને મેં શાક્તમંત્ર અને શાક્તઉપાસના ચલાવી. એના વિવિધ અનુભવો અહીં આપવા નથી બેસતો.

શુદ્ધ શાક્ત-ઉપાસના સાથે હું હિમાલય ગયો. ત્યાં ધ્યાન કરતાં કરતાં સગુણ-નિર્ગુણનો ભેદ એકાએક તૂટી ગયો. સગુણ-સાકાર મૂર્તિ અવતારી પુરુષોનું ચિંતન, સંત-મહાત્માઓ પ્રત્યે કૃતજ્ઞતા આ બધું ગૌણ બનીને વિશાળ વિશ્વને જ ઈશ્વરનો આદ્યઅવતાર સમજીને એની જ સગુણ અને સરૂપ ઉપાસના શરૂ થઈ.

મારી જીવન-સાધનામાં આ સૌથી મોટું અને મહત્ત્વનું પરિવર્તન હતું.

નાનપણથી જ હું પ્રવાસનો શોખીન અને કુદરતના સૌંદર્યનો પ્રેમી હતો. મારા છ ભાઈઓ અને એક બહેનમાં હું સૌથી નાનો. બહેન સાસરે હતી. નાનપણથી ધર્મોપદેશ સાંભળતો આવ્યો હતો. એમાં મુખ્ય વાત એ હતી કે લક્ષ્મણે રામની ભક્તિ કરી હતી એવી જ ભક્તિ નાના ભાઈએ મોટાભાઈની કરવી જોઈએ. હું પાંચ ભાઈઓની ભક્તિ કરવા લાગ્યો. અને પાંચે મોટા ભાઈઓ મારી ભક્તિ અથવા આજ્ઞાકારિતા ઉઘરાવવા લાગ્યા. મારો દમ નીકળી ગયો, છતાં બળવો કરવાનું કદી ન સૂઝ્યું. હેરાન થઈને હું કાંઈક અંતર્મુખ અને એકાંતપ્રિય બન્યો. માબાપ સિવાય બીજા કોઈના પણ સંપર્કની અરુચિ પેદા થઈ. મનોમંથનની એ ઉંમર ન હતી. પણ પોતાના જ સહવાસમાં રહેવાની ટેવ વધી. કલ્પના ખૂબ ચાલવા લાગી. સાથે સાથે સમાજમાં ભળવાની હિંમત ઓછી થતી ગઈ.

આ હાલતમાં પોતાનો આનંદ આસપાસની પ્રકૃતિથી (કુદરતથી) મેળવવાનું સૂઝ્યું અને કલ્પનાશક્તિ વધવાથી યથાસમય હું અંતર્મુખ થવા લાગ્યો.

મને અધ્યાત્મવાદ બહુ વહેલો ગમવા લાગ્યો એનું આ મુખ્ય કારણ છે. કુદરતના સહવાસમાં મારી અસામાજિકતા મને જરાયે નડી નહીં.

નાનપણની આ સ્થિતિ સમજાવ્યા વગર હું કેવી રીતે સ્પષ્ટ કરી શકું કે હિમાલયમાં જતાંવેંત મારી સગુણોપાસક અને ધ્યાનની ટેવ કુદરત તરફ ઢળી ચૂકી? વિશાળ પ્રકૃતિને મેં મારી સગુણોપાસક સાધનાનું ધ્યેય અથવા લક્ષ્ય બનાવ્યું. બાળપણનો પ્રકૃતિપ્રેમ, સૌંદર્યાનુભૂતિ અને ભવ્યતાની અનુશક્તિ ઉચ્ચગામિની બની. અને મારો કલાપ્રેમ અધ્યાત્મની સુગંધથી સુવાસિત થયો.

વેદાન્તે દુનિયા પ્રત્યે અરુચિ અથવા વૈરાગ્ય વધારવાનું શીખવ્યું હતું. મેં એ બધી જ અરુચિ સામાજિક જીવન પ્રત્યે કેન્દ્રિત કરી.

જ્યારે રાષ્ટ્રસેવા અને સ્વરાજ્યપ્રાપ્તિનો આદર્શ મન પર સવાર થયો ત્યારે સ્વજનોની સેવા ઉત્સાહ સાથે કરતાં છતાં મારી અલિપ્તતા ખંડિત નહોતી થઈ શકી. અને કુદરત સાથે પ્રથમથી જ મારી જે આત્મીયતા હતી એના પર દૈવી તત્ત્વનો રંગ ચડ્યો.

પરમાત્મા માટે વેદાન્તમાં બે ઉત્તમ શબ્દો છે: 'ભૂમા' અને 'બ્રહ્મ'. (ભૂમા શબ્દ અલ્પનો વિરોધી છે. જેમાં વિશાળતા છે, સમૃદ્ધિ છે, આનંત્ય છે, તે છે ભૂમા. બ્રહ્મ શબ્દ પણ બૃહદ્ પરથી આવ્યો છે. બૃહદ્ એટલે વિશાળ, મોટું. જે સર્વવ્યાપી છે, વિશાળ છે તે જ બ્રહ્મ છે.)

પ્રારંભકાળમાં મેં આત્માનું ચિંતન (અંતરતર આત્મતત્ત્વનું ધ્યાન) ચલાવ્યું હતું. એ જ્યારે નિરાકાર, નિર્ગુણ બન્યું ત્યારે આત્મા અને પરમાત્મા ભિન્ન નથી એની અનુભૂતિ થવા લાગી.

(કૉલેજના દિવસોમાં જર્મન ફિલસૂફ ઈમૅન્યુઅલ કૅન્ટનું તત્ત્વજ્ઞાન વાંચતાં

વાંચતાં 'Thing-in-itself'નું વર્ણન આવતું હતું. પદાર્થોનું સ્વરૂપ અને બધા ગુણ-ધર્મ કોરે રાખવાથી, દૂર કરવાથી જે બાકી રહે છે એને કેન્ટ 'Thing-in-itself' કહે છે. હવે પદાર્થોની સંખ્યા પણ એક ગુણ જ છે. એને પણ આપણે જ્યારે દૂર કરીએ છીએ ત્યારે Thing-in-itselfનું અનેક વચન હોઈ ન શકે એ વાત ધ્યાનમાં આવી. અને વસ્તુ પરમાર્થતઃ વિરાટ છે એનો સાક્ષાત્કાર થયો. એનું ચિંતન કરતાં કરતાં ધ્યાનમાં આવ્યું કે જીવાત્માનું વ્યક્તિત્વ દૂર કર્યા વિના આત્મ-તત્ત્વ પ્રગટ થવાનું નથી. આ રીતે જીવાત્માનું વ્યક્તિત્વ દૂર થતાંવેંત ત્યાં જ પરમાત્મા છે, વિરાટ પરબ્રહ્મ છે એનો વિશ્વાસ, એમનું આશ્વાસન અને એનો સાક્ષાત્કાર એકાએક થઈ ગયો.

મને યાદ છે, કૉલેજના દિવસોમાં સવારે ચાર વાગ્યે મારી ઓરડીમાં ટેબલ પર બેસીને હું આ વસ્તુનું ધ્યાન કરતો હતો. Thing-in-itself હું તત્ કહેતો હતો. તત્‌ને પૂર્ણરૂપે સમજવાની મારી શોધને હું 'તત્ત્વાની શોધ' કહેતો હતો.

આ શોધમાં જ્યારે હું સફળ થયો અને આત્મા-પરમાત્માના ઐક્યનો ભાવ હૃદયમાં ઊતરી ગયો ત્યારે મારાથી રહેવાયું નહીં. હું એકદમ ટેબલ પરથી ઊછળી પડયો.

ઊછળી પડયો એ તો સ્વાભાવિક. પણ પછી મને જ આશ્ચર્ય થયું કે આત્મા-પરમાત્માના ઐક્યનો ક્ષણમાત્ર અનુભવ થવાથી એટલો આનંદ અને ઉત્સાહ આવ્યો કે છલાંગ મારીને ટેબલ પરથી ભાન ભૂલીને ઊભો થઈ ગયો. ત્યાંથી આ 'તત્ત્વાની શોધ' મારા જીવનની એક મહત્ત્વની વાત બની ગઈ છે. આ શોધે મને ધ્યાનમાં ઘણી મદદ કરી છે.

ઘણાં વર્ષો પછી જ્યારે હું પાતંજલ-યોગદર્શન લઈ બેઠો ત્યારે મને ધારણા, ધ્યાન અને સમાધિની ત્રિપુટીને માટે પારિભાષિક શબ્દ મળ્યો 'સંયમ'. મને એ સારો લાગ્યો. હવે ધ્યાન માટે જે વસ્તુ પસંદ કરું એના પર સંયમ કરવો સહેલો થઈ ગયો.

યોગસૂત્રોમાં અને આપણા બધા જ ધર્મગ્રંથોમાં જ્યારે કોઈ વસ્તુની ફલ-શ્રુતિ બતાવે છે ત્યારે શાસ્ત્રકાર પણ નક્કર અનુભવને છોડીને ગગનવિહાર કરે છે. અને ગમે તેવી ફલશ્રુતિ બતાવે છે. ફલશ્રુતિમાં થોડું કાંઈક સત્ય હશે. પણ કલ્પના-વિહાર જ વધારે. જ્યારે શાસ્ત્રીઓને અમે પૂછીએ છીએ કે ફલશ્રુતિ સાચી છે? એ ફલશ્રુતિનો અનુભવ કોઈને થયો હોય તો બતાવો. ત્યારે નિર્લજ્જ થઈને હસતાં હસતાં કહે છે 'रोचनार्था फलश्रुतिः' શાસ્ત્રની સાધના તરફ લોકોનું આકર્ષણ થાય, રુચિ વધે એટલા માટે મનગમતા લાભો બતાવવામાં આવે છે.

શાસ્ત્રગ્રંથોમાં પણ સત્યનિષ્ઠાને કોરે મૂકેલી જોઈને ઘણી ગ્લાનિ થાય છે.

ધ્યાનમાં 'એકાગ્રતા' જોઈએ એમાં શક નથી. પણ એકાગ્રતાથી પણ વધારે 'ઉત્કટતા' જોઈએ. આને વિશે મેં અન્યત્ર લખ્યું છે. એની પુનરુક્તિ નહીં કરું.

ધુવાંધારમાં ધ્યાન કરતાં નવો અનુભવ થયો કે જેનું ધ્યાન કરીએ છીએ તે વસ્તુ સ્થિર અને શાંત સ્થિતિમાં હોય એની જરૂર નથી. પ્રપાતોની સામે હું ધ્યાન કરી શકતો ન હતો એ ઊણપ દૂર થઈ. અને આ વખતે પહેલી વાર અહીં ધ્યાન કરી શક્યો એથી મોટો લાભ થયો.

વિશ્વમાં બધું જ ગતિશીલ છે. પૃથ્વીની ત્રણ ગતિઓ (૧) દૈનંદિન ગતિ (૨) વાર્ષિકી અને (૩) અયનચલનની. ચંદ્ર, પૃથ્વી, ગ્રહ, સૂર્ય, તારાઓ, નક્ષત્ર, નિહારિકા, વિશ્વ બધું જ ગતિશીલ છે. એમાં પ્રગતિ હોય કે ન હોય, ગતિ તો ચૈતન્યનું જ લક્ષણ છે. આત્મતત્ત્વ પોતે પણ હૃદિસંસ્ફુરદ્ છે. એનો અનુભવ થતો ગયો ત્યારથી મારું આખુંયે તત્ત્વજ્ઞાન નવું રૂપ ધારણ કરી શક્યું છે. એ જ કારણ હતું કે ધુવાંધારમાં ધ્યાન ઉત્તમ રીતે થઈ શક્યું. આ ફેરે કૂદી ન પડ્યો એ જ ગનીમત!

## ૩. નર્મદાનું પિયર

એ ધ્યાનની મસ્તીમાં જ અમે ધુવાંધારથી પાછા ફર્યા અને ચોસઠ યોગિનીની ટેકરી નીચે પહોંચ્યા.

મારી ઇચ્છા એવી હતી કે પહેલે અમે ભેડાઘાટ જઈને નૌકાવિહાર કરીએ અને પછી ગૌરીશંકરનું દર્શન કરી ખંડિત યોગિનીઓના આશીર્વાદ લઈને પાછા જઈએ. પણ સાથીઓને આ સૂચના ન ગમી.

આજકાલ હું પગથિયાં ચડવા-ઊતરવાનું ટાળું છું. રહેવાની વ્યવસ્થા અને સભાઓનો પ્રબંધ પણ ઊંચી જગાએ ન હોય, પગથિયાં ચડવાં ન પડે એવી સૂચનાઓ પણ આપું છું. એવી હાલતમાં એકસો આઠ પગથિયાં ચડવાની હિંમત શી રીતે કરાય? અને આ પગથિયાં પણ કાંઈ ઘરડાઓ માટે, બાળકો માટે કે માંદાઓ માટે બન્યાં નથી. બલ્કે તાજામાજા સશક્ત યાત્રીઓ માટે બનાવેલાં છે. બાકી બધા દર્શન કરીને આવે અને હું એકલો નીચે આરામ કરું એ પણ ગમતું ન હતું. ધુવાંધાર પાસે બેસીને કરેલા ધ્યાનથી શરીરમાં સ્ફૂર્તિ આવી હતી. પેટમાં તાજી શેરડીનો રસ પણ આશ્વાસન આપતો હતો. મેં સાથીઓને કહ્યું, 'ચડવાનો પ્રયત્ન કરીશ. થાક લાગે તો અર્ધે રસ્તેથી પાછો આવીશ. ઉત્સાહમાં આંધળા થઈને ગફલત નહીં કરું. ઊંચાઈ મને હમેશાં આમંત્રણ જ આપતી આવી છે. એની આગળ હું હારવા માગતો નથી.'

ધીમે ધીમે ચડયા. પગથિયાં ટાળીને બાજુએથી ચડવાનો પ્રયોગ કર્યો. ઉત્સાહને લીધે પોણો ભાગ પાર કરી લીધો. હવે તો શક્તિ હોય કે ન હોય, બાકીનું પૂરું કરવામાં જ ડહાપણ હતું. (આનું વર્ણન કરવાની પણ ઇચ્છા નથી.) જેમતેમ

ચડયા ખરા. યોગિનીઓનાં દર્શન કરતાં કરતાં મંદિરની અને ટેકરીની પ્રદક્ષિણા પણ થઈ. અંદર જઈને નંદી પર નવવિવાહિત દંપતી જેવાં બેઠેલાં શિવપાર્વતીનું દર્શન કર્યું. નૃત્યગણપતિને નમસ્કાર કર્યા, અને બહાર જઈ ભૂમિશાયી થઈ ગયા. ટેકરી પરની ઠંડી હવા અને સકલગાત્રોને શિથિલ બનાવનાર શવાસનની મદદથી થાક ઊતરી ગયો. અને અમે ધીરે ધીરે ટેકરી ઊતરીને તૈલવાહન સુધી પહોંચી ગયા.

કહેવાય છે કે आरोहणं तु सायासं अनायासं तु पातनम् (આમાં પાતન શબ્દ બરાબર નથી.) ઉપર ચડવામાં આયાસ — તકલીફ ઘણી, નીચે ઊતરવામાં કોઈ આયાસ નથી.

મારો અનુભવ એવો નથી અને પર્વતારોહણ કરનારા અનેકનો અનુભવ પણ મારા જેવો જ છે. ચડવામાં પરિશ્રમ તો છે, પણ આપણે સુરક્ષિત તો રહીએ છીએ. ધીમે ધીમે ચડીએ, શ્વાસ સાચવીને ચડીએ, પણ ઊતરતી વખતે તો આખા શરીરનું સમતોલપણું સાચવવાનું હોય છે અને જે પગ આગળ મૂકીએ એને આખા શરીરનો ભાર સહન કરવો પડે છે. ચડવાની હિંમત કરી શકાય. મને તો ઊતરવાની બીક જ લાગે છે અને ચડયા પછી તો ઊતર્યા સિવાય છૂટકો જ નથી! લાચાર થઈને ઊતરવું જ પડે છે.

ખેર, મોટરમાં બેસીને ભેડાઘાટ આરામગૃહ પહોંચ્યા. આરામ તો કરવો જ નહોતો. ફરી નીચે ઊતરવું પડયું. પરીક્ષા જ હતી. પણ નજર સામે નર્મદામૈયાનું શાંત સ્વરૂપ અને બન્ને બાજુએ ધ્યાનસ્થ ઊભેલા આરસના વિશાળ પાષાણ. બંનેએ પોતાનો મૂક આગ્રહ ચલાવ્યો. અને અમે હિંમતપૂર્વક પાણીના કિનારા સુધી ઊતરી ગયા. ત્યાં એક સજ્જન વ્યવસ્થાપક મળ્યા, જેમણે કહ્યું, "તમે ચિંતા ન કરશો. પાછા જતાં આરામખુરશી પર બેસાડી તમને ઉપર મોટર સુધી લઈ જવાની વ્યવસ્થા સહેલાઈથી કરી શકાશે.'' માત્ર વાણીએ જ નહીં પણ અમારી આંખોએ પગે અને શ્વાસ લેતાં ફેફસાંએ એમને ધન્યવાદ આપ્યા અને અમે હોડીમાં જઈને બેઠાં. અમારી હોડીનું નામ હતું જ્યોતિ. એની જ પાસેની હોડીનું નામ 'અપ્સરા' અન્વર્થક હતું. પણ એમાં જવાનું અમારું ભાગ્ય ન હતું. અમે કાંઈ સ્વર્ગના દેવ થોડા જ હતા કે અપ્સરાનો આધાર લઈએ! (જે પાણીમાંથી નીકળી છે અથવા પાણીમાં સરે (ચાલે) છે એને જ અપ્સરા કહેવાય. અપ્ એટલે પાણી).

*

ધુવાંધાર અને ભેડાઘાટ વચ્ચે બે માઈલનું પણ અંતર નહીં હોય. બન્ને સ્થાને નર્મદા નદી જ છે. પણ બંનેનું વાતાવરણ તદ્દન ભિન્ન. ધુવાંધાર જતાં વાંકાચૂકા (પણ ગોળ) નાનામોટા પથ્થરોને માથે પગ મૂકીને આપણે નર્મદાના પ્રવાહનું દર્શન કરવા જઈએ છીએ. અને ધુવાંધારમાં તો નર્મદા નદીનું પાણી જાણે ઉન્મત્ત થઈને ઉપરથી નીચે કૂદી પડે છે. શો એનો વેગ અને શો એનો સંભ્રમ! આસપાસના પથ્થર કહે છે કે અમે દેખાઈએ છીએ પથ્થર. પણ સાચે

તા. અમે નર્મદાના પ્રવાહનાં રમકડાં છીએ. આજે એક જગ્યાએ અને નર્મદા ઇચ્છે તો કાલે બીજી જગ્યાએ પહોંચી જઈશું. કોણ જાણે અમે ક્યારે ને કઈ રીતે અહીં આવી પડયા છીએ. અમારો એક જ અનુભવ છે કે નર્મદાનો પ્રવાહ જ્યારે વેગથી વહે ત્યારે અમે એકબીજા સાથે ઘસાઈને ગોળમટોળ બનીએ છીએ. અમે છીએ પ્રાચીન, કઠણમાં કઠણ પથરા. પણ અમારી બાજુ પર છે એવા સફેદ પથ્થર—શંખજીરાના; જેમણે પથ્થર બનવા ઇચ્છા તો કરી, પણ એ કળામાં તેઓ અસફળ જ રહ્યા. એમને જોઈ અમને દયા આવે છે.

ધુવાંધારની આસપાસ ખુલ્લો પ્રદેશ છે. તેથી અહીં હવા સ્વચ્છંદ દોડે છે અને આખા પ્રદેશને શીતળતા પ્રદાન કરે છે.

અહીં ભેડાઘાટમાં શંખજીરાનું નામ નથી. જુદા જુદા રંગના આરસપહાણની ઊંચી ઊંચી મોટી પહોળી શિલાઓના પગ પખાળતી નર્મદાના શાંત-શીતળ ધ્યાન-મગ્ન પ્રવાહમાં નૌકા ચલાવી સફેદ, પીળા, ભૂરા પથ્થરોની ભવ્ય શોભા નિહાળતાં, નૌકાવિહાર કરતાં બીક લાગે છે કે રખેને અમે મોટેથી બોલીએ અથવા હલેસાંથી પાણીમાં અવાજ થઈ જાય તો ખીણની શાંતિનો ભંગ થશે અને બંને બાજુના પહાડો નારાજ થઈને અમને ઠપકો આપશે.

આ ખીણમાં પાણી જ્યાંથી આવે છે ત્યાં પાણીનો જરીક કલકલ અવાજ સંભળાય છે. બીજી તરફ ભેડાઘાટને પૂરો કરીને પાણી જ્યાં દોડે છે ત્યાં પણ પ્રવાહ મુખરિત છે. પણ વચલા પૂરા પ્રવાહમાં તો જાણે સરોવરની શાંતિ છે. અને હોડીમાં બેસીને જ્યારે પ્રતીપ જઈએ છીએ ત્યારે એમ લાગે છે કે ત્રણે બાજુએ પહાડ જ છે. આગળ રસ્તો છે જ નહીં. ખૂબ પાસે આવ્યા પછી જ આગળનો રસ્તો પ્રગટ થાય છે.

વાંકાચૂકા પ્રવાહમાં નૌકાવિહાર કરતાં અને આરસપહાણની શોભા નિહાળતાં બહારની દુનિયા કેવી છે એનું વિસ્મરણ થાય છે.

એક સ્થાને પ્રવાહની બંને બાજુના પહાડ એટલા તો નજીક આવેલા છે કે કહેવાય છે, મધ્યકાલીન કોઈ સરદારે પહાડના એક શિખર પરથી પોતાના ઘોડાને કુદાવીને પ્રવાહની બીજી બાજુના શિખર પર છલાંગ મારી! આજે એ જગાને 'બંદર-કૂદ' કહે છે. કેમ કે મોટા મોટા વાંદરાઓ પ્રવાહની એક તરફથી બીજી તરફ કૂદીને પોતાની રમત રમ્યા કરે છે.

જ્યારે પહેલવહેલા ભેડાઘાટ જોવા આવેલા ત્યારે મધ્યકાલીન ક્ષાત્ર-જીવનના આવા અનેક કિસ્સા રસપૂર્વક સાંભળ્યા હતા. અને મધ્યકાલીન ઇતિહાસનું ચિત્ર ઊભું કરવામાં કલ્પનાને અદ્‌ભુત રસ ચાખવા મળ્યો હતો. હવે ઐતિહાસિક રસ જૂનો થઈ ગયો છે. હવે તો 'નિસર્ગ-ભવ્ય શાંતિની નક્કર આધ્યાત્મિકતા' જ ચિત્તને ઘેરી લે છે. અને અમે જાણે બુદ્ધિથી પર, કલ્પનાથી અતીત એવો ધ્યાન-સમાધિનો અનુભવ લઈ રહ્યા હોઈએ એવી ગૂઢતા અહીં પ્રત્યક્ષ થાય છે.

ચાંદની રાતમાં ભેડાઘાટમાં નૌકાવિહાર કરવાનું કાવ્ય તો કાંઈક ઓર જ અદ્ભુત હોય છે. માથા પરનો ચંદ્ર સહેજ વાંકો હોય તો જરીક પાતળો સુવર્ણ-પ્રકાશ અને આસપાસ ઘન અંધકાર – બંનેનું સાહચર્ય ભય અને કુતૂહલનું અજબ મિશ્રણ કરી મૂકે છે.

નર્મદાનું એક નામ છે રેવા! રેવા એટલે કૂદનારી. એ નદી લગભગ આઠસો માઈલના પ્રવાસમાં એટલી વાર કૂદે છે કે નૌકાયાત્રા માટે નર્મદા બિલકુલ કામની નથી. ભેડાઘાટમાં નર્મદા એટલી તો શાંત છે કે અહીં રેવા નામ લેવું પણ અજુગતું જેવું લાગે છે.

જ્યારે જ્યારે ભેડાઘાટને દર્શને આવ્યો છું ત્યારે ત્યારે મનમાં ઉત્કટ ઇચ્છા ઊઠી છે કે અહીં આવી બે-ત્રણ મહિના મુકામ કરું. અને એક એક જગાએ બબ્બે, ચાર-ચાર દિવસનો આનંદ માણી સ્થાન બદલતો જાઉં. નર્મદાનું દૃશ્ય, નર્મદાનું વાતાવરણ, અને નર્મદાનું અધ્યાત્મ પોતાના જીવન દ્વારા ચૂસી લીધા વિના તૃપ્તિ થવાની જ નથી. ખરેખર ભારતનાં અસંખ્ય રમણીય સ્થાનોમાં ભેડાઘાટની સ્તબ્ધ શોભા અદ્ભુત છે. મંત્રમુગ્ધ કરી દેનારી છે.

# ૪. બીજી કટિમેખલા તાપી

વિંધ્ય અને સાતપુડા પર્વત, નર્મદા અને તાપી નદીઓ, ચારે મળીને ભારત-માતાની કટિમેખલા બને છે.

નર્મદા અને તાપી એક જ પિતાની બે કન્યાઓ છે. બંને પોતાનું પાણી પશ્ચિમ સાગરને આપીને પતિભક્તિ પૂર્ણ કરી શકે. નર્મદા તો બે પહાડોની વચ્ચે વહેતી હોવાને કારણે એને માટે ચારે તરફનું પાણી લેવું મુશ્કેલ નહોતું. પણ બે પહાડોની વચ્ચે હોવાથી પોતાના પાણીથી દૂરનાં વૃક્ષ-વનસ્પતિને તથા પશુ-પક્ષીઓને તૃપ્ત કરવાનો આનંદ એને મળી ન શક્યો. પિતાની ભક્તિ અને પતિની સેવા આટલેથી એને સંતોષ માનવો પડ્યો.

તે છતાં નર્મદાનું ભાગ્ય તો નર્મદાનું જ છે. આખી દુનિયા એને દક્ષિણગંગા કહે છે. એથી અધિક શું જોઈએ? મેખલ પહાડમાંથી જન્મ મળવાને લીધે એને 'મેખલા' નામ પણ મળ્યું છે. તાપી નદીને ચારે તરફથી પાણી લેવું સહેલું તો હતું જ. પાણી આપવાનો આનંદ એને અધિક મળે છે. જોકે ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા વગેરે પૂર્વગામિની જેટલો તો નહીં.

ગુજરાતમાં રહેનારા લોકો માટે સુરત શહેર જો પ્રેમનું સ્થાન છે તો તાપી નદી પણ ભક્તિની અધિકારિણી છે.

અને અંગ્રેજોએ જ્યારે પ્રથમ પ્રથમ ભારતમાં પોતાનો વેપાર શરૂ કર્યો ત્યારે એમને માટે સુરત શહેરનું મહત્ત્વ સૌથી વધારે હતું. અને સમુદ્રને રસ્તે સુરત જવા માટે તાપીના મુખે જ પ્રવેશ કરવો પડતો હતો.

ભારતનાં કપડાંનું અને ગૃહઉદ્યોગોનું આકર્ષણ યુરોપના લોકોને અહીં ખેંચી શક્યું. એમાં સર્વપ્રથમ આવ્યા પોર્ચુગીઝ. એમનો આ અધિકાર છીનવી લેવામાં સફળ થયા અંગ્રેજો. આ વિજય સહેલાઈથી થોડો જ મળી શકવાનો હતો? જ્યાં તાપી નદી સમુદ્રને મળે છે ત્યાં સુવાલી બંદર પાસે પોર્ચુગીઝ અને અંગ્રેજો વચ્ચે એક દરિયાઈ યુદ્ધ થયું. આમાં જ્યારે પોર્ચુગીઝ હારી ગયા ત્યારે જ અંગ્રેજોને ભારતના વેપાર પર અધિકાર જમાવવાનો આત્મવિશ્વાસ જાગ્રત થયો.

વેપાર માટે આવનારા લોકોને પોતાનું રાજ્ય આપી દેવું, એ તો ભારતીઓનો સ્વધર્મ જ બન્યો. બ્રિટિશ સામ્રાજ્યના સંસ્થાપકો માટે સુવાલીનું બંદર એક મોટું તીર્થસ્થાન હતું. આજ એનું જરા પણ મહત્ત્વ રહ્યું નથી. તાપી માતાએ કેટલાંયે સામ્રાજ્યો જોયાં હશે. એ તો મહાદેવના પહાડોનું પાણી લાવીને વિષ્ણુ ભગવાનના સાગરને અર્પણ કરવાનું કામ નિરંતર કરતી જ રહેવાની.

## ૫. સમન્વય-સાધિકા સરસ્વતી

સરસ્વતીનું નામ યાદ લેતાં જ મન કાંઈક એવું વિપણ્ણ થાય છે. ભારતની જો ત્રણ જ નદીઓનું નામ લેવું હોય તો ગંગા, યમુના સાથે સરસ્વતી આવવાની જ. જો પૂજામાં મદદ માટે સાત નદીઓને બોલાવવી હોય તો એમની વચમાં બરાબર મધ્યમાં સરસ્વતીનું સ્મરણ કરવું જ પડે છે.

> गंगे च, यमुने चैव, गोदावरि, सरस्वति।
> नर्मदे, सिंधु, कावेरि! जलेस्मिन् सन्निधिं कुरु ॥

અને જો ત્રણ ભારતીય પહાડોની અસંખ્ય કન્યાઓનું સ્મરણ-ચિંતન કરવું હોય તો એમાં કોણ જાણે કેટલી નાની નાની નદીઓ સરસ્વતીનું નામ ધારણ કરીને આપણી આગળ પ્રત્યક્ષ થશે, સંસ્કૃતિપૂજક ભારતીય-હૃદય વિષાદ સાથે કહે છે કે અમારી અસલ સરસ્વતી નદી જે કોક દિવસ વહેતી હતી અને આજે લુપ્ત થઈ ગઈ છે. એ ક્યાંથી નીકળી, કઈ ભૂમિમાં સંતાઈ ગઈ તથા ક્યા રણમાં સદાને માટે લુપ્ત થઈ ગઈ એ ચોક્કસ કહી ન શકાય.

દુનિયાની બધી નદીઓ પોતપોતાનું જળ સાગરને આપીને કૃતાર્થ થાય છે. પણ કેટલીક નદીઓ વધારે પરોપકારી હોય છે. એ કહે છે, "અસંખ્ય નદીઓનું પાણી સતત સ્વીકાર્યા છતાં જે ખારો ને ખારો જ રહે છે એને અમે પતિ શા માટે બનાવીએ? લોકોને જ્યાં પીવા માટે પાણીનું ટીપું પણ નથી મળતું ત્યાં કોઈ

વાર જમીનની ઉપર અને વધારે તો જમીનની અંદર ગુપ્ત રીતે વહીને રેતીના રણમાં સમાઈ જવું એ પણ એક પવિત્ર જીવન-સાધના છે.''

એમ કહીને રણને પોતાનું જીવન સોંપી દેવામાં એ ધન્યતા અનુભવે છે.

આ જોઈને સંસ્કૃતિની ઉપાસના કરનારા ઉત્તરકાલીન ઋષિઓએ નક્કી કર્યું કે અનેક સરોવરોને લીધે જેને આપણે સરસ્વતી (સરસવતી) કહીએ છીએ એ જૂની નદીને કોરે રાખી આપણા માનસ-સરોવરમાં જેનો ઉદ્‌ગમ થયો, 'પોતાના જીવનથી જે આપણું જીવન કૃતાર્થ કરે છે અને આપણા હૃદય-સાગરમાં પહોંચી જાય છે તે 'સંસ્કૃતિ-વિદ્યારૂપી' સરસ્વતીને જ આપણે પૂજામાં સ્થાન આપીશું. ગંગા તથા યમુના જ્યાં પોતાનું જળ એકત્ર કરે છે તે તીર્થસ્થાનમાં બેસીને ઋષિઓએ યજ્ઞયાગ ચલાવ્યા. યજ્ઞયાગ માટે તે જ સ્થાનને ઉત્તમોત્તમ માન્યું. અને એને નામ આપ્યું પ્રયાગ. (આજે એને લોકો અલ્લાહાબાદ કહે છે.)

આ પ્રયાગતીર્થમાં ગંગાયમુનાનો સંગમ તો છે જ; પણ અમે બધા ઋષિ-મુનિ અમારી બધી જ વિદ્યાઓના પ્રવાહોને સંસ્કૃતના અધ્યાપન દ્વારા અહીં જ રેલાવીએ છીએ. આ રીતે અહીં ત્રિવેણી-સંગમ છે. ગંગા-યમુનાનું પાણી નજરે દેખાય છે. સાંસ્કૃતિક સરસ્વતીનો દૈવી પ્રવાહ અમે શ્રદ્ધાની નજરે જોઈ શકીએ છીએ. તેથી જ પ્રયાગને અમે 'ત્રિવેણી-સંગમ' કહીએ છીએ. અમારી સરસ્વતી અહીં અખંડ વહેતી રહેશે. અને સમસ્ત ભારતને તથા આખી પૃથ્વીને ચૈતન્યનું જળ આપતી રહેશે. સ્થૂળ સરસ્વતી તો વિસ્મૃતિના રણમાં લુપ્ત થઈ ગઈ હશે. સંસ્કૃત-સંસ્કૃતિની આ વિદ્યા-સરસ્વતી કોઈ કાળે લુપ્ત થઈ શકવાની નથી. જગતની સર્વ સંસ્કૃતિઓનો સંગમ ભારતમાં થતો જ રહેશે. અને એક દિવસ આવશે જ્યારે દુનિયા ભારતને 'સમન્વય-તીર્થ' કહેશે. ત્રિવેણી-સંગમ અનંતત્રિવેણી-સંગમ બનશે.

ભારત-ભાગ્ય-વિધાતા ઇચ્છે છે કે આ માહાત્મ્યને માટે યોગ્ય બનવું એ જ આપણી જીવન-સાધના બને!

## ૯. કલ્પનાસિદ્ધિનું મહાકાવ્ય

સપ્તખંડા વસુંધરાના અનેક પ્રદેશોનું પર્યટન જેણે કર્યું છે તેણે સ્વદેશમાં સર્વત્ર પ્રસિદ્ધ એવા ભાખરા નાંગલનો બંધ જોયો નથી એ જેટલું આશ્ચર્યકારક તેટલું જ દુઃખદ પણ છે.

પણ માનવીજીવન એટલાં બધાં આશ્ચર્યોથી ભરેલું છે કે આશ્ચર્યનું આશ્ચર્ય મોળું પડી જાય છે. અમેરિકાથી ઠેઠ જાપાન સુધીના વિશ્વવિખ્યાત પ્રપાતો મેં જોયા હોય તોયે ઘર પાસેનો ગોકાકનો ધોધ મેં જોયો જ નથી એમ કહું તો તે કોઈને

ખરું પણ ન લાગે. મારું બાળપણ મેં બેળગાંવ—શહાપુરમાં ગાળ્યું. ત્યાંથી ગોકાક કાંઈ દૂર નથી. બેળગાંવથી પૂના જતાં કેટલીયે વાર મેં ઘટપ્રભાનાં દર્શન કર્યાં છે. નાનપણમાં એક વાર ગોકાક ગયેલો પણ ખરો. છતાં ત્યાંથી ધોધ સુધી જવા પામ્યો નહીં!

પણ ખરેખર આશ્ચર્યની અને કેટલેક અંશે શરમની વાત તો એ કે સાતારા મારી જન્મભૂમિ હોવા છતાં હું આજ સુધી કોયનાનો અદ્‌ભુત બંધ જોવા ગયો ન હતો. કરાડ જઈ કૃષ્ણા-કોયનાનો પ્રીતિસંગમ મેં જોયો હતો. તે વખતે કોયનાને ભક્તિભાવે નમસ્કાર પણ કરેલા. પછી એક વાર મહાબળેશ્વર જતાં ત્યાં કૃષ્ણા, વેણ્યા, કોયના વગેરે અનેક નદીઓ એક જ સ્થળેથી પાંચ ગોખલામાંથી નીકળતી જોઈ હતી! પાંચ નદીનાં પાણી એક જ વખતે પ્રાશન કરવાની સંધિ મળી એની ધન્યતા શી રીતે વર્ણવવી?

પણ તે વખતે કોયનાને બંધ બાંધવો અને તેનું થોડું પાણી ઘાટ નીચે લઈ જઈ બાકીના પાણીને ત્રણ પ્રાંતોમાં ફેલાવવું એવી કલ્પના પણ કોઈને સૂઝી ન હતી. નદીઓ બિચારી કુદરતની બાળાઓ, નિસર્ગક્રમ પ્રમાણે વહેતી જાય અને પશુપક્ષી અને મનુષ્યોને સ્તન્યદાન કરતી રહે. પણ હવે ભગીરથના વંશજો વધ્યા છે—માત્યા છે એમ કહો તોયે ચાલે—! નદીનાં પાણીને ગમે ત્યાં રોકે છે અને ગમે ત્યાં છોડે છે, ફેલાવે છે અને રમાડે છે.

આવા આ નવીન યુગનો પ્રારંભ થયો તે પૂર્વે પણ દક્ષિણ તરફ ભગીરથ-પુત્રોએ પેરિયાર નદી પાસે અનુજ્ઞા મેળવી; અને નક્કી કર્યું કે આ નદી પશ્ચિમ-ઘાટ તરફથી કૂદકો મારી ઝટઝટ પશ્ચિમ સાગરને જઈ મળે છે તેને અટકાવી, પહાડના પેટમાંથી એક બોગદું ખોદી પૂર્વ તરફ લઈ જવી. લગભગ ઊગમ આગળ જ મોટો બંધ બાંધી પેરિયાર નદીનાં પાણી એમણે અટકાવ્યાં અને એક મોટા બોગદામાં થઈને પૂર્વ તરફ તમિળનાડમાં પહોંચાડયાં. હજારો એકરની તૃષિત ભૂમિને પયઃપાન મળ્યું, ખેતી વધી અને કુદરતનાં બાળકોને પેટ ભરીને અન્ન મળવા લાગ્યું. આટલો મોટો પરોપકાર કરીને આ પેરિયાર નદી મદુરા આગળ વૈગૈ નદીને જઈને મળી.

આવી જ રીતનો પણ ઊલટી દિશાનો એક મોટો ભગીરથ પુરુપાર્થ આપણા લોકોએ કોયના વિશે કર્યો છે.

મહાબળેશ્વરની આસપાસ ઊગમ પામનારી પાંચ નદીઓમાંની કોયના જ શા માટે પસંદ કરી એનું રહસ્ય મારે સમજી લેવું હતું. કોયના-પુરુષાર્થ(પ્રોજેક્ટ)નું ભગીરથ કાર્ય પાર પાડવાની જવાબદારી જેમની છે તે શ્રી મૂર્તિએ કહ્યું, “ચાલો અમારી એક ઓરડીમાં અને સહ્યાદ્રિની એક મૂર્તિ (મૉડેલ) તૈયાર કરી છે તે તમને બતાવું.” શ્રી મૂર્તિ વિજયવાડા, આન્ધ્ર તરફના—અર્થાત્ કૃષ્ણાપુત્ર. તેમણે કૃષ્ણાના ઊગમ પાસે ધામો નાખીને બેસવું એ યોગ્ય જ હતું. તેઓ અમને મૉડેલ પાસે લઈ જઈ સમજાવવાનું શરૂ કરે એટલામાં અહીંના પ્રદેશમાં જ નાનેથી મોટા

થયેલા શ્રી માને આગળ આવ્યા. તેમણે શ્રી મૂર્તિને કહ્યું, "આપની તબિયત આજે સારી નથી. ગળું બેસી ગયું છે એટલે હું જ આ મહેમાનોને બધું સમજાવીશ." મેં જ્યારે કહ્યું કે, "હું મહેમાન ખરો, પણ ખાસ કાંઈ દૂરનો નથી. મારો જન્મ ખુદ સાતારાનો જ છે." ત્યારે બધાને જ ઘણો આનંદ થયો કે આપણે બધા કૃષ્ણાબાઈના કુટુંબનાં જ.

શ્રી માનેએ બતાવ્યું કે "આ જુઓ. આ અરબી સમુદ્ર, અહીંથી જળથી ભરેલાં વાદળાં સહ્યાદ્રિનાં શિખરો પર આવી અથડાય છે. સહ્યાદ્રિની પશ્ચિમ તરફની તળેટીમાં વરસાદ જૂજ જ પડે છે. જેમ જેમ શિખરો તરફ જઈએ તેમ તેમ વરસાદ વધે છે. એક વાર સહ્યાદ્રિનાં શિખરો ઓળંગ્યાં કે ફરી એ વરસાદ ઓછો ઓછો થતો જાય છે. હવે આ ભાગેડુ અથવા ઉડાણટપ્પુ વાદળાં પાસેથી અધિકાધિક પાણી વસૂલ કરવાનું કામ કોયના જ કરી શકે છે. એનું કારણ સ્પષ્ટ છે. અહીં જુઓ, આ બધી નદીઓ મહાબળેશ્વરથી ઊગમ પામતાં જ પૂર્વ તરફ વહેવા માંડે છે. કોયના માત્ર સહ્યાદ્રિની બે હાર વચ્ચે ચાળીસ-પચાસ માઈલ સુધી દક્ષિણવાહિની છે એટલે કે એનો પ્રવાહ સહ્યાદ્રિનાં શિખરોને સમાંતર વહે છે. પચાસ માઈલ સુધી વાદળાનું પાણી ખેંચી લઈ એકઠું કરવાનું કામ એ જ કરી શકે છે. આ નદી, આ રીતે, ગર્ભશ્રીમંત હોવાથી જ એને મોટા ધરણથી બાંધી લેવાનું અમે નક્કી કર્યું. આ જુઓ, અહીં આ રીતે અમે બંધ બાંધીએ છીએ તેથી અહીં કારેલાના પાનના ઘાટનું પણ ત્રીસ-ચાળીસ માઈલ સુધી ફેલાયેલું વાંકુંચૂકું (અને તેથી જ સુંદર) એવું સરોવર તૈયાર થશે. અને પછી આ રીતે અટકાવેલાં પાણી અમે ધીરે ધીરે મહારાષ્ટ્ર, મૈસૂર અને આન્ધ્ર આ ત્રણ પ્રદેશને વહેંચી આપીશું. કેટલીયે જમીન આ રીતે ફળદ્રુપ થશે અને ભારતની અન્નસમૃદ્ધિ વધારશે.

"આ થઈ ખેતીની સગવડ. પણ અમને માત્ર અન્ન નથી જોઈતું. અન્ન સાથે વીજળીનું સામર્થ્ય પણ જોઈએ. તેથી સરોવરની આ દક્ષિણ-પશ્ચિમ બાજુએ અમે સહ્યાદ્રિને લગભગ અઢી માઈલ ખોદી કાઢ્યો છે. ભારત સરકારને બધા પ્રાન્તોની સરખી જ કાળજી! અને ક્યું કામ કેટલા મહત્ત્વનું – એનું પ્રમાણ પણ ભારત સરકાર જ નક્કી કરી આપે છે. તે પ્રમાણે આ સરોવરમાંથી ઠરાવિક પાણી જ અમે આ અઢી માઈલના વિવરમાંથી પશ્ચિમ તરફ ચિપળૂણદાભોળ બાજુએ લઈ જઈશું. આ જુઓ, અમારી આ મૉડેલમાં ચાર પ્રવાહો દેખાડ્યા છે. આ જુઓ સહ્યાદ્રિના પેટમાં જ ત્રણ મોટા મંડપ બનાવ્યા છે. આ મંડપોમાં વીજળીનાં યંત્રો બેસાડી, પાણીને જોરે જ્યારે તે ચાલવા માંડશે ત્યારે તેમાંથી વીજળીનો મોટો જથ્થો તૈયાર થશે અને પછી તે મુંબઈ તરફ, કારવાર તરફ, કોલ્હાપુર તરફ જોઈએ ત્યાં લઈ જવાશે.

"તમે પૂછશો કે 'આ વીજળીઘર પહાડના પેટમાં શા માટે બનાવીએ છીએ? અહીં કામ કરવામાં લોકોને બીક નહીં લાગે?' પણ અમે બધી વાતનો વિચાર કરી રાખ્યો છે. આ બોગદામાંથી બહાર નીકળવાના આ જુઓ કેટલા રસ્તા તૈયાર થાય

છે. બહારથી તાજી ઠંડી હવા આવે છે આ વાટે. સર્વત્ર વીજળીનો પ્રકાશ છે. કંઈક બગડે અને પાણીનું પૂર આવે તો ભાખરા નાંગલ પ્રમાણે યંત્રો પાણીમાં ડૂબી ન જાય તે માટે આ જુઓ કેવી યુક્તિ કરી છે – પાણી એક બાજુથી આમ નીકળી જશે અને યંત્રો સુરક્ષિત રહેશે. આ વીજળીઘર પહાડના પેટમાં બનાવ્યાથી એ ખરચ બચી ગયો છે.''

મેં કહ્યું, ''આજના કાળમાં આવાં રાષ્ટ્રોપયોગી અને મહત્ત્વનાં સ્થાનો પૃથ્વીના પેટમાં જ હોય તે સારું. બહાર હોય તો શત્રુ આકાશમાંથી એકાદ બૉંબ નાખીને એનો સહેજે નાશ કરી શકે. એટલે રાષ્ટ્રની નાડી આમ પહાડની અંદર સુરક્ષિત રહેલી જ સારી.''

માનેએ કહ્યું, ''એ લાભ પણ ખરો જ. પણ અમે એ દૃષ્ટિએ વિચાર કર્યો ન હતો. બધી રીતે ખર્ચ બચાવવો એ જ હતી અમારી મુખ્ય ધારણા.''

મહાભારત જેવું મહાકાવ્ય લખતાં વ્યાસ ભગવાને કહેલું: 'પહેલાં આખી વાત ટૂંકમાં કહું છું અને પછી એનો વિસ્તાર કરીશ.' વિદ્વાનોને પ્રથમ ટૂંકમાં (સમસ્ત) કહી વિસ્તારથી (વ્યસ્ત) કહેવું ગમે છે:

इष्टं हि विदुषां लोके समस्त-व्यस्त-धारणम् ।

''અહીં આ ઓરડીમાંની વામન મૂર્તિ (મૉડેલ) તમે જોઈ લીધી, સમજી લીધી. હવે પ્રચંડધરણ, વિશાળ સરોવર, ભયાનક વિવર અને વીજળીનું જબરદસ્ત કારખાનું – એ બધું તમને પ્રત્યક્ષ જોવું ઠીક ફાવશે.''

વખતનો અને કાળનો હિસાબ કરી અમે પહેલે ઘાટ ઊતરી ચિપળૂણ તરફ બોગદાના નીચેના મુખથી અંદર જવાનું નક્કી કર્યું.

મૈસૂર તરફના કોલારની સોનાની ખાણમાં પાંચ હજાર ફૂટ નીચે ઊતરી પૃથ્વીના પેટમાં ચારે તરફ નિરાંતે ફરી આવેલો હોવાથી મને સહ્યાદ્રિના આ વિવરપ્રવેશમાં નાવીન્ય ન લાગ્યું. છતાંય માત્ર આપણા જ લોકોની કલ્પના પ્રમાણે, તેમની જ દેખરેખ હેઠળ, અહીંની જ જનતાના પરિશ્રમથી આટલાં પ્રચંડ કામો થવા લાગ્યાં છે એનું અભિમાન અને સંતોષ જરૂર થયાં.

ત્રણ વરસ પૂર્વે જાપાનમાં તેન્ર્યુ નદીને કાંઠે આવો જ એક બંધ-પુરુષાર્થ જોયો હતો. એ નદી એક ટેકરીનો વળાંક લઈ તદ્દન ઊલટી દિશાએ વહેતી હતી. ત્યાં ઉપર તરફ બંધ બાંધી એના પાણીના જથ્થાને ટેકરીના પેટમાં વિવર ખોદી, નદીના નીચેના પ્રવાહમાં આણીને છોડચો હતો. અને વચમાં યંત્રો બેસાડી, પાણીને જોરે ફરનારાં ચક્રોની મદદથી વીજળી તૈયાર કરતા હતા. અને આ વીજળી અરધા જાપાનને પહોંચતી હતી. જાપાનના પ્રમાણમાં આ પુરુષાર્થ મોટો હતો. પણ કોયના તરફના પુરુષાર્થ કરતાં તો નાનો જ કહેવાય. જાપાનમાં પણ જાપાની લોકોના પરિશ્રમથી ઘણાં જ કામો થતાં હતાં. ત્યાંના ઍન્જિનિયર અને આપણે ત્યાંના ઍન્જિનિયરો હવે ગોરા લોકો પ્રમાણે પ્રચંડ કામો કરવા લાગ્યા છે એનું ગૌરવ કેમ ન થાય?

થયેલા શ્રી માને આગળ આવ્યા. તેમણે શ્રી મૂર્તિને કહ્યું, "આપની તબિયત આજે સારી નથી. ગળું બેસી ગયું છે એટલે હું જ આ મહેમાનોને બધું સમજાવીશ." મેં જ્યારે કહ્યું કે, "હું મહેમાન ખરો, પણ ખાસ કાંઈ દૂરનો નથી. મારો જન્મ ખુદ સાતારાનો જ છે." ત્યારે બધાને જ ઘણો આનંદ થયો કે આપણે બધા કૃષ્ણાબાઈના કુટુંબનાં જ.

શ્રી માનેએ બતાવ્યું કે "આ જુઓ. આ અરબી સમુદ્ર, અહીંથી જળથી ભરેલાં વાદળાં સહ્યાદ્રિનાં શિખરો પર આવી અથડાય છે. સહ્યાદ્રિની પશ્ચિમ તરફની તળેટીમાં વરસાદ જૂજ જ પડે છે. જેમ જેમ શિખરો તરફ જઈએ તેમ તેમ વરસાદ વધે છે. એક વાર સહ્યાદ્રિનાં શિખરો ઓળંગ્યાં કે ફરી એ વરસાદ ઓછો ઓછો થતો જાય છે. હવે આ ભાગેડુ અથવા ઉડાણટપ્પુ વાદળાં પાસેથી અધિકાધિક પાણી વસૂલ કરવાનું કામ કોયના જ કરી શકે છે. એનું કારણ સ્પષ્ટ છે. અહીં જુઓ, આ બધી નદીઓ મહાબળેશ્વરથી ઊગમ પામતાં જ પૂર્વ તરફ વહેવા માંડે છે. કોયના માત્ર સહ્યાદ્રિની બે હાર વચ્ચે ચાળીસ-પચાસ માઈલ સુધી દક્ષિણ-વાહિની છે એટલે કે એનો પ્રવાહ સહ્યાદ્રિનાં શિખરોને સમાંતર વહે છે. પચાસ માઈલ સુધી વાદળાનું પાણી ખેંચી લઈ એકઠું કરવાનું કામ એ જ કરી શકે છે. આ નદી, આ રીતે, ગર્ભશ્રીમંત હોવાથી જ એને મોટા ધરણથી બાંધી લેવાનું અમે નક્કી કર્યું. આ જુઓ, અહીં આ રીતે અમે બંધ બાંધીએ છીએ તેથી અહીં કારેલાના પાનના ઘાટનું પણ ત્રીસ-ચાળીસ માઈલ સુધી ફેલાયેલું વાંકુંચૂકું (અને તેથી જ સુંદર) એવું સરોવર તૈયાર થશે. અને પછી આ રીતે અટકાવેલાં પાણી અમે ધીરે ધીરે મહારાષ્ટ્ર, મૈસૂર અને આન્ધ્ર આ ત્રણ પ્રદેશને વહેંચી આપીશું. કેટલીયે જમીન આ રીતે ફળદ્રુપ થશે અને ભારતની અન્નસમૃદ્ધિ વધારશે.

"આ થઈ ખેતીની સગવડ. પણ અમને માત્ર અન્ન નથી જોઈતું. અન્ન સાથે વીજળીનું સામર્થ્ય પણ જોઈએ. તેથી સરોવરની આ દક્ષિણ-પશ્ચિમ બાજુએ અમે સહ્યાદ્રિને લગભગ અઢી માઈલ ખોદી કાઢયો છે. ભારત સરકારને બધા પ્રાન્તોની સરખી જ કાળજી! અને ક્યું કામ કેટલા મહત્ત્વનું – એનું પ્રમાણ પણ ભારત સરકાર જ નક્કી કરી આપે છે. તે પ્રમાણે આ સરોવરમાંથી ઠરાવિક પાણી જ અમે આ અઢી માઈલના વિવરમાંથી પશ્ચિમ તરફ ચિપળૂણદાભોળ બાજુએ લઈ જઈશું. આ જુઓ, અમારી આ મૉડેલમાં ચાર પ્રવાહો દેખાડયા છે. આ જુઓ સહ્યાદ્રિના પેટમાં જ ત્રણ મોટા મંડપ બનાવ્યા છે. આ મંડપોમાં વીજળીનાં યંત્રો બેસાડી, પાણીને જોરે જ્યારે તે ચાલવા માંડશે ત્યારે તેમાંથી વીજળીનો મોટો જથ્થો તૈયાર થશે અને પછી તે મુંબઈ તરફ, કારવાર તરફ, કોલ્હાપુર તરફ જોઈએ ત્યાં લઈ જવાશે.

"તમે પૂછશો કે 'આ વીજળીઘર પહાડના પેટમાં શા માટે બનાવીએ છીએ? અહીં કામ કરવામાં લોકોને બીક નહીં લાગે?' પણ અમે બધી વાતનો વિચાર કરી રાખ્યો છે. આ ભોંયરામાંથી બહાર નીકળવાના આ જુઓ કેટલા રસ્તા તૈયાર થાય

છે. બહારથી તાજી ઠંડી હવા આવે છે આ વાટે. સર્વત્ર વીજળીનો પ્રકાશ છે. કંઈક બગડે અને પાણીનું પૂર આવે તો ભાખરા નાંગલ પ્રમાણે યંત્રો પાણીમાં ડૂબી ન જાય તે માટે આ જુઓ કેવી યુક્તિ કરી છે—પાણી એક બાજુથી આમ નીકળી જશે અને યંત્રો સુરક્ષિત રહેશે. આ વીજળીઘર પહાડના પેટમાં બનાવ્યાથી એ ખરચ બચી ગયો છે.''

મેં કહ્યું, "આજના કાળમાં આવાં રાષ્ટ્રોપયોગી અને મહત્ત્વનાં સ્થાનો પૃથ્વીના પેટમાં જ હોય તે સારું. બહાર હોય તો શત્રુ આકાશમાંથી એકાદ બૉંબ નાખીને એનો સહેજે નાશ કરી શકે. એટલે રાષ્ટ્રની નાડી આમ પહાડની અંદર સુરક્ષિત રહેલી જ સારી.''

માનેએ કહ્યું, "એ લાભ પણ ખરો જ. પણ અમે એ દૃષ્ટિએ વિચાર કર્યો ન હતો. બધી રીતે ખર્ચ બચાવવો એ જ હતી અમારી મુખ્ય ધારણા.''

મહાભારત જેવું મહાકાવ્ય લખતાં વ્યાસ ભગવાને કહેલું: 'પહેલાં આખી વાત ટૂંકમાં કહું છું અને પછી એનો વિસ્તાર કરીશ.' વિદ્વાનોને પ્રથમ ટૂંકમાં (સમસ્ત) કહી વિસ્તારથી (વ્યસ્ત) કહેવું ગમે છે:

इष्टं हि विदुषां लोके समस्त-व्यस्त-धारणम् ।

"અહીં આ ઓરડીમાંની વામન મૂર્તિ (મૉડેલ) તમે જોઈ લીધી, સમજી લીધી. હવે પ્રચંડધરણ, વિશાળ સરોવર, ભયાનક વિવર અને વીજળીનું જબરદસ્ત કારખાનું—એ બધું તમને પ્રત્યક્ષ જોવું ઠીક ફાવશે."

વખતનો અને કાળનો હિસાબ કરી અમે પહેલે ઘાટ ઊતરી ચિપળૂણ તરફ બોગદાના નીચેના મુખથી અંદર જવાનું નક્કી કર્યું.

મૈસૂર તરફના કોલારની સોનાની ખાણમાં પાંચ હજાર ફૂટ નીચે ઊતરી પૃથ્વીના પેટમાં ચારે તરફ નિરાંતે ફરી આવેલો હોવાથી મને સહ્યાદ્રિના આ વિવરપ્રવેશમાં નાવીન્ય ન લાગ્યું. છતાંય માત્ર આપણા જ લોકોની કલ્પના પ્રમાણે, તેમની જ દેખરેખ હેઠળ, અહીંની જ જનતાના પરિશ્રમથી આટલાં પ્રચંડ કામો થવા લાગ્યાં છે એનું અભિમાન અને સંતોષ જરૂર થયાં.

ત્રણ વરસ પૂર્વે જાપાનમાં તેન્ર્યુ નદીને કાંઠે આવો જ એક બંધ-પુરુષાર્થ જોયો હતો. એ નદી એક ટેકરીનો વળાંક લઈ તદ્દન ઊલટી દિશાએ વહેતી હતી. ત્યાં ઉપર તરફ બંધ બાંધી એના પાણીના જથ્થાને ટેકરીના પેટમાં વિવર ખોદી, નદીના નીચેના પ્રવાહમાં આણીને છોડયો હતો. અને વચમાં યંત્રો બેસાડી, પાણીને જોરે ફરનારાં ચક્રોની મદદથી વીજળી તૈયાર કરતા હતા. અને આ વીજળી અરધા જાપાનને પહોંચતી હતી. જાપાનના પ્રમાણમાં આ પુરુષાર્થ મોટો હતો. પણ કોયના તરફના પુરુષાર્થ કરતાં તો નાનો જ કહેવાય. જાપાનમાં પણ જાપાની લોકોના પરિશ્રમથી ઘણાં જ કામો થતાં હતાં. ત્યાંના એન્જિનિયર અને આપણે ત્યાંના એન્જિનિયરો હવે ગોરા લોકો પ્રમાણે પ્રચંડ કામો કરવા લાગ્યા છે એનું ગૌરવ કેમ ન થાય?

કોયના પ્રોજેક્ટનું કામ સ્વદેશની અનેક કંપનીઓને વહેંચી આપ્યું છે. તેમાં મહારાષ્ટ્રીય પણ છે અને ગુજરાતી પણ છે. અને અધ્યક્ષ તો આંધ્રના! બધા જ મરાઠી બોલતા હતા. આનો પણ સંતોષ થયો.

નાનપણમાં ગાડામાં બેસીને સહ્યાદ્રિના જે ઘાટ અમે ત્રણ ત્રણ દિવસે ઓળંગતા તે હવે ત્રણ-ચાર કલાકમાં ઓળંગવું શક્ય થયું હોવાથી જૂનું સમાધાની કાવ્ય નષ્ટ થયું છે. ભૂતકાળ ગયાનું દુઃખ મેં કદી જ કર્યું નથી. પણ જૂના કાળનું પેલું બળદના ગળાની ઘાંટડીના રણકારમાં સ્ફુરતા કાવ્યના નષ્ટ થયાનું દુઃખ હજી પણ ઓસરતું નથી. નવા જમાનાનું નવીન કાવ્ય અનુભવવા જેટલો હું આધુનિક છું ખરો. શાંત રસ ઓસર્યો તો તેને ઠેકાણે અદ્‌ભુત રસ આવ્યો. આમાં કાંઈ ખોટું થયું એમ લાગતું નથી. છતાં બાલ્ય પરિચિત શાંત રસ હજી પણ હોત તો સારું થાત એમ જ લાગ્યા કરે છે. તે વખતનો આનંદ સ્થાયી હતો. આજનો અદ્‌ભુત રસ ગમે તેટલો અપૂર્વ હોય તોયે તેને ફીકો પડી જતાં વાર લાગતી નથી. અદ્‌ભુત રસ ક્ષણજીવી ન હોત તો તે શાંત રસ કરતાં શ્રેષ્ઠ ગણાયો હોત. પણ શાંત રસ આત્માનંદસહોદર છે. તેને તોલે શૃંગાર, વીર, કરુણ, અથવા અદ્‌ભુત એ આવી ન શકે. (પણ આ વાત સમજતાં વાર લાગે છે, ઘણુંખરું આયુષ્ય ખરચવું પડે છે ત્યારે જ 'શાન્ત'ના રહસ્યનો ઉકેલ થાય છે.)

ઘાટ-રસ્તે પાછા આવતાં આખા દિવસના અનુભવનું વાગોળવું ચાલુ હતું ત્યારે જાણે તે અનુભવને સુંદર-સુભગ કરવા માટે જ ન હોય તેમ આકાશમાંથી ચંદ્ર પોતાનાં ચાંદરણાંનો અભિષેક કરતો હતો.

બીજે દિવસે ભગીરથવિદ્યાના આચાર્ય શ્રી મૂર્તિ પોતે જ અમને લઈ બંધ બતાવવા નીકળ્યા. બાર બાર ટન મસાલા પોતાની મુઠ્ઠીમાં પકડી, યોગ્ય ઠેકાણે લઈ જઈ ધીરેથી છોડી દેનારાં યંત્રોનું કૌતુક અમે ઠીક ઠીક જોયું. સિમેન્ટ કોંક્રીટના મોટા મોટા પથ્થરો નિયત ઠેકાણે કેવી રીતે આવીને પડે છે અને 'એકમેકા साह्य करू' એવી પ્રતિજ્ઞાથી એકમેકનાં લોખંડી આંગળાં એકબીજામાં કેમ ભેરવે છે, એ બધું અમે જોયું. ઓરિસાનો હીરાકુડ બંધ અમે જોયો હતો છતાં પણ અહીંના કામની વિશેષ ખૂબીની અમે કદર કરી શક્યા.

પાંડવોના જમાનામાં ચાંદા તરફ સૂર્યા નદીને અટકાવવા માટે ભીમે મોટા મોટા પથરા નાખી બંધ બાંધ્યો હતો. આજના યુગના વિરાટ બંધ જોતાં ભીમનાં ભીમકૃત્યો નાના બાળકની રમત જ કહેવાય. બંધ જોયા પછી અમે મોટરમાં બેસી વીજળી-વિવરના ઉપરના મુખ આગળ ગયા. વખત હોત તો આ વિવરમાંથી અઢી માઈલનો પ્રવાસ કરી લપસણિયાનો અનુભવ અમે લીધો હોત. નાનપણની રમતો મોટપણે વિરાટરૂપ ધારણ કરવાની જ.

સાતારા, માહુલી અને કરાડની જેમ જ કૃષ્ણા, વેણ્ણા, કોયના, વારણા વગેરે નદીઓ વિશેની નાનપણની અમારી કલ્પના ક્યાં અને ઉત્તરાવસ્થામાં એ જ પ્રદેશનાં ખાસ જઈને લીધેલાં દર્શન ક્યાં! 'આ જ દેહ આ જ આંખે' એક

મહાન યુગપરિવર્તન જોવા મળ્યું એની ધન્યતા લખી કાઢ્યા વગર સંતોષ થાય નહીં માટે સ્વાન્તઃસુખાય આ પુરુષાર્થ-સ્તોત્ર લખ્યું છે. પુરુષાર્થ જેમ જેમ વિશાળ થાય છે તેમ તેમ હૃદય પણ વિશાળ બનવું જોઈએ. નહીં તો પુરુષાર્થ જેટલો પ્રચંડ અને વિશાળ તેટલી જ જીવનની વિફળતા પણ પ્રચંડ થવાની.

## ૭. અનુભવનો પુનર્જન્મ

'કૃષ્ણાનાં સંભારણાં' મેં લખ્યાં એને આજે ત્રણ તપ, એટલે કે છત્રીસ વરસ થયાં. કૃષ્ણાને કાંઠે વસતા કેટલાય સજ્જનોને એ ગમ્યાં હતાં અને એ સંભારણાંને કારણે એમની સાથે મારો જે સ્નેહ બંધાયો તે હજી કાયમ છે.

હમણાં હમણાં જ્યારે આન્ધ્ર પ્રદેશમાં જઈ આવ્યો ત્યારે ત્યાં એ જ કૃષ્ણા અને ગોદાવરીના પરિસરમાં એટલો બધો વરસાદ થયો અને એટલું મોટું ન ભૂતો ન ભવિષ્યતિ રેલસંકટ ફેલાયું કે વિજયવાડા જઈ કૃષ્ણાંબિકાનું ફરી વાર દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા થઈ. તક મળી અને અમે એ ધન્યતા સહેજે મેળવી શક્યા. રેલ કાંઈક ઊતરી ગઈ હતી છતાં કૃષ્ણાના પ્રવાહનો ઉન્માદ ઓસર્યો ન હતો. જે કોઈ ખરેખર જીવનનિષ્ઠ છે તેને જલરાશિનો ઉન્માદ જોઈ હૈયામાં લાગણીનો ઊભરો આવવાનો જ.

ગંગામૈયા વિશે લખ્યા પછી અસંખ્ય વાર એ ભારતમાતાનાં અનેક ઠેકાણે દર્શન કર્યાં છે. તે તે વખતે ભાગીરથી વિશે નવું નવું લખવાની ઊર્મિ ઊઠતી પણ ખરી, પણ તે પ્રમાણે કશું લખાયું નહીં. આ વખતે વિજયવાડામાં કૃષ્ણા-માતાનાં દર્શન કર્યાં ત્યારે એ વિશે કાંઈક લખવું જ જોઈએ, નહીં તો હૈયામાં ગૂંગળામણ થશે, એમ થયું માટે લખવા બેઠો.

નવું લખતાં પહેલાં જૂનું લખેલું તાજું તો કરવું જ જોઈએ. એટલે ત્રણ તપ પહેલાંનાં સંભારણાં વાંચી ગયો. મનની ખાતરી થઈ કે એમાં કશો ઉમેરો કરાય જ નહીં. એ છે તે સ્વયંપૂર્ણ છે, અને છતાં તે વખતની કૃષ્ણાભક્તિમાં એટલું ઊંડાણ આવ્યું છે, એટલી સમજણ વધી છે અને જીવનદૃષ્ટિમાં એટલું પરિવર્તન થયું છે કે જૂનું લખેલું પૂર્વાનુભવ તરીકે મંજૂર રાખી, બિલકુલ નવી ઢબે, આજના જીવનદર્શનને અનુરૂપ એવું જ કાંઈક લખવું જોઈએ.

તે વખતની અને આજની જીવનદૃષ્ટિમાં જે તફાવત છે તેનો જ પહેલાં વિચાર કરીએ.

તે વખતે હું ભૂગોળનો અભ્યાસી હતો. મારું નિરીક્ષણ યથાર્થદર્શી (realistic) હતું. પણ ભક્તિભાવ એટલો ઉત્કટ હતો કે યથાર્થદર્શી નિરીક્ષણને કાવ્યવૃત્તિમાં ઝબોળ્યા વગર ચાલતું જ ન હતું. જૂના પુરાણકારોએ અને સ્તોત્રલેખકોએ ગંગા કે નર્મદાને સુંદર દેવીનું રૂપ આપ્યું હતું, અને એને મત્સ્યવાહિની કે નક્રવાહિની

બનાવી હતી. એ ચિત્રો અને એ રૂપકો સાવ છોડી દઈ નવા જમાનાનાં, નવી ઢબનાં કાવ્યપ્રતીકો ઉત્પન્ન કરવાની સિસૃક્ષા તે વખતે જામી હતી. જો મને સંસ્કૃત ભાષા પર કાબૂ હોત તો તે વખતે સંભારણાં લખવાને બદલે કાલિદાસના ઋતુ-સંહારને યાદ કરાવે એવાં કાવ્યો જ લખ્યાં હોત. 'લોકમાતા'માં નદીઓનાં જે ઉપસ્થાન લખાયાં છે એ ઘણુંખરું ઉપરની મનોવૃત્તિ ઓસરતી હતી એવે પ્રસંગે જ લખાયાં છે.

આ વૃત્તિમાં ફેરફાર થયો – કંપાલા પાસે જ્યારે નીલ નદીના સરોજ-જન્મ-સ્થાને એ ઉત્તરવાહિનીનાં દર્શન થયાં ત્યારે. પુરાણકારોનો આત્મા જ જાણે મારામાં ઊતરી આવ્યો હોય, એ રીતે નીલાંબિકાનાં ત્યાં દર્શન થયાં અને પછી એ વૃત્તિને આછી કરી યથાર્થદર્શન તરફ પોતાની મનોવૃત્તિને ખેંચી આણવા તરફ પ્રયત્ન કરવો પડ્યો. ટૂંકામાં કહું તો યથાર્થદર્શનનું કાવ્યમય આકલન હતું તેને ઠેકાણે સરિતાનાં આત્મદર્શનને વર્તમાનકાળને અનુરૂપ યથાર્થદર્શી ઢબે રજૂ કરવાનો પ્રયત્ન કરવો પડે છે.

નદીઓને હું માતા કહેતો. માર્કણ્ડીને બાળપણની સખી તરીકે રજૂ કરી છે. એ વૃત્તિ આજે પણ છે, અને છતાં ભીમકાય બ્રહ્મપુત્રનાં દર્શન પછી મોટી મોટી નદીઓને હું શક્તિમૂર્તિ દેવી તરીકે જોવા અને પૂજવા લાગ્યો. નદીઓ શાંત પણ હોય અને દુર્ગા પણ હોય. સ્તન્યદાયિની છતાં સંહારકારિણી ખરી.

કોક કોક વાર તિસ્તા જેવી નદીઓનું ધ્યાન કરતાં મનમાં થતું કે નથી એ માતા અને નથી દેવી. એ તો સ્વચ્છંદવાહિની, આત્મનિષ્ઠ અપ્સરા જ છે.

અને જ્યારે ગંગાનદીના ઊગમનો પૌરાણિક ઇતિહાસ મનમાં વાગોળ્યો ત્યારે મનમાં થયું કે ગંગાને આર્યમાતા કહીએ કે આર્યકન્યા કહીએ? કવિઓએ એને જહ્નુકન્યા કહી જ છે.

નદીનાં દર્શન આ રીતે એકરૂપ રહ્યાં નથી. એની વિવિધતા વધતી જ જાય છે; કેમ કે નદીના રૂપ પાછળ રહેલું એનું ચૈતન્ય સમજવા તરફ અને એનું આક-લન કરવા તરફ વૃત્તિ વધી છે.

બીજું એક પરિવર્તન દહાડે દહાડે સ્પષ્ટ થતું જાય છે. ઉપયોગિતાવાદને વશ થઈ, વિજ્ઞાનની મદદથી નદીના પ્રવાહનો ઉપયોગ કરવો એ કુદરતની લહાણી કે ન્યામતનો દુરુપયોગ છે એમ તે વખતે મારી કાવ્યવૃત્તિને થતું હતું. કુદરતને સ્વાર્થ-વશ થઈ વાપરવા જતાં એને ભ્રષ્ટ કરીએ છીએ એમ તે વખતે લાગતું હતું. તે એટલે સુધી કે હૈયામાં એ વેદનાનો પ્રત્યક્ષ અનુભવ થતો હતો. જોગના ધોધનું સૌન્દર્ય નષ્ટ થશે એ બીકથી હું અસ્વસ્થ થતો પણ પાછળથી જોયું કે એ ધોધ-માંથી માનવકલ્યાણકારિણી શક્તિ પેદા કરવા ઉપરાંત માણસ કુદરતનાં સૌન્દર્યને ભ્રષ્ટ તો કરતો જ નથી પણ સ્વાયત્ત અને સમૃદ્ધ કરે છે. ત્યારે મારા મનનો વિષાદ દૂર થયો જ પણ એક નવી અદ્વૈતસિદ્ધિ અને અધ્યાત્મદૃષ્ટિ પણ પ્રાપ્ત થઈ.

માણસ અને કુદરત એકબીજાનાં વિરોધી થાય છે તે અજ્ઞાનને કારણે અથવા

હ્રસ્વદૃષ્ટિને કારણે. જો ઋષિઓની શિખામણ માન્ય કરીએ – दीर्घं पश्यत मा ह्रस्वम् – તો કુદરત અને માણસ વચ્ચેનો વિરોધ ઓગળી જવાનો, એટલું જ નહીં પણ માણસ અધ્યાત્મદૃષ્ટિ કેળવી કુદરતને કેળવી શકવાનો છે, એ વસ્તુ સ્પષ્ટ થઈ. આખરે માણસ કુદરતનો જ એક અંશ છે અથવા બીજી રીતે કહીએ તો કુદરત માણસના અને વિશ્વના અધ્યાત્મનું એક કેવળ સાધન છે અને એમાં જ કુદરતની કૃતાર્થતા છે.

આજે દૃષ્ટિપરિવર્તન થયું એને અદ્વૈત પણ કહી શકાય અને આસ્તિકતાની ઘનતા પણ કહી શકાય. આટલું આ પરિવર્તન સમન્વયવૃત્તિને આભારી છે.

પશ્ચિમની સંસ્કૃતિ નોખી, અને ભારતની નોખી. પશ્ચિમના આક્રમણ સામે ભારતીય સંસ્કૃતિને બચાવવી છે, એ જાતની વૃત્તિ તે વખતે યોગ્ય હતી. સ્વરાજ્ય-સાધનાને અનુકૂળ પણ હતી. હવે એ વૃત્તિ મોટે ભાગે ઓગળી ગઈ છે. હવે અનુભવ થતો જાય છે કે ઈશ્વરની દુનિયામાં ઈશ્વર બધે જ હાજર છે. અમુક ઠેકાણે એ ગેરહાજર છે – absentee છે, એમ માનવાનું કશું કારણ નથી. (મેં એક વાર એક દાખલો આપ્યો જ છે કે ચાર ગુણ્યા ત્રણ બરાબર બાર. એ સમીકરણમાં 'ચાર'નું મહત્ત્વ વધારે કે 'ત્રણ'નું એવો સવાલ પુછાય જ નહીં. ચારની સંખ્યા ત્રણ કરતાં મોટી છે એ સ્પષ્ટ છે. પણ ત્રણના બાર કરવા માટે ચારને ચાર વાર પ્રયત્ન કરવો પડે છે. જ્યારે ત્રણમાં ત્રણ જ ભૂસકામાં ચારના બાર કરવાની શક્તિ છે. તેથી સંખ્યા મોટી કે શક્તિ મોટી એવા વિવાદમાં ન પડતાં ત્રણ અને ચાર બન્ને બારમાં સમાયા છે અને કૃતાર્થ થયા છે – એટલો જ સાર ગ્રહણ કરવાનો છે.)

હવે તો ઈશ્વરના કારખાનામાં ભિન્ન ભિન્ન વર્કશૉપમાં જે અલગ અલગ ટુકડાઓ તૈયાર થયા છે તે ભેગા કરી તેમાંથી એક સપ્રયોજન યંત્ર ઉપજાવવાનું છે, ગોઠવવાનું છે, અસેમ્બલ કરવાનું છે એ સમજાયું છે. આ પણ સમન્વયદૃષ્ટિની જ કૃપા છે. દૃષ્ટિપરિવર્તનનાં આ ત્રણ પ્રસ્થાનો સ્પષ્ટ કર્યા પછી જ કૃષ્ણા નદીનું નવું ઉપસ્થાન શરૂ કરી શકાશે. ખરું જોતાં એમાંથી એકાદ અઘમર્ષણ સૂક્ત જ તૈયાર થવું જોઈએ. પણ એ ભલે ન થાઓ. એની ચિંતા નથી. યાત્રા સમન્વયને રસ્તે વધે છે એ વિશ્વાસ અત્યારે બસ છે.

૨

કોઈ પણ દેશના ઘડતરમાં એના પહાડોનું અને નદીઓનું મહત્ત્વ સહુથી વધારે હોય છે. જૂનો અનુભવ કે પહાડો તોડે છે અને નદીઓ જોડે છે, એ પણ હવે પૂરેપૂરો સાચો નથી લાગતો. વિન્ધ્ય અને સાતપુડા હવે ઉત્તર ભારતને દક્ષિણ ભારતથી જુદા પાડતા નથી, અને પશ્ચિમવાહિની નર્મદા કે રેવા અને પૂર્વ-વાહિની ગોદાવરી બે સંસ્કૃતિને હવે સાંધતી નથી. હવે તો ભારત દેશ એકહૃદય થતો જાય છે, ભેદ ભૂંસાતા જાય છે – સમન્વયયુગનો એ પ્રતાપ છે.

આ પ્રગતિની નોંધ લઈને જ આપણે આગળ વધીશું.

સહ્ય પર્વતે દક્ષિણ ભારતના બે અસમાન વિભાગ કર્યા છે. સહ્યાદ્રિને પશ્ચિમે સમુદ્ર માંડ પચાસ માઈલ દૂર હશે, જ્યારે પૂર્વે પૂર્વસમુદ્ર બસો-ચારસો-આઠસો કે હજાર માઈલ દૂર છે. એટલે સહ્યાદ્રિને પૂર્વ તરફના વિશાળ પ્રદેશનું ધાતૃત્વ કરવા માટે પોતાની ત્રણ કન્યાઓ એ દિશામાં મોકલવી પડી — ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી. આ ત્રણે નદીઓનો વંશવિસ્તાર નાનોસૂનો નથી. દરેક નદીને કરભાર આપનાર અનેકાનેક કરદા (tributary) નદીઓ છે. એ બધીની મદદથી જ્યારે મુખ્ય નદીમાં જીવનસમૃદ્ધિ વધે છે ત્યારે એ નદીને પોતાની સેવા બધે ફેલાવવા માટે અનેક વિતરિકાઓ (distributaries)માં વિભક્ત થવું પડે છે. ગોદાવરી, કૃષ્ણા અને કાવેરીનું જીવનકાર્ય પણ એમ જ ગોઠવાયું છે. આમાં વધારેમાં વધારે સેવા તો કૃષ્ણા જ કરે છે, અને છતાં એના ભાગ્યમાં કોઈ સંસ્કૃત સ્તોત્રો લખાયાં નથી. નર્મદા અને ગોદાવરી -બેની ભક્તિ કરતાં કવિઓ થાકયા અને દક્ષિણનું રાજ્ય કાવેરીએ કબજે કર્યું. તામ્રપર્ણી એની મદદમાં રહી. એટલે કૃષ્ણા અણ-ગવાયેલી જ રહી. તેથી જ આપણા યુગના ગાયકોએ પોતાની બધી ભક્તિ કૃષ્ણા પ્રત્યે જ ઠાલવવી જોઈએ.

સાતારામાં જ્યારે કૃષ્ણાના પ્રવાહમાં હું પહેલવહેલો નાહ્યો ત્યારે મને એટલી બુદ્ધિ ઊગી જ ન હતી કે નદીને ઊગમ અને મુખ હોવાં જોઈએ. જેમ કાળ ક્યાંકથી આવે છે અને પછી અલોપ થઈ જાય છે, તેમ જ નદી એક બાજુથી આવે છે અને બીજે જાય છે એટલું જ જ્ઞાન તે વખતે પર્યાપ્ત હતું.

ઘણાં વરસ પછી, લગભગ હમણાં હમણાં જ્યારે મહાબલેશ્વરમાં કૃષ્ણા નદીનો ઊગમ જોયો ત્યારે સ્પષ્ટ જોઈ શક્યો કે પથરામાંથી પાણી નીકળે છે. પહાડ એ નદીનો પિતા છે અને નદી તો આખરે પાર્વતી કે શૈલજા જ હોય છે.

એ નદીનાં કેટલાંય દર્શનો જિંદગીના જુદા જુદા જમાનામાં કરી શક્યો છું. અને તમામ નદીઓ સમુદ્રમાં કે સરોવરમાં પોતાનું વિસર્જન કરીને જ કૃતાર્થ થાય છે એ પણ સ્પષ્ટ થયું છે. ઊગમ અને મુખ જોયાજાણ્યા પછી જ નદીનાં દર્શન પરિપૂર્ણ થાય છે. શૂન્યમાંથી સર્વ, અજ્ઞેયમાંથી અનંત --અતકર્ય એ જ આખરે છે જીવનલીલા. આ અંતિમ અનુભવ કૃષ્ણાંબિકામાંથી મેળવવા માટે જ એને કાંઠે મારો જન્મ થયો હતો. કૃષ્ણાંબિકાનો સાક્ષાત્કાર એ દુનિયાની તમામ નદીઓના સાક્ષાત્કારનું પ્રતીક છે.

કૃષ્ણાએ પિસ્તાળીસ માઈલનો ભૂસકો મારી પશ્ચિમ તરફ સમુદ્ર ભેગી થવાને બદલે આઠસો માઈલની પૂર્વની યાત્રા કરવાનું પસંદ કર્યું એટલે એ મહાયાનધર્મી જ હોવી જોઈએ. જેટલા સહધર્મી જીવનપ્રવાહોનો સહયોગ પ્રાપ્ત કરી શકાય તેટલો પ્રાપ્ત કરીને, જીવનસૃષ્ટિની જેટલી સેવા કરી શકાય તેટલી કરીને કૃતાર્થ થયા પછી જ અનંત સાગરમાં નામ અને રૂપનું વિસર્જન કરવું એમાં જ સાચી કૃતાર્થતા છે એમ એણે નક્કી કર્યું.

(દક્ષિણની એક નદીએ ભૂલથી પશ્ચિમ તરફ ભૂસકો માર્યો હતો. લાખો વરસ સુધી એ એનો પસ્તાવો રટતી હતી, ગરજતી હતી. પછી પશ્ચિમના એક માણસને સૂઝ્યું કે ચાલો એનો પશ્ચિમનો માર્ગ બંધ કરી, સહ્યાદ્રિમાં છેદ કરી એને પૂર્વની યાત્રાએ મોકલી દઈએ કે જેથી એ અસંખ્ય જીવોને અનંતકાળ સુધી કૃતાર્થ કરી, પોતે પણ કૃતાર્થ થતી રહેશે. ત્રાવણકોરની પેરિયાર નદીનો આ ઇતિહાસ માણસે કુદરતને વાળવાના કરેલા મહાન પ્રયાસોમાં ગણાશે.)

કૃષ્ણાએ કોયના, વારણા, પંચગંગા, ભીમા, ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા અને મૂશી જેવી નદીઓનો સહકાર ક્યાં ક્યાં કઈ રીતે મેળવ્યો અને એક લાખ વર્ગ માઈલ જેવડા પ્રદેશનું પાણી ભેગું કેમ કર્યું એનું વર્ણન જો કોઈ લખે તો એને કૃષ્ણા નદીના ચરિત્રકારનું બિરુદ આપી શકાય.

જેમ ગંગા અને બ્રહ્મપુત્રના સંગમની ભવ્યતા ગોઆલાંડો પાસે ફેલાય છે, તેમ જ કૃષ્ણા નદીના જળરાશિનો વિસ્તાર અને ઉન્માદ વિજયવાડા પાસે જ જોવાને મળે છે. એ વિજયવાડા પાસે નદીની આરપાર એક બાંધ બાંધી, રોકાયેલાં પાણી-માંથી દસ જુદી જુદી નહેરો લઈ ગયા હતા. મૂળ કૃષ્ણાની લંબાઈ આઠસો માઈલ-ની તો વિજયવાડાથી પાંસઠ માઈલ દૂર આવેલા સમુદ્ર સુધી જે અસંખ્ય નહેરોનો વિસ્તાર પથરાયો છે એની કુલ લંબાઈ દોઢ હજાર માઈલ કરતાં વધારે છે. એમાંની લગભગ ત્રણસો સાડા ત્રણસો માઈલની નહેરો એટલી પહોળી અને ઊંડી છે કે એમાં હોડીઓ સુખેથી આવે-જાય છે.

આવી આ નદી વિશાળમાં વિશાળ પ્રદેશનો કીમતીમાં કીમતી કાંપ લાખો વરસ થયાં ખેંચી ખેંચીને સમુદ્રને આપી દે છે અને પોતાના મુખ તરફ એ ઉપજાઉ કાંપનો મોટો પંખો બનાવી સમુદ્રને પાછો હટાવતી જાય છે. દરેક નિમિષે આઠ લાખ ક્યુસેક (Cusec) પાણી આપણે ભારતમાંથી સમુદ્રમાં ઢોળાતું જોઈએ છીએ અને છતાં એનું કશું કરી શકતા નથી, એના કરતાં માણસની બુદ્ધિની નામોશી અને એની યોજનાશક્તિની હાર બીજી કઈ હોઈ શકે? વિશાળ આકાશ અનંત હાથે, વરસાદને રૂપે, બન્ને સમુદ્રનું પાણી આપણા દેશ પર વરસાવે છે અને આપણા હાથ એ બધું પાણી સમુદ્રમાં પાછું જવા દે છે, એ વિફળતા હવે આપણે ક્યારે બંધ કરી શકીશું? અને લાખો વરસ થયાં આપણી ભૂમિનો કસ સમુદ્રમાં ફેંકી દેવાય છે એ ભારે નુકસાન આપણે ક્યારે રોકીશું એ પહેલો સવાલ. અને જે કાંપ અત્યાર સુધી સમુદ્રમાં પહોંચી ગયો છે એ ત્યાંથી પાછો મેળવવાનો કોઈ ઉપાય છે કે નહીં એ છે ત્યાર પછીનો સવાલ. એ બે સવાલનો ઉકેલ જો આપણે આણી શક્યા તો માણસજાતની ઘણી મૂંઝવણો આપણે દૂર કરી ગણાશે. આપણે કઈ રીતે અને કેટલી હદે લૂંટાઈએ છીએ એનો જો તાગ આપણને આવે તો માણસના ક્ષેમ અને યોગ માટે શું શું કરી શકાય એની સૂઝ આપણા ભેજામાં ઊગશે.

હવે તો કુદરત સાથેનો પરિચય વધારી કુદરતની તમામ શક્તિઓને વિવેકપૂર્વક વાપરીને કેવળ માનવજાતનું જ નહીં પણ તમામ જીવસૃષ્ટિનું કલ્યાણ સાધવાનો યોગ આપણે કેળવવો રહ્યો.

૩

તેનાલીથી સવારે ઊઠી અમે વિજયવાડા પહોંચ્યા. ત્યાંથી શ્રી કોટી ધનરાજ ગારૂ અમને પોતાને ત્યાં લઈ ગયા. જમી કરીને આરામ લઈ અમે કૃષ્ણામાતાને દર્શને ઊપડયા. સારથ્યકુશલ શ્રી વેંકટરમણનો અમને લઈ જવાનો ઉત્સાહ અમારા કરતાં ઓછો ન હતો. વિજયવાડાની કૃષ્ણાનાં દર્શન મેં સહુથી પહેલાં ૧૯૨૧ કે '૨૨ના ઉનાળામાં કરેલાં. આ સ્થાને કૃષ્ણા પશ્ચિમથી આવે છે અને પૂર્વ તરફ સમુદ્રને મળવા જાય છે. પશ્ચિમ તરફના બાંધને કારણે ઘણું પાણી રોકાયેલું હોવાથી એમાં હજારો લોકો સુખેથી નાહી શકતા હતા, જ્યારે પૂર્વ તરફ ખડકો વચ્ચેથી પાણીના પ્રવાહો ફાવે તેમ રસ્તો કાઢતા હતા. તે વખતે પણ લાગતું હતું કે અમારી કૃષ્ણા અહીં કેવડી મોટી થઈ છે! આ નદી નથી પણ નદ છે — મહા નદ છે — મહાનદેશ્વર છે. આજે કહેવું પડે છે કે તે વખતની એ કલ્પના બાળકલ્પના જ હતી.

ત્યાર પછી અનેક વાર વિજયવાડા ગયો છું અને કૃષ્ણાનો વધારેમાં વધારે ઉપયોગ કરવાની અનેક યોજનાઓનો વિકાસ જોતો અને સમજતો આવ્યો છું. આ વખતે જાણે એ બધાની પરિપૂર્ણ પૂર્ણાહુતિ જોવાને મળી. આન્ધ્રના એક વખતના મુખ્યમંત્રી શ્રી પ્રકાશમ્‌નું નામ જેને મળ્યું છે તે પ્રકાશમ્ બરાજ લગભગ સવા કે દોઢ માઈલ લાંબો છે. એ બરાજ ઉપરથી ધીમે ધીમે મોટરમાં જતાં બન્ને બાજુના પાણીનો વિસ્તાર જોઈ છાતી દબાઈ જતી હતી. પશ્ચિમની બાજુ પાણી ઉત્તરદક્ષિણ બધે ફેલાયું હતું. પખાલ પાણીથી આકંઠ ભરાયા પછી જેમ મનમાં બીક પેસે છે કે આ પખાલ ફૂટી જશે અને બધું પાણી ઢોળાશે, તેમ જ પશ્ચિમ તરફ જોતાં લાગે છે કે ઊંચી ઊંચી ટેકરીઓ વચ્ચે ભેગું થયેલું આ પાણી જો ફસકી જશે તો દુનિયામાં કેટલો મોટો મહાપ્રલય થશે, અને બીજી વાર વિશ્વાસ જામતો કે આ પાણી કાંઈ ફસકી જવાનાં નથી. પૂર્વ તરફ તણાયેલા રેલવેનો પુલ જો કોઈ કાળે તૂટે તો તૂટે પણ આ ભીમકાય બરાજ કોઈ કાળે દગો દે એમ નથી.

પશ્ચિમના પાણીનો વિસ્તાર જોઈ ધરાયા પછી નજર આકાશ તરફ વળી. ત્યાં વાદળાના બાકોરામાંથી સૂર્યનાં કિરણો સંતાકૂકડી રમતાં હતાં. એ કિરણોના પ્રકાશથી ચળકતાં વાદળાંઓ જાણે શાન્તપણે કહેતાં હતાં કે આટલો જળપ્રલય કર્યા છતાં અમે તો ખાલી થયાં જ નથી. કુદરતની શક્તિ અને સમૃદ્ધિ આગળ માણસ કેટલો પામર છે એની પ્રતીતિ ભેજા અને હૈયાને ગમે એવી ન હતી પણ ખરેખરી વસ્તુસ્થિતિ આગળ માણસનું શું ચાલે? પીધેલા દારૂડિયાની માફક એ ગમે તેટલી કલ્પના ચલાવે તોયે અંતે વસ્તુસ્થિતિ તે વસ્તુસ્થિતિ. એની આગળ હાર ખાધે જ છૂટકો.

અમે પાછા વળ્યા ત્યારે મોટરમાંથી ઊતરી બરાજની જમણી બાજુ અને ડાબી બાજુ વારાફરતી જોવાનો આનંદ માણ્યો. અમે ધ્યાનથી પાણીના ધોધ તરફ જોતા હતા, પણ પાણીના ધ્યાનમાં અમે કશા વિસાતમાં ન હતા. કુદરતના ભગવાને સોંપેલું યુગકાર્ય અથવા યોગકાર્ય એકનિષ્ઠાથી કરવામાં જ પાણીનો જથ્થો અને પ્રવાહ તન્મય હતા.

પૂર્વ તરફનાં પાણી બરાજનાં બંધનમાંથી છૂટયાનો મુક્તિનો આનંદ માણતાં હતાં, ઊછળતાં હતાં. અહીં નીચે, ખૂબ નીચે તમારો જૂનો બાંધ સંતાયો છે, જલમગ્ન છે, એની એંધાણી આપીને પાણી આગળ દોડતાં હતાં.

ખરેખર આ બાજુનાં – પૂર્વ તરફનાં મુક્ત પાણીનાં દર્શન એ જ આજનું કૃષ્ણાદેવીનું સાચું અને ભવ્ય દર્શન હતું. એકાગ્ર થઈ એનાં દર્શન કરતા જઈએ અને હૃદયના ધબકારા એના તાલ સાથે ઉન્માદનો આનંદ માણતા જાય!

આનંદનું આટલું વૈપુલ્ય અનુભવ્યા પછી પૂર્વસ્મૃતિઓ કાંઈ છાની રહે? કોટરીના પુલ પરથી જોયેલો સિંધુ નદનો ઊછળતો અને પિશાચવૃત્તિનું પ્રદર્શન કરતો વિસ્તાર જોયાનું આખું ચિત્ર નજર આગળ છતું થયું, અને તે વખતે આનંદાતિશયને લીધે પાણીમાં ભૂસકો મારવાની પ્રબળ ઇચ્છા રોકતાં કેટલી મહેનત પડેલી – તે બધું તાજું થયું.

આપણો એવો જ બીજો નદ બ્રહ્મપુત્ર. એનો રણમસ્ત વિસ્તાર બે ઠેકાણે જોયેલો. ગૌહાટી પાસે કામાખ્યાની ટેકરી પરથી. અને બીજું દર્શન તે શિવસાગર પાસે – જ્યાં જૂના વખતમાં જોયેલી કેટલીયે શેરીઓ અને એપનાં મકાનો તણાઈ ગયાં હતાં અને એ જ સ્થાને પાણીના પ્રવાહ વિજયનાદ કરતા દોડતા હતા – અને ઠેકાણે ઠેકાણે ભમરીઓની ભાતો બદલતા હતા.

અને સૈકુઆ ઘાટ અને સાદિયાની આસપાસ લોહિત, ડિહંગ, સુબ્બતસિરી આદિ અનેક નદીઓના પંખા પાણીના વિસ્તારમાં ડૂબી એકરૂપ થઈ ગયા હતા – એ દૃશ્ય પણ કેમ ભૂલી શકું?

અને જાણે એટલા અનુભવની પુનરાવૃત્તિ બસ ન હતી એમ દક્ષિણ અમેરિકાને ઉત્તરે કેચૂરનો ધોધ જોવા જતાંઆવતાં એસેકિવબો નદીનો વિશાળ સાગર-સંગમ જોયો હતો. એનો વિસ્તાર હૈયામાં સ્ફુરવા લાગ્યો. એ વિસ્તાર ચિ. સરોજે અને મેં જોયો હતો જ. પણ અમારી સાથે વિજયવાડા આવેલાં રત્નમયી દેવીએ પણ જોયો હતો. ત્રણેનાં મનમાં એક જ વખતે એની સ્મૃતિ ઝબકારાની પેઠે જાગ્રત થઈ અને એનો ઉલ્લેખ કરવામાં અમે એકબીજા સાથે અને કુદરતની ભવ્યતા સાથે એકતા અનુભવી. કુદરતમાં ગમે તેટલો ઉત્પાત થાય તોયે સિંધુ, બ્રહ્મપુત્ર અને એસેકિવબો કોઈ કાળે કૃષ્ણાની મહેમાનગીરીનો અનુભવ લેવા એકત્ર આવી ન શકે. એમની ત્રિવેણી ગૂંથવાની કળા અમારી સ્મરણશક્તિ પાસે જ હતી. એ અમારો વૈભવ કાંઈ નાનોસૂનો છે?

રેલવેના પુલ પરથી જતાં બરાજનાં દર્શન કરવાં અને બરાજ પર ઊભા રહી રેલવેનો પુલ આંખોમાં મવડાવવો — એવા બેવડા સુખદ વ્યાપારનું સ્મરણ કરતાં કરતાં અમે ગ્રેન્ડ ટ્રૅકની ગાડીમાં પ્રવેશ કર્યો અને એ આનંદને ઊંઘમાં ડુબાડવાની જરાયે ઉતાવળ ન કરી.

## ૮. નર્મદા-સહોદર સાતપુડા

વિન્ધ્ય તથા સાતપુડા પોતાની બહેન નર્મદાનું વીરાપણું કરતાં પોતાની હસ્તીનું સાર્થક્ય માને છે. આ બન્ને મળીને નર્મદાને પાણી પણ આણી આપે છે અને એનું રક્ષણ પણ કરે છે. આ બન્ને પર્વતો નર્મદાની અતિ નિકટ હોવાને લીધે નથી એ પોતાનું પાત્ર બદલી શકતી કે નથી પોતાના પાણી અને કાંપના આશીર્વાદથી દૂર દૂરની જમીનમાં ખેતી કરી શકતી.

નર્મદા નદીનો જ્યાં ઊગમ છે ત્યાં વિન્ધ્ય અને સાતપુડાને જોડનારો મેકલ અથવા મેખલ પર્વત ચન્દ્રાકાર ઊભો છે. મેખલ ઋષિની એ તપોભૂમિ છે. અહીં અનેક નદીઓનો ઊગમ છે. નર્મદા પશ્ચિમ તરફ વહેતી વહેતી ભૃગુકચ્છ પાસે સમુદ્રને મળે છે. શોણનદ આ જ પર્વતમાંથી નીકળી ગર્જના કરતો કરતો પોતાનું બધું પાણી ગંગાને અર્પણ કરે છે; ગુપ્તદાન તો શું, મૂકદાન પણ એ જાણતો નથી. મહા નદી અને જોહિલ્લા નદીઓ પણ મેકલ પહાડમાંથી જ નીકળે છે. પ્રાચીન કાળમાં અહીં સારી-સરખી આબાદી હતી. અહીંના મેખલ લોકોનો ઉલ્લેખ રામાયણ તથા પુરાણોમાં મળે છે.

નર્મદા નદીને મેખલ-કન્યા કહે છે. કોક વાર એને જ મેખલા પણ કહે છે. ખરેખર એ ભારતમાતાની કટિમેખલા જ છે.

નર્મદાની ઉત્તરના પર્વતો વિન્ધ્ય અને દક્ષિણના પર્વતો સાતપુડા કહેવાય છે. અસલમાં આ દાક્ષિણાત્ય પહાડોના ફક્ત પશ્ચિમ વિભાગનું જ નામ હતું સાતપુત્ર અથવા સાતપુડા. વિન્ધ્ય પર્વતના આ સાત દીકરાઓ મનાતા. કોઈ કહે છે કે પ્રાચીન ભૂકંપને લીધે અહીંની જમીનનાં સાત પડ અથવા કરચળીઓ થઈ ગઈ તેથી આ સાતપુડા કહેવાયા. આજે આ સાતપુડાના પહાડો નર્મદા અને તાપીની વચ્ચે વિરાજમાન છે. રાજપીપળા અને અશીરગઢથી એમની શોભા સુંદર દેખાય છે.

આમ તો મંડલા, બાલાઘાટ, શેવતી, છિંદવાડા અને બૈતુલ તાલુકાઓ મળી સાતપુડાની અધિત્યકા (Table land) બને છે. મરાઠીમાં અધિત્યકાને 'पठार' કહે છે. એ શબ્દ હવે હિન્દીમાં પણ લેવાયો છે.

જે રીતે હું બાળપણમાં સહ્યાદ્રિમાં, વિરક્તિના દિવસોમાં હિમાલયમાં અને છેલ્લે છેલ્લે આસામના પહાડોમાં ફર્યો છું તેવી રીતે વિન્ધ્ય-સાતપુડામાં પગપાળા ફરવાની તક મળી હોત તો તેને મારા જીવનની એક ધન્યતા માનત. છતાં રેલને રસ્તે,

અને કોઈ કોઈ વાર મોટરમાં પણ, આ પહાડોમાં ઠીક ઠીક ફર્યો છું. નાગપુરથી ઈટારસી અને ઈટારસીથી જબલપુર તો કેટલીયે — અગણિત વાર આગગાડીમાં ગયો છું; અને તે તે વખતે ત્યાંની નાની-મોટી ટેકરીઓ, એનાં ગર્વોન્નત શિખરો તથા એમની વચ્ચેથી વહેનારી નાની-મોટી નદીઓ જોવાનું ભાગ્ય મને લાધ્યું છે.

એ જ રીતે ગોંદિયાથી જબલપુરની રેલ-મુસાફરી બેચાર વાર કરી મેં મારાં હાડકાં ખોખરાં કર્યાં છે! જેને આજે પણ ભૂલી શકતો નથી.

એક વાર સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનો ઉત્સવ ઊજવવા માટે અડધા લાખથી અધિક આદિવાસીઓ વચ્ચે હું જ્યારે નયનપુર ગયો હતો ત્યારે પણ આ પર્વતોનું નયન-સુભગ દર્શન થયેલું. રાજપીપળાની પાસે તો સાતપુડા અને સહ્યાદ્રિનો કાટખૂણો બને છે. અહીં આ બન્ને પર્વતો એટલા તો વિનમ્ર છે જાણે એકબીજાને નમસ્કાર જ કરતા હોય!

નર્મદાને દક્ષિણ કિનારે બડવાનીની પાસે અમે જ્યાં ભગવાન ઋષભદેવની બાવનગજાની મૂર્તિ જોઈ હતી તે ટેકરી સાતપુડાની જ ગણાય કે નહીં તે હું જાણતો નથી. પણ જો ખાંડવા અને અશીરગઢ સુધી સાતપુડાની પહોંચ હોય તો બડવાની પાસેની ટેકરી પણ સાતપુડાની જ ગણી શકાય.

એમ મનાય છે કે જૈન સંસ્કૃતિ પહાડી સંસ્કૃતિ નથી; મેદાનની અને ખેતીની સંસ્કૃતિ છે. વાત ખરી લાગે છે છતાં એટલું ખરું કે આ સંસ્કૃતિએ પહાડી લોકોને પોતાની અસર તળે આણવાનો પ્રયત્ન લગાતાર કરેલો છે.

વિન્ધ્ય અને સાતપુડા, નર્મદા અને તાપી, શોણ અને મહી આ નામો સાથે જે પ્રદેશનું સ્મરણ થાય છે, ત્યાંની સંસ્કૃતિ ભૂમિજન અથવા ગિરિજન આદિમ-જાતિની સંસ્કૃતિ છે.

સ્વતંત્ર ભારતમાં રાજ્યોની જે નવી સીમાઓ બની તેમાં મધ્ય પ્રદેશનું એટલું સારું વિશાળ રાજ્ય બનાવ્યું છે કે એમાં વિન્ધ્ય, સાતપુડા અને મેખલના બધા જ આદિવાસીઓ આવી જાય છે. આ પ્રદેશ સાથે જેનો ગાઢ પરિચય હોય અને જેના હૃદયમાં અહીંના ગિરિજનો પ્રત્યે આત્મીયતા તથા આદર હોય એવા જ મંત્રીઓ અને અમલદારો અહીં નિમાવા જોઈએ. વિન્ધ્ય પર્વતે (એમાં સાતપુડા પણ આવી જાય છે) અગસ્ત્ય આગળ મસ્તક નમાવ્યું હતું તેને યુગો વીતી ગયા. હવે વિન્ધ્ય અને સાતપુડા માટે, નવા અર્થમાં, માથું ઊંચું કરવાના દિવસો આવ્યા છે. એટલું જ નહીં પણ પૃથ્વીના પેટની ખનિજ સંપત્તિ ઉપર આણી અહીંના ભૂમિજનોને સંપન્ન અને સમર્થ કરવાનો યુગ પણ બેઠો છે.

નવભારતનું ચિત્ર નજર આગળ રાખતાં નર્મદાના વીરાઓ વીર વિન્ધ્ય અને વીર સાતપુત્ર ભારતની કમર પાસે આવેલા દેખાય છે. નર્મદા તો ભારતની કટિમેખલા છે જ. અને આ બન્ને પર્વતો કમરનાં મજબૂત હાડકાંઓ છે. હવે લોકોન્નતિ માટે એ કમર કસવાના દિવસો આવ્યા છે. સારામાં સારા લોકસેવકોએ હવે આ પ્રદેશમાં જઈ ત્યાંના આદિમજાતિ લોકોને ખાસ ઉપયોગી એવી પાયાની

૨

આપણા દશાવતારના બે વિભાગ છે: મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ અને વામન, એને તો હું મનુષ્ય-વિકાસ Evolutionની વાર્તા માનું છું. એનું વાતાવરણ જુદું છે. આપણે ઇતિહાસમાં પ્રવેશ કરીએ છીએ ત્રણ રામની સાથે — પરશુરામ, દાશરથિરામ અને કૃષ્ણબંધુ બળરામ. પરશુરામે સનાતન ધર્મમાં બ્રાહ્મણોનું સંગઠન કર્યું અને ક્ષત્રિયોને છેડયા. દાશરથિરામે બ્રહ્મ અને ક્ષત્રિયનો સમન્વય કરી ધર્મની સર્વોપરીતા સિદ્ધ કરી અને દક્ષિણ ભારત સાથે પરિચય વધાર્યો. પણ રામ અંતે તો આર્યોના રાજા ખરા ને? એમણે દક્ષિણ સાથે અને ત્યાંના આદિવાસીઓ સાથે ગમે તેટલો પરિચય વધાર્યો હોય અને એમને આર્ય-સંસ્કૃતિથી પ્રભાવિત કર્યા હોય, પણ રામને આર્ય-સંસ્કૃતિના દાસ બનીને ઇચ્છા-અનિચ્છાએ પણ શૂદ્રમુનિ શંબૂકનો વધ કરવો જ પડયો. કેટલાક વૈષ્ણવ કહે છે, “અમારા શ્રીકૃષ્ણને અવતારોની માળામાં ન ગૂંથશો. જો અવતાર જ જોઈતો હોય તો બળરામને લ્યો. અમારા શ્રીકૃષ્ણ તો સ્વયંભૂ, સ્વતંત્ર અને નવનિર્મિતિ કરનારા છે. તમે એમને તોફાની કહી શકો. પણ અવતાર-પરંપરામાં એમને બાંધશો નહીં. ‘कृष्णस्तु भगवान् स्वयम्’ તેઓ રામ જેવા ધર્મ-પરતંત્ર ન હતા, ધર્મ-સંસ્થાપક અને ધર્મકૃત્ હતા.”

એવા કૃષ્ણભક્તોની વાત શ્રદ્ધાથી સાંભળીશું પણ સનાતનધર્મે શ્રીકૃષ્ણને રામ પછીના આઠમા અવતાર માન્યા છે અને એમને પૂર્ણાવતાર કહ્યા છતાં એમના પછી બે બીજા અવતાર આવનાર છે, એટલી મર્યાદા એમના પર લાદી છે.

હવે સવાલ એ ઊઠે છે કે દરેક જૂના અવતારો પાસેથી કાંઈક વધારે મહત્ત્વના અને વ્યાપક કામની અપેક્ષા રાખી હશે કે નહીં?

જો એવું કાંઈક હોય તો કૃષ્ણાવતાર પછી માનવજાતિના વિકાસ માટે નવા અવતારને ભાગે કયા કામની જવાબદારી આવી પડી?

કૃષ્ણાવતાર પછી બુદ્ધાવતાર થયો એમ આપણે માનીએ છીએ; જ્યારે મહારાષ્ટ્રમાં શ્રીકૃષ્ણનું અવતારકાર્ય પૂરું થયા પછી કૃષ્ણ ભગવાન પોતે રુકિમણીને મનાવવા માટે અને પુંડરિકને દર્શન આપવા માટે દિંડીરવન પંઢરપુરમાં આવ્યા, અને વિઠોબા બનીને ભક્તોને દર્શન આપી રહ્યા છે. આ જ વિઠોબા અથવા વિઠ્ઠલ નવમા અવતાર છે.

એક તરફ શ્રીકૃષ્ણ પછી ગૌતમબુદ્ધને વિષ્ણુના નવમા અવતાર માનવા અને બીજી તરફ કહેવું કે સનાતન ધર્મનું અનુચ્છેદ કરનાર બૌદ્ધ ધર્મનું આ દેશમાં નામનિશાન નથી રહ્યું એ અવતારવાદમાં બેસતું નથી, જોકે દસમો અવતાર કલ્કિનો થવાનો છે એ કહેનાર લોકો ‘બુદ્ધની અહિંસા ખોટી હતી તેથી દસમો અવતાર ઘોડા પર બેસીને શત્રુનો સંહાર કરશે’ વગેરે કહીને યુદ્ધધર્મનું જ સમર્થન કરે છે.

(કેટલાક ઇતિહાસ-સંશોધકોનું કહેવું છે કે કલ્કિ અવતાર ક્યારનો થઈ ગયો છે અને રાજસ્થાનના કોઈ રાજાને તેઓ દસમા કલ્કિ અવતાર તરીકે જાહેર કરે છે.)

શામળાજીની વાત કરતાં કરતાં હું અવતારવાદમાં શી રીતે ઊતરી ગયો, એવો સવાલ વાચકોના મનમાં ઊઠશે ખરો એનું કારણ તરત કહી દઉં.

આજે જ્યાં શામળાજીની ભક્તિ અને પૂજા થાય છે ત્યાં પ્રાચીન સમયમાં બુદ્ધની પૂજાનું કેન્દ્ર હતું, એમ કહીને ઇતિહાસ-સંશોધક અને પુરાતત્ત્વનું ખોદ-કામ કરનાર સંશોધક બુદ્ધની મૂર્તિઓ તથા બુદ્ધવિહારની ઈંટો દેખાડે છે. પંઢર-પુરમાં પણ વિઠોબાની જે મૂર્તિની પૂજા થાય છે તે બુદ્ધની મૂર્તિ હતી એવું ઇતિહાસ-સંશોધક સાબિત કરી શકયા છે. આના પરથી અનુમાન થાય છે કે આખા દેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર જોઈને બુદ્ધનો જ નવમા અવતાર તરીકે સ્વીકાર કરવાનું કેટલાક સનાતનીઓને અપરિહાર્ય લાગ્યું હશે. બૌદ્ધ ધર્મે મહાયાનનું રૂપ લીધું તેથી એવા બૌદ્ધ ધર્મનો હિંદુ ધર્મમાં સમાવેશ કરવામાં એમને મુશ્કેલી આવી નહીં હોય.

'પરંતુ વેદપરંપરાનો ઇન્કાર કરનાર, યજ્ઞયાગનો સીધો વિરોધ કરનાર અને અનાત્મનો આગ્રહ રાખનાર બૌદ્ધ ધર્મનો સ્વીકાર કેવી રીતે થઈ શકે?'

આવા વિચારના લોકોએ જ્યાં જ્યાં શકય હતું ત્યાં બૌદ્ધકેન્દ્રોને ઉખેડી નાંખી વૈષ્ણવકેન્દ્રોની સ્થાપના કરી હશે. અને જે રીતે પંઢરપુરમાં બુદ્ધ મૂર્તિને જ વિઠોબાની મૂર્તિનું રૂપ આપ્યું અને બુદ્ધને વિષ્ણુ બનાવ્યા તે જ પ્રમાણે શામળાજીની સ્થાપના બૌદ્ધકેન્દ્રના સ્થાન પર થઈ હશે એમ માનવા મારી કલ્પના મને પ્રેરે છે.

હું માનું છું આપણે પુરાતત્ત્વનું સંશોધન કરીએ કે ન કરીએ આપણા ધર્મ-જીવનમાં ભગવાન બુદ્ધને અને એમના કલ્યાણપ્રદ ધર્મને જીવિતસ્થાન આપવું જોઈએ.

દુનિયામાં જોશથી ફેલાયેલા મુખ્ય ત્રણ પ્રચારક ધર્મ છે. બૌદ્ધ ધર્મ, એની પાછળ પાછળ આવનાર ઈસાઈ ધર્મ અને એની પણ પાછળ આવનાર જુવાન ઇસ્લામ ધર્મ. આ ત્રણે ધર્મોને ભગવાને આપણા દેશમાં સ્થાન અપાવ્યું છે. આ વાતોને અપનાવીને (અને સાથે સાથે વૈદિક ધર્મના બંધુ સમાન પારસી ધર્મને અને પશ્ચિમના યહૂદી ધર્મને પણ લેવા જ જોઈએ.) એક વિશાલ ધર્મકુટુંબ આપણા દેશમાં સ્થાયી કરવું એ ભારતનું યુગકાર્ય છે.

જૂના જમાનામાં સિદ્ધાન્તચર્ચા કરીને બધા ધર્મોએ એકબીજાની સ્પર્ધા કરી. પરિણામે બધા ધર્મો સ્વભાવે હીન અને પ્રભાવે ક્ષીણ થઈ ગયા. હવે જેમ આપણા સનાતન ધર્મમાં સર્વ સમન્વયકારી પંચાયતન પૂજા ચલાવવામાં આવી અને એમાં એક તરફ હનુમાનને અને બીજી બાજુ અવધૂત ગુરુ દત્તાત્રયને પણ સ્થાન આપ્યું તેમ હવે દુનિયાના બધા જ ધર્મને અપનાવવા જોઈએ.

આ કામ સહેલું નથી. જૂની રીતે કરવા જઈશું તો એમાં પ્રાણ નહીં આવે. આ કેવી રીતે કરવું જોઈએ એનો વિચાર ઉત્કટતાપૂર્વક મનમાં ચાલ્યો. એ જ અહીં આપવાનો વિચાર છે. એને માટે સ્વામી વિવેકાનંદ જેવો ધર્મપ્રાણ જેમનામાં હોય તેવા લોકોએ શામળાજી જેવાં તીર્થક્ષેત્રોનો કેવળ જીર્ણોદ્ધાર જ નહીં પણ નવવિકાસ જ કરવો પડશે.

# ૧૦. ટિકમગઢ

હિંદુસ્તાન (ઉત્તર) અને દક્ષિણ આપણા દેશના ઇતિહાસમાં એટલો બધો મોટો ભાગ ભજવે છે કે મધ્ય હિંદુસ્તાન તરફ લોકોનું ભાગ્યે જ લક્ષ જાય છે. મેં પોતે એક વાર હિંદસ્તાનનું વર્ણન કરતાં લખ્યું છે કે હિંદુસ્તાન — અખંડ હિંદુસ્તાન એક તાંત્રિક ત્રિકોણ છે જેના ત્રણે ખૂણા કાશ્મીર, કામરૂપ અને કેરળમાં કુદરતે પોતાનું બધું સૌંદર્ય ઠાલવ્યું છે પણ મધ્ય હિંદુસ્તાનનું સૌંદર્ય ઓછું નથી. લોકોનું મધ્ય હિંદુસ્તાન તરફ કંઈ દુર્લક્ષ થયેલું હોવાથી ત્યાં કુદરતને કંઈ આરામ મળે અને લોકો પણ કુદરતના ખોળાનો આશીર્વાદ ખોયા વગર રહેતા હોવાથી એમની અંદર પણ પ્રાકૃતિક મોહકતા હજી કાયમ છે.

પણ એનો અર્થ એવો નથી કે મધ્ય હિંદુસ્તાન તરફ આપણા લોકોનું સદાને માટે દુર્લક્ષ રહ્યું છે. મોટાં મોટાં સામ્રાજ્યો મધ્ય હિંદુસ્તાનમાં સ્થપાયાં, ફેલાયાં અને કુદરતના કાનૂન પ્રમાણે વિલીન પણ થયાં. આજે એ ઇતિહાસ લગભગ ભુલાયો છે પણ એ મધ્યકાલીન સંસ્કૃતિના કેટલાક ભવ્ય અવશેષો આજે પણ લોકોને આશ્ચર્ય પમાડે છે.

પંજાબ અને સિંધ એક જ નદીના યુક્તવેણી અને મુક્તવેણી બંને વિલાસ બતાવે છે. યુક્ત પ્રાંત, બિહાર, મગધ, અંગવંગ પ્રદેશમાં ગંગાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આસામ પ્રદેશમાંથી બ્રહ્મપુત્રા દોડતી આવીને દક્ષિણ બંગાળના સમતલ પ્રદેશમાં કાંપ ફેલાવવાની બાબતમાં ગંગા નદી સાથે હરીફાઈ કરે છે. દક્ષિણમાં ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓ પશ્ચિમના પહાડને પૂર્વ તરફ ખેંચવાનો અખંડ પ્રયત્ન કરે છે. ગુજરાતમાં નર્મદા, તાપી, મહી વગેરે નદીઓ મધ્ય ભારતનું સ્મરણ કરાવતી પશ્ચિમ સમુદ્રને મળે છે જ્યારે શિવનાથ, મહા નદી વગેરે મધ્ય ભારતની બીજી નદીઓ કલિંગ સામ્રાજ્યને સમૃદ્ધ કરે છે.

ત્યારે મધ્ય ભારતમાં કઈ નદીનું પ્રાધાન્ય છે? ત્યાં વેત્રવતી, ક્ષિપ્રા, ધસાન, (દશાર્ણ) વગેરે દસ-પંદર નદીઓ પોતાની લીલા વિસ્તારે છે. એ હું જાણું છું છતાં મધ્ય ભારતને હું તો તળાવનો પ્રદેશ જ કહું. પ્રજાહિતૈષી રાજાઓએ ત્યાં જોયું કે નદીને ઉત્તેજન આપીએ તો એ પરોપકારનું જ કામ કરવાની. મધ્ય ભારતનો કસ ખેંચી લઈ બીજા પ્રાંતને સમૃદ્ધ કરવા એના કરતાં ઠેકઠેકાણે તળાવો બાંધ્યાં હોય તો ત્યાંનું પાણી ત્યાં જ સ્થિર થઈ લોકોને ફળધાન્ય આપશે અને એમને સંતોષમૂલક સંસ્કૃતિ ખીલવવાની તક આપશે. અતિ પ્રાચીન કાળમાં જ્યારે હિંદુસ્તાનનો આકાર ઘડાયો ત્યારે આ મધ્યપ્રાંતને ભાગે વધારેમાં વધારે ખનિજસમૃદ્ધિ આવી. પહાડોએ વાદળાંને ખેંચી આણ્યાં અને મોટાં મોટાં જંગલોને જન્મ આપ્યો. જ્યારે કોઈ માણસમાં સંસ્કારિતા નથી હોતી ત્યારે આપણે ધિટ્ઠાઈને તિરસ્કાર

બતાવવા માટે એને 'જંગલી' કહીએ છીએ. પણ ખરું જોતાં, જંગલી પ્રદેશની પોતાની એક ભવ્ય સંસ્કૃતિ હોય છે જેના પ્રમાણમાં શહેરોની સંસ્કૃતિ છીછરી અને અસામાજિક હોય છે. જેને આપણે પોતે ઓળખતા નથી તેની નિંદા કરવાની અસંસ્કારિતા જંગલના લોકોએ કેળવી હોય તો તેઓ શહેરના લોકો પ્રત્યે તિરસ્કાર બતાવવા માટે 'શહેરી' એવું ગાળનું વચન ચલાવી શકત. જંગલના લોકોમાં એકલા રહેવાની હિંમત હોય છે, કુદરતને ઓળખવાની સૂક્ષ્મ દૃષ્ટિ હોય છે. મુશ્કેલીનો સામનો કરવાની બહાદુરી હોય છે અને પોલો વિવેક કેળવ્યા વગર સાચું આતિથ્ય બતાવવાની માણસાઈ પણ હોય છે.

જીવનની સફળતા માટે વીર્ય (Vitality) અને કુમાશ (Grace) તેની જરૂર હોય છે. શહેરી સંસ્કૃતિમાં કુમાશ ભલે ખીલતી હોય, પણ વીર્ય તો ક્ષીણ જ થાય છે. જંગલી સંસ્કૃતિમાં કુમાશનાં નખરાં નથી હોતાં, પણ વીર્ય અમાપ હોય છે અને સાચી માણસાઈ ડગલે ને પગલે દેખાય છે.

પણ હાય! આધુનિક સંસ્કૃતિએ બધે પહોંચી વળીને જૂનું વીર્ય તોડી નાખ્યું છે અને જીવનપંથ એટલો આકરો કરી મૂક્યો છે કે માણસાઈ બતાવવી એ તો જાણે ગુનો જ થઈ ગયો છે; ગુનો નહીં તો બેવકૂફી તો ખરી જ! આજે મધ્ય ભારતની સ્થિતિ દયામણી છે. જૂની સંસ્કૃતિની સુવાસ હવે ત્યાં રહી નથી અને નવી સંસ્કૃતિની બાહોશી પણ ત્યાં પહોંચી નથી. પરિણામે, ત્યાંના રહીશો જીવન-સંગ્રામમાં ડગલે ને પગલે હારતા જાય છે અને મૂંઝાય છે. જીવનસંગ્રામ એમને માટે પુરુષાર્થ હવે રહ્યો નથી પણ એક સોરટી અથવા નસીબનો ખેલ બની ગયો છે. જીવનકલાનું યથાર્થ જ્ઞાન જેમને હોતું નથી, પોતે કરેલા પુરુષાર્થનું ફળ જેમને મળતું નથી, ન્યાય કે ઇન્સાફનું જેમને દર્શન થઈ શકતું નથી તેઓ દૈવવાદી બને છે. અને દૈવવાદી કરતાં મોટો નાસ્તિક બીજો કોણ હોઈ શકે? જેણે દૈવનો સ્વીકાર કર્યો એ નથી ન્યાય આપી શકતો અને નથી શ્રદ્ધાપૂર્વક ન્યાય માગી શકતો. એને મન જીવન એક જુગટું છે, એનો ઈશ્વર એક લહેરી, જોહુકમી સુલતાન હોય છે. એનું જીવનશાસ્ત્ર જાદુ અને અકસ્માત્ ઉપર રચાયેલું હોય છે. એને માટે ભવિષ્ય તો હોતું જ નથી પણ ભૂતકાળ પણ સ્મરણમાં સાચવવા જેવો લાગતો નથી.

મધ્ય ભારતના આદિવાસીઓ આજે આવી દશાએ પહોંચ્યા છે. એક વખતે ત્યાં એમનાં રાજ્યો હતાં. તેઓ ભૂમિના માલિક હતા. પ્રજા ઉપર રાજ્ય કરી શકતા હતા અને જીવનની કૃતાર્થતા અનુભવી શકતા હતા. એ બધું હવે ગયું છે. ભૂતકાલીન વૈભવની સ્મૃતિ સાવ નષ્ટ થઈ હોત તોય એને આપણે કુદરતની આશીર્વાદ સમજી શકતા હતા પણ આજે એ ભવ્ય ભૂતકાળની વિકૃત અને પોલી સ્મૃતિ એ લોકોને પજવે છે અને જીવનકલહ માટે નાલાયક બનાવે છે. જૂના આદર્શો વિકૃત રૂપ ધારણ કરીને એમના ઉપર એવા તો સવાર થઈને બેઠા છે કે

# ૧૦. ટિકમગઢ

હિંદુસ્તાન (ઉત્તર) અને દક્ષિણ આપણા દેશના ઇતિહાસમાં એટલો બધો મોટો ભાગ ભજવે છે કે મધ્ય હિંદુસ્તાન તરફ લોકોનું ભાગ્યે જ લક્ષ જાય છે. મેં પોતે એક વાર હિંદસ્તાનનું વર્ણન કરતાં લખ્યું છે કે હિંદુસ્તાન — અખંડ હિંદુસ્તાન એક તાંત્રિક ત્રિકોણ છે જેના ત્રણે ખૂણા કાશ્મીર, કામરૂપ અને કેરળમાં કુદરતે પોતાનું બધું સૌંદર્ય ઠાલવ્યું છે પણ મધ્ય હિંદુસ્તાનનું સૌંદર્ય ઓછું નથી. લોકોનું મધ્ય હિંદુસ્તાન તરફ કંઈ દુર્લક્ષ થયેલું હોવાથી ત્યાં કુદરતને કંઈ આરામ મળે અને લોકો પણ કુદરતના ખોળાનો આશીર્વાદ ખોયા વગર રહેતા હોવાથી એમની અંદર પણ પ્રાકૃતિક મોહકતા હજી કાયમ છે.

પણ એનો અર્થ એવો નથી કે મધ્ય હિંદુસ્તાન તરફ આપણા લોકોનું સદાને માટે દુર્લક્ષ રહ્યું છે. મોટાં મોટાં સામ્રાજ્યો મધ્ય હિંદુસ્તાનમાં સ્થપાયાં, ફેલાયાં અને કુદરતના કાનૂન પ્રમાણે વિલીન પણ થયાં. આજે એ ઇતિહાસ લગભગ ભુલાયો છે પણ એ મધ્યકાલીન સંસ્કૃતિના કેટલાક ભવ્ય અવશેષો આજે પણ લોકોને આશ્ચર્ય પમાડે છે.

પંજાબ અને સિંધ એક જ નદીના યુક્તવેણી અને મુક્તવેણી બંને વિલાસ બતાવે છે. યુક્ત પ્રાંત, બિહાર, મગધ, અંગવંગ પ્રદેશમાં ગંગાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આસામ પ્રદેશમાંથી બ્રહ્મપુત્રા દોડતી આવીને દક્ષિણ બંગાળના સમતલ પ્રદેશમાં કાંપ ફેલાવવાની બાબતમાં ગંગા નદી સાથે હરીફાઈ કરે છે. દક્ષિણમાં ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓ પશ્ચિમના પહાડને પૂર્વ તરફ ખેંચવાનો અખંડ પ્રયત્ન કરે છે. ગુજરાતમાં નર્મદા, તાપી, મહી વગેરે નદીઓ મધ્ય ભારતનું સ્મરણ કરાવતી પશ્ચિમ સમુદ્રને મળે છે જ્યારે શિવનાથ, મહા નદી વગેરે મધ્ય ભારતની બીજી નદીઓ કલિંગ સામ્રાજ્યને સમૃદ્ધ કરે છે.

ત્યારે મધ્ય ભારતમાં કઈ નદીનું પ્રાધાન્ય છે? ત્યાં વેત્રવતી, ક્ષિપ્રા, ધસાન, (દશાર્ણ) વગેરે દસ-પંદર નદીઓ પોતાની લીલા વિસ્તારે છે. એ હું જાણું છું છતાં મધ્ય ભારતને હું તો તળાવનો પ્રદેશ જ કહું. પ્રજાહિતૈષી રાજાઓએ ત્યાં જોયું કે નદીને ઉત્તેજન આપીએ તો એ પરોપકારનું જ કામ કરવાની. મધ્ય ભારતનો કસ ખેંચી લઈ બીજા પ્રાંતને સમૃદ્ધ કરવા એના કરતાં ઠેકઠેકાણે તળાવો બાંધ્યાં હોય તો ત્યાંનું પાણી ત્યાં જ સ્થિર થઈ લોકોને ફળધાન્ય આપશે અને એમને સંતોષમૂલક સંસ્કૃતિ ખીલવવાની તક આપશે. અતિ પ્રાચીન કાળમાં જ્યારે હિંદુસ્તાનનો આકાર ઘડાયો ત્યારે આ મધ્યપ્રાંતને ભાગે વધારેમાં વધારે ખનિજસમૃદ્ધિ આવી. પહાડોએ વાદળાંને ખેંચી આણ્યાં અને મોટાં મોટાં જંગલોને જન્મ આપ્યો. જ્યારે કોઈ માણસમાં સંસ્કારિતા નથી હોતી ત્યારે આપણે ચિડાઈને તિરસ્કાર

બતાવવા માટે એને 'જંગલી' કહીએ છીએ. પણ ખરું જોતાં, જંગલી પ્રદેશની પોતાની એક ભવ્ય સંસ્કૃતિ હોય છે જેના પ્રમાણમાં શહેરોની સંસ્કૃતિ છીછરી અને અસામાજિક હોય છે. જેને આપણે પોતે ઓળખતા નથી તેની નિંદા કરવાની અસંસ્કારિતા જંગલના લોકોએ કેળવી હોય તો તેઓ શહેરના લોકો પ્રત્યે તિરસ્કાર બતાવવા માટે 'શહેરી' એવું ગાળનું વચન ચલાવી શકત. જંગલના લોકોમાં એકાકી રહેવાની હિંમત હોય છે, કુદરતને ઓળખવાની સૂક્ષ્મ દૃષ્ટિ હોય છે. મુશ્કેલીનો સામનો કરવાની બહાદુરી હોય છે અને પોલો વિવેક કેળવ્યા વગર સાચું આદરાતિથ્ય બતાવવાની માણસાઈ પણ હોય છે.

જીવનની સફળતા માટે વીર્ય (Vitality) અને કુમાશ (Grace) તેની જરૂર હોય છે. શહેરી સંસ્કૃતિમાં કુમાશ ભલે ખીલતી હોય, પણ વીર્ય તો ક્ષીણ જ થાય છે. જંગલી સંસ્કૃતિમાં કુમાશનાં નખરાં નથી હોતાં, પણ વીર્ય અમાપ હોય છે અને સાચી માણસાઈ ડગલે ને પગલે દેખાય છે.

પણ હાય! આધુનિક સંસ્કૃતિએ બધે પહોંચી વળીને જૂનું વીર્ય તોડી નાખ્યું છે અને જીવનપંથ એટલો આકરો કરી મૂક્યો છે કે માણસાઈ બતાવવી એ તો જાણે ગુનો જ થઈ ગયો છે; ગુનો નહીં તો બેવકૂફી તો ખરી જ! આજે મધ્ય ભારતની સ્થિતિ દયામણી છે. જૂની સંસ્કૃતિની સુવાસ હવે ત્યાં રહી નથી અને નવી સંસ્કૃતિની બાહોશી પણ ત્યાં પહોંચી નથી. પરિણામે, ત્યાંના રહીશો જીવન-સંગ્રામમાં ડગલે ને પગલે હારતા જાય છે અને મૂંઝાય છે. જીવનસંગ્રામ એમને માટે પુરુષાર્થ હવે રહ્યો નથી પણ એક સોરટી અથવા નસીબનો ખેલ બની ગયો છે. જીવનકલાનું યથાર્થ જ્ઞાન જેમને હોતું નથી, પોતે કરેલા પુરુષાર્થનું ફળ જેમને મળતું નથી, ન્યાય કે ઇન્સાફનું જેમને દર્શન થઈ શકતું નથી તેઓ દૈવવાદી બને છે. અને દૈવવાદી કરતાં મોટો નાસ્તિક બીજો કોણ હોઈ શકે? જેણે દૈવનો સ્વીકાર કર્યો એ નથી ન્યાય આપી શકતો અને નથી શ્રદ્ધાપૂર્વક ન્યાય માગી શકતો. એને મન જીવન એક જુગટું છે, એનો ઈશ્વર એક લહેરી, જોહુકમી સુલતાન હોય છે. એનું જીવનશાસ્ત્ર જાદુ અને અકસ્માત્ ઉપર રચાયેલું હોય છે. એને માટે ભવિષ્ય તો હોતું જ નથી પણ ભૂતકાળ પણ સ્મરણમાં સાચવવા જેવો લાગતો નથી.

મધ્ય ભારતના આદિવાસીઓ આજે આવી દશાએ પહોંચ્યા છે. એક વખતે ત્યાં એમનાં રાજ્યો હતાં. તેઓ ભૂમિના માલિક હતા. પ્રજા ઉપર રાજ્ય કરી શકતા હતા અને જીવનની કૃતાર્થતા અનુભવી શકતા હતા. એ બધું હવે ગયું છે. ભૂતકાલીન વૈભવની સ્મૃતિ સાવ નષ્ટ થઈ હોત તોય એને આપણે કુદરતી આશીર્વાદ સમજી શકતા હતા પણ આજે એ ભવ્ય ભૂતકાળની વિકૃત અને પોલી સ્મૃતિ એ લોકોને પજવે છે અને જીવનકલહ માટે નાલાયક બનાવે છે. જૂના આદર્શો વિકૃત રૂપ ધારણ કરીને એમના ઉપર એવા તો સવાર થઈને બેઠા છે કે

નવા જમાનાની વાસ્તવિકતા યથાર્થરૂપે તેઓ જોઈ શકતા નથી. પરિણામે મોંઘામાં મોંઘા અનુભવમાંથી પણ તેઓ કશું શીખી શકતા નથી.

એવા પ્રદેશને દર્શને જવાની તક મળી. પણ એવું એક કામ લઈને ત્યાં હું ગયો હતો કે ત્યાંની કુદરતનું કે માણસનું યથાર્થ દર્શન કરવાનો વખત સરખોય મને ન મળ્યો. જેવો ગયો તેવો જ પાછો આવ્યો. એટલે એ પ્રદેશનું જે સહેજ-સાજ દર્શન થયું તેનો જ અહીં ઉલ્લેખ કરી શકું છું.

શ્રી બનારસીદાસ ચતુર્વેદીનું નામ હિંદી પત્રકાર જગતમાં જાણીતું છે. એમણે ‘વિશાલ ભારત’ અને ‘મધુકર’ જેવાં માસિકો ચલાવીને હિંદી જગતમાં સારી નામના મેળવી છે. હમણાં જ એમણે દીનબંધુ ઍન્ડ્રૂઝનું જીવનચરિત્ર અંગ્રેજીમાં લખીને આપણા દેશની સારી સેવા કરી છે. એમની પાસે ગાંધીજીના કેટલાક કીમતી પત્રો છે. ગાંધીજીએ એમના વહાલા ચાર્લી (મિ. ઍન્ડ્રૂઝ) ઉપર લખેલા પત્રો ગાંધીજીના જીવનની દૃષ્ટિએ અને હિંદુસ્તાનની રાજદ્વારી તેમ જ સાંસ્કૃતિક દૃષ્ટિએ કીમતી છે.

બીજા પણ કેટલાક મહત્ત્વના અસંખ્ય પત્રો શ્રી બનારસીદાસ પાસે છે. ગોળની ભાળ લાગે એટલે કીડીઓ જેમ ત્યાં પહોંચવાની તેમ હું ગાંધીજીના એ પત્રોના લોભમાં ટિકમગઢ પહોંચ્યો. ઓરછા રાજ્યની એ હાલની રાજધાની છે. સાંચી, ભોપાળ રસ્તા ઉપર આવેલા લલિતપુર સ્ટેશનથી ૩૦-૩૫ માઈલના અંતર ઉપર આવેલી એ રાજધાની ત્યાંના રાજાના સાહિત્યપ્રેમને કારણે લેખકોની બત્રીસીએ ચઢી છે. હું ટિકમગઢ ગયો ત્યારે ઓરછાનું રાજ્ય ભારતીય સંઘમાં વિલીન થયેલું હોવાથી ટિકમગઢમાં રાજધાનીપણું કશું રહ્યું નહોતું અને આધુનિક કેળવણીને અભાવે એ સ્થાન હજી **પ્રજાધાની** પણ બની શક્યું નથી.

અને અમે ગયાં તે પણ ટિકમગઢ નહીં પણ ત્રણ માઈલ આ બાજુ કુંડેશ્વર કરીને સ્થાન છે ત્યાં જઈને રહ્યાં. હાલના રાજાના દાદાએ ત્યાં એક સરસ મહેલ અથવા કોઠી બાંધી છે અને ત્યાં કુંડેશ્વર મહાદેવનાં દર્શનની તેમ જ કુંડેશ્વરતીર્થના સ્નાનની સગવડ કરી છે. એ રાજા સારો-સરખો કવિ હોવો જોઈએ જેણે પોતાની કલ્પના શબ્દોમાં કે સંગીતમાં વ્યક્ત ન કરતાં, પથરા અને ચૂના ચણીને સરસ સરસ મકાનો મારફતે વ્યક્ત કરી છે.

જમડાર નદીને આડે એક બંધ બાંધીને પાણીનો જથ્થો ભેગો કર્યો છે અને એ બંધની છ બારીઓમાંથી પાણી છોડીને ષણ્મુખી ધોધ બનાવ્યો છે અને દરેક ધોધ પાછળ એક મજાનો પ્રશસ્ત (વિશાળ) ગોખલો બનાવી એની અંદર બેસવા માટે એક ઓટલો કર્યો છે. એ ગોખલામાં જઈને બેસો એટલે તમારી નજર આગળ ઠંડા, સ્વચ્છ, પવિત્ર જળનો એક પડદો ફેલાય છે અને આકરામાં આકરા ઉનાળામાં પણ તમને ટાઢે ધ્રૂજવાની તક આપે છે. ધ્યાન માટે આના કરતાં વધારે સારું સ્થાન આ પ્રદેશમાં સહેજે ન મળે. આ ષણ્મુખી ધોધનાં પાણી એક ઊંડા ધરામાં એકત્ર થાય છે જે પરથી પાસેની ટેકરી ઉપરના મહાદેવનું નામ

કુંડેશ્વર પડ્યું છે. એ ધરામાં લાલ અને સોનેરી રંગની મોટી મોટી માછલીઓ અમને તરવાનો આનંદ માણવા માટે નોતરતી હતી. એ આમંત્રણનો ઇન્કાર કેમ જ કરાય? રાજમહેલમાં ત્રીજા માળ ઉપરથી એ માછલીઓને જોઈ કે તરત નીચે ઊતર્યા. કપડાં લઈ લીધાં. ફરી એક આકરો ઘાટ ઊતરી ગયા અને અમે પાણીમાં પડતું મૂક્યું. શો એ વખતનો આનંદ? એવે વખતે પાણીને પાણી કોણ કહે? એ તો પ્રત્યક્ષ જીવન અમને બધી બાજુએ ઘેરીને શાંત હતું. જીવવા માટે માથું ઊંચું રાખ્યા વગર છૂટકો નહોતો, પણ માથાનો અસંતોષ દૂર કરવા માટે અમે વચમાં વચમાં ડૂબકી મારતા અને પોતાની હસ્તી પાણી બહાર પછાડા મારી અમારા પગથી સિદ્ધ કરતા. અમે ઘણો જળવિહાર કર્યો. એટલામાં એક ભાઈ એક પુરાણા ઝાડનું અષ્ટાવક્ર થડ લઈ આવ્યા. એના ઉપર સવાર થઈને તરવાની ઘણી મજા આવી. પોતે અષ્ટાવક્ર હોઈ અમને પણ અનેક આસન અને આકૃતિઓની એ દીક્ષા આપતું હતું. જડ હોવા છતાં એટલું તોફાની કે અમને કોક કોક વાર નીચે ફેંકી પણ દેતું. પ્રવાસનો થાક ઊતરે ત્યાં સુધી અમે નાહ્યા અને થડસવારીથી થાકી જઈએ ત્યાં સુધી ગેલ કર્યો અને પછી ડાહ્યા થઈને બહાર આવી બીજા કામને વળગ્યા.

કુંડેશ્વર મહાદેવ ખાટકી લોકોના દેવ છે. એક જણના સ્વપ્નામાં આવી મહાદેવે કહ્યું કે હું તમારા ઘરની ખાંડણી તળે છું, તમારા સાંબેલાના પ્રહાર મને હેરાન કરે છે. પેલા ભાઈએ ન માન્યું અને જોરજોરથી સાંબેલાં ચલાવ્યાં. તરત જમીનમાંથી લોહીની સેર છૂટી એટલે ખાટકીને પણ દયા આવી અને એણે જમીન ખોદીને મહાદેવને બહાર કાઢ્યા અને ટેકરી ઉપર સ્થાપ્યા. એક સરકારી અમલદારે અથવા એની પત્નીએ એ મહાદેવ પ્રત્યે ભક્તિ કેળવી અને ક્યાંકથી પાણી આણી એ મહાદેવની આસપાસ એક અષ્ટકોણની નીક બનાવી, વીજળી આણીને મહાદેવ ઉપર પ્રકાશનો અભિષેક ચલાવ્યો. આમ, એ અમલદાર ટિકમગઢ હતા ત્યાં સુધી મહાદેવની પ્રતિષ્ઠા ખૂબ વધી. અમલદાર ત્યાંથી ગયા અને મહાદેવની પ્રતિષ્ઠા અવાવરી થઈ. હજી પણ, મહાદેવ ત્યાં ને ત્યાં જ છે. આસપાસના પ્રદેશના લોકો શિવરાત્રિને દિવસે એને દર્શને આવે છે અને એનો ઉત્સવ માને છે. જમડાર નદીને કિનારે બીજી બાજુ, એક મોટું વન છે એની આસપાસ પાણી ફરતું હોવાથી એને બેટ કહી શકાય. એમાં તેંદુઆવાઘ, હરણ, સસલાં વગેરે જાતજાતનાં પ્રાણીઓ ભાઈચારો કેળવી સુખેથી રહે છે. માણસજાતે એમની સાથે બંધુતા હજી કેળવી નથી એટલે કેટલાંક જાનવરો શિકારનાં ભોગ થઈ પડે છે. માણસ ન હોત તો એ 'બેટ'માં આજે સત્યયુગ પ્રવર્ત્યો હોત.

જૂના રાજમહેલમાં પથ્થરનો એવો સરસ ઉપયોગ કર્યો છે કે ઉનાળામાં પણ અંદર ઠંડક હોય છે અને શિયાળામાં હૂંફ. હિંદુસ્તાનમાં આજે કેટલાંયે એવાં મકાનો છે કે જેનો આપણે સહેજે ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરી શકીએ. પણ લોકોને

મુંબઈ, કલકત્તા, અજમેર અને દિલ્હી જેવાં શહેરોમાં ભીડ કરવી છે અને દરેક જાતની કુદરતી તેમ જ માનવી અને કોક કોક વાર પાશવી હાડમારીઓ વેઠવી છે. એનો ઇલાજ કોણ કરી શકે?

મધ્ય ભારતમાં ખનિજસંપત્તિ હીરાથી માંડીને લોઢા, કોલસા સુધી અપરંપાર છે, વનસ્પતિ અખૂટ છે, જળશક્તિ કેળવાય એટલી છે, જમીન ઉપજાઉ છે, મનુષ્યબળ માગીએ એટલું અને સસ્તું છે અને છતાં, એ પ્રદેશ પછાત છે, ત્યજાયેલો છે, અને કોઈ સમર્થ મનુષ્યપ્રેમી, સ્વરાજસેવકની રાહ જુએ છે.

# ૧૧. દક્ષિણની દિલ્હી

હૈદરાબાદ અને સિકંદરાબાદ 'મા જાયાં જોડિયાં બાળકો' જેવાં બે શહેરો ગણાય. જોકે એમનો જન્મ એક સાથે થયો નથી. ઉત્તરે સિકંદરાબાદ, દક્ષિણે હૈદરાબાદ. બે વચ્ચે માંડ ચાર માઈલનું અંતર હશે. એમાં પણ ત્રણસો વર્ષનો જૂનો હુસૈન સાગરનો, એક માઈલ લાંબો, બાંધ છે. હુસૈન સાગર, હિમાયત સાગર અને ઓસમાન સાગર આ ત્રણ સરોવરો આ શહેરની મુખ્ય શોભા છે. શોભા પણ ખરી અને ઉનાળામાં હવાની ગરમી ઓછી કરનારી સેવા પણ ખરી.

કોણ જાણે કેમ આવાં સરોવરોને માણસની વસ્તી બધી બાજુથી ઘેરી લે છે ત્યારે મને એ ગમતું નથી. સરોવરનો સહવાસ અને આનંદ માણવા માણસ સરોવરની એક બાજુ ઘરો બાંધે તો મારો વાંધો નથી. ઘરોની ઊંચાઈએથી દૂર સુધીની સરોવરોની શોભા માણવાની સગવડ જોઈને હું રાજી જ થાઉં. પણ જ્યારે હુસૈન સાગરની જેમ સામે બાજુ પણ 'ઘરો, ઘરો અને ઘરો જ' ભીડ કરીને ઊભાં રહે છે ત્યારે પ્રાકૃતિક સૌંદર્યપિપાસુ મારી નજર અકળાય છે. ત્રણ ત્રણ દાદર ચઢીને ઊંચાઈએ આવ્યા અને સામે માણસનાં ખોરડાં જ જોવાનાં; આટલી અરસિકતા માટે મારી નજર તૈયાર હોતી નથી.

'સામેનું દૃશ્ય બગડી ગયું ત્યારે, જમણી કે ડાબી બાજુ કુદરતનો વિસ્તાર જોવાને મળે તો આપણે બચી ગયા' એમ સમજી નજર ત્રાંસું જુએ અને ત્યાં પણ મકાનો જ જણાય ત્યારે તો નજર સાવ ત્રાસી જાય છે.

આવી હેરાનગત ન હોત તો હું આ જોડિયા શહેરનાં વર્ણનનો મંગલારંભ ત્રણ સરોવરની સુંદરતાથી જ કરત.

આ ત્રણ સરોવરની આસપાસના એક જિલ્લા જેટલા પ્રદેશને 'અત્રાફઈબલ્દા' કહે છે. આટલું નીરસ ગદ્યનામ આ પ્રદેશને શોભતું નથી, 'રાજધાનીની આસપાસ ફેલાયેલો આ પ્રદેશ' એ થાય છે અર્થ એ નામનો. ખેર, હુસૈન, હિમાયત અને ઓસ્માન ત્રણેને હું સરોવર પણ ન કહું. ખરેખર આ ત્રણે મોટાં તળાવો જ છે. અને એ

પણ નદીના પ્રવાહની આડે બંધ બાંધીને માણસે ઉપજાવેલાં આ મોટાં મોટાં તળાવ છે. માણસના પુરુષાર્થને હિસાબે આ તળાવોને સરોવર કહેવા હું ઉદારતાથી તૈયારઃ થઈ જાઉં. પણ જેણે જિંદગીમાં સમુદ્ર જોયો જ નથી એવા બે પગા માણસે આ ત્રણેને 'સાગર' નામ આપ્યાં છે, એ તો અસહ્ય વાત છે. આ જ પ્રદેશમાં દૂર દૂર ઉત્તર-પૂર્વે આ ત્રણે કરતાં એક મોટું તળાવ છે. એને કહે છે પાખાલ સરોવર. એ સરોવરનો વિસ્તાર તેર ચોરસ માઈલ છે. જૂના લોકોએ એને 'પાખાલ સાગર' કહેવાની ધૃષ્ટતા કરી નહીં.

મારા સ્વભાવ પ્રમાણે અહીંના આ પ્રદેશના નકશાઓ લઈને હું બેઠો. જોયું તો આખા પ્રદેશમાં નાનાંમોટાં અસંખ્ય તળાવો છે. ગમે તે દિશાએ ફરો. વચમાં વચમાં આ તળાવો તમારી આંખને ઠંડક આપવાનાં જ. ખરું જોતાં આ પ્રદેશ કૃષ્ણા અને ગોદાવરી આ દક્ષિણની બે મહાનદીઓનો છે. હૈદરાબાદ અને સિકંદરાબાદ વચ્ચે થઈને મુસી નદી વહે છે. જે દોઢસો માઈલની યાત્રા કરીને પોતાનો જલભાર કૃષ્ણાને અર્પણ કરી કૃતાર્થ થાય છે.

લોકસંખ્યા અને પ્રતિષ્ઠાને હિસાબે હૈદરાબાદ-સિકંદરાબાદ ભારતનાં નગરોમાં પાંચમું ગણાય છે. પણ આ બધાં મોટાં શહેરોની ઉંમર બનારસ કે વારાણસી જેવાં પ્રાચીન શહેરો આગળ કાંઈ જ નથી. કલકત્તા, મુંબઈ, મદ્રાસ અંગ્રેજોના રાજ્યકાલમાં પેદા થયાં. હૈદરાબાદ પણ એટલું જ જૂનું ગણાય. દિલ્હી વિશે એમ નહીં કહી શકાય. 'દિલ્હીની આસપાસ આપણા લોકોએ પાંડવોના વખતથી અત્યાર સુધી ચાળીસેક રાજધાનીઓ સ્થાપેલી છે એમ કહેવાય છે. એના પ્રમાણમાં દક્ષિણની દિલ્હી ગણાતાં આ શહેરો ગઈકાલનાં બાળકો કહી શકાય.

અહીંના પ્રદેશની જૂની રાજધાની ગોવળકોંડા છે. વરંગળના એક હિંદુરાજાએ એક સરસ કિલ્લો બાંધી એની આસપાસ આ શહેરની સ્થાપના કરી. આગળ જતાં સન ૧૩૬૪માં હિંદુરાજાએ ગોવળકોંડા મહમદશાહ બાહમનીને સોંપી દીધું. ત્યાર પછી બસો વરસને અંતે ગોવળકોંડાના મુસ્લિમ રાજાએ હૈદરાબાદની સ્થાપના કરી. પ્રથમ એનું નામ ભાગાનગર હતું. આપણા કેટલાક લોકો એ નામ ફરી ચલાવવાનો પ્રયત્ન કરતા હતા. એટલે મેં તપાસ કરી કે ભાગાનગરી નામ ક્યારે પડયું અને કોણે રાખ્યું કેમ કે આ શહેરની સ્થાપના તો મુસલમાનોએ જ કરી હતી.

કુતુબશાહી ઘરાણાના પાંચમા રાજા સુલતાન મહમ્મદ કુલીએ ૧૫૯૦માં આ શહેરની સ્થાપના કરી. 'ભાગ્યમતી' કરીને એની કોઈ પ્રિયકરણી હશે. એને નામે આનું નામ ભાગ્યનગર રાખ્યું. પાછળથી એ નામ ફેરવીને હૈદરાબાદ બનાવ્યું. એટલે આ શહેરની ઉમ્મર સાડા ત્રણસો-ચારસો વરસ કરતાં વધારે નથી.

દક્ષિણના આ ઈતિહાસમાં આપણને કશો રસ નથી. આપણે એટલું જ યાદ રાખીએ કે પઠાણ લોકોએ ઉત્તરમાં પોતાનાં નાનાંમોટાં રાજ્યો સ્થાપન કર્યાં પછી હિંમત કેળવી દક્ષિણ ઉપર ચઢાઈ કરી. ત્યાંના રાજાઓને હરાવી પોતાનાં

મુંબઈ, કલકત્તા, અજમેર અને દિલ્હી જેવાં શહેરોમાં ભીડ કરવી છે અને દરેક જાતની કુદરતી તેમ જ માનવી અને કોક કોક વાર પાશવી હાડમારીઓ વેઠવી છે. એનો ઇલાજ કોણ કરી શકે?

મધ્ય ભારતમાં ખનિજસંપત્તિ હીરાથી માંડીને લોઢા, કોલસા સુધી અપરંપાર છે, વનસ્પતિ અખૂટ છે, જળશક્તિ કેળવાય એટલી છે, જમીન ઉપજાઉ છે, મનુષ્યબળ માગીએ એટલું અને સસ્તું છે અને છતાં, એ પ્રદેશ પછાત છે, ત્યજાયેલો છે, અને કોઈ સમર્થ મનુષ્યપ્રેમી, સ્વરાજસેવકની રાહ જુએ છે.

# ૧૧. દક્ષિણની દિલ્હી

હૈદરાબાદ અને સિકંદરાબાદ 'મા જાયાં જોડિયાં બાળકો' જેવાં બે શહેરો ગણાય. જોકે એમનો જન્મ એક સાથે થયો નથી. ઉત્તરે સિકંદરાબાદ, દક્ષિણે હૈદરાબાદ. બે વચ્ચે માંડ ચાર માઈલનું અંતર હશે. એમાં પણ ત્રણસો વર્ષનો જૂનો હુસૈન સાગરનો, એક માઈલ લાંબો, બાંધ છે. હુસૈન સાગર, હિમાયત સાગર અને ઓસમાન સાગર આ ત્રણ સરોવરો આ શહેરની મુખ્ય શોભા છે. શોભા પણ ખરી અને ઉનાળામાં હવાની ગરમી ઓછી કરનારી સેવા પણ ખરી.

કોણ જાણે કેમ આવાં સરોવરોને માણસની વસ્તી બધી બાજુથી ઘેરી લે છે ત્યારે મને એ ગમતું નથી. સરોવરનો સહવાસ અને આનંદ માણવા માણસ સરોવરની એક બાજુ ઘરો બાંધે તો મારો વાંધો નથી. ઘરોની ઊંચાઈએથી દૂર સુધીની સરોવરોની શોભા માણવાની સગવડ જોઈને હું રાજી જ થાઉં. પણ જ્યારે હુસૈન સાગરની જેમ સામે બાજુ પણ 'ઘરો, ઘરો અને ઘરો જ' ભીડ કરીને ઊભાં રહે છે ત્યારે પ્રાકૃતિક સૌંદર્યપિપાસુ મારી નજર અકળાય છે. ત્રણ ત્રણ દાદર ચઢીને ઊંચાઈએ આવ્યા અને સામે માણસનાં ખોરડાં જ જોવાનાં; આટલી અરસિકતા માટે મારી નજર તૈયાર હોતી નથી.

'સામેનું દૃશ્ય બગડી ગયું ત્યારે, જમણી કે ડાબી બાજુ કુદરતનો વિસ્તાર જોવાને મળે તો આપણે બચી ગયા' એમ સમજી નજર ત્રાંસું જુએ અને ત્યાં પણ મકાનો જ જણાય ત્યારે તો નજર સાવ ત્રાસી જાય છે.

આવી હેરાનગત ન હોત તો હું આ જોડિયા શહેરનાં વર્ણનનો મંગલારંભ ત્રણ સરોવરની સુંદરતાથી જ કરત.

આ ત્રણ સરોવરની આસપાસના એક જિલ્લા જેટલા પ્રદેશને 'અત્રાફઈબલ્દા' કહે છે. આટલું નીરસ ગદ્યનામ આ પ્રદેશને શોભતું નથી, 'રાજધાનીની આસપાસ ફેલાયેલો આ પ્રદેશ' એ થાય છે અર્થ એ નામનો. ખેર, હુસૈન, હિમાયત અને ઓસ્માન ત્રણેને હું સરોવર પણ ન કહું. ખરેખર આ ત્રણે મોટાં તળાવો જ છે. અને એ

પણ નદીના પ્રવાહની આડે બંધ બાંધીને માણસે ઉપજાવેલાં આ મોટાં મોટાં તળાવ છે. માણસના પુરુષાર્થને હિસાબે આ તળાવોને સરોવર કહેવા હું ઉદારતાથી તૈયાર થઈ જાઉં. પણ જેણે જિંદગીમાં સમુદ્ર જોયો જ નથી એવા બે પગા માણસે આ ત્રણેને 'સાગર' નામ આપ્યાં છે, એ તો અસહ્ય વાત છે. આ જ પ્રદેશમાં દૂર દૂર ઉત્તર-પૂર્વે આ ત્રણે કરતાં એક મોટું તળાવ છે. એને કહે છે પાખાલ સરોવર. એ સરોવરનો વિસ્તાર તેર ચોરસ માઈલ છે. જૂના લોકોએ એને 'પાખાલ સાગર' કહેવાની ધૃષ્ટતા કરી નહીં.

મારા સ્વભાવ પ્રમાણે અહીંના આ પ્રદેશના નકશાઓ લઈને હું બેઠો. જોયું તો આખા પ્રદેશમાં નાનાંમોટાં અસંખ્ય તળાવો છે. ગમે તે દિશાએ ફરો. વચમાં વચમાં આ તળાવો તમારી આંખને ઠંડક આપવાનાં જ. ખરું જોતાં આ પ્રદેશ કૃષ્ણા અને ગોદાવરી આ દક્ષિણની બે મહાનદીઓનો છે. હૈદરાબાદ અને સિકંદરાબાદ વચ્ચે થઈને સુસી નદી વહે છે. જે દોઢસો માઈલની યાત્રા કરીને પોતાનો જલભાર કૃષ્ણાને અર્પણ કરી કૃતાર્થ થાય છે.

લોકસંખ્યા અને પ્રતિષ્ઠાને હિસાબે હૈદરાબાદ-સિકંદરાબાદ ભારતનાં નગરોમાં પાંચમું ગણાય છે. પણ આ બધાં મોટાં શહેરોની ઉંમર બનારસ કે વારાણસી જેવાં પ્રાચીન શહેરો આગળ કાંઈ જ નથી. કલકત્તા, મુંબઈ, મદ્રાસ અંગ્રેજોના રાજ્યકાલમાં પેદા થયાં. હૈદરાબાદ પણ એટલું જ જૂનું ગણાય. દિલ્હી વિશે એમ નહીં કહી શકાય. 'દિલ્હીની આસપાસ આપણા લોકોએ પાંડવોના વખતથી અત્યાર સુધી ચાળીસેક રાજધાનીઓ સ્થાપેલી છે એમ કહેવાય છે. એના પ્રમાણમાં દક્ષિણની દિલ્હી ગણાતાં આ શહેરો ગઈકાલનાં બાળકો કહી શકાય.

અહીંના પ્રદેશની જૂની રાજધાની ગોવળકોંડા છે. વરંગળના એક હિંદુરાજાએ એક સરસ કિલ્લો બાંધી એની આસપાસ આ શહેરની સ્થાપના કરી. આગળ જતાં સન ૧૩૬૪માં હિંદુરાજાએ ગોવળકોંડા મહમદશાહ બાહમનીને સોંપી દીધું. ત્યાર પછી બસો વરસને અંતે ગોવળકોંડાના મુસ્લિમ રાજાએ હૈદરાબાદની સ્થાપના કરી. પ્રથમ એનું નામ ભાગાનગર હતું. આપણા કેટલાક લોકો એ નામ ફરી ચલાવવાનો પ્રયત્ન કરતા હતા. એટલે મેં તપાસ કરી કે ભાગાનગરી નામ ક્યારે પડયું અને કોણે રાખ્યું કેમ કે આ શહેરની સ્થાપના તો મુસલમાનોએ જ કરી હતી.

કુતુબશાહી ઘરાણાના પાંચમા રાજા સુલતાન મહમ્મદ કુલીએ ૧૫૯૦માં આ શહેરની સ્થાપના કરી. 'ભાગ્યમતી' કરીને એની કોઈ પ્રિયકરણી હશે. એને નામે આનું નામ ભાગ્યનગર રાખ્યું. પાછળથી એ નામ ફેરવીને હૈદરાબાદ બનાવ્યું. એટલે આ શહેરની ઉમ્મર સાડા ત્રણસો-ચારસો વરસ કરતાં વધારે નથી.

દક્ષિણના આ ઈતિહાસમાં આપણને કશો રસ નથી. આપણે એટલું જ યાદ રાખીએ કે પઠાણ લોકોએ ઉત્તરમાં પોતાનાં નાનાંમોટાં રાજ્યો સ્થાપન કર્યાં પછી હિંમત કેળવી દક્ષિણ ઉપર ચઢાઈ કરી. ત્યાંના રાજાઓને હરાવી પોતાનાં

નાનાંમોટાં રાજ્યો સ્થાપ્યાં. પઠાણ લોકો ભારતમાં બધે ફેલાયા. પણ તેમનામાં અખિલ ભારતીય સામ્રાજ્ય સ્થાપન કરવાની શક્તિ કે મહત્ત્વાકાંક્ષા ન હતી. પઠાણો પછી આ દેશમાં પશ્ચિમ મધ્ય એશિયાના મોગલો આવ્યા. તેઓ સામ્રાજ્યવાદી હતા. એમણે રજપૂતોની મદદ લઈ પોતાનું ઉત્તરનું સામ્રાજ્ય દક્ષિણમાં ફેલાવ્યું. શાહજહાંએ પ્રારંભ કર્યો. ઔરંગઝેબે એ પૂર્ણ કર્યું અને દક્ષિણમાં મોગલ રાજ્ય ચલાવવા માટે એક અમલદાર નીમ્યો. જેને નિઝામ-ઉલ-મુલ્ક કહેતા હતા. 'નિઝામ એટલે વાઈસરૉય – બાદશાહનો પ્રતિનિધિ.' આગળ જતાં જ્યારે દિલ્હીના બાદશાહની શક્તિ નબળી પડી ત્યારે નિઝામે સ્વતંત્ર થવાનું પસંદ કર્યું.

ઔરંગઝેબ સામે લડનાર શિવાજી છત્રપતિના વંશજો આરામપ્રિય થયા અને એમણે બધો રાજ્યકારભાર પોતાના બ્રાહ્મણ મુખ્ય પ્રધાનને સોંપ્યો. એને 'પેશવા' કહેતા હતા. દિલ્હીના બાદશાહના પ્રતિનિધિ 'નિઝામ' અને સાતારાના રાજાના પ્રતિનિધિ 'પેશવા'. બંને વચ્ચે હંમેશાં ઝઘડા ચાલુ રહેતા હતા. પરિણામે (?) હૈદરાબાદમાં મહારાષ્ટ્રીઓ ઠીક ઠીક સંખ્યામાં રહેતા હતા, આગળ જતાં અંગ્રેજોએ દિલ્હીની સત્તા, અને મહારાષ્ટ્રની સત્તા પણ પોતાના હાથમાં લઈ લીધી. અને હૈદરાબાદમાં નિઝામ ઉપર પોતાનો કાબૂ ઢીલો નહીં થાય એટલા માટે સિકંદરાબાદમાં પોતાની છાવણી નાખી. આ છે આ જોડિયા શહેરનો ટૂંકો ઈતિહાસ. અહીં આવ્યા પછી ગોવળકોંડાનો કિલ્લો તો જોવો જ જોઈએ. ખરું જોતાં ગોવળકોંડા, હૈદરાબાદ અને સિકંદરાબાદ મળીને નાનકડી ત્રિસ્થળી થાય છે. લશ્કરની દૃષ્ટિએ આ ત્રણે વસ્તીનું ઘડતર જોતાં યુદ્ધકળાનો વિકાસ કેમ થતો ગયો એનો સરસ ખ્યાલ આવી શકે છે.

આજે યુદ્ધકળામાં એટલી બધી પ્રગતિ થઈ છે કે આ બધા જૂના કિલ્લાઓ, એમની આસપાસની ખાઈઓ, જમીનની અંદરનાં ભોંયરાંઓ કશાં કામનાં રહ્યાં નથી. શિવાજીના વખતમાં જે સેંકડો કિલ્લાઓ બંધાયા તેમનો આજે લશ્કરની દૃષ્ટિએ કશો ઉપયોગ રહ્યો નથી. જૂના ઈતિહાસનાં સ્મારક અને યુદ્ધકળાના મ્યુઝિયમ તરીકે એ સાચવી રાખવા હોય તો ભલે.

અહીં આવતાંવેંત મેં અમારા મેજબાનને કહ્યું કે "નિઝામના એક મુખ્ય પ્રધાને – સર સાલાર જંગે જે એક મ્યુઝિયમ અહીં સ્થાપ્યું છે તે મારે જોવું છે. એ મ્યુઝિયમ મેં જ્યારે પહેલવહેલું જોયું હતું ત્યારે તે પોતાના એક જૂના મકાનમાં હતું. સ્વરાજ્ય થયા પછી એ મ્યુઝિયમ માટે એક સરસ વિશાળ મકાન આપે ખાસ બાંધ્યું છે. મારી દૃષ્ટિએ એ પદાર્થ-સંગ્રહાલયનો ઉપયોગ ભારતના ઈતિહાસ માટે નહીં પણ 'ભારતીય અને યુરોપીય કળાની તુલના કરવા માટે' આ સંગ્રહાલયનું મહત્ત્વ ઘણું છે. સાલારજંગ ત્રીજાએ પશ્ચિમની કળાના નમૂનારૂપે ચિત્રો, વાસણો, ઘરેણાં અને ઘરનું રાચરચીલું આણી રાખેલાં તે આ મ્યુઝિયમમાં. એટલે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે તુલના કરવા માગનાર સંશોધકને માટે એ મ્યુઝિયમ ઘણું મહત્ત્વનું છે.

અને પ્રાચીન ગોવળકોંડા તો ગયે જ છૂટકો. ત્યાં જૂના રાજવાડાનાં ખંડેરો જોવા મળશે.''

ત્યાં ગયા પછી મને ખબર પડી કે ત્યાં પાસે જ એક બહુ જૂનું ઝાડ છે. જેનું થડ પાંચસો વર્ષનું જૂનું હશે! અથવા આઠસો વર્ષનું!! આટલું મોટું થડ હિંદુસ્તાનમાં તો બીજે નથી જ. પણ આખી દુનિયામાં પણ એને તોલે આવે એવું થડ મળવું મુશ્કેલ હશે. એ થડનો ઘેરાવો ૧૧૬'નો છે. દૂરથી એમ જ લાગે કે કાળા પથ્થરમાંથી એક સ્વર્ગીય ગજરાજનો પગ કોતરી કાઢેલો છે.

અત્યાર સુધી દેશમાં કે પરદેશમાં મેં જેટલી મુસાફરી કરી છે તે બધીમાં ઇતિહાસ સંશોધનની દૃષ્ટિ પ્રમુખ રહેતી. ત્યાર પછી કુદરતનું સૌંદર્ય અથવા એની ભવ્યતા. લશ્કરની દૃષ્ટિએ પણ ઘણાંખરાં સ્થાનો મેં નિહાળ્યાં છે. હવે એ ઉત્સાહ આથમી ગયો છે. આ છેલ્લાં વર્ષમાં શરીરની ક્ષીણતાને કારણે હશે, જૂના રસો ઘણા આથમી ગયા છે. હવે તો માનવસંસ્કૃતિના હજારો વર્ષના વિકાસની દૃષ્ટિએ, પ્રકૃતિ અને સંસ્કૃતિ વચ્ચે જે ગજગ્રાહ ચાલ્યો છે તેના જ નમૂનાઓ મારું ધ્યાન ખેંચે છે.

અને જ્યોતિષની દૃષ્ટિએ સૂર્ય, ચંદ્ર, ગ્રહ-નક્ષત્રોની પણ પેલી પાર ફેલાયેલી આકાશગંગાનું ઘડતર કેવું હશે એની કલ્પના કરનાર હું કોક કોક વખતે ઇહલોક છોડ્યા પછી પરલોકની યાત્રાનો આનંદ કેવો હશે એનાં ચિત્રો પણ દોરવા મથું છું.

પણ ત્યાં જઈ આવેલા યાત્રીઓ જ્યાં સુધી કોઈ મળતા નથી ત્યાં સુધી એ બધાં ચિત્રો કલ્પનાનાં ચિત્રો જ રહેવાનાં. પછી ભલેને એ ચિત્રો પુરાણકાર ઋષિમુનિઓએ દોર્યાં હોય કે યોગીઓએ દોર્યાં હોય.

## ૧૨. જૈનોને રસ પડે એવી ગોકર્ણની યાત્રા

મારા છેક નાનપણમાં જે એક મહત્ત્વની યાત્રા મેં કરી હતી એને વિશે 'સ્મરણયાત્રા'માં મેં લખ્યું જ છે. વાચકો એ ચોપડીમાંથી એ બધું વાંચે એવી અપેક્ષા રાખવાને બદલે એ યાત્રાધામનું મહત્ત્વ ટૂંકમાં કહી દઉં એ જ વાચકો પ્રત્યે ન્યાય ગણાય.

ગોકર્ણ-મહાબળેશ્વર એ કારવાર તરફના કર્ણાટકમાં આવેલું અત્યંત મહત્ત્વનું તીર્થસ્થાન છે. ધર્મગ્રંથોમાં એને દક્ષિણકાશી કહ્યું છે અને ઉમેર્યું છે કે કલિયુગમાં બનારસ કાશીનું મહત્ત્વ ઓછું થઈ જવાનું. એ બીક ગોકર્ણને નથી. અને તેથી કેટલાયે સનાતની લોકો કાશીયાત્રા કરતાં પણ ગોકર્ણયાત્રાએ અચૂક જાય છે.

એની વાર્તા ટૂંકમાં આ પ્રમાણે છે:

લંકાના રાવણની મા અત્યંત શિવભક્ત. એણે દીકરાને કહ્યું, તું મારો દીકરો

આવડો મોટો સમ્રાટ અને હું શું સામાન્ય માણસની પેઠે માટીના કે પથરાના શિવલિંગની પૂજા કરું? કૈલાસ, માનસરોવર જઈને ત્યાંથી પ્રત્યક્ષ શંકર ભગવાન પાસેથી એનું આત્મલિંગ પૂજા માટે મને કેમ ન આણી આપે?

માતૃભક્ત દીકરો કહે, ‘એ મારું કામ.’ ગયો હિમાલયની પેલી પાર કૈલાસ પર્વત પર અને રોજ માનસરોવરમાંથી હજાર કમળો ભેગાં કરી શિવની પૂજા કરવા લાગ્યો. એક દિવસે શું ભાગ્ય? પૂજામાં દસ કમળો ઓછાં નીવડયાં. પૂજામાંથી ઉઠાય નહીં. રાવણે તલવાર લઈને પોતાનું એક એક શિરકમળ તોડીને પૂજામાં અર્પણ કર્યું. નવ કમળો અપાયાં – દસમું માથું ઉતારવા જાય છે ત્યાં શિવજીએ પ્રગટ થઈ એનો હાથ ઝાલ્યો અને કહ્યું, ‘ધન્ય છે તારી ભક્તિ. તારી પૂજા મને માન્ય છે. માગ, તારે શું જોઈએ છે?’

રાવણે કહ્યું, ‘મારી મા તારી ભક્તિ કરે છે. એને પૂજા માટે તારું આત્મલિંગ જોઈએ છે. એ માગવા આવ્યો છું.’

ભક્તાધીન શિવજીએ કહ્યું, ‘મને માન્ય છે.’ શિવજીએ પોતાની છાતી ખોલીને અંદરથી આત્મલિંગ કાઢયું અને કહ્યું, ‘આ લઈ જા’ પણ શરત એ કે આ આત્મલિંગ જમીન પર રખાય નહીં. જ્યાં રાખીશ ત્યાં સ્થિર થઈ જશે. માટે એને ઊંચકીને દોડતો જા, અને મા કહે ત્યાં રાખ.’

રાવણે કહ્યું, એ મારું કામ. ઊંચક્યું આત્મલિંગ અને દોડવા લાગ્યા. અહીં સ્વર્ગમાં દેવોની અંદર હાહાકાર થયો. શિવજીનું આત્મલિંગ ભારત બહાર લંકામાં પહોંચી જાય એ કેમ પોસાય? એમણે શિવજીના દીકરા ગણેશને મદદમાં લીધા અને કહ્યું, ગમે તે કર, પણ આ શિવલિંગ ભારત બહાર જવા ન દે.

ગણપતિએ બે હાથવાળા ભરવાડનું રૂપ લીધું અને કર્ણાટકમાં સમુદ્રકિનારે ગાય ચારવા લાગ્યા.

હવે રાવણ આત્મલિંગ લઈ દોડતો જાય. દેવોની ઇચ્છા પ્રમાણે એના પેટમાં બધાં તીર્થો પહોંચી ગયાં. એને લઘુશંકાની જબરદસ્ત હાજત ઉત્પન્ન થઈ. હવે શું કરાય? નજીક એક ભરવાડ દેખાયો. રાવણે કહ્યું, અલ્યા, શિવલિંગ જરા તારા હાથમાં ઝાલી રાખ. જમીન પર રાખીશ નહીં. હું પેશાબ કરી આવું છું. તારા હાથમાંથી લઈ લઈશ અને તને ભારે બક્ષિસ આપીશ.’

ગણેશે શિવલિંગ હાથમાં લેતાં કહ્યું, ‘આ તો બહુ ભારે છે. લાંબા વખત સુધી ઊંચકીને નહીં રાખી શકું.’ રાવણે કહ્યું, ‘અલ્યા, પેશાબ કરીને હમણાં આવું છું.’ ભરવાડ ગણેશે કહ્યું, ‘ભાર અસહ્ય થાય તો ત્રણ વાર તને બૂમ પાડીશ. એટલામાં તું ન આવે તો તારી વાત તું જાણે.’

આ કહી રાવણ જનોઈ પોતાના કાન ઉપર ચઢાવી પેશાબ કરવા બેસી ગયો. હવે તો ઓસાણ પણ નહીં. એના પેટમાં બધાં તીર્થો પહોંચી ગયાં હતાં. પેશાબની ક્રિયા બંધ થાય જ શાની! ત્યાં ગણેશે રીતસર ત્રણ વાર રાવણને બૂમ પાડી અને

અરરર. . .કહી શિવલિંગ જમીન પર રાખી મૂક્યું. ત્યાં એ એટલું તો ઊતરી ગયું કે જાણે એનો નીચલો છેડો પાતાળ સુધી પહોંચી ગયો. રાવણ આવ્યો. એણે શિવ-લિંગ ઊંચકવાનો જોરથી પ્રયત્ન કર્યો. પણ એ શાનું હાથમાં આવે! એણે એ લિંગ ઝાલી મરડીને ખેંચ્યું. લિંગના માથાના ચાર કકડા રાવણના હાથમાં આવ્યા. એ એણે ચાર દિશામાં ફેંકી દીધા અને ચિડાઈને ભરવાડને માથે મુક્કો માર્યો. નિરાશ થઈને લંકા ચાલી ગયો. આ ચાર કકડા એણે ચાર દિશાએ ફેંક્યા તેનાં પણ આજે ચાર તીર્થો મનાય છે.

શિવજીના લિંગનો ઉપરનો ભાગ 'ગાયના કાન જેવો' દેખાય છે. એટલે એનું ગોકર્ણ મહાબળેશ્વર નામ પડયું. અસંખ્ય શિવભક્તો એની પૂજા કરવા ત્યાં ભેગા થાય. શિવલિંગને (ગોકર્ણને) સ્પર્શ કરી ધન્યતા અનુભવે.

પૂજારીએ જોયું કે લિંગની શિલા સુંવાળી છે. ભક્તોના સ્પર્શથી ઘસાઈ જાય છે. એમણે ઈંટચૂનો લઈ આવી એ લિંગની આસપાસનો ભાગ ચણી કાઢચો. લિંગને માથે એક જળાધારી રાખી. એની વચમાં કાણું રાખી ભક્તોને કહ્યું, આ કાણામાં આંગળી નાખો તો શિવલિંગનો સ્પર્શ થશે. દર્શન તો થાય નહીં. એ જ રિવાજ હજુ ચાલુ છે.

હવે ત્રીસ-ચાળીસ વર્ષે (બરાબર આંકડો અત્યારે યાદ નથી) અષ્ટબંધ કરીને એક ઉત્સવ થાય છે તે વખતે ઉપરની શિલા અને આસપાસનું ચણતર કાઢી નાખી અંદરનું શિવલિંગ હાથ-દોઢ હાથ ઊંચું દર્શન માટે ખુલ્લું રખાય છે. આવી ધન્ય ઘડીનો લાભ લેવા માટે હજારો અને લાખો યાત્રીઓ ભેગા થાય છે. લિંગ અમુક દિવસ આમ ખુલ્લું રાખી, ફરી એની આસપાસ ઈંટચૂનાનું ચણતર થાય છે અને પછી તો જળાધારીના કાણામાંથી આંગળી દ્વારા ફક્ત લિંગનો સ્પર્શ મેળવી શકાય છે.

મારા નાનપણમાં મારા પિતાશ્રીની બદલી સાતારાથી કારવાર થઈ. સન ૧૮૯૨નો સમય હશે. ત્યાં અમે સાંભળ્યું કે ગોકર્ણમાં અષ્ટબંધનો ઉત્સવ થવાનો છે. આવી તક કોણ છોડે? મારાં માતાપિતા મને લઈને ગોકર્ણ પહોંચ્યાં. અમે પ્રત્યક્ષ શિવલિંગનાં દર્શન કર્યાં. પૂજા કરી ધન્ય ધન્ય થયાં. પુરોહિતને મોઢે ગોકર્ણની આખી વાર્તા સભાંળી. પછી એ અમને રાવણના પેશાબનો કુંડ જોવા લઈ ગયા. કુંડ મોટો હતો. ગંધાતો હતો. નાક પકડીને અમે ત્યાંથી પાછાં વળ્યાં. ત્યાં ગણપતિનું મંદિર હતું. બે હાથવાળી મૂર્તિ અને રાવણના માથા પરનો ઘા પણ અમે જોઈ શક્યાં.

અમે જેવાં ગયાં તેવાં, તદડી બંદરથી પાછાં કારવાર આવ્યાં. રસ્તામાં સમુદ્રમાં તોફાન સહન કરવું પડયું. ગોકર્ણ મહાદેવની કૃપાથી માંડ બચી ગયાં. એનું બધું વર્ણન 'સ્મરણયાત્રા'માં આપ્યું છે.

સિત્તેર-એંસી વર્ષ પહેલાંની એ યાત્રા યાદ કરી મન થાય છે કે ફરી એક વાર ગોકર્ણ જઈ આવીએ. સાંભળું છું કે ત્યાંના પૂજારીઓ ઘણા સજ્જન છે. આપણી સ્વરાજ્યની હિલચાલના દિવસોમાં એ લોકોએ ગાંધીભક્તોને અને કૉંગ્રેસના નેતાઓને સારીસરખી મદદ કરી હતી અને છડેચોક असहयोग सिध्यर्थम् स्वराज्य प्राप्त्यर्थम्ना સંકલ્પ સાથે જાહેર પૂજાઓ પણ કરી હતી.

સ્વરાજ્યની લડત ચાલતી હતી તે પહેલાં અને તે દરમિયાન જે ક્રાંતિકારી લોકો ગુપ્તપણે ગોકર્ણ તરફ આવીને રહ્યા હતા તેઓ આખર સુધી સુરક્ષિત રહ્યા. સ્થાનિક લોકોમાંથી કોઈએ હીનવૃત્તિથી અથવા ગફલતથી વિદેશી સરકારને એમની ભાળ મળવા દીધી નહીં. આવો સુંદર અનુભવ બીજા પ્રદેશો વિશે નથી એમ જાણનાર લોકો કહેશે. ગોકર્ણના પૂજારીઓની દેશભક્તિ અને સ્વરાજ્યનિષ્ઠા અનેક રીતે પુરવાર થઈ છે.

વધુ તપાસ કરતાં જાણવા મળ્યું કે પશ્ચિમ સમુદ્રને કિનારે આવેલા કર્ણાટકના એ પ્રદેશ ઉપર જૂના વખતમાં જૈન લોકોનું રાજ્ય હતું. એ રાજાઓએ ગોકર્ણના મંદિરની ઉત્તમ કદર કરી હતી. આગળ જતાં એ જ જૈન રાજાઓએ શિવપૂજાનો લિંગાયત ધર્મ સ્વીકાર્યો અને કેટલીક રાણીઓએ ત્યાં સરસ મંદિરો પણ બાંધ્યાં છે. એ રાજાઓ બધા ધર્મના લોકો પ્રત્યે આદર રાખે. એ જ આદરની ભાવના ગોકર્ણના પૂજારીઓમાં આજે પણ દેખા દે છે અને એ રીતે ભારતનાં તમામ તીર્થોમાં ગોકર્ણની પ્રતિષ્ઠા 'સર્વધર્મસમભાવ' માટે વિશેષ છે.

દક્ષિણમાં ફેલાયેલા જૈન ધર્મનો ઇતિહાસ કન્નડ ભાષામાં લખાયેલો છે જ. કોઈ અંગ્રેજી ચોપડીમાં પણ એ મળવો જોઈએ. પણ ભગવાન મહાવીરના ૨૫૦૦ વર્ષના અસાધારણ ઉત્સવ પ્રસંગે ગુજરાતના કેટલાક જૈન ઇતિહાસ-સંશોધકો એ પ્રદેશમાં કેમ ન જાય? અને એ આખો ઉદાર ઇતિહાસ ગુજરાતની પ્રજા માટે કેમ ન આપી દે? ગોકર્ણ તરફના મારા ગાંધીસ્નેહીઓ મને ખાતરી આપે છે કે ગોકર્ણના પૂજારીઓ અને કન્નડ ભાષાના સાહિત્યકો એમનું હાર્દિક સ્વાગત કરશે અને બનતી મદદ આપશે.

## ૧૩. કન્યાકુમારીની ભવ્યતા

૧૯૭૦ની સાલના છેલ્લા દિવસો હતા. મદુરાઈથી વહેલા ઊઠી નાહીધોઈ પ્રાર્થના કરીને ઊપડ્યા. વિરુધુનગર પાસે સાડા છએ સૂર્યોદય—પૂર્વની શોભા જોઈ, અને સાડા દસે કન્યાકુમારી પહોંચ્યા.

હમણાં સાગરનાં દર્શન થશે, હમણાં થશે—એવી ઉત્કંઠાથી દક્ષિણ તરફ જતા

જોતા અમે પહોંચ્યા. સાગરદર્શનનો કેફ માણવાનો સવાલ ન હતો, પણ વધતા જતા કેફથી બચી કેમ જવાય એ જ મુખ્ય સવાલ હતો.

એક યાત્રી આખા ભારતની અસંખ્ય વાર યાત્રા કરી રામેશ્વર કે કન્યાકુમારી આવી પહોંચ્યો છે. એના બધા સંકલ્પો પૂરા થયા છે અને કેવળ હૈયામાં કૃતાર્થતા ધારણ કરી રત્નાકર મહોદધિનાં દર્શન કરે છે—એવું એક ચિત્ર ઘણાં વર્ષ પહેલાં જોયું હતું. આજે થયું કે એ ચિત્ર મારું જ હતું.

કન્યાકુમારીનું કરુણ માહાત્મ્ય મેં ક્યારનું વાંચ્યું છે. દક્ષિણના અગસ્ત્ય ઋષિથી પ્રારંભ કરી સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધીની આંખે સાગરદર્શન કરતાં ભારતીય અધ્યાત્મ સાથે એકહૃદય થયો છું. વિરાટ ઐકયાત્મ્ય અનુભવ્યું છે. અને છતાં કન્યાકુમારી એટલે ત્રણ સાગરોનો સંગમ એ જ વિચાર મારા મનમાં પ્રાધાન્ય ભોગવતો હતો.

જ્યારે જ્યારે કન્યાકુમારી આવ્યો છું ત્યારે ત્યારે ત્રણ મહાસાગરના સંગમનું ધ્યાન કર્યું છે. પણ અહીં તો પશ્ચિમ, દક્ષિણ અને પૂર્વની ત્રણ 'દિશાના સંગમ'થી જુદો 'સાગર-સંગમ' નજરે દેખાયો નહીં. બધે વિશાળ જલરાશિ. એટલે સંગમ પછી જે અદ્વૈતનો અનુભવ થાય છે તેનું જ માહાત્મ્ય મેં માણ્યું અને ગાયું.

આજે એક નવો જ વિચાર આવ્યો.

'જેને આપણે હિંદી મહાસાગર કહીએ છીએ એ દક્ષિણ મહાસાગર જુદો અને પૂર્વ અને પશ્ચિમ સાગર નોખા.' એમ ભૂગોળવેત્તાઓએ ભલે કહ્યું હોય પણ ખરું જોતાં હિંદી મહાસાગર એકલો જ અહીં સર્વત્ર વિરાજમાન છે.

એ અનુભવ સાથે નવી કલ્પના સ્ફુરી કે હિંદી મહાસાગરે ભારતભૂમિને પોતાની બાથમાં લેવા માટે પોતાના જમણા હાથનો પૂર્વસાગર બનાવ્યો અને ડાબો હાથ પશ્ચિમ સાગર બનાવ્યો છે એ જ વાત સાચી છે.

પછી તો કલ્પનાના વિમાનમાં બેસી ઠીકઠીક ઊંચે પહોંચી ત્યાંથી 'હિંદી મહાસાગર ભરતભૂમિને અપનાવવા માગે છે' એવું દૃશ્ય જોયું.

અને તરત જ મારી જૂની કલ્પના સાથે આનો મેળ બેસી ગયો.

ભૂગોળના શિક્ષક તરીકે નકશા આગળ ઊભા રહી વિદ્યાર્થીઓને મેં સમજાવ્યું છે (અને લેખોમાં પણ લખ્યું છે) કે ચંદ્રાકાર હિમાલયે કાશ્મીરથી આસામ સુધી ફેલાયેલા પોતાના હૃદય સાથે ભરતભૂમિને એક કરવા બે બાજુ હાથ ફેલાવ્યા છે. કાશ્મીરથી અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાનને જુદા પાડનાર નાનામોટા પહાડો એ જાણે હિમાલયનો જમણો હાથ છે. અને આસામને પૂર્વે પણ કોઈ પહાડોથી પ્રારંભ થતી પર્વતમાળા બ્રહ્મદેશને કિનારે જઈ પહોંચે છે. એ હિમાલયનો ડાબો હાથ છે. અને હિમાલયે બે હાથે ભરતભૂમિને છાતીસરસા ચાંપવાનો સંકલ્પ કર્યો છે એ ચિત્ર જેવું મેં અનુભવ્યું છે તેવું વિદ્યાર્થીઓ આગળ અને મારા વાચકો આગળ પ્રકટ કરવાનો પ્રયત્ન કર્યો છે.

આજે કલ્પના દ્વારા આકાશમાં ઊંચે પહોંચીને જોઉં છું તો એક બાજુ હિમાલય બે બાહુ ફેલાવીને ઊભો છે અને એ ઉત્તર સાથે તાલ જાળવતો દક્ષિણ મહાસાગર પોતાના સામુદ્રબાહુ ફેલાવીને ઊભો છે. સૌથી ઊંચો વિસ્તીર્ણ હિમાલય અને સૌથી ઊંડો વિશાળ હિંદી મહાસાગર, બંનેના પ્રેમયુક્ત આશીર્વાદ મારી ભારતમાતા અનુભવે છે – એ ચિત્ર કલ્પનાની આંખે જોયું અને ધન્ય ધન્ય થયો. મોટો સવાલ એટલો જ કે આ મસ્તી જીરવી શકું કે હૈયું પોતાનાં બંધનો તોડવા તૈયાર થઈ જવાનું છે.

હૈયું આકારે ભલે નાનું હોય પણ એની શક્તિ ભગવાનની શક્તિ છે. નાનકડી બે આંખો આકાશના તમામ જ્યોતિઓને આત્મસાત્ કરે છે તો હૈયું ભારતમાતાની ધન્યતા પોતે કેમ ન અનુભવે? આજે પહેલે જ દર્શને ધન્યતા પણ તૃપ્ત થઈ ગઈ છે. હવે જે કંઈ જોઈશ, ચિંતવી અને માણીશ તે આ તૃપ્તિની કેવળ ખુશબો જ હશે.

૨

પ્રાચીન ઋષિઓએ વેદ મારફતે આપણને જે ધર્મજ્ઞાન અને અધ્યાત્મનું જ્ઞાન આપ્યું તે સમજવા માટે અને એનો વિસ્તાર કરવા માટે ઇતિહાસ અને પુરાણોની મદદ લેવી એમ ઋષિઓએ કહી રાખ્યું છે.

इतिहास – पुराणाभ्यां वेदं समृपबृंहवेत् ।

આપણા લોકોએ વેદનું રહસ્ય સમજવા માટે ભાષ્યો અને પુરાણોનો ઉપયોગ કર્યો. હવે આપણે ઇતિહાસની મદદથી વેદાન્ત અને ધર્મરહસ્ય સમજવાનો પ્રયત્ન કરીશું.

ભારતમાતાની ભક્તિ કરતાં અને આઝાદી માટે મહેનત કરતાં હું દેવીઉપાસક બન્યો. દેવીનાં પૌરાણિક ચરિત્રો વાંચ્યાં. પણ ઇતિહાસ — પૂર્વકાળથી શરૂ થતો ભરતભૂમિનો ઇતિહાસ — યાદ કરી ભારત ભાગ્યવિધાતા આપણને પોતાનું કયું કામ સોંપે છે એનો વિચાર કરવા લાગ્યો. એમાંથી હું નવી ઢબનો દેવીઉપાસક બન્યો. અને ઇતિહાસમાં જેની ક્રીડાનાં દર્શન થાય છે તે કાલ-ભગવાન અને એમની શક્તિ કાલિ એમની લીલા સમજવાનો પ્રયત્ન કરતો આવ્યો છું.

જ્યારે જ્યારે કન્યાકુમારી આવ્યો છું ત્યારે ઇતિહાસનું આધ્યાત્મિક રહસ્ય પણ સમજવાનો પ્રયત્ન કર્યો છે અને કાલાતીત પરમાત્માની પ્રેરણાનો વિચાર પણ કરતો આવ્યો છું.

એમાં બ્રહ્મચર્યનું ચિંતન હંમેશાં ઊંડું થયું છે. સાથે સાથે બ્રહ્મચર્યની એક વિભૂતિ અલિપ્તતા એનું પણ ચિંતન કરું છું. (અલિપ્તતા એટલે નિવૃત્તિ નહીં પણ તાટસ્થ્ય.)

આજે આ બધું ચિંતન ઉગ્રપણે ઝટ કર્યું અને ત્યાર પછી કાલાતીત ભગવાનનું ચિંતન જોરથી ચલાવ્યું.

कालः काल्यासह बहुतरं क्रीडति प्राणि – सारैः ।

આ વચનનો ઈતિહાસ માટે ઉપયોગ કર્યો અને અલિપ્ત ભાવે ઈતિહાસ-સમસ્ત કોરે મૂકી પરમાત્માનું ઉત્કટ ચિંતન કર્યું. એમાંથી શું શું મળ્યું એ તો અસંખ્ય લેખો દ્વારા વ્યક્ત કરવાનું અને સ્પષ્ટ કરવાનું રહે છે.

૩

### કન્યાકુમારીનું માહાત્મ્ય ભારતભવ્ય હોવું જોઈએ

આપણા ધર્મની પ્રતિષ્ઠા વેદ, ઉપનિષદ અને છ કે બાર દર્શનો ઉપર છે. પણ આપણા ધર્મસમાજનું સંગઠન સ્મૃતિઓ અને પુરાણોને આધારે થયેલું છે. સ્મૃતિઓ તો જાણે ઠીક, પુરાણોમાં કેટલોક ભાગ ઉત્તમ છે, કેટલોક ભાગ રાશિ અને કેટલોક સાવ રેઢિયાળ. એટલે એ બધાંનો ઉપયોગ વિવેકપૂર્વક કરવો રહ્યો. કેટલાક રિવાજો પાછળ જે પૌરાણિક વાર્તાઓ છે તેમને જોરે રિવાજનું સમર્થન થતું નથી. રિવાજ જો સારો હોય તો એને સાવ નવું સમર્થન આપવાનો આપણને અધિકાર છે. પુરાણકારો કરતાં આપણી આજની ધર્મદૃષ્ટિ ઉદાર, વ્યાપક અને શ્રેષ્ઠ છે.

અને કન્યાકુમારીની વાર્તા તો મુખ્ય અથવા ઉપપુરાણોમાંથી નહીં, પણ સ્થળ-પુરાણોમાંથી મેળવેલી. એ પુરાણોની પ્રતિષ્ઠા 'જેવી તેવી' પણ નહીં, સાવ રેઢિયાળ છે. એટલે મારું ભેજું કન્યાકુમારીની વાર્તાને નવું જ રૂપ આપવા ઇચ્છે છે. શચીન્દ્ર અને કન્યાકુમારી બન્ને મંદિરો એકત્ર કરી પૌરાણિક વાર્તાનું રૂપ ફેરવીશું અથવા એક નવી જ પૌરાણિક વાર્તા ગોઠવી દઈશું.

હિંદુ ધર્મની ધાર્મિક વાર્તાઓના સર્જનનો કાળ સમાપ્ત થયો નથી. સ્થળ-પુરાણો લખનારા જૂના લોકો કરતાં આપણો અધિકાર નિશ્ચિતપણે વધારે છે. સાચવવાનું એટલું જ કે જૂની પરંપરાને તોડાય નહીં અને સુંદર નવસર્જન કરવાનું, જે ટકે.

## ૧૪. ॐ पुण्याहम्

જ્યારે જ્યારે હિમાલયનું દર્શન થાય છે ત્યારે ત્યારે મન અકળ રીતે અસ્વસ્થ થાય છે. પણ જ્યારે એના અનેક પહાડો વચ્ચે અને નાનાંમોટાં શિખરો વચ્ચે પહોંચી જાઉં છું ત્યારે ઘણે વરસે પિયેર પહોંચ્યાનું સમાધાન મળે છે અને પછી આ આનંદ ટકવાનો નથી, આ સ્થાન છોડીને પાછા ગયે જ છૂટકો, એ કલ્પનાથી મનમાં એક વિષાદ ડોકિયું કરતો જ જાય છે. આ મનઃસ્થિતિ સ્વીકાર્યે જ છૂટકો. એ જાતની ભાવના સ્વીકાર્યા પછી જ ભેજું અને હૈયું એ આખો આનંદ માણવા-ની સ્થિતિમાં આવી શકે છે.

હિમાલયનાં શિખરોની હાર અનેક વાર જોઈ છે. પણ એનાં બે દર્શનો ફરી મનમાં જાગ્રત થાય છે. પહેલી વાર જ્યારે આલ્મોડા ગયો હતો ત્યારે નંદાદેવી અને અને નંદાકોટનાં શિખરો પ્રથમ વાર જોયાંનો આનંદ એટલો ઉત્કટ હતો કે હજીયે એ તાજો જ છે.

અને જ્યારે ઘણાં વરસ પછી, હમણાં હમણાં કૌસાની ગયો હતો ત્યારે પગ તળેની વિશાળ ખીણનું નિરીક્ષણ કરી, મહાત્માજીની આંખે હિમાલયનાં શિખરો હારબંધ જોયાં ત્યારે આવડો મોટો લાંબો વિસ્તાર એકસાથે જોવાનું ભાગ્ય એટલું બધું ઉત્તેજક અને છતાં તૃપ્તિદાયક હતું કે તે પણ ચિત્તમાં તાજું ને તાજું જ રહે છે. આ બે ભવ્યતર દર્શનો સાથે સાથે બીજાં એટલાં બધાં દર્શનો ચિત્તમાં ભેગાં થાય છે કે એ બધાં મળીને પૃથ્વી પર ન જડે એવું શિખર-સંમેલન કલ્પનાની પ્રતિભા ભેગું કરે છે.

પૂર્વદર્શનોનું આવી રીતે નાંદિશ્રાદ્ધ કર્યા પછી જ આજના શિખર-દર્શનાનંદનો ઉત્સવ માણી શકું છું.

કકનીનું સ્થાન પૂરતું ઊંચું છે(૬,૫૦૦ ફૂટ). ત્યાંથી હિમાલયનાં શિખરો સરસ દેખાય છે એટલું નેપાળી લોકો પાસેથી સાંભળ્યા પછી આંખોનું ઔત્સુક્ય અનેક ચિત્રો દોરતું હતું. પણ અનુભવી આંખોને પણ આ મજા સૂઝી ન હતી.

કાઠમંડૂથી ત્રિશૂલીનો રસ્તો ૪૩ માઈલનો છે. એ રસ્તે અઢાર માઈલ ચડીને અમે કકની આવી પહોંચ્યા. કાઠમંડૂનાં ઘરો પાછળ છોડયાં કે તરત વનશ્રીની વિવિધતા મનને આકર્ષવા લાગી. પહેલાં તો ઊંચાઈને કારણે આસપાસની ખીણો દૂર દૂર સુધી ફેલાઈને પોતાનું સૌન્દર્ય પ્રગટ કરવા લાગી. વચમાં વચમાં ખેતરો, એમની વચ્ચે વરસાદનાં પાણીએ ખોદેલી કોતરો, કયાંક મનુષ્યવસ્તી તો કયાંક ઊંચાં ઊંચાં ઝાડોનાં ઝૂમખાં, અટૂલી ટેકરીઓ, રસ્તાનો વળાંક બદલાય કે બીજી ખીણ પોતાની શોભા બતાવવા તૈયાર!

આમ કરતાં કરતાં અમે ઠીક ઠીક ઉપર ચડયા. હવે વિશાળ ખીણો અને સપાટ ખેતરો અલોપ થઈ ગયાં. હવે તો માણસે ટેકરીઓ પર ઘા કરી ઘાટની ખેતી (terrace cultivation) કેમ કરી છે એના જાત જાતના નમૂનાઓ દેખાવા લાગ્યા. વચમાં વચમાં જંગલો અને વચમાં વચમાં ઘાટ-ખેતી, માણસને બન્નેનો ઉપયોગ – અને એવા કુદરતી વાતાવરણમાં નાનકડી ઝૂંપડી બાંધી પોતાનું ગુજરાન ચલાવતું કોઈ ઈમાનદાર ખેડૂતનું કુટુંબ! એક ઠેકાણે એક નાનકડી બાળા પોતાના અર્ભક ભાઈને કેડે લઈને ચાલતી અને સામેનું દૃશ્ય નિહાળતી દેખાઈ ત્યારે એની આંખે એ આખું દૃશ્ય કેવું દેખાતું હશે એવો વિચાર મનમાં આવ્યો. પણ તરત બીજો વિચાર આવ્યો કે આ કુદરતી દૃશ્ય એને માટે રોજનું – એ એનો વિચાર કરે જ શા માટે! એના મનમાં તો પોતાના નાનકડા ભાઈ પ્રત્યે વછૂટતું વહાલ જ સર્વસ્વ હતું.

અમે આગળ વધ્યા. હવે એક બાજુ ગગનચુંબી વૃક્ષોનો ઊંચો પહાડ અને બીજી બાજુ એવાં જ વૃક્ષોને સંઘરતી ખીણ. એની વચ્ચે અમારું સ્ટેશન-વૅગન ચાલ્યું. રસ્તો મોટર માટે બનાવેલો નહીં એટલે મોટરમાં ગતિ આવે જ શાની! એથી અમને દુ:ખ થવાને બદલે લાભ જ થયો. નિરાંતે જમણી બાજુ અને ડાબી બાજુ જોતા જાઓ. કશી ઉતાવળ જ નહીં! સહેજ આગળ વધ્યા અને બે ટેકરી વચ્ચેનાં જીન ઉપર પહોંચ્યા. હવે જ્યાં ઊંચો પહાડ હતો ત્યાં ખીણ દેખાઈ અને જ્યાં ખીણ હતી ત્યાં પહાડ ઊંચાયો. આ જાતના વિપર્યયો અનેક વાર જોવાને મળ્યા—અને એકાએક, એક જીન પર પહોંચતાંવેંત હિમશિખરો દેખાવા લાગ્યાં! હું તો રસ્તાના વળાંકમાં જ અટવાયો હતો. ચિ. દીપકે સાદ કર્યો: 'Snow Peaks.' Snow Peaks મારી પાછળ બેઠેલી ચિ. સરોજે હિમ-શિખરો તરફ આંગળી ચીંધી અને ગણેશહિમાલ(गणेशहिमाल)નાં દર્શનનું પુણ્ય હું સેવતો થયો.

પુણ્ય એટલે શું? સ્વર્ગમાં કામ આવતી દેવોની બૅન્કમાં જમે થતી સંપત્તિ? લોકોની કલ્પના ભલે આટલી જ હોય. મારે મન તો પુણ્ય એટલે દસે ઇન્દ્રિયો—મન, બુદ્ધિ, અહંકાર, કલ્પના અને શ્રદ્ધા—બધાંને એકસામટો મળતો આનંદ, આહ્‌લાદ અને પ્રસાદ તેનું નામ પુણ્ય. ઋષિ જ્યારે ગંધ માટે પુણ્યનું વિશેષણ વાપરે છે અને સારા દિવસને જ ॐ पुण्याहम् કહીને વધાવી લે છે, ત્યારે એમના મનમાં, હું કહું છું એ જ અર્થ, પુણ્ય શબ્દથી પ્રગટ થાય છે.

હવે તો કકનીના શિખર પર વિરાજતું આરામગૃહ દેખાવા લાગ્યું. પણ પહાડી રસ્તાઓમાં જે દેખાય છે નજીક, ત્યાં પહોંચતાં અસંખ્ય આડાઅવળા અને સીધા-સવળા વળાંકો લેવા પડે છે. આખરે અમે વિશ્રામગૃહમાં સ્થાનાપન્ન થઈ ગયા.

ભલે સ્ટેશન-વૅગનના પ્રતાપે, પણ અમે આટલી ઊંચાઈએ પહોંચ્યા; કાઠમંડૂ છોડી હિમશિખરોની સન્નિધિએ પહોંચ્યા, એટલે આટલા પુરુષાર્થને અંતે નાસ્તો કરવાના અમે પૂરેપૂરા હકદાર થયા. નાસ્તો મૂળે હતો જ સ્વાદિષ્ટ. પણ સાડા છ હજાર ફૂટની ઊંચાઈએ મળતો પ્રાણવાયુ અને સામેના કાવ્યની ભવ્યતા—એમણે એ સ્વાદમાં ઉમેરો જ કર્યો. એટલામાં સામેના પહાડોએ શિખરોનાં દર્શન માટે મને આમંત્ર્યો. સામેના ગણેશહિમાલનાં ચાર શિખરો બિલકુલ સ્પષ્ટ દેખાતાં હતાં. સફેદ બરફના એ રેખીવ ઢગલા વચ્ચે અનેક જાતની ખીણો પોતપોતાની છટા ખીલવતી હતી. કોઈ મલ્લના કસાયેલા શરીરમાં ઘાટીલી માંસપેશીઓ (muscles) ધ્યાન ખેંચે છે અને આદર માગી લે છે, તેમ જ આ શિખરોમાં ઊપસેલા ભાગો અને એમની વચ્ચેની ખીણો ધ્યાન ખેંચતી હતી.

જાપાનના શિખરરાજ ફૂજિયામાના એક અંગ્રેજ ભક્તે વરસો સુધી એ પહાડનું ધ્યાન ધરી, અને અનેક બાજુથી દર્શન કરી, પોતાનો અભિપ્રાય નોંધી રાખ્યો છે કે: "ફૂજિયામાનું સર્વતોભદ્ર શિખર ગમે ત્યાંથી જુઓ, ભવ્યસુંદર દેખાય જ છે પણ જ્યારે વાદળાંને કારણે કે હવાના ધુમ્મસને કારણે એ અસ્પષ્ટ દેખાય છે

હિમાલયનાં શિખરોની હાર અનેક વાર જોઈ છે. પણ એનાં બે દર્શનો ફરી મનમાં જાગ્રત થાય છે. પહેલી વાર જ્યારે આલ્મોડા ગયો હતો ત્યારે નંદાદેવી અને અને નંદાકોટનાં શિખરો પ્રથમ વાર જોયાંનો આનંદ એટલો ઉત્કટ હતો કે હજીયે એ તાજો જ છે.

અને જ્યારે ઘણાં વરસ પછી, હમણાં હમણાં કૌસાની ગયો હતો ત્યારે પગ તળેની વિશાળ ખીણનું નિરીક્ષણ કરી, મહાત્માજીની આંખે હિમાલયનાં શિખરો હારબંધ જોયાં ત્યારે આવડો મોટો લાંબો વિસ્તાર એકસાથે જોવાનું ભાગ્ય એટલું બધું ઉત્તેજક અને છતાં તૃપ્તિદાયક હતું કે તે પણ ચિત્તમાં તાજું ને તાજું જ રહે છે. આ બે ભવ્યતર દર્શનો સાથે સાથે બીજાં એટલાં બધાં દર્શનો ચિત્તમાં ભેગાં થાય છે કે એ બધાં મળીને પૃથ્વી પર ન જડે એવું શિખર-સંમેલન કલ્પનાની પ્રતિભા ભેગું કરે છે.

પૂર્વદર્શનોનું આવી રીતે નાંદિશ્રાદ્ધ કર્યા પછી જ આજના શિખર-દર્શનાનંદનો ઉત્સવ માણી શકું છું.

કકનીનું સ્થાન પૂરતું ઊંચું છે(૬,૫૦૦ ફૂટ). ત્યાંથી હિમાલયનાં શિખરો સરસ દેખાય છે એટલું નેપાળી લોકો પાસેથી સાંભળ્યા પછી આંખોનું ઔત્સુક્ય અનેક ચિત્રો દોરતું હતું. પણ અનુભવી આંખોને પણ આ મજા સૂઝી ન હતી.

કાઠમંડૂથી ત્રિશૂલીનો રસ્તો ૪૩ માઈલનો છે. એ રસ્તે અઢાર માઈલ ચડીને અમે કકની આવી પહોંચ્યા. કાઠમંડૂનાં ઘરો પાછળ છોડયાં કે તરત વનશ્રીની વિવિધતા મનને આકર્ષવા લાગી. પહેલાં તો ઊંચાઈને કારણે આસપાસની ખીણો દૂર દૂર સુધી ફેલાઈને પોતાનું સૌન્દર્ય પ્રગટ કરવા લાગી. વચમાં વચમાં ખેતરો, એમની વચ્ચે વરસાદનાં પાણીએ ખોદેલી કોતરો, ક્યાંક મનુષ્યવસ્તી તો ક્યાંક ઊંચાં ઊંચાં ઝાડોનાં ઝૂમખાં, અટૂલી ટેકરીઓ, રસ્તાનો વળાંક બદલાય કે બીજી ખીણ પોતાની શોભા બતાવવા તૈયાર!

આમ કરતાં કરતાં અમે ઠીક ઠીક ઉપર ચડયા. હવે વિશાળ ખીણો અને સપાટ ખેતરો અલોપ થઈ ગયાં. હવે તો માણસે ટેકરીઓ પર ઘા કરી ઘાટની ખેતી (terrace cultivation) કેમ કરી છે એના જાત જાતના નમૂનાઓ દેખાવા લાગ્યા. વચમાં વચમાં જંગલો અને વચમાં વચમાં ઘાટ-ખેતી, માણસને બન્નેનો ઉપયોગ–અને એવા કુદરતી વાતાવરણમાં નાનકડી ઝૂંપડી બાંધી પોતાનું ગુજરાન ચલાવતું કોઈ ઈમાનદાર ખેડૂતનું કુટુંબ! એક ઠેકાણે એક નાનકડી બાળા પોતાના અર્ભક ભાઈને કેડે લઈને ચાલતી અને સામેનું દૃશ્ય નિહાળતી દેખાઈ ત્યારે એની આંખે એ આખું દૃશ્ય કેવું દેખાતું હશે એવો વિચાર મનમાં આવ્યો. પણ તરત બીજો વિચાર આવ્યો કે આ કુદરતી દૃશ્ય એને માટે રોજનું–એ એનો વિચાર કરે જ શા માટે! એના મનમાં તો પોતાના નાનકડા ભાઈ પ્રત્યે વછૂટતું વહાલ જ સર્વસ્વ હતું.

અમે આગળ વધ્યા. હવે એક બાજુ ગગનચુંબી વૃક્ષોનો ઊંચો પહાડ અને બીજી બાજુ એવાં જ વૃક્ષોને સંઘરતી ખીણ. એની વચ્ચે અમારું સ્ટેશન-વૅગન ચાલ્યું. રસ્તો મોટર માટે બનાવેલો નહીં એટલે મોટરમાં ગતિ આવે જ શાની! એથી અમને દુ:ખ થવાને બદલે લાભ જ થયો. નિરાંતે જમણી બાજુ અને ડાબી બાજુ જોતા જાઓ. કશી ઉતાવળ જ નહીં! સહેજ આગળ વધ્યા અને બે ટેકરી વચ્ચેનાં જીન ઉપર પહોંચ્યા. હવે જ્યાં ઊંચો પહાડ હતો ત્યાં ખીણ દેખાઈ અને જ્યાં ખીણ હતી ત્યાં પહાડ ઊંચાયો. આ જાતના વિપર્યયો અનેક વાર જોવાને મળ્યા – અને એકાએક, એક જીન પર પહોંચતાંવેંત હિમશિખરો દેખાવા લાગ્યાં! હું તો રસ્તાના વળાંકમાં જ અટવાયો હતો. ચિ. દીપકે સાદ કર્યો: 'Snow Peaks.' Snow Peaks મારી પાછળ બેઠેલી ચિ. સરોજે હિમ-શિખરો તરફ આંગળી ચીંધી અને ગણેશહિમાલ(गणेशहिमाल)નાં દર્શનનું પુણ્ય હું સેવતો થયો.

પુણ્ય એટલે શું? સ્વર્ગમાં કામ આવતી દેવોની બૅન્કમાં જમે થતી સંપત્તિ? લોકોની કલ્પના ભલે આટલી જ હોય. મારે મન તો પુણ્ય એટલે દસે ઇન્દ્રિયો – મન, બુદ્ધિ, અહંકાર, કલ્પના અને શ્રદ્ધા – બધાંને એકસામટો મળતો આનંદ, આહ્‌લાદ અને પ્રસાદ તેનું નામ પુણ્ય. ઋષિ જ્યારે ગંધ માટે પુણ્યનું વિશેષણ વાપરે છે અને સારા દિવસને જ ॐ पुण्याहम् કહીને વધાવી લે છે, ત્યારે એમના મનમાં, હું કહું છું એ જ અર્થ, પુણ્ય શબ્દથી પ્રગટ થાય છે.

હવે તો કકનીના શિખર પર વિરાજતું આરામગૃહ દેખાવા લાગ્યું. પણ પહાડી રસ્તાઓમાં જે દેખાય છે નજીક, ત્યાં પહોંચતાં અસંખ્ય આડાઅવળા અને સીધા-સવળા વળાંકો લેવા પડે છે. આખરે અમે વિશ્રામગૃહમાં સ્થાનાપન્ન થઈ ગયા.

ભલે સ્ટેશન-વૅગનના પ્રતાપે, પણ અમે આટલી ઊંચાઈએ પહોંચ્યા; કાઠમંડૂ છોડી હિમશિખરોની સન્નિધિએ પહોંચ્યા, એટલે આટલા પુરુષાર્થને અંતે નાસ્તો કરવાના અમે પૂરેપૂરા હકદાર થયા. નાસ્તો મૂળે હતો જ સ્વાદિષ્ટ. પણ સાડા છ હજાર ફૂટની ઊંચાઈએ મળતો પ્રાણવાયુ અને સામેના કાવ્યની ભવ્યતા – એમણે એ સ્વાદમાં ઉમેરો જ કર્યો. એટલામાં સામેના પહાડોએ શિખરોનાં દર્શન માટે મને આમંત્ર્યો. સામેના ગણેશહિમાલનાં ચાર શિખરો બિલકુલ સ્પષ્ટ દેખાતાં હતાં. સફેદ બરફના એ રેખીવ ઢગલા વચ્ચે અનેક જાતની ખીણો પોતપોતાની છટા ખીલવતી હતી. કોઈ મલ્લના કસાયેલા શરીરમાં ઘાટીલી માંસપેશીઓ (muscles) ધ્યાન ખેંચે છે અને આદર માગી લે છે, તેમ જ આ શિખરોમાં ઊપસેલા ભાગો અને એમની વચ્ચેની ખીણો ધ્યાન ખેંચતી હતી.

જાપાનના શિખરરાજ ફૂજિયામાના એક અંગ્રેજ ભક્તે વરસો સુધી એ પહાડનું ધ્યાન ધરી, અને અનેક બાજુથી દર્શન કરી, પોતાનો અભિપ્રાય નોંધી રાખ્યો છે કે: "ફૂજિયામાનું સર્વતોભદ્ર શિખર ગમે ત્યાંથી જુઓ, ભવ્યસુંદર દેખાય જ છે પણ જ્યારે વાદળાંને કારણે કે હવાના ધુમ્મસને કારણે એ અસ્પષ્ટ દેખાય છે

ત્યારે એની શોભા સુંદરતર અને ભવ્યતર હોય છે, અને જ્યારે એ જ શિખર સોએ સો ટકા અલોપ અને અદૃશ્ય થાય છે ત્યારે એની શોભા સુંદરતમ, ભવ્યતમ, અદ્ભુત અને દૈવી બને છે.'' એક નિષ્ઠાવાન ભક્તનાં આ વચનો છે. એ કેટલે દરજ્જે સાચાં છે એની ચર્ચા કરે તે પામર. ભક્તનાં વચનો આપણે કેટલે દરજ્જે અનુભવી શકીએ છીએ એટલું જ નમ્રતાપૂર્વક વિચારવાનું કામ આપણું. ગણેશ-હિમાલથી જ્યારે ડાબી બાજુએ જોવા લાગ્યા ત્યારે ત્યાં હિમાચુલીનાં શિખરો અર્ધસ્પષ્ટ દેખાયાં, અને એથી આગળ જતાં અન્નપૂર્ણાનાં શિખરો કોકને દેખાય અને કોકને ન દેખાય, અને જેમને દેખાય તેમને પણ ઘડીકમાં દેખાય અને ઘડીકમાં એમની કલ્પના જ કરવી પડે. ત્રણ શિખરોનો આ ત્રિવિધ અનુભવ એકસામટો વાગોળતા પેલા ફૂજિયામા વિશેનાં વચનો તાજાં થયાં, અને એ ભક્તની નજરે અને ભાવનાએ અમે અમારો આનંદ દ્વિગુણિત કર્યો.

હવે નજર જમણી તરફ ગઈ. ત્યાં વાદળાં કે હવાની મુશ્કેલી ન હતી. પણ નજીકનો એક બરફવિહોણો પહાડ માથું ઊંચું કરી લૅંગટૅંગનાં હિમશિખરોને ઢાંકી દેવા માગતો હતો. એનો પ્રયત્ન મોટે ભાગે સફળ થયો ખરો. પણ લૅંગટૅંગના સહુથી ઊંચા શિખરની કોર ડોકિયું કરીને અમને કહેવા લાગી: “નિરાશ નહીં થતા, જુઓ મારી કોરનો ચળકાટ. એટલો ચળકાટ તો તમને ગણેશહિમાલ પર પણ મળ્યો ન હતો.'' વાત સાચી હતી. કોર તો કોર પણ ચિત્તમાં આબાદ કોતરાઈ ગઈ હતી. જમણી બાજુ આગળ વધ્યા ત્યાં અમે દોર્જેલાગ્પાનાં શિખરો જોયાં. આમાં તો ઉજ્જવળતા અને અંધુકતાનું સંમિશ્રણ હતું. એ ઉપરાંત એ શિખરોની આસપાસ વાદળો પણ ઘેરાતાં હતાં. જેને શિખર માનીએ તે પોતાનો આકાર બદલી પોતે વાદળ હોવાનું સાબિત કરતું હતું અને જેને વાદળાં માન્યાં તે અમને નિ:શંક કરી પોતાનું શિખરપણું સાબિત કરવા લાગ્યાં. કેટલીક વાર અમારે ‘હા'ને ઠેકાણે ‘ના' અને ‘ના'ને ઠેકાણે ‘હા' ભણવી પડી! પછી મનમાં વિચાર આવ્યો: શિખર હો કે વાદળાં, તમારે તો એની સુંદરતા જ માણવી છે ને? તો એની આટલી ચિકિત્સા શાની? વાદળાંનો આકાર ક્ષણજીવી, પણ તેથી કાંઈ એની સુંદરતામાં ઊણપ નથી આવતી, દલીલ હતી સચોટ. પણ મન પર એની અસર ન થઈ. અમે અહીં, આટલે દૂર, વાદળાનંદ માણવા આવ્યા ન હતા.

આ વિશ્રામગૃહ સાચવનાર યુવાને અમને કહ્યું કે: “દોર્જેલાગ્પાથી આગળ જુઓ, હમણાં જ ગૌરીશંકરનાં ત્રણ શિખરો દેખાવા લાગ્યાં છે.'' અમને તો એ દેખાયાં નહીં પણ ‘ના પાડવા કરતાં ફૂજિયામાના ભક્તની આસ્તિકતા વાપરવી જ અહીં યોગ્ય છે' એમ સમજી અમે આકાશના એક ભાગમાં, કલ્પનાથી ગૌરીશંકરને ઉત્કટતાથી જોવા લાગ્યા. અમારી એ તપશ્ચર્યા ફળી અને એ માત્ર શિખરોએ, ભલે અસ્પષ્ટ, પોતાનાં પાર્થિવ દર્શન અમને આપ્યાં ખરાં. ભલે એક ક્ષણ માટે; પણ ત્યાર પછી એ જ આકાશના ભાગમાં અમે એ શિખરો નક્કર કલ્પનાથી જોવા લાગ્યા.

પણ અમારા ખરા સ્નેહી તો ગણેશહિમાલનાં ચાર શિખરો, એના ઉપર એકાદ વાદળું આવીને એની ખીણમાં આરામ કરે, ઘડીકમાં ઓગળી જાય. થોડા વખત પછી ચાર વાદળાંઓએ આકાશમાં લટકતાં રહી, ગણેશહિમાલ ઉપર પોતાનું છત્ર ધર્યું.

હવે તો એ આખા પ્રદેશમાં વાદળાંઓના આવવાનો વખત થયો. અમે તેમના પર ચિડાયા નહીં પણ ખાસ્સો એક કલાક હિમશિખરોનાં મનસોક્ત દર્શન કરવાની સગવડ આપી એને માટે એમને ધન્યવાદ આપ્યા. મેં એમને કહ્યું: "ઠીક છે, હવે તમે તમારી રમત ચલાવો. હું મારો આનંદ એટલામાં લખી કાઢું. વાદળાં-ઓએ પોતાની રમત ચલાવી ખરી પણ વચમાં વચમાં એ બધાં શિખરોનું ઓછું-વધતું દર્શન કરવાની તક પણ અમને આપતાં રહ્યાં. બધાં વાદળાં એ શિખરો જેટલાં જ ધોળાં! શ્યામ કહી શકાય એવો એક પણ મેઘ એમાં ન હતો. કર્પૂર-ધવલ શિવજીના આ પ્રદેશમાં વાદળાંઓ પણ શિવગણોની પેઠે સુધાધવલ રહેવાનો જ પોતાનો ધર્મ માનતાં હશે!

શિખરો જોઉં છું અને હિમાલયની જૂની મુસાફરીમાં એમને નજર સામે રાખી કરેલાં ધ્યાનચિંતનનું સ્મરણ થાય છે. ખાસ કરીને એક સાંજે એક શિખરના ગેરુવા રંગ વચ્ચે મહાદેવની આકૃતિ દેખાઈ હતી એનું સ્મરણ તો અચૂક થાય છે. પણ એ આનંદમાં ભાગ પડાવાય એવું હોતું નથી. એ તો યાદ કરી કરીને हृष्यामि च मुहुर्मुहुः ।

## ૧૫. ત્રિપથગામી ખડખડ-સ્તોત્ર

ગાડામાં બેસીને અથવા સૂતાં સૂતાં પથરાળા રસ્તાની મુસાફરી તમે કદી કરી છે? શરીરનાં બધાં હાડકાં એવાં તો વલોવાઈ જાય છે અને ખોખરાં થઈ જાય છે કે 'આના કરતાં તો પગે ચાલવું સારું' એમ માણસને લાગે છે. કોક વાર આશ્ચર્ય થાય છે કે આ ગાડાનાં પૈડાં ઢીલાં થઈને છૂટી શી રીતે નથી પડતાં. ગામડાના સુતારની મશ્કરી કરનાર શહેરી સુતારો આવાં મજબૂત પૈડાં તૈયાર કરી આપે ત્યારે ખરા!

નાનપણમાં અમે આવા પ્રવાસો દિવસો સુધી ઘણા કર્યા છે. હવે તો ગામડામાં જવાની તક જ ઓછી મળે છે. ગામડાગામે જતાં રસ્તાઓ પણ પહેલાં કરતાં ઘણા સુધર્યા છે. તેથી પ્રવાસને અંતે હાડકાનું સમારકામ કરનારા હાડવૈદ્યને શોધવા પડતા નથી એ ખરું. પણ આજકાલનાં માણસોનાં હાડકાં પણ પહેલાંના જેવાં મજબૂત અને કસાયેલાં રહ્યાં નથી. મોટરની લાંબી મુસાફરીમાં જ્યારે રસ્તો સારો

ન હોય ત્યારે થોડીક ખડખડ શરૂ થવાની જ અને કલાકેકમાં એ ખડખડ ઠેઠ હાડકાં સુધી પહોંચી જ જવાની.

પણ જ્યારે જ્યારે સારો સીધો રસ્તો મળી જાય છે ત્યારે આપણે આનંદમગ્ન થઈ કહીએ છીએ 'એ રસ્તા પરથી અમારી મોટર એવી તો બેમાલૂમ સરતી હતી કે જાણે શાન્ત પાણીમાં હોડી જ ન ચાલતી હોય.'

પાણી પર હોડીના પ્રવાસની ઉપમા કોઈ આપે કે મને ખરું જોતાં ગોવામાંના અને કેરળમાંના નૌકાવિહારનું સ્મરણ થવું જોઈએ. પણ મને યાદ આવે છે કાશ્મીરના શ્રીનગરની કારણ કે એ શહેરમાં શહેરી રસ્તા જ પાણીના છે. જેલમ નદી કાશ્મીરમાં શાન્ત ગંભીરપણે વહે છે. આ નદીની બન્ને બાજુએ નહેર જેવી શાખાઓ ખોદી કાઢી છે અને આ નહેરો જ છે શ્રીનગરના મુખ્ય રસ્તાઓ. શહેરમાં જેમ આપણે ટાંગામાં બેસી ફરીએ છીએ તેમ જ શ્રીનગરમાં તીર જેવા લાંબા સાંકડા શિકારામાં બેસીને લોકો એક પોળમાંથી બીજી પોળમાં, એક ગલીમાંથી બીજી ગલીમાં જાય છે અને નિરાંત કેટલી કે અવરજવર ગમે તેટલી વધી પડે છતાં શોરબકોર જરાયે ન મળે. બધી જ હોડીઓ ગૂપચૂપ દોડયા કરે છે.

સિંધના મનચર જેવા વિશાળ સરોવરમાં મનભર કરેલો નૌકાવિહાર કેમ ન સાંભરે? અને ઉત્તર જાપાનના હોક્કાયડો દ્વીપના સરોવરનું પણ સ્મરણ થાય છે. પણ આજે લખવા બેઠો છું તે કાંઈ સરોવર-સુખનું વર્ણન કરવા માટે નહીં પણ અમેરિકાના એક ઊંડા, શાન્ત, પ્રસન્ન-સુંદર સરોવરમાં કરેલા ખડખડણારા નૌકાવિહાર વિશે.

કોર્નેલ(ઈથકા)ના તત્ત્વજ્ઞાનવિશારદ અધ્યાપક શ્રી બર્ટને મળવા અમે ગયા હતા. પહેલે દિવસે એમણે અમને એક સુંદર ધોધ અને સરોવર બતાવવાની ગોઠવણી કરી હતી. સરોવરકિનારે સેંકડો કુટુંબો ફરવા નીકળ્યાં હતાં. કેટલાંય સ્ત્રીપુરુષો ઓછામાં ઓછાં કપડાં પહેરી શરીરની ચામડી કેળવવા માટે તડકામાં આળોટતાં અને શેકાતાં હતાં. બાળકો કિનારા પર ધમાચકડી કરતાં હતાં. કેટલાક લોકો પાણીમાં તરતા આનંદતા હતા અને ઠેકઠેકાણે નાનાંમોટાં બધાં એકઠાં બેસી ઉદરપૂજા કરતા હતા. કેટલાકને ગાયન સ્ફુરતું હતું અને કેટલાક આવતાજતા લોકો તરફ રસપૂર્વક નિહાળીને જોતા હતા.

અમને થયું કે યંત્રના જોરે ચાલનારી હોડીમાં બેસી સરોવિહાર કરીએ અને એના વેગનો અનુભવ લઈએ. મને લાગે છે કે અમારી હોડીએ કલાકે ચાળીસ માઈલની ઝડપ પસંદ કરી હોવી જોઈએ.

અમને રંગ ચડયો અને હોડીને વેગ ચડયો. એટલામાં હોડી તળે એકાએક ખડખડાટ શરૂ થયો. પહેલાં તો અમને થયું કે આ ભાગમાં પાણી છીછરું હશે અને નીચે નાનામોટા પથરા હશે. હોડી એના પર ઘસાઈને જાય છે તેથી આટલો અવાજ અને આટલા સખત આંચકા આવે છે. પણ ના, એવું તો કશું હતું જ નહીં.

પાણી ઊંડું હતું–સ્વચ્છ અને શાન્ત હોવા છતાં નીચેનું તળિયું ન દેખાય એટલું ઊંડું હતું. પણ અમારી હોડી આટલા તીવ્ર અને ઉદ્ધત વેગે પાણીને કાપે એ સરોવરથી સહન ન થયું તેની જ આ ખડખડ હતી. અમારી હોડીમાં આસન પણ સ્થિર રાખવું મુશ્કેલ હતું. શરીરના સાંધેસાંધા પોતાની નારાજી વ્યક્ત કરવા લાગ્યા. હાડકાંને થયું કે આપણે પણ ખડખડ કેમ ન કરીએ? હાડકાં તો જાણે કોઈ રાક્ષસ-બાળકના હાથમાં રમવાના ઘૂઘરા બની ગયા હોય એમ લાગવા માંડ્યું.

એક વાર તો નાવિકને કહેવાનું મન થઈ આવ્યું કે હવે તો આ ખડખડ અસહ્ય થઈ છે, હોડી જરા ધીરે ચલાવજે. પણ પરદેશમાં આમ હાર્યે કેમ ચાલે? આટઆટલા લોકો હોડીમાં બેસીને દોટ મૂકે છે ત્યારે આપણે જ શી રીતે કહીએ કે "નથી સહન થતી આવી ખડખડ ગતિ?" મનને સમજાવ્યું કે જે હાલહવાલ થશે તે માત્ર અર્ધાપોણા કલાક માટે સહન કરવા પડશે. પણ સ્વદેશ ગયા પછી બડાઈ તો હાંકી શકાશે કે પથ્થર વગરના પથરાળા પાણીમાં અમે નૌકાવિહાર કર્યો!

આ નવા અનુભવની અદ્ભુતતાનું વર્ણન કરવામાં જ ઘણો વખત તે દિવસે ગયો. બીજે દિવસે અમારાં યજમાનદંપતીએ અમને અમેરિકાનાં ગામડાંઓમાંથી જનારા રસ્તે થઈને નાયગરાના પ્રચંડ પ્રપાતનાં દર્શન કરાવ્યાં. તે દિવસે ઘણાં પગથિયાં ઊતરી એક વાફર(સ્ટીમ લૉંચ)માં બેસી ધોધના પગ આગળ લગભગ પહોંચી ગયા, ધોધના તુષારથી તરબોળ ન થઈ જઈએ તે માટે હોડીવાળાએ દરેકને એક એક વરસાદી ડગલો પહેરવા આપ્યો હતો. અમારી હોડીનું નામ તદ્દન અન્વર્થક તથા કાવ્યમય હતું (મેડ ઑફ ધ મિસ્ટ–Maid of the Mist) ધૂમસ-કન્યા. હિમકન્યા પણ કહી શકાય. હું તો એને 'તુષારગૌરી' કહેવાનું પસંદ કરું. નૌકાએ અમને જરાયે તકલીફ આપી નહીં પણ વિશાળકાય પ્રપાતને લીધે ઉત્પન્ન થતા ધબકારા અમારી છાતીનું નગારું કરવા મથતા હતા. મોકળી હવા હોવા છતાં હવાના ધબકારાને લીધે ગભરામણ જેવું થતું હતું. આ પણ તે દિવસનો એક અનેરો આનંદ જ હતો. અહીંનાં હવાનાં અને અવાજનાં મોજાંઓને લીધે સમુદ્રનાં ઉપરાછાપરી આવી છાતી પર અથડાતાં મોજાંને લીધે થતી આનંદમય ગૂંગળામણનું જ સ્મરણ થયું.

અમેરિકાના ખડકાળ પાણીનો અનુભવ ઉપર લખ્યો છે તેવો જ પણ તેનાથી ઘણો સૌમ્ય અનુભવ અમને મળ્યો. આફ્રિકાને પૂર્વકિનારે આવેલા માડાગાસ્કર બેટમાં (આ બેટ હમણાં હમણાં જ સ્વતંત્ર થયો છે અને ત્યાંના લોકોએ એનું નામ રાખ્યું છે–માલગાસે.) માલગાસેની પહાડી રાજધાની તાનાનારીવથી અમે પૂર્વ તરફ આન્ત્સિરાબે શહેરમાં ગયા હતા. ત્યાં એક સુંદર સરોવરમાં વિચરનારી હોડીઓ જોઈ સરોજની નૌકાવિહારની હોંશ જાગ્રત થઈ. અહીં હોડીઓ ભાડે મળતી નહોતી પણ એક સજ્જન ફ્રેન્ચ નાવિકે અમારી ઇચ્છા પૂરી કરવાનું કબૂલ્યું. અમે એની નાનકડી હોડીમાં જેમતેમ ગોઠવાયા અને એણે એન્જિન ચાલુ કર્યું.

અહીં પણ એ જ અનુભવ થયો. અમેરિકી અનુભવ કરતાં આ સૌમ્ય ખરો, પણ હતો તે જ જાતનો. પાણીમાં પ્રવાસ કરતાં આવી ખડખડ શા માટે થાય તે બરાબર ધ્યાનમાં ન આવ્યું. કોઈ ગાદલામાં રૂ બરાબર ભરાયું ન હોય એટલે ક્યાંક જાડું ક્યાંક પાતળું થાય છે એવા ગાદલા પર સૂઈએ એટલે પીઠ બરાબર ઓળખે છે કે વચમાં વચમાં રૂના સખત ગોળા થયા છે અને વચમાં વચમાં રૂ સાવ પાતળું છે તેથી જ ગાદી શરીરમાં ખૂંચે છે. આવું જ કાંઈક હોડીના વેગને લીધે સરોવરના પાણીમાં થતું હશે.

જમીન પર અને પાણીમાં આ ખડખડ થાય છે તે હવામાં ઊડતી વેળાએ તો નહીં જ થાય એમ માનીએ તો ત્યાં પણ એ માન્યતા ખોટી જ પડવાની.

વિમાનમાં બેસી કલાકે એંશીથી બસો-અઢીસો માઈલની ઝડપે આકાશમાં જતાં હોઈએ અને યંત્રનો ઘરઘર ધ્વનિ સંભળાતો હોય તોપણ અંગપ્રત્યંગમાં ગતિનો અનુભવ થતો નથી.

સમડી પ્રમાણે એક પાંખ જરાક નમાવી વિમાન જ્યારે જમીન પર ઊતર્યા પહેલાં ગોળ ગોળ ચક્કર લે છે ત્યારે નીચેની ધરતી જ જાણે વાંકી થઈ હોય એવો ભાસ થાય છે. પણ વિમાનની ત્વરિત ગતિ એટલી તો શાન્ત અને સુંવાળી હોય છે કે મહાસાગર પરથી એક આગબોટ સરી જતી હોય એવો જ આભાસ થાય.

પણ હવામાં – હવામાં સુધ્ધાં 'પણ'ને અવકાશ છે જ – ક્યાંક ક્યાંક ખાડા-ટેકરા આવી જ પડે છે. હવામાં આપણે સર સર સરતા હોઈએ તોયે વિમાન તળેની હવા બધે એકસરખી જાડી કે પાતળી હોતી નથી, વચમાં વચમાં જાડી, વળી ક્યાંક પાતળી હોય છે, તેથી ઊડતા વિમાનને એકાએક સેંકડો ફૂટનો આંચકો આવે છે. એવું થાય ત્યારે પછી વિમાનમાં પણ ખડખડ શરૂ થઈ જ જાય છે અને આવી ખડખડ બંધ થતાં વાર લાગે છે. આપણને થઈ જાય છે કે નથી જોઈતી આવી મુસાફરી પણ વિમાનચાલકને કહેવાની સગવડ હોતી નથી કે ખડખડનો ત્રાસ હવે વધારે પડતો થઈ ગયો છે, વિમાનને રોકો. જ્યારે વિમાન અટકે એટલે હવામાં તરંગતું રહી ન શકે, તે તો જોશભેર નીચે આવવાનું અને ધડ દઈને અફળાઈ પોતાનો અને આપણો એકસામટો કપાળમોક્ષ થવાનો. સાઇકલ ચાલે ત્યાં સુધી જ ઊભી અથવા આડી રહી શકે. એની ગતિ અટકે એટલે એ આડી થઈ જમીન પર સૂઈ જવાની. વિમાનનું પણ એવું જ છે.

તેથી વિમાનની ખડખડ આશ્ચર્યમુગ્ધ થઈ તદ્દન લાચારીથી સહન કરવી જ પડે છે. પૃથ્વી, પાણી અને વાયુ આ પંચમહાભૂતોમાંનાં ત્રણે મહાભૂતોમાં પ્રવાસ કરી જોયો પણ સર્વત્ર ખડખડ તો હોવાથી જ એની ખાતરી થઈ.

આ અનુભવ લખતાં વારંવાર મનમાં થાય છે કે વીરરસપૂર્ણ પોવાડા અથવા કવિતા ગાનારા ભાટચારણોએ આ અનુભવ વિશે ચમત્કૃતિપૂર્ણ રોમહર્ષણ કાવ્ય

કરવું જોઈએ. અને તે કાવ્યને લોકો આગળ ઉત્સાહપૂર્વક સચોટ રીતે ગાઈ સંભળાવવું જોઈએ. એવી શક્તિ જ્યાં સુધી મારી પાસે ઊગી નથી ત્યાં સુધી ખડખડ અનુભવને સંબોધીને કહેવાનું મન થાય છે.

તુજ સ્તવન કાજે તુજ સમ સમર્થ કવિ કો
અવતરશે ક્યારે?

## ૧૬. કુદરતે સર્જેલો સ્તૂપ

ફૂજીયામા અથવા ફૂજીસાન એ જાપાનનો એક અદ્‌ભુત પહાડ છે. આખો જાપાન દેશ પહાડી મુલક છે. છતાં ત્યાં પણ આના જેવો બધી બાજુથી સરખો દેખાતો રૂપાળો સર્વતોભદ્ર પહાડ જાપાનમાં બીજો નથી. જાણકાર લોકો કહે છે સુંદરતામાં આને તોલે આવે એવો આખી દુનિયામાં બીજો એક જ પહાડ છે.* બાર હજાર ચારસો ફૂટ ઊંચા આ પહાડની માથે એક જૂના જ્વાળામુખીનો દ્રોણ (Crater) છે.

હું પહેલી વાર જાપાન ગયો (સન '૫૪) ત્યારે બધી રીતે પ્રયત્ન કર્યા છતાં ફૂજીયામાનાં દર્શન થયાં ન હતાં. હવા ખરાબ. જ્યાં ત્યાં વાદળાં ફેલાયેલાં.

જાપાનમાં અનેકાનેક ભવ્ય પહાડો તે વખતે જોઈ શક્યો હતો. પણ ફૂજીયામાનાં દર્શન વગર જાપાનયાત્રા સફળ કેમ થાય? પણ મારી તપશ્ચર્યા પૂરી નહીં થઈ હોય. એટલે તે વખતે દર્શન નહીં થયાં. ત્યાર પછી ત્રણચાર વાર જાપાન ગયો. અને દર વખતે એ પહાડરાજે દર્શન આપવાની કૃપા કરી. સન '૫૮માં તો હવાઈ જહાજમાં બેસી ફૂજીયામા કરતાં પણ વધારે ઊંચાઈ સુધી ઊડી ફૂજીયામાના દ્રોણનાં અને એ દ્રોણની કરવત જેવી કિનારીનાં દર્શન કર્યાં હતાં. એ દૃશ્ય તો કોઈ કાળે હું ભૂલી નહીં શકું.

જાપાનની રાજધાની તોક્યોથી ફૂજીયામા બહુ દૂર નથી. એની આસપાસ અત્યંત રૂપાળાં અને આતિથ્યશીલ પાંચ સરોવરો છે. આસપાસની ભૂમિએ આજના જમાનામાં પણ પોતાની કાવ્યમય શોભા ખોઈ નથી.

જાપાન જતાં પહેલાં ફૂજીયામાનાં વર્ણનો વાંચ્યાં હતાં. એટલે ત્યાં શું દેખાય એની કલ્પના તો મનમાં હતી જ. કેવળ દર્શનાનંદ મળશે એની અપેક્ષા રાખીને

---

*આ બીજો પહાડ cotopaxi દક્ષિણ અમેરિકાના Ecuador દેશમાં છે. ફૂજી પહાડની ઊંચાઈ ૧૨,૪૦૦ ફૂટ છે જ્યારે cotopaxi ૧૯,૦૦૦ ફૂટ ઊંચો છે.

ફૂજીસાન શાંત થયેલો ગણાય. જ્યારે cotopaxi દુનિયાના જીવતા, ખળખળતા જ્વાળામુખીમાં શ્રેષ્ઠ ગણાય છે. પ્રશાંત મહાસાગરના ઉત્તર-પશ્ચિમ છેડે ફૂજી છે તો પૂર્વમધ્યમાં cotopaxi છે. સૌંદર્યમાં બંને સરખા.

અહીં પણ એ જ અનુભવ થયો. અમેરિકી અનુભવ કરતાં આ સૌમ્ય ખરો, પણ હતો તે જ જાતનો. પાણીમાં પ્રવાસ કરતાં આવી ખડખડ શા માટે થાય તે બરાબર ધ્યાનમાં ન આવ્યું. કોઈ ગાદલામાં રૂ બરાબર ભરાયું ન હોય એટલે ક્યાંક જાડું ક્યાંક પાતળું થાય છે એવા ગાદલા પર સૂઈએ એટલે પીઠ બરાબર ઓળખે છે કે વચમાં વચમાં રૂના સખત ગોળા થયા છે અને વચમાં વચમાં રૂ સાવ પાતળું છે તેથી જ ગાદી શરીરમાં ખૂંચે છે. આવું જ કાંઈક હોડીના વેગને લીધે સરોવરના પાણીમાં થતું હશે.

જમીન પર અને પાણીમાં આ ખડખડ થાય છે તે હવામાં ઊડતી વેળાએ તો નહીં જ થાય એમ માનીએ તો ત્યાં પણ એ માન્યતા ખોટી જ પડવાની.

વિમાનમાં બેસી કલાકે એંશીથી બસો-અઢીસો માઈલની ઝડપે આકાશમાં જતાં હોઈએ અને યંત્રનો ઘરઘર ધ્વનિ સંભળાતો હોય તોપણ અંગપ્રત્યંગમાં ગતિનો અનુભવ થતો નથી.

સમડી પ્રમાણે એક પાંખ જરાક નમાવી વિમાન જ્યારે જમીન પર ઊતર્યા પહેલાં ગોળ ગોળ ચક્કર લે છે ત્યારે નીચેની ધરતી જ જાણે વાંકી થઈ હોય એવો ભાસ થાય છે. પણ વિમાનની ત્વરિત ગતિ એટલી તો શાન્ત અને સુંવાળી હોય છે કે મહાસાગર પરથી એક આગબોટ સરી જતી હોય એવો જ આભાસ થાય.

પણ હવામાં – હવામાં સુધ્ધાં 'પણ'ને અવકાશ છે જ – ક્યાંક ક્યાંક ખાડા-ટેકરા આવી જ પડે છે. હવામાં આપણે સર સર સરતા હોઈએ તોયે વિમાન તળેની હવા બધે એકસરખી જાડી કે પાતળી હોતી નથી, વચમાં વચમાં જાડી, વળી ક્યાંક પાતળી હોય છે, તેથી ઊડતા વિમાનને એકાએક સેંકડો ફૂટનો આંચકો આવે છે. એવું થાય ત્યારે પછી વિમાનમાં પણ ખડખડ શરૂ થઈ જ જાય છે અને આવી ખડખડ બંધ થતાં વાર લાગે છે. આપણને થઈ જાય છે કે નથી જોઈતી આવી મુસાફરી પણ વિમાનચાલકને કહેવાની સગવડ હોતી નથી કે ખડખડનો ત્રાસ હવે વધારે પડતો થઈ ગયો છે, વિમાનને રોકો. જ્યારે વિમાન અટકે એટલે હવામાં તરંગતું રહી ન શકે, તે તો જોશભેર નીચે આવવાનું અને ધડ દઈને અફળાઈ પોતાનો અને આપણો એકસામટો કપાળમોક્ષ થવાનો. સાઇકલ ચાલે ત્યાં સુધી જ ઊભી અથવા આડી રહી શકે. એની ગતિ અટકે એટલે એ આડી થઈ જમીન પર સૂઈ જવાની. વિમાનનું પણ એવું જ છે.

તેથી વિમાનની ખડખડ આશ્ચર્યમુગ્ધ થઈ તદ્દન લાચારીથી સહન કરવી જ પડે છે. પૃથ્વી, પાણી અને વાયુ આ પંચમહાભૂતોમાંનાં ત્રણે મહાભૂતોમાં પ્રવાસ કરી જોયો પણ સર્વત્ર ખડખડ તો હોવાથી જ એની ખાતરી થઈ.

આ અનુભવ લખતાં વારંવાર મનમાં થાય છે કે વીરરસપૂર્ણ પોવાડા અથવા કવિતા ગાનારા ભાટચારણોએ આ અનુભવ વિશે ચમત્કૃતિપૂર્ણ રોમહર્ષણ કાવ્ય

કરવું જોઈએ. અને તે કાવ્યને લોકો આગળ ઉત્સાહપૂર્વક સચોટ રીતે ગાઈ સંભળાવવું જોઈએ. એવી શક્તિ જ્યાં સુધી મારી પાસે ઊગી નથી ત્યાં સુધી ખડખડ અનુભવને સંબોધીને કહેવાનું મન થાય છે.

તુજ સ્તવન કાજે તુજ સમ સમર્થ કવિ કો
અવતરશે ક્યારે?

# ૧૯. કુદરતે સર્જેલો સ્તૂપ

ફૂજીયામા અથવા ફૂજીસાન એ જાપાનનો એક અદ્‌ભુત પહાડ છે. આખો જાપાન દેશ પહાડી મુલક છે. છતાં ત્યાં પણ આના જેવો બધી બાજુથી સરખો દેખાતો રૂપાળો સર્વતોભદ્ર પહાડ જાપાનમાં બીજો નથી. જાણકાર લોકો કહે છે સુંદરતામાં આને તોલે આવે એવો આખી દુનિયામાં બીજો એક જ પહાડ છે.* બાર હજાર ચારસો ફૂટ ઊંચા આ પહાડની માથે એક જૂના જ્વાળામુખીનો દ્રોણ (Crater) છે.

હું પહેલી વાર જાપાન ગયો (સન '૫૪) ત્યારે બધી રીતે પ્રયત્ન કર્યા છતાં ફૂજીયામાનાં દર્શન થયાં ન હતાં. હવા ખરાબ. જ્યાં ત્યાં વાદળાં ફેલાયેલાં.

જાપાનમાં અનેકાનેક ભવ્ય પહાડો તે વખતે જોઈ શક્યો હતો. પણ ફૂજીયામાનાં દર્શન વગર જાપાનયાત્રા સફળ કેમ થાય? પણ મારી તપશ્ચર્યા પૂરી નહીં થઈ હોય. એટલે તે વખતે દર્શન નહીં થયાં. ત્યાર પછી ત્રણચાર વાર જાપાન ગયો. અને દર વખતે એ પહાડરાજે દર્શન આપવાની કૃપા કરી. સન '૫૮માં તો હવાઈ જહાજમાં બેસી ફૂજીયામા કરતાં પણ વધારે ઊંચાઈ સુધી ઊડી ફૂજીયામાના દ્રોણનાં અને એ દ્રોણની કરવત જેવી કિનારીનાં દર્શન કર્યાં હતાં. એ દૃશ્ય તો કોઈ કાળે હું ભૂલી નહીં શકું.

જાપાનની રાજધાની તોકયોથી ફૂજીયામા બહુ દૂર નથી. એની આસપાસ અત્યંત રૂપાળાં અને આતિથ્યશીલ પાંચ સરોવરો છે. આસપાસની ભૂમિએ આજના જમાનામાં પણ પોતાની કાવ્યમય શોભા ખોઈ નથી.

જાપાન જતાં પહેલાં ફૂજીયામાનાં વર્ણનો વાંચ્યાં હતાં. એટલે ત્યાં શું દેખાય એની કલ્પના તો મનમાં હતી જ. કેવળ દર્શનાનંદ મળશે એની અપેક્ષા રાખીને

*આ બીજો પહાડ cotopaxi દક્ષિણ અમેરિકાના Ecuador દેશમાં છે. ફૂજી પહાડની ઊંચાઈ ૧૨,૪૦૦ ફૂટ છે જ્યારે cotopaxi ૧૯,૦૦૦ ફૂટ ઊંચો છે.

ફૂજીસાન શાંત થયેલો ગણાય. જ્યારે cotopaxi દુનિયાના જીવતા, બળબળતા જ્વાળામુખીમાં શ્રેષ્ઠ ગણાય છે. પ્રશાંત મહાસાગરના ઉત્તર-પશ્ચિમ છેડે ફૂજી છે તો પૂર્વમધ્યમાં cotopaxi છે. સૌંદર્યમાં બંને સરખા.

જ ત્યાં ગયેલો. પણ પ્રત્યક્ષ દર્શન થતાં અત્યાનંદનું પરિવર્તન સમાધિદર્શનની દીક્ષામાં થયું.

કોક કોક વખતે આસપાસનું આકાશ સ્વચ્છ હોય છે. અને થોડાંક સફેદ વાદળાં ફૂજીયામાના શિખર સુધી ઊંચે ન પહોંચતાં અત્યંત આદરથી અર્ધે રસ્તે જઈ શિખરને ઘેરી લે છે. એવે વખતે વાદળાંમાંથી ઊપસી આવેલું શિખર આપણી સૃષ્ટિનું નથી પણ જાણે સ્વર્ગથી ઊતરી આવ્યું છે એવો ભાસ થાય છે.

એક વખતે, ફક્ત એ એક જ વખતે, એક ઠેકાણેથી જ્યારે મેં ફૂજીસાનનાં દર્શન કર્યાં અને ભાવમગ્ન થઈ સામેની આકૃતિનું ચિંતન કરવા લાગ્યો, ત્યારે મને થયું કે આ પહાડ નથી પણ કુદરતે બુદ્ધ ભગવાનના સર્વકલ્યાણકારી ધર્મની વિજયપતાકા તરીકે આ એક સ્તૂપ અહીં ઊભો કર્યો છે.

મારું હૃદય જેટલું સનાતની હિંદુ છે એટલું જ બૌદ્ધ પણ છે. ગૌતમબુદ્ધનો મેં પરશુરામ, રામ અને શ્રીકૃષ્ણ પછીના આજના યુગના તાજા ચાલુ અવતાર તરીકે સ્વીકાર કર્યો છે. મારું હૃદય કોક વખતે વેદાન્ત શિરોમણી ભગવાન યાજ્ઞવલ્ક્યનો ઉપદેશ સાંભળે છે. કોક વખતે હું છેક નાનપણનો શિવઉપાસક બનું છું. અને પાર્વતીની નજરે પહાડોમાં શિવજીનાં દર્શન કરું છું. કોક વખતે સીતાપતિ રામની જીવનસાધનાનું ચિંતન કરું છું. તો કોક વખતે શ્રીકૃષ્ણનો ગીતાધ્વનિ દુનિયાના દરેક દેશના વાતાવરણમાં સાંભળું છું. આજે એક શાંત સરોવરને કિનારે બેસી ફૂજીયામા રૂપી સ્તૂપનો સંદેશો સાંભળી હું ગણગણવા લાગ્યો –

सब्ब पापस्स अकरणम्
कुसलस्स उपसंपदा ।
सचित-परियादपनम्
अेतं बुद्धान सासनम् ।।

ખરેખર આ ફૂજીપર્વત ભગવાન બુદ્ધનું શાસન છે. અને પોતાના ચિત્તને દબાવીને કાબૂમાં આણવાનો ઉપદેશ કરે છે.

પણ બધી રીતે વિચાર કરતાં આ પહાડ નિપ્પોન(જાપાન)ના સાંસ્કૃતિક હૃદયની અભિમાની દેવતા છે. અને એ જાપાની જાતિના પુરુષાર્થી ભાગ્યનું પ્રતીક છે.

## ૧૭. જાપાની સંસ્મરણો

પ્રવાસી માટે જાપાનનાં સંસ્મરણો લખવાં હોય તો સૌથી પ્રથમ મારે ત્યાંની મુસાફરીની સગવડો વિશે લખવું જોઈએ. છેલ્લાં ચૌદ વર્ષમાં હું પાંચ વાર ત્યાંના લોકોના આમંત્રણથી જાપાનયાત્રા કરી આવ્યો. દર વખતનો અનુભવ નોખો એટલે

હું કેવળ મારાં જૂજ સંસ્મરણો જ લખી શકું. હું કાંઈ ત્યાંની પ્રવાસની સગવડોની તપાસ કરવા ગયો નહોતો. અને આવી વસ્તુ તરફ મારું ધ્યાન પણ ઓછું જાય છે. પોતાને ખર્ચે, પોતાની કલ્પના પ્રમાણે મુસાફરી કરનારને જે અનુભવ થાય છે તે મારા જેવા 'બાદશાહી' મહેમાનને ન જ થઈ શકે. છતાં કેટલીક વાતો ઊડીને આંખે વળગી એની જ નોંધ લઈ શકું.

સૌથી પહેલી વાત ધ્યાન પર આવી તે એ કે એક્સપ્રેસ ટ્રેનથી મુસાફરી કરવા માટે યાત્રીને બે બે ટિકિટ ખરીદવી પડે છે. પહેલી ટિકિટને આપણે પેસેન્જર ટિકિટ કહી શકીએ. ઉતાવળે ન જનારી, પણ યાત્રીને ધાર્યે ઠેકાણે પહોંચાડી દેનારી ગાડીઓ આપણે જાણીએ છીએ. ગરીબ યાત્રાળુઓ અને મોટાં મોટાં શહેર વચ્ચેનાં નાનાં સ્ટેશને ઊતરનાર યાત્રાળુઓ પેસેન્જર ગાડીથી જાય છે. એ ગાડીઓ તમને તમે માગેલા મુકામે પહોંચાડવા બંધાયેલી છે. ઝડપથી જવાનો એનો નિયમ નથી. વખતે મોડી પણ પહોંચે. એ જાતની પહેલી ટિકિટ તમે લીધી એટલે મુકામે પહોંચશો જરૂર.

આ ઉપરાંત તમે સહેજ વધારાના પૈસા આપીને બીજી ટિકિટ ખરીદશો તો તે તમને ગાડીનો વેગ વધારવાનું અને સમયસર પહોંચાડવાનું વચન આપે છે. હવે જો કોઈ કારણે ગાડી ધાર્યા કરતાં બહુ મોડી પહોંચી તો તમે મુકામે પહોંચતાંવેંત સ્ટેશન માસ્તર પાસે જઈ, એ વધારાના પૈસા પાછા માગી શકો છો. દસ-પંદર મિનિટ મોડું થાય તો તે માફ. પણ એથી વધારે મોડું થાય તો તમને કહેવાનો હક છે કે "મુકામે પહોંચવા માટે આપેલા મારા પૈસા વસૂલ થયા એટલે પહેલી ટિકિટ લેખે લાગી, એનો મને સંતોષ છે. પણ વચન પ્રમાણે તમે મને વખતસર પહોંચાડયો નહીં એટલે એ પૈસા તમે મેળવ્યા નથી. મને પાછા મળવા જોઈએ." અને કશી આનાકાની વગર રેલવે તમારા પૈસા પાછા આપી જ દેશે.

બીજો અનુભવ થયો તે પણ સારો. પ્લૅટફૉર્મ ઉપર તમારે ભીડ કરીને ઊભા રહેવાની જરૂર નથી. તમારી ટિકિટ ક્યા કલાસની છે અને ક્યા ડબ્બાની છે એ તમે ટિકિટ લેતાં જ જાણી શકો છો. પ્લૅટફૉર્મ ઉપર એક છેડાથી બીજા છેડા સુધી વિભાગ પાડી નંબર લખેલા હોય છે. એટલે ગાડી આવે તે પહેલાં જ તમે તમારા ઠેકાણે ઊભા રહી શકો. તમારો ડબ્બો ઠીક તમારી આગળ આવીને ઊભો રહેવાનો. દોડંદોડા કરવી ન પડે, કોઈને રસ્તામાંથી ધકેલીને ખસેડવાનો અવિવેક પણ કરવો ન પડે. ઊતરનાર લોકોને ઊતરવા દેવા માટે વિવેકસર એકાદ મિનિટ થોભો. અને અંદર જઈ તમારા સ્થાન પર બેસી જાઓ. બેસવાની બેન્ચનું મોઢું ફેરવવાની સગવડ હોય છે. એટલે ચારપાંચ જણા સ્નેહીઓ એકત્ર બેસી વાતો કરવા માગતા હોય તો બેન્ચનું મોઢું એ પ્રમાણે ફેરવી લો. (હું માનું છું કે યાત્રીના આસનને બેન્ચ ન કહેતાં સોફા કહેવું જોઈએ.)

પહેલી વાર હું જ્યારે જાપાન ગયો ત્યારે પ્રમાણમાં મોટો માણસ ન હતો

જ ત્યાં ગયેલો. પણ પ્રત્યક્ષ દર્શન થતાં અત્યાનંદનું પરિવર્તન સમાધિદર્શનની દીક્ષામાં થયું.

કોક કોક વખતે આસપાસનું આકાશ સ્વચ્છ હોય છે. અને થોડાંક સફેદ વાદળાં ફૂજીયામાના શિખર સુધી ઊંચે ન પહોંચતાં અત્યંત આદરથી અર્ધે રસ્તે જઈ શિખરને ઘેરી લે છે. એવે વખતે વાદળાંમાંથી ઊપસી આવેલું શિખર આપણી સૃષ્ટિનું નથી પણ જાણે સ્વર્ગથી ઊતરી આવ્યું છે એવો ભાસ થાય છે.

એક વખતે, ફક્ત એ એક જ વખતે, એક ઠેકાણેથી જ્યારે મેં ફૂજીસાનનાં દર્શન કર્યાં અને ભાવમગ્ન થઈ સામેની આકૃતિનું ચિંતન કરવા લાગ્યો, ત્યારે મને થયું કે આ પહાડ નથી પણ કુદરતે બુદ્ધ ભગવાનના સર્વકલ્યાણકારી ધર્મની વિજયપતાકા તરીકે આ એક સ્તૂપ અહીં ઊભો કર્યો છે.

મારું હૃદય જેટલું સનાતની હિંદુ છે એટલું જ બૌદ્ધ પણ છે. ગૌતમબુદ્ધનો મેં પરશુરામ, રામ અને શ્રીકૃષ્ણ પછીના આજના યુગના તાજા ચાલુ અવતાર તરીકે સ્વીકાર કર્યો છે. મારું હૃદય કોક વખતે વેદાન્ત શિરોમણી ભગવાન યાજ્ઞવલ્ક્યનો ઉપદેશ સાંભળે છે. કોક વખતે હું છેક નાનપણનો શિવઉપાસક બનું છું. અને પાર્વતીની નજરે પહાડોમાં શિવજીનાં દર્શન કરું છું. કોક વખતે સીતાપતિ રામની જીવનસાધનાનું ચિંતન કરું છું. તો કોક વખતે શ્રીકૃષ્ણનો ગીતાધ્વનિ દુનિયાના દરેક દેશના વાતાવરણમાં સાંભળું છું. આજે એક શાંત સરોવરને કિનારે બેસી ફૂજીયામા રૂપી સ્તૂપનો સંદેશો સાંભળી હું ગણગણવા લાગ્યો –

> सब्ब पापस्स अकरणम्
> कुसलस्स अुपसंपदा ।
> सचित-परियादपनम्
> अेतं बुद्धान सासनम् ॥

ખરેખર આ ફૂજીપર્વત ભગવાન બુદ્ધનું શાસન છે. અને પોતાના ચિત્તને દબાવીને કાબૂમાં આણવાનો ઉપદેશ કરે છે.

પણ બધી રીતે વિચાર કરતાં આ પહાડ નિપ્પોન(જાપાન)ના સાંસ્કૃતિક હૃદયની અભિમાની દેવતા છે. અને એ જાપાની જાતિના પુરુષાર્થી ભાગ્યનું પ્રતીક છે.

## ૧૭. જાપાની સંસ્મરણો

પ્રવાસી માટે જાપાનનાં સંસ્મરણો લખવાં હોય તો સૌથી પ્રથમ મારે ત્યાંની મુસાફરીની સગવડો વિશે લખવું જોઈએ. છેલ્લાં ચૌદ વર્ષમાં હું પાંચ વાર ત્યાંના લોકોના આમંત્રણથી જાપાનયાત્રા કરી આવ્યો. દર વખતનો અનુભવ નોખો એટલે

હું કેવળ મારાં જૂજ સંસ્મરણો જ લખી શકું. હું કાંઈ ત્યાંની પ્રવાસની સગવડોની તપાસ કરવા ગયો નહોતો. અને આવી વસ્તુ તરફ મારું ધ્યાન પણ ઓછું જાય છે. પોતાને ખર્ચે, પોતાની કલ્પના પ્રમાણે મુસાફરી કરનારને જે અનુભવ થાય છે તે મારા જેવા 'બાદશાહી' મહેમાનને ન જ થઈ શકે. છતાં કેટલીક વાતો ઊડીને આંખે વળગી એની જ નોંધ લઈ શકું.

સૌથી પહેલી વાત ધ્યાન પર આવી તે એ કે એક્સપ્રેસ ટ્રેનથી મુસાફરી કરવા માટે યાત્રીને બે બે ટિકિટ ખરીદવી પડે છે. પહેલી ટિકિટને આપણે પેસેન્જર ટિકિટ કહી શકીએ. ઉતાવળે ન જનારી, પણ યાત્રીને ધાર્યે ઠેકાણે પહોંચાડી દેનારી ગાડીઓ આપણે જાણીએ છીએ. ગરીબ યાત્રાળુઓ અને મોટાં મોટાં શહેર વચ્ચેનાં નાનાં સ્ટેશને ઊતરનાર યાત્રાળુઓ પેસેન્જર ગાડીથી જાય છે. એ ગાડીઓ તમને તમે માગેલા મુકામે પહોંચાડવા બંધાયેલી છે. ઝડપથી જવાનો એનો નિયમ નથી. વખતે મોડી પણ પહોંચે. એ જાતની પહેલી ટિકિટ તમે લીધી એટલે મુકામે પહોંચશો જરૂર.

આ ઉપરાંત તમે સહેજ વધારાના પૈસા આપીને બીજી ટિકિટ ખરીદશો તો તે તમને ગાડીનો વેગ વધારવાનું અને સમયસર પહોંચાડવાનું વચન આપે છે. હવે જો કોઈ કારણે ગાડી ધાર્યા કરતાં બહુ મોડી પહોંચી તો તમે મુકામે પહોંચતાંવેંત સ્ટેશન માસ્તર પાસે જઈ, એ વધારાના પૈસા પાછા માગી શકો છો. દસ-પંદર મિનિટ મોડું થાય તો તે માફ. પણ એથી વધારે મોડું થાય તો તમને કહેવાનો હક છે કે "મુકામે પહોંચવા માટે આપેલા મારા પૈસા વસૂલ થયા એટલે પહેલી ટિકિટ લેખે લાગી, એનો મને સંતોષ છે. પણ વચન પ્રમાણે તમે મને વખતસર પહોંચાડ્યો નહીં એટલે એ પૈસા તમે મેળવ્યા નથી. મને પાછા મળવા જોઈએ." અને કશી આનાકાની વગર રેલવે તમારા પૈસા પાછા આપી જ દેશે.

બીજો અનુભવ થયો તે પણ સારો. પ્લૅટફૉર્મ ઉપર તમારે ભીડ કરીને ઊભા રહેવાની જરૂર નથી. તમારી ટિકિટ ક્યા ક્લાસની છે અને ક્યા ડબ્બાની છે એ તમે ટિકિટ લેતાં જ જાણી શકો છો. પ્લૅટફૉર્મ ઉપર એક છેડાથી બીજા છેડા સુધી વિભાગ પાડી નંબર લખેલા હોય છે. એટલે ગાડી આવે તે પહેલાં જ તમે તમારા ઠેકાણે ઊભા રહી શકો. તમારો ડબ્બો ઠીક તમારી આગળ આવીને ઊભો રહેવાનો. દોડદોડા કરવી ન પડે, કોઈને રસ્તામાંથી ધકેલીને ખસેડવાનો અવિવેક પણ કરવો ન પડે. ઊતરનાર લોકોને ઊતરવા દેવા માટે વિવેકસર એકાદ મિનિટ થોભો. અને અંદર જઈ તમારા સ્થાન પર બેસી જાઓ. બેસવાની બેન્ચનું મોઢું ફેરવવાની સગવડ હોય છે. એટલે ચારપાંચ જણા સ્નેહીઓ એકત્ર બેસી વાતો કરવા માગતા હોય તો બેન્ચનું મોઢું એ પ્રમાણે ફેરવી લો. (હું માનું છું કે યાત્રીના આસનને બેન્ચ ન કહેતાં સોફા કહેવું જોઈએ.)

પહેલી વાર હું જ્યારે જાપાન ગયો ત્યારે પ્રમાણમાં મોટો માણસ ન હતો

થાય. હું કાંઈ એવો વરણાગી ખવૈયો નથી. સામે જે આવે તે ચલાવી લઉં. ઘણીખરી વસ્તુઓ મને ગમે પણ છે. કેમ કે વિવિધતા સાથે મેં પ્રથમથી દોસ્તી કેળવી છે. પણ – પણ આમાંની કેટલીક વાનગીઓ કેમે કરી ગળે ઊતરે જ નહીં. વાંધો શો બતાવી શકું? જેમતેમ જબરદસ્તીથી થોડી ખાધી. થોડી રહેવા દીધી. જે ગમી તેનાં ખૂબ વખાણ કર્યાં, અને આવેલો પ્રસંગ મીઠી રીતે નભાવી લીધો.

આવો જ પ્રસંગ એક જાપાની હોટેલમાં આવ્યો. ત્યાં અમારા યજમાને સમુદ્રમાં ઊગતી કાંઈક વનસ્પતિની (માછલાંની નહીં) સુંદર વાની તૈયાર કરાવી હતી. હતી સ્વાદિષ્ટ, પણ એમાં માછલાંની દુર્ગંધ આવતી હતી. અમારા યજમાને પહેલેથી જ કહ્યું હતું કે વનસ્પતિ સમુદ્રની હોઈ ત્યાંની વાસ તમને થોડી કઠશે. અમને એ ભાવે છે. તમે સહન કરી શકશો.

હવે મારી પૂરી કસોટી થવાની હતી. ઈંડાં, માછલાં કે માંસ ન ખાવાં એ મારો ધાર્મિક સિદ્ધાંત હતો. આખી દુનિયામાં ફર્યો, દરેક જાતના લોકોને ત્યાં જમ્યો, પણ નિરામિષ ભોજનનો એટલે કે માંસ ન ખાવાનો મારો આગ્રહ કડકપણે હું પાળતો આવ્યો છું. પણ ગંધ ગમતી નથી, એટલા માટે વનસ્પતિ ન ખાવી એ કોઈ ધાર્મિક સિદ્ધાંત ન હતો. મેં બ્રહ્મદેશના દિવસો યાદ કર્યા અને મન મારીને માછલાંની ગંધવાળી એ શાકાહારી વાની ખાઈ ગયો. (મેં મારી જ કદર કરી પોતાને કહ્યું 'આજે તારી બહાદુરી માટે ખરેખર તને ઇનામ મળવું જોઈએ.')

વાચક મને પૂછશે કે બ્રહ્મદેશની વળી વાત શી?

વાત એમ હતી કે હું બ્રહ્મદેશ પહેલી વાર ગયો ત્યારે ગાંધીજીના સ્નેહી ડૉ. પ્રાણજીવન મહેતાને ત્યાં મહેમાન હતો. મારી સાથે કૃપાલાની પણ હતા. ગુજરાતી ભોજન એટલે પૂછવું જ શું? સંતોષપૂર્વક જમ્યા. ભોજનને અંતે એમણે અમારે માટે એક ફણસ મગાવ્યું. એ લંબગોળ ન હતું, ફૂટબૉલની પેઠે ગોળ ગોળ હતું. ખોલીને એની પેશીઓ બધાને પીરસવામાં આવી. એક પેશી મોઢામાં નાખી અને થયું હવે ઊલટી થશે. હું પ્રાણજીવનભાઈને કહેવાનો હતો કે ફણસ બગડેલું લાગે છે. સડ્યું હોય એવી ગંધ આવે છે. હું મારું વાક્ય પૂરું કરું તે પહેલાં જ તેઓ મારી મૂંઝવણ સમજી ગયા. એમણે કહ્યું કે "આને અહીં દુર્યાન કહે છે. આ અહીંની ખાસ ઊપજ છે. જરાક ગંધાય છે, પણ અમે ટેવાઈ ગયા છીએ. આપણે ત્યાંના ફણસ કરતાં આ કેટલું બધું સ્વાદિષ્ટ છે. થોડી ટેવ પછી તમને પણ ગમશે."

હું માની ગયો અને પ્રયત્નપૂર્વક પોતાને ગમાડતાં પણ શીખ્યો. એ પાઠ મને આખી જિંદગીમાં અનેક રીતે મદદગાર નીવડ્યો છે. અને તેથી જ જાપાની હોટેલની પેલી શાકાહારી વાની હું આરોગી શક્યો.

જાપાન વિશે કહેવા જેવું ઘણું ઘણું છે. 'પ્રવાસી'ના વાચકોને મારા જેવા એક ઘુમક્કડ પ્રવાસીનાં આવાં સંસ્મરણો જો ગમે, તો આગળ જતાં આવી આરી વાનો પીરસીશ. આજે અહીં જ થોભીશ.

# ૧૮. પ્રવાસપત્રો

૧

અરબસ્તાન ઉપરના અંતરાળમાંથી
૭-૬-'૫૮

પ્રિય બાળ,

કાલનો આખો દિવસ મુંબઈમાં કામમાં ગયો. . . .

સાન્તાક્રુઝ હવાઈમથક પર શ્રી જયરામદાસ દૌલતરામ પણ ખાસ મળવા આવ્યા હતા. એમની સાથે ગાંધીજીનાં સમસ્ત લખાણોના પ્રકાશનને અંગે ઘણી વાતો કરી. હવાઈમથકના આપણા કર્મચારીઓનો વિવેક અને સહાયવૃત્તિ જોઈને આનંદ થાય છે. કસ્ટમ્સનું કામ ઝટ પતી જવાથી મેં ત્યાં જ, પંખા તળે દસ મિનિટ સૂઈ પણ લીધું.

રાત્રે સાડા અગિયારે ઊપડ્યા. એટલે છઠ્ઠી જૂને ઊપડ્યા એમ જ કહેવાય. ચિ. દીપક માટે લખેલો કાગળ એને મળ્યો હશે. ચિ. કુમાર અને રાજાને પણ લખવું હતું પણ એમનું સરનામું યાદ નથી. Too Gables કે એવું કાંઈક છે. કાહિરા-(Cairo)થી એમને લખીશ.

વિમાનમાંથી રાત્રે ધરતી પરનું કે દરિયા પરનું કશું દેખાય એમ હતું જ નહીં. ફક્ત વિમાનના પંખાની પાછળ જ્વાળા નીકળે છે, એની લીલા સહેજસાજ જોઈ અને હાથપગને જેમ તેમ મનાવી સૂઈ ગયા. સૂતાં પહેલાં હાથપગ unscrew કરીને ભંડકમાં મૂકવાની સગવડ હોત તો કેટલું સારું! સવારે ઊઠતાંવેંત આતિથેયા (hostess) પાસેથી પાછા માગીને ફરી પહેરી લેવાય. કૅમેરા માટે જેમ એ શક્ય છે તેમ માણસ માટે પણ થાત તો કેવું સારું! અને પછી આવા ખસેડી બેસાડી શકાય એવા પગ લાંબા અને ટૂંકા પણ કરાત. રણમાં ઊંટની પેઠે લાંબા કરવાના, અને સમુદ્ર ઓળંગવો હોય ત્યારે હાથપગને હલેસાંનું રૂપ આપી દેવાનું.

એક ઊંઘ જમે થઈ અને ખીડકીવાટે આકાશ જોવાનું મન થયું. અમે વિમાનને ડાબે પડખે બેઠા છીએ. અમારા આસનની સંખ્યા અગિયાર અને બાર છે. ત્યાર પછીનો નંબર તેરને બદલે ચૌદનો છે! સુશિક્ષિત લોકોના પશ્ચિમી વહેમો હવે આંતરરાષ્ટ્રીય થવા લાગ્યા છે. કોઈ પણ વિમાનમાં તેરમો નંબર ન મળે કેમ કે એ અશુભ ગણાય છે.

બારીમાંથી ડોકિયું કર્યું અને ત્યાં દક્ષિણ-પશ્ચિમે આપણો વૃશ્ચિક લાંબો થઈને, અથવા સોડ તાણીને સૂતો દેખાયો. મિયાંની ટાંગની પેઠે વૃશ્ચિકનો ડંખ ઉપર જ હતો. વૃશ્ચિકથી જરાક ઊંચે એક ગ્રહ ચળકતો હતો. ગુરુ હશે અથવા બીજો કોઈ.

અમારી સહેજ પાછળ ચાંદામામા પોતાની અમીવૃષ્ટિ ઉપરથી ફુવારતો હતો. નીચલા વાદળમાંથી કેટલાં કિરણ સમુદ્ર સુધી પહોંચશે એ જાણવું મુશ્કેલ હતું.

પશ્ચિમ સાગર ઓળંગ્યા પછી અમે અરબસ્તાનના પશ્ચિમ છેડા ઉપર આવ્યા હોઈશું. જૂના વખતમાં એડનથી કરાંચી જતાં અરબસ્તાનનો દક્ષિણ ભાગ જોયો હતો. તે વખતે પહાડ અને રેગિસ્તાન વચ્ચે ક્ષીણકાય નદીની એકાદ લીટી એ નદીકાંઠેનાં થોડાંક લીલાં વૃક્ષો અને જવલ્લે જ શિર ઊંચાં કરનાર થોડાંક ગામડાંઓ દેખાયાં હતાં. બાકી બધું જ પથરા અને રેતી. એ દૃશ્ય એટલું ભીષણ હતું કે જાણે મહાદેવનો રુદ્રાવતાર.

આ વખતે સવાર થતાંવેંત અરબસ્તાનની રેતી દેખાવા લાગી. અરુણોદય થયો અને રેતીએ તામ્રવર્ણ ધારણ કર્યો. ત્યાર પછી અમારી જમણી બાજુએ સૂર્ય ભગવાન પ્રગટ થયા અને રેતીની ભાત શોભવા લાગી. ભાત શું, રેતીનાં સ્થાયી થયેલાં મોજાં.

મોજાં કહેતાંવેંત આપણા મનમાં પાણીનાં મોજાં આવે છે. પણ કુદરતમાં તો મોજાં ત્રિવિધ હોય છે. અંતરાળમાં વાદળાંનાં મોજાં. સમુદ્રમાં પાણીનાં મોજાં અને રેગિસ્તાનમાં રેતીનાં મોજાં. દરેકની શોભા નોખી. વાદળાંનાં મોજાં ક્ષણે ક્ષણે રૂપ અને આકાર ફેરવે છે અને છતાં એમાં શાંતિ હોય છે. સિવાય કે વીજળી એમની વચ્ચે પોતાની પીંજણી ચલાવે. વાદળાંનાં મોજાં અને સમુદ્રનાં મોજાં, ખરું જોતાં વાયુદેવના કિંકર છે. એ દોડાવે તેમ દોડે.

રેતીનાં મોજાં પણ વાયુદેવની જ પ્રજા છે. પણ એમનું કામ વાયુની લીલા નોંધી રાખવાનું હોય છે. એટલે પ્રમાણમાં એ સ્થાયી હોય છે. સમુદ્રને કિનારે ઓટ પછી, રેતીમાં મોજાંઓની ભાત પડેલી હોય છે પણ તે આછીપાતળી. અરબ-સ્તાનની મધ્યમાં રેતીની ભાત સેંકડો માઈલ સુધી ફેલાયેલી હોય છે. એનું સ્મશાન-ગાંભીર્ય બિહામણું હોવા છતાં અશુભ નથી લાગતું. આ ભાત આ વખતે મેં ધરાઈને જોઈ. પછી થયું કે એની વિગત જોડ દૂરબીનમાંથી જોઉં. પણ એટલામાં રેતીની ભાત અલોપ થઈ અને એને ઠેકાણે વેરાન ટેકરીઓ દેખાવા લાગી. એમની પોતાની શોભા તો હોય જ છે. એમને માથે સૂર્યકિરણ પહોંચવાને કારણે, એમની છાયા પશ્ચિમે તણાવા લાગી અને એ છાયાની લંબાઈ પરથી ટેકરીઓ કેટલી ઊંચી હશે એનો ખ્યાલ આવવા લાગ્યો. આ ટેકરીઓ વચ્ચે ન મળે કોઈ નદી, સરોવર, અરણ્ય કે રણદ્વીપ (Oasis), એ વિસ્તાર જોઈને મને આપણા ચંદ્ર પરના દૂર-બીનથી દેખાતા પહાડો યાદ આવ્યા, જ્યોતિષ-શાસ્ત્રનો રસિયો હું અરબસ્તાનને ચંદ્રલોક જ કહું! કવિઓનો અથવા પૌરાણિકોનો ચંદ્રલોક નહીં પણ દૂરબીનની આંખે દેખાતો નિર્જીવ ચંદ્રલોક.

અરે! આ શું? આપણે લાલ સમુદ્રને કિનારે પહોંચવાના છીએ કે શું? ચંદ્ર-

[illegible] ઊડતાં, રોટી, કૉફી, નારંગીનો નાસ્તો કરીએ, એટલામાં એશિયાનો

છેડો આવી લાગ્યો છે. લાલ સમુદ્ર એટલે એશિયા અને આફ્રિકા વચ્ચેની ખારી લીટી. એમાં લાલ રંગ ક્યાંય ન મળે એ તો ઠીક, પણ વિમાનની ઊંચાઈએથી હમેશાં ગરીબડાં દેખાતાં મોજાંઓ પણ નથી! આખો સમુદ્ર રેગિસ્તાન જેટલો જ નિશ્ચેતન દેખાય છે. સારું થયું કે એના સાંકડે માથેથી અમે જોતજોતામાં પસાર થયા અને હવે આફ્રિકાના આકાશમાં વિહાર કરીએ છીએ. પણ મને શક જાય છે કે અત્યાર સુધી જોયેલો લાલ સમુદ્ર એ ખરો લાલ સમુદ્ર નથી પણ ચિનાઈ દ્વીપકલ્પને પૂર્વે આવેલી એની અકચાબવાળી શાખા છે. પશ્ચિમી શાખા હમણાં આવશે, વચમાં વચમાં નાનીમોટી નદીઓનાં સુકાઈ ગયેલાં પાત્ર કોઈ પ્રાચીન સંસ્કૃતિના અવશેષની પેઠે, કલ્પનાશક્તિને છેડે છે. એનો અર્થ એ થયો કે હજી અમે એશિયાઈ આકાશમાં જ છીએ. સ્વદેશનો ખ્યાલ રાખનારે સ્વ-ખંડ પ્રત્યે પણ આત્મીયતા રાખવી જોઈએ. પણ આપણો પડોશીધર્મ આફ્રિકાને પરાયો ખંડ માનવા તૈયાર નથી. આપણે તો એથીયે આગળ જઈને 'स्वदेशो भुवनत्रयम्'માં માનનારા.

ખેર, લાલ સમુદ્રના પશ્ચિમ તરફના સ્વેઝવાળા ઉત્તર છેડાને માથે આવ્યા છીએ. હવે ખરેખર આફ્રિકાના આકાશમાં પ્રવેશ કરીશું એટલે આ એશિયાઈ કાગળ અહીં જ પૂરો કરું છું. અત્યારે મારી ભારતીય ઘડીમાં પોણા દસ થયા છે પણ સ્થાનિક હિસાબે સવા સાત જ થયા છે. એટલે ખરેખર ઝાઝું મોડું થયું નથી. જમીન ઉપર પગ મૂક્યા પછી જ ઘડીને કહીશ કે સત્યને ખાતર અઢી કલાક પાછળ ફરો. જિંદગીમાં પણ આવી જ રીતે પાછળ ફરવાની તક હોત તો કેટલું સારું થાત!

કાકાના તમ બધાને
સપ્રેમ શુભાશિષ

*

પ્રિય બાળ,

એશિયાઈ કાગળ પૂરો કર્યા પછી એટલે કે ચિનાઈ દ્વીપકલ્પ ઓળંગ્યા પછી ધરતીનું રૂપ બદલાયું અને જ્યાં ત્યાં પાણીના રેલાને કારણે બનતાં નાનાંમોટાં કોતરો દેખાવા લાગ્યાં. આખા પ્રદેશનું પાણી આ કોતરો વાટે, લાલ સમુદ્રને મળે છે અને એની સાથે જમીન અને એનો કસ ઘસાતાં જાય છે. આ કોતરોની ભાત પણ આટલી ઊંચાઈએથી ગમે એવી છે. વચમાં તો માથાના વાળ ઓળીને એની ત્રિવેણી ગૂંથી હોય તેવી ટેકરીઓ દેખાઈ.

સહેજ આગળ ગયા અને છીછરાં કોતરો વચ્ચે થોડાં ઝાડો દેખાવા લાગ્યાં. ઝાડોની સહેજસાજ હસ્તી પણ લીલા રંગને કારણે જીવનનો ખ્યાલ આપે છે અને મનમાં ધન્યતા ઉપજાવે છે. માણસ સ્વભાવે જીવનપરાયણ છે. જીવનનું સહેજસરખું સૂચન પણ એને પ્રસન્ન કરે છે.

અમારી સહેજ પાછળ ચાંદામામા પોતાની અમીવૃષ્ટિ ઉપરથી ફુવારતો હતો. નીચલા વાદળમાંથી કેટલાં કિરણ સમુદ્ર સુધી પહોંચશે એ જાણવું મુશ્કેલ હતું.

પશ્ચિમ સાગર ઓળંગ્યા પછી અમે અરબસ્તાનના પશ્ચિમ છેડા ઉપર આવ્યા હોઈશું. જૂના વખતમાં એડનથી કરાંચી જતાં અરબસ્તાનનો દક્ષિણ ભાગ જોયો હતો. તે વખતે પહાડ અને રેગિસ્તાન વચ્ચે ક્ષીણકાય નદીની એકાદ લીટી એ નદીકાંઠેનાં થોડાંક લીલાં વૃક્ષો અને જવલ્લે જ શિર ઊંચાં કરનાર થોડાંક ગામડાંઓ દેખાયાં હતાં. બાકી બધું જ પથરા અને રેતી. એ દૃશ્ય એટલું ભીષણ હતું કે જાણે મહાદેવનો રુદ્રાવતાર.

આ વખતે સવાર થતાંવેંત અરબસ્તાનની રેતી દેખાવા લાગી. અરુણોદય થયો અને રેતીએ તામ્રવર્ણ ધારણ કર્યો. ત્યાર પછી અમારી જમણી બાજુએ સૂર્ય ભગવાન પ્રગટ થયા અને રેતીની ભાત શોભવા લાગી. ભાત શું, રેતીનાં સ્થાયી થયેલાં મોજાં.

મોજાં કહેતાંવેંત આપણા મનમાં પાણીનાં મોજાં આવે છે. પણ કુદરતમાં તો મોજાં ત્રિવિધ હોય છે. અંતરાળમાં વાદળાંનાં મોજાં. સમુદ્રમાં પાણીનાં મોજાં અને રેગિસ્તાનમાં રેતીનાં મોજાં. દરેકની શોભા નોખી. વાદળાંનાં મોજાં ક્ષણે ક્ષણે રૂપ અને આકાર ફેરવે છે અને છતાં એમાં શાંતિ હોય છે. સિવાય કે વીજળી એમની વચ્ચે પોતાની પીંજણી ચલાવે. વાદળાંનાં મોજાં અને સમુદ્રનાં મોજાં, ખરું જોતાં વાયુદેવના કિંકર છે. એ દોડાવે તેમ દોડે.

રેતીનાં મોજાં પણ વાયુદેવની જ પ્રજા છે. પણ એમનું કામ વાયુની લીલા નોંધી રાખવાનું હોય છે. એટલે પ્રમાણમાં એ સ્થાયી હોય છે. સમુદ્રને કિનારે ઓટ પછી, રેતીમાં મોજાંઓની ભાત પડેલી હોય છે પણ તે આછીપાતળી. અરબ-સ્તાનની મધ્યમાં રેતીની ભાત સેંકડો માઈલ સુધી ફેલાયેલી હોય છે. એનું સ્મશાન-ગાંભીર્ય બિહામણું હોવા છતાં અશુભ નથી લાગતું. આ ભાત આ વખતે મેં ધરાઈને જોઈ. પછી થયું કે એની વિગત જોડ દૂરબીનમાંથી જોઉં. પણ એટલામાં રેતીની ભાત અલોપ થઈ અને એને ઠેકાણે વેરાન ટેકરીઓ દેખાવા લાગી. એમની પોતાની શોભા તો હોય જ છે. એમને માથે સૂર્યકિરણ પહોંચવાને કારણે, એમની છાયા પશ્ચિમે તણાવા લાગી અને એ છાયાની લંબાઈ પરથી ટેકરીઓ કેટલી ઊંચી હશે એનો ખ્યાલ આવવા લાગ્યો. આ ટેકરીઓ વચ્ચે ન મળે કોઈ નદી, સરોવર, અરણ્ય કે રણદ્વીપ (Oasis), એ વિસ્તાર જોઈને મને આપણા ચંદ્ર પરના દૂર-બીનથી દેખાતા પહાડો યાદ આવ્યા, જ્યોતિષ-શાસ્ત્રનો રસિયો હું અરબસ્તાનને ચંદ્રલોક જ કહું! કવિઓનો અથવા પૌરાણિકોનો ચંદ્રલોક નહીં પણ દૂરબીનની આંખે દેખાતો નિર્જીવ ચંદ્રલોક.

અરે! આ શું? આપણે લાલ સમુદ્રને કિનારે પહોંચવાના છીએ કે શું? ચંદ્ર-લોકને માથે ઊડતાં ઊડતાં, રોટી, કૉફી, નારંગીનો નાસ્તો કરીએ, એટલામાં એશિયાનો

છેડો આવી લાગ્યો છે. લાલ સમુદ્ર એટલે એશિયા અને આફ્રિકા વચ્ચેની ખારી લીટી. એમાં લાલ રંગ ક્યાંય ન મળે એ તો ઠીક, પણ વિમાનની ઊંચાઈએથી હમેશાં ગરીબડાં દેખાતાં મોજાંઓ પણ નથી! આખો સમુદ્ર રેગિસ્તાન જેટલો જ નિશ્ચેતન દેખાય છે. સારું થયું કે એના સાંકડે માથેથી અમે જોતજોતામાં પસાર થયા અને હવે આફ્રિકાના આકાશમાં વિહાર કરીએ છીએ. પણ મને શક જાય છે કે અત્યાર સુધી જોયેલો લાલ સમુદ્ર એ ખરો લાલ સમુદ્ર નથી પણ ચિનાઈ દ્વીપકલ્પને પૂર્વે આવેલી એની અક્ચાબવાળી શાખા છે. પશ્ચિમી શાખા હમણાં આવશે, વચમાં વચમાં નાનીમાટી નદીઓનાં સુકાઈ ગયેલાં પાત્ર કોઈ પ્રાચીન સંસ્કૃતિના અવશેષની પેઠે, કલ્પનાશક્તિને છેડે છે. એનો અર્થ એ થયો કે હજી અમે એશિયાઈ આકાશમાં જ છીએ. સ્વદેશનો ખ્યાલ રાખનારે સ્વ-ખંડ પ્રત્યે પણ આત્મીયતા રાખવી જોઈએ. પણ આપણો પડોશીધર્મ આફ્રિકા ખંડ માનવા તૈયાર નથી. આપણે તો એથીયે આગળ જઈને 'भुवनत्रयम्'માં માનનારા.

ખેર, લાલ સમુદ્રના પશ્ચિમ તરફના સ્વેઝવાળા ઉત્તર છેડાને માથે આવ્યા છીએ. હવે ખરેખર આફ્રિકાના આકાશમાં પ્રવેશ કરીશું એટલે આ એશિયાઈ કાગળ અહીં જ પૂરો કરું છું. અત્યારે મારી ભારતીય ઘડીમાં પોણા દસ થયા છે પણ સ્થાનિક હિસાબે સવા સાત જ થયા છે. એટલે ખરેખર ઝાઝું મોડું થયું નથી. જમીન ઉપર પગ મૂક્યા પછી જ ઘડીને કહીશ કે સત્યને ખાતર અઢી કલાક પાછળ ફરો. જિંદગીમાં પણ આવી જ રીતે પાછળ ફરવાની તક હોત તો કેટલું સારું થાત!

કાકાના તમ બધાને
સપ્રેમ શુભાશિષ

*

પ્રિય બાળ,

એશિયાઈ કાગળ પૂરો કર્યા પછી એટલે કે ચિનાઈ દ્વીપકલ્પ ઓળંગ્યા પછી ધરતીનું રૂપ બદલાયું અને જ્યાં ત્યાં પાણીના રેલાને કારણે બનતાં નાનાંમોટાં કોતરો દેખાવા લાગ્યાં. આખા પ્રદેશનું પાણી આ કોતરો વાટે, લાલ સમુદ્રને મળે છે અને એની સાથે જમીન અને એનો કસ ઘસાતાં જાય છે. આ કોતરોની ભાત પણ આટલી ઊંચાઈએથી ગમે એવી છે. વચમાં તો માથાના વાળ ઓળીને એની ત્રિવેણી ગૂંથી હોય તેવી ટેકરીઓ દેખાઈ.

સહેજ આગળ ગયા અને છીછરાં કોતરો વચ્ચે થોડાં ઝાડો દેખાવા લાગ્યાં. ઝાડોની સહેજસાજ હસ્તી પણ લીલા રંગને કારણે જીવનનો ખ્યાલ આપે છે અને મનમાં ધન્યતા ઉપજાવે છે. માણસ સ્વભાવે જીવનપરાયણ છે. જીવનનું સહેજસરખું સૂચન પણ એને પ્રસન્ન કરે છે.

હવે તો અમારી પહેલી મુસાફરી પૂરી થવા આવી. મોટા મોટા બગીચાઓ દેખાવા લાગ્યા. લીલા રંગનો વિસ્તાર જોઈ એટલું તો સમાધાન થયું કે ગીતાની લીટી મનમાં આવી. अिदानीम् अस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः । હવે માણસની વસ્તીઓ દેખાવા લાગી. સફેદ સફેદ શહેરો અને એની આસપાસની વાડીઓ છતી થઈ અને જોતજોતામાં અમે કાહિરા પહોંચી ગયા.

એક વસ્તુ કહેવાની રહી જતી હતી: સુએઝના છેડાના સમુદ્રમાં બે જહાજો દક્ષિણ તરફ જતાં અમે જોયાં. પહેલું જહાજ પૂરજોસમાં જતું હોવું જોઈએ. કેમ કે એની પાછળ ફીણની પૂછડી (wake) દેખાતી હતી. બીજું જહાજ વખતે લંગર નાખી પડયું હશે અથવા આરામથી જતું હશે. પશ્ચિમ માટે સુએઝની નહેર અને લાલ સમુદ્ર ઘણાં જ મહત્ત્વનાં હતાં. ઇંગ્લૅન્ડના હાથમાંથી હિન્દુસ્તાન છૂટું થયું અને સુએઝ ઉપર ઇજિપ્તનો કાબૂ મજબૂત થયો એ બે બિના દુનિયાના ઇતિહાસમાં સાર્વભૌમ મહત્ત્વ ધરાવે છે. કાહિરાના હવાઈમથકે આપણા બે અને ઇજિપ્તના બે એમ ચાર ભાઈઓ અમને લેવા આવ્યા હતા. પરિણામે કશી અગવડ ન નડી. વખત પણ બચી ગયો. આપણા દૂતાવાસ તરફથી શ્રી ઇન્દુપ્રસાદસિંહ અને દીપચંદ વર્મા આવ્યા હતા. ઇજિપ્ત મેજબાન તરફથી ભાઈ શૌકત અને ભાઈ અસાદ આવ્યા હતા. મોટરની અઢાર માઈલની મુસાફરીને અંતે કાહિરામાં પ્રવેશ કરવા પામ્યા.

ચિ. સરોજ પણ કાહિરામાં બીજી વાર આવે છે. પહેલી વાર તે સન ૧૯૩૨માં પોતાના પિતા સાથે એ અહીં આવેલી તે વખતે એક ભાઈએ આ લોકોની સહેજસાજ સેવા કરી હશે, સ્ત્રીદાક્ષિણ્ય બતાવ્યું હશે. સરોજે એ ભાઈની તપાસ કરવા માટે કાગળ મોકલ્યો હતો. સમાચાર મળ્યા કે એ ભાઈ અબ્દેલ હલીમ ધામરાવી આ દુનિયામાં રહ્યા નથી. માણસની જીવનજ્યોતિ ટકતી નથી પણ સેવાની સુવાસ ટકે છે.

અમારે માટે નક્કી કરેલી હોટેલમાં રહેવા ન જતાં શ્રી ઇન્દુપ્રસાદસિંહને ત્યાં જ હાલ તરત માટે રહેવા આવ્યાં છીએ.

નાસ્તો કરી, નાહીધોઈ, દૂતાવાસના Information centreમાં જઈ આવ્યા. ત્યાં એ ખાતાના ઉપરી શ્રી રહેમાન મળ્યા. એ તાજ આર્કિટેક્ટ રહેમાનના – ઇન્દ્રાણી-પતિના મોટાભાઈ થાય છે. ચારેક વરસથી અહીં છે. ઇજિપ્તની હાલની પરિસ્થિતિને અંગે બધી વિગતો જાણે છે. એને મળીને ઘણો લાભ થયો. હુમાયુન કબીરની પેઠે એ પણ બંગાળી છે અને એમના સહપાઠી પણ છે.

આજ કાહિરા ઇસ્લામી સંસ્કૃતિનું, આજના જમાનાનું સૌથી મોટું કેન્દ્ર હોઈ મેં અનેક સવાલો પૂછ્યા. દમિશ્ક (દમાસ્કસ) વિશે પણ જાણી લીધું. અહીંની જૂનામાં જૂની અને મોટામાં મોટી ઇસ્લામી વિદ્યાપીઠ વિશે પણ મેં જાણી લીધું. એટલામાં અઝહરના એક મોટા વિદ્વાન અશૂર મળ્યા. એમના શિષ્યો આજે મોટા

મોટા હોદ્દા ઉપર છે. એઓ અહીંના કેટલાક મોટા વિદ્વાન જોડે અમારી મુલાકાત કરાવશે.

અહીં દેશરાજ કાલીય કરીને એક પંજાબી ભાઈ મળ્યા. ભારતના શિક્ષાસચિવાલયે એમની સેવા યુનેસ્કોને ઉછીની આપી છે. આ યુવાન ભાઈ દુનિયામાં ઘણે ફર્યા છે, પ્રૌઢ વિચારો ધરાવે છે. આગળ જતાં સારી સેવા કરી પ્રતિષ્ઠા મેળવશે એવી છાપ મારા મન ઉપર પડી; એનો સારો ઉપયોગ કરી શકાય.

આજે સાંજે અમે મહમ્મદઅલી મસ્જિદ જોવા જઈશું. ત્યાંથી પિરામિડ અને ગૂઢવાદી સ્ફિન્ક્સ જોઈ આવીશું. ચાર દિવસ માટેનો અમારો કાર્યક્રમ ઘડાય છે. હવે અહીંના સવા ચાર થયા છે અને ખાણા પછીની ઊંઘ ઘેરાવા લાગી છે. કાલે દૂતાવાસની ટપાલથેલી જશે એની સાથે આ કાગળ ચિ. સતીશ પર મોકલાશે. સતીશ આ બધું વાંચીને તને સોંપી દેશે. હું માનું છું કે ત્યાં સુધી તું મુંબઈ તરફ ગયો નહીં હોઈશ.

કાકાના બધાને
સપ્રેમ શુભાશિષ

૨

કાહિરા (Cairo), ૮–૬–'૫૮

પ્રિય બાળ,

પથારી ભેગો થાઉં છું અને થાકને કારણે તરત ઊંઘી જાઉં છું. ત્રણ-ચાર વાગ્યે જાગ આવે છે ત્યારે તારા જ વિચારો આવે છે. જાપ કરું છું અને ફરી સૂઈ જાઉં છું. અહીં તો તમારા કોઈના કાગળો મળે એમ છે નહીં અને અહીંથી કાગળો રોમ redirect પણ નહીં થાય છતાં પ્રયત્ન કરીશ.

કાલે અહીંના Indian Information Servicesના મુખી શ્રી રહમાનને મળીને ઘણી માહિતી મેળવી.

અહીંની સરકારે એક સરસ નીતિ આદરી છે. નાણાકીય સ્થિતિ ગમે તેમ બદલાય તોયે ગરીબોની રોટીની કિંમત અને જાડા કાપડની કિંમત વધે નહીં એવી ગોઠવણી સરકારે કરી છે. તેથી સામાન્ય જનતા સરકાર પર ખુશ છે અને રાજ મજબૂત છે. શરીરનો મધ્ય ભાગ પેટ છે એ સુખી અને પ્રસન્ન રહે તો બાકીની બધી વસ્તુ ગમે તેમ સચવાય અથવા નભાવાય.

નાઈલ નદી અહીંની પ્રજાને ખોરાક ઉપરાંત સરસમાં સરસ લાંબા રેસાવાળું રૂ આપે છે. એટલે ધાન્ય અને ધન બન્નેની છત થઈ શકે છે. નીલ નદી કાહિરામાં થઈને જ જાય છે. નદીમાં એક મોટો બેટ છે, જેમાં ઉત્તમ વસ્તી રહે છે. જેમ પૅરિસમાં સેન નદી શોભે છે તેમ કાહિરામાં નીલ નદી શોભે છે. છતાં મારે કહેવું જોઈએ કે જંગલના પ્રાણીની તેજસ્વિતા જેમ પાળેલા જાનવરમાં દેખાતી નથી તેમ શહેરમાં બંદિસ્ત થયેલી નદીઓ પોતાનું ગૌરવ ખોઈ બેસે છે.

ગયે ફેરે કાહિરા આવ્યો હતો ત્યારે સુદાનમાં ખારટુમ સુધી જઈ સફેદ, નીલ અને નીલ નદીનો સંગમ જોવાની ઇચ્છા હતી પણ ગફલતમાં એ રહી ગયું. આ વખતે એટલો વખત જ નથી. ગયા ફેરાની ગફલત વધારે સાલે છે. ખારટુમની આસપાસની સંગમની શોભા તો છે જ, એ ઉપરાંત નદી પરના બંધની યોજના પણ જોવાસમજવા જેવી છે.

બાવનની સાલમાં અહીં અગિયાર દિવસ રહ્યો હતો. તે દરમ્યાન ઇસ્લામ વિશે એક સરસ ચોપડી મેં વાંચી હતી. ભારતના તેમ જ પાકિસ્તાનના મુસલમાનો માનતા હશે કે ઇસ્લામનું રહસ્ય તેઓ પોતે જ જાણે છે. પણ આજની દુનિયા ઇસ્લામી સંસ્કૃતિના ધુરંધર તરીકે મિશ્ર દેશને જ સ્વીકારે છે. અને હવે તો તમામ અરબજાતિનું નેતાપણું કરવાની મહત્ત્વાકાંક્ષા ઇજિપ્તમાં જાગી છે. જૂની રૂઢિનિષ્ઠ ધાર્મિકતાને અત્યાર સુધી પોષણ મળતું હતું. અલ-અઝહર નામની વિદ્યાપીઠ દ્વારા પછી તો રૂઢિનિષ્ઠા સામે બળવાખોરો એ વિદ્યાપીઠમાંથી જ તૈયાર થવા લાગ્યા. આ વિદ્યાપીઠની સ્થાપના ઈ. સ. ૯૭૦માં થઈ હતી અને એ સાવ સનાતની વૃત્તિની હતી. ૧૮૭૧થી જેમ રાજકીય સ્વાતંત્ર્યવાદ જાગ્યો તેમ જ ધાર્મિક બંડખોરપણું પણ જાગ્યું. એમાં જમાલઉદ્દીન અલ અફઘાની અને મહમ્મદ અબ્દુ એ બે મુખ્ય હતા. એમની જ પરંપરાના એક ભાઈ તહા હુસેન કરીને છે. આપણા પંડિત સુખલાલજી જેવા એ બાળપણથી આંધળા થયેલા. એમના જેવા જ વિદ્વાન અને બુદ્ધિવાદી અને આદર્શવાદી. એમની પેઠે જ મોટી ઉમ્મરે ફ્રેન્ચ શીખી રીતસરના Ph. D. થયા. આ પ્રજ્ઞાચક્ષુ તહા હુસેનને અમે મળવા જવાનાં છીએ. એ એક ફ્રેન્ચ વિદુષીને પરણ્યા છે. પતિપત્ની બન્ને એકબીજાનાં ભક્ત છે.

એ ઉપરાંત જે કોઈને મળી શકાય તેમને મળવાની તક લઈશ.

આપણે I. C. C. R. તરફથી કાહિરામાં એક કેન્દ્ર ખોલવાના છીએ. એ કામ મારા વિભાગમાં નથી આવતું. છતાં અહીંનું વાતાવરણ જાણી લઉં એ ઇષ્ટ છે. આજે તો ભારત અને મિશ્ર દેશ વચ્ચે દોસ્તીનો સંબંધ હોવા છતાં મોટે ભાગે પરસ્પર અજ્ઞાન જ છે. બે સરકાર વચ્ચે ઘનિષ્ઠ દોસ્તી હોય એટલું બસ નથી. બંને બાજુના વિચારકો અને સમાજના સાંસ્કૃતિક નેતાઓ એકબીજાને ઓળખે, એકબીજાની કદર કરે અને પરસ્પર સહાનુભૂતિ કેળવે એ સૌથી મહત્ત્વનું છે. તેમાંય ભારતના ફક્ત મુસલમાનો જ ઇજિપ્તને ઓળખે અને સમજે એ બસ નથી. એમાંથી બે સંસ્કૃતિ વચ્ચે હાર્દિક સહકાર જામે નહીં, ભારતના હિંદુઓને પણ ઇસ્લામી સંસ્કૃતિ વિશે જ્ઞાન અને પ્રેમ ઊંડાં હોવાં જોઈએ. આપણી વિશાળતા એ જ આપણું સામર્થ્ય થઈ શકે. આજે તો અહીંના લોકો જવાહરલાલજી અને કૃષ્ણમેનન બેને જ ઓળખે છે.

આજે બપોરે શ્રી નહેરુને (R.K.ને) મળવા જઈશ ત્યારે જ આ કાગળ એમ્બસીમાં સોંપી દઈશ.

કાલે સાંજે અમે પિરામિડ અને સ્ફિન્ક્સ જોવા ગયાં હતાં. સ્ફિન્ક્સનું અહીં સ્થાનિક નામ છે, 'અબુલ હૌલ,' જેનો અર્થ થાય છે 'Father of Awe.' મને થયું કે ત્યારે આપણે એને ભીષ્મપિતામહ કેમ ન કહીએ! આ સ્ફિન્ક્સ છે તો એક ભવ્ય અદ્ભુત મૂર્તિ. પણ પિરામિડના પ્રમાણમાં એ નીચે ખાડામાં આવી છે એટલે એનું મહત્ત્વ આપણી બાહુબલીની મૂર્તિ જેટલું નજરે ચડતું નથી.

પ્રચંડ પિરામિડના મોટા મોટા પથરા પણ હવા, વરસાદ અને તડકાને કારણે ઘસાતા જાય છે, કાલગ્રસ્ત થાય છે. એ જોઈને કાલમાહાત્મ્ય જ મન પર વધારે ઠસે છે. પિરામિડ વિશે તો મારા કાગળોમાં કશું ન લખવું જ સારું. ગયે ફેરે Sakkarah સુધી જઈને ત્યાંની પિરામિડો, ત્યાંનું અદ્ભુત ખોદકામ, જૂના મહેલનાં ખંડેરો વગેરે ઘણું જોયું હતું. આ વખતે ઉત્સાહ હોવા છતાં શરીર થાકે છે એટલે ખબર નથી કે સક્કારા જઈશ કે નહીં.

આપણા લોકો જાણતા નથી કે ઈસાઈ ધર્મના પ્રારંભના દિવસોમાં જ્યારે યુરોપમાંથી ખ્રિસ્તી ધર્મને લગભગ નષ્ટ કરવામાં આવ્યો હતો, ત્યારે આ મિશ્ર દેશમાં જ એને આશ્રય મળ્યો હતો અને અહીં મોટા મોટા ઈસાઈ ધ્યાનયોગી અને તપસ્વી પાક્યા હતા. એટલે ઈસાઈ ધર્મના પ્રાચીન ઇતિહાસમાં રસ ધરાવનારે ઇજિપ્તમાં ઠીક ઠીક વખત ગાળવો જોઈએ. અને શોધખોળ પણ કરવી જોઈએ. મારી સ્થિતિ તો દાંત હતા ત્યારે ચણા ન મળ્યા અને દાંત ગયા ત્યારે ચણા મળે છે, એના જેવી છે. એટલે મારું કામ ભવિષ્યના ભાગ્યવાન લોકો માટે સૂચના અને પ્રેરણા આપવાનું જ રહ્યું.

મારી તબિયત એમ તો સારી છે. પણ નબળાઈ ઠીક ઠીક આવી છે. કાલે પિરામિડ અને અબુલ હૉલ જોતાં સાવ થાકી ગયો. જોકે પ્રત્યક્ષ ચાલવાનું ઝાઝું કર્યું ન હતું. શરીર ન ચાલે ત્યારે તર્કશક્તિ અને કલ્પનાશક્તિ ચાલે છે એટલે નભી જાય છે.

દુનિયાની અદ્ભુતમય વસ્તુઓમાં આ સ્ફિન્ક્સ એક ગણાય છે. એની આસપાસ કેટલુંય ગૂઢ કાવ્ય લખાયું છે. બેઠેલા સિંહનું માનવી માથું—એ જાતની આની કલ્પના છે. સિંહ પોતાના આગળના પગ ફેલાવીને બેસે છે એવી રીતે આ મૂર્તિ એક પહાડમાંથી કોતરી કાઢી છે. આગળના પગ માટે પથ્થર ન જડ્યો એટલે ઈંટથી કામ લીધું છે. પાછળની પૂંછડી હજી સરસ છે. મૂર્તિની આંખો, નાક અને કાન કાળબળે ખવાઈ ગયાં છે. અસલી કેટલાં સાબૂત હતાં આપણે જાણતા નથી. આજે પણ અમુક બાજુથી અને દૂરથી જોતાં આંખોનું ઊંડાણ અને ચહેરા પરનું સહેજસાજ સ્મિત મન પર અસર કર્યા વગર રહેતાં નથી. પુરાણ વિદ્યા, ગૂઢમાનસ, મૂર્તિકલા અને સ્થાપત્યની પ્રવીણ વ્યક્તિએ આ સ્ફિન્ક્સનું ઊંડું અધ્યયન

કરવું જોઈએ. આનંદ કુમારસ્વામી જેવો માણસ જ એ કરી શકે. ખરેખર સ્ફિન્કસ એ એક પ્રાચીનતમ યુગનો આધ્યાત્મિક પ્રતિનિધિ છે.

કાકાના સપ્રેમ
શુભાશિષ

૩

કાહિરા, ૯–૬–'૫૮, સવાર

પ્રિય બાળ,

દિવસો ચાલ્યા તેમ તમે લોકોએ ઈશોપનિષદનું પારાયણ ત્યાં કર્યું હશે. મેં કાલે રાત્રે ત્રણ વાગે કર્યું અને અત્યારે સવારની પ્રાર્થના પછી અમે બન્નેએ કર્યું. રવીન્દ્રનાથ કહે છે કે ઈશ્વરની કૃપાથી ધીરે ધીરે શોક ઓછો થતો જાય છે અને પવિત્ર સ્મૃતિ ઉજ્જ્વળ થતી જાય છે અને એ જ ગયેલી વ્યક્તિને વધારે પોષક નીવડે છે.

ગઈ કાલે સવારે અમે શ્રી રતન નહેરુને મળ્યાં. પહેલાં એમનાં પત્ની સાથે ઘણી વાતો થઈ. હમણાં જ તો એ લોકો અહીં આવ્યાં છે પણ પત્નીએ અત્યારથી પોતાની અસર શરૂ કરી છે. ઘણાં બાહોશ બાઈ છે. શ્રી નહેરુ સાથે અહીંની તેમ જ આફ્રિકાની પરિસ્થિતિને અંગે થોડી ચર્ચા કરી.

આફ્રો-એશિયન સોલિડેરિટી કમિટીના લોકોને મળ્યા. ત્યાં એક બહુ જ મીઠાબોલા રશિયન ભાઈ અબ્દુલ રશીદને મળ્યા. તેઓ તાશ્કંદના છે અને તાશ્કંદનો ભારત સાથેનો સંબંધ જૂના કાળમાં ઘણો હતો. હિંદુસ્તાનમાં એ ઠીક ઠીક ફર્યા છે. અંગ્રેજી સરસ બોલે છે અને ભારતીય વિવેક પણ જાણે છે. બેત્રણ ચીની ભાઈઓ અને બહેનો પણ ત્યાં હતાં અને ઈજિપ્શિયન લોકોમાં કેમીલિયા નામની એક છોકરી હતી એની સરોજ સાથે સારી દોસ્તી થઈ. એ બહેનનું મૂળ નામ હશે કામિલા (જે કમાલ – Perfection સુધી પહોંચી છે તે). પછી એનું જ પશ્ચિમી રૂપ બનાવ્યું હશે કેમીલિયા, જે એક મજાનું સફેદ ફૂલ હોય છે.

અમારા મેજબાન શ્રી મિશ્રીભાઈએ કાલે બે બહેનોને અને એક ભાઈને જમવા બોલાવ્યાં હતાં. એમાંનાં વિદ્યાબહેન કિર્લોસ્કર તે આપણા ડૉ. પંડિતનાં દીકરી. ૨૦ અકબર રોડ પર ખૂબ સાથે રહેલાં. દાદાસાહેબ ન હતા ત્યારે અમે પંડિત કુટુંબનાં જ મહેમાન હતાં. વિદ્યાના પતિ ભાઈ કિર્લોસ્કર ભારતના ઍરફોર્સમાં છે. અહીંની સરકારે આપણી સરકાર પાસેથી છ-આઠ પ્રવીણ લોકો માગ્યા એમાંના શ્રી જનાર્દન કિર્લોસ્કર છે. મેં એમને કહ્યું કે કિર્લોસ્કરવાડીના મૂળ સંસ્થાપકો બેલગામમાં મારા શિક્ષક હતા. એમનો એક દીકરો મારો સહાધ્યાયી હતો. ભાઈ જનાર્દન હસમુખો બાહોશ યુવાન છે. મહારાષ્ટ્રી સંસ્કારિતાના સરસ પ્રતિનિધિ લાગ્યા. આજે રાત્રે અમે એમને ત્યાં જમવા જવાનાં છીએ. અહીં ગુજરાતીમાં

અને મરાઠીમાં બોલવાની તક મળે છે એ જ એક મોટો આનંદ છે. બીજા ભાઈ કાન્તિલાલ શાહ સિંધિયા સ્ટીમ નેવીગેશનના અધિકારી છે. એ તો આપણા શ્રી પોપટલાલભાઈના દીકરા નીકળ્યા. પછી તો પૂછવું જ શું! કાન્તિલાલભાઈ મરાઠી બોલે છે ત્યારે મરાઠી ઠસકા સાથે બોલે છે. ત્રીજાં બહેન હતાં મિસિસ બેનરજી. આશા-બહેનના પતિ United Nations Organisation દ્વારા અહીંની સરકારની સેવા કરે છે. નૃપેન બેનરજી કરીને એક સરસ કેળવણીકાર હતા જેમની ચોપડીની ભલામણ મેં ઘણી વાર કરી છે. એમના જ કુટુંબના આ લોકો છે એટલે જમવા ટાણે અનેકપ્રાંતીય સંમેલન થઈ ગયું! ચોથા ભાઈને કેમ ભુલાય? એ રાજસ્થાનના ફારુકી સાહેબ. મેં એમને પૂછયું: "રાજસ્થાનનાં ઊંટ છોડી મિશ્ર દેશનાં ઊંટ તમે કેમ પસંદ કર્યાં?" એ જૂના જોગી છે. ગયે ફેરે કાહિરા આવ્યો હતો ત્યારે પણ આ જ ઘરમાં એ ભાઈ મળ્યા હતા.

જમીને આરામ કર્યા પછી શ્રી ઓબેદુર રહમાનને ત્યાં કૉકટેલ પાર્ટીમાં જવાની હિંમત કરી! અહીંના મુસલમાનો—બહેનો પણ—વિસ્કી લેતાં સંકોચ કરતાં નથી. એ મેળાવડો ધાર્યા કરતાં મોટો હતો. છાપાવાળા પ્રતિનિધિઓ કૃત્રિમ જિજ્ઞાસાથી પ્રશ્નો પૂછે એમને પણ મેં રસપૂર્વક જવાબ આપ્યા.

*

૧૦-૬-'૫૮

અહમદ યુસેફ કરીને General Director of fine Arts છે. એમની સાથે
ઘણી વાતો થઈ. બીજા ભાઈ સાલેહ તાહેર છે. Director of Museum of
Modern Art. આ બન્નેને આજે મળવા જવાનાં છીએ.

આવી Cocktoin પાર્ટી આપણને ઘણી કૃત્રિમ લાગે. ટેવાઈ ગયેલા લોકો
એ જ સ્વાભાવિક લાગતી હશે. આપણા જૂના જમણ અને એના આગ્રહ
બૂફે Buffet dinners ઘણાં સારાં. પણ કૉકટેલ પાર્ટીમાં આટલા બધા લો
કલાક દોઢ કલાકમાં જરા જરા મળવાનું અને ભીડથી ટેવાઈ જવાનું એ કાંઈ
સમજમાં આવતું નથી. આટલા માણસો જોયાના સંતોષ અને થાક સાથે ઘેર
આવ્યાં અને પછી ધરાઈને જમીને સૂઈ ગયાં.

એક વાત રહી જ જાય છે. સાંજે પાંચ વાગ્યે Indian Unionમાં બધાં
ભારતીય લોકો ભેગાં થવાનાં હતાં. એમાં પાંચછ સિંધીઓ, બીજા સ્થાનિક તેમ જ
દૂતાવાસના ભારતીઓ અને આઠ-દસ બહેનો હતી. અહીં હું થોડુંક બોલ્યો. એ
લોકોએ ઉપદેશ માગ્યો હતો. મેં મારા ઠેકઠેકાણેના અનુભવો કહ્યા. પૂરતાં નાણાંને
અભાવે ઇન્ડિયન યુનિયન કેમ ચાલે? ભારત સરકાર કાંઈ મદદ કરે કે નહીં?
વગેરે વાતો, યુનિયનના સેક્રેટરી શ્રી ટંડને કરી. મારા પૂછવાથી લોકોએ કહ્યું કે
અહીં નાઈલ નદીનો મોટો વાર્ષિક ઉત્સવ થાય છે. મેં કહ્યું, આપણે એમાં ઊલટ-
ભેર ભળવું જોઈએ.

કરવું જોઈએ. આનંદ કુમારસ્વામી જેવો માણસ જ એ કરી શકે. ખરેખર સ્ફિન્કસ એ એક પ્રાચીનતમ યુગનો આધ્યાત્મિક પ્રતિનિધિ છે.

કાકાના સપ્રેમ
શુભાશિષ

૩

કાહિરા, ૯–૬–'૫૮, સવાર

પ્રિય બાળ,

દિવસો ચાલ્યા તેમ તમે લોકોએ ઈશોપનિષદનું પારાયણ ત્યાં કર્યું હશે. મેં કાલે રાત્રે ત્રણ વાગે કર્યું અને અત્યારે સવારની પ્રાર્થના પછી અમે બન્નેએ કર્યું. રવીન્દ્રનાથ કહે છે કે ઈશ્વરની કૃપાથી ધીરે ધીરે શોક ઓછો થતો જાય છે અને પવિત્ર સ્મૃતિ ઉજ્જવળ થતી જાય છે અને એ જ ગયેલી વ્યક્તિને વધારે પોષક નીવડે છે.

ગઈ કાલે સવારે અમે શ્રી રતન નહેરુને મળ્યાં. પહેલાં એમનાં પત્ની સાથે ઘણી વાતો થઈ. હમણાં જ તો એ લોકો અહીં આવ્યાં છે પણ પત્નીએ અત્યારથી પોતાની અસર શરૂ કરી છે. ઘણાં બાહોશ બાઈ છે. શ્રી નહેરુ સાથે અહીંની તેમ જ આફ્રિકાની પરિસ્થિતિને અંગે થોડી ચર્ચા કરી.

આફ્રો-એશિયન સોલિડેરિટી કમિટીના લોકોને મળ્યા. ત્યાં એક બહુ જ મીઠાબોલા રશિયન ભાઈ અબ્દુલ રશીદને મળ્યા. તેઓ તાશ્કંદના છે અને તાશ્કંદનો ભારત સાથેનો સંબંધ જૂના કાળમાં ઘણો હતો. હિંદુસ્તાનમાં એ ઠીક ઠીક ફર્યા છે. અંગ્રેજી સરસ બોલે છે અને ભારતીય વિવેક પણ જાણે છે. બેત્રણ ચીની ભાઈઓ અને બહેનો પણ ત્યાં હતાં અને ઈજિપ્શિયન લોકોમાં કેમીલિયા નામની એક છોકરી હતી એની સરોજ સાથે સારી દોસ્તી થઈ. એ બહેનનું મૂળ નામ હશે કામિલા (જે કમાલ – Perfection સુધી પહોંચી છે તે). પછી એનું જ પશ્ચિમી રૂપ બનાવ્યું હશે કેમીલિયા, જે એક મજાનું સફેદ ફૂલ હોય છે.

અમારા મેજબાન શ્રી મિશ્રીભાઈએ કાલે બે બહેનોને અને એક ભાઈને જમવા બોલાવ્યાં હતાં. એમાંનાં વિદ્યાબહેન કિર્લોસ્કર તે આપણા ડૉ. પંડિતનાં દીકરી. ૨૦ અકબર રોડ પર ખૂબ સાથે રહેલાં. દાદાસાહેબ ન હતા ત્યારે અમે પંડિત કુટુંબનાં જ મહેમાન હતાં. વિદ્યાના પતિ ભાઈ કિર્લોસ્કર ભારતના ઍરફોર્સમાં છે. અહીંની સરકારે આપણી સરકાર પાસેથી છ-આઠ પ્રવીણ લોકો માગ્યા એમાંના શ્રી જનાર્દન કિર્લોસ્કર છે. મેં એમને કહ્યું કે કિર્લોસ્કરવાડીના મૂળ સંસ્થાપકો બેલગામમાં મારા શિક્ષક હતા. એમનો એક દીકરો મારો સહાધ્યાયી હતો. ભાઈ જનાર્દન હસમુખો બાહોશ યુવાન છે. મહારાષ્ટ્રી સંસ્કારિતાના સરસ પ્રતિનિધિ લાગ્યા. આજે રાત્રે અમે એમને ત્યાં જમવા જવાનાં છીએ. અહીં ગુજરાતીમાં

અને મરાઠીમાં બોલવાની તક મળે છે એ જ એક મોટો આનંદ છે. બીજા ભાઈ કાન્તિલાલ શાહ સિંધિયા સ્ટીમ નેવીગેશનના અધિકારી છે. એ તો આપણા શ્રી પોપટલાલભાઈના દીકરા નીકળ્યા. પછી તો પૂછવું જ શું! કાન્તિલાલભાઈ મરાઠી બોલે છે ત્યારે મરાઠી ઠસકા સાથે બોલે છે. ત્રીજાં બહેન હતાં મિસિસ બેનરજી. આશા-બહેનના પતિ United Nations Organisation દ્વારા અહીંની સરકારની સેવા કરે છે. નૃપેન બેનરજી કરીને એક સરસ કેળવણીકાર હતા જેમની ચોપડીની સલામણ મેં ઘણી વાર કરી છે. એમના જ કુટુંબના આ લોકો છે એટલે જમવા ટાણે અનેકપ્રાંતીય સંમેલન થઈ ગયું! ચોથા ભાઈને કેમ ભુલાય? એ રાજસ્થાનના ફારુકી સાહેબ. મેં એમને પૂછ્યું: "રાજસ્થાનનાં ઊંટ છોડી મિશ્ર દેશનાં ઊંટ તમે કેમ પસંદ કર્યાં?" એ જૂના જોગી છે. ગયે ફેરે કાહિરા આવ્યો હતો ત્યારે પણ આ જ ઘરમાં એ ભાઈ મળ્યા હતા.

જમીને આરામ કર્યા પછી શ્રી ઓબેદુર રહમાનને ત્યાં કોકટેલ પાર્ટીમાં જવાની હિંમત કરી! અહીંના મુસલમાનો—બહેનો પણ—વિસ્કી લેતાં સંકોચ કરતાં નથી. એ મેળાવડો ધાર્યા કરતાં મોટો હતો. છાપાવાળા પ્રતિનિધિઓ કૃત્રિમ જિજ્ઞાસાથી પ્રશ્નો પૂછે એમને પણ મેં રસપૂર્વક જવાબ આપ્યા.

*

૧૦-૬-'૫૮

અહમદ યુસેફ કરીને General Director of fine Arts છે. એમની સાથે ઘણી વાતો થઈ. બીજા ભાઈ સાલેહ તાહેર છે. Director of Museum of Modern Art. આ બન્નેને આજે મળવા જવાનાં છીએ.

આવી Cocktoin પાર્ટી આપણને ઘણી કૃત્રિમ લાગે. ટેવાઈ ગયેલા લોકોને એ જ સ્વાભાવિક લાગતી હશે. આપણા જૂના જમણ અને એના આગ્રહ કરતાં બૂફે Buffet dinners ઘણાં સારાં. પણ કૉકટેલ પાર્ટીમાં આટલા બધા લોકોને કલાક દોઢ કલાકમાં જરા જરા મળવાનું અને ભીડથી ટેવાઈ જવાનું એ કાંઈ સમજમાં આવતું નથી. આટલા માણસો જોયાના સંતોષ અને થાક સાથે ઘેર આવ્યાં અને પછી ધરાઈને જમીને સૂઈ ગયાં.

એક વાત રહી જ જાય છે. સાંજે પાંચ વાગ્યે Indian Unionમાં બધાં ભારતીય લોકો ભેગાં થવાનાં હતાં. એમાં પાંચછ સિંધીઓ, બીજા સ્થાનિક તેમ જ દૂતાવાસના ભારતીઓ અને આઠ-દસ બહેનો હતી. અહીં હું થોડુંક બોલ્યો. એ લોકોએ ઉપદેશ માગ્યો હતો. મેં મારા ઠેકઠેકાણેના અનુભવો કહ્યા. પૂરતાં નાણાંને અભાવે ઈન્ડિયન યુનિયન કેમ ચાલે? ભારત સરકાર કાંઈ મદદ કરે કે નહીં? વગેરે વાતો, યુનિયનના સેક્રેટરી શ્રી ટંડને કરી. મારા પૂછવાથી લોકોએ કહ્યું કે અહીં નાઈલ નદીનો મોટો વાર્ષિક ઉત્સવ થાય છે. મેં કહ્યું, આપણે એમાં ઊલટ-ભેર ભળવું જોઈએ.

બહેનો બધી હમેશની જેમ એક બાજુ બેઠી હતી. એમને મારા ભાષણ કરતાં ચિ. સરોજની દોસ્તીમાં વધારે રસ પડયો અને જાણે એમની નાનકડી અલગ સભા ગોઠવાઈ! મને એ ગમ્યું, કેમ કે રસ ન પડે એવી વાતોમાં ઠાવકાઈથી બેસવા કરતાં જીવતું વાતાવરણ ઊભું કરવું અને તે માણવું એ એમને માટે સારું હતું અને મને પણ લાગ્યું કે સ્તબ્ધ મૂર્તિઓ કરતાં વાતે વળગેલી બહેનો સારી.

આવી સંસ્થાઓ કેવળ સંકલ્પથી નથી ચાલતી, સામાજિક વૃત્તિવાળો કોઈ માણસ ચલાવે ત્યારે જ ચાલી શકે. ફારૂકી સાહેબ પોતાથી બનતું કરતા આવ્યા છે. પણ પાકિસ્તાન થવાથી યુનિયનના ઘણા સભ્યો નોખા પડયા અને એમણે પોતાની સંસ્થા ઊભી કરી.

ગઈ કાલે એટલે કે નવમીએ સવારે અમે ડૉ. શેખ મહમ્મદ હિબલ્લા – Dean of the Faculty of Jurisprudenceને મળવા ગયાં. એમનું દફતર ખૂબ દૂર અને શહેરની વચ્ચે હતું. મકાન મોટું, ભવ્ય પણ અવ્યવસ્થિત રાખેલું. મને તો ઉત્તર નાઈજીરિયાના કાનો શહેરનું વાતાવરણ યાદ આવ્યું. એ ભાઈ વિદ્વાન અને ખૂબ પ્રવાસ કરેલા હતા. મેં એની આગળ થોડીક ડાહી વાતો છેડી અને અમે પાછાં આવ્યાં.

ત્યાંથી પાછાં સુધરેલી નવી વસ્તીમાં આવ્યાં અને સચિવાલયમાં Director of Culture in Ministry of Education —ડૉ. ફાતિહને મળવા ઊપડયાં. રસ્તામાં એટલી બધી ભીડ! અને પુલ ઉપર તો ગૂંગળાવનારી bottle-neck! મોટર કેમે કરીને બહાર નીકળે નહીં અને સચિવાલયમાં પણ lift આગળ વીસ વીસ લોકોની ક્યૂ! liftમાં જાપાનની પેઠે જ આરોહીઓને ઠાંસી દે છે. પરિણામે અમે અર્ધો કલાક મોડાં પહોંચ્યાં. એટલામાં ડાયરેકટરને કૅબિનેટમાં જવું પડયું. એના મદદનીશ ડૉ. અતીક સાથે બધી વાતો કરી. એ ભાઈ બહુ સારા લાગ્યા – સજ્જન અને રસિક. એને મળ્યાના સંતોષ સાથે પાછાં ફરતાં હતાં એટલામાં દૈવયોગે ડૉ. ફાતિહ સ્વસ્થાને આવી પહોંચ્યા એટલે એમને મળવા જવું જ પડ્યું. ફરી એ ને એ જ વાતો! આ ભાઈ ઠીંગણા, સ્ફૂર્તિલા, કુશળ અને ઉત્સાહી હતા. દેખાવે જાણે ભારતીય. એના ઉત્સાહને કારણે એક આફત આવી પડી! એણે કહ્યું: "તમારી વાતો એટલી મહત્ત્વની છે કે તમારે અમારા સ્થાયી Under Secretary નગીબ હાશમને મળવું જ જોઈએ. હું હમણાં જ ગોઠવી આવું છું! (અહીં મિનિસ્ટરની મદદમાં રહેનાર સૌથી ઊંચા સેક્રેટરીને સ્થાયી અંડર સેક્રેટરી કહે છે, કેમ કે અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે મિનિસ્ટર જ સેક્રેટરી ગણાય છે) પરિણામે આજે નવ વાગ્યે એમને મળવા જવાનું છે.

સાંજે સાડા છ વાગ્યે ડૉ. તહાહુસૈનને, કાહિરા બહાર, પિરામિડને રસ્તે, એમના સુંદર ઘરમાં મળી આવ્યાં. ગરીબ માબાપનો ગામડિયો દીકરો – જન્માંધ – આજે અરબી ભાષાનો આદરણીય લેખક ફ્રાન્સમાં જઈ Ph.D. થયો છે. હવે તો નિવૃત્ત

જીવન ગાળે છે. એની સાથે કલાકેક સુંદર વાતો થઈ. અંતે મેં કહ્યું: 'I have met to-day one of the healthiest minds. એમણે પણ ભારતની કુશાગ્ર બુદ્ધિની વાતો કરી. પાયાની કેળવણી વિશે શ્રદ્ધા ધરાવે છે. Unesco તરફથી અહીં બે કેન્દ્રો ચાલે છે. અમેરિકાથી પાછા ફરતાં અહીં થોભીને એ જોવાનો એમણે આગ્રહ કર્યો. પ્રભાવશાળી વ્યક્તિત્વ છે અને આજના જમાના પર એમની ભારે અસર છે.

તહા હુસૈનને ત્યાંથી વિદ્યા કિર્લોસ્કરને ત્યાં જમવા ગયાં. પંદર-વીસ માઈલની એ મુસાફરી હતી. જનાર્દન, વિદ્યા અને એની દીકરી નાનકડી નીતા મજાનાં પ્રસન્ન લોકો છે. ઘેર આવતાં અગિયાર થઈ ગયા.

આજે સવારે નવ વાગ્યે અંડર સેક્રેટરી અહમદ નગીબ હાશિમને મળવા ગયાં. સારું થયું કે એને મળ્યાં. માણસ બાહોશ છે. ઘણી સત્તા ધરાવે છે. એણે I.C.C.R. વિશે વિગતવાર જાણી લીધું, બે નાનકડી ચોપડી આપી. ફોટા પડાવ્યા અને કહ્યું કે એક વખત પોતે અલ અજહરમાં હિન્દુસ્તાનનો ઇતિહાસ ભણાવતા હતા. શાકુંતલ નાટક એમને ઘણું ગમે છે. પાછા ફરતાં ઇજિપ્તમાં આવી આ દેશનો વિકાસ જોવાનો એમણે ઘણો આગ્રહ કર્યો અને છેલ્લે ઇજિપ્તના સૌથી મોટા ઇતિ-હાસકારશફીક ગુરબાલ સાથે કાલે સવારે મુલાકાતની ગોઠવણ કરી આપી. આ ગુરબાલ આર્નોલ્ડ ટૉઇમ્બીનો શિષ્ય છે એટલું કહીએ કે વધુ કહેવાનું રહેતું નથી. કાલે ઘેરથી ગુરબાલને ત્યાં અને ત્યાંથી હવાઈમથક સુધી જવાને શ્રી નગીબ હાશિમ પોતાની મોટર પણ આપવાના છે.

એમને ત્યાંથી અમે Museum of Modern Arts(આધુનિક કલાસંગ્રહાલય)ના Director (નિયામક) શ્રી સલાહ તાહેરને મળવા ગયાં. એમની સાથે વાતો થઈ. સંગ્રહાલયનાં ચિત્રો અને મૂર્તિઓ જોઈ અને ત્યાંથી ગયાં ડૉ. અહમદ યૂસેફને મળવા. એ કેળવણીખાતામાં લલિતકલાના શિરોમણિ નિયામક છે. અહીંની પ્રખ્યાત સ્ફિન્કસનો એક નાનકડો નમૂનો એ મને ભેટ આપવાના છે. એ નમૂનો અમારા મેજબાન શ્રી મિશ્રીલાલ મહેતા, એકબે મહિનામાં મુંબઈ જઈને પહોંચાડી દેશે.

આ જ ઠેકાણે મિશ્રીલાલ વિશે પણ થોડુંક લખું. રાજકોટના તેજપાળ કુટુંબના એ છે. આ દેશમાં એમનો જન્મ થયો માટે એમને મિશ્રીભાઈ કહે છે. કુશળ, વ્યવસ્થિત અને હેતાળ સ્વભાવના છે. એમની અમને ઘણી ઘણી મદદ થઈ. અમારી દરેક સગવડનો ખ્યાલ રાખે છે. ઇન્ટર સાયન્સ સુધી ભણ્યા છે. અહીંની અરબી ભાષામાં પોતાનું કામ ચલાવી શકે છે. એમના કાકાના દીકરા કુમુદભાઈ એટલા જ અતિથિશીલ વિવેકી જુવાન છે. આજે ઑટોગ્રાફ આપતાં મેં લખ્યું: 'God bless this hospitable roof.' પરોણાગતની સુવાસ કાયમ રહો છે.

બપોરે અમે Higher Council of Arts and Literature વાળી સંસ્થામાં, આફ્રો-એશિયન કૉન્ફરન્સવાળાઓને મળવા ગયાં હતાં. ત્યાં સાતઆઠ સરસ અરબી કવિઓ મળ્યા. રવીન્દ્રનાથ વિશે, ગાંધીજી વિશે, ભારતીય ભાષાઓ વિશે, નહેરુ અને ટિળક વિશે વાતો થઈ.

બપોરે જમવા માટે અમને આપણા રાજદૂતને ત્યાં આમંત્રણ હતું. ત્યાં અમે બે અને એમ્બેસીના એક સિંધી કર્મચારી શ્રી ખિલનાની અને એમનાં પત્ની હતાં. શ્રીમતી નહેરુએ ખૂબ હેતપૂર્વક જમાડયાં અને શ્રી નહેરુએ ચીનની સ્થિતિ અને પ્રગતિ વિશે વિસ્તારથી ચર્ચા કરી.

આજે સાંજે નીલ નદીને કિનારે કેટલાક ઇજિપ્શિયન લોકોને મળવા જવાનું છે.

૧૧–૬ '૫૮

કાહિરા આવ્યા તે દિવસની એક વસ્તુ લખવાની રહી ગઈ લાગે છે. દરેક મોટા શહેરમાં હોય છે તેમ અહીં પણ કાહિરાની નવી વસ્તી ભવ્યપણે ફેલાતી જાય છે. અહીં લગભગ બધાં જ મકાનો પાંચ સાત માળનાં, ૩૦-૩૫ માળ સુધી ગયાં છે. આ નવી વસ્તીમાંથી જે ભાગ નદી વચ્ચેના બેટમાં છે એને ગજીરા કહે છે. બેટ માટે શબ્દ છે 'ગજીરા.' નવી વસ્તીના એક મોટા પરાને નામ આપ્યું છે હેલિઓપોલિસ (Heliopolis)-હેલી એટલે સૂર્ય. આ શબ્દ સંસ્કૃતમાં પણ છે અને ગ્રીકમાં પણ છે. કોણે કોની પાસેથી લીધો કોણ જાણે અને પોલી એટલે પુરી, શહેર, એ પણ બન્ને ભાષામાં છે! આ હેલિઓપોલિસમાં એક મોટો આખો લત્તો એક બેલ્જિયન સ્થપતિએ તૈયાર કર્યો છે અને એની અંદર એણે પોતાને રહેવા માટે એક ઘર – કે – મહેલ – તૈયાર કર્યો છે, જેને આપણા અહીંના લોકો બિરલા મંદિર કહે છે. એની શૈલી બિરલા મંદિર જેવી ગણાય પણ સુંદરતા ઘણી ચડી જાય છે. ખરેખર એ મકાન હેલિઓપોલિસનું સુંદરતમ કિરણ છે.

આજે ઇતિહાસકાર મહમદ શફીક ગુરબાલને મળીને હવાઈમથકે જઈશું અને ત્યાંથી બાર વાગ્યે નીકળી સાડા ચારે રોમા પહોંચીશું. હવે તો ત્યાંથી જ કાગળો લખાય.

અત્યાર સુધી એક ગુજરાતી ઘરમાં હોવાથી અને આપણા દૂતાવાસના સ્વદેશી લોકોની મદદ મળતી હોવાથી અને ઇજિપ્શિયન લોકોનો દેખાવ અને સ્વભાવ આપણા જેવો જ હોવાથી સ્વદેશ છોડયો છે એમ લાગ્યું જ નહીં. રોમા પહોંચ્યા પછી લાગશે ખરું. અત્યાર સુધી મારી તબિયત સરસ રહી છે. આગળ પણ એ સાચવવાનો પૂરો પ્રયત્ન કરીશું. તબિયતને આધારે જ મુસાફરી થઈ શકે. એકલું health certificate નહીં પણ Health સારી હોવી જોઈએ. તારા કાગળની રાહ જોઉં છું.

કાકાના સપ્રેમ
શુભાશિષ

૪

Cairo - અલ્-કાહિરા, ૧૧–૬–'૫૮

ચિ. શરદ,

તા. ૭મીએ સવારે અહીં આવ્યાં. આજે અગિયારમીએ બપોરે રોમા જવા ઊપડીશું. અહીંથી રોજ ચિ. બાળને લખું છું જેથી એના મનને જરા સારું લાગે. આખો વખત ફરવામાં, લોકોને મળવામાં, ઘણી વસ્તુઓ જોવામાં, ઠેકઠેકાણે જમવામાં અને ચર્ચામાં જાય છે. જરા વખત મળે તો બાળ માટે લખું છું. તેથી ચિ. સરોજ પણ તમને લખી નથી શકી.

ચિ. સરોજ સાથે એટલી મુસાફરી કરી છે કે એનો પાણી પ્રત્યેનો અસાધારણ પક્ષપાત હું જાણું છું અને કહું પણ છું કે સરોજ તો પાણીમાં જ ખીલે.

આફ્રિકાની સૌથી મોટી નદી નાઈલનાં દર્શન કર્યા પછી એના પૃષ્ઠભાગ પર થોડો નૌકાવિહાર કર્યા વગર કેમ ચાલે? મેં અહીંના લોકોને કહ્યું કે અમારે ત્યાં નદીઓ પ્રત્યે ખાસ ભક્તિ સેવાય છે. તેથી સ્નાન, પાન, દાન અને ગાન (સ્તોત્ર) એમ નદીનું ચતુર્વિધ સેવન કરાય છે. હવે અમે સ્નાનને બદલે નૌકા-વિહાર કરવા માગીએ છીએ. આફ્રો-એશિયન કૉન્ફરન્સવાળા લોકોએ ગઈ કાલે સાંજે અની ગોઠવણ કરી અને એક મોટી હોડીમાં અનેક દેશનાં અનેક કુટુંબો— માબાપ અને બાળકો—બેસીને નાઈલ નદીમાં ઊપડયાં. મેં માન્યું હતું કે પંદર-વીસ મિનિટનો નૌકાવિહાર મળશે. પણ એ લોકોએ કેરોથી વીસ કિલોમીટર (લગભગ ચૌદ માઈલ) ઉત્તરે બે મોટા બરાજ છે ત્યાં સુધી જવાનું ગોઠવ્યું. ચિ. સરોજનો આનંદ જોવા તમે હોત તો કેટલું સારું! તેમાંયે એક ઈજિપ્શિયન છોકરી કેમીલિયા સરોજ પર આફરીન થયેલી! મેં એને કહ્યું કે અમારી સરોજનું નામ પણ એક ફૂલનું જ છે!

નાઈલ નદીએ દુનિયાના દરેક દેશના કવિઓની ભક્તિ ઉઘરાવી છે. અસંખ્ય બાળકોની એ માતા જેવી નાઈલ પ્રસન્ન-ગંભીરપણે વહેતી જાય છે અને નાનીમોટી હોડીઓ પતંગિયાંની પેઠે સઢ ફેલાવી એના ઉપર મુસાફરી કરે છે. બન્ને બાજુએ ક્યાંક ફળઝાડ, ક્યાંક શેરડી, ક્યાંક શાકભાજી, એવી જાતજાતની સમૃદ્ધિ ફેલાયેલી દેખાય છે. અમે પશ્ચિમ-ઉત્તરે જતાં હોવાથી સૂરજ ભગવાન પોતાના સ્વર્ણ-વર્ણમાં ચળકતો લાલ રંગ ઉમેરતો સામે દેખાતો હતો અને એ જેમ જેમ ઊતરતો જાય તેમ તેમ સંધ્યાપ્રાર્થનાનું વાતાવરણ જામતું જાય. પણ અમારી હોડીમાં, પાછળની બાજુ બેઠેલાં યુવાનો અને યુવતીઓ ગાન-તાનમાં મશગૂલ હતાં. સૂરજ ડૂબી ગયો. ધીરે ધીરે તારાઓ દેખાવા લાગ્યા અને ઠંડી વધવા માંડી. છતાં એ લોકોનું તાલબદ્ધ ગાયન ચાલતું જ હતું. અમારી આસપાસ અનેક નાનાંમોટાં બાળકો કલ્લોલ કરતાં માતાઓને ધન્યતા અર્પણ કરતાં હતાં. બાળકોમાં ઈજિપ્શિયન, પોલિશ, ચીની,

રશિયન અને આફ્રિકન–અનેક પ્રકારના ચહેરાઓ દેખાતા હતા. દિલ્હીમાં શંકર્સ વીકલીવાળો શંકર આંતરરાષ્ટ્રીય ઢીંગલીઓનું પ્રદર્શન કરે છે. અમને અનાયાસે આવું આંતરરાષ્ટ્રીય જીવતી ઢીંગલીઓનું પ્રદર્શન જોવાને મળ્યું.

નાનપણથી નાઈલ નદી, એની વાર્ષિક તોફાની રેલો, એમનો ઉત્પાત અને આશીર્વાદ એ બધાં વિશે વાંચતો આવ્યો છું. ઈજિપ્તનાં નાનાંમોટાં રણો, તેમના ઉપર તણાયેલું સ્વચ્છ નીલું આકાશ અને તેમાં ચળકતા તારાઓ એનાં વર્ણનો પણ જ્યોતિષની તેમ જ ભૂગોળની ચોપડીઓમાં મળે છે. નાઈલના પૃષ્ઠભાગ પર પસાર થતાં એ બધાં ચિત્રો નજર આગળ જીવતાં થયાં અને એ રીતે અમારી આ શીતળ મુસાફરી ભરીભાદરી થઈ ગઈ.

બરાજ સુધી પહોંચ્યાં અને ઓવરકોટ સાથે લેતાં ભૂલી ગયાં હતાં તેનું તીણું ભાન થયું! આ પ્રદેશમાં આ દિવસોમાં આઠ વાગ્યા પછી જ સંધ્યા-પ્રકાશ આથમે છે. એટલે નવ વાગ્યે એ જ હોડીમાંથી પાછા ફરી અગિયાર સાડા અગિયારે ઘેર પહોંચવાની હિંમત નહીં ચાલી એટલે માણ્યું તેટલું ઘણું એવો ડાહ્યો વિચાર કરીને બરાજની શોભા સહેજસાજ જોઈને, ટૅક્સી કરી અને ઘરભેગાં થઈ ગયાં. અમારા મેજબાન ભાઈ મિશ્રીલાલ મહેતા–રાજકોટવાળા–અમારી રાહ જોઈને બેઠા હતા. એમની સાથે કાઠિયાવાડી ખીચડીનું ગરમ ગરમ ભોજન કરી, જાતજાતની વાતો કરતાં નિદ્રાદેવીને આધીન થતાં સાડા અગિયાર થયા હશે! આશા હતી કે સ્વપ્નામાં નાઈલ નદી દેવીના રૂપમાં દર્શન દેશે; પણ અમારી ઊંઘ એટલી બધી ઘટ્ટ જામી હતી કે એમાં એક સોય પણ પ્રવેશ ન કરી શકત.

ભારતમાં એક પણ નદી ઉત્તરવાહિની નથી. ગંગા જેવી નદી ક્યાંક સહેજ પણ ઉત્તર તરફ વહે કે વળે તો લોકો આશ્ચર્યચકિત થઈને ત્યાં તીર્થક્ષેત્ર સ્થાપન કરે છે. અહીં નીલ નદી પોતાના ચાર હજાર માઈલનો પ્રવાસ આખો ને આખો ઉત્તર તરફ જ ખેડે છે. આ નદીની બે શાખાઓ છે. સફેદ નીલ અને નીલ નીલ બન્ને એક એક સરોવરમાંથી જ નીકળે છે. વસંતે આફ્રિકાના નકશામાં એ બન્ને સરોવરો જોવાં જોઈએ. એક છે તાના સરોવર એબિસીનિયામાં, અને બીજું છે વિક્ટોરિયા સરોવર–યુગાન્ડામાં. આ બન્ને વિશે મારી ચોપડી 'જીવનલીલા'માં કેટલીક વિગતો મળશે.

કાકાના સપ્રેમ
શુભાશિષ બધાને

૫

રોમા, ૧૨–૬–'૫૮

પ્રિય બાળ,

કાહિરાથી નીકળતાં તને કાગળો મોકલ્યા હતા તે મળ્યા હશે.

કાહિરાથી સવારે નવ વાગ્યે ઊપડ્યાં. રસ્તામાં ડૉ. મહમદ શફીર ગુરબાલને

મળ્યા. એમના દેશના એ ભારે મોટા ઈતિહાસકાર છે. એમની સાથે આડીઅવળી ઘણી વાતો થઈ. બાર વાગ્યે અમારું વિમાન ઊપડ્યું. ફરી અમારે ઘડી બે વાર પાછળ ખસેડવી પડી, એક વાર ઍથેન્સ પહોંચતાં ગ્રીસ દેશમાં અને બીજી વાર રોમા પહોંચતાં, ઈટાલિયાનો વખત ચલાવવા માટે. કાહિરાથી માર્શલ કરીને એક પારસી ભાઈ અને એનાં દીકરી સાથે હતાં. તે ઍથેન્સ ઊતર્યાં. મુંબઈમાં મોટાં યંત્રો (Heavy Machinery)નો વેપાર કરે છે. ભૂમધ્ય સમુદ્ર ઓળંગીને અને એડ્રિએટિક સમુદ્રનો છેડો જોઈને જમણી બાજુ એપિનાઈન પર્વતની શોભા શોધતાં શોધતાં રોમા પહોંચી ગયાં. અમારો પાઈલટ ઉત્સાહી હતો. પ્રથમ કહે: "બૂટના આકારના ઇટાલીના અંગૂઠા ઉપરથી આપણે જઈએ છીએ. ડાબી બાજુએ વાદળાં-માં સિસિલી બેટ ઢંકાઈ ગયો છે." એથી આગળ જઈને કહે: "કાપ્રી ટાપુ હવે ડાબી બાજુએ દેખાય છે. વિસૂવિયસ પહાડ જો વાદળાંમાંથી છતો થશે તો કહીશું." પણ એ જવાળામુખીને દર્શન દેવાની પડી ન હતી. સ્થાનિક સાડા ચાર, પણ ખરેખર છ કલાકની મુસાફરીને અંતે રોમા પહોંચ્યાં. એ આખી નગરીની વ્યોમ-પ્રદક્ષિણા કરીને ઊતરવું પડ્યું તેથી શહેરની શોભા આખી દેખાઈ. કોઈ પણ શહેર કરતાં અહીંનાં ઊંચાં ઊંચાં મકાનો વધારે સારાં દેખાતાં હતાં. આસપાસની ખેતી પણ આ ભૂમિની સમૃદ્ધિ વ્યક્ત કરતી હતી.

રોમ અથવા રોમા શહેર જોતાંવેંત અસંખ્ય ભાવનાઓ જાગ્રત થઈ. ટાઇબર નદી દેખાઈ અને મેકૉલેની હૉરેશિયસ કવિતા યાદ આવી. કેટલા ઉત્સાહથી અને સામર્થ્યથી મેકૉલેએ એ આખી વાર્તાનું ચિત્ર ગાયું છે.: 'Oh Tiber ! Father Tiber, to whom the Romans pray.' ઇત્યાદિ લીટી હજી પણ મનને ઉત્સાહિત કરે છે. રોમની સ્થાપનાથી માંડીને સિઝર સુધીનો અને સિઝરથી માંડીને રોમન સામ્રાજ્ય ડૂબી ગયું ત્યાં સુધીનો આખો ઈતિહાસ જાણે આ એક શહેરનો ઈતિહાસ હોય, એવું આ શહેરનું મહત્ત્વ છે. રોમન લૉ, ખ્રિસ્તી ધર્મ, એનું ચર્ચ, સ્વાતંત્ર્યની હિલચાલ, અહીંનું સંગીત તેમ જ ચિત્રકળા, સ્થાપત્ય અને મૂર્તિવિધાન, અહીંની પ્રજાનું સાહિત્ય અને એનો પુરુષાર્થ, બધું જ ભવ્ય હતું. અહીંનો એક એક માણસ સમ્રાટોની પરંપરા સમજતો હતો. દુનિયાની સર્વશ્રેષ્ઠ નગરીઓમાં રોમાનું સ્થાન ઊંચું છે. આવા શહેરના અનેક વિભાગોમાં ફરતા રહેવું એ જ એક મોટી સંસ્કાર-યાત્રા છે. વિમાનમાંથી વ્યોમદર્શન અને મોટરમાં બેસીને શેરીએ શેરીએ ફરતાં ઘણું

અહીંનાં મકાનો – જૂનાં અને નવાં – એકબીજામાં ભળી જાય છે. પ્રાચીન ખંડિયેરો એમ ને એમ રાખેલાં છે. કેટલાંય જૂનાં, સુંદરમાં સુંદર મકાનો જાણે ધૂમ્ર-ધૂસર થયાં હોય એવાં દેખાય છે. લંડનમાં પણ ઘણાં મકાનો આવી રીતે કાળાં પડેલાં દેખાય છે. આથી મકાનોની પ્રૌઢતા વધે જ એમ નથી.

હોટેલમાં આવીને જમી કરીને, સાડા નવ વાગ્યે રાત્રે પાર્ટીમાં ગયા. Leftist લોકોની પાર્ટીમાં rightists ઝાઝાં આવતાં નથી. પણ તે દિવસે એટલા બધા મોટા મોટા લોકો આવ્યા હતા કે ઊભવાની જગા ન હતી. આવી કૉકટેલ પાર્ટીમાં ફક્ત ઓળખાણ થાય છે. પણ એકાદ માણસ ગંભીર સવાલ પૂછી ઠીક ઠીક ચર્ચા કરે છે. મારા કરતાં બેએક ઇંચ ઊંચો એક કમ્યુનિસ્ટ યુનિટા (Unita) કરીને એક છાપું ચલાવે છે. એણે અનેક સવાલો પૂછ્યા. અંતે કહે: "But I must not monopolise you." બીજા એક ભાઈએ સવાલ પૂછ્યો કે જો શાન્તિ જાળવવી હોય તો ટેકનોલૉજિકલ પ્રગતિ વિશે આપણું કેવું વલણ હોવું જોઈએ? એનો અભિપ્રાય સ્પષ્ટ દેખાતો હતો કે ટેકનોલૉજી આગળ વધવા ન દેવી જોઈએ. મેં કહ્યું કે ટેકનોલૉજી પોતે ખરાબ નથી પણ આજે એ વીફરી છે. માણસનો નાશ કરવા બેઠી છે. દુનિયામાં ગરીબોનું દુઃખ પાર વગરનું છે. એ દૂર કરવાના સવાલો હાથમાં લઈ, વિજ્ઞાનશાસ્ત્રીએ નવું પ્રસ્થાન માંડવું જોઈએ.

સ્ટૉકહોમમાં જુલાઈ મહિનાના ત્રીજા અઠવાડિયામાં એક વિશ્વશાન્તિ પરિષદ થવાની છે તેમાં જવા માટે હું આવ્યો છું એમ જ કેટલાક માનતા હતા. મેં એમની એ માન્યતા સુધારી અને ઉમેર્યું કે વેસ્ટ ઇન્ડીઝ જવાનું ન હોત તો સ્ટૉકહોમ હાજર થઈ શકત. આપણે આપણી શાન્તિની ઝંખના અનેક વાર વ્યક્ત કરી છે. હવે ફરી ફરી એ જ વ્યક્ત કરીશું તો ફક્ત એક વાર્ષિક રિવાજ પાળી છૂટીએ છીએ એવો અર્થ થાય. હવે આપણે શાન્તિ સ્થાપવાની શક્તિ કેળવવી જોઈએ. આપણે ભૌતિક જીવનધોરણ સુધારવાનો પ્રયત્ન કરીએ છીએ એના બદલામાં નૈતિક ધોરણ ઊંચું કરવાનો પ્રયત્ન કરવો જોઈએ – વગેરે.

૧૩–૬–'૫૮

ગઈ કાલે સવારે અમેરિકન એક્સ્પ્રેસ જઈને, તારો કે ભાઉનો કાગળ હશે એ આશાએ, તપાસ કરી. ત્યાં ફક્ત અમેરિકાનો જ કાગળ હતો. આજે દૂતાવાસમાં તો જરૂર કંઈક હશે એવી આશા સેવીએ છીએ.

કાલનો દિવસ સેન્ટ પીટરનું કથીડ્રલ જોવાનો દિવસ ગણાશે. આખી દુનિયાના કૅથલિક લોકોનું એ કેન્દ્ર છે. એની પડખે જ વૅટિકન છે, જેમાં એ લોકોનો ધર્મગુરુ પોપ રહે છે. અમે કલાક કરતાં વધારે વખત સેન્ટ પીટર જોવામાં ગાળ્યો. એમાં એટલાં બધાં વિશાળકાય પૂતળાં છે કે પશ્ચિમની પ્રાચીન મૂર્તિકળા અહીં આણી ઠાલવી છે એમ કહી શકાય. બહાર, અંદર, બાજુએ, આગળ, પાછળ અને ઉપર પણ એટલાં બધાં પૂતળાંઓ ગોઠવેલાં છે કે કદર કરીને થાકેલી આંખોને

અદ્‌ભુત જેવું કશું લાગતું જ નથી. કહે છે કે એ કથીડ્રૂલ શરૂ કર્યું અને પૂરું થયું એ દરમિયાન ૩૦૦ વરસનો ગાળો ગયો. ધર્મસત્તા અને રાજસત્તા એકત્ર આવે એટલે જે પરિણામો આવે છે તે અહીં જોવા મળે છે.

જે વાત પૂતળાંઓ વિશે, તે જ વાત મોટાં મોટાં ચિત્રો વિશે. એક ઠેકાણે સેન્ટ પીટરની ઊંચી મૂર્તિ છે. ભક્તો એના જમણા પગને હાથવતી સ્પર્શ કરે છે. કેટલાક પગના અંગૂઠાને ચૂમે છે. દીર્ઘકાળની આવી પ્રેમાદરની સેવા સ્વીકારતાં સ્વીકારતાં પીટરનો અંગૂઠો ઘસાઈને પાતળો થયો છે. મને થયું કે એ અંગૂઠાની દયા હું શા માટે ખાઉં? એટલે મેં પણ ચરણનો એ પથરો પંપાળ્યો.

બીજું એક પૂતળું ક્રૂસ પરથી ઊતર્યા પછીનું જિસસનું શરીર એની મા ખોળામાં લઈને વિષાદપૂર્ણ નયને એના તરફ જુએ છે એવું છે. માતા મેરીનું શરીર ઈશુના શરીર કરતાં નાનું છે. એટલે તો કરુણાનું વાતાવરણ વધારે અકળાવનારું બને છે.

જેમ પૅરિસમાં નેપોલિયનની કબર નીચાણમાં રાખી છે અને પ્રેક્ષકો જાણે ગૅલેરીમાં ઊભા રહી નીચે માથું ઘાલીને જ જોઈ શકે છે, તેવી જ રીતે અહીં પણ પીટરની કબર અને એની પાસેનું પોપ પાયસનું બાવલું નીચાણમાં છે અને તેથી ભક્તિનમ્ર થઈને જ એ દૃશ્ય જોવું પડે છે. અહીંનાં દૃશ્યોનું વર્ણન કરવા જતાં વખત ખૂટશે પણ પાર નહીં આવે.

અહીંની ભવ્ય મૂર્તિઓ, આપણે ત્યાંની એટલી જ મોટી શાન્ત ધ્યાનસ્થ મૂર્તિઓ અને ચીન-જાપાનની દૈવી અને આસુરી ભાવો વ્યક્ત કરતી મૂર્તિઓ તેમ જ ઇજિપ્તની સૂત્રોક્ત formal મૂર્તિઓ એકત્ર મનમાં આણું છું ત્યારે જીવનાનુભૂતિનાં વિવિધ ક્ષેત્રોનાં ઊંડાણમાં પહોંચું છું. અહીંના મૂર્તિકારો પ્રકૃતિને વફાદાર રહે છે. સ્વાભાવિકતાને છોડતા નથી અને એમાં જ દરેક જાતની ઉત્કટતા અને અમુક અમુક પ્રસંગે, આધ્યાત્મિકતાનું સૂચન કરે છે. રોમાની મૂર્તિકળા અને ગ્રીસની, એમાં કાંઈ ભેદ હોય તો તે હું જાણતો નથી. પણ આ લોકોએ શરીરની અને મનના ભાવોની ઉપાસના શિખર સુધી પહોંચાડી દીધી છે, એ વિશે શંકા નથી.

આપણા લોકો પ્રકૃતિ ઉપર વિજય મેળવવાની સાધના કરનારા, પ્રકૃતિને બનતાં સુધી ગૌણ કરે છે. આધ્યાત્મિક ભાવ, શાન્તિ અને સમાધિની આડે શરીરને કે પ્રકૃતિને આવવા દેતા નથી અને તેથી એક નવી જ સૃષ્ટિ રજૂ કરે છે.

પશ્ચિમના ઘણાખરા લોકો આપણી મૂર્તિકળા સમજી શકતા નથી અને જેઓ સમજે છે તે એનાં વખાણ કરતાં ધરાતા નથી તેનું કારણ અહીં આવ્યા પછી જ સમજી શક્યો.

પ્રત્યક્ષ મૂર્તિઓ જોવી અને એમના ફોટા જોવા એમાં જમીન આસમાનનું અંતર છે. એક વાર મૂર્તિ જોયા પછી એનો ફોટો જોવો, એ વાત જુદી. પણ કેવળ ફોટો જોવાથી પૂરો ખ્યાલ નથી આવતો.

પશ્ચિમની ચિત્રકળા વિશે મને નાનપણથી આકર્ષણ હતું. એ ચિત્રો ગમતાં પણ પશ્ચિમની ચિત્રકળા વિશે મને વિશેષ આદર ન હતો. પછી જ્યારે પૅરિસના રાજમહેલમાં ચિત્રો જોયાં ત્યારે એ ચિત્રકળાનું રહસ્ય સમજી શક્યો. એમ જ અંગ્રેજોની ચિત્રકળા વિશે મૂળ ચિત્રો જોયાં પછી જ એનો ખરો ખ્યાલ આવી શકે છે. હવે હું અમુક કળા શ્રેષ્ઠ અને અમુક ઊતરતી, એવી તુલના કોઈ કાળે નહીં કરું. દરેકનું પોતાનું વૈશિષ્ટ્ય હોય છે. ભગવાન આપણને એ બધી વિવિધતા સમજવાની અને સમભાવ કેળવવાની શક્તિ આપે અને આપણું જીવન પૂર્ણ કરે એટલું જ માગી લેવાનું

આ લખાવું છું ત્યારે મનમાં વિચાર આવે છે કે સર્વ-ધર્મ-સમભાવના વ્રતનો આટલો વ્યાપક અર્થ કરવાનું મને આના પહેલાં કેમ ન સૂઝયું? સર્વ કળા-સમભાવ એ પણ એ જીવનનિષ્ઠાનું જ એક પાસું છે. (મને લાગે છે વ્રત શબ્દ માટે ‘જીવનનિષ્ઠા’ એ ઉત્તમ પર્યાય છે.)

ઊંડો અનુભવ મેળવ્યા પછી ચિત્તવૃત્તિ અંતર્મુખ થાય જ છે. પણ પ્રવાસવર્ણને આટલું ઊંડાણમાં ઊતરવું ન જોઈએ.

કથીડૂલથી અમે શ્રી સુભાષ મજુમદારને ત્યાં જમવા ગયા. એ અને ભાઈ જોશી એક જ મકાનમાં રહે છે અને બન્ને જણા F.A.O.માં કામ કરે છે.

આજકાલની બહેનો અને ભાઈઓ પણ ઘરની સજાવટ તરફ ખૂબ ધ્યાન આપે છે અને એ રીતે વગર બોલ્યે પોતાનું વ્યક્તિત્વ અને પોતાની અભિરુચિ પ્રગટ કરે છે.

સાંજની પ્રેસ કૉન્ફરન્સ મહત્ત્વની હતી છતાં એને વિશે કશું ન લખું. અહીંના લોકોની સભાઓ, એમાં ચાલતી ચર્ચાઓ, બોલવાની ઢબ અને વખત ન સચવાય તો જરાયે માઠું ન લાગવાની અક્ષોભવૃત્તિ ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. કમિટી મીટિંગમાં બેઠા હોય ત્યાં વચમાં ઊઠીને ક્યાંક જઈ આવે, દીવાસળી અને સિગારેટનાં ઠૂંઠાં ત્યાં જ જમીન પર ફેંકી દે, ભેગા થયા છતાં વખતસર કામ શરૂ ન કરે, બધું મજાનું હતું. મુખ્ય વસ્તુ તો આવી અવ્યવસ્થાથી કોઈ અકળાતું ન હતું એ જ છે.

આ બેત્રણ દિવસ શહેરમાં, મોટરમાં બેસી ખૂબ રખડવું પડ્યું. અંતરો ઘણાં, ટેકરી પર વસેલું શહેર એટલે લિસ્બનની પેઠે રસ્તાઓ ચઢતાઊતરતા અને દરેક લત્તાની અસ્મિતા જુદી. તેથી શહેરમાં અંતરો કાપવાં એ પણ સંસ્કારો મેળવવાની એક સગવડ નીવડી.

પ્રેસ કૉન્ફરન્સના મારા ભાષણને અંતે જે પ્રશ્નોત્તરી થઈ તેમાં એક સવાલ એ હતો કે ભારત અને ઇટાલીનો સહયોગ શી રીતે સધાય. ‘અમે તમારે માટે શું કરી શકીએ?’ જવાબમાં મેં જે કહ્યું તેમાંથી એક વાત નીચે લખું છું:

"તમારા ઇતિહાસનું સાતત્ય અને જીવનનાં અનેક ક્ષેત્રોની સમૃદ્ધિ જોતાં દુનિયાનાં પ્રૌઢ રાષ્ટ્રોમાં તમારી ગણના છે. આટલી કીમતી મૂડીને આધારે તમે દુનિયાને પ્રૌઢ માનવતા આપી શકો. કેટલાં બધાં ભવ્ય પૂતળાંઓ તમે સરજ્યાં છે. હવે એ શક્તિ વાપરીને નવો માનવ સરજી આપો. એની જ તમારી પાસેથી અપેક્ષા રખાય."

કોઈ પણ સમાજને એનો આત્મા ઓળખવાની મદદ થાય ત્યારે એ એકદમ ખીલી ઊઠે છે. રોજના સામાન્ય જીવનમાં માણસ એટલો રચ્યોપચ્યો રહે છે અને એ જ કારણે એટલો નીચે ઊતરે છે કે એ પોતાની સાંસ્કૃતિક પ્રૌઢિ ભૂલી જાય છે, અને પછી પામર થતાં વાર નથી લાગતી અને એ જ કારણે એના અસલ સ્વરૂપનો' ઇશારો પણ જ્યારે એને મળે છે ત્યારે એનામાં વીજળીની પેઠે જાગૃતિ આવે છે. સભાને અંતે લોકો વ્યક્તિશ: આવીને હાથ મેળવે છે ત્યારે ખબર પડે છે કે લોકોને કઈ વસ્તુ ગમી.

૧૪-૬-'૫૮ : ગઈ કાલનો દિવસ એક રીતે સરસ ગયો. ઘણું જોવાયું. સવારે અમેરિકન એક્સપ્રેસમાં પહોંચ્યા. ત્યાં સ્ટૂટગાર્ટ-જર્મનીનો, સ્વાગત કરતો એક કાગળ મળ્યો. ત્યાં અમે ન્યૂયૉર્કથી કિંગસ્ટન-જમેકા સુધીનું અંકન (reservation) કર્યું. ત્યાંથી અમે ISMEOમાં ગયા. (Institute for Middle East and Orient far East) ત્યાં પ્રોફેસર ટૂચિનાં સેક્રેટરી શ્રીમતી દી આન્જલિસ (De Angelis) એ બહેન હિન્દી એટલી ઠાવકાઈથી અને શુદ્ધ બોલે છે કે એણે ત્રણ વાર કહ્યા છતાં માન્યામાં નથી આવતું કે એ કદી ભારત ગઈ નથી! અંતે એણે સમજાવ્યું કે અમે ઇટાલિયન લોકો ભારતીય સ્વરવ્યંજન બધા બરાબર પકડી શકીએ છીએ. અમારી ભાષાનાં ઉચ્ચારણ તમારાં જેવાં જ છે. અંગ્રેજોની પેઠે એમને મુશ્કેલી નથી પડતી.

આ સંસ્થા દુનિયાની અનેક ભાષાઓ ખેડવા માટે સ્થાપેલી છે. સરકારનાં રેડિયો-પ્રવચનો ચલાવવામાં પણ મદદ કરે છે અને વિશ્વવિદ્યાલયને પણ મદદ કરે છે. હવે એ લોકોએ પાકિસ્તાન, અફઘાનિસ્તાનમાં ત્યાંની સરકારો સાથે સહયોગ સાધી, ઉત્ખનન ચલાવ્યું છે. આચાર્ય ટૂચિએ નેપાળમાં જઈ ત્યાંનો ઇતિહાસ પણ લખ્યો છે અને પ્રાચીન ગ્રંથોની શોધખોળ પણ કરી છે. આ લોકોની વિદ્યા-ઉપાસના ખરેખર અદેખાઈ ઉપજાવે છે. અભિનવગુપ્તનો રસાનુભવ અને મહાયાન સંપ્રદાયની વજ્રસૂચિક પ્રજ્ઞાપારમિતા એ બે ગ્રંથો મેં અહીંથી લીધા! એ લોકોએ પ્રેમથી ભેટ આપ્યા અને બારોબાર ભારત મોકલી આપવાનું વચન આપ્યું.

બપોરે જમવાનું આપણા રાજદૂત શ્રી ખૂબચંદને ત્યાં હતું. એમના ઘરની સજાવટ શ્રીમતી ખૂબચંદે કુશળતાથી કરી છે, જેને વિશે પતિ સ્વાભાવિક રીતે મગરૂર છે.

જમીને દૂતાવાસમાં ગયા ત્યાં તારો પહેલવહેલો કાગળ મળ્યો. એનો જવાબ તરત લખી કાલે જ મુંબઈને સરનામે મોકલ્યો છે.

સાંજે પાંચ વાગ્યે ભાઈ પરાંજપે ઇસ્મીઓ (ISMEO) તરફથી અમને બધે ફેરવવા એક મોટર લઈ આવ્યા.

સ્વિટ્ઝર્લૅન્ડમાં ભૂસ્તરવિદ્યાની એક પરિષદ થઈ હશે એમાં ભાગ લેવા, ભારત વતી, ભાઈ માથુર પહોંચ્યા હતા. ઉત્તર પ્રદેશના છે. એને પણ સાથે લઈ પછી અમે બે કલાક રોમામાં ખૂબ ફર્યા. પહોળું દૂર સુધીનું દૃશ્ય જોઈ શકાય એવાં સ્થાનો સ્થાનિક લોકો જાણે છે અને ઉત્તમ શણગારે છે. એવે ઠેકાણે જઈ અમે રોમાનાં વિવિધ દર્શન કર્યાં. Spanish Steps, Treve Fountain જેમાં પૈસો નાખીએ તો રોમાની યાત્રા ફરી વાર થાય જ એવી માન્યતા છે; ગેરિબૉલ્ડીનું અશ્વારોહી પૂતળું, રોમન બાદશાહના વખતનાં સાર્વજનિક સ્નાનાગારો કોલીશિયમ, વિશ્વવિદ્યાલયનાં ભવ્ય મકાનો અને સાન જિઓવાનીનું અદ્‌ભુત મંદિર ચર્ચ – એવું ઘણું ઘણું જોયું ખરું; જેમ મથુરા-વૃંદાવન કે બનારસમાં – જ્યાં જુઓ ત્યાં મંદિરો જ ગોઠવેલાં હોય તેમ અહીં ખૂણે ખૂણે, લત્તે લત્તે, નાનાંમોટાં ગિરજાઘરો હોય જ. સાન જિઓવાની (Giovanni)વાળું કૅથીડ્રલ જોવા ગયા ત્યારે પ્રકાશ ઓછો હતો તેથી એ ફરી વાર જોવાની ઇચ્છા રહી છે. બનશે તો આજે જોઈશું.

આજે શ્રી સિઝાર ઓરસિની કરીને એક ઉચ્ચ કુળના ઇટાલિયન યુવાન મળવા આવવાના છે. એના પિતા હિન્દુસ્તાનમાં ઇટાલિયાના પ્રતિનિધિ તરીકે આવ્યા હતા. એના એ એકના એક દીકરાએ એક મહારાષ્ટ્રી છોકરી સાથે પરણવાનું નક્કી કર્યું. માતાપિતા સમજુ. દીકરાને નારાજ કરવા કરતાં એની પસંદગી એમણે વધાવી લીધી. આપણા પોહેકરે એમને ઓળખે છે.

કાલે અમે અહીંની એક સારી શિક્ષિકા અને સમાજસેવિકા શ્રીમતી બ્રૂના ગોબ્બીનું ઘર જોવા ગયા હતા. ઘર નાનું છે, સાદું છે કરીને સંકોચ કરતી હતી. અમને તો એ બહુ સરસ લાગ્યું. એમને ત્યાં અમે એપ્રિકોટ (જરદાળુ)નો રસ પીધો. ઘણો સ્વાદિષ્ટ હતો. એમની બાર વરસની દીકરી પેટ્રિશિયા વગર સંકોચે અમને ઘરની સુંદર સુંદર વસ્તુઓ બતાવતી હતી. પછી એણે ચિત્ર-મંજૂષા ખોલી. પોતાની છેક નાનપણથી લીધેલી અને ક્રમવાર ગોઠવેલી છબીઓ ઉત્સાહભેર બતાવી. એમાં એક છબીમાં એ રોતી હતી. એ તરફ એણે હસતાં હસતાં ધ્યાન ખેંચ્યું: 'માદામ, માદામ' કરીને અનેક વાર ચિ. સરોજનું ધ્યાન ખેંચે. તરતાં કેમ શીખી, નાચનાં કેમ શીખી, એ બધું એણે બતાવ્યું. ત્યાર પછી મારી આંગળી ઝાલીને અગાશીનાં ફૂલો મને બતાવ્યાં. પછી એક પડદો ખસેડી, પાંજરાનાં સુંદર સુંદર પક્ષીઓ બતાવ્યાં. વચમાં વચમાં કૂતરાને લાડ કરી બિસ્કિટ ખવડાવતી પણ જાય. ખૂબ આનંદ આવ્યો.

કાકાના સપ્રેમ
શુભાશિષ

૬

રોમા, ૧૫–૬–'૫૮

પ્રિય બાળ,

સવારે પ્રાર્થના કરીને, નાહીધોઈને, નાસ્તા પહેલાં આ કાગળ લખાય છે. આજે નવ વાગ્યે આ હોટેલ પારિઓલી છોડીશું, સવા અગિયારે રોમા છોડીશું. સાંજ પહેલાં પશ્ચિમ જર્મનીમાં મ્યૂનિક પહોંચીશું.

કાલનો દિવસ જોવામાં જ ગયો. એમાં ખાસ કરીને રોમના મધ્યમ વર્ગના લોકો કેમ રહે છે એ જોવામાં ગયો.

સવારે સિઝર ઓરસિની નામનો એક જુવાન મળવા આવ્યો. સરદાર કુટુંબનો છે. સ્થપતિ તરીકે અહીંના વિશ્વવિદ્યાલયમાં ભણે છે. પિતા સાથે મુંબઈમાં હતો ત્યારે ભારતની એક છોકરી સાથે રમતો હતો, મોટો થયો ત્યારે એને જ પરણવાનું મન થયું. એકના એક દીકરાને નારાજ ન કરાય એટલે માતપિતાજીએ એ સંબંધ વધાવી લીધો. સિઝર ઓરસિની અમને રોમા જોવા લઈ ગયો. બાર વાગતાં સુધી ફરીને જેટલું જોવાય તેટલું જોયું. પૅન્થિયનની ઇમારત ખાસ જોઈ. અહીં ઈસાઈ ધર્મ આવ્યો તે પહેલાં રોમન લોકોમાં સર્વ-ધર્મ-સમભાવ હતો. આ ખાસિયત વિશે ગિબ્બનના ઇતિહાસમાં મેં ઘણું વાંચ્યું હતું. એ જમાનામાં બધા દેવોને એક જ મંદિરમાં સ્થાપવાના હેતુથી પૅન્થિયનનું મંદિર બંધાયું હતું. પાછળથી એકેશ્વરવાદનો ઉન્માદ વધ્યો અને જૂના બધા દેવો ખસેડવામાં આવ્યા. પણ તેમ કરીને માણસજાત સુધરી એવો અનુભવ નથી.

આજના માણસે જૂના દેવોનું ટીખળ કરતી એક ચોપડી લખી છે એમ સાંભળ્યું છે!! અમુક અમુક ઠેકાણેથી દૃશ્યો સારાં દેખાય છે. તેં આપેલી મારી જોડિયા દૂરબીનનો સદુપયોગ થાય એટલા માટે સિઝર ઓરસિની અમને અનેક ઠેકાણે લઈ ગયો. કાલે એની પરીક્ષા હતી. મેં કહ્યું: "પરીક્ષાની તૈયારીનો કીમતી વખત અમારી પાછળ શા માટે બગાડે છે?" ત્યારે કહે: "તમે રોમ દર વરસે થોડા જ આવવાના? વધારે સેવા કરી શકતો નથી એનું જ મને દુઃખ છે."

બાર વાગ્યે પ્રો. ટૂચિની ઇસ્મીઓ સંસ્થામાં હિંદી ભણાવનાર પ્રો. મોહનલાલ બાજપેયી, એક ઇટાલી પ્રોફેસરને લઈને આવ્યો. એ ભાઈ અહીં તત્ત્વજ્ઞાન ભણાવે છે. વેદાંતના ખૂબ અભ્યાસી છે. રામકૃષ્ણ મિશન પ્રત્યે ભક્તિ ધરાવે છે. એની સાથે કલાક સુધી ખૂબ વાર્તાલાપ થયો. આ લોકો ભારત વિશે ઘણું જાણે છે અને વધારે જાણવા ઇંતેજાર હોય છે. માણસ પારમાર્થિક અને ઊંડો લાગ્યો. આલ્ડસ હક્સલેની Ends and Means એ ચોપડીના પ્રભાવ તળે છે.

ચાર વાગ્યા પછી અહીંનાં વકીલ બહેન શ્રીમતી ઝારા અલગાર્દી (Zara Algardi)ને ત્યાં ગયા. વકીલાત કરે છે એટલું જ નહીં, પણ એ અંગે ચોપડીઓ પણ લખે છે. Copyright Act ઉપર એક ચોપડી લખવી એ સામાન્ય વાત

નથી. ફેસિસ્ટ ટ્રાયલ Fascist Trials પર બેત્રણ ચોપડીઓ લખી હશે. કોલંબો કૉન્ફરન્સમાં હાજર રહેલી શાંતતા માટે ઘણું કરે છે, એની પાસેથી ઘણું જાણવાને મળ્યું.

ઘેર આવીને દર્શનાર્થે ફર્યા. અમારો મોટર-સારથિ ઍન્ટોનિયો સંસ્કારી યુવાન હતો. એણે અનેક સ્થાનો બતાવ્યાં, એની વિગતો આપી. દરેક સ્થાનનું માહાત્મ્ય રસપૂર્વક સમજાવતો હતો. એનું અંગ્રેજી સાંભળતાં મઝા પડતી. પછી અમે એના જીવન વિશે પૂછ્યું. પોતાના પિતાએ બાળલગ્ન કર્યું હતું. પિતા જ્યારે એની ઉંમરના હતા ત્યારે એમનો દીકરો નિશાળે જતો હતો. મારા પિતા આમ બધું કહીને મને જલદી પરણવાનો આગ્રહ કરે છે. મેં મારી છોકરી પસંદ કરી રાખી છે પણ ઠીક કમાઉં નહીં ત્યાં સુધી પરણવાનો નથી. એકલા ગમે તેમ રહેવાય.'' વગેરે વાતો કરી. એની એક બહેન ન્યૂયૉર્કમાં છે. મને પણ જિંદગીમાં એક વાર ન્યૂયૉર્ક જોવાના કોડ છે. જેમ ન્યૂયૉર્કના લોકોને રોમા જોવાની ઝંખના હોય છે. અમારું શહેર છે જ એવું સુંદર.

મોડી સાંજે અમે વિશ્વશાન્તિ માટે મહેનત કરતી બીજી એક બહેનને ત્યાં જમવા ગયા. એનું નામ મિચેલા બૂચિ (Michella Bucci). એનો પતિ પ્રેસ સિન્ડિકેટમાં કામ કરે છે, એણે અમને નહેરુ વિશે અને બાપુજી વિશે ઘણું પૂછ્યું. એણે જવાહરલાલજીની આત્મકથા ધ્યાનપૂર્વક વાંચી હતી. એ લોકોએ વાંચ્યું કે જવાહરલાલ યોગાસનો કરે છે. એમણે મને એ વિશે પૂછ્યું. મેં એમને વૃક્ષાસન વિશે સમજાવ્યું અને બદ્ધ પદ્માસન કરી બતાવ્યું. એ લોકોએ અમારે માટે ખાસ સરસ રાંધ્યું હતું અને સમજાવે 'No eggs, no Fish, ઇ.''

आज रविवार आहे। तेव्हां अँवसी व अमेरिकन अेक्सप्रेस बंद असणार। तुझें आजपर्यंत एकच पत्र मिळालें भाऊचे एकही नाहीं! असें का व्हावें समजत नाहीं। तुझ्या प्रकृतिला संभाळ। आमची प्रकृति चांगली आहे। येथवर आलो आहे तेव्हां सर्व पाहून घेत आहों। पण माझा नेहमीचा उत्साह आतां ओसरलेला आहे। यूरोपची स्थिति विचित्र झालेली दिसते। मतामतांचा गलवला चालू आहे। आणि कोणीच गप्प बसत नाहीं। त्यामुळें तारू कोणच्या दिशेला भटकेल हे कोणालाच सांगता येत नाहीं।

काकाचे सप्रेम शुभाशिष

૭

જ્યૂરિક, ૧૫–૬–'૫૮

પ્રિય બાળ,

મેં દુનિયા એટલી બધી જોઈ છે કે મારે મોઢે 'દૃષ્ટ' 'દ્રષ્ટવ્યમ્' એવા શબ્દો સહજે નીકળે નહીં. જેણે હિમાલય જોયો છે અને ચીનના અજસ્ર પહાડો જોયા છે તેને આલ્પ્સ પહાડ ગાંડો ન જ કરી શકે. છતાં આજે, સદ્ભાગ્યે, રોમાથી

જ્યૂરિક આવતાં અમે યુરોપના એ ગર્વસ્થાન ઉપર થઈને પસાર થયા ત્યારે હવા એટલી સાફ હતી અને વાદળાંઓએ એટલી બધી કૃપા કરી કે પ્રથમ દૂરથી અને થોડા વખત પછી, માથેથી પાર વગરનાં ઘાટઘાટનાં, બરફાચ્છાદિત શિખરો ધરાઈને જોઈ શક્યા. પ્રથમ તો ડાબી બાજુએ ફક્ત વાદળાં જ દેખાતાં હતાં. એમાંથી સર્વોચ્ચ શિખરો જરા જરા ડોકાવા લાગ્યાં. વાદળાં ગોળમટોળ હોય અને શિખરો રેખીવ અને અણિયાળાં. તેમાંય આ ઋતુમાં શિખરોનો અમુક ભાગ હિમાચ્છાદિત અને અમુક ખુલ્લો-પથરાળો એટલે એની શોભા તરત ધ્યાન ખેંચે અને દૃષ્ટિને બાંધી જ લે.

અમે આગળ વધવા લાગ્યા અને સામેનાં શિખરો પડખે આવ્યાં અને નવાં નવાં અસંખ્ય શિખરો છતાં થવા લાગ્યાં. પ્રારંભમાં શિખરોની સામાન્ય આંખોને કલ્પના જ કરવી પડે. અનુભવી આંખો જ એમને પકડી શકે. પણ હવે તો વાદળાં કોણ જાણે ક્યાં સરી પડયાં અને આખી સૃષ્ટિ શિખરમય થઈ ગઈ! અમારા હવાઈજહાજના પગ તળે (?) શિખરો અને બરફના રેલાઓની ફૂલગૂંથણી જોઈ ધન્ય ધન્ય જેવું લાગ્યું.

થોડાક આગળ ગયા અને ખૂબ ઊંડી ઊંડી ખીણો દેખાવા લાગી. એની અંદર બરફની નદીઓ તણાઈ હતી અને છેક નીચે થોડાં થોડાં ગામડાંઓ પથરાયાં હતાં. નીચેથી જે ગામડાંઓ ગરુડના માળા જેવાં દેખાતાં હશે તે અમારા વિમાનમાંથી, પગ તળે આળોટતાં હોય એવાં લાગતાં હતાં. મોટાં મોટાં જંગલોનાં વૃક્ષોનાં માથાં પરથી જ્યારે આગગાડી અથવા વિમાન જાય છે ત્યારે જાણે આપણે એ માની પાદપોનું અપમાન કરતા હોઈએ, એવો એક ભાવ મનમાં જાગે છે. જેનાં થડ વચ્ચે થઈને રસ્તો કાઢવા માટે માણસ સરજાયો છે, તે જ ઝાડોનાં માથાં પરથી પક્ષી કે વાદળાં પેઠે માણસ પસાર થાય, એ એક રીતે અનુચિત અને ક્રમવિરોધી લાગે છે. પણ માણસજાત આવા વિક્રમ માટે જ સરજાઈ છે. મને થતું હતું કે આપણે કેટલા ભાગ્યશાળી કે વિમાનની ડાબી બાજુએ બેઠા કે જેથી માઉન્ટ રોસા, મેટરહૉર્ન, સેન્ટ બરનાર્ડ, માઉન્ટબ્લાં, વ્હિનવૉલ્ડ હૉર્ન, જેવાં ઉત્તુંગ શિખરો જોઈ શક્યા, પણ અમારી એ શોભા કંઈક ઓસરી, એટલામાં જમણી બાજુ એટલાં જ ઊંચાં અને એટલાં જ ભવ્ય-સુંદર શિખરો છતાં થયાં. એટલે એ બાજુ બેઠેલા મુસાફરોના ખભા પરથી, સામેની ખિડકીઓમાંથી એ શિખરો જોવાં પડયાં. પહેલે એ લોકો અમારી અદેખાઈ કરતા હવે અમે એમની અદેખાઈ કરી, એમને સમાનતાનો સંતોષ આપ્યો. સમ ઇહ પરિતોષો નિર્વિશેષો વિશેષઃ।

આ આખા આનંદમાં વિઘ્ન એટલું જ હતું કે એ જ વખતે વિમાનવાળાઓએ અમને ખાણું આપ્યું. હવે પેટ જમે કે આંખો જમે? ભૂખની તૃપ્તિ થાય કે કલ્પનાની? આ મીઠી મૂંઝવણ પૂરી થઈ અને જાતજાતનાં સરોવરો દેખાવા લાગ્યાં. કેટલાંય રૂપાળાં ગામડાંઓ વાછરડાની પેઠે એ સરોવરને ધાવતાં હતાં.

મારી ખાતરી છે કે અમારા હૈયાફાટ આનંદના ભારથી જ અમારું વિમાન નીચે ઊતર્યું અને અમે સ્વિટ્ઝર્લૅન્ડની પરિચિત ભૂમિ પર પગ મૂક્યો. આવે ઠેકાણે કોઈ પરિચિત ક્યાંથી જ મળે? અમે કોઈને કહ્યું ન હતું. જ્યૂરિક થોભવાના છીએ જ નહીં. એટલામાં એક પાતળા ઊંચા ભારતીય ભાઈ સામા આવીને કહે, "નમસ્તે, ઍર ઇન્ડિયા ઇન્ટર નૅશનલ તરફથી આવ્યો છું. તમારા આવવાના સમાચાર અમને મળ્યા હતા જ, ઉપરાંત આપણા – બર્નના રાજ્યદૂત શ્રી વેલોડી તરફથી ખાસ સંદેશો આવ્યો છે કે શ્રી કાકાસાહેબ રોમથી મ્યૂનિક જતાં, જ્યૂરિકથી પસાર થાય છે. એમને જોઈતી મદદ આપશો. અમારે માટે એમનો કોઈ સંદેશો હોય તો તે ટ્રંકકૉલથી પહોંચાડી શકો છો." અમને ઘણો આનંદ થયો. સ્વરાજ્ય થયું એટલે જ આવી સગવડો આપણે માટે સ્વાભાવિક થઈ ગઈ. શ્રી વેલોડીએ આટલી ઇન્તેજારી બતાવી એ ઘણું ગમ્યું અને વિશેષ તો એ કે ઍર ઇન્ડિયાના કર્મચારી આપણા પરિચિત પુલિન ચાંગકાકોતીના ભાઈ નોનિગોપાલ ચાંગ કાકોતી હતા. એઓ દિલ્હીમાં મને મળ્યા પણ હતા. એટલે એમણે અંતરના હેતપૂર્વક અમને આવકાર્યા અને હવાઈમથક પરની કડાકૂટમાંથી અમને બચાવી આરામ આપ્યો.

જ્યૂરિકનું મથક નાનુંસૂનું નથી. આનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ છે. એટલે દુનિયાના દરેક દેશના સંપન્ન મુસાફરો ઊભરાય છે. જાતજાતના માનવીના અને વેષભૂષાના નમૂનાઓ જોતાં વખત ક્યાંનો ક્યાં વિમાનવેગે સરી જાય છે.

## ૮

મ્યૂનિક, ૧૬–૬–'૫૮

પ્રિય બાળ,

કાલે રોમાથી જ્યૂરિક પહોંચતાં રસ્તામાં આલ્પ્સ પર્વતનાં જે દર્શન કર્યાં હતાં એ અનુભવ એક કાગળમાં તને લખી, સીધો મુંબઈને સરનામે મોકલ્યો છે. એ આશાએ કે ડૉ. નાણાવટી મારફતે એ કાગળ તને અને ચિ. સતીશને વહેલામાં વહેલો મળશે. મારા કાગળો ક્ષણ માટે પણ તારું દુ:ખ ભૂલી જવામાં મદદ કરે તો રોજ કાગળ લખું છું એનો હેતુ પાર પડ્યો એમ ગણું.

જ્યૂરિકથી અમે કલાકના ઊડાણને અંતે મ્યૂનિક પહોંચ્યાં. અહીં અમને લેવા માટે ભાઈશ્રી આલફ્રેડ જહેમત ઉઠાવી, વખતસર આવી પહોંચ્યા હતા. એમનાં બહેન એલિસાબેથ, ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટનાં મંત્રી શ્રીમતી રેડરર અને એમના પતિ શ્રી રેડરર પણ આવ્યા હતા. મળતાંવેંત જાણે ઘરનાં જ લોકો મળતાં હોય એમ બધાંએ અમારું સ્વાગત કર્યું.

સ્થાનિક ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટ તરફથી અમારું રીતસરનું સ્વાગત આજે સાંજે આઠ વાગે ગોઠવેલું છે. એને માટે સંસ્થાના અધ્યક્ષ ડૉ. થિયરફેલ્ડર સ્ટુટગાર્ટથી ખાસ આવ્યા છે. ભારત અને જર્મનીની મૈત્રી માટે અને ભારતના વિદ્યાર્થીઓની સગવડ માટે આ ભાઈ છેલ્લાં ત્રીસ વરસથી મથી રહ્યા છે અને આશ્ચર્ય એ છે કે એમણે હજી ભારત જોયું નથી.

અમારો ઉતારો હોટેલ પેન્શન ડાક્સમાં છે. મારી ઓરડી ચોથે માળે છે. ચિ. સરોજની ઓરડી પહેલે માળે. ભાઈ આલ્ફ્રેડ અને એમનાં બહેન બીજે માળે રહે છે જ્યારે આજે આવેલા ડૉ. થિયરફેલ્ડરનો ઉતારો મારી પડોશની ઓરડીમાં છે. ખોરાક અને સગવડો બધું સરસ છે.

ગઈ કાલે સાંજે પાંચ વાગ્યા પછી હોટેલમાં સામાન મૂકીને તરત અમે શ્રી અને શ્રીમતી રેડરરને ઘેર ગયાં. એમનું ઘર મ્યૂનિક બહાર, દસેક માઈલ પર, ઈસર નદીને કાંઠે આવેલું છે. ઈસર નદી વિશે મેં છેક નાનપણમાં વાંચેલું. હોહેન-લિન્ડન કરીને એક યુદ્ધનું વર્ણન કરતી કવિતા છે. એમાં ઈસર નદીનો ઉલ્લેખ છે –And dark as winter was the flow, of Iser rolling rapidly.

વિમાનમાંથી જ મેં મ્યૂનિક, હોહેનલિન્ડન અને ઈસરની રેશા નકશામાં જોઈ. ચિ. સરોજને બતાવી હતી. ઈસર નદી મ્યૂનિક શહેર વચ્ચે થઈને વહે છે (જેમ નીલ નદી કાહિરા શહેરની વચ્ચે થઈને આગળ જાય છે).

આ ઈસર નદીને મારી લોકમાતાઓમાં સ્થાન મળવાનું છે જ. શહેરમાં અનેક ઠેકાણે ઈસરનાં દર્શન થયાં હતાં જ. પણ ભાઈ રેડરરના ઘરની પાછળથી એ નદીનું દૃશ્ય જાણે નંદનવનનો એક ભાગ હોય, એવું સુંદર દેખાતું હતું. બંને બાજુ કાળાશ પડતા લીલારંગની ઝાડી, અને એની વચ્ચે ઊંડી ખીણમાં વહેતી ઈસર અને એને માથે બાંધેલો રૂપાળો પુલ. કેમે કરીને ચિત્ત ધરાય નહીં. આપણી હિમાલિયન નદીઓની પેઠે આ નદી પણ ઓગળેલા બરફથી પરિપુષ્ટ થઈ છે. ત્રીસેક માઈલ દૂર જે પહાડ છે તે હવા સાફ હોય ત્યારે અહીંથી દેખાય છે. રેડરરનું ઘર, વસ્તીને છેડે, એક જંગલને કિનારે છે. એની પડખે, ઝાડી વચ્ચે કોઈ ઇતિહાસ પૂર્વકાલીન રાજાની કબરના અવશેષ હતા. હમણાં તો ઊંચાં ઊંચાં, સીધાં ગયેલાં ગગનચુંબી વૃક્ષોનાં વર્તુળથી જ એ કબરનું સ્થાન વરતી શકાય છે.

ઘરની અંદર પણ ચિત્રો, રાચરચીલું બધું જ મૌલિક, ઐતિહાસિક ઉત્તમ કળાના નમૂના જેવું હતું.

શ્રીમતી એફા(ઇવા) રેડરરે અમારે માટે શાકાહારની સરસ વાની બનાવી હતી. હિન્દી વિદ્યાર્થીઓની મા તરીકે એ ઓળખાય છે એમ કોઈએ ન કહ્યું તોપણ જે હેતથી એણે અમને જમાડયાં તે પરથી અમે એ ઓળખી શકત — શ્રી રેડરર ખૂબ સંસ્કારી, રસિક અને વિનોદી માણસ છે. આ બધાં જ લોકો અંગ્રેજી સરસ બોલે છે એટલે ભાષાની મુશ્કેલી જરાયે નથી.

જમતી વખતે એ લોકોએ મને પૂજ્ય બાપુજી વિશે ઘણા સવાલો પૂછ્યા અને મેં પણ વગર સંકોચે ઘણી વાતો કરીને એમની જિજ્ઞાસા સંતોપી. જમ્યા પછી ઈસર નદીને કિનારે કિનારે અમે પાછાં મ્યૂનિક આવ્યાં. વચમાં વચમાં એ નદીમાંથી સહેજ તળાવ જેવા અખાતો બનાવેલા છે. અહીંના લોકોએ પોતાની નદીની

જેટલી કદર કરી છે તેટલી રોમાના લોકોએ ટાયબરની કરી હોય એમ લાગ્યું નહીં. પણ એ તો મુસાફરોનાં મન પરની છાપ છે.

આ પ્રદેશમાં સૂર્યપ્રકાશની લહાણી એકધારી નથી હોતી. શિયાળામાં ઠંડી વધારે અને દિવસના કલાક ઘણા ઓછા. આજકાલ એનું સાટું વળાય છે. રાતના આઠ વાગ્યા સુધી તો અંધારું પડતું જ નથી અને સવારે પાંચ વાગ્યા પહેલાં જ સૂર્ય ભગવાન દર્શન દે છે.

બાર કલાકનો દિવસ અને બાર કલાકની રાત એ ન્યાયોચિત વ્યવસ્થા આપણે ત્યાં જ ચાલે છે. અહીંની રાત આજકાલ પૂરી આઠ કલાકની પણ હોતી નથી. ખરું જોતાં આવી મોંઘી રાતનો આ લોકોએ પૂરતો ઉપયોગ કરવો જોઈએ. એના બદલામાં લોકો રાત્રે દસ વાગ્યે જમે છે અને સવારે સૂરજ ઊગ્યા છતાં ઘસઘસાટ ઊંઘે છે! આપણા જીવનમાં જેમ ચાંદરણાંનું મહત્ત્વ રહ્યું નથી, તેમ આ લોકોનું સૂર્યપ્રકાશ વિશે થવાનું છે. વીજળીની મદદથી ગમે ત્યારે, ગમે તેટલો પ્રકાશ મેળવ્યા પછી માણસ પોતાના જીવનનો આધાર સૂર્ય ભગવાનના આવવાજવા ઉપર શા માટે રાખે?

આજનો દિવસ મહત્ત્વનો ગણાય. આજે અમે મ્યૂનિકનું અનેક દેશોમાં વખણાયેલું સંગ્રહાલય જોવાં ગયાં. ઈસર નદીના પ્રવાહમાં એક મોટો બેટ આવેલો છે. એમાં આ સંગ્રહાલય બાંધેલું છે. Oscar Von Miller ઑસ્કાર ફૉન મિલર નામના એક એન્જિનિયરે આની સ્થાપના સન ૧૯૦૩માં કરી. માણસજાતે કુદરતને ઓળખવાના અને એની પાસેથી પોતાને જોઈતો મસાલો મેળવવાના જે પ્રયાસો આદર્યા અને જાતજાતનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ ઓજારો ઉપજાવ્યાં અને કુદરત પાસેથી દરેક જાતની શક્તિ મેળવી એનો ઉપયોગ ચલાવ્યો છે તે બધી પ્રવૃત્તિનો ઈતિહાસ અહીં પ્રત્યક્ષ જોવાને મળે છે. મ્યૂઝિયમ તળે મોટાં મોટાં ભોયરાંમાં કોલસાની ખાણો કેમ ચાલતી હતી અને હવે કેમ ચાલે છે એ બધું વિસ્તારપૂર્વક બતાવ્યું છે એ જ રીતે મીઠાની ખાણો વિશે પણ બતાવ્યું છે.

ચિ. સરોજ અને હું મૈસૂરમાં સોનાની ખાણો જોવા પાંચ-સાત હજાર ફૂટ પૃથ્વીના પેટમાં ઊતર્યાં હતાં એનું સ્મરણ અહીં અમને થયું. કીમિયાથી માંડીને કેમિસ્ટ્રી સુધી રસાયનશાસ્ત્રનો આખો વિકાસ અહીં પ્રતિબિંબિત થયો છે. આઠદસ દિવસ ગાળ્યા વગર આ સંગ્રહાલય પૂરું જોવાય એમ હતું જ નહીં એટલે બે કલાકમાં જેટલું જોવાય તેટલું જોઈ લીધું. એમાં મુખ્ય તો હતું પ્લેનેટેરિયમ અથવા જ્યોતિર્વિલાસ. મકાનના એક ગુંબજમાં જઈને બેઠાં. એમાં ઘણા વિદ્યાર્થીઓ અને એમના શિક્ષકો પણ હતા. મધ્યમાં નાની નાની અસંખ્ય દૂરબીન જેવી નળીઓનો ગુચ્છ ગોઠવેલો હતો. અમે ઉત્તર તરફ બેસવાની ભૂલ કરી એટલે મ્યૂનિકના અક્ષાંશમાં ઉત્તર ધ્રુવની આસપાસ સપ્તર્ષિ, દેવયાની વગેરે કેમ ફરે છે, એ સુંદર રીતે જોવાની

તક ખોઈ. દેખાયું બધું પણ પૂરતો આનંદ ન મળ્યો. સૂરજને એક ખૂણે ગોઠવીને ચંદ્ર આકાશમાં કેમ દોડે છે અને એની કળાઓ કેમ વધેઘટે છે એ બહુ સુંદર રીતે બતાવ્યું. ચંદ્રને આમ તારાઓ વચ્ચે કોઈ કુરકુરિયાંની પેઠે દોડતો જોઈ, એની દયા છૂટી. આ લોકો પોતાની પ્રજાને ઉત્તમ જ્ઞાન આપવા પાછળ કેટલી બધી મહેનત લે છે. ભેજું ચલાવતાં, નાણાં ખરચતાં, અને પુરુષાર્થ ખેડતાં આ લોકો થાકતા નથી. બે મહાયુદ્ધમાં બધી રીતે તારાજ થયેલી આ પ્રજા દડાની પેઠે ફરી ઊછળતી થઈ છે. प्रायः कंदुकपातेनपततत्यार्यः पतन्नपि। એટલે આ લોકો ખરેખર આર્ય છે.

તારાઓનું મૂક સંગીત આકર્ણ સાંભળ્યા પછી અમે સંગીતવિભાગમાં ગયાં. ત્યાં યુરોપનાં તમામ જાતનાં વાદ્યો, એમના વિકાસક્રમ પ્રમાણે ગોઠવેલાં હતાં એટલું જ નહીં પણ એક વાદ્યવિશારદ, એ જ ક્રમ પ્રમાણે વાદ્યો અમને વગાડી બતાવતો હતો. બધાં વાદ્યો ઉત્કૃષ્ટ કોટીનાં અને કલાપૂર્ણ હતાં. કેટલાંક ઐતિહાસિક મહત્ત્વનાં પણ હતાં.

આ બધું અમને બતાવવા માટે એક સંસ્કારી વિદુષી બહેન—ફ્રાઉ મારગરેટ કૉન્સલમાન ખાસ અમારી સાથે ફર્યાં. આ સંગ્રહાલયની સ્થાપના કરનાર એન્જિ-નિયર ઑસ્કાર ફૉન મિલરના સેક્રેટરી તરીકે આ બહેને નાનપણથી કામ કર્યું છે. એટલે આખા સંગ્રહાલય પ્રત્યે એમના મનમાં વાત્સલ્ય અને ભક્તિ બંને છે. રગેરગ જાણે છે પણ આપણો ઉત્સાહ જોઈને જરૂર જેટલું જ સમજાવે છે. આ શક્તિ ખરેખર ઘણી મહત્ત્વની છે અને વિરલા લોકો જ એ બતાવી શકે છે. જો વખતની ત્રેવડ હોત તો બધું સાંભળતાં અમને અને સંભળાવતાં એમને જરાયે થાક ન લાગત.

અહીં વચમાં જ કહી દઉં કે અમે સારે મુહૂર્તે અહીં મ્યૂનિક આવ્યાં. આ શહેરની સ્થાપનાને આઠસો વરસ પૂરાં થયાં. એનો મહોત્સવ આખું શહેર માણતું હતું એ દરમિયાન અમે આવી પહોંચ્યાં. એક એક મકાન સામે ત્રીસ-ત્રીસ ચાળીસ-ચાળીસ ફૂટ લાંબી ધજાઓ લટકતી હતી. જર્મનીમાં આ પ્રાંત બવેરિયા તરીકે ઓળખાય છે. બવેરિયા રાજ્યનો ઇતિહાસ નાનોસૂનો નથી. એક એક રાજાનો સ્વભાવ નોખો. કોઈ એક રાજાએ રાજની તમામ સંપત્તિ, પ્રજાહિતનો વિચાર કર્યા વગર મોટા મોટા મહેલો અને કિલ્લાઓ બાંધવા પાછળ ખરચી નાખી. પણ હવે એ કિલ્લાઓ અને મહેલો જોવા માટે દેશપરદેશના લોકો આવે છે અને એમાંથી પ્રજાને સારી આવક મળે છે. તેથી આજકાલના લોકો એ રાજાને ખૂબ ચાહે છે. જોકે જીવતાં ઉડાઉ રાજા તરીકે એની પાર્લમેન્ટે એને પદચ્યુત કર્યો હતો.

અમે આવ્યાં તે દિવસ રવિવાર હતો. કાલે મંગળવારે ખાસ રજા હતી. એ તહેવાર શાનો છે એમ પૂછતાં અહીંની પ્રજાની ઊંડી લાગણી અને એની પાછળનો

એક કારમો ઘા અમે સમજી શકયાં. છેલ્લા યુદ્ધને અંતે રશિયા, ફ્રાન્સ, ઇંગ્લૅન્ડ અને અમેરિકા – ચારેએ મળીને જર્મનીના ભાગલા કર્યા. આજે પૂર્વ તરફનું રશિયન જર્મની અને પશ્ચિમ તરફનું સ્વતંત્ર જર્મની એવા બે ભાગ ઓળખાય છે. એટલે પોતાનો દેશ હજી વિભક્ત છે, એકતા હજી સધાઈ નથી એનું સ્મરણ જાગ્રત રાખવા માટે, અને કોક દિવસે દેશને સાંધીને એક કરવાનો છે, એ સંકલ્પ દૃઢ કરવા માટે આ રાષ્ટ્રીય રજા પળાય છે.

ચાર વાગ્યે ભારતીય વિદ્યાર્થી સંઘને અમે મળવા ગયાં હતાં. સૌરાષ્ટ્રની ઇન્દુ પટેલ નામની એક વિદ્યાર્થિની અને બીજા બે હિંદી વિદ્યાર્થીઓ હોટેલમાં મળવા આવ્યા અને ચિ. સરોજ સાથે ચાર વાગ્યાનો વખત ગોઠવ્યો હતો. એમ તો અહીં એંશી ભારતીય વિદ્યાર્થીઓ છે. બધાને ખબર આપવા જેટલો વખત ન હતો. બારપંદર જણાને ખબર પડી. એટલા ભેગા થયા હતા. દિલ્હી, પંજાબ, બિહાર, બંગાળ, ગુજરાત, કોંકણ, મહારાષ્ટ્ર અને મદ્રાસ તથા મૈસૂરના પણ વિદ્યાર્થીઓ હતા. ઘણી વાતો થઈ અને કોઈ શ્રાવક ન હોવા છતાં બધાએ શીરો ખાધો. ત્યાંથી અમે પાછાં વળ્યાં એટલામાં સ્ટુટગાર્ટવાળા ડૉ. થિયરફેલ્ડર, જે અહીંની ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટના અધ્યક્ષ છે તે મળ્યા. આજ સાંજના અમારા સ્વાગત માટે તેઓ ખાસ આવ્યા હતા. અમને અને એમને ભાઈ એર્ન્સ્ટ રેડરર ફરવા લઈ ગયા. આ ભાઈને મ્યૂનિકનાં સૌન્દર્યસ્થળોનો બરાબર ખ્યાલ છે. મ્યૂનિક બહાર જ્યાં સુંદરમાં સુંદર વનોપવનો છે, રસ્તાઓ રેખીવ અને ઘોટીવ છે, ત્યાં અચૂક જોવા લઈ જાય છે. પ્રથમ તો અમે એક જૂનો રાજપ્રાસાદ જોયો. એની પાછળનો મોટો, દૂર સુધી ગોઠવાયેલો બગીચો, એની અંદર ઊભાં કરેલાં આરસપહાણનાં પૂતળાંઓ, પાણીથી ચળકતી નહેરો વગેરે જોઈ લીધું. ત્યાર પછી એક તળાવની આસપાસનું ઉપવન જોવા ગયાં. ત્યાંથી આવીને અમે અમારા સ્વાગતમાં હાજર રહ્યાં. મ્યૂનિકના ચુનંદા વિદ્વાનોમાંથી વીસ-પચીસ લોકોને નોતર્યા હતા. એક નાનકડી ઓરડીમાં બધા આવીને ઊભા. બધાની ઓળખાણ કરાવ્યા પછી પંડિત થિયરફેલ્ડરે સ્વાગતનું ભાષણ, અંગ્રેજીમાં લખેલું વાંચી સંભળાવ્યું અને અમે બધાં જમવા બેસી ગયાં.

ત્રીસ-ચાળીસ લોકોને જમાડતાં ઇન્સ્ટિટ્યૂટને સારું ખરચ થયું હશે. દ્રાક્ષાસવનો ખરચ તો વળી વધારે. અને શ્રીમતી રેડરરે આની પાછળ ઘણી ઘણી મહેનત લીધી હતી. બધાંને પીરસે અને સગવડ તરફ ધ્યાન આપે. ઘણાં જ હેતાળ બાઈ છે. મ્યૂનિકમાં ભણતા ભારતીય વિદ્યાર્થીઓનાં મા તરીકે ઓળખાય છે. ધરાઈને જમ્યા પછી લોકોએ મને ગાંધીજી વિષે ચાર શબ્દો કહેવાનું કહ્યું. મેં ગાંધીજીની કેળવણીની દૃષ્ટિ, સત્યાગ્રહનું સ્વરૂપ, અહિંસાની આવશ્યકતા, સર્વધર્મસમભાવ વગેરે ઘણા મુદ્દાઓ વિશે થોડુંક થોડુંક કહ્યું. પછી પ્રશ્નોત્તરી થઈ. રાજઘાટ સમાધિ વિષે એક બહેને પૂછ્યું. એટલે આપણો અંત્યવિધિ અને અગ્નિસંસ્કાર વિષે મેં

બોલ્યો. ત્યાર પછી એ લોકોએ મને થોડુંક સંસ્કૃત સંભળાવવાનું સૂચવ્યું. મેં 'પ્રયત: શ્રાદ્ધકાલે વા' જે બોલાય છે તે ઈશોપનિષદ, શાન્તિપાઠ સાથે ગાયું. એની અસર ધાર્યા કરતાં ઘણી વધારે થઈ. (મહેમાનોમાંથી એક ભારતીય ભાઈએ ટિળક અને ગાંધી વચ્ચેના મતભેદ વિષે સવાલ પૂછી પોતાના ઔચિત્યના અભાવનું પ્રદર્શન કર્યું. મેં એનો લાભ લઈ, ટિળક, ગાંધી અને નહેરુ એ ત્રિપુટીની ખાસિયત અને પરસ્પર આદર વિષે થોડુંક વિસ્તારથી કહી ભારતીય સ્વભાવની ખૂબી વિશદ કરી અને વાતાવરણનું પાવિત્ર્ય ફરી સ્થાપિત કર્યું.) ડૉ. હાફમાન નામના એક મોટા સંસ્કૃત પંડિત મારી સામે બેઠા હતા... કહે: 'તમારાં ઉચ્ચારણ એટલાં સરસ છે કે ઈશોપનિષદ અક્ષરેઅક્ષર સમજાયું.' આ, ભાઈ અહીં સંસ્કૃત, પાલી અને તિબ્બટી ભાષાનું સાહિત્ય અને તત્ત્વજ્ઞાન ભણાવે છે. મારી પડખે પ્રખ્યાત કેળવણીકાર ડૉ. સ્નાઇડર અને બીજાં એક બહેન બેઠાં હતાં. ડૉ. સ્નાઇડરની ઉમ્મર ૭૭ વરસની છે. એમને પણ બે દીકરા છે. અને કેળવણી વિષે ઊંડો રસ ધરાવે છે.

ઇન્સ્ટિટ્યૂટથી ઘેર આવી પથારી ભેગાં થતાં સાડા અગિયાર કે બાર થયા હશે. મ્યૂનિકની સંસ્કૃતિના પ્રતિનિધિઓને મળવાથી આજનો દિવસ સાર્થક થયો.

બીજે દિવસે બે કેળવણીકારોને મળવાનું ખાસ નક્કી કરેલું હતું તે પ્રમાણે અમે એક રેસ્ટોરાંના આંગણામાં ઝાડ નીચે જઈને બેઠાં. શ્રી સ્નાઇડર સાથે આવેલા બીજા કેળવણીકાર ભાઈનું નામ અટપટું હતું. એ વિદ્વાન સિનેમાની પ્રવૃત્તિ વિશે પણ ખૂબ જાગરૂક છે.

રાષ્ટ્રનું ચારિત્ર્ય મજબૂત રાખવા માટે શું કરવું જોઈએ એ વિશેની ચર્ચાથી પ્રારંભ થયો. ધર્મ, ઘરનું વાતાવરણ, સામાજિક પરિસ્થિતિ, કેળવણીકારની ચીવટ અને રાષ્ટ્રીય નેતાઓનો ઉત્સાહ એ બધાં તત્ત્વોની અમે ચર્ચા કરી. માબાપોને કેળવવા માટે આ દેશમાં ખાસ સાહિત્ય અને પ્રબંધ છે એ સાંભળી મને અદેખાઈ થઈ. શિક્ષકોને પૂરતો પગાર મળવો જોઈએ, સમાજમાં એમની પ્રતિષ્ઠા હોવી જોઈએ. રાજદ્વારી લોકોએ શિક્ષકોને પોતાના કામમાં વાપરવા ન જોઈએ, વગેરે વાતોમાં અમે એકમત થયા. અહીં પ્રાથમિક શાળાના શિક્ષકો પણ કૉલેજની કેળવણી પૂરી કરી, ત્રણ વરસ કેળવણીનું શાસ્ત્ર શીખવા પાછળ ગાળે છે એમ સાંભળ્યા પછી મનમાં થયું કે આવો દિવસ ભારતમાં ક્યારે ઊગશે.

અહીં સાંભળ્યું કે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી કર્યા પછી વિદ્યાર્થીને 'ભણ ભણ' કરીને કોઈ હેરાન કરતું નથી. ઉંમર લાયક થયા પછી પોતાની જિંદગી સારી રીતે વાપરવી કે વેડફી નાખવી એની છૂટ વિદ્યાર્થીને હોવી જોઈએ એમ અહીંના લોકો માને છે. ભાઈ સ્નાઇડરે પૂછ્યું કે: 'શું ભારતમાં એકત્રીસ વિશ્વ-વિદ્યાલયો છે? આટલી યુનિવર્સિટીઓ માટે તમે પ્રોફેસરો ક્યાંથી આણો છો?' એમ ચિંતા વ્યક્ત કરી.

આ દેશમાં શિક્ષકો અને પ્રાધ્યાપકો રાજદ્વારી પક્ષાપક્ષીથી ધારે તેટલા મુક્ત રહી શકે છે એ સારું છે.

આલૂદા અને એમનાં બહેન સાથે એક ઇટાલિયન રેસ્ટોરાંમાં જમી લીધું. ઘેર આવીને આરામ કર્યો. ઇન્દુ પટેલ અમને મળવા આવી હતી એની સાથે થોડી વાતો કરી અને કાલે રાત્રે ગોઠવ્યા પ્રમાણે અમે શ્રી અને શ્રીમતી રેડરર સાથે અહીંથી વીસ માઈલ ઉપર આવેલા એક સરોવરને કાંઠે, એમ્મરલૅન્ડ એસ્ટેટમાં રહેતા શ્રી રૂપર્ટી કુટુંબને મળવા નીકળ્યાં. શ્રીમતી રેડરરે ઇન્દુ પટેલને પણ આગ્રહપૂર્વક સાથે લીધી. વીસ માઈલનો આખો પ્રદેશ એટલો સુંદર, રળિયામણો અને આંખને ઠારે એવો હતો કે દરેક ક્ષણે આંખોની ઉજાણી ચાલતી હતી. અહીંનાં વન, ઉપવન, બીડ અને ખેતર, લીટી દોરીને સરખાં કરેલાં હોય છે. કોઈ ઠેકાણે વિશ્રી એવું કશું દેખાય નહીં. આની પાછળનો આ પ્રજાનો પુરુષાર્થ ખરેખર અનુકરણીય છે. સો-બસો વરસ પહેલાંનું આ લોકોનું જીવન આપણા જેવું જ અવ્યવસ્થિત અને ઢંગધડા વગરનું હતું. આખી પ્રજાનો સ્વભાવ બદલવો, ટેવો સુધારવી અને કુદરતને પણ ખેડવી અને કેળવવી એ પુરુષાર્થને આધ્યાત્મિક ન કહીએ તો કેમ ચાલે? અમુક હદ સુધી આ લોકોની નૈતિક જીવનસિદ્ધિ પણ વખાણવા લાયક છે. કેટલાક કીમતી જૂના આદર્શો એમણે છોડી દીધા છે એ દુ:ખની વાત છે. જેટલો પુરુષાર્થ વધારે તેટલું જોખમ પણ વધારે એ પણ ખરું છે. જેટલી મહેનતથી સૃષ્ટિ ઊભી કરે છે, તેટલી જ બેદરકારી અને દુષ્ટતાથી સંહાર પણ કરે છે પણ અંતે એવી પુરુષાર્થી પ્રજા જ અધ્યાત્મ ક્ષેત્રમાં પણ ચઢવાની છે એમાં શંકા નથી.

અમારી ચિરપરિચિત ઇસરમાતા અનેક ઠેકાણેથી દર્શન દેતી હતી. અમે જતા હતા એ રસ્તે એક નાનકડી નદી લોઇસાક Loisach અમને 'કેમ છો?' કરીને જરા હસી અને ઇસરને મળવા આગળ દોડી. એટલે મેં અમારા સારથિને પૂછ્યું કે પછી ઇસર આગળ જતાં કેને મળે છે? એણે ગંભીર અવાજે કહ્યું: 'ડેન્યૂબને.' આપણે જેમ ગંગા કે નર્મદાનું નામ આદરથી લઈએ છીએ તેમ અહીંના લોકો ડેન્યૂબનું નામ લે છે. ડેન્યૂબ વિશે કવિતાઓ તો છે જ પણ એના પ્રવાહનું સંગીત પણ પકડાયું છે અને એ દુનિયાભરમાં સંભળાય છે.

જે તળાવને કાંઠે અમારા મેજબાન – રૂપર્ટી (Ruperti) દંપતી રહેતાં હતાં તેની આસપાસ રહેતા લોકોએ વ્યવસ્થા કરી છે કે મોટરો આવીને ઘોંઘાટ ન કરે, તળાવની શાંતિને ન હણે, તેથી અમારે અમુક હદ પછી મોટર આગળ લઈ જવા માટે પોલીસની રજા લેવી પડી. ઘર શોધતાં મુશ્કેલી ન પડી. ઘર સામે જ તળાવને કિનારે એક નાનકડો ધક્કો છે, તેની પડખે એક હોડી આળોટતી હતી. ધક્કાને છેડે ડાગબાઘર કરીને એક નાનકડું ઝૂંપડું છે. ઓરડી તો એકદમ જાપાની પદ્ધતિની બનાવેલી છે. ભાઈ રૂપર્ટી એક ઇન્શ્યૂરન્સ કંપનીના ડાયરેક્ટર હોવાથી એમને

દર વરસે તોકયો સુધી મુસાફરી કરવી પડે છે. એટલે અનેક દેશોની કલાકૃતિઓથી એમણે પોતાનું ઘર શણગાર્યું છે. અમે તળાવને કિનારે ખુલ્લી છત્રી તળે જઈને બેઠાં.

અત્યાર સુધી મેં સારામાં સારાં જે સરોવરો જોયાં છે તેમની હારમાં બેસી શકે એવું આ સ્ટાર્ન બેરગર સે (સરોવર) છે. ખાસું પંદર-વીસ માઈલ લાંબું અને બેત્રણ માઈલ પહોળું. કોક કોક ઠેકાણે પાંચ માઈલ પણ પહોળું હશે. એની બન્ને બાજુ ઊંચી ઊંચી ટેકરી હોવાથી એ વધારે શોભે છે. અમે સરોવરની શોભા જોઈએ, ત્યાર પછીની ટેકરી પરની લીલી શોભા નિહાળીએ અને એ ટેકરી પાછળ સ્ટાર્ન બેરગર જેટલું જ અથવા સહેજ મોટું અમ્મર સરોવર કેવું દેખાતું હશે એની કલ્પના કરીએ. આમ ત્રિવિધ શોભાના વાતાવરણમાં મન એટલું બધું પરોવાઈ ગયું કે અમારી વાતો પણ ઓસરી ગઈ અને નાનાં નાનાં પક્ષીઓનું સંગીત ઉઠાવદાર સંભળાવા લાગ્યું. મેં અમારા મેજબાનને કહ્યું કે સરોવર અને આકાશની દોસ્તી હોય છે. આકાશનું પ્રતિબિંબ પાડતાં સરોવરને ખાસ પ્રસન્નતા લાગે છે પણ પવનને એ ગમતું નથી. એ પ્રથમ આકાશમાં વાદળાં લઈ આવે છે. એનું પણ પ્રતિબિંબ સરોવરમાં પડતું જોઈ પવન ચિડાય છે અને એ નીચે ઊતરી, પોતાના ઝપાટાથી સરોવરના પ્રસન્ન મુખ પર કરચલીઓ પેદા કરે છે. પણ સરોવર કાંઈ એમ હારે? એ તો મળે ત્યાંથી સૂર્યપ્રકાશ લઈ, ચળકવા માંડે છે અને આખા વાતાવરણને પ્રસન્ન કરે છે.

નહીં તોયે શાંત સરોવરમાં જાતજાતના પ્રકાશના પટાઓ તો દેખાય જ છે. સરોવરને કાંઠે ઊભા રહી, અત્યાર સુધી જોયેલાં, આફ્રિકાનાં, જાપાન અને ચીનનાં બ્રહ્મદેશનાં અને ભારતનાં અસંખ્ય સરોવરોનું સ્મરણ કર્યું અને તર્પણ પણ કર્યું.

પછી અમે નાસ્તો કરવા ગયાં. અમારા ખોરાકના નિયમોની ખબર હોવાથી એમણે અમને નચિંત થઈને નાસ્તો કરવા સૂચવ્યું.

આગલે જ અઠવાડિયે ભાઈ રૂપેર્ટીએ સાઠ વરસ પૂરાં કર્યાં હતાં. એનો birthday–cake બાકીના બધા લોકોને આપ્યો. ફૂલઝાડો, ફૂલો અને પક્ષીઓનાં ગાન વચ્ચે અમે નાસ્તો કર્યો. ભાઈ રૂપેર્ટી કહે કે સવારે નાસ્તો કરીએ ત્યારે પક્ષીઓ અમારી આસપાસ આવીને બેસે છે અને એમને વખતસર કકડા ન આપીએ તો વાંક કાઢતી નજરે અમારા તરફ જુએ છે. મેં એમને કહ્યું કે અમારે ત્યાંના કાગડા, અમારાં ઉછાળેલાં કાજુ કે મગફળી આકાશમાં અધ્ધર પકડી લે છે. પણ જ્યારે આળસુ થાય છે ત્યારે એ કકડા ક્યાં પડે છે એ ધ્યાનપૂર્વક જોઈ એ તરફ દોડે છે. એમણે કહ્યું કે શિયાળામાં અહીંના જંગલનાં હરણો પણ અમારા બાગમાં આવે છે.

ત્યાર પછી મારા પૂછવાથી એમણે અહીંના જૂના રાજાઓની વાતો કરી. એક રાજા લુડવિગ બીજો, ઘોડા પર બેસી, મશાલવાળા સિપાઈઓને સાથે લઈ, મધરાતે

આ સરોવરની પ્રદક્ષિણા કરતો. અહીંના ગામમાં એક મોચી મોઢામાંથી એકસામટા બે રાગ વગાડી શકતો હતો. રાજાને એ સાંભળવાની હોંશ. એટલે ત્યાં થોભી એ બેવડી સિસોટી સાંભળી, સંતુષ્ટ થઈને પાછો જતો. એ રાજા શરીરે મોટો કદાવર અને એનો વૈદ ઠીંગણો અને માયકાંગલો. એક દિવસ આ બંનેનાં શબ આ સરોવરમાં મળ્યાં. શો અકસ્માત થયો, કોણે કોને બચાવવાનો કે મારવાનો પ્રયત્ન કર્યો – કશી ખબર ન પડી.

આ સરોવર વિશે મારે માહિતી જોઈતી હતી. એમણે કહ્યું: "હમણાં જ એક મિત્રે, આ સરોવર વિશે જ એક જર્મન ચોપડી, મને મારા જન્મદિવસે ભેટ આપી છે." ચોપડી એમણે અમારા હાથમાં મૂકી. અમે મૂક ચોપડીમાંનાં કેટલાંક રેખાચિત્રો જોયાં. કેટલું સારું કે રેખાચિત્રોની ભાષા દેશ દીઠ અલગ અલગ નથી હોતી.

મેં એટલાં બધાં સરોવરોનાં વર્ણન ઉત્સાહભેર કર્યાં છે કે હવે એ ને એ જ અનુભૂતિ નવા નવા શબ્દોમાં વ્યક્ત કરવાનો ઉત્સાહ રહ્યો નથી. સરોવર જોયું. હૈયું પણ સરોવર જેટલું સમૃદ્ધ થયું, હવે એની વાતો કરવાની જરૂર જ શી? હીરા પાયો, ગાંઠ ગઠિયાયો, બાર બાર વાકો ક્યોં ખોલે? ઉપનિષદના ઋષિઓને આત્માનંદ પ્રાપ્ત થયો ત્યારે એનું વર્ણન કરવાનું મૂકી દઈ, તેઓ ફક્ત 'હા-ઉ, હા-ઉ' કરીને ગાવા માંડયા. આત્માનંદનાં બધાં વર્ણનો કરતાં એ અર્થહીન ઉદ્‌ગાર જ સફળ રીતે આનંદ વ્યક્ત કરે છે.

નીકળતાં પહેલાં શ્રી રૂપેર્ટીએ પોતાની અતિથિ-પોથીમાં બે શબ્દ લખવાનું મને સૂચવ્યું અને ઉમેર્યું કે: "એકાદ સંસ્કૃત શ્લોક લખશો તો હું વિશેષ રાજી થઈશ. આ આખું પાનું તમારું જ છે."

મેં નીચેના શ્લોક આપ્યા:

शशिना च निशा निशया च शशी
शशिना निशया च विभाति नभः ।
पयसा कमलम् कमलेन पयः
पयसा कमलेन विभाति सरः ।।

ત્યાર પછી મેં ઉમેર્યું:

गुरोस्तु मौनम् व्याख्यानम्
शिष्यास् संच्छिन्नसंशयाः ।

એ સમજાવતાં દક્ષિણામૂર્તિની કથા પણ મેં કહી દીધી. ભિન્ન સંસ્કૃતિના લોકો જ્યારે સંસ્મરણોની અને કથાનકોની આપ-લે કરે છે ત્યારે આપનારને કશો શ્રમ નહીં અને લેનારને સમૃદ્ધિનો અનુભવ અને તુલનાનો આનંદ મળે છે.

પાછાં વળતાં બીજે રસ્તે આવ્યાં જેથી એ સરોવરનાં મીઠાં દર્શન ફરી ફરી અનેક વાર થયાં. સૃષ્ટિનું સૌન્દર્ય એ ને એ જ ફેલાયું હતું. વચમાં એક ઠેકાણે કૃતજ્ઞ રાષ્ટ્રે પ્રિન્સ બિસ્માર્ક માટે ઊભાં કરેલાં એક સ્મારક અમે જોયાં

આખા દિવસના શ્રમને અંતે શરીર ઊંઘ માગી લે છે. પણ સંસ્મરણોની ભીડ ભેજામાં બુકે ડિનર ચલાવી સૂવા દેતી નથી. એ ખેંચતાણમાં ક્યારે સૂઈ જવાય છે તે ધ્યાનમાં આવતું નથી.

તેં તો જર્મની એક કે બે વાર બધે ફરીને જોયું છે: પણ તું તો યંત્રોનો ઉપાસક થયો છે. કારખાનાંઓની વાત, જેટલી પૂછીએ તેટલી તારી પાસેથી મળે! તેં અહીંનાં જંગલો, પહાડો, નદીઓ અને સરોવરોની મુલાકાત લીધી હતી?

મ્યૂનિક જેમ વિદ્યાધામ છે તેમ અસાધારણ સૌંદર્યધામ પણ છે. તારે એ જોવું જ જોઈએ.

ચિ. દીપકને પણ પ્યાર સાથે

કાકાના સપ્રેમ
શુભાશિષ

૯

સ્ટુટગાર્ટ,
૧૯-૬-'૫૮

પ્રિય બાળ અને સતીશ,

મ્યૂનિક છોડીને સ્ટુટગાર્ટ આવ્યાં એ જાણે નવી જ દુનિયામાં આવ્યાં હોઈએ એટલો કુદરતી દૃશ્યમાં ફરક છે. ત્યાંથી અમે આગગાડીમાં આવ્યાં એટલે આખો પ્રદેશ – ગામડાંઓ અને શહેરો, ખેતરો અને જંગલો, ગિરિજાઘરો અને કિલ્લાઓ, વહેળો અને વાદળો – ત્રણ કલાક સુધી ધરાઈને જોયાં. મ્યૂનિક સ્ટેશને વળાવવા શ્રીમતી એફા રેડરર, શ્રીમતી ડૉક્ટર કૉનત્સલમન અને કુમારી ઈન્દુ પટેલ આવ્યાં હતાં. એક બહેને ફૂલો આપ્યાં; બીજીએ ફળો અને ત્રીજીએ પોસ્ટકાર્ડ અને ટિકિટો. તેથી આગગાડીમાંથી આખો પ્રદેશ જોતાં ફૂલો સૂંઘ્યાં, ફળો ખાધાં અને પોસ્ટકાર્ડો લખ્યાં.

કાલે જ જે ડેન્યૂબ વિશે મેં ઉલ્લેખ કર્યો છે તે ડેન્યૂબ પણ અમને રસ્તામાં મળી. એ ઘણું ઘણું કહેતી હતી પણ આગગાડીના ઘોંઘાટમાં કશું સંભળાયું નહીં. આગગાડીમાં ખાધું અને એક વાગ્યે સ્ટુટગાર્ડ ઊતર્યાં. સ્ટેશને ભાઈ આલ્ફ્રેડનાં બહેન એલિસાબેથ અને ઇન્ડિયા-જર્મન ઇન્સ્ટિટયૂટવાળા ડૉ. Reichel લેવા આવ્યા હતા. આ શહેર અનેક ઊંચીનીચી ટેકરીઓ અને પહાડીઓ નીચે, વચ્ચે અને ઉપર વસેલું છે. જૂના વખતમાં અહીં સારામાં સારી ઘોડીઓનો ઉછેર થતો હતો એટલે ગામની આસપાસ ઘોડીઓને ચરવા માટે બીડો રાખેલાં – તે પરથી Stuttgart નામ પડયું છે. મરાઠીમાં આને 'ઘોડીચેં કુરણ' કહી શકાય. આ શહેર મહાયુદ્ધ દરમ્યાન ચાળીસ ટકા તારાજ થયેલું, પણ હવે ચારે કોરથી જોરથી વધે છે અને પહાડો પર ચડે પણ છે. ત્રણચાર મોટાં મોટાં કારખાનાંઓ, હજારો મજૂરોને કામ આપે છે અને એમની સુખાકારી માટે સગવડો ઊભી કરે છે.

સાંજે ત્રણ વાગ્યે અહીંના મ્યુનિસિપલ કાઉન્સિલર અને કેળવણી વિભાગના રસિયા ડૉ. શુમન(Schuman) અમને શહેર જોવા લઈ ગયા.

થિયૉસૉફીમાં બ્રહ્મવિદ્યાની જેમ શોધખોળ થાય છે, તેમ માનવજીવનનું ઊંડું અધ્યયન અને એની ભક્તિ કરવા માટે ઍન્થ્રોપૉસૉફી (Anthroposophy) નામની એક પ્રવૃત્તિ ચલાવનાર એક જર્મન ફિલસૂફે અહીં એક વિશાળ, નવીનતમ, વિજ્ઞાનપૂર્ણ હૉલ બાંધેલો છે એ જોવા અમે ગયા. આને વિશે મેં Rom Landauની ચોપડીમાં ઘણું વાંચ્યું હતું. આ ગાયનમંદિર અથવા સંગીત મંદિર, ધ્વનિશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરી બનાવેલું છે અને આધુનિક કળાના નવા આગ્રહો પણ આમાં સચવાયા છે. એના ત્રણ ખંડ છે—મોટો, મધ્યમ અને નાનો. એ આખી રચના અમને ઘણી ગમી.

ત્યાંથી અમે એક નવી ઢબની આધુનિક નિશાળ જોવા ગયા. આ મકાન પણ ખાસ જોવાલાયક હતું. એની પાછળનો વિચાર સમજતાં એ તૂત જેવું નહીં લાગ્યું. અહીંથી અમે Killesberg નામના એક વિહારમાં નાસ્તો કરવા ગયાં. ત્યાં સરસ વૃંદવાદન ચાલતું હતું. સ્થાન ઉદ્યાન વચ્ચે આવેલું હોવાથી ફૂલો તથા ઝાડોની શોભા હતી જ. નજીકથી એક નાનકડી રેલગાડી જતી હતી અને લાંબા દોરડામાં ટંગાડેલાં આસનોમાં બેસી સહેલાણીઓ આકાશી મુસાફરી કરતાં હતાં. થોડા વખત પછી ડૉ. ગ્લાસેનપ્પ (Glesenapp) નામના એક પ્રખ્યાત હિંદ-વિદ્યાવિશારદ અમને મળવા આવ્યા. હિંદનો ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, કળા, પ્રવાસી, હિંદવાસીઓ, આપણા ધર્મો, સંસ્કૃત ભાષા, જૈનબૌદ્ધ તત્ત્વજ્ઞાન, બધું જાણે છે. નાનપણથી એમને હિન્દવિદ્યા પ્રત્યે આકર્ષણ હતું. પિતાને એ ન ગમ્યું. એણે એમને કાયદા તરફ વાળ્યા. આજ્ઞાધારક દીકરાએ માન્યું ખરું પણ પિતા સમજી ગયા કે દીકરાને એને રસ્તે જવા દેવામાં જ માલ છે. સ્વભાવે આપણા જૂના નવા પંડિતો જેવા જ છે. એમની મુખાકૃતિ બીજા જર્મન લોકો કરતાં કંઈક જુદી હતી. આસામના ડૉ. હરિકૃષ્ણ દાસ જેવા જણાતા હતા.

એ ઠેકાણે મળવા આવેલા ડૉ. મૂસર (Muser) પણ અમને બહુ જ ગમ્યા. જેવા વિદ્વાન તેવા જ અનુભવી. જેવા ગંભીર તેવા જ વિનોદી. ભગવાને એમને દુ:ખનો પરિચય આકંઠ કરાવ્યો. પણ એ બધું સહન કરી જીવનનિષ્ઠ રહેવાની શક્તિ પણ એને આપી. જર્મન સંસ્કૃતિ વિશે એમની સાથે બેત્રણ વાર ચર્ચા ચાલી. એમણે આગ્રહ કર્યો કે, 'છૂટથી ગમે તે પ્રશ્ન પૂછો અને વિવેક ખાતર મીઠી મીઠી ભાષા નહીં વાપરતા.' મેં પણ મારી નિખાલસતાનો અને આખાબોલા-પણાનો એમને પૂરો પરિચય આપ્યો. એમના જ કહેવાથી મેં એમને કેટલાક ઊંડા સવાલો પૂછ્યા અને પછી ઊંડી ચર્ચા પણ ચાલી.

*

તા. ૨૦–૬–'૫૮

તા. ૧૯નો દિવસ પણ એટલો જ મહત્ત્વનો અને ભરેલો હતો. સવારે ડૉ. લુટ્ઝ (Lutz) સાથે Bosh કંપનીના વિશાળ કાર્યાલયમાં ગયાં. આ કંપની, મોટરકારમાં વપરાતાં વીજળીનાં સાધનો તૈયાર કરે છે. ઉપરાંત ઘરમાં વપરાતી ઠંડી કોઠી જેવી અનેક વસ્તુઓ તૈયાર કરે છે. અનેક દેશોમાં એમની શાખાઓ છે. ભારતમાં બેંગલોર તરફ એમની એક શાખા છે. આ લોકો પોતાના કામગારોની સુખાકારી તરફ ખાસ ધ્યાન આપે છે. એમણે જે પ્રકારો શરૂ કર્યા તે હવે બીજી કંપનીઓએ અને સરકારોએ અપનાવ્યા છે. આ લોકોનું કહેવું છે કે કામગારોના કલ્યાણમાં કંપનીનો સ્વાર્થ પણ રહેલો છે. તને આની બધી ખબર હશે જ.

પાછલી વાર જર્મની આવેલો ત્યારે બર્લિનમાં સતત ચાલતા listનો અનુભવ કર્યો હતો. આ વખતે આ કંપનીનાં મકાનમાં કર્યો. આપણે કહીએ છીએ કે આજના જમાનામાં માણસ યંત્રનો દાસ થયો છે. પણ તેનો પ્રત્યક્ષ પરિચય તો આ listની ઘટમાળમાં થાય છે. આપણે એને ઘટમાળ કહીએ પણ જર્મન લોકો એને જપમાળ-પેટરનોસ્ટર કહે છે. લંડનમાં તેમ જ તોકયોમાં દોડતાં પગથિયાં જોયાં વાપર્યાં છે. તેમાં પણ થોડું શીખવાપણું રહે છે. પણ એમાં ગભરામણને અવકાશ નથી. આ ઘટમાળ તો ખરેખર માણસને દાસ બનાવી દે છે.

અહીંથી ઘેર જઈ, થોડોક આરામ લઈ, અમારે માટે ખાસ ગોઠવેલા મધ્યાહ્નના ભોજનમાં ગયાં. ઘણા સારા સારા લોકોને એમાં બોલાવ્યા હતા. હોટેલ પણ સારી હતી – ગ્રાફ ઝેપલિન (Graf Zep elin) મારી જમણી બાજુએ ડૉ. વિરસિંગ (Wirsing) બેઠા હતા. એ પ્રખ્યાત પત્રકાર છે. દુનિયા વિશે ઘણું જાણે છે. વાત-વાતમાં જર્મની અને ફ્રાન્સ વચ્ચે તુલના ચાલી. એમણે કહ્યું કે આ બાબતમાં ફ્રાન્સ જાણે ઓગણીસમી કે અઢારમી સદીમાં રહેતું હોય એમ લાગે છે. મેં કહ્યું કે, અને એમનો પડોશી પોર્તુગાલ જાણે પંદરમી સદીમાં!! એમાંથી ગોવા વિશે વાત નીકળી. વિરસિંગે એક-બે વરસ પહેલાં ગોવા વિશે લેખ લખ્યો હતો. સાલાઝારને નહીં ગમ્યો હોય. સાલાઝારનો એક કાગળ આવ્યો. એનો સજ્જડ જવાબ વિરસિંગે મોકલ્યો. ગોવા એ પોર્ચુગીજ રાષ્ટ્રનું એક અંગ છે, એ સાલા-ઝારની ભૂમિકા કોણ સ્વીકારી શકે? મારી ડાબી બાજુએ બોશ (Bosh) કંપનીના માલિકના જુવાન દીકરા બેઠા હતા. ઉંમરના પ્રમાણમાં વધારે અનુભવી અને ઠાવકા લાગતા હતા. એમનાં બહેન રુક્મિણીદેવી આરંડેલના કલાકેન્દ્રમાં ભરત-નાટયમ્ શીખે છે. બેંગલોર પાસે આ લોકોએ કારખાનું ચલાવ્યું છે. ભારત સરકારે એમને પચાસ ટકા કરતાં વધારે મૂડી રોકવા દીધી છે. એમના કાર્યકર્તા ડૉ. લુટ્ઝ (Lutz) સાથે મેં તારે વિશે વાત કરી હશે. એણે એ વાત પોતાના આ જુવાન માલિક સુધી પહોંચાડી હતી. મને પૂછે : "તમારા દીકરા ટેરિફ બોર્ડ કમિટીમાં છે?

મેં કહ્યું, એટલી વિગત હું જાણતો નથી. આ લોકો ભારતમાં અનેક વાર આવે છે. બધે ફરે છે. ઘણું જાણે છે. મોટા મોટા લોકોના સ્વભાવ વિશે અને ટેવો વિશે ખબર રાખે છે. એક વસ્તુની તીવ્ર લાગણી મને થઈ કે આ લોકોની આવક વધારે એટલે દુનિયામાં બધે ફરી શકે છે. ગમે તેટલી વાર ફરે છે. માહિતી ભેગી કરે છે. અંદર અંદર આપ-લે કરે છે. આપણે એમના જેટલા જાગરૂક હોઈએ તોપણ નાણાભીડને કારણે પરદેશમાં ફરી શકતા નથી અને જે લોકો પાસે અઢળક ધન છે તે લોકો પરદેશની મુસાફરીમાં આ લોકો જેટલું જ્ઞાન મેળવતા નથી. એટલે આપણે, એમના પ્રમાણમાં પછાતના પછાત જ રહેવાના.

સાદાઈ અને કરકસર એ આપણી સંસ્કૃતિની ખૂબી આપણે ન જ ખોઈ બેસીએ. આપણા ખોરાકનું ધોરણ સુધરે, આપણી જિજ્ઞાસા વધે અને કેળવણીમાં ઊંડાણ આવે તો જ આપણે બચી શકીશું અને દુનિયાની સેવા પણ કરી શકીશું. પણ આપણાં યુવાનો અને યુવતીઓ આખી દુનિયાની મુસાફરી કરે એ ઘણું જરૂરી છે.

ખોરાક અને ખરચ એ બે મુશ્કેલીઓ એમાં નડવાની. માંસ અને મદ્ય ટાળવાં જ જોઈએ. પણ બાકીના અહીંના ખોરાકથી ટેવાવું મુશ્કેલ ન થવું જોઈએ. બધી રીતે વિચાર કરતાં અહીંના લોકો આપણા કરતાં વધારે કેળવાયેલા અને ચતુર લાગે છે. આપણી સંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો ઊંડાં અને ઊંચાં છે. તે તત્ત્વોની સિદ્ધિ થોડા લોકોમાં દેખા દે છે, આપણા સામાન્ય લોકોના પક્ષમાં એટલું જરૂર કહી શકીએ કે પ્રભાવશાળી વ્યક્તિ પ્રયત્ન કરે ત્યારે તેઓ નૈતિક બાબતમાં ગમે તેટલા ઊંચા ચડી શકે છે. સંયમ, ત્યાગ, ક્ષમા અને આત્મીયતા કેળવતાં આપણા લોકો પાછી પાની કરતા નથી. એ આપણી ખાસિયત ટકે અને બીજી બધી બાબતોમાં આ લોકોની ઊંચાઈ સુધી આ લોકો પહોંચે એ જાતનો આપણો પ્રયત્ન હોવો જોઈએ.

ભોજન સાથે આરોગ્ય-ચિંતનનાં ભાષણો અને પીણાં હોય જ છે. મેં જે નાનકડું ભાષણ કર્યું તે લોકોને ઘણું ગમ્યું. નવરાશે એ લખીને મોકલીશ. મીઠી મીઠી વાતો કરતાં ધારેલી બધી વસ્તુઓ કહેવાની ફાવટ હવે આવતી જાય છે.

*

૨૧–૬–'૫૮

ભોજન થઈ રહ્યા પછી એક જણે કહ્યું કે અહીંના એક છાપાનાં પ્રતિનિધિ બહેન નીચે ક્યારની તમારી રાહ જુએ છે. એ તમારી મુલાકાત લેવા માગે છે. અમે ચારપાંચ જણા ત્યાં ગયા, મુલાકાત સારી થઈ. પાછળથી ખબર પડી કે એ જ છાપાના તંત્રી પણ મારી સામે જ આવીને બેઠા હતા અને મુલાકાતની વાતો સાંભળતા હતા. બધી વસ્તુઓ છાપામાં નથી આવી. જે આવી છે તે સારી છે. એ મુલાકાતનું કાતરણ તને આ સાથે મોકલી દઉં છું. મુલાકાતના પ્રારંભમાં, મારી long-flowing beard, kindly eyes અને youthful faceનો ઉલ્લેખ છે, ફોટોમાં એ દેખાય છે કે નહીં તે તું જોજે.

પછી અમે ટેલિવિઝન (Television tower) દૂરવીક્ષણ-મિનાર જોવા ગયાં. આટલો પાતળો અને આટલો ઊંચો મિનારો દુનિયામાં ભાગ્યે જ હોય. એક થાંભલો ઊભો કર્યો હોય એવો જ લાગે છે. કહે છે કે જ્યારે તોફાન થાય અને સૂસવતા પવન થાય, ત્યારે એ મિનારો મીટર બે મીટર જેટલો ઝૂલે છે, અને લોકોને જહાજમાં આવે તેવાં ચક્કર આવે છે! આપણા મિનારાઓની અંદર પગથિયાં હોય છે તેવાં હવે, Lift ના જમાનામાં કરવાં નથી પડતાં. અમે ઉપર ગયાં, ત્યાંથી આસપાસ દૂર દૂર સુધી જોયું. ડૉ. મૂસરે એ શહેરનો વિસ્તાર કેમ થતો ગયો તે સમજાવ્યું. મને પણ આટલી ઊંચાઈએ એ મિનાર ડોલતો હોય એમ લાગ્યું, કેમ કે પગ તળેની જમીન સ્થિર લાગતી ન હતી. મિનારને માથે ચાર સર્ચલાઇટ છે. છેક ટોચે લાલ રંગનો દીવો છે. સર્ચલાઇટ તળે લાલ દીવાઓ ઝબૂકે છે, કે જે હવાઈ-જહાજને સૂચના આપવા માટે હોય છે.

આટલે ઊંચે, અંતરાળમાં પહોંચ્યા પછી આપણને જેમ એકાદ સ્તોત્ર બોલવાનું મન થાય તેમ આ સંસ્કૃતિના લોકોને ખાવાપીવાનું સૂઝે છે. અમે વચલો રસ્તો લીધો અને કૉફી પીને સંતોષ માન્યો.

ઊંચાઈનો આટલો અદ્‌ભુત અનુભવ મેળવ્યા પછી વિસ્તારનો અને જંગલની કુદરતનો અનુભવ લેવા માટે હવે અમારે Black Forestમાં જવાનું હતું.

સારું થયું કે ટેલિવિઝન મિનાર જોયા પછી જ અમે કૃષ્ણકાંતાર જોવા ગયાં. પાછાં વળતાં બહુ મોડું થયું. મૂળ કાર્યક્રમ પ્રમાણે પાછાં આવ્યા પછી ટેલિવિઝન ટાવર જોવા જવાનું હતું. રાત્રે શહેરના દીવા સરસ દેખાત એ ખરું—પણ ઉપર જવાત જ નહીં.

અમે ભાઈ રાયખેલની મોટરમાં ઊપડયાં. ડૉ. મૂસર બધું સમજાવતા હતા. રાયખેલ સહેજ ઓછાબોલા એટલે એનો સ્વભાવ સમજતાં વાર લાગી. દુનિયાદારીના ખ્યાલવાળા પણ ગુલાબી માણસ હતા. પૂર્વ જર્મનીથી આવેલા શરણાર્થીઓની એક વસાહત રસ્તામાં જોઈ. નાનકડી ઠીક ઠીક ઝૂંપડીઓની આ વસાહત રશિયાના તાબામાં રહેલા જર્મનીમાં કેવો કેર ચાલતો હશે એની સાક્ષી હતી. પોતાનું સર્વસ્વ ત્યાં જ મૂકીને આટલા લોકો, જીવને જોખમે અહીં નાસી આવ્યા અને હજી આવે છે, એ જ બતાવે છે કે ત્યાંની જિંદગી અસહ્ય હશે.

આગળ જતાં ડેમલર-બેન્જનાં અને કૃત્રિમ વર્ષાનાં કારખાનાં પસાર કર્યાં અને બ્લૅક ફૉરેસ્ટમાં અમે પ્રવેશ કર્યો. સાંજ પડવા આવી એટલે ઘેરાં લીલાં ઝાડો વધારે નીળાં અને પછી કાળાશ પડતાં દેખાવા લાગ્યાં. ઠંડક વધી. કોક કોક ઠેકાણે શિલૉંગ જેવા રસ્તાના વળાંક પણ જડયા. ઉત્તમ રસ્તાઓ, પાણી પર ચાલતી હોય એવી મોટર, આવતીજતી મોટરોનો સાથ—આ બધું હોવા છતાં જંગલ તે જંગલ. પોતાની અસર પાડયા વગર રહે નહીં. દબાયેલ હૈયે અમે મુસાફરી આગળ ચલાવી અને એક પહાડ પર આવેલી આંતરરાષ્ટ્રીય માધ્યમિક શાળા સુધી

પહોંચી ગયાં. મુંબઈ તરફના કોઈ મિલમાલિકના દીકરાને અહીં દાખલ થવું છે. અહીંના મુખ્ય અધ્યાપક અને વ્યવસ્થાપકને ડૉ. મૂસર મળ્યાં અને બધી માહિતી લીધી. આટલા બધા વિદ્યાર્થીઓ, ઘણા ઘણા શિક્ષકો, જાતજાતના ભણવાના વિષયો અને પાર વગરના વર્ગો – એમનું સમયપત્રક કેમ ગોઠવાયું છે એનો તખતો શાળાના આચાર્યે મને બતાવ્યો. આ કળાનો હું એક વખતનો અનુભવી હોવાથી મેં એની સાથે રસપૂર્વક વિચારવિનિમય કર્યો અને શાળા વિશે ઘણી ઘણી માહિતી પણ મેળવી. જર્મન જાણ્યા વગર વિદ્યાર્થી અહીં આવે છે એને જર્મન કેટલા દિવસમાં આવડે છે એ સવાલનો જવાબ, દક્ષિણ રોડેશિયાથી આવેલા એક અંગ્રેજ છોકરાએ આપ્યો. નાની ઉંમરને છાજે એવું શરમાળપણું એ છોકરામાં હતું જ નહીં. કોઈ શિક્ષક બોલે એવી ઢબે એ જવાબ આપતો હતો. દક્ષિણ રોડેશિયાના ગોરાઓ તુમાખી હોય છે અને કાળાઓ પ્રત્યે તિરસ્કાર સેવે છે એ જાણતો હોવાથી મેં એ છોકરાને ઝાઝા સવાલો નહીં પૂછ્યા.

હવે તો આઠ વાગી ગયા. એટલે પ્રકાશ ઓછો થવાની શરૂઆત થઈ. એટલે અમે પાછા ફર્યાં. રસ્તામાં જ એક સારી હોટેલમાં જમી લીધું અને દસ પછી ઘર ભેગાં થયાં. ત્યાં ભાઈ આલ્ફ્રેડ અને એમની બે બહેનો આઠ વાગ્યાથી અમારી રાહ જોઈને બેઠાં હતાં – બહેનોમાંથી નાની બહેન એનાનાં દર્શન તો અમને પહેલી જ વાર થયાં હતાં. એમનો સ્વભાવ પણ એટલો જ મીઠો અને હેતાળ.

અમેરિકાવાળાં આપણાં ખુશી નાઈત્સનાં સ્નેહીઓ એક જર્મન દંપતી ડૉ. અને શ્રીમતી રિન્ક (Rinck) કાર્લસ્રૂહથી ખાસ અમને મળવા આવેલાં. પણ અમને ઘણું મોડું થવાથી મળી ન શક્યાં એનું ઘણું માઠું લાગ્યું. અમારો કાગળ એમને વખતસર મળેલો. એમનો જવાબ એમના આવીને ગયા પછી જ અમારા હાથમાં આવ્યો.

નવા નવા મિત્રો મેળવવા, અનુભવોની આપ-લે કરવી, વંશભેદ, ધર્મભેદ, ભાષાભેદ હોવા છતાં હૃદયનો પરસ્પર પરિચય મેળવતાં મુશ્કેલી આવતી નથી એનો અનુભવ કરવો એ નાનોસૂનો આનંદ નથી.

ગઈ કાલે સવારે (૨૦–૬–'૫૮) સ્ટુટગાર્ટ છોડ્યું. આમ જવાને દિવસે સવારે કોઈ કાર્યક્રમ હોઈ જ ન શકે. એટલે આગલા દિવસના અનુભવો વાગોળવા અને બીજે દિવસે શું શું જોવાનું મળશે એની કલ્પના કરવી અને તને કાગળ લખવો, એ જ મુખ્ય વ્યવસાય હોય છે. રસ્તામાં હમેશની પેઠે ખેતરો, પહાડો, જંગલો અને મહેનતુ ખેડૂતો જોતાં જોતાં અમે સાડા બારે ફ્રેન્કફુર્ટ પહોંચ્યાં. સ્ટેશને ભાઈ એમ્મલબૂર્ગ આવ્યા હતા. એમણે જ અમારે માટેનો અહીંનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. સ્ટુટગાર્ટની હોટેલ નાની હોઈ ઘર જેવી લાગતી હતી. એમાં કર્મચારી ઓછા એટલે ઓળખીતા જેવા લાગે અને ખાસ તો એ કે એક ટેકરીની કેડે હોવાથી નીચલી ખીણમાં વસેલું આખું શહેર અને સામેના પહાડ પરનો ટેલિવિઝનામિનારો – એ આખું દૃશ્ય ઓરડીની મોટી બારી વાટે સહેજે પી શકાતું હતું. હોટલના

આંગણમાં એક દૂરબીન હતું. એના કાણામાં બે આની જેવું નાણું નાખો એટલે દહાડે સામેનું દૃશ્ય અને રાત્રે ગ્રહતારાઓ જોવા દે. અમે જ્યારે નવરા પડીએ ત્યારે આસપાસ ધુમ્મસ હાજર હોય એટલે એ જર્મન દૂરબીનનો લાભ ન લઈ શકયાં.

ફ્રૅન્કફુર્ટની હોટેલ સાવિગ્ની (Savignny) શહેરની વચ્ચે આવેલી આલેશાન હોવાથી બાદશાહી સગવડો ભોગવતાં છતાં આપણે એમાં નાના જીવ જેવા લાગીએ છીએ એટલા બધા લોકો એમાં રહે. એકબીજાને ઓળખે નહીં. કોણ છે એ જોવાની દરકાર પણ ન કરે અને પોતાની મોટાઈમાં મસ્ત રહે, એ જ મારે મન નાનપ છે. એનો અર્થ એ નથી કે અહીંના લોકો વિવેકમાં ઊતરતા છે. પરદેશી તરીકે અમારા પ્રત્યે ઠીક વિવેક બતાવતા હતા.

ફ્રૅન્કફુર્ટમાં અહીંની નગરપાલિકાના બે મહત્ત્વના પ્રતિનિધિઓને મળ્યાં. એમની પાસેથી આ શહેરમાં ચાલતી કેળવણી વિશે અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિશે વિગતવાર જાણી લીધું. છેલ્લા મહાયુદ્ધમાં તારાજ થવાથી આખા દેશની પ્રજા મુશ્કેલીમાં છે, છતાં આ દેશનાં બધાં શહેરો સાંસ્કૃતિક પ્રગતિમાં એકબીજા સાથે હરીફાઈ કરતાં હોવાથી નાટયગૃહ, સંગ્રહાલય, પુસ્તકાલય, રમતગમતના વિહાર – દરેક બાબતમાં રસપૂર્વક નાગરિકોની સેવા કરે છે અને કેળવણી વગર દેશ જાહોજલાલી પાછી મેળવી ન શકે એ વાત ગળે ઊતરેલી હોવાથી છોકરાઓની કેળવણી પાછળ દ્રવ્ય-શક્તિ, બુદ્ધિશક્તિ અને વ્યવસ્થાશક્તિ અઢળક ખરચે છે. એની વિગતો કાગળમાં શી રીતે લખાય?

પછી અમે ગ્યુટે ભવન અને ગ્યુટે સંગ્રહાલય જોવા ગયાં. બન્ને જોડાજોડ છે ગ્યુટે ગર્ભશ્રીમંત માણસ હતો. એટલે એના ઘરમાં એના વખતની સંસ્કારી સગવડો બધી છે અને એ બધું તે વખતના જેવું જ ગોઠવેલું છે. છેલ્લા યુદ્ધમાં જ્યારે શહેરો પર બૉમ્બ વરસવા લાગ્યા, ત્યારે અહીંના લોકોએ એ ઘરની બધી વસ્તુઓ, રાચરચીલું, અરે દીવાલ પર ચોડેલા કાગળ પણ અહીંથી ખસેડી સાચવી રાખ્યા. ધાર્યા પ્રમાણે આ મકાન તૂટયું. એ ફરી હતું તેવું બાંધી, જૂની વસ્તુઓ એમાં ગોઠવી દીધી છે. સંગ્રહાલયમાં કેવળ ગ્યૂટે નહીં પણ એના જમાનાનો ખ્યાલ આવે એવી વસ્તુઓ, ચિત્રો, હસ્તલિખિતો, પૂતળાંઓ વગેરે સુંદર ગોઠવ્યાં છે.

રાત્રે અમને અહીંની નગરપાલિકા તરફથી ઑપેરા જોવાની ટિકિટો મળી હતી.. એક ઇટાલિયને લખેલો (Verdi) ઑપેરા હતો. રંગમંચ વિશાળ અને ભવ્ય હતું. અનેકાનેક પાત્રો એ મંચ ભરી કાઢે. સંભાષણ તો સંગીતમય જ હોય. આ લોકો પાત્રોનો અવાજ એવી રીતે કેળવે છે કે ત્રીસ, ચાળીસ, કે વધારે વૃંદવાદકોના અવાજ કરતાં પણ એ ચડી જાય અને નાટયગૃહમાં બધે ફેલાય. વળી નિયમ એવો છે કે ઑપેરામાં ધ્વનિવિસ્તારક સાધનો વપરાય જ નહીં.

દોઢ કલાક બેસી, પહેલી જ વાર જોયેલા ઑપેરાનો ખ્યાલ મેળવી, અમે પાછાં આવ્યાં. સંગીતરસિક આલ્ફ્રેડ કાંઈ આમ અધવચ છોડે નહીં. એમણે ત્રણે કલાક સંગીતનો આનંદ લૂંટયો.

૨૨-૬-'૫૮

સમીસવારે દસ વાગ્યા પહેલાં ફ્રેન્કફુર્ટ છોડયું અને લગભગ આખો વખત ર્‌હાઈન નદીને કિનારે, જાતજાતની લાંબી લાંબી હોડીઓ, વાફરો અને સ્ટીમરો જોતાં જોતાં અને પ્રાચીનકાળના લૂંટારા સરદારોના કિલ્લાઓ અને નાનીમોટી ગઢીઓ વટાવતાં વટાવતાં, બૉન આવી પહોંચ્યાં. રેલવેને કિનારે દોડતા રસ્તાઓ સાથે ઝાડોની હારો તો હોય જ. એટલાં સરસ વાવેલાં કે એમની શોભા નિહાળતાં ચિત્ત ધરાય જ નહીં. ફૂલો પણ એટલાં જ આકર્ષક. છ વરસ પહેલાં આ ર્‌હાઈનને કિનારે જ્યારે મુસાફરી કરી હતી ત્યારે ભાંગી ગયેલાં કારખાનાંઓ ફરી બંધાતાં હતાં. હવે એ કારખાનાંઓ ધમધોકાર ચાલે છે. એકલી ખેતી ઉપર આ લોકો જીવી જ ન શકે. એટલે યુદ્ધના સર્વનાશને અંતે પણ એ લોકોને બધી શક્તિ એકત્ર કરી કારખાનાંઓ ઊભાં કર્યે જ છૂટકો. પ્રાચીનકાળમાં ખેતીની સંસ્કૃતિ જ્યારથી શરૂ થઈ ત્યારથી એ ચાલુ જ છે. એ છોડીને લોકો મેષપાલ અને ગોપાલ સંસ્કૃતિમાં પાછા નથી ગયા. તેવી જ રીતે કલ કારખાનાંઓની સંસ્કૃતિ એક વાર શરૂ થઈ છે એ હવે છૂટવાની નથી. ઍટમબૉમ્બથી તારાજ થયેલાં શહેરો પણ જોતજોતામાં ફરી ઊભાં થયાં જ એટલે ભારતીય સંસ્કૃતિએ પણ આ વસ્તુ ધ્યાનમાં રાખ્યે જ છૂટકો. હાથીના ઊગેલા દાંત મોઢામાં પાછા જાય નહીં એવી જ રીતે આ સંસ્કૃતિઓનું પણ છે. (ત્યારે શું માણસે કેળવેલાં વ્યસનો પણ કાયમ જ રહેવાનાં? આશા રાખીએ કે વ્યસનોની બાબતમાં આ નિયમ લાગુ નહીં પડે.)

બૉન પહોંચ્યાં અને અમારી એક મોટી ગફલત થઈ. રાજધાનીનું શહેર એટલે આગગાડી અહીં તો નિરાંતે થોભતી હશે એમ અમે માનેલું. હાથમાં આવેલા સમયપત્રકમાં પણ જોવાનું સૂઝયું નહીં. આપણા આલૂદા પણ ગફલતમાં રહ્યા. પરિણામે ચિ. સરોજ પ્લૅટફૉર્મ પર ઊતરી. ખીડકી વાટે નાની વસ્તુઓ એના હાથમાં આપી, (સ્ટેશન પર મજૂર સહેજે મળે એમ હતું નહીં.) અને અમારી ગાડી, આલ્ફ્રેડને અને મને લઈને ભગ્ ભગ્ હસતી, દોડવા માંડી! એમ્બસીવાળા બે જણ લેવા આવ્યા હતા તે બીજે ઊભેલા એમણે આલૂદાને આગગાડીમાં જોઈ નિરાંતે માની લીધું કે અમો બધાં કોલૉન જઈ, ત્યાંનું બધું જોઈ, સાંજ સુધી પાછાં આવવાનાં. આટલું સગવડભર્યું અનુમાન કરી એક ભાઈ બહારગામ ગયા અને બીજા ઘેર ગયા. એમને એટલુંયે ન સૂઝયું કે આખા પ્લૅટફૉર્મ પર જરા જોઈએ તો ખરા!

અમે બે જણા કૉલૉન ગયા, ત્યાંથી નવી ટિકિટો લઈને, અર્ધા કલાક પછી નીકળતી વળતી ગાડીમાં પાછા આવ્યા. એ ગાડીમાં પણ વખતસર ચડી જગા

મેળવવાનું મારા નસીબમાં ન હતું. મજૂર કહે, 'ચાલો ચાલો, તમારો સામાન મૂકી દઉં છું.' મેં કહ્યું, 'મારા દોસ્ત ટિકિટ લેવા ગયા છે એ વખતસર આવે નહીં તો મારે આ ગાડીમાં જવું નથી.' છેલ્લી ઘડીએ આલ્ફ્રેડ આવ્યા ત્યાં સુધી બધી જગા ભરાઈ ગઈ હતી અને એટલા જ લોકો ઊભા પણ હતા એટલે અમારી ત્રણ સૂટકેસ ઊભી ગોઠવી એના પર અમે બેસી ગયા. એટલામાં એક મજાના તંદુરસ્ત બાળકને મારી દાઢી તરફ જોવાનું સૂઝયું.

આલ્ફ્રેડ કહે, "તમે એના ફાધર ક્રિસમસ છો." બાળકને મારા તરફ અને મને બાળક તરફ નિહાળીને જોતાં એની માતાએ એને સૂચવ્યું કે, "જા એમની સાથે શેકહેન્ડ કર." બાળકે પોતાનો ગુબગુબીત હાથ (!) આગળ કર્યો. આલ્ફ્રેડે પેટી ઉપર મારી પડખે બેસવા માટે બાળકને જગા આપી અને ગજવામાંથી કાઢીને ચૉકલેટ આપી. બાળકે તરત એમની સાથે પણ હાથ મેળવ્યો. પછી ચૉકલેટનો એક એક કટકો ખાતું જાય અને દર વખતે, મા પાસે હાથ લુછાવે. ખાવાનું પૂરું થયું એટલે એણે માને સૂચવ્યું કે, 'મને W.C.માં લઈ ચાલ.' હાથ ધોઈને બાળક બહાર આવ્યું પછી મેં એને થોડી મીઠાઈ આપી. ફરી એણે હાથ મેળવ્યો. પાછળથી ખબર પડી કે બાળકની મા નૉર્વેની છે. જર્મન અને અંગ્રેજી બંને સરસ બોલે છે.

બૉન પાછા આવ્યા પછી હું તો મૂળ પ્લૅટફૉર્મ પર જઈ સરોજને મળવા માગતો હતો, પણ આલ્ફ્રેડ કહે એ અહીં નથી જ. મેં સ્ટેશન માસ્તર જોડે અત્યારે જ વાત કરી છે. મેં કહ્યું માટે જ આપણે સરોજને જોઈ આવીએ. એ તો અહીં જ વાટ જોતી હશે. પણ આલ્ફ્રેડનું ભેજું માને નહીં. એ કહે મારી ખાતરી છે કે એમ્બસીવાળા એમને હોટેલ લઈ ગયા છે. લાચાર થઈને હું એમની સાથે હોટેલ સુધી ગયો. ત્યાં જણાયું કે કોઈ જ આવ્યું જ નથી.

મેં એક જ નાડું પકડયું કે સ્ટેશને જઈ, પ્રતીક્ષાલય(Waiting room)માં સરોજને શોધીએ. સ્ટેશને બે રેસ્ટોરાં શોધ્યાં. મેં કહ્યું, 'ચાલો પ્લૅટફૉર્મ પર.' આલ્ફ્રેડ કહે, 'ના, લોકો રેસ્ટોરાંમાં આવીને બેસે છે. પ્લૅટફૉર્મ પર નહીં.' મારી એક પણ સૂચના એમને ગમે નહીં એટલે હું અકળાયો. હવે તો મિજાજ ખોવાનો હતો એટલામાં એક ભાઈએ આવીને જર્મનમાં કહ્યું કે, 'તમારાં એક બહેન ટૅક્સી લઈને જવાની તૈયારીમાં છે.' અમે એ તરફ દોડયા. સરોજને જોઈ મોટે સાદે કહ્યું કે, અમે અહીં છીએ. હસાહસ વચ્ચે સરોજે કહ્યું કે હું તો પ્લૅટફૉર્મ પર, આટલે સુધી, મારે ઠેકાણે જ બેઠી હતી. પણ એક ભાઈએ ભાંગીતૂટી ભાષામાં કહ્યું, 'તમારા લોકો આવી ગયા છે, ટૅક્સી મોકલી છે, એમાં તમે હોટેલ જાઓ.' એટલું કહી એ પરગજુ માણસે સરોજનો સામાન ઊંચકી ચાલવા માંડયું. આ બધું એણે ક્યાંથી ઉપજાવી કાઢ્યું, કોણ જાણે. ખેર જેનો અંત સારો તે મજાનું જ કહેવાય. અમે હેમખેમ હોટેલમાં પહોંચ્યાં અને આરામનો વિચાર કરતાં કરતાં, આપણી એમ્બસીવાળાઓ સાથે સંપર્ક સાધવાની તરખડમાં પડયાં.

દોઢ કલાક બેસી, પહેલી જ વાર જોયેલા ઑપેરાનો ખ્યાલ મેળવી, અમે પાછાં આવ્યાં. સંગીતરસિક આલ્ફ્રેડ કાંઈ આમ અધવચ છોડે નહીં. એમણે ત્રણે કલાક સંગીતનો આનંદ લૂંટયો.

*

૨૨–૬–'૫૮

સમીસવારે દસ વાગ્યા પહેલાં ફ્રેન્કફુર્ટ છોડયું અને લગભગ આખો વખત ર્‌હાઈન નદીને કિનારે, જાતજાતની લાંબી લાંબી હોડીઓ, વાફરો અને સ્ટીમરો જોતાં જોતાં અને પ્રાચીનકાળના લૂંટારા સરદારોના કિલ્લાઓ અને નાનીમોટી ગઢીઓ વટાવતાં વટાવતાં, બૉન આવી પહોંચ્યાં. રેલવેને કિનારે દોડતા રસ્તાઓ સાથે ઝાડોની હારો તો હોય જ. એટલાં સરસ વાવેલાં કે એમની શોભા નિહાળતાં ચિત્ત ધરાય જ નહીં. ફૂલો પણ એટલાં જ આકર્ષક. છ વરસ પહેલાં આ ર્‌હાઈનને કિનારે જયારે મુસાફરી કરી હતી ત્યારે ભાંગી ગયેલાં કારખાનાંઓ ફરી બંધાતાં હતાં. હવે એ કારખાનાંઓ ધમધોકાર ચાલે છે. એકલી ખેતી ઉપર આ લોકો જીવી જ ન શકે. એટલે યુદ્ધના સર્વનાશને અંતે પણ એ લોકોને બધી શક્તિ એકત્ર કરી કારખાનાંઓ ઊભાં કર્યે જ છૂટકો. પ્રાચીનકાળમાં ખેતીની સંસ્કૃતિ જયારથી શરૂ થઈ ત્યારથી એ ચાલુ જ છે. એ છોડીને લોકો મેષપાલ અને ગોપાલ સંસ્કૃતિમાં પાછા નથી ગયા. તેવી જ રીતે કલ કારખાનાંઓની સંસ્કૃતિ એક વાર શરૂ થઈ છે એ હવે છૂટવાની નથી. ઍટમબૉમ્બથી તારાજ થયેલાં શહેરો પણ જોતજોતામાં ફરી ઊભાં થયાં જ એટલે ભારતીય સંસ્કૃતિએ પણ આ વસ્તુ ધ્યાનમાં રાખ્યે જ છૂટકો. હાથીના ઊગેલા દાંત મોઢામાં પાછા જાય નહીં એવી જ રીતે આ સંસ્કૃતિઓનું પણ છે. (ત્યારે શું માણસે કેળવેલાં વ્યસનો પણ કાયમ જ રહેવાનાં? આશા રાખીએ કે વ્યસનોની બાબતમાં આ નિયમ લાગુ નહીં પડે.)

બૉન પહોંચ્યાં અને અમારી એક મોટી ગફલત થઈ. રાજધાનીનું શહેર એટલે આગગાડી અહીં તો નિરાંતે થોભતી હશે એમ અમે માનેલું. હાથમાં આવેલા સમયપત્રકમાં પણ જોવાનું સૂઝયું નહીં. આપણા આલૂદા પણ ગફલતમાં રહ્યા. પરિણામે ચિ. સરોજ પ્લૅટફૉર્મ પર ઊતરી. ખીડકી વાટે નાની વસ્તુઓ એના હાથમાં આપી, (સ્ટેશન પર મજૂર સહેજે મળે એમ હતું નહીં.) અને અમારી ગાડી, આલ્ફ્રેડને અને મને લઈને ભગ્ ભગ્ હસતી, દોડવા માંડી! એમ્બસીવાળા બે જણ લેવા આવ્યા હતા તે બીજે ઊભેલા એમણે આલૂદાને આગગાડીમાં જોઈ નિરાંતે માની લીધું કે અમો બધાં કોલૉન જઈ, ત્યાંનું બધું જોઈ, સાંજ સુધી પાછાં આવવાનાં. આટલું સગવડભર્યું અનુમાન કરી એક ભાઈ બહારગામ ગયા અને બીજા ઘેર ગયા. એમને એટલુંયે ન સૂઝયું કે આખા પ્લૅટફૉર્મ પર જરા જોઈએ તો ખરા!

અમે બે જણા કૉલૉન ગયા, ત્યાંથી નવી ટિકિટો લઈને, અર્ધા કલાક પછી નીકળતી વળતી ગાડીમાં પાછા આવ્યા. એ ગાડીમાં પણ વખતસર ચડી જગા

મેળવવાનું મારા નસીબમાં ન હતું. મજૂર કહે, 'ચાલો ચાલો, તમારો સામાન મૂકી દઉં છું.' મેં કહ્યું, 'મારા દોસ્ત ટિકિટ લેવા ગયા છે એ વખતસર આવે નહીં તો મારે આ ગાડીમાં જવું નથી.' છેલ્લી ઘડીએ આલ્ફ્રેડ આવ્યા ત્યાં સુધી બધી જગા ભરાઈ ગઈ હતી અને એટલા જ લોકો ઊભા પણ હતા એટલે અમારી ત્રણ સૂટકેસ ઊભી ગોઠવી એના પર અમે બેસી ગયા. એટલામાં એક મજાના તંદુરસ્ત બાળકને મારી દાઢી તરફ જોવાનું સૂઝયું.

આલ્ફ્રેડ કહે, "તમે એના ફાધર ક્રિસમસ છો." બાળકને મારા તરફ અને મને બાળક તરફ નિહાળીને જોતાં એની માતાએ એને સૂચવ્યું કે, "જા એમની સાથે શેકહેન્ડ કર." બાળકે પોતાનો ગુબગુબીત હાથ (!) આગળ કર્યો. આલ્ફ્રેડે પેટી ઉપર મારી પડખે બેસવા માટે બાળકને જગા આપી અને ગજવામાંથી કાઢીને ચૉકલેટ આપી. બાળકે તરત એમની સાથે પણ હાથ મેળવ્યો. પછી ચૉકલેટનો એક એક કટકો ખાતું જાય અને દર વખતે, મા પાસે હાથ લુછાવે. ખાવાનું પૂરું થયું એટલે એણે માને સૂચવ્યું કે, 'મને W.C.માં લઈ ચાલ.' હાથ ધોઈને બાળક બહાર આવ્યું પછી મેં એને થોડી મીઠાઈ આપી. ફરી એણે હાથ મેળવ્યો. પાછળથી ખબર પડી કે બાળકની મા નૉર્વેની છે. જર્મન અને અંગ્રેજી બંને સરસ બોલે છે.

બૉન પાછા આવ્યા પછી હું તો મૂળ પ્લૅટફૉર્મ પર જઈ સરોજને મળવા માગતો હતો, પણ આલ્ફ્રેડ કહે એ અહીં નથી જ. મેં સ્ટેશન માસ્તર જોડે અત્યારે જ વાત કરી છે. મેં કહ્યું માટે જ આપણે સરોજને જોઈ આવીએ. એ તો અહીં જ વાટ જોતી હશે. પણ આલ્ફ્રેડનું ભેજું માને નહીં. એ કહે મારી ખાતરી છે કે એમ્બસીવાળા એમને હોટેલ લઈ ગયા છે. લાચાર થઈને હું એમની સાથે હોટેલ સુધી ગયો. ત્યાં જણાયું કે કોઈ જ આવ્યું જ નથી.

મેં એક જ નાડું પકડયું કે સ્ટેશને જઈ, પ્રતીક્ષાલય(Waiting room)માં સરોજને શોધીએ. સ્ટેશને બે રેસ્ટોરાં શોધ્યાં. મેં કહ્યું, 'ચાલો પ્લૅટફૉર્મ પર.' આલ્ફ્રેડ કહે, 'ના, લોકો રેસ્ટોરાંમાં આવીને બેસે છે. પ્લૅટફૉર્મ પર નહીં.' મારી એક પણ સૂચના એમને ગમે નહીં એટલે હું અકળાયો. હવે તો મિજાજ ખોવાનો હતો એટલામાં એક ભાઈએ આવીને જર્મનમાં કહ્યું કે, 'તમારાં એક બહેન ટૅક્સી લઈને જવાની તૈયારીમાં છે.' અમે એ તરફ દોડયા. સરોજને જોઈ મોટે સાદે કહ્યું કે, અમે અહીં છીએ. હસાહસ વચ્ચે સરોજે કહ્યું કે હું તો પ્લૅટફૉર્મ પર, આટલે સુધી, મારે ઠેકાણે જ બેઠી હતી. પણ એક ભાઈએ ભાંગીતૂટી ભાષામાં કહ્યું, 'તમારા લોકો આવી ગયા છે, ટૅક્સી મોકલી છે, એમાં તમે હોટેલ જાઓ.' એટલું કહી એ પરગજુ માણસે સરોજનો સામાન ઊંચકી ચાલવા માંડયું. આ બધું એણે ક્યાંથી ઉપજાવી કાઢયું, કોણ જાણે. ખેર જેનો અંત સારો તે મજાનું જ કહેવાય. અમે હેમખેમ હોટેલમાં પહોંચ્યાં અને આરામનો વિચાર કરતાં કરતાં, આપણી એમ્બસીવાળાઓ સાથે સંપર્ક સાધવાની તરખડમાં પડયાં.

પછી સમાચાર મળ્યા કે મુકરજી તો બહારગામ ગયા. First Secretary મણી એકબે દિવસમાં ભારત જવાના છે. રાવને કશી ખબર નથી. ભાઈ પરુળકર અથવા બાળિગા મળવા આવશે. આમ અમારું પંચક પૂરું થયું અને ડૉ. બાળિગા આવ્યા. અમારું પહેલું કામ અમેરિકન એકસપ્રેસ તેમ જ એમ્બસી જઈ, તારો કે સતીશનો કાગળ હોય તો તે મેળવવાનું. બાળિગા આવતાંવેંત, એને લઈ ચિ. સરોજ એ કામે ઊપડી. બે કાગળો મળ્યા પણ દિલ્હી કે મુંબઈનો એકે કાગળ ન મળે!! કાલે શનિવાર એટલે દિલ્હીથી બૅગ આવવાનો દિવસ. બાળિગાએ ખાસ તપાસ કરી. અમારે માટે એકે કાગળ નહીં!

કાલે રાત્રે જ પરુળકરને ત્યાં જમવાનું ગોઠવ્યું હતું. તે પહેલાં ડૉ. બાળિગા પોતાની પત્ની સાથે અમને ફરવા લઈ ગયા. ર્‌હાઈનને કિનારે થોડું ફર્યાં. શહેરની ઠીક ઠીક કલ્પના આવી. શહેર શું–અહીંના પ્રમાણમાં ગામડું જ કહેવાય.

પરુળકરને ત્યાં રાવ, મણી, શ્રીમતી મણી, વગેરે ઘણાં લોકો જમવામાં હતાં. ત્યાં ઔપચારિક વાતો થઈ, કાર્યક્રમ યોજાયો અને આરામ કરવા હોટેલ ભેગાં થયાં. ઓરડીઓ જરાક નાની કહેવાય પણ બધી રીતે સગવડવાળી છે.

કાલે શ્રી પોહેકરનો કાગળ મળ્યો. એ લખે છે કે લંડનમાં શ્રી સુંદર કાબાડી-એ બધી વ્યવસ્થા કરી છે.

શ્રી બાળિગાએ અમને એમના ઘરમાં રહેવા બોલાવેલ છે. એ મંગળૂર તરફના સારસ્વત છે. એમનાં પત્ની કોચીન તરફનાં. બંને કોંકણી બોલે છે. આજે અહીંના વિદ્યાર્થીઓને મળીશું. કાલે સવારે કેટલાક પ્રોફેસરોને મળીશું અને ડુસેલડૉર્ફ જઈને બ્રૂસેલ્સ માટે ઊડીશું.

આજે આ કાગળ એમ્બસીમાં આપીશું એટલે કાલની બૅગમાં દિલ્હી જશે, તમે બધાં મજામાં હશો. કુમાર, રાજા, દીપક અને સિદ્ધાર્થ તમને બધાંને રાજી રાખતાં હશે. તમારો કોઈનો કાગળ નથી એનું આશ્ચર્ય વધતું જ જાય છે. બધાંને સરોજનાં અનેક સ્નેહસ્મરણ.

કાકાના સપ્રેમ
શુભાશિષ

૧૦

Bonn, 23-6-'58

પ્રિય સતીશ અને બાળ,

બૉનમાં પણ તમારો કોઈનો કાગળ ન આવ્યો. આ તો તમે હદ કરી.

કાલે સવારે ડૉ. બાળિગા અમને પોતાની કારમાં કોલોન કૅથીડ્રલ જોવા લઈ ગયા. છ વરસ પહેલાં આ જ રીતે બૉનથી કોલોન ગયાં હતાં. પણ તે વખતે એ ગિરિજાઘર અમે બહારથી, મોટર ફેરવી, જેમ તેમ જોઈ શક્યાં હતાં. બૉમ્બમારા પછી એમાં હજી દુરસ્તી કરી ન હતી, એટલે જોખમને કારણે કોઈને અંદર જવા

દેતા ન હતા. આ વખતે એ નિરાંતે જોઈ શક્યા. બૉનથી કોલોનનો રસ્તો એટલો પહોળો અને પાણી જેવો સીધો છે કે ડૉક્ટર બાળિગાને ૧૨૦ કિલોમીટરની ગતિએ ગાડી ચલાવતાં જરાય મુશ્કેલી નહીં પડી. હિટલરે બનાવેલા, આથીયે સારા લશ્કરી ધોરી રસ્તાની વિગતો ભાઈ આલ્ફ્રેડે કહી. એ રસ્તે પગપાળા જનારા વટેમાર્ગુને જવા દેતા નથી. નાનામોટા રસ્તા પણ એ ધોરી રસ્તાને કાપે નહીં. આવા રસ્તા ઉપર ઝડપ ગમે તેટલી વધારો એમાં વાંધો નહીં, અમુક ઝડપથી આછી ગતિએ ન જ જવાય.

ર્‌હાઈન નદીની શોભા જોતાં જોતાં અને એના પરના મોટા પુલોની ખાસિયત નિહાળતાં અમે કૅથીડ્રલ પહોંચ્યાં. નદીના પટ ઉપરથી આમતેમ દોડતી હોડીઓ જોઈને ચિ. સરોજનો જલમય આત્મા ખૂબ લલચાયો. એકાદ જહાજમાં બેસી કલાકેક ફરી આવ્યાં હોત તો એને ર્‌હાઈન જોયાની સફળતા જણાત. પણ અમારી આગળ કાં તો કૅથીડ્રલ, કાં તો ર્‌હાઈનની સહેલ, એવો વિકલ્પ હોવાથી, એ વિખ્યાત ગિરિજાઘર તરફ જવાનું જ અમે નક્કી કર્યું. કોકે આ ભવ્ય મંદિરને A symphony in stone પાષાણ દ્વારા વ્યક્ત થતું વૃંદવાદન—કહ્યું છે. હું આ મકાનને ભવ્ય ન કહું. એને માટે યોગ્ય શબ્દ તો ઉત્તુંગ-લલિત છે. આટલાં ઊંચાં મકાનો દુનિયામાં બહુ ઓછાં હશે. છતાં એનાં શિખરો પાતળાં અને નાજુક છે. બેત્રણ શિખરો જ નથી, પણ ત્રણ મુખ્ય શિખરોની આસપાસ, એટલાં જ પાતળાં નાનાંમોટાં શિખરોનો કુટુંબ-વિસ્તાર છે. તેથી જ આને વૃંદની ઉપમા અપાય છે. બધાં શિખરો જાળીદાર હોવાથી પાછળનું આકાશ એની જાળીમાંથી જોઈ શકાય છે, અનેક ગોખલાઓમાં કેટલાંય પૂતળાંઓ ઊભાં કરેલાં છે. કહે છે કે એ સંતોનાં, ભક્તોનાં અને દાતાઓનાં છે. બારીબારણાંઓની કમાનોમાં જે જગા મળે છે એમાં યેશૂ ભગવાનના જીવનપ્રસંગો રજૂ કરેલા છે.

આખા મંદિરની પ્રદક્ષિણા કરી, મહાદ્વારથી અમે અંદર ગયા. અંદર એક પ્રવચન ચાલતું હતું અને અસંખ્ય લોકો એકચિત્તે એ સાંભળતાં હતાં. અમે એ દરમ્યાન અંદરના ઊંચા ઊંચા થાંભલા, અને બારીઓમાં રંગીબેરંગી કાચ દ્વારા ખૂબીથી ઉપજાવેલાં પૌરાણિક ચિત્રો જોઈ લીધાં. પછી તો મંદિરમાં પૂજા ચાલી. કેટલાયે ભક્તો ઘૂંટણિયે પડી પાઠ કરતા હતા, પુરોહિતો સ્તોત્રો ગાતા હતા. એટલામાં ચર્ચ ઓરગને (મંદિરના સુષિરવાદ્યે) ભક્તિસંગીત શરૂ કર્યું. મંદિરનું અંદરનું સ્થાપત્ય અને રંગીન કાચનાં ચિત્રો જોતાં જોતાં અને ભક્તોના હૃદય સાથે એકરૂપ થવાનો પ્રયત્ન કરતાં અમે ઠીક ઠીક વખત ગાળ્યો અને પાછાં ફર્યાં.

ડૉ. બાળિગા બૉન આવ્યા પછી જ મોટર ચલાવતાં શીખ્યા છે. પણ એટલી કુશળતાથી ચલાવે છે કે ભાઉનું જ સ્મરણ થાય. અમે હોટેલમાંથી સીધા કોલોન ગયા હતા અને પાછા વળ્યા તે ડૉ. બાળિગા અને શ્રીમતી મિત્રવૃંદા બાળિગાના

મહેમાન થઈને જ. એમનો નાનો સુશાંત અમારી સાથે જોતજોતામાં હળી ગયો. એ કોંકણી, હિંદી, અંગ્રેજી અને જર્મન એટલી ભાષા સમજે-બોલે છે. પ્રસન્ન છે. એને મેં થોડીક જાદુઈ યુક્તિઓ બતાવી. ખુશ થયો.

સાંજે અમે જર્મનીના વિદેશ ખાતાના એક બહુ મોટા અને પ્રભાવશાળી ભારત-પ્રેમી અમલદારને ત્યાં એને ઘેર મળવા ગયાં. અમે આવ્યાં છીએ એવી ખબર મળતાં એમનાં પત્નીએ અમને આમંત્રણ આપ્યું હતું અને ખાવાનું પણ, અમારે અનુકૂળ, તૈયાર કર્યું હતું. એ લોકોનું નામ સ્મિડ-હોરિક્સ (Shmidt-Horix). એમની સાથે ઘણી સારી વાતો થઈ. એક વસ્તુ નોંધવા જેવી છે. આ ભાઈને ત્યાં અમને મૂકી, ડૉ. બાળિગા પાછા જવાના હતા. અમે આવીએ છીએ એની ભાળ થતાં ભાઈ સ્મિડ-હોરિક્સ ઘરમાંથી બહાર આવ્યા હતા. આ તો આશ્ચર્યકારક હતું જ. પણ દૂરથી ડૉ. બાળિગાને જોઈ ઓળખી શક્યા અને આગ્રહપૂર્વક એમણે એમને પણ અંદર બોલાવ્યા. આટલા પ્રભાવશાળી માણસ અને આટલા મળતાવડા, બહુ ઓછા હોય છે. વાતો કરતાં સામા માણસનો ક્ષોભ સહેજે ઓગળી જાય, અને આત્મીયતા જાગે. આપણા આલ્ફ્રેડે ભારતનાં નાનાંમોટાં અસંખ્ય સ્ત્રી-પુરુષોના ફોટા લીધા હતા. ભારતીય ચહેરાના અને વેશભૂષાના એ ખાસ નમૂના ગણાય. શ્રીમતી સ્મિડ-હોરિક્સને એમાં ઘણો રસ પડ્યો. ભાઈ સ્મિડ-હોરિક્સ, ભારતમાં પોતાની મોટર લઈને, ખૂબ ફર્યા છે. સગવડો-અગવડો ભોગવી, ભારતને સમજતા થયા છે. એટલે એમનો ભારત-પ્રેમ પોલો કાવ્યમય નથી.

શ્રીમતી મિત્રવૃંદાને ત્યાં અમે સરસ ગોઠવાઈ ગયાં. ચિ. સરોજે એમનાં ઘર-કામમાં સાથ આપ્યો એટલે એમની દોસ્તી તરત જામી.

૨૬-૬-'૫૮

ઉપરનું લખ્યા પછી કેટલાયે દિવસ ચાલ્યા ગયા! પૂરા ત્રણ દિવસનું વર્ણન એક સામટું આપવું રહ્યું.

અમે બેત્રણ દિવસ મહેમાન રહીશું એ કલ્પનાએ ડૉ. બાળિગાએ પોતાને ત્યાં ૨૦-૨૫ લોકોને લંચ માટે બોલાવેલા, પણ અમે તો—બપોર પહેલાં જ બૉન છોડવાના એની એમને ખાતરી થઈ. પણ લંચ ગોઠવ્યું હતું એ તો ટક્યું, પરિણામે મિત્રવૃંદાબહેનને અમારી તરફ અને લંચ તૈયાર કરવા તરફ એમ બન્ને તરફ ધ્યાન પરોવવાની મૂંઝવણ ઉઠાવવી પડી. એમનો સંભ્રમ સ્પષ્ટ દેખાતો હતો. ડૉ. બાળિગા આતિથ્યકળામાં પાવરધા છે. બધું કુશળતાથી ગોઠવે છે અને મોઢા ઉપર અસ્વસ્થતા જરાય દેખાતી નથી.

# ૧૯. 'तज्जलान्'

સમુદ્ર, સરોવર, તળાવ કે નદી પર વરસાદ પડતો જોવાની મજા કોઈ ઓર હોય છે. પહાડો પર કે ખેતરો પર વરસાદ પડે, એ તો હમેશનું દૃશ્ય છે. ઝાડો પર કે છાપરા પર વરસાદ પડવો જ જોઈએ. એની પણ ખાસ વિશેષતા નથી; જોકે માથું ઝુકાવી ઝુકાવી વરસાદનો સ્વીકાર કરનાર ઝાડો સાથે જ્યારે આપણો સમભાવ જાગે છે ત્યારે એ દૃશ્ય સારી પેઠે ઉન્માદકારી હોય છે, પણ વરસાદ જ્યારે પાણીના પૃષ્ઠભાગ પર પડે છે અને નાનામોટા ક્ષણજીવી પરપોટાને જન્મ આપે છે ત્યારે એ આપણને જરૂર અંતર્મુખ કરવાનો જ.

પાણી પર પડતો વરસાદ આખો જન્મારો જોતો આવ્યો છું. પણ સમુદ્ર પરના વરસાદનો ખ્યાલ મનમાં આવતાંવેંત કારવારનો સમુદ્ર જ તરત અને અચૂક નજર આગળ છતો થવાનો. પવન જોરથી વાતો હોય ત્યારે વરસાદની ધારાઓ ત્રાંસી થાય છે અને પછી એમ જ લાગે છે કે વાદળાંઓએ સમુદ્રની પીઠ છોલી કાઢવા નેતરની સોટીનો માર ચલાવ્યો છે! આવી કલ્પના મનમાં ઊઠતાંવેંત નજર સમુદ્રના પૃષ્ઠભાગ પર પડે છે અને ત્યાં વરસાદને કારણે ઊઠેલા સોળ દેખાઈ

આવે છે. આવડો મોટો સાગર તોફાને ચડે ત્યારે પહાડ જેવાં મોજાં ઉછાળે, પણ વરસાદની ઝડી વરસે ત્યારે એનું મોઢું દયામણું થાય છે. બિનતકરાર માર ખાધે જ છૂટકો એમ મન સાથે નક્કી કરી એ વરસાદની સેર માટે તૈયાર થઈને બેસે છે.

સમુદ્ર પર પડતા વરસાદનું દૃશ્ય અનેક વાર જોયું છે. પછી એ બધાં દૃશ્યોનું ચિંતનમનન તો ચાલવાનું જ. પાણી પર પડતા વરસાદનો આટલો કેફ શા માટે? એનો વિચાર કરતાં એનું કારણ સ્પષ્ટ ધ્યાનમાં આવ્યું. પ્રથમ માનતો હતો કે વરસાદની ધારાઓ અને સમુદ્રની કરચલીઓ વાદળી આકાશ સાથે સરસ ભળી જાય છે એ કલાત્મક દૃશ્યનો જ કેફ હશે. પછી ઊંડાણમાં ઊતરતાં સમજાયું કે કારણ વધારે ઘેરું છે.

વરસાદ આકાશનાં વાદળાંમાંથી નીચે ઊતરે છે. વાદળાં સમુદ્રની વરાળમાંથી તૈયાર થાય છે. એ યજ્ઞચક્રનું સ્વરૂપ ધ્યાનમાં આવતાંવેંત ચિત્ત બોલી ઊઠ્યું કે વરસાદનાં પાણી જ્યાંથી ઊઠ્યાં તે પોતાના મૂળ જન્મસ્થાન સાથે ભળી જાય છે એ એની કૃતાર્થતા છે. યજ્ઞચક્ર પૂરું થયું, પ્રવૃત્તિ અને નિવૃત્તિ એકાકાર થઈ ગયાં, એનું એ દૃશ્ય હોવાથી એમાંથી જે આધ્યાત્મિક રસ અને બોધ પેદા થાય છે તેનો એ આનંદ છે.

આખું વરસ – ખાસ કરીને ઉનાળાના ચાર મહિના સૂર્ય ભગવાન બારે આંખે તપે છે. ખાસ કરીને એ સૂર્યકિરણો જ્યારે સરોવર કે સમુદ્ર ઉપર પડે છે, ત્યારે એ જળરાશિના પૃષ્ઠભાગની અદૃશ્ય એવી વરાળ બને છે. તરસી હવા એ ભેજને અથવા ગરમ વરાળને પોતાના પેટમાં સમાવી દે છે અને એને આકાશમાં લઈ જાય છે. ત્યાર પછી કુદરતના નિયમ પ્રમાણે ઉપરની હવા વચમાં વચમાં એ વરાળનાં વાદળાં બનાવે છે અને ગરમાવો જરા વધે એટલે ફરી એ વાદળાંને અલોપ કરી નાખે છે. વરાળ, વાદળાં ને વરસાદ – એ ત્રિપુટીનું દિવ્ય જન્મકર્મ જે જાણે છે તે ખરેખર એક મહાકાવ્યને માણે છે.

નાનપણમાં જ્યારે મેઘસંભવની એ કથા વિજ્ઞાનની ચોપડીઓમાં વાંચી ત્યારે કાલિદાસ પણ રાજી થાય એવી ગગનચુંબી કલ્પનાઓ મેં દોડાવી હતી. અને જેમ જેમ ઉંમર વધતી ગઈ તેમ તેમ એ કલ્પનાઓ હૃદયાકાશમાં તેમ જ ચિદાકાશમાં પરિપક્વ થતી ગઈ, જાણે એ ભક્તિયુક્ત ઉપાસનાની પૂર્ણાહુતિ તરીકે જ મને આકાશયાનમાં બેસી મેઘાકાશથી પર ઊડવાની તક મળી.

પૃથિવીને નીચે પગ તળે છોડી દઈ ઉપર ઉપર ચાલ્યા. શહેરો, નદીઓ, અરણ્યો અને પહાડોને સંકુચિત થતાં નીચે છોડી ઉપર ચાલ્યા. ત્યાર પછી મેઘલોકના ક્ષીર-સાગરમાં પ્રવેશ કર્યો – ઘડીકમાં આછો અને ઘડીકમાં ઘેરો – ઘાડો – એવા એક ક્ષીરસાગરથી પણ ઉપર પહોંચ્યા. અને ત્યાં નિર્મળ નીલાકાશ તળે વાદળાંના ઢગલા શિખર પછી શિખર એવા ચિત્રવિચિત્ર આકારના ચારે કોર ફેલાયેલા દેખાયા. નક્કર

પૃથિવીને ઠેકાણે અતિ વિસ્તર વિસ્તીર્ણ એવી આ મેઘાળ ધરતી ઉપર થઈને જતાં એવો અનુભવ થયો કે આપણે હવે ગંધર્વલોકના રહીશ બન્યા છીએ.

જેમને કલ્પનાનો સ્પર્શ થયો નથી એવા બીજા મુસાફરો હવાઈ જહાજમાં સાથે ન હોત અને પરિચારિકા પાસેથી જાતજાતની ખાવાની વસ્તુઓ માગતા એમને ન જોયા હોત, તો ગંધર્વલોકનો સાક્ષાત્કાર એ કેવળ દિવાસ્વપ્ન જ છે એવી પ્રતીતિ ન થઈ હોત. પડોસમાં બેઠેલા એક મુસાફરે ધૂમ્રપાન કરતાં ધુમાડાના ગોટેગોટા એ બંધિયાર હવામાં ફેલાવ્યા ત્યારે તો દૂધમાં મીઠાનો ગાંગડો પડે એમ મારી આખી કલ્પના વણસી ગઈ. પણ એ બધું એક ઘડી માટે જ.

ફરી ખિડકી વાટે નજર બહાર પહોંચી અને હવાઈ જહાજની અંદરની દુનિયા હું ભૂલી ગયો. વિરાટ બ્રહ્માનંદ આગળ એ ક્ષુદ્ર અકળામણ ક્યાં સુધી ટકવાની હતી?

તે જ રાત્રે પૃથિવી ઉપર તોફાન અને વાવાઝોડું અને આકાશમાં—નક્ષત્ર-લોકમાં વિહરતો ચંદ્રમા એકસામટો જોવાનો લહાવો મળ્યો. પૃથિવી ઉપરથી દેખાતા તારા નોખા અને મેઘસૃષ્ટિ ઉપરથી દેખાતા તારાઓ અને તારાપતિ ચંદ્ર નોખા. પૃથિવી પર એમનું સંગીત સાંભળવું મુશ્કેલ. પણ આ વિરલ આકાશમાં જ્યોતિર્મય સંગીત સાંભળવાની કશીય મુશ્કેલી નહીં.

આવું દિવ્ય તારા સંગીત સાંભળ્યા છતાં આ વાદળાંઓ એ બધું છોડીને પૃથિવી ઉપર વરસાદરૂપે અવતરવા તૈયાર થાય છે એ ખરેખર એમની કારુણ્ય-વૃત્તિ જ છે.

વાદળાંઓએ કહ્યું: "ના. કારુણ્યને અહીં અવકાશ જ ક્યાંથી હોય? આ તો અમારું જન્મભૂમિવાત્સલ્ય છે. ગગનવિહાર ગમે તેટલો કરીએ, પણ જ્યાંથી નીકળ્યાં તે સ્થાનને, તે ઊગમને ભુલાય નહીં. અને તેથી જ જેમ જેમ વ્યોમાનુ-ભૂતિ વધે તેમ તેમ એ ભાર જ અમને પૃથ્વી તરફ લઈ જાય છે. પહાડને શિખરે બરફના રૂપમાં સૂતાં હોઈએ અથવા આકાશમાં વાદળાંરૂપે વિહાર કરતાં હોઈએ, અમે ભૂલતાં નથી કે અમે જીવનધર્મી જળ જ છીએ અને તેથી જળ સાથે જળ ભળી જતાં અમને લોકોત્તર સમાધાન મળે છે. એ સમાધાન અમે અનેક રીતે માણીએ છીએ. તમને સમુદ્રના મોઢા ઉપર વરસાદના 'સોળ' ઊઠેલા જોઈ દયા છૂટી કેમ કે તમારામાં તે વખતે દ્વૈત હતું. અમારી તો એ અદ્વૈતસિદ્ધિની મસ્તી છે. એની ઝાંખી કર્યા વગર તમે એ આનંદ સમજી ન શકો. પ્રાણીમાત્રને અમે જિવાડીએ માટે તમે અમને જીવન કહો છો. પણ અમને જિવાડે છે એ અમારો અદ્વૈતાનંદ. એ આનંદ અમને ન મળે તો ધોધરૂપે અધ:પાત સહન કરવો, તુષાર-રૂપે છિન્નભિન્ન થવું, વરાળરૂપે અલોપ થવું અને ગમે ત્યારે બરફના પથરા થઈ ફ્કડતા રહેવું—એ વિટંબણા કોણ સહન કરત? અદ્વૈતાનંદ છે તેથી જ એ વિટં-બણા વિટંબણા મટી જીવનનો એક વિરાટ રાસ બની ગઈ છે."

હમણાં હમણાં મુંબઈમાં, વરસાદના દિવસોમાં, મરીનડ્રાઇવ પરથી પસાર થતાં,

આવે છે. આવડો મોટો સાગર તોફાને ચડે ત્યારે પહાડ જેવાં મોજાં ઉછાળે, પણ વરસાદની ઝડી વરસે ત્યારે એનું મોઢું દયામણું થાય છે. બિનતકરાર માર ખાધે જ છૂટકો એમ મન સાથે નક્કી કરી એ વરસાદની સેર માટે તૈયાર થઈને બેસે છે.

સમુદ્ર પર પડતા વરસાદનું દૃશ્ય અનેક વાર જોયું છે. પછી એ બધાં દૃશ્યોનું ચિંતનમનન તો ચાલવાનું જ. પાણી પર પડતા વરસાદનો આટલો કેફ શા માટે? એનો વિચાર કરતાં એનું કારણ સ્પષ્ટ ધ્યાનમાં આવ્યું. પ્રથમ માનતો હતો કે વરસાદની ધારાઓ અને સમુદ્રની કરચલીઓ વાદળી આકાશ સાથે સરસ ભળી જાય છે એ કલાત્મક દૃશ્યનો જ કેફ હશે. પછી ઊંડાણમાં ઊતરતાં સમજાયું કે કારણ વધારે ઘેરું છે.

વરસાદ આકાશનાં વાદળાંમાંથી નીચે ઊતરે છે. વાદળાં સમુદ્રની વરાળમાંથી તૈયાર થાય છે. એ યજ્ઞચક્રનું સ્વરૂપ ધ્યાનમાં આવતાંવેંત ચિત્ત બોલી ઊઠયું કે વરસાદનાં પાણી જ્યાંથી ઊઠયાં તે પોતાના મૂળ જન્મસ્થાન સાથે ભળી જાય છે એ એની કૃતાર્થતા છે. યજ્ઞચક્ર પૂરું થયું, પ્રવૃત્તિ અને નિવૃત્તિ એકાકાર થઈ ગયાં, એનું એ દૃશ્ય હોવાથી એમાંથી જે આધ્યાત્મિક રસ અને બોધ પેદા થાય છે તેનો એ આનંદ છે.

આખું વરસ – ખાસ કરીને ઉનાળાના ચાર મહિના સૂર્ય ભગવાન બારે આંખે તપે છે. ખાસ કરીને એ સૂર્યકિરણો જ્યારે સરોવર કે સમુદ્ર ઉપર પડે છે, ત્યારે એ જળરાશિના પૃષ્ઠભાગની અદૃશ્ય એવી વરાળ બને છે. તરસી હવા એ ભેજને અથવા ગરમ વરાળને પોતાના પેટમાં સમાવી દે છે અને એને આકાશમાં લઈ જાય છે. ત્યાર પછી કુદરતના નિયમ પ્રમાણે ઉપરની હવા વચમાં વચમાં એ વરાળનાં વાદળાં બનાવે છે અને ગરમાવો જરા વધે એટલે ફરી એ વાદળાંને અલોપ કરી નાખે છે. વરાળ, વાદળાં ને વરસાદ – એ ત્રિપુટીનું દિવ્ય જન્મકર્મ જે જાણે છે તે ખરેખર એક મહાકાવ્યને માણે છે.

નાનપણમાં જ્યારે મેઘસંભવની એ કથા વિજ્ઞાનની ચોપડીઓમાં વાંચી ત્યારે કાલિદાસ પણ રાજી થાય એવી ગગનચુંબી કલ્પનાઓ મેં દોડાવી હતી. અને જેમ જેમ ઉંમર વધતી ગઈ તેમ તેમ એ કલ્પનાઓ હૃદયાકાશમાં તેમ જ ચિદાકાશમાં પરિપકવ થતી ગઈ, જાણે એ ભક્તિયુક્ત ઉપાસનાની પૂર્ણાહુતિ તરીકે જ મને આકાશયાનમાં બેસી મેઘાકાશથી પર ઊડવાની તક મળી.

પૃથિવીને નીચે પગ તળે છોડી દઈ ઉપર ઉપર ચાલ્યા. શહેરો, નદીઓ, અરણ્યો અને પહાડોને સંકુચિત થતાં નીચે છોડી ઉપર ચાલ્યા. ત્યાર પછી મેઘલોકના ક્ષીર-સાગરમાં પ્રવેશ કર્યો – ઘડીકમાં આછો અને ઘડીકમાં ઘેરો – ઘાડો – એવા એક ક્ષીરસાગરથી પણ ઉપર પહોંચ્યા. અને ત્યાં નિર્મળ નીલાકાશ તળે વાદળાંના ઢગલા શિખર પછી શિખર એવા ચિત્રવિચિત્ર આકારના ચારે કોર ફેલાયેલા દેખાયા. નક્કર

થઈ જાય છે. આપણી સામે કાવતરું કરી ગૂંગળાવવા માગે છે એવી ભાવના અથવા બીક હૈયાને દબાવી દે છે અને એની સામે બળવો કેમ કરાય એવા વિચારો મનમાં આવે છે.

ઘણી વાર વિચાર કરું છું કે આવું મને જ થાય છે કે બીજાને પણ થતું હશે? મને તો નાનપણથી આજ સુધી હંમેશ અચૂક એ જ ભાવના અસ્વસ્થ કરતી આવી છે એટલે 'હશે એક ક્ષણની કલ્પના' કહી એને કાઢી મૂકી શકતો નથી.

કાળાં વાદળાંથી ઘેરાયેલું આકાશ મેં ક્યાંક ક્યાંક જોયું છે અને હું કેટલો ગૂંગળાઈ ગયો છું એના બધા પ્રસંગો અને તે તે દેશો આજે પણ યાદ છે. આ જાતની ગૂંગળામણ મને સૌથી પહેલી થઈ હતી તે દિવસ પણ યાદ છે. હું શાળામાં ભણતો હોઈશ અને અમારી બેળગૂંદીથી શહાપુર જતો હતો. કામ કંઈ જ હતું નહીં. ઘણા દિવસ થયા, ચલો શહાપુર જઈએ, ઘરમાં બધાને મળાશે,– એ વિચારે ઊપડયો હતો. આકાશ વધુ ને વધુ કાળુંમેશ થવા લાગ્યું. મને થયું શહાપુર શા માટે જઈએ? અહીં વગડામાં જ પલાંઠી વાળીને આ વાદળાંઓને પડકાર કેમ ન કરીએ? એ આખી વાર્તા પૂરી કરવા ન બેસું.

મારી ખરી દોસ્તી બે જ જાતનાં વાદળાં સાથે થાય છે. કોક કોક વાર આકાશમાં સફેદ ગોળમટોળ વાદળાંના એવા તો ઊંચા ઊંચા ઢગલા થાય છે કે જાણે પહાડોનું અનુકરણ કરવાનું એમને સૂઝયું છે. નીચેથી સીધાં સપાટ અને ઉપર જાણે ઢગલાનાં શિખરો જામતાં જાય છે. (મરાઠીમાં વાદળાને ઢગ કહે છે. એટલે આવાં વાદળાંનું ઉત્સાહપૂર્વક વર્ણન કરું ત્યારે ढगाचे ढीग કહેવાનું જ મન થતું હતું.)

નાનપણથી જ આવાં વાદળાંના ઢગલા એટલા બધા જોયા છે કે હું ધારત તો પહાડોનાં વર્ણનોની પેઠે આવાં વાદળાંનાં વર્ણનો પણ બારીકાઈથી કરી શકું પણ છેલ્લાં કેટલાંક વર્ષો થયાં મેં જોયું કે નાનપણની એ કારાવાસ–ધવલસૃષ્ટિની અર્ધી શો ા હું જાણતો હતો.

એક વખત પૂનાથી સોળ માઈલ ઉપર આવેલા સિંહગઢ ઉપર રહેવા ગયો હતો. એ ઊંચાઈએથી એક વાર જોયું તો પૂના તરફનો આખો પ્રદેશ વાદળાંથી ઢંકાઈ ગયો છે અને અમે સિંહગઢનિવાસી એ વાદળાંઓને ઉપરથી જોઈએ છીએ. સિંહગઢથી પૂના સુધીનો આખો પ્રદેશ વાદળાંથી એવો તો ઢંકાઈ ગયો હતો અને વાદળાંની એ શો મા જાણે પગ તળે ફેલાઈ છે એવું લાગતું હતું. નાનપણમાં જેમ તડકામાં સુકાવા મૂકેલાં ગાદલાંઓ પર અમે આળોટતા હતા તેમ જ સિંહગઢ પરથી ભૂસકો મારી એ વાદળાંનાં ગાદલાંઓ પર થઈને આળોટતા આળોટતા પૂના પાસેની પર્વતી ટેકરી સુધી જવાનું મન થયું.

વાદળાં નીચે અને આપણે એમનાથીયે ઉપર આકાશમાં પહોંચ્યા છીએ એ જાતના ગૌરવની ફક્ત આગાહી જ હતી. જ્યારે હવાઈ જહાજમાં–વિમાનમાં બેસી વ્યોમવિહાર કરવાની તક મળી ત્યારે વરસાદી આકાશમાં ઊડીને વાદળાંઓ

સૂર્યાસ્ત પછી, વરસાદ અને સાગરનો ઉન્મત્ત સંગમ જોયો. આકાશ એટલું ઘેરાયું હતું કે સંધ્યાના ગંધર્વ રંગોનું સૂચન પણ ત્યાં થઈ શકતું ન હતું. સંધ્યાની જગાએ રાત્રિનું સામ્રાજ્ય જામવા માગતું હતું એટલામાં વરસાદની હેલીએ પોતાની કાળાશ એમાં ઉમેરી. પણ તે બધે સરખી ન હતી. વચમાં વચમાં ઘેરી ને વચમાં વચમાં પાંખી – અને તે પણ પવન નચાવે તેમ, ઘડીકમાં આ બાજુ તો ઘડીકમાં પેલી બાજુ દોડતી! વરસાદની ધારા પોતાના ભારને કારણે સીધી નીચે ઊતરતી હતી અને સોયો મુરબ્બો બનાવવા માટે આમળાને ટોચતો જાય એમ સમુદ્રને એ ધારાઓ ટોચતી હતી.

ચોમાસાને કારણે સમુદ્રનું પાણી ડહોળું હતું જ. એમાં નિશીથની કાલિમા ભળી ગઈ, વરસાદની ઝડીએ એમાં આમતેમ ઉમેરો કરી એક નવી ભાત પાડી.

પછી તો પૂછવું જ શું? ગાઢ અને ગૂઢ શામળતાનાં બધાં જ તત્ત્વો જેમ જેમ એકબીજામાં ઓતપ્રોત થતાં ગયાં તેમ તેમ એમાંથી ઘનગભીર અદ્વૈત સ્ફુરવા લાગ્યું. એની સાથે તાલ લેતાં લેતાં કલ્પના પણ થાકી ગઈ. અને એણે પણ એમાં વિલીન થવાનું પસંદ કર્યું.

અંધારાના અવતાર વખતે સ્ફુરતી ચિત્તની સ્વાભાવિક અંતર્મુખતાએ આખી પરિસ્થિતિનો કબજો લીધો.

આનાથી શ્રેષ્ઠ સંધ્યોપાસના કઈ હોઈ શકે? शान्तम् शिवम् अद्वैतम् शान्तम् शिवम् अद्वैतम्। —

## ૨૦. વાદળાનંદ

કુદરતમાં જેમ ફળોની, ફૂલોની અને વનસ્પતિની વિવિધતા છે તેવી વાદળાંમાં નથી. સમુદ્રકિનારે જાતજાતનાં શંખલાંઓ જોઈને જેમ આશ્ચર્ય થાય છે અને સૌંદર્યના નમૂનાઓ શોધી કાઢતાં કુદરતનું ભેજું કેમ ચાલે છે એની આપણે કલ્પનાઓ કરીએ છીએ તેમ વાદળાંઓનું નથી.

વાદળાં બિચારાં આકાશમાં ફેલાય છે. ધોળાં ધોળાં હોય તો જાણે હસી પડે છે. અને પાણીથી લબાલબ ભરેલાં હોવાથી શ્યામરંગ ધારણ કરે છે ત્યારે તો જરા સરખું કારણ મળતાંવેંત રડી પડે છે. અને ખૂબી એ છે કે જ્યારે વાદળાં રડે છે ત્યારે આપણું મન સહાનુભૂતિથી ગમગીન નથી થતું. વાદળાં રડીને પણ આપણને તો પ્રસન્ન કરે છે.

જ્યારે કાળાં કાળાં વાદળાં આખા આકાશને ઘેરી લે છે ત્યારે હું ગમગીન નથી થતો પણ ગંભીર થાઉં છું. થોડો અસ્વસ્થ પણ થાઉં છું. એનું કારણ એટલું જ કે જ્યારે ઘેરાં વાદળાં નવેદિશ ફેલાય છે ત્યારે આકાશ જાણે સાંકડું

સફેદ વાદળાંના ઢગલા અને ચીંથરેહાલ વાદળાં પ્રત્યેનો મારો પક્ષપાત જણાવ્યો ત્યારે સિંહગઢ પરથી જોયેલાં કાચાં વાદળાંઓનો ત્રીજો પ્રકાર તરત યાદ આવ્યો. એ પણ ઓછાં સુંદર ન હતાં અથવા એમ કહું કે ઉપરના બે પ્રકાર સ્થાયી ભલે ન હોય પણ અચળ ખરા જ. જ્યારે સિંહગઢ પર જોયેલાં વાદળાં પહાડ પરથી પાસેની ખીણમાં મરણિયાં થઈને કૂદી પડતાં હતાં.

વાત એવી હતી કે પૂના તરફની ગરમીથી બચી જવા માટે અમે સિંહગઢની ઊંચાઈએ રહેવા ગયા હતા. ઉનાળો પૂરો થવાના દિવસો હતા. પૂનામાં જ્યારે બફારો થઈ પરસેવાથી અમે રેબઝેબ થતા હતા ત્યારે સિંહગઢ પર જાડો ઊની ડગલો પહેરીને અથવા કંબળ ઓઢીને ફરવા નીકળવું પડતું. ત્યાં સિંહગઢ પર હવાનો ભેજ થીજીને એનાં કાચાં વાદળાં થતાં હતાં અને પવન જાણે મોટી સાવરણી થઈને એ વાદળાંઓનું વાસીદું કાઢી નાખતો હતો. કાચાં વાદળાં પૂરાં સફેદ નથી હોતાં. એમનો રંગ જાણે તેલિયો સફેદ હોય છે. એવાં વાદળાંના ગોટેગોટા સિંહગઢ પરથી પાસેની ખીણમાં ધડધડ કૂદી પડતા હતા. આટલી ઊંચાઈએથી એકદમ નીચે પડવાની એમને જરાયે બીક લાગતી ન હતી, પણ અમારું મન અસ્વસ્થ હતું. પછી તરત સમજાયું કે જેટલા જોશથી એ ભૂસકો મારે છે તેટલી જ ત્વરિત ગતિથી નીચલી હવામાં એ ઓગળી જાય છે. એમને વાગવાની બીક નહીં. પછી તો એમની એ મજા જોતાં કશો સંકોચ ન રહ્યો. રોજ ઊઠીને એ ખીણ બાજુ ફરવા જતો હતો અને એમનું ભૂસકાપુરાણ નિહાળતો હતો. એ તેલિયા-સફેદ કાચાં વાદળાં પણ સાહિત્યિક સાધનાનાં અધિકારી ખરાં!

હવે વાદળાંઓનો બીજો એક પ્રકાર અને એમાં ઉત્પન્ન થતો દૃષ્ટિભ્રમ :

કોક વખતે આકાશમાં ખૂબ ઊંચેથી પવન વાય છે. બહુ જોરથી નહીં પણ સ્થિરપણે વાયુની સેરો છૂટે છે. પરિણામે આકાશમાં વાદળાંની સીધી લીટીઓ એક બાજુથી બીજી બાજુ ફેલાય છે.

રેલવેના સમાંતર પાટા જોઈને આપણે અચૂક આગળપાછળ નિહાળીએ છીએ. આ પાટાઓ આવે છે ક્યાંથી અને જાય છે ક્યાં એ જોયા વગર આપણને સંતોષ થતો નથી. જ્યારે કોઈ નદી આપણે જોઈએ છીએ ત્યારે જીવને જેમ જિજ્ઞાસા જાગે છે કે આ નદી આવે છે ક્યાંથી અને જાય છે ક્યાં—એ જઈને જોવું જોઈએ. દુનિયાભરના યાત્રીઓને નદીના ઉગમ અને મુખ જોયા વગર સંતોષ થતો નથી તેમ જ રેલવેના પાટાનું પણ છે. પાટા આપણને બંને બાજુએ ચાલવા પ્રેરે છે. એ જ રીતે આકાશનાં વાદળાંના પાટા આપણને આગળપાછળ જોવાને આમંત્રે છે.

આપણે જાણીએ છીએ કે રેલવેના પાટા સમાંતર હોય છે, એ ભેગા થવાના નથી છતાં દૃષ્ટિભ્રમને કારણે આપણને લાગે છે કે દૂર જઈને એ પાટાઓ પાસે પાસે આવી એકબીજામાં ભળી જવાના છે. આવો અનુભવ આપણને હંમેશ થાય

છે. આકાશનાં વાદળાંના પાટાઓનું પણ એમ જ છે. પવન જો પૂર્વ-પશ્ચિમ વહેતો હોય તો પૂર્વ તરફ વાદળાંના પાટા (અથવા પાટા જેવાં દેખાતાં વાદળાંઓ જેને Stratus કહે છે અને જેને આપણે સ્તરીમેઘ કહીએ છીએ એ. તેનું નવું નામ આપ્યું છે.) તે પણ એક કેન્દ્રમાં ભેગા થતા દેખાય છે. પશ્ચિમ તરફ જોઈએ તો એ જ સ્તરો અથવા પાટાઓ ત્યાં પણ ભેગા થયેલા જણાય છે. આ દૃષ્ટિભ્રમનું પરિણામ છે એ ન જાણવાથી આપણે કહીએ છીએ કે આકાશે પૂરવ તરફ એક હાથનાં આંગળાં ફેલાવ્યાં છે અને બીજી તરફ બીજા હાથમાં જાણે બે હાથ વચ્ચેનું આખું આકાશ સમાવી દેવાનો પ્રયત્ન છે.

વાદળાંઓના આવા અનેક પ્રકારો જોયા પછી મનમાં વિચાર આવ્યો કે આ અનુભવ અને આ આનંદ આપણા પૂર્વજોને પણ થતો હશે અને પશ્ચિમના લોકો તો આની ચિકિત્સા કર્યા વગર રહેવાના નથી, ત્યારે બંને તરફ સંશોધન ન કરીએ તો કેમ ચાલે?

અનંતકાળથી આ વાદળાંઓ આકાશમાં એવાં ને એવાં જ દેખાય છે અને છતાં દર વખતે એમનું રૂપ નવું નવું હોય છે. કોક વાર વાદળાંઓ આકાશમાં જોરથી દોડે છે એની વાત નોખી પણ જે વાદળાંઓ આકાશમાં ઊંઘણશીની પેઠે સ્થિર છે એમ લાગે છે એમને ધ્યાનપૂર્વક જોતાં જણાય છે કે સ્થિર દેખાતાં છતાં ક્ષણે ક્ષણે એનું રૂપ બદલાય છે. ઘડીકમાં એ મોટાં થાય છે. ઘડીકમાં એ નાનકડાં ને પાતળાં થાય છે ને ઘડીકમાં છતાં થતાં એમને વાર નહીં અને જોતજોતામાં એ ક્યારે અલોપ થયાં એની પણ ખબર ન પડે.

આપણા કવિઓએ આવાં વાદળાંઓનાં અનેક વર્ણનો કર્યાં છે – नवाम्बुभिर्भूरि विलम्बिनो घनाः જેવાં આબાદ વર્ણનો વાંચી આપણા અનુભવો તાજા થાય છે. પવન અને વાદળાંઓ બંનેની દોસ્તી હોવાથી બંને માટે કવિઓએ એક જ વખતે નામો તૈયાર કર્યાં હશે.

પશ્ચિમના લોકોએ વાદળાંના ચાર પ્રકાર ગણાવ્યા છે, જેનું વર્ણન એક યા બીજી રીતે ઉપર આવ્યું જ છે. એક વાર દક્ષિણમાં કોડાઈકેનાલ ગયો હતો ત્યાં સૂર્ય ભગવાનનો ફોટો પડાવનારી એક વેધશાળા છે એ જોવા અમે ગયા તો ત્યાં કેવળ સૂર્યનું જ નહીં પણ પવનનું અને વાદળાંઓનું પણ અધ્યયન થાય છે એમ અમે જોયું. ઈંટોના સ્ટૂલ જેવા થાંભલા ઉપર કાળો કાચ બેસાડી એમાં આકાશના તારાઓનું પ્રતિબિંબ કેમ પડે છે અને એ વાદળાં કાચનો કેટલો ભાગ ઘેરી લે છે તેનો હિસાબ રાખવામાં આવે છે. હવામાનના અધ્યયન માટે આ બધું ઉપયોગી છે. સમુદ્રમાં મુસાફરી કરનારાં વહાણોને, અને હવે આકાશની મુસાફરી કરનાર વિમાનોને આ બધું અધ્યયન ઘણું કામનું હોય છે અને ખેતીના પાકનો હિસાબ કરનારા લોકો પણ આવા અધ્યયનમાંથી ઘણો લાભ ઉઠાવે છે. અને મારા જેવા તટસ્થ માણસ એવા અધ્યયનમાંથી ઊંડો કાવ્યાનંદ મેળવે છે.

મેં એક ચોપડી જોઈ હતી. આખી જાડી ચોપડીમાં કેવળ વાદળાંના જ અસંખ્ય ફોટા આપ્યા હતા અને એમને વિશે ખૂબ જ રોચક માહિતી પણ આપી હતી. ચોપડી તો જોઈ પણ વાંચવા જેટલો વખત ન હતો એટલે દરિદ્રોના મનોરથની પેઠે એ બધું જ જ્ઞાન મેળવવાની ઈચ્છા જાગી અને વિલીન થઈ, પછી મન મનાવ્યું કે સમાનધર્મા લોકોનો આનંદ જાણવા મળત તો સારું થાત. પણ વાદળાંઓનું મારું નિરીક્ષણ અને મારી ભક્તિ ક્યાં ઓછી છે કે હું વીલું મોઢું કરું? મારો વાદળાનંદ એક ...રોવન્થ મારો વાગોળવા પૂરતો છે. હું જ બીજાઓને કેમ ન આમંત્રું કે તમે પણ વાદળાંઓની ભક્તિ કરો. તમે પણ એમના કૃપાપ્રસાદથી વ્યોમવિહાર કરવાની કળા વગર પૈસે કેળવો.

## ૨૧. અચલની સૃષ્ટિ

સંસ્કૃતમાં પહાડોને 'નગ' કહ્યા છે (ન-ગ, न गच्छति इति नगः). ન જનારી કેટલીયે વસ્તુઓ જગતમાં છે. સામાન્ય દૃષ્ટિએ પૃથ્વી સ્થિર છે. વૃક્ષો સ્થાવર હોય છે. ઘરો પણ પોતપોતાને સ્થાને ઊભાં જ હોય છે. એ બધાંમાંથી કોઈનેય નગ ન કહેતાં ડુંગરને જ શા માટે નગ કહેવા? ડુંગરને જોતાંવેંત એણે ચાલવું જોઈએ, આગળ ખસવું જોઈએ એવી અપેક્ષા ઉત્પન્ન થતી હોય, અને તેમ નથી થતું એનું આશ્ચર્ય થતું હોય, તો જ માણસે ડુંગરને નગ કહેવો એ શોભે. આ બિચારો ભોળો, ભીમકાય પોતાને સ્થાને મસ્ત ઊભો છે. નથી કોઈએ એને 'गच्छ गच्छ' કહ્યું, નથી કહ્યું 'सर्प सर्प' પછી એને જ 'આ મુડદાલ જતો નથી–ખસતો નથી–સાવ નગ જ છે' એવું કેમ કહ્યું હશે?

અતિથિ શબ્દ લો.

'રહો,' 'રહો,'—કહેવા છતાં રહેતો નથી, માયા લગાડીને જતો જ રહે છે, તેથી મહેમાન-પરોણાને આપણા લોકોએ અતિથિ કહ્યો. એ બરાબર થયું, अतति, गच्छति, न तिष्ठति इति अतिथिः એવી અતિથિની વ્યાખ્યા કરી છે. પહાડો વિશે આવું કોઈએ કહ્યું નથી. કોઈ એવા જ સમર્થ પુરુષે જો પહાડને કહ્યું હોત કે 'ભાઈ-સાહેબ, અત્યંત જરૂરી કામ છે, ઉતાવળ છે, ચાલ, ચાલવા માંડ,' તો એણે જરૂર માની લીધું હોત. જ્ઞાનેશ્વરે ભીંતને કહ્યું, 'ચાલજે,' ત્યારે એ ચાલી જ હતી કે નહીં?

તે ગમે તે હો. ડુંગરનો કંઈક દોષ જ કાઢવાની દુર્બુદ્ધિ માણસને થઈ આવી અને એણે પહાડ માટે નગ નામની નાનકડી ગાળ શોધી કાઢી! એક ચાલવાના ધંધા સિવાય બાકીનાં બધાં જ કામો આ પહાડ કરે છે. દોડતા પવનને કે વાવાઝોડાને પકડી રાખવું, એ એનું પહેલું કામ. આકાશનાં વાદળાંને રોકીને એમની પાસેથી પાણી ઉઘરાવી લેવું એ એનું બીજું કામ. એ વરસાદને જોરે વનસ્પતિસૃષ્ટિમાં મોટાં મોટાં સામ્રાજ્યો ઉછેરવાં એ એનું સૌથી મહત્ત્વનું કામ.

પણ એ વરસાદ રહ્યો લહેરી. થોડોક વખત વરસે અને પછી કેટલાયે મહિના મોઢું કાળું કરે. એના પર આધાર રાખી શકાય નહીં. તેથી વરસાદનું પાણી પોતાના પેટમાં સાચવી, ઠેકઠેકાણે ઝરણાંને રૂપે વહેતું કરવું એ પહાડનું સૌથી મોટું કૌશલ્ય. આવાં અસંખ્ય ઝરણાં એકત્ર આવી એમની નદી થઈ એટલે પર્વતને વાત્સલ્યના ઊભરા આવે છે. પર્વતની કૃપાથી જ એ નદીઓને જન્મ મળે છે એમ જોઈ માણસે નદીનું નામ રાખ્યું પાર્વતી. કોઈ કોઈ વાર આકાશનું અને એમાંનાં વાદળાંનું સુંદર પ્રતિબિંબ પાડી શકાય, હૃદયમાં સાબૂજીરાખી શકાય, એટલા માટે પર્વત એક દ્રોણ અથવા અંજલિ – ખોબો તૈયાર કરી એમાં સરોવરને સ્થાન આપે છે. સરોવર જો અંજલિમાં માય નહીં, દ્રોણમાંથી ઊભરાવા માંડે તો એમાંથી સરોજા નદી વહેવા માંડે છે. પાર્વતી તથા સરોજા બંને પર્વતની જ દીકરીઓ.

આકાશમાં વિહરતાં પંખીઓ, પૃથ્વી પર વિચરતાં જાનવરો અને સરોવરમાં તરતાં મચ્છકચ્છ ઈત્યાદિ જળચરો ખરેખર પર્વતનાં જ અપત્યો કહેવાય.

વૃક્ષો સ્નાન કરે છે, આળસ આવે એટલે અંગ હલાવે છે, પોતાનાં સૂકાં પાંદડાં ખંખેરે છે, તાપથી ત્રાસે એટલે વર્ષાસ્તોત્ર ગાય છે; અને પછી એ તાપ, એ વર્ષા, એ સ્નાન અને એ સુકાયેલાં પાંદડાં બધાંના સહકાર વડે પૃથ્વી માટે ઉત્તમમાં ઉત્તમ (ખાદ્ય) ખાતર તૈયાર કરી ઋણમુક્ત થાય છે. ધરતી પાસેથી રસ મળે છે તો એને પાછો પૂરો કસ આપવો એ યજ્ઞકાર્ય છે. યજ્ઞ એટલે દેવું ફેડવું. એ કામ જેમ વાદળાં કરે છે, તેમ વૃક્ષો પણ કરે છે. ભેગું કરવું, ગ્રહણ કરવું તે આપવા માટે જ, એ સૂર્યનાં કિરણો પણ જાણે છે. સમુદ્ર, સરોવર, નદી, તળાવ, નાળાં – જ્યાં જ્યાં પાણી હોય ત્યાંથી અદૃશ્ય વરાળનો કર વસૂલ કરવાનું કામ સૂર્યકિરણોનું. પછી એ વરાળનો ઢગલો કરી જુદા જુદા પ્રદેશો પર છવાયેલો રાખી, 'પાણી જોઈએ?' 'પાણી જોઈએ કે?' – એમ તરસી ધરતીને પૂછવું અને પછી ધીકતી ધરતીનો ત્રાસ અસહ્ય થાય અને લટકતા મેઘની ધીરજ ખૂટે એટલે વાદળાં-માંથી પાણીનાં ભીનાં ભીનાં કિરણો છોડી દેવાં એ પણ સૂર્યના તડકાનું જ કામ. બધા પાસેથી તપ તપાવવાનું કામ સૂરજને જ આવડે.

આ બધી ઘડભાંજનું ઉગમસ્થાન તો આપણો પહાડ જ છે.

ખરેખર રત્નાકર નામ સમુદ્રને જ કેમ? અને પર્વતને કાં નહીં? – એ એક મોટો કોયડો જ છે. સમુદ્રના પેટમાં મોતી અને પ્રવાલ એ સિવાય બીજાં તે કયાં રત્નો છે? પર્વતના પેટમાં હીરા હોય છે, માણેક હોય છે, પન્ના અને પોખરાજ હોય છે, નીલમમણિ હોય છે, અને શનિ પણ હોય છે. સ્ફટિક, અકીક અને ચકમક પહાડના પેટમાં જ હોય છે તો.

અને ફૂલોની સુગંધ, હરણાંની નાભિમાંની કસ્તૂરી, સિંદૂરનો નારંગી રંગ, ગુરુનો ભગવો, આ બધું પર્વતના હૃદયમાં જ સચવાયેલું હોય છે. બધી ખનિજ સંપત્તિ તે પર્વતના ઘરનો ભંડાર છે.

કોઈ પ્રદેશની હવા કેવી હોય તે પહાડ જ નક્કી કરી આપે છે. બ્રહ્મદેશના પહાડો ઉત્તરથી દક્ષિણ તરફ લંબાયા તેથી ચીન દેશના પવનને બર્મા થઈને હિંદી મહાસાગર સુધી પહોંચવાની સગવડ થઈ. આપણે ત્યાં માન્ધાતા, હિમાલય, શિવાલિક, વિન્ધ્ય, સાતપૂડા – બધા જ પહાડો આડા પડયા એટલે ઉત્તર તરફના ઠંડા, તિબેટી વાયરા આપણે ત્યાં આવી શકયા નહીં. અને તેથી જ આપણી હવા આટલી અનુકૂળ બની.

વાદળાં, નદી અને સરોવરો – આ પહાડે બનાવેલો ભંડાર જાણે કદાચ ખૂટી પડે એ ભયથી મોટા મોટા પર્વતોએ એક નવી યુક્તિ કરી. વરાળનું પાણી કરી એને સંતોષ ન થયો. એ પાણીનું એણે પ્રથમ ચૂર્ણ કર્યું અને એના ફરી પથ્થર બનાવ્યા. આરસપહાણના પથ્થરથીયે અધિક શુભ્ર, અને સંતોના હૃદયથીયે વધારે શીતળ – એવા પાણીના પથરા એણે ચઢાવ્યા પોતાને માથે અને પછી એણે સૂર્યને કહ્યું, 'આમ આવ, તને રમવાની સગવડ કરી આપું. પેલા મારા પાણીના પથ્થર પર તારાં કિરણો ઘસીશ એટલે એમાંથી ઝરણાં ઝરશે અને હું ધીરે ધીરે નીચે મોકલીશ. એમ કરવાથી નદીને બે વાર પૂર આવશે: એક વરસાદનું પૂર અને બીજું બરફનું પૂર. કેવી મજા!'

માણસ જ્યારે કાવડ ઊંચકે છે ત્યારે ભાર સરખો કરવા માટે જરૂર પ્રમાણે એ એક પલ્લાનો ભાર બીજા પલ્લામાં મૂકે છે. ગાડામાં ભરેલા માલનો બોજો બળદની ગરદન પર વધારે ન પડે અથવા પાછળની તરફ ભાર વધી જઈ બળદનું ગળું ઉપર ખેંચાય નહીં તે માટે માલ આગળપાછળ બરાબર મુકાય છે. હોડીમાં માલ ભરતી વખતે એક બાજુએ વધારે થાય તો હોડી ઊથલીને ઊંધી થઈ જવાની તેથી ત્યાં પણ જમણી અને ડાબી બાજુ સમભાર કરવી પડે છે. આ બધા અનુભવને આધારે માણસે કલ્પના કરી કે પૃથ્વી પણ પોતાનો ભાર સમપ્રમાણ ઝીલી શકે, તે એક તરફ ઢળી ન જાય માટે જ આ પર્વતો ઠેકઠેકાણે રાખેલા છે. આવા પર્વતોને 'કુલપર્વત' કહે છે. દક્ષિણ ભારતને ભાગે આવા સાત કુલપર્વતો આવ્યા છે. 'महेन्द्रो मलयः सह्यः शुक्तिमान् ऋक्ष पर्वतः विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ।। આમાં માત્ર હિમાલયને સ્થાન નથી. સિંધ, પંજાબ, ઉત્તર પ્રદેશ, બિહાર અને બંગાળ આ બધો પ્રદેશ જ્યારે સમુદ્ર હતો અને દક્ષિણ હિંદુસ્તાન એક પ્રચંડ બેટ હતો તે વખતની આ સ્મૃતિ હોવી જોઈએ.

આવા સર્વ કલ્યાણકારી પહાડોનું હવે સ્મરણ કરવાનો વિચાર છે. લોકમાતાઓની ભક્તિપૂર્વક ઉપાસના કર્યા પછી, જીવનલીલાનું કૌતુક માણ્યા પછી હવે સ્થિર થઈને આ પ્રાચીન પિતરોનું શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરવું ક્રમપ્રાપ્ત છે. આ કામ પર પિતામહ નગાધિરાજના આશીર્વાદ ઊતરો.

૮-૨-'૫૭
૨૭-૨-'૫૭

પણ એ વરસાદ રહ્યો લહેરી. થોડોક વખત વરસે અને પછી કેટલાયે મહિના મોઢું કાળું કરે. એના પર આધાર રાખી શકાય નહીં. તેથી વરસાદનું પાણી પોતાના પેટમાં સાચવી, ઠેકઠેકાણે ઝરણાંને રૂપે વહેતું કરવું એ પહાડનું સૌથી મોટું કૌશલ્ય. આવાં અસંખ્ય ઝરણાં એકત્ર આવી એમની નદી થઈ એટલે પર્વતને વાત્સલ્યના ઊભરા આવે છે. પર્વતની કૃપાથી જ એ નદીઓને જન્મ મળે છે એમ જોઈ માણસે નદીનું નામ રાખ્યું પાર્વતી. કોઈ કોઈ વાર આકાશનું અને એમાંનાં વાદળાંનું સુંદર પ્રતિબિંબ પાડી શકાય, હૃદયમાં સાબીજીરાખી શકાય, એટલા માટે પર્વત એક દ્રોણ અથવા અંજલિ – ખોબો તૈયાર કરી એમાં સરોવરને સ્થાન આપે છે. સરોવર જો અંજલિમાં માય નહીં, દ્રોણમાંથી ઊભરાવા માંડે તો એમાંથી સરોજા નદી વહેવા માંડે છે. પાર્વતી તથા સરોજા બંને પર્વતની જ દીકરીઓ.

આકાશમાં વિહરતાં પંખીઓ, પૃથ્વી પર વિચરતાં જાનવરો અને સરોવરમાં તરતાં મચ્છકચ્છ ઇત્યાદિ જળચરો ખરેખર પર્વતનાં જ અપત્યો કહેવાય.

વૃક્ષો સ્નાન કરે છે, આળસ આવે એટલે અંગ હલાવે છે, પોતાનાં સૂકાં પાંદડાં ખંખેરે છે, તાપથી ત્રાસે એટલે વર્ષાસ્તોત્ર ગાય છે; અને પછી એ તાપ, એ વર્ષા, એ સ્નાન અને એ સુકાયેલાં પાંદડાં બધાંના સહકાર વડે પૃથ્વી માટે ઉત્તમમાં ઉત્તમ (ખાદ્ય) ખાતર તૈયાર કરી ઋણમુક્ત થાય છે. ધરતી પાસેથી રસ મળે છે તો એને પાછો પૂરો કસ આપવો એ યજ્ઞકાર્ય છે. યજ્ઞ એટલે દેવું ફેડવું. એ કામ જેમ વાદળાં કરે છે, તેમ વૃક્ષો પણ કરે છે. ભેગું કરવું, ગ્રહણ કરવું તે આપવા માટે જ, એ સૂર્યનાં કિરણો પણ જાણે છે. સમુદ્ર, સરોવર, નદી, તળાવ, નાળાં – જ્યાં જ્યાં પાણી હોય ત્યાંથી અદૃશ્ય વરાળનો કર વસૂલ કરવાનું કામ સૂર્યકિરણોનું. પછી એ વરાળનો ઢગલો કરી જુદા જુદા પ્રદેશો પર છવાયેલો રાખી, 'પાણી જોઈએ?' 'પાણી જોઈએ કે?' – એમ તરસી ધરતીને પૂછવું અને પછી ધીકતી ધરતીનો ત્રાસ અસહ્ય થાય અને લટકતા મેઘની ધીરજ ખૂટે એટલે વાદળાં-માંથી પાણીનાં ભીનાં ભીનાં કિરણો છોડી દેવાં એ પણ સૂર્યના તડકાનું જ કામ. બધા પાસેથી તપ તપાવવાનું કામ સૂરજને જ આવડે.

આ બધી ઘડભાંજનું ઉગમસ્થાન તો આપણો પહાડ જ છે.

ખરેખર રત્નાકર નામ સમુદ્રને જ કેમ? અને પર્વતને કાં નહીં? – એ એક મોટો કોયડો જ છે. સમુદ્રના પેટમાં મોતી અને પ્રવાલ એ સિવાય બીજાં તે કયાં રત્નો છે? પર્વતના પેટમાં હીરા હોય છે, માણેક હોય છે, પન્ના અને પોખરાજ હોય છે, નીલમમણિ હોય છે, અને શનિ પણ હોય છે. સ્ફટિક, અકીક અને ચકમક પથ્થરના પેટમાં જ હોય છે તો.

અને ફૂલોની સુગંધ, હરણાંની નાભિમાંની કસ્તૂરી, સિંદૂરનો નારંગી રંગ, ગુંદનો ભાગો, આ બધું પર્વતના હૃદયમાં જ સચવાયેલું હોય છે. બાકી ખનિજ સંપત્તિ તે પર્વતના ઘરનો ભંડાર છે.

કોઈ પ્રદેશની હવા કેવી હોય તે પહાડ જ નક્કી કરી આપે છે. બ્રહ્મદેશના પહાડો ઉત્તરથી દક્ષિણ તરફ લંબાયા તેથી ચીન દેશના પવનને બર્મા થઈને હિંદી મહાસાગર સુધી પહોંચવાની સગવડ થઈ. આપણે ત્યાં માન્ધાતા, હિમાલય, શિવાલિક, વિન્ધ્ય, સાતપૂડા – બધા જ પહાડો આડા પડયા એટલે ઉત્તર તરફના ઠંડા, તિબેટી વાયરા આપણે ત્યાં આવી શક્યા નહીં. અને તેથી જ આપણી હવા આટલી અનુકૂળ બની.

વાદળાં, નદી અને સરોવરો – આ પહાડે બનાવેલો ભંડાર જાણે કદાચ ખૂટી પડે એ ભયથી મોટા મોટા પર્વતોએ એક નવી યુક્તિ કરી. વરાળનું પાણી કરી એને સંતોષ ન થયો. એ પાણીનું એણે પ્રથમ ચૂર્ણ કર્યું અને એના ફરી પથ્થર બનાવ્યા. આરસપહાણના પથ્થરથીયે અધિક શુભ્ર, અને સંતોના હૃદયથીયે વધારે શીતળ – એવા પાણીના પથરા એણે ચઢાવ્યા પોતાને માથે અને પછી એણે સૂર્યને કહ્યું, 'આમ આવ, તને રમવાની સગવડ કરી આપું. પેલા મારા પાણીના પથ્થર પર તારાં કિરણો ઘસીશ એટલે એમાંથી ઝરણાં ઝરશે એને હું ધીરે ધીરે નીચે મોકલીશ. એમ કરવાથી નદીને બે વાર પૂર આવશે: એક વરસાદનું પૂર અને બીજું બરફનું પૂર. કેવી મજા!'

માણસ જ્યારે કાવડ ઊંચકે છે ત્યારે ભાર સરખો કરવા માટે જરૂર પ્રમાણે એ એક પલ્લાનો ભાર બીજા પલ્લામાં મૂકે છે. ગાડામાં ભરેલા માલનો બોજો બળદની ગરદન પર વધારે ન પડે અથવા પાછળની તરફ ભાર વધી જઈ બળદનું ગળું ઉપર ખેંચાય નહીં તે માટે માલ આગળપાછળ બરાબર મુકાય છે. હોડીમાં માલ ભરતી વખતે એક બાજુએ વધારે થાય તો હોડી ઊથલીને ઊંધી થઈ જવાની તેથી ત્યાં પણ જમણી અને ડાબી બાજુ સમભાર કરવી પડે છે. આ બધા અનુભવને આધારે માણસે કલ્પના કરી કે પૃથ્વી પણ પોતાનો ભાર સમપ્રમાણ ઝીલી શકે, તે એક તરફ ઢળી ન જાય માટે જ આ પર્વતો ઠેકઠેકાણે રાખેલા છે. આવા પર્વતોને 'કુલપર્વત' કહે છે. દક્ષિણ ભારતને ભાગે આવા સાત કુલપર્વતો આવ્યા છે. 'महेन्द्रो मलयः सह्यः शुक्तिमान् ऋक्ष पर्वतः विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ।। આમાં માત્ર હિમાલયને સ્થાન નથી. સિંધ, પંજાબ, ઉત્તર પ્રદેશ, બિહાર અને બંગાળ આ બધો પ્રદેશ જ્યારે સમુદ્ર હતો અને દક્ષિણ હિંદુસ્તાન એક પ્રચંડ બેટ હતો તે વખતની આ સ્મૃતિ હોવી જોઈએ.

આવા સર્વ કલ્યાણકારી પહાડોનું હવે સ્મરણ કરવાનો વિચાર છે. લોકમાતાઓની ભક્તિપૂર્વક ઉપાસના કર્યા પછી, જીવનલીલાનું કૌતુક માણ્યા પછી હવે સ્થિર થઈને આ પ્રાચીન પિતરોનું શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરવું ક્રમપ્રાપ્ત છે. આ કામ પર પિતામહ નગાધિરાજના આશીર્વાદ ઊતરો.

૮-૨-'૫૭
૨૭-૨-'૫૭

## ૨. જરંડા-જાયફળ-પેંડાનો પર્વત

લોકમાતાનું ઉપસ્થાન કરતી વેળાએ સર્વપ્રથમ સાંભરી નાનપણની કૃષ્ણા તથા માર્કણ્ડી. આજે સરિત્‌પિતા પર્વતોનું શ્રાદ્ધ શરૂ કરતાં સાતારા પાસેનો જરંડા સાંભરે એ સ્વાભાવિક જ છે. નાનપણનું આછું સ્મરણ ખરું હોય તો અમ બાળકોએ પહેલાં જોયો તે જરંડા. ત્યાંના હનુમાનનો પ્રસાદ લીધા પછી જ અમે સજ્જનગઢ પર રામદાસની સમાધિ જોવા ગયા હતા. હનુમાન અને રામદાસ બંને રામભક્ત. ધૈર્યમાં મેરુ સમાન જેનું ચારિત્ર્ય હતું એવા રામચંદ્રની ભક્તિ શીખવનારા ખરા ગુરુ તો આ બે જ. લક્ષ્મણ સ્વામી સેવા શીખવે; સ્વામીના કામને કેવી રીતે સર્વસ્વ અપનાવવું એ પાઠ ભરત પઢાવે. પણ અખંડ રામસ્મરણ અને રામભક્તિ શીખવનારા દીક્ષાગુરુ તો બ્રહ્મચારી રામદાસ અને બજરંગબલી હનુમાન જ છે.

સાતારા તરફના ડુંગરો પર ઝાઝી વનસ્પતિ ન મળે. ઘણુંખરું બધા જ પહાડો મૂંડી સંન્યાસી. દૂરથી જોતાં જ ક્ષિતિજની રેખાને ઉપરનીચે કરી, એમાં શોભા આણવાનું કામ કરનારી આ ટેકરીઓ બાલદૃષ્ટિને ઘણી જ આકર્ષક લાગી. ગાડામાં જતાં આ ટેકરીઓ જ્યારે વચ્ચે આવતી ત્યારે ઘણી ખૂબીથી એમની ખુશામત કરતાં કરતાં, કદી જમણી તો કદી ડાબી બાજુ વળાંક લેતાં લેતાં, ઘાટ પાર કરવો અને પહાડને પેલે પાર પહોંચવું એની પણ ઓર જ મજા પડતી. આ પહાડી રસ્તાના સર્વોચ્ચ સ્થાને પહોંચીએ એટલે એક સર્વમાન્ય પથ્થરના કપાળ પર અથવા ઘૂંટણ પર એકાદ નારિયેળ ફોડવાનું, પથ્થરને સિંદૂર લગાડવાનું, વારતહેવારે અહીં એકાદ ધજાપતાકા ઊભી કરવાની અને એ રીતે, કઠણ ચડાઈ ચડ્યાના વિજયનું ભક્તિનમ્ર સ્મારક કરવાનો એ રિવાજ બધે હોય છે. કવિએ કહ્યું છે "आरोहणं तु सायासं, अनायासं तु पातनम्" ચડતાં શ્રમ પડે છે, પણ ઊતરવાનું તો કશા શ્રમ વગર સહેજે જ થાય છે. શબ્દશઃ વિચાર કરીએ તો વાત ખરી છે. ચડતાં તો સ્નાયુ થાકે છે અને હાંફ ચડે છે પણ નીચે ઊતરતાં જરા ચૂક્યા તો જીવ જ ખોવો પડે. દસ વાર ચડવું પોષાય પણ ઊતરવાનું ન હોય તો સારું એવું જ બધા યાત્રીઓને લાગે છે. ઉતાર ઊતરવો એટલે ઘૂંટી, ઘૂંટણ અને કમર ત્રણે સાંધાનું આવી જ બને.

નાનપણમાં અમે જરંડા ગયેલા ત્યારનું એક દૃશ્ય હજીયે તે દિવસ જેટલું જ તાજું છે. પહાડી રસ્તે અમે નીચે ઊતરતાં હતાં. પિતાશ્રી અને બા જરા દૂર હોવાથી, મહાદૂના ખભા પર હોવા છતાં હું એમને જોઈ શકતો ન હતો પણ એમનો અવાજ સંભળાતો હતો. વચલા વળાંકોને લીધે અમારી વચ્ચે રસ્તાને હિસાબે ઠીક ઠીક અંતર હોવા છતાં અવાજને હિસાબે અમે એકબીજાથી ખાસ દૂર ન હતા. પહાડ પર ચાલતાં પિતાજીને તરસ લાગી હશે. સાથે પાણી લીધું ન હતું. આસપાસ પાણીનું ઝરણું હોવાનો સંભવ ન હતો. તેથી એમણે સરસ પીળું જામફળ લીધું અને હાથથી જ દાબી એના કકડા ખાવાનું નક્કી કર્યું. પણ લાડકા દત્તુને

આપ્યા વગર જમરૂખનો કટકો માબાપને ગળે ઊતરે જ કેમ? એમણે મોટેથી હાંક મારી મહાદૂને કહ્યું કે, "અહીં રસ્તાની બાજુએ સાફ પથ્થર છે તેના પર અમે અડધી પેશી મૂકીએ છીએ તે ઉપાડી દત્તુને ખાવા આપજે." મહાદૂએ મોટેથી 'હાજી' કહ્યું અને અમારી યાત્રા આગળ ચાલી. થોડી વારે, બે વળાંક પૂરા થતાંવેંત તે રસીલા જમરૂખનો કટકો દૃષ્ટિએ પડયો – પડયો શાનો – રસ્તા પરથી મહાદૂના હાથની મદદથી એના ખભા સુધી ચડયો અને પછી મારા હાથની મદદથી મારા મોઢા સુધી પહોંચી ગયો!

સાતારા તરફનાં જામફળ ઘણાં મોટાં અને સ્વાદે ખૂબ મીઠાં. એની છાલ પણ સરસ જાડી અને દંતસુખાવહ (દાંતને સુખ દેનારી). આવા જામફળનો આટલો મોટો ટુકડો ખાઈ લેવાની મારી હિંમત ચાલી નહીં. એટલે એ ટુકડાના મેં બે કટકા કર્યા અને એક – અલબત્ત જરાક નાનો ટુકડો – ના ના કરતા મહાદૂને આપ્યો અને પછી અમે બંનેએ ચાલતાં ચાલતાં (મહાદૂ પગે ચાલતો હતો, હું એને ખભે ચાલતો હતો) જામફળનો આસ્વાદ લીધો. પછી કેટલાંક જામફળ લાલ અને કેટલાંક સફેદ કેમ હોય છે એની ચર્ચા કરી.

ઉતાર પૂરો થયો. ચઢાણ આવ્યું. એમ કરતાં કરતાં અમે જરંડા પહોંચ્યા. ત્યાંથી આસપાસ દૂર દૂર ફેલાયેલી સૃષ્ટિની શોભા નિહાળી, 'ઓ હો હો હો! કેટલે દૂરની જમીન દેખાય છે!' એમ કહી મેં મારું આશ્ચર્ય વ્યક્ત કર્યું. દૂર દેખાતી જાણીતી જમીનનાં નામ મહાદૂએ મને કહ્યાં અને આંગળી વડે તે સ્થાનો બતાવ્યાં. પણ એકે મને ખાતરીપૂર્વક ઓળખાયું નહીં. ઓળખી શકવાની હજી આપણી ઉંમર નથી એમ સમજી મેં મારું ધ્યાન બીજી તરફ વાળ્યું. મેં મહાદૂને પૂછ્યું, 'પેલી દૂરની ટેકરીઓ આટલી બધી નીલી છે તો જરંડાની ટેકરી નીલી કેમ નથી?' એણે કહ્યું, 'પેલી ટેકરીઓ પર આપણે જઈએ તો ત્યાંથી જરંડાનો પહાડ નીલો જ દેખાશે અને એ ટેકરીઓ જરંડા જેવી જ માટીના રંગની થઈ જશે.' મને આશ્ચર્ય થયું ખરું પણ તેથી આગળ વધી શકવાની મારી ઉંમર ન હતી. તેથી તે અનુભવ પણ અધૂરો જ છોડી દીધો.

ગમે તે વસ્તુ – એ ગમે તેટલી આકર્ષક હોય તોયે – આપણું ધ્યાન ત્યાંથી પાછા ખેંચવાનું જબરું સામર્થ્ય ભૂખમાં છે જ. પેટમાં ગલૂડિયાં બોલવા માંડે કે ભાખરી સિવાય બાકીનું સઘળું જગત નીરસ છે એની ખાતરી થાય જ!

જરંડાના હનુમાનનો સિંદૂરી રંગ માત્ર આજે યાદ છે. બાકી એ અનુભવનું સારસર્વસ્વ તો પ્રસાદમાં મળેલા પેંડા જ હતા.

બસ. જરંડા વિશેની એટલી જ મીઠી સ્મૃતિ આજે મારી પાસે છે. જામફળથી આરંભ કરીને પેંડા સુધી પહોંચનારી એ સ્મૃતિ આજ કાંઈ નહીં તોયે ૬૫ વરસ સુધી ગળામાં સાચવી રાખી છે. હૃદયમાં રાખી છે એ કહેવું એટલું સાચું નથી.

૨૭-૨-'૫૭

## ૩. સાતારાથી સાવંતવાડી

નાનપણમાં મહારાષ્ટ્રની રાજધાની સાતારા(જ્યાં મારો જન્મ થયેલો)ની પાસે બે નાના પહાડો જોયા હતા. એક હતો જરંડા, જ્યાં હનુમાન વિરાજે છે અને બીજો સજ્જનગઢ, જ્યાં છત્રપતિ શિવાજીના ગુરુ સમર્થ રામદાસની સમાધિ છે. તે વખતે હું એટલો નાનો હતો કે મને પહેરવા લંગોટી પણ મળી ન હતી. તોયે ઘરના નોકર મહાદૂની આંગળી પકડીને સજ્જનગઢ ચઢયાનું મને સ્મરણ છે. પહાડ ચડતાં પહેલાં ઉરમોડી નદી પાર કરેલી તે પણ યાદ છે. નદીનું નામ યાદ રહ્યું કેમ કે એનો અર્થ છે છાતી તોડવાવાળી. આ પહાડી નદીઓમાં જ્યારે પૂર આવે ત્યારે મોટા ભડવીર તરવાવાળાઓની છાતી પણ તૂટી જાય છે. વરસાદ પૂરો થતાં જ પાણીનો પ્રવાહ સુકાઈ જાય છે અને પછી તો નદીની છાતી પર નાનામોટા પથરા જ રહી જાય છે.

મારી બાલ્યકાળની સ્મૃતિ સાથે જ રેલગાડીનો પ્રારંભ થાય છે. એક જ વાર અમે સાતારાથી બેલગામ સુધી ગાડામાં ગયેલા. પછીની બધી મુસાફરી અમે આગગાડીમાં કરી. આગગાડી જોઈ લોકો કેવાં ઉત્તેજિત થઈ જતાં, ડબ્બાને પ્રણામ કરતાં અને એ ડબ્બામાં બેસતાં કેટલી મુશ્કેલી પડતી એનું આછું ચિત્ર હજીયે સ્મરણપટ પર અંકાયેલું છે.

ત્યાર પછી બેલગામથી અમારે ગામ બેળગુંદી જતાં, બોકનૂરના ડુંગરનો મને પરિચય થયો.

મારા બાળ-મને પહાડોના બે પ્રકાર નક્કી કરેલા છે: એક તો શિરોમુંડન કરેલા સંન્યાસી જેવા પહાડ, જેના પર એકે ઝાડ ન દેખાય અને બીજા જટાધારી બાવા જેવા પહાડ, જેમના માથા પર અને શરીર પર પણ જ્યાં જુઓ ત્યાં નાનાંમોટાં ઝાડો ઊગેલાં હોય, અને જેમના પગ તળે સૂકાં પાંદડાં મર્મરધ્વનિ કરતાં હોય.

પછી મોટી ઉંમરે જ્યારે હું હૈદરાબાદ (સિંધ) ગયો ત્યારે ત્યાં કાળીમાતાના મંદિર પાસે એક મૂંડી ટેકરી ઊભેલી જોઈ. ત્યાંના લોકો એને 'ગંજા ટક્કર' કહે છે. ગંજા એટલે મૂંડાયેલા માથાવાળો. આ નામ સાંભળતાંવેંત મને મારા નાનપણના દિવસો યાદ આવ્યા અને મહારાષ્ટ્રની કેટલીયે મૂંડી ટેકરીઓ નજર આગળ આવી ઊભી.

બોકનૂરનો ડુંગર જટાધારી છે. જ્યાં ઝાડ નથી ઊગતાં ત્યાં મારવેલ કરીને એક ઉત્તમ જાતનું ઘાસ ઊગે છે, જે જાનવરો માટે ઘણું પૌષ્ટિક મનાય છે.

મારી જ ઉંમરના એક નોકરને લઈને હું એક દિવસ બોકનૂર ડુંગરની સેર કરવા ઊપડયો. ત્યાં એક મોટું કેતકીવન હતું. જાનવરોએ એમાં આવવાજવાના રસ્તા બનાવ્યા હતા. અમે અંદર ઘૂસ્યા, જાણે અંધારા વિવરમાં પ્રવેશ કર્યો. ખૂબ ફર્યા, પાણીનાં ઝરણાં પણ જોયાં. થાકયા ત્યારે જ દિશા યાદ કરીને બહાર નીકળી આવ્યા.

ઘેર આવી અમે કહ્યું કે, 'કેતકીવનમાં ફરવાની ઘણી મજા પડી.' ગામના લોકો તો આ સાંભળી સ્તબ્ધ જ થઈ ગયા. કહે કે, 'કૃપા ઈશ્વરની કે તમે જીવતા પાછા આવ્યા. અરે એ વનમાં તો વાઘ રહે છે. અમે મોટા લોકો પણ વનની અંદર જવાની હિંમત કરતા નથી. કેટલાયે કૂતરા અને વાછરડા એ જંગલમાં જઈને વાઘના ભક્ષ્ય બની ગયા છે. સુબ્રો પણ કેવો મૂરખ કે તમને એ વનમાં લઈ ગયો. એણે શું વાઘની વાતો કદી સાંભળી જ ન હતી?'

એ ગમે તેમ હો પણ આખા ગામમાં એ દિવસે તો અમારા વનપ્રવેશના પરાક્રમની જ વાતો ચાલી. અજાણ્યે હું એક વીર બની ગયો હતો.

એ દિવસોમાં બેલગામમાં બ્રિટિશ ફોજ રહેતી. દર વરસે ફોજના લોકો બેળ-ગૂંદી આવી મહિનો બે મહિના રહેતા અને બેળગૂંદીની ટેકરી પર તોપો બેસાડી બોકનૂરના ડુંગર સુધી તોપના ગોળા ફેંકતા. એ દિવસોમાં બીજાં લોકોને એ જંગલમાં જવાની રજા ન હતી. કોક કોક વાર મામાની ઘોડી પર સવાર થઈ હું આસપાસના પહાડી પ્રદેશમાં ફરી આવતો. મેદાનોમાં અને પહાડોમાં ફરવાની મજા આવતી.

પહાડોની સાચી ભવ્યતા અને એમાં ભટકવાનો પૂરો આનંદ તો અમને પહેલ-વહેલો મળ્યો અંબોલીઘાટમાં. બેલગામથી બાસઠ કે ત્રેસઠ માઈલ પર સાવંતવાડીનું રાજ હતું. ત્યાં જતાં અંબોલીનો ઘાટ આવે છે. અંબોલીથી સાવંતવાડી સુધી લગ-ભગ અઢી હજાર ફૂટનો ઉતાર છે. આખો પ્રદેશ મોટાં મોટાં વૃક્ષોથી છવાયેલો. જ્યાં-ત્યાં ધબધબતાં પાણીના પ્રપાતો અને તમરાંનો કિર્ર અવાજ—આ છે અહીંના સહ્યાદ્રિનું દૃશ્ય. સામાન ભરેલી ગાડી સાથે મેં આ રસ્તે અનેક વાર પગપાળા પ્રવાસ કર્યો છે. શિયાળામાં તો જ્યાં જુઓ ત્યાં ધુમ્મસનો ક્ષીરસાગર જ દેખાય. આ પ્રદેશમાં રાત્રે આકાશના તારા જેવા આગિયા ઝબક્યા કરે. આવા પહાડોમાં ઊંચે ઊંચે નાનીશી ઝૂંપડી બાંધીને રહેનારા જંગલી લોકોની મને હમેશ અદેખાઈ થતી. આ લોકોનું જીવન કેટલું વિષમ અને સંકટમય હોય છે એનો ખ્યાલ મને ક્યાંથી હોય? આટલી ઊંચાઈથી ગરુડની જેમ નીચેનો પ્રદેશ અમને જોવા મળે છે એની જ ઈર્ષા મારા કાવ્યાત્માને થતી! પાસેથી જે ટેકરીઓ લીલીછમ હોય છે તે જ દૂરથી જોતાં નીલી અને જાંબુડી કેમ દેખાતી હશે એનો વિચાર મને હમેશ આવ્યા કરતો.

અંબોલીના ઘાટમાં પ્રવાસ કરતાં મેં અનેક વાર એક લોકકથા સાંભળેલી.

બ્રિટિશ સરકારે પોતાના એક ગોરા અમલદારને આદેશ આપ્યો કે, 'રામ-ઘાટનો રસ્તો અતિ વિકટ છે. પૈડાં લાકડાથી બાંધીને ગાડાંઓ ઉપરથી નીચે ઉતા-રવાં પડે છે અને એક એક ગાડાને છ-આઠ બળદ જોડીએ ત્યારે જ એને ઉપર લઈ જવાય છે. આ બધું ટાળીને બીજો સહેલો રસ્તો બનાવી આપો, જેથી

## ૩. સાતારાથી સાવંતવાડી

નાનપણમાં મહારાષ્ટ્રની રાજધાની સાતારા(જ્યાં મારો જન્મ થયેલો)ની પાસે બે નાના પહાડો જોયા હતા. એક હતો જરંડા, જ્યાં હનુમાન વિરાજે છે અને બીજો સજ્જનગઢ, જ્યાં છત્રપતિ શિવાજીના ગુરુ સમર્થ રામદાસની સમાધિ છે. તે વખતે હું એટલો નાનો હતો કે મને પહેરવા લંગોટી પણ મળી ન હતી. તોયે ઘરના નોકર મહાદૂની આંગળી પકડીને સજ્જનગઢ ચઢ્યાનું મને સ્મરણ છે. પહાડ ચડતાં પહેલાં ઉરમોડી નદી પાર કરેલી તે પણ યાદ છે. નદીનું નામ યાદ રહ્યું કેમ કે એનો અર્થ છે છાતી તોડવાવાળી. આ પહાડી નદીઓમાં જ્યારે પૂર આવે ત્યારે મોટા ભડવીર તરવાવાળાઓની છાતી પણ તૂટી જાય છે. વરસાદ પૂરો થતાં જ પાણીનો પ્રવાહ સુકાઈ જાય છે અને પછી તો નદીની છાતી પર નાનામોટા પથરા જ રહી જાય છે.

મારી બાલ્યકાળની સ્મૃતિ સાથે જ રેલગાડીનો પ્રારંભ થાય છે. એક જ વાર અમે સાતારાથી બેલગામ સુધી ગાડામાં ગયેલા. પછીની બધી મુસાફરી અમે આગગાડીમાં કરી. આગગાડી જોઈ લોકો કેવાં ઉત્તેજિત થઈ જતાં, ડબ્બાને પ્રણામ કરતાં અને એ ડબ્બામાં બેસતાં કેટલી મુશ્કેલી પડતી એનું આછું ચિત્ર હજીયે સ્મરણપટ પર અંકાયેલું છે.

ત્યાર પછી બેલગામથી અમારે ગામ બેળગૂંદી જતાં, બોકનૂરના ડુંગરનો મને પરિચય થયો.

મારા બાળ-મને પહાડોના બે પ્રકાર નક્કી કરેલા છે: એક તો શિરોમુંડન કરેલા સંન્યાસી જેવા પહાડ, જેના પર એકે ઝાડ ન દેખાય અને બીજા જટાધારી બાવા જેવા પહાડ, જેમના માથા પર અને શરીર પર પણ જ્યાં જુઓ ત્યાં નાનાંમોટાં ઝાડો ઊગેલાં હોય, અને જેમના પગ તળે સૂકાં પાંદડાં મર્મરધ્વનિ કરતાં હોય.

પછી મોટી ઉંમરે જ્યારે હું હૈદરાબાદ (સિંધ) ગયો ત્યારે ત્યાં કાળીમાતાના મંદિર પાસે એક મૂંડી ટેકરી ઊભેલી જોઈ. ત્યાંના લોકો એને 'ગંજા ટક્કર' કહે છે. ગંજા એટલે મૂંડાયેલા માથાવાળો. આ નામ સાંભળતાંવેંત મને મારા નાનપણના દિવસો યાદ આવ્યા અને મહારાષ્ટ્રની કેટલીયે મૂંડી ટેકરીઓ નજર આગળ આવી ઊભી.

બોકનૂરનો ડુંગર જટાધારી છે. જ્યાં ઝાડ નથી ઊગતાં ત્યાં મારવેલ કરીને એક ઉત્તમ જાતનું ઘાસ ઊગે છે, જે જાનવરો માટે ઘણું પૌષ્ટિક મનાય છે.

મારી જ ઉંમરના એક નોકરને લઈને હું એક દિવસ બોકનૂર ડુંગરની સેર કરવા ઊપડ્યો. ત્યાં એક મોટું કેતકીવન હતું. જાનવરોએ એમાં આવવાજવાના રસ્તા બનાવ્યા હતા. અમે અંદર ઘૂસ્યા, જાણે અંધારા વિવરમાં પ્રવેશ કર્યો. ખૂબ ફર્યા, પાણીનાં ઝરણાં પણ જોયાં. થાક્યા ત્યારે જ દિશા યાદ કરીને બહાર નીકળી આવ્યા.

ઘેર આવી અમે કહ્યું કે, 'કેતકીવનમાં ફરવાની ઘણી મજા પડી.' ગામના લોકો તો આ સાંભળી સ્તબ્ધ જ થઈ ગયા. કહે કે, 'કૃપા ઈશ્વરની કે તમે જીવતા પાછા આવ્યા. ચારે એ વનમાં તો વાઘ રહે છે. અમે મોટા લોકો પણ વનની અંદર જવાની હિંમત કરતા નથી. કેટલાયે કૂતરા અને વાછરડા એ જંગલમાં જઈને વાઘના ભક્ષ્ય બની ગયા છે. સુબ્રો પણ કેવો મૂરખ કે તમને એ વનમાં લઈ ગયો. એણે શું વાઘની વાતો કદી સાંભળી જ ન હતી?'

એ ગમે તેમ હો પણ આખા ગામમાં એ દિવસે તો અમારા વનપ્રવેશના પરાક્રમની જ વાતો ચાલી. અજાણ્યે હું એક વીર બની ગયો હતો.

એ દિવસોમાં બેલગામમાં બ્રિટિશ ફોજ રહેતી. દર વરસે ફોજના લોકો બેળગૂંદી આવી મહિનો બે મહિના રહેતા અને બેળગૂંદીની ટેકરી પર તોપો બેસાડી બોકનૂરના ડુંગર સુધી તોપના ગોળા ફેંકતા. એ દિવસોમાં બીજાં લોકોને એ જંગલમાં જવાની રજા ન હતી. કોક કોક વાર મામાની ઘોડી પર સવાર થઈ હું આસપાસના પહાડી પ્રદેશમાં ફરી આવતો. મેદાનોમાં અને પહાડોમાં ફરવાની મજા આવતી.

પહાડોની સાચી ભવ્યતા અને એમાં ભટકવાનો પૂરો આનંદ તો અમને પહેલ-વહેલો મળ્યો અંબોલીઘાટમાં. બેલગામથી બાસઠ કે ત્રેસઠ માઈલ પર સાવંતવાડીનું રાજ હતું. ત્યાં જતાં અંબોલીનો ઘાટ આવે છે. અંબોલીથી સાવંતવાડી સુધી લગભગ અઢી હજાર ફૂટનો ઉતાર છે. આખો પ્રદેશ મોટાં મોટાં વૃક્ષોથી છવાયેલો. જ્યાં-ત્યાં ધબધબતાં પાણીના પ્રપાતો અને તમરાંનો કિર્ર અવાજ—આ છે અહીંના સહ્યાદ્રિનું દૃશ્ય. સામાન ભરેલી ગાડી સાથે મેં આ રસ્તે અનેક વાર પગપાળા પ્રવાસ કર્યો છે. શિયાળામાં તો જ્યાં જુઓ ત્યાં ધુમ્મસનો ક્ષીરસાગર જ દેખાય. આ પ્રદેશમાં રાત્રે આકાશના તારા જેવા આગિયા ઝબક્યા કરે. આવા પહાડોમાં ઊંચે ઊંચે નાનીશી ઝૂંપડી બાંધીને રહેનારા જંગલી લોકોની મને હમેશ અદેખાઈ થતી. આ લોકોનું જીવન કેટલું વિષમ અને સંકટમય હોય છે એનો ખ્યાલ મને ક્યાંથી હોય? આટલી ઊંચાઈથી ગરુડની જેમ નીચેનો પ્રદેશ અમને જોવા મળે છે એની જ ઈર્ષા મારા કાવ્યાત્માને થતી! પાસેથી જે ટેકરીઓ લીલીછમ હોય છે તે જ દૂરથી જોતાં નીલી અને જાંબુડી કેમ દેખાતી હશે એનો વિચાર મને હમેશ આવ્યા કરતો.

અંબોલીના ઘાટમાં પ્રવાસ કરતાં મેં અનેક વાર એક લોકકથા સાંભળેલી.

બ્રિટિશ સરકારે પોતાના એક ગોરા અમલદારને આદેશ આપ્યો કે, 'રામઘાટનો રસ્તો અતિ વિકટ છે. પૈડાં લાકડાથી બાંધીને ગાડાંઓ ઉપરથી નીચે ઉતારવાં પડે છે અને એક એક ગાડાને છ-આઠ બળદ જોડીએ ત્યારે જ એને ઉપર લઈ જવાય છે. આ બધું ટાળીને બીજો સહેલો રસ્તો બનાવી આપો, જેથી મુસાફરીમાં જોખમ ન રહે.' પેલા ગોરાએ ઘણાં ફાંફાં માર્યાં પણ રસ્તો બનાવી ન

શકયો. એટલામાં ત્યાંના એક ભરવાડે સાહેબ બહાદુરને કહ્યું કે 'હું આપને રસ્તો દેખાડીશ. આ પ્રદેશનો હું ભોમિયો છું.' એણે રસ્તો બતાવ્યો. સાહેબ બહાદુરે એને ઘણું દાન આપ્યું અને એને મારી પણ નાખ્યો કે જેથી આવો અદ્‌ભુત રસ્તો ખોળી કાઢવાનું શ્રેય પોતાને જ મળે. આવી કથાઓ જ્યાંત્યાં મળે છે એટલે એના પર વિશ્વાસ નથી બેસતો.

૨૮–૨–'૫૭

## ૪. ગોવાનો તિનઈ ઘાટ

અંબોલી ઘાટ પછી વારો આવ્યો તિનઈ ઘાટનો. આ ઘાટ બેલગામથી માર્મ-ગોવા જતાં રસ્તામાં આવે છે.

આરામથી ગાડામાં બેસીને અંબોલી ઘાટ ઓળંગી બેલગામથી સાવંતવાડી જતાં અમને ત્રણ દિવસ લાગતા. તિનઈ ઘાટ વેસ્ટર્ન ઇન્ડિયા પોર્ચુગીઝ રેલવેમાં બેસી અમે આનંદપૂર્વક જોઈ શકતા.

તિનઈ ઘાટની શોભા અનેક રીતે અપ્રતિમ છે. આખો ઘાટ ઓળંગતાં લગ-ભગ એકવીસ બોગદાંમાંથી આગગાડી પસાર થાય છે. રસ્તામાં એક નિતાન્ત રમ-ણીય પ્રપાત આવે છે, જેનું નામ છે દૂધસાગર. કાળી નદીના આ શ્વેત ધોધની શોભા તો અનેરી જ છે. કોઈ પહાડી કન્યા નાહીધોઈને પોતાના વાળ સૂકવવા પોતાની પીઠ પર ફેલાવી દેતી હોય એવું છે આ પ્રપાતનું દૃશ્ય. એકની ઉપર બીજો એવો ત્રણ ઠેકાણે સૌંદર્યનો એ નવો નવો પ્રયાગ કરે છે. એક ઠેકાણે આગળ આવેલા ખડકને લીધે પાણી દુભંગ થયું છે. એવું લાગે છે કે જાણે કોઈ પહાડી વીર પોતાને કંઠે પહેરાવેલો ફૂલનો હાર સંકોચવશ ઉતારે છે! તિનઈ ઘાટની અસલ ખરી શોભા કેસલરૉકથી શરૂ થાય છે, અને આ શોભાની ખૂબી આપણે અનેક બાજુથી જોઈ શકીએ એટલા માટે જ જાણે રેલનો રસ્તો જાતજાતના વળાંક લઈને આગળ વધે છે. એક જ લીલા રંગના કેટલાક અસંખ્ય પ્રકાર હોઈ શકે એ બતાવવા માટે જ જાતે પ્રકૃતિમાતાએ અહીં પોતાની વનસ્પતિસૃષ્ટિની વિવિધતા પાથરી દીધી છે.

જ્યાં જંગલ છે ત્યાં નાનાંમોટાં પંખી તો હોવાનાં જ. પણ જ્યારે જ્યારે હું તિનઈ ઘાટ પરથી ગયો છું, ત્યારે ત્યારે અહીંનાં પંખીઓએ જંગલની શોભાને અસાધારણ રીતે વધારી છે.

જ્યાં પહાડની શોભા પૂરી થઈ ત્યાં કાજુ, નારિયેળ અને કેળાંનાં ઝાડ પોતાનાં સ્વાગતકારી પાંદડાં ફેલાવી ફેલાવીને આપણને બોલાવે છે. ખરું જોતાં અહીંના આખાયે જંગલી પ્રદેશમાં માણસને રહેવાનો અધિકાર જ નથી. અહીં રહેવાનો ઇજારો તો ભગવાને પશુપક્ષીઓ સાથે સાપોને જ આપેલો છે. કાળા, પીળા, લીલા – જાતજાતના સર્પો પોતાની ચામડી પર વિવિધ ભાત ધારણ કરી જ્યાંત્યાં દર્શન દે છે.

અહીંની વાસ્તવિક સૃષ્ટિમાં સાપ અને જંગલી જાનવરોની તથા કલ્પનાસૃષ્ટિમાં ભૂતપ્રેત, દેવચાર અને ડાકણ આદિની વસ્તી ઘણી છે. દેવચાર એટલે અહીંના ખાસ કોટીના રખેવાળ ભૂત અને ચૂડેલ. આ દુર્દૈવી યોનિઓની કથાઓ ત્યાંના લોકોને મોઢે સાંભળતાં રૂવાંડાં જ ઊભાં થઈ જાય છે અને આશ્ચર્ય થાય કે અહીંના લોકો શા માટે આવી કથાઓ રસપૂર્વક એકબીજાને કહેતા હશે અને આ કાલ્પનિક સૃષ્ટિને પેઢી દર પેઢી જિવાડતા હશે!

મારે મન તિનઈ ઘાટની શોભા ખંડાળા ઘાટથી જરાયે ઊતરતી નથી. અમુક બાબતોમાં તો ચડિયાતી જ છે.

અહીં વરસાદ ઘણો પડતો હોવાથી જંગલો વધ્યાં છે. માત્યાં છે; અને જંગલનું આમંત્રણ ઠેલાય નહીં એટલા માટે, એમને કારણે અહીં વરસાદ પણ વધારે પડે છે. એ બંને परस्परम् भावयंतः માણસની હેરાનગત કરે છે. આ ઘાટના સ્ટેશન ઉપર રેલગાડી થોભે તે છાપરા તળે જ. વરસાદ ન હોય ત્યારે વાદળાં તો હોય જ.

આ ઘાટની શોભામાં ઉમેરો કરે છે અહીંના લોકોની ભાષા અને એમની બોલવાની ઢબ. કોંકણી જેવી સુંદર ભાષા વારસામાં મળ્યા છતાં અહીંના લોકોને એથી સંતોષ નથી થતો. ભગવાને હાથ પણ જાણે બોલવા માટે જ આપ્યા હોય એવી રીતે લોકો હાથ વીંઝતા જાય છે અને પોતાનો અભિપ્રાય તમારા મન ઉપર ઠસાવતા જાય છે.

વખતે એ જ કારણ હશે કે જેને લીધે તિનઈ ઘાટની શોભા મારી નજરમાં— અને હૈયામાં ઊંડે સુધી ઠસાઈ ગઈ છે.

૨૮–૨–'૫૭

## ૨૨. ધનુનું મનન

મંત્રીથી ન રહેવાયું. ખરેખર, ન રહેવાય એવું જ એ દૃશ્ય હતું. આટલો બધો આનંદ એકના પેટમાં કેમ માય? એમણે આવીને કહ્યું: "પશ્ચિમમાં ઇન્દ્ર-ધનુષ્ય સુંદર તણાયું છે. જોવાલાયક છે."

અમે સવારની પ્રાર્થના પછી સાધનાક્રમ વિશે કંઈક લખતા હતા. વચમાં જ મંત્રીએ આમંત્રણ આપ્યું એટલે હું સમજી ગયો કે કંઈક અસાધારણ છે. એમણે પશ્ચિમ તરફનું બારણું ખોલ્યું અને પ્રકૃતિનું નાટ્ય એકદમ નજર આગળ ફેલાયું. બંને છેડા ક્ષિતિજને અડકતા હતા અને આખું ઇન્દ્રધનુષ્ય લગભગ અર્ધ-વર્તુળ જેટલું, ભીની રાખોડી જેવા વાદળા ઉપર, ઉઠાવદાર ઊભું હતું.

સૌથી પ્રથમ મારું લક્ષ ગયું ઉપરના ભાગમાં—નીચે લટકતી જાંબુડા રંગની આડી પટી તરફ. આટલી રેખીવ પટી સહેજે જોવાને મળતી નથી.

આખું ઇન્દ્રધનુષ્ય જોવાને મળે છે ત્યારે પણ તે આખું સરખી રીતે ઉઠાવદાર નથી હોતું. આજના ઇન્દ્રધનુષ્યના ભાગ્યમાં વાદળની પૃષ્ઠભૂમિ સારી હતી. એટલે આખું એકધારું ઉઠાવદાર થયું હતું. નીચલે છેડે લાલ અને પીળો રંગ વધારે ઉઠાવદાર હતો. જરા ઉપર ચડયા એટલે લીલો રંગ પોતાની તરફ ધ્યાન ખેંચતો હતો. વખતે એનું કારણ એ હોય કે દક્ષિણ તરફના છેડાની આસપાસ ઝાડોનો લીલો રંગ પથરાયેલો હોઈ, તે ઇન્દ્રધનુષ્યની લીલાને ખાઈ જતો હશે અને તેથી જ એનો પ્રતિયોગી લાલ અને એનો પાડોશી પીળો વધારે ઉઠાવદાર થયા હશે. ઉપરને છેડે એ ત્રણે રંગ કંઈક સૌમ્ય થયા અને જાંબુડાનો ભાર વધ્યો.

રામ સાથે જેમ લક્ષ્મણની અપેક્ષા હોય જ છે, ભગવાન બુદ્ધ સાથે ભિક્ષુ આનંદની અપેક્ષા હોય જ છે, તેમ જ ઇન્દ્રધનુષ્ય સાથે એનું પ્રતિધનુષ્ય શોધવા નજર દોડે જ છે. આજે ધનુષ્ય બહાર બંને છેડે પ્રતિધનુષ્યના અવળા રંગો દેખાતા હતા. જેટલો ભાગ દેખાતો હતો એટલો સ્પષ્ટ હતો. પણ મૂળ ધનુષ્યનાં આકર્ષણને મોળું પાડવાની એની શક્તિ ન હતી.

જૂનાં લોકોએ લખી રાખ્યું છે કે ધનુષ્ય દેખાય તો એ જોવા બીજા કોઈને નોતરવા નહીં. આ શિખામણ પાછળ હેતુ શો હશે તે આપણે જાણતા નથી. સંભવ એવો છે કે આપણે કોઈને ધનુષ્યદર્શન માટે બોલાવીએ અને એ આવે એટલામાં ધનુ અલોપ થાય. તો બંનેનો વિરસ થવાનો અને જો સામા માણસનો સ્વભાવ વહેમી હોય તો એને થવાનું કે ધનુષ્ય જેવું કાંઈ હતું જ નહીં. આપણને નાહક બોલાવીને બનાવ્યા છે.

આજના ધનુષ્યને અલોપ થવાની ઉતાવળ ન હતી. અમે જોતા જ રહ્યા. એનો કેફ ચડતો જ ચાલ્યો. ઘણો વખત ગયો એટલે સ્વાભાવિક રીતે આના પહેલાં જોયેલાં અનેક સુંદર ધનુષ્યોનું સ્મરણ થયું. સ્મરણ સાથે વર્ણન ચાલ્યું. જેટલા પ્રસંગો યાદ આવ્યા તે બધાનું વર્ણન થોડું જ થઈ શકવાનું હતું!

પ્રકૃતિના સ્વામીએ આવી રંગીન કમાન શા માટે ઊભી કરી હશે? સ્વર્ગ સુધી ચડવા માટે આ દાદરો કર્યો હશે એ કલ્પના અભણ માણસને પણ ઊઠે છે અને એ જાતનું વર્ણન દેશદેશાંતરના નવાજૂના અસંખ્ય કવિઓએ કરેલું છે. ઇન્દ્રધનુષ્યને રસ્તે માણસ સ્વર્ગ સુધી ચડી શકે કે નહીં? કોણ જાણે, પણ આપણી નજર એ દાદરા ઉપર બંને બાજુએ અસંખ્ય વાર ચડઊતર કરે જ છે અને આપણે એક પાવન યાત્રા કરીએ છીએ એ જાતની ધન્યતા દૃષ્ટિ અનુભવે જ છે.

થોડો વખત ગયો અને ધીમે ધીમે, ઝટ ન વરતાય એટલે ધીમે ઇન્દ્રધનુષ્ય સહેજ ઉત્તર તરફ ખસતું જણાયું. એનું કારણ શું હશે? કારણ એટલું જ કે સૂર્ય પૂર્વ તરફ ઉપર ચડતાં, સહેજ દક્ષિણ તરફ ઢળતો હતો. પરિણામે ઇન્દ્રધનુષ્ય પોતાનું આસન ઉત્તર તરફ ખેંચતું હતું. એ જ પ્રમાણમાં ધનુષ્યની કમાન નીચે

દબાઈ જતી હશે, કેમ કે પૂર્વ તરફ સૂરજ ઉપર ચડતો હતો. પણ એવો ફેરફાર અમારી નજરે ચડ્યો નહીં.

લાંબા વખત સુધી ધનુષ્યની એ અદ્ભુત શોભા જોયા જ કરી. પછી થયું કે હવે તો એ ધનુષ્ય દેખાય છે ત્યાં સુધી અહીંથી ખસવું જ નથી. આટલો નિશ્ચય કર્યો અને ધનુષ્યના રંગ ફીકા પડવા લાગ્યા. જોતજોતામાં ધનુષ્ય અલોપ થયું. સાવ અલોપ તો નહીં થયું—રંગો ઓછા થતા ગયા અને એ પૂરા અલોપ થયા પછી પણ કલ્પના तस्मिन् एव आकाशे એ ધનુષ્ય અને એના રંગો જોયા જ કરતી હતી. મૂળ ધનુષ્ય પછી એને ઠેકાણે આમ જે કાલ્પનિક ધનુષ્ય દેખાય છે એના રંગો એ ને એ જ હોય છે કે પ્રતિયોગી રંગો દેખાય છે એ શંકા તે વખતે આવી હોત તો સારું થાત.

ઇન્દ્રધનુષ્ય ગયું પણ એની ખુશબો મનમાં કાયમ રહી. એના ભણકારા આખો દિવસ ચાલ્યા જ કરતા હતા. એનો સ્પર્શ દીર્ઘકાળ સુધી આહ્લાદ આપતો હતો. એનું સંગીત ભેજામાં ગુંજતું હતું અને માધુર્ય દરેક સ્મરણને રસમય બનાવતું હતું.

ગમે તે ઇન્દ્રિય દ્વારા અનુભવેલો આનંદ જેમ એક જ આનંદનો અવતાર હોય છે તેમ જ જો હૃદયની ઉત્કટતાથી એકાદ આનંદ અનુભવ્યો હોય તો એના અનેક અવતારો એક પછી એક ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોને જાગ્રત કરે છે અને તૃપ્ત કરે છે અને એ રીતે સિદ્ધ કરે છે કે આપણી બધી જ ઇન્દ્રિયો એક જ

આખું ઇન્દ્રધનુષ્ય જોવાને મળે છે ત્યારે પણ તે આખું સરખી રીતે ઉઠાવદાર નથી હોતું. આજના ઇન્દ્રધનુષ્યના ભાગ્યમાં વાદળની પૃષ્ઠભૂમિ સારી હતી. એટલે આખું એકધારું ઉઠાવદાર થયું હતું. નીચલે છેડે લાલ અને પીળો રંગ વધારે ઉઠાવદાર હતો. જરા ઉપર ચડયા એટલે લીલો રંગ પોતાની તરફ ધ્યાન ખેંચતો હતો. વખતે એનું કારણ એ હોય કે દક્ષિણ તરફના છેડાની આસપાસ ઝાડોનો લીલો રંગ પથરાયેલો હોઈ, તે ઇન્દ્રધનુષ્યની લીલાને ખાઈ જતો હશે અને તેથી જ એનો પ્રતિયોગી લાલ અને એનો પાડોશી પીળો વધારે ઉઠાવદાર થયા હશે. ઉપરને છેડે એ ત્રણે રંગ કંઈક સૌમ્ય થયા અને જાંબુડાનો ભાર વધ્યો.

રામ સાથે જેમ લક્ષ્મણની અપેક્ષા હોય જ છે, ભગવાન બુદ્ધ સાથે ભિક્ષુ આનંદની અપેક્ષા હોય જ છે, તેમ જ ઇન્દ્રધનુષ્ય સાથે એનું પ્રતિધનુષ્ય શોધવા નજર દોડે જ છે. આજે ધનુષ્ય બહાર બંને છેડે પ્રતિધનુષ્યના અવળા રંગો દેખાતા હતા. જેટલો ભાગ દેખાતો હતો એટલો સ્પષ્ટ હતો. પણ મૂળ ધનુષ્યનાં આકર્ષણને મોળું પાડવાની એની શક્તિ ન હતી.

જૂનાં લોકોએ લખી રાખ્યું છે કે ધનુષ્ય દેખાય તો એ જોવા બીજા કોઈને નોતરવા નહીં. આ શિખામણ પાછળ હેતુ શો હશે તે આપણે જાણતા નથી. સંભવ એવો છે કે આપણે કોઈને ધનુષ્યદર્શન માટે બોલાવીએ અને એ આવે એટલામાં ધનુ અલોપ થાય. તો બંનેનો વિરસ થવાનો અને જો સામા માણસનો સ્વભાવ વહેમી હોય તો એને થવાનું કે ધનુષ્ય જેવું કાંઈ હતું જ નહીં. આપણને નાહક બોલાવીને બનાવ્યા છે.

આજના ધનુષ્યને અલોપ થવાની ઉતાવળ ન હતી. અમે જોતા જ રહ્યા. એનો કેફ ચડતો જ ચાલ્યો. ઘણો વખત ગયો એટલે સ્વાભાવિક રીતે આના પહેલાં જોયેલાં અનેક સુંદર ધનુષ્યોનું સ્મરણ થયું. સ્મરણ સાથે વર્ણન ચાલ્યું. જેટલા પ્રસંગો યાદ આવ્યા તે બધાનું વર્ણન થોડું જ થઈ શકવાનું હતું!

પ્રકૃતિના સ્વામીએ આવી રંગીન કમાન શા માટે ઊભી કરી હશે? સ્વર્ગ સુધી ચડવા માટે આ દાદરો કર્યો હશે એ કલ્પના અભણ માણસને પણ ઊઠે છે અને એ જાતનું વર્ણન દેશદેશાંતરના નવાજૂના અસંખ્ય કવિઓએ કરેલું છે. ઇન્દ્રધનુષ્યને રસ્તે માણસ સ્વર્ગ સુધી ચડી શકે કે નહીં? કોણ જાણે, પણ આપણી નજર એ દાદરા ઉપર બંને બાજુએ અસંખ્ય વાર ચડઊતર કરે જ છે અને આપણે એક પાવન યાત્રા કરીએ છીએ એ જાતની ધન્યતા દૃષ્ટિ અનુભવે જ છે.

થોડો વખત ગયો અને ધીમે ધીમે, ઝટ ન વરતાય એટલે ધીમે ઇન્દ્રધનુષ્ય સહેજ ઉત્તર તરફ ખસતું જણાયું. એનું કારણ શું હશે? કારણ એટલું જ કે સૂર્ય પૂર્વ તરફ ઉપર ચડતાં, સહેજ દક્ષિણ તરફ ઢળતો હતો. પરિણામે ઇન્દ્રધનુષ્ય પોતાનું આસન ઉત્તર તરફ ખેંચતું હતું. એ જ પ્રમાણમાં ધનુષ્યની કમાન નીચે

ભારત છોડયા પછી એમણે કે એમના મિત્રે એમનું એક સુંદર અને અદ્યતન પુસ્તક મને ભેટ તરીકે મોકલી આપ્યું. હાથમાં આવતાંવેંત હું એને ઉપરથી જોઈ ગયો. પણ જેમ આપણે ગીતાનું જીવનમાર્ગદર્શક તરીકે પારાયણ કરીએ છીએ, તે પ્રમાણે એમના એ પુસ્તકનું પારાયણ કરવું જોઈએ એમ મનમાં નક્કી થયું છે, અનુકૂળતાનું શુભ મુહૂર્ત મળતાં જ એ પ્રમાણે હું કરવાનો જ છું અને એમાંથી જે કાંઈ જ્ઞાન મળશે, પ્રેરણા મળશે અને જે કાર્યક્રમ સૂઝશે, તે બધું પોતીકાં આગળ મૂકવું જ જોઈશે એવો પણ સંકલ્પ મનમાં આવ્યો છે.

'વૃક્ષો વિશે કંઈક લખો' એવી માગણી થતાંવેંત મને એ વૃક્ષ–માનવને અર્ઘ્ય આપવાનું પહેલું મન થયું.

એ ગૃહસ્થનું નામ છે Henry Bailey Stevens. એમણે જે પાંચ-સાત પુસ્તકો લખ્યાં છે તેમાંથી મેં જે વાંચ્યું છે તેનું નામ છે–Recovery of Culture.

ગયે વરસે બ્રિટિશ ગિયાનામાં ફરતો હતો ત્યારે વિમાનમાંથી સેંકડો માઈલનાં વિસ્તારવાળાં લોકોત્તર અરણ્યો જોયાં અને આ વનસ્પતિસૃષ્ટિના પ્રમાણમાં માનવ-સૃષ્ટિ – પ્રાણી-સૃષ્ટિ કાંઈ જ વિસાતમાં નથી એની ખાતરી થઈ.

ત્યાર પછી એ જ મુલકમાં એક ઠેકાણે માનવી સંસ્કૃતિના વિકાસ વિશે વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મળ્યું. વ્યાખ્યાનને અંતે શ્રોતાઓમાંના એકે પ્રશ્ન પૂછયો: 'which is the best and highest culture in the world?' –દુનિયામાં ઉત્તમ અને સર્વોચ્ચ સંસ્કૃતિ કઈ? પ્રશ્ન પૂછનારો ભારતીય વંશનો હતો. એની અપેક્ષા એવી કે આત્મપ્રધાન, અને વિશ્વકલ્યાણની ચિંતા રાખનાર ભારતીય સંસ્કૃતિનું જ નામ હું લઈશ અને તેનું વિદ્વત્તાભર્યું વર્ણન કરીશ. Which is the highest and best culture in the world? આ સવાલના જવાબમાં મેં કહ્યું: "Agri-culture", કૃષિ-સભામાં હસાહસ થઈ ગઈ. સભામાં ભારતીય વંશના લોકો હતા જ, પણ તે સિવાય અમેરિકાના નિગ્રો તથા ગોરા લોકો પણ હતા. ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચોવચ આવેલા આદિવાસી કૅરિબ અથવા અમરિન્ડિયન વંશનો પણ એકાદ માણસ શ્રોતાઓમાં હશે.

કેટલાકે માન્યું કે બહુવંશી, બહુધર્મી શ્રોતાઓમાંના કોઈને ખોટું ન લાગે માટે આ મીઠો જવાબ સૌજન્યપૂર્વક અને કુનેહપૂર્વક મેં આપ્યો. અને સમય-સૂચકતા વાપરી, અનુપ્રાસની મદદથી જીતી ગયા.

શ્રોતાઓની આવી ગેરસમજ થાય એ ઇષ્ટ ન હતું. તેથી મેં માનવીસૃષ્ટિની ઉત્પત્તિને પૂર્વે વનસ્પતિસૃષ્ટિનું કેવડું મોટું સામ્રાજ્ય હતું અને એ સૃષ્ટિની કૃપા વડે જ પ્રાણીસૃષ્ટિનો વિકાસ શી રીતે થયો એ બધું ટૂંકામાં કહ્યું. આજે પણ માણસને જીવવા માટે હવા અને પાણીની જેટલી જરૂર છે તેટલી જ વનસ્પતિ-સૃષ્ટિની જરૂર છે, એ પણ મેં કહ્યું. વૃક્ષોને લીધે જ હવામાંના પ્રાણવાયુનું પ્રમાણ કાયમ ટકે છે અને વૃક્ષોને લીધે જ આકાશમાંથી વરસાદ પડે છે એવી – બાળકો-

ત્યારે તો આપણી કલ્પનાશક્તિ દંગ થઈ જાય છે. વિજ્ઞાન કાવ્યને મારી નાખે છે એમ કહેનારા જાણતા નથી કે વિજ્ઞાન પાસે પોતાનું કેટલું અદ્ભુત કાવ્ય છે.

આજે ઇન્દ્રધનુષ્ય જોતાં મનમાં વિચાર આવ્યો કે ઇન્દ્રધનુષ્ય જોઈને મને જે આનંદ મળે છે તે જ, તેવો જ, અથવા બીજી કોઈ જાતનો આનંદ એ ઇન્દ્રધનુષ્યને થતો હશે? મનમાં જરાક વિચાર ચાલ્યો અને તરત જવાબ ફૂટી નીકળ્યો: "કેમ નહીં?" હું સમજી ગયો કે એ જવાબ આસ્તિકતા તરફથી મળ્યો હતો અને એને પ્રશ્નરૂપ આપીને આસ્તિકતા વધારે મજબૂત થઈ હતી.

## ૨૩. વનસ્પતિ-સ્તુતિ

૧

દિલ્હીમાં શાકાહારી લોકોની એક આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાઈ હતી. અનેક દેશના મોટા મોટા વિચારકો અને પ્રચારકો એ પરિષદ માટે આવ્યા હતા. એમાંના અમુક ખાસ ચારપાંચ લોકોનો એક પરિસંવાદ દિલ્હીની આકાશવાણીએ ગોઠવેલો. આ લોકો સાથે મારો પ્રત્યક્ષ પરિચય ન હોવા છતાં આકાશવાણીવાળાઓએ આ પરિસંવાદનો વડો થવાની જવાબદારી મારે માથે નાખી. એટલે પરિસંવાદ શરૂ થાય તે પહેલાં મેં તે બધા સદ્ગૃહસ્થોનો સહેજસાજ પરિચય ઉતાવળે કરી લીધો અને દરેકને કયા પ્રશ્નો પૂછવા તે મન સાથે નક્કી કરી પરિસંવાદ શરૂ કર્યો. પરિસંવાદ તો સરસ થયો જ. પણ ખાસ લાભ એ થયો કે મને બેચાર ઉત્કૃષ્ટ લોકોની ઓળખાણ થઈ.

તેમનામાંના એકે પોતા વિશે વાત કરતાં કહ્યું કે અમારા દેશમાં લોકો મને 'વૃક્ષ-માનવ' તરીકે ઓળખે છે. અને ખરેખર એ નામ એ ગૃહસ્થને તદ્દન અન્વર્થક હતું. વનસ્પતિસૃષ્ટિનું એમનું જ્ઞાન જેટલું અગાધ હતું તેટલો જ એમનો વનસ્પતિપ્રેમ પણ ઉત્કટ હતો. એમની સાથે વાતો કરતાં વાક્યે વાક્યે અત્યંત મહત્ત્વની માહિતી તો મળતી જ હતી, પણ પ્રાણીસૃષ્ટિનો જેના પર સર્વ પ્રકારે આધાર છે એ વનસ્પતિસૃષ્ટિ વિશેનું પોતાનું કર્તવ્ય શું છે એનું ભાન આપોઆપ હૃદયમાં જાગી ઊઠ્યું અને એમ લાગવા માંડ્યું કે ખરેખર આ એક વિલક્ષણ લોકગુરુ આપણને એક પુરાતન છતાં નૂતન ધર્મની દીક્ષા જ આપી રહ્યો છે. એમનો અને મારો સહવાસ એક કલાકનો પણ ભાગ્યે જ હશે. પણ ત્યાર પછી જ્યારે જ્યારે લીલથી માંડીને મહાવૃક્ષ સુધીનો અને કૂંડાંમાંના ફૂલછોડથી માંડીને લાખો વૃક્ષોના મહાકાન્તાર સુધીનો મનમાં કાંઈ પણ વિચાર ઘોળાય છે ત્યારે ત્યારે તે વૃક્ષ-માનવનું સ્મરણ થયા વિના રહેતું નથી. એમને વૃક્ષાચાર્ય કહેવા કે વનસ્પતિઋષિ કહેવા તે હજીયે મારા મન સાથે નક્કી થતું નથી.

ભારત છોડયા પછી એમણે કે એમના મિત્રે એમનું એક સુંદર અને અદ્યતન પુસ્તક મને ભેટ તરીકે મોકલી આપ્યું. હાથમાં આવતાંવેંત હું એને ઉપરથી જોઈ ગયો. પણ જેમ આપણે ગીતાનું જીવનમાર્ગદર્શક તરીકે પારાયણ કરીએ છીએ, તે પ્રમાણે એમના એ પુસ્તકનું પારાયણ કરવું જોઈએ એમ મનમાં નક્કી થયું છે, અનુકૂળતાનું શુભ મુહૂર્ત મળતાં જ એ પ્રમાણે હું કરવાનો જ છું અને એમાંથી જે કાંઈ જ્ઞાન મળશે, પ્રેરણા મળશે અને જે કાર્યક્રમ સૂઝશે, તે બધું પોતીકાં આગળ મૂકવું જ જોઈશે એવો પણ સંકલ્પ મનમાં આવ્યો છે.

'વૃક્ષો વિશે કંઈક લખો' એવી માગણી થતાંવેંત મને એ વૃક્ષ–માનવને અર્ઘ્ય આપવાનું પહેલું મન થયું.

એ ગૃહસ્થનું નામ છે Henry Bailey Stevens. એમણે જે પાંચ-સાત પુસ્તકો લખ્યાં છે તેમાંથી મેં જે વાંચ્યું છે તેનું નામ છે–Recovery of Culture.

ગયે વરસે બ્રિટિશ ગિયાનામાં ફરતો હતો ત્યારે વિમાનમાંથી સેંકડો માઈલનાં વિસ્તારવાળાં લોકોત્તર અરણ્યો જોયાં અને આ વનસ્પતિસૃષ્ટિના પ્રમાણમાં માનવ-સૃષ્ટિ–પ્રાણી-સૃષ્ટિ કાંઈ જ વિસાતમાં નથી એની ખાતરી થઈ.

ત્યાર પછી એ જ મુલકમાં એક ઠેકાણે માનવી સંસ્કૃતિના વિકાસ વિશે વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મળ્યું. વ્યાખ્યાનને અંતે શ્રોતાઓમાંના એકે પ્રશ્ન પૂછ્યો: 'which is the best and highest culture in the world?'–દુનિયામાં ઉત્તમ અને સર્વોચ્ચ સંસ્કૃતિ કઈ? પ્રશ્ન પૂછનારો ભારતીય વંશનો હતો. એની અપેક્ષા એવી કે આત્મપ્રધાન, અને વિશ્વકલ્યાણની ચિંતા રાખનાર ભારતીય સંસ્કૃતિનું જ નામ હું લઈશ અને તેનું વિદ્વત્તાભર્યું વર્ણન કરીશ. Which is the highest and best culture in the world? આ સવાલના જવાબમાં મેં કહ્યું: "Agri-culture", કૃષિ-સભામાં હસાહસ થઈ ગઈ. સભામાં ભારતીય વંશના લોકો હતા જ, પણ તે સિવાય અમેરિકાના નિગ્રો તથા ગોરા લોકો પણ હતા. ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચોવચ આવેલા આદિવાસી કેરિબ અથવા અમરિન્ડિયન વંશનો પણ એકાદ માણસ શ્રોતાઓમાં હશે.

કેટલાકે માન્યું કે બહુવંશી, બહુધર્મી શ્રોતાઓમાંના કોઈને ખોટું ન લાગે માટે આ મીઠો જવાબ સૌજન્યપૂર્વક અને કુનેહપૂર્વક મેં આપ્યો. અને સમય-સૂચકતા વાપરી, અનુપ્રાસની મદદથી જીતી ગયા.

શ્રોતાઓની આવી ગેરસમજ થાય એ ઇષ્ટ ન હતું. તેથી મેં માનવીસૃષ્ટિની ઉત્પત્તિને પૂર્વે વનસ્પતિસૃષ્ટિનું કેવડું મોટું સામ્રાજ્ય હતું અને એ સૃષ્ટિની કૃપા વડે જ પ્રાણીસૃષ્ટિનો વિકાસ શી રીતે થયો એ બધું ટૂંકામાં કહ્યું. આજે પણ માણસને જીવવા માટે હવા અને પાણીની જેટલી જરૂર છે તેટલી જ વનસ્પતિ-સૃષ્ટિની જરૂર છે, એ પણ મેં કહ્યું. વૃક્ષોને લીધે જ હવામાંના પ્રાણવાયુનું પ્રમાણ કાયમ ટકે છે અને વૃક્ષોને લીધે જ આકાશમાંથી વરસાદ પડે છે એવી–બાળકો-

ને ખબર છે એવી વાતો પણ મેં ત્યાં ગૌરવપૂર્વક કહી, અને પ્રાકૃતિક વનસ્પતિ-સૃષ્ટિને પોતાની સેવામાં લેવા માટે મનુષ્યે કૃષિવિદ્યા કેમ ખીલવી અને તેમાં જ સર્વ સંસ્કૃતિનો શી રીતે ઉગમ છે એનું પણ સૂચન કર્યું.

આપણા લોકોને ખબર કદાચ ન હોય પણ બંગાળી લોકોએ 'કલ્ચર' માટે નવો શબ્દ બનાવવા માટે 'સંસ્કૃતિ' શબ્દ વાપર્યો તે પહેલાં 'દૃષ્ટિ' શબ્દ વાપર્યો હતો અને ત્યારથી 'સૃષ્ટિ' અને 'દૃષ્ટિ' આ બે શબ્દોની જોડી મારા મનમાં કાયમની બેસી ગઈ છે.

નિસર્ગનો જ જેમાં પુરુષાર્થ છે તે 'સૃષ્ટિ' અને મનુષ્યનો પુરુષાર્થ એમાં ઉમેરાયો એટલે તે થઈ 'દૃષ્ટિ' એમ મેં નક્કી કરી લીધું છે.

મારે આ ક્ષણે વનસ્પતિસૃષ્ટિનો વિચાર શાસ્ત્રીય દૃષ્ટિએ કરવો નથી. વૃક્ષો જોઈ જે આનંદ થાય છે, વૃક્ષવેલીને જોઈ જે આત્મીયતા ઊગે છે અને કંદ, મૂળ, ફૂલ, ફળનું સેવન કરતાં જે કૃતજ્ઞતા ઊભરાય છે તેનું જ અહીં આદરપૂર્વક સ્મરણ કરવું છે.

૨

પશુપક્ષીની સૃષ્ટિનો આધાર જેના પર છે તે તૃણ, વૃક્ષ, ઔષધિ, વનસ્પતિ અને લીલ એ બધાની લીલીછમ સૃષ્ટિનું કૃતજ્ઞતાપૂર્વક ધ્યાન, ચિંતન અને ઉપસ્થાન કરવાનું મન થયું છે.

ગમે તેવો કોરો ખડક હોય તોયે, થોડુંક પાણી પડતાંવેંત તેની ઉપર લીલી લીલી મખમલ – સુંવાળી લીલ દેખાવા માંડે છે. પાણી કહે છે કે આ લીલ તે જીવનનું પ્રાથમિક સૂચન જ છે, લીલો રંગ નજરે ચડતાંવેંત આંખો ઠંડી થાય છે અને લીલ પર પગ પડતાંવેંત લાગવા માંડે છે કે અહીં કંઈક તો દયામય છે જ. રેતી અને ખૂંચાળા કાંકરાનો જ અનુભવ જે ઉઘાડા પગોને થયેલો હોય છે તેને લીલનો સ્પર્શ કેટલો આહ્‌લાદક થઈ શકે એની કલ્પના, રોગીની પેઠે પગ બાંધીને ફરનારા માણસોને ક્યાંથી જ આવે? લીલનો સ્પર્શ એટલે પ્રાથમિક જીવનનો જ સ્પર્શ. તેમાંથી સ્નેહનું અને વાત્સલ્યનું બલિદાન અનુભવાય છે. અને આશ્ચર્ય તો એ કે પગનાં તળિયાંને લીલનો અથવા સુંવાળા ઘાસનો સ્પર્શ થતાં જ આંખના કેટલાય નાના નાના રોગો મટી જાય છે. જીવંત સુંવાળપનો સ્પર્શ તળિયાં અનુભવે છે અને લીલાછમ રંગની તૃપ્તિ નયનો મેળવે છે માટે જ આ જીવનસ્પર્શને હું આપાદનયનસ્પર્શ કહેવાનું પસંદ કરું.

એક સનાતન ઋષિએ તાપ-વર્ષાથી પોતાનું રક્ષણ કરવા માટે ઘાસનો પૂળો ફુલાવી માથે મૂકી દીધો હતો. વનસ્પતિના એ સ્પર્શને આપાદ-મસ્તકસ્પર્શ કહી શકાય.

*

તદ્દન ધરતીને વળગીને રહેનારી પ્રાથમિક વનસ્પતિ અથવા તૃણને આપણે દુર્વા તરીકે ઓળખીએ છીએ. દુર્વા એટલે નમ્રતાની મૂર્તિ. આપણે માથું ઊંચું

કરવું જોઈએ એવું દુર્વાને કદી લાગ્યું જ નથી. પણ આ દુર્વાનું કેટલું મહત્ત્વ! એકાદ નદીનો અથવા તળાવનો બાંધ વરસાદથી અથવા રેલસંકટથી વહી જતો હોય ત્યારે અનુભવી લોકો દુર્વાની વસાહત ખોદી આણી બાંધ પર મૂકી દે છે. જોતજોતામાં દુર્વાનાં મૂળ ઊંડે સુધી પહોંચી જઈ આસપાસની માટીને જોરથી પકડી રાખે છે. ચૂના-માટીના ચણતરથી પણ જ્યાં બાંધ સુરક્ષિત રહેતો નથી ત્યાં આ દુર્વાની વસાહત બાંધ પકડી-જકડીને સુરક્ષિત રાખે છે. મહાપુરે ઝાડે જાતી, તેથે લવ્હાળે વાચતી; (મહાપૂરમાં જ્યાં ઝાડો તણાઈ જાય છે ત્યાં ઘાસ બચી જાય છે) – એના જેવો આ પ્રકાર છે. દુર્વા એક વાર ચોંટી એટલે એવી તો વળગે છે કે એની ગૂંચો કેમે કરી ઊકલતી નથી.

અને દુર્વાનો રંગ પણ કેટલો ઘેરો લીલો હોય છે! દુર્વાનાં પાંદડાં અથવા પાનાં કેટલાં ધારદાર અને કરકરાં! કહેવાય છે કે સાપને બે જીભ હોય છે તેથી અમે નાનપણમાં ચીકણી માટીનો નાગ બનાવી એના મોઢામાં દુર્વાનાં બે પાનાં બેસાડી એને જીભ આપતા, અને આંખને માટે બે ચણોઠી બેસાડી દેતા.

ગણપતિને દુર્વા અત્યંત પ્રિય. દુર્વાદલ વગર ગણપતિની પૂજા થાય જ નહીં. એક વાર આફ્રિકાના જંગલમાં અમે એક જંગલી હાથી જોયો. જમીનમાંથી દુર્વા ઉખેડી ઉખેડી મૂળની માટી સાથે એને પોતાના માથા પર ઉડાડતો હતો. મને આશ્ચર્ય થયું કે આફ્રિકાના આ હાથીએ ગણેશપુરાણ વળી ક્યાંથી સાંભળ્યું હશે? ગણપતિના ભક્તોને દુર્વા જોઈ આનંદ થાય છે. બીડમાં ચરતાં ઢોરોને દુર્વા મળતાં આનંદ આવે છે પણ ખરો ખેડૂત દુર્વાથી હંમેશાં ડરે છે.

માણસ જમીન ખેડી એની માવજત કરે, તેમાં ધાન્ય વાવે અને કુદરત તે જ ઠેકાણે દુર્વાનાં મૂળિયાં વાવી ફરી તે જમીનને ખેતી માટે નકામી કરી દે. આવું આ સનાતન યુદ્ધ ચાલતું જ હોય છે. વખતસર દુર્વા નીંદી કાઢવામાં જ ખેડૂતની અડધાથી વધારે શક્તિ તો વપરાય છે. જરા જેટલી ગફલત થઈ કે આખા ખેતરનું વેરાન થયું જ સમજવું. પ્રવૃત્તિ અને સંસ્કૃતિની લડાઈમાં સ્વાભાવિક વિજય તો પ્રકૃતિનો જ! સંસ્કૃતિનું મહત્ત્વ ગમે તેટલું હોય પણ ટકાઉપણાનું વીર્ય તો પ્રકૃતિમાં જ દેખાઈ આવે છે.

## ૨૪. પુરાણપુરુષને શ્રદ્ધાંજલિ

દુ:ખનો આઘાત મને સહસા થતો નથી. મનુષ્યજીવનની ક્ષણભંગુરતા મન પર એવી તો ઠસી ગઈ છે કે માનવીજીવનમાં કાંઈ પણ થઈ જાય તોયે તેનું સહેજે આશ્ચર્ય મને થતું નથી. પણ વનસ્પતિસૃષ્ટિ વિશે તેવું નથી. કદાચ મારો પૂર્વજન્મ અરણ્યોમાં જ વીત્યો હશે. વૃક્ષો વિશે હું જે ઊંડી આત્મીયતા અનુભવું છું તે માણસ કરતાં જુદી ભલે હોય પણ ઓછી તો નથી જ.

એક દિવસ ક્યાંક મારી ઊંઘ ઊડી ગઈ. પાસે જ નદીકિનારે લાકડાના એક કારખાનામાં ઝાડનાં મોટાં મોટાં ઢીમચાં ગોળ કરવત વડે કપાતાં હતાં. ઝાડોનાં હાડકાં આ રીતે નિર્દયતાથી કપાતાં સાંભળી મારું મન અસ્વસ્થ થઈ ગયું. સાથેના સ્નેહીઓ આગળ મારી વેદના ઠાલવવા ગયો. પણ એમને તો એ માત્ર કાવ્ય જ લાગ્યું. સહાનુભૂતિને બદલે મને અહોભાવ જ મળ્યો! મને કાંઈ એ ગમ્યું નહીં.

ઉડિયામાં દુકાળને કારણે એક વાર ઘણાં ઢોરો મરી ગયાં હશે. તેમનાં હાડકાં ગાડાંઓમાં ભરી ભરીને પરદેશ મોકલવા માટે શહેર ભણી લઈ જવાતાં હતાં. હાડ અને ચામ એક થયેલા જેવા દૂબળા બળદો હાડકાંનાં ભરેલાં ગાડાં ખેંચી જતા જોઈ મને થયું કે આ બળદોને કેવું લાગતું હશે? થોડા જ વખત પછી લાકડાં-નાં ઢીમચાંથી ભરાયેલી એક બળદગાડી આવી ત્યારે લાગ્યું કે રસ્તાની બંને તરફ ઊભેલાં વૃક્ષોને સ્વકીયોનાં હાડકાં જોઈને શું થતું હશે!

પણ આવો વિચાર લોકો આગળ મૂકવામાં માલ નથી એટલું તો હું સમજી ગયો છું. પણ આજે જે સમાચાર મામાના પત્રમાં વાંચ્યા તેને વિશે લખ્યા વગર રહેવાતું નથી. મામા લખે છે કે સાબરમતી આશ્રમ સામેનો સર્વસાક્ષી વૃક્ષ વરસાદ અને પવનના મારાને લીધે ઊખડી પડ્યો અને હવે એનું શવચ્છેદન ચાલી રહ્યું છે.

કોઈ એક સામ્રાજ્ય જેટલું મજબૂત અને વિસ્તીર્ણ એ વૃક્ષ કોઈ કાળે ઊખડી પડશે એવી કલ્પના પણ મનમાં આવી શકે એ શક્ય ન હતું. તેથી મનને આઘાત લાગ્યો, આશ્ચર્ય પણ થયું અને એ પુરાણપુરુષની જીવનયાત્રાનાં મારાં સ્મરણો તાજાં થયાં.

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનું પોતાનું કામ પૂરું કરીને ભારતમાં આવવાનું નક્કી કર્યું ત્યારે દેશમાં બધે ફરીને ક્યાં સ્થાયી થવું એનો વિચાર એમણે કર્યો. દેશનો સહુથી મોટો ઉદ્યોગ વસ્ત્રવિદ્યાનો, એને અનુકૂળ સ્થાન અમદાવાદ છે એમ સમજીને અને પોતાની ભાષા ગુજરાતી હોવાથી ગુજરાતમાં જ આશ્રમ સ્થાપવાનું એમણે ઇષ્ટ માન્યું અને અમદાવાદમાં પ્રથમ કોચરબમાં બે બંગલા ભાડે લઈ તેમણે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી, અને પછી આશ્રમ માટે સારી જગ્યા શોધવા લાગ્યા.

(મારો આગ્રહ હતો કે અમદાવાદ અને મુંબઈ વચ્ચે સુરતમાં જ સત્યાગ્રહા-શ્રમની સ્થાપના કરવી સારી, પણ બાપુજીએ છેવટે અમદાવાદ જ પસંદ કર્યું.)

એક દિવસે ગાંધીજીના નિકટના સ્નેહી ડૉ. પ્રાણજીવન મહેતા રંગૂનથી અમદાવાદ આવ્યા હતા. સાબરમતીને કિનારે એક સારી જગ્યા મળે એવું હોવાથી તે જોવા માટે ડૉ. પ્રાણજીવનને સાથે લઈને જવાનું નક્કી થયું. ગુજરાતના એક પ્રખ્યાત, કુશળ ખેડૂત રાસ્રોલીના નાથાભાઈ પટેલ મારા જૂના મિત્ર. તેઓ મને મળવા આવેલા. પૂજ્ય બાપુજીએ તેમને અને મને પણ સાથે લીધા. (ઘણું કરીને આશ્રમના હિતચિંતક શ્રી પૂંજાભાઈ પણ અમારી સાથે હશે) અમે બધા કોચરબથી

નીકળ્યા અને દૂધેશ્વર મહાદેવના મંદિરની પણ આગળ ચંદ્રભાગા નદીનો પુલ ઓળંગી એ જમીન પર આવી પહોંચ્યા, ત્યારે એ જમીનને છેડે રસ્તાને લગોલગ ઊભેલા એ વિશાળ પુરાણપુરુષનાં (આમલીના ઝાડનાં) અમને પ્રથમ દર્શન થયાં. આખે રસ્તે આમલીનાં અને બાવળનાં ઝાડોની કાંઈ અછત નહોતી પણ આ વૃક્ષ-રાજનો રુઆબ અને વિસ્તાર કાંઈ ઓર જ હતો. એની છાયામાં ક્ષણ ભર બેઠા વિના વટેમાર્ગુને આગળ જવાનું મન થાય જ નહીં એવી તે તિંતિણીવૃક્ષની શોભા હતી.

અમે બધાએ જગા જોઈ. નદીના કાંઠા સુધી જઈ આવ્યા. બધાને જ એ જગા ગમી ગઈ. ગાંધીજીએ નાથાભાઈને પૂછ્યું "આ જમીનમાં શું ઊપજે, અહીં કેવાં ઝાડો વાવવાં જોઈએ." મહી નદીને કાંઠે ઉત્તમ ખેતી કરનાર આ ખેડૂતે તરત જવાબ આપ્યો—"આ જગ્યાએ બાવળનાં ઝાડો ઊગી શકશે." અમે હસી પડ્યાં. મને થોડો વિરસ પણ થયો. પછી તેઓએ કહ્યું, "આમ હસશો નહીં. સારી માવજત કરી હોય તો બાવળનું ઉત્પન્ન પણ કાંઈ ઓછું નથી." મેં કહ્યું, "ખરી વાત. મોટાં મજબૂત ગાડાંઓ માટે બાવળનાં અથવા આમલીનાં લાકડાંનાં જ પૈડાં બનાવે છે." આ જગા લેવાનું નક્કી થયું. અને અમદાવાદમાં રોગચાળો શરૂ થયો હોવાથી કોચરબ છોડી બને તેટલી ત્વરાએ સાબરમતી કાંઠે પોતાની જ જમીનમાં જઈ રહેવાનું પણ નક્કી થયું. અમદાવાદના ઉદ્યોગપતિ શ્રી અંબાલાલ સારાભાઈએ પોતાને ત્યાંથી એક મોટો તંબૂ અને બેચાર રાવટીઓ તથા એક મોટો શામિયાનો—અમને આપ્યાં. આશ્રમની ઝૂંપડીઓ અને બીજી ઈમારતો તૈયાર થતાંવેંત આ તંબૂ વગેરે પાછા આપવાની શરત કરી હતી.

હવે આ તંબૂ ઊભા શી રીતે કરવા? આશ્રમવાસીઓમાં હું હતો, સબ બંદ-રકા વેપારી! મેં કહ્યું, "કાશ્મીરની અમરનાથ યાત્રામાં સરકારી તંબૂઓ ઊભા કરવામાં મેં મદદ કરી હતી. આનું રહસ્ય હું બરાબર જાણું છું."

થયું, બીજે દિવસે રાવટીઓ, તંબૂ અને શામિયાનાનું કામ આવી પડવાથી હું સાંજે આશ્રમની જગાએ પહોંચ્યો અને આ જ આમલીના ઝાડ નીચે એક રાવટી તાણી દીધી અને બે ખાટલીઓ અંદર મૂકી અમે ઊંઘી ગયા. તંબૂઓ તૈયાર થયા પહેલાં એ આમલીના ઝાડનો જ આશ્રય અમે લીધેલો.

પછી તો ધીમે ધીમે તંબૂ, શામિયાના, ઝૂંપડીઓ અને ઈમારતો ઊભી થઈ. આશ્રમવાસીઓની સંખ્યા વધી. અમે કૂવો પણ ખોદ્યો. રસ્તાની એક બાજુએ આશ્રમ, બીજી બાજુએ રાષ્ટ્રીયશાળા. એવી સુંદર શોભા ખીલવા લાગી. શાળાની મુખ્ય ઈમારત એટલે છાત્રાલય તો મેં આ આમલીના ઝાડની સામે જ બંધાવ્યું. મારા મનમાં બેસી ગયું હતું કે અમારી સંસ્થાનો અધિષ્ઠાતાદેવ તો આ સૂક્ષ્મપર્ણી આમલીનું વૃક્ષ જ છે. આ આમલી તળેથી આવતાંજતાં હું એને મનોમન પ્રણામ કરતો.

પછી તો એ રસ્તે આવતાજતા વટેમાર્ગુઓને એની છાયામાં બેસતા જોઈ

તેમને માટે ઠંડા પાણીના ઘડા ઝાડ નીચે મૂકવાની વ્યવસ્થા થઈ. દરેક વટેમાર્ગુ શીતળ છાયાનો સ્વીકાર કરી એ આતિથેયવૃક્ષને હાર્દિક આશીર્વાદ આપતો.

દર વરસે આમલીનાં પાન સળ, સળ, કરી ખરી જતાં અને દર વરસે ચળકતાં નવાં પાંદડાં આવતાં. અમારે મન એ મોટો ઉત્સવ જ હતો. ગાંધીજીનો આશ્રમ જોતજોતામાં અખંડ ભારતનું રાજનૈતિક કેન્દ્ર બની ગયો. ગુજરાત પૂરતું તો અમે એને સાંસ્કૃતિક કેન્દ્ર પણ બનાવ્યું હતું. ધાર્મિક, રાજનૈતિક અને પ્રાકૃતિક ઉત્સવો અમે આશ્રમમાં ઊજવતા, એનું અનુકરણ ગુજરાતમાં બધે જ થતું. આશ્રમની પ્રાર્થનાનાં ભજનો અને સંગીતનો પ્રચાર પણ સર્વત્ર થવા લાગ્યો. અમારું ભજની-સંગીત માતા સાબરમતી પણ સાંભળતી અને છાયાદાતા આમલીતરુ પણ સાંભળતો. અને લહેરમાં આવે એટલે એ ડોલતો પણ ખરો.

આ વૃક્ષની છાયામાં અમે કેટકેટલી ચર્ચાઓ કરી હશે, સંકલ્પો કર્યા હશે! મનુ ભગવાને કહ્યું છે, "આ વૃક્ષો કશું જાણતાં નથી એવું માનશો નહીં. તેઓ પોતાની ભાવના વ્યક્ત કરી શકતાં નથી પણ અંદરથી બધું જ અનુભવે છે. —अंत:संज्ञा भवन्त्येते । આમ તો આશ્રમના આખાય ઈતિહાસની આ વૃક્ષને ખબર હતી પણ સહુથી મહત્ત્વની ઘટના આ ઝાડ નીચે થઈ તે ઐતિહાસિક જ હતી.

સને ૧૯૩૦ના માર્ચ મહિનાની ૧૨મી તારીખ હતી. અંગ્રેજ સરકાર સીધી રીતે સ્વરાજ આપતી નથી એ જોઈ આત્યંતિક ઉપાય તરીકે ગાંધીજીએ છેવટનો સત્યાગ્રહ શરૂ કરવાનો નિર્ધાર કર્યો. એમણે કહ્યું, "મેં આ સરકાર પાસે સ્વરાજનો રોટલો માગ્યો એને બદલે એઓ મને પથરા મારવા લાગે છે. આ સામ્રાજ્યનો અંત આવવો જોઈએ. હવે સ્વરાજ મેળવ્યા સિવાય આ આશ્રમમાં રહેવા હું નથી જ આવવાનો." એવો દૃઢ સંકલ્પ કરી ગાંધીજીએ એંશી સાથીઓને લઈ સાબરમતીથી દાંડીના સમુદ્રકાંઠા સુધી જવાનું નિશ્ચિત કર્યું. અને ત્યાં જે ગરીબોના મીઠા પર સરકાર કર લેતી હતી તે મીઠાનો કાયદો તોડી બ્રિટિશ સરકારને પડકાર કરવાનો નિશ્ચય કર્યો.

પ્રાર્થનાભૂમિની રેતી પર બેસી બધાએ પ્રાર્થના કરી. અમદાવાદના હજારો નાગરિકો આશ્રમમાં અને નદીની રેતીમાં આગલી રાત્રે સૂતા હતા. એ બધાએ પ્રાર્થનામાં ભાગ લીધો. "વૈષ્ણવ જન"નું પદ બધાએ બુલંદ અવાજે એકીસાથે ગાયું અને બાપુજી સહિત બધા દાંડીયાત્રીઓ આ જ આમલીના ઝાડ તળે ક્રમવાર ઊભા રહ્યા.

ગાંધીજીએ કરેલો ભગવદ્ગીતાનો ગુજરાતી અનુવાદ 'અનાસક્તિયોગ'ના નામે એ જ દિવસે છપાઈને તૈયાર થયો હતો. આ ગ્રંથની એંશી નકલો લાવી, ઊભા રહેલા એંશી લોકોના હાથમાં અમે એક એક નકલ મૂકી દીધી. અને સ્વરાજનો જયઘોષ કરતા કરતા આ એંશી સ્વાતંત્ર્ય વીરો ઝડપભેર ઊપડ્યા. હું જો પુરાણકાર હોત તો આકાશમાંથી ગંધર્વોએ કરેલી પુષ્પવૃષ્ટિ મેં જોઈ હોત. યાત્રા શરૂ થઈ. કોઈ કલ્પી ન શકે એટલા વેગપૂર્વક બાપુજી ચાલવા લાગ્યા. એમના કસાયેલા

સૈનિકો એમની પાછળ પાછળ, એટલી જ ઝડપથી ચાલ્યા. એમને વળાવવા આવેલા નાગરિકોને તો દોડાદોડ જ કરવી પડી!

કોકે મને પૂછ્યું, "ગાંધીજી આટલી ઝડપથી શા માટે ચાલે છે?" મેં કહ્યું, "આ છે સ્વરાજયાત્રા; ગાંધીજીને પારતંત્ર્ય અસહ્ય થયું છે." આટલું બોલી હું અટક્યો. એટલામાં એક બીજી વાત કહેવા જેવી લાગતાં મેં કહ્યું, "ગાંધીજી છે લશ્કરી સેનાપતિ. તેઓ જાણે છે કે લોકો જો એમની આગળ આગળ ચાલશે તો એમના પગ વડે ઊડનારી ધૂળ પોતે અને પોતાના સૈનિકોને ખાવી પડે. ૨૦૦ માઈલની યાત્રા નિશ્ચિત વખતે પૂરી થવી જ જોઈએ. અને કોઈએ માંદા ન પડવું જોઈએ. એટલે જ એમણે આ વેગ પહેલેથી જ ધારણ કર્યો છે."

એ આખી યાત્રાનું રોમહર્ષણ વર્ણન મારે અહીં કરવું નથી. એ યાત્રા જ્યાં પૂરી થઈ ત્યાં ઊભેલા વટવૃક્ષનું દર્શન હમણાં જ ફરી વાર કરી આવ્યો છું.

પણ ગાંધીજીની સ્વરાજ્યપ્રાપ્તિ માટેની દાંડીયાત્રાનો પ્રારંભ જે વૃક્ષ નીચે થયો તેને શ્રદ્ધાંજલિ આપતાં એ વૃક્ષે જોયેલું ઐતિહાસિક દૃશ્ય અહીં નોંધવું જરૂરી હતું. દાંડીયાત્રા શરૂ થયેલી જોતાવેંત એ વૃક્ષરાજ ધન્ય ધન્ય થઈ બોલી ઊઠયો, —

अद्य मे सफलं जन्म ।
अद्य मे धन्यजीवितम् ।।

ત્યાર પછી કેટલીય વાર આશ્રમની મુલાકાતે હું ગયો છું. અને એ પુરાણ-પુરુષને મેં આંખો વડે આલિંગન કર્યું છે. હમણાં હમણાં એનાં પાંદડાં મળવાં દુર્લભ થયાં હતાં. એના ચહેરા પર ઘડપણની અવકળા આવવા લાગી હતી. મને એની થોડી ચિંતા પણ થવા લાગી હતી પણ આ વૃક્ષ આમ ઊખડી પડશે એવી તો કલ્પના પણ આવી ન હતી. સદ્‌ભાગ્યે આશ્રમના ચિત્રકાર પાસે મેં આ વૃક્ષનું એક રેખાચિત્ર કઢાવ્યું હતું. એનું જ દર્શન હવે કરવું રહ્યું. દુનિયામાં વૃક્ષો તો અસંખ્ય છે પણ ગાંધીબાપુના દિવ્ય જન્મકર્મના સતત સાક્ષી રહેવાનું ભાગ્ય જેને સાંપડ્યું તે વૃક્ષરાજનું જીવન ખરે જ ધન્ય છે. એની પુણ્યસ્મૃતિને આ શ્રદ્ધાંજલિ અર્પણ કરી આજે હું કૃતકૃત્ય થાઉં છું.

## ૨૫. વટવૃક્ષની છાયા તળે

એક દિવસે વેડછીથી કાગળ આવ્યો કે 'ગાંધી વિદ્યાપીઠ માટે એક મુખપત્ર ચલાવવું છે. એને માટે વટવૃક્ષનું નામ વિચારીએ છીએ.' મેં તરત મારી પ્રસન્ન સંમતિ લખી મોકલી. મને એ નામ અનેક રીતે બંધબેસતું લાગ્યું.

પછી યાદ આવ્યું કે જ્યારે પૂ. બાપુજીની સૂચના પ્રમાણે અને ગુજરાત રાજકીય પરિષદના ઠરાવ પ્રમાણે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવાનું નક્કી થયું ત્યારે સાથીઓએ મારી પાસેથી એ સંસ્થા માટે એક ધ્યાનમંત્ર (Motto) માગ્યો.

મને તરત એક લીટી યાદ આવી: सा विद्या या विमुक्तये; પૂ. બાપુજીને પણ એ મંત્ર બધી રીતે ઉત્તમ લાગ્યો. (હવે તો એ મંત્ર દેશમાં અનેક સંસ્થાઓએ પોતાનો કર્યો છે.) એક સામાન્ય સુભાષિતમાં તે એક લીટી હતી.

પણ સાથીઓએ ઇચ્છ્યું કે વિદ્યાપીઠની છાપમાં વિદ્યાપીઠના પ્રતીક તરીકે કાંઈક હોવું જોઈએ. ત્યારે મેં સૂચવ્યું 'વડ.' એ પણ બધાને ગમ્યું. ત્યારથી આ જ સુધી વિદ્યાપીઠની છાપમાં જાડા થડવાળો વડ વિરાજમાન છે.

ગ્રામસેવાની દૃષ્ટિએ અને આદિવાસી જનતાની ઉન્નતિ અર્થે ચાળીસ વર્ષ એકાગ્ર સેવા કરનાર જુગતરામભાઈની આસપાસ જ્યારે અનેક વિદ્યાલયો કે આશ્રમો સ્થપાયાં અને એ બધાંનું સંગઠન કરી એક ગ્રામવિદ્યાપીઠ ગાંધીજીને નામે સ્થાપિત કરવાનું નક્કી થયું ત્યારે જુગતરામભાઈને એ વડની જ કલ્પના પસંદ આવી અને એમને ગાંધી વિદ્યાપીઠના મુખપત્ર માટે **વટવૃક્ષ** નામ પસંદ આવ્યું એ બધી રીતે યથાયોગ્ય થયું.

દીર્ઘજીવી વટવૃક્ષ અનેક રીતે હિંદુસંસ્કૃતિનું પ્રતીક છે, એની જ વાત અહીં કરવા માગું છું.

દરેક ઝાડને એનું થડ હોય છે, અને એ થડનાં મૂળિયાં જમીનની અંદર ઓછાંવત્તાં ચારે કોર ફેલાયેલાં હોય છે, એમાં તો કશી વિશેપતા નથી. વટવૃક્ષને પણ પોતાનું જબરદસ્ત થડ હોય છે, જેનાં મૂળિયાં ચારે કોર ફેલાવી એ વૃક્ષ જમીનમાંથી પોષણ શોધે છે અને મેળવે છે.

પણ વટવૃક્ષની વિશેષતા એ છે કે એ થડમાંથી બેત્રણ મુખ્ય શાખાઓ ખીલવ્યા પછી તે એ શાખામાંથી કેટલીયે ઉપશાખાઓ જમીનથી દસેક ફૂટ ઊંચાઈએ ચારે દિશાએ ફેલાવે છે, અને પછી આ ફેલાયેલી શાખાઓમાંથી વડવાઈઓ નીચે મોકલે છે, જે વડવાઈઓ યથાકાળે વડ માટે નાનાં નાનાં અસંખ્ય થડોનું કામ આપે છે. આ વડવાઈઓ ઉપરથી લટકતી, જમીન સુધી પહોંચી, પોતાનાં મૂળિયાં જમીનમાં ઘુસાડી, અનેક રીતે જમીનનો રસ ચૂસવાની સગવડો મેળવે છે. વટવૃક્ષની આ ખાસિયત છે. એક જ થડ ઉપર આધાર ન રાખતાં વટવૃક્ષ પોતાની વડવાઈઓ મારફતે અનેક થડો ગોઠવી પોતાની શક્તિ અને આવરદા ઘણી ઘણી વધારે છે. વટવૃક્ષ છે જ ખરેખર વૃક્ષરાજ, તે સર્વ વૃક્ષોનો રાજા છે.

સેંકડો વર્ષ જૂનાં વડનાં ઝાડો ભારતમાં અનેક ઠેકાણે છે. એમાં ત્રણ ઝાડોની ખાસ કીર્તિ સાંભળી એટલે એ ત્રણે હું જોઈ આવ્યો છું. એનું વર્ણન મેં મારા 'રખડવાનો આનંદ'માં આપ્યું જ છે. એ વિખ્યાત ત્રણ વડલામાંથી એક તો આપણે ત્યાં જ છે. નર્મદાના પ્રવાહ વચ્ચે આવેલા એક બેટમાં એ કબીરવડને નામે મશહૂર છે. એના વિસ્તારનો જાણે કોઈ અંત જ નથી. નર્મદામાં રેલ આવે અને એ બેટનો કોઈ ભાગ તૂટી જાય તો એની સાથે કબીરવડનો એકાદ ભાગ પણ તૂટીને તણાઈ જાય. છતાં આજે એ જેટલો છે એ પણ અદ્‌ભુત વિસ્તારવાળો છે. દેશ-દેશાંતરના લોકો એ જોવા આવે છે.

બીજો એક વટવૃક્ષ મદ્રાસ પાસે અડિયાર નદીને કિનારે છે. ત્યાં જ શ્રીમતી એની બેસન્ટની જાગતિક સંસ્થા થિયૉસૉફિકલ સોસાયટીનું મુખ્ય મથક છે. ત્યાંનો એ વડલો સુંદર રીતે સાચવેલો છે. એની છાયા તળે અને વડવાઈઓ વચ્ચે અનેક ધર્મોની ચર્ચા ચાલે છે.

પણ આજે હું ખાસ સ્મરણ કરું છું કલકત્તાના 'વનસ્પતિ સંવર્ધન બગીચા'ની અંદર (બોટૅનિકલ ગાર્ડનની અંદર) એક પુરાતન વટવૃક્ષ છે એનું.

આ વૃક્ષ કોણ જાણે કેટલો જૂનો છે. એનું મુખ્ય થડ હવે ગાયબ છે. એની જે મોટી મોટી ડાળો – શાખાઓ ચારે કોર ફેલાયેલી છે એ શાખાઓની વડવાઈઓ દ્વારા જ એ વૃક્ષ આજે આસપાસની જમીનમાંથી પોતાનું પોષણ ચૂસે છે. જ્યાં મુખ્ય થડ હતું તે જગા તો હમણાં કોરી છે. ઉપર ખુલ્લું આકાશ છે અને બાકીનું વૃક્ષ એ ખુલ્લા આકાશની આસપાસ કોઈ વીંટીની પેઠે ફેલાયેલું છે. એ જોતાંવેંત મને આપણા સનાતન ધર્મનું સ્મરણ થયું. આપણે કહીએ છીએ કે આપણા ધર્મનાં થડ તરીકે ચાર વેદો છે. પણ આજે એ ધર્મનો વિસ્તાર જોતાં, જોકે આપણે વેદોનું નામ લઈએ છીએ, પણ એનો પોષણ લેવાનો આધાર કેવળ વેદ નથી, પણ સ્મૃતિઓ, પુરાણો, તંત્રવિદ્યાનો વિસ્તાર અને જાતજાતનાં આગમો જ છે. આપણા લોકો પોતાના ધર્મજીવન માટે કોણ જાણે કેવા કેવા ગ્રંથોમાંથી પોષણ લે છે. એકેશ્વરી હિંદુ ધર્મમાં અસંખ્ય દેવ-દેવીઓને સ્થાન છે. ઉપાસનાના અનેક પ્રકારો છે. અનેક યુગો પોતપોતાની સાધનાઓ સૂચવે છે. આમ આ સનાતન ધર્મ પોતાની અનેક વડવાઈઓમાંથી પોષણ મેળવી નિત્યનૂતન રહે છે. ગાંધીજીને પ્રતાપે આ ધર્મને આપણા યુગમાં નવજીવન મળ્યું, એટલે હવે એ નવી નવી શાખાઓ ફેલાવશે અને એમને માટે નવી નવી વડવાઈઓ જમીન સુધી પહોંચાડી દેશે.

આ જ કામ ગાંધી વિદ્યાપીઠે પણ ગુજરાત માટે કરવાનું છે. આપણી આ વિદ્યાપીઠની સ્થાપના થઈ તે પહેલાં જ અનેક વડવાઈઓ ઠેકઠેકાણે ફેલાઈ હતી.

હવે તો ગુજરાતમાં પળાતા અનેક ધર્મોનો આપણે સનાતન ધર્મમાં સમાવેશ કરી લેવાના છીએ, અને એ રીતે ગુજરાતી સમસ્ત પ્રજાની, ભવિષ્યકાળને પોષક એવી સેવા કરવાના છીએ. માટે જ આપણી સંસ્થાના મુખપત્ર માટે આપણે **વટવૃક્ષ** નામની પસંદગી કરી છે એ બધી રીતે અન્વર્થક છે.

આપણે ત્યાં દરેક માણસ સ્વધર્મનું પાલન કરતો બધા ધર્મો પ્રત્યે આદર રાખશે. કોઈ આદિવાસીઓ ઈસાઈ થયા હશે એટલા માટે હવે આપણે એમને ન્યાત બહાર ગણવાના નથી. જૂના વખતમાં જેઓ ઈસાઈ કે મુસલમાન થઈ ગયા તેઓ પોતપોતાનો ધર્મ છો પાળે, પણ તેઓ હવે પછી ન્યાત બહાર નહીં જ ગણાય.

એક મહારાષ્ટ્રી પુરોહિત મારી સાથે ચર્ચા કરવા આવ્યો હતો. મેં એને કહ્યું કે બ્રાહ્મણ, વાણિયા અને ક્ષત્રિયોમાં કેટલાક લોકો શિવજી – મહાદેવની ઉપાસના કરે છે, કેટલાક વૈષ્ણવો હોય છે, જ્યારે કેટલાક માતાજીની પૂજા કરે છે. પણ એટલા ખાતર આપણે એમની ન્યાત અલગ કરી નથી. દરેકની પૂજા ભલે અલગ

હોય, ન્યાતે તો તેઓ એક જ છે. શૈવ, વૈષ્ણવ અને દેવીના પૂજકો પૂજા અલગ અલગ કરે છે, પણ ખાય છે, પીએ છે સાથે. અંદર અંદર વિવાહ કરવાનો પણ જરાય વાંધો નથી. ન્યાત એક અને પૂજા અલગ. આવા જોઈએ તેટલા દાખલાઓ મળે તેમ છે.

અને વૈષ્ણવ વાણિયા અને જૈન વાણિયા આપસમાં પરણતા નથી એવું થોડું જ છે?

પરણતી વખતે બે હિંદુ કુટુંબો શંકરાચાર્યને માને છે કે રામાનુજને માને છે કે મધ્વાચાર્યને, એનો વિચાર કર્યા વગર એક જ ન્યાત છે એમ જોઈને, (ઉપાસના-નો ભેદ હોવા છતાં) અંદર અંદર પરણી શકે છે. એ જ નિયમ ઈસાઈઓની બાબતમાં લાગુ કર્યો તો વાંધો શો છે?

ભારતીય સાંસ્કૃતિક એકતા મજબૂત કરવાના આ દિવસો છે. સાથે સાથે ધાર્મિકતામાં પ્રાણ રેડી, તેને પણ આપણે સજીવન કરવી છે.

આ બધી પ્રેરણા આપણને વડવાઈઓથી પોષણ મેળવનાર વટવૃક્ષ પાસેથી જ મળવાની છે. આપણી આસપાસ વડનું કોઈ સારું પીઢ ઝાડ હોય તો ચીવટપૂર્વક એના તળે જ આપણે વર્ગો ચલાવીએ. ગામના લોકોને કોઈ નવી વાત સમજાવવી હોય અથવા આપણા લોકોએ કોઈ ખાસ પુરુષાર્થ કરી નામના મેળવી હોય તો એનું અભિનંદન પણ એ વટવૃક્ષ તળે જ કરીએ. આપણી બધી પ્રવૃત્તિઓની જાહેરાત પણ આપણી મુખપત્રિકા વટવૃક્ષમાં જ કરીએ.

## ૨૬. દાંડીનું ગાંધીવૃક્ષ

મારી ખૂબ ઇચ્છા હતી કે સાંજ પહેલાં દાંડીના એ વૃક્ષનું દર્શન કરું જેની નીચે ગાંધીજી બેઠા હતા. અને કદાચ એમણે ત્યાં મહત્ત્વના કાગળો લખ્યા હશે અથવા સંકલ્પ જાહેર કર્યો હશે. સ્વરાજ્ય સરકારે એ વૃક્ષની આસપાસ એક સાદું પણ અનુરૂપ સ્મારક બનાવ્યું છે. ગયે ફેરે આ જગ્યાએ આવ્યો હતો એનું સ્મરણ તાજું છે.

પછી ત્યાંથી અમે પાસે જ સમુદ્રકિનારે જઈને બેઠા. દિલખુશભાઈ દિવાનજીએ કહ્યું, "તે વખતે સમુદ્રકિનારે તમે કાંઈ શ્લોક બોલ્યા હતા. સૂર્યાસ્ત વિશે કાંઈક હશે. પૂરો યાદ નથી. ઘણું કરીને સૂર્યના બિંબની અંદર ભગવાન નારાયણનું દર્શન થાય છે. (અને મેં અનેક વાર કર્યું છે) એનો શ્લોક હશે—

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती। नारायणः सरसिजासन सन्निविष्टः॥
केयूरवान् मकर कुंडलवान् किरीटी। हारी हिरण्मयवपुर् धृत शंखचक्रः॥

મેં દાંડી જવાની ઇચ્છા જુગતરામભાઈ આગળ વ્યક્ત કરી અને કહ્યું, "સ્થાન બહુ દૂર નથી. અમારી પાસે સમય પણ છે. પણ જુગતરામભાઈનો ઉત્સાહ ન

દેખાયો. મેં કહ્યું, "જવા દો ત્યારે. ગયે ફેરે ગયા હતા એ યાદ છે. એટલું બસ છે. વારંવાર જવામાં કોઈ વિશેષતા નથી."

વાત પૂરી થઈ. પણ કોણ જાણે ક્યાંથી ચિ. મોહને અમારી વાત સાંભળી હશે. જોરજોરથી કહેવા લાગ્યો, 'જરૂર જવું જ છે. સમય છે, મોટર તૈયાર છે, અત્યારે જ જઈશું.' મોહન આગળ જુગતરામભાઈ ઠંડા થઈ ગયા. (અથવા એમનું ઠંડાપણું દૂર થઈ ગયું.) મોહનને લીધે અમે આ વખતે એ આકર્ષક અને પવિત્ર સ્થાને જઈ શક્યા.

દિલખુશભાઈએ કહ્યું—દિલ્હીમાં ગાંધી સમાધિ છે એવું અહીં આ સ્થાન છે. મારે માટે આ વચન ટીકા જેવું થઈ પડ્યું. દિલ્હીમાં ગાંધી સમાધિ પાસે જ અમે રહીએ છીએ. દૂર દૂરથી લોકો કેટલી શ્રદ્ધા, ભક્તિ સાથે ત્યાં દર્શન માટે જાય છે! પાસે હોવા છતાં હું ત્યાં જતો જ નથી. અને મને એનું દુ:ખ પણ નથી. અહીંના લોકોને મન આ સ્થાન એવું જ ચિરપરિચિત છે. એમને મન અહીં વિશેષ ભક્તિ શા માટે હોય? હું અહીં ઉત્તેજિત થાઉં છું, કારણ કે અહીં ભાગ્યે જ આવી શકું છું. તેથી અહીં મારા સાત્ત્વિકભાવ જાગ્રત થાય છે. લોકોની અનાસ્થાનો વિચાર કર્યા પહેલાં પોતાની અનાસ્થા યાદ કરવી જોઈએ.

૨

આ રીતે નમ્ર થઈને વૃક્ષની નીચે અમે ગયા. અમારી સાથે શ્રી લલ્લુભાઈ મકનજી હતા. વૃક્ષની નીચે આરસના ત્રણ પથ્થર છે. એના ઉપર જે વચન કોતરેલાં છે તે લલ્લુભાઈએ પસંદ કરેલાં છે. મને સારાં લાગ્યાં. મેં એમની પસંદગીનાં વખાણ કર્યાં.

અને પછી એકદમ, ધ્યાનમગ્ન થઈ ગયો.

પૂ. બાપુજી પોતાની જિંદગીનું સર્વસ્વ એકાગ્ર કરીને બ્રિટિશ રાજ્યને હટાવવાનો સંકલ્પ અહીં કરી રહ્યા હતા. ભારતમાતાનું પૂરું હૃદય ગાંધીજીના હૃદય સાથે એકરૂપ થઈ ગયું હતું. માત્ર આજના ભારતવાસી જ નહીં, કોણ જાણે કેટલાયે જમાનાના અસંખ્ય ભારતવાસી પોતાના હૃદયની વેદના અને આશા લઈને આ વૃક્ષની નીચે ગાંધીજીના હૃદયમાં ઘૂસી ગયા હશે, અને ગાંધીજીના સંકલ્પની સાથે એકરૂપ થઈને ધન્યતાનો અનુભવ કરતા હશે.

અને તે દિવસોમાં બાપુજીનું હૃદય અમારા હૃદયમાં બેસીને અમને પણ કેટલી મોટી દીક્ષા આપી રહ્યું હતું! તે દિવસોમાં હું પોતે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને દાંડીકૂચનું મહત્ત્વ સમજાવી એમને ગુજરાતને ખૂણે ખૂણે મોકલતો હતો. અને કહેતો, "જાઓ, જનતાને આ આખરી ફેંસલાનું મહત્ત્વ સમજાવો. આપણી અહિંસા પૂરેપૂરી અહિંસક રહીને પણ સર્વત્ર આગ લગાડી શકે છે. એનો અનુભવ જનતાને કરાવવો છે."

"પૂ. બાપુજી તો સાબરમતીથી દાંડી સુધીની બસો-અઢીસો [illegible]

કરશે. પણ તમારે તો ગુજરાતને ખૂણે ખૂણે પહોંચવાનું છે. પોતાને ભૂલી જાઓ. ગાંધીજીના સૈનિક બનો અને ગાંધીહૃદયનો સંદેશો ગુજરાતના દરેક માણસને સંભળાવો.''

થોડા વિદ્યાર્થીઓની બે ટુકડીઓને ગાંધીયાત્રાની પૂર્વતૈયારી કરવા માટે ગાંધીજી જાય તે પહેલાં જ મોકલી દીધી હતી. એમનું નામ મેં સાંભળ્યું હતું 'અરુણ ટુકડીઓ'. ગાંધીજીનું આગમન જાણે સૂર્યોદય. એનું સૃજન કરશે મારા વિદ્યાર્થીઓ.

આજે એ બધી વાતો મારા મનમાં તાજી થઈ રહી હતી. એટલામાં શ્રી લલ્લુભાઈએ મને પૂછ્યું – "એ એંશી લોકોમાં આપ તો હશો જ કદાચ?'' મેં કહ્યું – "હું તો ખુશીથી એમાં જોડાયો હોત. પણ મારે એક મહત્ત્વનું કાર્ય કરવાનું હતું.'' મેં બધી વાત એમને સમજાવી. અને કહ્યું – "મારો નાનો દીકરો 'બાળ' ગાંધીજીની ટુકડીમાં જોડાયો ત્યારે એ અઢાર વર્ષનો હતો. મારો મોટો દીકરો સતીશ થોડા મહિના પહેલાં જ મારી સાથે નારાજ થઈને (એટલે આશ્રમની કેળવણીથી અસંતુષ્ટ થઈને) સરકારી કેળવણી લેવા માટે સ્વતંત્ર થયો હતો અને મુંબઈની કૉલેજમાં ભણતો હતો. બધું જ છોડી દઈને એકદમ આવીને ગાંધીજીના ૭૮ લોકોમાં જોડાઈ એણે એંસીની સંખ્યા પૂરી કરી દીધી.

તે દિવસોમાં થોડે થોડે દિવસે હું ગાંધીજીને મળતો હતો. શંકર(સતીશ)ના જોડાયા પછી હું ગાંધીજીને મળ્યો ત્યારે મને જોતાંવેંત પ્રસન્ન થઈ એમણે કહ્યું, "શંકરે લાજ રાખી. હું એના પર ખુશ છું.''

આ રીતે ગાંધીજીના એંશી લોકોમાં હું ન હતો. પણ મારા બંને દીકરા હતા એનું આજે પણ મને અભિમાન છે.

દાંડીકૂચના દિવસો યાદ કરીને આજની હાલત સાથે તુલના કરવાની ઇચ્છા પણ ન થઈ. એ દિવસોની મસ્તી હૃદયમાં ધારણ કરીને ભારતમાતાના ગૌરવનું સ્મરણ કરવું જ મેં ઉચિત માન્યું.

તે બધા દિવસો હૃદયમાં તાજા કરી અમે સમુદ્રકિનારે ગયા. સૂર્યાસ્તને ઘણી વાર હતી. પણ સૂર્યનારાયણનું બિંબ અમને આશીર્વાદ દઈ રહ્યું હતું. અને સમુદ્રનાં મોજાં ગંભીર બેદરકારીથી મસ્ત થઈ કહી રહ્યાં હતાં, "હજારો વર્ષોના ઇતિહાસના અમે સાક્ષી છીએ. તમ માનવીઓના ઉત્સાહ અને નિરાશા, આકાંક્ષા અને તૃપ્તિ અમારે માટે ક્ષણિક છે. અમારી હસ્તી જ જુઓ. પાણીમાંથી ઉપર ઊઠવું, એક લાંબી કિનારી બનાવી દેવી અને નીચે પડી ફીણના રૂપમાં હસી પડવું, એ જ અમારી લીલા હજારો વર્ષોથી ચાલતી આવી છે. અમે જેટલા ક્ષણિકતાના પ્રતિનિધિ છીએ તેટલા જ અનંતતાના પણ પ્રતિનિધિ છીએ. શું તમારો ઇતિહાસ અમારી ભરતી-ઓટથી જુદો છે? માનવી ઇતિહાસનું મહત્ત્વ તમારે મન ભલે ગમે તેટલું હોય, સનાતન કાલ કરતાં પણ જેની હસ્તી વધારે ગંભીર છે એ આત્માનું ચિંતન કરો, તરત પરમાત્માનું સ્મરણ થશે.''

સામેનું સૂર્યબિંબ એક વાદળ પાછળ લુપ્ત થઈ ગયું. અને મેં 'ईशावास्यं इदम् सर्वम्'થી આરંભ કરી ઉપનિષદના અઢાર મંત્રો એ મોજાંઓને સંભળાવ્યા. અને નિત્યની પ્રાર્થના કરીને ગીતાના સ્થિતપ્રજ્ઞનું હાર્દિક શ્રાદ્ધ કર્યું. ગાંધીજીનું જ નામ ધારણ કરનારા અમારા મોહનને હાર્દિક ધન્યવાદ આપી અમે પાછા ફર્યા. કેટલું સારું થયું કે અમે અહીં આવીને ભૂતકાળને સજીવન કરી શક્યા અને એને કાલાતીત પરમાત્માના ચિંતનમાં વિલીન કરી શક્યા!

ખરેખર ભારતીઓ માટે આ એક તીર્થસ્થાન છે. અમારે માટે તો જીવનની પવિત્રતમ અને ઉચ્ચતમ ઘડી અહીં સદાને માટે જીવિત છે.

## ૨૭. (પિતા સાથે માણેલું) પહેલું સમુદ્રસ્નાન

કોણ જાણે કેમ આજે બપોરથી થોડો થાક જણાતો હતો. ચિ. સરોજને મળવા આવેલી એકબે પારસી બહેનો સાથે જરા વિનોદ કરતો હતો, એટલામાં ફિરોજાબહેને સૂચના મૂકી કે 'આપણે એમની મોટરમાં બેસી સમુદ્રકિનારે જઈએ, અને ત્યાં પ્રાર્થના કરીએ.' મને એ વાત ત્રેવડી ગમી ગઈ. એક તો સમુદ્રદર્શન થશે, બીજું ત્યાં પ્રાર્થના કરાશે, અને ત્રીજું પ્રાર્થનાનો પ્રારંભ તો ફિરોજાબહેન પોતાના જરથુષ્ટ્રી મંત્રોથી કરશે.

અમે ગયાં. એક ઊંચાઈએથી સમુદ્રનાં મોજાં સરસ દેખાય એવી એક જગ્યા ફિરોજાબહેને પસંદ કરી અને એમણે પ્રારંભ કર્યો.

अ षेम वोहु बाहे स्तेम् अस्ती बिगौर અને પછી ચલાવ્યું यथा अहुवइयो विगेर

વિશાળ ક્ષિતિજ સુધીનો સામેનો સમુદ્ર, અને આ બાજુના કિનારા ઉપર હુમલો લઈ આવનાર મોજાંઓનું ફૂટી જતું હાસ્ય. એવા વાતાવરણમાં પ્રાર્થનાના મંત્રોના અર્થનું ચિંતન કરવા માગતો હતો. પણ એ ચિંતન મોજાંઓના એ હાસ્યમાં ફરી ફરી ડૂબી જતું હતું.

વાદળાંઓથી ઘેરાયેલું આકાશ, સમુદ્રની ચંચળ શાંતિ, અને મુંબઈમાં સહેજે મળી ન શકે એવું આ ઠેકાણેનું એકાંત.

પ્રાર્થનાના અમારા શ્લોકોના વાતાવરણમાં, મારું ચિંતન ગમે તે રૂપ લે છે. એમાં ગમે તે ક્ષેત્રમાં પહોંચી જાઉં તોયે, વિષયાંતર જેવું લાગે નહીં. મારા પ્રાર્થના-ચિંતનની જ એ ખાસ ખૂબી છે.

જમણા છેડાથી ડાબા છેડા સુધી ફેલાયેલાં નાનાંમોટાં મોજાંઓ, આપસમાં વાતો કર્યા વગર જાણે એક સામાન્ય યોજના અમલમાં મૂકવામાં મસ્ત હતાં. હું ઘડીકમાં આ બાજુ જોઉં. ઘડીકમાં પેલી બાજુ જોઉં. ફરી વચમાં દેખું. અન્તે જ્યાં મોજાંઓ પોતાના હુમલાથી જ થાકી જઈને પોતાનું પાણી પાછું લઈ જવાની

તૈયારી કરે છે ત્યાં એમની સાથે ભળીને ઈશ્વરચિંતનમાં સમરસ થવા માગતો હતો; એટલામાં એકદમ કારવાર જતાં મુરગાંવમાં સૌથી પ્રથમ જોયેલા સમુદ્રનું સ્મરણ થયું. એ પહેલવહેલી આશ્ચર્યચકિત ભાવના જાગ્રત કરવા જાઉં એટલામાં કારવારમાં મારા પિતાશ્રી સાથે સવારમાં સમુદ્રસ્નાને ગયો હતો અને એમણે મારા સમુદ્રસ્નાનના આનંદની કદર કરતાં મોજાંઓની રમત સાથે કેમ ભળી જવું એની મને દીક્ષા આપી હતી, એ આખો પ્રસંગ યાદ આવી ગયો. મારા જેવા બાળકના સમુદ્રસ્નાનના સૌથી પહેલા આનંદમાં ભળી જઈ પિતાશ્રીએ જે સહાનુભૂતિ મને બતાવી તે મારે માટે સાવ નવી હતી.

પિતાશ્રીની ઉંમર જ્યારે બાવન વર્ષની હતી ત્યારે જન્મેલો હું, એમનો સૌથી નાનો દીકરો. તે વખતે સાત વર્ષનો હોઈશ. મોટેરાંઓ નાના બાળકને સાચવે છે, કેળવે છે, જરૂર પડ્યે હુકમ કરી કાબૂમાં રાખે છે. પિતાશ્રીના પ્રેમનો મને આવો અખંડ અનુભવ હતો. પણ સમુદ્રસ્નાનનો આ મારો પહેલો અનુભવ. મોજાંઓ હેરાન પણ કરે, અને મજા માણવાનું આમંત્રણ પણ આપે. એવા વખતની મારી મૂંઝવણ, મારી ઉત્કંઠા અને નવો આનંદ મેળવવાનું મારું કુતૂહલ, એ બધું સમજી મારી સાથે જાણે સમાન બની હસતાં હસતાં મને સલાહ આપે એ અનુભવ નવો હતો. બનતાં સુધી મૂંઝવણ ટાળી આનંદ બેવડો મેળવવા ઘડીકમાં મોજાંઓ તરફ પીઠ કરવી જોઈએ. અને ઘડીકમાં નમ્રપણે આવતાં મોજાંનું સ્વાગત કરવા નીચે નમીને પાણીમાં ડૂબી જવું જોઈએ. અને ત્યાર પછી શ્વાસ અકળાય તે પહેલાં માથું ફરી બહાર કાઢવું જોઈએ – એવી સૂચનાઓ પિતાશ્રી મને આપતા હતા. એ આનંદ એટલો નવો અને ઉત્કટ હતો કે આજે આટલે વર્ષે, સામેનાં મોજાં-ઓની રમત જોઈ, બાળપણનો એ અનુભવ એકાએક તાજો થયો.

મારી વાત સાચી છે. જીવનમાં માણેલા આનંદ તેમ જ અનુભવ, એટલા ઊંડા હોય છે કે તે કાયમને માટે ભૂલી જતા જ નથી. અકલ્પિત રીતે જાગે છે અને જ્યારે જાગે છે ત્યારે જાણે ફરી સાવ તાજા થયા હોય એવો બેવડો આનંદ આપે છે.

૨

આ મોજાંઓ પાછળ કોઈ મન કામ કરે છે?

જ્યારે વરસાદ વરસે છે, અથવા નદી વહે છે ત્યારે આવો સવાલ ઊઠતો નથી. નદી નિયમ પ્રમાણે એક ધારામાં વહે છે. ત્યાં એની પાછળ કોઈ મન કામ કરતું હોય એવું લાગતું નથી. નદીમાં રેલ આવે ત્યારે એ તોફાન પાછળ કોઈ મન કામ કરતું હોય એવી શંકા મનમાં ઊઠે પણ તે ટકતી નથી.

વરસાદ તો કેટલો ચંચળ! ઘડીકમાં વધે, ઘડીકમાં થોભી જાય, ઘડીકમાં દિશા ફેરવે. એની ચંચળતા એટલી બધી સગવડ-અગવડ કરનારી હોય છે, કે એની પાછળ મન કામ કરતું હશે જ એમ લાગવું જોઈએ. પણ તેમ નથી થતું.

વાદળાંઓમાં વીજળી ગડગડાટ કરે છે. ત્યારે આ તો આકાશનું મોટું વ્યાખ્યાન ચાલે છે એવી કલ્પના મનમાં ઊગવાની, પણ તે કલ્પના જ છે. એ જાણીને આપણે તે માણવાના, કોક વખતે એનું કાવ્ય પણ લખવાના, અને છતાં આકાશના ભડભડાટ પાછળ કોઈ મન કામ કરતું હોય એમ નિશ્ચયપૂર્વક લાગતું નથી. એના કાવ્યને કાવ્ય તરીકે જ ઓળખીએ છીએ એટલું જ.

પણ જ્યારે જ્યારે સ્વસ્થ બેસીને સમુદ્રનાં મોજાંઓને જાગતાં, વધતાં અને ફૂટતાં જોઉં છું અને ફૂટયા પછી, એમની દોડ વધ્યા છતાં શક્તિ ઓછી થઈ જાય છે, ત્યારે તો એમ જ લાગે છે કે આની પાછળ કોઈ નિશ્ચિત મન કામ કરે જ છે.

"ખરેખર એવું કશું નથી; દિવસો સુધી આ આમ જ ચાલવાનું, પૌર્ણિમા અને અમાસની અસર આ મોજાંઓ ઉપર વધતી અને ઘટતી જવાની છે" એ બધું જાણતા છતાં, અને વર્ષો સુધી આ પ્રવૃત્તિ આમ જ ચાલવાની છે આવો અનુભવ હોવા છતાં સમુદ્ર કાંઠે બેસી આ મોજાંઓને એક પછી એક આવતાં જોઉં છું ત્યારે આ મોજાંઓ એકબીજાની યોજના સાથે સહયોગ કરે છે એમ મનમાં નિશ્ચિત થયા વગર રહેતું નથી. આની પાછળ એક વિશાળ મન કામ કરે જ છે. એ મનની પાછળ ધીરજ છે. દિવસરાત્રીનો ભેદ એ કરે નહીં. પણ ચંદ્રથી બનતા મહિનાનો હિસાબ તે રાખે જ છે. (અને જ્યારે આ મોજાંઓ ચંદ્રની ગણતરી સાચવે છે એમ આપણે જોઈએ છીએ ત્યારે નાનપણથી મોઢે કરેલું વચન એકદમ સાંભળાય છે :

चंद्रमा मनसो जातः। ચંદ્ર પોતે જો જ્યારે વિશ્વસ્વામીના મનમાંથી ઉત્પન્ન થયો તો એની પાસે મન હોવું જ જોઈએ. એ પોતાના ધર્મની આજ્ઞા પ્રમાણે ભલે ચાલતો હોય, પણ પોતાનું મન તો વાપરે જ છે, એની ખાતરી થતી જાય છે.

આ મોજાંઓની આટલી વિશાળ વ્યાપક સ્થળકાળમાં ફેલાયેલી રમત જેમ જેમ જોતાં જઈએ તેમ એની પાછળ મન કામ કરતું જ હોવું જોઈએ એ જાતનો 'નિશ્ચય' દૃઢ થતો જાય છે.)

અને તરત આપણું મન આ સૃષ્ટિના પ્રારંભકાળના ઈતિહાસ સુધી પહોંચી જાય છે.

આજના કરતાં પણ મોટો એવો સૂર્ય પોતાના સર્વસમર્થ તાપથી તપતો જાય છે. અને આકાશમાં ધાર્યા હિસાબ પ્રમાણે દોડતા દોડતા પોતાના જ શરીરમાંથી મોટા મોટા ગોળાઓ ફેંકતો જાય છે. અને એ ગોળાઓ પણ પોતાની આસપાસ ફરતા ફરતા, પિતા સૂર્યની પણ પ્રદક્ષિણા શરૂ કરે છે. કેવો ભયાનક પણ મજાનો રાસ!!

એ તાપનો રાસ રમનાર ગોળામાંની જ આપણી આ પૃથ્વી છે. એ પણ રાસ રમતી જાય છે અને હજારો વરસનો કાળ જેને ક્ષણ કહી શકાય એવા સમય-

માં ઠંડી થતી જાય છે. જ્યાં જ્વાળાનો ગોળો દોડતો હતો ત્યાં એ ઉત્તપ્ત પાણીનો ગોળો બની બીજાં હજારો વર્ષ સુધી એ જ રમત ચલાવે છે.

અને કોણ જાણે શાથી આ ગોળાની અંદર એક તોફાન થયું અને અગ્નિના પહાડ જેવી જમીન વચમાં વચમાં માથું ઊંચું કરવા લાગી.

એ પહાડ અને એ અગ્નિના સાગર ધીરે ધીરે ઠંડા થતા જ જાય, એની પાછળ મન કામ કરતું નથી એમ મનાય જ કેમ? બળતા પાણીમાંથી બહાર આવેલા સળગતા પહાડ આમ જ બહાર આવ્યા. બીજી રીતે ન આવ્યા એનું કારણ શું? એવો પ્રશ્ન પૂછીએ તો એનો જવાબ ન પેલો પહાડ આપી શકે, ન એને ઘેરનારો સાગર આપી શકે.

હશે. આ એક અકસ્માત હશે. પણ યથાકાળે એ બંને ઠંડા થઈ જાય છે. અને એમાંથી પ્રાણની રમત શરૂ થાય છે.

વનસ્પતિ સજીવ હોય છે. પણ એ જીવને પ્રાણ ન પણ કહેવાય વખતે. (જીવ અને પ્રાણ વચ્ચે ફેર શો? ભાષાશાસ્ત્ર કહે છે કે જેનામાં શ્વાસ લેવાનું અને છોડવાનું મન કામ કરે છે તેને જ પ્રાણ કહેવું જોઈએ.) अन् એટલે શ્વાસ લેવો. અને प्र સૂચવે છે કે એ શ્વાસ પાછળ કાંઈક प्रतिष्ठा કામ કરે છે. પ્રાણમાં ચૈતન્ય છે એટલે જ ઋષિએ કહ્યું—प्राणो वै ब्रह्म। પછી તો ઋષિ એટલે સુધી કહેવા લાગ્યા કે પ્રાણમાંથી જ બધું ઉત્પન્ન થાય છે. અને યથાકાળે એ પ્રાણમાં જ સમાઈ જાય છે.

प्राणे सर्वं समर्पितम् ।

ત્યારે આ મોજાંની પાછળ પ્રાણ કામ કરે જ છે એમ જો લાગતું હોય તો તે સાચું હોવું જ જોઈએ.

૩

જડ સૃષ્ટિમાંથી વનસ્પતિ તૈયાર થઈ. એમાં જીવ દાખલ થયો. ત્યાર પછી આવ્યાં પ્રાણી. એમાં જીવ વિકસિત થઈ પ્રાણરૂપ ધારણ કરી શકયો. પ્રાણીઓના પ્રાણ સાથે મન આવી ગયું. એ ધીરે ધીરે વિકસિત થવા લાગ્યું.

મનનું કામ મનન કરવાનું. મનન કરવાની શક્તિ જે પ્રાણીમાં ખૂબ વધી તેને આપણે માનવી અથવા મનુષ્ય કહીએ છીએ.

એ જ મન જ્યારે નિર્ણય કરવા લાગ્યું ત્યારે એને આપણે બુદ્ધિ કહેવા લાગ્યા. આવો વિકાસ થતાં થતાં આપણે આત્મા અને પરમાત્મા સુધી પહોંચી ગયા.

હવે આપણે જાણીએ છીએ કે (ભલે સુપ્ત રૂપમાં પણ) જડ સૃષ્ટિમાં પણ પરમાત્મા છે જ. એ જ રીતે જેને જડ સૃષ્ટિ કહીએ છીએ એની અંદર મન પણ કામ કરતું હશે જ. (પણ આપણે જોઈ શકીએ એટલું સ્પષ્ટ રૂપે નહીં.) ત્યારે આપણે કેમ ન કહીએ કે જડસૃષ્ટિ પણ જડ છે જ નહીં. એની અંદર જો આત્મા પરમાત્મા છે તો મન, બુદ્ધિ અને અહંકાર પણ કેમ ન હોય? આપણે

ઓળખી શકીએ, અથવા નથી ઓળખી શકતા, એ ભેદ આપણો છે. એને સૃષ્ટિ પર કેમ લાદીએ?

આવું ચિંતન ચાલતું હતું ત્યાં મોજાંઓ હસતાં હસતાં કહે, હવે બરાબર સમજ્યો ખરો. અમારું હાસ્ય ખરેખર જડ નથી પણ એ પણ પરમાત્માનું જ હાસ્ય છે. માણસ ન ઓળખી શકે; પણ માણસ કરતાં ચડે એવાં હાસ્ય ઓળખ-નાર પ્રાણીઓ, જીવો અથવા સત્ત્વો કેમ ન હોય?

આપણી મર્યાદા આપણે ભગવાનની સૃષ્ટિ ઉપર ન લાદીએ. નમ્ર થઈને પોતાની મર્યાદા ઓળખી લઈએ. ત્યાર પછી જ વખતે એ મર્યાદા દૂર થઈ શકે. અને ભગવદ્કૃપા વધવા માંડશે.

# ૨૮. બે અપમાન

માનવી માટે બે જ ચીજો સાધ્ય છે: પશુ-પક્ષીઓનું પાલન યા તેમનો શિકાર. માનવી પશુઓને મારે અને જાનવરો માણસને મારીને ખાઈ જાય એ સીધો ન્યાય માલૂમ પડે છે. પરંતુ પશુઓ દ્વારા અપમાનિત થવાનો પ્રસંગ માનવ સમક્ષ ક્યારેય આવતો નથી. પરંતુ મારી સમક્ષ એવા બે પ્રસંગો આવ્યા હતા જેમને મેં મારા સાહિત્યમાં પણ સામેલ કરી રાખ્યા છે.

પશુઓના સંગ્રહસ્થાનમાં પૂરી રાખવામાં આવતાં પશુઓ મેં ઘણાં જોયાં છે. દરવાજા પાસે તેમનાં નામ, પ્રદેશ અને સ્વભાવની મુકાતી નોંધ પણ મેં વાંચી છે. આનો બદલો લેવા માટે જ જાણે, જ્યારે હું પહેલી જ વાર સ્વરાજ્યની લડતના કેદી તરીકે જેલમાં હતો અને એક રવિવારે પોલીસની સગવડ ખાતર મને બપોરે ત્રણ વાગ્યે ઓરડીમાં પૂરી દેવામાં આવ્યો હતો ત્યારે એક હૃષ્ટ-પુષ્ટ બિલાડો ઓરડીના દરવાજા પાસે આવીને, સ્વચ્છંદતાપૂર્વક દરવાજાની તડોમાંથી કેદમાં પુરાયેલા મને જોઈને ઘુરકાટ સાથે મ્યાઉં, મ્યાઉં કરીને પોતાનો આનંદ પ્રદર્શિત કરવા લાગ્યો. ઓરડીમાં કેદ પુરાયેલા મને જ્યારે સ્વજનો કે પરજનો જોતા, ત્યારે હું પણ અભિમાનથી અને કંઈક ગૌરવથી ઊલટો તેમની સામે જોતો. હું સ્વતંત્રતાનો ઉપાસક છું એટલે મને અહીં પૂરવામાં આવ્યો છે. શરીર ભલે જેલમાં છે પરંતુ હૃદય તો મારું જીવન્ત જ છે એવા આત્મમાનનો હું અનુભવ કરતો હતો. પરંતુ આ બિલાડો એ બધું શું જાણે! નાનપણમાં જેટલા બિલાડાઓને મેં પજવ્યા હતા, માર્યા હતા એ તમામના પ્રતિનિધિ તરીકે આ બિલાડો મને જોઈને પોતાનો સંતોષ વ્યક્ત કરતો હતો. તુચ્છ-નગણ્ય એવા ચોપગા પ્રાણીથી આ પ્રમાણે અપમાનિત મારે અગાઉ ક્યારેય થવું પડ્યું નહોતું.

અને બીજી વાર અપમાન એક સિંહણે કર્યું. વાઘ બિલાડીનો ભાણેજ કહેવાય

છે. 'બિલ્લી વાઘ તણી માસી' આ ગુજરાતી રૂઢિપ્રયોગ જાણીતો છે. વાઘણ જો બિલાડીની ભાણેજ છે તો સિંહણને એની પૌત્રી કહેવી જોઈએ!

એક વાર અમે આફ્રિકાના જંગલમાં વન-પશુઓનું નિરીક્ષણ કરવા ગયા હતા. ઘણાંયે નાનાં-મોટાં પશુઓ જોયાં, પરંતુ બે દિવસ ભટકવા છતાંયે સિંહનાં દર્શન ન થયાં. અમે તો નક્કી કર્યું હતું કે સિંહને જોયા વગર પાછા જવું નહીં. છેવટે ત્રીજે દિવસે જંગલના શિકારીઓએ અમને ખબર આપી કે અમુક જગાએ સિંહનું જોડું છે. સીધે રસ્તે ત્યાં પહોંચવું શક્ય નહોતું. આથી વાંકે-ચૂંકે રસ્તે ખાડા-ટેકરા વટાવતા અમે મોટરમાં એ સિંહ-યુગલ નજીક પહોંચ્યા. સવારના નાસ્તાથી પરવારીને એ યુગલ એક ઝાડની નીચે આરામ કરતું હતું. તદ્દન નજીકથી સિંહને જોવાના લોભથી અમે સાહસ કરીને મોટર ખૂબ નજીક લઈ ગયા.

જો સિંહોએ ગર્જના કરીને અમારી મોટર પર હુમલો કર્યો હોત તો તેનું મને જરાયે દુ:ખ થાત નહીં, પણ તેઓ તો ઊઠીને બેઠા પણ થયા નહીં. સૂતાં સૂતાં જ તેમણે અમારી તરફ એક દૃષ્ટિપાત કર્યો અને સિંહણે એક મોટું બગાસું ખાધું. બગાસામાં એવો ભાવ પ્રતીત થતો હતો કે જાણે અમે તુચ્છ માનવ પ્રાણીઓ હતા. તે અપમાન મારાથી ક્યારેય ભુલાશે નહીં. ઘવાયેલી લાગણીને લીધે વીલે મોંએ અમે ત્યાંથી પાછા ફર્યા. એ પ્રસંગને સવિસ્તર લખવા સિવાય હું બીજું શું કરી શકનાર હતો?

આ બે અપમાનોમાં પણ સિંહ જેવા વનરાજે કે તેની સામ્રાજ્ઞીએ કરેલું અપમાન તો કોઈ પણ રીતે સહન થઈ શકે; પરન્તુ સાબરમતી જેલમાં રવિવારને દિવસે એ બિલાડાએ ઘુરકાટ સાથે કરેલા 'મ્યાઉં, મ્યાઉં'નું અપમાન સાચે જ અસહ્ય હતું. મરાઠીમાં કહેવત છે કે માન-સન્માન લોકોને કહેવાં અને અપમાનને મનમાં સમાવવાં. આ જૂની શિખામણની ઉપરવટ જઈને હું અપમાનના આ બંને પ્રસંગો લોકોને સંભળાવી રહ્યો છું. સંતોષ માત્ર એટલો જ છે કે આ વાત માનવી સુધી જ પહોંચશે. સિંહો અને બિલાડાઓના કાન સુધી નહીં પહોંચે.

## ૨૯. મૂર્તિનું સર્જન

એક હતો મૂર્તિકાર. પોતાના ધ્યાનની મસ્તીમાં ફાવે ત્યાં ભટકતો હતો. એણે એક ખડકાળ પ્રદેશમાં એક મોટો પથ્થર જોયો. એને એ પથ્થરમાં કશુંક દેખાયું.

સુંદર પાકેલી દ્રાક્ષને પ્રકાશ સામે ધરતાં જ જે પ્રમાણે આપણને દ્રાક્ષની અંદરનાં બીજ દેખાય છે અથવા એકસ-રે દ્વારા મનુષ્યના શરીરમાંનાં હાડકાંઓ સ્પષ્ટ દેખાય છે એ જ પ્રમાણે મૂર્તિકારને એ પથ્થરમાં દેવીની મૂર્તિ દેખાઈ. ફરક એટલો જ કે તાજી અને આકર્ષક દ્રાક્ષના પેટાળમાં આપણને એનાં ખર-બચડાં બી વિચિત્ર લાગે છે. તારુણ્યનું લાવણ્ય ઊભરાતાં માનવદેહમાં એકસ-રેની

દૃષ્ટિએ ભયાનક એવું હાડપિંજર દેખાય છે. કારણ કે બંને ઠેકાણે આપણે પાર્થિવ દૃષ્ટિ વડે જોતાં હોઈએ છીએ. મૂર્તિકારની પાર્થિવ નજરને બ્રહ્માએ ઘડેલ પથ્થરનો ટુકડો જ દેખાતો હતો. પણ રસેશ્વરે મૂર્તિકારની કલ્પનાને દિવ્ય દૃષ્ટિ આપી હતી. તેથી એને એ ખરબચડા પથ્થરમાં એક લાવણ્યમયી, પ્રમાણબદ્ધ, સુકુમાર સજીવ-મૂર્તિ દેખાઈ. શિલા બનીને પડેલી અહલ્યા પ્રભુ રામચંદ્રનાં ચરણોને દેખાઈ એ જ પ્રમાણે.

પ્રથમ તો એણે ગામમાંથી એક બળદગાડી અને માણસો બોલાવ્યા અને એ પાષાણને પોતાની શિલ્પશાળામાં એ લઈ ગયો. પછી તાબડતોબ હાથમાં હથોડી અને છીણી લઈને એણે પથ્થરની કરચો કાઢવાની શરૂઆત કરી. એની કળાત્મક દૃષ્ટિને ભીતરની મૂર્તિ સ્પષ્ટ દેખાતી હતી. એનું કાર્ય એ મૂર્તિને ચોંટેલી પથ્થરની કરચો ઉખાડવાનું જ હતું. પહેલાં તો એણે જોરશોરથી ઘા કરીને નકામો પથ્થર કાઢી નાખ્યો. પછી એણે મૂર્તિને ઘડવાની શરૂઆત કરી. કેવું એનું બળ! અને છતાંયે શી નાજુકતા! પોતાનું સમગ્ર બળ અને સમસ્ત કૌશલ્ય કાંડામાં એકત્ર કરીને એણે પથ્થર પર હથોડી વતી પ્રહારો શરૂ કર્યા. પ્રહારના પ્રમાણમાં જરા જેટલી ઉગ્રતા યા ઊણપ કામ આવે એમ નહોતી. કઈ બાજુએ કેટલા પ્રહારો કરવાથી કામ બરાબર થશે એ એની કળા જ પળે પળે એને કહેતી હતી. ભીતરની મૂર્તિને જરા જેટલું દુઃખ ન પહોંચે એની તકેદારી રાખવી જરૂરી હતી. મૂર્તિને જો જરા પણ દુઃખ પહોંચે તો મૂર્તિકારના પ્રાણ હણાઈ જાય. શલ્યચિકિત્સા કરનાર વૈદ્યના-સર્જનના કૌશલ્ય વડે એ એકાગ્રતાપૂર્વક કાર્ય કરતો હતો. પરસેવાથી એ તરબતર થઈ ગયો હતો. પાષાણના પોપડાઓ એક પછી એક ઊખડવા માંડયા. પહેલાં મોટા મોટા પછી નાના નાના. મૂર્તિકારનો જીવ એની આંખોમાં અને આંગળીઓમાં કેન્દ્રિત થયો હતો. ભૂખ કેવી અને તરસેય કેવી? નિદ્રા સુધ્ધાં પાસે ફરકતી નહોતી.

ધીમે ધીમે મૂર્તિનો અવતાર પ્રગટ થવા માંડયો. ડૂબતા માણસને પાણીની બહાર કાઢયા પછી કે ઊંઘતાને જગાડયા બાદ પ્રથમ જે રીતે એનાં અંગપ્રત્યંગો પ્રમાદી દેખાય છે અને આંખોમાં તથા ચહેરા પર ઊંઘની છાયા દેખાય છે એ જ પ્રમાણે મૂર્તિનાં દર્શન થવા માંડયાં.

હવે મૂર્તિકાર પોતાની વિદ્યા, પોતાની નિષ્ઠા અને પોતાનું ધ્યાન પોતાની આંગળીઓનાં ટેરવાંઓમાં આણીને યોગયુક્ત સ્થિતિમાં કામ કરવા માંડયો. અને આવશ્યક એવાં ઓજાર એણે જાતે જ તૈયાર કરેલાં. અને પ્રત્યેક ઓજારને પાણી પણ પ્રમાણસર જ ચડાવવામાં આવેલું. હવે એણે નિદ્રિત મૂર્તિને જાગ્રત કરવાનું કાર્ય શરૂ કર્યું. એનો કોમળ અને ગેબી સ્પર્શ થતાં જ મૂર્તિએ સ્મિત વેર્યું. પછી ધીમે ધીમે એણે પોતાની આંખો ખોલી. આંખો ખૂલતાં જ મૂર્તિકારને જોતાંવેંત પૂર્વપરિચય હોય એવી નજરે એની સામે જોયું. પોતાનાં વસ્ત્રો ઠીક કર્યાં અને

લાખ્ખો વર્ષોનું શિલાત્મક મૌન ત્યાગીને દેવી બોલી: 'તાત! મને શા માટે બોલાવી? અનેક કલ્પોની નિદ્રામાંથી મને શા માટે જગાડી? ક્યાં કાર્યની અપેક્ષા સેવીને આવું આચરણ કર્યું છે?'

હથોડીના પ્રહારો કરી કરીને પોતે જ ઘડેલી મૂર્તિ સમક્ષ એ હાથ જોડીને ઊભો રહ્યો. એણે પોતાનું મસ્તક નમાવીને નમ્રપણે ભક્તિ વડે ગદ્‌ગદ થયેલ સ્વરે કહ્યું: 'ક્ષમા કર દેવી! ક્ષમા કર. દુનિયા એકદમ ત્રાસી ગઈ છે. દુ:ખ સહન કરવાની પરાકાષ્ઠા આવી પહોંચી છે. દુ:ખની દીક્ષા વડે દિવ્યતા ધારણ કરવાને બદલે માનવજાત દુ:ખવિહ્‌વળ બનીને નાસ્તિક બનવા માંડી છે. મનુષ્યનો મનુષ્ય સાથેનો વ્યવહાર વિપરીત અને અમાનુષિક બનવા માંડયો છે. મારાથી આ દેખાતું નથી. તેથી હું ગૂંગળાઈ ગયો હતો. કશું જ ન સૂઝતાં ગાંડાની જેમ ભટકતો હતો. એટલામાં જંગલમાંના પાષાણખંડમાં મને તારાં દર્શન થયાં. મને માર્ગ સાંપડયો. મનોમન મને ખાતરી થઈ ગઈ કે દીનજનોના ઉદ્ધારનું મુહૂર્ત આજે જ છે. તેથી જ મેં તને બોલાવી છે. અહીં મને તારી સ્થાપના કરવા દે. તારા યોગ્ય અહીં એક મંદિર ઊભું કરીશ. પછી દુનિયાભરના લોકોને આમંત્રણ પાઠવીશ. જેમને તારાં દર્શન લાભશે એમના હૃદયમાં આસ્તિકતાનો અને ભક્તિનો ઉદય થશે. મનુષ્યજીવનનું રહસ્ય એમને સમજાશે અને પછી મનુષ્ય મનુષ્યને મનુષ્ય તરીકે, બંધુ તરીકે અને તારા ભક્ત તરીકે ઓળખવાનું શીખશે. હે જગન્માતા! ભુવનેશ્વરી! આ કાર્ય અખંડ ચાલુ રહે એટલા ખાતર તારે હવે સદાને માટે અહીં જ વિરાજમાન રહેવું જોઈએ.'

દેવીએ પ્રસન્ન થઈને કહ્યું: 'તથાસ્તુ! પણ વત્સ, તારે માટે તને એક પણ વરદાન નહીં જોઈએ?'

'શા માટે નહીં મા! મને અવશ્ય એક વરદાન જોઈએ છે. તારાં દર્શન માટે આવનાર ભક્તોએ તારો અહીં આવિષ્કાર કરનાર મને વીસરી જવો. હું કોણ, ક્યાંનો, મારું નામ શું હતું એની શોધ તેઓ ન કરે! મારે લીધે એમનાં દર્શન-આનંદમાં વિક્ષેપ ન પડે એટલું જ હું માગું છું.'

દેવી વિચારમાં પડી ગઈ. એના ઓઠ હલ્યા જ નહીં. મૂર્તિકારને પોતે 'વર માગ' એવું કહ્યું એ બદલ એને પશ્ચાત્તાપ થવા માંડયો. એટલામાં દેવીના ચહેરા પર પુન: પ્રસન્નતા ચમકવા માંડી. એણે કહ્યું: 'તથાસ્તુ.'

વરદાન આપીને દેવીએ તરત જ મૂર્તિકારને ઊંચકીને પોતાના હૃદયમાં સમાવી દીધો. 'હવે મારાથી ભિન્ન એવો તું રહી શકીશ જ નહીં. મારાથી અભેદ એ જ મારું તને વરદાન છે. આ પાષાણ ખંડમાં હું આવૃત હતી, લુપ્ત હતી, સુપ્ત હતી. તેં મારો આવિષ્કાર કર્યો. હવે હું તને મારા હૃદય સાથે સાયુજ્યતા અર્પણ કરું છું. તેં મને દેહ આપ્યો. હવે હું તને વિદેહ બનાવું છું. હવેથી પૃથ્વીના પુત્રો મારામાં જ તારાં દર્શન કરશે. તારામાં અને મારામાં હવે ભેદ રહ્યો નથી.'

# ૩૦. ભાતીગળ સૃષ્ટિ

ભાત એ શી વસ્તુ છે? ગુજરાતીનો ભાતીગળ શબ્દ મને બહુ ગમ્યો છે. ભાત પડે છે. કોઈ ખાસ પાડતું નથી. ભાતનું રૂપ સ્પષ્ટ કરવું મુશ્કેલ. પણ એની છાપ પડયા વગર રહેતી નથી. આકાશમાં વાદળાંઓ આવે છે અને જાય છે, ઘેરાય છે અને વિખેરાય છે. કોક વાર જામે છે અને ઘણી વાર ચીંથરેહાલ થાય છે. દરેક વખતે વાદળાંઓની ભાત જુદી હોય છે. અને છતાં એની મર્યાદા તો છે જ. આપણે 'વાદળાંના ઢગલા' કહીએ છીએ પણ વાદળાંનું જંગલ કહેવાનું કોઈ કાળે મન થવાનું નથી. વાદળાંઓનું ધણ કે કટક કહેવાય. પણ ફોજ કે બૅટેલિયન ન કહેવાય. લાખો વરસ થયાં વાદળાંઓ અસંખ્ય આકાર ધારણ કરતાં આવ્યાં છે અને છતાં 'રાઇટ લેફ્ટ,' 'રાઇટ લેફ્ટ' કરીને ચાલનાર સિપાઈઓની હાર એમણે બનાવી નથી. આટલી બધી વિવિધતા અનંત રીતે ફેલાય છે અને અજમાય છે છતાં એ પોતાની મર્યાદા બહાર જતી નથી.

મારા મનમાં સૌથી પ્રથમ ભાતનું કુતૂહલ જામ્યું એ નાનપણમાં રાત્રે ગાડાની મુસાફરી કરતાં નજરે ચડતા તારાઓને જોઈને. કેટલાક તારાઓ મોટા, કેટલાક નાના, કેટલાક અત્યંત ઝીણા, કેટલાક પાંખા પાંખા, કેટલાક ઝૂમખેદાર. એમની અંદર કશો નિયમ વરતાય નહીં. અને છતાં રોજ રાત્રે અમુક તારાઓના વાંકાચૂકા ત્રિકોણ હું મનમાં ગોઠવતો અને ત્રિકોણોમાં પણ કેટલા પ્રકાર થઈ શકે છે એની મજા માણતો. આટલા બધા ત્રિકોણો બનાવવાની પ્રતિભા જેટલી કુદરતની ગણાય તેટલી જ મારી પણ ખરી, એ તરફ તે વખતે મારું ધ્યાન ગયું ન હતું. આજે એ વસ્તુ ધ્યાનમાં આવતાં એ આખો આનંદ બેવડાય છે અને ઉભયપદી થાય છે.

નદીને કાંઠે કાંઠે નાનપણથી ખૂબ રખડયો છું. નદીના જાતજાતના વળાંક જોઈ, કશી અતિશયોક્તિ વગર કહી શકું કે હું હર્ષઘેલો થાઉં છું. નદી એક તરફ તટના ભેખડ તોડી પાડે છે તો બીજી બાજુ રેતીના લાંબા લાંબા પટ ફેલાવી કૂદંકૂદા કરવા માટે વત્સોને નોતરે છે.

અને ચોમાસાને અંતે, જ્યારે કાદવ સુકાવા માંડે છે ત્યારે તો જાતજાતનાં પક્ષીઓ જીવડાંની શોધમાં પદાર્પણ કરી એ કાદવમાં પોતપોતાની અનેરી ભાત પાડે છે. અને તડકો વધતાં જ્યારે એ જ કાદવમાં તડ પડી એના પોપડા બને છે ત્યારે તો એની ભાત ચિત્રકારને પણ રસ-મુગ્ધ બનાવે છે.

આગળ જતાં જ્યારે ફોટોગ્રાફીનો મારો શોખ વધ્યો અને દેશદેશાન્તરની ફોટો-મંજૂષાઓ ખૂંદવા લાગ્યો ત્યારે પક્ષીઓનાં પદચિહ્નો, કાદવનાં પોપચાં, રેતીમાં ઝીપસેલી પાણીની વીચિમાલાનાં ચિત્રો જોઈ, એવા ફોટા લેવાનું જેને સૂઝયું તે સમાનધર્મા રસિક પ્રત્યે સ્વજનોચિત આત્મીયતા જાગી.

નદીકાંઠે ચાલતાં માણેલી ભાતની મેં વાત કરી. પણ અસંખ્ય નદીઓનાં વળાંકવાળી ભાતોનો આનંદ તો મેં ત્યારે જ માણ્યો જ્યારે હવાઈ જહાજમાં બેસી બિહારમાં ક્લાકે એંસી માઈલની ગતિની મુસાફરી કરી. નદીઓ એટલે સમુદ્ર-યાત્રી સ્રોતોનો સમુદાય. એમનો આનંદ, એમની મૂંઝવણો, એમનો વિજય, એમનો પ્રતાપ અને પ્રપાત – એ આખી નવી સૃષ્ટિ જ નજર આગળ છતી થઈ. ત્યાર પછી કલકત્તાથી ગૌહટ્ટી હવાઈ જહાજ દ્વારા અનેક રસ્તે જતાં-આવતાં, એ જ આનંદ મોટા પાયા ઉપર મેળવ્યો. નદીઓનો જીવનક્રમ, એમનું બાલ્ય, એમનું ઉન્મત્ત યૌવન, સંગમનો ઉન્માદ, સાગરમિલનની ઉત્કંઠા અને વાર્ધક્યનું ભોળપણ – બધું ઉત્કટતાથી નિહાળ્યા પછી નદીઓને પણ ચારિત્ર્ય હોય છે એની પ્રતીતિ થઈ અને એમિલ લડવિગ નીલ નદીનું જીવનચરિત્ર લખવા કેમ પ્રેરાયો એનું રહસ્ય ધ્યાનમાં આવ્યું. નદીઓને લોકમાતા તરીકે મેં વર્ણવી જ છે. આજે એમને ભાતમાતા કહેવાનું પણ મન થાય છે. (બંગાળ, બિહાર અને આસામના લોકો 'ભાતખાઉ' છે એ ઉપરથી આ નામ નથી સૂઝ્યું. પણ નદીઓ એટલે એક અદ્‌ભુત ભાતસૃષ્ટિ છે એનો સૂક્ષ્મપણે અને વ્યાપકપણે સાક્ષાત્કાર થવાથી.)

ગાડાની મુસાફરીના દિવસોમાં બીજી એક ભાતનું આકર્ષણ મનમાં જામ્યું તે રસ્તાની બે બાજુ ઊગેલાં ઝાડોનાં થડ, મૂળિયાં અને શાખાની ભાતનું. નાનપણમાં રવિવર્માનું વિશ્વામિત્ર-મેનકાનું ચિત્ર જોયું હતું. મેનકા અને શકુંતલાનું રૂપ તે વખતે ગમ્યું હતું. એમનાં લાવણ્ય તરફ ખાસ ધ્યાન જવાની મારી ઉંમર ન હતી. પણ જટાધારી વિશ્વામિત્રની આખી કાયા જોઈ નાનપણથી જોયેલાં કેટલાંય વૃક્ષો યાદ આવ્યાં અને હવે તો જ્યારે જ્યારે વૃક્ષોની શાખાઓ, ડાળીઓ અને વડ-વાઈઓ જોઉં છું ત્યારે ત્યારે રઘુવંશમાં કે શાકુંતલમાં વર્ણવેલા ઋષિઓનું ચિત્ર નજર આગળ ઊભું થાય છે.

કાશ્મીરથી માંડી કન્યાકુમારી સુધી અને સૌરાષ્ટ્ર-કચ્છ-સિંધથી માંડી આસામના પરશુરામકુંડ સુધી મેં અસંખ્ય નાનાંમોટાં અરણ્યો જોયાં છે. ઉનાળામાં પણ જોયાં છે અને ચોમાસામાં પણ જોયાં છે અને જંગલોમાં ફરતાં કાદવ પણ ખૂંદ્યો છે અને સુકાયેલાં પાંદડાંના ઢગલા પણ ખૂંદ્યા છે એટલે અરણ્યો એટલે ભાતસૃષ્ટિનો મહોત્સવ એ હું સ્વાનુભવથી કહી શકું છું. કાશ્મીર તરફ માઈલો સુધી જંગલમાં દાડમનાં ઝાડ જોયાં છે. અને તેટલા જ વિસ્તારવાળા ખાટી દ્રાક્ષના વેલા પણ જોયા છે, અને હિમાલયમાં કોક ઠેકાણે, સાવ જંગલી દશામાં ઊગેલાં ફૂલ અને ફળ જોઈને ધરાયો છું એમ કહેવા કરતાં ઉન્મત્ત થયો છું એમ જ કહેવું જોઈએ.

આપણે નિશાળના વિદ્યાર્થીઓની અથવા સંસ્થાના સંચાલકોની સમૂહ-છબીઓ પડાવીએ છીએ. નાનામોટા, જુવાન અને મુરબ્બી, સ્ત્રીપુરુષ વગેરે બધાંને ગોઠવતાં આપણા મનમાં અનેક જાતની રચનાઓ સ્ફુરે છે. એનો આનંદ ઓછો નથી હોતો. પણ કોઈ ઉત્તુંગ પહાડના શિખર ઉપરથી આસપાસના અસંખ્ય પહાડોનું

અને શિખરોનું ધણ જ્યારે જોવાને મળે છે ત્યારે એ સમૂહ-છબી આગળ માનવી સમૂહ-છબીઓ ડૂલ છે એમ લાગ્યા વગર રહેતું નથી.

ઋષિઓના સમુદાયની પેઠે ધ્યાનમાં બેઠેલાં એ શિખરો ત્યાં આજકાલનાં ગોઠવાયાં નથી. પણ આ પૃથ્વી પર માનવસૃષ્ટિ કે જાનવરસૃષ્ટિ તો શું વનસ્પતિ-સૃષ્ટિ પણ પેદા થઈ ન હતી એ વખતના ઉત્પાતો શાંત થયા પછી 'ચાલો હવે આપણે શાંતિનું ચિંતન કરીએ' એવા સંકલ્પ સાથે એ શિખરો અહીં બેઠાં છે. એમની એ પૂર્વકાલીન ભાત પણ ખરેખર અપૂર્વ હોય છે.

મને થતું હતું કે આપણે આ પહાડો જોઈ ઉન્નતિનું સંમેલન જોઈ લીધું. પણ એને બહુ બહુ તો વિહંગદર્શન કહી શકાય. પહાડોનું, કેફ ચડે એવું વ્યોમ-દર્શન ખાસ તો બે ઠેકાણે કર્યું. એક તો ઇટાલી અને સ્વિટ્ઝર્લૅન્ડ વચ્ચે પ્રવાસ કરતાં બે વાર કરેલું આલ્પ્સનાં અસંખ્ય શિખરોનું દર્શન અને બીજું ફ્રેન્ચ વિમાન-માં બેસી રીયુનિયન બેટના પહાડોને માથે લગાવેલાં ચક્કર દરમ્યાન કરેલું ભીષણ દર્શન. આ બંને દર્શનો વિશાળ છતાં દીર્ઘકાળનાં ન હતાં. માંડ, અર્ધો-પોણો કલાક એ ભાગ્ય સાંપડયું હશે. પણ એ દર્શનનું વિસ્મય એટલું તો ઊંડું હતું કે મન રટતાં થોભે જ નહીં — देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ।

કેફ ઊતર્યા પછી બુદ્ધિએ હસીને કહ્યું: દેવોની વાત જવા દઈએ. આ વિમાન ચલાવનાર માતલિઓ અઠવાડિયામાં ચાર વાર આ દર્શન કરે છે અને એમનામાંથી કોઈ પણ દર્શનોન્માદથી માતેલો દેખાતો નથી. अति परिचयाद् अवज्ञा ! ખેર. એટલી તો ખાતરી થઈ કે વિશાળ, ભવ્ય અને ઉત્તુંગ વસ્તુઓ ગમે તેમ ગોઠવાય તોપણ એમની એક પોતાની ભાત પડી જ જાય છે — ના, પડી જાય છે એ શબ્દપ્રયોગ ખોટો છે — ઊપસી આવે છે એમ જ કહેવું જોઈએ. ભાત નજરે પડી ખરી પણ શિખરો વિશે બોલતાં 'નજરે ચડી' એમ કહીએ તો જ એ અક્ષરશઃ સાચું થશે.

વિમાનમાં મુસાફરી કરવાની સગવડ થયા પછી દરેક દેશની ભૂમિની અને નગરરચનાની ભાતો પણ નજરે ચડવા લાગી છે. અને તેમાંયે દહાડે એક ભાત દેખાય તો રાત્રે વળી જુદી જ દેખાય.

કશું એટલે કશું જ નહીં એ વસ્તુ પણ કેટલી ભાતીગળ હોઈ શકે છે એનો અનુભવ બે વાર થયો. એક આકાશમાર્ગે સહારાની રણભૂમિનો ઉત્તર-કિનારો ઓળંગતાં, અને બીજો અનુભવ અરબસ્તાનનો દક્ષિણ-કિનારો ઓળંગતાં. જ્યાં જુઓ ત્યાં રેતી જ રેતી. પણ એ રેતીમાં પણ તોફાની પવને પાડેલી રમતિયાળ ભાત, ઊંચાઈએથી પણ નજરનો કબજો લે છે. એ ભાત જોતાંવેંત, વાદળાંથી પણ ઉપર ગયા પછી વાદળાંનાં શિખરોની રૂઈયાળી ભાતનું સ્મરણ થયા વગર રહે નહીં. જોકે બંનેનું વ્યાકરણ તદ્દન જુદું.

કુદરતી ભાતોનું આટલું વર્ણન કર્યા પછી સરોવરો અને મહાસાગરો ઓળંગતાં — જહાજોમાં બેસી અથવા વિમાનમાં બેસી ઓળંગતાં — નજર આગળ ફેલા-

યેલી ભાતોનું સ્મરણ કર્યે જ છૂટકો. અને એની સાથે સાથે જ, સમુદ્રમાંથી બહાર નીકળતા નાનામોટા બેટોની ભાતનું પણ તર્પણ કરી લઈએ. આવા બેટો આફ્રિકાને પૂર્વ કિનારે, મોરિશિયસ, રીયુનિયન, માડાગાસ્કરની આસપાસ અને બે અમેરિકા વચ્ચેના જાતજાતના દ્વીપસમૂહો ઓળંગતાં ખાસ જોયેલા છે.

નાનાંમોટાં તળાવો અને સરોવરો તો પૃથ્વીએ પોતાના સાળુ પર બેસાડેલાં નાનાંમોટાં આભલાં જેવાં જ લાગે છે અને એમની ઉપરથી પસાર થતાં એ બધાં એકસામટાં નહીં પણ વારાફરતી ચળકે છે.

આફ્રિકામાં ભૂમધ્યરેષાનું પક્ષપાતરહિત સેવન કરતું વિક્ટોરિયા ન્યાઝા એ સહુથી મોટું પણ છીછરું સરોવર ગણાય. એના પૃષ્ઠભાગ પર એક વાર નાનાં નાનાં વાદળાંઓની અને એમની છાયાની ભાત જોઈ હતી. અને એક વાર તો સરોવરના પૃષ્ઠભાગ પર મોજાંઓની પણ વિચિત્ર ભાત હતી. ઈરાની અખાતની ભાત નોખી અને ભૂમધ્ય સમુદ્રની નોખી અને જાપાન જતાં-આવતાં અનેક વાર જોયેલી પ્રશાન્ત મહાસાગરની ભાત જુદી.

અરબી સમુદ્રની ભાત તો ભારતને પશ્ચિમ-કિનારે જે જોઈ હતી તે જ યાદ છે. અને બીજે છેડે, એડનની આસપાસ બાબેલ માંડપની સામુદ્રધુનીમાં જોયેલી રંગબેરંગી ભાત પણ યાદ છે.

ચોપડીઓનાં જિલ્દ બાંધવા માટે આપણે અબરી કાગળ-માર્બલ પેપર વાપરીએ છીએ અને એને માટે જાતજાતની ભાતો પસંદ કરીએ છીએ. આવી એક અબરી ભાત, સેંકડો માઈલ ફેલાયેલી જોઈને હું આભો જ બની ગયો હતો. તે હતી વેસ્ટ ઇન્ડિઝના જમૈકા આદિ બેટો વચ્ચે ફેલાયેલા સમુદ્ર ઉપર. એ ભાત જોતો હતો ત્યારે પણ મનમાં શંકા આવતી હતી કે આ સાચું છે કે સ્વપ્ન? પાણીના પીપ ઉપર તેલના છાંટા પડ્યા હોય અને એના ઉપર કચરો ઊડીને બાઝ્યો હોય ત્યારે ઉપર નીળા, લીલા કે પીરોજી રંગની ભાત પડે છે એમાં કોક વાર ચળકતો સોનેરી રંગ હોય છે તો કોક વાર ગંદો બદામી રંગ હોય છે. પણ મુખ્ય ખૂબી તો નીળા કે પીરોજી રંગના વાંકાચૂકા પટાની હોય છે. હવે આવા જ લીટાઓ, પટાઓ માઈલોના વળાંક લેતા નજરે પડે—અને તે પણ માથે સૂરજ ચળકતો હોય ત્યારે—ત્યારે એ દૃશ્ય કેવું થાય! આવી અબરી ભાત સ્વપ્નામાં તો શું કલ્પનામાં પણ મેં આણી ન હતી. આવું કાંઈ જોવાને મળશે એવી સૂચના પણ કોઈએ આપી ન હતી. હવાઈ જહાજોની ખિડકીમાંથી જોયા જ કરું અને વિસ્મય પામું. હજી પણ હું સમજી શક્યો નથી કે આવડા મોટા પ્રમાણમાં એ ભાત શી રીતે પડી હશે. એ ભાતનું અથવા ભાતેશ્વરનું અત્યારે સ્મરણ કરું છું ત્યારે પણ આશ્ચર્યચકિત થાઉં છું.

# ૩૧. બાળજગતના પહાડો

મારા નાનપણમાં અમારે ઘેર ટેબલખુરશીની ઝાઝી ભીડ ન હતી. નીળા રંગની અથવા લાલ ભાતની જાજમો ઘરમાં બધે પાથરેલી રહેતી. તેથી અમ બાળકોને ધમાચકડી કરવાની મનભાવતી છૂટ રહેતી. મહાદુએ આ જાજમો ગમે તેટલી ચીવટથી સપાટ સાફ-સુથરી પાથરી હોય તોયે અમે નાચીકૂદીને જાજમમાં કરચળીઓ પાડવાના જ. તેથી જોતજોતામાં જાજમ પર અનેક જાતની ટેકરીઓ તૈયાર થતી. આ ગમ્મત જોઈ મને એક વાર થયું કે આમ જાજમમાં અજાણતાં પહાડી કરચળીઓ પડે એ બસ નથી. આપણે જો જાજમને ચૂંટી ખણીને કે ચૂંટી ખેંચીને વચમાં વચમાં તંબૂ તૈયાર કર્યા હોય તો તેમાં ખરેખરી મજા પડશે. અને ચૂંટી છોડી દીધી કે એક ટેકરી તૈયાર થઈ જાય. માસ્તર આપણી જાંઘ પર ચૂંટી ખણે છે તો આપણે જાજમને ચીમટા કાં ન દઈએ? આ વિચાર મનમાં આવ્યો કે તરત જાજમની ટેકરી પર સાબરનાં શિંગડાં જેવાં શિખરો પણ ઊમટવા લાગ્યાં.

તે વખતે મને કલ્પના પણ નહીં કે મારી આ જાજમી રમત તે ભૂકંપ-શાસ્ત્રનો પ્રારંભ હતો.

ઘરની બહાર નીકળતાં જ જમણી તરફ દૂર ઊંચી ટેકરી પર અજમતારા અથવા અજિંક્યતારાનો કિલ્લો દેખાય. હું ઊઠબેસ કરું એટલે એ કિલ્લો પણ ઊંચો નીચો થતો. મને લાગતું કે કોઈ રાક્ષસે પૃથ્વીને ચૂંટી ખણી, કરચળી ઉપ-સાવી આ ટેકરી બનાવી હશે.

પર્વતનું આ મારું પહેલું દર્શન અને તે વિશેનું પહેલવહેલું ચિંતન. નાનું કુમળું ઘાસ આ પહાડને વળગેલું રહેતું. ઉનાળાનો તડકો એને શેકી કાઢે છતાં એ તો પહાડોને વળગી રહે. ટેકરીની પેલી તરફ શું છે તે જોવા એકાદ ઝાડ ટેકરી પર ચડીને ઊભું રહેતું. પહાડ જોઈ મને ઘણો આનંદ થતો. એમ લાગે કે એની તળેટીમાં જઈ એકદમ પાસેથી એનું દર્શન કરું. પણ ઢોલ્યા ગણપતિના મંદિરથી આગળ જવાની રજા ન હતી. ઝાડ હોત તો પહાડને માથે ઊભા રહી શકયા હોત. મોટા થયા પછી આ કિલ્લો જોવા આપણે જરૂર જવાના — એવા સંકલ્પો મનમાં ઊઠતા. પણ કોકે કહ્યું કે ત્યાં જવા માટે ખાસ પરવાનગી મેળવવી પડે છે અને તે સહેજે મળતી નથી.

તે જ દિવસે એમ પણ સાંભળ્યાનું યાદ છે કે સાતારા શહેરમાં કોઈ કોઈ ઠેકાણે નળ છે તેનું પાણી યવતના ડુંગરોમાંથી આણવામાં આવે છે.

એક વાર સાતારા પાસેના ડુંગરમાંનું બોગદું જોવા ગયેલા.

'બોગદું' કહેતાંવેંત નાનપણની એક વાત યાદ આવી. તે કહીને જ આગળ ચાલું. કોઈકે કહ્યું કે બોગદાના મોઢા આગળ ડુંગરમાંથી એક ઝરણું વહેતું હતું.

એ ઝરણાનું પાણી પીવા માટે એક માણસ ગયો અને ખોબામાંથી પાણી પીવા લાગ્યો. એટલામાં ઉપરથી એક મોટો પથ્થર છૂટો થઈ ગબડતો આવી આ માણસના શરીર પર પડ્યો અને માણસ સાવ ચાપટપોળી બની ગયો.

બોગદું શાને કહેવાય અને ચાપટપોળી એટલે શું એ હું જાણતો ન હતો. મારો મોટો ભાઈ ગોંદુ બોગદું જોઈ આવેલો. એને મેં પૂછ્યું. એ કહે, "બોગદું તો તદ્દન કૂવા જેવું હોય. માત્ર કૂવો જમીનમાં ખોદેલો હોય, જ્યારે બોગદું પહાડમાં આડું ખોદેલું હોય. આપણે એક નળીમાંથી આરપાર જોઈએ તેવી રીતે બોગદામાંથી જોઈએ એટલે પેલી તરફનું આકાશ દેખાય." મને કાંઈ જ સમજાયું નહીં. એણે જમીન પર આકૃતિ કાઢી બતાવી. પણ એ જોઈને, એવી જગ્યાએ માણસની ચાપટપોળી શી રીતે થઈ એ કેમે કર્યું ધ્યાનમાં ન આવે. "તને તો કાંઈ સમજાતું જ નથી"–એમ કહી ગોંદુએ પતાવ્યું. અને આને કાંઈ સમજાવતાં જ નથી આવડતું એની મને ખાતરી થઈ. 'બોગદું' તથા 'ચાપટપોળી' અજ્ઞાત શબ્દો છે એટલી નોંધ માત્ર મારા મનમાં કોરાઈ ગઈ.

પછી એક દિવસ, બોગદું જોવા ગયા. પ્રત્યક્ષ દર્શન થતાં જ ગોંદુનો આડો કૂવો બરાબર સમજાયો અને ચાપટપોળી થયેલા માણસની કલ્પના પણ હું રીતસર કરી શક્યો.

બોગદાની આરપાર ગયા ત્યાં નવી જ સૃષ્ટિ જોવા મળી. અમે ઠીક ઠીક ઊંચાઈએ હતા. નીચેનો પ્રદેશ ઠીંગણો લાગતો હતો. ત્યાં ચરનારાં ઢોરો સાવ નાનાં નાનાં દેખાતાં. તેમને જોવાની મજા પડી. જમણી તરફ આઘે આઘે એક પર્વત દેખાતો હતો. મનીની બાએ કહ્યું કે પેલા પહાડ પર રામદાસ સ્વામીનો સજ્જનગઢ છે. મનીની બાએ એ દિશામાં નમસ્કાર કર્યો, મારી બાએ પણ કર્યો, અને તેથી મેં પણ કર્યો. નમસ્કાર કરતાં આપણું શું જાય છે! એમાં કંઈક પુણ્ય હશે એટલો જ વિચાર તે વખતે મનમાં આવ્યો.

## ૩૨. હિંદી મહાસાગર અને દક્ષિણ ધ્રુવ

સન ૧૯૨૨, ૧૯૨૩ના અરસામાં ભારતના ઇતિહાસ વિશે "પૂર્વરંગ" નામની એક ચોપડી મેં લખી હતી. એમાં હિંદી મહાસાગરનો વિચાર કરતાં નીચેની કંડિકા આપેલી છે:

જેમ પશ્ચિમ તરફ દ્વારિકા બેટ ભારતનો દરવાજો અને પહેરેગીર છે તેમ દક્ષિણ તરફ સિલોન છે. અને એડનથી સિંગાપુર સુધીની જળમાર્ગની મુસાફરીમાં એ એક મહત્ત્વનું મથક છે.

સ્વરાજમાં સિલોનનાં હિંદી વહાણો એક તરફ મુંબઈ, કરાંચી, બસરા, એડન,

ઝાંઝીબાર અને કેપટાઉન સુધી જશે, જ્યારે બીજી તરફ વિશાખાપટ્ટણમ્, કલકત્તા, રંગૂન, સિંગાપુર, ફ્રીમેન્ટલ અને મેલબોર્ન સુધી સફર કરશે.

આમ આખા હિંદી મહાસાગર ઉપર નજર રાખવાનું આપણું મુખ્ય મથક તે લંકા જ છે. એશિયાના બે હાથ: એક કેપટાઉન સુધી ફેલાયો છે જ્યારે બીજો સિંગાપુર અને ફ્રીમેન્ટલ સુધી ફેલાયો છે. આ બે હાથની બાથમાં હિંદી મહાસાગર સમાયો છે.

સિલોનની આ ઉપયોગિતા સ્પષ્ટ કરવા થોડા દાખલા લઈએ.

અમદાવાદમાં કાંકરિયા તળાવની અને એની આસપાસની શોભા નિહાળવા માટે તળાવની વચ્ચોવચ ઊભાં રહેવું જોઈએ. એટલા માટે ત્યાં નગીનાવાડી બંધાઈ છે અને ત્યાં સુધી પહોંચવા માટે સ્થળમાર્ગ તરીકે એક પુલ બંધાયો છે.

અમૃતસરમાં પણ સરોવર વચ્ચે શીખ ગુરુદ્વારા છે અને ત્યાં જવા માટે પુલ છે.

પાવાપુરીમાં એક તળાવની અંદર જળમંદિર છે અને ત્યાં જવા માટે એક કઢંગો ત્રાંસો પુલ છે.

દક્ષિણમાં પણ મદુરા પાસે તપ્પકુલમ્ તળાવમાં એક મંદિર બાંધેલું છે.

મોટાં મોટાં બંદરોમાં જહાજોની સગવડ ખાતર એક દીવાલ સમુદ્રની અંદર ખૂબ દૂર સુધી લઈ જાય છે અને ત્યાં એક મોટો દીવો રાખે છે.

આવી જ કલ્પના લડાવીને આપણે કહી શકીએ કે હિમાલયની આસપાસ રહેનાર રાજા કુબેરનો ભાઈ રાવણ દક્ષિણ તરફ ગયો અને હિંદી મહાસાગરની વચ્ચોવચ આવેલા લંકા નામના એક દ્વીપમાં એણે એક મંદિર સ્થાપ્યું જેથી આખા હિંદી મહાસાગર ઉપર કબજો રાખી શકાય. સિલોનથી (એનું જૂનું નામ તામ્રદ્વીપ હતું) તામલુક થઈને બ્રહ્મદેશને કિનારે જાવા સુધી આપણાં વહાણો જતાં. આ બાજુ લંકાથી નીકળેલાં વહાણો મંગલૂર, દા ભોળ, ભૃગુકચ્છ થઈને મકરાણને કિનારે જતાં અને પછી દક્ષિણ તરફ વળી માલિન્દી (મોમ્બાસા) આદિ બંદરોએ થઈને આફ્રિકાની દક્ષિણ સુધી પહોંચતાં. એ દિવસોમાં આખો હિંદી મહાસાગર આપણો હતો અને આપણાં વહાણો એ મહાસાગરમાં બધે ફરતાં.

આપણે એટલે એકલા ભારતવાસી જ નહીં, અરબસ્તાનના આપણા ભાઈ-બંધો પણ એવી જ રીતે દરિયાઈ મુસાફરી કરતા. અને સુવર્ણદ્વીપ (બ્રહ્મદેશ)ના લોકો પણ આખી દરિયાઈ પ્રવૃત્તિમાં સાથ આપતા.

વેદકાળથી માંડીને આપણા લોકોએ દરિયો ખેડયો છે.

આજે આખી દુનિયાના વહાણવટામાં ભારતીય નાનાંમોટાં બધાં વહાણોની સંખ્યા એકત્ર કરીએ તો તે દુનિયાનાં વહાણોની એક ટકા જેટલી પણ થતી નથી. આપણું પ્રમાણ અરધા ટકાથી સહેજ ઓછુંવત્તું હશે!

દુનિયાના મોટામાં મોટા મહાસાગરો ત્રણ. એમાં પ્રથમ સ્થાન છે પ્રશાંત મહાસાગરનું, જે એશિયા અને અમેરિકા વચ્ચે ફેલાયેલો છે.

ત્યાર પછી આવે છે અટલાંટિક મહાસાગર, અને ત્રણેમાં સૌથી નાનો પણ ઇતિહાસપૂર્વકાળથી વધારે પ્રસિદ્ધ છે આપણો હિંદી મહાસાગર.

૨

કર્મની ન્યારી ગતિનું આશ્ચર્ય કરતાં જ્યારે કવિએ ગાયું:

"સબ નદિયોં જલ ભર ભર રહિયા, સાગર કિસ વિધ ખારી?"

ત્યારે એ કવિને ખબર હશે ખરી કે આપણા હિંદી મહાસાગરમાં કઈ કઈ નદીઓ પોતપોતાનાં મીઠાં જળ ભરી દે છે?

ઇરાકથી પ્રારંભ કરીએ તો યૂફ્રેટિસ અને ટાયગ્રિસ એ બંને ઇતિહાસપ્રસિદ્ધ અને વત્સલ નદીઓ ખજૂરનાં ઝાડોને પોતાનાં પાણી પાયા પછીની પોતાની બધી જળસમૃદ્ધિ હિંદી મહાસાગરને સોંપી દે છે અને એ જળનો સ્વીકાર કરવા માટે હિંદી મહાસાગરે અરબસ્તાન અને ઈરાન વચ્ચે પોતાનો કેટલો દીર્ઘ બાહુ લંબાવ્યો છે!

પછી આવીએ આપણા વેદવાણીના શ્રાવણથી પુનિત થયેલા ભારત દેશમાં. અહીં સાત નદીઓનાં જળ એકત્ર કરી સિંધુ કેટી બંદર આગળ પોતાનો ઉપહાર સાગર-વરને અર્પણ કરે છે. જરા દક્ષિણે ઊતરો એટલે સાબરમતી, મહી, નર્મદા, તાપી વગેરે નદીઓ પશ્ચિમ તરફ વહીને સાગરને સમૃદ્ધ કરે છે, જ્યારે પૂર્વ તરફ વહેનારી નદીઓમાં કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, મહાનદી, રૂપનારાયણ વગેરે અગણિત નાનીમોટી નદીઓ પૂર્વસમુદ્રનું તર્પણ કરે છે. અને જાણે છેલ્લી નિવાપાંજલિ અર્પણ કરવા માટે ઉત્તરનો સમસ્ત જળરાશિ એકત્ર કરનારી ગંગા અને સિંધુની પેઠે હિમાલયનાં પેલી પારનાં પાણી સાચવીને આણનારી બ્રહ્મપુત્રા અનંત હસ્તે સાગરનો ખજાનો ભરી દે છે.

એટલે બ્રહ્મદેશની નદીઓ કહે છે કે અમે પણ દૂર દૂરનાં પાણી આણવામાં ઓછી કુશળ નથી. લગભગ ચીન દેશની સરહદથી પાણી એકઠું કરતી ચિંદવિન અને ઐરાવતી એ હિંદી સાગરના કોડ પૂરા પાડે છે:

એટલે જ એ મહાસાગર નાનાંમોટાં દ્વીપ-બાલુડાંઓને પોતાનાં મોજાંઓના પારણામાં હિલોળતો જાય છે.

હિંદી મહાસાગરમાં આનંદ કરતા આ નાના મોટા દ્વીપોની નામાવલિ ભેગી કરીએ તો કોણ જાણે કેટલા સહસ્રની સંખ્યા થઈ જશે. એમનું સ્તોત્ર તો અલગ જ ગાવું જોઈએ.

૩

જેમ કચ્છની ઉત્તરે અને રાજસ્થાનમાં રેતીનું રણ અને આફ્રિકામાં સહારાનું રેતીનું રેગિસ્તાન છે તેવી જ રીતે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવની આસપાસ સનાતન બરફનું રેગિસ્તાન છે. ગમે ત્યાં જુઓ બરફનું રેગિસ્તાન અને એના ઉપર દોડમદોડ કરનાર ઠંડામાં ઠંડા પવનનાં તોફાન.

નાનપણમાં આપણે માનતા હતા કે ઉત્તર ધ્રુવની પેઠે દક્ષિણ ધ્રુવમાં પણ

પાણીનો મહાસાગર જ છે. બરફ તળે પાણી છે કે જમીન એ કોણ કહી શકે? અને શોધી કાઢયું તોયે એમાં શો ફરક પડવાનો છે? અને છતાં માણસજાતને દરેક વસ્તુનું રહસ્ય જાણ્યા વગર શાતા વળતી નથી—(ઠંડા પ્રદેશના લોકો કોઈ કાળે 'શાતા વળતી નથી' એવો શબ્દપ્રયોગ નહીં કરે. તેઓ તો કહેવાના, અમુક કર્યા વગર માણસને 'હૂંફ જામતી નથી.' ઠંડા મુલકમાં બરફ ઉપર થઈને આવતા જીવલેણ ઠંડા પવનથી બચવા માટે બરફની જ ઈંટોની એક હૂંફાળી ઓરડી ત્યાંના એસ્કિમો લોકો બનાવે છે. બરફની ગોળ દીવાલોને માથે બરફનો જ ગોળ ગુંબજ ચડાવી દે છે એટલે પવનથી મુક્ત એવું હૂંફાળું હિમગૃહ તૈયાર થાય છે.)

માણસે શોધી કાઢયું કે દક્ષિણ ધ્રુવની આસપાસ એક મોટો ભૂખંડ છે. હવે જયારે એ જમીન જડી ત્યારે એનો માલિક કોણ એ સવાલ ઊઠે જ છે. જે દેશના માણસે જે ભૂભાગ શોધી કાઢયો એ તે દેશનો મનાય છે. અથવા જે દેશનાં જહાજો દક્ષિણધ્રુવનો સંચાર કરી શકે તે દેશનો ત્યાં અધિકાર.

કેટલાક લોકો માને છે કે માણસજાતે નૌકાનયનની પહેલવહેલી શોધ કરી તે આપણા ભારતદેશમાં જ. ઋગ્વેદમાં નૌકાનું વર્ણન આવે છે. આપણા લોકો પાસેથી બીજી પ્રજાએ નૌકા બાંધવાની કળા અને એ નૌકામાં બેસી, જળમાગ પ્રવાસ કરવાનું કૌશલ્ય મેળવ્યું હશે. વેદમાં તુગ્ર અને ભુજયુ આ નામો સ્વદેશના લોકોનાં છે કે પરદેશનાં કોણ જાણે.

જો નૌકા-નયન-વિદ્યા આપણે શોધી કાઢી હોય તો આજે આપણે જ એ વિદ્યામાં સૌથી પછાત છીએ એ વાત વિષાદ ઉત્પન્ન કરનારી છે. સમુદ્રયાત્રા-નિષેધ, મત્સ્યાહારનિષેધ કરનારા આપણા પૂર્વજોએ એ કળાનો નાશ કર્યો હશે, જૂના કાળમાં. આપણા જમાનામાં એ કળાનો નાશ અંગ્રેજોએ પોતાના સ્વાર્થ માટે, નિર્દયપણે કર્યો છે અને તેથી જ દુનિયાના દરિયાવરદી રાષ્ટ્રોમાં આપણું સ્થાન કયાંય નથી. મોખરે તો શું—આખરે પણ નથી.

દક્ષિણ ધ્રુવની આસપાસના ભૂખંડમાં જેમને રસ છે એવાં વીસ રાષ્ટ્રોએ મળીને અંદર અંદર કરાર કર્યો કે દક્ષિણ ધ્રુવના એ પ્રદેશનો ઉપયોગ યુદ્ધની તૈયારી માટે ન કરીએ. એ નાનાંમોટાં વીસ રાષ્ટ્રોમાં ભારતનું નામ જ નથી એ કેટલી નામોશીની વાત છે! આમ જોતાં આપણો દેશ બ્રિટન, જાપાન કે રશિયા કરતાં દક્ષિણ ધ્રુવ પ્રદેશ માટે વધારે નજીક છે. ભારત સરકારે આપણો વેપારી જહાજનો કાફલો ઝપાટાભેર વધારવો જોઈએ અને જેમને માછલાં ખાવાને વાંધો નથી એમને માટે એ ખોરાક પૂરો પાડી ધાન્યાહારી લોકો માટે અનાજની તંગી ઓછી કરવી જોઈએ.

જે દેશ પાસે લાંબો અને સુંદર દરિયાકાંઠો છે એની પાસે સમર્થ દરિયાઈ કાફલો ન હોય તો એ દેશની હસ્તી અને વિકાસ જોખમમાં છે.

# ૩૩. નદીના જીવનવિસ્તારનું ચિત્ર

માનવી જીવન, માનવની સંસ્કૃતિઓ અને આધ્યાત્મિક સાધના, ત્રણેને નદીની ઉપમા જૂના કાળથી આપવામાં આવે છે. ઉપનિષદના ઋષિની નજર આગળ ખળખળ કરતી, નાચતી-કૂદતી અને કોક કોક વાર મહાઘોષ ગજાવતી નદીઓ પ્રત્યક્ષ થાય છે. અને એવી વેગવતી, જલસમૃદ્ધ, વિશ્વકલ્યાણકારી નદીઓ વિજયોન્મત્ત યાત્રાને અંતે એકાએક પોતાનું નામ, પોતાનું રૂપ અને પોતાનો વેગ બધું છોડીને સાગરમાં વિલીન થાય છે અને સેંકડો માઈલની યાત્રામાં સાથે આણેલો કીમતી કાંપ પણ સાચવી રાખવા માટે સમુદ્રને અર્પણ કરે છે. એનું દર્શન, ઋષિના મન ઉપર ઊંડી છાપ પાડે છે, અને તેથી એ ઋષિ માનવજાતિને આવી અદ્‌ભુત નદીઓ પાસેથી જીવનસાફલ્યની દીક્ષા લેવાને સૂચવે છે. यथा नद्यः स्यंदमानाः समुद्रे अस्तं गच्छन्ति, नामरूपे विहाय, तथा विद्वान् नामरूपात् विमुक्तः परात्परं पुरुषं उपैति दिव्यम् ।

આપણી ભારતીય સંસ્કૃતિ પણ હજારો વર્ષનો પુરુષાર્થ કરતી, આગળ વધતી અનેક સંસ્કૃતિઓ સાથે આદાનપ્રદાન કરતી માનવ જાતિની જાગતિક સંસ્કૃતિને પોતાનો કરભાર આપવા આગળ વધે છે. એ દૃશ્ય પણ આજના ચિંતનશીલ, પુરુષાર્થી ભારતવાસીને એવું જ ભવ્યદર્શન કરાવે છે.

અને તેથી જ સંસ્કૃતિની જીવન-નદીનો વિચાર કરતાં પહેલાં, નદી-જીવનનો થોડો વિચાર કરીએ તે જરૂરનું છે. સામાન્યપણે આપણે કહીએ છીએ કે નદી, એક સાદો સીધો પ્રવાહ, પોતાનું વ્યક્તિત્વ સમુદ્રમાં વિસર્જન કરી અનંત સાથે તદાકાર થઈ જાય છે; વ્યષ્ટિ સમષ્ટિમાં વિલીન થાય છે. પણ ખરેખર એવું નથી. નદીનું સમસ્ત જીવન શરૂથી આખર સુધી અનન્ત સાથે સંકળાયેલું હોય છે.

આકાશમાં અસંખ્ય જલબિંદુઓ રૂપ ધારણ કરે છે, અને ત્યાંથી વરસાદના રૂપમાં ગિરિપર્વતો, જંગલો અને ખેતરો, જલાશયો અને કોતરો ઉપર વરસે છે. અને વિશાળ વિસ્તીર્ણ પ્રદેશને ભીંજાવી ત્યાંનો કાંપ પેટમાં સમાવી રસ્તો શોધતાં શોધતાં અને સજાતીય સાથીઓને સાથે લેતાં નાના નાના પ્રવાહો બને છે. એ પ્રવાહો જેટલા જમીન પર દોડે છે, તેટલા જ જમીનની અંદર પણ ઊતરી પૃથ્વીના ગર્ભમાં વહેવા લાગે છે. પાણીનો સ્વભાવ જ છે, જ્યાં અવકાશ મળે ત્યાં પહોંચવું, ઉપરથી નીચે ઊતરવું અને દરેક જાતનો પુરુષાર્થ કેળવી જીવન-સમૃદ્ધિની આગળ વધવું.

આવી રીતે જમીનના મોટા વિસ્તાર પર, અને પૃથ્વીના પેટમાં પાણી, એક જ દિશા મેળવી એ પાણી નદીના નાનકડા ઉગમનું રૂપ ધારણ કરે છે.

આપણે મોટી મોટી નદીઓના ઝીણા, દયાપાત્ર પણ રૂપાળા ઉગમો જોઈને એ કેટલા નાના છે અને આગળ જતાં એ કેટલા મોટા થવાના છે, એનો વિચાર કરીએ છીએ. પણ જો આપણે નદીના જીવનનું સંપૂર્ણ આકલન અને અધ્યયન કરવા માગતા હોઈએ, તો જે અસંખ્ય જલબિંદુઓ અને ઉપરના કે જમીનની અંદરના નાના નાના પ્રવાહોના સહયોગથી નદીનો એ ઉગમ પેદા થઈ શક્યો તેમના અજ્ઞાત પણ વિસ્તીર્ણ પુરુપાર્થનો ખ્યાલ કરવો જ જોઈએ. એ બધો વ્યાપાર અદૃશ્યરૂપે ચાલે છે ખરો. પણ તેટલા માટે એની અદ્‌ભુતતા ઓછી નથી હોતી. સાગર જો અનંતતાનું પ્રતીક છે, તો નદીના ઉગમ પહેલાંનો જલીય વિસ્તાર પણ અનંતનો એટલો જ પ્રતીક છે.

હવે રહ્યો નદીના ઉગમ અને મુખ વચ્ચેનો નદીનો ભાગ જે બે કાંઠા વચ્ચે સીમિત હોય છે.

એમાં બે કાંઠાને મર્યાદા હોય છે ખરી, એમાં આદાન અને પ્રદાન માટે – લેવા અને આપવા માટે – અમર્યાદ અવકાશ હોય છે. જેમ એના ઉગમમાંથી નદીને પાણી મળે છે, તેમ ઘણીખરી નદીઓને બંને કાંઠાનાં કોતરોમાંથી પણ ચોમાસાના દિવસોમાં પાણી મળતું રહે છે.

અને દરેક મોટી નદીને અસંખ્ય પેટા નદીઓ અને એકબે મોટી નદીઓ પણ આવીને મળે છે. અને તે બધી પોતપોતાના જલરાશિનો કરભાર આપતી જાય છે. એ કરભાર મુખ્ય નદીને અખંડ મળતો જ રહે છે. આ બધી કર આપનાર કરદા નદીઓને પણ પોતપોતાનું પાણી મેળવવાનો વિસ્તાર હોય જ છે. દરેક નદીનું પાત્ર ભલે નાનું અને સાંકડું હોય પણ પાણી મેળવવાનું એનું ક્ષેત્ર (જેને અંગ્રેજીમાં Catchment-Area કહે છે) ઘણું મોટું હોય છે. એક મોટી નદીને આ રીતે જેટલા વિસ્તારથી પાણી સ્વ-હસ્તે–પરહસ્તે મળે છે, તેનું સામ્રાજ્ય વચલા વિભાગમાં પણ ઓછું નથી હોતું.

આ થઈ પાણી મેળવવાની વાત. પણ નદીનું સામ્રાજ્ય કાંઈ કેવળ લોભનું જ નથી હોતું. એ સામ્રાજ્ય તો સેવા આપવાનું પણ હોય છે. અને ખરી કૃતાર્થતા એની જ હોય છે.

દરેક મોટી નદીની બે બાજુ જ્યારે જમીન અનુકૂળ અને સમથળ હોય છે, અને એ નદીમાંથી નહેરો નીકળી શકે છે ત્યારે એ વાટે નદીનું પાણી દૂર દૂર સુધી ખેતરોને અને ફળફૂલના બગીચાઓને પાણી પૂરું પાડે છે. અને કેવળ વનસ્પતિનું જ નહીં પણ પશુપક્ષીઓનું અને કૃતજ્ઞ માણસોનું પણ જીવન કૃતાર્થ કરે છે. ખરેખર નદીનું જીવન આવા પરોપકારથી કલ્યાણમય હોય છે. અને તેથી જ આપણે તે નદીને પુણ્યસલિલા માતા કહીએ છીએ. નદીના દરેક આરા-ઓવારાને તીર્થ તરીકે વધાવીએ છીએ.

નદી જેટલું લે છે, તેટલું આપે પણ છે. આપવા માટે જ ભેગું કરે છે. आदानम् हि विसर्गाय। તેથી જ નદીને અપચો થતો નથી. એનો પ્રવાહ ગંધાતો

નથી. આપણે મોટી નદીને આમ પાણીના કરભાર આપનાર મદદનાશ નદીઓને કરદાનું નામ આપીએ. એ બધી નદીઓ અનેક ઠેકાણેનું પાણી આણી નદીને સોંપી દે છે. પણ જ્યારે એ જ નદીને સમુદ્રને અનેક મુખે મળવાની ઉત્કંઠા હોય છે, ત્યારે એ પોતાના-પ્રવાહમાંથી અનેક પ્રવાહો ઉપજાવીને ફેલાવે છે. એ શાખાનદીઓને આપણે વિતરિકા તરીકે ઓળખીએ છીએ. (કરદા નદીને અંગ્રેજીમાં Tributary કહે છે જ્યારે વિતરિકા નદીને Distributary કહે છે.)

આ વિતરિકા નદીઓ હાથનાં આંગળાંની પેઠે અથવા પંખાની પેઠે અનેક દિશાએ ફેલાય છે. અને આસપાસની આખી સૃષ્ટિને આશીર્વાદરૂપ નીવડે છે. નદીના પૂર્વાર્ધમાં કરદાઓનું મહત્ત્વ વધારે, જ્યારે ઉત્તરાર્ધમાં વિતરિકાઓનું માહાત્મ્ય વધારે.

આ ઉપરાંત દરેક નદી પોતાના પટ સુધી પોતાના કિરણરૂપી કર ફેલાવનાર સૂરજને સૂક્ષ્મરૂપે પાણી આપે જ છે. એ પાણી કાંઈ સૂરજ સુધી પહોંચતું નથી. એ તો વિશ્વપિતા આકાશના પેટમાં સમાઈ જાય છે.

પણ આકાશ રહ્યું અપરિગ્રહી. એના પેટમાં કશું ટકે નહીં, એને તો અલિપ્ત-નિર્લિપ્ત રહેવું છે. એટલે એણે મેળવેલું બધું પાણી વરસાદના રૂપમાં તેમ જ ઝાકળ કે ધુમ્મસના રૂપમાં એ પાછું આપી જ દે છે, અને નદીના પટને સમૃદ્ધ તેમ જ રૂપાળા બનાવે છે.

આમ નદીનો આદિ, મધ્ય અને અંત ત્રણેય અદ્ભુત, અનન્ત અને કલ્યાણ-કારી હોય છે.

નદીના જીવનવિસ્તારનું ચિત્ર આપણે જોયું. હવે એ જ બધી વિગતો આપણે માનવીજીવન સાથે બંધ બેસાડવી જોઈએ. સંસ્કૃતિના વિકાસ અને વિસ્તારમાં પણ એ લાગુ કરીએ: આપણને દેખાશે કે ઉપમાન અને ઉપમેય બંને ખરેખર ચકિત કરનારાં છે. પણ આપણે ધીરજપૂર્વક નદીના રૂપકમાં સંસ્કૃતિનાં અંગ-ઉપાંગ અને પ્રત્યંગનો વિકાસ તપાસીશું તો આપણા જ્ઞાનમાં નક્કર ઉમેરો થશે અને ઈશ્વરની દુનિયાના નિયમો કેટલા સાર્વભૌમ છે, એનો પણ ખ્યાલ આવશે અને જીવનરહસ્ય અને ઈશ્વરની કૃપા બંનેમાં આપણે તલ્લીન થઈ જઈશું.

## ૩૪. ગિરિઓ સાથે ગિરિજનો

સનાતનનો અર્થ છે સદાતન – જે સદાને માટે છે જ – જેની પરંપરા સાર્વ-કાલીન છે એને કહે છે સનાતન. પૃથ્વી પર આ નામને યોગ્ય જો કોઈ હોય તો પૃથ્વીના રચનાકાળથી આજ સુધી જે ઊભા ને ઊભા જ છે એવા પહાડો જ છે. એમનામાં ઓછામાં ઓછું પરિવર્તન થયું છે.

પરંતુ બીજી એક દૃષ્ટિએ આ પર્વતોનો વિચાર કરવો જરૂરી છે. માણસ જેને આધારે રહે છે તેનો જ એ નાશ પણ કરે છે. વનસ્પતિસૃષ્ટિ અને પશુ-

સૃષ્ટિ બંનેનો માણસે આજ સુધી આંધળો સંહાર ચલાવ્યો છે. જ્યાં મનુષ્યસૃષ્ટિ ગોઠવાઈ, મનુષ્યવસ્તી સ્થિર થઈ ત્યાં માણસ પોતાની ગણતરીમાં બેસી શકે તેટલી જ વનસ્પતિને અને પશુપક્ષીઓને જીવવા દેવાનો. એના હિસાબમાં જે બેસે નહીં એનો સંહાર કરતાં માણસને જરાય સંકોચ નથી થતો. અને માણસ સર્વજ્ઞ તો નથી જ. એની ગણતરીમાં ભૂલો ઘણી થાય છે અને એને લીધે એને અને દુનિયાને પણ ઘણું ઘણું સોસવું પડયું છે.

માણસે જંગલોનો નાશ કર્યો. એને પરિણામે વરસાદ ઓછો થવા લાગ્યો. પક્ષીઓનો અનહદ સંહાર કર્યો અને તેથી કીટસૃષ્ટિનો ભય વધી ગયો. સર્પોનો સંહાર અતિ મોટા પ્રમાણમાં કર્યો, પરિણામે ઉંદરો ખેતી ખાઈ જઈ નાશ કરવા લાગ્યા. કુદરતના સમતોલનનો નાશ કરવો અને પછી પસ્તાવું — એ જ છે માણસ-નો ઈતિહાસ.

માણસ જેનો સંહાર કરવા મથે છે એ બધા આખરે આ પરગજુ પહાડોનો આશ્રય લે છે. પહાડ છે તેથી જ વનસ્પતિ સુરક્ષિત છે. પશુપક્ષીઓ માટે આશ્રય છે.

મનુષ્યના રક્ષણ અને પ્રતિપાલન માટે નદીઓ માતાનું કામ કરે છે; પર્વતો પિતાનું.

આટલી પ્રસ્તાવના એટલા માટે કરી કે આપણા દેશમાં સુધરેલા, સંસ્કારી, સમર્થ અને ઈતિહાસના વારસાના હકદાર લોકોએ પણ જેમની પ્રત્યે આજ સુધી કઠોરતા અને ઉપેક્ષા ચલાવી છે, તે આદિવાસીઓની દૃષ્ટિએ પણ પર્વતોનો વિચાર કરવો ઘટે છે.

માનવસંસ્કૃતિનાં બે પ્રધાન અંગો છે — કૃષિ તથા શિલ્પ. આ બંનેમાં જે લોકોએ પ્રગતિ કરી એમને મળ્યો ઉર્વરા સૃષ્ટિનો વારસો. અને આદિવાસીઓને આશ્રય લેવો પડયો પહાડોનો. તેથી જ આ લોકોને અમે ગિરિજન કહીએ છીએ.

નીલગિરિ, હિમગિરિ, વિન્ધ્યગિરિ, સહ્યગિરિ, રત્નગિરિ વગેરે પર્વતોમાં જેમને અંતિમ આશ્રય મળ્યો તે છે ગિરિજન. એમની સંસ્કૃતિ ગિરિસંસ્કૃતિ છે. એમનું શિલ્પ શિકારી વ્યાધનું શિલ્પ છે. એમની ખેતીનાં લક્ષણો ત્રણ: (૧) જમીન નિકસ થઈ જાય એટલે એ છોડી દઈ બીજી જમીન પસંદ કરવી. (૨) અથવા જમીન બાળી નાખી ગયેલો કસ પાછો મેળવવાનો પ્રયત્ન કરવો અને (૩) કોદાળી વડે પહાડની જમીન જરા જરા ખોદી પગથિયા જેવી અથવા નદીના ઘાટ જેવી શ્રેણીબદ્ધ ખેતી કરવી. આને અંગ્રેજીમાં terrace cultivation કહે છે.

ઉદ્યોગયુગનો પ્રારંભ થતાં સુધરેલા માણસને લાકડાની જરૂર જણાઈ. પથ્થરની જરૂર વધી. પોતાનાં સાધનો અને ઓજારો માટે લોખંડ જેવા અનેક ખનીજ પદાર્થોની જરૂર ઉત્પન્ન થઈ. એટલે હવે આ ગિરિજનોનું જીવન સુરક્ષિત નથી. તડકાથી, હિમથી, વર્ષાથી અને વાવંટોળથી જેમ પર્વતો ક્ષીણ થતા જાય છે, તેવી જ રીતે સંસ્કૃતિના આક્રમણને લીધે પણ એમની દુર્દશા થવા લાગી છે, અને સાથે સાથે ગિરિજનોનો જીવનક્રમ પણ ક્ષીણ થતો જાય છે.

જ્યારે આપણે પહાડોનું ચિંતન કરીએ છીએ, વર્ણન કરીએ છીએ, એમનું માહાત્મ્ય ગાઈએ છીએ ત્યારે આપણે પહાડની વનસ્પતિ, પહાડનાં પશુપક્ષી, અજગર, સાપ આદિ પહાડનાં સરીસૃપો એ બધાંની સાથે આદિવાસીઓનો વિચાર પણ કરવો જોઈએ. આડાવલીના ભીલો, નીલગિરિના તોડા, વિન્ધ્યના નિષાદ, રાંચીના સંથાલ, આસામના પહાડોમાં રહેતી વન્ય જાતિઓ, આ બધાયના જીવન-ક્રમનું ચિંતન કર્યા વિના પહાડનું પૂરું તર્પણ થઈ ન શકે.

આપણા આ બાંધવોની ઉપેક્ષા આ રીતે ન કરવી જોઈએ. દેશ જેટલો આપણો છે તેટલો તેમનો પણ છે. ઉન્નતિના અધિકારી તેઓ આપણાથી ઓછા નથી. સવાલ એટલો જ છે કે એમને માટે પ્રગતિનું બીબું આપણે આપણી દૃષ્ટિએ તૈયાર કરી આપીએ; કે ઉન્નતિનો બધો મસાલો એમની આગળ ધરી, એમને પોતાની ઇચ્છા મુજબ સારાનરસા પ્રયોગો કરી પોતાની ઉન્નતિનો ક્રમ પસંદ કરવા દેવો? પોતાની ઉન્નતિનો ક્રમ બનાવવાની પાત્રતા એમનામાં છે કે નહીં એ વાત સંશયાસ્પદ હશે. પણ આ વાત તો નિર્વિવાદ જ છે કે એમના વિકાસને અનુકૂળ જીવનક્રમ અને એમને સંતોષ આપવાની યોગ્યતા આપણામાં જરીકે નથી.

## ૩૫. વિમાસણ

જ્યારે જ્યારે હિમાલયનું સ્મરણ કરું છું અથવા એથીયે આગળ જઈને ઉત્કટતાથી એનું ધ્યાન ધરું છું, ત્યારે સૌથી પ્રધાનભાવ તો એની ભવ્યતા વિશેનો જ હોય છે. હિમાલયનો હજારો યોજનનો વિસ્તાર, સેંકડો માઈલનું એનું ઊંડાણ, એની ગગનભેદી ઊંચાઈ, ભારતીય સંસ્કૃતિ જેવાં એનાં અસંખ્ય અરણ્યો અને માનવી અંત:કરણમાં પ્રગટ થતાં ચિદ્‌વિલાસ જેવી એની નદીઓ અને એનાં ઝરણાં-ઓ, તથા સમાધિસુખનું સ્મરણ કરાવતાં હિમાલયનાં સરોવર – બધું મળીને જે ભવ્યતાનો રાશિ નજર આગળ અને હૃદય આગળ ખડો થાય છે, તેમાં એ આખા પ્રદેશની દુર્ગમતા એ પણ એક અત્યંત આવશ્યક તત્ત્વ છે.

યાત્રાનાં કુદરતી કષ્ટો ઓછાં કરવાનો પ્રયત્ન આપણા પૂર્વજોએ કર્યો નહીં. ઊલટું એ કષ્ટોને અલ્પ બનાવનારી કઠિન તપસ્યા અને તિતિક્ષા દ્વારા એમણે હિમાલયના પાવનત્વમાં ઉમેરો જ કર્યો છે.

આવાં સ્થાનો ત્યાં રહેતાં પ્રકૃતિનાં બાળકો માટે હોય, અથવા ચિરહિમાચ્છાદિત શિખરો સાથે હરીફાઈ કરનારા તપસ્વીઓ અને તત્ત્વચિંતકો માટે હોય.

પણ એવા તપસ્વીઓનાં દર્શનથી કૃતકૃત્ય થયેલા ભક્તોને પણ એ સ્થાને જઈ આવવાનું મન થાય જ. અને ત્યાર પછી એવાઓનાં કષ્ટ ઓછાં કરવાનો પ્રયત્ન કરનારા – બાબા કાલીકમલીવાલા જેવા – સાધુઓ પેદા થવાના જ.

અહીં સુધી તો ઠીક. પણ હવે કુદરતની ભવ્યતાનું આકર્ષણ દુન્યવી લોકોમાં

પણ વધવા લાગ્યું છે. તેથી તેઓ વિજ્ઞાનનાં બધાં સાધનો વાપરી એવાં સ્થાનો સુગમ કરવાના જ. તેઓ જાણતા નથી કે આવી સગવડો મેળવવા માટે ભોગ પણ ઓછો નથી આપવો પડતો. ઉત્તુંગ પહાડો અને દુર્ગમ અરણ્યો, સુગમ થયા પછી એની ભવ્યતા પહેલાંની પેઠે ટકી શકતી નથી. આકાશનું ઊંડાણ ક્યાં ઓછું ભવ્ય છે? પણ એના નિત્યસહવાસ અથવા અતિપરિચયને કારણે આપણે એની પાસેથી અનંતતાની દીક્ષા લઈ શકતા નથી. રાત્રિના આકાશમાં અનંતકોટિ બ્રહ્માંડના જે પ્રતિનિધિઓ ચળકે છે તેમનાં દર્શન રોજ રોજ કર્યા છતાં — અથવા રોજ રોજ થાય છે તેથી જ માણસને એ તારાઓ જોઈ બ્રહ્માંડનાયક પરમાત્માનું સ્મરણ થતું નથી.

એક નાનો સરખો અનુભવ લઈએ. મુંબઈથી પૂના જતાં ખંડાળાઘાટ આવે છે. એના પહાડની ઊંચાઈ, ખીણોની ઘેરાઈ અને ચોમાસામાં દર્શન દેતા એના તોફાની જળપ્રપાતો ઓછા ઉન્માદકારી નથી. છતાં સિઝનટિકિટ લઈને મુંબઈ-લોનાવળા વચ્ચે રોજ બે વાર મુસાફરી કરનાર મુસાફરનું તે તરફ ધ્યાન સરખું જતું નથી! હમણાં જ અસમ પ્રાન્તની પ્રજાવાની ગૌહાટી જતાં મોટરમાં બેસી કામખ્યા પહાડની ટોચે જઈ આવ્યો. અને ત્યાંથી વિશાલકાય બ્રહ્મપુત્રનો વિસ્તાર નિહાળ્યો. પણ આના પહેલાં પગપાળા કામખ્યાને દર્શને ગયો હતો, તે વખતની ધન્યતા અને તે વખતની પવિત્રતા હવે જરાયે અનુભવમાં નહીં આવી.

કેટલી કેટલી શ્રદ્ધાભક્તિથી પૂર્વ આફ્રિકામાં નીલાંબિકા નાઈલ નદીનું ઉગમ-સ્થાન જોવા ગયો. ત્યાં અમરસરનો વિસ્તાર જોઈ હૃદયને હંસ પરમહંસનો આનંદ મળ્યો. પણ એ ઉગમસ્થાને માણસે એક શહેર સ્થાપ્યું છે અને એ પવિત્ર નદી પાસેથી પોતાના નિત્યવ્યવહાર માટે વૈતરું કરાવવા મથે છે, એ જોતાંવેંત ભવ્યતા અને પવિત્રતા તો શું — એ સ્થાનની કાવ્યાત્મકતા પણ ધાર્યા જેટલી રહી નહીં.

હવે તો શંકા જ નથી કે એક બાજુ આપણા લોકો અને બીજી બાજુ આપણા પડોશી ચીનના લોકો, હિમાલયનો પરિચય કેળવવા મથશે. એનો આજ સુધી કોઈએ "ઉપયોગ" કર્યો નહીં એનો ખરખરો કરશે. હિમાલયનું પેટ કોતરી કાઢશે, એની દીકરીઓ પાસેથી યંત્રો ચલાવવાનું વૈતરું કરાવશે: ભવ્યમાં ભવ્ય સ્થાનો પર હોટેલો ખોલશે, અને વૈદિક મંત્રોથી નહીં, પ્રણવજાપથી નહીં પણ સિનેમાનાં ગીતોથી હિમાલયની ખીણો નિનાદિત કરશે. હિમાલયનો વિજય કરવા નીકળેલો આજનો જમાનો આ બધું કરશે. અને પછી આપણી સરકારો ગાઈડ-બુકો અને આલ્બમો તૈયાર કરી દેશદેશાન્તરના મોજીલા લોકોને પોતાનાં ગજવાં ખાલી કરવા માટે નોતરશે. હિમાલયના પંડાઓ અમને કરગરીને કહેતા કે આ દેશમાં તમે જ અમારી ખેતી. હવે પંડાઓ નહીં પણ દેશના વિત્તમંત્રી અભિમાનથી કહેશે કે 'ટુરિસ્ટ' એ પણ રાષ્ટ્રીય આવકનું એક મહત્ત્વનું સાધન છે.

આ બધું થાય તે પહેલાં જ્યાં સુધી તક છે ત્યાં સુધી, ભવ્યતાના સાચા ઉપાસકોએ, કષ્ટ વેઠીને, હિમાલયની યાત્રા દૂર દૂર સુધી કરવી જોઈએ. અને એની ધન્યતા, તપઃપૂત હૃદયે, નોંધી રાખવી જોઈએ.

# ૩૬. હીરોશીમા!

હીરોશીમા અને નાગાસાકી આ બે શહેરનો અમેરિકાએ જે અભૂતપૂર્વ અશ્રુતપૂર્વ અમાનુષપણે નાશ કર્યો હતો તે શરમ પણ જાણે મારી જ હોય એમ મને હમેશાં લાગતું. અમેરિકા ભલે આપણાથી ઊલટે પગે ચાલતું હોય, પણ અંતે આપણે બધા મળીને માણસજાત થઈએ છીએ એટલે કોઈ પણ માણસ હીન કર્મ કરે તો એમાં આપણો હાથ છે જ એ લાગણી અનુભવતો હોવાથી હીરોશીમા જતાં પગ અને હૈયું બંને ભારે થયાં હતાં. અસ્પષ્ટ રીતે એમ જ લાગતું કે કયે મોઢે ત્યાંના લોકોને હું મળી શકીશ.

અને છતાં હીરોશીમા ગયા વગર જાપાનની ભૂમિ છોડવાની નથી એ સંકલ્પ તો મેં જાપાનની ભૂમિ પર પગ મૂકતાંવેંત ત્યાંના મારા મિત્રોને મેં કહ્યો હતો. મેં કહ્યું: ફુજીસાન અને હીરોશીમા આ બે ખાસ જોવાં જ છે, બાકીનું બધું જોવાય કે ન જોવાય. એમાંથી ફુજીયામા અથવા ફુજીસાન તો હું ન જ જોઈ શકયો. રેલવેમાંથી એ સહેજે દેખાશે એમ મિત્રોએ કહ્યું હતું. ટ્રેનમાંથી પસાર થતાં એ દિશાએ આંખો તાણીને જોતો હતો. હાથમાં નકશો રાખીને દર ક્ષણે કયે ખૂણે જોવાથી હિમાચ્છાદિત શિખર દેખાશે એનો હિસાબ પણ મેં કર્યો હતો. પણ વાદળાંઓએ બધી નિરાશા કરી.

એ નિરાશા મારે ઝાઝા દિવસ સેવવી ન પડી, કેમ કે દક્ષિણમાં કુમામોટો ગયા ત્યારે ત્યાંથી નજીક એક જીવતો જ્વાળામુખી, આસો નામનો, અમે જોઈ શકયા એટલું જ નહીં પણ એના દ્રોણ(crater)માં દૂર સુધી બસની મુસાફરી કરી છેલ્લું શિખર ચડી એના મોઢામાં ડોકિયું પણ કર્યું હતું. અને એણે અમારી કુતૂહલપૂર્ણ આંખોને પોતાના ધુમાડાનો સ્વાદ પણ ચખાડયો હતો. એટલે હિમધવલ ફુજી ભલે ન દેખાયો, પણ ધૂમ્રધૂસર આસો તો જોયો એ સંતોષ મળ્યો.

ત્યાર પછી અમે હીરોશીમા ગયા. તે પહેલાં જાપાનની જૂની રાજધાની કયોતો અને નારા બંને જોયાં હતાં. ત્યાંની જૂની સંસ્કૃતિ અને લાકડાના પ્રાસાદો અને મંદિરો જોયાં હતાં. જાપાની નૃત્ય, જાપાની સંગીત, જાપાનની જૂની અને નવી ચિત્રકળા વગેરે બધાંનો ઓછોવત્તો આસ્વાદ લીધો હતો. એટલે જાપાન પ્રત્યે ઠીક ઠીક પ્રેમ અને આત્મીયતા હૈયામાં જામ્યાં હતાં અને તેથી જ હીરોશીમા જતાં ચિત્ત ગમગીન થયું હતું. હીરોશીમાના લોકોએ એ પ્રલયંકારી વિનાશમાંથી તૈયાર થયેલાં ઠીકરાં અને રોડાં ભેગાં કરી દેશપરદેશનાં મુસાફરોને હીરોશીમાના અત્યાચારની યાદગી તરીકે ભેટ આપવાનો રિવાજ શરૂ કર્યો હોવાથી હિંદુસ્તાનમાં મેં એવા કકડા જોયા હતા. એવાં ઠીકરાં, કાંકરા, અને રોડાંનો વિશાળ વિસ્તાર જોવાને મળશે અને એની અંદર થોડાક લોકો માંડ માંડ પોતાની આજીવિકા ચલાવતા હશે

એવું કાંઈક દૃશ્ય જોવાની અપેક્ષા હતી. છેલ્લા વિશ્વયુદ્ધ સાથે જેમનો નિકટ સંબંધ આવ્યો હતો એવાં યુરોપનાં મોટામાં મોટાં ત્રણ શહેરો હમણાં જ જોયાં હતાં: પૅરિસ, બર્લીન અને લંડન ત્રણેના ત્રણ પ્રકારના સંદેશા હજી મનમાં રમે જ છે. પોતાના નાકનો ભોગ આપી બચી ગયેલું પૅરિસ, પોતાની અર્ધી પ્રજા બૉમ્બ તળે ખંડાઈ ગઈ છતાં ટેક જાળવી ફરી માથું ઊંચું કરનાર બર્લીન, અને નજરે વિનાશ જોતાં છતાં વિજયનાં સ્વપ્નાં સેવતું લંડન,—ત્રણેનાં દર્શન ઇતિહાસની પારાયણ કરતાં પણ વધારે સમૃદ્ધ હતાં. એ તાજા સંસ્કારો સેવતો સેવતો હીરોશીમા ગયો અને ત્યાં જોયું કે વિનાશનાં ચિહ્નો ભાગ્યે જ ક્યાંય દેખાય છે. મહાભારત યુદ્ધને અંતે અઢાર અક્ષૌહિણી સેના ગારદ થઈ અને દસવીસ લોકો જ બચી ગયા એમ પુરાણોમાં વાંચીએ છીએ. હીરોશીમાની સ્થિતિ એથીયે ખરાબ હતી. હીરોશીમાના લાખો નાગરિકોમાંથી સો-બસો પણ માંડ બચ્યા હશે. આજે નવ વરસ પણ થયાં નથી અને એ હીરોશીમા લાખો જપાની નવા નાગરિકોથી ફૂલાયેલું છે. સ્ટેશનથી બહાર નીકળ્યા અને અમારું સ્વાગત શરૂ થયું. ફૂલોના મોટા મોટા ગુચ્છો હાથમાં લઈ અમારું સ્વાગત કરનારાં ફૂલ જેવાં બાળકો અને બાળકીઓ અમારી સામે પ્રસન્ન વદને ઊભાં હતાં. નગરપિતાઓએ હાથમાં માઈક પકડીને એમની ભાષામાં અમારું રીતસર સ્વાગત કર્યું અને સરઘસના આકારમાં અમે સમસ્ત નાગરિકોના સંયુક્ત શ્રાદ્ધ જેવા એક કબ્રસ્તાન પાસે પહોંચ્યા. આપણા જૂના ગાડા ઉપરના છાપરાના આકારનાં એ કબ્રસ્તાનની આસપાસ કેટલાંક મકાનો એમ ને એમ ભાંગેલા આકારનાં ખાસ સાચવી રાખ્યાં છે એટલે વાતાવરણ અસાધારણ ગમગીન હતું. ત્રીસ-ચાળીસ દેશના અમે ભિન્ન ભિન્ન દેશના પ્રતિનિધિ ભાષાભેદ, વંશભેદ અને સંસ્કૃતિ-ભેદ હોવા છતાં અહીં એકહૃદય થયા હતા. રોમન કૅથલિક, પ્રૉટેસ્ટન્ટ, બૌદ્ધ, ઇસ્લામી, હિંદુ—દરેક પદ્ધતિની પ્રાર્થના અમે વારાફરતી કરી. મૃતોની સ્મૃતિ ઉપર ફૂલ ચડાવ્યાં અને એ સંહારના સ્મારક તરીકે બાંધેલા એક નવા બૌદ્ધ મંદિરમાં અમે જઈ પહોંચ્યા. બુદ્ધ ભગવાનની મૂર્તિ ઘણી મોટી છે. મોઢા ઉપર વિષાદમુક્ત શાંતિ છે. ત્યાં જઈને મનમાં અનેક ઊર્મિઓનું તોફાન જામ્યું. કોઈની સાથે વાતો કરવાનું મન ન થાય. માણસે આટલો સંહાર કર્યો અને છતાં એમાંથી કશું શીખ્યા વગર એ જ સ્થાને એ જ જાતની નવી નગરી ઉત્પન્ન કરી. એ જ સિનેમા—નાટ્યગૃહો, એ જ નટીઓ, એ જ લિપસ્ટીક અને એ જ અવિરત ઉદ્યોગ જોઈ મનમાં સંતોષ ન થયો. અનુભવથી ડાહ્યા થઈને માણસ જો નવું પ્રસ્થાન ન કરે અને જૂની ભૂલો ફરી ફરી એને એ જ ઢબે કરે તો પશુપક્ષીઓ વચ્ચે અને માણસ વચ્ચે ફેર શો—એવો વિચાર મનમાં આવ્યો. પણ એ વિચાર લાંબા વખત સુધી ટક્યા નહીં. હીરોશીમાની આખી વસ્તી સાફ થઈ. એને ઠેકાણે બધા નવા જ લોકો આવીને વસ્યા છે અને જાણે કશું થયું જ નથી એવું ઠાવકું મોઢું રાખીને જીવન-યાત્રા ચલાવે છે. શું એમને પોતાનાં સગાં-વહાલાંઓનો, ઇષ્ટમિત્રોનો અને હિત-કર્તાઓનો વિરહ નહીં સાલતો હોય? પણ જાપાનની પ્રજા સંયમી છે. એણે એક

રીતે ચિત્તવિજય સાધ્યો છે, મનમાં જ્વાળામુખી ઝઝૂમતો હોય તોયે મોઢા ઉપર શાંતિ અને પ્રસન્નતા જાળવવાની કળા નાનાં બાળકો પણ કેળવે છે. એમની વચ્ચે ગમગીન થવાનો મને અધિકાર શો એવો વિચાર મનમાં ઉદય પામ્યો અને હીરોશીમાના લોકો વચ્ચે હું ભળી ગયો.

ત્યાંના નગરપિતાઓએ અમારા માનમાં એક ખાણું આપ્યું હતું. એક ઠેકાણે અમને નૃત્ય પણ બતાવ્યું. હીરોશીમા યુનિવર્સિટીના અધ્યક્ષે ડૉ. કાલિદાસ નાગને અને મને ટાગોર અને ગાંધી ઉપર વ્યાખ્યાન આપવા આમંત્રણ આપ્યું હતું. ત્યાં ખાસ અમુક અધ્યાપકો અને અમુક વિદ્યાર્થીઓને જ બોલાવ્યા હતા. અધ્યક્ષની ઓરડીમાં કોઈ વિખ્યાત ચિત્રકારની એક યુગલમૂર્તિ હતી. યૌવન સુધી માંડ પહોંચેલી એક બાળા એક કુમાર આગળ નિર્વ્યાજ ભાવે ઊભી છે અને એ કુમાર પણ દુનિયાના કાવાદાવાથી અજાણ્યો હોવાથી શુદ્ધ પ્રેમની નજરે એ બાળાને નિહાળે છે એવું એ મુગ્ધ દૃશ્ય હતું. શૃંગાર કહો તો શૃંગાર, વાત્સલ્ય કહો તો વાત્સલ્ય, બંનેને મુગ્ધભાવમાં ઝબોળીને એ યુગલમૂર્તિ બનાવી હતી. કેમે કરીને મારી નજર એ મૂર્તિથી ખસે જ નહીં.

ત્યાં અમે શું બોલ્યા એનું બયાન બીજે પ્રસંગે અપાશે પણ હીરોશીમાના નગરપિતાઓએ જ્યારે મારી પાસેથી હીરોશીમા માટે સંદેશો માગ્યો ત્યારે મેં જે કહ્યું તે જ અહીં ટાંકવું ઉચિત થશે. મેં કહ્યું કે હીરોશીમા માટે ભારતવર્ષનો શો સંદેશો છે તે પછીથી કહું. પણ હીરોશીમાએ મને જે સંદેશો આપ્યો છે તે મારે મન એટલો જ મહત્ત્વનો છે. તેને તમારી આગળ શબ્દબદ્ધ કરું.

માણસજાતે કલ્પેલો પણ નહીં એવો કલ્પાંત એક અમેરિકન બૉમ્બે અહીં કર્યો અને માણસજાતની નશ્વરતા અને ક્ષુદ્રતા આખી દુનિયાને જાહેર કરી એ વાતને નવ-દસ વરસ પણ પૂરાં થયાં નથી એટલામાં તમે અહીં એક ધીકતી ગાજતી નવી નગરી સ્થાપી અને એ વાટે એ સંહારનો તિરસ્કાર કરી બતાવ્યો એ મારે મન ભારે વસ્તુ છે. સંહાર ગમે એટલો ભીષણ હોય, એનો તડિત્‌ઘોષ દશે દિશાને ચીરી નાખતો હોય, તોયે એનો અંત છે અને એને ઠેકાણે પ્રસન્ન વદને ગુંજતી અને કલ્લોલ કરતી શાંતિ સ્થાપન થઈ શકે છે. એ બતાવે છે કે મૃત્યુ કરતાં જીવન શ્રેષ્ઠ છે. સંહાર કરતાં સર્જન શ્રેષ્ઠ છે અને અભાવ કરતાં આત્મા જ પરમ સત્ય છે. નિર્વાણ એ પોલું નથી પણ નક્કર છે, નિર્વાણ વિનાશનો પર્યાય નથી, પણ સત્તા અને સત્ત્વનું સર્વોચ્ચ રૂપ છે એનો સાક્ષાત્કાર અહીં કરી શક્યો એ જ હીરોશીમાનો સંદેશો મારા દેશને સંભળાવીશ અને એ વાટે જે આસ્તિકતા મારા હૈયામાં સમૃદ્ધ થઈ છે એની વાટે ભારતનો સંદેશો જાપાનને સંભળાવીશ.

જ્યારે એશિયા ઉપર અંધકાર છવાયો હતો અને યુરોપના પગ તળે એશિયા દાસ થઈને આળોટતું હતું એવે વખતે જાપાને પોતાની અસ્મિતાનું તેજ પ્રગટાવ્યું અને પૂર્વમાં સૂર્યોદય થઈ શકે એ જાતની આશા આખા એશિયાને બતાવી. ત્યારથી જાપાને ઉત્તરોત્તર ઉત્કર્ષ જ બતાવ્યો છે. યુરોપ પાસેથી એની તમામ વિદ્યાઓ

શીખી એની અંદર પોતે ઉત્કર્ષના શિખર સુધી પહોંચ્યા. વિજ્ઞાન શું, અર્થશાસ્ત્ર શું, યંત્રવિદ્યાનું કૌશલ્ય શું, અને સંગઠિત જીવનની મહત્તા શું, દરેક ક્ષેત્રમાં જાપાને માણસજાત આશ્ચર્યચકિત થઈ શકે એવો ઉત્કર્ષ કરી બતાવ્યો. પણ તમે ઈશ્વરની અતકર્ય રચના પ્રમાણે એ આખી પશ્ચિમની સંસ્કૃતિની વિકળતા પણ જોઈ લીધી. હવે એ અનુભવની પૂર્ણતા પામ્યા પછી તમે નવા પ્રસ્થાનને યોગ્ય થયા છો. માણસ શરીર નથી, પણ શરીરમાં વસતો આત્મા છે, એની શક્તિ અદમ્ય છે, એ ઓળખી એની અંદર નવા નવા પ્રયોગો કરી એશિયાને જ નહીં પણ આખી દુનિયાને નેતૃત્વ આપવાનું ભાગ્ય તમારું થઈ શકે છે. You are a nation of destiny – તમારું રાષ્ટ્ર ભાગ્યદેવીનું લાડીલું છે. તમે હવે નવો રસ્તો ખેડી શકો એમ છો અને જેમ પશ્ચિમનું અનુકરણ કરી એક વખતે એમને મહાત કરી શકયા એમ હવે પૂર્વની આત્મિક શક્તિ પ્રગટ કરી પશ્ચિમની નવી દિશા ન આપી શકો? આજે સવારે યુવાનોએ મારી પાસેથી સંદેશો માગ્યો. મેં એમને એક-બે વાકયમાં કહ્યું: Pray don't belong to the past. All your energies are intended to build a brilliant future. (ભૂતકાળના અંકિત બનશો મા, તમને જે અખૂટ શક્તિ મળી છે તે ઉજ્જવળતર ભવિષ્ય રચવા માટે છે એ ભૂલશો મા.) ભારત તમારી પાસેથી એથી જુદી અપેક્ષા રાખતું નથી.

મે ૨૩, ૧૯૫૪

## ૩૭. નિવૃત્ત મુસાફરી એટલે શું?

આપણી ભારતીય સંસ્કૃતિમાં 'પ્રવૃત્તિ અને નિવૃત્તિ'ની ચર્ચા હંમેશાં ચાલ્યા કરે છે. માણસની શક્તિ વધે, ઉત્સાહ વધે, પુરુષાર્થ વધે એટલે એનું જીવન પ્રવૃત્તિમય થાય છે. એ જ માણસ થાકીને કે કંટાળી જઈને બધું કામ છોડી દે તો આપણે કહીએ છીએ કે હવે એ નિવૃત્ત થયો છે. આજકાલ માણસ નોકરી પૂરી કરી જ્યારે પેન્શન લે છે ત્યારે પણ લોકો કહે છે: 'હવે એ નિવૃત્ત થયો છે. પેન્શન લઈને આરામ ભોગવે છે.'

જે લોકો પ્રવૃત્તિમાં પડયા છે તેમને આપણે સંસારી કહીએ છીએ. એ જ માણસ જ્યારે બધું છોડી દઈ બેસી જાય છે ત્યારે એ પણ કહે છે કે: 'બધી ઘેલછા હવે છોડી દીધી છે. હવે ભગવાનનું નામ લઉં છું. ગીતાપાઠ કરું છું. સંતોનો સત્સંગ સેવું છું. ઘણું જોયું, ઘણું ભોગવ્યું. હવે જિંદગીનું સાર્થક કરવું છે. મનુષ્યદેહ મળ્યો એ લેખે લાગે એવું કંઈક હવે કરવું જોઈએ. એટલે હવે ધ્યાન-ચિંતન કરું છું. દુનિયાનો રસ ઓછો કર્યો છે. હવે તો પરલોકની તૈયારી કરવી રહી.

આવી આવી વાતો દિવસ-રાત સાંભળીએ છીએ એટલે પ્રવૃત્તિ શું અને નિવૃત્તિ શું એનો અર્થ નાનો છોકરો પણ સમજે છે. છતાં એક ‘અઠંગ પ્રવાસી’ તરીકે એ બે શબ્દો હું બીજા જ અર્થમાં વાપરવા માગું છું.

પ્રવાસ એટલે શું, મુસાફરીમાં રહેવું તે? કે સ્વદેશ છોડીને બીજા દેશમાં જઈને રહેવું તે? બંગાળીમાં પરદેશમાં જઈ વસેલા આપણા લોકોને ‘પ્રવાસી ભારતી’ કહે છે. પછી એ લોકો મુસાફરી કરતા હોય કે ન કરતા હોય. આ દેશ-માંથી વાહનમાં બેસી કે હવાઈ જહાજમાં બેસી માણસ આફ્રિકા જાય કે અમેરિકા જાય એને તો ‘પ્રવાસી ભારતી’ કહી જ શકાય. પણ ત્યાં જન્મેલાં એનાં બાળકો આખા જન્મારામાં દસ-વીસ માઈલની મુસાફરી ન કરે તોયે બંગાળીઓ એને ‘પ્રવાસી ભારતી’ જ કહેવાના. શબ્દાર્થ જોતાં એમની વાત સાચી લાગે છે. દૂર પ્રદેશમાં જઈને વસેલા તે પ્રવાસી. પણ આપણે એવો અર્થ કરતા નથી. પોતાનું રહેઠાણ જેણે છોડયું છે અને નવે મુકામે જે હજી પહોંચ્યો નથી એવો માણસ તે પ્રવાસી ગણાય. (સંતો આપણી આ આખી જિંદગીને જ એક પ્રવાસ ગણે છે. આપણે પ્રથમ હતા ભગવાનને ઘેર. ત્યાંથી નીકળી આ સંસારમાં આવી પડયા. જીવનયાત્રા ચલાવીએ છીએ. પણ અંતે જવું છે પાછા ભગવાનને ઘેર. ત્યાં સુધી પ્રવાસમાં જ છીએ.)

હું તો પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંનેને મુસાફરી જ ગણું છું. ભારત છોડીને સિલોન, લંકા ગયો, એ હતી મારી પ્રવૃત્તિ. ત્યાં બધે ફરીને નવા નવા અનુભવો મેળવીને કેટલાક લોકોનો પરિચય કેળવીને, પાછો સ્વદેશ આવ્યો. એ પાછા ફરવાની, એટલી જ લાંબી મુસાફરી તે મારી નિવૃત્તિ. સિલોન જતાં ઉત્સુકતા હતી. કલ્પના હતી. અજ્ઞાત પ્રદેશમાં પ્રવેશ કરવાનો છું એ જાતનું ભાન હતું. ત્યાં બધે ફર્યા પછી ઉત્સુકતા મટી ગઈ. કુતૂહલ શમી ગયું. એક જાતની તૃપ્તિ સાથે જીવનમાં સમૃદ્ધિ આવી. અને એ રીતે ભર્યો ભર્યો હું પાછો આવ્યો. પ્રવૃત્ત મુસાફરીનો કુતૂહલવાળો આનંદ નોખો અને નિવૃત્ત મુસાફરીનો સંતોષપૂર્ણ આનંદ નોખો.

આ જ રીતે બ્રહ્મદેશ જતાં અને આવતાં બેવડો આનંદ મેં મેળવ્યો હતો. સ્વરાજ્ય થયા પછી પાંખો ફફડવા માંડી. અને હું પૂર્વ આફ્રિકા જઈ આવ્યો. થોડી સગવડ મળતાંવેંત ત્યાંથી મધ્ય આફ્રિકામાં પણ જરા ડોકિયું કર્યું. પછી તો જાપાન ગયો. ચીન ગયો. યુરોપ અને અમેરિકા ગયો. રશિયા તો છોડાય જ કેમ? જ્યારે જ્યારે મુસાફરી કરી છે ત્યારે ત્યારે એનું પ્રવાસવર્ણન ઓછું કે વધતું, અછડતું કે વિગતવાર લખ્યું જ છે. ગુજરાતીમાં પણ લખ્યું છે અને હિંદીમાં પણ લખ્યું છે. હવે એ મુસાફરીનું સ્મરણ કરતાં એક ખામી યાદ આવી. અને તેનું કારણ ‘એક લેખ લખી મોકલવા માટે પ્રવાસીનું આમંત્રણ’ આવ્યું એ છે.

‘પ્રવાસી’ના સંપાદક લખે છે: ‘દીપોત્સવીના અંક માટે પ્રસાદી જોઈએ છે.’ હું તરત વિચાર કરવા મંડયો કે દિવાળીને કારણે કોઈ માણસ ઘર છોડીને પ્રવાસે

જાય નહીં. પણ દૂર ગયેલો માણસ સગાંવહાલાંઓને મળવા માટે પાછો ઘેર આવે છે. ઘેર આવવા માટે ઊપડે ત્યારે પહેલો વિચાર એના મનમાં આવે છે કે સગાં-વહાલાં, આત્મીયજનો અને ઇષ્ટ મિત્રો જ્યારે મળશે ત્યારે આ નવા દેશમાંથી 'અપરૂપ' એવી કઈ વસ્તુ લઈ જઈશું? સ્વદેશના લોકોએ ન જોયેલી અને એમને આકર્ષક લાગે એવી કોઈ મજાની વસ્તુ લઈ જવી જોઈએ? ઉપરાંત દૂર દેશના લોકો કેવા હોય છે, ત્યાંના રીતરિવાજો કેવા હોય છે, ત્યાં મુશ્કેલીઓ કેવી વેઠવી પડી હતી અને હવે કેવો આનંદ માણવા મળે છે એ બધું કહીશું. એમ મનમાં સંકલ્પો કરી માણસ ઘેર જાય છે. એને પોતાને કશું નવું નથી હોતું. ઘેર જતાં એને કુતૂહલ પ્રેરતું નથી, નાવીન્યની ઉત્કંઠા નથી હોતી. પણ સ્વજનોને વિદેશની કળાકૃતિઓનો અને વિદેશના જીવનનો અનુભવ કરાવી એમનું ઔત્સુક્ય તૃપ્ત કરવાનું હોય છે.

મેં જેટલાં પ્રવાસવર્ણનો લખ્યાં છે (મારી જ વાત શા માટે કરું? દુનિયાના બધા જ પ્રવાસીઓએ જે પ્રવાસ વર્ણનો લખ્યાં છે) તેમાં પ્રવૃત્ત મુસાફરીનો આનંદ જ વર્ણવેલો હોય છે. જતાં કેવો અનુભવ થયો? તે દેશમાં રહેતાં શું શું મેળવ્યું એનું જ વર્ણન કરીને અટકીએ છીએ. પાછા સ્વદેશ આવીએ ત્યારે એ પ્રવૃત્ત મુસાફરીનો આનંદ જ સ્વજનો આગળ પીરસીએ છીએ. પણ પાછા વળતાં જે મુસાફરી કરી એમાં જે અનુભવ થયા અને હૈયામાં વિદેશ છોડતાં જે ગડમથલ થઈ અને સ્વદેશ પહોંચવાની જે તાલાવેલી જાગી એનું વર્ણન—એ નિવૃત્ત મુસાફરીનું વર્ણન કેમ કોઈ કરતું નથી? અને જ્યારે કરે છે ત્યારે એ કેમ ટૂંકામાં પતાવી દે છે? જાણે જિંદગીનો બધો જ થાક એ નિવૃત્ત મુસાફરી વખતે જ માથા પરના ભાર તરીકે ઉઠાવવો પડ્યો હતો.

કેળવેલી બહાદુરી. સ્વદેશ પાછા વળતાં એ બધું શમી ગયેલું હોય છે. ધ્યાનમૂર્તિ હવે તો સ્વદેશ જ હોય છે. પરદેશ ગમે તેટલો રૂપાળો, આકર્ષક અને અદ્ભુત હોય તોયે અંતે એ પરદેશ તો ખરો જ. એમાં આપણાં મૂળિયાં ઊંડાં ગયેલાં નથી હોતાં. નિવૃત્ત મુસાફરીમાં નવો જ આનંદ હોય છે. સ્વદેશમાં કાયમ રહેવું એનો આનંદ નોખો અને પરદેશની યાત્રા પૂરી કરી સ્વદેશ પાછા ફરતાં એ સ્વદેશના સંસ્કારો ફરી જાગ્રત કરવાનો આનંદ સાવ નોખો. ખોવાઈ ગયેલું ધન પાછું મળે ત્યારે જે આનંદ થાય છે તે આનંદ તિજોરીનાં સુરક્ષિત રહેલા ધનના આનંદ કરતાં જુદો જ હોય છે. યાત્રાની ભીડમાં ખોવાઈ ગયેલો પોતાનો દીકરો વર્ષને અંતે કોઈ આણી આપે તો મા જેમ ઘેલી થઈને એ બાળકને ચૂમ્યા જ કરે છે અને છાતી સરસા ચાંપીને એને ત્યાં જ રાખવા મથે છે, એવો એ વિદેશયાત્રાને અંતે સ્વદેશ ભેગા થવાનો આનંદ હોય છે.

એનો આનંદ મેં અત્યાર સુધી કેમ ન લખ્યો એ એક મોટો સવાલ દીપોત્સવી-નું સ્મરણ કરતાં મનમાં જાગ્યો. સ્વદેશ પાછા ફરતાં જે આનંદનો ઉમળકો હૈયામાં ઊઠે છે તેનો અનુભવ મેં કર્યો નહોતો એમ નથી. પણ તે નોંધી રાખવો જોઈએ, વ્યક્ત કરવો જોઈએ. એ આનંદ પણ શ્રદ્ધાનો વિષય થઈ શકે છે એ વસ્તુ મનમાં ઊગી નહોતી. એટલે કે એ આનંદ અત્યાર સુધી મુગ્ધાવસ્થામાં જ હતો. દીપોત્સવી(એટલે કે દિવાળી)ને કારણે લોકો વિદેશમાંથી સ્વદેશ કેમ આવતા હશે, એમના મનમાં શું થતું હશે એનો વિચાર કરતાં આ બધું સૂઝ્યું. એટલે મને થયું કે આ આશ્ચર્ય અને એની આગળ રહેલી મુગ્ધતા પ્રથમ રજૂ કરું અને ત્યાર પછી જ અત્યાર સુધી કરેલી પ્રવૃત્ત મુસાફરી સાથેના ઉત્તરાર્ધનો, નિવૃત્ત યાત્રાનો અનુભવ યથાક્રમે શબ્દબદ્ધ કરું એ જ યોગ્ય ગણાશે.

માણસ સામાજિક પ્રાણી છે. એના હૈયામાં જે જે ઊર્મિ ઊઠે તે તે વહેલી-મોડી બીજાના હૈયામાં ઊઠવાની જ. એટલે મને જે નિવૃત્તિનો આનંદ આ વખતે મળી રહ્યો છે તેનો આનંદ મારા સાથીઓને પણ મળવાનો છે જ. એ જ વિશ્વાસે આટલી બધી પ્રસ્તાવના કરી છે. જો વાચકોને અને પાઠકોને આમાં રસ પડે તો હું પ્રવૃત્તિના આનંદ સાથે નિવૃત્તિનો આનંદ પણ રજૂ કરવા માંડીશ. ભવભૂતિની પેઠે મારી શ્રદ્ધા પણ કહે છે—

कालो हि अयं निरवधिर् विपुला च पृथ्वी ।

## ૩૮. પ્રવાસ છોડ્યાની સજા

"તમે આટલા આટલા પ્રવાસો શા માટે કરો છો?"

"હું ઝાડપેડ જેવો સ્થાવર નથી. પશુ, પક્ષી અને બીજાં પ્રાણીઓની પેઠે જંગમ છું તેથી. ઈશ્વરે મને દૂર સુધી જોવા માટે બે આંખો આપી છે. તે

ફક્ત જોવા માટે નથી. પણ બનતાં સુધી જે જોયું ત્યાં જવા માટે. એમ ન હોત તો કુદરત કહો કે કુદરતનો સ્વામી ભગવાન મને બે પગ આપત નહીં. નાક સુગંધી, દુર્ગંધી સૂંઘી શકે છે અને તેથી દુર્ગંધ ટાળવાનો અને સુગંધ માણવાનો પુરુષાર્થ આપણે કરીએ છીએ. સાંભળવા માટે કાન છે અને બોલવા માટે વાણી છે. આ બે ઇન્દ્રિયોને જોરે આપણે ભાષા કેળવી, વિચારવિનિમય કરતા થયા, ગદ્યપદ્યાત્મક સાહિત્ય સર્જ્યું. એ રીતે આપણે વિચાર, અનુભવ અને કલ્પના સંગ્રહી શક્યા અને આપણી સાંસ્કૃતિક મૂડી વધવા લાગી.

ભગવાને હાથીને ચાલવા, દોડવા માટે ચાર પગ આપ્યા. પણ કામ કરવા માટે હાથ ન આપ્યા. કુદરતે એ ઊણપ ભરી કાઢવા માટે હાથીને માથાથી પગ સુધી પહોંચી શકે એવું નાક આપ્યું. અને એ લંબાયમાન નાકે જ હાથની ગરજ સારી. સંસ્કૃત કવિઓએ હાથીનું નાક હાથની ગરજ સારે છે એમ જોઈ એ હાથવાળા જાનવરને હસ્તીનું નામ આપ્યું. અને સંસ્કૃતમાં હાથને कर પણ કહે છે. તેથી એને करी પણ કહ્યું. ખરું જોતાં જ્યારે માણસને એકને બદલે બે બે હાથ છે ત્યારે એને જ हस्ती અને करी કહેવું જોઈતું હતું. હાથીના નાક – હાથને એક જ આંગળી હોય છે. જ્યારે માણસના હાથમાં પાંચ–પાંચ આંગળી હોય છે. મારું ચાલત તો હું માણસને દશાંગૂલી કહેત.

ખેર, કુદરતે માણસને બે પગ આપ્યા છે, આંખો આપી છે અને ભેજું આપ્યું છે. એટલા માટે જ માણસે જીવે ત્યાં સુધી સ્થાનાંતર કરવું જોઈએ, મુસાફરી કરવી જોઈએ. કોઈ ખાસ ઉદ્દેશ હોય કે નહીં, પગ છે એ માટે જ માણસે યાત્રા કરવી જોઈએ. હું જ તમને પૂછું છું કે તમને પણ પગ, આંખ અને ભેજું છે, તમે ઘરરખા કેમ? મુસાફરી કેમ નથી કરતા?

જેમને હાથેય નથી અને પગેય નથી એવા કીડાઓ અને સાપો પણ હંમેશાં મુસાફરી કરે છે. મહાભારતનો એક શિયાળ માણસને પૂછે છે, ભગવાને તમને હાથપગ આપ્યા છે. તમે બેઠા કેમ રહો છો? વિમાસણમાં પડી હારી કેમ જાઓ છો?

हस्तपादादि – संयुक्ता( : ) यूयं किम् अवसीदथ ?

શિયાળવાં પણ આવી રીતે મહેણાં મારે ત્યાં સુધી માણસ ઘરરખો બને તો એની આબરૂ જ જાય ને? એટલે જ કહું છું કે પગ છે એટલા જ ખાતર મુસાફરી કરું છું. બીજું કારણ જોઈતું જ નથી.

હવે બીજી રીતે વિચારીએ. આર્ય શબ્દ ऋ ધાતુ ઉપરથી આવ્યો છે. ऋ એટલે ચાલવું, પગ પણ ચલાવવા અને ભેજું પણ ચલાવવું. પગ ચલાવે તે આર્ય: અને ભેજું ચલાવે તે ઋષિ. એ આપણી સંસ્કૃતિનું લક્ષણ છે. આપણા પૂર્વજો એશિયા, યુરોપમાં ફેલાયા હતા, આફ્રિકામાં પણ ગયા હતા. વહાણ તૈયાર કરી, એની મદદથી મહાસાગર વીંધી, હિન્દી મહાસાગર તેમ જ પ્રશાંત મહાસાગર એમણે ઓળંગ્યો હતો, એવા ઐતિહાસિક પુરાવાઓ જડી આવે છે. પણ હિન્દુસ્તાન જેવી ફળદ્રુપ

ભૂમિમાં આપણા પૂર્વજોએ ખેતી કરવાની કળા કેળવી અને તેઓ ધરાયા. એક દુર્દૈવી ક્ષણે એમને સૂઝયું કે આપણે હવે 'જન્મભૂમિ – વાત્સલ્ય' કેળવીએ. એમણે જો કહ્યું કે "दुर्लभं भारते जन्म" તો તે કાંઈ ખોટું ન હતું. આપણે દુનિયાના બધા દેશોને એક મહાન સંસ્કૃતિના સંસ્કારો ઓછાવત્તા આપ્યા. અને આપણે અભિમાનથી કહેવા લાગ્યા કે આ દેશમાં જન્મેલા બ્રાહ્મણો પાસેથી આખી દુનિયાના તમામ દેશના લોકો ચારિત્ર્યના પાઠ કેળવે અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે સ્વધર્મ ઓળખીને તેનું પાલન કરે.

अेतत् देश – प्रसूतस्य सकाशात् अग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्याम् सर्वमानवाः ।।

આ અભિમાન વખતે યોગ્ય હોય. આજે પશ્ચિમના ગોરા લોકો સંસ્કૃતિને મોખરે હોવાનો દાવો કરે છે. તેવો જ આપણો એ વખતનો દાવો હતો. અને એ દાવો આપણે મનુ ભગવાનને મોઢે મૂકયો છે. એટલે એની સામે કશું કહેવાય નહીં, છતાં અભિમાન તે અભિમાન જ. એની સજા ભોગવ્યે જ છૂટકો. અને એ સજા ભગવાન હંમેશાં બહારથી આપે છે એમ પણ નથી. આખી દુનિયા ફરી વળનાર આર્યપૂર્વજોના વંશજો 'મુસાફરી ન કરવા'નું માહાત્મ્ય ગાવા લાગ્યા. 'ત્રણ વર્ષની યાત્રા કર્યા વગર ભણતર પૂરું થાય નહીં અને પરણવાનો અધિકાર મળે નહીં' એમ માનનારા લોકોના વંશજો કહેવા લાગ્યા : "જે માણસ રોગી છે, કોઈનો આશ્રિત થઈ જે પરાન્ન પર જીવે છે અને જેને પોતાનું ઘર ન હોવાથી જે પરાયા ઘરમાં સૂએ છે એવા માણસો જ્યારે જીવતા હોય છે ત્યારે એ જ જાણે મરણની દશા છે. અને જ્યારે ખરેખર મરે છે ત્યારે તો એ મરણને છુટકારાનો વિસામો ગણવો જોઈએ." આવું વર્ણન લખ્યા પછી હંમેશ મુસાફરી કરનાર મુસાફરને અથવા યાત્રાળુને પણ એ લોકોએ 'જીવતા-મૂએલા'ની યાદીમાં જ ઉમેરી દીધા.

रोगी चिरप्रवासी, परान्नभोजी, परावसथशायी ।
यदा जीवंति तत् मरणं, यत् मरणं सोऽस्य विश्रांती ।।

મુસાફરીની આટલી ઘોર નિંદા કરી તેઓ અટકયા નહીં. એમણે કહ્યું આપણે ભલે અફઘાનિસ્તાનને રસ્તે ભારત આવ્યા. પણ હવે એ રસ્તે પાછા જવાય નહીં. અટક શહેરથી પશ્ચિમમાં માણસ જાય નહીં એટલા માટે સરહદ પરના એક શહેરને નામ આપ્યું એમણે અટકનું. અને પછી દક્ષિણ અને પૂર્વ તરફ જે મહાસાગર છે તે સહજ લીલાથી ઓળંગનાર વરુણના વંશજોએ જાહેર કર્યું કે "ભારતના આર્યો માટે સમુદ્રયાત્રા નિષિદ્ધ છે. હોડીમાં બેસી સમુદ્રયાત્રા કરનાર માણસ સંધ્યા-પૂજા બરાબર કરી ન શકે. શુદ્ધ આહાર પણ મેળવી ન શકે. માટે સમુદ્ર ઓળંગાય નહીં."

આ જાતની સજા પોતે પોતાને આપવા જેટલી વિકૃતિ આપણે અભિમાનની સજા તરીકે મેળવી.

આનું ફળ શું આવ્યું? આપણો પુરુષાર્થ હણાયો. તાર્કિક શાસ્ત્રદૃષ્ટિ જીવન-વિહોણી થઈ ગઈ. અને આપણે અંદર અંદર સડી ગયા. મુસાફરી ન કરનારા આપણે સ્વતંત્રતા અને એકતા ખોઈ. અને ગમે ત્યાંથી આવેલા મુઠ્ઠી મુઠ્ઠી પરદેશી-ઓ આપણે ત્યાં રાજ્ય કરતા થઈ ગયા. શક, યુએચી પઠાણો, મુગલો, પોર્ચુ-ગીઝ, ફિરંગીઓ, હોલૅંડના વલંદાઓ, ફ્રાંસના અને ઇંગ્લંડના ખલાસી યાત્રીઓ જહાજમાં આવી આપણા ઉપર રાજ્ય કરતા થઈ ગયા. ઈતિહાસનું વચન છે કે જે પ્રવાસ કરે છે તે પામે છે. જે પ્રવાસથી અકળાઈને, ઘરરખા થયા તેમની બુદ્ધિ પ્રથમ ઘરરખી થાય છે, ત્યાર પછી તેઓ સર્વસ્વ ખોઈ બેસે છે.

હજાર બે હજાર વર્ષના ઈતિહાસમાંથી બોધ લઈને જો આપણે દેશની અંદર અને દેશ બહાર મુસાફરીએ ઊપડીશું, દુનિયા સાથે પરિચય કેળવી દુનિયાની સેવા કરીશું તો ફરી આપણો ભાગ્યોદય થશે. વેદકાળમાં ભગવાન ઇંદ્રે જ કહ્યું હતું "જે ચાલે છે તેનું ભાગ્ય ચાલે છે."

चराति चरतो भग: ।

## ૩૯. કેળવણીની પૂર્તતા યાત્રા દ્વારા જ

ભણવા માટે આખું સત્ર એક ઠેકાણે રહેવું પડે છે એનો ઈલાજ નથી. દરેક વિદ્યાર્થીએ (પછી એ યુવક હોય કે આધુનિક યુવતી), એણે રજાના દિવસો મુસાફરીમાં જ ગાળવા જોઈએ, એ મારો આગ્રહ છે. 'રખડવાનો આનંદ' માણનાર કેવળ એક યાત્રી તરીકે નહીં પણ રાષ્ટ્રીય કેળવણીમાં આખો જન્મારો જેણે ગાળ્યો છે એવા એક અનુભવી કેળવણીકાર તરીકે પણ વિદ્યાર્થીઓને ભારપૂર્વક કહીશ કે તમે તમારા દેશના પહાડો, નદીઓ, સરોવરો, મોટાં મોટાં જંગલો, રેગિસ્થાનો, વિશાળ સમુદ્રકિનારાઓ, યાત્રાનાં સ્થળો, જૂનાંનવાં શહેરો અને કુદરતને ખોળે વસેલાં અને ખેતીને કારણે ખીલેલાં ગામડાંઓ જોયા વગર, અને ત્યાંનો આનંદ લૂંટ્યા વગર તમારી કેળવણી પૂરી થઈ છે એમ હું ન માનું.

આમાં હું કશું નવું કે અસામાન્ય કહેતો નથી. જેટલાં પુરુષાર્થી રાષ્ટ્રો થયાં છે તે બધાંમાંના કેટલાયે પરાક્રમી લોકોએ આખી દુનિયાની યાત્રા કરી, માનવી-જીવનનો વિસ્તાર અને એનું ઊંડાણ અનુભવ્યું છે. પગપાળા કે ઘોડા પર બેસીને જેમણે યાત્રા કરી છે એવા યાત્રાવીરોની નામાવલિ ભેગી કરીએ તો હજારની સંખ્યા સહેજે થઈ જાય. હાથી પર અને ઊંટ પર બેસીને પણ સેંકડો માઈલ, અરે! હજારો માઈલ જનારા યાત્રીઓ પણ પરાક્રમી રાષ્ટ્રોમાં પેદા થયેલા છે.

આપણા દેશમાં પૂર્વજોએ જીવનની ઉત્કૃષ્ટ પ્રવૃત્તિઓનો ધર્મ સાથે સંબંધ બાંધી દીધેલો. તેથી એમણે અત્યંત ભવ્ય, રમણીય અને સંસ્કૃતિની દૃષ્ટિએ મહામૂલાં સ્થાનોની યાત્રા કરવાનું પુણ્ય લોકોને સમજાવ્યું. આજકાલની સ્થિતિ હું જાણતો

નથી પણ મારી જુવાનીમાં દેશના દરેક વિભાગનાં પુરુષો અને સ્ત્રીઓ, યુવાનો અને ઘરડાંઓ યાત્રા કરવા ઊપડેલાં સેંકડોની સંખ્યામાં મેં જોયાં છે. અને એમને મોઢે યાત્રાનો આનંદ સાંભળતાં, મધરાત સુધી જાગ્યો છું.

જ્યારે જ્યારે મારા દેશનું નામ લઉં છું ત્યારે કાગળ ઉપર ફેલાયેલા નકશાનો ખ્યાલ મને નથી આવતો પણ હિમાલયમાં કરેલી મુસાફરીઓ, અને બાહુબળથી તરતાં તરતાં પાર કરેલી નદીઓ યાદ આવે છે.

અને તેથીયે વિશેષ સવારથી બપોર સુધી અને બપોરથી સાંજ સુધી ચાલ ચાલ કરીને થાકયા પછી જે અસંખ્ય ઘરોની મેં મહેમાનગીરી ચાખી છે અને માબાપોને મોઢે એમના જીવનની મુશ્કેલીઓનાં અને આનંદનાં વર્ણનો સાંભળ્યાં છે તે બધાં કશા ક્રમ વગર મનમાં આવતાં જાય છે. ઘડીકમાં હું કાશ્મીરના ઉત્તરે વસતા બૌદ્ધ સાધુઓ જોડે તથાગત સિદ્ધાર્થની વાતો કરું છું. અને ઘડીકમાં કન્યાકુમારીના માછીમારોની આજકાલની હાડમારીઓ સાંભળી તેમના જીવન સાથે ઓતપ્રોત થઈ જાઉં છું.

અને જ્યારે હું હિન્દુસ્તાનનો ઇતિહાસ વાંચું છું ત્યારે અનેક ઇતિહાસપ્રસિદ્ધ સ્થાનો જોયાનું સ્મરણ થાય છે. અને મનમાં આવે છે કે જે ભૂમિ પર હું ચાલું છું એના તળે કેટલાયે શૂરવીરોનાં હાડકાંઓ દટાયેલાં હશે. 'જીવનનો આનંદ' એ મારે માટે એક શબ્દસમુચ્ચય નથી. પણ મારા જીવનમાં અને મારા જેવા અસંખ્ય ભારતીયોના જીવનમાં માણેલો વિવિધ આનંદ એકસામટો જાગ્રત થાય છે. અને તેથી જીવનની સમૃદ્ધિ હું અનુભવું છું. આજના જુવાનોને પૂછવાનું મન થાય છે કે 'અમારા જેટલી જીવનસમૃદ્ધિ માણવાની મહત્ત્વાકાંક્ષા તમારા હૈયામાં જાગી શકે છે ખરી?'

ભગવાને આંખો આપી છે તે ચોપડીઓ વાંચવા માટે નહીં પણ વિશાળ વિશ્વનું દર્શન કરવા માટે. અને પગ આપ્યા છે તે પલાંઠીવાળીને બેસવાની સગવડ માટે નહીં પણ દેશનો આખો વિસ્તાર પગતળે આણવા માટે.

આખો જન્મારો 'યાત્રાનો આનંદ' લૂંટયા પછી હવે ઇહલોકથી વધારે આ વિશ્વમાં શું છે એ જાણવા માટે 'પરલોકની યાત્રા' કરવાની તૈયારીમાં છું. અને તેથી આ જિંદગીમાં યાત્રા દ્વારા મેં જે મેળવ્યું અને માણ્યું તેની કલ્પના નવા જમાનાના પ્રતિનિધિઓને આપીને જ જાઉં એવો સંકલ્પ કર્યો છે. 'યાત્રાના આનંદ' વિશે મેં અત્યાર સુધી થોડું ઘણું લખ્યું છે. એમાંથી કેટલુંક, કાંઈ નહીં તો પોતાનાં પાઠ્યપુસ્તકોમાં, એ લોકોએ વાંચ્યું હશે. પણ એ લોકોને શું શું જોવાલાયક છે અને યાત્રાઓ કેમ કરવી એને વિશે થોડુંક સમજાવવા માગું છું. સંપાદક ભાઈ મારી પાસેથી એક લેખમાળા માગે છે. એમને એ હક છે. હવે જોઉં 'માળા' તરીકે કેટલા લેખો આપી શકીશ? 'લેખક અને વાચક બંનેના નસીબ ઉપર એ આધાર રાખે છે' એમ કેટલાક કહે છે તે સાચું હશે તો બંનેનાં નસીબો અજમાવીશું.

# ૪૦. સનાતન સીમાચિહ્નો

માણસના શરીરને જેમ બરડાની કરોડ અને હાથપગનાં હાડકાં હોય છે તેમ જ પૃથ્વીના જુદા જુદા દેશોને ત્યાંના પર્વતો હોય છે એમ મનાય છે. ઉત્તર તથા દક્ષિણ અમેરિકાનો ભૂખંડ છેક ઉત્તર ધ્રુવથી લગભગ દક્ષિણ ધ્રુવ સુધી ફેલાયેલો છે. એના બરડાની કરોડ સાવ સ્પષ્ટ દેખાય છે. રૉકી પર્વતના ઉત્તરથી તે એન્ડીસ પર્વતના દક્ષિણ છેડા સુધી આ કરોડ તણાયેલી છે અને એની આસપાસ એને આધારે નવી દુનિયા પોતાને સાચવતી ગોઠવાઈ છે.

યુરોપ અને એશિયા મળીને યુરેશિયા ખંડ બને છે. અહીં પણ એક મોટી કરોડ આડી ફેલાઈ છે. આ દુનિયા જૂની હોઈ એની કરોડ પણ ટુકડે ટુકડે ડોકિયાં કરે છે. ફ્રાન્સ અને સ્પેન વચ્ચેના પેરિનિજ પર્વત, ઇટાલીની ઉત્તરમાં આવેલા આલ્પ્સ પર્વત, એશિયા અને યુરોપ વચ્ચેનો કોકેશિયસ પર્વત, હિંદુકૂશ અને હિમાલય પર્વત વગેરે બધા મળીને આ મોટી કરોડ બને છે. તે સિવાય ઉત્તર-દક્ષિણ દોડનારા અનેક નાનામોટા પહાડો મળી યુરેશિયાનું હાડપિંજર તૈયાર થાય છે.

હિંદુસ્તાનના તાંત્રિક ત્રિકોણ માટે પણ ત્રિકોણી હાડપિંજર છે જ. હિમાલય, શિવાલિક અરવલી, વિન્ધ્ય, સાતપુડા, સહ્યાદ્રિ, નીલગિરિ મહેન્દ્ર વગેરે પર્વતોએ હિન્દુસ્તાનની કાઠી મજબૂત કરી છે. તેમાંયે હિમાલય એટલે પૃથ્વીની ત્રેવડી બરોડ; જ્યારે બ્રહ્મદેશમાં અનેક દક્ષિણોત્તર પર્વતોની કરચળીઓ છે.

પુરાણમાં કહ્યું છે કે પૃથ્વીને સાચવનાર આઠ દિશાના આઠ દિગ્ગજો છે. તે દિગ્ગજો બીજા કોઈ નહીં પણ ભારણ(પેપરવેટ)નું કામ કરનારા આ પર્વતો જ. આ પર્વતોને નગ, અચલ, અદ્રિ વગેરે યથાર્થ નામો અપાયાં છે. સાચે જ જગતના ઇતિહાસમાં સ્થિર કહી શકાય એવા તો આ પર્વતો જ. સરોવરો સુકાઈ ગયાં, નદીઓએ પોતાનાં પાત્ર બદલ્યાં, કેટલાયે મોટા અને નાના બેટોએ જળસમાધિ લીધી અને નવા બેટોએ સમુદ્રમાંથી માથું ઉપર કાઢ્યું. પણ સનાતન કાળનાં ચિહ્નો બતાવતા સ્થિરપણે ઊભેલા છે આ પહાડો જ.

જે રીતે નદીઓ માનવી સંસ્કૃતિની માતા ગણાઈ છે તે જ રીતે પર્વતો માનવી સંસ્કૃતિની મર્યાદા નીવડ્યા છે.

નદીઓની દૃષ્ટિએ પર્વત એમનું પિયર છે અને સમુદ્ર એમનું સાસરું. નદીઓ પર્વતની કૂખે જન્મ લે, અનેક વળાંક દ્વારા રસ્તો શોધે અને પોતાની તમામ સમૃદ્ધિનું દાન કરતાં કરતાં અંતે સમુદ્રમાં ભળી જાય – એ એનો જીવનક્રમ. એક બીજાને આધારે જીવતાં વનસ્પતિઓ અને પ્રાણીઓ – બન્નેને સાચવવાનું કામ નદીઓનું.

માત્ર માણસે જ પહાડો, નદીઓ, સરોવરો, સમુદ્ર બધાંને પજવવાની પોતાનું સ્વચ્છંદી રમત ચલાવી છે. એણે પહાડની અથવા સમુદ્રની મર્યાદા કદી સ્વીકારી નથી. માનવનો પહેલો તોફાની પ્રતિનિધિ તે અગસ્તિ. કહેવાય છે કે એણે પર્વતને સુવાડયો અને સમુદ્રને તો એ ગળી જ ગયો!

પંચમહાભૂતોમાં આકાશ સર્વવ્યાપી હોઈ એ જ ખરેખર વિશ્વનો આધાર છે. પણ ઈશ્વરની જેમ તે સર્વવ્યાપી અને અનંત છે. એટલે જ એને આપણે ભૂલી જઈએ છીએ. વાયુ સર્વવ્યાપી નહીં પણ સર્વગામી છે. એ આપણા પેટમાં પણ સ્ફુરે છે અને બહારની દુનિયામાં પણ દોડાદોડ કરે છે. છતાં એની પહોંચ પૃથ્વીથી બહુ દૂર સુધીની નથી. અનંત આકાશમાં વિહરવાની છૂટ હોવા છતાં એ પૃથ્વીને છોડી ઘણે આઘે જઈ શકતો નથી.

અગ્નિ અથવા તેજ એ ખરું જોતાં જુદું તત્ત્વ જ નથી. તેજ એટલે વસ્તુ-માત્રમાં રહેલું જોમ. એ કદી બધે એકસરખી રીતે ફેલાયેલું ન હોઈ શકે. સંપત્તિની જો સરખી જ વહેંચણી કરીએ તો કદાચ દુનિયા સુખી થાય પણ તેજરૂપી જોમ સર્વત્ર સરખું જ ફેલાય તો જગત અટકી જ જવાનું. અસમાનતા છે ત્યાં સુધી વિગ્રહ ચાલવાનો જ, એવું કહેનારાઓએ આ પણ સમજવું જોઈએ કે અસમાનતા છે ત્યાં સુધી જ જીવન ચાલવાનું, અસમાનતા નષ્ટ કરો કે નદીઓ વહેતી અટકશે, માણસ-ને ભૂખ પણ નહીં લાગે અને વીજળીનો પ્રવાહ પણ હમેશનો થોભી જશે. જ્ઞાનમાં અસમાનતા છે તેથી જ એક વર્ગ બીજાને નિચોવી શકે છે એ જેમ ખરું છે; તેમ જ જ્ઞાનની અસમાનતાને લીધે જ શિક્ષણકાર્ય ચાલી શકે છે, વિચારવિનિમય થાય છે, એટલું જ નહીં પણ સેવાની પ્રેરણા મળે છે. સમાનતા એટલે અક્ષરશઃ વિશ્વનું અવસાન, લય, જળપ્રલય. આ જળપ્રલય કોઈએ ટાળ્યો હોય તો આ નાનામોટા પર્વતોએ જ. તેથી એ પર્વતો જ સૃષ્ટિના ઉદ્ધારક છે.

આવા આત્મોદ્ધારક અને જગદુદ્ધારક પર્વતોનું ઉપસ્થાન ન કરીએ, તેમનું સ્તોત્ર ન ગાઈએ તો જીવન કૃતાર્થ થાય નહીં. તેથી જ મને બાલ્યકાળથી નાના-મોટા પહાડોનું — પાર્થિવ ઉન્નતિનું — જે દર્શન લાધ્યું, તેનું સ્મરણ કરવાનું અહીં ધાર્યું છે. મન પર પડેલા સંસ્કારોમાં સમાનતા સ્થાપવાનો પૂરો પ્રયત્ન વિસ્મૃતિએ કર્યા છતાં સ્મૃતિનાં જે શિખરો હજી બાકી રહ્યાં છે તેમની જ મદદ વડે આ જ્ઞાનમય તપ કરવાનું છે.

## ૪૧. જાતજાતની મુસાફરીનો વિવિધ કાવ્યાનંદ

તડકો, વરસાદ અથવા વાવાઝોડાંથી બચવા માટે અને વિશ્વાસપૂર્વક આરામ કરવા માટે પ્રાથમિક માણસે ગુફાઓમાં રહેવાનું પસંદ કર્યું. સુરક્ષા અને આરામ એ જ એનું પ્રાથમિક આકર્ષણ. પણ ધીરે ધીરે માણસ ગુફાજીવનમાં કાવ્ય માણવા

લાગ્યો. સગવડ ઉપરાંત જે કાંઈક વધારે મળવા લાગ્યું તે હતું ગુફાઓનું કાવ્ય. માણસે ગુફા-જીવનની માતાના ગર્ભવાસ સાથે સરખામણી કરી. એ થયું એનું પહેલ-વહેલું કાવ્ય. ગર્ભવાસમાં માણસનો જન્મ થયો, વિકાસ થયો. માના લોહીમાંથી એને પોષણ મળ્યું. માની હૂંફ મળી પણ ગર્ભવાસ દરમિયાન એ બધો લાભ માણતા છતાં એનું ભાન એને ન હતું. હોય તોયે ગર્ભવાસમાંથી બહાર આવ્યાં પછી એ પ્રાથમિક આનંદ એ ભૂલી ગયો. એને આંખ મળી, કાન મળ્યા. એમની મદદથી વિશાળ વિશ્વ, ધરતી અને આકાશ એ જોતો થયો. એને ગર્ભવાસનું સ્મરણ પણ ન રહ્યું. આગળ જતાં જ્યારે એ રક્ષણ અને આરામ માટે ગુફામાં રહેવા લાગ્યો ત્યારે તેને ગર્ભવાસનું સ્મરણ થયું. અને તે વખતે અનુભવેલી સુરક્ષા અને હૂંફની કલ્પના એને સુખદ લાગી. અને તે ગર્ભવાસ અને ગુહા-જીવન સરખાવવા લાગ્યો. ભાન વગરનો ગર્ભવાસ અને સંપૂર્ણ ભાન સાથેનો ગુહાવાસ બે વચ્ચેનો ભેદ અને સામ્ય બંનેનું સ્મરણ એ જ એને માટે કાવ્યમય થયું. કાવ્યોનો પ્રારંભ ભિન્ન વસ્તુની અંદર જડતી સમાનતાથી થાય છે. એ જ કાવ્યાનંદ. કાવ્યનો પ્રારંભ ઉપમાથી થાય છે. અને ઉપમાનું લક્ષણ છે—

साधर्म्यं उपमा भेदे । ભેદ પણ હોય અને છતાં એમાં સાધર્મ્ય, સમાનતા દેખાઈ આવે. અને એ તરફ ધ્યાન ચોંટે એનું નામ કાવ્ય.

આગળ જતાં માણસ ઝાડ તળે છાયા મેળવવા લાગ્યો. વન્ય પશુઓથી રક્ષણ મેળવવા માટે ઝાડ ઉપર ચડી સુરક્ષા મેળવવા લાગ્યો. વરસાદનું એકાદ ઝાપટું આવે તો એમાંથી પણ થોડો વખત ઝાડ તળે રક્ષણ મળી શકે. ઝાડ તળેનું જીવન અને ગુફાજીવન બંનેમાં ભિન્ન અનુભવ હોવા છતાં, સરખામણી જડી આવી. અને એ સરખામણી જ આનંદમય અને કાવ્યમય જણાઈ. શરીરને સુખ થયું. એ જીવન માટે પોષણ ખરું. પણ એને કાવ્ય નહીં કહી શકાય. બે આનંદ વચ્ચેની સરખામણીથી શરીરને વધારે સુખ થોડું જ મળવાનું હતું? એ તો માનસિક આનંદ; કલ્પના દ્વારા ઉત્પન્ન થતો આનંદ—એને જ કાવ્ય કહી શકાય. કાવ્ય એટલે શરીરસુખથી ભિન્ન, તટસ્થ અવસ્થાનો, કલ્પનાજન્ય આનંદ. એ આનંદની ખૂબી જ નોખી. અને એ કુદરત પાસેથી મળેલી નહીં પણ પોતાની ચેતનામાંથી અનુભવેલી સંતુષ્ટિ. એ વસ્તુ દિવ્ય, ભવ્ય છે એમ લાગવાથી માણસ એનો આનંદ બીજાને આપવા લાગ્યો. જે આનંદ મને થાય છે એ જ બીજા માણસને પણ થાય છે એ જોઈને બે જણ વચ્ચે આત્મીયતા વધે છે. એ જોઈને માણસને મન કાવ્યાનંદ વધારે વહાલો, ઉચ્ચ અને ઉન્નત જણાયો.

આગળ જતાં માણસને ઝૂંપડું બાંધવાનું સૂઝયું. ગર્ભવાસ, ગુહાવાસ અને તરુતલવાસ ત્રણે કુદરતની દેન. એમાં માણસનો કશો પુરુષાર્થ નહીં. પુરુષાર્થ એટલો જ કે ગુફા અંદર ઝાડ તળે બેસવાનું માણસને સૂઝયું. એવી સૂઝ જાનવરને પણ હોય છે. એમાં પુરુષાર્થ નહીં.

પક્ષીઓને માળો બાંધવાનું સૂઝયું અને માણસને ઝૂંપડી બાંધવાનું સૂઝયું. એ એમનો પુરુષાર્થ ખરો. પક્ષીઓએ માળા બાંધવાની કળામાં કશો સુધારો ન કર્યો. માણસે ઝૂંપડીઓ બાંધવાની કળામાંથી પ્રગતિ કરતાં કરતાં ઘરો બાંધ્યાં. પ્રાસાદો ઊભા કર્યા. સગવડોનો પાર ન રહ્યો. કૌટુંબિક જીવન, સામાજિક જીવન, આત્મ-રક્ષણ, સહજીવનની સગવડો આ બધા ઉપરાંત તટસ્થ કેવળ કલ્પનાવિલાસનો આનંદ માણવાની સગવડો પણ એણે ઊભી કરી. પુરુષાર્થ અમર્યાદ વધ્યો. અને કુદરતની મદદ લેવાને બદલે કુદરત ઉપર વિજય મેળવવા સુધી એનું પરાક્રમ વધ્યું એ વળી નવો આનંદ.

પછી એણે જોયું કે કુદરતની સગવડો સુખદાયક ખરી. પણ એમાં કાવ્યાનંદ ન મળે. એ જ પ્રમાણે પુરુષાર્થનો વિજય આનંદને અને અભિમાનને ગમે તેટલું પોષણ આપતા હોય, એમાં કાવ્યાનંદ ન મળે. માણસ સરસમાં સરસ ઘરોની અંદર રહે અને છતાં ઝૂંપડીમાં રહેવાનો આનંદ યાદ કરી, એ ઝૂંપડી-જીવનનું કાવ્ય માણે. આનું કારણ શું?

માણસ જ્યારે ગુફામાંથી નીકળી ઝૂંપડીમાં રહેવા લાગ્યો ત્યારે ઝૂંપડીમાં એનો પુરુષાર્થ ખીલ્યો. ગુફામાં હવે એને કાવ્ય જડવા લાગ્યું. એ જ રીતે જ્યારે ઘર બાંધતો થયો, ત્યારે સગવડો અને પુરુષાર્થ ઘરોમાંથી મળે. પણ કાવ્ય માણવું હોય તો તે ઝૂંપડી-જીવનમાંથી જ મળે. સગવડો ઓછી અને સમાધાન વધારે. એ હતો ઝૂંપડી-જીવનનો આનંદ અને તેથી જ એને કાવ્યાનંદ કહી શકાય.

માણસની ઉંમર જેમ જેમ વધે તેમ તેમ નાનપણના દિવસો યાદ કરી તે વખતનાં સુખદુ:ખો અને મૂંઝવણો બધું યાદ કરી એમાંથી મુક્ત થયેલી સ્થિતિમાં તટસ્થપણે એ બધાનો આનંદ એ માણે છે. દુ:ખો ભોગવતી વખતે અળખામણાં હોય છે, પણ એ દુ:ખોમાંથી પસાર થયા પછી એનું સ્મરણ કોણ જાણે શી રીતે, આનંદ આપે છે ખરું—એ આનંદ તટસ્થ હોવાથી એને પણ આપણે કાવ્યાનંદ કહીએ છીએ. દુ:ખમાં પણ આનંદ મેળવવાની માણસની શક્તિ અદ્ભુત છે. એ અદ્ભુત શક્તિમાંથી માણસને કાવ્યાનંદ મળે છે. એટલું ધ્યાનમાં રાખીએ તો આજનો માણસ ખેતીના વિકાસક્રમને લીધે જૂના જીવનમાંથી વધારેમાં વધારે કાવ્યાનંદ મેળવી શકે છે.

એ જ ન્યાયે આજે શહેરી જીવન કરતાં ગામડાનું જીવન વધારે કાવ્યમય લાગવું જોઈએ. અને રેલની મુસાફરીના કરતાં બળદગાડીની મુસાફરીનું કાવ્ય વધારે આકર્ષક લાગવું જોઈએ. ચાર લોકો સહેજ બેસીને વાતો કરતા હોય ત્યારે આ વાત એમની વાતચીત પરથી સહેજે સિદ્ધ થાય છે. આજકાલ આપણે ત્યાં ઘોડા પર બેસી મુસાફરી કરનારા ભાગ્યે જ જડે છે. પણ જ્યારે કોઈ માણસ ઘોડ-સવારીની વાતો કરે છે ત્યારે એનો કાવ્યાનંદ એની વાતચીતમાં સહેજે જોઈ શકાય છે.

હવે મારા મનમાં એક નવો વિચાર ઊઠયો છે. આજકાલ હવાઈ જહાજની મુસાફરી જ્યાં ત્યાં સહેલી થઈ છે. ફર્સ્ટકલાસ ઍરકંડિશન્ડની મુસાફરીનું ભાડું હવાઈ જહાજના ભાડા કરતાં ઓછું નથી હોતું. પરિણામે લોકો વખત બચાવવા માટે હવાઈ જહાજની જ મુસાફરી કરતા થયા છે. (આજકાલ સ્વરાજ સરકારે મને મફતનો રેલવેપાસ આપ્યો છે એટલે પ્રત્યક્ષ અનુભવ થયો છે કે ફર્સ્ટકલાસ ઍરકંડિશન્ડમાં મુસાફરોની ભીડ જવલ્લે જ હોય છે. કોઈ કારણે હવાઈ જહાજની સગવડ એકાદ દિવસ માટે ખોટકી પડે તો જોઈ લેવું તે દિવસે રેલવેમાં કેટલી ભીડ બરાબર જામે છે.

એટલે હવે વિચાર આવે છે કે વિમાનની મુસાફરી કરનારા લોકોને ટ્રેનની મુસાફરી જૂની ઢબની હોઈ એમાં કાવ્યાનંદ મળવો જોઈએ. એ પ્રમાણે મળે છે ખરો? મળવો જોઈએ. એ વિશે શંકા નથી. પણ આ પૈસાદાર લોકો કાવ્યાનંદ માણવાની હાલતમાં રહ્યા છે ખરા? તમે સાહિત્યમાં કાવ્યાનંદનું વર્ણન કરો તો એ જરૂર રસપૂર્વક વાંચશે. કાવ્યાનંદ નાટકમાં, કવિતામાં, નવલકથામાં અને પ્રવાસ-વર્ણનમાં પણ એ લોકો મેળવી શકે છે. કેમ કે એ આનંદ સાહિત્યમાં બરાબર વર્ણવેલો હોય છે. પણ જાતે જીવનમાં મળતો કાવ્યાનંદ માણવાની પાત્રતા એમના-માં રહેલી હોય છે કે નહીં એ વિશે શંકા છે ખરી. ટ્રેનમાં બેસી વાતો કરે, બારી વાટે નજર આગળ પથરાયેલા નિસર્ગની સુંદરતા, વિશાળતા, ભવ્યતા અને વિવિધતા તરફ ધ્યાન જાય તો જરૂર એનો આનંદ માણી શકે, જે આનંદ હવાઈ જહાજમાં ભાગ્યે જ મળે. વખત બચાવવા માટે જ હવાઈ જહાંજમાં એ બેસે છે, તે વિમાન વાદળાંથી ઉપર જાય છે. જ્યાં જુઓ ત્યાં ઉપર નીળું આકાશ, અને નીચે બધે ધોળાં ધોળાં રૂના ઢગલા જેવાં વાદળો એક જ રસ પથરાયેલાં હોય છે.

આ ગોટેગોટા વાદળાંઓમાં પણ કાવ્યાનંદ હોય છે. પણ તે ધીરજપૂર્વક માણનારનો જ. જેને વખત જ બચાવવો છે તેને કાવ્યની શી પડી હોય! આસપાસ એક રસ હોય કે નવ રસ હોય, નજરમાં કે કલ્પનામાં એ માણવાની શક્તિ જ મરી ગયેલી હોય પછી શું થાય?

આવી સ્થિતિ ન હોત તો એ લોકો વિમાનની મુસાફરી કરતાં ટ્રેનની એટલે કે આગગાડીની મુસાફરીનો કાવ્યાનંદ જરૂર વર્ણવી શકત.

પછી વિચાર આવ્યો કે આવા નવા જમાનાના લોકોના દુર્દૈવનો વિચાર કરવા કરતાં પોતે જ અનુભવેલાં વિમાનોનો આકાશી આનંદ અને રેલનો પાર્થિવ આનંદ બંને વચ્ચે સરખામણી કેમ ન કરવી?

મેં તો રશિયાથી માંડી આફ્રિકા સુધી અને જાપાનથી માંડી અમેરિકા સુધી હવાઈ જહાજની મુસાફરી અનેક વાર કરી છે અને અહીં જ નોંધવાનું મન થાય છે કે એકબે વાર બિહારમાં અને અન્યત્ર 'એક વિમાની અને એક આપણે' એવા

નાનકડા વિમાનમાં કલાકે ૭૫ માઈલ કરતાં ઓછી અને જમીનથી અમુક ફૂટથી વધારે નહીં એવી મુસાફરી પણ માણી છે. અને વિમાનમાંથી નીચેની જમીન, એના પહાડ, એના ટેકરા, નદીઓ અને લહેરો એ બધાંની વિવિધતા પણ ખૂબ જોઈ છે. એટલે વિમાનની મુસાફરીમાં પણ ટ્રેનની મુસાફરી અને ગાડાની મુસાફરીનો ભેદ માણવાનો આનંદ મળે છે એનો મને અનુભવ છે.

આમ હું તો ભૂચર, જલચર અને ખેચર ત્રણે જાતનો મુસાફર રહ્યો છું. ત્રણેનો આનંદ નોખો અને એ ત્રણેનો આનંદ મેં ધરાઈને માણ્યો છે – મારે એ દરેકનો આનંદ અલગ અલગ વર્ણવવો જોઈએ. અને પછી એની તુલનાત્મક વિવિધતા પણ વર્ણવવી જોઈએ. હું નથી માનતો કે આપણા સાહિત્યકારોમાંથી કોઈએ ટ્રેનની મુસાફરીનો કાવ્યાનંદ કોઈ ઠેકાણે વર્ણવ્યો હોય. ત્યારે આપણે જ એ પહેલ કેમ ન કરીએ?






